



# અભિલેખ

## ૨૦૨૩

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના ઐતિહાસિક વિશિષ્ટ દસ્તાવેજોનો સંગ્રહ




સંકલન: **ઇતિહાસવિદ સમિતિ**

**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ**

પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, કચ્છ-૩૭૦૬૧૫







# અભિલેખ

## ૨૦૨૩

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના ઐતિહાસિક વિશિષ્ટ દસ્તાવેજોનો સંગ્રહ




સંકલન: ઇતિહાસવિદ સમિતિ

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, કચ્છ-૩૭૦૬૧૫

Online Text Based
(can use for translation)





Online PDF

## TITLE VERSO

**પુસ્તકનું નામ** : અભિલેખ 2023

**સંકલન** : ઇતિહાસવિદ સમિતિ

**પ્રકાશન દિનાંક** : 11-May-2023 પ્રથમ ક. ક. પા. સનાતની જ્ઞાતિ અધિવેશન

**આવૃત્તિ** : પહેલી

**નકલ** : 2000

**ભાષા** : ગુજરાતી

**પ્રકાશક** : શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ (abkkpsamaj.org)

**સ્થળ** : શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, કચ્છ, ગુજરાત ૩૭૦૬૧૫

---

**Title** : Abhilekh 2023 (Archives 2023)

**Compiled by** : Itihasvid Samiti (Committee of Historians)

**Date of Publication** : 11-May-2023 1st K.K.P. Sanatani Gyati Adhiveshan

**Edition** : 1st

**No. of copies** : 2000

**Language of Book** : Gujarati

**Paperback/hardback**: Hardback

**Published by** : Shri Akhil Bhartiya Kutch Kadva Patidar Samaj (abkkpsamaj.org)

**Place of Publication** : Shri Akhil Bhartiya Kutch Kadva Patidar Samaj, Patidar Vidyarthi Bhavan, Nakhtrana, Kutch, Gujarat 370615

---

Short Description of Book

Reprint of historical books and records of Kutch Kadva Patidar Sanatan community. The records contain the religious history about the communities initial religious conversion from Hindu Sanatan religion to Pirana Satpanth religion (a branch of Shia Islam) and re-conversion back as Hindu Sanatan religion.

---



---

**NOT FOR SALE FOR PRIVATE CIRCULATION AND MEMBERS USE ONLY**

---

**Disclaimer:** This book is for education and research purposes only. Not intended to promote public mischief, hatred, enmity, ill-will, outrage or wound religious feelings, defame any person living or dead. This book being reprint of old records, presents history as it is. Reasonable degree of legal advice, care and caution needs to be taken before taking any decision based on the book.




**SHRI AKHIL BHARTIYA KUTCH KADVA PATIDAR SAMAJ**
(Trust Regd. No. A-828 Kutch Dt. 6-4-1965)
**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ**
મુખ્ય કાર્યાલય : પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, કચ્છ. પીન - ૩૭૦ ૬૧૫.
Head Office : Patidar Vidhyarthi Bhavan, Nakhatrana, Kutch. Pin - 370 615.
**Phone : (02835) (O) 222149, 292700 Fax : 221049**
E-mail : info@abkkpsamaj.org • Website : www.abkkpsamaj.org



# સંદેશ

ઇતિહાસ એ તો માનવ જાતને મળેલું ત્રીજું નેત્ર છે. ઇતિહાસ એ માત્ર ભૂતકાળની નોંધપોથી નથી, પરંતુ આપણા વર્તમાન અને ભવિષ્યને સાર્થક કરવા પ્રેરણા આપતું દિશા સૂચક માહિતી સંપુટ છે.

આજીવિકા માટે વિશ્વમાં વિસ્તરેલો કચ્છ કડવા પાટીદાર સમાજ સંગઠનના માધ્યમથી ગમે તેવા કપરા સંજોગોમાં પણ સંગઠિત રહ્યો છે અને જ્ઞાતિમાં ઘર કરી ગયેલા સામાજિક અને ધાર્મિક દુષણો સામે કાળક્રમે સંગઠનના માધ્યમથી જંગે ચડ્યો છે, જેની લુપ્ત થતી વિસરાતી ઐતિહાસિક સંઘર્ષ ગાથાઓને "અભિલેખ 2023"ના માધ્યમથી ઉજાગર કરવાનો પ્રયત્ન CA ચંદ્રકાંતભાઈ છાભૈયા અને તેમને ઇતિહાસ વિદ કમિટીએ કર્યો છે.

No Document No Historyના પ્રખર આગ્રહી CA ચંદ્રકાંતભાઈ છાભૈયાએ જ્ઞાતિના ઇતિહાસના અમુક મહત્વના દસ્તાવેજોનેને સંકલન આ ગ્રંથમાં કરેલ છે. જેથી જ્ઞાતિના ઇતિહાસના આ દુર્લભ દસ્તાવેજો લોકોના ઘર-ઘર સુધી પહોંચે, અને એક રીતે ઇતિહાસ સચવાય પણ ખરો.

અતિશય દુર્લભ જર્જરીત થયેલા સમાજના ઐતિહાસિક દસ્તાવેજોને સ્વરૂપનું રીપ્રિન્ટ કરી રજૂ કર્યા છે. જ્ઞાતિની સુધારાની સિલસિલા બંધ ચળવળોના દસ્તાવેજી પુરાવાઓ ઉપરાંત 1920, 1922, 1924 સમાજના અધિવેશનોના અહેવાલોને રજૂ કરીને તત્કાલીન સામાજિક પરિસ્થિતિની ઝાંખી કરાવી છે. આ ઉપરાંત લક્ષ્મીનારાયણ ભગવાનના મંદિરોની સ્થાપનાના સંજોગો અને તેનો વિચાર વિસ્તાર વગેરેના અહેવાલો સૂપેરે રજૂ કરવામાં આવેલ છે. ધાર્મિક બાબતમાં સમાજ કેવી ભયાનક પરિસ્થિતિમાંથી બહાર આવ્યો, આજથી 100 વર્ષ પહેલા આપણા સમાજનું સામાજિક અને ધાર્મિક ચિત્ર કેવું હતું, તે આધારભૂત રીતે રજૂ કરવા માટે ભારતભરનું ભ્રમણ કરી દસ્તાવેજોનું સંકલન કરી અલિપ્ત રહેલા વિસરાતી સાચી સંઘર્ષ કથાને, દસ્તાવેજોના માધ્યમથી ઉજાગર કરી છે.

આ પુસ્તકના પ્રકાશનથી સમજ અસમજથી ભ્રમિત થયેલા કેટલાક આપણા બંધવોને સત્યનું જ્ઞાન થશે અને સમગ્ર જ્ઞાતિજનોને આ પુસ્તકથી જ્ઞાતિનો ઈતિહાસ જાણવા અને સમજવામાં ઉપયોગી થશે, તેવી મને શ્રદ્ધા છે.



**શ્રી અબજીભાઈ વિશ્રામભાઇ કાનાણી.**
પ્રમુખશ્રી, શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ.
દિનાંક: 25-Mar-2023



**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ**

નિયુક્ત

**સનાતની શતાબ્દી મહોત્સવ આયોજન સમિતિ**




## સંદેશ

ઇતિહાસનો પદાર્થપાઠ પોતાના પૂર્વજોની સંઘર્ષમય નીતિમત્તા, પ્રમાણિકતા પુરુષાર્થથી ભરેલો ગૌરવશાળી અતિત એના વારસદારોને પિતૃઓએ કંડારેલા માર્ગ પર આગળ વધવાની પ્રેરણા આપે છે.

ભગવાન અને પોતાની જાત પર અડગ શ્રદ્ધા રાખી પોતાના બાવડાના બળે "ખભે કોથળો ને દેશ મોકળો" ઉક્તિને સાકાર કરવા સમગ્ર દેશ અને વિશ્વમાં વિસ્તરીને આર્થિક ક્ષેત્રે આપણે સન્માન જનક સ્થિતિ પ્રાપ્ત કરી. પરંતુ ધાર્મિક બાબતમાં ગુમરાહ થયેલી આપણી જ્ઞાતિને સ્વધર્મમાં પરત લાવવા સતત સંઘર્ષ કરવો પડ્યો છે.

સમાજના સમયાંતરે થયેલ અધિવેશનો અને પરિષદો દ્વારા સમાજના નીતિ નિયમો અને ધારા ધોરણો સમયની માંગ પ્રમાણે જરૂરી સુધારા સાથે સુનિશ્ચિત કરવામાં આવ્યા છે. જેના પ્રમાણિત આધારો ખંખોળીને સદર પુસ્તકમાં સુપેરે રજૂ કરવામાં આવ્યા છે .

પ્રસ્તુત પુસ્તકમાં સમાજના સચોટ ઇતિહાસને ઉજાગર કરતા ઐતિહાસિક દસ્તાવેજો તથા શરૂઆતના એટલે કે 100 વર્ષ પહેલાંના યોજાયેલ વિવિદ જ્ઞાતિ સુધાર પરિષદ / અધિવેશનના અહેવાલો સાથે તે સમયની સામાજિક, આર્થિક અને ધાર્મિક સ્થિતિની ઝાંખી કરાવતી આધારભૂત માહિતી ભારે જહેમત ઉઠાવીને રુચિકર રીતે પુસ્તકબદ્ધ કરી તે બદલ CA ચંદ્રકાંતભાઈ છાભૈયા અને તેમના ઇતિહાસ વિદ સમિતિને ખૂબ ખૂબ અભિનંદન અને ધન્યવાદ.

મા ઉમાના સંતાનોને સનાતનની અસ્તિત્વનો આ ઇતિહાસ હંમેશાં પ્રેરણા આપતો રહેશે.



Gopalbhai

**શ્રી ગોપાલભાઈ વાલજીભાઈ ભાવાણી.**
ચેરમેન શ્રી,
સનાતનની શતાબ્દી મહોસત્વ આયોજન સમિતિ
દિનાંક: 25-Mar-2023




પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, જિલ્લો કચ્છ -ભુજ : ૩૭૦૬૧૫ • Ph: 02835 222149
M: 99090 51360 • 78018 77774



# ◆ અભિલેખ ગ્રંથના વિમોચન દાતા ◆

**સમાજના ૫૦૦ વર્ષના ગૌરવશાળી ઈતિહાસની ખોજ અને તેના લિપિબધ્ધ ગ્રંથના રૂપમાં પ્રકાશન નિમિત્તે સનાતની શતાબ્દી મહોત્સવના ઉપલક્ષમાં સમસ્ત જ્ઞાતિજનોની ઉત્તરોતર પ્રગતી અને મંગલમય જીવનની મનોકામના સાથે...**



| | | |
|---|---|---|
| શ્રીમતી લીલાબેન રતનશીભાઈ લાલજી દિવાણી | વિરાણી | તા. માંડવી |
| શ્રીમતી વર્ષાબેન વિનોદ રતનશી દિવાણી<br>દિતી, હેતી | વિરાણી | તા. માંડવી |
| શ્રીમતી ગીતાબેન સુરેશ રવજી લીંબાણી<br>સાક્ષી, હર્શિલ | નવાવાસ | તા. માંડવી |
| શ્રીમતી વર્ષાબેન રાજેશ શાન્તીલાલ ચૌધરી<br>વંશ, માહી | ગાંધીગ્રામ | તા. માંડવી |
| શ્રીમતી ઉષાબેન હિતેશ અમૃતલાલ રૂડાણી<br>ધીર | જીયાપર | તા. નખત્રાણા |
| શ્રીમતી રશ્મિબેન કેતન ભાગવત પોકાર<br>વેદી | જનકપુર | તા. માંડવી |

**જય લક્ષ્મીનારાયણ...જય ઉમિયા મા...જય સનાતન**

# સ્વ. વાલાબેન રવજીભાઇ કાનજીભાઇ ભગત પરિવાર

## અંકલેશ્વર (ઉગેડી)

## તરફથી ઇતિહાસવિદ ગ્રંથની હાર્દિક શુભકામનાઓ...


સ્વ. રવજીભાઇ કાનજીભાઇ ભગત


સ્વ. વાલાબેન રવજીભાઇ ભગત


સ્વ. હરિભાઇ રવજીભાઇ ભગત

◆ શુભેચ્છક ◆

જયાબેન પુરષોત્તમભાઇ રવજીભાઇ ભગત
મંજુલાબેન હરિભાઇ રવજીભાઇ ભગત
દમયંતિબેન દિનેશભાઇ રવજીભાઇ ભગત
નિમિષા સૌરભ પુરષોત્તમભાઇ ભગત
જીનલ દીક્ષિત પુરષોત્તમભાઇ ભગત
આરઝુ રોહિત દિનેશભાઇ ભગત
નિષ્ઠા સૌરભ ભગત । ક્રિશા સૌરભ ભગત
વ્યોમ દિક્ષિત ભગત । રાઘવ સૌરભ ભગત

◆ સંબધિત પ્રતિષ્ઠાન ◆

**॥Shree Surya॥**
Timbers
Plot No. 94/2, Timber Market,
Ankleshwar

**॥Shree Surya॥**
Wood Industries
AN ISO 9001 : 2015 CERTIFIED COMPANY
Shed No. A-1/320, Asian Paint Crossing,
GIDC, Ankleshwar

**Satyam**
Wood Industries
Plot No. D-2/E/378, GIDC,
Dahej

**Satyam**
Packers
Plot No. D-2/E/378, GIDC,
Dahej



# નિવેદન

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ મુસ્લિમ પીર ઈમામશાહની ધર્મ પરિવર્તનની ચાલમાં પૂરી રીતે ફસાઈ અને અર્ધ મુસ્લિમ આચરણના લીધે, તેને ઊંઝા વિસ્તારમાં પોતાના જ ભાઈ-ભાંડુથી હડધૂત થઈને, કચ્છમાં વસવાટ કરવા માટે મજબુર થવું પડ્યું. પોતાનો મૂળ સનાતન ધર્મ છોડીને તેઓ પીરાણા પંથી અને મુમના તરીકે ઓળખાવવા લાગ્યા. જ્ઞાતિને મુમનાના કલંકમાંથી છોડાવી પુનઃ સનાતન ધર્મમાં પરત લાવવા માટે કેટલાય નરબંકા જ્ઞાતિવીરોએ કરેલ કામગીરીને આજની નવી પેઢી અને ભવિષ્યના ઈતિહાસ ક્ષેત્રના સંશોધનકર્તાઓ માટે મૂળ દસ્તાવેજોને આ ગ્રંથમાં પ્રકાશિત કરેલ છે.

જ્ઞાતિને સનાતન ધર્મમાં પુનઃ લાવવા માટે કરાચી ખાતે ૧૯૨૦, ૧૯૨૨ અને ૧૯૨૪ માં મળેલ જ્ઞાતિ પરિષદની સભાના ૧૦૦ વર્ષની ઉજવણી શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ "સનાતની શતાબ્દી મહોત્સવ" તરીકે ઉજવી રહી છે. ત્યારે જ્ઞાતિ સુધારના ચળવળની સભાના રિપોર્ટ, મહત્વપૂર્ણ દસ્તાવેજો, લેખો, મિનીટ્સ અને અન્ય કામગીરીઓ, પત્રિકાઓ વગેરેને આ "અભિલેખ" યાને "Archives" દ્વારા શ્રીસમાજે તેના મૂળ સ્વરૂપે પ્રગટ કરેલ છે.

આ કામગીરી માટે શ્રી સમાજે એક "ઈતિહાસવિદ સમિતિ"ની રચના કરેલ. જેના કન્વીનરની જવાબદારી શ્રી સમાજે મને સોપેલ, જેના થકી એક પ્રકારની નાનકડી સમાજ સેવા કરવાનો મળેલ અવસર બદ્દલ હું સમાજનો આભારી છું. આ કાર્યને આગળ ધપાવવા ઈતિહાસમાં રૂચી ધરાવતા ભારતભરના વિવિધ વિસ્તારમાં રહેતા મિત્રોને આ સમિતિમાં સામેલ કરી વિસ્તૃત ટીમ બનાવવામાં આવી. ટીમ સાથે વિવિધ વિસ્તારમાં કે જ્યાંથી સનાતની ચળવળ માટેનું સાહિત્ય પ્રાપ્ય થઇ શકે તેમ હોય ત્યાં પ્રવાસ કર્યો. ત્યાંના વડીલો, જે તે સંસ્થાના હોદ્દેદારો સાથે આ વિષયની ચર્ચાઓ કરી ઓરીજીનલ (મૂળ) સાહિત્ય સ્કેન કરી પરત પહોચાડવાની શરતે મેળવ્યું.

જુના દસ્તાવેજોમાં દિનાંકો વિક્રમ સંવત મુજબ હતી, અને એમાંય ક્યાંક કચ્છી વિક્રમ સંવત તો ક્યાંક ગુજરાતી વિક્રમ સંવત પ્રમાણે હતા. જેથી ભવિષ્યને ધ્યાને રાખી આ ગ્રંથમાં હાલ પ્રચલિત સર્વમાન્ય આંતરાષ્ટ્રીય કેલેન્ડરના પ્રમાણે દિનાંક કૌંસમાં, મૂળ દિનાંક પછી, જોડેલ છે.

જેમ દેશની સ્વતંત્રતા માટે કેટલાય એકલવીરોએ સંઘર્ષ કરેલ જેની નોંધ રાષ્ટ્રીય ફલક પર પ્રસિધ્ધ નથી થઇ શકેલ. તેવી જ આપણી સનાતની ચળવળના કેટલાય યોદ્ધાઓની લડતની માહિતી અમોને પ્રાપ્ત થઇ. જેને આ સાથે બીજા ઈતિહાસવિદ પુસ્તક **"ઘરવાપસી - પીરાણા સતપંથ થી સનાતન"** માં સમાવિષ્ટ કરવાનો સ્તુત્ય પ્રયાસ કરેલ છે.

આ ગ્રંથના લખાણમાં પ્રૂફરીડીંગ અને શબ્દ સહયોગની સૌથી કપરી સાતત્ય સભર કામગીરી નિભાવનાર સાથી શ્રી સૂર્યકાંતભાઈ ધનાણીનો ખાસ આભાર વ્યક્ત કરું છું.

જુના દસ્તાવેજોને વર્ષોથી સાચવી રાખનાર સૌ સહયોગી રતનસી ખીમજી ખેતાણી પરિવાર (વિરાણી મોટી), કાન્તિલાલ મેઘજી છાભૈયા પરિવાર (કોટડા જડોદર –મુંબઈ), પ્રિ. રતિલાલ લઘાભાઈ છાભૈયા (તલોદ), ડો. વસંતભાઈ અજરણ ધોળુ (તલોદ), કોટડા જડોદર સમાજ, શ્રી અમૃતભાઈ રતનશી રામાણી અને

## નિવેદન

ડો. અશોકભાઈ જયંતીલાલ ભાવાણી (ધનસુરા) અને સ્વ. પ્રેમજીભાઈ ભાણજી કેશરાણી (માનકુવા-મુંબઈ) પરિવાર તેમજ અન્ય સહયોગી સભ્યોનો ખાસ આભાર વ્યક્ત કરું છું.

ઈષ્ટદેવ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ અને કુળદેવી મા ઉમિયાએ જે રીતે અમને સુજવ્યું એ રીતે ઈતિહાસવિદ સમિતિએ પૂરી નિષ્ઠાથી આ કામ કરેલ છે. છતાં અનાયાસે કોઈ ભૂલચૂક રહી ગઈ હોય તો એ ભૂલચૂક સમિતિની છે, સમાજની નથી અને એ ભૂલચૂક બદ્દલ સમિતિ વતીથી હું ક્ષમાપાર્થી છું.

આ કાર્યમાં સહયોગી બનનાર મારી ઈતિહાસવિદ સમિતિના સર્વે સભ્યો (જેની યાદી અલાયદી પ્રિન્ટ કરેલ છે), તેમજ ઈતિહાસને સાચવી રાખનાર સજ્જનો અને જાણકારી આપનાર સૌ વડલા સમાન વડીલોનો અને અમોને આ ઐતિહાસિક કામગીરીની જવાબદારી આપવા માટે શ્રીસમાજનો સમિતિ વતી હું આભાર વ્યક્ત કરું છું.

**CA ચંદ્રકાંત કાંતિલાલ પટેલ / છાભૈયા**
કન્વીનર - ઈતિહાસ વિદ સમિતિ
દિનાંક ૨૨-માર્ચ-૨૦૨૩, ગુડી પડવો

# ઈતિહાસવિદ સમિતિના સભ્યો ની યાદી

| ક્રમ | નામ | હાલમાં ગામ | કચ્છમાં ગામ |
|---|---|---|---|
| ૧ | CA ચંદ્રકાંત કાન્તિલાલ છાભૈયા | મુંબઈ | કોટડા-જ. |
| ૨ | પ્રો. ડો. વસંતલાલ અરજણભાઈ ધોળુ | તલોદ | વિથોણ |
| ૩ | ગૌરાંગભાઈ ખેતાભાઈ ઘનાણી | કડોદરા | નખત્રાણા |
| ૪ | કીર્તિભાઈ દિનેશભાઈ દિવાણી | મુંબઈ | કોટડા-જ. |
| ૫ | CA રમેશભાઈ માવજીભાઈ વાગડિયા | બેંગ્લોર | ખોંભડી |
| ૬ | સૂર્યકાંતભાઈ પરસોત્તમભાઈ ઘનાણી | વિરાણી મોટી | વિરાણી મોટી |
| ૭ | કાંતિલાલ લખમસીભાઈ લીંબાણી | મુંબઈ | ઘડુલી |
| ૮ | પ્રવીણભાઈ નારણભાઈ ધોળુ | નાગલપર | નાગલપર |
| ૯ | મોહનભાઈ રતનશી રામજીયાણી | મુંબઈ | મદનપુરા |
| ૧૦ | અમૃતભાઈ રતનસીભાઈ રામાણી | રાજપુર કંપા | કોટડા-જ |
| ૧૧ | હરિભાઈ માવજીભાઈ વાગડીયા | કોલ્હાપુર | ધારેશી |
| ૧૨ | ડો. શાંતિલાલ મેઘજીભાઈ સેંઘાણી | નખત્રાણા | કોટડા-જ |
| ૧૩ | વિનોદભાઈ માવજીભાઈ ભગત | ભુજ | વિથોણ |
| ૧૪ | શાંતિલાલ અબજીભાઈ લીંબાણી | વિથોણ | આણંદસર |
| ૧૫ | અમૃતલાલ પ્રેમજીભાઈ ભાવાણી | ચેન્નાઈ | વિરાણી મોટી |
| ૧૬ | જયશ્રીબેન પરસોત્તમ ભાઈ નાથાણી | બેંગ્લોર | નખત્રાણા |
| ૧૭ | બાબુભાઈ ભાણજીભાઈ કેશરાણી | માનકુવા | અંગિયા નાના |
| ૧૮ | જયશ્રીબેન પ્રકાશભાઈ છાભૈયા | બલ્લારસા | નખત્રાણા |
| ૧૯ | નમિતાબેન હિતેશ માધાણી | ગોવા | વિરાણી મોટી |
| ૨૦ | હાર્દિક જયંતીલાલ ડોસાણી | કોટડા-જ. | કોટડા-જ. |
| ૨૧ | સુનીલભાઈ પરસોત્તમભાઈ ભગત | કોટડા-જ. | કોટડા-જ. |
| ૨૨ | ભગવાનદાસ વિઠ્ઠલભાઈ રવાણી | અમદાવાદ | ખોંભડી |
| ૨૩ | કરશનભાઈ વિશ્રામભાઈ પોકાર | દિલ્લી | કાદીયા |
| ૨૪ | રમેશભાઈ વાલજીભાઈ પારસીયા | સુરત | દયાપર |

# ઈતિહાસવિદ સમિતિના સભ્યો ની યાદી

| ક્રમ | નામ | હાલમાં ગામ | કચ્છમાં ગામ |
|---|---|---|---|
| ૨૫ | અંબાલાલ શીવજીભાઈ પોકાર | ગાંધીધામ | જીયાપર |
| ૨૬ | મોહનભાઈ કરશનભાઈ પરવાડિયા | ગઢશીશા | ગઢશીશા |
| ૨૭ | ભોગીલાલ નાનજીભાઈ ધોળુ | સવાસલા કંપા | નાગલપર |
| ૨૮ | બ્રિજેશ ચંદુભાઈ ભાવાણી | પાટણ | ઘડુલી |
| ૨૯ | ભીમજીભાઈ લાલજીભાઈ સેંઘાણી | નાગપુર | વાલ્કા |
| ૩૦ | મંગળદાસ ડાહ્યાભાઈ રવાણી | ઔરંગાબાદ | રતડિયા |
| ૩૧ | નરેન્દ્ર ભાઈ વાલજીભાઈ માકાણી | કોલકતા | નેત્રા |
| ૩૨ | વસંતભાઈ કેશવલાલ ગોરાણી | ઉડીપી | વિઘોડી |
| ૩૩ | કાંતિભાઈ પ્રેમજીભાઈ ગોરાણી | હૈદરાબાદ | રવાપર |
| ૩૪ | ભીમજીભાઈ કરમશીભાઈ જાદવાણી | ઈન્દોર | રવાપર |
| ૩૫ | વિઠ્ઠલદાસ કાનજીભાઈ નાયાણી | રાયપુર | વિથોણ |
| ૩૬ | જીતેન્દ્ર છગનભાઈ રામાણી | મુંબઈ | મદનપુરા |
| ૩૭ | વસંતભાઈ રાજાભાઈ લીંબાણી | મોડાસા | નખત્રાણા |
| ૩૮ | ઉમેશભાઈ હંસરાજભાઈ રંગાણી | નાગપુર | રવાપર |
| ૩૯ | ધીરજભાઈ લધારામભાઈ ભગત | વિથોણ | વિથોણ |
| ૪૦ | અનસુયાબેન કનુભાઈ કાનાણી | સુરત | વિરાણી મોટી |
| ૪૧ | મણીલાલ કેશરાભાઈ માવાણી | વરજડી | વરજડી |



# અનુક્રમણિકા

## અનુક્રમણિકા

दुष्टोना विनाशार्थे

साधुओना परित्राणार्थे



धर्म संस्थापनार्थे

हुं युगे युगे संभवु छुं.

# કચ્છ દેશના પીરાણાપંથી કડવા કણબીની
## મંબઈમાં મળેલી જાહેર સભાના
## કામકાજનો રિપોર્ટ   તા. ૧-૮-૧૯૧૮



મળવાનું ઠેકાણું,
મસીદ પુલ સામે-વછાતના માળામાં
દાણા બંદર-મુંબઈ.

સ્વજ્ઞાતિ બંધુઓ માટે સભા તરફથી
છપાવી પ્રસિધ્ધ કરનાર,
કણબી રતનશી ખીમજી-વીરાણીવાળા
સભાના પ્રમુખ



(મરાઠી સાખી )

**ધર્મ કર્મને ધોઈ નાખ્યાં, ગાડર સમ ઝુકાવી,**
**ઉપરથી ઉપહાસ્ય કરાવી, ગાંઠનું ગરથ ગુમાવી,**
**આવી રસમ[1] થકી ભાવી[2],**
**ભુંસ્યુ શર્મ જરી ના" વી.....આવી.**

૧ અધર્મ વાળા રિવાજ — ૨ પ્રારબ્ધ-નસીબ





શ્રી **"સત્યનારાયણ"** પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીલાલ કાળીદાસે છાપ્યો
ઠે. સીવીલ ઇસ્પીતાલ સામે પાનાભાઈની વાડીમાં-અમદાવાદ.
અને
કડવા કણબી જ્ઞાતિબંધુઓની જાણ અને ઉપયોગ માટે કચ્છ દેશના પીરાણાપંથી
કડવા કણબીઓની સભાના ઠરાવ મુજબ-સભાના પ્રમુખે સભાસ્થાનેથી
પ્રસિદ્ધ કર્યો છે.



Online Text Based
(can use for translation)





Source Document

## ૧. દાણા બંદર સભા ૧લી - દી. 01-Aug-1918

### કચ્છ દેશના પીરાણાપંથી

# કડવા કણબી જ્ઞાતિની મુંબઈમાં મળેલી જાહેર સભાના

### કામકાજનો રિપોર્ટ

મુંબઈના પીરાણાપંથી યુવકોનું એક મંડળ સ્થપાયું છે. જે દર અઠવાડીયે એકઠા થઈ જ્ઞાતિના ફાયદાના વિચારો કરે છે. આપણી મોટી સભાની પહેલાની તેમની સભામાં કેટલાક લાયક ભાઈઓ દેશની નાત ઉપર મોકલવાના ઠરાવો ઘડીને લાવેલા પણ તે ઠરાવો અને ભાષણો એક જાહેર સભા ભરી દેશની નાતના આગેવાનો ઉપર મોકલવાની જરૂર હોવાથી મુંબઈમાં રહેતા આપણા ભાઈઓની એક જાહેર સભા બોલાવી હતી. અને તે તા. ૧-૮-૧૯૧૮ ના રોજ મુંબઈ દાણાબંદર વછાતના માળામાં મળી હતી. સભાનો વખત રાતના ૭ વાગ્યાનો રાખવામાં આવ્યો હતો છતાં ૫ વાગ્યાથી સઘળા ભાઈઓ આવવા લાગ્યા હતા. તેમનો સત્કાર કરવામાં આવતો હતો. સભાનો વખત થતાં શરૂઆતમાં તેમાં શ્રી ઉમિયા માતાની સ્તુતિ સંગીતનાં સાધનો સાથે નીચે પ્રમાણે કરવામાં આવી હતી.

**મંગલાચરણ** (કલ્યાણની સાખી.)

**સુખદાતા સતિ પાર્વતી, દુઃસહ દુઃખ હરનાર,**
**સુખસંપતિ દો ભગવતી, વરદાઈ છો ઉદાર;**
**વક જન રંજન સદા, સુખદુઃખના આધાર,**
**અમર સમરતાં સહાય હો, નમું હું વારંવાર.**

(અનંત એકજ છે અવિનાશી- એ રાગ)

**સફળ કૃતિ કર માતુ હે મ્હારી,**
**સુમતિ પ્રેરક સદાયે દયાળી; સફળ.**
**જ્ઞાતિ હિત ચિત સ્થિર કરી સ્થાપો,**
**ઈચ્છું ભવાની કૃપાએ ત્હારી. સફળ.**
**અધમ ઉદ્ધારક જ્ઞાતિ કે ગંગા,**
**ઉભય શિવા નહિ અન્ય હિતકારી. સફળ.**
**દ્રઢીભૂત છે એ મંત્રજ મ્હારો,**
**સાધક તેનો અમર સુખાળી. સફળ.**

ઉપર પ્રમાણે કુળદેવીની સ્તુતિ કર્યા બાદ કામકાજની શરૂઆત કરતાં સઘળા ભાઈઓને ઉદ્દેશી સ્વાગત કમિટીના પ્રમુખ તરફથી નીચે પ્રમાણે એક ભાષણ કરવામાં આવ્યું હતું.

## સ્વાગત કમિટીના ચેરમેન -
## ભાઈ મેઘજી ભાણજી - દેવીસરવાળાનું ભાષણ

પરમ પ્રિય જ્ઞાતિ બંધુઓ અને બહેનો - તમો આજે સઘળા યુવક મંડળના આમંત્રણને માન આપી અત્રે પધાર્યા છો તે માટે હું તથા યુવક મંડળ આપનું આભારી છે.

આજે હું સ્પષ્ટ રીતે જોઈ શકું છું કે આપણી જ્ઞાતિ ઉન્નતિ અર્થે આપનું અહીં પધારવાનું થયું છે તે જરૂર યશસ્વી નીવડશે. તમારા મુખારવિંદ ઉપર જ્ઞાતિ હિતની અપૂર્વ આકાંક્ષા તેમજ તમારૂં તેજસ્વી વદન જોઇ હું મને પોતાને ભાગ્યશાળી માનુ છું. આવા અપૂર્વ મેળાવડામાં હું આજે યુવક મંડળ તરફથી તમો સઘળા બંધુઓને અભિનંદન આપું છું. તમારી ઈચ્છા પરિપૂર્ણ થાઓ એવી આપણી કુળદેવી ઉમિયા માતાને હું પ્રાર્થના કરૂં છું.

બંધુઓ હમણાંનો સમય જાગૃતિનો છે. દરેક જ્ઞાતિ પોતાના જ્ઞાતિ બંધુઓના હિત માટે પ્રયાસ કરી રહી છે, ત્યારે આપણી જ્ઞાતિના આગેવાન પટેલો તેમજ અગ્રેસરો આપણી જ્ઞાતિની કેમ વધુ પાયમાલી થાય એવા પ્રપંચો રચી રહ્યા છે. આપણે આજ દિવસ સુધી જ્ઞાતિ આગેવાનોનો જુલમી ત્રાસ મુંગે મોંઢે સહન કર્યો છે પરંતુ હવે એ જુલમ આપણાથી સહન થઈ શકે તેમ નથી. આગેવાનોએ આજ દિવસ સુધીમાં આપણી કચ્છની જ્ઞાતિને છેક હલકી પાયરીએ લાવી મૂકી છે અને તે હલકી પાયરી માટે હું આપને કહીશ કે આપણે શુદ્ધ ક્ષત્રિય દ્વિજ હોવા છતાં બીજી અન્ય કોમોમાં આપણે ન હિંદુ તેમજ ન મુસલમાનની ગણત્રીમાં ખપીએ છીએ એવા અનેક લેખો તેમજ પુસ્તકોમાં આપણી જ્ઞાતિની નિંદા થાય છે. જ્ઞાતિ આગેવાનોનાં ખીસાં ભરાય છે એટલે આપણી કણબીની જ્ઞાતિ જોઈએ તો શુદ્ર કરતાં પણ હલકી થઈ જાય તેની પણ તેઓ પરવા રાખતા નથી તે સિવાય જ્ઞાતિમાં એવા ત્રાસદાયક ન્યાય ચુકવે છે કે એક માણસને જાતમાંથી સમુળગો ઉખેડી નાંખવો હોય તો પણ તેની તેઓ દરકાર કરતા નથી એટલું જ નહીં પણ એવી જબરદસ્ત ગરીબ કણબીઓને વગર ગુન્હે સજા કરે છે કે તે માણસ જાતથી સહન થઈ શકે નહીં. આવા જુલમી ત્રાસો તો આપણે સહન કરતા આવ્યા છીએ છતાં બાકી હતું તે હમણાં પીરાણાવાળો કાકો લક્ષ્મણ કરમશી દેશમાં આવેલ છે અને તેને પડખે નેત્રા વિગેરે ગામોના આપખુદી પટેલીઆઓ કે જેને સૈયદો વગર ચાલતું નથી તેઓ કાકાને મદદ કરી ગરીબ કણબી ભાઈઓ પાસેથી જોર જુલમથી ફરજીયાત ભેટ તરીકેનો દંડ વસુલ કરવામાં મદદગાર થાય છે. બંધુઓ કચ્છમાં દુષ્કાળ છે. બબ્બે વખત પીરાણાનો કાકો કચ્છના કણબી પાટીદારોને લુંટી ગયો છે અને આ ત્રીજી વખતનો તેમનો પ્રપંચ અને સ્વાર્થીપણું છે. કચ્છમાં જઈ આપખુદી પટેલીઆઓને લાંચી અને ગરીબ કણબી ભાઈઓના ઉપર ત્રાસ વરતાવે છે તે તમે સઘળા જાણો છો. ભાઈ આમ આંખ મીંચામણાં કરે કશું વળનાર નથી. તમો સઘળા વીર ક્ષત્રિય બંધુ હોવા છતાં તમે તમારા ગરીબ બંધુઓને આવા રાક્ષસી વિચારવાળા આગેવાનો તેમજ સ્વાર્થી ધર્મગુરૂ કાકાથી નહીં બચાવી શકો ? (જરૂર જરૂર બચાવીશું. અમારા પ્રાણની પણ દરકાર કર્યા સિવાય અમારા બંધુઓની વારે ધાશું-તાળીઓ) બંધુઓ જો તમો આટલો બધો ઉત્સાહ ધરાવો છો તો મને સંપૂર્ણ ખાતરી છે કે તમારી અડગ ટેક આગળ જુલમી આગેવાનો નરમ ઘેંસ જેવા - અરે ગરીબ ગાય જેવા થઈ જશે. પીરાણાના કાકાના પોગળો દિવસો દિવસ ખુલ્લાં થતાં જાય છે, અને મને તો ચોખ્ખું સાફ સમજાય છે કે પીરાણાની ગાદી ઉપર અભણ અને અજ્ઞાન માણસની નિમણૂંક જ ભુલ ભરેલી થઈ છે. આટલું

બોલી હું આપણા કચ્છના કણબી ભાઈઓને આ સભામાં અત્રે બીરાજેલા બંધુઓને આપણા જ્ઞાતિ આગેવાનોના જુલમ તથા આપણે જે પીરાણાનો ધર્મ પાળીએ છીએ તે કેવા પ્રકારનો હિંદુ ધર્મ છે તેમજ પીરાણાનો કાકો લક્ષ્મણ કરમશી જે હાલ ગાદી ઉપર છે તે ધર્માદાનાં નાણાંનો કેવો વહીવટ કરે છે વગેરે ચારિત્ર આપણને જાણવાની ઘણીજ જરૂર છે માટે આજની આપણી આ મહાન સભા જે આપણી જ્ઞાતિની ઉન્નતિની આશારૂપ છે એવી સભાના પ્રમુખ તરીકે કોઈ સારા વિદ્વાન બુદ્ધિશાળી તેમજ વીર બંધુની યોજના થવાની જરૂર છે. બંધુઓ હું કહીશ કે આપણા યુવક મંડળ તરફથી જ્ઞાતિહિતની મિટીંગો પણ ઘણી વખત ભરી છે પરંતુ મુંબઈમાં વસતા આપણા સમસ્ત જ્ઞાતિ બંધુઓની આજના જેવી હાજરી કોઈ વખતે પણ થઈ નહોતી. એટલાજ માટે આજની સભાના પ્રમુખ તરીકે આપણા બંધુઓમાંના યુવક મંડળના ખાસ આગેવાન તરીકે ઓળખાતા તેમજ આપણી જ્ઞાતિનો તેમજ પીરાણા ધર્મનો અભ્યાસ કરેલો તેમજ જ્ઞાતિની મિટીંગોમાં વિદ્વતાભરી વાણીથી આપણને ઉત્સાહપૂર્વક જ્ઞાતિ હિતનું ભાન કરાવનાર મહાશય શ્રીયુત ભાઈ રતનશી ખીમજીભાઈ ખેતાણી કચ્છ વિરાણી નિવાસી વીર બંધુને હું આજની સભાના પ્રમુખ તરીકે નિમવાની મારા શુદ્ધ હૃદયથી દરખાસ્ત કરૂં છું, આશા છે કે તમો સઘળા બંધુઓ એક મત થઈ કબુલ કરશો.

ઉપરના ઠરાવને કોટડાવાળા ભાઈ હંસરાજ નારણ તથા ગામ નખત્રાણાના ભાઈ કાનજી પચાણ જબુવાણીએ ટેકો આપવાથી પસાર થયો હતો અને ભાઈ રતનશી ખીમજી ખેતાણીએ પ્રમુખસ્થાન લીધું હતું, ત્યાર બાદ ગામ દેવીસરવાળા ભાઈ મેઘજી ભાણજીએ તેમને હાર તોરા અર્પણ કર્યાં હતા ત્યાર બાદ પ્રમુખ ભાઈ રતનશીએ નીચે પ્રમાણે સભા સમક્ષ ભાષણ કર્યું હતું.

## સભાના પ્રમુખ-

## ભાઈ રતનશી ખીમજી - વીરાણીવાળાનું ભાષણ

પ્રિય જ્ઞાતિ બંધુઓ અને બહેનો,

આપણી જ્ઞાતિની આ સભા અને આપણે એકત્ર થઈ એક સંપથી જ્ઞાતિહિતના વિચાર માટે ભેગું થવું એ સમગ્ર જ્ઞાતિના અભ્યુદયની શુભ નિશાની છે. આવા સદ્‌વિચારો આપણા વડીલોને તેમજ આપણને કોઈ દિવસ ઉદ્‌ભવ્યા નહોતા, પરંતુ આપણી જ્ઞાતિમાં ઉમિયા માતાના સપુત્ર બંધુઓ કે જેઓ કેટલાંક વર્ષ થયાં આપણી જ્ઞાતિના રીત રિવાજો તેમજ આપણી જ્ઞાતિના અગ્રેસરોના મુર્ખાઈ ભરેલા ત્રાસોથી જેઓ છૂટા થયા છે અને સ્વતંત્રતાથી જ્ઞાતિ હિતમાં જેઓએ પોતાનું હિત માનેલું છે, એવા વીર બંધુઓના સહવાસથી આપણામાં જાગૃતિ આવી છે એટલુંજ નહીં પણ આપણે આપણી ભૂલો જોઈ શક્યા છીએ એ સઘળો તેઓનો જ પ્રતાપ છે. દેવી ભગવતી ઉમિયા માતાએ પાંચ બંધુઓને ચિરંજીવી રાખે અને આપણી જ્ઞાતિનું આરંભેલું કાર્ય તેઓના હાથે નિર્વિઘ્ને સંપૂર્ણ રીતે પાર પડે એવી ભગવતી પાસે મારી પ્રાર્થના છે. બંધુઓ ! હું મારા કાર્યની શરૂઆત કરૂં છું. તમને મારે જણાવવું જોઈએ કે આપણે શુદ્ધ કડવા કણબી હોવા છતાં આજ દિવસ સુધી આપણે આપણી જ્ઞાતિ હિતના વિચારો કર્યાં નથી. તેમજ વિચારો કરવાને આપણે શક્તિવાન ન હતા એમ કહીએ તો પણ ચાલે, કારણ કે કચ્છ દેશમાં આપણી જ્ઞાતિના અગ્રેસરોનો એવો આપખુદી અમલ આપણા ઉપર છે કે કોઈ ઉંચું માથું કરી શકે જ

નહીં. આપ સર્વે જાણો છો છતાં હું આપને કહીશ કે આપણી જ્ઞાતિમાં સુધારા વધારાની કોઈ વાત કરે તો નાતના આગેવાનો તુરતજ નાત બહાર કરે. આવા જુલમથી આજ દિવસ સુધી આગેવાન પટેલીઆઓની બીકથી - આપણે તેમજ આપણા બંધુઓ સમજીએ છીએ છતાં કશું કરી શકતા નથી. હું પ્રથમ કહી ગયો તે પાંચ વીર બંધુઓએ ઉપવિત (જનોઈ) ધારણ કરી શુદ્ધ વૈદિક ધર્મ અંગીકાર કર્યો, જેથી તેના ઉપર આપણી જ્ઞાતિના આગેવાનો તેમજ આપણે પણ તેઓને દુઃખ દેવામાં બાકી રાખી નહોતી જેનું બધુ વિવેચન ન કરતાં હું ટુંકમાંજ કહીશ કે તેઓએ ધીરજથી અને સહનશીલતાથી એ દુઃખો સહન કર્યા, એટલુંજ નહીં પણ તેઓએ આપણી જ્ઞાતિ હિતના માટે મહાભારત પ્રયાસ કરી આપણે કોણ છીએ, કેવા કણબી છીએ, આપણે અસલ ક્યાંના વતની હતા, કેવા કારણ અને સંયોગે આપણા વડીલો કચ્છ દેશ તરફ આવ્યા, એટલુંજ નહીં પણ આપણે પીરાણાનો ધર્મ અંગીકાર કર્યો ત્યારથી તે આજ દિવસ સુધીની આપણી સ્થિતિમાં કેવું રૂપાંતર થઈ ગયું છે એ સઘળું તેઓએ સ્પષ્ટપણે શુદ્ધ અને સાચી રીતે બતાવી આપ્યું છે. તેઓના ઉપકારમાં હું, તમે અને આખી કચ્છની કણબી જ્ઞાતિ છીએ. એવા ધર્મ પરાયણ વીર બંધુઓનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. દુનિયામાં જુદી જુદી દરેક જ્ઞાતિઓમાં વખતને અનુસરતા સુધારા વધારા થતા આવ્યા છે અને તે આપણે જોઈએ છીએ, પરંતુ કચ્છની કણબી જ્ઞાતિમાં આજ દિવસ સુધીમાં એક પણ સારો સુધારો થયો નથી અને કોઈ બંધુને સુધારો કરવા ઈચ્છા થાય તો તુરતજ તેને દાબી દેવામાં આવે છે, વિશેષમાં આપણી જ્ઞાતિમાં વિદ્યાભ્યાસ તથા કેળવણીની ખામીને લઈને જ્ઞાતિ બંધનમાં જકડાયેલા રહીએ છીએ, જ્ઞાતિ આગેવાનો તો સુધારો ન કરવા દેવામાં કેવળ સ્વાર્થ જુએ છે અને એ સ્વાર્થ નભી રહે તેની ખાતર આપણી જ્ઞાતિ જોઈએ તો હિંદુ મટી મુસલમાનીમાં પણ આવી જાય તેની પણ તેઓ દરકાર કરતા નથી.

બંધુઓ ! આજે આપણી સભા મળવાનું ખાસ કારણ તમે જાણો છો છતાં હું આપને કહીશ કે કચ્છમાં હાલ પીરાણાની ગાદીના અધ્યક્ષ લક્ષ્મણ કાકા દેશમાં ગયા છે અને તેને તે દેશમાં જવાનું મુખ્ય કારણ આપણે અને ગામના આગેવાનો સમજીએ છીએ, કે પીરાણે પૈસા મોકલવાથી ધર્મને બદલે કર્મ બંધન થાય છે. તેનું કારણ સૈયદો કે જેને આપણે બ્રાહ્મણ તરીકે માનવાનું આપણા ધર્મગુરૂઓ તથા જ્ઞાતિ આગેવાનો કહેતા આવ્યા છે. પરંતુ કુદરતની કૃપાને લઈને અજ્ઞાન કણબીઓ હવે સમજતા થયા છે કે મુસલમાન કોઈ દિવસ હિંદુ બ્રાહ્મણ કહેવાય નહીં. સૈયદો જીવ હિંસા કરે છે તેઓ બીજા મુસલમાનો સાથે વહેવાર રાખે છે, તેમજ પીરાણાની ગાદીના અધ્યક્ષ જો કે પાટીદાર છે પરંતુ તેઓ અન્ય ભગવાઓનું ખાય છે અને છેવટ સમજાય છે કે પીરાણા ધર્મ અર્ધ દગ્ધ જેવું છે. પીરાણાના કાકાઓ પૈસાનો સદ્ઉપયોગ કરતા નથી ગાદીપતિ લક્ષ્મણ કાકો અમદાવાદની મીલોના શેરના સટ્ટા કરે છે. આવા અનેક કારણોને લઈ પાંચ ગામના આગેવાનોએ ગઈ સાલ પીરાણે ધર્માદા તરીકે જતા પૈસા અટકાવ્યા છે, તેની પતાવટ કરવા લક્ષ્મણ કાકો કચ્છ ગયા છે એવા સમાચાર આપણને પ્રથમ મળ્યા હતા, પરંતુ હમણાં એવા ખબર મળ્યા છે કે કાકાએ કચ્છ દેશમાં કણબી આગેવાન પટેલોને પોતાના પક્ષમાં લીધા છે અને જોર જુલમથી દરેક કણબી એટલે માણસ દીઠ એક રૂપિયો શીરબંધી લેવી એવું નક્કી પણ થયું છે અને તેની શરૂઆત એ નામથી થઈ ચુકી છે, એવા પ્રકારના સમાચાર આપણને મળ્યા છે. દેશમાં આગેવાનોનો જુલમ કે કાકા ધર્મગુરૂનો જુલમ કહો પરંતુ મારે ઘણીજ દીલગીરી સાથે કહેવું જોઈએ છે કે આવા દુષ્કાળના વરસમાં આપણા ગરીબ ખેડૂત

બંધુઓ તથા મજુરી કરનાર બંધુઓની કેવી માઠી દશા છે ! તેવા વખતમાં જ્યારે કચ્છમાં રૂપિયાનો ભાવ સવા બે કોરી છે ત્યારે કાકાના શીરબંધીના રૂપિયાનો ભાવ ત્રણ કોરી ! જ્ઞાતિ આગેવાનોએ ઠરાવી છે. આવા દુઃખદાયી સમાચારથી આપ સર્વે દિલગીર છો તે હું સર્વ જોઈ શકું છું અને ફરીથી પણ હું કહીશ કે આ પ્રમાણે કાકો ત્રીજી વખત શીરબંધી ઉઘરાવવા આવ્યા છે. આજ દિવસ સુધી આપણે આ કાકાના પ્રથમના ગાદીપતિએ કચ્છમાંથી જ્યારે તેઓ ગાદી ઉપર આવે છે ત્યારે એકજ વખત શીરબંધી ઉઘરાવી છે, પરંતુ આવા ભયાનક દુષ્કાળના વખતમાં ગરીબોને કરજદાર કરી લાખો કોરીઓ કાકાને તેમજ સૈયદોને મોજમજા કરવા અપાવવી એ જ્ઞાતિ આગેવાનોનો દેખીતો જુલમ છે. એટલું જ નહિં પણ તેઓનો પણ તે સ્વાર્થ છે એવું સ્પષ્ટ સમજાય છે જેના માટે વધારે વિવેચનની જરૂર નથી. તે સિવાય હું આપને પીરાણા ધર્મ સંબંધી પણ થોડુ કહેવા માગું છું અને તે આપ લક્ષ દઈ સાંભળશો એવી આશા છે. આપને યોગ્ય લાગે તે પ્રમાણે તેનો સવાલ (જવાબ) કરશો તો પણ મારી બુદ્ધિ અનુસાર આપને હું જે જાણતો હોઈશ તે પ્રમાણે કહી બતાવીશ. હું પણ આપણા ભોળા અને ભલા દીલના કણબીભાઈઓની માફક પીરાણા સતપંથને ઉત્તમ હિંદુ ધર્મ છે એમ માનતો હતો પણ જ્યારથી મને સમજ પડી કે હિંદુ ધર્મમાં કલમો શી ? મરી જનારને દાટવું શું ? લગ્ન વખતે દુવા પડવી ! એ બધા નિયમો મુસલમાની છે છતાં આપણો ઉત્તમ ધર્મ સતપંથ સિવાય બીજી વાત કરવી નહીં આવા જ્ઞાતિ આગેવાનોના જુલમ અને દાબથી હું પણ આજ દિવસ સુધી મારા મનના વિચારો ક્યાંય પણ બહાર કાઢતો નહોતો, પરંતુ આજના પ્રસંગે તમે બધા એક મત થયા છો અને મને આગ્રહપૂર્વક પીરાણા ધર્મની હકીકત કહેવા આગ્રહ કરો છો તો કહું છું. હું જે આપને કહીશ તે મારા પ્રતિના વિચારો નથી પરંતુ જગજાહેર વ્યાખ્યાનો દ્વારા પ્રસિદ્ધ થયેલા લેખો ઉપરથી કહીશ. વિક્રમના ૧૬ મા સતકમાં ઈસ્લામ શાહ નામના ઈસ્માઈલી સરદારે પીર શદરૂદીન નામના દાઈ (ઉપદેશક) ને મોકલ્યો હતો. સીંધમાં મુસલમાનોની વસ્તી વધી ગઈ હતી, છુટા છવાયા વેપારી હિન્દુ ધર્મ પાળતા હતા. પીર સદરૂદીને તેમને માટે હિન્દુ અને શીયાનો ભેળસેળીઆ પંથ ઉભો કર્યો. હિન્દુઓનો વિષ્ણુનો અવતાર તે પોતાના ધર્મની માન્યતામાં દશમો અવતાર અલનો છે એમ તેણે બતાવ્યું. મુસલમાનોમાં ધંધા કરનાર હિન્દુને પોતાના અજ્ઞાન કાળમાં આવા ધર્મમાં પલટાવાનું સહેલું લાગ્યું. તેઓ હિન્દુના હિન્દુ અને મુસલમાનના મુસલમાન એ બેઉ રીતે તેઓના મનનું સમાધાન થયું અને તેઓ આ મતમાં ભળ્યા. સિંધમાંથી કચ્છ અને કાઠીયાવાડમાં આવતાં ત્યાં માર્ગીપંથ અને માતાપંથનો લોકોમાં વધારે ફેલાવો થયેલો જોયો. ત્યારે પીર સદરૂદીને એ પંથોની કેટલીક ક્રિયાઓ જેવી કે ઘટપાટ વગેરે પોતાના પંથમાં સામેલ કરી અને હિંદુઓને તેમના પંથમાં ઢળી આવવું સહેલું થઈ પડે એવી વ્યવસ્થા કરી. એવા કાળની અજ્ઞાન લોક સ્થિતિમાં આવા પંથવાળાનું ફાવી જવું સહેલું હતું. પીર સદરૂદ્દીને હિન્દુઓને લલચાવવાને પોતાનાં ત્રણ નામ રાખ્યાં હતાં -

(૧) પીર સદરૂદ્દીન. (૨) સત ગોર સહદેવ (૩) હરીચંદ. અને પોતે સ્વામી સંત અને ગુરૂ એવા નામનાં વિશેષણો પોતાને લગાડ્યાં હતાં. ગુરુકૃપા વડે જ એ જ્ઞાન મળી શકે છે અને મોક્ષનો ખરેખરો માર્ગ તે આજ માર્ગ છે એવું એ પંથમાં ભળેલા દરેક માણસને સારી રીતે ઠસાવવામાં આવ્યું હતું.

## ઘટપાટની ક્રિયા -

સત્‌ગુરૂ સહદેવે, બ્રહ્મા ઉવાચ ! પ્રથમ કૃતયુગ મધે સાહેબના ચાર રૂપ ઉતર દેશે પાંચ ક્રોડીશું રાજા પ્રહ્‌લાદ

ઘટપાટ સ્થાપંતા, સોનાના ઘટ, સોનાના પાટ, કુંજરજાગ કરતવા. સોનાનું મુલદેવતા અને એણેથી રાજા પ્રહ્‌લાદ સીજંતા, અમર અમરા પુરી પોચંતા. ત્રેતાયુગમાં સાહેબનાં ત્રણ રૂપ પૂર્વદિશે સાત ક્રોડી શું રાજા હરચંદ, તારારાણી, કુંવર રોહીદાસ, ઘટપાટ સ્થાપંતાં. રૂપાના ઘટ રૂપાના પાટ અશ્વજાગ કરતવા. રૂપાનું મુલ દેતવા એણે ફળેથી રાજા હરિચંદ, તારારાણી, રોહીદાસ સીજંતા તે અમર અમરાપુરી પોચંતા. દ્વાપર યુગમાં સાહેબના દોય રૂપ, દખણ દિશે નવ ક્રોડીશું રાજા યુધિષ્ઠિર, પાંચ પાંડવો, માતા કુંતા, સતી દ્રોપદી ઘટપાટ સ્થાપંતા, ત્રાંબાના ઘટ, ત્રાંબાનાપાટ, ગૌજાગ કરતવા, ત્રાંબાના દાન દેવતા, તેને ફળેથી નવ ક્રોડીશું રાજા યુધિષ્ઠિર પાંચ પાંડવો માતા કુંતા-સતી-દ્રોપદી સીજંતા અમર અમરાપુરી પહોંચતાં. આજ કળયુગમાં સાહેબનું એકરૂપ પશ્ચિમદિશે બાર ક્રોડીશું પીરસદરુદ્દીન, માટીના ઘટ, માટીના પાટ, અજા જાગ કરતવા, અજાનું મુલ તે સજા દાનદેતવા. એણે ફળેથી બારક્રોડીશું પીરસદરુદ્દીન સીજંતા અમર અમરાપુરી પહોંચંતા આ છેલ્લી સંઘ તતફળ વેલા મધે અનંત ક્રોડીશું, પીર હસન, કબીર દીનવર સ્વામી, રાજો આવશે, રખીઆ મુમનાને તારશે, સોનાનાં કંકણ કરી રાખશે, રખીઆને ઉગારશે, શદરુદીન શુક્રીત પીરખાંડ ગુરૂ મુખ દેતવા, એણે ફળેથી અનંત ક્રોડીશું પીરહસન કબીર દીન સીજંતા અમર અમરાપુરી પહોંચંતા અન્નદાન ગુરૂમુખે દેતવા હક સચ્ચા ! હેજંદા ! કાયમપાયા ફરમાનશા. પીરજો.

એ પ્રમાણે બાવા ઈમામશાના દાદાએ ઘટપાટની સ્થાપના કરી છે, એટલું જ નહિ પણ પીર સદરુદીને પોતાની જાળમાં ઘણા એક લોકો આવી ગયા પછી તેમને દ્રઢ કરવાને વાસ્તે એવાં એવાં ભજનો ગોઠવ્યાં છે કે હિન્દુ અને મુસલમાન બેઉના કરતાં તેઓને ઉંચા બનાવ્યા છે અને સ્વર્ગનો હક્ક એમને જ છે એમ બતાવ્યું છે, તેના થોડાક નમુના નીચે મુજબ છે.



## જ્ઞાન !!

**રોવે રોવે હિન્દુડા, દુજા મુસલમાના,**
**રોવે બાંભણ જોશીડા, વાંચન પોથ પુરાણાં.**
**રોવેમુલ્લા કાજીઅડા, જીકો પઢણ કુરાણા.**
**રોવે કુડા સુનીસંગ, સચે સાહ ન સીભાણા.**
**રોવે જંદા જોગીડા, જીકો મરત મશાણા.**
**રોવે રોવે સંસારી, તે સઘળો રોવે,**
**એક ન રોવે જીન્ને શાહપીર પાયા.**

## બીજાં જ્ઞાનો !

**હઝ નિમાજ રોજા ધરે, કુડી ક્રિયાએ કામ ન સરે,**
**ત્રણ વેદ ન ધાઈએ મુનીવરભાઈ, તમે કાંરે ખુવો પુરવ જનમની કમાઈ.**
**તે સિવાય કૃષ્ણને માનનારાઓને સદરુદીને કરેલો બોધ.**

જીરે કરશન પહેરલ પીતામ્બર ધોતી, જીરે આજ કલમે કે ભાને ટોપી,
જીરે કરશન ચાલતા તે ટીલડી કાઢી, જીરે આજ કલમે વધારી છે દાઢી.

## પીરાણા ઘટપાટ શાસ્ત્ર-

અલી ઈમામશાહ જ્ઞાન બોલીઆ, અને સાંભળો મુનીવર ભાઈ,
જો પ્રગટ ટાણે આવી મળો, તો સાચી તમારી કમાઈ.
ભાઈ પ્રગટ ટાણું જે કહીએ, અને ઘટપાટની વેળા જોવાય,
તેત્રીસ ક્રોડી દેવ આવી મલ્યા, ત્યાં સાહેબ પુરશે વાસ,
તાંહાં જાખા મેઘા કે નર આવી મળે, આવે કરણ કલફના કરોડ,
તે ઠેકાણે આવશો તો સાચી તમારી કમાઈ.
અહીં સાચે ઈમાને જે કોઈ આવશે અને સાચા મુનીવર સોય.
તેના ઈકોતેરસો સરગે સિધારશે, તેને રાહમાં ન રોકે કોય,
ભાઈ લોક લજ્યા નવ રાખીએ, લાજે વણસે જીવોનાં કામ,
ભાઈ સગાં કુટુંબ બેની બાંધવા, તે નહીં આવે જીવોની સંગાથ.
જે કોઈ બાવન ઘાટરે ઉતરી ગયા, અને પોંચ્યા તે સર્ગ દુવાર,
તે હરખે અમરાપુર મહાલશે, તેતો સહે નહીં પામે લગાર,
જો શરનાં સાટારે કીજીએ, અજે સુખ ગણેરાં થાય,
રાજા હરીચંદ જેવાં ફળ પામીએ વીરા તેથી અદકેરા લખાય,
આ દુનિયા દોલત એક પળ છે, લોભે લાગા ભૂલી નવ જાઓ,
જો હાથમાંથી હીરો હારશો, પછી આગળ ક્યાં થકી પાઓ,
ચાર યુગ ગયારે તમને ઢુંઢતા, અને હજુના લાગો છેહ,
કોલ પ્રમાણે દીધી વાચા પાળજો અને અથરવેદ આણી દેહ,
ભાઈ કલમો પઢોરે તમે સતનો અને ખરી દશોંદ દેઓને આજ,
જે દશમે તે ગોર નર આવીઆ, મુનીવર ભાઈઓનાં કરવારે કાજ,
તમે ચેતી શકાય તો ચેતજો અને વેળા તે વહી વહી જાય,
હાથે આવીઆરે ફલ રાખજો ફળી ફળી એ ફલ નહિ થાય.
ત્રણ યુગ મારે ત્રણ ટોળ બાંધીઆં અને ચોથે પ્રગટ હોય.
આજ જગમાં દીન જગાવીઆ, અલ્લીમેદી વિના નહિ કોઈ,
ભાઈ સતપંથ સેવોરે સત ભાવ શું તમને મળીને સતગોર પીર,

**જેણે દરશન કીધાંરે ગત તીરથનાં તેનો વૈકુંઠ પોતેરે જીવ,**
**તેને આપ સમાન સાહેબ ઓકરે, અને બાંધશે કાંટારે તોલ,**
**ખરી કસોટી કરાવશે તો હીરા પામસો મુલ અમુલ,**
**અમીરસની વેળા મોટી કહીએ અને કાયર ન થાઓ મુનિવર ભાઈ,**
**આજે મહાદન વેળાની સંપજ છે તમને મુક્તિનો રાહ બતાએ,**
**ચાલીશ ઈમામ પુરા થયા અને અવતાર દશમો લખીઓ,**
**અસુરા દાણવને સણગારશે અને રૂખેસરોને કરાવશે રાજ,**
**સાહેબ પુજાનાં ફળ પામશો તે જાણશો નિરધાર,**
**અથરવેદમાં એમ ભાંખીયો, મુનિવર રોકી જેઓ તમ કાજ,**
**જો મન મંડાણ કીજીએ તો વૈકુંઠ પામીએ ઠામ,**
**ભણે ગોર ઈમામશાહ સુણો મુનીવરભાઈ વેદ વિચારીને ચાલો,**
**ભરમે ભંડારો કીજીએ, તો સહી અમરાપર મ્હાલો.**

ઉપર પ્રમાણે ઘટપાટની ક્રિયા થાય છે. બંધુઓ ! આપ જોઈ શક્યા હશો કે પીરાણા સત્‌પંથ ધર્મમાં કેવા પકારનું હિન્દુપણું છે ! માત્ર ભોળા લોકોને ભોળવી **દસોંદ** લેવી અને તે સિવાય આપણા શુદ્ધ સનાતન ધર્મની એ સત્‌પંથમાં બદનક્ષી કરવામાં આવી છે, એટલુંજ નહીં પણ તમે જો દશમો નકલંકી અવતાર જે આપણા ખાનામાં વંચાય છે તે જો તમો સાંભળો તો તમને ગપગોળાની એવી તો ખબર પડશે કે આ એ ધર્મની રચના કેટલીક મુર્ખાઈ ભરી તેમજ એક બીજા ધર્મમાં, અથડામણ કરે તેવી છે. એ સંબંધે હમણાં થોડા દિવસ થયા વીરાણીવાળા સ્વધર્મ મંડળના એક મુખ્ય આગેવાન ભાઈ નારણજીભાઈ રામજીભાઈએ પટેલ ફકીરદાસ ગોપાળદાસને તેના લેખનો જવાબ આપ્યો છે તે વાંચ્યાથી આપ જાણી શકશો. તે સિવાય એ ધર્મમાં પાંડવો હતા તે પાંડવોએ મહાભારતની લડાઈનું પાપ ઉતારવા પાંચ પાંડવોએ ગાય !! કાપીને સતીને માથે લેવડાવીને હસ્તીનાપુર નગરીના ચૌટામાં ફર્યા તેથી સર્વ પાપ ઉતરી ગયા !

**પાંચે પાંડવે મલી ગૌવધ ! કીધી, અને મસ્તક ચામડાં સતીએ લીધાં.**
**હસ્તીનાપુર નગરીનાં ચોરાશી ચૌટાં, તે ચૌટે ચૌટે પાંડવો ફર્યા.**
**જાણી જોઈને ત્યાંના લોકો નિંદા જો કરી, તો મુરખ રહ્યા હાથ ઘસતા.**

તેવી જ રીતે એક બીજુ જ્ઞાન, મહા સત્યવાદી મહારાજા હરીશ્ચંદ્રના માટે પણ છે, તે એવી રીતે કે ‘‘હરિશ્ચંદ્રની સ્ત્રી તારામતી રોજ પતિને સુતા મૂકી ! સત્‌પંથની ઘટપાટની ક્રિયામાં હાજર થતી. એક દિવસ મોડું થયું એટલે પુંજા થઈ ગઈ. પછી તારામતી ગઈ એટલે જમાતે પૂછ્યું કે કેમ મોડું થયું ? રાણી બોલ્યાં કે રાજા સુતા હતા તે જાગી ઉઠ્યા, તેને ફરી સુવાડતાં વાર લાગી. પછી તારામતીનો હંસલો ઘોડો કાપીને તેની પ્રસાદી જમાતની હથેલીમાં આપી અને પછી નુર છાંટીને બેઠો કીધો. પછી પાછાં ઘોડા ઉપર બેસી તારામતી પોતાના દ્વારે આવીને છાનાંમાનાં સુઈ ગયાં.’’ બંધુઓ ! આ એ વાત તદ્દન હડહડતી જુઠી છે, શુદ્ધ આર્ય સનાતન ધર્મનું જબરજસ્ત

અપમાન કરનારી બીના છે. સત્યવાદી મહારાજા હરિશ્ચંદ્ર તેમજ તેમની સતી રાણી તારામતી જે પતિભક્તિના પ્રતાપે પોતાના ધણીના વચનના કરજમાં એક નીચને ત્યાં વેચાયાં હતાં, એવાં મહારાણી તે પતિને ઉંઘતા મૂકી આવા નીચ ધર્મમાં ભળે ? સત્‌પંથમાં જીવ હિંસા થાય છે !

ઉપર જણાવ્યા પ્રમાણે સત્‌પંથે સત્યવાદી ધર્માત્મા ધર્મ અને પાંડવોના હાથે ગાય !! કપાવ્યાનું તેમજ સતીરાણી તારામતીના ઘોડાને કાપી પ્રસાદી ! લેવી આતે કયા પ્રકારનું હિંદુધર્મ કહેવાય ? બંધુઓ, સમજો સમજો હવે તો હદ વળી ગઈ છે, આપણા વડીલોએ ગમે તેવી ભૂલો કરી હોય, અને તેઓ ભોળા હતા તેનો લાભ આ પ્રમાણે વિધર્મીઓએ લીધો છે, પરંતુ આપણે હવે આંખ ઉઘાડી જુઓ કે આપણે કેવા પ્રકારનો ધર્મ પાળીએ છીએ ? એટલુંજ નહીં પણ ભોળા લોકોને હિંદુપણામાંથી **મુસલમાની રાહત ઉપર લઈ જવા** કેવા કેવા પ્રપંચ તેમ ઠગબાજીઓ રચવામાં આવી છે તે હું આપને કહીશ.

**હેજી દુનિયામાં જેની માટી બળે, ભાઈ તેનાં મોઢાં કાળાં થાય.**
**સત્‌પંથ વિના સરવે ખોટાં કહીએ, અને ખોટા તે સરવે ધામ.**
**પણ આલ ઈમામમેની સેવીએ, તો પહોંચીએ બહેસ્ત મુકામ.**

આપણા વડીલો જે અગ્નિસંસ્કાર કરતા હતા તેને ઉપર પ્રમાણે કાળાં મોઢાં ! થવાનો બોધ આપવામાં આવ્યો છે અને તેમને એક પ્રકારે અંધશ્રદ્ધાપૂર્વક ઠસાવવામાં આવ્યું છે કે સત્‌પંથ વિના બીજા સઘળા પંથો ખોટા છે ! બંધુઓ મારી આંખ ઉઘડી છે અને હું સત્યતા પૂર્વક કહું છું કે બધા ધર્મો સાચા છે. માત્ર એકજ સત્‌પંથ ધર્મ હડહડતો જુઠો છે. જેણે પૈસા પ્રાપ્ત કરવા હિંદુ મુસલમાન ધર્મનો ખીચડો બનાવ્યો છે. જે ધર્મમાં હિંદુઓના ધર્માત્મા પુરૂષોની જુઠી કહાણી લખી ને મહાત્માઓના પવિત્ર જીવનને કલંકિત રીતે આલેખ્યાં છે તેટલુંજ નહીં પણ મુસલમાની ધર્મને પણ એ સત્‌પંથ ધર્મે ધીક્કારી કાઢ્યું છે તે એટલા ઉપરથી સિદ્ધ થાય છે કે “ હજ નિમાજ રોજા ધરે કુડી ક્રિયાએ કામ ન સરે. રોવે રોવે હિન્દુડા દુજા મુસલમાના, રોવે મુલ્લાં કાજીડા, જીકો પઢણ કુરાણા.'' કુરાને શરીફના વિચારો પણ એ ધર્મે માન્ય કર્યાં નથી. બંધુઓ ! કેટલી બધી અંધાધુધી સત્‌પંથમાં ચલાવી છે તે તમે જોઈ શક્યા હશો. હવે હું આપને પીરાણા ધર્મ કેવા પ્રકારનું હિંદુધર્મ છે તેના થોડાક જ ફકરા આપને કહી સંભળાવીશ.

**“ફરમાનજી બીસમલ્લા, હર રહેમાન નર રહીમ સત્‌ગોર પાત્ર બ્રહ્મા,**
**ઈંદ્ર ઈમામશાહ આદ વિષ્ણું નરીજન નરઅલી મહમદશાહ.**

**“ ‘સત્‌ગોર પીર સદરદીન, સત્‌મોર પીર કબીરદીન, સત્‌ગોર પીર સાહેબદીન, સત્‌ગોર પીર નસીરદીન, સત્‌ગોર પીર સમસદીન, નરઅલી નીરંજન નામ નબીનુર સતગોર તમારી દુવા.”**

## ખાનામાં પગે લાગવાની દુવા !

**આદ નારાયણને હેજંદા, બ્રહ્મા વિષ્ણુ માહેશ્વરને હેજંદા, આદ્ય શક્તિ લક્ષ્મીને હેજંદા, સાત ફીરસતાને હેજંદા, બાવા આદમ, મામા હવાને હેજંદા, હક સામુર તુજા અલીને હેજંદા, બીબી ફાતમાને હેજંદા, સતર સહશ્ર હુસેની કુલ કાયમના પરિવારને હેજંદા, ધરતી આસમાનને હેજંદા, પવન પાણીને હેજંદા, ચંદ્ર સુરજને હેજંદા, નવ લખ તારાને હેજંદા, બાર મેઘને હેજંદા, નવ કુલ નાગને હેજંદા, સાત સમુદ્રને હેજંદા, નવસો નવાણું નદીઓને**

**હેજંદા, સાત વાર સત્તાવીશ નક્ષત્રને હેજંદા, પંદર તીથિ અને બાર કરણને હેજંદા, નવ ગ્રહેને હેજંદા, સાત દ્વીપને હેજંદા, નવખંડ પૃથ્વીને હેજંદા, ચોવીશ મુલકને હેજંદા, અષ્ટકુલ પર્વતને હેજંદા, અઢાર ભાર વનસ્પતિને હેજંદા, ચાર વેદ તાર કીતાબને હેજંદા, અગ્નિ તેજ અન્નદેવને હેજંદા, આદ ઉતમના દેવને હેજંદા, ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમને હેજંદા, નવ નાથને ચોરાશી સિધ ને હેજંદા, અઠાસી સહશ્ર ઋષિઓને હેજંદા, એક લાખ એંસી હજાર પીર પેગંબરને હેજંદા, નવાણુ ક્રોડી જાખાને હેજંદા, છપ્પન કોટી મેઘાને હેજંદા, બત્રીસ ક્રોડી કેનરને હેજંદા, સાત ક્રોડી હરિશ્ચંદ્રને હેજંદા, બાર કોડી કમળા કુંવરને હેજંદા, કુલ રૂખેસર ગત ગંગાને હેજંદા, મુખી મુસાફરને હેજંદા, ચૌદ ભવના દેવ લોકને હેજંદા, કરણ કલફના અનંત ક્રોડીને હેજંદા, નબી નુર સત્ ગોર નર સલામસાહ અમારા ગુન્હા બક્ષો; સત્પંથના માર્ગમાં ભર્યા પુર્યા રાખો, લક્ષ ચોરાશીનો ફેરો ટાળો તેત્રીસ ક્રોડીના મેળા આપો, જંબુદ્વીપના ધણી સત્ગોર ઈમામશાહ નર અલી મહમદશાહ હક લાએ લાહે લલાહે મહમદુર રસુલ્લાહે.**

હું આપને પ્રથમ કહી ગયો તે પ્રમાણે આ દુવાનો દરેક ઠેકાણે ઉપયોગ થાય છે અને તે ઉપરથી નક્કી સમજાય છે કે પીરાણા ધર્મ ન હિંદુ ધર્મ છે તેમજ ન મુસલમાની ધર્મ છે. એ ધર્મનાં બીજાં પણ પુસ્તકો હાથનાં લખેલાં ઘણાં છે. એકવીશ પરીની વાત આવે છે તે પણ એવાજ ગપગોળા વાળી છે. બંધુઓ ! પીરાણાધર્મ સંબંધે ઘણું કહેવાનું છે પરંતુ અહીં મારે હજુ બીજા વિષય ઉપર બોલવાનું છે જેથી આ પ્રકરણ બંધ કરૂં છું.

પીરાણાની ગાદીના અધ્યક્ષ લક્ષ્મણકાકાને માટે થોડી હકીકત હું આપને કહીશ. મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે પીરાણા ધર્મની ગાદીના અધિપતિ લક્ષમણકાકા હોવા છતાં તેઓએ આજ દિવસ સુધી કોઈ પણ દુનિયાની નજર આગળ પ્રશંસાને પાત્ર એક પણ કાર્ય કર્યું નથી. એમના વખતમાં સુધારાની ચળવળનો જમાનો પસાર થાય છે, છતાં તે જમાનાનો લાભ કાકાએ તેમના ધર્મના અનુયાયીઓને આપ્યો નથી. માત્ર પૈસો સંગ્રહ કરવામાં જ ખબરદારી રાખી છે, પરંતુ તે પૈસાનો સદ્ઉપયોગ કર્યો નથી, એમ હું આપને ખાસ ભાર મૂકીને કહું છું. ધર્મગુરૂ હોવા છતાં ખાસ તેણે વહેપારી જેવું જીવન ગાળ્યું છે અને એ તેમની વહેપારી બુદ્ધિને લઈ ઘણા તેમના ધર્મના અનુયાયીઓ નારાજ પણ થયા છે, જેનો એક ખાસ દાખલો હું તમને કહી સંભળાવીશ. આપણા કચ્છના પાટીદારોએ પણ કાકો મીલના શેરોનો સટ્ટો કરે છે તેવો વાંધો ઉઠાવ્યો હતો, પરંતુ તે સિવાય ગુજરાતમાં પણ તેમના અનુયાયીઓ વારંવાર અવાજ ઉઠાવતા. વખતો વખત મિટીંગો ભરી ઠરાવો કર્યા છે તેજ પ્રમાણે છેલ્લી સુરત જીલ્લાના સોળ ગામની એક ગંજાવર મિટીંગ સુરત બોળીઆ મુખીને જમાતખાને મળી હતી તેમાં ઠરાવ કરવામાં આવ્યો હતો કે જો લક્ષ્મણકાકો મીલશેર વેચી ન નાંખે તો એમને દશોંદનાં નાણાં ન આપવાં તેમજ પધરામણી પણ ન કરવી. તે પ્રમાણે ગઈ સાલમાં લક્ષ્મણકાકા પોતાના દરબાર સહિત જમાતમાં ફરવા નીકળ્યા હતા, તેમાં બીજા ગામોની જમાતો પૈકી પોતે કરેલા ઠરાવ પ્રમાણે ફક્ત ભીમપુર, ડુમસ ગામની જમાતે લક્ષ્મણકાકાની પધરામણી કરી નહીં. તેમજ દશોંદનાં નાણાં પણ આપ્યાં નહીં. તે વચન પાળવા માટે તેમને ધન્યવાદ ઘટે છે અને વધુ ધન્યવાદને પાત્ર એ કાર્ય કીધું છે કે લક્ષ્મણકાકાએ પોતાની જમાતમાં એવી રીતનાં કાર્ડ મારફતે સરક્યુલરો ફેલાવ્યાં કે સાધલી ગામે જે મીલ હતી તે રૂપિયા બાવીસ હજારમાં વેચી નાંખી છે. તે ઉપર વિશ્વાસ લાવી ભીમપુરની જમાતના દશોંદનાં નાણાં આપવા તૈયાર થઈ ગયા હતા. પણ એક મહાશયને તે બાબતની ખાત્રી માટે તજવીજ કરતાં જણાયું કે તે વેચવાની વાત ખોટી છે. પરમાત્મા ! ધર્મ ગુરૂઓ જેવા ગણાતા, સદ્બોધ આપનારા જગતમાં પ્રસિદ્ધ ગણાય છે તેવા મહાત્માઓ આ પ્રમાણે ઠગબાજી રચે, સ્વાર્થ ખાતર લોભરૂપી

પાપનો હિસાબ પણ ન રાખે. બંધુઓ ! હું જે હકીકત તમને કહી ગયો છું તે સાચી છે છતાં પણ અંધશ્રધ્ધાળુ ભાઈઓ પોતાની અજ્ઞાનતાની ઉંઘ ઉડાડી પોતાની ખરી મહેનતના પૈસા કાકાને વેપાર કરવા અથવા મોજ મજા કરવા ન આપતાં પોતાની જ્ઞાતિના હિતમાં વાપરશે એવી હું આશા રાખું છું. તે સિવાય કાકાશ્રીના બીજા ગુણ દોષો તરફ મારે કશું કહેવાનું નથી. કાકાશ્રીને પરમાત્મા સદ્‌બુદ્ધિ આપે અને જે ધર્માદા નાણાં તેઓના કબજામાં છે તે નાણાંમાંથી-નથી તેમને બૈરી છોકરાં કે તેમના ભરણ પોષણ માટે તેમને એ મુડી રાખી જવાની છે-ધર્માદા નાણાં છે અને એ નાણાંનો જે એવો વહીવટ કરે છે તે જો સારે રસ્તે દુનિયાને ઉપયોગી થાય તેમ વાપરશે તો પરમ કૃપાળુ પરમાત્મા તેમને પણ એ સત્ કર્મનો બદલો આપ્યા સિવાય નહીં રહે એટલુંજ કહી કાકા સાહેબના માટે, જે મારૂં બોલવું થયું છે તે હું પુરૂં કરૂં છું.

તમોએ મને જ્ઞાતિહિતના માટે બોલવાની આજ્ઞા કરી છે તેથી હું પણ મારા સાચા હૃદયના ઉદ્‌ગારો આપને કહી બતાવીશ. બંધુઓ ! આપણી કચ્છની જ્ઞાતિને જે પીરાણા ધર્મનું કલંક છે તેમજ આપણે કાકા વગેરેની હકીકત જોઈ ગયા પરંતુ આપણા દેશમાં આપણી જ્ઞાતિના આગેવાનોનો જુલમ પણ કંઈ જેવો તેવો નથી. હું જ્યારે જ્યારે વિચાર કરૂં છું ત્યારે આપણા જ્ઞાતિ આગેવાનોની મુગલાઈ સત્તાથી આપણા જ્ઞાતિ બંધુઓની પાયમાલી થઈ છે અને થાય છે તે ચીતારો મારા હૃદયમાં ત્રાદશ્ય ખડા થાય છે. બંધુઓ ! આપ સહુ કોઈ જાણો છો કે, આપણે તેમજ આપણા બંધુઓ કચ્છ છોડી મુંબઈ, કરાંચી, કલકત્તા અને આફ્રિકા સુધી પોતાનું તેમજ પોતાના બાળ બચ્ચાનું ભરણ પોષણ કરવા ધંધાર્થે પરદેશ વેઠે છે. ભગવતી કુળદેવી, ઉમિયા માતાની કૃપાદષ્ટિથી ધંધા રોજગારમાં સારી રીતે પૈસા પ્રાપ્ત કરે છે, અને લક્ષ્મી દેવીની કૃપાથી તેઓ આચાર વિચાર પણ ઉત્તમ પ્રકારના પાળે છે, જેને શ્રીદેવીની કૃપા થાય છે તે પોતાની સ્ત્રી તેમજ બાળકોને સોના રૂપાના દર દાગીના તેમજ સારાં લુગડાંલત્તાં પહેરાવે છે, પરંતુ એ દોલત, એ દાગીના અને લુગડાંલતાં પહેરી કચ્છની અંદર (દેશમાં) જ્યારે જાય છે ત્યારે માંડવીના કિનારે ઉતરતાંજ તે સઘળાં ઉતારી નાંખવામાં આવે છે ! કારણ કે કચ્છના આગેવાનોનો જુલમ ! તેઓના મગજમાં ઘણો તાજો જ હોય છે, જે કોઈ સારાં કપડાં તેમજ દાગીના પહેરી પોતાના ગામમાં જાય તો જ્ઞાતિ આગેવાનો તેને એ સઘળુ ત્યાગી દેવા હુકમ કરે છે, અને જો તે ના માને તો તેઓને નાત બહાર કરે છે ! આવા સેંકડો દાખલાઓ તો મને યાદ છે એટલું જ નહીં પણ કોઈ બંધુ પરમાત્માની કૃપાથી તીર્થયાત્રાએ જાય અને ત્યાં પવિત્ર ગંગા, યમુના, સરસ્વતી ઈત્યાદિ નદીઓમાં નાહી આવે તોપણ કચ્છમાં જાય ત્યારે તેને પવિત્ર કરવા માટે પીરાણાધર્મની અમીની ગોળી ! પીએ ત્યારે પાવન થયો ગણાય !! જે કોઈને એવી શંકા થાય કે હું તીર્થયાત્રા કરી આવ્યો છું અને એ ગોળી નથી પીવી તો તેને નાત બહારની સજા થાય ! બંધુઓ ! આ જુલ્મી સત્તા તમને સાધારણ જણાય છે ? જ્ઞાતિ આગેવાનો તદ્દ્ન સ્વાર્થી છે-અધર્મને પોષનારા છે તેની કોઈથી ના કહી શકાય તેમ નથી. તેઓ છડેચોક લાંચ રૂશ્વતો લઈ ગમે તેવું સાચું ખોટું કામ કરતાં અચકાતા નથી. જ્ઞાતિ આગેવાનોના ભયંકર જુલમી ત્રાસના દાખલા જો હું તમને આપું તો આખી રાત નીકળી જાય તેમ છે, પરંતુ મને કહેતાં શરમ થાય છે કે નાતના આગેવાનોની આપણા ગરીબ બંધુઓ પ્રત્યે જે દુષ્ટ લાગણી અને સ્વાર્થીપણું છે તેના લીધે તેઓ પણ કદી ઉંચે આવી શકે તેમ નથી. પરમાત્મા તેમને પણ સદ્‌બુધ્ધિ આપે. નાતની પટલાઈ કરનાર પટેલીઆઓ કેવા દયાળુ પરોપકારી અને નીતિવાન હોવા જોઈએ તેનું તો તેઓને કશું ભાનજ નથી. જો કે બધા પટેલીઆઓ તેવા નહીં હોય પરંતુ ઘણે ભાગે તો મને તો નીચજ જોવામાં આવે છે, એટલું જ નહીં પણ કેટલાક તો અંદર એવા માણસો છે કે પોતે ભક્ત તરીકે ઓળખાવે છે અને તેઓનાં કુકર્મો એવાં નીચ અને નાલાયક છે કે આ સભામાં મારાથી તે બોલી પણ શકાય નહીં.

## ૧. દાણા બંદર સભા ૧લી - દી. 01-Aug-1918

ધર્મના ધતીંગોથી કેટલાક નીચ નર પિશાચોએ અનેક અબળાઓની લાજ લૂંટી છે અને તેઓને અનીતિના રસ્તે દોર્યાં છે છતાં પોતે ભક્ત તરીકે ઓળખાવે છે ! પ્રભુ તેવાને પણ સુબુદ્ધિ આપે. મેં આપની પાસે આપી જ્ઞાતિના આગેવાનોની તેમજ પીરાણા ધર્મની અને પીરાણા ધર્મના ધર્મગુરૂ લક્ષ્મણકાકા વગેરેની કર્મ કથા કહી છે.

હું આપની પાસે જે જે બોલ્યો છું તે અતિશયોક્તિ ભરેલું સમજશો નહીં. પરંતુ હું આપને ખાત્રી આપું છું કે જેટલું બોલ્યો છું તે અનુભવ સિદ્ધ બોલ્યો છું, અને આપ સમજી શક્યા હશો કે આપણી જ્ઞાતિ કઈ દશાએ પહોંચી છે. આપણી જ્ઞાતિમાં કેટલો બધો અધર્મ યુક્ત સડો છે? ભગવતી ઉમિયા માતા તમને તેમજ મને સદ્‌બુદ્ધિ આપે અને આપણી જ્ઞાતિની જે દુરદશા થઈ ગઈ છે તે સુધારવા માટે આપણને બળ, શક્તિ આપે એવી ઉમિયા માતા પ્રત્યે મારી પ્રાર્થના છે. બંધુઓ ! તમો બધા એક સંપથી અત્રે એકત્ર થયા છો અને કાળજીથી તમોએ મારૂં ભાષણ ધ્યાન રાખી એક ચિત્તે સાંભળ્યું છે અને મને તમોએ જે પ્રમુખપદ આપી અમૂલ્ય માન આપ્યું છે તે માટે હું ફરીવાર તમારો આભાર માનું છું અને આશા રાખું છું કે જે વિચારો અહીં દર્શાવવામાં આવ્યા છે તે વિચારોનું તમે સારી રીતે મનન કરશો, અને આપણી જ્ઞાતિમાં જે જે ધર્મ બાબતે તેમજ જ્ઞાતિના અગ્રેસરોની આપખુદી સત્તાથી આપણા ઘણા બંધુઓ હવે ત્રાસી ગયા છે તેને મદદ કરવા આપ કટીબદ્ધ થાઓ એવી હું આશા રાખું છું. વળી આજે તમો શ્રમ વેઠી અત્રે ભેગા થયા છો તે સાર્થક કરશો એવી ઉમેદની સાથે હું મારૂં બોલવાનું બંધ કરૂં છું. અને સાથે સાથે આપણી કુળદેવી ઉમિયા માતાને પ્રાર્થના કરૂં છું કે તારા અજ્ઞાન બાળકોને તું સદ્‌બુદ્ધિ આપવા કૃપાવંત થા ! અસ્તુ.

ઉપર મુજબ પ્રમુખનું ભાષણ ખલાસ થયા પછી સભાએ જે ઠરાવો કરીને દેશના આગેવાનો ઉપર મોકલવાના હતા તે ઠરાવો આગલી સભામાં તૈયાર કરી લાવવાનું કેટલાકને સોંપવામાં આવ્યું હતું તે દરેકમાં સુધારા વધારા કરવા જણાય તો તે કરીને સભા સમક્ષ રજુ કરવા માટે નીચે પ્રમાણે ભાઈઓની એક સબજેક્ટ કમિટી નીમાઈ હતી.

૧. કણબી રતનશી ખીમજી ખેતાણી
ગામ વીરાણીવાળા સભાના પ્રમુખ.
૨. મેઘજી ભાણજી, રૂડાણી દેવીસરવાળા.
૩. મનજી, કાનજી રંગાણી મમાઈ - મોરાવાળા.
૪. હંસરાજ નારણ રૂડાણી - કોટડાવાળા.
૫. કાનજી પચાણ જબુવાણી - નખત્રાણાવાળા.
૬. ધનજી લધા પારસીઆ - ભેરૈયાવાળા.
૭. દેવશી પ્રેમજી વેલાણી - ભેરૈયાવાળા.
૮. પરબત દાનાભાઈ ભાદાણી - ઐયરવાળા.
૯. વાલજી હરજી, રંગાણી - ગઢશીશા.
૧૦. જીવરાજ ખીમજી ખેતાણી - વીરાણી.
૧૧. વેલજી ખીમજી ખેતાણી - વીરાણી.
૧૨. રાજા લધા વાસાણી - વીરાણી.
૧૩. જેઠા શીવજી, વાસાણી - વીરાણી.
૧૪. ખીમજી કાનજી, સેંધાણી - ગઢશીશા.
૧૫. લખુ કાનજી સેંધાણી - ગઢશીશા.
૧૬. અરજણ ધનજી રંગાણી - ગઢશીશા.
૧૭. કાનજી રતના સેંધાણી - ગઢશીશા.
૧૮. અરજણ માવજી નાકરાણી - સાંયરા.
૧૯. હીરજી ખીમજી સેંધાણી - ગઢસીસા.
૨૦. હંસરાજ રતના રંગાણી - મમાઈમોરા.
૨૧. માવજી શ્યામજી લીંબાણી - દેશલપર
૨૨. વીસરામ ધનજી સેંધાણી - દેશલપર.
૨૩. નારણ વાલજી સેંધાણી - મમાઈમોરા.
૨૪. માવજી રામજી લીંબાણી - દરશડી.
૨૫. સામજી રતના સેંધાણી - ગઢશીશા.
૨૬. રામજી લાલજી રામજીઆણી - ગઢશીશા.
૨૭. પેથા કચરા સાંખલા - વીભાપર.
૨૮. લાલજી ગોપાલ સેંધાણી - ગઢશીશા.
૨૯. નારાયણ જીવરાજ પજવાણી - ખોંભડી.

ઉપર પ્રમાણે મેમ્બરોની કમિટી ઠરાવો તપાસવામાં રોકાઈ હતી અને બાકીના સભાસદો ચા પાણી લેવા ઉઠ્યા હતા. રાતના નવ વાગયાના અરસામાં સબજેક્ટ કમિટીના મેમ્બરો સભામાં ભાગ લેવા આવ્યા હતા અને તે કમિટીએ પસાર કરેલા ઠરાવો તે જ મિટીંગમાં પસાર કરવાના હોવાથી સભાના દરેક મેમ્બરો આવી જતાં પ્રમુખ સાહેબે સભાના કામકાજની શરૂઆત કરવાની સુચના કરી હતી. નીચે પ્રમાણેનો ૧ લો ઠરાવ પ્રમુખ સાહેબે રજુ કર્યો હતો અને તાળીઓના અવાજ વચ્ચે સર્વાનુમતે પસાર થયેલો પ્રમુખ સાહેબે જાહેર કર્યો હતો.

"અમો મુંબઈમાં વસતા કચ્છની કણબી જ્ઞાતિની પ્રજા **મહારાવશ્રી ખેંગારજી સવાઈ બહાદુર** જી.સી.આઈ.ઈ. ના રાજ્યમાં રહી નિર્ભયપણે સુખશાંતિ અને આબાદીથી સુખ ભોગવીએ છીએ. તેના માટે અમો મહારાવશ્રી તથા તેમના કુટુંબ સહપરિવારનું દીર્ઘાયુષ્ય ઈચ્છીએ છીએ.''

નીચે પ્રમાણેનો બીજો ઠરાવ **ભાઈ વેલજી ખીમજી ખેતાણી - ગામ વીરાણી** વાળાએ રજુ કર્યો તે-

**ઠરાવ બીજો-** "પીરાણા ધર્મ સંબંધી અનેક જણાઓએ લેખો લખી તેમજ પુસ્તકો છપાવી એ ધર્મ અર્ધદગ્ધ પંથ છે એમ સાબિત કર્યું છે, પરંતુ તેના રક્ષણ અર્થે આપણા ધર્મગુરૂ લક્ષ્મણકાકા તથા અન્ય કાકાઓ પીરાણા ધર્મનો બીલકુલ બચાવ કરી શકતા નથી. દુનિયામાં બીજા માણસોની સાથે પ્રસંગ પડતાં પીરાણા ધર્મની ટીકાથી ઘણુંજ શરમાવું પડે છે. આપણે હિંદુ હોવા છતાં ન હિંદુમાં તેમજ ન મુસલમાનીપણામાં લેખાઈએ છીએ એ આપણી જાતને માટે ઘણું જ શરમ ભરેલું છે તેથી આ સભા એવો ઠરાવ કરે છે, કે જે ધર્મ પાળવાથી હિંદુપણું મટી જતું હોય એવા ધર્મનો સત્વર ત્યાગ કરવાની સુચના કરવાનો સર્વાનુમતે ઠરાવ પસાર કરવામાં આવે છે.''

ઉપર પ્રમાણેનો ઠરાવ રજુ કરતાં તેમણે જણાવ્યું કે-

મહેરબાન પ્રમુખ સાહેબ અને જ્ઞાતિ બંધુઓ અને બહેનો ! હું આજે આપની સમક્ષ આપણી સભાએ જે બીજો ઠરાવ પસાર કરવાનો છે તે વાંચી ગયો છું; તે વિષે થોડું બોલવા ઈચ્છું છું. આશા છે કે આપ સર્વ ભાઈઓએ મે. પ્રમુખ સાહેબનું ભાષણ એકચિત્તે સાંભળ્યું છે તેવી જ રીતે આ સેવકના પણ બે શબ્દો શાંતિપૂર્વક સાંભળશો.

ભાઈઓ ! પીરાણા ધર્મ બીલકુલ હિંદુ ધર્મ તો છે જ નહીં એમ આખો જનસમાજ કહે છે. તેમજ પ્રમુખ સાહેબના ભાષણથી આજ આપણને વધુ જાણવાનું મળ્યું છે છતાં એ ધર્મ સત્પંથ તરીકે ઓળખાવે છે, છતાં એના ધર્મકોષમાં ગુપ્ત ધર્મ છે ! ભાઈઓ આપ સહેજ સમજી શકશો કે ધર્મ કોઈ દિવસ ગુપ્ત હોય જ નહીં. આપણા ભોળા બંધુઓને ભોળવવા તેમજ પીરાણાપંથી અન્ય સેવકોને પોતાની જાળમાં ફસાવવાનો આ નીચ મંત્ર છે. સ્વાર્થ સાધવાનો સીધો પ્રપંચ છે. જે ધર્મને આજ દિવસ સુધી દુનિયામાં ગુપ્ત રાખવામાં આવ્યો છે અને એ ધર્મના સેવકોને ખાસ કહેવામાં આવે છે કે, પીરાણા સત્પંથની બીજા અન્યપંથ વાળાઓને કંઈપણ વાત કરવી નહીં ! એ સઘળું શું સુચવે છે ? તે આપ સમજી શક્યા હશો. કચ્છના કણબીઓની આવી અધમ દશા શાથી આવી તેના માટે જો તમો મને પુછતા હો તો હું કહીશ કે પીરાણાનો ધર્મ જે હિંદુ તેમજ મુસલમાન એવા અર્ધદગ્ધ પણા જેવું છે તે આપણા વડીલો ભોળા હતા અને ભોળવાઈને એવા ધર્મનો સ્વીકાર કર્યો જેથી શરૂઆતમાં જ તેમને પોતાના કુટુંબ કબીલો તજવાં પડ્યાં, તેટલુંજ નહીં પણ ગુજરાત દેશને પણ છેલ્લી સલામ ભરવી પડી અને કચ્છ દેશમાં આવવું પડ્યું. આ શરૂઆતમાં ફળ મળ્યું છે અને ત્યાર પછી પીરાણા ધર્મના ફળ રૂપે આપણે આસ્તે આસ્તે હિંદુ ધર્મથી ઉતરતા ગયા અને આજે તો આપણામાં એટલો મોટો ફેર પડી ગયો છે કે આપણને દુનિયાને કણબી તરીકે ઓળખાવતાં પણ શરમ થાય છે. બંધુઓ ! આ સઘળું શાથી થયું તે તમે સમજો તો સહેજમાં સમજાય તેવું છે.

## ૧. દાણા બંદર સભા ૧લી - દી. 01-Aug-1918

પીરાણાના જેવું ધર્મ અને આપણા ખરી મહેનતના પૈસા સદ્‌માર્ગે વાપરવાને બદલે કર્મબંધન લાગે એવી જગાએ વપરાવવાથી આપણી બુદ્ધિ નષ્ટ થઈ ગઈ છે, આપણા દેશમાં પીરાણા ધર્મને પ્રશંસા કરનાર તેમજ કણબીઓને અવળે રસ્તે દોરનાર પીરાણા ધર્મ તેમજ પીરાણા ધર્મના અધ્યક્ષ કાકાઓ તેમજ સૈયદો છે, કારણ કે તેઓને પાકો પૈસા મેળવવાનો સ્વાર્થ છે. બંધુઓ ! મને ઘણી દીલગીરી થાય છે કે, કાકાઓ તેમજ સૈયદોને તો પૈસા પ્રાપ્ત કરવાનો સ્વાર્થ છે તેથી અવળે રસ્તે દોરવા તે પ્રયત્ન કરે છે, પરંતુ હમણાં થોડાજ દિવસો થયાં આપણા કચ્છમાં કણબીઓમાં પણ એવા અસુરો જાગ્યા છે કે તેઓની વાત યાદ કરતાંમાં મારાં રૂંવે રૂંવાં ઉભાં થાય છે. કણબી ભાઈઓની વધુ પાયમાલી કણબી આગેવાન પટેલીઆઓએ કરી છે એમ મારૂં કહેવું નથી પરંતુ મારૂં કહેવું એમ છે કે, હાલમાં ભગત તરીકે ઓળખાતી એક ચંડાળ ચોકડી નામે એક પ્રસિદ્ધ ભગત મંડળી છે જેઓ ખભે કળસીઆ લટકાવી ગામોગામ ફરે છે અને મહેમાનગીરી તરીકે ચરે છે તેવા જાતિદ્રોહી નર પિશાચોની હું તમને શું વાત કહું ! વીથોણના ખાનામાં ત્રણ પાંચાડાની નાત સંવત ૧૯૭૨{ Year 1915-16 } ની સાલે ભેગી થઈ હતી તે પ્રસંગે ગામ ખોભડીના ખીમા જીવરાજ ભક્ત તરીકે ઓળખાતા અથર્વેદી એક મૂર્તિની સાથે મારે વાદવિવાદ થયો હતો, ત્યારે જ મને ખબર પડી કે કણબીની નાતને અવળે રસ્તે દોરનાર આવા પરાક્રમી અધમ પુરૂષોની હયાતી છે ખરી. એ ભક્તની સાથે જે સંવાદ થયો એ હું તમને કહેવા બેસું તો ઘણો ટાઈમ જાય તેમ છે. પરંતુ તેના મુખ્ય બોધનો ભાવાર્થ એ હતો કે કલમો પડવો ઘરમાં ત્રાંબા પિત્તળના વાસણો રાખવા નહીં અને સૈયદ જે હરીવંશી બ્રાહ્મણ છે ! તેને માનવો અને લગભગ મુસલમાની બધા નિયમો પ્રમાણે વર્તવું તો જ આપણું કલ્યાણ છે ! આવી અધમ વાત એક શુદ્ધ ક્ષત્રિય કણબી વીર કદી સાંખી શકે જ નહી. તેવી જ રીતે હું તથા બીજા અન્ય બંધુઓએ આ વાત સાંભળી તે જ વખતે જ્ઞાતિમાં જાહેર કર્યું કે આ ભગત આવો બોધ આપે છે તેનું કેમ ? તેજ વખતે તે ભક્તની ખરેખરી ખબર લેવામાં આવી હતી. બંધુઓ ! આવા ભક્તોનો ધંધો શો છે તે હું આપને જણાવીશ. ભોળા લોકો જે પરચાની વાતો કરી ભોળવે છે અને પોતાના શિષ્ય બનાવે છે, તેઓની પાસેથી પૈસા કઢાવે છે તે સિવાય બીજા ભક્તો ધનજી દડગો ગોડીઓના તેમજ રસલીઆના મનજી પટેલ અને મહુનો ખીમો પટેલ અને સ્વર્ગવાસી માનકુવાના અખઈમુખી આ લોકો નાતને મુસલમાની રાહત ઉપર લઈ જવા ઓછી મહેનત કરતા નથી, એટલું જ નહીં પણ મેં કહ્યા તે ભક્તોમાં એકાદ બે મૂર્તિઓ તો એવા નીચ અને હલકા ધંધા કરે છે કે ભોળાં બૈરાંઓને-છોકરાં ના થતાં હોય તેવાંને, એમ સમજાવે છે કે ભગતનો હાથ લ્યો ! અને ભગતના પગ ઝાલો ! તો તમને છોકરાં થશે ! આવી રીતે તેઓને અવળે કુકર્મ રસ્તે દોરે છે.

ભાઈઓ ! આવા નીચ ધંધા કરનારા અને નાતમાં ભક્ત તરીકે ઓળખાવનારા નર પિશાચોની પુરતી ખબર લેવી જોઈએ, તેઓનાં છિદ્રો ઉઘાડાં પાડી દુનિયાના લોકોને જાણીતા કરવા જોઈએ, નહીં તો આવા કુકર્મી ગીધોની હયાતિ આપણી જ્ઞાતિને ભાર રૂપ છે. તેઓનાં એટલાં બધાં પાપોની મને ખબર છે કે તે મને બોલતાં પણ શરમ થાય છે, આવા કપટના ભરેલા પાપી સેતાનો આપણા પીરાણા ધર્મના અધ્યક્ષ કાકાના સાચા સ્નેહી તેમજ તેઓના સન્મિત્ર થાય છે ! આપ જોઈ શક્યા હશો કે પીરાણા ધર્મ કેવા કેવા પ્રપંચી માણસોથી સ્વાર્થની ખાતરી નભી રહ્યો છે. જો એ ધર્મ સત્યધર્મ હોય, હિંદુ ધર્મ હોય, તો શા માટે પીરાણા ધર્મની ટીકા કરનારને જવાબ આપી શકતા નથી ? આપણા બંધુઓ માંહેલા કે જેઓ આજથી લગભગ દશ વર્ષ પહેલાં પીરાણા ધર્મને તીલાંજલી આપી શુદ્ધ વૈદિક ધર્મ પાળે છે, તે બંધુઓએ પીરાણા ધર્મની પોલ ઉઘાડી પાડી છે, તેઓને કશો જવાબ આપી શક્યા નથી. તેમજ

## ૧. દાણા બંદર સભા ૧લી - દી. 01-Aug-1918

થોડા દિવસો થયાં આર્ય પ્રકાશ નામના પેપરમાં પેટ ભરીને પીરાણા ધર્મની ટીકા કરનાર મહાશય છીમાભાઈ કે જેણે પીરાણા ધર્મને ફજેતીના ફાળકે ચઢાવ્યો છે તેટલું જ નહીં પણ જે જે પીરાણા ધર્મની પોલ છે તે ખુલ્લે ખુલ્લી કરી છે, છતાં અંધશ્રદ્ધાળુ ભક્ત મંડળી તેમજ પીરાણાના કાકાઓ તેમજ સૈયદો કોઈ પણ પીરાણા ધર્મનું રક્ષણ કરી શક્યા નથી, એથી ચોક્કસ ખાતરી થાય છે કે પીરાણા ધર્મમાં લખ્યું છે કે બીજા અન્ય પંથો ખોટા છે અને આ પીરાણા સત્પંથ એકજ સાચો હિંદુધર્મ છે તે આપ બંધુઓને ખાતરી થઈ હશે કે બીજા બધા ધર્મો સત્ય છે પરંતુ માત્ર એક જ પીરાણા ધર્મજ તદ્દન હિંદઓના માટે જુઠો અને પ્રપંચી ધર્મ છે જે બીજા ધર્મની નિંદા કરે છે તે પોતે જ જુઠો છે એમ સાબિત થાય છે. મહેરબાન પ્રમુખ સાહેબે આજે આપણને પીરાણા ધર્મનું રહસ્ય ખૂબ સમજાવ્યું છે, માટે મારે હવે તે ધર્મની બાબતમાં કશું બોલવા જેવું રહ્યું નથી.

બંધુઓ ! જ્ઞાતિની દાઝ ઘણા વખતથી મારા હ્રદયમાં ભરી છે, આજે હું આપની પાસે થોડી ખાલી કરૂં છું, તથા ક્રોધના આવેશમાં હું આવી જતો હોઉં તો મને ક્ષમા કરશો. ભાઈઓ આળસ છોડી દ્યો. કમર કસો અને આપણી જ્ઞાતિ સેવા કરવામાં તત્પર થઈ જાઓ. તમારી જાતને જ્ઞાતિ સેવાના ઋણથી મુક્ત કરો, સંસારમાં સપુત કહેવરાવો. બંધુઓ ! એક વાત યાદ રાખજો કે જ્ઞાતિસેવાનું વૃત સાધારણ નથી. એ વૃત પાર પાડવાનું કામ તલવારની ધાર ઉપર ચાલવા સમાન છે. ઈર્ષ્યાળુ લોકો તમારી નિંદા કરશે, મશ્કરી કરશે તમને બનાવશે પણ તમારો સરળ સિદ્ધાંત એ હોવો જોઈએ કે અમારી નિંદા થાય કે સ્તુતિ થાય, વ્હાયતો આજેજ મૃત્યુ થાય કે અમો સેંકડો વરસ જીવીએ, વ્હાયતો લક્ષ્મી મળે કે આખું જીવન દરિદ્રતામાં જાય પણ અમે જે વૃત ધારણ કર્યું છે તેમાં કદી પણ પાછા હઠશું નહીં. અમો સઘળું જ્ઞાતિહિત અર્થે ગુમાવીને પશ્ચાતાપ કરીશું નહીં. આવા દ્રઢ મનથી સંકલ્પ કરશો તોજ વિશ્વાસથી માનજો કે તમને જરૂર વિજય મળશે, તમારો ઉદ્યમ સફળ થશે જ્યાં સુધી આવાં ઋણ અને ફરજો અદા કરવામાં નહીં આવે ત્યાં સુધી આપણી જ્ઞાતિના ઉપર પીરાણા ધર્મના કલંક તેમજ જ્ઞાતિ આગેવાનોના જુલમથી આપણી જ્ઞાતિના બંધુઓને તમે મુક્ત કરી શકશો નહીં. હું આપને આગળ વધીને કહીશ કે,

**હરીગીત છંદની ચાલ**

**છોને અનેકાનેક તલવારો જજુમે શીર પરે,**
**છોને બુરાઈ માનીને મિત્રો બધા વેરી બને;**
**છોને દયા હીણ દુશ્મનો બહુ જુલ્મી લશ્કર મોકલે,**
**તોયે ડરે ના જે જ્ઞાતિહિત સત્ય સ્નેહે અનુસરે.**

પતિતપાવની ગંગાસ્વરૂપ જ્ઞાતિના પ્રિય બંધુઓ, હું આપની કૃપા દ્રષ્ટિથી આજે મારા હ્રદયના માર્મિક ભાવો જે આપની પાસે ખુલ્લા કરી શક્યો છું, આપણી જ્ઞાતિ જે અધર્મ રૂપી ધર્મમાં ફસાયેલી છે, આપણા અજ્ઞાન અને ભોળા બંધુઓના ઉપર તાગડધિન્ના કરનાર જ્ઞાતિ આગેવાનોની આપણે કેટલી બધી તાબેદારી ભોગવીએ છીએ, તે તમો સઘળા જાણો છો. આજે તમો આપણા પ્રમુખ સાહેબનું માન્ય ભાષણ તેમજ આ સેવકના ભાંગ્યા તુટ્યા શબ્દો પણ તે જ્ઞાતિદાઝથી ભરેલા-દેખીતા ઝેર જેવા પરંતુ તેનું પાન કરે અમૃત જેવા મીષ્ટ અને સ્વાદિષ્ટ-મારા શુદ્ધ ભાવના હ્રદયથી મેં આપને કહ્યા છે. બંધુઓ ! આપણે સઘળા એક સંપથી જો આપણું જ્ઞાતિ હીતનું કાર્ય કરવા તત્પર થઈશું તો ચોક્કસ આપણો વિજય જ છે. ભગવતી ઉમિયા માતા ! તમારા જેવા સુપુત્રોને વિજયમાળા

પહેરાવવા આતુર થઈને ઉભાં છે, માત્ર આપણી બેદરદારી આપણા વિજયમાં વિઘ્નરૂપ છે, છેવટે ઉમિયા માતાની પ્રાર્થના કરી હું કહીશ કે-

**જરૂર વિજય છે આપણો ટુંક સમયની માંહ્ય,**
**જ્ઞાતિ ઉન્નતિ કાર્યમાં ઈશ્વર કરશે સહાય.**

આટલું કહી હું મારૂં બોલવું બંધ કરૂં છું, ભાઈઓ ! જ્ઞાતિ હીતને લઈ બે કડવા બોલો હું બોલ્યો હોઉં તો મને ક્ષમા કરશો. આપનો કિંમતી વખત મેં ઘણો રોક્યો છે, તેના માટે પણ હું ફરીથી આપ મારા પ્રાણાત્મ બંધુઓની ક્ષમા યાચીશ.

ઉપરના ઠરાવને અનુમોદન આપતાં **ભાઈ મેઘજી ભાણજી ગામ દેવીસર** વાળાએ જણાવ્યું કે,

ભાઈ વેલજી ખીમજીએ જે આપણી સમક્ષ ઠરાવ રજુ કર્યો છે તેને હું ટેકો દેવાને માટે ઉભો થયો છું. બંધુઓ ! પીરાણા ધર્મ એ હિન્દુ ધર્મ નથી એતો જગપ્રસિદ્ધ વાત છે, છતાં આપણા વડીલોએ તેનો સ્વીકાર કેમ કર્યો તેના માટે હું આપને થોડુક કહીશ. આપણા પૂર્વજો ભોળા હતા અને ચમત્કારની વાતોથી ભોળવાયા હતા, ચમત્કાર પણ ખરા છે કે ખોટા છે તે પણ તેઓ જોઈ શક્યા નહોતા. માત્ર નામની જ અંધશ્રદ્ધા હતી. વડીલો ભોળવાયા હતા તેમ નહીં પણ હું તથા મારા પિતાશ્રી પણ બહાર દુનિયાની નજર આગળ હિંદુ ધર્મનો ડોળ કરતા હતા પરંતુ અંદરખાનેથી પીરાણા ધર્મના એલમો પઢતા હતા, નાદલી નુરનામું, બાજનામું, તેમજ રતનનામું, તૈયભનો કલમો કે જેની ખાસીયતોમાં એવા એવા લાડવા પીરસવામાં આવ્યા છે કે ગમે તેવા જોખમે પણ એ એલમ પઢવાની ઈચ્છા થાય. રતન નામની વિધિ એવી છે કે જો કોઈ માણસ એ એલમ પઢે તો તેની શક્તિ એટલે સુધી થઈ જાય કે એક મોટા પર્વતને ફુંક મારે તો તે ફાટી જાય ! ચોરે ચોરી કરી હોય અને તે ઈલમ પઢે એટલે ચોર અંધો થઈ જાય અને એની મેળે ચોરીની કબુલાત આપે ! દુનિયામાં શ્રીમંત આબરૂદાર તરીકે તે માણસ એના પ્રતાપે થઈ શકે તેમજ આખી દુનિયા તેને વશ થઈ રહે. તેવીજ રીતે નુરનામુ તેમજ બાજનામાના પણ એવાજ ચમત્કાર છે. પરંતુ અમે તો ઘણા દિવસ સુધી એ ક્રિયા કરી પણ કાંઈ વળ્યું નહી. અરે એ જો ચમત્કાર સાચા હોય તો, નામદાર સરકારને જર્મની સામે લડાઈમાં જલદી ફતેહ મળવાની ખાતર, સૈયદો તેમજ કાકાઓ એ એલમ બરોબર નિયમીત રીતે કરે છે તો તેમને કેમ સહાય કરતા નથી ? મુંબઈમાં શીવરીનો ડુંગર તેમજ ડુંગરી ઉપરનો ડુંગર તોડવામાં લાખો રૂપિયા ખર્ચ થયું તો એવા ઈલ્મથી ફુંક મારી એ ડુંગર તૂટતા હોય તો શું ખોટું ? ભાઈઓ ! આ બધી લાલચોની ગપ્પો છે. ખુદ પીરાણામાં ચમત્કાર તરીકે પગમાં બેડીઓ પહેરે છે અને તે સાચા માણસની બેડી પગમાંથી નીકળી જાય છે, આવું જે ભોળા માણસોને સમજાવામાં આવ્યું છે તે તદ્દન ગપ છે, તે સિવાય ચમત્કારની બધી વાતો તદ્દન ખોટી છે. આપણા દેશમાં પીરાણા ધર્મની પ્રશંસા કરનારની ભાઈ વેલજી ખીમજી કહી ગયા તે ભક્ત મંડળી તેમાં પણ રસલીઆના મનજી પટેલ, મહુનો ખીમો પટેલ, નેત્રાનો કરમશી ગેઢેરો, ઘડાણીનો દેવજી મુખી વગેરે લોકો પીરાણા ધર્મને એટલે દરજ્જે વખાણીને છે કે અમારી સાથે કોઈ વિદ્વાન બ્રાહ્મણ કાશીનો ભણેલો હોય તે પણ આપણા ધર્મ પાસે હારી જાય, હું પણ કહું છું કે તેમના જેવા જડ બુદ્ધિવાળા મુરખાની જડવાદમાં કયો માણસ હારી ન જાય તેમને પીરાણા ધર્મ હિન્દુધર્મ છે એમ સાબિત કરશું કહે છે, તો હમણા જ ભાઈ નારણજી રામજી

વીરાણીવાળા જનોઈઆએ પટેલ ફકીરભાઈને એક જવાબ લખ્યો હતો તેમના સાથે પીરાણાવાળા કેમ વાદવિવાદ કરી પોતાનો ધર્મ જે હવે તદ્દન ડુબવા માંડ્યો છે અને પોલંમપોલ જેવો દેખાય છે તેનો ભાંગ્યો તુટ્યો પણ બચાવ કરી શકતો નથી ? શું બચાવ કરે ! જે પગ વગરની વાત હોય તે ક્યાં સુધી ટકી રહે. એ તે ધર્મના બંધારણવાળાએ અયોગ્ય યોજના કરી હતી કે ધર્મની વાત જ ક્યાંય બહાર પાડવી નહીં ! જેથી ગુપ્ત રીતે આ ધર્મ ફેલાવવામાં આવ્યો છે, તેથી જ આટલા દિવસ તેની હયાતિ રહી શકી છે. ભાઈઓ ! આપણા હિંદુધર્મનાં પુસ્તકોમાં પણ શક પડતી જે વાતો અલંકારી-પાછળથી ઉમેરેલી હોય તેને પણ લોકો માનવા ના કહે છે, તો આ ધર્મ તદ્દન કલ્પિત રીતે ઉભો કરેલો છે, ભગવાન વેદ વ્યાસ, સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર, ધર્માત્મા પાંડવો ભક્ત પ્રહ્લાદ વગેરે આ પીરાણા ધર્મ પાળતા હતા !! વગેરે પ્રકારની હડહડતી જુઠી અને જીવહિંસાની વાતો જે પીરાણા ધર્મમાં કરી છે તેને ખુલ્લી રીતે કોણ માને ? ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી ! તદ્દન ખોટી રચના મોહજાળમાં ફસાવવા રચવામાં આવી છે. હવે એ અંધશ્રધ્ધાનો જમાનો નથી, હવે તો લોકોને બે આંખોને બદલે ચાર આંખો થઈ છે. સારૂં નરશું જોઈ શકે છે, આખા કચ્છમાં પીરાણા ધર્મને આજ દિવસ સુધી કોઈ બરાબર જાણતું નહોતું તે છચોક કણબીઓ તેમજ બીજા અન્ય ભાઈઓ એ ધર્મ હિંદુઓના માટે કઢંગો તેમજ કલ્પિત અને જુઠાણથી ભરેલો છે એમ કહે છે. માટે ભાઈઓ તમે કટીબદ્ધ થાઓ. આપણે જે શુદ્ધ કડવા કણબી ક્ષત્રિય છીએ તેને આવો અધર્મ શોભે જ નહીં. ભગવાન રામચંદ્રના સંતાનો વેદધર્મ સિવાય આવા પાખંડી ધર્મમાં ફસાયા હોય તેને સત્વર બહાર કાઢવા આપણે ભગીરથ પ્રયાસ કરવાની જરૂર છે. ભલે આપણને દુઃખ થાય કે ગમે તેટલાં સંકટો આવે તો પણ આપણા બંધુઓને સન્માર્ગે લઈ જવાની જે આપણી પવિત્ર ફરજ છે તે આપણે અદા કરવી જ જોઈએ અને હું આપને નમ્રતાપૂર્વક વિનંતી કરૂં છું કે કોઈના દાબ્યા દબાવાની જરૂર નથી. તમારી જાતને જ કલંક લાગ્યું છે, તેને જેમ બને તેમ જલદી ધોઈ નાંખવા પ્રયત્ન કરશો.

ઉપરના ઠરાવને ટેકો આપતાં ગામ દેશલપુરના **ભાઈ મનજી શામજી લીંબાણી**એ જણાવ્યું કે,

ભાઈઓ ! તમો બધા એકઠા થઈ આપણી જ્ઞાતિના ઉદ્ધાર અર્થે જે જે વિવેચન કરો છો એ સાંભળી આજે મારૂં હૈયું હરખથી ઉભરાઈ જાય છે. મને મુંબઈ આવે લગભગ પંદરેક વરસ થયાં હશે ત્યારથી તે આજ દિવસ સુધી આપણા પીરાણા ધર્મના માટે ઘણા શેઠીઆએ મારૂં નાક કાપ્યું છે. મને ઘણોએ ગુસ્સો આવે પણ તેઓને હું કાંઈ જવાબ આપી શકું નહીં કારણ કે શેઠીઆઓ મશ્કરીમાં હંમેશાં મને કહે છે કે, **"અહા કુણમી મીણી ગાલીએ સારા અને ઉત્તમ અયો પણ આજો ધર્મ ન હિંદુ તીંન મુસલમાન મરે તડે દટાજો અને પેણે તડે ધોવા પડો."** આવા માર્મિક શબ્દોથી મારૂં શરીર વિંધાઈ જતું. પણ હું લાચારીથી તેઓને કાંઈ કહી શકતો નહીં અને કહેતો કે હુંતો અમારા ભાઈ જનોયું વાળા જેવો છું, આમ ખોટું બોલતો એટલુંજ નહીં પણ મારા જે લોહીની સગાઈવાળા ભાઈ નારણ રામજી કે જેણે આપણી નાતની ભલાની ખાતર પીરાણાનો ધર્મ ત્યાગી પીરાણા ધર્મ કેવું છે તેનું આપણને ભાન કરાવ્યું છે તે મારા ભાઈઓની પ્રત્યે હું કેટલો બધો ક્રુર થયો હતો તે તો મને જ ખબર છે, કારણ કે તેઓ વૈદિક ધર્મ પાળે, આપણા પીરાણા ધર્મની ટીકા કરે તેથી જ બીજા લોકો પણ આપણને જોડા નાંખે. તેથી જ હું ભાઈ નારણ તથા તેમના મંડળના નેતાઓ તરફ હંમેશા અણગમો લાવતો હતો. મનમાં તો સમજતો કે, પીરાણા ધર્મ હિંદુઓને માટે ઠીક નથી. આપણે શુદ્ધ આર્ય હિંદુ હોવા છતાં પીરાણાના ધર્મને માનીએ છીએ એ ઠીક નથી. પણ, નાતની બીકને

લઈ કાંઈ કરી શકાય નહી. તેથી આજ દિવસ સુધી હું પીરાણા ધર્મને ફરજીયાત રીતે માનું છું. સગા સંબંધી તેમજ કુટુંબીજનો મારી વાત માને નહીં એમ ધારી મેં મારી જીંદગી આજ દિવસ સુધી એળે ગુમાવી છે. બંધુઓ ! આજે હું તમો સઘળાને જોઈ સંતોષ થાઉં છું. તમારા વીરતા ભરેલાં ભાષણો સાંભળી તેમજ તમારા હૃદયમાંથી નીકળતા શુદ્ધ અને પવિત્ર જ્ઞાતિ ઉન્નતિના વિચારકો જોઈ મને ખાતરી થાય છે; કે હવે પીરાણાના ધર્મનું જે કલંક આપણી નાત ઉપર છે તે થોડા દિવસમાં નાશ પામશે. બંધુઓ ! મને એકાદ બે ભાઈએ સંબોધીને કહ્યું છે કે માવજીભાઈ હજુ મનના મેલા છે ! પરંતુ તે ભાઈ કદાચ એમ કહે તો હું તેમને કહીશ કે મેં આજ દિવસ સુધી આપણી જ્ઞાતિના યુવાનોમાં આવો રંગ જોયો નહોતો, તેમજ આપણા દેશના આગેવાનોને હું ઓળખું છું તેથીજ મને ખાતરી થતી નહોતી કે ધર્મ મૂકી દેતાં અગવડ પડશે તો આપણું શું થશે. આવા વિચારો મને હંમેશાં આવતા તેથીજ હું મારા વિચારો મોળા બતાવતો હતો. પરંતુ હું આજે તમો સઘળા ભાઈઓની સમક્ષ ભીષ્મ પ્રતિજ્ઞા કરૂં છું કે તમો સઘળા એક સંપે થયા છો અને મને ખાતરી થાય છે કે તમો સઘળા વીર પુરૂષ છો તેથી તમારા વિચારની સાથે તન, મન અને ધનના ભોગે હું બંધાઉં છું અને આજથી હું છચોક દુનિયાની નજર આગળ કદાચ પીરાણા ધર્મનો હું વિરોધી છું એમ જણાઈશ તો પણ હું તેને માન સમજીશ. મારા જે મુરબ્બી ભાઈઓનો મેં દ્રોહ કર્યો છે, તે દયાળુ છે, મારા અપરાધ માફ કરશે અને મને તેઓ પોતાનો છું અને પોતાનો કરી લેશે એવી પ્રાર્થના કરીશ અને તમોને સઘળા ભાઈઓને ભલામણ કરવાની જરૂર નથી છતાં કહીશ કે તમે જો એકબીજામાં ઈર્ષા ઉત્પન્ન નહીં કરો અને જેનાથી જે કામ થાય તે કરે પણ જ્ઞાતિના હિત તરફ તમારૂં જે ધ્યાન છે તે કાયમ હશે તો મને તો તમારો કાલે જ ઉદય થયો દેખાય છે.

આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં **ભાઈ નારણભાઈ જીવરાજ પજવાણી ગામ ખોંભડીવાળા**એ જણાવ્યું કે-

ભાઈ વેલજી ખીમજીએ જે બીજો ઠરાવ રજુ કર્યો છે તેને મારો સંપૂર્ણ ટેકો છે. હું કહીશ કે, કાકા દેશમાં પધારવાથી અને ફરજીયાત કાકાને જમણ તથા ભેટ કરવાથી તેઓએ શીરબંધીમાં ૩ કોરી કાકો લે છે એમ ઠરાવ્યું છે પરંતુ ખર્ચ તો જુદુ ! હું તથા મારા પિતાશ્રી બે જણને કાકાની શીરબંધી તેમજ જમણનું ખર્ચ ૧૯) ઓગણીસ કોરી આવ્યું છે ! એટલે એક જણને ભાગે ૯ાા કોરી થઈ. એ તો અમારૂં ગામ ખોંભડી કણબીઓની સારી વસ્તીવાળું છે બાકી જ્યાં આપણી ઓછી વસ્તી છે ત્યાં તો એક એક ઘર દીઠ ૩૬) કોરી ખર્ચ આવ્યાના ખબર મળ્યા છે ! આ હિસાબે તો કચ્છમાં કાકો આવવાથી બે અઢી લાખ કોરીના આશરે નાણું ઢસડી જશે-કણબીની નાતમાંથી એક લાખ રૂપિયા ઓછા થાય. હું તથા મારા પિતાશ્રી તેમજ અમારૂં આખું કુટુંબ પીરાણા ધર્મ પ્રત્યે આસ્તિક હતું, પરંતુ જ્યારથી યુવક મંડળની મિટીંગો ભરાતી મેં જોઈ, તેમજ મારા યુવાન બંધુઓમાં જ્ઞાતિની દુર્દશા થઈ ગઈ છે તે સંબંધીનાં જ્યારે મેં ભાષણો સાંભળ્યાં છે ત્યારથી મારી વૃત્તિમાં ફેરફાર થયો છે, હું પણ આજ દિવસ સુધી નુરનામું તેમજ બાજનામું, રતનનામું અને તૈયભનો કલમો પઢતો હતો અને ભાઈ મેઘજી ભાણજી કહી ગયા તેવી જ આસ્થાથી અમો એ ક્રિયા કર્મ કરતા હતા. ભાઈઓ ! જે પીરાણા ધર્મના ખાસ ભક્તો છે તે તો હજુ મોર નબુઅતની પુજા કરે છે, જેમાં એક વાઘ ચીતરેલો છે તેનું મોઢું માણસના જેવું અને હાથમાં તલવાર છે તેની પૂજા કરે છે. એ બધું મુસલમાની રાહત ઉપર લઈ જવાનું ચોક્કસ દેખાય છે. મને તો હવે આકાશ જેવી ઉઘાડી અને સૂર્ય જેવડી મોટી ભૂલ આપણી તેમજ આપણા વડીલોએ પીરાણાનો મત સ્વીકાર્યામાં જ જણાય છે. ભાઈઓ ! સૈયદો તેમજ કાકાઓએ તો આપણી જ્ઞાતિને ખાસ અધર્મના રસ્તે ચઢાવી દીધી છે, કાકાઓ જાતે કણબી હોવા છતાં પોતાના

જ્ઞાતિ બંધુઓનું ભલુ ઈચ્છવાના બદલે સ્વાર્થ સાવધાની ખાતર આપણને પણ ધર્મની બાબતમાં ઠગે છે. મે આપણા સત્સંગી હરિભક્તો તેમજ પીરાણાપંથી ભાઈઓનો સંવાદ સાંભળ્યો છે, તેમાં પીરાણા માટે તેમજ કાકાઓના માટે નીચે પ્રમાણે કહેવત જગત જાહેર કહેવાય છે-

**હરિભક્ત કેશરો-કહે છે માધાને ભાઈ ! કેવા પીરાણાના પા'ડ ?**
**માધો-ખભે ખડીઆને માથે ભાર.**
**જગ્યા તો ઘણી જોવા જેવી જે જોઈએ તે માં'ય.**
**કાકાનું ન મળે ઠેકાણું પછે ક્યાં જઈએ ઘાંયે ?**
**કેશરો-ધ્રાં દીધાની ધોક નથી મનની મનમાં રાખો,**
**એજ દસોંદનાં દોકડા તે એજ ખાડામાં નાંખો.**
**માધો-ખાડાની તો ખબર નથી, કેટલાક છે ઊંડા ?**
**દસોંદ ખાઈને દાખડો ન કરે એ બધાથી ભૂંડા.**
**કેશરો-ભુંડા છે તો ભઈ નહીં એ છે આપણા ગોર,**
**નરકે જવું તો નિશ્ચય કીધું છે આપણે કેડે ને એ મો'ર.**

આ પ્રમાણે તો ઘણા દિવસથી પીરાણા પ્રત્યે લોકો સમજ્યા છે, પરંતુ પીરાણા ધર્મના રહસ્યમાં એવા સારા મજાના લાડવા પીરસવામાં આવ્યા છે કે માણસો મોહ જાળમાં ફસાયા સિવાય રહે જ નહીં. તેવી જ રીતે આપણે તેમજ આપણા વડીલો પણ ફસાયા હતા જે દશ વરસ પહેલાં **સ્વધર્મ વર્ધક મંડળના** નેતાઓએ આપણી આંખ ઉઘાડવા પ્રયત્ન કરેલ પણ તે વખતે આપણે ઈર્ષ્યા ભાવથી તેઓની વાત સ્વીકારી નહીં, નહીં તો આજે દશ વરસમાં તો ઘણો જ અવનવો ફેરફાર થઈ ગયો હોત. ઠીક છે, તો પણ ફીકર કરવા જેવું નથી. હજુ બહુ વખત ગયો નથી, આપણા યુવાનીઆએ કમર કસી છે, આપણે સત્ય રસ્તા ઉપર આવ્યા છીએ. અત્યારે આગમચ અન્ય જ્ઞાતિઓ તરફથી આપણને સહાયતાનાં વચનો તેમજ આશીર્વાદો મળ્યા છે તેમ મને તો ખાતરી જ છે કે આપણી જ્ઞાતિનો ઉદય આપણા જ હાથે ભગવતી ઉમિયા માતાને કરાવવા ઈચ્છા થઈ છે તો જગત જનની આદ્ય શક્તિની ઈચ્છાને આધીન થવું અને તે આપણને જે બુદ્ધિ વડે સત્ય રસ્તે દોરે, તેમ દોરવાઈ આપણી જ્ઞાતિની ઉપર જે કલંક છે તે ધોઈ નાંખવા કટીબધ્ધ થવું એજ આપ મુરબ્બી બંધુઓ પ્રત્યે આ સેવકની વિનંતી છે. આ સેવક એક બીજી પણ આપની સમક્ષ અરજ કરે છે કે મારા લાયક જે કાંઈ કામ મને સોંપશો તે વિશ્વાસનો ભંગ કર્યા સિવાય હું મારા પ્રાણના જોખમે પણ કરવા તૈયાર રહીશ. જ્ઞાતિ સેવાને જ હું મારૂં કર્તવ્ય સમજીશ આટલું બોલી હું આપનો કીંમતી વખત રોકીશ નહીં.

ઉપર પ્રમાણે ઠરાવને અનુમોદનો અપાયા બાદ સભામાં તે સર્વાનુમતે પસાર થયો હતો અને ત્યાર બાદ નીચે પ્રમાણેનો ઠરાવ ગામ કોટડાના ભાઈ હંસરાજ નારણ દુડાણીએ રજુ કર્યો હતો તે.

**ઠરાવ ૩ જો-** "પીરાણાની ગાદી ઉપર લક્ષ્મણ કાકો જ્યારથી આવ્યા છે ત્યારથી તેમની રહેણી કરણી હિન્દુ ધર્મનો સુધારો વધારો કંઈ કર્યો નથી, તેમજ પીરાણાની જાગીરના પૈસાનો પણ તેઓએ સદ્‌ઉપયોગ કર્યો નથી.

પૈસાની મોટી રકમ ઘણી ખરી મીલોના શેરોના સટા વગેરેમાં વાપરી છે જેથી ભવિષ્યમાં કોઈક વખતે મોટી નુકસાનીમાં ઉતારવા સંભવ છે માટે પીરાણાની જાગીરનો વહીવટ કોઈ સારા અનુભવી વિદ્વાનના હાથમાં સોંપવો જોઈએ એમ આ સભાનું માનવું છે અને તેથી કોઈ વિદ્વાન માણસની પૈસા સંભાળવા નિમણૂંક કરવી એવો આ સભા સર્વાનુમતે ઠરાવ કરે છે.''

ઉપરનો ઠરાવ રજુ કરતાં તેમણે જણાવ્યું કેઃ-

મહેરબાન પ્રમુખ સાહેબ તથા જ્ઞાતિબંધુઓ અને બહેનો.

હું જે ઠરાવ રજુ કરવા ઉભો થયો છું તે મેં આપને વાંચી સંભળાવ્યો છે. મારા કરતાં આગળના બોલનારા બંધુઓ વિદ્વાન છે તેઓએ આપણી સમક્ષ વીરતા ભરેલાં અને જ્ઞાતિના હિતનાં ભાષણ કર્યાં છે.

બંધુઓ ! આ ઠરાવ ઉપર બોલવા હું ઉભો થયો છું તે મારી શક્તિ ઉપરનું કામ છે તોપણ જ્ઞાતિ સેવા છે તેમ ધારી, હૃદયમાં હિત લાવી, બોલવા ઉભો થયો છું. મારે પીરાણાની ગાદીના અધ્યક્ષ લક્ષ્મણકાકા તેમજ અન્ય કાકાઓના સંબંધમાં બોલવાનું છે. મારી વિનંતી છે કે હું મારા જે અનુભવની વાત છે તે ઠરાવ ઉપર બોલું છું તે આપ એકચિત્તે સાંભળશો તેવી આશા રાખું છું.

ભાઈઓ ! કાકા એટલે બાપના ભાઈ એવો અર્થ થાય છે. કયા બાપના ભાઈ થાય, તેની મને ખબર નથી, તો પણ અનુમાનથી કહીશ કે ઈમામશાહને આપણો બાપ ! તથા ગુરૂ, માન્યા ! તેવી જ રીતે પીરાણાની ગાદી ઉપર જે આવે તે ઈમામશાના નાના ભાઈ થઈને ગાદીએ બેસે, જેથી ઈમામશાહ બાપાના નાના ભાઈ. એટલે કાકા અને આપણા વડીલોએ જેને કાકા તેમ જે ગુરૂ તરીકે માને એવા પીરાણાની ગાદીના અધ્યક્ષ હાલમાં લક્ષ્મણ કરમશી નામે કાકા છે. બંધુઓ ! તમે એમ જાણતા હશો કે પીરાણાના જે કાકાઓ થાય છે તેઓને દુનિયા ઉપર વૈરાગ્ય આવવાથી થાય છે ! એમ માનશો નહીં. હું મારા અનુભવની વાત કરૂં છું કે કાકાઓ કોણ થઈ શકે ! મારા વડીલશ્રી પણ નાનપણમાં કહેતા કે તું અકર્મી છે, કંઈ કામ ધંધો કરતો નથી તેથી તારા છોકરાંના પેટ કેમ ભરીશ ? ત્યારે હું કહેતો કે હરીની જેમ પેટ ભરે છે તેમ હું પણ કામ ધંધો કરી મારાં છોકરાનાં પેટ ભરીશ. તો પણ બાપા ગુસ્સે થઈ કહેતા કે અકર્મી કાકો થા, અને પીરાણે જઈને બેસ કે છોકરાની ઉપાધી જ મટે. બંધુઓ ! આવા વડીલશ્રીના મારા ઉપરના કટાક્ષભર્યા જેવા શબ્દો પણ તે નિર્દોષ હતા, પરંતુ તેઓશ્રી બોલતા તે વાત મને હમણા સત્ય દેખાય છે. કારણ કે ગામ વિરાણીમોટીના રહીશ, કણબી લધા નારણ બાથાણી રૂપેણ નાનપણમાં રેઢીઆળ જેવો હતો અને ચોરી કરતો કામધંધો કંઈ ના સુઝયો એટલે પીરાણે વગર મહેનતે ખાવા મળે જેથી કાકો થયો. નાનપણથી હરામીપણું અને ચોરી છીનાળામાં કાબેલ હતો. ગાદીપતિ લક્ષ્મણકાકાની મહેરબાની મેળવવામાં તે ફતેહ થયો અને છેવટે કાકાશ્રીનો હજુરીયો પણ તે થઈ શક્યો હતો. તે સિવાય હમણાં થોડા વર્ષો થયાં ગામ વીથોણના કણબી અરજણ પબા સુરાણી જે મુંબઈમાં દાણા બંદરમાં મજુરી કરતો તેને પણ કામ કરવું ગોઠતું નહીં, તેની ઘરવાળી રામબાઈ બીચારી દળણા દળી તેનું તેમજ તેનાં છોકરાનું પેટ ભરતી. ભાઈ સાહેબ તો શોખીન હોવાથી બૈરાના દળણાના પૈસા તેમજ વીસીઆત તરીકે બીજા આપણા ભાઈઓ તેમને ઘેર જમતા તેને વીશીમાંથી થોડા પૈસા વળતા તેના ઉપર જ તાગડધિન્ના કરતા ! તે ભાઈશ્રી પાંચા અરજણ પબા એક વખત પીરાણે ગયા અને ત્યાં જોયું તો ઠીક લાગ્યું જેથી કાકાસાહેબને જણાવ્યું કે મારે કાકો થવું છે, સંસાર ઉપરથી વૈરાગ્ય આવ્યો છે, મૂળ જ્ઞાની ખરા (લોફરપણામાં) એટલે કાકાશ્રીએ તેમને પણ કાકા બનાવી દીધા, જે હાલ પીરાણામાં મુખીનું કામ કરે છે.

## ૧. દાણા બંદર સભા ૧લી - દી. 01-Aug-1918

ભાઈઓ ! મારે આજ તમારી પાસે પીરાણાની ગાદીના અધ્યક્ષ લક્ષ્મણકાકાનું પણ ચરિત્ર કહેવા ઈચ્છા થાય છે. આપ કોઈ ખોટું લગાડશો નહીં. હું જુઠુ બોલતો હોઉ તો મને બે જોડા મારી લેજો. પરંતુ મારી સત્ય વાત હોય તો તમે તુલના કરજો કે એક ધર્મગુરૂ તરીકે જીવન ગાળનાર માણસની કેટલી ઉચ્ચ અને પવિત્ર તેમજ વિદ્વતાભરી જીંદગી હોવી જોઈએ, તેના બદલે ધર્મગુરૂઓ તદ્દન અભણ અને અજ્ઞાની સાથે કેટલાકતો તદ્દન લોફર જેવા હોય છે, પ્રથમ મેં આપને લધાકાકાની હકીકત કહી, તે કાકા શ્રી પીરાણામાં પણ પોતાનો પરચો બતાવતા રહ્યા હતા અને મારા સાંભળવા પ્રમાણે બીજા અન્ય કાકાઓ તેમજ સૈયદોએ વાંધો લેવાથી-છેવટે લક્ષ્મણ કાકાને ફરજ પડી અને પોતાના માનીતા શિષ્ય કે ભવિષ્યમાં લક્ષ્મણકાકા પછી લધોકાકો જ ગાદીએ આવશે એવો લક્ષ્મણ કાકાનો તેના ઉપર પ્યાર હતો છતા તેને કાઢી મુકવો પડ્યો છે. ગાદીપતિ લક્ષ્મણ કાકો ગામના છે અને તેઓની છેલ્લી કારકિર્દીમાં પોતે કચ્છના માંડવી તાલુકાના પોલડીઆ ગામની પાંજરાપોળમાં જનાવરોનાં છાણ વાસીદા કરવાના કામમાં હતા. તેઓના તે વખતના સોબતી ગામ ગઢશીશાના કણબી વાલજી હીરજી તથા તેમના ભાઈ ભીમજી હીરજી રંગાણી તથા રાજપરના કણબી રતના કરશન છાભૈયા જેઓ ચોંપાઓને સંભાળવાના કામમાં હતા તે વખતે પણ કાકાશ્રીને મેં તમને કહ્યા તેમના દોસ્તદારો કામકાજમાં મદદ કરતા. તે વખતે તો કાકાશ્રી બીલકુલ ભણેલ પણ નહોતા. કાકાશ્રીને જંગલમાં રહેવું તેમજ બળદીઆઓનાં પુછડાં મોડવાનું કામ કઠણ લાગવાથી વૈરાગ્ય આવી ગયો અને પીરાણામાં આવીને કાકા થયા. તેમના નસીબે ગાદીપતિ થવાનું લખ્યું હશે જેથી તે પણ થયું ! અને આજે આપણી કચ્છની નાત તેમને જોઈએ તો ભણ્યા હોય યા ન ભણ્યા હોય, કોઈ શાસ્ત્ર જાણતા હોય યા ન જાણતા હોય, તેની દરકાર કર્યા સિવાય આપણા ગઢેરાઓએ પુજ્ય કરીને માન્યા છે તો આપણને પણ જખ મારીને માનવું પડે છે તે તમો જાણો છો. હમણાં કાકો કચ્છમાં ગયા છે. આપણા બંધુઓને શ્રદ્ધાથી કે જોરજુલમથી પોતે ગાદીપતિ છે એવા અભિમાનથી પૈસા પડાવી લાવે અને તે પૈસાથી કાકો ગમે તેમ વર્તે કે મીલોના શેરના સટ્ટા કરે ! પણ જ્યાં સુધી તમો સઘળા એક મત અને સંપ નહીં કરી શકો ત્યાં સુધી તમો કાકાને કશું કરી શકશો નહીં. કારણ કે કાકાને પડખે સ્વાર્થી, આપણે માની લીધેલા આપણા ગેઢેરા તેમજ પીરાણા ધર્મના રક્ષક ભાઈ વેલજી કહી ગયા તે ભક્તો છે. ભાઈઓ ! હું આપણી સભામાં હમેશાં આવું છું અને જે જે વાતો સાંભળું છું તથા આપણા ભાઈઓનાં પીરાણા ધર્મ પ્રત્યે અંકુરો બુઠા થઈ ગયેલા જોઉં છું. પરંતુ જ્યાં સુધી ભેઠ બાંધી આપણે એક સંપે કામ કરીશું નહીં ત્યાં સુધી આપણા વિજયની મને શંકા રહે છે, કારણ કે આપણા ઘણાએ ભાઈઓ આરંભ સુરા થઈ વાતો કરે પણ જ્યારે કચ્છમાં જાય ત્યારે આપણા ગેઢેરપા દમ ભરાવે એટલે છાના માના થઈ જાય, એટલુંજ નહીં પણ દંડ સુદ્ધાંત આપવો પડે છે. દાખલા તરીકે કહીશ કે રવાપુર ગામના રહીશ ભાઈ રતનશી શીવજી નાકરાણી જેઓ ડાહ્યા અને ભણેલા છે તે ભાઈને આપણી જ્ઞાતિની દાઝ પણ છે, તેને કણબીઓની અજ્ઞાનતા મટાડવા એક હેન્ડબીલ દ્વારા ખબર આપી હતી કે આપણી જ્ઞાતિ-કેળવણીથી પછાત છે, આપણા કેટલાએક આચાર વિચાર સુધારવા જોઈએ. તે ઉપર રતનશીભાઈને ચોપડી છપાવવા વિચાર છે એમ લખ્યું હતું, અને તે આપણા કચ્છના આગેવાનોને ખબર પડી કે તુરત જ નાત બહારની ધમકી આપી રતનશીના બાપને ૨૫ કોરી દંડ કર્યો, અને ચોપડી ના છપાય તેની ખાતર ૫૦૦) કોરીનો મચકરો લખાવી લીધો ! ભાઇઓ, તમે જાણો છો કે રતનશીએ ચોપડી છપાવવામાં નાતને શું નુકશાન થતું હતું, કે નાતના આગેવાનોએ દંડ કર્યો અને મચરકો લખાવી લીધો ? તેનું કારણ એટલુંજ કે કોઈને સુધારવા દેવા નહીં અને સુધારાની વાત નાતમાં ફેલાવવા દેવી નહીં. કારણ કે આપણા

ભાઈઓ સમજણા થાય તો આપણા આગેવાનોની પટેલાઈની પરવા કરે નહીં તેથી જ આવી ઉત્તમ પાળ ગેઢેરાઓ બાંધતા જ રહે છે. માટે ભાઈઓ ગેઢેરાઓની જુલમી સત્તા તેમજ કાકાની મેં આપણને હકીકત કહી એવા વિદ્વાન છે, પીરાણાની જાગીરનો પેદાશનો મોટો ફાળો કચ્છના કણબીઓ આપે છે, અને પૈસા સારે ઠેકાણે ધર્માદામાં વપરાય તેનો વહીવટ કરવા કાકાને સોંપીએ છીએ, પરંતુ આજ દિવસ સુધી તેઓનો વહીવટ સારો જણાયો નથી. ધર્મગુરૂનો કાકો દાવો કરે છે અને પોતે હંમેશાં વેપારી જીવન ગાળે છે. મીલો વેચાતી લેવી, શેરના સટ્ટા કરવા ! આવી કાકાને કોણે રજા આપી છે ? કોઈએ આપી છે ? (કોઈએ આપી નથી.) માત્ર આપખુદીથી તેઓ આવી વર્તણૂક રાખે છે, માટે કચ્છના આપણા ભાઈઓને જાણીતા કરી પૈસાનો વહીવટ કાકાના હાથથી છોડાવવો જોઈએ. બીજા હિંદુ ધર્મના સાધુઓ તો પૈસાને હાથ પણ અડકાડતા નથી. કાકાને વાડી ગાડી મોજશોખ કરવા જોઈએ એ બીલકુલ ધર્મ ગુરૂનું લક્ષણ નથી તેનો એકદમ વાંધો ઉઠાવી બંદોબસ્ત કરવા આ સભાને અરજ કરૂં છું, અને આશા રાખું છું, કે તેનો જલદીથી અમલ કરવા આપ બંધુઓ તૈયાર થશો. આટલું બોલી હું આપ બંધુઓનો કીંમતી વખત વધુ ન રોકતાં મારૂં બોલવું બંધ કરૂં છું અને બેસી જવાની રજા લઉં છું.

ત્યારબાદ નીચે પ્રમાણેનો ચોથો ઠરાવ વીરાણીવાળા **ભાઈ જીવરાજ ખીમજી ખેતાણી**એ રજુ કર્યો હતો.

**ઠરાવ ૪થો :** "કચ્છના આગેવાન પટેલીયાઓએ કાકો જે દેશમાં શીરબંધી ઉઘરાવે છે તે બંધ કરીને અને સૈયદો જે ખાસ મુસલમાન છે અને તે જીવહિંસા કરે છે તે આપણા ગુરૂ હોઈ શકેજ નહિ તે કોઈ કાળે બ્રાહ્મણ ગણાય જ નહિ માટે તેમને એક પૈસો પણ આપવો નહિ તેમજ તેઓને આપણા દેશમાં આવતા જો કે બંધ કર્યા છે તો પણ કરાંચી વગેરે જ્યાં કણબીઓ રહે છે ત્યાં માગવા જાય છે માટે આખી જ્ઞાતિમાં એવો ઠરાવ કરવો જોઈએ કે સૈયદોને એક પૈસો પણ આપવો નહિ એવો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવે છે."
સદરહુ ઠરાવ રજુ કરતાં તેમણે જણાવ્યું કે :-

"સતપંથ સંબંધી ટૂંક વિવેચન અથવા સત્યનું શોધન" તેના લેખક અને પ્રકાશક-સૈયદ બાવા સાહેબ અહમદ અલી.(ખાકી) આ નામનું એક પુસ્તક સંવત ૧૯૭૨ { **Year 1915-16** } ની સાલે એઓએ પ્રગટ કર્યું છે તે પુસ્તક સંબંધી કેટલીક હકીકતો જાણવાની જરૂર છે તેથી હું કહીશ. શરૂઆતમાં પરમાત્મા આદિ નારાયણના સ્વરૂપનું વર્ણન કરી પ્રાર્થના કરી છે. ત્યાર પછી સતપંથના મહાપુરૂષો થઈ ગયા તેનાં નામો આપ્યાં છે અને ત્યાર પછી સ્વામી દયાનંદ સરસ્વતીના ઉપર જુઠા આક્ષેપો કર્યાં છે. ત્યાર પછી ખુશામતની ખાતર બાયબલની થોડીક હકીકત લખી છે અને વેદોમાં સાકાર રૂપે ઈશ્વરને માન્યાના દાખલા તરીકે ચાર વેદોનાં પ્રમાણ બતાવ્યાં છે. દેવાયત પંડીતે ઘણાં વરસો અગાઉ પોતાની સ્ત્રી દેવળદેને સાકાર ભગવાન શ્રી રામચંદ્રજી રૂપે ઈમામશાહ અને હનુમાનજી રૂપે હજુરી-હાજરબેગની ! થોડીક કથા કહી છે. આગળ જતાં મનુસ્મૃતિ તેમજ વેદોના મંત્રોનું તેમ સત્‌પંથનું થોડું થોડું વિવેચન કર્યું છે, ત્યાર પછી મુખી હરીભાઈ દેવાએ આર્ય પ્રકાશમાં લેખો લખ્યા છે તેનો બળાપો કાઢ્યો છે. વચમાં વચમાં ગીતા, વેદો, તેમજ સ્મૃતિઓના આધાર ટાંકી ટાંકી પોતાનો કક્કો કેમ ખરો થાય એ પણ પ્રયત્નો કર્યાં છે. ત્યાર પછી વીરાણી નખત્રાણાવાળા અમુકને પડદા બીબી તરીકે ચીતરી તેઓના લખેલા કાગળોને ખોટા કરી બતાવવાના પ્રયત્નો કર્યા છે. મહાશય છીમાભાઈ ભુલાભાઈને પણ ભુલી જવામાં આવ્યા નથી. કાવત્રું પકડાઈ ગયું એ તેમનો છેલ્લો ઉદ્દેશ છે. આટલી હકીકતોના સમાવેશ વાળું પુસ્તક આપ સર્વભાઈઓએ વાંચવું જોઈએ. હું

## ૧. દાણા બંદર સભા ૧લી - દી. 01-Aug-1918

આપને કહીશ કે બાવા સાહેબ જાતે મુસલમાન સૈયદવંશી જેઓ કુરાને શરીફને માનનારા અને માને છે છતાં પોતાની આજીવિકા ખાતર તેઓના વડીલોએ એક ધર્મનું ધતીંગ ઉભું કરી ભોળા લોકોને ભરમાવી પોતાના કુટુંબનું પોષણ કરવા ગુપ્તધર્મ નામે સતપંથ ઉભો કરેલો. ભાઇઓ આગળના જમાનામાં લોકો ભોળા હતા, અને ભોળવાયા તેમજ હજુ પણ લોકો ભોળવાઈને એ ધર્મને વળગી રહે તેની ખાતર બાવા સાહેબે વેદ, સ્મૃતિ તેમજ પુરાણોના દાખલાઓ આપી પોતાના બનાવટી ધર્મનું રક્ષણ કરવા મહેનત કરી છે. બંધુઓ સુધારાના સમયમાં સત્ય સૂર્યનો પ્રકાશ જે જોઈ શકે છે તે મલીન તેમજ કલંકિત અંધકારને કદી નહિ જુએ. જ્યારે બાવા સાહેબ વેદ તેમજ સ્મૃતિઓને સપ્રમાણ કહે છે તો તે અમારે કબુલ છે. આપણો સાચો અને સીધો એજ ધર્મ છે. બાવા ઈમામશાહ તથા કબીરદીનના ગમે તેવાં વાક્યો સાચાં હોય કે જુઠાં હોય તેની આપણને કંઈ જરૂર નથી, આપણે શુદ્ધ આર્ય હોવા છતાં કલમો પઢી શકીએ નહીં, કબરસ્થાનોમાં જઈ કબરને પુજીએ એ આપણે શુદ્ધ આર્યોનો ધર્મ નથી, તેથી જ આપણે ભેળસેળીઆ ધર્મનો ત્યાગ કરીએ છીએ, એટલું જ નહી પણ અમારા વડીલો ભોળા હતા અને એ પ્રપંચમાં છેતરાયા છે ને તેનું કલંક અમોને પણ લાગ્યું છે પરંતુ અમો એ કલંકથી પવિત્ર થવા, અથવા તેનું પ્રાયશ્ચિત કરવા માટે અમારા સઘળા આર્યબંધુઓને જેવી રીતે સત્પંથના સંચાલકે પોતાના પક્ષમાં લેવા સાચા ખોટા લાભો તેમજ પરચાની વાતો કરી પોતાના પંથમાં લીધા હતા તેવી જ રીતે અમો અમારા આર્યબંધુઓને શુદ્ધ આર્યના ધર્મ શાસ્ત્રોનો બોધ તેમજ જે સત્પંથમાં સંડોવાયા છે તેને સત્પંથની કેટલીક ખોટી ઘટનાઓથી જાણીતા કરી ભગવાન વેદવ્યાસ, ધર્માત્મા પાંડવો તેમજ ભક્ત પ્રહ્લાદ અને સત્યવાદી સુર્યવંશી મહારાજા હરિશ્ચંદ્રની જે ખોટી કથાઓ સત્પંથમાં દાખલ કરવામાં આવી છે, તેનાથી જાણીતા કરવા એજ અમારૂં કર્તવ્ય છે એમ અમે માનીશું. બંધુઓ ! આપણને પીરાણાના સૈયદોએ અવળે રસ્તે દોરવામાં બાકી રાખ્યા નથી. સૈયદો માંસ મદિરા ખાય છે તેઓ એક ખાસ મુસલમાની કોમના છે. તે આર્ય ક્ષત્રિયબંધુઓના ગુરૂ હોઈ શકેજ નહીં. જે માણસો પોતાનો કુરાને શરીફનો ધર્મત્યાગી-મતલબની ખાતર વેદો તેમજ સ્મૃતિઓના શ્લોકો ટાંકી-પોતાના ધર્મની હાંસી કરાવનાર થાય તે કેવા વિદ્વાન છે તે તેઓના લેખ ઉપરથી જ સિદ્ધ થાય છે. આપણા દેશના ભોળા કણબીભાઈઓને તેમજ બહેનોને સૈયદોએ પોતાની પ્રપંચ જાળમાં ફસાવ્યા છે. પોતે હરીવંશી સૈયદ છે અને પોતાને હુશેની બ્રાહ્મણ તરીકે ઓળખાવે છે ! આવી હડહડતી જુઠાઈ તેમજ ઠગાઈના દાખલા એક નહીં પણ અનેક બન્યા છે અને મને તો એટલે સુધી ખબર મળ્યા છે કે ભોળાભાઈઓ તેમજ બહેનોને તેઓ વટલાવવાને પણ ચુક્યા નથી. આવી થોડી ઘણી ખબરો બહાર આવી છે અને તેથીજ કચ્છના કણબીઓએ સૈયદોને આવતા અટકાવવાનો ઠરાવ કર્યો છે. છતાં બાવાસાહેબ એમદઅલીએ પોતાની લખેલી બુકમાં એવું લખ્યું છે કે કચ્છના કણબીઓએ સૈયદોને કચ્છમાં આવવાનાં આમંત્રણો કર્યા છે ! એ બીના તદ્દન ખોટી છે. કચ્છના કણબીઓને ચોખ્ખું જણાયું છે કે સૈયદો ખાસ મુસલમાન છે અને કણબી ક્ષત્રિયના ગુરૂ હોઈ શકે જ નહીં. જેથી કચ્છના કણબીઓ ખુલ્લે ખુલ્લું કહે છે કે સૈયદો અમને જોઈતા નથી. પીરાણા મુસલમાની મત જેવું જણાય છે જેથી એ ધર્મ અમોને લાયક નથી. હિન્દુ આર્યોને હિન્દુ ધર્મજ હોવો જોઈએ. પીરાણા ધર્મમાં બીજા ખાસ ધર્મ સાથે અથડામણી થાય એવા અનેક ખોટા ગપાટા મારેલા છે જેથી બાવા એમદઅલીએ પોતાની લખેલી બુકમાં વિદ્વતાનો ડોળ તેમજ પોતાના ધર્મને હિન્દુ ધર્મ તરીકે ઓળખાવવા વેદ તેમજ સ્મૃતિઓ અને ગીતાના શ્લોકો ટાંકી કેવળ પોતાની હાંસી કરાવી છે. મને તેઓના લેખ ઉપર ઘણીજ દયા આવે છે. પોતે ખુદ મુસલમીન હોવા છતાં પોતાની આજીવિકા નભી રહે તેની

ખાતર કેટલો બધો પ્રપંચ કરવો પડ્યો છે. શુદ્ધ આર્યનું તત્વ બતાવનાર તેમજ ધર્મોનાં ધતીંગો ખુલ્લાં પાડી દેશોદેશમાં સામાજીક ચૈતન્ય ફુકનાર સ્વામી દયાનંદ સરસ્વતીની ખોટી ટીકા કરવા પણ બાવા સાહેબ ચુક્યા નથી. બંધુઓ ! આવા સ્વાર્થી બગ ભગતોથી ચેતતા રહેવા હું આપને ભલામણ કરૂં છું. જો કે આપને ભલામણ કરવાની કશી જરૂર નથી. તોપણ આપણા બંધુઓમાં હજુ કેટલાક દેશમાં સૈયદોના શિષ્ય છે તેને આ વાત કદી રૂચશે નહીં, પણ તમો સઘળા બંધુઓ તેઓના ભલાની ખાતર સૈયદોનાં ધતીંગો તેઓની પાસે ખુલ્લાં કરી તેમને સમજાવવાની ખાસ જરૂર છે. બંધુઓ ! સૈયદ સંબંધી હકીકતની ખાસ જરૂર હતી અને તેથીજ મેં આપનો કિંમતી વખત રોક્યો છે તેના માટે હું આપની ક્ષમા માગું છું અને તમો સઘળા વીરબંધુઓનો વિજય ઈચ્છી હું બેસી જવા રજા લઉં છું.

ઉપર પ્રમાણેનો ઠરાવ પસાર થયા બાદ **મકનજીભાઈ કાનજી રંગાણી** ગામ મમાઈમોરાવાળાએ નીચે પ્રમાણેનો ઠરાવ રજુ કર્યો.

**ઠરાવ ૫ મો-** "સર્વાનુમતે કરેલા ચાર ઠરાવો તથા ઉપર લખેલી સર્વ હકીકતનો જવાબ કચ્છના આગેવાન પટેલીઆઓ તરફથી જો પંદર દિવસની અંદર આપણને મળે નહિ તો આપણે સહીઓ કરનારાઓએ એકમતે કચ્છના નામદાર મહારાવશ્રીની હજુરમાં એવા પ્રકારની અરજી કરવી કે કચ્છમાંથી દર સાલ લાખો કોરીઓ વિના પ્રયોજને ધર્મના બહાને ઘસડાઈ જાય છે તેનું મૂળ કારણ કણબી આગેવાન પટેલીઆઓ જ (ગઢેરાઓ) છે અને તેઓની પાસેથી આ દાદ કોરટ મારફતે મેળવવી અને તેના જવાબદાર તરીકે કણબી આગેવાનો (ગઢેરાઓ)નેજ ગણવામાં આવશે એવો આ સભા સર્વાનુમતે ઠરાવ કરે છે અને તે સર્વાનુમતે પસાર કરવામાં આવે છે.'' સદરહુ ઠરાવ રજુ કરતાં તેમણે જણાવ્યું કે-**મહેરબાન પ્રમુખ સાહેબ, પ્રિય જ્ઞાતિ બંધુઓ અને બ્હેનો,**

આ પાંચમા ઠરાવ ઉપર મારે બોલવાનું છે. હું ઘણીવાર આપણી સભામાં તેમજ બીજી અન્ય સભાઓમાં ગયો છું પરંતુ જાહેર રીતે હું કદી બોલ્યો નથી માટે મારા બોલવામાં આપને ભૂલચૂક જણાય તો ક્ષમા કરશો. ભાઈઓ કાકો દેશમાં આવેલ છે. તેને આવા દુષ્કાળના વખતમાં કોણે તેડાવ્યા છે તે તમે જાણો છો ? ન જાણતા હો તો હું કહીશ કે અમુક ગામવાળાએ હુંડીના પૈસા પીરાણે ન મોકલ્યા તે માટે પતાવટ કરવા આવેલ છે એમ આપણે સાંભળ્યું હતું અને તે પતાવટો હજુ પુરી થઈ નથી અને કાકે શીરબંધુનું લાકડું નવું બેસાડ્યું. તે તમે જાણો છો પરંતુ ખરી રીતે તમે હજી જાણતા નથી. કાકા પોતાના સ્વાર્થની ખાતર લાકડું ઘાલી દે પણ નાતના આગેવાનો જો વિચાર કરે કે બે વખત પ્રથમ શીરબંધી આપી છે અને હમણાં કંઈ કારણ નહીં ને શીરબંધી શાની આપવી, આમ જો વિચાર કરે તો કોઈને દુઃખ થાય નહીં. પણ ભાઈઓ તમને ખબર નથી ક્યાં ? નાતના આગેવાનોને શીરબંધી આપવી પડે છે એ તો કાકાને કદી પચાસ કે સો કોરીની ભેટ ધરે તોય તેના ઘરનો એક તાંબીઓ સરખો જાય નહીં. માણસોને દેખાડવાને ફલાણા પટેલે આટલી કોરી કાકાને ભેટ કરી, એ કોરીઓ કાકોજ આપે ! અને કાકોજ લે ! એમાં પટેલીઆઓને મફતનો જશ લેવો તે કોણ ના લે. આમાં મરો તો આપણા જેવા ગરીબોનો છે. હું તમને કહીશ કે પટેલીઆને તો ''બગલાને ડોળે લાભ'' જેવું છે. આપણેજ આપણા હીતા હીતનો વિચાર કરવો જોઈએ. આપણે જ જ્યારે પટેલો તેમજ ગઢેરાઓનું માન રાખીએ છીએ ત્યારે જ તેઓ આપણી કાંધ ઉપર ચઢી બેસે છે, આપણી નાતના આગેવાનોના ન્યાયની તમને શું વાત કહું! આપણા ઉપર ખરેખર તેમનો જુલમ છે. આવું સમજીએ છીએ છતાં આપણે કંઈ કરી શકતા નથી એ એક ઘણી જ અફસોસની વાત છે, તદ્દન વગર ગુન્હે નાતના આગેવાનો જોર

જુલમથી દંડ કરે છે તેના થોડાએક દાખલા હું આપને આપીશ. સને ૧૯૦૯ના જુલાઈ માસની તા. ૧૫ ના ''કચ્છ કેશરી'' નામના પેપરમાં "કચ્છી કડવા કણબીઓનાં મંડળોને વિનંતી" એ મથાળાના લેખ ઉપરથી થોડા દાખલા હું આપને કહીશ. પ્રિય બંધુઓ ! તમને શંકા થતી હશે કે નાતના આગેવાન પટેલીઆઓ તથા વૃદ્ધો શું અન્યાય કરે છે ? તો તેના જવાબમાં હું કહીશ કે તેઓ લાંચરૂશ્વત ખાઈ એક હિન્દુ કોમને ન છાજતું. કામ કરવા ચૂક્યા નથી દેરવટું કરાવતાં આપણા ગઢેરાઓને શરમ ન આવી કે મોટાભાઈની વહુ જે માતા સમાન ગણાય તે નાના ભાઈને પરણાવી દીધી ! લાંચરૂશ્વત ખાઈને આખી નાતને કલંકીત કરી નાંખી. ભાઈઓ ! આ કામ તમને શરમ ભરેલું તેમજ નીચું જોવડાવનારૂં નથી લાગતું ? આવું હલકું કામ આપણા ગઢેરાઓના પુંછડાએ કર્યું હતું. તે આખી નાતને ખબર છે અને તે સંબંધે ગામ વીરાણાના કણબી ભાઈઓએ બીનાથી વિરૂદ્ધ હતા અને છેવટે આખી નાતને લાગ્યું કે આ કામ ખોટું થયું. દેયરવટાનો સંબંધ તોડાવી નાંખ્યો અને એ કામમાં મદદ કરનારનો દંડ કરવામાં આવ્યો હતો. એવો જાલીમ જુલમ આખી નાતને નીચું જોવડાવનારો કરવાને પણ આપણા આગેવાનો ચુક્યા નથી. તે સિવાય કચ્છના કણબીઓમાં સુધરેલા અને પરોપકારી મીસ્ત્રી ડાહ્યા ઘોળું કે જેની દેશ પરદેશમાં કીર્તિ પ્રસરી રહી છે તેવા સુજ્ઞભાઈને વગર કસુરે નાત બહાર કરી દુઃખ દેવામાં કસુર રાખી નથી. મીસ્ત્રી ડાહ્યા ધોળુંનો કસુર માત્ર એટલો જ કે મુંબઈમાં કણબીની જ્ઞાતિએ ઉજાણી કરવા વિચાર કરેલ અને તે ઉજાણી ધર્માદાના પૈસાથી કરવી, વધુ મતે તે વાત મંજુર થઈ પરંતુ મી. ડાહ્યા ભાણજી તથા તેમના મતને મળનાર કણબી જીવરાજ તથા તેમના ભાઈ દેવશી તથા કણબી અરજણ તથા નાનજી ભાણજી વગેરે ભાઈઓનો મત એમ થયો કે ઉજાણી ભલે કરે, પણ ધર્માદાના પૈસાથી નહીં કરવી જોઈએ, તો માણસ દીઠ ફોડ નાંખો અથવા શક્તિ પ્રમાણે પૈસા ભરે તેવો ખરડો કરો અને તે પૈસાથી ઉજાણી કરો. પરંતુ અમારો મત તો ધર્માદાના પૈસાથી ઉજાણી કરી ખાવાનો નથી. જેથી મુંબાઈની નાતે તેમને ઉજાણીમાં ભાગના લીધો તેથી નાત બહાર કર્યા. આવો હડહડતો અન્યાય થવાથી મી. ડાહ્યાભાઈ ભાણજી તથા તેમના મતને મળેલા બીજા ભાઈઓએ આપણી નાતની મોટી કોરટમાં પોતાને મળેલી અન્યાયની ફરિયાદ કરવા દેશમાં ગયા. ત્યાં પણ જ્ઞાતિ શિરોમણી આગેવાન ન્યાયાધિશોએ મુંબઈની નાતે જે ફેંસલો આપ્યો છે તે વ્યાજબી છે એમ જણાવી દીધું ! જેથી પછી અપીલ કરવાનો અધિકાર રહ્યો નહીં. થોડા દિવસ તો ન્યાય માટે દીલગીર થઈ રાહ જોઈ, પરંતુ તેઓને નાત બહાર કરી વધુ કનડગત કરવાથી એવા વીર પુરૂષ પણ જ્ઞાતિ જુલમ ન સહન કરવાથી અંતે ધર્માદા પૈસાનું ન જમ્યા તેના માટે ર૫૦) કોરી દંડ આપી માફી માગી છુટકારો લીધો !! તે સિવાય વીરાણીના રહીશ કણબી વિશ્રામ પાંચા ગાંગાણી કે જેઓ આપણી જ્ઞાતિમાં સારો ભણેલા વિદ્વાન છે, તેઓ કરાંચીમાં સલાટનું કામ કરતા અને રાત્રે પંચીકરણ વગેરે ભણવા જતા તે નાતથી ખમી શકાયું નહીં. કારણ કે પીરાણા ધર્મમાં રહી શુદ્ધ હિંદુ ધર્મનાં પુસ્તકો ભણવા જવાં એ નાતના ધોરણથી વિરૂદ્ધ છે ! તેથી વિશ્રામ પાંચાને જવાબ આપ્યો કે જો તું રાત્રે ક્યાંઈ બહાર જઈશ તેમજ બીજાં પીરાણા ધર્મ સિવાયના પુસ્તકો વાંચીશ કે ભણીશ તો તને નાત બહાર મુકવામાં આવશે ! નાત બહારની બીકથી તે બિચારા ભાઈએ અભ્યાસ પડતો મુક્યો તેટલું જ નહીં પણ તેને એવી ફરજ પાડવામાં આવી કે તું ભણેલ છે માટે પીરાણા ધર્મનાં પુસ્તકો તારે દરરોજ કણબીભાઈઓને વાંચી સંભળાવવાં ! એ પણ શરત નાત બહારની બીકે કબુલ કરવી પડી. તે સિવાય ભાઈ વિશ્રામ પાંચા ગાંગાણી ઉપર એક બીજી પણ જુલમી સત્તા વાપરવામાં આવી હતી તે એ કે કરાંચીમાં સૈયદો માગવા જાય છે ત્યારે દરેક કણબીને ઘેર એક એક દિવસ જમવાનું હોય છે, તે પ્રમાણે વિશ્રામને પણ ફરજ પાડવામાં આવી હતી. ભાઈ વિશ્રામે તો કહ્યું કે ભાઈઓ

## ૧. દાણા બંદર સભા ૧લી - દી. 01-Aug-1918

''હું જ્યાં રહું છું ત્યાં બીજા અન્ય હિન્દુભાઈઓ રહે છે જેથી સૈયદોને હું જમાડીશ તો તેઓ મારી ટીકા કરશે માટે તેને જમવાના જે પૈસા થાય તે હું આપું પણ મારે ઘેર નહીં.'' આવી વિનંતી કરી પણ તે વિનંતીનો સ્વીકાર થયો નહીં અને ઉલટો ફરજીયાત હુકમ કરવામાં આવ્યો કે તારા ઘરમાં બેસાડી સૈયદોને જમાડવા જ પડશે, જો તું નહી જમાડે તો નાત બહાર કરશું ! તે પણ બીચારાએ નાત બહારની બીકથી સૈયદોને પરાણે પણ જમાડ્યા. ભાઈઓ નાતના ન્યાય અને જુલમી સત્તાઓ કેવી છે તે તમો જાણો છે. તે સિવાય તમને હું એક બીજો પણ દાખલો આપું છું કે લધા નાગજી છાભૈયા ગામ નખત્રાણાવાળાએ પોતાના દીકરાનો સંબંધ વીરાણીના કણબી જસા ખેતાની દીકરી વેરે કર્યો હતો, તે નાતને પસંદ ના આવવાથી નાતે ફરજ પાડી કે એ સંબંધ તોડી નાંખો ! પરંતુ લધા નાગજી કંઈ વિશ્રામ પાંચા જેવો નબળા મનનો નહોતો, અને જરા મમતમાં રહ્યા એટલે ત્રણ પાંચાડાની નાત નખત્રાણામાં ભેગી થઈ અને લગભગ સોએક માણસોએ લધા નાગજીના ઘર ઉપર દરોડો પાડ્યો !! જેથી લધા નાગજીએ પોતાનાં ઘર બંધ કરી મેલ્યાં. લધા નાગજીએ પોતાનો છોકરો તેમજ વહુને પોતાના રહેવાની મેડી ઉપર ચઢાવી મૂક્યાં હતાં જેથી નાતના આગેવાનના જાસુસોએ મેડીના દરવાજા ઉઘાડવાનો પ્રયત્ન કર્યો પરંતુ તે ઉઘડ્યા નહીં જેથી દિવાલ તોડી ધોળે દહાડે છોકરાને તથા વહુને ઉપાડી ગયા ! અને આખી નાતના આગેવાનો વિરાણી ભેગા થયા. લધા નાગજીને પણ કેદ કર્યો અને લધા નાગજીના છોકરાને ગધેડે બેસાડી આખા વીરાણી ગામમાં ફેરવ્યો! આવું અપમાન ભરેલું નીચામાં નીચું કૃત્ય નાતના આગેવાનો કરવાને ચૂક્યા નથી. બંધુઓ ! તમે આમ કેમ ઠરી ગયા છો ? અરે આવાં આવાં ભયંકર કામો તો આપણા આગેવાનોના મનને રમત છે. બંધુઓ ! હું તો કહું છું કે આગેવાનોનાં પુન્યો હવે ખવાઈ રહ્યાં છે, નહીં તો આવો જુલમ કોઈ નાતમાં તમે સાંભળ્યો છે ? અરે ! એટલું જ નહી પણ લધા નાગજી પાસેથી ૩૫૦૦ કોરી દંડ લીધો ! અને એવો એક દસ્તાવેજ કરાવી લીધો કે તારે નખત્રાણે આ બાબતની ફરિયાદ કરવી નહીં. આ તે નાતનો ન્યાય કહેવાય કે શું ? તે મને તો સમજ પડતી નથી અને લધા નાગજીના છોકરાની વહુનો છુટકો કરી તે છોકરી તેના માબાપને પણ સોંપી નહીં અને ન્યાતના આગેવાનોને ઠીક લાગ્યું ત્યાં વરાવી દીધી. ભાઈઓ ! આવા ન્યાતના આગેવાનોના જુલમથી કચ્છની કણબી પ્રજા ત્રાસી ગઈ છે, પણ એક ન્યાત બહારની બીકથી નાતના આગેવાનો પાસે ઉંચુ મુખ કરી શકતી નથી, કોને ખબર કે નાતના આગેવાનો શું કરી નાંખશે ! આપણે કચ્છમાં રહીએ છીએ. કચ્છના નામદાર મહારાજે પ્રજાને ન્યાય મળે તેની ખાતર કોર્ટો સ્થાપી છે, પરંતુ આપણા કણબી ભાઈઓને એનો લાભ લેવો સર્જાયું નથી એ ઘણી જ અફસોસની વાત છે. બંધુઓ ! આપણી આખી નાતની પાયમાલી આગેવાનોના હાથે જ થાય છે. હમણાં ગરીબોનાં ગળાં કાપી કાકાને પૈસા તેમજ સૈયદોને પૈસા અપાવવામાં આગેવાનો જ મુખ્ય ફરજ પાડે છે. જેથી આપણા ભાઈઓ કશું બોલી શકતા નથી. આપણી જ્ઞાતિની કેવી દશા થાય છે તે મેં આપને કહી છે. તમારામાં જો વીરત્વ હોય અને તમારા જ્ઞાતિભાઈઓને સુખી કરવા ચાહતા હો તો તમે એક સંપ કરી નામદાર મહારાજશ્રીની રૂબરૂ આ હકીકતો જાહેર કરો તો જ તમારો ઉદ્ધાર થશે, નહીંતો આપણી જ્ઞાતિના આગેવાનો હજુ આપણને પણ શું કરશે તે હું કહી શકતો નથી. બંધુઓ ! તમે આટલાં બધાં ભાષણો સાંભળ્યા છે અને તમારા જ્ઞાતિ હીત માટે હૃદય તલપી રહ્યાં છે તે પ્રત્યક્ષ દેખાય છે તેવાં જ જો હમેશાં રહેશે તો જ તમો તમારી જ્ઞાતિનું હીત કરી શકશો, એટલું બોલી હું બેસી જવાની રજા માગું છું.

## ૧. દાણા બંદર સભા ૧લી - દી. 01-Aug-1918

ઉપરના ઠરાવને ટેકો આપતાં ગામ નખત્રાણાવાળા **ભાઈ કાનજી પચાણ જબુઆણીએ** જણાવ્યું કેઃ-

હું પાંચમા ઠરાવના ઉપર ભાઈ મનજી કાનજીએ ભાષણ કરેલ તેને સંપૂર્ણ રીતે ટેકો આપું છું અને બોલવા ઉભો થયો છું. પરંતુ આપણી જ્ઞાતિના ધર્મની તેમજ આપણા આગેવાનોના જુલમની હકીકતો સાંભળી મારીતો મતી પણ ભ્રમિત થઈ ગઈ છે અને મને સીધો અને સરળ રસ્તો એક જ દેખાય છે કે આપણે અત્રે આપણા જ્ઞાતિ ભાઈઓના માટે પેટ બાળીએ છીએ પરંતુ આપણા જ્ઞાતિના આગેવાનોને એની જરા પણ દરકાર નથી. મેં હમણાં જ એવું એક ભાઈના મોઢે સાંભળ્યું છે કે મુંબઈના યુવક મંડળે એક ફંડ ભેગું કરી નાતને સુધારવા પૈસા એકઠા કર્યાં છે તે કચ્છના આપણા આગેવાનોને ખબર છે, તેઓ આપણને એવો સંદેશો મોકલે છે કે એ પૈસા અત્રે મોકલી આપો તો અમે લહેર કરીએ'' બંધુઓ ! તેમને જરાપણ શરમ નથી આવતી કે આવા સમાચારો આપણને મોકલાવે છે ? ભાઈઓ ! હું પણ આપણા દેશના એક આગેવાન ગઢેરાઈ કરનારનો દીકરો છું. નાતમાં કેવા ન્યાય થાય છે તે પણ જાણું છું પણ સાથે સાથે આપણને પાકો ભરોસો છે કે આપણી નાત-કાળીગાની ભારી ટુંકાં લુગડાંમાં બાંધીએ તો બંધાય નહીં અને જરૂર માંહેથી નીકળી જાય તેવી છે. કુદરતીની જ આપણા ભાઈઓ ઉપર અકૃપા છે નહીં તો નાત તદ્દન વગર ગુન્હે આપણને હેરાન કરે તેને આપણે કહી શકીએ નહી એ કાંઈ ઓછી દીલગીરીની વાત નથી ? ભાઈઓ ! મને તો સાફ જણાય છે કે આવડાં દુઃખો આપણી જ્ઞાતિના આગેવાનોનો જુલમ, તેમજ પીરાણા ધર્મ જે ચોખ્ખું હિંદુઓના માટે અધર્મ છે, તેમજ પીરાણાનો કાકો જે ધોળે દિવસે કચ્છના કણબી ભાઈઓને લૂંટે છે, તે સઘળાંની દાદ જ્ઞાતિના આગેવાનો તમને દેશે નહીં, તેમજ બીજા આપણા બંધુઓ કંઈ કરી શકે તેમ મને લાગતું નથી. તેમજ મારોતો પાકો વિચાર છે કે કચ્છના મહારાવશ્રીના વહાલા પુત્રો ખેડુત કણબીઓજ છે માટે તે દયાળુ પિતાની પાસે આપણા સર્વે દુઃખો જાહેર કરો તોજ આપણા દુઃખની દાદ મળી શકશે. એક દયાળુ પિતા પોતાના ખેડુત બાળકોને આવા દુકાળના વખતમાં ધોળે દિવસે લૂંટનાર તેમજ લુંટાવનારની પણ પાકી ખબર લેશે, એવો મને ચોક્કસ સાચો ભરોસો છે. કચ્છની પ્રજા દુકાળના વખતમાં દુઃખી ન થાય તે માટે આપણા શિરતાજ મહારાજનો પોતાના રાજ્યમાં એવો સખત કાયદો છે કે કચ્છમાંથી અનાજ તેમજ ઘાસ કોઈએ પરદેશ મોકલવો નહી એ વાત જગજાહેર છે. તો તે દયાળુ દેવ આપણા કણબી ભાઈઓ પાસેથી અરે તેલટુંજ નહીં પણ કચ્છ રાજ્યમાંથી લાખો કોરીઓ વિના પ્રયોજને જતી અટકાવશે નહીં તે તમે કેમ માનો છો ? મારીતો ખાત્રી છે કે મહારાજા પોતાની પ્રજાના ભલા માટે અનાજ અને ઘાસ બીજા મુલકમાં જતાં અટકાવે છે તો રોકડ નાણું તદ્દન ફોકટ જતું શા માટે નહી અટકાવે ? માટે કણબી ભાઈઓ ! બીજાં હજારો કામ છોડી મારી તો તમને એજ વિનંતી છે કે મહારાજાની સમક્ષ આપણે ખાસ અરજ ગુજારવી જોઈએ. તમે આજે જે આપણા કણબી આગેવાનોને પત્ર તથા આપણી સભાના ઠરાવો લખી મોકલો છો અને આ બંદોબસ્તના માટે પંદર દિવસ રાહ જોવાનું રાખો છો એ પણ મને ઠીક લાગતું નથી. તો પણ હું તમો સઘળાંના મતથી વિરૂદ્ધ નથી. મને તો ખાતરી છે કે નાતના આગેવાનો તમારો પત્ર ઘસીને પી જશે. એ તમારી દરકાર કરે તેવા નથી. તમો સઘળા બંધુઓને ઠીક લાગે તેમ કરશો પરંતુ છેવટે મહારાજાશ્રીને અરજ કરવા સિવાય છુટકો નથી આવી મારી માન્યતા છે છતાં પણ હું ભગવતી ઉમિયાને પ્રાર્થના કરૂં છું કે આપણને ત્રાસ ના થાય અને કચ્છી કણબી આગેવાનોનાં હૃદય પવિત્ર થાય, આપણી જ્ઞાતિની દાઝ હૈયે ધરે એવી ઉમિયા માતા પ્રત્યે મારી પ્રાર્થના છે.

ત્યારબાદ નીચેનો ૬ઠો ઠરાવ ભાઈ હંસરાજ નારણ રૂડાણી ગામ કોટડા વાળાએ રજુ કર્યો હતો અને તેને ભાઈ મેઘજી, તથા માવજીભાઈ શામજી વગેરેએ ટેકો આપ્યા બાદ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૬ ઠો.** "આ સભા મહેરબાન પ્રમુખ સાહેબે આજે આપણી આ પહેલી સભાના પ્રમુખપદે બીરાજી આપણને જે જે હકીકતો આપણી જ્ઞાતિના રીત રિવાજ તેમજ જ્ઞાતિ આગેવાનોની મુગલાઈ સત્તાથી આપણી જ્ઞાતિની જે દુર્દશા થાય છે તે તેમજ પીરાણાના ધર્મ કેવા પ્રકારનું હિન્દુ ધર્મ છે તેનું વિસ્તારથી વિવેચન કરી આપણને ખાસ ભાન કરાવ્યું છે તેમજ પીરાણા ધર્મની ગાદીના અધ્યક્ષ લક્ષ્મણકાકા તથા બીજા કાકાઓની વર્તણૂક વિષે પણ જે ઈશારો કર્યો છે તે આપણને ખાસ જાણવા લાયક છે, પ્રમુખ સાહેબે પોતાના અનુભવનો આપણને ખાસ લાભ આપ્યો છે તેથી આ સભા મહેરબાન પ્રમુખ સાહેબનો આભાર માને છે અને સાથે સાથે આ સભા તેમને વિનંતી કરે છે કે આજની સભાના ઠરાવો તેમજ જ્ઞાતિ આગેવાનોને લખેલો પત્ર બંને એક સાથે છપાવી કચ્છના પાટીદાર બંધુઓને ઉપયોગી હોવાથી કચ્છમાં જ્યાં જ્યાં કણબીની વસ્તી હોય ત્યાં આ રિપોર્ટ મોકલી આપવાની મહેરબાન પ્રમુખ સાહેબને સર્વાનુમતે સત્તા આપે છે.

ઉપર પ્રમાણે પસાર કરવાના ઠરાવો સભામાં સર્વાનુમતે પસાર થઈ રહ્યા બાદ સઘળા ભાઈઓ પીરાણા ધર્મને ત્યાગી દઈ શુદ્ધ સનાતન ધર્મે વહન કરવા તૈયાર થઈ ગયા હોય એવો સભાનો દેખાવ થઈ રહ્યો હતો. વખત ઘણો થઈ જવાથી છુટક ભાષણો કરવાનો વખત નહોતો એટલે કામકાજ પૂર્ણ કરતાં **પ્રમુખ સાહેબે** જણાવ્યું કેઃ-

મારા વ્હાલા ભાઈઓ ! તમે આ સભામાં હાજરી આપી સર્વાનુમતે જે કામ કર્યું છે તે માટે હું તમારો ઉપકાર માનું છું. આપણી નાતમાં અત્યાર સુધી જે અધર્મ ફેલાઈ રહ્યો હતો તેને દુર કરવા તમે મારા સઘળા ભાઈઓ તૈયાર થઈ ગયા. લાગો છો તે જ્યારે આપણા દેશના ગઢેરાઓ જાણશે ત્યારે તેનો ત્રાસ વર્તાવા, આપણા ઉપર જુલમ ગુજારવા તેઓ કાટથી ખવાઈ ગયેલી બુઠી તલવારો આપણા ઉપર ચલાવવા તૈયાર થઈ જશે, પણ મારા ભાઈઓ ! હું સઘળાને વિનંતી કરૂં છું કે જે પ્રમાણે અત્યારે એક સંપથી આ ઠરાવો કરીને તેમને મોકલી આપવા તૈયાર થયા છો તેવી જ રીતે તેમનાં બુઠાં કાતાંના ઘા ઝીલવા એક સાથે તમે ખડા રહેશો તો તેમની તાકાત નથી કે તેઓ આપણા સામું પણ જોઈ શકે, સત્યનું તેજ એવું છે કે તેને જોતાં જ આંખમાં પાણી આવી જાય છે અને આંખો વીંચાઈ જાય છે. જેમ આપે સૂર્યની સામે જોઈ શકતા નથી તે પ્રમાણે આપણે જે સત્ય સનાતન ધર્મે ચાલવા તૈયાર થયા છીએ તે ધર્મનું તેજ જ્યારે આપણા દરેકમાં તેમને જણાશે ત્યારે આપણા સામું જોઈ શકવાના નથી અને જુલમ વર્તાવનારા આગેવાન પટેલીઆઓ ધર્મના તેજમાં અંજાઈ જનારા છે. તેઓ આપણા વડીલો છે એમ હું કબુલ કરૂં છું છતાં ધર્મને બહાને જેઓ આપણને અધર્મને વળગી રહેવાની ફરજ પાડે અને આપણે જે શુદ્ધ ક્ષત્રિય છીએ તેમને મુસલમાન જેવા બનાવી રાખવા ત્રાસ અને જુલમ વર્તાવે. તો સત્યની ખાતર-ધર્મની ખાતર ગમે તેવા વડીલની આજ્ઞાની પણ દરકાર નહીં કરતાં ધર્મને વળગી રહેવું એજ આપણી ફરજ છે. જે ગેઢેરા અગર મા બાપ હિન્દુ મટાડી દઈ આપણને મુસલમાન જેવા બનાવી દેવા આપણને ફરજ પાડે તેઓ આપણા મા બાપ નથી પણ દુશ્મન છે એમ તમે માનશો અને તેમની સાથેના પ્રસંગમાંથી છુટા પડી જવાની તમને જરૂર પડે તો પણ સત્ય ધર્મને ખાતર તમે તેમને છોડી દેશો તો પ્રભુ તમને જરૂર સહાય કરશે.

આપણે શુદ્ધ ક્ષત્રિય છીએ, સનાતન ધર્મનું રક્ષણ કરવું એજ પ્રથમ તો આપણો ધર્મ છે. હાલના જમાનામાં

## ૧. દાણા બંદર સભા ૧લી - દી. 01-Aug-1918

આપણને અધર્મે ચઢાવનારને મારી કાપી નાંખીએ તેવી આપણી પાસે સત્તા નથી અને તેમ કરવાનું હું તમને કહેતો નથી પણ સઘળા ભાઈઓ પ્રત્યે મારી એજ અરજ છે કે જેઓ આપણને પીરાણા ધર્મ જેવા અર્ધદગ્ધ પંથે ચલાવવા લલચાવે અગર બોધ આપે તેવા કોઈની વાત સાંભળવી નહિ અને તેમને ચોખ્ખુ કહી દેવું કે અમે તો સનાતન વેદ ધર્મ પ્રમાણે ચાલીશું, અને વિદ્વાન બ્રાહ્મણો કહે તે પ્રકારે શાસ્ત્રને અનુસરી વર્તીશું. ભાઈઓ ! હું તમને છેવટે એક જ વાત કહું છું કે, નુરનામુ, બાજનામું કે તૈયભના કલમા તે ચોખ્ખી રીતે હિન્દુને મુસલમાની જેવા ધર્મમાં લલચાવીને, ભોળવીને લઈ જનારાં પુસ્તકો છે. દશોંદો લેવાની ખાતર એ બધી તજવીજ થઈ છે, આપણો ઉદ્ધાર કરી સ્વર્ગમાં લઈ જવા માટે નહિ ! આગેવાનોનો ત્રાસ શીરબંધીઓ ઉઘરાવા માટે છે, તેઓ આપણાં દુઃખ ટાળવા પટલાઈ કે આગેવાની કરતા નથી, આપણે દરેક રીતે આગળ પડતા થઈએ અને આપણી જે અધમ દશા થઈ છે, લોકો આપણાં નાક કાપે છે, તેમાંથી આપણો બચાવ થાય તેવો પ્રયત્ન કોઈ આગેવાનો કરતા નથી. પણ આપણે હંમેશાં દબાયેલા જ રહીએ અને કસાઈઓ આગળ જેમ ઘેટાં શીર ઝુકાવી રાખે છે તેમ શીર ઝુકાવી રાખી તેમના ત્રાસ અને ઈજ્જત ગુમાવનારા તેમના ઝટકા આપણા ઉપર પડે તે મુંગે મોઢે સહન કરીએ એટલા માટે તેઓ આપણા ઉપર આગેવાની અગર પટલાઈ કરવા માગે છે. આગેવાનો અગર ગઢેરાઓ પોતાનો ધર્મ સમજી તેમની જે ફરજ આપણને સુખી કરવા માટે છે તેને વિચારશે તો આપણે તેમને જરૂર માન આપીશું. પણ ભાઈઓ ! હું કહું છું કે જ્યાં સુધી તેઓ હજી આપણા ઉપર ત્રાસ વરતાવાનો છેલ્લો ઈલાજ નહી કરી જુએ ત્યાં સુધી તેઓને સંતોષ થવાનો નથી. હું આપને છેલ્લી વિનંતી કરૂં છું કે તેમના ત્રાસ સામે આપણે એક સંપથી ઊભા રહી તેને પહોંચી વળવા પ્રયત્ન કરવો અને તેમ કરવામાં જે જે પ્રકારની મદદની જરૂર આપણને દેશમાં અગર મુંબઈમાંથી જોઈશે તે મળી રહેશે એવી મારી ખાત્રી છે. આપણા જનોઇધારી ભાઇઓ અને ગુજરાતના આપણી નાતના કેટલાક આગેવાન આપણા પાટીદાર ભાઈઓ સાથે મારે ઘણીવાર વાતચીત થઈ છે, તેઓએ આપણને દરેક પ્રસંગે જોઈતી મદદ આપવા મને કહ્યું છે, તો ભાઈઓ ! મારી આપને એજ વિનંતી છે કે સત્ય ધર્મને માર્ગે ચાલવા આજે તમે જે તૈયારી કરી છે તે માર્ગમાંથી પાછા ફરશો નહિ તો આપણી કુળદેવી ઉમિયા માતા જરૂર આપણને સહાય કરશે. આપણે ધર્મને મુકી અધર્મે ચડી ગયા છીએ માટે જ આપણી તે માતા વ્હારે આવી નહોતી. હું તમને ચોક્કસ કહું છું કે હમણાં તે ભગવતીએ આપણે કરેલી આજીજી અને માગણી સાંભળી છે અને હાથમાં ત્રિશૂળધારી સિંહ ઉપર બેસી આપણી પડખે આવી ઊભી છે, આપણાં હૃદય કેવાં છે તે જુએ છે. તો દરેક ભાઈઓ ! જે શુદ્ધ મને તેની સ્તુતિ કરી છે તેવી સવાર-સાંજ રોજ કરશો એવી હું વિનંતી કરૂં છું અને છેવટે તમે સઘળા ભાઈઓ મને જે માન આપ્યું છે, અને સભાનું કામ એક મતે કરીને ડહાપણ ભરેલી રીતે સત્ય ધર્મે ચાલવા તૈયાર થયા છો તે માટે હું આપનો ઉપકાર માનું છું અને આજની સભાનું કામ પુરૂં થયેલું અને સભા બરખાસ્ત થયેલી જાહેર કરૂં છું.

સભાનું કામકાજ ખલાસ થતાં શ્રી ઉમિયા માતાની સ્તુતિ કરનારી નીચે મુજબની કવિતા સંગીતનાં સાધનો સાથે ગાવામાં આવી હતી. અને તે પૂર્ણ થતાં પ્રમુખ સાહેબની પાસે સોપારી કરી સભાનો મેળાવડો વિસર્જન થયો હતો.

## સ્તુતિ

**જય પરમ પુનિત જ્ઞાતિ મારી,**
**નમુ ચરણ કમળ તુજ શીરધારી. ટેક.**
**નીજ સુખની ના પરવા કરતી,**
**નિર્દોષ પ્રયોગો આચરતી,**
**સત્ય સંપત્તિ ભારતમાં ભરતી. જય**
**હતી પાવન પૂર્વની શું કરણી,**
**ખટ શાસ્ત્રે જે નીજ મુખ વરણી,**
**થઈ અધર્મ કુચાલે એ કરણી. જય.**
**તુજ દર્શ કરી તન મન વારૂ,**
**હીત ચીત રહે નિશદિન તારૂ,**
**વર અમર એ ઘો હરી ઉચારૂ. જય.**



કચ્છ દેશના પીરાણા પંથી કડવા કણબી જ્ઞાતિભાઈઓની મુંબઈમાં તા. ૧-૮-૧૯૧૮ ના રોજે મળેલી સભા અને તે સભામાં પસાર કરેલા ઠરાવોને અનુમોદન આપનારા જુદા જુદા ગામોથી

## અભિપ્રાયના આવેલા પત્રો

ગામ **નખત્રાણાથી.**

રા. રા. શ્રીયુત. **શેઠ વેલજી માધવજી** પલીવાડ લખી જણાવે છે કે,

સૌજન્યાદી શ્રેષ્ઠ ગુણ સમ્પન્ન શ્રી કચ્છી કણબી જ્ઞાતિના શ્રી મુંબઈ ખાતે મળેલી સભાના પ્રમુખ પ્રત્યે.

ઘણી જ ખુશાલી સાથે જણાવવાનું કે કચ્છી પીરાણાપંથીઓ કડવા કણબીમાંની કોમના પટેલીઆઓ તથા ચૌધરીઓ સિવાય મુખીઓ વિગેરેને આપે શ્રી મુંબઈમાં મળેલી દાણાબંદર વછાતના માળામાં તા. ૧-૮-૧૮ ગુરૂવારના રોજે જેના ઠરાવોની નકલો કોપી પાંચ મોકલી તે વાંચી પારાવાર અત્યાનંદ પ્રાપ્ત થયો છે. તેની સાથે વિશેષમાં સંતોષ એ ઉપજ્યો છે, કે કણબીની આવી કેળવણીથી તદ્દન પછાત કોમમાં એકાએક આવો અસાધારણ સુધારો પસાર કરનારની જાહેર હિંમતને અમે ધન્યવાદ આપીએ છીએ વળી આવા સુધારાના હિમાયતીઓને આપની સર્વે કોમના મનુષ્યો એક અવાજે અનુમોદન આપી આપની પ્રત્યે માનની નજરે જોશે એમ આશા રાખીએ છીએ. અસ્તુ.

મજકુર ઠરાવો વાંચી એક એવો વિચાર ઉદ્ભવ્યો કે આપની દરેક પ્રકારની આવતી ઉપજ ખાનામાં રાખવામાં આવે છે. એ બરાબર છે કીન્તુ તેના હિસાબનો. નામો. રોજમેળ વિગરે નોંધ. નહી રહેવાના અભાવે તે રકમની વ્યવસ્થા કરનારાઓ એટલે જેઓને ગેઢેરા કહેવામાં આવે છે તેવાઓમાંથી વખતો વખત એ પોલનો લાભ લઈ

ઉચાપત કરી જાય છે, તે વાત પર લક્ષ આપવામાં આવશે, તો સહેજમાં જાણી શકાય તેવી પાધરી ખુલ્લી વાત છે કારણ હરહંમેશના ખાનારાઓ. એમના ઘણાજ હેરાઉ છે, તેમ તેઓને કોઈની દરકાર નથી એટલુંજ નહી પણ. આવી મોટી રકમનો હિસાબ નહી જેથી તેઓ તદ્દન બેધડક અને બે પરવા રહે છે તો પછી અમારા મત પ્રમાણે એક સભા ભરી એવો પણ ઠરાવ પસાર કરો કે દરેક ખાનામાં આવતી રકમનો રોજમેળ યાને નામુ રાખવું. તેને તપાસવા જ્યારે જ્યારે સુધારકોમાના મેમ્બરોને, તપાસવા યોગ્ય જણાશે ત્યારે ત્યારે તપાસી શકશે, એવો ઠરાવ પસાર થવા ઘણી અગત્યના છે. સબબ એમાં તમારી જ્ઞાતિના જનસમાજનું હિત અને કલ્યાણ સમાયેલું છે, તેથી હાલની સ્થિતિએ જોતાં મોટી રકમનો વધારો થઈ પડશે ને તેમાંથી આપ ધારશો તે સુધારા અર્થે તેનું યોગ્ય વ્યય થઈ શકશે. એજ.... લી. સુ. સ્નેહાધીન વેલજી માધવજી જોશી.-પલીવાડ



ગામ **વીરાણીના** આગેવાન કણબી ભાઈઓએ-મુંબઈમાં મળેલી સભાને અનુમોદન આપનારો પત્ર નીચે મુજબ લખ્યો છે.

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદર મહાશુભસ્થાને પુજ્ય સકલ ગુણ જાણ. સદા નીતિના પાળનાર તથા શુદ્ધ ધર્મના ઉપદેશ કરનાર સભાના પ્રમુખ ભાઈ રતનશી ખીમજી ગામ વીરાણીવાળા તથા ઠરાવ નીચે સહીઓ કરનાર સર્વે ભાઈઓની ચિરણજીવી હોજો. એતાનશ્રી ગામ વીરાણીથી લી. મુખી શેવજી જસા તથા પટેલ લાલજી સેવજી તથા ધનજીમાના તથા રાજા પબા તથા કચરા વીરજી તથા ભગત રાજા પબા તથા પટેલ ડાઈ આખેતા તથા લખુ ભીમજી તથા મનજી વેશ્રામ તથા કાનજી વીરજી તથા માવજી પચાણ તથા ડાહ્યા ભાણજી તથા વાલજી જીવા તથા દેવજી ધનજી તથા વાલજી સેવદાસ તથા દેવજી મુળજી તથા પ્રેમજી દેવજી તથા સવગણ કરમશી તથા કાનજી દેવજી તથા વીરજી ધનજી તથા રામજી રતના તથા જીણા જાડા આપના ગામના જ્ઞાતિ બંધુઓ તથા ગામ દેવીસરના આપણા જ્ઞાતિબંધુઓ તથા ગામ અરલના આપણા જ્ઞાતિ બંધુઓ જીણા જાડા સર્વે ભાઈઓના રામરામ વાંચશો. વિનંતી સાથે લખવાનું કે આપણી સભા તરફથી છાપાં નાત સુધારવા વાસ્તે છપાવેલ તે અમને પોતાં છે તેમાં લખેલ હકીકત વાંચીને ખુશી થયા. જેમ તમે નાતનો સુધારો કરવા ચાહો છો તેમ હજી પણ પાછી પેની દેશો નહીં. અમો તે બાબતમાં અમો તમારી સાથે છીએ બાકી તમારાં છાપાં આવવાથી આજ રોજે ગામ અંગીએ પાંચાડો વચલો આજ સાંજે ભેગો થશે ત્યાં હકીકત થશે તે બીના બીજા કાગળમાં લખશું તે વીશે ચિંતા રાખશો નહીં અમે વધારે તમને લખતા નથી. થોડા શબ્દોમાં જાજું કરી જાણજો ચડવું તો પછી ડરવું નહીં. હાલ એજ અત્રે કંઈ નવી જુની થશે તો લખી જણાવશું. મીતી **શ્રાવણ સુદ ૯ વાર ગુરૂવાર સંવત ૧૯૭૫ { VSA: 15 Aug-1918 }**ના દા. કણબી લધા વિશ્રામના. ગામના જ્ઞાતિ ભાઈઓ સર્વેના કેવાથી પત્ર લખ્યો છે ભુલચુક સુધારી વાંચશો.



ગામ શ્રી **નખત્રાણાથી**

શ્રીયુત **શેઠ હરીદાસ દામજીભાઈ** લખી જણાવે છે કે-

## ૧. દાણા બંદર સભા ૧લી - દી. 01-Aug-1918

ૐ દેશના પીરાણા પંથી મહાશયો. ઓગણત્રીસ જણાઓ જેમણે **શ્રાવણ સુદ ૩ { VSA: 09-Aug-1918 }**ના રોજ પોતાની જ્ઞાતિમાં ધર્મની હાનિ તથા તેના પ્રસંગે પૈસાની બરબાદી થતી અટકાવવા પ્રયત્ન કર્યો તે મહાશયો જોગ. **મુંબઈ બંદર.**

તમારા તરફથી પીરાણા ધર્મ સંબંધી હકીકત. તથા શીરબંધીથી પૈસા ફરસ્તે જતા અટકાવવા માટે. પાંચ કલમોનો ઠરાવ કરી તે પત્રની ચાર કોપી મને મુકી છે તે પોતીની છે તેના માટે સંતોષથી આનંદ થયો છે. તમારો પ્રયાસ ઘણો જ સ્તુતિ પાત્ર તેમજ તમારી જ્ઞાતિના શ્રેય રૂપ છે. મજકુર ચાર કોપીનો સદ્‌ઉપયોગ કર્યો છે. તે જણાવી બે શબ્દ જણાવવા ઈચ્છા થવાથી નીચે પ્રમાણે ધ્યાનમાં લેશો.

ઓગણત્રીસ જણ ઘણા છો. ચાર જણ હોય તો પણ બસ છે તો આટલી સંખ્યા ઘણી કહેવાય. તમારા સત્ય પ્રયાસથી તમે જરૂર ફળીભૂત થશો. આળસ્યને વશ ન થતાં આરંભેલો પ્રયાસ ચાલુ રાખશો અને કોઈ રીતે પાછી પાની કરશો નહીં.

ખુદાવિંદ શ્રી હજુર સાહેબને શા માટે અરજી તારથી અરજ કરવા ચાલુ કરો. મહારાજા. આવા અધર્મના રસ્તા માટે ગઢેરાઓને તેની જોહુકમી માટે અટકાવશે જ. દુનિયામાં કોઈ કાર્ય અશક્ય નથી સર્વે શક્ય છે તો એ રહસ્યને સમજી સંપમાં રહી પ્રયાસ હિમતથી ચાલુ રાખશો તો યશસ્વી સાથ. તમારા મનુષ્ય અવતારનો સાર્થક કરી શકશો. નીગ્રહી મનુષ્યોનું આત્મબળ અને ઉત્તમ મનુષ્યના કર્તવ્ય માટે કહું છું કે-

**જનની જણતો હરિ ભક્ત જણ કાં દાતા કાં સુર**
**નહીતો રે જે વાંઝણી રખે ગુમાવે નુર.**

સત્ય માર્ગ પસાર કરતાં કરાવતાં આફતો કદાચિત આવી પડે તો પણ સત્ય અંતે જય અપાવી ઉત્તમ ગુણ કર્મ સાથે મનુષ્ય અવતારની સરળતાની શ્રેણી પર લાવે છે.
**શ્રાવણ સુદી ૮ ગુરૂ સંવત ૧૯૭૫.{ VSA: 15-Aug-1918 }**

લી. હું છું. તમારા પ્રયાસ માટે શુભેચ્છક ભાવનાવાળો.
**હરીદાસ દામજી ઠક્કરના** નમસ્તે વાંચશોજી.



ગામ શ્રી **ભેરૈયાથી પીરાણા ધર્મના એક કાકા રામજી લખમણ** લખી જણાવે છે કઃ-

મુંબઈમાં જે સભા મળી હતી. અને ૨૯ જણાના નામથી સહીઓવાળો લેખ અમને પોતો છે. તે વિશે અમને લખવાનું એટલું જ છે કે સર્વે હકીકત સત છે ને ખરી છે. સુધારાની પણ જરૂરીયાત છે પણ ફક્ત છેલો બોલ જે પાંચમી કલમમાં લખ્યો છે તે ભારે પડતા છે. કારણ કે જે ઠેકાણે રાજ સત્તા બતાવી છે તો અસુરી સત્તા છે માટે રાજસતાના ઠેકાણે દેવી સતા બતાવતી હતી. ઈશ્વરી સત્તા મુકવાની હતી. આત્માનું કલ્યાણ દેવી સત્તાથી થાય છે જે જે કામ થાય છે તે ઉતાવળથી થતાં નથી. સબુરી રાખવી સતકામ તથા સત ઉપાસનાથી જ્ઞાતીના જે જે રીવાજોને બંધારણો છે તે આ જગતની જોગતી તથા ગોઠવણ છે માટે કેવળ પરમાત્માના સ્વરૂપને ઓળખવું જગતના

બંધારણની જરૂર નથી જેને જે ગમ્યું તે ખરૂં. ધર્મ તો મનની માન્યતાનો છે માટે જે તમો સૈયદો બાબત લખો છો તે ખરી વાત છે ને ને સુધારાની જરૂરીયાત છે. બીજું જે લખ્યું છે જે પીરાણાની ગાદી ઉપર વિદ્વાન માણસ જોઈએ તે પણ ખરૂં છે કારણ કે સેવકોને ઉપદેશ કરવો તથા પોતાના આત્માનું કલ્યાણ કરવું તે વિદ્વાન સિવાય બને નહીં માટે જે પૈસો પીરાણે ધર્માદા જાય છે તે ખરે સત રસ્તે વપરાવ કરવો તે પણ વાત સત ખરી છે ને તે સુધારાની પણ જરૂરિયાત છે. વિદ્યા અભ્યાસની પણ જરૂરીયાત છે માટે ગરીબોને ધર્મને બહાને ત્રાસ ન કરવો તે પણ વાત મુદે ખરી છે ને સત છે. માટે કોઈ બી આત્માને દુ:ખ દેવું નહીં, સુખ થાએ તે કામ કરવું તે આપણું કર્તવ્ય છે. માટે મુખ્ય ધર્મ શું ચીજ છે જે આત્માનું ભલું કરવું, હવે આપણી જ્ઞાતીમાં સુધારો થવા માંડ્યો તે થશે જ. પણ સાધારણ પગલું ભરજો, ધીમે ધીમે ઉતાવળ ન કરવી. આસ્તે કામ લેવું, આવી મારી તમને ભલામણ છે. મને કાગળ લખો તો દેશલપરના સરનામે લખજો. ભુલચુક સુધારી વાંચશો. ગુણવાનને ઘણું શું લખીએ થોડે લખ્યું ઘણું કરી જાણજો. **સંવત ૧૯૭૪ ના શ્રાવણ વદ ૨ { VSK: 24-Aug-1918 }** નો લખેલ છે.

દા. **કાકા રામજી લખમણ**ના છે.



સ્વસ્તિ શ્રી મુંબઈ બંદર મહાશુભસ્થાને સર્વે શુભ ઉપમા જોગ કચ્છના પીરાણા પંથી કડવા કણબીની જ્ઞાતિના પ્રમુખ કણબી રતનશી ખીમજી તથા સમસ્ત ભાઈઓની ચીરણજીવી સદાએ ઘણી હોજો એતાનશ્રી : કરાંચી બંદરથી લી. કણબી નાનજી પચાણ નાકરાણી ગામ નખત્રાણાવાળા તથા ડાયા લખુ રૂડાણી તથા અબજી મનજી સેંગાણી તથા લખુ ડોસા પોકાર તથા કાનજી રામજી પારસીઆ નખત્રાણાના તથા ગામ વીરાણીના વિશ્રામ પાંચા ગાંગાણી તથા ખીમા પરબત ધોળુ ગામ વીરાણીના તથા ગામ કોટડાના કણબી લધા હરજી નાકરાણી તથા હરજી લધા રામાણી ગામ લુડવાના તથા માધા સવજી દેશલપરના તથા રતના વીરજી રૂડાણી દેશલપરના વિગેરે સર્વે ભાઈઓના રામ રામ વાંચશો બાદ લખવાનું કે તમારા તા. ૧-૮-૧૮ ના કરેલા ઠરાવની નકલ અમોને પોતી છે જે વાંચી આપે મહાભારત પ્રયાસ કર્યો છે તેને ધન્યવાદ આપીએ છીએ. તમોએ મહાભારત પ્રયાસ કરી કચ્છનીનાત પાસે જે જે જવાબ માગો છો તે બરોબર છે. આપ હવે કેવે પાઈએ કામ લેવાના છો તે બાબતનો ખુલાસાવાર પત્ર લખી અમોને વાકેફ કરો તો તે પ્રમાણે અમો પણ અત્રે પ્રયાસ કરીએ તે બાબતનો ખુલાસો વળતી ટપાલે તરત લખશો તો અમારાથી બનતી મદદ કરશું હાલ એજ.

દા. **હરજી લધા રામાણી**. ગામ લુડવાના સર્વ ભાઈઓના મતથી લખ્યો છે.



તે સિવાય ગામ **ગઢશીશા**થી તથા ગામ દેવીસરથી તથા સુરત ભાઠાથી નારાણ માસ્તર તથા ગામ વીરાણીથી રામજી રાજા તથા બીજા બંધુઓના સંતોષકારક અને સભાના ઠરાવને અનુમોદન આપનારા પત્રો મળ્યા છે. તે સિવાય અમારા યુવક મંડળ તરફ શુભ ભાવના રાખનારા નાગલપુરના કણબી ડાયા ભાણજી ધોળુ તથા ગામ માનકુવાના કણબી રાજા શામજી ધોળુના તરફ આ સભા તેમજ યુવક મંડળ તેમનું કેટલેક દરજે આભારી છે.

સભાના કાર્ય તરફ પત્ર દ્વારા દિલસોજી બતાવનાર દરેક બંધુઓનો સભા તરફથી હું આભાર માનું છું. તે સાથે દરેક જ્ઞાતિબંધુઓ અને જ્ઞાતિ આગેવાનો તરફ મારી વિનંતી છે કે હવે હદ થઈ છે, બીજી જ્ઞાતિના માણસોમાં

આપણ જે નાલેશી થાય છે તે થતી અટકે અને આપણા શુદ્ધ સનાતન ધર્મે ચાલવા જ્ઞાતિ બંધુઓને ફરજ પડે એવા પ્રયાસ આગેવાનો કરશે તો જ્ઞાતિના ઈતિહાસમાં તેમનાં નામ અમર થશે ને આપણી જ્ઞાતિની અધમ દશા મટી ઉન્નતિ થશે. જ્ઞાતિના આગેવાનો અગર પીરાણા ધર્મ કે તેમના સૈયદો કે કાકાની નાલેશી કરવાનો સભાનો ઉદ્દેશ નથી પરંતુ પોતાના જ્ઞાતિ બંધુઓ સ્વધર્મે ચાલે એટલા પુરતો જ ઉદ્દેશ છે અને તેમની જાણ અને ઉપયોગ માટે જ સભાના ઠરાવ પ્રમાણે આ રિપોર્ટ છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે

લી. જ્ઞાતિ સેવક :-

**રતનશી ખીમજી સભાના પ્રમુખ**



# જ્ઞાતિને ઉપયોગી પુસ્તકો

**"કડવાવિજય" માસિક-** જ્ઞાતિની ખરી સ્થિતિ જાણવી હોય, તમને તમારી લાગણી હોય અને ઉન્નતિ ઈચ્છતા હો તો તેના માર્ગમાં પથરાયેલા કાંટા વીણી કાઢવાનું જ્ઞાન લેવા ગ્રાહક થઈ લવાજમના રૂા. ૧-૪-૦ મોકલી આપો.

**કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ-**સદ્ગત જ્ઞાતિભક્ત ભાઈ પુરૂષોત્તમદાસ રચિત જ્ઞાતિના ઈતિહાસનું આ પુસ્તક દરેક વિદ્વાન અને સાધારણ ભણેલાએ ઘરમાં રાખવાની જરૂર છે. જ્ઞાતિનાં જુદાં જુદાં કુટુંબો કયા દેશકાળને લઈ કયાં કયાં વિસ્તર્યાં છે તે જાણવાનું આ ઉત્તમ સાધન છે, છેલ્લાં ૫૦ વર્ષથી જ્ઞાતિ ઉન્નતિનો જે પ્રયત્ન થાય છે તેનો પણ ઈતિહાસ છે અને ૩૮ પ્રતિષ્ઠિત પુરૂષોની છબીઓ અને તેમનું જીવનચરિત્ર પણ તેમાં લખાયું છે. પડતર કિંમત કરતાં અર્ધા મૂલ્યે આપવાની લેખકની યોજના જ્ઞાતિભક્તિના અચૂક પુરાવા સમાન છે. પુસ્તક દળદાર હોવાથી ટપાલખર્ચ લગભગ ૦-૬-૦ આવે છે. પુસ્તકની કિંમત રૂા. ૦-૧૦-૦.

**માધાના પિતાનું પ્રેત ભોજન-**મરણ પાછળકરવામાં આવતાં ખર્ચોથી જ્ઞાતિની સ્થિતિ ગરીબ થઈ ગઈ છે અને ગામના આગેવાન પટેલો અને સંબંધીઓ મરનારના કુટુંબ પ્રત્યે ત્રાસ વર્તાવી સ્થિતિ પલટાવી દે છે તેનું સાચું અને સચોટ ભાષણ અને ગાયનો સાથેનું પુસ્તક કિં. ૦-૨-૦.

**મહાલક્ષ્મીનું મહાકષ્ટ યાને બાળલગ્નના બળાપા-**ભાગ ૧ લામાં લાંબી મુદતે આવતાં લગ્ન વધાવવાની ધાંધલ, નકામો ખર્ચ અને સગાઈઓ કરવા અને તોડવામાં થતો કુટુંબ ક્લેશ ઉપરાંત કન્યાને સાસરે વળાવતા અગાઉ આઠ દશ વર્ષ વેઠવો પડતો વેવાઈ વેવાણના ત્રાસનો આબેહૂબ ચિતાર. તથા **ભાગ ૨ જામાં** દીકરીને સાસરે વોળાવતા થતી કનડગત, કજોડાનું ફળ અને ખાનદાન માબાપની દિકરીઓ ઉપર કેટલાંક નાદાન કૂળવાન કુટુંબોનો ત્રાસ, કરકરીઆવર બમણા ત્રમણા લેવા છતાં દાણા નહીં પુરવાની ધૃષ્ટતા, ખાનદાન દીકરીઓ મરતાં સુધી પત્નીધર્મ છોડતી નથી અને છેવટે આપઘાતના પ્રસંગો કેમ આવે છે તેનો હૃદયભેદક અને અશ્રુ વહેવડાવતો

ચિતાર. બંને ભાગની કીં.૦-૪-૦.

આખ્યાનનાં ત્રણે પુસ્તકો સુપ્રસિદ્ધ દેશાઈ અમરસિંહજીનાં લખેલાં છે તેમણે સમાજને અર્પણ કર્યા છે. જ્ઞાતિભક્તો પોતાના ખર્ચે સમાજને છપાવી આપે છે. તેની ઉત્પન્ન ઉપદેશક ફંડ ખાતે જાય છે. ઉપરનાં પુસ્તકો માટે લખો :- **"કડવા વિજય" ઓફીસ વિરમગામ.**

**યુવક મંડળની પત્રિકાઓ-પહેલી** " 'મહાત્મા ગાંધીજીના બ્રહ્મચર્ય સંબંધી અમુલ્ય વિચારો'' કિંમત બે પૈસા. **બીજી** "સ્ત્રી શિક્ષણ ઉપર ભાષણ" શ્રી નિમાડે કડવા પાટીદાર સભામાં અપાયેલાં જ્ઞાતિની બાળાઓનાં ત્રણ ભાષણ, **આઠ વર્ષની બાળાના ઉમદા વિચારો, ત્રીજી** "એક તીથિનાં લગ્ન અથવા આપણી પડતીના કારણો." **લેખક**-કડવા વિજયની તંત્રી મગનભાઈ. મંગાવનારે ૦-૧-૯ ની ટીકીટો મોકલી આપવી.

**શ્રી કડવા પાટીદાર સુ. યુવક મંડળના સેક્રેટરી,**
**ઠે. સત્યનારાયણ પ્રિ. પ્રેસ-સીવીલ હોસ્પિટલ પાસે, અમદાવાદ.**



# દરેક ભાઈઓ જરૂર વાંચો !

## જ્ઞાતિની સંસ્થાઓ અને સભાઓ

**યુવક મંડળો**

૧. કચ્છ દેશના પીરાણા પંથીઓનું એક યુવક મંડળ મુંબઈમાં સ્થપાયું છે તેનાં ઉદ્દેશ કચ્છના કડવા કણબીની મોટી નાત કે જે પીરાણાપંથી છે તે ધર્મ આપણી જ્ઞાતિને નીચુ જોવડાવનારો છે. તેનો ત્યાગ કરી આપણા અસલ આર્ય સનાતન ધર્મે નાતને વાળવા પ્રયત્ન કરવો અને તેમ કરી કડવા કણબીની સમગ્ર નાત કે જે ગુજરાત, કાઠીઆવાડ, નિમાડ માળિયા વગેરે સ્થળે છે તેમની સાથે બંધ થઈ ગયેલો સંબંધ તાજો કરવો અને જ્ઞાતિની દરેક પ્રકારે ઉન્નતિ કરવામાં એક બીજા ભાઈઓને મદદગાર થવું. ખાસ કરી કચ્છની જ જ્ઞાતિના **સ્વધર્મ વર્ધક મંડળના** પગલે ચાલવું. આ મંડળમાં જોડાવા ઈચ્છનાર દરેક બંધુએ સભાના પ્રમુખ સાથે પત્ર વ્યવહાર કરવો.

૨. આપણી સમગ્ર કડવા કણબીની નાતનું એક યુવક મંડળની શાખા જે મુંબઈમાં છે અને ગુજરાતમાં દરેક સ્થળે ઘણી શાખાઓ ખોલાય છે તે મંડળનું નામ ''શ્રી કડવા પાટીદાર સુધારક યુવક મંડળ'' એવું રાખવામાં આવ્યું છે. તેની મુખ્ય શાખાના જનરલ સેક્રેટરી-પટેલ છબીલદાસ છોટાલાલ છે અને તેની આફીસનું સરનામું સત્યનારાયણ પ્રીન્ટીંગ પ્રેસ, સીવીલ હોસ્પિટલ સામે, અમદાવાદ. આ સમગ્ર જ્ઞાતિના યુવક મંડળના શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી પ્રમુખ છે. મુંબઈની પેટાશાખાના મીસ્ત્રી લધાભાઈ વીરજી જોઈન્ટ સેક્રેટરી છે. આ મંડળનો ઉદ્દેશ સમગ્ર જ્ઞાતિની ધાર્મિક, નૈતિક અને દરેક પ્રકારની ઉન્નતિ સાધવાનો છે. કડવા પાટીદાર જ્ઞાતિના દરેક યુવકોની ફરજ છે કે તે મંડળમાં જોડાવું અને નામને દીપાવવું.

## ૧. દાણા બંદર સભા ૧લી - દી. 01-Aug-1918

**શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજઃ-** ઘણા વર્ષો થયાં દેશના જુદા જુદા ભાગમાં વસેલી કડવા પાટીદાર જ્ઞાતિની સામાજિક, ધાર્મિક, માનસિક, સાંસારિક પ્રકારની ઉન્નતિ કરવા આ સંસ્થા પ્રયત્ન કરે છે. તેની હયાતીથી જ્ઞાતિમાં સારી જાગ્રતિ આવી છે અને જ્ઞાતિમાં પેસી ગયેલા કેટલાક અધર્મ યુક્ત રિવાજો તેના પ્રયત્ન વડે ઓછા થતા જાય છે. કચ્છ, ગુજરાત, કાઠીઆવાડ, નિમાડ, માળવા વગેરે સ્થળના દરેક બંધુઓ આ સભામાં જોડાયા છે, તેની દર વર્ષે એક બેઠક થાય છે. કચ્છના જનોઈઓ ધારી સ્વધર્મ વર્ધકમંડળના ભાઈઓનું આ સમસ્ત નાતની મોટી સભામાં સારો લાગવગ અને માન છે. ઘણા નામાંકિત પુરૂષો આ સભાના પ્રમુખ થઈ ગયા છે. હાલના તેના પ્રમુખ વિરમગામવાળા દરબાર શ્રી લાલસિંહજીભાઈ છે. આ સભા અથવા આપણી કડવા કણબીની નાત તરફથી **"કડવા વિજય"** નામનું માસિક બાર વર્ષથી પ્રસિદ્ધ થાય છે અને જ્ઞાતિમાં ઘણું માનભરી રીતે પ્રસિદ્ધ છે. તેનું વાર્ષિક લવાજમ ફક્ત સવા રૂપિયો રાખવામાં આવ્યું છે, જે તેના ખર્ચ કરતાં પણ ઓછુ છે. આ માસિક વાંચવાથી જ્ઞાતિની તમામ હકીકત ઘેર બેઠે જાણી શકાય છે. કડવા કણબી નામ ધરાવાતી ઈચ્છાવાળા દરેક ભાઈએ તેના ગ્રાહક થઈ ખાસ મંગાવાની જરૂર છે. જ્ઞાતિના દરેક બંધુ તરફથી છપાવાની હકીકત તેમાં છપાય છે અને છપાયેલી હોય તે જાણી જ્ઞાતિના આગેવાનો શું કામ કરે છે તે જાણી શકાય છે તેના ગ્રાહક થવા માટે નીચેના સરનામે લખવું.

**૩૦૩, વાડીગામ- }**
**અમદાવાદ.**

**મગનભાઈ જી. એન્જીનીઅર.**
**તંત્રી-કડવા વિજય.**



दुष्टोना विनाशार्थे

साधुओना परित्राणार्थे



धर्म संस्थापनार्थे

हुं युगे युगे संभवु छुं.

# કચ્છ દેશના પીરાણાપંથી કડવા કણબીની

## મુંબઈમાં મળેલી જાહેર સભાના

## કામકાજનો રિપોર્ટ તા. ૧૧-૧-૧૯૧૯

**મળવાનું ઠેકાણું**
મસીદ પુલ સામે-વછાતના માળામાં
દાણા બંદર-**મુંબઈ**

**સ્વજ્ઞાતિ બંધુઓ મોટ સભા તરફથી**
**છપાવી પ્રસિદ્ધ કરનાર,**
કણબી રતનશી ખીમજી- વીરાણીવાળા
**સભાના પ્રમુખ**





(મરાઠી સાખી)

**ધર્મ કર્મને ધોઈ નાખ્યાં, ગાડર સમ ઝુકાવી,**
**ઉપરથી ઉપહાસ્ય કરાવી, ગાંઠનું ગરથ ગુમાવી,**
**આવી રસમ[1] થકી ભાવી[2]**
**ભુસ્યુ શર્મ જરી ના'વી.... આવી**

---

**૧ અધર્મવાળા રિવાજ** **૨ પ્રારબ્ધ - નસીબ**







**શ્રી સત્યનારાયણ** પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ મોતીલાલ કાળીદાસે છાપ્યો.
ઠે. સીવીલ હોસ્પીટલ સામે, પાનાભાઈની વાડીમાં, **અમદાવાદ.**
અને
કડવા કણબી જ્ઞાતિબંધુઓની જાણ અને ઉપયોગ માટે કચ્છ દેશના પીરાણાપંથી
કડવા કણબીઓની સભાના ઠરાવ મુજબ - સભાના પ્રમુખે સભાસ્થાનેથી પસિધ્ધ કર્યો છે.



Online Text Based
(can use for translation)





Source Document



### સંવત ૧૯૭૫ના પોષ સુદ ૧૦ શનિવાર {VSAK:11-Jan-1919}

# શ્રી કચ્છ કડવા પાટીદાર યુવક મંડળની સભા

### ઘાટકોપર મધ્યે
### શેઠ હીરજી ગોવિંદજીની વાડીમાં મળી હતી તેનો હેવાલ
### વેલજી ખીમજી ખેતાણી ગામ વીરાણીવાળાનું ભાષણ
### સભા બોલાવવાનો હેતુ અને પ્રમુખની દરખાસ્ત



પ્રિય જ્ઞાતિ બંધુઓ અને બેનો, તમોએ યુવક મંડળના આમંત્રણને માન આપી સભામાં ઉલટભરી લાગણી થાય તે ધારીને સભામાં ભાગ લીધો છે તેના માટે યુવક મંડળ આપનું આભારી છે. યુવક મંડળની સ્થાપના થઈ છે ત્યાર પછીની આ આપણી ત્રીસમી સભા છે. નાની મોટી સભાઓ આપણે હંમેશા ભરીએ છીએ અને તે સભામાં ભાગ લેનાર આપણા કચ્છના બંધુઓજ મુંબઈમાં કામધંધા અર્થે વસે છે. તેઓની મુખ્ય હાજરી રહે છે. પરંતુ આજની સભાનો યાદગાર દિવસ એટલા માટે જ ગણાશે કે આપણી મહાન કડવા પાટીદાર શુભેચ્છક પરિષદ જે હંમેશા ગુજરાતના જુદા જુદા ગામોમાં ભરાય છે તે ઓણ સાલ ગયા ડીસેમ્બર મહીનાની તા. ૨૮-૨૯-૩૦-૩૧ મીએ મુંબઈ ખાતે ભરાઈ હતી અને તે મહાન પરિષદમાં જુદા જુદા દેશોથી એટલે કચ્છ, કાઠીયાવાડ, ગુજરાત, માળવા, નીમાડ વિગેરે દેશોમાંથી હજારોની સંખ્યામાં આપણા ભાઈઓએ સભામાં હાજરી આપી હતી અને તે મહાન સભામાં ખાસ આપણા કચ્છથી લગભગ વીશેક જણ જ્ઞાતિ આગેવાનો પધાર્યા હતા અને આપણી મહાન પરિષદને યથાશક્તિ મદદ કરી પોતાની લાગણી જે તેઓએ બતાવી છે એજ આપણા ભાવીનું શુભ ચિન્હ છે.કચ્છથી તે મુંબઈ સુધી પોતાનો કામધંધો છોડી અનેક સંકટો સહન કરી ખર્ચ ખાઈ જ્ઞાતિહીતના માટે આવવું તે કંઈ નાની સુની વાત નથી. બંધુઓ, કચ્છના આપણા આગેવાનો આ પ્રમાણે જ્ઞાતિહીતમાં ભાગ લે, આપણી જ્ઞાતિની દાઝ હૃદયમાં ધરે તો હું આશા રાખું છું કે કોઈપણ દેશની જ્ઞાતિ કરતાં આપણી જ્ઞાતિ ઉચ્ચ સ્થિતિમાં જલદી આવી જાય તેના માટે મને બીલકુલ સંદેહ નથી. આપણા કચ્છ દેશમાં આપણી જ્ઞાતિના ભાઈઓ ખેતીનો ધંધો કરે છે. તેઓ કેળવણીથી ઘણા જ પાછળ છે અને તેથી સારૂં ખોટું અથવા સત્ય શું છે અને આપણી જ્ઞાતિની પાયમાલી અને અધોગતિ સાથી થઈ ગઈ છે તે સમજી શકતા નથી અને જે સમજે છે તેને જ્ઞાતિના બંધન આડે આવે છે તેથી સુધારો કરી શકતા નથી.

કચ્છથી પધારેલા ભાઈઓને આપણે ખાત્રી કરી આપવી જોઈએ કે અમો સભાઓ ભરી જ્ઞાતિહીત સિવાય

નકામી કંઈ પણ કુટ કરતા નથી. પીરાણા ધર્મની જે પોલ ઉઘાડી પડી છે અને તેનો વહીવટ કરનાર પીરાણાના કાકાઓ કેવા સ્વાર્થી છે તે ગઈ સાલના ઓગષ્ટ મહીનાની પહેલી તારીખે મળેલી સભાનો રિપોર્ટ તમો સૌ ભાઈઓએ વાંચ્યા છે. તેથી તમારી ખાત્રી થઈ હશે. વિશેષમાં હું આપને કહીશ કે પીરાણાનો વહીવટ કરનાર લખમણકાકાએ એ રિપોર્ટ જ્યારથી વાંચ્યો છે ત્યારથી તેના રામજ રમી રહ્યા છે. જેમ કોઈ માણસને હડકાયું કુતરૂ કરડયું હોય તેમ ગમે તેને ગાળો દેવી અને માર પછાડરૂપી આ કચ્છમાં તેણે કરી હતી. તેના મળતીયા સ્વાર્થી પટેલોને ઉધુંચીતું સમજાવી બસ મને રૂપીયા આપો ! "હું યુવક મંડળને કેદમા નખાવીશ, આપણા ધર્મની જે ગુપ્ત હકીકત તે કેમ છપાવી, મારે એનો જવાબ લેવો છે મને રૂપીયા આપો" આવી રીતે તાલમબાજી કરી આથમણા પાંચાડામાંથી રૂા. ૪૦ હજારના આશરે સીરબંધીના અને યુવકમંડળને પકડાવવા રૂપીયા પાંચ હજાર જુદા ! ભોળા કણબીઓ સમજયા નહી કે કાકાની આ કપટજાળ છે અને વગર સમજે જ્ઞાતિ ભલે પાયમાલ થઈ જાય પણ જો પટેલોનો અને કાકાનો સ્વાર્થ સરતો હોય તો ગરીબોને રંઝાડી નાતબારની ધમકીઓ આપી. આપણા દેશના ગઢેરાઓ આપણા ગરીબ ભાઈઓની પાસેથી પૈસા કઢાવવા તેમને લેશ પણ દયા આવતી નથી. આ હકીકત હું હમણાં કચ્છમાં ગયો હતો અને મેં નજરો નજર જોઈ છે. બંધુઓ, કચ્છથી પધારેલા મુરબ્બી આગેવાનો તેમજ તમો સઘળા ભાઈઓને મારી વિનંતી છે કે કાકો લક્ષ્મણ તેને કેસ લડવો નથી. પણ એ બહાને પૈસા કઢાવવા છે અને એ પૈસાથી મોજમઝા કરવી છે, મીલો ખરીદવી છે, બગીચા બનાવવા છે અને પોતાનું ટટુ નભી રહે તેની ખાતર થોડા પૈસા સૈયદોને જીવહિંસા કરવામાં આપવાના અને કણબીઓ જે શુધ્ધ ક્ષત્રિય અને ભગવતી ઉમિયા માતાના પુત્રોને ખાસ મુસલમાન બનાવવાનો તેનો નીચ સંકેત છે. જેથી હું તમો સઘળા ભાઈઓને વિનંતી કરૂં છું કે પીરાણાના વેશધારી ભગવાં કપડાં પેરનાર કોળી ખારવા અને ગોલારાણા વિગેરે હલકી કોમનું જમનાર સ્વાર્થી કાકાને એક પૈ કોઈ આપશો નહીં, તેમજ પીરાણે જે હુંડી મોકલાય છે તેનો સદ્ઉપયોગ થતો નથી એ તમો સર્વ ભાઈઓના ધ્યાનમાં છે અને કચ્છમાં પણ કેટલાક ગામના આગેવાનોએ પીરાણા પૈસા મોકલવા બંધ કર્યા છે. તેમ સર્વ ઠેકાણે આપણા ભાઈઓ જયાં વસતા હોય ત્યાં પૈસા પીરાણે ન મોકલવા ભલામણ કરવી એવી હું આપ સર્વ ભાઈઓને વિનંતી કરૂં છું. તમો સઘળા બંધુઓ આ સભામાં પધાર્યા છો તેના માટે ફરીવાર હું આપનો ઉપકાર માનું છું અને આજની સભાના કામકાજની શરૂઆત કરવા કચ્છ વીરાણીના આગેવાન પટેલ વાલજી સિવદાસ નાકરાણીને હું સભાના પ્રમુખ તરીકેની દરખાસ્ત કરૂં છું અને મને સંપૂર્ણ ખાત્રી છે કે તમો સઘળા ભાઈઓ મારી દરખાસ્તને ટેકો આપશો.

ગામ દેવીસરના ભાઈ મેઘજી ભાણજીએ ટેકો આપ્યો. વધુ ટેકો વીરાણીના કણબી રામજી રાજાએ પણ આપ્યો હતો.

## પ્રમુખ પટેલ વાલજીભાઈ સીવદાસ ગામ વીરાણીવાળાનું ભાષણ

મારા વ્હાલા જ્ઞાતિ ભાઈઓ અને બેનો, હું તમો સઘળા ભાઈઓનો ઉપકાર માનું છું. તમોએ અમો કચ્છથી જે ભાઈઓ મુંબઈમાં આપણી ગુજરાતની સભા માટે આવ્યા છે તેઓને તમોએ ઘાટકોપરમાં બોલાવી જે માન આપ્યું છે તેના માટે તમારા ઘટતા શબ્દોમાં ઉપકાર માનવા માટે શું કહેવું તે મને સુઝતું નથી. મેં મારી આ જીંદગીમાં તેમજ આપણી કચ્છની નાતમાં આગેવાનોને આ પ્રમાણે કદી માન મળ્યું હોય તેવું અમે સાંભળ્યું નથી. મને ખાત્રી

થાય છે કે તમો નિસ્વાર્થપણે આપણા જ્ઞાતિ ભાઈઓની જે બુરી દશા કેમ થાય છે તેનો તમે અમને પુરેપુરો અનુભવ કરાવ્યો છે. અમે કચ્છમાં પટલાઈ કરીએ છીએ. નાતના કેસ નીવેડીએ છીએ પરંતુ તમે જેવી સત્યતાથી કામ કરો છો તેવું અમે કરતા નથી. તમારા તરફથી ઘણી વખત છાપાં દેશમાં આવે છે અને તે વાંચ્યા પછી અમોને ખાત્રી થઈ છે કે આપણો પીરાણાનો ધર્મ નથી હિન્દુમાં કે નથી મુસલમાની પણામાં. કચ્છમાં બીજા હિન્દુભાઈઓ પણ તમારાં છાપાં વાંચ્યા પછી અમોને હડધુત કરે છે અને મુમના તેમજ મુસલમાન કહી બોલાવે છે. તે બધું આપણા ધર્મમાં પોલ છે અને આપણે તેને વળગી રહ્યા છીએ તેથી સહન કરવું પડે છે. પીરાણાના ધર્મને હિન્દુ ધર્મ તો નજ કહી શકાય આવું અમોએ જાણ્યા પછી વીરાણીમાં જે આપણું ખાનું હતું તે બદલીને જ્યોતિધામનું નામથી અમોએ જાહેર કર્યું છે. પીરાણાના કાકાના માટે ભાઈ વેલજી ખીમજી જે કહી ગયા છે તે અક્ષરા અક્ષર સાચું છે. વીરાણી ગામમાં કાકો આવ્યો હતો. દશોદના પૈસા લેવા ઘણા પ્રકારના કાકે ફરેબ કર્યા પણ કંઈ વળ્યું નહીં. અમે કાકાની નીચતા પહેલેથી જ સમજી ગયા હતા. અમારા ગામના આગેવાનોને જુદી જુદી લાલચો આપી ફોડવાની તો ઘણીએ તજવીજ કરી પરંતુ કોઈપણ ભાઈઓ કાકાની લાલચમાં ફસાયા નહીં અને એક ત્રાંબીઓ પણ કાકાને આપ્યો નહીં. છેવટે નિરાશ થઈ વીરાણી ગામને શ્રાપ આપી કાકો તેમજ તેમને મળતીયા જુદા જુદા ગામોના પટેલો જે કાકા ભેળા આવ્યા હતા તે છેવટે હતાશ થઈ રાતોરાત ભાગી ગયા. કાકાની ચાલચલગત તેમજ પીરાણા ધર્મ હિન્દુ ધર્મ નથી એવું જાણીને ગામ નખત્રાણાના આગેવાનોએ પણ હુંડી પીરાણે ન મોકલવી અને ખાનાને બદલે જ્યોતિધામનું પાટીયું માર્યું છે. તમારા કાગળો તેમજ છાપાં આવવાથી કાકો દેશમાં અકળાઈ ગયો. રખેને કચ્છનો રાજા મને કયાંક જેલમાં પુરી દે એવી બીકથી માર પછાડ કરી. ભોળા ભાઈઓને ઠગીને યુવક મંડળને પકડાવવા અમદાવાદ ભેગા થઈ ગયા. પરંતુ તમને પકડાવે એવું અમને જણાતું નથી કારણકે પકડાવે શા આધારે? પોતાનીજ પંડગુવાળી હોય અને બીજાને કહેવું તે કેમ બને? અમે તો દેશમાં જાણતા હતા કે કાકો કેસ કરવાનો નથી પણ એ બહાને રૂપીયા કઢાવવામાં ફાવી ગયો અને આપણા દેશના ભોળા ભાઈઓ તેના બોલવામાં ભરોષો રાખી અંતે ફસાયા છે તે હવે તેમને સાફ જણાય છે. હમણાં ઉગમણા પાંચાડાવાળો રામજી કાકો પીરાણે ગયો છે અને કરાંચીના યુવક મંડળના દશ પ્રશ્નનો શાસ્ત્રના શ્લોકો લખી જવાબ આપ્યો છે તે અમને વિચાર થાય છે કે આપણે હિન્દુ શાસ્ત્ર જ કયાં છે ? ફરમાનજી ભીસમીલ્લા ! સિવાય વાત નહીં ત્યાં બીજા શાસ્ત્રોના વચનો ટાંકી પોતાની જે હાંસી કરાવવી એના જેવી બીજી કઈ મુરખતા હોઈ શકે ! કાકાઓ તમારા સામે કંઈ કરી શકતા નથી તેનું કારણ પણ એજ છે કે પોતે કંઈ ભણ્યા નથી. વેદ સ્મૃતિઓના આધારો બતાવવા અને એક મુસલમાની ધર્મને હિન્દુ ધર્મમાં ખપાવવું તે કેમ બને ? તેથીજ તે પાછા પડે છે અને પોતાની કિંમતના કાંકરા કરાવે છે. તમારી પહેલાંની સભાના રિપોર્ટમાં રામજી કાકાનો જે કાગળ છપાણો છે તે અમોએ તમારી પાસેથી રામજી કાકાના હાથથી લખેલો વાંચ્યો છે અને અક્ષરા અક્ષર વાત સાચી તમોએ છાપી છે. છતાં કાકો કચ્છમાં કહેતો હતો કે એ વાત ખોટી છે. અને કરાંચીના યુવક મંડળને જે તેમણે ઉડાઉ જવાબ આપ્યો છે. તેથી મને વિચાર થાય છે કે કાકો કેસ લડશે અને એ કાગળ રામજી કાકાના હાથનો લખેલો રજુ થશે ત્યારે કાકો દુનિયામાં શું મોઢું બતાવશે. આમ ઉડાઉ જવાબ દેવાનું કારણ પીરાણે લખુ કાકાએ જોડા નાખ્યા હશે તેથી જ બિચારે લખ્યું છે. કચ્છમાં પણ રામજી કાકાએ કાકાપણાને ઠીક શોભાવ્યું છે. એતો આપણી નાત સાગર જેવી તે કોઈ બોલે નહીં. છેવટે હું તમોને એટલી ભલામણ કરૂં છું કે તમો જેવી રીતે સત્ય વર્તન રાખો છો તેમાં સંપ અને ઐકયતા છે ત્યાં સુધી તમારો વિજય જ છે. તમે પૈસે ટકે સુખી છો એ તમારી નિતિનું

પરિણામ છે. આજે તમોએ જેમને તેમજ કચ્છથી પધારેલા ભાઈઓને જે માન આપ્યું છે તેના માટે હું તમારો ઉપકાર માનું છું અને ભાઈ રતનશી ખીમજી ખેતાણી આપણી જ્ઞાતિહીતના માટે તેમજ આપણી અધોગતિ કેમ થઈ ગઈ છે તેનું યથાવિધિ આપણને સમજાવશે એવી તે ભાઈ પ્રત્યે વિનંતી કરૂં છું અને હું મારૂં બોલવું સમાપ્ત કરૂં છું.

## ભાઈ રતનશી ખીમજી ખેતાણીનું ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ અને પ્રિય જ્ઞાતિ બંધુઓ અને બહેનો ! મહેરબાન પ્રમુખ સાહેબે મને બે બોલ આપણી જ્ઞાતિ હીતના બોલવા માટે જે આજ્ઞા કરી છે તેના માટે હું તેઓશ્રીનો અત્યંત આભાર માનું છું.

શરૂઆતમાં જ મને કહી લેવા દેશો કે હું એક અદનામાં અદનો જ્ઞાતિ બાળક છું એમ ધારી મારી ભુલ ચુક તરફ દ્રષ્ટિ ન રાખતાં મારો શુભ આશય આપની ભક્તિ કરવા તરફજ છે તે ઉપર દ્રષ્ટિ રાખશો એવી હું આશા રાખું છું. વિતંડાવાદ કે ખોટી ચર્ચા કરવાનો અને તે રીતે મારી બહાદુરી બતાવવાનો મારા મનમાં લેશમાત્ર પણ ઈરાદો નથી. મારા દેશના જ્ઞાતિ બંધુઓ તરફના પ્રેમને વશ થઈ મારા અલ્પ અનુભવ મુજબ મને જે સત્ય જણાય છે તે એક બાળક પોતાના વડીલો પાસે નિષ્કપટ હૃદયથી બોલે છે તેમ આપની સમક્ષ કહી સંભળાવું એ મારા લક્ષ તરફ આપ સર્વ બંધુઓનું હું ધ્યાન ખેચું છું.

ભાઈઓ ! ચો તરફ આપ દ્રષ્ટિ કરો અને આ દુનિયામાં શું બની રહ્યું છે તે ઉપર ધ્યાન આપો. મહાભારત ફેરફારો વીજળીના વેગે ઝપાટાબંધ અલ્પ સમયમાં થવા લાગ્યા છે એમ તમને શું નથી લાગતું ? ખરી રીતે જો કહીએ તો કહી શકાય કે અંધકારનો જમાનો જ બદલાયો છે, યુગ જ પલટાયો છે. આવા વખતે જે દેશ અથવા જ્ઞાતિ કે ધર્મ ગુરૂ જુના જમાનાની અજ્ઞાનતાભરી રૂઢીને વળગી રહી હજુએ આંખે પાટા બંધાવ્યા જ કરશે અને સુધારાના પવન સામે ચાલવાની હઠ કરશે તે શું નભી શકશે એમ આપ ધારો છો ? (બીલકુલ નહીં) જ્ઞાતિના આગેવાનો પોતાની પટલાઈના હક માટે અને ધર્મગુરૂઓ પોતાની પ્રપંચી જાળ પાથરી જુની રીતભાત ને વળગી રહેવાનો દુરાગ્રહ કરશે. તે કોઈ દિવસ પણ ફાવી શકશે નહીં. આપણા કેટલાક અજ્ઞાન અને ભોળા બંધુઓ હજુએ પણ પીરાણા ધર્મને શ્રેષ્ઠ હિન્દુ ધર્મ તરીકે માને છે અને કહે છે કે દુનિયામાં એના જેવું કોઈ ધર્મ નથી ! હું આપને ધર્મ એટલે શું ? તે કહીશ. ધર્મ એટલે માણસને પડતી દશામાં જતો અટકાવે અને આગળ વધવામાં સહાય કરે. (તે તત્વ) એવું તમે સત પુરૂષોના મુખેથી ઘણીવાર સાંભળ્યું હશે. ધર્મગુરૂ અથવા તો ધર્મ રક્ષક તેને જ કહી શકાય કે પારકાંના દુઃખે દુઃખી થઈ તેમના માટે સુખના, નિતિના, અને સદાચારના શુભ આશય તરફ દુનિયાને સત્યના મારગે દોરે. પોતાનું જીવન દુનિયાના ભલાના માટે જ જેણે અર્પણ કર્યું હોય તેવા બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્મજ્ઞાની મહાત્માઓ જ ગુરૂ થઈ શકે, નહી કે પીરાણાનો વેશધારી કાકો ધર્મ ગુરૂ બની શકે. આપણા ભોળા ભાઈઓને બીલકુલ ભાન નથી કે આપણે આપણી જ્ઞાતિમાંથી જ ઉત્પન્ન થયેલા વિધર્મી કૃત્યોવાળા ધર્મગુરૂને પનારે પડયા છીએ. જો કોઈ સૈયદ પીરાણાની ગાદી ઉપર હોત તો એવું પણ માનત કે મુસલમાન છે. જેથી મુસલમાન રાહત ઉપર આપણને લલચાવીને પણ લઈ જાએ. પણ આતો કણબીમાં જન્મીને પોતાના માતાપિતાના કુળને એટલું જ નહી પણ, આખી કચ્છની કણબીની જાતને ખાડામાં નાખી છે અને મુસલમાની કલમા પઢાવે છે, પીર સાનો જાપ જપાવે છે અને જાતના હિન્દુ કેવરાવે છે. શરમ છે કાકાને કે પાપી પેટ તો કુતરાં પણ ભરે છે છતાં પેટ ભરવાની ખાતર કહો કે દુનિયાના ખોટા અને પ્રપંચી મોહજાળમાં લપટાઈ એશઆરામ ભોગવવાની ખાતર પોતાની જ્ઞાતિ

જોઈએ તો પાયમાલ થઈ જાય કે જાનમ વાસી થાએ તેની દરકાર કર્યા સિવાય પોતાનો ધર્મગુરૂ થવાનો મોભો જળવાઈ રહે તો બસ આવા સ્વાર્થી સાધુઓની પ્રપંચી જાળમાં આપણા ભોળા ભાઈઓને ધર્મના એવાં એવાં સિદ્ધાંતો સમજાવે છે કે મુસલમાન થઈ જઈએ તોય હરકત નહીં ! "હમણાં જે જુગ ચાલે છે તે યુગમાં ઈમામશાહ જે હરીવંશી બ્રાહ્મણ હતા અને તેના વંશના સૈયદો પણ હરીવંશી બ્રાહ્મણ છે. હું ઈમામશાહનો નાનો ભાઈ થાઉં આવું આવું સમજાવી કણબી જ્ઞાતિની અધમ દશા કરનાર કાકાની તો પુરેપુરી ખબર જ લેવી જોઈએ. વધુમાં તમને શું કહું, કચ્છમાંથી જ્યારે ચારે તરફથી હડધુત થવા લાગી ત્યારે કાકાએ વિચાર કર્યો કે હવે કચ્છમાં રહેવાય તેમ નથી. તેમજ યુવક મંડળનો છેલ્લો કાગળ કાકાને કારી જખમ સમાન લાગ્યો હતો અને તેથી તેણે કણબીની નાત ઉપર કોપ કરી અન્ન ખાવું બંધ કર્યુ. ફકત છ શેર દૂધ ઉપર જ પોતાનું જીવન ટકાવી કણબીઓને અલટમ સલટમ સમજાવી રૂા. પાંચ હજાર એવા બહાને કઢાવ્યા કે હું યુવક મંડળને પકડાવવાનો છું. ભોળા કણબી ભોળવાઈને કાકાને રૂા.ભેગા કરી આપ્યા ત્યાં સુધી પણ આ બગ ભગત ઠગ કાકાની પ્રપંચની અને પૈસા કઢાવવાની જાળમાં ફસાયા છીએ તે સમજી શકયા નહીં. સાચા અને સત્ય ન્યાય પરાયણ જ્ઞાતિ ભક્તોને તે બિચારો શું પકડાવતો હતો. કોર્ટમાં જાય તો કૃત્રીમ વેશ ઉઘાડો પડી જાએ. ધર્મના ધતીંગો ખુલ્લા થઈ જાય અને કદાચ દુનિયાના ભોળા લોકોને ધર્મ બહાને ભોળવીને પૈસા પ્રાપ્ત કરવાનું સાધન પણ અટકી જાય. આવી કાકાને પાકી ખાત્રી છે તેથી એ કોઈ દિવસ પણ કોર્ટને બારણે જાએ તેમ નથી. હું તમને ખાત્રી આપું છું, ભાઈઓ ! આપણે શરૂઆતમાં જે વખતે પહેલી મિટીંગ ભરી ત્યારે આપણે એવો નિર્ણય કર્યો હતો કે બનતાં સુધી આપણે પીરાણાના કાકાને અને જ્ઞાતિ આગેવાનોને આપણા બંધુઓએ જે ધર્મનો દંડ ભરવો પડે છે તેમજ પીરાણાના અર્ધદગ્ધ પંથથી છોડાવવા ખાતર કોર્ટે ન જવું અને પીરાણાના કાકાને તેમજ જ્ઞાતિ આગેવાનોને વિનંતી કરી સમજાવવું. એજ પ્રમાણે આપણે આજ દિવસ સુધી વર્તયા છીએ. આપણા સતત પ્રયાસથી આપણી જ્ઞાતિનો મત કેળવવામાં તેમજ પીરાણાના પાખંડી ધર્મ પ્રત્યે આપણા ઘણા ભાઈઓ જાણીતા થયા છે. દુનિયાને દેખાડવાનો હિન્દુ ધર્મ અને અંદરખાનેથી ચોખ્ખા મુસલમાની ધર્મના સિદ્ધાંતો લાગુ પાડેલા છે. એવા ખીચડીયા પંથમાં હવે આપણા જ્ઞાતિ ભાઈઓ સડયા કરે એવું જો પીરાણાનો કાકો તેમજ સ્વાર્થી જ્ઞાતિ આગેવાનો જો માની લેશે તો તેમની ગંભીર ભુલ છે એમ મારે ખાસ કહેવું જ જોઈએ. અને સાથે સાથે હું આપ સઘળા ભાઈઓને વિનંતી કરૂં છું કે કાકો તો કોઈ કાળે પણ કોર્ટ જશે નહીં. પણ આપણે આપણા ગરીબ ભાઈઓની મદદ કરવા ખાતર છેવટે કોર્ટે જવું પડે તો પણ જવું જ જોઈએ. કચ્છમાંથી હમણાં છેલ્લાં ખબરો આવ્યા છે કે કાકે કચ્છના કણબીઓને તદન લુંટી લીધા છે અને તે કાકાને સહાયતા આપણા ગઢેરામાં જે રાક્ષસ જેવા હૃદયવાળાઓ છે તેમણે મદદ કરી છે. હાલની સ્થિતિ આપણા ગરીબ ભાઈઓની છેક દયાજનક છે.ખાવા અન્ન નથી, પહેરવાં લુગડાં નથી, એટલું જ નહીં પણ ઘણા માણસો તાવની બિમારીથી મરી ગયા છે. તેમની પાછળ જોર જુલમથી ઉઠાસરાં તથા બાવની ક્રિયાઓ, કાકાનો ભરખ ભરવા માટે જ્ઞાતિના મુરખ શિરોમણીઓ ગરીબોને રંજાડીને જોર જુલમથી કરાવે છે. ન કરે તો નાત બહારની ધમકીઓ આપે છે. કચ્છમાં કણબી પ્રજા ઉપર ત્રાસ વરતી રહ્યો છે. કેટલાક ગરીબ બંધુઓની હદપાર વિનાની ગરીબાઈ જાહેર થઈ છે. મરી ગયેલાંઓને કાટ ખાપણ પણ અન્ય ભાઈઓએ આપ્યાં છે. આ પ્રમાણેની આપણી જ્ઞાતિની હાલત જોઈ તમને શું તમારી જ્ઞાતિ માટે દિલગીરી નથી થતી ? આપણી જ્ઞાતિના બાળકો ઉઘાડે શરીરે શિયાળાની ઠંડી ટાઢમાં કકળતાં હોય, ખાવાને લુખુપાકુ પેટપુર અન્ન ન મળતું હોય આવી દુર્દશા આપણી જ્ઞાતિની છે. આખા જગતને જીવાડનાર

જ્ઞાતિ આજે અજ્ઞાનતામાં આ દશાએ પહોંચી છે. બંધુઓ દુઃખનો કે દિલગીરીનો પાર નથી. દુષ્કાળ પોતાનો ડોળો હજુ ગુરકાવી રહ્યો છે. પ્લેગ અને તાવની અસરથી ઘણાં જ્ઞાતિના બાળકો માતાપિતા વિનાનાં થઈ ગયાં છે. તેમજ ઘણાં વૃધ્ધો પોતાના પુત્ર વિનાનાં થઈ ગયા છે. આવા કઠણ પ્રસંગે પીરાણાના કાકાને શીરબંધી જોઈએ છે. હુંડી જોઈએ છે. તે પણ પંચોતેરની સાલ અને છોતેરની સાલની, કણબીઓએ કરજ કરીને પણ કાકાને આપવી. આ પ્રમાણેની કાકાની માગણીને શું કહેવું ? ભાઈઓ, જેને સ્વાર્થબુદ્ધિ છે તેને સારાસારનું ભાન રહેતું નથી. પીરાણાનો કાકો કચ્છનો કણબી છે છતાં તેનું હૃદય ઔરંગઝેબ અથવા અલાઉદીનના હૃદય કરતાં પણ ઘણું જ કઠોર છે. ધર્મગુરૂનું હૃદય કેટલું પવિત્ર અને દયાળુ હોવું જોઈએ. પરંતુ લખમણકાકાનું હૃદય તો એક કાળમીંઢ પથ્થર કરતાં પણ કઠણ છે. દુનિયા ભલે મરી જાએ, કણબીઓનાં છોકરા ભલે ભુખે મરે, પણ કાકાને દશોદ આપવી જ જોઈએ. ન આપે તો કાકાને મોજમજા અને એશઆરામ સાથી કરવો ? આવી અધમ વર્તણુંક રાખનાર કાકાનું ભવિષ્યમાં શું થશે તે પ્રભુ જાણે, શું તેને પરમાત્માને ઘેર ન્યાય કે ઈન્સાફ નહીં જ આપવો પડે ? બાવો ઈમામશાહ ભીસ્તમાં બધાનો ઈન્સાફ કરશે ત્યારે શું કાકાની આ ક્રુરતા માટે પોતાનો ભાઈ જાણી શું છોડી દેશે ? ભાઈઓ, આપણી જ્ઞાતિનું શ્રેય આપણે આપણા જ્ઞાતિના આગેવાનો કરશે  આમ જે માની લીધું છે તે મોટી ભુલ છે. ઘણા આગેવાનો તો કાકા કરતાં પણ નીચતામાં ચડી જાએ તેવા છે. બધી રીતે વિચાર કરી આપણા જ્ઞાતિ ભાઈઓને જો તમારે સુખી કરવા હોય તો તમે કમર કસો અને પીરાણા ધર્મની પાખંડી બેડીથી તેમને પ્રથમ છુટા કરવા જોઈએ. પીરાણા ધર્મમાં હિન્દુ ધર્મનું ખાસ અપમાન કરવામાં આવ્યું છે. તે સિવાય મુસલમાની ઈલ્મની ખોટી ખોટી લાલચો આપી છેતરપીંડી કરી પૈસા કઠાવવાના નીચ સંકેત સિવાય બીજું કંઈ છે જ નહીં. આપણી ખરી મહેનત, પરસેવાના કહો કે લોહીના ટીપાંના પૈસા પીરાણે મોકલવાથી જીવહિંસા થાય છે અને કાકાને મોજમઝા કરવા સિવાય બીજા કોઈ ઉપયોગમાં આવતા નથી. આપણે જે શુધ્ધ ક્ષત્રિય માતા ઉમિયાજીના પુત્ર અને આખા જગતને જીવાડનાર કુર્મીની અધોગતિ થવાનું કારણ પીરાણા ધર્મ સિવાય બીજું કંઈ છે જ નહીં અને તેથી છુટા થયા સિવાય આપણા ઉદયનો કોઈ માર્ગ જ નથી. તેથી હું સર્વ ભાઈઓને વિનંતી કરૂં છું કે પીરાણા ધર્મને તિલાંજલી આપવી અને ક્રુર કર્મોમાં સામેલ થનાર ગઢેરાઓની પણ પુરેપુરી ખબર કચ્છના મહારાજા સમક્ષ લેવી જ જોઈએ. નહીં તો આપણા દુઃખનો અંત આવશે નહીં. એટલી જ મારી છેવટની આપ સર્વ ભાઈઓને વિનંતી છે.

## ગામ વીરાણીના પટેલ માવજીભાઈ પચાણનું ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ અને જ્ઞાતિ ભાઈઓ અને બેનો, અમો કચ્છથી આવેલા ભાઈઓને તમોએ જે માન આપ્યું છે. તે અમો અમારી જીંદગી પર્યત ભુલીશું નહીં. ખરી રીતે તો એ માનને લાયક તમે જ છો કારણકે જ્ઞાતિ સેવા અર્થે તન, મન અને ધનના ભોગે જે પ્રયત્ન તમે કરો છો તેવું અમે કચ્છમાં બેઠા છીએ છતાં પણ કરી શકતા નથી. અમારામાં જો જરાક પણ જ્ઞાતિનું હિત થાએ એવા વિચારો આવ્યા હોય તો તે આવવાનું ખાસ કારણ પણ તમે જ છો. જો તમે સતત પ્રયત્ન કરી જ્ઞાતિનો ઈતિહાસ તેમજ પીરાણા ધર્મ તથા કાકા અને સૈયદો સબંધી હકીકત તમારા તરફથી અમોએ જાણી ત્યારે જ અમને ભાન થયું છે કે આપણે અવળે રસ્તે દોરવાઈ ગયા છીએ. તમો યુવક મંડળના સભ્યો આપણે જ્ઞાતિના મોંઘેરા અમુલ્ય રત્નો છે. પ્રભુ તમારા કાર્યને મદદ કરશે એમ હું મારા શુદ્ધ હૃદયથી ચાહું છું.

તમારા મંડળની જ્યારથી સ્થાપના થઈ છે અને તમારા તરફથી જ્ઞાતિ હિતના છાપાં દેશમાં આવે છે. તે વાંચ્યાથી વીરાણી ગામે તો પીરાણે એક પૈસો પણ ન મોકલવાનો તેમજ સૈયદોને કે કાકાને એક ત્રાંબીઓ પણ ન આપવાનો ઠરાવ કર્યો છે. વીરાણી ગામમાંથી દસોંદના પૈસા લેવા કાકાએ ઠગબાજી તો ઘણીએ કરી, અંદર અંદર એકબીજાને અથડામણ થાએ એવા ઉપાયો પણ કર્યા પરંતુ ગામે જે નક્કી કરેલું કે કાકાને એક ત્રાંબીઓ પણ આપવો નહીં તે છેવટ સુધી ના જ આપ્યો અને કાકો તેમજ બીજા ગઢેરા જે વીરાણી ગામના આગેવાનો તો ઘણા દિવસથી પીરાણા ધર્મને જાણે છે અને ચોખ્ખું સમજે છે કે એક હિન્દુ ધર્મનો ખાલી ડોળ છે બાકી કંઈ માલ નથી. પીરાણાના જે શાસ્ત્ર લખેલાં છે તે કોઈ મુર્ખ માણસના હાથે લખાયાં છે. લખનારે કંઈ વિચાર કર્યો નથી કે દુનિયા આ હકીકત જાણશે ત્યારે આ શાસ્ત્રને જળમાં પધરાવવાં પડશે. આવું ઘણા દિવસથી સમજતાં હતા તો પણ જ્ઞાતિ બંધનથી ડરી જઈ છુટા પડી શકતા નોતા. તે ગઈ સાલથી પીરાણા ધર્મથી છુટા પડી ગયા છે અને મરજી પ્રમાણે ધર્માદાના પૈસા પોતાના ગરીબ ભાઈઓનાં દુઃખ ટાળવામાં વાપરે છે. જેનું સારૂં પરીણામ જોઈને નખત્રાણા ગામ પણ પીરાણાના પાખંડી ધર્મથી છુટું પડી ગયું છે. તે સિવાય દેવીસર, અરલ, કોટડું વિગેરે ગામે પણ પીરાણે પૈસા ન મોકલવા અને પોતાની જ્ઞાતિ હીતમાં એ નાણાંનો સદ્‌ઉપયોગ કરવાના મક્કમ ઠરાવો કર્યા છે. જેના શુભ સમાચાર હું તમો ભાઈઓને આપું છું. તમે જે જે કાર્ય કરો છો તે જોઈને અમો ઘણાં ખુશી થયાં છીએ અને હું તમોને ખાત્રી આપું છું કે આખા કચ્છમાં એકાદ અથવા વધુ તો બે વર્ષમાં પીરાણાનો પાખંડી ધર્મ આપણા કણબી ભાઈઓમાંથી હતો ન હતો થઈ જશે. કચ્છના કણબીની આખી નાત હવે સમજણી થઈ ગઈ છે. બીજી અન્ય કોમના ભાઈઓ જે આપણી નીંદા કરે છે તે હવે સાંભળી જાએ તેમ નથી. પીરાણા ધર્મ તો કયારનુંએ ઉડી ગયું હોત, પરંતુ આપણી નાતના કેટલાક ગઢેરાઓ પૈસાના સ્વાર્થી છે, કાકો તેને લાંચો આપે છે, પાઘડીઓ બંધાવે છે. તેથી સ્વાર્થમાં અંધ થઈ નાતને આપણા આગેવાનોજ ડુબાડે છે અને સમજે છે છતાં ધર્મનું પુછડું ઝાલી રહ્યા છે. નહીં તો કયારનોએ ન હિન્દુ તેમજ ન મુસલમાન એવો ખીચડીઓ ધર્મ કેદહાડાનો સમુળગો ઉડી જ ગયો હોત. તો પણ તે હવે વધુ વખત ટકશે નહીં. હવે બધી જીણી જાડી નાત સમજણી થઈ ગઈ છે. તેથી ગઢેરાઓનું પણ ચાલશે નહીં. જેનું ખાસ કારણ એ છે કે જ્ઞાતિના આગેવાનો ગામ વીરાણીના મુખી, સેવજી જસા તથા પટેલ વાલજીભાઈ ચેલદાસ તેમના ભાઈ પટેલ વિશ્રામ વેલજી તથા પટેલ કાનજી દેવજી તથા પટેલ મનજી દેવજી તથા જેઠા પ્રેમજી તથા પટેલ લાલજી મનજી વિગેરે ભાઈઓ વીરાણીના આગેવાન તથા ગામ કોટડાના પટેલો તથા રવાપર, ઘડાણી, દોલતપર, દયાપર વગેરે ગામોના આગેવાનો ખર્ચ ખાઈ કચ્છથી તે મુંબઈ સુધી તમો સભાઓ ભરો તેમાં ભાગ લેવા ખાસ લાગણીથી આવ્યા છે અને તમારા કાર્ય તરફ સંપૂર્ણ પસંદગી બતાવે છે એ તમો ભાઈઓના ધ્યાન બહાર નથી. તો પછી આપણી નાત હવે જલદી સુધરી જશે અને તમને વધુ તકલીફ નહીં થાએ. એમ મારી પાક્કી ખાત્રી છે. હું તમો બધા ભાઈઓનો વિજય ઈચ્છી મારૂં બોલવું સમાપ્ત કરૂં છું.

## પ્રમુખનો ઉપસંહાર

મારા વ્હાલા જ્ઞાતિ ભાઈઓ, તમે જે શાન્તિપૂર્વક આ સભામાં કામ કર્યું છે તેમજ તમો સઘળા ભાઈઓ એકસંપથી નાતને સુધારવા પ્રયત્ન કર્યો છે એ જોઈ મને અત્યંત આનંદ થાય છે. અમો દેશમાં પ્રથમ એવો વિચાર કરતા હતા કે મુંબઈના જુવાનીયાઓ તે કેવી રીતે સભા ભરતા હશે. પરંતુ આ નજરોનજર જોવાથી મારી તેમજ

## ૨. દાણા બંદર સભા ૨લી - દી. 11-Jan-1919

ગામ વીરાણીના આગેવાનોમાંના વયોવૃધ્ધ મુખી સવજી જસા તથા પટેલ કાનજી તથા પટેલ મનજી દેવજી વિગેરે ગામના આગેવાનોની આજે તમે ખાત્રી કરી આપી છે. તમે જે જે વિચારો આજે સભામાં બતાવ્યા છે તે સાચા છે. આપણા ખેડુ ભાઈ ભણ્યા નથી. તેથી જ તમારા વિચારની કદર કરી શકતા નથી. કચ્છમાં આપણી નાતમાં ઝાઝા ભણેલા નથી એ પણ ઘણી જ ખામી છે. તમે ભણ્યા છો અને સારા સારનો વિચાર કરીને પ્રથમ તમારી ફરજ નાતને સુધારવાની તમે હાથ ધરી છે. પીરાણાનો કાકો મુજાવર કણબી છે. એના નસીબે પીરાણાની ગાદી પર આવેલ છે પરંતુ તે ઝાઝું ભણેલ નથી. તેથીજ જ્ઞાતિની અવદશા થઈ જાએ છે છતાં તેને તેનું ભાન નથી એ તેનામાં કેળવણીની ખામી છે એ ચોખે ચોખું જણાય છે. નહીં તો ધર્મનો રક્ષક કણબી હોએ અને કણબીની નાત તે વળી મુમના કણબી તરીકે લોકો બોલે તેનો જવાબ પણ કાકો આપે નહીં. તેનું કારણ કે જવાબ દેવાની પોતાનામાં પોચ નથી. બાકી રૂા. ભેળા કરવાની તેનામાં સારી આવડત છે. આપણા કચ્છ દેશમાં કાકાને કોણે તેડાવ્યા હતા તેની ખબર અમો વીરાણી ગામને છે નહીં તેમજ કાકો સેરબંધી ઉગાડતાં ઉગાડતાં યુવક મંડળને પકડાવવા અમદાવાદ ગયા છે. પરંતુ અમે તો પહેલેથી જ ખાત્રીબંધ હતા કે કાકાથી કેસ થાએ નહીં તેમજ કાકાથી જવાબ લેવાય નહીં. ટુંકામાં મારે એટલું જ કહેવાનું છે કે તમે કોઈ પ્રકારે ઉધ્ધતાઈ કરશો નહીં. આપણી નાતના કોઈ ગેઢેરાની વર્તણૂક સારી ન હોય તો તેને તમે બોધ આપી સુધારશો પણ કોરટે જવાની હું તમને સલાહ આપતો નથી. બાકી મારી તો સંપૂર્ણ ખાત્રી છે કે હવે આપણી નાતમાં સુધારો ઘણો થયો છે અને થોડા વખતમાં આખી નાત સુધરી જશે. તેના યશભાગી તમે જુવાનીયાઓ છો. તમે આ પ્રમાણે જો સાચા હૃદયથી નાતનું ભલું જ થાય એવી જે તમને જીજ્ઞાસા અત્યારે દેખાય છે તેવી જ કાયમ રાખશો તો પરમેશ્વર તમને તમારા કાર્યને મદદ કરશે. અમો દેશથી અત્રે આવ્યા છીએ. તમારી રહેણી કરણી, આચાર વિચાર જોઈને ઘણો જ આનંદ થયો છે. હું ગામ વીરાણી તરફથી તમોને પાક્કી ખાત્રી આપું છું કે દેશ તરફથી તમોને જે કંઈ મદદ જોઇશે તે જ્ઞાતિહીતમાં વાપરવાનો વીરાણી ગામે ઠરાવ કર્યો છે અને તેનો અમલ પણ ઘણાં ગરીબ ભાઈના હીતમાં થાય છે. તેમજ તમને પણ કંઈ મદદ જોઇશે તે જ્ઞાતિહીતના કાર્યમાં જરૂર મળશે એવી હું તમોને વીરાણી ગામ તરફથી ખાત્રી આપું છું. તમોએ જે મને તેમજ આપણા કચ્છ દેશથી પધારેલા જ્ઞાતિ આગેવાનોને ઘણું માન આપ્યું છે. તેના માટે ફરીવાર હું તમારો આભાર માનું છું અને આજનું સભાનું કામ સારી રીતે પરીપૂર્ણ થયું છે એમ હું જાહેર કરૂં છું.

# દરેક ભાઈઓ જરૂર વાંચો જ્ઞાતિની સંસ્થાઓ અને સભાઓ

**યુવક મંડળો.**

૧. કચ્છ દેશના પીરાણાપંથીઓનું એક યુવક મંડળ મુંબઈમાં સ્થપાયું છે. તેનો ઉદ્દેશ કચ્છના કડવા કણબીની મોટી નાત કે જે પીરાણાપંથી છે. તે ધર્મ આપણી જ્ઞાતિને નીચ જોવડાવનારો છે. તેનો ત્યાગ કરી આપણા અસલ આર્ય સનાતન ધર્મે નાતને વાળવા પ્રયત્ન કરવો અને તેમ કરી કડવા કણબીની સમગ્ર નાત કે જે ગુજરાત, કાઠીયાવાડ, નિમાડ, માળવા વગેરે સ્થળે છે. તેમની સાથે બંધ થઈ ગયેલો સબંધ તાજો કરવો અને જ્ઞાતિની દરેક પ્રકારે ઉન્નતિ કરવામાં એકબીજા ભાઈઓએ મદદગાર થવું. ખાસ કરી કચ્છની જ જ્ઞાતિના **સ્વધર્મ વર્ધકમંડળ**ના પગલે ચાલવું. આ મંડળમાં જોડાવા ઈચ્છનાર દરેક બંધુએ સભાના પ્રમુખ સાથે પત્ર વ્યવહાર કરવો.

## ૨. દાણા બંદર સભા રલી - દી. 11-Jan-1919

૨. આપણી સમગ્ર કડવા કણબીની નાતનું એક યુવક મંડળની શાખા જે મુંબઈમાં છે અને ગુજરાતમાં દરેક સ્થળે ઘણી શાખાઓ ખોલાય છે તે મંડળનું નામ **'શ્રી કડવા પાટીદાર સુધારક યુવક મંડળ '** એવું રાખવામાં આવ્યું છે. તેની મુખ્ય શાખાના જનરલ સેક્રેટરી - પટેલ છબીલદાસ છોટાલાલ છે અને તેની ઓફીસનું સરનામું સત્યનારાયણ પ્રિન્ટીંગ પ્રેસ, સીવીલ હોસ્પીટલ સામે, અમદાવાદ. આ સમગ્ર જ્ઞાતિના યુવક મંડળના શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી પ્રમુખ છે. મુંબઈની પેટાશાખાના મીસ્ત્રી લધાભાઈ વીરજી જો.સેક્રેટરી છે. આ મંડળનો ઉદ્દેશ સમગ્ર જ્ઞાતિના ધાર્મિક, નૈતિક અને દરેક પ્રકારની ઉન્નતિ સાધવાનો છે. કડવા પાટીદાર જ્ઞાતિના દરેક યુવકોની ફરજ છે કે તે મંડળમાં જોડાવું અને નામને દીપાવવું.

**શ્રી કડવા પાટીદાર પરિષદ :-** ઘણાં વર્ષો થયાં દેશના જુદા જુદા ભાગમાં વસેલી કડવા પાટીદાર જ્ઞાતિની સામાજીક, ધાર્મિક, માનસિક, સાંસારિક પ્રકારની ઉન્નતિ કરવા આ સંસ્થા પ્રયત્ન કરે છે. તેની હયાતીથી જ્ઞાતિમાં સારી જાગૃતિ આવી છે અને જ્ઞાતિમાં પેસી ગયેલા કેટલાક અધર્મયુકત રિવાજો તેના પ્રયત્ન વડે ઓછા થતાં જાય છે. કચ્છ, ગુજરાત, કાઠીયાવાડ, નિમાડ, માળવા વગેરે સ્થળના દરેક બંધુઓ આ સભામાં જોડાયા છે તેની દર વર્ષે એક બેઠક થાય છે. કચ્છના જનોઈધારી સ્વધર્મ વર્ધકમંડળના ભાઈઓનું આ સમસ્ત નાતની મોટી સભામાં સારો લાગવગ અને માન છે. ઘણાં નામાંકિત પુરૂષો આ સભાના પ્રમુખ થઈ ગયા છે. હાલના તેના પ્રમુખ વિરમગામવાળા દરબાર શ્રી લાલસિંહજીભાઈ છે. આ સભા અથવા આપણી કડવા કણબીની નાત તરફથી **"કડવા વિજય"** નામનું માસિક બાર વર્ષથી પ્રસિદ્ધ થાય છે અને જ્ઞાતિમાં ઘણું માનભરી રીતે પ્રસિદ્ધ છે. તેનું વાર્ષિક લવાજમ ફકત સવા રૂપિયો રાખવામાં આવ્યું છે. જે તેના ખર્ચ કરતાં પણ ઓછું છે. આ માસિક વાંચવાથી જ્ઞાતિની તમામ હકીકત ઘેર બેઠા જાણી શકાય છે. કડવા કણબી નામ ધરાવાની ઈચ્છાવાળા દરેક ભાઈએ તેના ગ્રાહક થઈ ખાસ મંગાવાની જરૂર છે. જ્ઞાતિના દરેક બંધુ તરફથી છપાવાની હકીકત તેમાં છપાય છે અને છપાયેલી હોય તે જાણી જ્ઞાતિના આગેવાનો શું કામ કરે છે તે જાણી શકાય છે. તેના ગ્રાહક થવા માટે નીચેના સરનામે લખવું

| | |
|---|---|
| ૩૦૩, વાડીગામ | મગનભાઈ જી. એન્જીનીઅર, |
| **અમદાવાદ** | તંત્રી - કડવા વિજય |

કચ્છ દેશમાં મળેલી

# શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની જાહેર

## સભાના કામકાજનો

સ્થળ : વીરાણી-કચ્છ
તા.૨૮ માર્ચ ૧૯૨૦.

# રીપોર્ટ

સંવત - ૧૯૭૬ના
ચૈત્ર સુદ-૯ને રવિવાર

દુષ્ટોના વિનાશાર્થે

સાધુઓના પરિત્રાણાર્થે



ધર્મ સંસ્થાપનાર્થે

હું યુગે યુગે સંભવુ છું.

(મરાઠી સાખી )

**ધર્મ કર્મને ધોઇ નાખ્યાં, ગોડર સમ ઝુકાવી,**
**ઉપરથી ઉપહાસ્ય કરાવી, ગાંઠનું ગરથ ગુમાવી,**
**આવી રસમ થકી ભાવી, ભુંસ્યુ શર્મ જરી ના" વી.....આવી. અમર.**

સ્વજ્ઞાતિ માટે પ્રમુખ અને સભાની મંજુરીથી
છપાવી પ્રસિદ્ધ કરનાર,
પટેલ રતનશી ખીમજી ખેતાણી-વીરાણી-કચ્છ
પ્રમુખ,
શ્રી કચ્છ ક.પા.જ્ઞાતિસુધારક યુવકમંડળ, વીરાણી-કચ્છ

Online Text Based
(can use for translation)





Source Document



# પ્રસ્તાવના



અમારા વતન-કચ્છ દેશમાં આવવા પછી, સાંસારિક સુધારા અર્થે અમારે જે પીરાણા ધર્મ વિરુદ્ધ હિલચાલ ઉઠાવવી પડી છે અને જેની શરૂઆત અમારા હાથથી મુંબઈ મુકામે થયેલ હતી, તે અમારા કચ્છ દેશના જ્ઞાતિ ભાઈઓની સમક્ષ પુનઃ સજીવન કરવાની તક અમને મળવાથી અમે ઈશ્વરના આભારી થયા છીએ. અમોએ અત્રે આવી કચ્છ દેશમાં આપણી જ્ઞાતિનું મુખ્ય સ્થળ વીરાણી મુકામે એક શ્રી કચ્છ ક.પા. જ્ઞાતિસુધારક યુવકમંડળની સ્થાપના કરી, અઠવાડીયામાં બે વખત મિટીંગો ભરવાની શરૂઆત કરી, અને તેનું સારું આશામય પરિણામ જણાયાથી અમો દેશમાં બીજાં અન્ય સ્થળોએ પણ જ્ઞાતિભાઈઓની સભાઓ એકઠી કરવા ભાગ્યશાળી થયા છીએ. આ પુસ્તકના વાંચકોને જણાવતાં મને આનંદ થાય છે કે વીરાણી મુકામે યુવકમંડળે છ સભાઓ મેળવી તેમાં ઘણો ઉત્સાહ અને કર્તવ્ય પરાયણતાનો રંગ જણાયો. તે સઘળી સભાઓનો સવિસ્તાર હેવાલ આપવો બીનજરૂરી જણાય છે, પરંતુ **સાતમી સભા** ખાસ નોંધવા લાયક ગૃહસ્થોની હાજરી અને આશ્રય નીચે મોટી ધામધુમથી મળેલી હોવાથી માત્ર તેનો જ **રીપોર્ટ** મારા જ્ઞાતિભાઈઓની સેવામાં રજુ કરવાની રજા લઉં છું.
તા.૧ જુન ૧૯૨૦.

**પટેલ રતનશી ખીમજી.**

## કચ્છ દેશમાં મળેલી
# શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની જાહેર
## સભાના કામકાજનો

સ્થળ : વીરાણી-કચ્છ
તા.૨૮ માર્ચ ૧૯૨૦.

# રીપોર્ટ

સંવત - ૧૯૭૬ના
ચૈત્ર સુદ-૯ને રવિવાર

ઉપરોક્ત સભા શ્રી કચ્છ ક.પા.યુવકમંડળ જે વીરાણી મુકામે સ્થપાયેલું છે તેના તરફથી તેમના નિયમ મુજબ બોલાવવામાં આવી હતી. આ સભામાં ગામ શ્રી **નખત્રાણા, દેવીસર, દયાપર અને કોટડા** વગેરે ગામના ભાઈઓ ઘણી જ ઉત્કંઠાથી ભાગ લેવા અત્રે પધાર્યા હતા. સભામાં અન્ય જ્ઞાતિના સદ્‌ગૃહસ્થોની પણ સારી સંખ્યામાં હાજરી હતી. આશરે સભામાં ૪૦૦ પુરૂષો અને ૨૦૦ સ્ત્રીઓ મળી કુલ છસો માણસની હાજરી હતી. સભાનું કામકાજ સાંજના આઠ વાગ્યાથી શરૂ કરવામાં આવ્યું હતું, જે રાત્રે દોઢ વાગે પુરું થયું હતું. તેનો સવિસ્તાર હેવાલ નીચે મુજબ આપીએ છીએ.

શરૂઆતમાં શ્રી ઉમિયા માતાની સ્તુતિ સંગીતના સાધનો સાથે નીચે પ્રમાણે ગાવામાં આવી હતી :-

**મંગલાચરણ**

**(કલ્યાણની સાખી)**

**સુખદાતા સતિ પાર્વતી, દુઃસહ દુઃખ હરનાર,**
**સુખસંપતિ દો ભગવતી, વરદાઈ છો ઉદાર;**
**સેવકજન રંજન સદા, સુખદુઃખના આધાર,**
**અમર સમરતાં સહાય હો, નમું હું વારંવાર.**
**(અનંત એક જ છે અવિનાશી - એ રાગ.)**
**સફળ કૃતિ કર માતુ હે મ્હારી,**
**સુમતિ પ્રેરક સદાયે દયાળી; સફળ.**
**જ્ઞાતિ હિત ચિત સ્થિર કરી સ્થાપો,**
**ઈચ્છું ભવાની કૃપાએ ત્હારી; સફળ.**
**અધમ ઉદ્ધારક જ્ઞાતિ કે ગંગા,**
**ઉભય શિવા નહિ અન્ય હિતકારી; સફળ.**
**દ્રઢિભૂત છે એ મંત્ર જ મ્હારો,**
**સાધક તેનો અમર સુખાળી. સફળ.**

ઉપર પ્રમાણે કુળદેવીની સ્તુતિ કર્યા બાદ કામકાજની શરૂઆત કરતાં સઘળા ભાઈઓને ઉદ્દેશીને **ભાઈ લધા વિશ્રામ સોમજીયાણી** નીચે પ્રમાણે દરખાસ્ત કરી.

પરમપ્રિય જ્ઞાતિબંધુઓ અને બહેનો તેમજ અન્ય ગૃહસ્થો ! તમો આજે સઘળા યુવકમંડળના આમંત્રણને માન આપી આ સભામાં પધાર્યા છો તેના માટે હું યુવકમંડળ તરફથી આપનો આભાર માનું છું. મને અતિશય આનંદ થાય છે કે આજની સભામાં આપણા ગામ **વીરાણીના** મુખ્ય આગેવાનોની ખાસ હાજરી છે અને તે ઉપરથી એમ ચોખ્ખું સમજાય છે કે જ્ઞાતિહિતના માટે જે વિચારો યુવકોએ અંગીકાર કર્યા છે તેજ વિચારોને આ સભામાં બેઠેલા વડીલ આગેવાનોનો ખાસ ટેકો છે અને તેથી જ આ સભામાં જ્ઞાતિ આગેવાન મુરબ્બીઓની હાજરી એજ આજના કાર્યની સફળતા સુચવે છે. આજની સભાનું કાર્ય નિર્વિઘ્ને પસાર થાય એ જ હેતુથી આ સભામાં આપણા કાર્યને દીપાવનાર એક વિદ્વાન અનુભવી અને ઠરેલ વિચારના આગેવાનની પ્રમુખ તરીકેની ખાસ જરૂર છે. તો પછી મારા વિચાર પ્રમાણે આપણા ગામના **પટેલ લાલજી શીવજી નાકરાણીને** હું આજની સભાના પ્રમુખ થવાને લાયક છે. પટેલ લાલજીભાઈ તેમજ તેમનું આખું કુટુંબ અને તેમના સ્વર્ગવાસી **પિતાશ્રી શીવજી પટેલ** પણ જ્ઞાતિહિતના કાર્યમાં હંમેશાં ભાગ લેતા આવ્યા છે જેથી આ સભાના પ્રમુખ પા.લાલજી શીવજી થાય તેને તમો સઘળા ભાઈઓ સંમત થશો.

પ્રમુખ નીમવાની દરખાસ્તને ટેકો આપતાં ભાઈ પ્રેમજી ખીમાણીએ કહ્યું કે ભાઈ લધા વિશ્રામ સોમજીયાણી જે પ્રમુખની દરખાસ્ત કરી છે તેને હું મારા અંતઃકરણપૂર્વક ટેકો આપું છું. વિશેષ ટેકામાં ભાઈ શીવગણ લાલજીએ કહ્યું કે આજની સભાના પ્રમુખની દરખાસ્ત ભાઈ લધા વિશ્રામે કરી છે તેને **ભાઈ પ્રેમજી ખીમાણીએ** ટેકો આપ્યો છે અને હું વિશેષ ટેકો એટલા માટે આપું છું કે, આજની સભાના પ્રમુખ એ આપણા ગામ વીરાણીના મુખ્ય પટેલ છે અને તે મારા પિતાશ્રી છે. તેઓશ્રી આ સભામાં પ્રમુખપદ લે એ અમો જુવાનીયાઓને માટે ઘણું જ સારું છે. જેથી હું આશા રાખું છું કે તેઓશ્રી પ્રમુખપદે બીજી સભાનું કામકાજ શરૂ કરશે.

## સભાના પ્રમુખ

ગામ **વીરાણીના** પટેલ **લાલજી શીવજી** નાકરાણીનું ભાષણ

પ્રિય જ્ઞાતિભાઈઓ, સ્વામી શ્રી રેવાનંદજી તથા અન્ય ગૃહસ્થો અને બેનો ! આજની સભાનું પ્રમુખપદ લેવાના માટે ભાઈ લધા વિશ્રામ સોમજીયાણીએ જે મારા તેમજ મારા વડીલોના વખાણ કરી પ્રમુખ તરીકે મારી દરખાસ્ત મુકી છે. તેમજ તે દરખાસ્તને મારા **મુરબ્બી ભાઈ પ્રેમજી ખીમાણીએ ટેકો** આપ્યો છે તેમજ ખાસ મારા દીકરા શીવગણે, આ પ્રમુખ પદ મારે સ્વીકારવું જ જોઈએ એવો જે ભાર મુકીને વિશેષ ટેકો આપ્યો છે જેમની માટે તે ભાઈઓનો તેમજ આ સભામાં બિરાજેલા સઘળા જ્ઞાતિભાઈઓનો હું આભાર માનું છું. હું સાચું જ કહું છું કે અમો દેશમાં બેઠેલા ભાઈઓ, આવી સભાઓના કામકાજથી અજાણ છીએ જેથી કોઈ આપણી જ્ઞાતિમાંથી વિદ્વાન ભાઈને આ કામ સોંપ્યું હોત તો વધુ સારું થાત, છતાં તમારી એમજ ઈચ્છા થઈ છે કે આજની સભાનું પ્રમુખપદ મારે જ લેવું, તો હું એક જ્ઞાતિ સેવા તરીકે એ કામ તમો સઘળા ભાઈઓની મદદથી કરવાને તૈયાર છું. ભાઈઓ મને ત્રીસ વર્ષથી આપણી જ્ઞાતિની હીલચાલ શું થાય છે તે હું જોતો આવ્યો છું. મરહુમ સ્વર્ગવાસી મારા પિતાશ્રી

પણ એક ચુસ્ત સુધારાની હિમાયતી હતા, પરંતુ, તેઓનો અભિપ્રાય જ્ઞાતિથી જુદું ન પડવું અને સુધારો કરે જવો, એજ સિદ્ધાંત પર હું પણ મારા પિતાશ્રીના પગલે ચાલું છું. લગભગ બાર વર્ષ થયાં થોડા ભાઈઓ પીરાણા ધર્મથી જુદા થયા છે અને તેમણે જ્ઞાતિમાં ધર્મ સંબંધી શું શું ખામીઓ છે તે તેઓએ છાપાં દ્વારા પ્રસિદ્ધ કરી છે. હમણાં બે વર્ષ થયાં એક **કરાંચીમાં** અને એક **મુંબઈમાં** તેમજ એક હમણા આપણા ગામ **વીરાણીમાં યુવકમંડળ** સ્થપાયાં છે. તે પણ જોશભેર જ્ઞાતિહિતની ચર્ચા કરે છે હું પોતે ગઈ સાલ કરાંચી ગયો હતો ત્યારે કરાંચીના યુવકમંડળના અભિપ્રાય જાણ્યા છે. મારી તો ખાત્રી થઈ છે કે તમો જુવાનીયાઓએ જે કામ જ્ઞાતિહિતનું લીધું છે તે ઘણું જ સારું છે. પરંતુ આપણી કચ્છની આખી જ્ઞાતિ જ્યારે એ વાત ઉપાડી લેશે ત્યારે જ આપણી જ્ઞાતિનો ઉદય થશે. હમણાં મુંબઈવાળા ભાઈઓ દેશમાં આવ્યા છે તેઓના પ્રયાસથી જ વીરાણી ગામમાં યુવકમંડળ સ્થપાયું છે અને આજની સભા પહેલાં **છ સભા વીરાણીમાં** તેમજ **એક સભા** ગામ **નખત્રાણામાં** ભરાઈ છે. સભામાં થયેલું કામકાજ તથા ભાષણો સાંભળી આપણી જ્ઞાતિના ભાઈઓ તેમજ બેનો બહુ જ વખાણ કરે છે. એટલું જ નહીં પણ સભામાં ભાષણ સાંભળવાને **નખત્રાણા, દેવીસર, કોટડા** વિગેરે ગામેથી રાત્રે પણ કેટલાક ઉત્સાહી ભાઈઓ તેમજ બેનો આવે છે એ જ આ કાર્યની સફળતા છે એમ પુરવાર થાય છે. બીજા ગામો કરતાં આપણા **વીરાણી** ગામના ભાઈઓમાં વિશેષ સંપ તથા ઉત્સાહ જોઉં છું. જેથી **વીરાણી ગામ આજે કચ્છમાં** આપણી જ્ઞાતિ સુધારામાં પેલો નંબર ગણાય છે. આપણી જ્ઞાતિના આગેવાનોને પણ **વીરાણી ગામ** ખાસ નજરે ચડી રહ્યું છે. **પીરાણાનો કાકો લક્ષ્મણ** પણ આ ગામને જીવશે ત્યાં સુધી સંભારશે. સૈયદો પણ **વીરાણી** ગામને પોતાની ઝાંખી કોઈ દિવસ ન થાય એવો બોધ પોતાના છોકરાઓને આપે છે. **વીરાણી ગામે પીરાણે** જતા પૈસાનો ગેરઉપયોગ થાય છે, એવું સૌથી પહેલાં જાણ્યું છે અને ત્રણ વર્ષ થયાં હુંડી પીરાણે ન મોકલવાની પેલ પણ ખાસ **વીરાણી** ગામે કરી છે. **વીરાણી ગામે ખાનાનું નામ બદલી જ્યોતીધામનું નામ પ્રસિદ્ધ કરવામાં** સ્વામી રેવાનંદજીનાં સંકલ્પની સિદ્ધી પેલી મેળવી છે. સૈયદો ખાસ મુસલમાન છે, જેથી તે આપણને બોધ કરી શકે નહીં જેથી કચ્છમાં આવતા અટકાવવામાં **વીરાણીએ** સૌથી પેલી તકરાર રજુ કરી હતી. જેના પ્રતાપે સૈયદો કચ્છમાં આવતા બંધ થયા છે. **ગેઢેરાઓના જુલ્મ** સામે **વીરાણી** ગામે મજબુત લડત કરી ગેઢેરાઓને તેમની જુલ્મી સતાનું ખાસ ભાન કરાવ્યું છે. તેવી જ રીતે મને હવે ખાત્રી થાય છે કે ખુદ **વીરાણી** ગામના ખેડૂત ભાઈઓના જુવાન છોકરાઓએ જ્ઞાતિ સુધારાનું કામ હાથમાં લીધું છે. જેથી વીરાણી ગામ તો તરત સુધરી જશે એમાં જરાપણ સંશય નથી તો પણ હું મારા જુવાન ભાઈઓને વિનંતી કરું છું કે ઉતાવળીયા ન થતાં ધીરજથી સંભાળપૂર્વક કામ કરશો. સભામાં બોલવાના માટે પણ સાદી અને સરળ ભાષામાં બોલવું કે જેથી કોઈને પણ માઠું લાગે નહીં. હું પોતે પણ કબુલ કરું છું, કે આપણી જ્ઞાતિ શુદ્ધ ક્ષત્રિય હોવા છતાં એક શુદ્રથી પણ હલકી પંક્તિમાં આવી ગઈ છે. પીરાણાનો ધર્મ પાળવાથી આપણામાં કેટલાક દોષો એવા પ્રકારના છે કે મરી જનારને દાટવું, તેમજ લગ્નની ક્રિયા જે મુખી કરાવે છે તે પણ આપણી જ્ઞાતિને ન શોભે તેવી છે. તે સઘળું સુધરી જશે. તમે ધીરજથી, તમારી ચળવળ જારી જ રાખજો. પરમાત્મા તમને જરૂર જશ આપશે. જો કે આપણા ગામમાં પીરાણાની ઘણીખરી ક્રિયાઓ કાઢી નાખી છે, છતાં કંઈ દોષ જેવું હશે તો આપણે સૌ ભેગા થઈ તે પણ કાઢી નાખીશું.

તે સિવાય મારે તમને એક વાત પણ કહેવાની છે કે, તમે હમણાં આપણા ગેઢેરાઓ પંચના પૈસાનો કોર્ટોમાં જે ગેરઉપયોગ કરે છે અને આપણા ગરીબ ભાઈઓને કનડે છે, તે જોઈને તમે આગલી સભાઓમાં જે તમારા વિચારો તમે જણાવ્યા છે, તેમજ તમને જે ક્રોધ આવે છે તે તમારે હાલ તો શાંતિ પકડવી, અને જોયા કરો કે અંતે ધર્મોજય છે. ગેઢેરાઓના પુન્ય હવે પરવાર્યા છે. માટે તેઓ પોતાના જ **પાપે** મરવાના છે. છતાં આપણા ગરીબ જ્ઞાતિભાઈઓને દુખમાં આપણે મદદ કરવી, એ આપણો ધર્મ છે. છેવટે હું એટલું કહું છું કે આપણા ગામના રહીશ **ભાઈ નારણજી રામજી લીંબાણી** તથા ભાઈ **નાયા શીવજી** તથા **ભાઈ રતનશી ખીમજી ખેતાણીએ** તમો જુવાન ભાઈઓને જે શિક્ષણ આપ્યું છે, તેનો ગેરઉપયોગ ન કરતાં સરળ રસ્તે ચાલજો. **ભાઈ નારાયણ રામજીએ** અનેક સંકટો સહન કરી આપણે કોણ છીએ ક્યા દેશથી કચ્છમાં શા કારણે આવ્યા તથા આપણો અસલ ધર્મ શું છે વિગેરે બાબતોનું આપણી આખી જ્ઞાતિને તેણે ભાન કરાવ્યું છે. તેમજ તે **જ્ઞાતિ શુભેચ્છક ભાઈની પણ આ સભામાં હાજરી છે**. જેથી હું તે **ભાઈ નારાયણ રામજી** તથા તેમના મંડળના સભ્ય નેતાઓનો આભાર માનું છું. હું ઘણો જ દીલગીર છું કે **ભાઈ નારાયણ રામજી** તથા તેમના મંડળના ભાઈઓની શિખામણ આપણે શરૂઆતમાં માની નહી અને તેઓને આપણાથી બની શકે તેટલું દુઃખ દીધું છે. છતાં તે ભાઈઓએ ધીરજ અને શાંતિથી એ દુઃખો સહન કર્યા છે અને આજે આપણે સઘળાઓને તેણે પોતાના કરી લીધા છે. એ જ તેમના ઉત્તમ ગુણની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. તમો પણ સઘળા ભાઈઓ તેમના ઉત્તમ ચારિત્રનું અનુકરણ કરશો. એવી મારી તમને ખાસ વિનંતી છે. આટલું બોલી હું મારું બોલવું પુરું કરું છું અને તમે મને આજના પ્રમુખ તરીકે જે માન આપ્યું છે તેના માટે ફરીવાર તમારો આભાર માનું છું.

## પટેલ શીવગણ લાલજીએ કરેલું ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ તથા મહાત્મા સ્વામી રેવાનંદજી તથા જ્ઞાતિભાઈઓ અને બેનો ! ભાઈઓ મને સાફ સમજાય છે કે આપણા માવિત્રોએ આપણું ને કેળવણીમાં પછાત રાખ્યાથી આપણે આપણું તેમજ આપણા ભાઈઓનું ભલું કરી શકતા નથી. **મુંબઈથી** જે ભાઈઓ અત્રે આવ્યા છે અને આપણી નાતના સુધારા માટે જે બોધ આપે છે, તે સાંભળી મને ઘણો જ આનંદ થાય છે. આપણી નાતની અવદશા થઈ ગઈ છે એમાં તો જરાપણ શંકા નથી. આપણી જ્ઞાતિના સુધારા માટે પ્રથમ મુંબઈના મંડળ તરફથી અને પછી કરાંચીના મંડળ તરફથી આપણી જ્ઞાતિના માટે જે લખાણો આવતાં હતાં તેના જવાબમાં, ઉગમણા પાંચાડાવાળા **રામજી કાકાએ** થોડા સવાલ જવાબ કર્યા પછી રામજીકાકાએ **પોતાનું લખાણ પાછું ખેંચી લીધું** તેવી જ રીતે માનકુવાના **કણબી પેથા રામજી તથા કણબી જીવરાજ વસ્તાએ** પણ **પીરાણા હિન્દુ ધર્મવિજય પતાકા** નામનું પુસ્તક લખી **પીરાણા** ધર્મનો તેમજ **લક્ષ્મણકાકો** બીજા ટીલાયત કાકા આગળના થઈ ગયા છે તેથી ઘણા જ સારા અને પવિત્ર માણસ નહી જ પણ દેવ જેવા **લખમણ કાકો** છે એવા પ્રકારના વખાણ કરી ચોપડી છપાવી હતી. પરંતુ પાછળથી **પેથોભાઈ પીરાણે ગયા હતા** ત્યારે સૈયદોએ ભીડો ચડાવ્યો હતો જેથી લાચારીથી **પેથા રામજીએ** પણ પોતે ચોપડી નામે પીરાણા હિન્દુ ધર્મવિજય પતાકા છપાવી છે તેનો લેખ પાછો ખેંચી લીધો છે અને લખ્યું છે કે એ ચોપડીમાં લખાણ છે તે મારું નથી, જેથી હું કેન્સલ કરું છું. હું માનકુવાના કણબી **પેથા રામજી** તથા કણબી **જીવરાજ વસ્તાને** પૂછું છું કે તમે સતપંથ

## ૩. વિરાણી મોટી સભા - દી. 28-March-1920

હિન્દુ ધર્મવિજય પતાકા નામનું પુસ્તક ખોટી મોટાઈ લેવા તેમજ વિદ્વાન તરીકે દુનિયામાં પ્રસિદ્ધ થવા તમારું નામ તમે આપ્યું ત્યારે તમને ખબર નોતી કે આપણામાં શક્તિ નથી જેથી આવા ખોટા લેખમાં પોતાનું નામ આપી આબરૂના કાંકરા કરવા અને **જગબત્રીસીએ ચડવું** એના કરતાં તો આપણામાં શક્તિ નહોય તો પોતાનું ઘર ઝાલી બેસી રહેવું એ વધારે સારું છે. મારા સાંભળવા પ્રમાણે **ભાઈ પેથા રામજી** હડુડ **પીરાણા** પંથી છે. પોતે દરરોજ **મોર નબુવત તથા બાજનામું નુરનામું** પઢે છે છતાં એ એલમે સહાયતા કરી નહીં અને લાચારીથી સૈયદોની પાસે તેમજ આખી દુનિયાની પાસે **માફી માગવી પડી.** અને કેવું પડ્યું કે **એ લેખ મેં લખ્યો નથી. પીરાણાના કાકાએ એક શાસ્ત્રીજી રોક્યા છે તેમનો લખેલો છે.** ઘણી જ શરમની વાત છે કે પીરાણાનો લખમણ કાકો આવી રીતે પડદા પાછળ ભાડુતી પંડિતો અને ભાઈ પેથા રામજી જેવા ભોળા માણસોના નામથી પોતાનો તેમજ પીરાણા ધર્મનો બચાવ કરે છે પરંતુ અસત્ય વાત જાજી વખત ટકતી નથી. કાકા સાહેબને તો હવે આપણા કચ્છના કણબીઓ સારી રીતે ઓળખે છે.

પીરાણા ધર્મના માટે અમે આપણા ભાઈઓને કહીએ છીએ ત્યારે કે છે કે એ ધર્મ તો આપણને નીચું જોવરાને તેવો છે. પરંતુ જ્યાં સુધી મોટાં માવિત્રો બેઠાં છે તે કાંઈ સુધારો કરે નહીં ત્યાં સુધી કંઈ થાય નહીં. ભાઈઓ, હું તમને સાચું જ કહું છું કે આપણા માવિત્રોના હૃદય નબળા છે અને તે આપણા જોરાવર ગેઢેરાઓથી બીએ છે તેથી કંઈ કરી શકતા નથી. હું તમોને એટલું જ પૂછું છું **પીરાણાનો લક્ષ્મણ કાકો** જેદી ત્રણે પાંચાડાના આગેવાનોને લઈને વીરાણી માથે ચડી આવ્યો હતો અને હુંડી લેવાને ઘણુંએ બળ કર્યું, ઘણીએ માર પછાડ કરી પણ આપણે જુવાનીયાઓએ એક સંપ રાખ્યો હતો ત્યારે તેઓ કાંઈ પણ કરી શક્યા નહીં. કાકે તેમજ ગેઢેરાઓએ ઘણુંએ બળ કરી ગામને **નાતબાર** કરવાની ધમકીઓ આપી, છેવટે મંજુસ તોડી પૈસા લઈ જવાની પણ તજવીજ કરી જોઈ પરંતુ આપણો સંપ જોઈ ઢીલે ડાચે, ખાધા વગર એમના એમ રવાના થઈ ગયા ત્યાર પછી ફરીથી ત્રણે પાંચાડાના ગેઢેરાઓ ભેગા થઈ વીરાણી હુંડી લેવા આવ્યા હતા ત્યારે તો આપણા જુવાન ભાઈઓમાંથી એકાદ બે જણે જ તેઓની ખબર લીધી હતી અને તેથી ગેઢેરાઓ સમજી ગયા કે **વીરાણીમાં** જબરી કરવાથી આબરૂના કાંકરા થશે જેથી બિચારા ઢીલે મોંએ ચંદ્રવાસી થઈ ગયા, તે હવે આવશે હુંડી લેવા. ભાઈઓ તમે સમજી શક્યા હશો કે આપણે સંપ રાખ્યો હતો તેમજ આપણું હૃદયબળ મજબુત હતું તો જ આપણે **વીરાણીવાળાએ** ગેઢેરાના તેમજ કાકાના જુલ્મનો સીધો જવાબ વાળ્યો છે અને હવે તે **વીરાણી** ઉપર કદી પણ હુમલો કરી શકે જ નહીં. **જેવી રીતે વીરાણી ગામ મક્કમ** છે તેવી જ રીતે નખત્રાણા ગામ પણ મક્કમ છે. દીલગીરી માત્ર એટલી જ છે કે **નખત્રાણા** ગામનો પટેલ શીવજી નપટ પીતળ છે એને ગેઢેરાના ભેગી લાચું ખાવી છે. જેથી નખત્રાણા ગામના ભાઈઓ આપણી માફક કરવાને જરા ડર રાખે છે. મનેતાં ગેઢેરાના જુલ્મની વાતું સાંભળી મારું માથું ફરી જાય છે. આપણી નાતના પૈસા ધોળે દીએ ખાઈ જાય છે તેમજ વગર કારણે લેવા દેવા વગર આપણા ભાઈઓને જે પીડે છે તેની ખબર લેવી જોઈએ, હું આ સભાને વિનંતી કરું છું કે હમણાં ગેઢેરા જે પૈસા કોરટોમાં વિના કારણ ઉડાડે છે, તેનો જવાબ ખાસ લેવો જોઈએ, અને એ પૈસા ગેઢેરાઓ પાસેથી વસુલ કરવા જોઈએ. હમણાં **દયાપરવાળા** આપણા ભાઈઓએ એક બહાદુરીનું કામ કર્યું છે અને ગેઢેરાઓને મોજમઝા કરવાનો સ્વાદ ચખાડ્યો છે. ગેઢેરાઓ **રામજી રતના**

**અકરી**વાળાના માટે વિચાર કરવાને દયાપર ગયા હતા ત્યાં માલપાણી ખૂબ ઉડાડ્યાં અને કોરી અઢીસોના આશરે ખર્ચ થયું હતું. ગેઢેરાઓ રવાના થવા માંડ્યા ત્યારે ખર્ચનો આંકડો દયાપરવાળાએ ગેઢેરાને આપ્યો ત્યારે ગેઢેરાઓ બોલ્યા કે એ ખર્ચ તો ખાનાખાતે લખી નાંખો, ત્યારે દયાપરવાળા ભાઈઓએ કહ્યું કે તમારા જેવા તો રોજ આંહી ખાવાને આવશે તેનું ખર્ચ દેવાને અમારા ખાનામાંથી પૈસા અમે આપીશું નહીં એ ખર્ચ તમારે આપવું જ પડશે ત્યારે ગેઢેરા બોલ્યા કે આતો નવાઈની વાત. ગેઢેરાઓનું ખર્ચ તો કોણે હજુ લીધું નથી ત્યારે દયાપરવાળા ભાઈએ કહ્યું કે તે અમેતો લેશું, અને જો તમે નહીં આપો તો તમારી **ઘોડીઉં** છે તેનું હમણાં જ **લીલામ** કરીને વસુલ કરશું **દયાપરવાળા** ભાઈઓએ સંપ કરી પ્રથમથી જ નક્કી કર્યું હતું કે પૈસા ગેઢેરા પાસેથી લેવા છે. તે અંતે તેનીઉં બે ઘોડીઉં છોડી લીધીઉં, જેથી લાચારીથી ગેઢેરે ખર્ચ ચુકાવી દીધું અને રવાના થયા તેવી જ રીતે હું તમો ભાઈઓને ખાસ સલાહ આપું છું કે, હરામનું ખાનારા ગેઢેરાઓ જે ગામમાં ભેગા થઈ માલપાણી ઉડાડે છે તેના ખર્ચો તથા વિના ફોકટ પૈસાની બરબાદી કરે છે, તેના હિસાબે કોર્ટે ફરિયાદી માંડીને લેશું ત્યારે જ આ દાઢના ચસ્કેલ ગેઢેરાઓ પાંસરા થશે એમ મારું માનવું છે આટલું બોલી મારું બોલવું પૂરું કરું છું.

## પટેલ વાલજી ભીમજી નાકરાણીએ કરેલું ભાષણ

પ્રમુખ સાહેબ અને જ્ઞાતિ ભાઈઓ અને બેનો ! હું વિદ્વાન નથી જેથી આપની સમક્ષ ભાષણ કરી તમને બોધ આપું. બાકી હું કહું છું કે જે ભાઈઓ ભાષણ કરે છે તે સાચે સાચું કહે છે. આપણા ગેઢેરાના જુલ્મની વાતુતો હવે હદ ઉપર થઈ ગયું છે. આપણા પંચના પૈસા કોર્ટોમાં વિનાકારણ વાપરે છે તેનો જવાબ લેવો જોઈએ. બાકી તો હું પીરાણે ત્રણ વખત ગયેલ છું તેમાં છેલ્લીવાર હું ગયો હતો ત્યારે મેં ત્યાં એક **સૈયદના ઘરે જીવહિંસા** થતાં નજરો નજર જોઈ છે. હું તથા ગામ નખત્રાણાના બે જણ મળી અમો ત્રણે જણા પીરાણામાં ફરતા ફરતા **સૈયદો**ના ઘર આગળ આવ્યા તો ત્યાં એક કુકડાની નડી કાપેલ કુકડું ઠેકડા મારતું હતું, ત્યારે મેં કહ્યું કે આ કુકડું ઠેકડા કેમ મારે છે? ત્યારે બીજા આપણા ભાઈએ કહ્યું કે નડી કાપી નાખે તો ઠેકડા મારે. મેં કહ્યું કે આ બિચારા કુકડાની નડી કોણે કાપી હશે !! સૈયદોના ઘર આગળ આવું કુકર્મ કોણે કર્યું હશે ત્યારે નખત્રાણાવાળા ભાઈઓએ કહ્યું કે એ તો **સૈયદો કુકડાં મારીને ખાય છે**, તેણે કાપી હશે એટલામાં **એક સૈયદ** ઘરમાંથી બાર આવ્યો અને નડી કાપેલ કુકડાને ઉપાડીને ઘરમાં લઈ ગયો, ભાઈઓ આ દેખાવ જોઈ મને તો ભોત આવી ગઈ. ને વિચાર થયો કે આપણા ખરા પરસેવાના પૈસા આપણે પીરાણે ધર્મ થવા માટે મુકીએ છીએ પરંતુ ધર્મના બદલે આ પ્રમાણે ઘાતકી રીતે જીવોની હિંસા થાય છે, એનું પાપ આપણા ભાઈઓને લાગે છે જેથી આટલું સુધારાવાળા ભાઈઓ કે છે છતાં આપણને ગડ બેહતું નથી, કાકાઓ ડિંગું ઠોકે છે કે સૈયદો તો હરીવંશી બ્રાહ્મણ છે એ વાત તદ્દન ખોટી છે. દાઢી કુડાવે છે અને નીચે ધોતીયા પેરે છે તેથી સૈયદો બ્રાહ્મણ થાય નહીં, આપણને છેતરવાને અને પૈસા કઢાવવા માટે સૈયદો દાઢી કુડાવે છે. ભાઈઓ, હું તો તમને કહું છું કે પીરાણાનું ધર્મ તથા પીરાણે જે ઘેગું ચડે છે અને રાધેલા અનાજનું સદાવ્રત છે એ વાત ખોટી છે. ત્યાં કાંઈ પણ ધર્મ થતું નથી. કાકાઓને મોજમઝા કરવા તથા સૈયદોને જીવહિંસા કરવા પૈસા મોકલીએ છીએ તેનું જ કર્મ બંધણ આપણને નડે છે. માટે **પીરાણે** આપણા કણબી ભાઈઓનો એક ઢીંગલો પણ જાએ નહીં એવો પાકો બંદોબસ્ત કરવાને આ સભા પાસે મારી વિનંતી છે આટલું બોલી હું બેસી જવા રજા લઉં છું.

## ભાઈ રતનશી ખીમજીએ કરેલું ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ સ્વામીજી તથા જ્ઞાતિભાઈઓ અને બેનો ! હું કંઈ પણ બોલું તેના અગાઉ હું આપ સર્વ વડીલ ભાઈઓની ક્ષમા માગું છું, દેશમાં આવ્યા પછી મારા યુવાન ભાઈઓના અભિપ્રાય જાણ્યા પછી તેમજ અન્ય જ્ઞાતિઓ પાસેથી પણ આપણી જ્ઞાતિની અધમ દશા આપણા જ ભાઈઓના હાથે થાય છે, એવું સાંભળ્યા પછી મારા હૃદયમાં અતિશય દિલગીરી થાય છે અને તેજ દીલગીરીની કર્મ કથા હું આજે આ સભા સમક્ષ કહેવા માગું છું અને એટલા જ માટે હું પ્રથમથી જ આપની ક્ષમા ચાહું છું. કેટલીક વાતો મારા ખાસ અનુભવની છે તેમજ કેટલીક વાતો પ્રતિષ્ઠિત ભાઈઓના મોઢાથી સાંભળેલી છે. આપ તેની તુલના કરજો અને ખરી ખોટી વાતો શું છે તે આપ ધ્યાનપૂર્વક સાંભળશો. મુંબઈમાં અમે ઘણા ગપગોળા સાંભળીએ છીએ, તો પણ દેશમાં આવ્યા પછી જ્ઞાતિ આગેવાનોના જુલ્મની વાતો સાંભળી મારા તો કાન બેરા થઈ ગયા છે. આપણી જ્ઞાતિના માટે એમ કહેવાય છે કે આ જ્ઞાતિ અજ્ઞાન છે, કેળવણીથી પછાત છે, તેથી જ તેની અધોગતિ થઈ છે. કોઈ કહે છે કે મ્લેચ્છ સૈયદોના સ્પર્શથી જ્ઞાતિનું તેજ હણાઈ ગયું છે. બંધીઓ આ સઘળી વાતો સાચી છે, પરંતુ એ સઘળા દોષો કરતાં તો, આપણી જ્ઞાતિને પાયમાલ કરનાર આપણે માની લીધેલા આપણા આગેવાન ગેઢેરાઓ છે. જ્ઞાતિ આગેવાનોનો ધર્મ આપણા ભાઈઓને નીતિ અને સદબોધ આપી સઘળા ભાઈઓને ન્યાય આપવાનો છે, પરંતુ તેના બદલામાં આપણી જ્ઞાતિના આગેવાનો કેવળ અન્યાયી, અધર્મી, અનીતિવાન અને ભ્રષ્ટાચારને ઉત્તેજન આપનારા છે જેની વાતો આજે દુનિયામાં જાહેર છે. કચ્છદેશમાં વસતી અન્ય જ્ઞાતિઓની પાસેથી આપણા આગેવાનોનાં કાળાં કુકર્મોની કથા સાંભળી અમો શરમાઈ જઈએ છીએ, આગેવાનોએ હવે તો હદ જ વાળી છે પોતે આગેવાન હોવાનો દાવો કરનારની હું આજે તમને થોડી ઓળખાણ આપું છું. સ્વર્ગસ્થ અખૈઈ મુખી ગુજરી ગયા છે તેમના માટે હવે કંઈ બોલવાનું હોય જ નહીં. તો પણ એ વૃદ્ધે આપણી જ્ઞાતિને અધમદશામાં તેમજ હલકી વર્ણમાં ઉતારી પાડવાને મુખ્ય પાર્ટ ભજવ્યો છે.

શુદ્ધ આર્ય હિન્દુપણામાંથી ઉતારી નાખવાને આ મુખીએ આખી જિંદગીપર્યંત પોતાનું જીવન ગાળ્યું છે. કણબીઓએ ગાય માતાને પાળવી નહીં તેમનું દૂધ અપવિત્ર છે આવો બોધ આપી, કણબીઓના ઘરેથી ગાયો છોડાવી હતી અને ભેંસો રખાવી હતી. તે સિવાય કેટલાક આપણા કણબી ભાઈઓને **નમાજ** પડાવતાં આ મુખીએ શીખવાડ્યા હતા. તેમજ કેટલાક ભાઈઓને **કબ્રસ્તાનમાં રાતના આંખે પાટા બંધાવી કલમાઓ પડાવ્યા છે.** કણબીની જ્ઞાતિને મુમના ઈત્યાદી ઈલ્કાબોથી વિભૂષિત કરનાર આ મુખીના માટે ઘણું બોલવાનું છે પરંતુ તેમના મરણ પછી બોલવું એ હવે નકામું છે. ઈશ્વર કૃપાથી હવે તેમના બોધને કોઈ ગણકારતું નથી. **માનકુવાના રામજી પટેલ** પોતે આગેવાન હોવાનો દાવો કરે છે. છતાં તે પોતે કેવો પ્રતિષ્ઠિત માણસ છે તે તેણે હમણાં છેલ્લો સંબંધ ધનબાઈ નામની મંગવાણાના કણબીની દીકરી સાથે કર્યો છે તે બાઈ વટલી ગઈ હતી. કાઠીયાવાડના એક મુસલમાન સાથે ભાગી ગઈ હતી, તે તેર વર્ષે કચ્છમાં અરબસ્તાન, મક્કા ઈત્યાદિ જગ્યાએ હજ પડીને આવી છે. તેને દઈસુદ્ધી પ્રાયશ્ચિત કર્યા સિવાય, માનકુવાના પટેલ અને પોલીસ પટેલના હોદ્દા ભોગવનાર કણબી રામજી દેવજીએ પોતાની ધર્મપત્ની બનાવી છે. છે કોઈ કણબીમાં સત્તા કે, રામજી પટેલ આવી વટલેલને ઘરમાં બેસાડી છે. છતાં કોઈ પુછનાર? ગામ **દેશલપરના** એક રાક્ષસી કામ કરનાર કણબી **મનજી પેથા માકાણી** પોતાને એક

આગેવાન ગેઢેરા તરીકે માને છે આ મનજી પટેલની કર્મ કથા પણ ખાસ જાણવા જેવી છે. આ વીર આગેવાને પોતાની જિંદગીમાં એક પણ એવું સારું કૃત્ય નથી કર્યું કે એક વાતથી પણ સંતોષ માનીએ. તેણે લાંચ રુશ્વતો ખાધામાં બાકી રાખ્યું નથી એ તો જાણે કે ઠીક. પરંતુ એક વખત તેના ઉપર ફોજદારી કેસ થયો હતો અને સામા પક્ષે તેને જતો કર્યો હતો. આવા હરામી માણસોનો વંશ પણ વંઠેલ જ છે. મનજી પટેલની મોટી દીકરી લુડવાના કણબી દેવશી માવજીના દીકરા ગોપાલ દેવશી વેરે પરણાવી હતી તે ગોપાલ ગુજરી ગયા પછી એ બાઈ મનજી પટેલને ઘેર જ રહેતી હતી, બાઈ વિધવા છે. એને હરામના હમેલ રહ્યાં અંતે છોકરો જન્મ્યો. ચાર દિવસ પછી એ છોકરો મરી ગયો, છતાં કોઈ નાતમાં છે કોઈ પુછનાર મનજી પટેલને? મનજી પટેલની નાની દીકરી લુડવાના કણબી મુળજી લખુના છોકરા વીરજી મુળજી વેરે પરણાવી છે તે બાઈ માવિત્રેજ રહે છે સાસરે જતી નથી. તે બાઈને પણ હરામી હમેલ રહેલાં તેને માસ છ થઈ ગયા ત્યારે મનજી પટેલને ખબર પડી તેથી પટેલ પોતાની દીકરીને તેડીને ગામ લુડવા એના સાસરાના ઘરે મુકવા આવ્યા ત્યારે તેના વેવાઈ મુળજીએ કહ્યું કે તમારી દીકરીને અમે રાખશું નહીં, ત્યારે મનજી પટેલે ગેઢેરાઓને મળીને પોતાના વેવાઈને ત્યાં જબરીથી રખાવી, તે બાઈ હજુ તેના જ ઘરમાં છે, તે સિવાય આ પટેલ પોતે બહુ જ હોંશિયાર અને ચાલાક છે. હમણાં થોડા દિવસો ઉપર પોતાના દીકરાની વહુએ સસરાજી પાસે ફરિયાદ કરી હતી અને તેનો આ પટેલે ફેંસલો આપ્યો છે. તે ઉપરથી આપ જોઈ શકશો કે મનજી પટેલ કેવા ચારિત્રવાળા અને ધર્મિષ્ટ છે. આ પટેલ પોતાના લાગતા વળગતા પટેલીયાઓની સાથે હંમેશા મળતા રહે છે. એકબીજાના કુકર્મો ઉપર ઢાંકપીછોડો કરવાને બહુ જ કાબેલ માણસ છે. દીકરાની વહુએ સસરાજી પાસે ફરિયાદ કરી કે બાપા તમેં પટલાઈ કરો છો. નાતમાં આપણી આબરૂ પણ સારી છે પણ તમેં ઘરમાં કાંઈ ધ્યાન દેતા નથી જેથી કોક દિવસ આબરૂ ઉપર પાણી ફરશે એટલે મનજી પટેલ બોલ્યા કે તે શું વહુ બાપા? એટલે વહુ બોલ્યાં કે, તમારો દીકરો તો ગમે ત્યાં લોફર પણે વર્તે છે, તેની તો તમારી આબરૂ મોટી છે તેથી કંઈ હરકત નહીં આવે પરંતુ તમારી દીકરીઉં ખરાબ રસ્તે વર્તે છે. તેનો બંદોબસ્ત કરો તો સારું. ગામમાં માણસો વાતો કરે છે તે ઠીક નહીં, તમે મોટા ને તમને કોઈ કહે નહીં જેથી હું આપણા ઘરની વાત છે તે તમને કહું છું માટે ધ્યાનમાં રાખજો આટલી વહુની વાત સાંભળી આ વીર નરે સિંહ ગર્જના કરી કે, “મારો દીકરો તેમજ દીકરીઓ ગમે તેમ વરતે તેને તું કેનાર કોણ? બસ હું પટેલ તો જ ખરો કે તારો જ છુટકો કરું તને જ મારા ઘરમાંથી કાઢું તો જ હું મનજી પટેલ ખરો.” બસ પટેલની પ્રતિજ્ઞા એ ભીષ્મ પ્રતિજ્ઞા. તરત જ તેણે તેમની મળતીયા આગેવાનોને બોલાવ્યા અને વહુનો બાપ લુડવાનો કણબી મેઘજી ખેતા ધોળુને પણ તેડાવ્યો. મનજી પટેલના મળતીયા આગેવાનોએ વિચાર કરીને ફેંસલો આપ્યો અને મનજી પટેલના વેવાઈ મેઘજી ખેતાને કહ્યું કે “તમેં કોરી ૪૦૦ દંડ આપો અને તમારી દીકરીનો નાત છુટકો કરે છે” ત્યારે વહુના બાપે કહ્યું કે “મારી દીકરીનો કંઈ વાંક કે ગુનો શું છે, જે હું દંડ આપું.” ત્યારે મનજી પટેલના મળતીયા આગેવાન ગેઢેરાઓએ કહ્યું કે નાતને ધ્યાનમાં આવે છે માટે તમારાથી ના કેવાય નહીં ત્યારે મનજી પટેલના દીકરાની વહુએ નાતની વચ્ચે કહ્યું કે મારો છુટકો તે તમે શા આધારે કરો છો મારો કંઈ વાંક કે ગુનો છે? વગર વાંકે તમો નાતીલાથી પણ મારો છુટકો થશે નહીં. મને પંદર વર્ષ થયાં પટેલના દીકરાની સાથે ઘરસંસાર ચાલે છે મને ત્રણ છોકરાં થયાં છે, મારા સસરાને ઘરની શીખામણની વાત કહી તેથી મારો છુટકો કરવાને નાત ભેગી કરી છે, મારા સસરાને હવે શરમ પણ પોચતી નથી દીકરાની વહુનો છુટકો કરાવતાં શરમાતા પણ નથી. હું સાફ તમો નાતીલા માબાપ છો તેને કહું છું કે મારા સસરાંને જો હું પસંદ પડતી ન હઉં તો ભલે એના દીકરાને બીજી પેણાવે.

તથા તેમની દીકરીઓને જોઈ તેમ કરે આ પ્રમાણેનું બોલવું બાઈનું સાંભળી નાતીલા પણ વિચારમાં પડી ગયા, ત્યારે મનજી પટેલને પૂછ્યું કે હવે શું કરવું? ત્યારે મનજી પટેલ બોલ્યા કે ગમે તેમ કરો પણ એ વહુ મારા ઘરમાં ખપે નહીં, ત્યારે આગેવાનોએ વિચાર કરી વહુના બાપને કહ્યું કે તમને એક ત્રાંબીઓ પણ દંડ નહીં અને પટેલના ઘરના દર દાગીના તમારી દીકરીના છે તે શીખે ભલે તમારી દીકરી લઈ જાઓ પણ તમારે છુટકામાં સહી કરવી પડશે. જો તમે આનાકાની કરશો તો પછે નાતના હાથ મોટા છે. તેમજ આગેવાન ગેઢેરાનું કહ્યું નહીં કરો તો પછે તમને નાતબાર રહેવું પડશે. મમત કરવામાં સાર કાઢશો નહીં આમ બાઈના બાપને આગેવાનોએ જુલાબ આપ્યાથી તે બિચારે છુટકાની સહી કરી આપી. બંધુઓ ! કેટલી દીલગીરની વાત છે કે આ પટેલ પોતાના ઘરમાં ખાનગીમાં વહુએ વાત કરી તેમાં પણ પટેલે રજનો ગજ કરી નાખ્યો. ઉંદર મારવા માટે ડુંગર ખોદી નાખ્યો. શરમ છે આવા નાલાયક પશુ જેવા અધમ અનીતિવાન આગેવાનોને ! ભાઈઓ ઘણા જ અફસોસની વાત છે કે આપણી જ્ઞાતિમાં આવા નીચ ધંધા કરનારા આગેવાનો આપણા ઉપર રાજ્ય સત્તા ભોગવે છે અને આપણે તેનો મુંગે મોઢે સ્વીકાર કરીએ છીએ. આ ચંડાળ પટેલ નાતમાં હજુ પટલાઈ કરે છે, તેને પોતાના પાપી કૃત્યનો લેશ પણ પસ્તાવો થતો નથી તેમ તેને નામની પણ શરમ નથી. ભાઈઓ તમેં જો હવે આંખ નહીં ઉઘાડો તો આવા અધમ લોકો આપણી જ્ઞાતિને ક્યાં સુધી પાયમાલ કરશે તે કહી શકાતું નથી. તે સિવાય આપણી જ્ઞાતિમાં એક માણસ એવો મોઢેથી બકવાસ કરે છે કે કચ્છના કણબીઓની ત્રણે પાંચાડાની નાતનો હું આગેવાન રાજા છું. હું ગમે તેવો ન્યાય કરું, ગમે તેવી રીતે વરતું તેનો કોઈએ જવાબ લેવો નહીં અને ખરું કહીએ તો તેના કુકર્મોનો કોઈ જવાબ પણ લેતું નથી, ઘણી જ અફસોસ કરાવનારી બીના છે. આ વીર મહાશય જ્ઞાતિને પાયમાલ કરવામાં નંબર પહેલો ધરાવે છે. તે અસુર મુરતીનું નામ **કરમશી ગેઢેરા ગામ નેત્રાનો** છે. તેણે આખી જિંદગી ધર્માદાપંચના નાણા ખાઈને રાવણના જેવડી જબરજસ્ત કાયા વધારી છે. આ આગેવાનના કુકર્મની કથા લખવા બેસીએ તો એક મોટું દળદાર પુસ્તક લખાય પરંતુ આગળની વાતો જતી કરીએ તો પણ હમણાં થોડા વર્ષો પહેલાં **રસલીયા** ગામમાં કણબી ભાઈઓમાં આપસ આપસમાં તકરાર થવાથી એક ખૂન થયું હતું તે આ આગેવાને ખૂન છુપાવવા ખૂબ પૈસા ખાધા હતા અને તેની તપાસ મહેરબાન પોલીસ કમીશનરે નખત્રાણા ગામના પલીવાડ શેઠ વેલજી માધવજીના બંગલે આ નાયકની કરી હતી. જોકે પૈસા ખાવામાં તો સાંભળવા પ્રમાણે ઘણા જણ હતા પરંતુ માર ખાવાના માટે આ પટેલ એકલા જ હતા. તે સિવાય તેના અનેક કુકર્મો ઉપર ધુળ નાખીએ તો પણ છેલ્લે છેલ્લે હમણાં તેણે એક એવું જાલીમ કૃત્ય આખી જ્ઞાતિથી વિરુદ્ધ કર્યું છે તે કદાપી માફ થઈ શકે જ નહી. તેણે જબરજસ્તીથી ભાઈ બેનને પરણાવ્યાં હતાં તે આખા કચ્છમાં આ વાત પ્રસિદ્ધ છે આવું અધમ અને નીર્લજ કૃત્ય કરતાં ઘણા માણસોએ તેને અટકાવ્યો પરંતુ પોતાની ટેક જવાથી એ વાત તેણે માની નહીં. લગ્ન કરવાનાં હતાં તે બાઈએ તેમજ પેણનાર ભાઈએ પણ આ વાતની ના પાડી અને કહ્યું કે આવું અઘટિત કાર્ય કરવું તે સારું નથી. પરંતુ આ રાક્ષસી હૃદયના પથ્થર જેવા માણસે હઠ લીધી તે મુકી નહીં. ગરીબ બિચારા કણબીઓને નાત બારની બીકથી ડરીને આવું અશુભ ન છાજતું કામ પણ કરવું પડ્યું. આ જોડાનો એક મહિનો દહાડો ઘરસંસાર ચાલ્યો એટલામાંતો આખી નાતમાં હોહાકાર મચી રહ્યો. અને અંતે ત્રણે પાંચાડાની નાતે મળી સંબંધ તોડાવી નાખ્યો. ત્યારે પેલી બાઈએ ફરિયાદ કરી કે " મારી આબરૂ જાએ છે તમે નાત મારી વારે ચડો, ત્યારે તમે મને કંઈ મદદ કરી નહીં અને પાછળથી કામ બગડી ગયા પછી વારે ધાયા. મારી આબરૂને નુકસાન થયું છે તેનો કોણ જવાબ આપે છે " ત્યારે આ કર્મચંડાળ કરમશી ગેઢેરો રસ્તો કાઢી આપ્યો કે

## ૩. વિરાણી મોટી સભ્મા - દી. 28-March-1920

અઢી હજાર કોરી બાઈને નાતના ફંડમાંથી આપવી આ ફેંસલો બધા આગેવાને કબુલ કર્યો પરંતુ આ જાલીમ ઝુલમગારનો એક ત્રાંબીઓ પણ કોઈએ દંડ કર્યો નહીં. આવો છે આપણી જ્ઞાતિનો ન્યાય ! તમો સઘળા ભાઈઓએ શરમાવું જોઈએ છે કે આવા અધમ લોકોના હાથથી આપણી જ્ઞાતિનું કોઈ દિવસ પણ ભલું થવાનું નથી. તે સિવાય **નખત્રાણાનો શીવજી પટેલ** પણ આવા નીચ લોકોના પગડે ચડી પોતે કુકર્મ કરતાં શીખ્યો છે તે તમો સઘળા ભાઈઓને ખ્યાલમાં છે. છતાં તમે કેમ તેની પાસેથી દાદ ફરિયાદ માંગતા નથી. થોડા વર્ષો પહેલાં ગામ કોટડામાં આગેવાનો ભેગા થયા હતા ત્યારે નાતનો કંઈ પણ કેસ હાથમાં ન આવ્યો, જેથી ધ્યાન પોચાડતાં એક બાઈની કોઈએ વાત કરી કે ફલાણી બાઈને હરામી હમેલ છે. બસ આ વાત હાથમાં આવી કે તરત જ બાઈને ખાનામાં તેડાવીને ધમકીઓ આપવા માંડી અને કહ્યું કે, “કહી દે તને કોના ઓધાન છે?” બાઈ શરમાઈ ગઈ તો પણ છેવટે કહ્યું કે મારા ધણીના છે. તે વખતે જ્ઞાતિના આગેવાનોએ આ બાઈના ઉપર ગાળોનો વરસાદ વરસાવ્યો તેટલું જ નહી પણ એવો હુકમ પણ કરી નાખ્યો કે “બસ એ બાઈને બાંધીને મારો એટલે ઝટ કહી દેશે.” આવી ધમકીઓ આપવાથી બાઈ ગભરાઈ ગઈ અને તેણે એક આગેવાનને કહ્યું કે “તમે નીચે આવો હું મેડી ઉપર આટલા નાતીલાની વચ્ચે કહીશ નહીં, નીચે તમારી પાસે બધી વાત કરીશ.” આમ કહી તે બાઈ મેડી ઉપરથી નીચે આવી અને પેલા આગેવાનને કહ્યું કે થોડીવાર પછી તમે મારે ઘેર આવજો એમ કહી બાઈ ચાલતી થઈ. રસ્તામાં બાઈએ વિચાર કર્યો કે વિના ફોકટ નાતીલે મારી આબરૂ પાડી. હવે જીવીને દુનિયામાં શું મોઢું બતાવું. ખરી વાત ગેઢેરા માનતા નથી અને જબરીથી કોઈનું ખોટું નામ આપી જીવવું તેના કરતાં તો મોત સારું છે. આવો વિચાર કરી બાઈ ઘેર ન જતાં તરત કુવા ઉપર ગઈ પોતાની આબરૂ જાળવવા કુવામાં પડી **આપઘાત કર્યો.** બંધુઓ ! કેટલા જુલ્મની વાત. આ તે કણબીની નાત કે કોઈ કસાઈની જાત ! થોડીજ વારમાં જાહેર થયું કે પેલી બાઈએ કુવામાં પડી આપઘાત કર્યો, આ ખબર કોટડાના ખાનામાં હરામનું ખાઈ પી મસ્ત થઈ માતેલા પાડા જેવા બેફીકરા, ફક્ત કોઈપણ કેસ હાથમાં આવે તો આજના ખાધા પીધાનો ખર્ચ તથા પાંચ પાંચ કોરી ધુંજામાં પડે એટલી જ ફીકરવાળા આ આગેવાનોને ખબર થઈ કે તેઓનો તો રામ જ રમી રહ્યા. હાય હાય હવે શું થશે કેટલાક વિચાર કરવા માંડ્યા કે ભુંડી થઈ, હવે પટલાઈ કરતાં ભુલી જશો. આમ ખોટી ધમકીઉ દેતા તે હવે તમને વિચાર કરવો પડશે. કોઈ કેવા લાગા કે અમે તો પેલેથીએ કેતા હતા કે આવી રીતે કોઈની આબરૂ ઉપર ઉતરવું તે ઠીક નહીં, પણ તમે માન્યું નહીં આમ સૌ એકબીજાના દોષ કાઢવા મંડી પડ્યા. કેટલાક હિંમતવાન બહાદુરે જંગ બોલી ઉઠયા, કે આમ મુતરી શું જાઓ છો. એમાં છે શું, બહુ થશે તો હજાર બારસો કોરી ન્યાયાધીશ તથા ફોજદારને આપવી પડશે, તો દેશું. ક્યાં નાતને કોરીઉનો તોટો છે. તેવામાં એક આસામીએ કહ્યું કે આવતી કાલે જ નખત્રાણા ટીંગાણા પડ્યા હશો અને આબરૂ જશે તેનું શું? આમ વિચાર કરતાં કરતાં સુતા તો ખરા પણ ઉંઘ આવી નહીં. રાત્રે એક વાગ્યાના સુમારે બે આસામી ઉઠ્યા. તેને લુગડાં પેરવાનું પણ ભાન રહ્યું નહીં. આંગડી ઉંધીઉ પેરીઉં. અને મેડી ઉપરથી નીચે ઉતર્યો અને ગુપચુપ પોતાની ઘોડીઉં ઉપર કાઠાં માંડ્યા, તેમાં કાઠાં પણ ઉંધાં માંડ્યાં. ઉંધાં તો ઉંધાં પણ ચડીને થયા રવાના, તે કઈ દિશામાં જાય છે તેનું પણ ભાન રહ્યું નહીં. આવી રીતે રાત વચ્ચે જે આગેવાનો રાતરે બાઈને ધમકીઓ આપતા હતા અને બાંધીને માર મારવાનું કેતા હતા, અને સિંહ ગર્જનાની માફક ત્રાડુકતા હતા તે શેરી માંયલા સિંહ જેવા બનીને ગુપચુપ રાતોરાત કોટડા ગામને સલામ કરી પલાયન થઈ ગયા. જે બાઈએ આબરૂ જાળવવા આપઘાત કર્યો તે જિંદગીથી ગઈ. તે સિવાય એક આબરૂદાર ગૃહસ્થની દીકરીનો અકાળે વિના અપરાધે

જ્ઞાતિના આગેવાનોના જાલીમ જુલમથી અંત આવ્યો. એક ગૃહસ્થે પોતાની સગર્ભા સ્ત્રીથી હંમેશનો વિયોગી રહ્યો.

આવો છે આપણી જ્ઞાતિનો ન્યાય, બંધુઓ ઘણી જ શરમની વાત છે આવા આવા અન્યાયો અને જુલ્માટ ભરેલા કાર્યો જો તપાસીએ તો આપણા આગેવાનોના કર્મની કથાનું મોટું ભાગવત બને. હવે હું મૂળ વિષય ઉપર આવું છું. તેમાં નખત્રાણાના પટેલ શીવજીના પરાક્રમની કથા આવે છે. જે બાઈએ કુવામાં પડી આપઘાત કર્યો એ વાત ગઈ ગુજરી થઈ ગઈ. બાઈનાં સગાં વાલાં સૌ રોઈ રડી બેસી રહ્યાં પરંતુ કોટડામાં આગેવાનો ભેગા થયા અને કંઈ વળ્યું નહીં. તેથી એવો પ્રપંચ ઉભો કર્યો કે જે બાઈ કુવામાં પડી તેનો કેસ ઢાંકવા માટે ન્યાયાધીશ અને ફોજદારને આપવું પડશે માટે કોરી બે હજાર જોસે જેથી **નખત્રાણા વીરાણી કોટડા વીથોણ અંગીયા મથલ** ઈત્યાદી ગામોમાંથી જ્ઞાતિ પંચના પૈસા રહે છે તેમાંથી કોરી અઢારસો નખત્રાણા શીવજી પટેલને આપી. તે એટલા માટે આપી કે નખત્રાણા ન્યાયાધીશ તથા ફોજદારને લાંચ આપવી છે પરંતુ પાછળથી એવા ખબર મળ્યા કે એ કોરી આગેવાનોએ પોતપોતામાં વેંચી લીધી છે. જે ઉપરથી એક વર્ષ દહાડા ઉપર અંગીએ જ્ઞાતિ પંચ ભેગું થયું ત્યારે ગામ **નાગલપુરના** પટેલ કણબી **ડાયા ભાણજી** ધોળુએ કહ્યું કે કોરી ૧૮૦૦ જે ભેગી કરી હતી તે ક્યાં વપરાણી તેનું પેટું આપો, ત્યારે સર્વ આગેવાનોએ કહ્યું કે અમે એ પેટું લઈ આપશું. ત્યારે ડાયા પટેલે કહ્યું કે એનો જવાબ તમારે હમણાં જ આપવો પડશે એટલે નખત્રાણાના પટેલ શીવજીના સાગરીત મનજી પેથા દેશલપરવાળો તથા કુરબઈનો જસો પટેલ, નેત્રાનો કરમશી ગેઢેરા વિગેરે આગેવાનો બોલ્યા કે ગેઢેરા પાસેથી કોણ જવાબ માગે છે? ત્યારે ડાયા ભાણજીએ કહ્યું કે હું જવાબ માગું છું. ત્યારે ઉપલી વ્યક્તિઓએ જવાબ આપ્યો કે એ કોરીઓ તો લાંચ રૂશ્વતમાં અપાણી છે ત્યારે ડાયા પટેલે કહ્યું કે નાતે તે એવું શું ખોટું કામ કર્યું છે જે લાંચ રૂશ્વત આપવી પડી. ત્યારે આગેવાનોએ જવાબ આપ્યો કે એવું પુછવાનો તમને અધિકાર નથી. અમે જવાબ નથી આપતા એટલે ડાયા પટેલે તેને ઉભા થઈને કહ્યું કે આંહી જવાબ નહીં આપો તો હું કોર્ટમાં તમારી પાસેથી જવાબ લઈશ. ત્યારે આગેવાનોએ કહ્યું કે જા, તારાથી થાયે તે કરી લેજે. બસ, તે વખતે ડાયો પટેલ ઉઠીને પોતાને ઘેર ગયો અને તેજ રાત્રે પોતાની ઘોડી ઉપર બેસી ભુજ રવાના થયા અને રાત્રે વિથોણના ખાનામાં સુતા. ડાયા ભાણજીના ગયા પછી અંગીયાએ જે આગેવાનો ભેગા થયા હતા તેમણે વિચાર કર્યો કે ડાયા ભાણજીને છુટ જવાબ આપ્યો એ આપણે ઠીક ન કર્યું. આપણી નાતની વાતો કોર્ટે જાએ તો આપણે વધું ફજેત થઈએ જેથી રાતો રાત ડાયા ભાણજીની તપાસ કરતા આગેવાનો વિથોણ આવ્યા અને ખાનામાંથી ડાયા ભાણજીને ઉઠાડીને નમ્રતાપૂર્વક કહ્યું કે આપણો કેસ કોર્ટે જાએ તે સારું નહીં. તમે કહો તેમ કરીએ. તમને જો સો બસો કોરી જોતી હોય તો આપીએ. ત્યારે ડાયા ભાણજીએ કહ્યું કે મારે તો એક ત્રાંબીઓ લેવો પણ હરામ છે. એવા અધર્મના પૈસા મારે નથી જોતા. હું તમો આગેવાનોને પૂછું છું કે તમે ગમે તેમ કરો અને કોઈને દાદ દેતા નથી, તેમજ એકબીજાના વાંક માટે જે ઢાંકપિછોડો કરો છો તે તમને શોભતું નથી માટે આમાં ખરેખરો ગુનેગાર હોય તેને દંડ થવો જોઈએ અને કોરી ૧૮૦૦ નાતની કોથળીમાં પડવી જોઈએ તેજ વખતે આગેવાનોએ હા કહી અને બીજે જ દિવસે ગામ વિથોણમાં નાત બોલાવી શીવજી પટેલને કોરી ૭૫૦ દંડ કર્યો અને કોરી ૧૮૦૦ પાછી આપવી એમ ઠર્યું. દંડની કોરી રોકડી લેવાનો ઠરાવ છે તે પ્રમાણે શીવજી પટેલ તે કોરી રોકડી આપે? ત્યારે કોરી ૧૫૦ શીવજી પટેલે રોકડી આપી અને બાકીની કોરી વિથોણના ખાનામાંથી શીવજી

પટેલને ઉધારી આપી દંડ ચુકાવ્યો અને ડાયા ધોળુ ભુજ જતા અટકી ગયા. બસ આટલું નાટક ભજવાયું અને આખી નાતની આંખમાં આગેવાનોએ ધુળ નાખી. નખત્રાણા ગયા પછી કોરી ૧૮૦૦ નાતના ફંડની તેમજ કોરી દંડની જે છસો વિથોણના ખાનામાંથી ઉધારી આપી હતી તેમાંનો એક ત્રાંબીઓ પણ આપ્યો નહી. છે કોઈ માઈનો પુત આવા નીચ ધંધા કરનારને પુછનાર? નાતના ખરી મહેનતના પૈસા આગેવાનો આવી રીતે હજમ કરી જાય છે તેને તો મહારાજાની કોર્ટમાં જ ન્યાય કરાવવો જોઈએ. પણ તમો બધા નાત બારની બીકથી કાંઈ પણ કોઈને કહી શકતા નથી. અથવા તો એક બીજાની શરમ રાખો છો જેથી કંઈ પણ કેતા નથી જેથી આપણી જ્ઞાતિને હીણપત લગાડવાનો કેસો આગેવાનો કરે જાય છે તેમાં ગરીબ ભાઈઓ માર્યા જાય છે. તેનો તમો સઘળા ભાઈઓએ વિચાર કરવો ઘટે છે. તે સિવાય થોડા વર્ષો પેલાં જ્ઞાતિના આગેવાનોએ એક એવું ભયંકર ચોર લુંટારા કે ડાકુને ન શોભે તેવું ઝાલીમ જુલમગારનું કામ ગામ નખત્રાણામાં એક આપણા જ્ઞાતિભાઈના ઉપર કર્યું હતું તે તમે સર્વે ભાઈઓના ધ્યાનમાં હશે. તો પણ હું તમને કહી સંભળાવું છું. નખત્રાણા ગામના કણબી લધા નાગજી છાભૈયાએ પોતાના દીકરાનું સગપણ વીરાણી ગામના કણબી જસાની દીકરી વેરે કર્યું હતું, તેમાં લધા નાગજીએ આગેવાનોને એક ઢીંગલો પણ આપ્યો નહીં જેથી પેટના બળ્યા ગામ બાળે તેવી રીતે લધા નાગજીના ઉપર ત્રણે પાંચાડાની જ્ઞાતિના આગેવાનો નખત્રાણે ભેગા થઈ લધા નાગજીને બોલાવીને કહ્યું કે તારા દીકરાનો સંબંધ તે વીરાણી કર્યો છે તે છોડી દે, નહીં તો નાતબહાર થવું પડશે. ત્યારે લધાએ કહ્યું કે નાતબાર કરો તો ભલે પણ હું મારા દીકરાનો સંબંધ થયેલ છોડીશ નહીં. જેથી ગેઢેરા વિચાર કર્યો કે હવે શું કરવું નાતબારની બીકથી તે બીએ તેમ નથી. આમ ત્રણ દિવસ નખત્રાણામાં આગેવાનોએ વિચારમાં કાઢ્યા. અને તે વિચાર કરવાનું કારણ એ હતું કે નખત્રાણામાં દરબારી કોર્ટ છે, ન્યાયાધીશ ફોજદારની હાજરી છે તેમાંથી કન્યા ઉપાડી જવી એ મુશ્કેલ કામ હતું. જેથી જ ત્રણ દિવસ વિચાર કરવો પડ્યોઅને ત્રીજે દિવસે બાવા ઈમામશાહે સહાયતા કરી અને આ ગેઢેરાઓનાં હૃદય બારવટીયાના જેવા બનાવ્યા. ત્રણે પાંચાડાના આગેવાનોએ વિચાર કરી હુકમ કર્યો કે બસ તેને ઘેર જઈ જોરજુલમથી હુમલો કરી કન્યા ઉપાડી લાવો ત્યારે એક આસામીએ કહ્યું કે તેનું ઘર ડેલીબંધ છે અને તે દરવાજા બંધ કરીને અંદર રહે છે માટે ત્યાં જવાય તેમ નથી, તેમ લધો નાગજી કોઈનો વિશ્વાસ પણ કરે તેમ નથી, ત્યારે જ્ઞાતિના આગેવાન શીરોમણી અખૈ મુખી કે જેને ઈલ્મનું બહુ જોર હતું, નુરનામું બાજનામું રતનનામું ઈત્યાદી ધોળાના જંજીરા જેની બાંમાં બાંધ્યા હતા તે મુખીએ તથા દેશલપરના મનજી પટેલ અને નેત્રાવાળો કરમશી ગેઢેરો બોલ્યા કે એકદમ પચાસ માણસો જાઓ તેની ડેલી ઉપર ચડી અંદર જઈ લધાને તેમજ તેની ઓરતને બાંધીને કન્યાને ઉપાડી લાવો. બસ આ ત્રણ આગેવાનોનો હુકમ એ ‘મારસલ લો’નો કાયદો તરત પાસ કરવામાં આવ્યો અને તેજ વખતે પચાસથી સાઠ માણસનું ટોળું લધા નાગજીના ઘર આગળ ધસી ગયું. ડેલી ઉપર ચડી લોકો આંગણામાં આવ્યા અને ઘરની જડતી લેતાં કન્યા હાથ આવી નહીં. કોઈએ કહ્યું કે મેડી ઉપર છે. તરત ટોળું મેડી ઉપર ધસ્યું તો બારી બારણાં બંધ હતાં. બારણાં ઉઘાડવા કહ્યું. પરંતુ અંદરથી બારમાં ઉઘડ્યાં નહીં જેથી આ લુટારું ટોળીએ કોસવતી દીવાલ તોડી દરવાજો પાડી અંદરથી લધા નાગજીના છોકરાને તેમજ છોકરાની વહુને કેદ કરી, રોતા કકળતા આ બંને જણને બાંધીને આ લુંટારું ટોળી પોતાનું કામ આટોપી સીધી વીરાણીના રસ્તે પડી. થોડા જણ બાકી હતા તેણે લધા નાગજીને પણ બાંધીને તેને પણ વીરાણી લઈ જવા ઉપાડ્યો. બાકીના ગેઢેરા જે નખત્રાણાના ખાનામાં હતા તે પણ ત્યાંથી વીરાણી

રવાના થયા. ખોથામાં સૌ ભેગા થયા. લધા નાગજીની પાસે એક દસ્તાવેજ મુક્યો કે જેમાં લખેલું હતું કે મેં મારી રાજીખુશીથી મારા છોકરાની વહુનો હક મુક્યો છે. પરંતુ તેમાં લધા નાગજીએ સહી કરી નહીં, જેથી બધા વીરાણી ગયા. લધા નાગજીને તેમજ તેના દીકરાને બાંધીને એક કેદીની માફકની દશા કરી હતી તે આ દયાળુ ગેઢેરાઓને ઓછું લાગું કારણ કે નખત્રાણામાં તો તેને બાંધ્યો, ધોળા દહાડે તેનું ઘર ફાટી કન્યા ઉપાડવાનો દાખલો બેસાડ્યો હતો, પરંતુ પીરાણીમાં પણ તેને કંઈક ચમત્કાર દેખાડવો જોઈએ અને કણબીની નાતની કેટલી સત્તા અને આગેવાનોમાં કેટલું પાણી છે તે બતાવવા ખાતર જ્યારે આ બધો સંઘ વીરાણી પહોંચ્યો, ત્યારે ગામના ઝાંપામાંથી એક ગધેડું પકડી લાવી તેના ઉપર લધા નાગજીના દીકરાને અવળો બેસાડી તેના હાથમાં જબરીથી ગધેડાનું પૂંછડું પકડાવી વીરાણી ગામમાં ફેરવી પછી તેને ખાનામાં લાવ્યા. જુલ્મ ! જુલ્મ બંધુઓ ઘણી જ શરમની વાત છે કે મહારાજાના રાજ્યમાં ગમે તેવા ભારી ગુનાની પણ આવી નિર્દય સજા કોર્ટો પણ કરતી નથી. પણ આપણા આગેવાનોની કોર્ટોનો કાયદો એની મરજી માફક છે. જેથી આપણા ભાઈઓના ઉપર ગમે તેવા જુલ્મ વિના વાંકે તે ગુજારી શકે છે. લધા નાગજીનો વાંક શું? આગેવાનોનાં મોઢાં બાળ્યાં હોત અને જેમ કુતરાને બટકુ રોટલો નાખીએ છીએ તેમ પાંચ પાંચ કોરી આપી હોત તો તેની આ દશા ન થાત પરંતુ ભાઈ લધા નાગજીએ અનીતિને ઉત્તેજન ન આપવું એવા હેતુથી પૈસા ન આપ્યા તો પછી ધર્મ કરતાં ધાડ ઉઠી. ભાઈઓ, હું નથી સમજી શકતો કે મહારાવશ્રીએ પોતાની પ્રજાને ન્યાય આપવા કોર્ટો સ્થાપી છે, પરંતુ કણબીના કમભાગ્યે તેનો લાભ તે લઈ શકતા નથી. ખેર હું ચાલતી કથા પુરી કરું છું. ગધેડા ઉપર બેસાડી આખા ગામમાં ફેરવી લધા નાગજીના છોકરાને તેમજ લધાને વીરાણીના ખાનામાં કેદ કર્યા. આટલી હકીકત બની ત્યાં સુધી લધા નાગજી હિંમતમાં હતો. પરંતુ આગેવાનો વીરાણીના ખાનામાં સિંહ ગર્જના કરી ત્રાડુકતા હતા કે લધો નાગજી કોરી ૩૫૦૦ સાડા ત્રણ હજાર દંડ આપે અને દીકરાની વહુનો દાવો છોડી દે, તેમજ આ જે હકીકત બની છે તેની નખત્રાણા કોર્ટમાં ફરિયાદ કરે નહીં. તો જ તેને અહીંથી જવા દેવો. નહીં તો આંહીનો આંહી જ પુરો કરી નાખવો. આવા શબ્દો સાંભળી લધા નાગજી પોતાની હિંમતથી હારી ગયો અને અંતે ત્રીજે દહાડે જ્ઞાતિના આગેવાનોના કેવા પ્રમાણે લખી આપ્યું ત્યારે તેને છુટકો થયો. જ્ઞાતિના આગેવાનો પાસે મમત કરી તો આબરૂ પણ ગઈ. ઘર ફાટ્યું, દીકરાની વહુ પણ ખોઈ અને કોરી ૩૫૦૦નો દંડ પણ દેવો પડ્યો, આમ જે આગેવાનો પોતાની બડાઈઓ કરે છે કે જેથી કોઈ ઉંચું માથું કરી શકે નહીં. કેટલી મુર્ખતા ! કેટલી નીચતા ! પોતાના પાપી કૃત્યોનો તેઓ પસ્તાવો પણ કરતા નથી !

ભાઈઓ, આવા આવા અનેક નાદીરસાહી કહો કે અલાઉનદ્દીન ખુનીના રાજ્ય અમલમાં પણ ન બનેલા જબરીના ગુનાઓ જ્ઞાતિના આગેવાનો કરે જાય છે. અને આપણે ગરીબ ભાઈઓ મહા મહેનતે પૈસા મેળવીએ છીએ તેને જબરીથી ધર્માદા લે છે. અને તે પૈસામાંથી આવા નીચ લોકો તાગડધીના કરે છે, છતાં કોઈ ભાવ પૂછતું નથી અને જરાક જો કોઈ કાંઈ કહે તો તરત તેને નાતબાર કરવાની ધમકીઓ આપે છે. મોગલાઈ હુકમ કરતાં પણ તે શરમાતા નથી. કુરબઈનો જસો પટેલ પોતાને ફતેમામદ તરીકે ઓળખાવે છે અને પોતાને મોઢે પોતે જ બડાઈઓ મારે છે કે અમારા વિરુદ્ધ જો કોઈ કોર્ટે ફરિયાદ કરે તો મહારાજા ખેંગારજી અમને કાંઈ પણ કરે નહીં અને અમારા વિરુદ્ધમાં જો કોર્ટ ફેંસલો આપે તો અમે કચ્છ દેશ ઉજ્જડ કરી ચાલ્યા જઈએ, જેથી કોઈપણ કોર્ટ અમો કણબીઓનો કેસ હાથમાં ઝાલે નહીં. આ મૂર્ખ શિરોમણી પટેલની કેવી મુર્ખતા છે તેની અક્કલની શું નકલ કરીએ. આ મુર્ખ

## ૩. વિરાણી મોટી સભા - દી. 28-March-1920

શિરોમણી પટેલને ખબર નથી કે અમારા જેવા પામરોથી મહારાજા કે તેમનો અધિકારી વર્ગ ડરી જાય તેમ નથી પરંતુ આપણામાંજ પાણી નથી, નહી તો હું જેટલી વાતો તમારી સમક્ષ કહી ગયો છું તેમાંની એકની પણ ફરિયાદી કરી આવા નીચ માણસોની તો ખબર જ લેવી જોઈએ અને તો જ આપણી જ્ઞાતિમાં થતો જુલ્મ અટકે અને આપણી જ્ઞાતિનું કલ્યાણ થાય. બંધુઓ, મેં તમારો ઘણો જ કિંમતી વખત લીધો છે છતાં એક વાત હજુ, મારે તમને કેવી છે, તે પણ કૃપા કરી સાંભળી લેશો. જે વાત હમણાં ચાલુ છે જેમાં આગેવાનો પંચના પૈસાની બરબાદી કરે છે અને એક આપણા ગરીબ ભાઈને વિના કારણ નડે છે. એ વાત પણ તમો શાંતિથી સાંભળી લેવા ધીરજ રાખશો. **અકરી** ગામનો કણબી રામજી રતનાએ ગામ અકરીમાં જ પુર્નલગ્ન કરેલ છે. પરંતુ આગેવાનોને એક પૈસો પણ આપ્યો નહી, તેથી આગેવાનોને પેટમાં ચુંક આવવા માંડી જેથી રામજીને હુકમ કર્યો કે તેં સંબંધ કર્યો છે તેને છુટકો આપ, પણ રામજીએ તેમ કર્યું નહીં જેથી આગેવાનો લધા નાગજીના કેસમાં ફાવી ગયા હતા એ જોરમાં ને જોરમાં રામજી રતનાના ઘર ઉપર ચડી ગયા. ભેગા થઈને રામજીને બાંધીને તેની વહુને કહ્યું કે, તું ચાલ અમારા ભેગી, ત્યારે તે બાઈએ કહ્યું કે મારા ધણીને મુકીને હું આવીશ નહીં, જેથી એ બાઈને પણ બાંધીને ગાડામાંથે નાખી, ગામ ઘડુલી લઈ આવ્યા ત્યાં એ બાઈનું જાહેર લીલામ કર્યું. તેમાં ઘડુલીના કણબી માધાએ કોરી ૧૨૦૦ આપવા કબુલ કર્યું જેથી એ બાઈને તેની સાથે સંબંધ કરવા કહ્યું, જેથી બાઈએ કહ્યું કે મારો ધણી તો રામજી અકરીવાળો છે. હવે મારે બીજું ઘર કરવાની જરૂર નથી, છતાં નાતે માન્યું નહીં અને તે બાઈને બાંધીને મુખી પાસે બેસાડી. મુખી ઘીનો દીવો અને લોબાન કરી પરણાવવાની ક્રિયા કરવા માંડ્યા. ત્યારે એ બાઈએ ઘીનો દીવો બળતો હતો તેને લાત મારી મુખીને કહ્યું કે 'શું કરવા હેરાન થાઓ છો. અને મારા ઉપર આવો જુલમ ગુજારો છો? માધો તો મારા ભાઈ જેવો છે. હું એનું ઘર કેવી રીતે વસાવું? ભાઈના ઘરમાં બેન શોભે નહીં.' આવા માર્મિક વચનો બાઈએ કહ્યાં તો પણ આગેવાનોએ કોરી ૧૨૦૦ની લાલચે બાઈને જતી કરી નહીં. અને જબરીથી બાઈને બાંધીને બાંધી જ રાખી છોડી નહીં, ત્યારે બાઈએ યુક્તિ કરી. કહ્યું કે હવે મને છોડો, હું હવે તો ભાગી જઈશ નહીં, ત્યારે એ બાઈને છોડી તે દિવસે સૌ સાથે હળીમળીને રહી. રાતરે વેશ બદલી ધોળુ ધોતી પેરી હાથમાં લાકડી લઈ રાતના, એ બાઈ ગામ ઘડુલીથી એકલી નીકળી અને તે અકરી આવી પોતાના ધણી રામજીને મળી તેને સાથે લઈ બીટ્ટા કોર્ટનો આશરો લેવા આવી. પ્રથમ મેરબાન ફોજદાર સાહેબને મળી અને પોતાના ઉપર વીતેલી સઘળી હકીકત કહી સંભળાવી. દયાળુ ફોજદાર સાહેબે તેને આસના વાસના આપી. બીજે દિવસે એ બાઈએ મેરબાન ન્યાયાધીશ સાહેબની હજુરમાં પોતા ઉપર ગુજરેલા જુલમની ફરિયાદ માંડી. આગેવાનોને પણ ખબર પડી કે બાઈ ભાગી ગઈ છે અને જ્ઞાતિના આગેવાનો ઉપર ફરિયાદ માંડી છે. ત્યારે આગેવાનોએ પણ વકીલોની સલાહ લઈ બાઈને કબજે કરવાની ફરિયાદ માધાના નામથી માંડી. આગેવાનો નેતાં જ્યાં ત્યાં આ બાઈ ભાગી ગઈ તેથી કબજે કરવાની ખાસ ઈચ્છા થઈ તેમની પાસે જ્ઞાતિ પંચના પૈસા જોઈએ તેટલા મળી શકે, જેથી છુટથી પૈસાનો ઉપયોગ કરવા માંડ્યા પરંતુ બાઈ કબજે થઈ નહીં. બાઈએ લખપતમાં સારા ગૃહસ્થોનો આશરો લીધો હતો અને હાલ પણ બાઈ ત્યાં જ રહે છે. લખપતનો કીલ્લો મજબુત હોવાથી આ આગેવાન બારવટીયાઓથી ગઢ તોડી આ બાઈને ઉપાડી જવા બન્યું નહી. હું સમજી શકતો નથી કે આ કેસ તદ્દન જુઠો અને એક આસામીને પાયમાલ કરવા પુરતો છે. છતાં બીટ્ટા ન્યાયાધીશ સાહેબ આ જુલ્મી આગેવાન ગેઢેરાઓની જ પક્ષ કરે જાય છે, બે વખત આ બાઈને ઉપાડી જવાનો ત્રાગડો

આગેવાનોએ રચ્યો હતો, પરંતુ તેમાં તે ફાવ્યા નથી. બાઈની જુબાની બીટ્ટા કોર્ટમાં લેવા આગેવાનોએ એક અરજી ન્યાયાધીશ સાહેબને કરી અને તે ન્યાયાધીશ સાહેબે મંજુર પણ કરી. ગેઢેરાઓ ફુલાઈ ગયા. બસ તે જબાની દેવા લખપતથી બીટ્ટે આવશે ત્યારે રસ્તામાંથી તેને પકડી લેવી. પરંતુ બાઈ આ વાત સમજી ગયેલી હોવાથી ન્યાયાધીશ સાહેબને અરજી કરી કે તમો અઠવાડીયે લખપત આવો છો તો મારી જબાની લખપતમાં લેવી. પરંતુ ન્યાયાધીશ સાહેબે એ અરજી નામંજુર કરવાથી, બાઈએ **ભુજથી** એવી મંજુરી મેળવી કે, બીટ્ટા ન્યાયાધીશ લખપત અઠવાડિયે અઠવાડિયે જાય છે તો પછી અરજદાર બાઈની જબાની લખપતમાં જ લેવી. જેથી આગેવાનો ફાવ્યા નહીં. જેથી આગેવાનોએ એકબીજો રસ્તો શોધી કાઢ્યો કે, એ બાઈનો ધણી રામજી જ્યાં સુધી છુટો છે ત્યાં સુધી બાઈના ઉપર આપણે ફાવશું નહીં. જેથી એક કેસ રામજી ઉપર એવા પ્રકારનો કર્યો કે રામજીએ ફરિયાદી બાઈ સાથે વ્યભિચાર કર્યો છે. આ કેસમાં ફાવશું જેથી રામજી કેદમાં જશે. એટલે પછી બાઈને મદદ કરનાર કોઈ રહેશે નહીં. તેથી એ કેસ બીટ્ટા ન્યાયાધીશ કોર્ટમાં રજુ કર્યો. ન્યાયાધીશ સાહેબે રામજીના માટે સમન્સ આપ્યો એટલે રામજીએ બીટ્ટા ન્યાયાધીશ સાહેબને અરજ કરી કે, મારી ઓરતનો કેસ ચાલે છે અને તેનો નીકાલ થાય નહીં ત્યાં સુધી આ કેસ મુલતવી રહેવો જોઈએ. પરંતુ ન્યાયાધીશ સાહેબે તેની અરજી નામંજુર કરવાથી રામજીએ ભુજ જઈ પોતાના બચાવ માટે એવો હુકમ ઉપલી કોર્ટથી લાવ્યો કે, જ્યાં સુધી બાઈના કેસનો નિકાલ થાય નહીં, ત્યાં સુધી આ કેસ બીટ્ટા ન્યાયાધીશે મુલતવી રાખવો. આવો હુકમ ન્યાયાધીશ સાહેબને મળવાથી સાહેબને પણ વિચાર થયો અને કણબી આગેવાનો આ બીજા દાવમાં ફાવ્યા નહીં. હમણાં સાંભળ્યું છે કે, મેરબાન બીટ્ટા ન્યાયાધીશ સાહેબે રામજીની ઓરતના કેસનો ફેંસલો આપ્યો છે. તેમાં એમ કહ્યું કે રામજી રતનાએ તેમજ ફરિયાદી બાઈએ જે લગ્ન કર્યું છે તે એવા પ્રકારનું લગ્ન છે કે પાણીની હેલભરીને જે બાઈ કોઈના ઘરમાં જાએ. તેવા પ્રકારનું લગ્ન કાયદેસર નથી. અને કદાચ એવા લગ્ન કરવાની રૂઢી હોય તો એ કણબી જેવી જ્ઞાતિને લાયક નથી અમે મહેરબાન ન્યાયાધીશ સાહેબને પૂછીએ છીએ કે પાણીની હેલ ભરીને લગ્ન કરવા દાખલા તો અમારી જ્ઞાતિમાં સેંકડો છે અને એવાં લગ્નની પ્રથા અમારામાં આજકાલની નથી, પરંતુ ઘણા વર્ષોથી છે. ગમે તેમ ન્યાયાધીશ સાહેબના મગજમાં આવ્યું તે ખરું. નહી તો સાધારણ બુદ્ધિનો માણસ પણ સમજી શકે તેવી વાત છે કે રાજીખુશીથી બાઈએ સંબંધ કર્યો છે, છતાં તેમના ગેરલાભનો ફેંસલો સાંભળી ઘણા ભાઈઓ દીલગીર છે. સાંભળવા પ્રમાણે રામજી ભુજમાં આ કેસની અપીલ કરવાનો છે. અમારી તો ખાત્રી છે કે કણબીઓ ગમે તેટલા પૈસા ઉડાડે અને લાંચો આપે પરંતુ કેસ રામજીના લાભમાં જ આવવાનો છે.

તે સિવાય હમણાં એક બીજો કેસ માંડવી ન્યાયાધીશ સાહેબ પાસે ચાલે છે તેમાં પણ આગેવાનોના જુલ્મની જ વાત છે. એક ભાઈ નામે મનજી કાનજી રંગાણી ગામ મમાઈમોરાવાળાએ મુંબઈના યુવક મંડળમાં સહી કરી છે અને તે મંડળે જ્ઞાતિ હિતના કેટલાક ઠરાવો પાસ કર્યા છે જેથી આગેવાનોને ભય પેઠો છે, રખેને આપણી સત્તા જતી રહે જેથી સહી કરનારાને નાત બાર કર્યા છે અને દંડ લઈને નાતમાં ભેળે છે. આ ભાઈએ દંડ ન આપવાથી તેને નાત બાર કર્યો છે. તેજ કારણસર ફરિયાદ મંડાઈ છે. ફેંસલો શું આવે છે તે જોવાનું છે. તે સિવાય બીજો એક કેસ પણ નામદાર માંડવી ન્યાયાધીશ સાહેબની કોર્ટમાં ચાલે છે. આમાં પણ આગેવાનોના જુલ્મની જ વાત છે. ગઢશીશાના કણબી ભાણજી ધનજી રંગાણીને પાયમાલ કરવાના માટે આગેવાનોએ હમણા ત્રાત્રડો મચાવ્યો છે. ભાણજી

ધનજીની કસુર માત્ર આટલી જ છે કે તે પીરાણા ધર્મને તજીને સ્વામિનારાયણનો ધર્મ પાળે છે, જેથી આગેવાનોએ ભાણજી ધનજીના વેવાઈ ગામ લુડવાના કણબી લધા સોમજી ધોળુને દમદાટી દઈને ઉભો કર્યા છે, કે તારી દીકરી પરમાબાઈનો સંબંધ તે ગઢશીશાના કણબી ભાણજી ધનજીના દીકરા વેરે કર્યો છે, તે તોડી નાખ, નહી તો નાત બાર કરશે. તથા ગામ લુડવાના કણબી લધા સોમજીએ કહ્યું કે મારી દીકરી પેણાવેલી છે અને સાસરે મુકવા લાયક છે, માટે એ કામ શી રીતે બને? ત્યારે આગેવાનોએ કહ્યું કે ભાણજી ધનજીના જે દર દાગીના છે તે એને ઘરે પાછા આપી આવ એટલે સંબંધ તુટી ગયો. તને કોઈ પૂછશે ત્યારે અમે નાત આખી તારી મદદમાં છીએ. આવી રીતે લધા સોમજીને ચડાવાથી દસબાર જણનું ટોળું ગઢશીશા આવી ભાણજી ધનજીને કહ્યું કે, તમે પીરાણાનો ધર્મ મૂકી દીધો છે તેથી નાત અમારી દીકરીનો છુટકો કરે છે, જેથી આ તમારા દાગીના છે તે લો, ત્યારે ભાણજીએ કહ્યું કે અમને પૂછ્યા ગાછ્યા સિવાય અમારી મરજી વિરુદ્ધ નાત આવું કામ કરતી હશે તો ઘણું જ ખોટું કેવાય. અમારે તો છુટકો લેવો નથી અને અમારી વહુને અમારે તેડવી છે. હવે છોકરાં બને ઉંમર લાયક છે. માટે તમે કહો તે દિવસે અમે તેડી જવા આવીએ, ત્યારે લધા સોમજીએ કહ્યું કે મારી દીકરીને તમારે ઘરે મોકલવા ગેઢેરે ના પાડી છે અને તેને બીજે પેણાવવી છે. આવા ખબર ભાણજી ધનજીને થયા ત્યારે વિચાર કર્યો કે કણબી આગેવાનો હું જો વિચાર કરતો રહીશ તો જરૂર ઉંધુંચતું કરી નાખશે. જેથી પોતાના દીકરાની વહુને કબજે લેવા માંડવીમાં ફરિયાદ કરી છે. ભાઈઓ ! આમાં ભાણજી ધનજીની કસુર શું છે? આગેવાનોને ધ્યાનમાં આવે તો કોઈકનું સુધારે નહી તો બગાડે. આતે આગેવાનો છે કે નાતના દુશ્મન છે !! એમની પાસે નાતના પૈસા છે તેથી જ આવાં ધીંગાણા કરવાં તેને સુજે છે. ભાઈઓ આપણા આગેવાન ગેઢેરાઓના માટે ઘણું કેવાણું છે. ભગવતી ઉમિયા માતા તેને સદ્‌બુદ્ધિ આપે અને તમો જ્ઞાતિ ભાઈઓ પણ હવે કમર કસી નાતમાં જે ભડવાઈ કરતા હોય તેની પુરેપુરી ખબર, **નામદાર મહારાવશ્રી ખેંગારજી બાવાની હજુરમાં** લેવાશે ત્યારે જ આપણા ગેઢેરા પાંસરા થશે આટલું બોલી હું મારું બોલવું પુરું કરું છું અને આપ સઘળા ભાઈઓનો મેં ઘણો વખત લીધો છે તેના માટે ક્ષમા માગું છું.

## પટેલ લધા વિશ્રામ સોમજીયાણીએ કરેલું ભાષણ

પ્રમુખ સાહેબ ! સ્વામીજી તથા જ્ઞાતિભાઈઓ અને બેનો ! હું આપની પાસે વિનંતી કરું છું કે, આ સભામાં મારા જુવાન ભાઈઓને જે ભાષણ કર્યા છે એ સાંભળીને મને પણ કાંઈક ઈચ્છા થઈ છે માટે બોલું છું. તે મારા બોલવામાં કંઈ ભુલચુલ જણાય તો મને તે ક્ષમા કરશો. **વિરાણી** ગામ તો ઘણા દિવસથી સમજ્યું છે કે **પીરાણાનો ધર્મ એ હિન્દુ ધર્મ નથી** જેથી આપણે ખાનાના બદલે જોતિધામને માનીએ છીએ. પીરાણા ધર્મની અભરી વસ્તુઓ પણ આપણે કાઢી નાખી છે. ભાઈઓ મારા કરતાં આગળના બોલનાર ભાઈ **વાલજી ભીમજી** નાકરાણીએ જે કહ્યું કે પીરાણામાં સૈયદો કુકડા મારે છે અને તેવાઓને પૈસા આપવાથી **પૈસા ખર્ચીને પાપ વેચાતું લેવા જેવું છે,** આ વાત પણ આપણે ત્રણ ચાર વર્ષથી સમજ્યા છીએ, **જેથી પીરાણે હુંડી પણ આપણે મુકતા નથી.** પરંતુ મારી એ વિનંતી છે કે આપણે જ્યારે ત્રણ વર્ષથી પીરાણે પૈસા મોકલતા નથી અને એ પૈસા **વિરાણીમાં જ સારે** રસ્તે વાપરવાને માટે રાખ્યા છે તો પછી આપણી જ્ઞાતિનું ભલું થાય એવો રસ્તો કાઢીને એ પૈસા તેમાં વપરાવા જોઈએ એવી મારી વિનંતી છે. તે સિવાય મારું એમ પણ કહેવું છે કે બીજા ગામોમાં આપણા ગરીબ ભાઈઓના પંચના પૈસા રહે છે, તેનો

હમણાં ગેઢેરા ઘણો જ ગેરઉપયોગ કરે છે. અને તે પૈસા કોર્ટોમાં કાંકરાની માફક વાપરે છે અને આપણા ભાઈઓને કનડે છે, તો પછી તેનો બંદોબસ્ત કરવો જોઈએ અને **ભુજ જઈ ખુદાવિંદ મહારાજાની હજુરમાં** આપણી બધી વાતો જે ભાઈ **રતનશી ખીમજી** કહી ગયા છે તેની ફરિયાદી કરવી જોઈએ. મહારાજાના આપણે વ્હાલા અને કમાઉ દીકરા છીએ, જેથી આપણી ધાં જરૂર સાંભળશે, તમો મોટાં માવિત્રો બેઠાં છો, ત્યાં સુધી અમે કંઈપણ બોલી શકતા નથી, બાકી અમારો જીવ તો એકદમ મુંઝાઈ જાય છે, જુલ્મ કરનાર ગેઢેરાઓની પુરેપુરી ખબર લેવી જ જોઈએ. ઘણા દિવસ થયાં આપણી ગરીબ નાતના ઉપર આગેવાન ગેઢેરાઓએ **જુલ્મી સત્તા ભોગવી** છે. હવે તો તેમને જાત્રાએ મોકલવા જ જોઈએ. જેલ જાત્રાનાં દર્શન કર્યા સિવાય આપણા ગેઢેરાઓનાં પાપ ધોવાશે નહીં. પીરાણાવાળો **લખુ કાકો** તો હવે ચોખ્ખું સમજી ગયો છે કે કચ્છના કણબીઓ હવે હુંડી આપશે નહીં તેથી ઓણસાલ જે સંગ જાત્રાએ ગયો હતો તેને કાકાએ કહી દીધું છે કે **મને કચ્છની હુંડીની પરવા નથી.** તો ભાઈઓ કહું છું કે કાકાને પૈસાની પરવા નથી, તો પછી આપણે પીરાણે પરાણે પૈસા મોકલીને પાપ વોરવામાં ફાયદો શું છે? શું આપણા ગરીબ ભાઈઓને મદદ કરશું તો તે શું ઓછું પુન્ય છે? આપણા ભાઈઓને ભણાવવાને રાત્રિશાળાઓ ઉઘાડીએ અને આપણા ખેડૂત ભાઈઓ રાત્રે ભણે તો શું તમને ઓછું પુન્ય જણાય છે માટે મારી તો વિનંતી છે કે આપણા જ પૈસાનો સદ્ઉપયોગ આપણા જ હાથે થવો જોઈએ એટલી જ મારી તમો સઘળા ભાઈઓ પ્રત્યે વિનંતી છે. આટલું બોલી હું બેસી જવાની રજા લઉં છું.

## પટેલ કાનજી ડાયા બાથાણીનું ભાષણ

મેરબાન પ્રમુખ સાહેબ સ્વામીજી અને જ્ઞાતિભાઈ અને બહેનો ! આજે આપણી આ સભામાં જે જે ભાષણો થયાં છે, તે સાંભળીને મને ઘણો જ ખેદ થાય છે કે આપણી નાતની આટલી બધી ખરાબી થઈ ગઈ છે તો પણ આપણે આંખ ઉઘાડતા નથી એ ઘણું જ શરમાવા જેવું છે, જે જે ભાઈઓએ આપણી નાતની પડતી થવાના કારણો બતાવ્યા છે તે અક્ષરાક્ષર સાચાં છે, ગેઢેરેતાં છે છોડી નાંખ્યા છે અને જુલ્મ કરવામાં જરાપણ પાછું વાળી જોયું નથી તેને કોઈ કહી શકતું નથી અને જે ભાઈઓ સરળતાથી વરતે છે અને નજીવી જરાક વાત માટે તેને નાતબાર અથવા તો દંડની સજા આપણા ગેઢેરાઓ કરે છે. હું તમો સભામાં બેઠેલા ભાઈઓને પૂછું છું કે રવાપરમાં આપણા કણબી આગેવાન ભાઈઓએ મેગવાળનું કામ કરી, આપણને સમજાવે છે કે અમે એક ધરમનું કામ કર્યું છે. એવું જે કે છે તેનો જવાબ કેમ લેતા નથી. તે ભાઈઓએ પીરાણાવાળા લખુકાકાનો બળધીઓ મરી ગયા તેને આપણા રવાપરવાળા કણબીઓએ ધર્મ માની બળધીઆને કાંધે ચડાવીને મુકામમાં જેમ એક કણબી મરી ગયો હોય તેને ખાડો ખોદીને ઘરોદ કલમો પઢીને દાટે છે તેવી જ રીતે આ બળધીઆની પણ પીરાણાના ધર્મમાં ચુસ્ત ભાઈઓએ ક્રિયા કરી છે. તે ભાઈઓ તો હવે તરીને પાર ઉતર્યા છે. કણબીની નાતને નીચું જોવા જેવું થોડું બાકી હતું તે આ આપણા આગેવાન ભાઈઓએ મેગવાળનું કામ કરી આપણી આખી નાતને નીચું જોવા જેવું કામ કર્યું છે. તેનો તો કોઈ ભાવ પણ પૂછતું નથી. આથમણા પાંચાડામાં ગામ ઘડુલી તરફ આપણા આગેવાનોના જુલ્મથી ત્રણ બાઈએ આપઘાત કર્યો છે. જેની કોઈ દાદ કે ફરિયાદ નથી. હમણાં ઉગમણા પાંચાડાઓ લગ્ન કરે છે તેમાં કેટલાક સુધારાવાળા ભાઈઓનાં લગ્ન અટકાવ્યાં છે. જે લાંચ આગેવાનોને આપે છે તેને લગ્ન કરવાની છુટ આપે છે.

આવી આવી વાતો તો અનેક છે. હું માંડવીમાં આપણા લોવાણા ભાઈઓની કોન્ફરન્સ હતી ત્યારે આપણા ગામના લોવાણા ભાઈએ મારું ગાડું ભાડે કર્યું હતું જેથી હું માંડવી ગયો હતો. ત્યાં સભા જોઈ મારું મન થયું જે આ સભામાં ભાષણો થાય છે તે સંભળાય અને અંદર બેસવા દે તો સારું, જેથી મેં આપણા ગામના સ્કુલ માસ્તર ટોકરશીભાઈને કહ્યું કે મારાથી તમારી સભામાં આવી શકાય તો મારે ભાષણ સાંભળવાની ખાસ ઉમેદ છે. તેથી માસ્તર સાહેબે સભાના પ્રમુખની પાસે મારી વાત કરી જેથી મેરબાન પ્રમુખ સાહેબે કૃપા કરી મને એક સદ્‌ગૃહસ્થ તરીકે પુલપીટ ઉપર બેસવાની સગવડ કરી આપી અને ભાષણો સાંભળ્યા. આ વાત ખબર આપણા કણબીભાઈઓને પડી તેથી તેઓ માનવા લાગ્યા કે કાનજી આપણી નાતથી ઉતરી ગયો છે. લોવાણાની સભાની વચમાં બેઠો હતો.

હું એક વખત મારે સાસરે ગામ વિથોણ ગયો હતો, ત્યારે મારા સાસરાનાં બધા માણસો મને કહેવા લાગ્યાં કે તમે પરનાતમાં જાવ આવો છો જેથી તમે વેટલી ગયા છો. ભાઈઓ આતે કેવા પ્રકારનું વટલવું કેવાતું હશે? તે મને ખબર પડતી નથી. વિથોણ ગામ બહુ જ પવિત્ર ગણાય છે એ ગામને તેમજ વિથોણના કબ્રસ્તાનને આપણા ભાઈઓ નાના પીરાણા તરીકે માને છે. તે મોકામમાં વિથોણના કણબીઓ રાંધેલું અનાજ લઈ જઈ મોકામમાં ખાય છે છતાં વટલાતા નથી અને હું લોવાણા ભાઈઓની સભામાં ભાષણ સાંભળવા ગયો જેથી વટલી ગયો. આખા કચ્છમાં વિથોણ ગામના કણબીઓ મુસલમાની ક્રિયા વધુ પાળે છે. તે ગામમાં કોઈ ભુલેચુકે હિન્દુ દેવોનું ભજન કરે અથવા ટીલું કાઢે તો તરત તે માણસને નાતબાર અથવા તો દંડની શિક્ષા થાય છે. તે સિવાય ગામ ભડલીમાં એક સૈયદણ છે, તેને આપણા ભાઈઓ માજી કે છે તે સૈયદણ ધોળે દહાડે આપણી નાતને વટલાવે છે, છતાં તે રાંડને કોઈ કાઢતું નથી એજ સૈયદણ એક વખત આપણા ગામ **વિરાણીમાં** આવી હતી ત્યારે વિરાણીવાળાએ તેને આપણી જગ્યામાં ઉતરવા ન દીધી ત્યારે એ સૈયદણ ગાળો દેતી હતી ને કેતી હતી, કે મુવા કણબી મુમના તે હવે હિન્દુડા થાય છે. અમારા બાપદાદાનો ધર્મ મુકી દીધો છે. વિગેરે બોલીને કેવા લાગી કે તમારી પાસે ઉતરવાને મારો હક છે. તમને મુકીને હું શું કોઈ હિન્દુને ઘરે ઉતરું? આમને બાઈએ કહ્યું. એ કેવાનો અર્થ એમ થાય છે કે કણબીને મુકીને તે હિન્દુમાં કેમ ઉતરે એટલે કણબી તો એ સૈયદણને મનમાં સલમાન છે. આવું એ રાંડ બોલતી હતી તેને વિરાણીવાળાએ એમની એમ તગડીને હવે ફરી વિરાણીમાં વસે ત્યારે વાત, તેવી જ રીતે પીરાણાનો કાકો લક્ષ્મણ પણ વિરાણીમાં તગડાણો છે તે મને તો એમ લાગે છે કે હવે તે કચ્છનું પાણી પીશે નહીં. તેવી જ રીતે ગેઢેરાને પણ વિરાણી સિવાય કોઈ બીજું ગામ ખબર લે એમ મને જણાતું નથી. ભાઈઓ હવે હદ વળી ગઈ છે. હું મોટા માવિત્રોને હાથ જોડી વિનંતી કરું છું કે તમે જો હવે અમને સહાયતા નહીં કરો તો પછી અમે જુવાનીયા અમને ધ્યાનમાં આવશે તેવી રીતે આપણી નાતનું ભલું કરવા અમે કોશિશ કરશું. નાતના આગેવાનોની વાત સાંભળી અમારા હૃદય ચિરાઈ જાય છે. હવે એકેય વાત સાંભળી જાય તેમ નથી. માટે મારી વિનંતી ધ્યાનમાં લઈ આપણી નાતનું ભલું થાયે તેમાં સૌ ભાઈઓ ભાગ લેવો અને આપણું કાર્ય ચાલુ જ રાખવું એવી આ સભા પ્રત્યે મારી વિનંતી છે.

## ભાઈ નાયાભાઈ શીવજી નાકરાણીનું ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ, સ્વામીશ્રીજી, જ્ઞાતિબંધુઓ અને બહેનો !

તમો સઘળા ભાઈઓએ કૃપા કરી અમોને માન આપી અત્રે સભામાં બોલાવ્યા છે તેટલું જ નહિ પણ લગભગ

## ૩. વિરાણી મોટી સભા - દી. 28-March-1920

બાર વર્ષ થયા, અમો જનોઈવાળાઓ તરીકે ઓળખાઈએ છીએ. આપણી કચ્છની જ્ઞાતિ અમને શત્રુવટ તરીકે માને છે. છતાં તમો **વિરાણીના** ભાઈઓ સાચું અને ખોટું શું છે તથા સત્ય વાત શું છે તે તમે બરોબર જાણી છે. અમે તમારાથી જુદા પડવાનું કારણ પણ તમે સુધરો અને જ્ઞાતિહિતનાં કાર્ય કરો તે સિવાય બીજું કાંઈ નથી. અમે અને તમે કોઈ દિવસ જુદા છીએ જ નહી. જ્ઞાતિ આગેવાનોના જુલ્મ તથા પીરાણાનું ધર્મ કે જે આપણે એક શુદ્ધ ક્ષત્રિયને કદાપી શોભે નહિ છતાં આપણી જ્ઞાતિ હજી તે ધારણ કરી રહી છે, તેની આંખ ઉઘાડવા અમારે તમારાથી જુદું થવું પડ્યું છે તે માફ કરશો. અંતે તમને વધારે સારું સમજાશે કે અમો જુદા પડ્યા ત્યારે જ કંઈક ચળવળ કરી શક્યા અને સાચા ખોટાનો નિર્ણય કરવાને તમને આજે વખત મળ્યો છે એ જોઈ મને ઘણો જ આનંદ થાય છે. બંધુઓ ! હું પીરાણા ધર્મ સંબંધે થોડું બોલવાનો છું તે કૃપા કરી સાંભળશો. પીરાણા ધર્મ એ કોઈ કાળે પણ હિંદુધર્મ કહી શકાય નહીં એ તો તમે પણ કબુલ કરો છો. આપણી જ્ઞાતિની જે બુરી દશા થઈ ગઈ છે જેનું કારણ પણ પીરાણા ધર્મ છે. આપણી જ્ઞાતિના આગેવાનો જે હમણા હમણા ખૂબ ફાટ્યા છે તે પણ પીરાણા ધર્મનો જ પ્રતાપ છે. મારે તમને ખાસ ખુલ્લા શબ્દોમાં જરાપણ સંકોચાયા સિવાય કહી દેવું જોઈએ કે પીરાણાનું ધર્મ પાળવું અને પાપને વોહરવું એ આપણને માટે બંને બરોબર છે, ભલે કોઈ સ્વાર્થ સાધુ અથવા મોટાભા થવાની લાલચે તમને હજુ પણ પીરાણા હિન્દુ ધર્મ છે તેમ કહે પરંતુ દુનિયાની નજર આગળ તે હવે હિન્દુ ધર્મના નામે એ ધર્મ નાલાયક થઈ ગયો છે. કસોટી કરતાં તદ્દન પીતલ માલુમ પડ્યું છે. અનેક ઠેકાણેથી પીરાણા ધર્મની ટીકાઓ થાય છે. તે તમો સઘળા ભાઈઓ જાણો છો, તે સિવાય મારે તમને એમ પણ કહી દેવું જોઈએ કે પીરાણા ધર્મના શાસ્ત્રોમાં આપણા શુદ્ધ આર્ય ધર્મના માટે ન છાજતા અનેક હુમલાઓ કરવામાં આવ્યા છે. આપણા હિન્દુ દેવોનું પણ તેમાં ખાસ અપમાન કરવામાં આવ્યું છે. આવા કલંકવાળા ચારિત્રથી ભરેલું તેમજ એ ધર્મમાં લખેલા દસ અવતાર બિલકુલ ખોટા, કલ્પિત ન માની શકાય તેવી રીતે વર્ણવેલા છે. જેની હકીકતવાળું એક પુસ્તક આપણા જ્ઞાતિભક્ત ભાઈ **નારણજી રામજીએ** લખેલ છે અને તેઓ થોડા દિવસમાં છપાવાના છે. તે વાંચ્યા પછી તમોને ખાત્રી થશે. એ ધર્મમાં કેવળ ગપગોળા અને પૈસા પેદા કરવાના સાધન સિવાય, બીજું કંઈ જ છેજ નહિ. એ ધર્મને ગુપ્ત રાખવાનો હેતુ પણ એ જ છે કે જો આ ધર્મની વાત જગજાહેર થાય તો દુનિયામાં એ ધર્મના માટે મોટો ખળભળાટ ઉભો થાય, કારણ કે એ ધર્મમાં હિન્દુ તેમજ મુસલમાની બંને ધર્મથી વિરુદ્ધ કેટલીક વાતો લખેલી છે. હું તમો સઘળા ભાઈઓને પૂછું છું કે પીરાણા ધર્મ તો ખાસ ઈમામશાહે જ ચલાવ્યો છે, તેથી આગળ વધીને કહું તો કબીરુદીન અથવા સદરુદીને આ ધર્મ ચલાવ્યો છે, જેઓ પંદરમા સૈકામાં હતા, જેને લગભગ પોણા પાંચસો વર્ષ થયાં છે. છતાં એ ધર્મમાં લખ્યું છે કે હરિશ્ચંદ્ર રાજા તથા તેમની રાણી તારામતી અને કુંવર રોહીદાસ એ ધર્મ પાળતા હતા. કેટલું જુઠાણું ! હરિશ્ચંદ્ર રાજાના ગુરૂ વશિષ્ટમુનિએ તો હરિશ્ચંદ્ર રાજાને વેદ, સનાતની ધર્મ બતાવ્યો હતો, નહિં કે પીરાણાનો ધર્મ હરિણાકશ્યપના પુત્ર પ્રહલાદજી આ પીરાણાના ધર્મને માનતા અને મહારાજા યુધિષ્ઠિર અને પાંડવો પણ આજ પીરાણા ધર્મ પાળતા હતા. શું વાત તમને સાચી જણાય છે? કુરૂક્ષેત્રના મેદાનમાં અર્જુનને ક્યાં કૃષ્ણની ગીતાનો તત્ત્વબોધ અને ક્યાં આ કલ્પિત હિન્દુ પીરાણા ધર્મ !! પીરાણા હિન્દુ ધર્મમાં પોતાની કમાણીમાંથી દશમો ભાગ બાવા ઈમામશાહને આપીએ તો બાવો ઈમામશાહ આપણને સ્વર્ગે પહોંચાડશે નહિ તો નરકમાં જવું પડશે. આવા સ્વાર્થી લખાણો સિવાય તેમાં બીજું કાંઈ છે જ નહિ. કેવળ પૈસા પેદા કરવાનું આ ધર્મના નામનું મશીન સિવાય

બીજું કાંઈ કહી શકાય નહિ. આવી હકીકત છે, છતાં તમને એ ધર્મમાં આસ્તા છે તેનું કારણ? તો તે ધર્મમાં મોટી મોટી લાલચો આપી છે. નુરમાનું, બાજનામું પઢવાથી આમ થાય, રતનનામું પઢવાથી આમ થાય, મોરનબુવતનો પાઠ કરવાથી અમુક અમુક પ્રકારની સિદ્ધિઓ મળે અને તૈયબની કલમો પઢવાથી મોક્ષ મળે. ભાઈઓ ! પીરાણા ધર્મમાં સિદ્ધી મેળવવાને જે પઢવાનું લખ્યું છે તે લાલચમાં જો તમે હંમેશાં પઢ્યા કરશો તો મારી તો ખાત્રી છે કે જરૂર તમે જુરી મરશો મને દેશમાં આવે દોઢ મહિનો થયો છે. તેમાં ઘણાએ પીરાણા ધર્મના ભક્તો સાથે વાદ વિવાદ થયો છે. પરંતુ તેઓનાથી એ હિન્દુધર્મ છે તેવું કોઈ દિવસ પણ પ્રતિપાદન થતું નથી. એ ધર્મના માટે હું આપને એક વાત કહું છું તે જરા સાંભળી લેશો. મુંબઈથી અમદાવાદ જતાં વચમાં વડોદરા શહેર આવે છે ત્યારે ગાડીમાં કેટલાક દવા વેચવાવાળા આવે છે. એ દવાઓમાં એક વીંછીનું ઝેર ઉતારવાની દવા વેચનાર કહે છે કે આ એક વિંછીનું ઝેર ઉતારવાની દવા છે. તેમાં ભારે ગુણ છે. એમ કહી પછી એ દવા જે એક અર્ક તેજાબ છે તે ત્રાંબાના પૈસા ઉપર લગાડે જેથી તે પૈસો સફેદ થાય છે અને રૂપા જેવો લાગે છે. પરંતુ થોડા વખત પછી તેજાબનો ગીલીટ ઉતરી જવાથી એ પૈસો ન રૂપાનો તેમજ ન ત્રાંબાનો એવો અળખામણો થઈ જાય છે કે તેની વસ્તુ ખરીદતાં પણ એ પૈસો કોઈ વેપારી લેવા ના પાડે છે. તેવી જ રીતે પીરાણા ધર્મનો અર્ક-તેજાબ આ મન ઉપર લાગે છે, ત્યારે ઘડીભર એમ થતું હશે કે આપણે ચાંદી જેવા થઈ ગયા છીએ, પરંતુ થોડાજ વખતમાં એ ધર્મનું મહાત્મ્ય જાણ્યા પછી ભાન થાય છે કે ન હિન્દુ તેમજ ન મુસલમાન એવી અધોગતિમાં આવી જવાય છે. માટે તમો સઘળા ભાઈઓએ આપણા બાપદાદાનો અસલ વેદધર્મ સ્વીકારવો, કે જેના માટે આપણને માન હોવું જોઈએ. પરંતુ એમ ન થવું જોઈએ કે આપણો ધર્મ બતાવતા પણ આપણે શરમાવું પડે, પીરાણાના કાકાના માટે તો ઘણું બોલાયું છે. ખરી રીતે કહીએ તો પીરાણાના કાકાને પણ અવળે રસ્તે દોરવાને આપણા આગેવાનો એ જ પ્રયત્ન કર્યો છે. જ્યારે તેને પૈસા છુટથી મોકલીએ ત્યારે જ મોજમજામાં પડી જાય છે. શું આપણા પંચના પૈસા આપણી જ્ઞાતિભાઈઓના હિતમાં વપરાય તે કાંઈ ઓછું પુન્ય તમે માનો છો ! સૈયદો કે જેઓ ચોખ્ખા મુસલમાન છે, સુનતે બેઠેલા છે અને કુરાને શરીફને માનનારા છે, તેઓ જીવહિંસા કરે છે તેટલું જ નહિ પણ પીરાણા ધર્મમાં તમાકુ પીવાની મનાઈ છે છતાં સૈયદો કચ્છમાં આવે છે ત્યારે આપણે જોઈ શકીએ તેવી રીતે ખાનામાં પણ હુક્કા પીએ છે, એક ભાઈએ કહ્યું તેમ કુકડાં ઈત્યાદીને મારે છે. મુસલમાનો સાથે ખાવાપીવાનો વ્યવહાર રાખે છે. છતાં પીરાણાના સૈયદો તેમજ પીરાણાના કાકાઓ આપણને બોધ કરે છે કે ઈમામશાહના વંશના સૈયદો હરિવંશી બ્રાહ્મણ છે. કેવી જુઠી ન માની શકાય તેવી ગલત વાત છે ! સૈયદોએ પણ હવે પૈસાના મતલબે જ પોતાનો આચાર વિચાર પણ છોડી દીધો છે. સૈયદોએ ખાસ દાઢી રખાવવી જોઈએ તેને બદલે દાઢી મુંડાવીને મોં સાફ રાખે છે અને નીચે ધોતી પહેરે છે તેથી શું તે બ્રાહ્મણ થઈ જવાના? કોઈ કાળે પણ નહીં. એ સૈયદોએ પણ આપણી જ્ઞાતિના કેટલાક ભાઈઓને પીરાણા ધર્મનો બોધ આપી કલમા પઢાવતા કર્યા છે. માટે ભાઈઓ ! એ સૈયદોને જેવી રીતે કચ્છમાં આવતા બંધ કર્યાં છે તેવી જ રીતે સમજીને તેને એકપણ પૈસો ન મોકલવતા, કારણ કે તેને પૈસો મળવાથી જરૂર તે જીવહિંસા કરવાના તેમજ તેનું પાપ આપણને જરૂર થવાનું એટલું જ નહિ પણ એ લોકોને વગર મહેનતે જે આપણા ધર્માદાના પૈસા મળે છે. તેથી તે લોકો આળસુ થઈ ગયા છે. એમની જિંદગી પણ આપણે બગાડીએ છીએ. ખરી વાત તો એ છે કે આપણા પૈસાનો સદુપયોગ આપણે જ કરવો જોઈએ, તે સિવાય મારે તમને એક વાત હજુ એ પણ કહેવાની છે કે આપણી જ્ઞાતિની અધમ દશા થવાનાં

કારણોમાં મેં તમને પીરાણા ધર્મ તથા આપણા આગેવાનોનો જુલમ તેમજ પીરાણાના કાકાના છળ પ્રપંચ અને સૈયદોએ જ્ઞાતિના માંથે ચઢાવેલું કાળું કલંક આ સિવાય એક વ્યક્તિ જે ભગત તરીકે જ ઓળખાય છે જે તદ્દન ચૂપમાર રહે છે. છતાં જ્ઞાતિના ભોળા ભાઈઓ તથા બહેનોને અવળે રસ્તે દોરવામાં તેઓ છાનામાનાં કુકર્મો કરે જાય છે અને પોતે મહાત્મા મહંત બનીને ઠગે છે. તેનાથી પણ સંભાળીને ચાલવા હું આપ સર્વ ભાઈઓને વિનંતી કરું છું. આટલું બોલી હું મારું બોલવું પુરું કરું છું અને બેસી જવાની રજા માંગુ છું.

## નારાયણજી રામજીએ કરેલું ભાષણ

મેરબાન પ્રમુખ સાહેબ સ્વામી શ્રી રેવાનંદજી તથા જ્ઞાતિભાઈઓ તથા બહેનો ! મેરબાન પ્રમુખ સાહેબે મારા માટે જે માનભર્યા શબ્દો વાપર્યા છે. તેમજ મારા જુવાન બંધુઓનો પણ મારા તરફ પૂજ્યભાવ જોઈ, તેમજ હું વિરાણી ગામમાં છ વરસ ગેરહાજર રહ્યા પછી, હમણાં એક મહિનો દહાડો થયા આવ્યો છું તે દરમ્યાન **વિરાણી** ગામમાં યુવકોની છ સભાઓ ભરાઈ છે જેમાં લગભગ આપણા ગામની વસ્તીનો મોટો ભાગ ભાઈઓ તથા બહેનોએ ભાષણો સાંભળી ગયા પછી વૃદ્ધો તેમજ યુવાનો અને છેક દશ વર્ષના બાળકોનો પણ મારા તરફ પ્રેમભાવ જોઈ તેમજ વૃદ્ધ માતાઓ બેનો તેમજ નાની બાળકીઓનો નમ્ર અને સ્નેહાળ ભાવ જોઈ હું મને પોતાને ભાગ્યશાળી માનું છું. આ વખતે મને મારા કાર્ય તરફ ઘણું જ માન ઉત્પન્ન થાય છે. **મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતિના** જીવનચરિત્રમાં મેં વાંચ્યું હતું કે સ્વામીજી પંજાબમાં વેદાંતનું રહસ્ય સમજાવતા હતા. પોતાના ભાષણમાં પુરાણોની ગપ કથાનું ખંડન પણ કરતા હતા તે વખતે સનાતની જુના વિચારવાળા ભાઈઓ તરફથી સ્વામીજીના માટે તિરસ્કાર પણ છૂટતો હતો. કેટલાક અજ્ઞાન ભાઈઓ સ્વામીજીને ગાળો પણ આપતા હતા. એટલું જ નહીં પણ ઈંટો અને પથરાનો વરસાદ પણ સ્વામીજી ઉપર વરસતો હતો એવામાં એક ઈંટ સ્વામી દયાનંદને માથામાં વાગી તે એક સભ્ય ગૃહસ્થે જોઇ, મારનારને તેણે બરોબર ધ્યાનમાં રાખ્યો અને સ્વામીજીને કહ્યું કે તમે ફરિયાદ કરો હું તમારો સાક્ષી થવા તૈયાર છું. તમને ઈંટ મારનારને હું બરોબર ઓળખું છું. ત્યારે સ્વામીજીએ કહ્યું કે નહી ભાઈ મારું કામ સત્ય વસ્તુ શું છે તે કહેવાનું છે. નહિ કે ફરિયાદ કરવાનું. કંઈ હરકત નથી મારો આત્મા મને ખાત્રી આપે છે કે મારા બોધથી અંતે જે માણસો હાલમાં મારા ઉપર ઈંટો અને પથ્થરાનો વરસાદ વરસાવે છે, તેજ માણસોને મારા શબ્દોની અસર થશે ત્યારે પથરા અને ઈંટોને બદલે મારા ઉપર ફુલોનો વરસાદ વરસાવશે. અંતે સ્વામીજીની ભવિષ્યવાણી ખરી પડી છે. પંજાબમાં સૌથી વિશેષ બોધ સ્વામી દયાનંદના વેદ ધર્મનો પ્રચલિત છે. સ્વામીજીના નામ પર પોતાના પ્રાણ ઓવારી નાંખનારા વીર પુરૂષો લાખોની સંખ્યામાં પંજાબ તરફ આપ જોઈ શકશો. આ વાત મને લગભગ આઠેક વર્ષ ઉપર વાંચવામાં આવી હતી અને તેજ વખતથી મેં મારી જ્ઞાતિ તરફના સુધારાની દિશા બદલી હતી તેમજ અમારા મંડળના શુભેચ્છક મરહુમ સ્વર્ગવાસી મહારાજ રામેશ્વર મોરારજીનો પણ એજ બોધ અમને હતો. આજે એ વાતની સત્યતાની સંપૂર્ણ ખાત્રી મને આ સભામાં આપના સૌ ભાઈઓ તરફથી થાય છે કે હું આજે મારા કાર્યના માટે ઘણો જ આનંદિત છું. આપ ધારતા હશો કે મેં જ્ઞાતિ સુધારાના માટે વિશેષ ભોગ આપ્યો છે પરંતુ એ ધારવું આપનું ભૂલ ભરેલું છે. મારા કરતાં તો આપણી જ્ઞાતિની દાઝ હૈયે ધરનારા વીર બંધુઓ ઘણાય છે. છતાં પણ જો મારાથી એક નામની પણ જો સેવા થઈ હોય તો એ ખાસ મારી ફરજ છે. જે મેં

એક નામની જ અદા કરી છે. હજુ તો હું આપણી જ્ઞાતિના પૂરેપૂરા ઋણમાં છું. આટલું બોલ્યા પછી મારે પણ આ સભામાં કાંઈક બોલવું જોઈએ જેથી થોડુંક બોલું છું તે કૃપા કરી સાંભળશો. એક મહિનો દિવસ થયાં હું મુંબઈથી વિરાણી આવ્યો છું. તે દરમ્યાન હું આપણા ભાઈઓ જ્યાં વસે છે એવા ઘણા ગામોમાં ફર્યો છું. તેમજ આપણી જ્ઞાતિના ઘણા આગેવાનોને મળ્યો છું. તેમની સાથેની વાતચીતો ઉપરથી સારાંશ એ નીકળે છે કે આગેવાનોની ટીકા તથા પીરાણા ધર્મની જે ઉઘાડ થાય છે તે ઠીક નથી. આપણી જ્ઞાતિના એક મુખ્ય આગેવાન નેત્રા ગામના રહીશ કરમશી ગેઢેરા થોડા દિવસ ઉપર વિરાણી ગામમાં એક ઘરઘેણાંમાં આવ્યા હતા ત્યારે આ મુરબ્બી આગેવાને મહેરબાની કરી મારે ઘરે તેઓ પધાર્યા હતા ત્યારે મેં આપણી જ્ઞાતિની થતી પાયમાલી તથા આગેવાનોના જુલ્મની કથા તેમજ પીરાણા ધર્મ સંબંધે પણ ઘણો વાદવિવાદ થયો હતો પરંતુ તે મુરબ્બી આગેવાને દરેક વાત મારી કબુલી હતી. પરંતુ હું નથી ધારતો કે તેઓશ્રીએ મને જે જે વચન આપ્યાં છે તે પ્રમાણે તેઓ વર્તશે. મને તો ખાત્રી છે કે આગેવાનો જ્યાં સુધી પોતાનો સ્વાર્થ ત્યાગ કરે નહિ ત્યાં સુધી આપણી જ્ઞાતિનો ઉદય પણ થાય નહિ. આગેવાનોના ચારિત્ર વિશે મારા જુવાન ભાઈઓ ઘણું બોલી ગયા છે. આપણી જ્ઞાતિ વિના કારણ આગેવાનોના ભોગ થઈ પડી છે તે સંબંધે કેટલાક ભાઈઓએ બહુ જ જુસ્સાદાર ભાષણો કર્યા છે. હવે મારે આગેવાનો સંબંધે બોલવા જેવું કશું છે જ નહિ. પીરાણા ધર્મના માટે મને બોલાવાને બહુ જ આગ્રહ કરવામાં આવ્યો છે પરંતુ હું સઘળા ભાઈઓને વિનંતી કરું છું કે મેં પીરાણા ધર્મની પોલ એ સંબંધે એક પુસ્તક લખ્યું છે જે હું મુંબઈ ગયા પછી થોડા દિવસમાં છપાવવાનો છું. તે છપાઈ બહાર પડ્યા પછી તમને પીરાણા ધર્મ સંબંધે ઘણું જાણવાનું મળશે. જેથી અત્યારે હું તે સમયે કંઈ બોલવા માગતો નથી. મેરબાન પ્રમુખ સાહેબે પોતાના ભાષણમાં જુવાન ભાઈઓને ઉદ્દેશીને જે બોધ આપ્યો છે તે ખાસ મનન કરવા યોગ્ય છે. આ સભામાં આપણી જ્ઞાતિના શુભેચ્છક ઘણા વૃદ્ધ આગેવાનોની હાજરી છે છતાં તમો જુવાનીયાઓની સંખ્યા વિશેષ છે. તેમજ આજે તમો જુવાન ભાઈઓનાં જુસ્સાદાર ભાષણો તેમજ તમારા ઉછળતાં લોહીથી જ્ઞાતિની શુભચિંતક લાગણીઓ જોઈ તમને કંઈક વિશેષ કહેવા ઈચ્છું છું. તમો સઘળા જુવાન બંધુઓનો અત્યારે જે દેખાવ છે તે જોતાં તો મને એમ લાગે છે કે હવે આપણી કચ્છની જ્ઞાતિ જલદીથી સુધરી જશે એમાં જરાપણ શંકા નથી તો પણ દૂધના ઉકાળાની માફક ક્ષણિક વૈરાગ્યવાળા તમો થશો નહી. સહનશીલતા તો તમારે હંમેશાં ધ્યાનમાં જ રાખવી તમને કોઈ કટુ વચન કહે તે સઘળાં તમારે સાંભળવાં પડશે તો પણ તમે તમારું જે કાર્ય હમણાં હાથ ધર્યું છે, તે ઠંડું પડવા દેશો નહીં. તેમજ તમે આળસુ થશો નહીં. માણસોમાં આળસુપણું એવા પ્રકારનો દુર્ગુણ છે કે તે કંઈ પણ કાર્ય કરી શકે નહીં. મારી તો તમને એ સલાહ છે કે તમે પીરાણા ધર્મના પુસ્તકો વાંચ્યાં નહોય તો વાંચજો અને પછી આપણા આર્યોના પવિત્ર અને ઉચ્ચ જીવન રૂપી ઈતિહાસો, રામાયણ, મહાભારત અને ગીતા ઈત્યાદિ ગ્રંથો વાંચી જોશો તો તમને સાફ સાફ સમજાશે કે આપણને આંખે પાટા બાંધવામાં આવ્યા છે અને છેક જ ભુલમાં નાંખ્યા છે. **આપણો ધર્મ અને આપણી ફરજો શું છે તે તમને સાફ સમજાશે.** મહારાણા પ્રતાપસિંહ તથા છત્રપતિ શિવાજી મહારાજનો ઈતિહાસ જો તમે વાંચ્યો હોય, અગર સાંભળ્યો હોય તો એમાં ઘણું જાણવા જેવું છે. મહારાણા પ્રતાપસિંહે બત્રીસ વર્ષ સુધી જંગલમાં રહી કંદમુળનો આહાર કરી ઘાસની પથારીમાં પડી રહેવું કબુલ કર્યું હતું. પરંતુ મુસલમાનીપણાની સત્તાનો તેણે લેશ પણ સ્વીકાર કર્યો નહોતો. ઔરંગઝેબના જુલ્મી જમાનામાં શિવાજી ન હોત તો બધી દુનિયા સુનત થઈ જાત. આ

દષ્ટાંતો બધાં સત્ય છે. તે આપણે ખરા ધ્યાનમાં લેવા યોગ્ય છે. શિવાજીનો પુત્ર સંભાજી જો કે ઘણો જ ક્રુર અને ઘાતકી રાજા થઈ ગયો છે. શિવાજીનું તેણે નામ બોળ્યું હતું એમ કહીએ તો પણ ચાલે, પરંતુ તેને જ્યારે પચીસ વર્ષના યુદ્ધના અંતે ઔરંગઝેબે કપટથી કેદ કર્યો અને તેને મુસલમાની ધર્મ પાળવા દેવામાં આવ્યું ત્યારે શિવાજીના પુત્ર સંભાજીએ તેને કહ્યું કે તારી દિલ્હીના રાજ્યનું સમ્રાટપદ આપે, તો પણ હું કદી મુસલમાની ધર્મ સ્વીકારું નહીં. હિન્દુ આર્ય ધર્મ તજી યવનધર્મ અંગીકાર કરું નહીં. ત્યારે એ ક્રુર અને ઘાતકી ઔરંગઝેબ બાદશાહે તેની જીવતાં લોખંડના સળીયાઓ ધગધગાવી સંભાજીની આંખો ફોડી નાખવાની સજા ફરમાવી ત્યારે પણ આ ક્ષત્રિય વીર નર જરાપણ અચકાયા સિવાય એ સજા કબુલ કરી. પરંતુ યવનધર્મ સ્વીકાર્યો નહીં. જ્યારે તેની આંખ લાલ સળીયાથી ફોડી નાખવામાં આવી ત્યારે કૃતઘ્ની ઓરંગઝેબે ફરીથી કહ્યું કે હજુ પણ જો તું માને તો તને મારી દીકરીને પરણાવું અને તારું રાજ્ય તને પાછું સોપું આવા શબ્દો સાંભળીને પણ આ નીડર ક્ષત્રિય વીરયોધ્ધાએ જેને આર્યધર્મનું અભિમાન છે તેવા શિવાજીના પુત્ર સંભાજીએ કહ્યું કે ઓ નર પીશાચ પૃથ્વીને ભાર રૂપ જાલીમ શેતાન તું જલદીથી મારી બીજી આંખ પણ ફોડી નાખ કે જેથી તારા જેવા ક્રુર અને ઘાતકી નીચ યવનને જોઈ મારી બીજી આંખને ઘણી જ શરમ થાય છે કારણ કે તું પાપીને તે હજુ એક આંખ જોઈ શકે છે. આંખનો તું જલદીથી નાશ કરી નાખે તો તારા જેવો નીચ અધર્મીને જોવાનું બાકી રહે નહીં. બસ તેજ વખતે સંભાજીની બીજી આંખ પણ લોખંડથી તપાવેલા સળીયાથી ફોડી નાંખવામાં આવી અને આવી ક્રુર અને ઘાતકી સજા ભોગવી પોતાનો દેહ અર્પણ કર્યો, પરંતુ તેણે પોતાનો આર્ય ધર્મ તજ્યો નહીં. યવન ધર્મનો સ્વીકાર કર્યો નહીં. બંધુઓ આપ ઈતિહાસ તરફ દષ્ટિ કરો. આ જમાનો કંઈ નાદીરશાહી કે ઔરંગઝેબનો નથી. આપણને કોઈ જબરીથી મારીને મુસલમાન કરતું નથી છતાં પણ આપણે શા માટે સમજ્યા વગર આપણા આર્યોનો અતિ પવિત્ર અને ઉંચ વેદ ધર્મને ભુલી જઈ એક ઈંદ્રજાળ રૂપી પીરાણા ધર્મમાં ફસાયા છીએ. ઈતિહાસોમાં સંભાજીના જેવા અનેક દાખલાઓ મળી આવે છે. પરંતુ કોઈએ પોતાનો આર્ય ધર્મ તજ્યો નથી. પીરાણા ધર્મ હિન્દુ ધર્મ નથી એ વાત તો આખી દુનિયામાં પ્રસિદ્ધ છે. પીરાણાના સૈયદો એવો દાવો કરે છે કે અમે હરીવંશી બ્રાહ્મણ છીએ. શું એ વાત તમને સાચી જણાય છે. પૈસા છેતરીને લેવાનો બિલકુલ કાંઈ પણ માની શકે નહીં તેવો એક ઢોંગ છે. કોઈ હૈયા ફૂટયા એમ માનતા હશે. સૈયદો બ્રાહ્મણ છે અને તેને પૈસા આપવાથી ધર્મ થાય છે. ભાઈઓ સૈયદો તો ખાસ મુસલમાન છે અને તે પીરાણા ધર્મને બિલકુલ માનતા નથી. તેઓ તો ખાસ કુરાને શરીફને માને છે.

માત્ર તમારી ભોળપણનો લાભ લઈ પીરાણા સતપંથ હિન્દુ ધર્મ છે એમ જુઠું સમજાવે છે. કાકાઓ ખુદ જાણે છે કે પીરાણા ધર્મ એ એક કપટ જાળ છે છતાં આ પોલ નભે છે. ત્યાં સુધી એનો લાભ લીધે જાય છે. આપણા સ્વાર્થી આગેવાનો પણ આ ધર્મમાં કંઈ માલ નથી એવું સમજે છે છતાં પણ નભાવી રાખવાની કોશીશો કરે છે. તેમાં એમનો પાકો સ્વાર્થ છે. પંચના નાણાં એકઠાં થાય છે અને તેની હુંડી કરવા આગેવાનો ભુજ જાય છે ત્યારે ચોથાઈના નાણાં તેઓ હજમ કરી જાએ છે. દીવા જેવું તેજોમય વાતાવરણ ચારેકોરથી બોલાય છે છતાં એ ધર્મ હિન્દુ ધર્મ છે એમ કહેવું એ કેટલી શરમ જેવી વાત છે. છેવટે હું મારા જુવાન ભાઈઓને એટલું જ કહું છું કે જેવી રીતે તમે કમર કસી આજે આ સભામાં તમે જે કામ બોલીને કરી બતાવ્યું છે તેને આચારમાં મુકી તમારા ગરીબ ભાઈઓ આપણા જુલ્મી આગેવાનોની જુલ્મી સત્તાથી પીડાતા હોય તેની વારે ધાઓ. તમારી જાતને જ્ઞાતિસેવાના ઋણથી મુક્ત કરો

અને દુનિયામાં તમે સપુત કેવડાવો આવું કઠણ વ્રત અંગીકાર કરવાની ખાસ જરૂર છે. પરંતુ એક વાત તમારે ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ કે આવું કઠણ વ્રત પાળવું એ સાધારણ વાત નથી. દુરબુદ્ધિ દુરાગ્રહી ઈર્ષાળુ લોકો તમારી નીંદા કરશે, તમારી મશ્કરી કરશે તથા તમારા નિશ્ચયથી તમને ચલાવશે એટલું જ નહી પણ અનેક વિધ્નો નાંખશે, તથાપી માન કરવા તમારી નીંદા થાએ કે સ્તુતિ થાએ ચાયતો મૃત્યુ થાએ જોઈએ તો લક્ષ્મી મળે કે આખું જીવન દારીદ્રતામાં જાય પણ તમે જે વ્રત અંગીકાર કર્યું છે તેમાંથી કદી પણ પાછા હઠવું નહીં આવી રીતનું કઠોર વ્રત જ્ઞાતિહિતના માટે તમે લેશો ત્યારે ખાત્રીથી માનજો કે તમને આપણી કુળદેવી ઉમિયા માતા જરૂર વિજયમાળા તમારા જ ડોકમાં નાખશે ત્યારે જ તમારો કરેલો ઉદ્યોગ સફળ થશે કે તે સિવાય તમને મારે એક ખાસ સુચના કરવાની છે તે એ છે કે સ્વાર્થ ત્યાગની ભાવના વગર તમે એક પણ કાર્ય કરી શકશો નહીં, જો તમારી ઈચ્છા તમારા જ્ઞાતિ ભાઈઓનું કલ્યાણ કરવાની હોય તો તમારે સ્વાર્થનો સદંતર ત્યાગ કરવો જોઈએ અને તો જ તમો વિજયી થઈ શકશો. સ્વામી વિવેકાનંદના શબ્દોમાં કહું છું કે પરાક્રમ કરવાનો સમય તમારામાં જુવાનીનું જોર ઉછાળા મારી રહ્યું છે તે જ છે. નહીં કે તમે ઘરડા અને આખી જિંદગીભરના કામના બોજાથી ઘસાઈ જાઓ ત્યારે. અત્યારે તમારામાં ઉત્સાહ છે, વીર્ય છે, ચેતન છે, કામ કરવાનો આજ અવસર છે, પ્રભુને ચરણે સુંઘાયેલા કરમાયેલાં અને કચરાયેલાં પુષ્પો અર્પણ થતાં નથી. પણ તાજાં, ખીલેલાં, સુગંધવાળાં અને કોઈ પણ સ્પર્શ ન કર્યા હોય તેવા જ પુષ્પો જ અર્પણ કરવાને યોગ્ય છે. આખી જિંદગી સુધી નોકરી ધંધો કરી ઘસાઈ ગયેલાં શરીરથી મહાન કાર્ય કે દેશસેવા થાય નહિ, પણ યુવાન, બુદ્ધિવાન અને મજબુત બાંધાવાળા જ, સ્તુતિપાત્ર કાર્ય કરવાને યોગ્ય છે. સ્વામીજીના આ કથનો ઉપરાંત સ્વાર્થ ત્યાગી આત્મબળવાળા પ્રાતઃસ્મરણીય **મહાત્મા ગાંધી** તથા અતિ કસોટીમાંથી પસાર થયેલા **તીલક મહારાજના** ચારિત્ર તરફ આપ ધ્યાન ખેંચશો તો તમને સ્પષ્ટ સમજાશે કે, તેઓએ દેશહિતના કલ્યાણકારી કાર્યની શરૂઆત યુવાવસ્થામાં જ કરી હતી અને હું હમણાં કહી ગયો તેમ કિંચિત માત્ર કોઈપણ બાબતનો ડર રાખ્યા સિવાય પોતાનું ધારેલું કાર્ય સ્વાર્થરહિતપણાથી અનેક વિધ્નો અને મહાકષ્ટો આવવા છતાં તેની પરવા કર્યા સિવાય આરંભેલું કાર્ય પૂર્ણ કરવા માટે અદ્યાપિ પર્યંત પ્રયત્ન કરે જાય છે અને તેમના આવા નિશ્ચયો જ આપણી પાસે તેમની પૂજા કરાવે છે. એટલા વાસ્તે હું ફરીને પણ તમો મારા યુવાન બંધુઓને આગ્રહપૂર્વક જણાવું છું કે તમે મારા કહેવા પરથી જ્ઞાતિહિતનું કાર્ય કરવા તૈયાર થાઓ. તે પહેલાં તમે તમારા નિશ્ચયને નિભાવી રાખવા માટે પૂર્ણ વિચાર કરજો. કાર્યનો આરંભ કર્યા પછી જો વિધ્નોથી કાર્યને છોડી દેશો તો લોકોની દષ્ટિએ તમે હલકા પડશો અને અપકીર્તિ કરાવશો. મને તમારામાં વિશ્વાસ છે અને આ જ્ઞાતિહિતનું મહાન્ અને અગત્યનું કાર્ય તમારા સિવાય સ્વાર્થી અભિમાની અને નીચ લાલચોથી લપટાયેલા આગેવાનોથી થઈ શકે તેમ નથી અને તેથી જ આ કાર્ય તમારે જ કરવું જોશે અને તે કરવાની તમારી ફરજ છે. હું તમારી અત્યારે મુખમુદ્રા ઉપરથી તમારા હૃદયમાં થતી ભાવનાઓ વાંચીને આશા રાખું છું કે તમે આ જ્ઞાતિને જેમ બને તેમ જલ્દી લાંછન રહિત કરવાને કમરકસી મેદાને પડશો. કચ્છ પ્રદેશમાં આપણી વસ્તીવાળા ગામો પૈકી **વીરાણી** ગામ જ એક એવું ગામ છે કે જ્યાં આવી બાબતોની ઉપરાઉપરી સભાઓ ભરાય અને જ્ઞાતિજનોને બોધ મળે તેવા ખુલ્લા દિલથી સંપૂર્ણ છૂટ સાથે પોતાના વિચારો જણાવી શકાય અને તેથી જ **વિરાણી** ગામે શુભ કાર્યોની શરૂઆત કરવાના સ્થાનમાં અગ્રપદ લીધું છે તેના માટે હું અંતઃકરણપૂર્વક આ **વીરાણી** ગામનો ઉપકાર માનું છું. સેવકનો

જન્મ પણ આ જ ગામમાં થયો છે જેને માટે મારે પણ ખાસ અભિમાન કરવા જેવું છે. વીરાણીના યુવકો તરફ મને ઘણું જ માન છે. તેઓની સાદાઈ અને પવિત્રતાથી હું ખાત્રીથી માનું છું કે જ્ઞાતિહિતનું કાર્ય કરતાં જેટલાં વર્ષો થયાં છે તેટલા મહિના હવે નહિ થાય. ભગવતી ઉમા માતા સર્વના મનોરથ સફળ કરે એ જ આ સેવકની જગતજનની ઉમિયા માતા પ્રત્યે પ્રાર્થના છે.

## પટેલ વાલજી શીવદાસ નાકરામીએ કરેલું ભાષણ

મે. પ્રમુખ સાહેબ જ્ઞાતિભાઈઓ અને બહેનો !

આપે મને આપણી જ્ઞાતિહિતના માટે બે બોલ બોલવા આજ્ઞા કરી છે પરંતુ આ સભામાં આપણા વિદ્વાન ભાઈઓના ભાષણો સાંભળી મારા જેવા વગર ભણેલાથી શું આપને બોધ થઈ શકે. હું એટલું કહું છું કે મુંબઈવાળા ભાઈઓ તો ત્યાં સભાઓ ભરાય છે જેથી ભાષણ કરે છે તે સાંભળી મને ખાત્રી થાય છે કે હવે આપણી જ્ઞાતિ સુધર્યા વગર રહેશે નહિ. કેટલાક ભાઈઓના તેમજ બહેનોના હૃદય સભાઓમાં ભાષણો સાંભળ્યા પછી જે કુધારા આપણી જ્ઞાતિમાં છે તેનો ત્યાગ કરવા એક પગે તૈયાર થયાં છે, તેથી આશા રખાય છે કે આપણી જ્ઞાતિની અધમ દશા હવે થોડા દિવસને માટે જ છે. આટલું બોલ્યા પછી હું આપને એક દષ્ટાંત આપણી જ્ઞાતિને લાગુ પડે છે જેથી કહું છું તે કૃપા કરી સાંભળશો. કેટલાક નિર્ભાગી ગામો હતાં કે જ્યાં એક રાક્ષસ દરરોજ આવી તે કેટલાક માણસોને ખાઈ જતો હતો, પરંતુ તે ગામના માણસો કશું કરી શકતાં નહોતાં. રાક્ષસથી બચવાને ઉપાય સુદ્ધાંત પણ તે લેતાં નહોતાં. આમ ઘણા દિવસથી રાક્ષસ માણસોને મારીને ખાઈ જતો હતો તેવામાં એક દુઃખી માણસને ગામનો તેમજ મનુષ્ય જાતિનો આવો નકામો ભોગ થાય છે તે જોઈ ન શકવાથી તેણે વિચાર કર્યો કે આવી રીતે મનુષ્યોનો વિના કારણ ભોગ અપાય છે તે ઠીક નથી. માટે મારે જ એ રાક્ષસના ભોગ થઈ જવું. કે જેથી દેખવુંએ નહિ તેમજ દાઝવુંએ નહિં. આવું ધારી તે ભાઈએ સાંજના વખતે જે તરફથી રાક્ષસ આવતો હતો તે દિશા તરફ રાક્ષસના સામે જવાનો રસ્તો લઈ ચાલવા માંડ્યું એટલે સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો, એટલામાં પેલો રાક્ષસ તેના સામો મળ્યો તે જોઈ પેલો માણસ રાક્ષસના મોંઢા આગળ ગયો એટલે રાક્ષસ ફેરો ખાઈ તેનાથી દૂર ગયો એટલે પેલો માણસ ફરી તેની સન્મુખ થયો ત્યારે પણ તે રાક્ષસ તેનાથી દૂર જવા લાગ્યો. એટલે પેલા માણસે કહ્યું કે “ઓ અધમ ! મનુષ્ય જાતિનો તું ભક્ષ કરનાર રાક્ષસ હોવા છતાં હું તારી સન્મુખ આવ્યો છું, છતાં તું દૂર કેમ નાશે છે? અને તું મારો ભક્ષ કેમ કરતો નથી?” ત્યારે પેલા રાક્ષસે જવાબ આપ્યો કે ઓ મનુષ્ય જાતિમાં ઉત્તમ વીર નર ! હું કોઈ દિવસ પણ મનુષ્ય ભક્ષ કરતો નથી. પરંતુ જે જાનવર જેવાં છે એટલે કે જે પશુ સમાન જ્ઞાનવાળાં જ મનુષ્યોનો હું આહાર કરું છું ત્યારે પેલા માણસે કહ્યું કે દરરોજ એકાદ અથવા બે મનુષ્યની જીવહિંસા પ્રત્યક્ષ થાય છે એ વાત શું ખોટી છે? ત્યારે પેલા રાક્ષસે કહ્યું કે તારી સમજફેર છે. જે મનુષ્યની તું હિંસા થવાનું કહે છે તે મનુષ્ય નહિં પરંતુ તે તારે જોવું હોય તો લે આ મારી પાસે એક અરીસો છે. તેમાં તું તારા ગામના મનુષ્યનું સ્મરણ કર એટલે તને તે સઘળું દેખાશે. પેલા વીરનરે અજાયબ રીતે અરીસો હાથમાં લઈ પોતાના ગામના મનુષ્યો દેખાવાનો સંકલ્પ કર્યો, તો તેમાં ખરેખર તેને માણસો પશુ જેવા માલુમ પડ્યાં. થોડાં જ માણસો માણસો જેવાં દેખાવા લાગ્યાં, બાકીના બધા પશુસમાન લાગ્યાં, આ અજાયબી જોઈ પેલા વીરનરે નમ્રતાપૂર્વક વિનંતી કરીને કહ્યું કે આ અરીસો તું મને આપ ત્યારે રાક્ષસે તેને તે આપવા ના કહી પરંતુ શુદ્ધ ક્ષાત્ર તેજ અને વીરત્વભરી વાણીથી દુનિયાનો ઉદ્ધાર કરવાની

જીજ્ઞાસા પેલા વીરનરે બતાવી ત્યારે પેલા રાક્ષસે તેને કહ્યું કે મારો અરીસો તારા કામનો નથી પરંતુ આવો અરીસો તો તારી પાસે પણ છે. તેમાં તું બરોબર ધ્યાનપૂર્વક જોશે તો તને દુનિયામાં મનુષ્ય પ્રાણી અને પશુ પ્રાણીનું ભાન જરૂર થશે. એ અરીસારૂપી ગીતા જ્ઞાન તથા રામાયણ અને મહાભારતના નીતિમય ઈતિહાસો છે. તે ખાસ મનન કરવાથી તે તું જોઈ શકશે. પેલા વીરનરને ગીતા, રામાયણ અને મહાભારતના ઈતિહાસોની નીતિ અને હાલના અધમ મનુષ્યોના કુકર્મોને ધ્યાનમાં લઈ પેલા રાક્ષસની વાત તેને સત્ય સમજાઈ આ મેં તમોને એક દષ્ટાંત કહ્યું. હવે એ વાતનો સિદ્ધાંત એ છે કે રાક્ષસરૂપી સૈયદો તેમજ કાકાઓ અને મનુષ્ય પશુ તરીકે આપણી કણબીની જ્ઞાતિ છે અને જે વીરનરને મનુષ્ય વધ થવાનું દુઃખ લાગ્યું હતું તે સ્વધર્મ વર્ધકમંડળના નેતાઓ છે, રાક્ષસોરૂપી સૈયદ તથા કાકાઓ તેમને ખાઈ શકતા નથી તેમની સાથે તો કાકાઓ તેમજ સૈયદો મિત્રાચારીનો સંબંધ રાખે છે. હકીકત આ પ્રમાણે છે, છતાં જે સમજે નહિં તેને રાક્ષસો ખાય છે, તેમજ આપણને સૈયદો તેમજ કાકાઓ લુંટીને ખાય તેમાં દોષ એમનો નથી. એ દોષ આપણામાં જ છે. ભાઈઓ ! મારી અલ્પબુદ્ધિથી મેં આપને દષ્ટાંત આપ્યું છે. પરંતુ પંચીકરણમાં એક દષ્ટાંત છે કે સિંહનું બચ્ચું અજ્ઞાન દશામાં બકરા ભેગું રહેવાથી પોતે માની લીધું કે હું પણ બકરું છું તેવી રીતે આપણે અજ્ઞાનતાથી માની લીધું છે કે આપણો પીરાણા ધર્મ હિન્દુ ધર્મ છે, પરંતુ આપણી દશા પેલા સિંહના જેવી છે. જેવી રીતે બીજા એક સિંહે તેના સ્વરૂપનું ભાન કરાવવાથી તે સિંહને ભાન થયું કે હું પણ સિંહ જ છું અને તે બકરાના ટોળાથી તે છૂટો પડ્યો હતો પરંતુ આપણને આપણે કોણ છીએ એનું ભાન કરાવવા માટે આપણા ભાઈઓ મથી રહ્યા છે. પરંતુ આપણે જ્યાં સુધી એ વાત ખાસ અંતઃકરણથી માનીશું નહિ ત્યાં સુધી આપણો અને આપણી જ્ઞાતિનો ઉદ્ધાર થવાનો નથી. આટલું બોલી હું મારું બોલવું પુરું કરું છું અને બેસી જવાની રજા માગું છું.

**પ્રેમજી ખીમાણી**એ પોતાની જગ્યા ઉપર ઉભા રહીને કહ્યું કે ભાઈઓ તમે જે જે ભાષણો આજે સભામાં કર્યા છે એ સાંભળીને મને વિચાર થાય છે કે અમો દેશમાં બેઠેલા ભાઈઓને પણ આપણી જ્ઞાતિમાં કેવા જુલમ થાય છે તેની પૂરેપૂરી ખબર નથી અને તમોએ આટલી હકીકત મેળવી છે અને આ સભામાં બોલીને આપણા ભાઈઓને તમે જાણીતા કર્યા છે. તેના માટે ખરેખર શાબાશી ઘટે છે. મારો વિચાર એમ થયો છે કે આજની સભાની કામકાજની ખબર આપણા કચ્છ દેશમાં વસ્તા દરેક ભાઈઓને થાય તો આપણી જ્ઞાતિમાં જે અંધારું છે તેમજ આગેવાનો કેટલા જુલમ કરે છે એ સઘળું વૃતાંત છપાય તો આ સભાનો હેવાલ દરેક ભાઈ વાંચીને લાભ લે એવી મારી ખાસ વિનંતી છે. મને આશા છે કે યુવકમંડળે મહેનત કરી સભા ભરી છે તેવી જ રીતે મહેનત કરી આ સભાનું કામકાજ છપાવશે તો જ્ઞાતિ ઉપર મોટો ઉપકાર કર્યો ગણાશે. ઉપલી હકીકતના ટેકામાં વિશ્રામ રાજા સોમજીયાણીએ કહ્યું કે રીપોર્ટ છપાય તો ઘણું સારું કારણ કે કેટલાંક ભાષણો ખાસ શીખામણનાં છે તેમજ કેટલાક ભાષણો આગેવાનોના જુલમની વાતો છે તે આપણે આજે સાંભળી છે અને કાલે વળી ભુલી જશું તેથી છપાયેલી હોય તો ફરી પણ વાંચી શકીએ, તેથી હું પણ વિનંતી કરું છું કે આજની સભાનો રીપોર્ટ છપાય તો સારું. આના જવાબમાં ભાઈ રતનશી ખીમજી ખેતાણીએ કહ્યું કે યુવકમંડળને છપાવવાની મહેનત થાયે તેની હરકત નથી પરંતુ પ્રમુખ સાહેબ જો આજ્ઞા આપશે તો આજની સભાનો રીપોર્ટ મુંબઈ ગયા પછી છપાવીશું.

ભાઈ પ્રેમજી ખીમાણી તથા ભાઈ વિશ્રામ રાજા સોમજીયાણીની દરખાસ્તથી તેમજ રતનશી ખીમજી ખેતાણીએ સભાનો રીપોર્ટ પ્રમુખ સાહેબની રજા હોય તો છપાવવાને માટે જે બોલી જવામાં મે. પ્રમુખ સાહેબે

જણાવ્યું કે તમો સર્વ ભાઈઓની ઈચ્છા આજની સભાનો રીપોર્ટ છપાય તે સારું એમ હોય તો મારી કોઈ વાતે મનાઈ નથી. જેથી પ્રમુખ સાહેબે સભામાં બેઠેલા સર્વ ભાઈઓને રીપોર્ટ છપાવવા સંબંધી પુછતાં સર્વ ભાઈઓએ સર્વાનુમતે રીપોર્ટ છપાવવો એવો અભિપ્રાય આપવાથી પ્રમુખ **પટેલ લાલજી શીવજીએ** આજની સભાનો રીપોર્ટ છપાવવા માટે યુવક મંડળના પ્રમુખ રતનશી ખીમજી ખેતાણીને આજ્ઞા કર્યા બાદ કહ્યું કે રાત્રિનો ટાઈમ ઘણો ગયો છે છતાં સર્વ ભાઈઓ તેમજ બેનો આ સભામાં થતું કામકાજ ઉત્સાહ અને શાંતિપૂર્વક સાંભળે છે. એ જાણી હું ઘણો જ ખુશ થયો છું. તેટલું જ નહીં પણ અન્ય જ્ઞાતિના ભાઈઓને પણ આપણી જ્ઞાતિ તરફ જે દિલસોજી ભરી લાગણી છે. એટલું જ નહીં પણ આપણી જ્ઞાતિ કોઈપણ રીતે સુધરે તેના માટે તેઓ પણ સતત પ્રયાસ કરી રહ્યા છે. જેના માટે તે ભાઈઓનો હું ઉપકાર માનું છું. અને આજની સભામાં થયેલા ભાષણોના માટે છેલ્લે મારે ઉપસંહાર કરવો જોઈએ તે હું મારી વતીથી ભાઈ નારણજી રામજીને આજ્ઞા કરું છું કે તેઓશ્રી તમને કહી બતાવશે.

**નારાણજી રામજીભાઈએ** - પ્રમુખની આજ્ઞાથી નીચે પ્રમાણે ઉપસંહારનું વિવેચન કર્યું હતું.

મેરબાન પ્રમુખ સાહેબ, પ્રિયજ્ઞાતિ બંધુઓ, સ્વામીજી અને બેનો, પ્રમુખ સાહેબે છેવટના બે બોલ બોલવા માટે મને જે સુચના કરી છે તેના માટે તેઓશ્રીનો હું ઉપકાર માનું છું. બંધુઓ આજની સભાનું જે કામકાજ આપણા ગામના આગેવાનોની હાજરીમાં તમો જુવાનીયાઓએ તમારા નિખાલસ હૃદયથી જ્ઞાતિની અધમ દશા થવાના કારણોના સચોટ પુરાવા સાથે જે હકીકતો તમે રજુ કરી છે તે ઉપરથી મારી તો ખાત્રી જ થઈ ગઈ છે કે આગેવાનોનો સ્વાર્થી ચેપ આપણા ગામના માટે તો તે હંમેશના માટે દુર થયો છે. એટલું જ નહીં પણ જે જે આગેવાનોના કૃત્યો ઉપર મારા જુવાન ભાઈઓએ સર્ચલાઈટથી અજવાળું પાડી આખી જ્ઞાતિને સત્યતાની જે ઝાંખી કરાવી છે તે ઉપરથી મને એમ જણાય છે કે આગેવાનો હવે જુલ્મ કરતાં તે જરૂર ભૂલી જશે. આજે સભામાં ઘણું કહેવાયું છે. આટલી હકીકતો તમારા ખ્યાલમાં પણ નોતી છતાં પણ હું આ સભામાં બેઠેલા તમામ ભાઈઓ તેમજ બેનોને કહું છું કે આજની સભાનો રીપોર્ટ જ્યારે બાર પડશે ત્યારે આગેવાનો હજુ એક વખત તમારા ઉપર નાતબહારનું જે બ્રહ્માસ્ત્ર રૂપી હથીયાર તેઓની પાસે છે તે તમારા ઉપર અજમાવ્યા સિવાય રહેશે નહીં અથવા તો મને એમ પણ લાગે છે કે તેઓની પાસે જે જ્ઞાતિ પંચના પૈસા રહે છે તે પૈસાના બળથી પણ તમને ત્રાસ આપવા અથવા તમને હેરાન કરવા ચુકશે નહીં. હું સઘળા ભાઈઓને વિનંતી કરીને કહું છું કે જે પ્રમાણે અત્યારે એક સંપથી તમો જ્ઞાતિના હિતના વિચારો ઉત્સાહપૂર્વક આ સભામાં કહી બતાવવા તમેં જે હિંમત કરી છે તેવી જ હિંમતથી જ્ઞાતિના આગેવાનોના સખ્તાઈભરેલા હુકમો અથવા તેઓ ગમે તે પ્રકારની લડત કરવા માગતા હોય તેને તેના કાર્યના પ્રમાણમાં જવાબ વાળવા કટીબદ્ધ થાઓ એવી હું આપ સર્વ ભાઈઓને વિનંતી કરું છું. એટલું તમે ખાત્રીથી માનજો કે, તમે જે કરો છો તેમજ જે કહી કહો છો તે સત્ય છે તો પછી આગેવાનોની તાકાત નથી કે તેઓ તમારા સામું પણ જોઈ શકે. પીરાણા ધર્મની ઈંદ્રજાળરૂપી ફસામણીમાંથી આપણી જ્ઞાતિ ભાઈઓને સીધે રસ્તે ચડાવવા એ આપણો મુખ્ય ધર્મ છે. હું ભાર મૂકીને કહું છું કે આપણી જ્ઞાતિના બીજા ગમે તેવા રીત રિવાજો નઠારા હોય તે આપણે સહન કરી શકીએ પરંતુ પીરાણા ધર્મ જે આપણી જ્ઞાતિના માટે કેવળ અધર્મ છે. એટલું જ નહીં પણ આપણી જ્ઞાતિની બુરી દશા થઈ ગઈ છે. આપણી જ્ઞાતિ શુદ્રના આચરણોએ પોચી છે. તે સઘળાનું મૂળ કારણ પીરાણા ધર્મ આપણા વડીલોએ સ્વીકારેલો છે તેજ છે. જે અત્યારે ડગુમગુ થઈ રહ્યો છે અને ગુજરાત તેમજ કચ્છમાંથી આપણા

હિન્દુભાઈઓમાંથી એ ધર્મ સદાને માટે દૂર થાય એવા સતત પ્રયાસો ઘણા ભાઈઓ તરફથી થાય છે માટે આપણું પહેલું કામ એ છે કે આપણા ભાઈઓને જાણીતા કરવા એ આપણી પેલી ફરજ છે. હું તમો સઘળા ભાઈઓને મારા શુદ્ધ અંતઃકરણપૂર્વક કહું છું કે, તમો જે કંઈ કાર્ય કરો તે એવું ન હોવું જોઈએ કે તે અંગત વેર ભાવમાં ખપી જાય. તમારે તો જે જ્ઞાતિ સેવા કરવાની છે તે પવિત્ર અને સત્યતાવાળી જ હોવી જોઈએ તે સિવાય મારે તમને એક એ પણ સુચના કરવાની છે કે જે આગેવાનો અત્યારે તમને નઠારા રીત રીવાજોથી ભરેલા તેમજ પીરાણા ધર્મનું પૂછડું ઝાલી રહેલા જણાય છે તેજ આગેવાનોને પોતાની ભુલ સ્પષ્ટ સમજાય અને પોતાના કૃત્યોનો તેમને પસ્તાવો થતો હોય તો તેવા આગેવાનોને તમારે તમારા મુરબ્બી તરીકે માનવા જ જોઈએ. જે માણસ પોતાની ભુલને સમજી શકે છે તે માણસ ભવિષ્યમાં ઘણા સારા અને યશસ્વી કાર્યો કરી શકે તેથી જ તે પૂજવાને જોગ છે.

આપણી કુળદેવી ઉમિયા માતા આપણા આગેવાનોને શુદ્ધ બુદ્ધિ આપે અને તેઓ આપણી જ્ઞાતિની હિતના વિચારો હૃદયમાં ધારે એટલી ભગવતી પ્રત્યે મારી પ્રાર્થના છે. તમો સઘળા ભાઈઓમાં જે સંપ, જે ઉત્સાહ અને અરસપરસની લાગણીથી એકબીજા ઉપર સદ્ભાવ બતાવો છો તે હંમેશાં કાયમ રાખશો અને જ્ઞાતિ સુધારાની જે ચળવળ અત્યારે તમો કરી રહ્યા છો તેને શિથિલ થવા ન દેશો એટલું બોલી હું મારું બોલવું પૂરું કરું છું અને મેરબાન પ્રમુખ સાહેબના વતી આપ સર્વે ભાઈઓનો ઉપકાર માનું છું.

સભાનું કામકાજ ખલાસ થતાં જ્ઞાતિભાઈઓની સ્તુતિ સંગીતના સાધનો સાથે ગાવામાં આવી હતી અને તે પૂર્ણ થતા પ્રમુખ સાહેબને પાન સોપારી કરી સભાનો મેળાવડો વિસર્જન થયો હતો.

## સ્તુતિ.

**જય પરમ પુનિત જ્ઞાતિ મારી.**
**નમુ ચર્ણ કમળ તુજ શીરધારી. ટેક**
**નીજ સુખની ના પરવા કરતી,**
**નિર્દોષ પ્રયોગો આચરતી,**
**સત્ય સંપત્તિ ભારતમાં ભરતી. જય.**
**હતી પાવન પૂર્વની શું કરણી,**
**ખટ શાસ્ત્રે જે નીજ મુખ વરણી,**
**થઈ અધર્મ કુચાલે એ કરણી. જય.**
**તુજ દર્શન કરી તન મન વારું,**
**હિત ચીત રહે નીશ દિન તારું,**
**વર અમર એ દ્યો હરી ઉચ્ચારું. જય.**



# જ્ઞાતિને ઉપયોગી પુસ્તકો



**"કડવાવિજય" માસિક**-જ્ઞાતિની ખરી સ્થિતિ જાણવી હોય, તમને તમારી લાગણી હોય અને ઉન્નતિ ઈચ્છતા હો તો તેના માર્ગમાં પથરાયેલા કાંટા વીણી કાઢવાનું જ્ઞાન લેવા ગ્રાહક થઈ લવાજમના રૂા. ૧-૪-૦ મોકલી આપો.

**કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ**-સદ્ગત જ્ઞાતિભક્ત ભાઈ પુરૂષોત્તમદાસ રચિત જ્ઞાતિના ઈતિહાસનું આ પુસ્તક દરેક વિદ્વાન અને સાધારણ ભણેલાએ ઘરમાં રાખવાની જરૂર છે. જ્ઞાતિનાં જુદાં જુદાં કુટુંબો કયા દેશકાળને લઈ કયાં કયાં વિસ્તર્યાં છે તે જાણવાનું આ ઉત્તમ સાધન છે, છેલ્લાં ૫૦ વર્ષથી જ્ઞાતિ ઉન્નતિનો જે પ્રયત્ન થાય છે તેનો પણ ઈતિહાસ છે અને ૩૮ પ્રતિષ્ઠિત પુરૂષોની છબીઓ અને તેમનું જીવનચરિત્ર પણ તેમાં લખાયું છે. પડતર કિંમત કરતાં અર્ધા મૂલ્યે આપવાની લેખકની યોજના જ્ઞાતિભક્તિના અચૂક પુરાવા સમાન છે. પુસ્તક દળદાર હોવાથી ટપાલખર્ચ લગભગ ૦-૬-૦ આવે છે. પુસ્તકની કિંમત રૂા. ૦-૧૦-૦.

**માધાના પિતાનું પ્રેત ભોજન**-મરણ પાછળકરવામાં આવતાં ખર્ચોથી જ્ઞાતિની સ્થિતિ ગરીબ થઈ ગઈ છે અને ગામના આગેવાન પટેલો અને સંબંધીઓ મરનારના કુટુંબ પ્રત્યે ત્રાસ વર્તાવી સ્થિતિ પલટાવી દે છે તેનું સાચું અને સચોટ ભાષણ અને ગાયનો સાથેનું પુસ્તક કિં. ૦-૨-૦.

**મહાલક્ષ્મીનું મહાકષ્ટ યાને બાળલગ્નના બળાપા**-ભાગ ૧ લામાં લાંબી મુદતે આવતાં લગ્ન વધાવવાની ધાંધલ, નકામો ખર્ચ અને સગાઈઓ કરવા અને તોડવામાં થતો કુટુંબ ક્લેશ ઉપરાંત કન્યાને સાસરે વળાવતા અગાઉ આઠ દશ વર્ષ વેઠવો પડતો વેવાઈ વેવાણના ત્રાસનો આબેહૂબ ચિતાર. તથા **ભાગ ૨ જામાં** દીકરીને સાસરે વળાવતા થતી કનડગત, કજોડાનું ફળ અને ખાનદાન માબાપની દિકરીઓ ઉપર કેટલાંક નાદાન કુળવાન કુટુંબોનો ત્રાસ, કરકરીઆવર બમણા ત્રમણા લેવા છતાં દાણા નહીં પુરવાની ધૃષ્ટતા, ખાનદાન દીકરીઓ મરતાં સુધી પત્નીધર્મ છોડતી નથી અને છેવટે આપઘાતના પ્રસંગો કેમ આવે છે તેનો હૃદયભેદક અને અશ્રુ વહેવડાવતો ચિતાર. બંને ભાગી કીં.૦-૪-૦.

આખ્યાનનાં ત્રણે પુસ્તકો સુપ્રસિદ્ધ દેશાઈ અમરસિંહજીનાં લખેલો છે તેમણે સમાજને અર્પણ કર્યા છે. જ્ઞાતિભક્તો પોતાના ખર્ચે સમાજને છપાવી આપે છે. તેની ઉત્પન્ન ઉપદેશક ફંડ ખાતે જાય છે. ઉપરનાં પુસ્તકો માટે લખો :-

**"કડવા વિજય" ઓફીસ વિરમગામ.**

# દરેક ભાઈઓ જરૂર વાંચો !

## જ્ઞાતિની સંસ્થાઓ અને સભાઓ



**યુવક મંડળો**

૧. કચ્છ દેશના પીરાણા પંથીઓનું એક યુવક મંડળ મુંબઈમાં સ્થપાયું છે તેનાં ઉદ્દેશ કચ્છના કડવા કણબીની મોટી નાત કે જે પીરાણાપંથી છે તે ધર્મ આપણી જ્ઞાતિને નીચુ જોવડાવનારો છે. તેનો ત્યાગ કરી આપણા અસલ આર્ય સનાતન ધર્મે નાતને વાળવા પ્રયત્ન કરવો અને તેમ કરી કડવા કણબીની સમગ્ર નાત કે જે ગુજરાત, કાઠીઆવાડ, નિમાડ, માળવા વગેરે સ્થળે છે તેમની સાથે બંધ થઈ ગયેલો સંબંધ તાજો કરવો અને જ્ઞાતિની દરેક પ્રકારે ઉન્નતિ કરવામાં એક બીજા ભાઈઓને મદદગાર થવું. ખાસ કરી કચ્છની જ જ્ઞાતિના **સ્વધર્મ વર્ધક મંડળના** પગલે ચાલવું. આ મંડળમાં જોડાવા ઈચ્છનાર દરેક બંધુએ સભાના પ્રમુખ સાથે પત્ર વ્યવહાર કરવો.

૨. આપણી સમગ્ર કડવા કણબીની નાતનું એક યુવક મંડળની શાખા જે મુંબઈમાં છે અને ગુજરાતમાં દરેક સ્થળે ઘણી શાખાઓ ખોલાય છે તે મંડળનું નામ **''શ્રી કડવા પાટીદાર સુધારક યુવક મંડળ''** એવું રાખવામાં આવ્યું છે. તેની મુખ્ય શાખાના જનરલ સેક્રેટરી-પટેલ છબીલદાસ છોટાલાલ છે અને તેની આફીસનું સરનામું સત્યનારાયણ પ્રીન્ટીંગ પ્રેસ, સીવીલ હોસ્પિટલ સામે, અમદાવાદ. આ સમગ્ર જ્ઞાતિના યુવક મંડળના શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી પ્રમુખ છે. મુંબઈની પેટાશાખાના મીસ્ત્રી લધાભાઈ વીરજી જોઈન્ટ સેક્રેટરી છે. આ મંડળનો ઉદ્દેશ સમગ્ર જ્ઞાતિની ધાર્મિક, નૈતિક અને દરેક પ્રકારની ઉન્નતિ સાધવાનો છે. કડવા પાટીદાર જ્ઞાતિના દરેક યુવકોની ફરજ છે કે તે મંડળમાં જોડાવું



શ્રી સત્યનારાયણ પ્રિન્ટીંગ પ્રેસમાં સિવિલ ઈસ્પીતાલ સામે પાનાભાઇની વાડીમાં - **અમદાવાદ**

दुष्टोना विनाशार्थे

साधुओना परित्राणार्थे



धर्म संस्थापनार्थे

हुं युगे युगे संभवु छुं.

# શ્રી કચ્છ દેશના કડવા પાટીદાર જ્ઞાતિની

## કરાંચીમાં મળેલી પરિષદની

## તા. ૮-૮-૧૯૨૦ થી શરૂ થતી બેઠકના કામકાજનો રિપોર્ટ

(મરાઠી સાખી )

ધર્મ કર્મને ધોઈ નાખ્યાં, ગોડર સમ ઝુકાવી,
ઉપરથી ઉપહાસ્ય કરાવી, ગાંઠનું ગરથ ગુમાવી,
આવી રસમ થકી ભાવી,
ભુંસ્યુ શર્મ જરી ના” વી.....આવી.

સ્વજ્ઞાતિ બંધુઓ માટે સભા તરફથી

**છપાવી પ્રસિધ્ધ કરનાર**

યુવક મંડળના સેક્રેટરી

**શીવજી કાનજી પારસીઆ નખત્રાણાવાળા**

રણછોડ લાઈન- કરાંચી

શ્રી “સત્યનારાયણ” પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મોતીલાલ કાળીદાસે છાપ્યો.
ઠે. સીવીલ ઈસ્પિતાલ સામે પાનાભાઈની વાડીમાં-અમદાવાદ.

Online Text Based
(can use for translation)





Source Document

**૪. ક.ક.પા. જ્ઞાતિ અધિવેશન- ૧લું - દી. 08-Aug-1920**

# અગત્યનો ખુલાસો

કરાંચીના યુવક મંડળને વીરાણી સભાનો રીપોર્ટ મળ્યા પછી દરેકે દરેક ભાઈના વિચારો જ્ઞાતિના આગેવાનોના જુલ્મ સામે પુરજોશથી લડત કરી આપણા ભાઈઓને તે જુલ્મી આગેવાનો કોઈપણ પ્રકારનો જુલ્મ ન કરી શકે તેના માટે પુરજોશથી લડત કરવાની સંપૂર્ણ ઈચ્છા થઈ હતી અને કેટલાક જુવાન ભાઈઓએ પોતાના તરફના વિચારો મંડળને જણાવ્યા હતા. આવા પ્રકારનું વાતાવરણ ચાલતું હતું તે દરમ્યાન પરમકૃપાળુ સ્વામી શ્રી રેવાનંદજી કચ્છ વીરાણીથી મુંબઈ આવ્યા અને ત્યાંથી કરાંચી પધાર્યા. સ્વામીજીએ કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિના હીત અર્થે પોતાનું જીવન સમર્પણ કર્યું છે. એ મહાપુરૂષના બોધથી બધા ભાઈઓના હૃદયમાં જાણે દૈવી ચમત્કાર થયો હોય એવો ભાસ થતો હતો. સ્વામીજીએ કહ્યું કે હું તમને જ્ઞાનનો બોધ આપું તે પહેલાં તમે જ્ઞાનના બોધને લાયક થાવ એ મારી ખાસ જીજ્ઞાસા છે. તમારી જ્ઞાતિની અધમ દશા થઈ ગઈ છે. તેનો પુનરોધ્ધાર કરો અને એક મોટી ગંજાવર સભા ભરો અને તમારા જુલ્મી આગેવાનો તેમજ તમારી જ્ઞાતિના નઠારા રીત રીવાજોને નાબુદ કરવાના ઠરાવો કરી આખી જ્ઞાતિને ઉત્તેજન આપવા તૈયાર થાઓ અને એક મોટી સભા કરાંચીમાં ભરો. સભાઓમાં શું શું ઠરાવો કરવા અને જ્ઞાતિમાં શું અધમ રીત રીવાજ છે તે જો જાણવાની ઈચ્છા હોય તો તમે ભાઈ નારાયણજી રામજીભાઈને મુંબઈથી તેડાવો. તે ભાઈ હજારો કામ પડતાં મુકી પોતાની જ્ઞાતિના હીતનું કામ હશે તે પહેલું કરશે એવી મારી પાક્કી ખાતરી છે. મેં વીરાણીમાં એ ભાઈનું કામકાજ જોયું છે. સ્વામીજીના અભિપ્રાયને બધા ભાઈઓ સંમત થયા અને નારાયણજી ભાઈને કરાંચી તેડાવવા એક તાર કર્યો તેમજ એક પત્ર વિગતવાર લખ્યો જે ઉપરથી ભાઈ નારાયણજી રામજી ત્યાં ભાઈ રતનશી ખીમજી ખેતાણી આ બંને ભાઈઓ કરાંચીમાં આવ્યા. તેમને જ્ઞાતિના આગેવાનોએ તેમજ યુવક મંડળ તરફથી સારૂં માન આપવામાં આવ્યું હતું. એ ભાઈઓએ ત્રણ દિવસ સુધી પોતાના અનુભવનું જ્ઞાન જ્ઞાતિભાઈઓને આપવાથી આખી કરાંચીની જ્ઞાતિએ સર્વાનુમતે સભા બોલાવવાનો ઠરાવ કર્યો અને તે સભાના પ્રમુખ તરીકે ગામ માનકુવાના રહીશ ભાઈ રાજારામ શામજી ધોળુને પસંદ કર્યા અને સર્વાનુમતે તે વાત પાસ થઈ. મુંબઈ તાર કરવામાં આવ્યો અને મુંબઈવાળા બધા ભાઈઓએ કબુલ કરી ઘણા જ ટુંકા વખતમાં કરાંચીમાં આવ્યા અને સભા ભરવાનું કાર્ય નિર્વિઘ્ને પસાર થયું.

**શ્રી કચ્છ કડવા પાટીદાર યુવક મંડળના સેક્રેટરી**
**કાનજી શીવજી પારસીયા**

## ।। श्री उमादेव्याः कृपास्तु ।।

# શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદ
# પહેલી બેઠક - કરાંચી.

**( તા. ૮-૯-૧૦-૧૧ મી ઓગસ્ટ સને ૧૯૨૦ )**

કરાંચીમાં કચ્છના કડવા પાટીદાર જ્ઞાતિની સભા બોલાવવાની વાત કરવી સહેલી હતી પરતું તેવી વાત સ્વીકાર્યા પછી કાર્યની શરૂઆત જ્યારે થાય છે ત્યારે કામ કરવાની અને સાધનો પ્રાપ્ત કરવાની ખરી મુશ્કેલી જણાય છે. તેમાં બહારગામથી આવેલા મહેમાનોની સરભરા અને સગવડ કરવાની મુશ્કેલી હોય છે. તે તો જેણે એવી મુશ્કેલીઓ પસાર કરી હોય તેને જ ખબર પડે. ચાલુ સમયમાં કરાંચી જેવા મોટા શહેરમાં ઉતારાની સગવડ કરવી એ ઘણી જ મુશ્કેલીનું કામ છે. છતાં સન્માનકારીણી સભાએ મુંબઈથી પધારેલા ભાઈઓના માટે એક વિશાળ જગ્યા શેઠ વાલજી ચના ઉમરશીના પોતાના રહેવાના મકાનમાં રાખી હતી. પરોપકારી શેઠ સાહેબે મુંબઈથી તેમજ અન્ય સ્થળેથી આવેલા ભાઈઓની સગવડની ખાતર બે મોટા હોલ, એક રસોડું, નળ, સંડાસ વિગેરેની ઉત્તમ પ્રકારની સગવડ કરી આપવા ઉપરાંત રાત્રી અને દિવસે સેંકડો માણસોની આવન-જાવનનું દુઃખ સહન કરવા ઉપરાંત પોતાની મોટર ગાડી, તેમજ ઘોડા ગાડીઓનો પણ છુટથી ઉપયોગ કરવા આપ્યો હતો. સભાના મુકરર કરેલા દિવસોથી અગાઉ ત્રણેક દિવસ પહેલાં કેટલાક બંધુઓએ સીંધ, હૈદરાબાદ, સખર, સીધાતપુર, મીરપુરખાસ, કોટડી, મલીર વગેરે ગામોએથી પોતાની હાજરી આપવી શરૂ કરી હતી. સભા મંડપની રચના રણછોડ લેનમાં કણબી ભાઈઓ રહે છે એજ મોટા કંપાઉન્ડના વિશાળ ચોગાનમાં કરવામાં આવી હતી. ટુંક વખતમાં સભા મંડપને વિવિધ પ્રકારના ધજા પતાકાથી શણગારીને કીટસન લાઈટની ચારેકોર બત્તીઓથી સભાના ગૌરવમાં ઓર વધારો કરવામાં આવ્યો હતો. વોલન્ટીઅરોના માથે જે ફરજ નાંખવામાં આવી હતી તે ઘણી સખત હોવા છતાં તેઓ આનંદની સાથે બજાવતા હતા. સ્વયંસેવકોનો મોટો ભાગ કરાંચીમાં રહેનાર યુવકોનો જ હતો અને તેના કેપ્ટન તરીકે ભાઈ શીવજી લધા નખત્રાણાએ સભાના કાર્યમાં ઘણી જ મહેનત લઈ તેને દીપાવ્યું હતું. મુંબઈથી પધારેલા ભાઈઓની ભોજનશાળાની વ્યવસ્થા કરાંચીના યુવક મંડળના સેક્રેટરી ભાઈ શીવજી કાનજી તથા ગામ વિરાણીવાળા ભાઈ કરશન માના ખેતાણીએ સ્વીકારી હતી અને બાકીના સીંધ પ્રાંતમાંથી આવેલા મહેમાનો સહુ પોતપોતાના સગા વ્હાલાને ત્યાં ઉતર્યા હતા. સભા મંડપનું કામ રિસેપ્શન કમીટીના પ્રમુખ સાહેબ ભાઈ નાનજી પચાણ તથા ગામ વીરાણીવાળા ભાઈ વિશ્રામ પાંચા ગાંગાણી તથા ગામ નખત્રાણાવાળા ભાઈ ખેતા ડોસા પોકારે સ્વીકાર્યું હતું. તા.૮-૮-૧૯૨૦ ના રોજ મહેરબાન પ્રમુખ સાહેબ તથા બીજા મહેમાનો મુંબઈ તેમજ સીંધ પ્રાંતમાંથી આવનાર હોવાથી તેમને કરાંચીના સ્ટેશન ઉપર લેવા સ્વાગત મંડળના કેટલાક સભ્ય નેતાઓ વોલીન્ટીઅરો અને સ્વામીશ્રી રેવાનંદજી તથા **રા.રા.નારાયણજી રામજીભાઈ** તથા **રતનશી ખીમજી** વિગેરે આશરે દોઢસોએક માણસો સ્ટેશન ઉપર ગયું હતું અને સરઘસના રૂપમાં મહેરબાન પ્રમુખ સાહેબ અને મુંબઈ ઈત્યાદી સ્થળોએથી પધારેલા અન્ય જ્ઞાતિ ભાઈઓ અને બહેનોનું સરઘસ શેઠ ચના ઉમરસીના બંગલે-ઉતારે ગયું

હતું. તેમજ વ્યવસ્થાપક કમીટીના પ્રમુખ સાહેબ તથા આપણી જ્ઞાતિના હજારો ભાઈઓએ આવેલા મહેમાનોને આવકાર આપ્યો હતો. આજે રવિવારનો દિવસ હોવાથી આપણા ભાઈઓ કોઈપણ કામ ધંધે ગયા નહોતા અને તેઓ મુંબઈ તેમજ અન્ય સ્થળોએથી આવનાર ભાઈઓના દર્શન, તેમજ તેમના મોઢાથી જ્ઞાતિહીતની વાતો સાંભળવાને ઉત્સુક હતા. જેથી સભાનું કામ બધા ભાઈઓની ખાસ ઈચ્છાથી તેજ રાત્રે આઠ વાગે શરૂ કરવામાં આવ્યું હતું. સભાના ટાઈમથી અગાઉ કરાંચીમાં વસતા આપણા ભાઈઓ જુદા જુદા દશ કમ્પાઉન્ડમાં રહે છે ત્યાંથી બધા પરવારીને બહેનો તેમજ ભાઈઓ સાડાસાત વાગ્યા પહેલા તો સભામાં હાજરી આપી હતી. તે સીવાય આપણા ગુજરાત અને કાઠીયાવાડમાં રહેતા લેવા પાટીદાર બંધુઓની બસોએક ભાઈઓની હાજરી સભામાં જણાતી હતી. વળી કચ્છ દેશના ગુર્જર સુથાર ભાઈઓ તેમજ ગુર્જર લુવાર ભાઈઓની મોટી સંખ્યાની સભામાં હાજરી હતી, કુલ સંખ્યા લગભગ ૨૨૦૦ માણસની હતી. તેમાં ૫૦૦ સ્ત્રીઓ અને ૧૭૦૦ પુરૂષોની સંખ્યા દ્રષ્ટીગોચર થઈ હતી. સભા મંડપના ત્રણ દરવાજા વિવિધ પ્રકારના ઝાડ-પાનોથી શણગારવામાં આવ્યા હતા અને સોનેરી અક્ષરે **શ્રી કચ્છી કડવા પાટીદાર પરિષદ** એવા લેખો ટાંગવામાં આવ્યા હતા. સભાના પુલપીટ ઉપર પચ્ચીસેક ખુરશીઓ ગોઠવવામાં આવી હતી. તેમજ મે. પ્રમુખ સાહેબના માટે અને રિપોર્ટરોના માટેખાસ બેઠક ગોઠવવામાં આવી હતી. પ્રમુખ સાહેબના ટેબલના મધ્ય ભાગમાં **દેવી શ્રી ઉમિયા માતાની** સ્થાપના કરવામાં આવી હતી અને તે માતુશ્રીના નીચે એક સુંદર ફોટાને ફુલોથી શણગારવામાં આવ્યો હતો. એ ફોટો આપણી ગુજરાતની જ્ઞાતિના અદ્વીતીય કર્મવીર જ્ઞાતિ ભક્ત, સદ્ગતભાઈ પુરૂષોત્તમદાસ લલ્લુભાઈ **શ્રી કડવા પાટીદાર સમાજના** જનરલ સેક્રેટરી અને **"કડવાવિજય"** ના આદ્ય તંત્રી જ્ઞાતિ સુધારક ભાઈનો હતો. આવી રીતે ઉંચા પ્રકારની ધ્યાન ખેંચનારી ગોઠવણ કરવામાં આવી હતી, આપણી જ્ઞાતિ તેમજ અન્ય જ્ઞાતિના ભાઈઓ તેમજ બહેનોને સભામાં ભાગ લેવાના માટે કંઈ પણ ફી રાખવામાં આવી નહોતી, બરોબર આઠ વાગતાં મહેરબાન પ્રમુખ સાહેબ તથા બીજા અન્ય ગૃહસ્થો અને રાજમાન કે.બી. પટેલ વિગેરે સભામાં પધારતાં આખી સભાએ ઉભા થઈ તેમને માન આપ્યું હતું અને મહેરબાન પ્રમુખ સાહેબની જય, માતા ઉમીયાજીની જય વિગેરે શબ્દોનો ધ્વની થઈ રહ્યો હતો. ત્યારબાદ સભાની કામકાજની શરૂઆતમાં બેન, દેવકુંવર બહેને સંગીતના સાધનો સાથે ઉમિયાદેવીની સ્તુતી કરનારૂ મંગળાચરણ ગાયું હતું. જે ઘણું જ મધુર અને મનોરંજક લાગવાથી શ્રોતાઓના હૃદયમાં હર્ષનો પાર રહ્યો નહોતો. તે સંગીત નીચે પ્રમાણે હતું.

## કરાંચીની બેઠક વખતે દેવકુંવર બહેને ગાયેલું,

# મંગળા ચરણ.

(રાગ-કલ્યાણ)

**હે માતુ પાર્વતી, અમે વંદીએ સતી,**<br>
**અનંત શકતી ઈશ્વરી, કૃપા કરો અતી. ટેક.**<br>
**વિઘ્ન વિદારી કાર્ય સુધારી, જગ જનુની પ્રતીપાળ;**<br>
**મંગળકારી કર શીર ધારી, લ્યો શિશુની સંભાળ... હે માતુ.**

**જ્ઞાન હિત તજી માન બન્યા, મા બાળક દીન સમાન;**
**હૃદય ચક્ષુ ઉઘાડો સત્વર, થાય સ્વરૂપનું ભાન... હે માતુ.**
**લેશ વિલંબ હવે નહિ કરશો, તજો હોય જો રોશ,**
**અંતરની આશીષ સમરપી, ક્ષમા કરો સહુ દોષ... હે માતુ.**
**જનુનિ આરત અતિ કરાવે, વધે ન વડપણ લેશ;**
**કષ્ટ મુક્ત સંતાન બનેથી, વડપણ વધે વિશેષ... હે માતુ.**
**વરદાઈ વર આપો એવો, પુરણ થાએ કામ;**
**અમર સુખનો સુર્ય પ્રકાશે, જય વરતે સહુ ઠામ... હે માતુ.**

ઉપર મુજબ મંગળાચરણ થઈ રહ્યા બાદ સન્માન કારિણી સભાના પ્રમુખ ભાઈશ્રી નાનજીભાઈ પચાણ નાકરાણી ગામ નખત્રાણાવાળાએ પધારેલા બંધુઓને આવકાર આપતા નીચે પ્રમાણે બોધદાયક, તેમજ મનરંજન અને અસરકારક ભાષણ કર્યું હતું.

## સ્વાગત મંડળના પ્રમુખ ભાઈશ્રી નાનજી પચાણનું ભાષણ

પતિતપાવની ગંગાસ્વરૂપ જ્ઞાતિના પ્રિય બંધુઓ, સદ્ગૃહસ્થો, માતાઓ અને બહેનો.

આજે આપણી જ્ઞાતિની ઉન્નતી અર્થે, જે ગંજાવર સભા મળી છે તે સભામાં દુરદુરથી જે ભાઈઓ ઘણી જ તકલીફ વેઠી અત્રે પધારેલા છે. તેઓને આવકાર આપવાનું માન અત્રેના મારા જ્ઞાતિ બંધુઓએ મને સોંપ્યુ છે. જેથી હું મારી પોતાની જાતને અહોભાગ્ય માનું છું અને સભામાં પધારેલા સઘળા ભાઈઓના માટે કરાંચીમાં વસતા આપણા જ્ઞાતિ ભાઈઓ તરફથી હું આપ સર્વે ભાઈઓનો ઉપકાર માનું છું. આપણી જ્ઞાતિનો આજનો દિવસ ઈતિહાસમાં હંમેશના માટે સોનેરી અક્ષરે કોતરાઈ રહેશે એટલું જ નહીં પણ આજનો દિવસ ઘણો જ પવિત્ર અને માંગલિક છે, જે એક તહેવાર તરીકે પણ આપણે પાળી શકીએ એમ હું માનું છું. આપણી કચ્છની જ્ઞાતિમાં આપણી ઉન્નતી અર્થે ઘણી સભાઓ મળી છે પરંતુ આવી અપૂર્વ ગંજાવર સભા જ્ઞાતિના હીત અર્થે જો મળી હોય તો હું ભાર મુકીને કહીશ કે તે આ કરાંચીમાં જ પહેલી સભા છે. કારણ કે આખા કચ્છ દેશમાં લગભગ બાવન ગામમાં આપણી જ્ઞાતિ વસેલી છે અને તે બાવન ગામમાંના ભાઈઓના સમુદાયના વિરાટ સ્વરૂપની મળેલી આ સભા કચ્છ દેશમાંના ખેડાઈથી ખેંગારપર અથવા વાગડમાં આડેસરથી લખપત સુધીમાં વસતા તમામ ભાઈઓની આ સભા આવા ઉત્તમ પ્રકારના સમુદાયથી ભેગી થાય અને આપણી જ્ઞાતિની ઉન્નતિ અર્થે આપણે કંઈ વિચાર કરી શકીએ એના માટે તો આ કરાંચી શહેર જ ભાગ્યશાળી છે.

કરાંચીમાં વસતા મારા જુવાન ભાઈઓના હૃદયમાં ઘણા દિવસો થયાં જે ઉત્કંઠા હતી તે પરમકૃપાળુ આપણી કુળદેવી ઉમાદેવીના પ્રતાપે આજે પરિપૂર્ણ થયેલી જોઈ મને અત્યંત આનંદ થાય છે. અને હું સાથે સાથે કહીશ કે આપણી જ્ઞાતિનું શ્રેય કરવા માટે કેટલાક આપણા જ્ઞાતિ ભાઈઓ પોતાની જીંદગી જ્ઞાતિસેવામાં અર્પણ કરી આપણને સન્માર્ગે દોરી જવાનો જે પ્રયત્ન કરે છે તેવા વીર બંધુઓની હાજરી આ સભામાં હોવાથી ઘણો જ આનંદ પ્રાપ્ત થાય છે, તે સિવાય જુના વિચારના ભાઈઓએ પણ જ્ઞાતિ હીતની વાત હૃદયમાં ધરી આજે સભામાં પધારી

અમારા આમંત્રણને માન આપ્યું છે, જેના માટે હું ખાસ તેમનો ઉપકાર માનું છું. એક હાથે તાળી પડતી નથી, એ સુત્રના આધારે હું કહીશ કે મુંબઈવાસી ભાઈઓએ પણ આપણી જ્ઞાતિના ભલા માટે ઘણી સભાઓ ભરી જ્ઞાતિ પ્રત્યેની લાગણીઓ પ્રદર્શીત કરી છે, તેમજ કરાંચીના યુવક મંડળે પણ જ્ઞાતિહીતની સારી સેવા બજાવી છે. જેની અસર આપણા દેશમાં બેઠેલા ભાઈઓને સારી રીતે થઈ છે. હજુ આપણે આપણી જ્ઞાતિના હીત માટે કશું કરી શક્યા નથી. આપ દીર્ઘ દષ્ટિથી જોશો તો તમને જરૂર જણાશે કે દુનિયાની પ્રજા પોતાની ઉન્નતિ અર્થે કેટલા વેગથી પ્રવૃત્તિ કરી રહી છે. આપણી માફક કઈ જ્ઞાતિ અને કઈ પ્રજા ઉંઘે છે ? આપણે હાલ જે સ્થિતિમાં છીએ તે સ્થિતિમાં હજુ સુધારો નહીં કરીએ તો આપણી જ્ઞાતિ કઈ દશાને પ્રાપ્ત થશે તેનો આપણે ખાસ વિચાર કરવાની જરૂર છે. આગળ વધેલી અન્ય જ્ઞાતિઓ જેને તમે હલકી અને ઉતરતા વર્ગની કે કઈ જાતની માનો છો તેનું દાસત્વ કરવાનો જમાનો આવી જાય તે પહેલાં આપણે જાગૃત નહીં થઈએ તો આપણી પાછળ થનારી પ્રજા કેવા પ્રકારના શ્રાપ દેશે તેનો ખ્યાલ કરવાની ઘણી જ જરૂર છે. જે સમયે પ્રજાઓનું પ્રારબ્ધ વિજળીના વેગે ઘડાય છે તેવા અણીના પ્રસંગે પણ આપણે ઘોર નીંદ્રા, પ્રમાદ, બેદરકારી જેવી ગફલતમાં રહીશું તો શું આપણને તે વિશેષ અધોગતિ પ્રાપ્ત કરાવનારું નહીં થાય એમ તમે માનો છો ? મારૂં તો ખાત્રીપૂર્વક માનવું છે કે આપ આપના અંતર આત્માને પુછશો તો પણ તમને સાફ જણાયા સિવાય રહેશે નહીં. આપણું કલ્યાણ સાધવા માટે સાંપ્રત સમય એક સોનેરી તક છે. જેથી જેમ બને તેમ જ્ઞાતિમત કેળવી તેને આગળ વધારવાની ખાસ જરૂર છે. તો બંધુઓ જાગૃત થાઓ અને જ્ઞાતિના હીત માટે તન મન અને ધનથી મદદ આપી તમારૂં જ્ઞાતિ અભિમાન પ્રગટ કરો. આપણે બધા ભેગા થઈ એકત્ર પુરૂષાર્થ કરવાથી આપણી જ્ઞાતિનું શ્રેય જલ્દી સાધી શકીશું એવી શ્રદ્ધા રાખી એક બીજા તરફના ગમે તેવા રાગ દ્વેષ છોડી દઈ જ્ઞાતિ સેવા કરવાનું કાર્ય કરવામાં આપણે સામેલ થઈશું તો આપણી કાર્યસિદ્ધિ જલદીથી સફળ થશે તેમાં જરાપણ સંશય નથી. ભાગ્યદેવી આપણા પર કૃપા કરવા તૈયાર છે માત્ર આપણો પ્રમાદ જ તેમાં અંતરાય નાંખે છે. આટલું બોલ્યા પછી હું આપણી જ્ઞાતિમાં આપણને અધમ દશા તરફ લઈ જનારા કેટલાક નઠારા રીતરીવાજો ઘણા વખતથી પડી ગયા છે એના માટે હું આપનું ધ્યાન ખેંચવા ઈચ્છું છું. મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે આપણા જ ભાઈઓ ગુજરાત, કાઠીયાવાડ, માળવા, ખાનદેશ, ઈત્યાદી ઠેકાણે વસે છે ત્યાં તમે જોશો તો ઘણા ભાઈઓ ગ્રેજ્યુએટ થયેલા મળી આવશે. મેટ્રીકની પરીક્ષા પસાર કરેલાની સંખ્યા સેંકડોની જણાશે. વકીલ, બેરીસ્ટર, ડોકટર અને જજના હોદ્દા ભોગવતા જોશો. એ ભાઈઓ કયાં અને આપણા કચ્છ તરફના ભાઈઓની સ્થિતિ તરફ તમે જોશો તો તમને દીલગીરીનો પાર રહેશે નહીં. કચ્છ દેશમાં આપણી કડવા પાટીદર જ્ઞાતિની વસ્તીની સંખ્યા લગભગ ત્રીસ હજાર માણસની છે. છતાં આવા સુધારાના વખતમાં પણ તેમાંથી એક પણ ભાઈ હજુ મેટ્રીક થયો નથી. આખી જ્ઞાતિમાં નજર ફેરવશો તો માત્ર અપવાદ રૂપે એક ભાઈ વેલજી રામજી નખત્રાણાવાળા એ અંગ્રેજી છઠ્ઠું ધોરણ પાસ કર્યું છે. તે સિવાય બીજા બે ભાઈઓએ ત્રીજી અને ચોથી અંગ્રેજી સુધીનો અભ્યાસ કરવાનું સાંભળ્યું છે. ત્યારે ગુજરતી પાંચ ચોપડી ભણેલાની સંખ્યા ભાગ્યેજ પચીસેકની આવી શકશે. આવા પ્રકારની કેળવણીથી આપણે આપણું હીત ક્યાંથી સાધી શકીએ ? દુનિયાના માણસો આપણને કહે છે કે “ કણબી પશુ ન માનવી ” તે શું ખોટું છે ? કેળવાયેલા માણસો પોતાની તેમજ પોતાની જ્ઞાતિની, ગામની અને દેશની ઉન્નતિ કરી શકે છે. મોટી ખામી તો આપણામાં કેળવણીની છે. જ્યાં દીકરાઓને કેળવણી આપવામાં આપણે કંજુસાઈ કરીએ છીએ ત્યારે દીકરીઓને કેળવણી તો ક્યાંથી અપાય ? આપણી જ્ઞાતિના કમભાગ્યે આપણે ખરેખર આ વિચાર કોઈ દહાડો કરતા જ નથી. ગુજરાત, કાઠીયાવાડમાં આપણી જ્ઞાતિની ઘણી બહેનોએ

ગુજરાતી સાત ચોપડી સુધીનો અને તેથી પણ આગળ અંગ્રેજી અને સંસ્કૃતનો અભ્યાસ કર્યાનું આપણે સાંભળીએ છીએ. ત્યારે આપણા કચ્છ દેશમાં આપણી કોઈ બેન દીકરીને ભણાવવાનું આપણને હજુ સ્વપ્ન પણ આવતું નથી. આજે સભાની શરૂઆતમાં વીરાણી ગામવાળા ભાઈ નાયા શીવજીની દીકરી બહેન દેવકુંવર બહેને શરૂઆતમાં મંગળાચરણ ગાયું તેથી આખી સભાને ઘણી જ નવાઈ લાગી હતી. કેટલાક ભાઈઓ અને બહેનોને પ્રેમના આંસુઓ આવ્યા હતાં. મારા સાંભળવા પ્રમાણે બેન દેવકુંવરે ગુજરાતી પાંચ ચોપડીનો અભ્યાસ કર્યો છે અને હજુ એમનો અભ્યાસ ચાલુ છે. ધન્ય છે નાયાભાઈને તેમજ તેમનાં ધર્મપત્નીને કે પોતાની દીકરીને ભણાવી સુશીલ બનાવવા પોતાનો ધર્મ અદા કરે છે. હું તો બહેન દેવકુંવરનો દાખલો લેવા બેઠેલા સમાજનો તેમજ માતાઓને વિનંતી કરૂ છું કે તમે પણ સહુ પોતપોતાની દીકરીઓને ભણાવતા હોત તો કેવું સારૂં. દીકરીઓનું ભણતર ઘણું જ કામનું છે કારણ કે એ ભવિષ્યની માતાઓ છે. ભણેલ હશે તો ઘરમાં દરેકે દરેક બાબતમાં ઉપયોગી થઈ પડશે. આપણા ભાઈઓ પરદેશમાં ધંધા અર્થે જાય છે અને ત્યાંથી દેશમાં કાગળ મોકલે છે ત્યારે એ કાગળ વંચાવવાને કેટલી ઓસીયાળી ભોગવવી પડે છે એ તમે સૌ જાણો છો તે સિવાય પણ પગલે ને પગલે ભણતરની જરૂર પડે છે. આ વિષય એટલો બધો અગત્યનો તેમજ ગહન છે કે એના માટે જેટલું બોલીએ એટલું ઓછું છે. આપણામાં બાળ લગ્ન જેવા નઠારા રીત રિવાજો જડ ઘાલીને બેઠા છે. બાળ લગ્નથી આપણને કેટલું સોસાવું પડે છે તેનો વિચાર સરખો પણ આપણે તેમજ કચ્છમાં આપણા આગેવાના ગેઢેરાઓ કરતા નથી. અગીયાર કે બારે વર્ષે લગ્ન આવે તો પણ બળતરા કે હૈયાહોળી મટે નહિં, મહીના અને દોઢ મહિનાનાં બાળકોને પરણાવી આપણે જે લ્હાવો લઈએ છીએ છતાં ભવિષ્યમાં એ લગ્ન કેવાં નીવડે છે, તે તમો સૌ જાણો છો. આ બાળલગ્નના પ્રતાપે છોકરાંઓનો ઘરસંસાર ઝેરરૂપ બને છે. ઘણા કજોડા થાય છે અને છેવટે કુર્મી ક્ષત્રિય જેવી ઉંચ જ્ઞાતિ હોવા છતાં પણ છૂટાછેડા કરવા પડે છે. આવા બધા અનર્થનું મુળ બાળલગ્ન છે તે સદંતર નાબુદ કરવાની ઘણી જ જરૂર છે. તે સિવાય આપણામાં મરણ પાછળના જમણો કરી જ્ઞાતિની જે અધમ દશા થઇ છે તેનો તમોસઘળા ભાઈઓને પણ પાકો અનુભવ છે. આપણો કચ્છમાં જે ગિરાસ ચાસ હતો તે ગીરો મુકીને પરદેશના ઝાડ જોવાના શોખથી નથી આવ્યા, પરંતુ બાપદાદાના પછવાડે કારજ કરવાના કરજમાં ડુબી જવાથી અત્રે લાકડાં વ્હેરવા આવ્યા છીએ. મરણ પાછળ મોટા ખર્ચા કરી જ્ઞાતિ ભોજન કરવાનું કોઈપણ શાસ્ત્રમાં લખ્યું નથી. છતાં મરી જનારને પુણ્ય થાય એવા હેતુથી આપણામાં ગુના છોડાવવા બાવની ક્રીયા કરવામાં આવે છે તેમજ રૂઢીને વશ થઈ દેખાદેખી જ્ઞાતિ ભોજન કરવાની એક પ્રથા પડી ગઈ છે જેની કંઈપણ આવશ્યકતા નથી. બાવા ઈમામશાહની પાસે અથવા તેમના પાટ આગળ મરનાર નિમિત્તે પૈસા આપવાથી પાપમુક્ત થવાય છે એ વાત તદન ગલત છે. હું ખાત્રીપૂર્વક કહું છું કે આપણી આર્થિક સ્થિતિને દુઃખદાઈ બનાવનાર તો આ મરણ પાછળના - પહોંચ હોય કે ન હોય તો પણ ફરજીયાત જમણ કરવું પડે છે તે જ છે. બંધુઓ હું આપને વિનંતી કરૂં છું કે આપણી જ્ઞાતિનું હીત ઈચ્છતા હોય તો આપણી જ્ઞાતિને પૈસા સંબંધી પાયમાલી કરનાર મરણ પાછળનાં જમણો સદંતર બંધ કરવાં જોઈએ. મેં આપણી જ્ઞાતિની અધમ દશાની માટે કેળવણીની ખામી, તેમજ બાળ લગ્નથી આપણી પ્રજા નીર્માલ્ય બની છે તેમજ મરણ પાછળના જમણો કરવાથી આપણી પૈસા સંબંધી દૂરદશા થઈ છે તેના માટે સહેજ ઈશારો કર્યો છે. તે સિવાય આપણી વધુ પાયમાલી આપણા જ્ઞાતિ બંધનની છે. આગેવાન ગેઢેરાઓએ આપણને એવા બંધનમાં બાંધ્યા છે કે આપણે રીતરિવાજ નઠારા હોય તેનો પણ ત્યાગ કરી શકતા નથી. તે સિવાય ગેઢેરાઓના જુલમની વાતો આજે ઠેકાણે ઠેકાણેથી સંભળાય છે. જ્ઞાતિપંચના પૈસા ઉપર તાગડધીના કરનાર આગેવાનોની પોલો હવે છડે ચોક ઉઘાડી પડી છે. તેમના

નીંદવા લાયક કૃત્યો ઉપર કમકમાટી ઉપજે છે. જ્ઞાતિના ગરીબ ભાઈઓના પરસેવાના પૈસાનો તે ઘણો જ ગેરઉપયોગ કરે છે, તે સઘળું વીરાણી સભાના રીપોર્ટથી આપણી જાણ્યું છે. હવે તો હદ વળી ગઈ છે. છતાં મારી ખાત્રી છે કે જુલ્મી આગેવાનો પોતાના જાલીમ કૃત્યોના માટે પસ્તાવો કરે કે પંચના પૈસાનું રક્ષણ કરી જ્ઞાતિ હિતનું કોઈ કામ કરે એવી આશા રાખવી એ ફોગટ છે. પીરાણે પૈસા જાય છે તેનો ઘણો જ ગેર ઉપયોગ થાય છે એવું આપણે તેમજ આગેવાન ગેઢેરાઓ પણ જાણે છે, છતાં પીરાણે પૈસા મોકલવા આગેવાનો મમત કરે છે એ વાત ખાસ જાણવા જેવી છે. આગેવાનો પીરાણે પૈસા મોકલવાને બહાને પોતાનું ઘર ભરે છે અને આપણી પાસેથી ધર્મના નામે જબરીથી કર ઉઘરાવવાનું નાત બહાર કરવાનું શસ્ત્ર તેમની પાસે છે જેથી આપણે ધર્માદાના નામથી રાજી ખુશીથી કે ના ખુશીથી પણ પૈસા નાત બહાર થવાની બીકથી આપીએ છીએ તે પૈસા પીરાણે સૈયદો કુકડાં કાપે અને કાકાઓને મોજમજા કરવામાં વપરાય. એથી વધારે બીજુ કોઈકની મીલો અને મોટરો ઉભી થવામાં પૈસા વપરાય છે. તેમાં પુણ્ય થાય છે કે પાપ થાય છે એ તમો સૌ સમજી લેજો. વીરાણી ગામના આગેવાનો ઘણા દિવસથી સમજી શક્યા છે અને પીરાણે પૈસા નથી મોકલતા તેને પણ આગેવાન ગેઢેરાઓ ઘણી રીતે લલચાવે છે પરંતુ એ આગેવાનોની જાળમાં વીરાણી ગામના આગેવાનો તેમજ યુવક મંડળ ફસાય એવું હું માનતો નથી. કારણ કે આગેવાનોની દાનત કેવી નીચ છે તે વીરાણી ગામ ઘણા દિવસથી જાણી ગયું છે. જેથી એક પૈસો પણ વીરાણીમાંથી કાકાને કે સૈયદોને તેમજ આગેવાન ગેઢેરાઓને મળે એ હવે બનવું મુશ્કેલ છે. હું સભાજનોને આગ્રહપૂર્વક વિનંતી કરું છું કે વીરાણી ગામનો દાખલો દરેક ભાઈઓએ લેવા યોગ્ય છે. તે સિવાય મારે ખાસ કહેવું જોઈએ છે કે પીરાણા ધર્મ આપણી જ્ઞાતિને બીલકુલ  શોભતો નથી. જેના માટે અનેક વખત છાપા દ્વારા આપણે બધી પીરાણા ધર્મની વાતો વાંચી છે તેમજ સાંભળી છે. આપણા ગુરૂ મુસલમાન હોઈ શકે જ નહીં. હિન્દુ ધર્મના નામે પીરાણા ધર્મથી આપણા બધા ભાઈઓને શરમાવું પડે છે માટે એનો તો પ્રથમ બંદોબસ્ત થવાની ખાસ જરૂર છે. મેં આપને ટુંકામાં આપણી જ્ઞાતિની પાયમાલી કરનારા નઠારા રીત રિવાજ તથા આગેવાનોના જુલ્મ તેમજ પીરાણા ધર્મ સંબંધે થોડું વિવેચન કર્યું છે, વિશેષ વિવેચન સભામાં ઘણા ભાઈઓ આપને વિસ્તારથી કહી બતાવશે.

હું આપને ફરીથી કહું છું કે અમારા કરાંચીના ભાઈઓના માટે આજનો દિવસ અપૂર્વ આનંદનો છે. જ્ઞાતિ હીતના માટે વિચાર કરવાને આ શહેરમાં અમને પ્રથમ જ પ્રસંગ મળે છે. અમારા મનથી જ્ઞાતિ હીત એ અમારૂં પોતાનું જ હિત છે એવું અમે ખાસ માનીએ છીએ જેથી અમારાથી બની શકશે ત્યાં સુધી જ્ઞાતિના હીતમાં અમે પછાત રહીશું નહીં. જ્ઞાતિ ઉન્નતિના દરેક કાર્યમાં અમારાથી બનતી કોશીષ અમો જરૂર કરીશું. જ્ઞાતિ હીતાર્થે આ પરિષદ ભેગી મળી છે. તેનું અવશ્ય રૂડું પરિણામ આવશે જ અને અમને જ્ઞાતિ સેવા કરવાનું યાદ રહી જાય એવા જ્ઞાતિ હીતનાં કાર્યો આ સભામાં હાથ ધરવામાં આવશે એવી મારી નમ્ર અરજ છે. મારે ખાસ વિનંતિપૂર્વક કહેવાનું કે અત્રે પધારેલી બહેનો પણ આ સભામાંથી કંઈક ઉત્તમ શિક્ષણ ગ્રહણ કરે અને પોતાનાં સંતાનોને ઉત્તમ બનાવવા પ્રયત્ન કરશે તો અમારો પ્રયત્ન સફળ થયેલો અમે માનીશું. જ્ઞાતિની સંપતિ કે દોલત સમાન બાળકોને ઉત્તમ રત્નો સમાન બનાવવાનો ભાર માતાઓ અને બહેનો તમારા માથે છે. તેમજ ઘર સંસારની સાચી રક્ષક અને પોષક છો. તમે દેવીઓ છો. તમે માતાઓ થવાને સર્જાયેલી છો. પૂર્ણ પુરૂષોત્તમ પ્રભુ રામચંદ્રજી અને શ્રીકૃષ્ણ, અર્જુન, ભીષ્મ અને મહા પ્રતાપી મહારાણા પ્રતાપ અને શિવાજી જેવા વીર પુરૂષોને જન્મ આપનારી પણ તમારા જેવી જ માતાઓ હતી. સીતા સાવિત્રી દમયંતી વગેરે સતીઓ પણ માતાના જ પેટે અવતરી હતી. હિન્દુસ્તાનની દૈવ્ય ભૂમી ઉપર જે

જે યોદ્ધાઓ અને વિદ્વાન પુરૂષો કે ધર્મ ગુરૂઓ અને આચાર્યો થઈ ગયા છે તેઓ પણ માતાના જ પેટે અવતર્યા છે. એ માતાઓ અને તમારામાં એક જ તત્ત્વ છે. માત્ર શક્તિ અને જ્ઞાનની ખામી છે. તે પ્રાપ્ત કરો. તમારા અને તમારી પુત્રીઓના પેટે એવા જ વીરપુત્રો અને પુત્રીઓ ઉત્પન્ન થાઓ એમ હું ઈચ્છું છું. માતાઓ અને બહેનો ને હું ફરીથી પણ કહું છું કે તમે જ્યારે તમારો ખરો ધર્મ સમજી શકશો ત્યારે જ અમો પુરૂષવર્ગ કંઈક હિંમતથી કાર્ય કરી શકીશું. આપણી ઉન્નતિ કરવામાં જે નઠારા રીતરિવાજો અધર્મયુક્ત હોય તેનો ત્યાગ કરવામાં જરાપણ આળસ નહી રાખશો એવી તમારી પાસે મારી ખાસ વિનંતી છે. અત્રે સભામાં પધારવા તમે બહેનોએ તેમજ ભાઈઓએ જે તસ્દી લીધી છે તેના માટે હું ખાસ અંતઃકરણપૂર્વક તમારો આભાર માનું છું અને સભાના કાર્યમાં જોડાવાને નમ્રતાપૂર્વક વિનંતી કરૂં છું.

સ્વાગત કમીટીના પ્રમુખનું ભાષણ થઈ રહ્યા બાદ કરાંચીના યુવકમંડળના સેક્રેટરી **ભાઈ શીવજી કાનજી પારસીયા,** ગામ નખત્રાણાએ ઉભા થઈને જણાવ્યું કે :-

પ્રિય જ્ઞાતિબંધુઓ, સદ્ગૃહસ્થો, સ્વામીશ્રી રેવાનંદજી, માતાઓ અને બહેનો,

આજની આપણી જ્ઞાતિની આ મહાન ગંજાવર સભા જે આપણી જ્ઞાતિ ઉન્નતિની આશારૂપ છે તે સભાનું કાર્ય નિર્વિઘ્ને પસાર થાય એ જ હેતુથી આ સભામાં આપણા કાર્યને દીપાવનારા એક વિદ્વાન અનુભવી અને ઠરેલ વિચારના આગેવાનની પ્રમુખ તરીકેની ખાસ જરૂર છે તો પછી મારા વિચાર પ્રમાણે આપણી જ્ઞાતિના સંપૂર્ણ અભ્યાસી ગામ માનકુવાના રહીશ **રા.રા. રાજાભાઈ શામજી ધોળુને** હું આજની સભાના પ્રમુખ થવાને માટે દરખાસ્ત મુકું છું અને આશા રાખું છું કે સભાના સઘળા ભાઈઓ મારી દરખાસ્તને ટેકો આપશો. (તાળીઓ)

ઉપર પ્રમાણે પ્રમુખની દરખાસ્તને ટેકો આપવા ગામ વીરાણીવાળા **ભાઈ નારાયણજી રામજીભાઈએ** જણાવ્યું કે યુવક મંડળના સેક્રેટરી ભાઈ શીવજી કાનજીએ પ્રમુખ તરીકે ભાઈ રાજાભાઇ સામજી ધોળુની જે દરખાસ્ત કરી છે તેને હું મારા શુદ્ધ અંતઃકરણથી ટેકો આપું છું અને વિશેષમાં જણાવીશ કે રાજાભાઈ સામજી ધોળુ સભાના પ્રમુખ થવાને લાયક છે. આ સભામાં તેઓની ઓળખાણ કરાવવી એ એક સૂર્યની ઓળખાણ કરાવવા બરોબર છે. રાજાભાઈ સામજી ધોળુનું નામ આપણી કચ્છની જ્ઞાતિમાં જગજાહેર છે. આગેવાન ગેઢેરાઓમાંના તે એક છે. જ્યારે દેશના આગેવાન ગેઢેરાઓ પોતાનો ધર્મ શું છે તે નથી સમજતા ત્યારે રાજાભાઈ સામજીએ જ્ઞાતિ આગેવાનોની સાથે અનેક વખત પોતાના શુદ્ધ અભિપ્રાય આગેવાનોને જણાવ્યો છે અને પોતાની સત્યતાની છાપ આગેવાનો ઉપર બેસાડી છે, મારા સમજવા પ્રમાણે તેઓ લગભગ દશ વર્ષથી જ્ઞાતિ સેવા કરે છે કેટલાક આકરા વિચારના જુવાનીઆઓ ને પણ તેઓની સારી સલાહ આપતા રહ્યા છે. આજે કરાંચીમાં આપણી જ્ઞાતિની જે મહાન પરિષદ મળી છે તે પણ કેટલેક અંશે તેઓને જ આભારી છે. માટે હું પણ વિનંતી કરૂ છું કે આખી સભાએ તેઓને તાલીઓના અવાજથી વધાવી લીધા છે માટે તેઓશ્રી પ્રમુખપદે બીરાજી સભાનું કામકાજ શરૂ કરશે.

## કરાંચી સભાના પ્રમુખ રાજાભાઈ સામજી ધોળુનું ભાષણ

પ્રિય જ્ઞાતિ બંધુઓ, સદ્ગૃહસ્થો અને બહેનો !

આ સભા આપણા જ્ઞાતિ હીતના માટે વિચાર કરવાને ઘણે દૂરદૂર ઠેકાણેથી અનેક સંકટો સહન કરી અત્રે

ભેગી થઈ છે. જ્ઞાતિ સેવાનાં મહાભારત કામની આગેવાની તમોએ મારા ઉપર મુકી છે જેના માટે હું આપનો અત્યંત આભારી છું. મારે ખુલ્લા દીલથી કહેવું જોઈએ કે આજની આ ગંજાવર સભાના પ્રમુખ તરીકેની તમોએ પુષ્કળ વિચાર કરી મારા માટે કરાંચીના યુવક મંડળના સેક્રેટરી ભાઈ શીવજી કાનજી એ દરખાસ્ત કરી છે અને તે દરખાસ્તને આપણા જ્ઞાતિભક્ત ભાઈ નારાયણજી રામજીભાઈએ ટેકો આપી મારા જે વખાણ કર્યા છે તે કેવળ મારૂ મીથ્યા અભિમાન વધારવા પુરતાં જ છે અથવા તો તમોને મારા તરફ પ્રેમની લાગણી છે એ સિવાય મને કાંઈ જણાતું નથી. આજ આપણી જ્ઞાતિના ઘણા ભાઈઓ હાજર છે, એટલું જ નહીં પણ તેઓ મારા કરતાં સર્વાસે ઉત્તમ લાયકાતવાળા અને વિદ્વાનો છે છતાં તમોએ નિશ્ચય કર્યો છે કે આ પરિષદના પ્રમુખપદે મારે જ બેસવું તે તે હું, માન ખાતર નહિં, પણ એક જ્ઞાતિ સેવા કરવાની ખાતર એ પદ સ્વીકારૂ છું.

અને તમોએ મને જે માન આપ્યું છે તે માટે હું તમારો ખાસ આભાર માનું છું. આશા રાખું છું કે તમો ભાઈઓ એક મતથી સલાહ-સંપથી મને દરેક રીતે મદદ કરશો કે જેથી આજનું મહાન કાર્ય આપણે નિર્વિઘ્ને પસાર કરીશું. ભાઈઓ, મને ઘણો જ આનંદ થાય છે કે આપણી કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિ હમણા થોડા વર્ષો થયા પોતાની ઉન્નતિ કેમ થાય એ સંબંધમાં પોતાના વિચારો ફેલાવી રહી છે. તેમાં ઘણા ભાઈઓએ જીવતોડ મહેનત કરી આપણા ભાઈઓને સન્માર્ગે દોરવા પ્રયત્ન કરે જાય છે. હું આપ સઘળા ભાઈઓને અપીલ કરૂં છું કે આપણે પણ એવા સુધારકોના કાર્યને ટેકો આપી તેને ઉત્તેજન આપવું જોઈએ. થોડા જ વર્ષો પહેલાંનો જમાનો યાદ કરીએ તો આપણને સ્પષ્ટ જણાયા વગર રહેશે નહીં કે આપણી જ્ઞાતિ એક ખાસ પશુ સમાન ગણાતી હતી તે થોડાક વખતમાં કેટલે દરજે પહોંચી છે. એ સઘળું આટલી ઝડપથી કેમ બન્યું એની જ હું તમને યાદ દેવરાવું છું. પ્રથમ શરૂઆતમાં આપણા જનોઈવાળા ભાઈઓએ આપણી જ્ઞાતિનો સડો દુર કરવા પાયો રચ્યો છે. ત્યાર પછી મુંબઇના યુવક મંડળે જે સભાઓ ભરી પોતાના રિપોર્ટો બહાર પાડેલા છે ત્યાર પછી ખાસ કરીને કરાંચીના યુવક મંડળે જે વિચારો દુનિયામાં જાહેર કર્યા છે, તે તમે સઘળા ભાઈઓ જાણો છો. હમણાં છેલ્લે છેલ્લે વીરાણી ગામની સભાના રીપોર્ટથી જે કચ્છ દેશમાં ખળભળાટ જાગ્યો છે અને આગેવાનોની ઊંઘ ઉડાવવા તેમજ આગેવાનોના કુકર્મી કૃત્યોનો શ્યામ પડદો ઉચકાયો છે તે ઉપરથી આપણને પણ ઘણું જાણવાનું છે. હું આજ દિવસ સુધી એમ સમજતો હતો કે સુધારા વાળાઓ ઘણુંજ ખોટું અને જ્ઞાતિને શરમાવવા જેવું કામ કરે છે. આપણી એબો ખુલ્લી પાડી દુનિયામાં આગેવાનોને તેમજ પીરાણા ધર્મને વગોવે છે. પરંતુ મારે મારી ભુલની કબુલાત આ સભામાં આપવી પડે છે તે એવી રીતે કે આગેવાનોના ચારિત્રો વાંચ્યા, સાંભળ્યા, અનુભવ્યાં તેમજ પીરાણાના કાકાઓની વિદ્વતા તેમજ તેમની રહેણી કરણી અને તેઓ ભગવા વસ્ત્રો પહેરી સંન્યાસી થયા પછી તેઓ કેવી સ્થિતિથી વરતે છે તે જાણ્યા પછી તેમજ સૈયદોપણ હરીવંશ બ્રાહ્મણ છીએ એવો ડોળ ઘાલી આપણને કેવું ઉંધુ ચીતું સમજાવે છે અને પોતે કેવી રીતે વરતે છે. તેમજ ખુદ પીરાણા ધર્મ જેની અનેક ટીકાઓ થઈ છે તે વાંચ્યા પછી મારી ખાત્રી થઈ છે કે આગેવાનો તેમજ કાકાઓ અને સૈયદો તેમજ પીરાણા ધર્મ આ સઘળું પોકળ જણાય છે અને સુધારાવાળાઓએ છાતી ઠોકીને હિંમતભરી રીતે સત્ય વાતો બહાર પાડી છે. ત્યારે જ આપણને સમજાય છે કે ખરી વસ્તુ આમ છે. હું મારા હમણાના વિચારથી કહી શકું છું કે આગેવાનોનાં ચારિત્રની કથા વીરાણી સભાના રીપોર્ટથી આપ સઘળા ભાઈઓએ જાણી છે, તે ઉપરથી કોઈને પણ પુછશો તો કહેશે કે તે જુલ્મી સત્તા વાપરે છે આગેવાનોને એવાં કૃત્યો કરવા ન શોભે. પીરાણાનો

ટીલાયત કાકો તો તમે જાણો છો તેમ મીલ એજન્ટ થયા છે તેને ભગવા લુગડાની લેશ પણ શરમ નથી. તમે જાણો છો કે બાયડી છોકરાની ખાતર મિલકત વધારવાની હોય, મીલો લેવી કે સટ્ટા કરવા એ કાકાનો ધર્મ નથી. તેમજ સૈયદોને આપણે પવિત્ર માનતા હતા અને આપણામાંના ઘણા ભાઈઓ તેને ગુરૂ કરતા હતા પરંતુ હવે મને જણાય છે કે સૈયદો તો ખાસ મુસલમાન છે, તેઓ માંસાહારી છે, અને સુન્નત બેસે છે અને તેઓ પીરાણા ધર્મને માનતા નથી પણ ખાસ કરીને તેઓ કુરાનેશરીફને માન છે, તે ઉપરથી પણ  કહી શકાય કે તેઓ ખાસ મુસલમાન છે અને તે આપણા જેવી ક્ષત્રીય કોમને પુજવા યોગ્ય નથી. ખરૂં કહીએ તો આ પીરાણા ધર્મ મુસલમાની કર્મકાંડ જેવો છે. આપણા જેવા કુર્મી ક્ષત્રીઓને એ ધર્મ કદાપી શોભે નહીં અને એ ધર્મ સંબંધે અનેક ટીકાઓ થઈ છે જેનો જવાબ કણબી આગેવાનો તેમજ પીરાણાના કાકાઓ અને સૈયદોથી પણ અપાયો નથી. તેથી ખાત્રીથી માની શકાય છે કે હીન્દુ ધર્મ તો નથી જ પછી એને માનવો કે નહીં, એ તમારા અંતઃકરણને પુછો તે જ તમને જવાબ આપશે.

ભાઈઓ ! આપણી આ સભા તેમજ આપણી જ્ઞાતિની ઘણી સભાઓ ભરાઈ ગઈ છે તેને સુધારવી અને બીજી અન્ય જ્ઞાતિઓમાં સારૂં સ્થાન પામે એ જોવા આપણે આતુર છીએ તો પછી મારા વિચાર પ્રમાણે આપણી જ્ઞાતિના અધમ રીત-રિવાજ, અથવા તો આપણને જે કલંકરૂપ કારણો હોય તેનો ત્યાગ કરવો જોઈએ. મારા વિચાર પ્રમાણે મને એક વાત તો ખાસ મુદ્દાની યાદ આવે છે કે આપણામાં કેળવણીનો છાંટો પણ નથી. કેળવણી લીધા સિવાય સત્ય શું અને અસત્ય શું તે આપણે જાણીએ નહીં, આપણામાંના થોડા ભાઈઓએ સાધારણ કેળવણી લીધી છે તો તેઓ કેવી માન પ્રતિષ્ઠાથી જીવન ગાળે છે ત્યારે આપણા ઘણા ભાઈઓ કેળવણી વગરના હોવાથી જીવતોડ મહેનત કરી માંડમાંડ ઉદરપોષણ કરે છે. આજે જમાનો શું કામ કરી રહ્યો છે તે ઉપર નજર કરો. આપણે તો હજી એકડેએક ઘુંટીએ છીએ, માંહે માહં કલેશ ઈર્ષાથી પરવારીએ ત્યારે કેળવણી લઈએ ને ? જ્ઞાતિહીતના માટે આપણે ભેગા થયા છીએ એ વાત પણ કેટલાક ભાઈઓને ઠીક નહીં લાગતી હોય એમ પણ થતું હશે તો પણ આપણી ફરજ છે કે આપણા ભાઈઓને ગમે તેમ કરીને પણ સમજાવવા જોઈએ. તમે એમ ધારતા હશો કે અમે સુખી છીએ ! તમે પરદેશ આવ્યા છો છતાં તમારા કામ ધંધાની મહેનત જોતાં મને એમ લાગે છે કે હજી આપણે દુઃખી છીએ. આજે આ દુનિયામાં દરેક માણસ એમ ઈચ્છે કે અમો સુખી અને નીષ્કલંક જીવન ગાળીએ, પરંતુ સુખી થવાના ઉપાયો આપણે કરીએ છીએ ? આપણે શરૂઆતમાં જ દુનિયાથી અવળે માર્ગે ચાલીએ છીએ જેથી પરિણામ એ આવ્યું કે આપણને ખુદ બ્રહ્મા આવીને બોધ કરે તો પણ તેનું માનીએ નહીં. આપણી જ્ઞાતિની અધમ દશા થવાના મુખ્ય કારણોમાં એક તો આપણે કેળવણી રહીત છીએ. બીજુ આપણામાં બાળલગ્નની નુકસાનકારક રૂઢી છે. આ દુનિયામાં અઢારે વર્ણ બાળલગ્ન કરવામાં ઘણા જ ગેરફાયદા છે જેનો પોકાર કરી રહી છે. તેઓ બાર અને પંદર વર્ષના દીકરા દીકરીના લગ્નને બાળલગ્ન કહે છે ત્યારે આપણે ૪૦ દિવસના બાળકોના લગ્ન કરીએ છીએ તેમાં જોડું કે કજોડું થાય તેની પણ પરવા કરતા નથી. મારા સાંભળવા પ્રમાણે બે ત્રણ અને વધારેમાં વધારે છ વર્ષ કન્યા મોટી હોય એવા પણ કજોડા આપણામાં થાય છે. પછી એ ઘર સંસાર કેવો નભે તે તમો સૌ જાણો છો. શાસ્ત્રોમાં લગ્ન કેવા પ્રકારે અને કેટલી ઉંમરે કરવાનું કહ્યું છે તે જો તમે સમજીને વરતો તો આપણી આવી નમાલી દશા ન જ થાય. આવાં કજોડાવાળા બાળલગ્ન કરવાથી આપણો સંસાર ઘણી વખત ઝેર જેવો થાય છે અને તેને લઈને છૂટાછેડા કરવાનો પ્રસંગ આવે છે. આવા હાનિકારક રિવાજનો ત્યાગ કરી યોગ્ય ઉંમરે પોતાનાં બાળકોને

પરણાવવા ખાસ ભલામણ કરૂં છું. તે સિવાય આપણી જ્ઞાતિની ગરીબ હાલત કેમ થઈ છે. તેનું ખાસ કારણ મરી જવા પછી પ્રેત ભોજન ફરજીયાત કરવામાં આવે છે તે જ છે. કોઈ પણ હિન્દુશાસ્ત્રમાં મરી જનારની પાછળ જ્ઞાતિ ભોજન કરવું એવું ક્યાંય પણ લખ્યું નથી છતાં આ રૂઢી આપણામાં તેમજ કોઈ કોઈ અન્ય જ્ઞાતિમાં પણ કેવી રીતે દાખલ થઈ છે તેની મને પુરે પૂરી ખબર નથી તોપણ હું કહું છું કે એ રૂઢી અયોગ્ય છે. કોઈ ભર યુવાન ભાઈનું મૃત્યુ થયું હોય આખા કુટુંબનું ભરણ પોષણ કરવાનો ખાસ આધાર તેના ઉપર હોય એવા ભાઈઓના મૃત્યુથી કયો અભાગી માણસ દીલગીર નહી થાય ? એ દીલગીરીમાં તેના મરણની ખાતર માતર કે લાપસી કરી હોય ત્યારે સારાં કપડા પહેરી જમવા બેસવું એ શું માણસ જાતને શોભે તેવું છે ? ન્યાયથી પણ ઉલટું લાગે છે. આ બધું ઉઘાડી હાની જેવું છે. આપણામાં કોઈ ગરીબ ભાઈ કે બેન કે દીકરાનું મૃત્યુ થયું હોય અને એની પાછળ કારજ કરાવાની પહોંચ ન હોય તો પણ આગેવાન ગેઢેરાઓ તેમજ તેના પીત્રાઈ ભાઈઓ ફરજીયાત દાહડો કરાવે છે અને તે ભાઈનું ઘર તડકે થાય છે. ભાઈઓ આપણે એક ટાણું રોકકળનું જમણ ન જમીએ તેથી શું આપણા પેટમાં ખાડો પડી જવાનો હતો ? આપણા એક ટાણા જમવાથી આપણા જ ભાઈને આખી જીંદગી સુધી ગરીબ બનાવવો તેને શું તમે પુણ્ય માનો છો કે ? તો પછી એવું પાપ ન કરવા હું તમને વિનંતી કરૂ છું. પણ ભાઈઓ, કે છે કે મરનારની પાછળ જ્ઞાતિ ભોજન કરવાથી પુણ્ય થાય છે અને જે પુણ્ય થાય છે પુણ્ય મરનારને મળે છે ! તો પછી ન્યાયથી પણ સિદ્ધ થાય છે કે મરનારનું પાપ જમનારાઓને જ લેવું પડે. શું કોઈ મરી જનારનું પાપ તમો એક ટાણું જમીને લેવા તેયાર છો ! કોઈ નહિ તો પછી આવા હીસાબે પણ મરણ પાછળનું જમણ આપણે જમવું જ ન જોઈએ. તે સિવાય તમો ઘણા ભાઈઓ વિચાર કરીને જુવો કે આપણે બધા જમીનદાર, જાગીરદાર, ખેતીકાર હતા છતાં આપણી એ ખેતી ક્યાં ? એ ગરાષ ચાસ આપણી પાસેથી કેમ જતો રહ્યો ? શું આપણે મહાન યજ્ઞ કર્યો હતો કે તેમાં એ પૈસા ખર્ચાયા છે ? શું આપણે કોઈ મોટો વેપાર કર્યો હતો કે તેમાં મોટી ખોટ જવાથી આપણો ગરાષ ચાસ વેચી નાખવો પડે છે ? ત્યારે શું આપણા બાપ દાદાઓએ મિજલિસો કરી ! ગોહરજાનનો જલસો કરાવ્યો હતો ? કે તેમાં આપણી મુડીની બરબાદી થઈ છે ? ભાઈઓ, આમાંનું કંઈપણ આપણે તેમજ આપણા બાપ દાદાઓએ કર્યું નથી પણ ચડસાચડસીમાં ગામ અને નાતો કરી જમણવારો કરવાથી જ આપણું ઉઠમણું થઈ ગયું છે. આ પાછળ તો ગામ જરૂર કરવું જ જોઈએ આવા પ્રકારની ખોટી લાજુ રાખવા જતાં લાજ અને ઈજ્જતનું જાહેર લીલામ થઈ ગયું. તોય આપણે આંખ ઉઘાડી પાછું વાળી જોયું નહીં. તેમજ આપણા ભાઈઓ અને આગેવાનોએ પણ આપણને સાચી સલાહ આપી નહીં; ઉલટું એમ સમજાવ્યું કે ગામ કર્યા વગર ન ચાલે, લાજ ક્યાં મુકીએ ! તું કને પૈસા ન હોય તો અમે આપીએ ! પણ ગામ કર્યા સિવાય ચાલશે નહીં. આમ ચડાવી ચડાવીને આપણા આગેવાનોએ કારજ કરાવી આપણી જ્ઞાતિને ગરીબ બનાવી દીધી છે. ભાઈઓ, તમે તેમજ હું જાણીએ છીએ તેમ મોટા મોટા ખેડૂતોની ખેતી કારજવરા કરવાથી છૂટી ગઈ છે. અને આપણો ગરાષ વેપારીઓએ કરજમાં લઈ લીધો છે. જેથી આપણા ઘણા ભાઈઓને ખેતી મુકીને કરાંચી તેમજ કલકત્તાનાં ઝાડ જોવા પડ્યા છે એ ઘણી જ દિલગીરીની વાત છે. મરણ પાછળ જમણવારો કરવાથી શું નુકસાન થાય છે એ મેં તમને કહ્યું છે. હવે તમને ઠીક લાગે તેમ કરજો. તો પણ મારી છેવટે એટલી સલાહ માન રાખો તો ઘણું જ સારૂં છે કે છેવટે કરજ કરીને તો કારજ ન જ કરશો. હું ફરીવાર પણ તમને કહું છું કે આપણી કણબીની જ્ઞાતિ એક ઉચ્ચ કોમ છે, તેનું ભાન આપણે છેક જ ભુલી ગયા છીએ. જે સુધારો આપણે કરવા માગીએ છીએ તે સુધારો

જ્ઞાતિના આગેવાન કહેવાતા ગેઢેરાઓએ કરવાની ખાસ જરૂર છે, પરંતુ તેઓ તો પોતાની પટલાઈ ન જતી રહે તેની બીકમાંને બીકમાં હજુ એવા ઉંધા ખેતર ખેડે જાય છે કે જમાનો જ તેમને પાંસરા કરશે. હમણાં નાતમાં કેટલાક કેસો કોરટે ગયા છે. સાંભળવા પ્રમાણે ગેઢેરાઓ કેસમાં હારી પણ ગયા છે. જેની અપીલો ભુજ થઈ છે. આગેવાનોને હજુ આપણા જ્ઞાતિ પંચના પૈસા તેઓની પાસે રહે છે તે કોરટોમાં વાપરવાનું જોર છે. અને એ બળ ઉપર કુદાકુદ કરી રહ્યા છે. તેઓને ખબર નથી કે એ પૈસાનો જ્યારે કોઈપણ આપણી જ્ઞાતિનો ભાઈ હિસાબ માગશે ત્યારે આપવો પડશે તેનું ભાન આગેવાન ગેઢેરાઓ રાખતા હોય એમ મને લાગતું નથી. એતો જ્યારે હીસાબ લેવાય ત્યારે વાત. હું સભામાં બેઠેલા ભાઈઓને કહું છું કે આપે રાત્રી દિવસ મહેનત કરી ખારા પાણી જંગીને લોહીને ટીંપે જે પૈસા કમાઈએ છીએ તેમાંથી વીસોંદ ધર્માદા કાઢી એ પૈસા આપણે આગેવાનોને આપીએ છીએ તે શું તેની મરજી પ્રમાણે ગમે તેવા ખોટા ખર્ચામાં ઉડાવવાને આપીએ છીએ ? ના ના એમ નથી એ પૈસા આપણા ગરીબ ભાઈઓની ખરી મહેનતના પરસેવાના છે. તેનો સદ્ઉપયોગ તે આપણી જ્ઞાતિહીતમાં થાય એવા ભરોસે આગેવાનોમાં શ્રદ્ધા રાખી આપણે આજ દીવસ સુધી એ પૈસા આપતા આવ્યા છીએ. પરંતુ હમણાં જે હકીકત આગેવાન ગેઢેરાઓના ચારિત્ર સંબંધે વીરાણી સભાના રીપોર્ટથી બહાર આવી છે તેમજ આગેવાનોએ ખોટી રીતે કોર્ટોમાં પૈસાની બરબાદી કરી છે તે જાણ્યા પછી તેમજ પીરાણાની સ્થિતિ અને કાકાની રીતભાત તેમજ ત્યાં થતો પૈસાનો ગેરઉપયોગ આવી બાતમીઓ આપણને મળ્યા પછી પણ આગેવાનોને આપવા અથવા પીરાણે પૈસા મોકલવા એ કલરમાં બીજ વાવ્યા બરોબર છે. સૈયદોને તમે પૈસા આપો કે ન આપો એ તમારી મરજી પરંતુ ચોખી વાત એ છે કે સૈયદો માંસાહારી છે. વીરાણી સભાના રીપોર્ટમાં એક ભાઈએ કહેલું તે પ્રમાણે સૈયદો કુકડા મારતા હોય અને જીવહીંસા કરતા હોય તો આપણી ખરી મહેનતના પૈસા પાપ કરવાને આપણે આપવા નહીં જ જોઈએ. કદી ઈમામશાહ બાવાને આપણે માન આપીએ, કેમકે તેમની રેહણી કરણી જુદી હતી, તેઓ દૈવી પુરુષ હતા, નહીં કે હમણાના સૈયદો જેવા હતા. તેઓ આપણને અવળે રસ્તે દોરે છે અને પોતે પાપી બની આપણને પણ પાપના ભાગી બનાવવા પ્રયત્ન કરે છે. માટે તેઓનો કોઈ પણ રીતે સંગ કરવો યોગ્ય નથી. સૈયદો ઈમામશાહને તેમજ તેમના બનાવેલા સતપંથ ધર્મને માનતા નથી ! હું એક વખત પીરાણે ગયો હતો ત્યારે ત્યાં એક મારા પીત્રાઈ ભાઈ કે જે પીરાણા ધર્મના શુદ્ધ અનુયાયી છે. તેઓની સાથે સૈયદોનો ધર્મ સંબંધી વાદવિવાદ થતાં મને લાગ્યું કે પીરાણા ધર્મની સાથે સૈયદોને કશું લાગતું વળગતું નથી. આ બધી હકીકતો એવા પ્રકારની છે કે આપણી કણબીની જ્ઞાતિને બીલકુલ શોભતી નથી. આપણી કણબીની જ્ઞાતિ એકલી કચ્છમાં નથી પરંતુ ગુજરાત, કાઠીયાવાડ, માળવા, ખાનદેશ, ઈત્યાદી ઠેકાણે મળી કુલે વસ્તી દસ લાખની છે, તેમાં કચ્છમાં તો ફક્ત તેત્રીસ હજાર માણસો જ વસે છે. જેથી આપણે યાદ રાખવું જોઈએ કે આપણા તે ભાઈઓ જેવી રીતે વરતે છે તેવી જ રીતથી આપણે પણ વરતવું જોઈએ.

ભાઈઓ, હું તમોને એક એવી પણ વિનંતી કરૂં છું કે સલાહ સંપથી જે વાતોના નિર્ણય કરવા હોય તે મનમાં કોઈપણ પ્રકારનો ભેદભાવ રાખ્યા સિવાય ઉતાવળા ન થતાં શાંતિથી જો આપણે વિચાર કરીશું તો આપણે આપણી જ્ઞાતિના ભલા માટે ઘણો ઉકેલ લાવી શકીશું. આ સભામાં પક્ષાપક્ષ જેવું જો આપણે નહીં કરીએ અને બધા શાંતિથી અને સુલેહ સંપથી કામ કરીશું તો ઘણું જ સારૂં કામ કરી શકીશું. મેં મુંબઈ તેમજ ગુજરાતમાં આપણી જ્ઞાતિની ઘણી

સભાઓ જોઈ છે. માળવામાં સુંદ્રેલ ગામમાં આપણા જ્ઞાતિ ભાઈઓની સભા હતી ત્યાં મને આમંત્રણ હોવાથી હું ત્યાં આપણા ભાઈઓની સાથે ગયો હતો અને ત્યાં પણ જ્ઞાતિહીતનું કામકાજ થતું મેં જોયુ હતું. આપણામાં અને તેમનામાં રીત રીવાજમાં કાંઈ જાજો ફેર નથી. લગભગ રીત રીવાજો આપણને મળતા જ છે ફક્ત એક જ પીરાણા ધર્મની છાપ આપણા ઉપર છે. તેથી જ આપણને ખાસ શરમાવું પડે છે. તે જો ન હોય તો વખતે એવું પણ બને કે આપણી કચ્છની જ્ઞાતિ આપણા દેશના બીજા ભાઈઓ કરતાં ઓછે દરજ્જે ગણાય નહિ. ગુજરાત ઈત્યાદી દેશોમાં આપણી જ્ઞાતિમાં કદાચ કુધારા હશે તેવા આપણી કચ્છની જ્ઞાતિમાં નહિ પણ હોય ! તમો સઘળા ભાઈઓ સંમત થશો તો આપણા ઉપર જે કાળું કલંક છે તે પણ મટી જશે અને આપણે સુખી અને ભાગ્યશાળી થઈશું. ભાઈઓ અને બહેનો ! તમોએ ઘણી શ્રદ્ધાપૂર્વક મારું ભાષણ સાંભળ્યું છે, હું એટલો વિદ્વાન નથી કે તમને મારા ભાષણથી ખુશ ખુશ કરી નાંખુ તો પણ મારા હૃદયના જે ભાવો હતા તે મેં તમારી પાસે ખુલ્લા મુક્યા છે. તમને યોગ્ય લાગે તે પ્રમાણે હવે નિર્ણય કરશો. મારું ભાષણ પુરું થાય છે અને આવતીકાલે બપોરના સબજેક્ટ કમીટી મળશે તેમાં દરેક ભાઈઓને આવવાની છુટ છે અને પોતાના વિચારો શુદ્ધ હૃદયથી જે ભાઈ કહે તેનું ખાસ સંભાળપૂર્વક વિવેચન સાંભળી નિર્ણય કરવામાં આવશે, મેં તમારો ઘણો જ કિંમતી વખત લીધો છે તેમજ તમો કરાંચીવાસી ભાઈઓએ મારી લાયકાત ઉપરાંત જે માન આપ્યું છે તેના માટે હું ઉપકાર માનું છું.

ઉપર મુજબ મે. પ્રમુખ સાહેબનું ભાષણ થઈ રહ્યા બાદ સભામાં લાવવાના અને પસાર કરવાના જ્ઞાતિ ઉન્નતિના ઠરાવો ઘડી કાઢવા માટે એક સબજેક્ટ કમીટીની નિમણૂક કરવાની પ્રમુખ સાહેબે સર્વ બંધુઓને સમજણ આપ્યા બાદ જુદા જુદા ગામના પ્રતિનિધિ રૂપ બંધુઓની નીચે જણાવ્યા મુજબની એક કમીટી નીમવામાં આવી હતી અને તે કમીટીના કાર્ય પ્રસંગે સમજુવર્ગને પોતાની સલાહ આપવાની ભલામણ કરી હતી.

# સબજેક્ટ કમીટીના સભ્યોનાં નામો

૧ રાજાભાઈ સામજી ધોળુ
ગામ માનકુવાવાળા સભાના પ્રમુખ
૨ પા. નાનજીભાઈ પચાણ નાકરાણી
ગામ નખત્રાણાવાળા
૩ રા. નારાયણજીભાઈ રામજી
ગામ વીરાણીવાળા
૪ રા. રતનશીભાઈ કરશન.
ગઢસીસાવાળા
૫ નાથાભાઈ શીવજી- વીરાણી
૬ રતનશી ખીમજી- વીરાણી
૭ મેઘજી ભાણજી- દેવીસર
૮ જીવરાજ વાલજી- વીરાણી
૯ ખેતા ડોસા પોકાર- નખત્રાણા
૧૦ વિશ્રામ પાંચા ગાંગાણી- વીરાણી
૧૧ ડાયા લખુ રૂડાણી- નખત્રાણા
૧૨ લધા હરજી નાકરાણી
૧૩ શીવજી કાનજી પારસીયા- નખત્રાણા
૧૪ કાનજી રામજી પારસીયા
૧૫ વાલજી લખુ પોકાર- નખત્રાણા
૧૬ રામજી સોમજી નાકરાણી
૧૭ લાલજી સોમજી નાકરાણી
૧૮ દાના કરસન પાંચાણી
૧૯ હરજી લધા રામાણી- લોડવા
૨૦ હરજી વીરજી નાકરાણી-વીરાણી
૨૧ કાનજી વીરજી નાકરાણી- વીરાણી

## ૪. ક.ક.પા. જ્ઞાતિ અધિવેશન- ૧લું - દી. 08-Aug-1920

૨૨ કરસન વીરજી નાકરાણી-વીરાણી
૨૩ મુળજી ડોસા પોકાર-નખત્રાણા
૨૪ વીરજી લખુ રૂડાણી- નખત્રાણા
૨૫ ખેતા રામજી પારસીયા
૨૬ પેથા ડોસા પોકાર-નખત્રાણા
૨૭ વેલજી પરબત પારસીયા
૨૮ પ્રેમજી હરજી સાંખલા.
૨૯ કરમશી લધા સાંખલા
૩૦ વેલજી ગોપાલ સાંખલા.
૩૧ શીવજી પચાણ સાંખલા.
૩૨ અરજણ નારાણ ધોળુ
૩૩ માધા શીવજી - દેશલપર
૩૪ રતના વીરજી - દેશલપર
૩૫ કરશન દાના પોકાર
૩૬ પ્રેમજી ભોજા
૩૭ વીરજી લખુ પોકાર
૩૮ ગંગદાસ દેવજી - ખેડોઈ કોટડા
૩૯ રામજી કાનજી ચૌધરી - ઘડુલી
૪૦ હંસરાજ નારણ-કોટડા
૪૧ જીવરાજ હીરજી ઉકાણી- માનકુવા
૪૨ નથુ મનજી - માનકુવા
૪૩ ખેતા લખુ રૂડાણી
૪૪ હીરજી કાનજી
૪૫ તેજા પરબત છાભૈયા
૪૬ રામજી ખેતા કેશરાણી
૪૭ દેવસી સવદાસ
૪૮ મનજી હરદાસ
૪૯ નારાણ નથુ- દેવીસર
૫૦ ભાણજી જીવા સેંગાણી
૫૧ વીરજી ખેતા દાનાણી
૫૨ ખીમા શીવજી દાનાણી - મંગવાણા
૫૩ હરજી નથુ - દેવીસર
૫૪ કરશન નાનજી નાકરાણી
૫૫ નારાણ શીવજી લીંબાણી
૫૬ શીવજી લધા નાકરાણી
૫૭ લખુ કચરા - રવાપર
૫૮ સવદાસ કાનજી નાકરાણી - વીરાણી
૫૯ ભાણજી ડાયા રૂડાણી
૬૦ વીરજી કરશન સેંગાણી
૬૧ અરજણ કાનજી - દેશલપર
૬૨ મનજી વસ્તા નાકરાણી
૬૩ કચરા કરશન- વીરાણી
૬૪ મેઘજી કાનજી
૬૫ કરશન માના ખેતાણી - વીરાણી.
૬૬ રતના લધા નાકરાણી
૬૭ મેઘજી પરબત છાભૈયા
૬૮ જેઠા નથુ - દેવીસર

ઉપર પ્રમાણેના મેમ્બરોની એક સબજેક્ટ કમીટી નિમાયા બાદ પાછું બેઠકના કાર્યની પૂર્ણાહુતિમાં મે. પ્રમુખ સાહેબ તરફથી ભાઈ શીવજી કાનજી પારસીયાએ જણાવ્યું કે પ્રમુખ સાહેબે આપને શરૂઆતમાં આપણા કામ ધંધાને અડચણ ન થાય તે પ્રકારે સભાની બેઠક સાંજના વખતે આવતી કાલે રાખવાની ભલામણ કરી છે તે આપને ફરીથી હું કહી સંભળાવું છું, પરંતુ આપણે નીમેલી કમીટી આવતીકાલે દિવસના વખતે બેસશે અને આપણી જ્ઞાતિ સ્થિતિનો વિચાર કરી જે જે બાબતો સુધારણા વધારવા જેવી હશે તેના ઠરાવો ઘડી પાસ કરાવવા માટે આ સભામાં રજુ કરશે. આ કામ દિવસના વખતે થવાનું હોવાથી કમીટીના સભ્યોએ તેમાં હાજરી આપવી પડશે પરંતુ તે સિવાયના દરેક ભાઈઓ જેઓને સબજેક્ટ કમીટીમાં ભાગ લેવાની ઈચ્છા ન હોય તેમણે પોતાના કામ ઉપર જવું.

આ પ્રમાણે થવાથી આપણે સભાના કાર્યનો લાભ લેવા સાથે આપણે આપણો કામ ધંધો પણ કરી શકીશું, બંધુઓ ! આપણે હવે આપણા પતિત પાવની ગંગા સ્વરૂપ જ્ઞાતિની સ્તુતિ કરી આજની સભાનું કાર્ય પુરૂ કરીશું.

ઉપર પ્રમાણે સુચના થઈ રહ્યા બાદ જ્ઞાતિના બે બાળકોએ નીચે જણાવેલી કવિતા ગાયા બાદ શ્રી ઉમિયાદેવીનો જય બોલી સભા બરખાસ્ત થઈ હતી.



# સ્તુતિ

જય પરમ પુનિત જ્ઞાતિ મારી.
નમુ ચર્ણ કમળ તુજ શીર ધારી. ટેક.
નીજ સુખની ના પરવા કરતી,
નિર્દોષ પ્રયોગ આચરતી,
સત્ય સંપત્તિ ભારતમાં ભરતી. જય.
હતી પાવન પુર્વની એ કરણી,
ખટ શાસ્ત્રે જે નીજ સુખ વરણી
થઈ અધર્મ કુચાલે આ કરણી. જય.
તુજ દર્શ કરી તન મન વારૂ,
હીત ચીત્ત રહે નીશ દીન તારૂં,

# બીજો દિવસ
## તા.૯-૮-૧૯૨૦ સોમવાર

આજે બપોરના બાર વાગ્યા પછી સબજેક્ટ કમીટીની બેઠક મળી હતી જેમાં ઠરાવો ઘડવાનું કાર્ય પૂર્ણ ઉત્સાહથી ચાલ્યુ હતું, કમીટીના મેમ્બરો ઉપરાંત લગભગ ૧૫૦ ભાઈઓએ ઠરાવો ઘડતી વખતે પોતાનો અભિપ્રાય દર્શાવી પ્રસંગોપાત કમીટીના કાર્યમાં ઘણી મદદ કરી હતી અને પૂર્ણ ઉત્સાહથી જ્ઞાતિ હિતના કાર્યમાં ભાગ લીધો હતો. સાંજના આઠ વાગે ચાલુ સભાની બીજી બેઠક મળી હતી. મે. પ્રમુખ સાહેબના આગમનને સઘળા ભાઈઓએ તાળીઓના અવાજ સાથે વધાવી, શ્રી ઉમીયા માતાજીની જય બોલાવી હતી. મેમ્બરો ઉપરાંત પ્રેક્ષકવર્ગની હાજરી આજે ગઈ કાલ કરતાં વિશેષ હતી અને જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં સામેલ થઈ આગળ પડતો ભાગ લેવા ઘણા સમજુ બંધુઓએ તત્પરતા દર્શાવી હતી. શરૂઆતમાં જ્ઞાતિ સંતાનોએ શ્રી ઉમિયાદેવીની સ્તુતી ગાઈ મંગળાચરણ કર્યું હતું.

# મંગળા ચરણ

(કલ્યાણની સાખી)

સુખદાતા સતિ પાર્વતી, દુઃશહ દુઃખ હરનાર,
સુખ સંપતી દો ભગવતી, વરદાઈ છો ઉદાર;
સેવક જન રંજન સદા, સુખ દુઃખના આધાર,
**અમર** સમરતા સહાય હો, નમું હું વારંવાર

(અનંત એકજ છે અવિનાશી - એ રાગ)

સફળ કૃતિ કર માતુ હે મ્હારી,
સુમતિ પ્રેરક સદાયે દયાળી; સફળ
જ્ઞાતિ હિત ચિત્ત સ્થીર કરી સ્થાપો
ઈચ્છુ ભવાની કૃપા એ ત્હારી સફળ
અધમ ઉદ્ધારક જ્ઞાતિ કે ગંગા,
ઉભય શિવા નહિ અન્ય હિતકારી; સફળ
દ્રઢીભૂત છે એ મંત્રજ મ્હારો,
સાધક તેનો **અમર** સુખાળી. સફળ

ઉપર મુજબનું મંગળાચરણ થઈ રહ્યા બાદ મે. પ્રમુખ સાહેબે નીચે પ્રમાણેનો ઠરાવ સભાની મંજુરી માટે રજુ કર્યો હતો જે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૧ લો.** **(પ્રમુખ સ્થાનેથી.)**

"અમો કરાંચીમાં વસતા કચ્છની કણબી જ્ઞાતિની પ્રજા, **અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજાધિરાજ મિરઝા મહારાવશ્રી ૭ સર ખેંગારજી સવાઈ બહાદુર જી.સી.આઈ.ઈ.**"ના રાજ્યમાં રહી નિર્ભય પણે સુખી શાંતી અને આબાદીથી સુખ ભોગવીએ છીએ તેના માટે અમો મહારાવશ્રી તથા તેમના સહકુટુંબ પરિવારનું દીર્ઘાયુષ્ય ઈચ્છીએ છીએ.

ઉપર જણાવેલો ઠરાવ તાળીઓના અવાજથી દરેક જણ તરફથી વધાવી લેવામાં આવ્યો હતો. ત્યારબાદ નીચેનો ઠરાવ **ભાઈ રતનશી કરસન છાભૈયા** ગામ ગઢશીસા વાળાએ રજુ કર્યો હતો.

**ઠરાવ ૨ જો.**

"બાળલગ્નના અધર્મયુક્ત અને હાનીકારક રિવાજને સત્વરે નાબુદ કરવા આ સભા દરેક જ્ઞાતિ બંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે, અને શાસ્ત્રોક્ત રીતે યોગ્ય ઉંમરે આવેલા ફરજંદોને પરણાવવાનો ઠરાવ આ સભા કરે છે."

ઉપરનો ઠરાવ રજુ કરતાં **ભાઈ રતનશીભાઈએ** જણાવ્યું કે-

પ્રમુખ સાહેબ, જ્ઞાતી ભાઈઓ અને બહેનો,

મેં આપની સમક્ષ બાળલગ્નનો ઠરાવ રજુ કર્યો છે. બાળલગ્ન કેટલા નુકશાનકારક છે તે હું આપને જણાવીશ. બારે વર્ષે લગ્ન આવે તેવી સ્વાભાવિક રીતે વિશેષ આનંદ થાય તેમાં બૈરાં વર્ગમાં તો આનંદની આવવી. બાર વર્ષ જેટલો મોટો ગાળો આપણને મળે છે તો પણ આપણે સગપણ સાંતરાંમાં ભારે ઉતાવળ કરીએ છીએ. મહીના બે મહીનાનું છોકરૂં થયું હોય ત્યાં તો તેનું સગપણ આપણે કરી નાંખીએ છીએ. તેમાં કન્યા મોટી છે કે નહીં તે પણ આપણે જોતા નથી. ઘણે ભાગે સગપણ પાંટીઆ પણ કરી આવે છે. આવા નાના-નાના છોકરાનાં સગપણ કરી જે દુઃખ ઉભુ કરીએ છીએ તેની આપણને સમજણ નથી પરંતુ ખ્યાલ પોંચાડીને ધ્યાન દો તો તમને જરૂર જણાયા સિવાય રહે નહિ. એક ગરીબ પણ ખાનદાન કુટુંબની કર્મ કથા હું કહું છું તે સાંભળશો અને લગ્નનો લ્હાવો લેતા કેટલું દુઃખ ભોગવવું પડ્યું છે તેનો વિચાર કરજો.

"વિવાહ નજીક આવતા ગયા તેમ તેમ એક કુટુંબમાં ચિંતા પેઠી. રાત્રે વાળુ પાણી કરી એ બે માણસો વિચાર કરવા લાગ્યા તેમાં પટલાણી બોલ્યાં કે આપણે કેમ કરશું ? પાંચ છોકરાં તેમાં બે છોકરા ત્રણ દીકરીઓ ને બે જાન જોડીને જુદે જુદે ગામે પેણાવા જવું. તેમ ત્રણ માંડવા ઘરે દીકરીઉના તેને પરણાવવી. હું તે દીકરાને પરણાવા જાઉં કે ઘરે છોડીઉને પેણાવા રહું ? નાની દીકરી બે મહિનાની હતી એક છોકરો બે વર્ષનો હતો તે પણ હજુ કયારેક કયારેક ધાવતો હતો અને મુંઝવણમાં પટેલે કહ્યું કે આપણા ભાઈઓમાં પણ સૌને ઘરે વિવાહ છે વરસોંદીઆને ઘરે પણ વિવાહ છે માટે ફલાણા આપણા ગામના અતિત છે તેમને ઘરે પણ નાનું બાળક ધાવણું છે માટે એને કહેશું તો જાનમાં બેય-માણસ આવશે એટલે હરકત નહીં આવે અને તું ઘરે એટલે દીકરીઉના વિવાહ પતાવજે. આમ વિચાર કર્યો અને તે જ વિચાર પ્રમાણે વિવાહ કરેલા ખરા પરંતુ વિવાહ પત્યાબાદ પટેલના નસીબે કઠણાઈ હતી તેથી મોટા દીકરાની વહુ વિવાહમાં પણ માંદી હતી, તે લગ્ન થયા બાદ પંદર દહાડે ગુજરી ગઈ. આ પ્રમાણે બંને દીકરા પાછળ

હોંસથી લગ્ન કર્યા તે નકામાં ગયા અને વહુને જે દાગીના ચડાવ્યા હતા તે ઘરે પાછા આવ્યા અને તે દાગીના વેપારીને દીધા લગ્નના ખર્ચમાં. તેમજ લગ્ન કરતી વખતે પટેલ પોતાની વાડીનો છાછટીઓ જળપાવ્યો હતો અને તે ઉભેલા મોલ માથે કોરીઉ લીધી હતી. ભાગ્યજોગે પાળો સારો આવ્યો નહીં અને વેપારીને પૈસા ભરાણા નહીં તેથી વેપારીનો તગાદો કરવાથી પટેલને મુંઝવણ થઈ. બેય માણસે વિચાર કરીને પોતાના છોકરાની વહુના ટોલ તેમજ ઘરમાં ત્રણ દીકરીઉં હતી તેના ટોલ સીવાના હતા તો પણ વેપારીને ત્યાં ગીરવી મુકી વિવાહમાં ઉપાડેલ કોરીઉ ભરીઉં અને આફત માથેથી ઉતારી વિવાહનો લાવો લેતા આ પટેલ તેમજ પટલાણીને ભારે દુઃખ ભોગવવું પડ્યુ. હજી પણ એ દુઃખનો છેડો આવ્યો નોતો. લગ્ન વિત્યાને હજુ છ મહીના નોતા થયા તેમાં મોટી દીકરી ઓરીમાં ગુજરી ગઈ. વેવાઈ તરફથી મોં ઢંકાવાને આ પટેલને ઘરે વેવાણ આવ્યા. રોઈ રહ્યા પછી પોતાના ઘેર જતાં દીકરીની સાસુ બોલ્યાં કે વેવાણ ! ઘણીએ હોંસે વિવાહ કર્યા અને લાવા લીધા. પણ અમારા નસીબમાં વહુનું સુખ નહીં લખ્યું હોય જેથી બિચારી નાની નખ જેવડી બીમારીમાં ગુજરી ગઈ. અમારૂં સગપણ તો આજથી તુટી ગયું. બાવે ઉમેદુ પુરીઉં પાડીઉ નહી, માટે અમારા ટોલ જો હમણાં દો તો લઈ જઈએ પછી ફેરો ન પડે. આ વખતે પેલી પટલાણીને તો આભ તુટવા જેવું થયું. તે જાણતી હતી કે દાગીના વેપારીને ત્યાં છે. વેવાણને શું જવાબ આપવો ? આમ વિચાર કરતાં બાઈને સુઝી આવ્યું કે અમે ટાલ બધાએ અમારા શેઠને ઘરે રાખ્યા છે, તે શેઠ બહાર ગામ ગયા છે. તે આવશે એટલે લઈને તમને પહોંચાડી દેશું. આમ કરીને આ દુઃખ પણ પતાવ્યું. દીકરી મરી જવાના બે દિવસ થતા હતા. ત્રીજે દહાડે કુવાડું તો નહીં પણ ત્રઈઉં કરવું જોઈએ. છ વર્ષની છોકરી પછવાડે ત્રઈયુ કરવું આ તે કયાંનો ન્યાય ! પણ આપણામાં થતું આવ્યું છે એટલે કરવું જોઈએ. ઘરમાં તપાસ કરી તો કોયડ એક સઈ માંડમાંડી નીકળી. હજુ બે સઇ કોયડ જરૂર ખપે. તેની તપાસ કરવાને પટેલ ગામમાં ફર્યા પણ આપણા ભાઈઓના ઘણાઓના ઘરમાં કોયડો હતી, પણ ગરીબાઈ આવે છે ત્યારે ચારેકોરથી આવે છે તેમ આ ભાઈ ને ખડુ હોવા છતાં પણ કોઈએ કોયડ ઉધારી દીધી નહીં, તેથી પાડોશમાં એક વાણીયા ગૃહસ્થ રહેતા હતા ત્યાં પટલાણી રાત્રે ગયા અને શેઠાણી વૃદ્ધ હતા તેને કહ્યું કે ડોસીમાં અમને કોયડ બે સઈ જરૂર ખપે છે માટે દયો કારણ કે આવતી કાલે છોકરી વાસે ત્રઈઉ કરવું છે. ડોસીમાં કણબીના રીત રીવાજથી વાકેફ હતાં તો પણ એટલું તો કહ્યું કે પાંચ-છ વર્ષનાં છોકરાંનો તમારી નાતમાં દાડો કરો છો તે સારૂં નહિં અમારી નાતમાં કોઈ જમવા જાય જ નહિ. ત્યારે પટલાણીએ કહ્યું કે અમે ન કરીએ તો અમારી લાજ જાય. ભાઈઓ તો સુખે બેસવા પણ ન દે ! આટલી વાતચીત કરી ડોસી બોલ્યાં કે કોઠારમાં છે કોયડ, ઘરમાં કોઈ માણસ નથી ત્યારે પટલાણી પોતાના ધણીને રાતોરાત તેડીને કોયડ લઈ આવ્યા અને બીજે દહાડે ત્રઈયું કર્યું અને જતી લાજ રાખી. પણ છેવટે એક વાતની પાકી અડચણ પડી. રાત્રે કોયડ લાવ્યા અને તલાટીને ન કહેવાથી દાણ ચોરીનું પટેલ માથે તહોમત આવ્યું તે પણ માંડમાંડ કાલાવાલા કરીને પતાવ્યું. જોઈ લ્યો ભાઈઓ, આ બાળલગ્નની મોકાણ. આવું નહી તો આથી થોડું પણ દુઃખ તો આપણને થાય છે. છતાં પણ પુંછડું ઝાલ્યું તે આપણે મુકીએ નહિ. બારે વર્ષે વિવાહ આવે અને સગપણની ઉતાવળે જોયા કર્યા સીવાય પાટીઆ પણ સગપણ કરી આવે તેનું તો આવું જ પરિણામ આવે. જો આપણે જોઈ વિચારી છોકરાં મોટાં થાય ત્યારે સગપણ સાંતરાં કરતા હોઈએ તો આવાં દુઃખ ભોગવવા ન પડે માટે જેમ બને તેમ બાળલગ્ન તો સદંતર બંધ કરવાની હું સભાજનોને વિનંતી કરૂ છું. (તાળીઓ)

ઉપરના ઠરાવને ટેકો આપતાં **ભાઈ ખેતા ડોસા પોકાર** ગામ નખત્રાણા વાળાએ જણાવ્યું કે-

## ૪. ક.ક.પા. જ્ઞાતિ અધિવેશન- ૧લું - દી. 08-Aug-1920

મે. પ્રમુખ સાહેબ, જ્ઞાતિ બંધુઓ, સદ્ગૃહસ્થો અને બહેનો,

બાળલગ્નના ઠરાવ ઉપર મારાથી આગળના બોલનાર ભાઈ રતનશી કરશન ઘણું બોલી ગયા છે અને આપણે સમજી શકીએ તેવી રીતે અસર થાય તેવું આપણને સમજાવ્યું છે. છતાં પણ બે બોલ આપણને કહેવા ઉભો થયો છું તે સાંભળવા કૃપા કરશો. બાળલગ્ન અને તેથી થતા ખર્ચાઓનું વર્ણન તો ઘણું થઈ ગયું છે. લગ્ન એ શું વસ્તુ છે, તેનો શો હેતુ છે અને તેનું કેવુ ફળ હોવું જોઈએ એ જાણવાની ખાસ જરૂર છે. લગ્નનો વિચાર કરવામાં કેટલાંક પ્રમાણો ઉપર આધાર રાખવાને આપણે બંધાયા છીએ. હું મારા પોતાના જ વિચાર પ્રમાણે નહીં પણ શાસ્ત્રો અને વિદ્વાનોના અભિપ્રાયને લઈને બોલીશ. લગ્ન, લૌકીક કે વહેવારી હોવા કરતા કુદરતી હોવા જોઈએ, લોક વહેવાર અજ્ઞાનતામાંથી જન્મ પામેલ રૂઢીમાંથી ઉત્પન્ન થયો છે. માટે આ વિષયમાં લૌકીક અથવા રૂઢીને તજી દઈને શાસ્ત્ર, નીતિ, બુદ્ધિ અને યુક્તિથી જે વાત પ્રમાણ થાય તેનો સ્વીકાર કરવો જોઈએ. ધર્મ, શાસ્ત્રો તથા વેદમાં તેમજ શ્રુતી સ્મૃતિમાં અને ત્યાર પછી રામાયણ અને મહાભારતમાં લગ્નનો કયો સમય અને કેટલી વયે લગ્ન કરવા કહ્યું છે, તેટલું જ નહીં પણ વૈદિક વિદ્યા અને શ્રૃષ્ટાક્રમ નજરે જોતાં લગ્ન કરવાની યોગ્ય ઉમર શું હોવી જોઈએ ? મારા પોતાના અનુભવ પ્રમાણે દીકરીની ઉંમર ૧૫ વર્ષની અને દીકરાની ઉંમર કમમાં કમ વીશ વર્ષની હોય તો જ તે સાધારણ ઠીક કહેવાય. આપણી નાતમાં જે લગ્ન થાય છે તે લગ્ન કહેવાય નહીં, એ તો એક ફારસ ભજવાય છે. બીજી અન્ય જ્ઞાતિઓ આપણી કેવી મશ્કરી કરે છે એ તો તમો સૌના ધ્યાનમાં છે. આખી પૃથ્વી પર વસ્તી દરેક જ્ઞાતિ એક જ પધ્ધતિસર લગ્ન કરે છે. પુત્ર અને પુત્રીઓ યુવાન વયમાં આવે ત્યારે એક બીજાની અન્યોન્ય પરીક્ષા કરી સંબંધમાં જોડાય છે. આપણા હિન્દુસ્તાન દેશમાંની આપણી જ્ઞાતિ સિવાય સઘળી જ્ઞાતિઓ ધર્મ શાસ્ત્રો અને વેદોના ફરમાન પ્રમાણે વિધિસહ વર કન્યા સમજુ થાય અને ઉંમરે આવે ત્યારે જ લગ્ન કરે છે.પરંતુ આપણે તો આખી દુનિયાથી જુદી જ રીતે લગ્ન કરીએ છીએ. મહીના મહીના દહાડાના બાળકોને પરણાવી દઈએ છીએ તેમાં જોડા કજોડાનો સવાલ જ રહેતો નથી ત્યારે એક મહાન પ્રશ્ન ઉભો થાય છે કે આપણે શું આખી દુનિયાથી ડાહ્યા અને બીજી જ્ઞાતિ શું મુર્ખ હશે ? ભાઈઓ, દુનિયાના લોકો અજ્ઞાન નથી, તેઓ તો આપણા શાસ્ત્રકારો જે પુજનીય હતા તેમના વચનોને પાળીને ચાલે છે ત્યારે આપણે તે શાસ્ત્રોના વચનોનો ભંગ કરીએ છીએ તે વાસ્તે મુર્ખ છીએ. શું આ વાત આપણે સમજતા નથી ? સમજીએ છીએ પણ આપણા આગેવાનોના બંધનથી આપણે કાંઈ કરી શકતા નથી. આવા બાળલગ્નોથી ઘણીએ નુકસાની છે અને ડૉકરટો કહે છે કે બાળકોમાં ઓરી, અછબડા, માતા ઈત્યાદી રોગોથી સેંકડે ૫૦ ટકા મરણ થાય છે અને તેથી કરેલા લગ્નનાં ખર્ચા નકામાં જાય છે. વીના વાંકે બાળલગ્ન કરી આપણા દીકરાને અથવા દીકરીને રંડાપો આવે છે એના પાપ ભાગી પણ આપણે જ છીએ. ભાઈઓ, આવા ઢીંગલા ઢીંગલીના લગ્નો આપણે ન કરીએ અને યોગ્ય ઉંમરે જો લગ્ન કરીએ તો વહુના કે જમાઈના ગુણદોષની પરીક્ષા કરી મોટી ઉંમરે સગપણ કરીએ તો આપણને છૂટકા કરવાનો પ્રસંગ ન આવે. આપણામાંના પાંટીઆ સગપણ કરી આવે અને આપણે કંઈ તપાસીએ નહીં તેના પરીણામે અંતે ગઢેરાઓના શરણમાં જવું પડે છે અને છૂટકા કરાવવા પડે છે. તે ન થાય માટે મારી સર્વે ભાઈઓને વિનંતી છે કે યોગ્ય ઉંમરે લાયકાત પ્રમાણે છોકરા છોકરીના લગ્ન કરવાથી આપણને ઘણા ફાયદા છે અને મોટી ઉંમરે ગમે તે વખતે લગ્ન કરવાથી ખર્ચમાં પણ ઘણો ફાયદો થાય છે માટે આ બાળલગ્નને તો હંમેશ ને માટે નાબુદ કરવા સભાને હું વિનંતી કરૂ છું આટલું બોલી મારૂ બોલવું બંધ કરૂ છું.

બાળલગ્નના ઠરાવને અનુમોદન આપતા ભાઈ સવદાસ કાનજી સોમજીઆણી ગામ વીરાણીવાળાએ જણાવ્યું કે-

મે. પ્રમુખ સાહેબ, જ્ઞાતિ બંધુઓ, માતાઓ અને બહેનો,

બાળલગ્ન ન કરવા સંબંધે મારા કરતાં આગળના બોલનાર ઘણા જ અનુભવી અને વિચારવાળા ભાઈઓ ઘણું બોલી ગયા છે તેમજ હું પોતે હજુ બાળક છું. તેથી બાળલગ્ન સંબંધે મારા વિચારો વ્યાજબી કહેવાય કે કેમ તેના માટે શંકા છે. તો પણ બાળલગ્નના માટે મને જે અનુભવ થયો છે તે જ હું આપને કહી બતાવવા ઈચ્છું છું. ઓણ સાલ **વૈશાખ સુદ ૩ { VSK 21-April-1920 }** ના લગ્ન આપણી જ્ઞાતિમાં ઉગમણા પાંચાડામાં થયાં હતાં ત્યાં હું વિવાહ પ્રસંગે ગયો હતો, ત્યાં એક કન્યાને પરણાવવાની વિધી થઈ રહી, ત્યારે ખબર પડી કે આ વરરાજા આપણો નહીં ! આતો બીજો પરણી ગયો ! મંગવાણાની જાનને બદલે કરબોઈની જાનવાળો ગોટ પેણી ગયો ! ત્યારે આગેવાનોએ વિચાર કરીને ખરા વરરાજાના ફરી લગ્ન એ બાઈ સાથે કરાવ્યાં અને જે ભુલ થઈ તેના માટે આગેવાનોએ કહ્યું કે એ બાઈને બે ગોટ લખ્યા હશે ! ભાઈઓ, કેટલી શરમની વાત છે કે આપણામાં બારે વર્ષે લગ્ન થાય તોય નીરાંત નહીં ! વેવાઈ વેવાણને પણ આપણે ઓળખીએ નહીં ! આપણામાં સગપણ વરકન્યા જોઈને થતાં નથી જેથી આવી મુસીબતો કોક વખત ઉભી થાય છે અને પછી દોષ દઈએ કન્યાના ભાગ્યનો. એને બે વર લખ્યા હશે ! આમ કેતાં પણ આપણે શરમાતા નથી. તેમજ છોકરા માંદા હોય કે સાજા હોય ગમે તે હાલતમાં હોય તોય લગ્ન આવ્યાં તે કરી જ નાખવાં, આવી જે રૂઢી તેમાં પાયમાલ થવા સીવાય બીજું શું હોય ! ઘણી વખતે એવું પણ બને છે કે આનંદમાં ને આનંદમાં ખર્ચ કરી દીકરાને પરણાવવા જાન જોડીએ છીએ ત્યાં બે કે ત્રણ મહીનાનું બાળક માંદુ પડતાં વખત લાગતો નથી. વિવાહમાં ભારે ખોરાક ખાવાથી છોકરાને માંદુ પડતાં વખત નથી લાગતો અને વખતે વિવાહમાંજ રામશરણ થાય છે અને જાન જોડીને હોંશે પેણાવા ગયા હતા તેના બદલે વરરાજા વીનાની ઠાલી જાન પાછી ઘરે આવે છે. આવા દુઃખ દેખીએ છીએ પણ તેનો આપણે વિચાર કરતા નથી અને વિચાર કરીએ તોય આપણું કાંઇ ચાલે નહીં.ગેઢેરા લોકો ઘણી જબરજસ્તીથી લગ્ન કરાવવા ફરજ પાડે ત્યાં આપણું શું ગજાું ! ભાઈઓ હું કહું છું કે આપણાં છોકરાં પેણાવવા કે નહીં તે આપણી મરજી પ્રમાણે થવું જોઈએ, એમાં નાતના આગેવાનોનું કંઈ પણ કામ નથી. માટે હવે તો વિચાર કરીને બાળલગ્નને બાળો અને યોગ્ય ઉંમરે દીકરા દીકરીના લગ્ન કરો તો સારૂ. તો જ આપડો ઘર સંસાર સુખી થશે. માટે બાળલગ્ન બંધ કરવા સૌ ભાઈઓને હું વિનંતી કરૂ છું.

ત્યારબાદ ઠરાવને ટેકો આપતાં **ભાઈ ભાણજી ડાહ્યા રૂડાણી**-ગામ નખત્રાણાવાળાએ ગાયેલી કવિતા.

## (લાવણીની ચાલમાં.)

**અધર્મ કુધારા આવી ન્યાતમાં, સાચો ધર્મ દબાવે છે;**
**ખરા ધર્મનું ભાન ભુલાવી, ચકડોળે તે ચડાવે છે. ૧**
**ધર્મ સનાતન લ્યોને જાણી, વેદ કહી જે બતાવે છે;**
**સ્વારથીઆ નીજ સ્વાર્થ માટે, ધર્મ અધર્મ બતાવે છે. ૨**
**બાળલગ્નનું કહાડી લાકડું, લગ્ન સાચાં કરાવોને,**
**જોઈ છોકરો કુળનો દિપક, ઉંમર યોગે વરાવોને. ૩**
**બાળલગ્ન બહુ વધ્યા જ્ઞાતિમાં, તેથી શું દુઃખ થાયે છે;**

**બંધુ મારા જુઓ વિચારી, તમ નજરે એ દેખાયે છે. ૪**
**પાંચ વરસની કન્યા હોયને, એક વરસનો વર એનો;**
**માત પિતા કૂળની આશાથી, સંસાર બગાડે છે તેનો. ૫**
**વર કે ઘરને વિચારીને કુળ એક જ જુએ મોટુ;**
**તેથી શું ભલુ થાય કન્યાનું, વર વિનાનું સહુ ખોટુ. ૬**
**દુઃખણી થાયે જે ઘર કન્યા, શ્રાપ પિતાને આપે છે;**
**મતી હીણના ધમ બગાડી, સ્વર્ગનો રસ્તો કાપે છે, ૭**
**કહો ભાઈ એ માત પિતાનું, ભલુ શી રીતે થાય છે;**
**શીવજી અને આ સેવક કહે છે, નિશ્ચે નકે જાય છે. ૮**

ઉપરનો ઠરાવ ચર્ચાઈ ગયા બાદ મે. પ્રમુખ સાહેબે સઘળા ભાઈઓને પોતાનો મત આપવા જણાવ્યું હતું અને સઘળાઓએ તેની તરફેણમાં મત આપવાથી સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

ત્યાર બાદ મરણ પાછળનાં જમણો બંધ કરાવાને લગતો ઠરાવ **ભાઈ નાયાભાઈ શીવજી ગામ વીરાણીવાળાએ** નીચે પ્રમાણે રજુ કર્યો હતો.

**ઠરાવ ૩ જો.**

**“મરણ પાછળનાં જમણો શાસ્ત્રવિરુદ્ધ, અયુક્ત, ખર્ચાળ અને દુર્દશાએ પહોંચાડનાર હોવાથી તેને સદંતર નાબુદ કરવા આ પરિષદ દરેક જ્ઞાતિ બંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.”**

મહેરબાન પ્રમુખ સાહેબ,, પ્રિય જ્ઞાતિ બંધુઓ, અન્ય ગૃહસ્થો અને બહેનો,

મરણ પાછળનાં જમણો કરવાથી આપણી જ્ઞાતિની જે અધમ દશા થઈ છે એમાં તો કોઈ પણ ના કહી શકે તેમ નથી. આપણી જ્ઞાતિની પૈસા સંબંધી સ્થિતિની જે કફોડી દશા છે તે મુખ્ય કરીને મેં જે ઠરાવ તમારી સમક્ષ રજુ કર્યો છે તેથી જ છે. મરણ પાછળના જમણવારોથી આપણને કેવુ દુઃખ ભોગવવું પડે છે તે બાબત મે. પ્રમુખ સાહેબના ભાષણમાં ઘણું કહેવાય ગયું છે તેથી હું વિશેષ બોલી શકું તેમ નથી. હું મારા ભાષણની તમને અસર કરાવી શકીશ કે કેમ તેના માટે મને શંકા છે. હું આપને શરૂઆતમાં કહીશ કે મરણ પાછળનાં અયોગ્ય અને વધુ પડતાં ખર્ચો કરાવાથી કેવી પાયમાલી થાય છે. તેનું એક સચોટ અને સત્ય હકીકતવાળું આખ્યાન નામે **“માધાના પીતાનું પ્રેત ભોજન” રા.રા.દેશાઈ અમરસિંહજી દેશાઈભાઈ ગામ વીરમગાવાળા**નું બનાવેલું છે તે જે ભાઈઓએ વાંચ્યું અથવા સાંભળ્યું હશે તેને તો પાકો અનુભવ હશે. પરંતુ જેમણે તે ન વાંચ્યુ હોય તેવા ભાઈઓ અને બહેનોને હું આગ્રહપૂર્વક વિનંતી કરૂં છું કે એ આખ્યાન જરૂર વાચંવુ તેમજ સાંભળવું કે જેથી આ ઠરાવના વિરૂદ્ધમાં બોલવા જેવું કંઈ રહેતું જ નથી એમ જણાશે. કોઈ પણ માણસનું મૃત્યુ થવું એ મહાન સોગનો પ્રસંગ છે અને તેની પાછળ જે જમણવારો (દાડો) કરવામાં આવે છે તે બીલકુલ અશાસ્ત્રોક્ત છે. મરણ પાછળનાં જમણોમાં ધર્મનો એક પણ સિદ્ધાંત લાગે પડે છે એવું જો કોઈપણ બંધુ શાસ્ત્રોક્ત રીતે સિદ્ધ કરી બતાવશે તો હું તેમનો અત્યંત આભારી થઈશ.

મારા સાંભળવા પ્રમાણે મરી જનારની ક્રીયા ગરૂડ પુરાણમાં લખી છે. તેમાં તો દશમું એકાદશ અને બારમાનુ શ્રાદ્ધ ઈત્યાદી કર્મો ઉત્તમ બ્રાહ્મણોના હાથે કરાવવા કહેલું છે. તે સિવાય જ્ઞાતિ ભોજન કરવાનું મેં ક્યાંય સાંભળ્યું નથી, પ્રસંગ જ આપણને કહી આપે છે કે કોઈ ભર જુવાન ભાઈનું મૃત્યુ થયું હોય તેના માટે તેનું કુટુંબ અને સગા-સ્નેહી વર્ગ શોક સાગરમાં ડૂબ્યાં હોય, એવા ભાઈના કારજમાં આપણે જ્ઞાતિ રીવાજ પ્રમાણે સારા કપડા પહેરી જમવા બેસવું એ શું કોઈ આનંદનો પ્રસંગ છે? કાણીઆઓ રોતાં રોતાં આવે અને જમવા બેસે છે તે શું તમને વ્યાજબી લાગે છે ? મરનારના કુટુંબના બૈરાઓ છાતી ફાટ રૂદન કરતાં હોય તેવા પ્રસંગે પણ આપણે પથ્થર જેવું હૃદય કરીને જમીએ છીએ અને રો-કક્ળની લેશ પણ અસર આપણને થતી નથી, એ માત્ર આપણામાં અમાનુષીપણું છે. તેથી જ આવા દિલગીરીના દેખાવમાં જમણમાં ભાગ લેવો એ એક મનુષ્ય જાતને કદાપી શોભે નહી તેવું છે. છતાં પણ આપણે તેમાં ભાગ લઈએ છીએ અને જમીએ છીએ એ ઓછી દીલગીરીની વાત નથી. અમારા મુંબઈના મંડળના ઘણા ભાઈઓએ આવાં જમણો ન કરવા તેમજ એવા પ્રેત ભોજનમાં ન જમવા જવાની પ્રતિજ્ઞાઓ લીધી છે અને તે પાળે છે. દેશમાં તો ઘણે ઠેકાણે એવુ પણ બને છે કે મટી જનાર પછવાડે દાડો કરવાની પોચ હોય કે ન હોય તો પણ પીત્રાઈ ભાઈઓ તેમજ ગામના આગેવાનો જબરીથી કરજ કરાવીને પણ કારજ કરાવે છે. આપણામાં ગરીબી અને કંગાલીયતપણું જો આવ્યું હોય તો હું ખાત્રીથી કહું છું કે મરણ પાછળનાં કારજ કરવાથી જ આવ્યું છે. ઘણા ભાઈઓ પોતાના વડીલો પાછળ ખર્ચ કરવાથી આબરૂ વધશે એ લાલચે ખર્ચ કરી આબરૂ ખોવાના પણ ઘણા પ્રસંગ બનેલા મેં મારી નજરે જોયા છે. ગરાષચાસ ને ખેતર વાડી તો બાપાએ મોટા બાપાના કારજમાં ગીરવી મુક્યાં હતાં અને આપણને માને બાપાનો દાડો કરવામાં રહેવાની ભેણીઉં પણ વેચાયાના સેંકડે પચાસ ટકા દાખલા મળે તેમ છે. મારા ધારવા પ્રમાણે આ સભામાં બેઠેલા ભાઈઓને આ કડવો અનુભવ થોડો જાજો પણ દરેકને મળ્યો જ હશે, કચ્છમાં કાપડ ધંધો મૂકીને આપણે કરાંચી અને કલકત્તે લાકડાં વેરવાને આવીએ છીએ તે કાંઈ રાજી ખુશીથી નથી આવ્યા જ્યારે આપણી ખેતીવાડી વેચાઈ ગઈ અને નવરા ધોયલ મુળા જેવા થઈ ગયા અને કોઈ કોઢયું દે નહીં ત્યારે આવ્યા છીએ. વિશેષમાં છેવટે હું કહું છું કે ચાર છ મહીનાનું બાળક મરી જાય છે તેની પાછળ કુવાંડાં કરવા પડે છે તેમાં ઘણા વૃદ્ધો કુંવાડાનો ખીચડો ખાવા જાય છે. એ વૃદ્ધો તેમજ જુવાનો માટે ઘણું જ શરમ ભરેલું છે. એક ટાણું જમવાની લાલચે આપણે આપણો માનુષીધર્મ ત્યજી દઈએ તો આપણને રાક્ષસની જ ઉપમા મળે. માટે ભાઈઓ મરણ પાછળના જમણો કરવાની કંઈ જરૂર નથી તે શાસ્ત્ર સંમત નથી, માત્ર એક ખોટો વેવાર થઈ ગયો છે. ઉવારી હાંતીતી માફક જમી આવ્યા અને જમાડવું તે સીવાય કાંઈ નથી. માટે આવા નઠારા રીવાજને જલ્દીથી તીલાંજલી આપવી જોઈએ કે જેથી આપણા ભાઈઓની ગરીબાઈ જલ્દીથી મટી જાય. આટલું બોલી હું મારૂં બોલવું પુરૂં કરૂં છું.

મરણ પાછળનાં જમણવાળા ઠરાવને ટેકો આપતાં **ભાઈ રતનશી કરસન** ગામ ગઢશીશાવાળાએ જણાવ્યું કે. પ્રમુખ સાહેબ, જ્ઞાતિ ભાઈઓ અને બહેનો,

ભાઈ નાયા શીવજીએ આપની સમક્ષ જે ઠરાવ મુક્યો છે તેને હું ટેકો દેવા ઉભો થયો છું. પ્રમુખ સાહેબના ભાષણમાં આ વિષય સંબંધે ઘણું કેવાણું છે તેમજ ભાઈ નાયા શીવજીએ પણ આપણે સમજીએ તો ઘણું સમજાવ્યું છે. મરણ પાછળના પ્રેત ભોજનથી મને પણ ઘણો જ કડવો અનુભવ મળ્યો છે. મારા પિતાશ્રી પણ રાજપર ગામના

પટેલ હતા અને પસાયતું ખાતા હતા તેમણે તેના બાપ દાદાના અને મેં મારા બાપના કારજમાં ગરાસ ચાસ ખેતરો પસાયતું ગુમાવ્યા બાદ હજારો કોરીઉનું કરજ કર્યું હતું જેથી ખેતીવાડી છોડવી પડી હતી અને મજુરની હાલતમાં મુંબઈમાં વીસ વર્ષ સુધી રાત દિવસ કામનો ઢસેડો કરી માંડમાંડ હમણાં હું એ કરજથી મોકળો થયો છું. મને તો એ કડવો અનુભવ પાકો થયો છે જેથી હું તો ભાઈઓ કહું છું કે મા-બાપ પછવાડે ગામ કે પાંચાડો કરવાની લાલચે તમે કોઈ દોરાશો નહીં. તે સીવાય બીજા એક કુટુંબ ઉપર મારી માફક આફત આવી હતી તેની વાત તમને કહું છું તે સાંભળવા કૃપા કરશો. આપણી જ્ઞાતિના એક યુવાન ચાળીસેક વર્ષની ઉંમરના ભાઈનો સ્વર્ગવાસ થયો હતો. તેની પાછળ પાંચ માસણો ખાનારા હતાં. ચાર છોકરાં ને પાંચમી સ્ત્રી, આખા કુટુંબનો આધાર આ ભાઈ ગુજરી ગયો એની ઉપર જ હતો, ઘરના પણ સાધારણ ગરીબ હતા, તો પણ નાત રીવાજ પ્રમાણે મરી જનાર ભાઈનું ખર્ચ તો કરવું જોઈએ, પણ શેમાંથી કરવું તેનો એ બાઈને મોટો વિચાર થઈ પડ્યો હતો. જો ખર્ચ ન કરે તો ગામના માણસો તેમજ બૈરા મેણાં મારે, આવા વિચારે પેલી બાઈને વધુ ગભરામણ થઈ. વાડી ગરાસ મરનાર ભાઈ ખેડતો હતો પણ એ ગરાસ વેપારીને ત્યાં ગીરવી હતો, વેપારીઓ મરી જનાર ભાઈના માટે શોક બતાવવા તેમજ પાણી લેવાના બાને બાઈના ઘેર આવતા હતા પરંતુ ખરી રીતે તો તેમની હાલત કેવી છે અને કરજ પતસે કે કેમ તેની તપાસ કરવાને આવતા હતા. બાઈનો તો શીરછત્ર ધણી ગુજરી ગયો પણ આફતનો વરસાદ વરસાવી ગયો. વાડીમાં મોલ સુકાય. ચોપાં ગાયો-બળદની સંભાળ પણ પીત્રાઈઓમાંથી ભાગ્યે જ થતી હતી. બાઈ ઘરમાં એકલી હતી, કોઈ મોં ઢાંકાવા આવે ત્યારે પોતાનાં ચારે છોકરાં કુંડાળુ વાળીને મા પાસે બેસે. આવી દયાજનક બાઈની હાલ હતી તેમાં રાત્રે કુટુંબના પીત્રાઈઓ ભેગા થાય અને જેને જેમ ધ્યાનમાં આવે તેમ બોલે, તે પણ બાઈને સાંભળવું પડે. ફલાણા ભાઈ જુવાન વયમાં ગુજરી ગયા તે શું સાથે લઈ ગયા, આખી ઉંમર કામ કરીને ટુટી ગયા છે તેમની પાછળ કારજ તો સારૂં કરવું જોઈએ. તેમાં વળી બીજા એક ભાઈએ ઠાસકી પુરી કે બાયડીનો શું ભરોષો, કાલે લત દઈને જતી રહેશે તેમાં એક ભાઈએ વાત વધારીને કરી કે બાઈનાં માવીત્રો મો ઢાંકાવાને આવ્યાં હતાં તે પરોડે કોઈને મળ્યા વગર વેલાં ઉઠીને ચાલ્યા ગયા છે, કોણ જાણે ઘરમાંથી કાંક આપી દીધું હશે તેની આપણને શું ખબર પડે. ભાઈઓ વિચાર કરો આપણી જ્ઞાતિની બુદ્ધિનું માપ કરો. બાઈના માવીત્રોને ચોર કહેવા અને આ છોકરાની મા ને માથે ડુંગર ઉભો છે તેમાં એ જતી રહેશે વિગેરે વિશેષણો લગાડવાં તે માત્ર ગમે તેમ કરીને પણ દાડો કરાવવા માટે કહે છે. આ પ્રમાણેની દિલગીરીમાં ભાયાતના ભાઈઓ ભાગ લેતા હતા તેમાં ચોથો દહાડો થયો એટલે ગામના વેપારી અને આગેવાનો પણ ઘરે આવતા જતા હતા અને બાઈને સમજાવ્યું કે જુવો ફલાણા ભાઈ ગરીબ હતા પણ આબરૂદાર હતા તેમજ તમારા ઘરની આબરૂ પણ મોટી છે માટે ખર્ચ કર્યા વગર ચાલશે નહીં. ત્યારે બાઈએ કહ્યું કે ઘરમાં તો એક ઢીગલો પણ નથી. ત્યારે ગામના આગેવાનોએ કહ્યું કે તમારા બે ખેતર છે તે ફલાણા શેઠને લખી આપો તેથી કોરીઉ દેશે અને ખર્ચમાં કોરીઉ ઘટશે તો વાડીનો વધારો ભાડે દેશું. ઘંઉ તો ઘરમાં છે એટલે હરકત નહીં આવે. આ પ્રમાણે આગેવાનોએ રસ્તો કાઢી આપી બે ખેતરના ટુકડા હતા તે પણ વેચાવ્યા અને બધા ભાઈઓએ મળી ખર્ચ બનાવ્યુ અને વાહ વાહ કેવરાવી. પણ પાંચ જણનું ભરણ પોષણ હવે શી રીતે થશે તેનો કોઈએ ખ્યાલ કર્યો નહીં. માથે રહીને ઘર ગધેડે ચડાવ્યું ! નાનાં બચ્ચાઓની પણ કોઈએ ફીકર કરી નહીં કે એ શી રીતે મોટાં થશે અને શું ખાશે ! ભાઈઓ ઘણું જ શરમાવા જેવું છે. એક ટાણાના વાળુના કોળીઆ માટે એક ભાઈની ઉઠોતરી કરવી એ આપણું અને આપણા આગેવાનોનું પરમ કર્તવ્ય થઈ પડ્યું છે. વેપારીઓ પણ આવા પ્રસંગે એકાદ બે પટેલોને

હાથમાં રાખી પોતાનું કામ કાઢી લે છે અને આપણા ભાઈઓના ઘર તડકે થાય છે, માટે મારા ભાઈઓ હવે તો હદ વળી ગઈ છે. હું તો કહું છું કે આવા નકામા ખર્ચા કરવા નહીં અને જે કોઈ કરે ત્યાં જમવા પણ જવું નહીં જેથી એની મેળે બંધ થઈ જશે આટલું બોલી મારૂ બોલવું પુરું કરું છું.

આ ઠરાવને ત્યારબાદ વીરાણીવાળા **ભાઈ નારણજી રામજીએ** પણ વિશેષ અનુમોદન આપ્યું હતું અને સભા સમક્ષ મે. પ્રમુખ સાહેબે તાળીઓના અવાજ વચ્ચે ઠરાવને પસાર થયેલો જાહેર કર્યો હતો.

**ઠરાવ ૪ થો.** (**રજુ કરનાર ભાઈ વિશ્રામ પાંચા ગાંગણી** - વીરાણી.)

"વિદ્યા એ સર્વોત્તમ શક્તિ હોવાથી તે પ્રાપ્ત કરવા કરાવવા-પોતાના પુત્ર પુત્રીઓને બને ત્યાં સુધી દરેક પ્રકારની ઉત્તમ કેળવણી આપવા આ પરિષદ દરેક જ્ઞાતિ બંધુઓને આગ્રહ પૂર્વક વિનંતી કરે છે."

કેળવણીનો ઠરાવ રજુ કરતાં ભાઈ વિશ્રામ ભાઈએ કહ્યું કે,

પ્રમુખ સાહેબ, જ્ઞાતિ ભાઈઓ અને બહેનો,

મેં આપની સમક્ષ કેળવણીનો ઠરાવ રજુ કર્યો છે અને હું સૌ ભાઈઓને કેળવણી લેવાને માટે બોલવાને ઉભો થયો છું, પણ હું પોતે વગર કેળવાયેલો માણસ છું એ મારે તમને પ્રથમ જણાવવું જોઈએ. સબજેક્ટ કમિટિમાં સૌ ભાઈઓએ મને આગ્રહપૂર્વક કહ્યું કે તમે વધુ ભણ્યા છો માટે કેળવણીનો વિષય તમે લ્યો ! જેથી એ વિષય મેં પસંદ કરી નથી લીધો પરંતુ તમારા સૌ ભાઈઓના આગ્રહથી હું કબુલ થયો છું. હું ગુજરાતી પાંચ ચોપડી ભણ્યો છું તેથી હું કેળવાયેલો માણસ છું એમ કહેવાય નહીં. ભણવું એનું નામ કેળવણી છે પરંતુ તે સર્વાંશે એકલા ભણતરથી કેળવણી આવતી નથી. કેળવણી ઘણા પ્રકારની છે. વહેવારીક જ્ઞાનની કેળવણી, માનસીક કેળવણી શારીરિક કેળવણી તેમજ ધાર્મિક કેળવણી, આમાંની મારામાં કેટલી કેળવણી છે તેની મને પણ ખબર નથી, હું એટલું જાણી શકું છું કે મુંબઈવાળા ભાઈઓ ભણ્યા છે થોડું, પણ તેઓએ ઘણા પ્રકારની બીજી કેળવણીઓ સારી લીધી છે. જેનો પ્રત્યક્ષ અનુભવ આપણને સભામાં થાય છે. આપણામાં કેળવણી છે કે નહીં, એટલું જ નહીં પણ કેળવણી લેવામાં પણ આપણે બેદરકાર છીએ. તો પણ એક બાબતની કેળવણીની બીલકુલ જરૂર નોતી છતાં પણ ઈર્ષારૂપી કેળવણી વગર લીધે પણ આપણામાં પુરે પૂરી આવી ગઈ છે. જ્યારે કરાંચીમાં સભા ભરવાની વાત ચાલતી હતી ત્યારે મેં એવી દરખાસ્ત કરી હતી કે મુંબઈવાળા ભાઈઓ કરાંચીમાં આવે અને ભાષણો કરે અને આપણામાંથી કોઈ બોલી ન શકે તો આપણી લાજ જાય માટે સભા ભરવાની કંઈ જરૂર નથી. આવી દરખાસ્ત કરતી વખતે મને પણ ઈર્ષાભાવ હતો. પરંતુ તે વખતનું મારૂ બોલવું વ્યાજબી નોતું. આપણને બોલતાં નથી આવડતું તેથી કોઈનું બોલવું સાંભળવું પણ નહીં, એ કંઈ સારા માણસનું લક્ષણ કહેવાય નહીં, મહેરબાન પ્રમુખ સાહેબ અને સ્વાગત કમીટીના પ્રમુખભાઈ નાનજી પચાણના ભાષણમાં પણ કેળવણી સંબંધે ઘણું કેવાણું છે. જો આપણે ભણ્યા હોત અને કેળવણી લીધી હોત તો સૈયદો જે આજ દિવસ સુધી આપણને ફોલી ખાતા આવ્યા છે તેને ખાવા દેત નહી, આપણા પંચના પૈસાનો જે દુરૂપયોગ થાય છે તે આપણે થવા દેત નહીં. આપણામાં બાળલગ્નથી થતી ભાઈ રતનશી કરશને જે નુકસાનીઓ બતાવી છે તે જો કેળવાએલા હોત તો તે પ્રમાણે નુકસાનીઓ ખમત નહીં. ગેઢેરાઓ જે આપણા જેવા વગર કેળવાયેલા ઉપર જુલમ કરે છે, તેમ મુંબઈવાળા ભાઈઓને તેઓ કશું કરી શકતા નથી તેનું કારણ ફક્ત કેળવણી જ છે. વાડીઓમાં રાત્રી અને દિવસ ધંધો કરીને ધાન ઉપજાવીએ છીએ આપણે; અને તે ધાન તૈયાર થાએ

ત્યારે ઉપાડી જાય વોરા ! ઘઉં, બાજરો આપણે પેદા કરીએ અને આપણને ખાવા મળે નાગલી અને જવ એ બધું સાથી ? માત્ર આપણે કેળવાએલા નથી માટે જ વેપારીઓ આપણી પાસેથી દોઢાં બમણાં લખાવી લે છે અને તે આપણે લખી આપીએ છીએ તેનું કારણ પણ આપણે કેળવાએલા નથી એ જ છે. રાજદરબારે કો કો દહાડો કામ પડે ત્યારે આપણે જે રાજના ખેડૂતો-કમાઉ દીકરા હોવા છતાં પણ ત્રીસ કોરીનો પગારદાર સીપાઈ આપણને ધકા મારે છે ! કોર્ટમાં સાક્ષી તરીકે અથવા વાદી પ્રતીવાદી તરીકે જ્યારે આપણે જઈએ છીએ ત્યારે માણસોના જ્યાં જોડા પડ્યા હોય છે ત્યાં બેસવાનું સ્થળ આપણું હોય છે એ બધો પ્રતાપ આપણે કેળવાયલા નથી તેનું જ પરીણામ છે. કુરમી ક્ષત્રિય જેવી ઉંચ જ્ઞાતિ હોવા છતાં પણ લેટા, ચોલા, ભાભોડ ઈત્યાદી ઈલકાબોથી ગમે તે નાત આપણને સંબોધે છે છતાં આપણે મુંગે મોઢે તે સહન કરીએ છીએ, એ આપણામાં વિદ્યા નથી ત્યારે જ. હવે હું તમને ટુંકામાં એટલું જ કહીશ કે આપણા ઘરમાં વગર સમજણનાં આંધળા ખર્ચા કરીએ છીએ તેનો હીસાબ વેપારીઓ પાસેથી બારે મહીને કરીએ ત્યારે આપણને ખબર પડે કે આટલો ઉપાડ થયો તેમાં વેપારીએ સાચું લખ્યું છે કે ખોટું લખ્યું છે તે રામ જાણે. આપણામાંના ઘણા ભાઈઓ કલકત્તા અને કરાંચીનો ખેપો કરી કરીને મરી જાય છે. પરંતુ કરજમાંથી મોકળા થતા નથી એ આપણે ભણ્યા નથી, કેળવણી લીધી નથી તેનો જ પ્રતાપ છે. હું આપને કહું છું કે મુંબઈવાળા ભાઈઓ ભણેલ છે કેળવાયેલા છે તો તે બેઠે બેઠે સુખે ધંધો કરે છે. સૌ પૈસા પાત્ર થયા છે. ઘરના માળા મુંબઈ જેવા શહેરમાં આપણા ભાઈઓએ બંધાવ્યા છે. આ બધો કેળવણીનો પ્રતાપ છે. માટે ભાઈઓ હવે આંખ મીચીને બેસવાનો આ જમાનો નથી આપણે તો ન ભણ્યા તે ખરે, પરંતુ હવે આપણા બાળકોને તો જરૂર ભણાવવા કોસીશ કરશો. નાનાં છોકરાં થોડું કમાઈ દે છે એટલો સ્વાર્થ ત્યાગ કરીશું તો તે ભણશે અને ભણાવશે તો આપણને તેમજ તેમને ઘણો જ ફાયદો થશે એમાં તો જરાપણ શંકા જેવુ છે જ નહીં માટે મારી વિનંતી છે કે સૌ ભાઈઓ તેમજ બહેનો પોતાના બાળકોને ભણાવવા અને કેળવણી આપવા તૈયાર થશો તો સુખનું ભાવિ આપણા હાથમાં જ છે આટલું બોલી હું બેસી જવા રજા લઉ છું.

કેળવણીના ઠરાવને ટેકો આપતા **ભાઈ ખેતા ડોસા પોકાર** ગામ નખત્રાણા વાળાએ જણાવ્યું કે-

મહેરબાન પ્રમુખ સાહેબ, પ્રિય જ્ઞાતિ ભાઈઓ અને બહેનો,

કેળવણી લેવાના માટે ભાઈ વિશ્રામ પાંચા ઘણું કહી ગયા છે અને તમે સાંભળ્યું છે. હું પણ કહું છું કે હમણાનો જમાનો કેળવણીનો છે. એ તમો છાપાં વાંચતા હોય કે સાંભળતા હો તો તમને ખબર પડે. યુરોપની લડાઈ ચાર વર્ષ ચાલી તેમાં આપણને ઘણું જાણવાનું મળ્યું છે. લડાઈ પહેલાં સબમરીનો તોરપીડ બોટો, હવાઈ વિમાનો આપણે જોયા નહોતા, એના ઉપર નજર પોંચાડો. એ પણ માણસોની બુદ્ધિ બળ અને વિદ્વાનોના અનુભવનું કામ છે. તાર અને ટેલીફોન સાંભળ્યા હતા. પરંતુ હમણા કે છે કે વાયરલેશ સંદેશા દોરડા વગરથી થાય છે. દુનિયા કેટલી આગળ વધી છે છતાં આપણે હજી એકડે એક પણ ભણ્યા નથી. મને પણ સભામાં બોલવાની હિંમત નોહતી આવતી, તેનું કારણ પણ ભણતરની ખામીના લીધે. આજે મને એમ થાય છે કે ભણ્યા હોત તો ઘણું સારૂં પ્રમુખ સાહેબોના ભાષણોથી તેમજ આ સભાથી આગળની સભાઓના રીપોર્ટો વાંચ્યા પછી થોડુ ભાન થયું છે. આજ દિવસ સુધીની જીંદગી આપણી એળે ગઈ છે હું સભામાં બેઠેલા ભાઈઓ તેમજ બેનોને વિનંતી કરૂ છું કે, મેં તેમજ તમો સઘળા ભાઈઓએ કેળવણી લીધી નથી અને આપણી ઉંમર એળે ગાળી છે. પરંતુ હવે આજથી જ નક્કી કરજો

કે છોકરાંને તો જરૂર કેળવણી આપવી જ. આપણી અજ્ઞાનતાથી આપણે છોકરું છ સાત વર્ષનું થયું કે વાડીએ માટી ડોળવાના કામે લગાડીએ છીએ, જેથી તેનું પ્રારબ્ધ આપણે જ બગાડીએ છીએ માટે હવે તેમ ન કરવું અને ભણવાથી જે ફાયદા થાય છે તે આપણે જોઈ શકીએ છીએ. માટે છોકરાને જરૂર ભણાવવા કચ્છના આગેવાનો જ્યારે જ્યારે ભેગા થાય છે ત્યારે વાતો કરે છે કે છોકરાને ભણાવવા નહીં, નહી તો વીરાણીવાળા નારણની ગોડે ઉતરી જશે અને નાતને વગોવસે, ભાઈઓ તમે વિચાર કરો કે નારણભાઈ તેમજ બીજા ભાઈઓ કેળવણી લઈને ઉતરી ગયા છે કે સુધર્યા છે ? તે ભાઈઓના હૃદયમાં નાતની ગરીબાઈ અને જ્ઞાતિના ઉપર જે જુલમ ગુજરે છે તેની તેમને પુરે પુરી દાઝ છે તેથી જ પોતાના કામ-ધંધા મુકીને પણ જ્ઞાતિ હીતના કામમાં તન-મન અને ધનનો ભોગ આપી જ્ઞાતિ સેવા કરે છે. એવા જ્ઞાતિ ભક્ત ભાઈઓને ભણીને ઉતરી ગયા છે એમ કહેવું એ એક પાપ સમાન છે. જો એ ભાઈઓએ આપણી જ્ઞાતિ સુધારાની હીલચાલ ન કરી હોય તો આપણને આવી સભાઓ ભરાય અને જ્ઞાતિ હીતનું કામ થાય તેની ખબર પડત નહીં, મુંબઈવાળા ભાઈઓએ આપણી નાત સુધારવાનું અગત્યનું કામ પ્રથમ ઉપાડ્યું છે. તેઓ કેળવાયેલા છે અને તેમની કેળવણીનો સદ્‌બોધ આપણને તે આપે છે. તેમના જ પ્રતાપે આજે કરાંચીમાં તેમજ મુંબઈ અને કચ્છ વીરાણીમાં યુવક મંડળની સ્થાપના થઈ છે અને એ મંડળો ભણાવાનું અને જ્ઞાતિ સુધારાનું કામ જોશભેર કરે છે તેનું અનુકરણ આપ સગળા ભાઈઓ કરશો અને કેળવણીના માટે સૌ ભાઈઓ તેમજ બહેનો એકમત થઈ પોતાના છોકરાને પુરતી કેળવણી આપશો એવી મારી ખાસ સભા પ્રત્યે વિનંતી છે.

ઠરાવને ટેકો આપતાં **ભાઈ રતનશી શીવજી નાકરાણી** ગામ રવાપરવાળાએ જણાવ્યું કે-
પ્રમુખ સાહેબ ! સ્વામી રેવાનંદજી પુજ્ય જ્ઞાતિભાઈઓ અને બહેનો,

ભાઈઓ આપે આથી આગળ મારા વડીલ ભાઈઓ બોલી ગયા છે તો તેના બોલવાથી બરાબર જોયું હશે કે આપણી સ્થિતિ હાલના વખતમાં દયાજનક છે અને દયાજનક હાલત લાવનાર આપણે જ છીએ, પ્રથમ જ્યારે આપણે અજ્ઞાન અને અવિદ્યાના ભારથી દબાયેલા હતા અને જ્યારે આપણા ઉપર સ્વાર્થી લોકો જુલમ ગુજારતા હતા ત્યારે આપણે દબાઈ ગયા અને તેથી આપણે આપણી સ્થિતિ ખરાબ કરતા ચાલ્યા પણ હવે તે જુલમગારોને જુલમ આવા અદલ ઈનસાફી કેળવણીના જમાનામાં ચાલી શકે તેમ નથી તેથી આપણે સુસ્ત થઈ બેસી રહેવું ઠીક નથી.

**ભુમી ઉપર તપ જપ કરી દોહેલાં દુઃખ લે છે;**
**વર્ષી આતષ શિતસહી, કરી ધાન્ય વણ કોણ દે છે.**

ભુમી ઉપર તપ તપીને ઘણા આકરા દુઃખ કોણ વેઠે છે ! તપના અનેક પ્રકાર હોય ફરજ બજાવતાં જે તપ કરવું પડે છે તે તપ ફરજ એટલે ધર્મ સંબંધમાં એક કવીએ વ્યાખ્યા એજ મતલબની ગાઈ છે.

**કષ્ટ સહે ધર્મ પાળતાં, તપ તેનું છે નામ;**
**બીજા દંભ અનેક છે; તેણે સુધરે ન કામ.**

એ ફરજ બજાવતાં જે દુઃખ આવે તેજ તપ. તપનો ખરો અર્થ આથી બીજો સુંદર કયો હોય ? ઉંધે માથે તપ કરવો કે એક જ આશન પર બેસી તપ કરવો કે ગમે તે પ્રકારે તપ કરવો તે તો તે કાર્ય અથવા સિદ્ધિ મેળવવા સારૂ તપસ્વીને યોગ્ય છે પણ આપણે તો આપણી ખેતી કરવા સારૂ તપસ્વી સરજાયા છીએ માટે બારે મહીના આપણે તપ

કરવું છે સખ્ત તાપ હોવા છતાં અને વાંદરાનું માથું ફાટી જાય તેવી ગરમી હોવા છતાં હળ લઈ ખેતરમાં ફરવું પડે છે જેટલી ગરમી પંચાગ્નિ સેવન કરનાર તપસ્વીને સહન કરવી જોઈએ છે તેટલી બલકે તેથી વધારે આપણે સહન કરીએ છીએ. મુશળધાર વરસાદ પડતો હોય અને સખત વાવાઝોડુ હોય તો એ વાવણી કરવી પડે છે તથા રસ્તામાં ચાલવું પડે છે વળી સખત ટાઢ વરસી રહી હોય તોય પીત મોલમાં પાણીવાળા પગ કરી પાણી વાળવું પડે છે, એટલે કે આપણે ત્રણેય ઋતુઓમાં સખત તપ કરવો પડે છે એ તપ જગત સારૂ જ છે. નહીં કે તમારા એકલા સારૂ ! પણ કુદરતનો ન્યાય કેવો છે.

**બારે મહીના અડગ તપ તપી કષ્ટ કંઈ કંઈ લીધા;**
**(હાય) તેના પુત્રો અન્ન વગરના ચીથેરે હાલ દીઠા.**

આમ બારે મહીના સખત તપ કરી કરી ઘણાં ઘણાં દુઃખો સહન કીધાં ત્યારે વિધાતાએ અરે ! ના. આપણી અજડતાને લીધે જ આપણા પુત્રો અને આપણે ચીથરે હાલ દેખાઈએ છીએ. તમો બધા બંધુઓ ખેડુત છો તે જાણશો કે તમે કેટલાં કેટલાં દુઃખો સહન કીધા અને કેવા પ્રકારે અનાજ અને વોણ ઉછેર્યા. તોએ ઘણું કરી તમારે સારૂ પુરતું અનાજ પણ નહીં હોય કે તમારા પંડ પર સારા વસ્ત્રો નહી હોય, ભાઈઓ બીજી વર્ણના તમો અત્રે હાજર હો તો જરા દરીયારૂ કરશો કે તમો કદી ખેડુતના વસ્ત્ર સારા ઘણે ભાગે દીઠા છે કે ! ગરીબ હાલત બીજાના પ્રમાણમાં વધારે દશ્ય થાય છે ? જરૂર આ મુજબ તે છે તો પણ આ બાબત પ્રયત્ન થયો નથી કયારે સ્થિતિ સુધરશે!

**અંધારના અડગ પડદા ઝટ ઝટ ઉપડે જો,**
**ને કંઈ વિદ્યા વિનય મમતા ઉદ્ભવે ઉરમાંજો.**

જે અંધકાર આપણી દ્રષ્ટી ઉપર છવાઈ રહ્યા છે, જેમાં આપણે સારૂં નરસું જોઈ શકતા નથી તે અંધારાનો ન ખસે તેવો અડગ પડદો ઝટ ઉપડી જાય તથા વિદ્યા વિવેક અને ખંત આપણા મનમાં પેદા થાય તો કંઈક આપણે સુધરી શકીએ. તો પણ અવિદ્યા, અવિનય અને ભીરૂતાનો એવો અડગ પડદો છે કે તે ઉપાડી લેતાં કે ચીરા નાખતાં ઘણી મુશ્કેલી પડશે. આપણા ઘણા ભાઈઓની તો ઈચ્છા જ નહી હોય કારણ તેમને એ પડદો આશ્રય થઈ પડ્યો છે એ પડદા સાથે ઘાડો સ્નેહ બંધાઈ જવાથી તેને ખસેડવાની થોડી જ ઈચ્છા છે. તો ભાઈઓ ! એ માયા મુકો અને એ વિષમય સુખને શ્રીકૃષ્ણે તામસી ગણેલ છે તેને તજો તો :-

**સ્વજ્ઞાતિના અગર બીજા કર્મ યોગી જુઝે જો;**
**ભુમી પુત્રો ઉદય તમ તણો અમે ઝટ દેખીએ તો.**

આપણી જ્ઞાતિના કર્મ વીરો નીકળે તથા તેનો સ્વાદ આપણે લેતા થઈએ તો જરૂર આપણો ઉદય થાય આપણી જ્ઞાતિમાંથી એવા વીરો નીકળવા મંડ્યા છે, પણ આપણે તેને જોઈ શકતા નથી.

મહાશય મિસ્ત્રી નારાયણ ભાઈ રા.રા.રતનશી ભાઈ, મારા પૂજ્ય કાકાશ્રી નાનજીભાઈ વગેરે ઘણા આપણી જ્ઞાતિમાંથી કર્મવીર જાગ્યા છે અને વળી પ્રમાણમાં વધારે વધારે જાગતા જાય છે તો જરૂર આપણી ઉન્નતી થશે, ભવિષ્ય ઉજળું છે એ ચોક્કસ છે જ્યારે બીજી જ્ઞાતિના પણ કર્મ વીરો આપણી જ્ઞાતિ તરફ અનુકંપા ધરાવવા નીકળી પડ્યા છે, પ્રયત્ન પણ કરી રહ્યા છે, તો આપણે હવે અવિદ્યા ત્યાગીને વિદ્યાને પ્રથમ ગ્રહણ કરો.

અરે ! જે પદાર્થ ઉત્પન્ન કરનાર છે તેને ત્યાં જ તે પદાર્થની ખોટ એ તો તાજ્જુબી લાગે છે. આપણે ત્યાં ભેંસને

આપણાં છોકરાં દુધ, ઘી, છાશ ! વગર રહે એ કેવી મુર્ખાઈ એ મુજબ આપણે ધાન્ય પકવવું આપણે અન્ય કઠોળ નીપજાવવો વોણ ઉછેરી કપાસ કરવો અને તેનો લાભ બીજા લે આપણાં છોકરા તો લુખા રોટલા જ ખાય આપણાં બાળકો થીંગડાવાળાં કે ફાટેલાં લુગડાં પહેરે ! બંધુઓ ! બધો વાંક આપણી અજ્ઞાનતાનો છે.

અવિદ્યાને લીધે કે ફુલણજીપણાને લીધે કે ગમે તે કારણને લઈ આપણે દેવાવાળા વિશેષ પ્રમાણમાં છીએ, વિદ્યાનો અભાવ અને મુર્ખાઈ એ ગરીબીપણાનું સાધન ગણાય. આપણે અભણ એટલે આપણે કોઈ વેપારીને ગમે તેમ માંડી આપ્યુ હોય. આપણે અભણ એટલે વેપારી આપણી મુર્ખાઈનો લાભ લઈ આપણું નામ ચોપડામાંથી બહાર ન કહાડવા દે તથા જમા કરે બાકી મુકે ગમે તે કરે આપણું અજાણપણું છે જેથી આપણો બધો શ્રમ અને ઉત્પાદન કરેલું કયાં ગયું તેની અમાહીતી રહે છે. મુખ્ય કારણ વિદ્યાનો અભાવ એમાં રહેલો છે તો હવે સદ્ય આ કારણ દુર કરો. તમો ન ભણ્યાગણ્યા પણ તમે તમારા પુત્રોને ભણાવો તેને કેળવો અને સારી વેપારી લાઈનનો મહાવરો કરાવો. જો કે ખેતી સિવાય બીજો ધંધો કરવો ઘટીત છે પણ તમો તમારૂં પોતાનું જાળવો. દેશનું વાતાવરણ જોઈ તમારા સ્વરૂપને ઓળખો તમે તમારો વહીવટ કરો અને કોઈથી ન છેતરાઓ એટલા પુરતું જ્ઞાન શા માટે ન મેળવવું ? જરૂર મેળવો જ. આ બાબત વધારે મહારા અન્ય ભાઈઓએ સમજાવ્યું છે અને સમજાવશે એટલું બોલી હું બેસી જવાની રજા લઉં છું.

ઉપરના ઠરાવના ટેકામાં ગામ નખત્રાણાવાળા **ભાઈ ભાણજી ડાયા રૂડાણીએ** નીચેની કવિતા ગાઈ હતી.

## (કવ્વાલી)

**ગુણો વિદ્યા તણા ગાવા, અમોએ આશ ઉર ધારી;**
**લેવા વિદ્યા તણા લ્હાવા, અમોએ આશ ઉરધારી. ૧**
**પધારી પ્રેમથી શાણા, કીધા બહુ આજ આભારી;**
**વિચારો વાત અમ કાજે, અમે જે દિલમાં ધારી. ૨**
**રીબાવીને અવિદ્યાએ, બનાવી જીંદગી ખારી;**
**સુવિદ્યા ના તુરંગો તે, હૃદયમાં ઉછળે ભારી. ૩**
**જણાએ ના સુવિદ્યાથી, કંઈ વસ્તુ જગે સારી;**
**ન લુટાએ ન ચોરાએ, વિભાગે તે ન થાનારી. ૪**
**ખુટેના વ્યય કરેથી જે, વ્યયે એ ખાસ વધનારી;**
**પશુતા પ્રાણીઓ ની દે, સુવિદ્યા તુર્ત વિદારી. ૫**
**ગરીબી ને ફીટાડીને, અમીરી શીર ધરનારી;**
**લડાવી લાડ પુત્રો ને, સુવિદ્યા સુખ દેનારી. ૬**
**સુવિદ્યા દેશ ને નિજ જ્ઞાતિ નો ઉદ્ધાર કરનારી;**

| | | |
|---|---|---|
| અવિદ્યામાં ડુબે જ્ઞાતિ, | સુવિદ્યા થી દિયો તારી. | ૭ |
| અમારી આશ ને શ્રદ્ધા, | તમારા કાર્યમાં ભારી; | |
| સમયને ઓળખી વ્હાલા, | દિપાવો આવી જે વારી. | ૮ |
| રહીના કોઈની લક્ષ્મી, | છે ગાડી વાડી જાનારી; | |
| તમારા યોગ્ય દાનેથી, | સુવિદ્યા સાહ્ય થાનારી. | ૯ |
| અમે જ્ઞાતિ તણા બાળે, | દીઠી ના અન્ય કો બારી; | |
| તમારા ચર્ણમાં આવી, | અમે આ અર્જ ઉચ્ચારી. | ૧૦ |

ઉપરના ઠરાવ ઉપર વિવેચન થઈ રહ્યા બાદ સભામાં તે સર્વાનુમતે પસાર થએલો પ્રમુખ સાહેબે જાહેર કર્યો હતો ત્યારબાદ આવતી કાલ ઉપર મુલત્વી રહી હતી અને તે બરખાસ્ત થાય તે પહેલા જ્ઞાતિના બાળકોએ કવિતા ગાઈ સંભળાવી હતી જે પ્રેક્ષક વર્ગે મોટા આનંદથી સાંભળી હતી અને છેવટે ઉમિયા માતાની જય બોલાવી સઘળા ભાઈઓ અને બહેનો છુટાં પડ્યાં હતાં.



# ત્રીજો દિવસ

## તા.૧૦-૮-૧૯૨૦ મંગળવાર

ત્રીજા દિવસની ચાલુ બેઠક આજે ઠરાવેલા સમય પ્રમાણે મળી હતી અને ઠરાવો પસાર કરવાનું કાર્ય મંગળાચરણના અંતે શરૂ કરવામાં આવતાં મેં. પ્રમુખ સાહેબની આજ્ઞાથી નીચે જણાવેલો ઠરાવ સભા સમક્ષ રજુ કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૫ મો** (રજુ કરનાર **નારાયણજી રામજી.** વીરાણીવાળા)

**"છુટા છેડા એટલે છુટકાના રિવાજને નામે પ્રચલિત, અતિ શરમ ભરેલા અને નાલાયક રિવાજ તરફ આ સભા તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે અને તેને સદંતર નાબુદ કરવા આ સભા દરેક જ્ઞાતિ ભાઈઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે."**

મહેરબાન પ્રમુખ સાહેબ, પ્રિય જ્ઞાતિબંધુઓ, અન્ય સદ્‌ગૃહસ્થો અને બહેનો ! છુટા છેડાના સંબંધનો ઠરાવ એક બીજા ભાઈ રજુ કરનાર હતા પરંતુ એ ઠરાવ તે ભાઈએ રજુ કરવાની ના કહેવાથી મને તે ઠરાવ રજુ કરવા મહેરબાન પ્રમુખ સાહેબની આજ્ઞા થઈ છે જેથી હું બોલવા ઉભો થયો છું.

જ્ઞાતિ ભાઈઓ અને બહેનો, મેં જે ઠરાવ આપને વાંચી સંભળાવ્યો છે એ ઠરાવ વાંચીને મને તો કમકમાટી છુટે છે. આવું ઘોર અને અમાનુષી કૃત્ય ક્ષત્રિય ગણાતી જ્ઞાતિમાં શી રીતે આવ્યું છે તેના વિચાર કરતાં હૃદય કંપે છે. નજરો નજર અનુભવેલી હકીકતો ઉપરથી એમ જણાય છે કે એનું મુખ્ય ખાસ કારણ તો બાળલગ્ન જ છે.

## ૪. ક.ક.પા. જ્ઞાતિ અધિવેશન- ૧લું - દી. 08-Aug-1920

આપણામાં લગ્ન જ્યારે આવે છે ત્યારે સગપણ કરી નાંખવાની ઉતાવળમાં કોઈ છોકરું કુંવારુ ન રહી જાય એની ખાતર લાકડે માંકડું વળગાડી દેવાની ભુલો જે મા-બાપ કરે છે, તેના અવિચારીપણાનું આ પરિણામ છે. લગ્ન વખતે વર કન્યાની ઉંમરમાં તફાવતમાં છોકરા કન્યા કરતા બે પાંચ વર્ષે ખાસ કરીને મોટો હોવો જોઈએ, તેના બદલામાં ઉલટું કન્યા સાત વર્ષ મોટી હોવાના લગ્ન થયેલા જોયા છે. બબ્બે ત્રણ ત્રણ વર્ષ કન્યાઓ મોટી હોવાનાં લગ્નોના દાખલા તો ઘણાએ મળી શકશે. નાનપણમાં આવા કજોડાનાં લગ્ન થતી વખતે કોઈ ધ્યાન પહોંચાડતું નથી પરંતુ જ્યારે તેના અનિષ્ટ પરિણામ આવે છે ત્યારે જ આંખ ઉઘડે છે અને ત્યારે જ છુટકો કરાવવાનાં કારણો મળે છે. તે સિવાય હમણાં તો છેલ્લે એવી પણ આપણી દશા થઈ ગઈ છે કે, સાધારણ વાતવાતમાં વેવાઈ વેવાઈમાં તકરાર થવાથી પણ છુટાછેડા કરવાના પ્રસંગો ઉભા થાય છે. આપણી જ્ઞાતિને શરમ નથી લાગતી પરંતુ છુટાછેડા કરવા અથવા છુટકો કરવો કે કરાવવો એના જેવુ બીજું એક પણ જ્ઞાતિને શરમાવનારૂં અધમ અને નીર્લજ કૃત્ય નથી. મને આપણી કચ્છની જ્ઞાતિના માટે છુટાછેડાના સંબંધમાં ઘણું માન હતું અને તેથી મેં એક વખત આપણી જ્ઞાતિની ગુજરાતની સભામાં જાહેર કર્યું હતું કે છુટાછેડા કરવાનો દુષ્ટ રીવાજ અમારી કચ્છની જ્ઞાતિમાં નથી પરંતુ હમણાં થોડા વખતના અનુભવે મારી ખાત્રી થઈ છે કે કચ્છમાં પણ આવા નીર્લજ અને ઘોર કૃત્ય થવા માંડ્યાં છે. જેના થોડા દાખલા હું આપને કહીશ. કોટડા ગામના આગેવાન ગણાતા સામા પટેલે પોતાના દીકરાની વહુની ૧૯ વર્ષની ઉંમરમાં પ્રજા ન થઈ તેથી છુટકો કરાવ્યો. ભાઈઓ, શું બે કે ત્રણ વર્ષ કોઈ બહેનને સાસરે ગયે થયાં હોય અને તેટલી ટુંકી વખતમાં પ્રજા ન થઈ તેથી એ કોઈ ખોડવાળી છે એમ ગણી છુટકો કરાવવો એ શું આબરૂદાર ગૃહસ્થનાં લક્ષણ છે ? આ બાઈનો છુટકો થતી વખતે બાઈના મા-બાપ કે જે એક ખાનદાન કુટુંબના છે તેણે નાતની પાસે ઘણી તકરાર લીધી હતી અને છુટકો ન થવાના ઉપાયો કર્યા પરંતુ સામો પટેલ લાગવગવાળો માણસ હોવાથી આગેવાનોએ તેની વાત કબુલી અને છુટકો કર્યો. પરંતુ તે વખતે સામા પટેલ પાસેથી નાતે લખાવી લીધું કે જો એ બાઈને બીજે ગરગાવશે અને ત્યાં બાળક થશે તો સામા પટેલે નાતને કોરી ૮૦૦ નો દંડ દેવો, એ સામા પટેલે કબુલ કર્યું હતું. ત્યાર પછી એ બાઈને વીરાણીમાં ગરગાવવામાં આવી અને એક વર્ષ દહાડામાં બાળક જનમ્યું. નાતને ખાતરી થઈ કે બાઈમાં કોઈ ખોડ નોતી જેથી સામા પટેલને કોરી ૮૦૦ દંડ થયો તે સામે પટેલે ભરી આપ્યો. હું છુટકો થનાર બાઈને સારી રીતે ઓળખું છું એના જેવી શરમાળ અને બુદ્ધિશાળી બાઈઓ આપણી જ્ઞાતિમાં ઘણી જ થોડી હશે. સામા પટેલે આવી નિર્દોષ બાળાને ખોટું કલંક લગાડી પોતાની આબરૂને નુકસાન કરાવ્યું હતું. જે દેશલપરના મનજી પટેલ પોતાના દીકરાની વહુનો ૧૫ વર્ષનો ઘરવાસ ચાલતો હતો, એ બાઈને પટેલના દીકરાથી ત્રણ ફરજદ થયા હતાં તેમજ પટેલના ઘરનો બધો બોજો એ બાઈ ઉપર હતો છતાં પણ એ બાઈએ સીખામણની આબરૂ સંબંધે વાત કરવાથી પટેલે જબરીથી છુટકો કરાવ્યો જે ઈતિહાસ વીરાણી સભાના રીપોર્ટમાં તમે સૌએ સાંભળ્યો છે. ભાઈઓ આપણા આગેવાનો જ્યારે ઉઠીને આપણી જ્ઞાતિને શરમાવવાના ધંધા કરે છે ત્યારે હવે ફરીયાદ કયાં કરવી ? છુટકો કરાવવો એ એક છોકરાની રમત જેવું હમણાં આપણી જ્ઞાતિમાં થઈ રહ્યું છે. પરંતુ તેઓને ખબર નથી કે રોતી કકળતી જે બેન દીકરીઓને પોતાના સસરાના ઘરમાંથી કલંકીત બનાવી તગડી મુકવામાં આવે છે તેને પોતાની આબરૂની કેટલી શરમ લાગતી હશે અને તે સસરા પક્ષને કેવા પ્રકારના શ્રાપ આપતી હશે તેનો આપ બંધુઓ જરા વિચાર કરશો. તે સિવાય મને એમ પણ ખબર મળ્યા છે કે ઘણી બહેનો નઠારી સોબતે ચડીને હલકાં-કૃત્ય કરી પોતાના ધણીનું ઘર ન વસાવવાનાં અનેક પ્રકારના તુફાનો કરે છે. તેમાં વળી તેના મા-બાપો દીકરીનો પક્ષ કરી નાતની પાસેથી છુટકો મેળવે છે. નાતના આગેવાનો તો માત્ર આવા કેસો હાથમાં

આવે તેની જ રાહ જોઈને બેઠા છે. કેલો નીવેડવામાં આગેવાનોના ગુજાં સારી રીતે ગરમ થાય છે ઘણી જ દિલગીરીની વાત છે કે, જ્ઞાતિના આગેવાન કેવાતા ગેઢેરાઓ પોતાનો આગેવાન પણાનો સો ધર્મ છે તેમજ જ્ઞાતિહીતનું કેવા ઉત્તમ પ્રકારે કામ કરવું જોઈએ તે ધર્મ તેઓ સમજતા નથી અને બીજાના પક્ષાપક્ષે ખેંચાઈને કોઈ ગરીબ ભાઈની ગરદન મારવામાં જ પોતાનો ખરો એક શુરાપણનો ધર્મ સમજે છે જેના અનેક દાખલાઓ મોજુદ છે. આગેવાનો એ હવે જુલમ અને ત્રાસ વર્તાવવાની સાથે પોતાની નેલાઈ કરાવવામાં પણ બાકી રાખ્યું નથી. આગેવાન પટેલ કે મુખીઓનું આગળના વખતમાં રાજ્ય દરબારમાં કેટલું માન અને મોભ્ભો હતાં તે બધું ચાલી ગયુ છે અને હવે તો એક સાધારણ સીપાઈ પણ તેમને ધમકાવી ગાળો દઈ લાગ આવે તો ધુંબા પણ મારી જાય છે. આ શું ઓછુ અપમાન છે ! તે સાથી થાય છે ? તેનું કારણ માત્ર એટલું જ કે આગેવાનોના હાથે છુટાછેડા જેવા અનિતી-અધર્મ રૂપી કુકર્મોનાં કાળાં કૃત્યો થવાના પ્રતાપે તેમનાં મોઢા ઉપરથી પવિત્રતા અને સત્યતાનો નાશ થયો છે, તેમનાં હૃદયો બીકણ બાયલા જેવાં બની ગયાં છે અને તેથી જ તેઓ જ્યાં ત્યાં અપમાન સહન કરે છે. બંધુઓ ! આપ ધ્યાન કરો કે આપણે જે સ્ત્રીની સાથે પવિત્ર લગ્નની ગાંઠથી જોડાઈ એક થઈએ છીએ, જેને આપણે આપણી અર્ધાંગના બનાવી છે, જે આપણા સુખ દુઃખની ભાગીદાર છે, આપણી ગૃહલક્ષ્મી છે તેની સાથે સહેજ વાંધો પડ્યો કે તેને તજી દેવી અથવા તેનો છુટકો કરાવવો એ શું તમને યોગ્ય લાગે છે ? અરે આપણા જ દેખતાં એ સ્ત્રી બીજો ધણી કરે અને તે આપણે જોઈ રહીએ અને આપણને તેનું કસું વેર જેર જ ન લાગે એના જેવી નાલાયકી અને શરમ ભરેલું બાયલુ બીજુ શું કૃત્ય હોઈ શકે ! અરે આપણી સ્ત્રીની કોઈ મશ્કરી કરે તો પણ તેનો જીવ લઈ લઈએ એવો ક્રોધ આપણને થવો જોઈએ તેના બદલે આપણે હાથે કરીને લખી આપીએ છીએ કે આ સ્ત્રીની સાથે મારે કંઈ પણ લેવા દેવા નથી, કેટલા અફસોસની વાત છે. હવે તો હદ વળી ગઈ છે. જે માબાપો અને આગેવાન ગેઢેરાઓ નીર્લજ છુટાછેડા કરવા જેવાં અધમ કૃત્યો કરે છે તેને મારે છેવટે મારા વિદ્વાન મિત્ર અમરસિંહ દેશાઈભાઈ વીરમગામ વાળાએ બનાવેલ **"મહાલીના મહાકષ્ટ"** નામના આખ્યાનમાં છુટકો લેનાર અને કરાવનારને જે શબ્દ કહ્યા છે તે જ શબ્દો હું એવા નીચ કામ કરનારા આગેવાનો તથા કૃતઘ્ની માબાપો તથા ક્રૂર ધણીના માટે કહું છું કે, " હવે બસ કરો ઘણું થયું છે. છુટાછેડા કરવાનો જુલ્મી સીતમ અને ત્રાસ ઈશ્વર કેમ સાંખી રહેશે ? " પાષણના હૃદયના ઘાતકી પુરૂષો, જે કન્યા દાનનો તમે સ્વીકાર કર્યો છે, જેને તમે કુળવધૂ તરીકે પસંદ કરી છે અને જેના માત પિતાએ તમને ઉત્તમ કુલીન સમજી શ્રેષ્ઠ માની સદાને માટે સુપ્રત કરી છે તેનો બહિષ્કાર કરતાં તમારી બુદ્ધિ બળી કેમ જતી નથી. તમારા જે હસ્ત તમારા વહાલાં પુત્ર પુત્રવધૂ ઉપર હમેંશ ને સારૂ સુખ છાયા કરવા યોગ્ય છે તે હસ્ત તેમનું સૌભાગ્ય નષ્ટ ભ્રષ્ટ કરનારા છેડા છુટક, લખી આપતાં શરીરથી વિખુટા કેમ પડતા નથી ? ઓ વિશ્વાસ ઘાતીઓ, અનાચાર અધર્મ અને અનીતિના અવેજની બુરી લાલચનો વિચાર કરતા તમારૂં મસ્તક કેમ ફાટી જતુ નથી ? છેડા છુટકો લ્યો એ મહાપાપી શબ્દનો ઉચ્ચાર કરતાં તમારી જીભ કેમ કપાઈ જતી નથી ? નીકળી કેમ પડતી નથી ? ઓ કુમળી બાળકીઓનાં હાડમાંસનું ભક્ષણ કરનારા નર પિશાચો આ જગતમાંથી તમારો પ્રલય કેમ થતો નથી. ઓ કુળદેવી ઉમા ! ઓ ભગવતી ! ઓ ચંડી આ તારી કુમળી નિર્દોષ બાળકીઓ રીબાય છે તે તપાસ. તેમની આંખોમાંથી આંસુઓનો ધગ ધગતો પ્રવાહ વહે છે તે જો અને તેમને તે સ્થિતિએ પહોંચાડનારા અધર્મી અસુરોને ત્રીશુળની અણીઓથી વિંધી તારા ક્રોધાનળમાં પ્રજાળી સત્વર ભસ્મી ભૂત કરી દે. બસ બસ છેવટે એટલું જ કહું છું કે આગેવાનો તેમજ આવા ક્રુર કામો કરનારા હવે પ્રભુથી ડરો ધર્મના પંથે વળો અને આવાં અઘોર પાપનાં કૃત્યો બંધ કરો. આપણી જ્ઞાતિની ફજેતીમાં વિશેષ વધારો ન કરો. કણબી જ્ઞાતિના માટે એમ કહેવાય છે કે લેવાને કડવા

એ લવ અને કુશના વંશના છે. જો તેમ હોય તો લવ અને કુશની માતા કોણ ? જે રાવણ જેવા સમર્થ રાક્ષસની પાસે સપડાયા હતાં છતાં પણ રાવણની તાકાત નોતી કે તેમના સામી નજર પણ કરી શકે, તેવા પ્રતાપશાળી સતી દેવી સીતા માતાના જ જો આપણે પૌત્રાદિ હોઈએ તો આપણી બેન દીકરીઓને બબ્બે અને ત્રણ ત્રણ પતિ ન જ હોવા જોઈએ. પોતાના કુળની પ્રતિષ્ઠાનું ભાન દરેક માણસે જાણવું જ જોઈએ. આટલું બોલી હું મારૂં બોલવાનું પુરૂં કરું છું અને હું જે જે બોલ્યો છું તે જ્ઞાતિની દાઝ હૃદયમાં ભરી છે તેથી વિશેષ પડતું પણ હું બોલ્યો હોઉં તો મને ક્ષમા કરશો અને છૂટા છેડા જેવા અધમ કૃત્યો જ્યાં થતા હોય તેને અટકાવવાને દરેક જ્ઞાતિ બંધુને હું નમ્રતાપૂર્વક અરજ કરૂં છું.

ઉપરના ઠરાવને **ભાઈ વિશ્રામ પાંચા ગાંગાણી તથા વીરજી ખેતા તથા ભાઈ હંસરાજ નારણ તથા ભાઈ વીરજી લખુએ** અનુમોદનો આપ્યાં હતાં અને **ભાણજી ડાયાભાઈ**એ ટેકો આપતા નીચેની કવિતા ગાઈ સંભળાવી હતી અને પ્રમુખ સાહેબે ત્યારબાદ એ ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો હતો.

## કવ્વાલી.

**કરો જ્ઞાતિ તણી સેવા　　સુધાસમ મિષ્ટ એ મેવા;**
**પડે તેવા સહી લેવા,　　નથી જાગ્યા ફરી સૂવા.**
**નિહાળી ને તમે હોળી,　　ન બેઠા ચક્ષુઓ ચોળી;**
**ગળાવા હીતની ગોળી,　　નથી જાગ્યા ફરી સૂવા.**
**હતાં જે બંધનો જાુઠાં,　　કર્યો તે તો તમે બુઠાં;**
**જલાવો જે રહ્યાં ઠુઠાં;　　નથી જાગ્યા ફરી સૂવા.**
**વડાઈ વીર છે લીધી,　　નથી તેમાં ખરી સિદ્ધી;**
**બતાવો ટેક જે કીધી,　　નથી જાગ્યા ફરી સૂવા.**
**જનેતા જાગતી જ્યોતી,　　સકળનાં પાપ જે ધોતી;**
**તમારાં આંસુ એ લોતી,　　નથી જાગ્યા ફરી સુવા.**
**સજો સૌ શસ્ત્ર પ્રિતિનાં,　　ફુટે જો વૃક્ષ ભીતિના;**
**કરાવા કાર્ય નીતિના,　　નથી જાગ્યા ફરી સૂવા.**
**ભલે ખોટા કહે મોટા,　　છતાં મોટા બને ખોટા;**
**તમે છોટા અને મોટા,　　નથી જાગ્યા ફરી સૂવા.**

**ઠરાવ ૬ ઠો.**　　(રજુ કરનાર - **શીવજી કાનજી** - નખત્રાણા)

"આપણા ગેઢેરાઓ આપણી જ્ઞાતિના ભાઈઓ ઉપર અનેક રીતે જુલમ ગુજારે છે તે જુલમને અટકાવવા અને આગેવાન ગેઢેરાઓ હવે પછી કોઈપણ રીતે આપણી જ્ઞાતિના ભાઈઓને તેમજ બહેનોને ખોટી રીતે હેરાન ન કરે તેના માટે આ સભા યોગ્ય બંદોબસ્ત કરવાની સઘળા જ્ઞાતિભાઈઓને આગ્રહપૂર્વક વિનીત કરે છે."

## ૪. ક.ક.પા. જ્ઞાતિ અધિવેશન- ૧લું - દી. 08-Aug-1920

પ્રમુખ સાહેબ જ્ઞાતિ ભાઈઓ સદ્‌ગૃહસ્થો માતાઓ અને બહેનો, મેં જે આગેવાનોના જુલમ સંબંધી ઠરાવ રજુ કર્યો છે, તેના સંબંધમાં હું કંઈ બોલું તેના પહેલાં હું આપની ક્ષમા ચાહું છું, કારણ કે ગેઢેરાઓની વિરુદ્ધમાં બોલવું અને એક આફતને સ્વીકારવી એ પ્રમાણેની આપણી હાલની દશા છે. તો પણ એ આફત મેં રાજી ખુશીથી સ્વીકારી છે. માટે મારૂં બોલવું શાંતીપૂર્વક સાંભળશો. આગેવાન ગેઢેરાઓના જુલમ અને ત્રાસની વાતો સાંભળી સાંભળીને આપણા કાન બહેરા થઈ ગયા છે, પરંતુ તે સંબંધે આપણે ત્રાસમાંથી છુટવા કંઈ પણ સંગીન ઉપાયો હજુ લીધા નથી. વીરાણી સભાના રીપોર્ટમાં ભાઈ રતનશી ખીમજી તથા બીજા ભાઈઓનાં ભાષણો વાંચ્યા છતાં અત્યારે પણ ગેઢેરાઓ આપણા ભાઈઓ ઉપર જે જુલ્મી સત્તા અને ત્રાસ વરતાવી રહ્યા છે તેમને સીધા કરવા માટે આપણે શા માટે હીંમત કરતા નથી ? દરરોજ નવીનવી વાતો આગેવાનોના જુલમની આપણે સાંભળીએ છીએ, મમાઈમોરા વાળા ભાઈ મનજી કાનજી રંગાણીને વગર ગુન્હે નાત બહાર કર્યો હતો જેથી એ ભાઈએ હીંમત રાખી પોતાનો ન્યાય મેળવવા, માંડવી કોરટમાં આગેવાનો ઉપર વગર ગુન્હે નાત બહાર કર્યાની ફરીયાદ માંડી હતી અને કોર્ટથી ન્યાય મેળવ્યો છે. આગેવાનો પોતે ખોટા હતા તેથી કેસમાં હારી ગયા છે તેટલું જ નહીં પણ મનજી સાથે કેશ લડવાને ખોટી રીતે જ્ઞાતિ પંચના પૈસાનો ગેર ઉપયોગ કરી ખર્ચાના ખાડામાં ઉતાર્યા છે. હું પુછું છું કે મનજી. કાનજીનો વાંક શું ? વગર વાંકે શા માટે તેને નાત બહાર કર્યો અને લેવા દેવા વગર કોર્ટોમાં જે પૈસા ખર્ચયા છે. તે આગેવાનો પાસેથી વસુલ કરવા હું સભાને વિનંતી કરૂં છું. તેવી જ રીતે રામજી રતના અકરીવાળાને પણ પાયમાલ કરવાના માટે સાંભળવા પ્રમાણે સાત આઠ હજાર કોરીની જ્ઞાતિ પંચના પૈસાની આગેવાનોએ હોળી કરી છે. એ પૈસા બરબાદ કરવાનો અને આપણા ગરીબ ભાઈઓને કનડવાનો તેમનો નીચ હેતુ આપણે બધા જાણીએ છીએ, તેમનાં પેટ ભરાતા નથી જેથી આપણા ગરીબ ભાઈઓને કનડી પૈસા કઢાવે છે અને કોર્ટોના નામે પોતાના ઘર ભરે છે. સાચા હોય તો શા માટે હીસાબ બતાવતા નથી ? હું તો કહું છું કે એવા નીચ આગેવાનોના પાપી પેટ અધર્મનું ખાવા વગર ભરાતાં ન હોય લાજમ છે કે એ પાપી પેટ આગેવાનોએ ફોડી નાખવાં જોઈએ ! પણ આપણા ભાઈઓને વગર વાંકે કનડી દંડ લેવો અને હજમ કરી જવો એના જેવું દુનિયામાં એક પણ શરમ ભરેલું કામ નથી.

આગેવાનોએ પૈસા પેદા કરવાને હમણાં એક નવો ધંધો શોધી કાઢ્યો છે. આપણા કોઈ ભાઈને ભોગ જેણે બૈરૂ મરી જવાથી નવું બૈરૂ કરવાનો વખત આવે તો તેઓ સીધી રીતે સંબંધ કરી શકતા નથી અને જો પોતપોતાનામાં સમજીને સંબંધ કરે તો ગેઢેરાઓ તેમને અટકાવે છે દંડ લે છે. આ તે શું નાતની આગેવાની કહેવાતી હશે ? આગેવાન ગેઢેરાઓએ આપણી નાતની બ્હેનો તેમજ ભાઈઓને હેરાન અને પાયમાલ કરવામાં બાકી રાખ્યું નથી, એ વીરાણી સભાના રીપોર્ટથી આપણે સઘળું જાણી શક્યા છીએ. ધન્ય છે વીરાણી ગામને અને ગામના આગેવાનો તેમજ યુવક મંડળને, કારણ કે વીરાણીના આગેવાનોએ આખી જ્ઞાતિના ગેઢેરાઓને ચોખે ચોખુ કહી દીધું છે કે જ્ઞાતિના એ અધર્મયુક્ત નઠારા રીત રિવાજો તેમજ જ્ઞાતિના આગેવાન ગેઢેરાઓના કુકર્મી કૃત્યોમાં વીરાણીનો કોઈપણ બંધુ ભાગ લઈ શકશે નહીં અને પોતાની આબરૂના કાંકરા કરાવશે નહીં. વીરાણી ગામ કણબી નાતના જુલ્મી આગેવાનોનો પક્ષ કરી પોતાનું શ્રેય નહીં કરે, કારણ તે હવે પોતાના પગ ઉપર ઉભું રહેતા શીખી ગયું છે હવે તેને જુલ્મી સત્તાવાળા આગેવાનોની લેશ પણ પરવા નથી. આજે આખા કચ્છ દેશમાં વીરાણી ગામની બોલબાલા છે. વીરાણી ગામને નમાવવા ઘણાએ મહાભારત પ્રયાસો કર્યા છે પરંતુ વીરાણી ગામના યુવક મંડળના અગ્રગણ્ય નેતાઓની વીરતા પાસે તેમનું કશું ચાલતું નથી સાંભળવા પ્રમાણે ચાર વખત વીરાણીમાંથી કણબી આગેવાનોના

અપમાન થયાં છે અને હડધુત થયા છે પરંતુ તેમને જરા પણ લાજશરમ આવતી નથી. હજુ તેઓ અભીમાનમાં ને અભીમાનમાં ઉંધા કામો કરે જાય છે. કુરબઈ, માનકુવા કે નેત્રા ગામમાં કોઈ ઝાડની ડાળમાં ઉંધા માથે ટટળતી વાગોણો પોતાના મનમાં મનસુબો કરે છે કે આ આખુ ભુમંડળ મારા પગો વડે અધર ઉંચકાઈ રહ્યું છે નહીં તો ટુટી પડીને દુનિયાને દબાવી દે ! આવા ઉંધા માથે લટકેલી વાગોણો ના જેવા વિચાર કરી કચ્છની કણબી જ્ઞાતિના આગેવાન હોવાનો દાવો કરનારા નાદાન બાળક બુદ્ધિના આગેવાનોને અમે પુછીએ છીએ કે તેઓ શું હવે સુધારાના મહાસાગરને ખાળી શકશે ? કદી નહીં. સુધારાવાળાની તરફેણમાં સત્ય અને પ્રભુ છે કારણ કે સુધારાવાળા ભાઈઓને કોઈનું આગેવાની પદ પડાવી લેવું નથી, એમને નાતની પટલાઈ કરાવની પરવા નથી પણ પોતાની શુદ્ધ ક્ષત્રિય કોમને છાજે તેવા નઠારા રીત રીવાજો દૂર કરી જ્ઞાતિને નિષ્કલંકીત કરવી છે. જુના વિચારવાળા ઈર્ષાળુ આગેવાનોને પોતાનો હરામનો ધંધો અને ધર્માદા ખાવાનું બંધ ન પડી જાએ એની સ્વાર્થ પરાયણતાની તકરાર છે. તેથી જ તેઓ થોડા વખતમાં પછાત પડયા છે કોર્ટોમાં હાર્યા છે. દિનપ્રતિદિન આજે ચાર પાંચ વર્ષ થયા તેમના હાથ હેઠા પડતા જાય છે જુની આંખે નવી શ્રૃષ્ટિ જોવાનો વખત આવ્યો છે. બે વર્ષ પહેલા જ્ઞાતિના ગેઢેરાઓથી ડરીને ચાલનારા સુધારકો હવે છડેચોક તેમની પરવા કર્યા વગર પોતાના વિચારો દર્શાવી જ્ઞાતિહીતના કાર્યો ટપોટપ વખત આવે કરે જાય છે. ભાઈઓ હવે બીવા જેવું કંઈ છે જ નહીં જ્ઞાતિ આગેવાનો જો પવિત્ર હોત, ન્યાયી હોત, તો અવશ્ય આપણે તેની બીક રાખવાની જરૂર હતી. પરંતુ જ્યાં અન્યાય અધર્મ અને હડહડતું જુઠાણા ભરેલું તેમનું બોલવું છે તેથી જ્ઞાતિના ભાઈઓ અને બહેનો તરફ ન છાજતા હુમલા કરનારા વેશધારી ઠગારાઓની હવે બીક રાખવાની કંઈ જરૂર નથી. એ આપણા કંઈ ધણી નથી આપણો ધણી તો ખુદાવીંદ મહારાજા ખેંગારજી છે. માટે હવે જુલ્મી આગેવાનોની દેણ નથી કે તેઓ વગર વાંકે આપણા સામું પણ જોઈ શકે, ભાઈઓ હું તમને ખાત્રીથી કહું છું કે ગેઢેરાઓ હવે પુરેપુરા ગભરાયા છે. તેઓ સમજે છે કે આભ ફાટ્યો છે હવે થીગડં દેવાએ નહીં ! પેટ ફાટયું હોય ત્યાં પાટો બંધાય નહીં આજ તો આ કરાંચી શહેરમાં આપણો જ્ઞાતિ સુધારાનો સમુદ્ર ઉછળ્યો છે. ત્યાં જુલ્મી આગેવાનો પાપરૂપી સેતુ બાંધી શકે જ નહીં. માટે ભાઈઓ હીંમત રાખી સુધારાના કાર્યમાં જેવી રીતે તમે સામેલ થયા છો તેવી જ રીતે આખર સુધી નીભાવીને જુલ્મી આગેવાનોની પુરેપુરી ખબર લીધા સિવાય હવે તમે શાંત થશો નહીં. જ્ઞાતિ સુધારકોના વેદ વાક્યો પ્રમાણેના સત્ય વચનોને હવે લગભગ આપણી આખી જ્ઞાતિ સ્વીકારે છે ત્યારે મુઠીભર નીચા કામો કરનારા લાંચખાઉ આગેવાનોથી ડરવાનું લેશ પણ કારણ નથી ગેઢેરાઓ આપણને કોઈ પણ પ્રકારે પાયમાલ કરી શકે તેમ નથી.

તેઓના હાથ અને મોઢું-આપણા ગરીબ ભાઈઓ પાસેથી જોર જુલમથી લાંચ રૂસવતો અને ધર્માદાનું ખાઈને, તેમજ નીરાધાર બહેનો ઉપર જુલમ ગુજારીને તેમજ નીર્લજ અને નાલાયક છૂટકા કરવાથી કાળા શ્યામ થઈ ગયા છે. તેઓની આબરૂનું જાહેર લીલામ થઈ ગયું છે તો પણ તેઓનો ઈર્ષા ભરેલો ઝેરી સ્વભાવ હજુ નબળો પડ્યો નથી મારી તો સભાજનોને સલાહ છે કે પાપરૂપી અંધારામાં ઘેરાયેલા ઈર્ષાળુ આગેવાનોને તેમનુ કંઈ પણ સાંભળ્યા વગર એમજ પડી રહેવા દેઓ, પોતે ઠોકરો ખાઈને ઠેકાણે આવશે. આટલું બોલ્યા પછી હું માત્ર સભામાં બેઠેલા દરેક ભાઈઓ તેમજ બહેનોને નમ્રતાપૂર્વક વિનંતી કરૂં છું કે હવે કોઈ પણ આપણા ભાઈ તેમજ બહેનને વગર ગુન્હે હજુ પણ ગેઢેરાઓ હેરાન કરે તો તેઓને કોર્ટના દરવાજે ઘસડવાનુ ચુકશો નહીં, મહારાજાએ કોર્ટો ન્યાય મેળવવાના માટે જ સ્થાપી છે અને તેનો લાભ આપણે અવશ્ય લેવો જ જોઈએ આટલું બોલી હું મારૂં બોલવું

પુરૂં કરૂં છું.

ઠરાવને ટેકો આપતાં ગામ નેત્રાવાળા **ભાઈ નાનજી વિશ્રામે** જણાવ્યું કે-

ભાઈઓ, ભાઈ સવજી કાનજીએ આપણી જ્ઞાતિમાં આગેવાનો જે આપણા ભાઈઓને હેરાન અને કનડગત કરે છે તે સંબંધમાં ઘણું કહ્યું છે. મને પણ એવા દુઃખદાઈ પ્રસંગો આગેવાનો તરફથી થયા કરે છે પરંતુ આજે જેવું સભામાં સૌ કોઈ બોલે છે તેવું પ્રથમ બોલતું નહતું આગેવાનો વાંક ગુનો હોય કે ન હોય તો પણ  તેઓ નાત બાર કરી આપણા ભાઈઓ પાસેથી દંડ લેતા હતા અને હજી પણ લે છે. પરંતુ હવે મારી ખાત્રી થાય છે કે આગેવાનો હવે જુલમ કરી  શકશે નહીં આખી નાત જ્યારે સમંત થઈ છે તો પછી મને એમ લાગે છે કે આગેવાનો જ હવે નાત બાર રેનારા છે. બાકી સભામાં જે કામકાજ થાય છે તે બરોબર છે. મારો દરેક બાબતમાં સભાના કામકાજને ટેકો છે.

ભાઈ કાનજી વીરજી વીરાણીવાળાએ ઠરાવ ઉપર બોલતાં જણાવ્યું કે-

ભાઈ સવજી કાનજી, તથા ભાઈ નાનજી વિશ્રામે જ્ઞાતિના આગેવાનોના જુલમ સામે જે ફરીયાદો કરી છે તે સાચી છે તેને ટેકો આપું છું, આગેવાનો જ્યારે જ્યારે  ભેગા થાય છે ત્યારે ત્યારે એક પણ ન્યાયનું કામ કરતા નથી પક્ષપાત કરી ગુનેગારે જો પાંચ કોરી ગુંજામાં ઘલાવી હોય તો તેને નીરદોષ કરે અને જો કોઈ ભાઈ સાચું પાધરૂં કહે તો નાતને સામે થયો માટે એનો બરોબર દંડ થવો જોઈએ તેમાં બધા સમંત થઈ જાય છે. પીરાણાવાળો લખુ કાકો આવ્યો હતો ત્યારે ત્રણે પાંચાડાની નાત વીરાણીમાં ભેગી ગઈ હતી. હૂંડી લેવાને કાકે તેમજ આગેવાનોએ ગામના ઘણા માણસોને ફોડયાં પણ સ્વાર્થ સર્યો નહી. આગેવાનો કોટણપા કર્યા સિવાય બીજુ કાંઈ ન્યાયનું કામ કરતા જ નથી. હું પણ ઘણી વખત આગેવાનોના પરીચયમાં આવ્યો છું. કાકાને ત્યાં ધર્મની એકે વાતની જરૂર નથી કણબીની નાત જોઈએ તો સુધરે કે પાયમાલ થઈ જાય અથવા વટલાઇ જાય તો પણ કાકાને તો ફક્ત કોરીઉ અને રૂપીઆ સાથે કામ છે, એ અનુભવ કાકો વીરાણી આવ્યો હતો ત્યારે બધાને થયો છે. આગેવાનો માટે જેટલું બોલીએ તેટલં થોડું છે. વીરાણી સભાના રીપોર્ટમાં જે વાતું આવીઉં છે તેથી તો હજી ઘણી એ વાતું આગેવાનોના જુલમની બાકી છે. તો પણ હવે મને ખાત્રી થાય છે કે સુધારાવાળા ભાઈઓ ખાઈ પીને ગેઢેરાને વાંસે પડ્યા છે તેમજ આવી સભાઓમાં એકમત થઈને જે કામ થાય છે તેથી મારી તો ખાત્રી થાય છે કે હવે ગેઢેરા જરૂર ડાહ્યા થશે. ભગવાન એમને સદ્‌બુધિ આપે એટલું જ હું ઈચ્છું છું ને બેસી જવાની રજા લઉં છું.

આગેવાનોના જુલમના ઠરાવને અનુમોદન આપતાં **ભાઈ રતનશી ખીમજી ખેતાણી** ગામ વીરાણીવાળાએ જણાવ્યું કે :-

મે. પ્રમુખ સાહેબ, જ્ઞાતિ બંધુઓ, સદ્‌ગૃહસ્થો, માતાઓ અને બહેનો !

આગેવાનોના જુલમ સંબંધે **ભાઈ શીવજી કાનજી** ઘણું કહી ગયા છે. તેમજ આપણે બધા જાણીએ છીએ કે આગેવાનો હમણાં થોડા વખતથી આપણે જેમ જેમ જ્ઞાતિ સુધારાનું કામ કરીએ છીએ તેને તોડી પાડવાને અનેક પ્રયત્નો કરે છે. પરંતુ હું આગેવાનોમાં ગણાતા ઘણા ભાઈઓને પૂછું છું કે તમો પોતે કશું કરતા નથી પણ ચાર પાંચ ક્રુર આગેવાનોની સલાહથી તેઓ જેમ નચાવે તેમ નાચો છો અને તમો સો દોઢસોને આસરે ભેગા મળો છો. તેમાં ફક્ત ચાર જણજ એવા છે કે પોતાની મુખ્તીઆરીથી કામ કરે છે અને બીજા મફતની તે લોકોની હા એ હા કરે છે. જેથી નાતમાં ન્યાય થતો નથી હું ઘણા આગેવાનોને પુછું છું કે તમારી ન્યાય થતી વખતે સંમતિ લેવાતી નથી ત્યારે

તમો મફતનો ખીચડો ખાવા શા માટે જાઓ છો ? શું તમને પણ એમાં કંઈ સ્વાર્થ છે. જરૂર સ્વાર્થ હોવો જ જોઈએ. આગેવાન ગેઢેરાઓના માટે આપણે બોલી બોલીને થાકી જઈએ છીએ પણ તેઓ પોતાની હઠીલાઈ છોડતા નથી. હમણાં ગયા વિવાહ ટાણે કેટલાક નીરાધાર ભાઈઓ જેમણે સુધારાના કાર્યને વખાણ્યા હતા તેઓને આગેવાનોએ લગ્ન કરવાનું બંધ કરાવ્યું અને છેવટે અઢાર કોરી દંડ લઈને રજા આપી હતી. હું બધા ભાઈઓને પુછું છું કે આપણા દીકરા દીકરીના લગ્ન આપણને કરવાનાં છે તેમાં આગેવાનાએ દરમ્યાનગીરી કરવાની  શી જરૂર છે ?

હમણાં તો કેટલાક ગેઢેરાઓ હડકાયા કુતરાની માફક વાયરે ચડ્યા છે. જો કોઈ ભાઈ સુધારાની વાત કરે અથવા આગેવાનો વિરુદ્ધ સાચું જો કોઈ કહે અથવા પીરાણા ધર્મ સંબંધે ક્યાંય વાત કરે તો તુર્ત જ નાત બહાર અથવા દંડ કરે. આતે આગેવાનોને હવે શું સુજ્યું છે ? મેં કરાંચીમાં એક એવી વાત સાંભળી છે કે આગેવાનોએ આપણા એક ગરીબ ભાઈની બાયડીનો જબરીથી છુટકો કર્યો છે તેમાં કોઈની સંમતિ લીધી નથી. સ્વાપરના કણબી, હરજી લધા જાદવાણી નામના ભાઈને લાકડું લાગી જવાથી બીમાર થયો હતો અને દેશમાં ગયો, ત્યાં આગેવાનો પૈકીના કોઈ કુટુંબમાં કન્યાની જરૂર હતી જેથી આ બાઈને ભોળવીને હરજી લધાની પાસેથી બોલાવી લીધી અને એક નાકરાણી કુટુંબમાં પરણાવી દીધી. ભાઈઓ, આ તે કંઈ અલાઉદીનનો જમાનો નથી. જે ભાઈને લાકડું વાગ્યું હતું તેના બીજા ત્રણ ભાઈ મુળજી-કાનજી-ડાયા વિગેરે પોતાના ભાઈની તબીયત સારી નથી જેથી રૂા. કરાંચીથી આપવા કબુલાવ્યા અને તે સાજો થાય ત્યાં સુધી તમામ ખર્ચ આપવા કબુલ થયા તો પણ આગેવાનોને કન્યા જોતી હતી તેથી એવું બહાનું કાઢયું કે હરજીને લાકડું વાગ્યું છે તેથી સાજો થશે નહીં, તો પછી આ બાઈ ખાય શું ? આમ સમજાવી છુટકો કરી નાખ્યો અને તેને પરણાવી પણ દીધી. ભાઈઓ, આ શું ઓછા ગજબની વાત છે? હમણાં જ્યારે હરજી ઠીક થઈ રહ્યો ત્યારે આગેવાનોને બીક પેઠી કે આ મરી ગયો નહી તે ઠીક થઈ રહ્યો છે માટે હેરાન કરશે તેવી તેની જબરીથી છુટકામાં સહી કરાવી લીધી છે.

એક વાત મેં મથલના પટેલ લખુના જુલમની સાંભળી છે, પીરાણાવાળો લખુ કાકો દેશમાં આવ્યો હતો ત્યારે મથલમાં એક ગરીબ બાઈને તેણે સંતાપી હતી “પીરાણાના કાકાને જમાડો અને દશકોરી પગે રાખો” ત્યારે બાઈએ કહ્યું કે મને જમાડવાની પોંચ નથી. તેમ મારી કને પગે રાખવા છુટા પણ નથી. ત્યારે આ લખુ પટેલે તેને ધમકાવીને નાત બહારની ધમકી આપી ત્યારે બાઈએ ઉધારી ઉછાની કરીને કોરી અઢી લાવી અને કહ્યું કે મને હવે કોઈ ઉધારૂં દેતું નથી. ત્યારે બાઈને છોડી ! આવી રીતે કુકર્મી આગેવાનો ધર્મ ના નામે અથવા બીજા નામે તે પ્રકારે આપણા ભાઈઓ  તેમજ બહેનોને કનડે છે. હમણાં સાંભળ્યું છે કે નખત્રાણે એક વખત નાત ભેગી થઈ હતી ત્યારે નેત્રાવાળા કરમસી ગેઢેરાએ ભાઈ બહેનને પરણાવ્યાં હતાં જેથી આખી નાતમાં હોહાકાર થઈ રહ્યો હતો અને નાતે એ સગપણ તોડી નાંખ્યું હતું. એ સંબંધમાં કરમસી ગેઢેરાને નિર્દોષ ઠરાવી એના છોકરા જેઠાએ આ કૃત્ય કર્યું હતું એમ જણાવી કોરી ૧૦૦નો દંડ કર્યો ત્યારે એકબીજા ભાઈએ રાજીખુશીથી પોતાનું સગપણ કર્યું અને આગેવાનોને કાંઈ આપ્યું નહીં તેથી તેનો દંડ ૮૭૫ કોરી કર્યો ! તે ભાઈ વીરાણી મોટીનો રહીશ હાલ તે દોજાપરમાં રહે છે. તેનું નામ રામજી શામજી માનાણી. આ ભાઈએ વીરાણીમાં આવી વીરાણી ગામના આગેવાનો પાસે ફરીયાદ કરી ત્યારે વીરાણીના યુવક મંડળના બે મેમ્બરોની નાત નખત્રાણે ભેગી થઈ હતી ત્યારે ત્યાં ગયા અને એ દંડ સંબંધે પુછતાં નાતે ખુલાસો કર્યો કે દંડ થઈ ગયો છે તે હવે પાછો વળે નહી. યુવક મંડળના મેમ્બરોએ ઘણી તકરાર લેવાથી

છેવટે કોરી ૨૭૫ પાછી આપી ! આ તે કેવા પ્રકારનો ન્યાય ! તે તમો સૌ સમજી લેજો કરમસીએ ન્યાતથી વિરુદ્ધ કામ કર્યું તેનો દંડ ૧૦૦ કોરી અને આ ભાઈઓ રાજી ખુશીથી સંબંધ કર્યો તેથી આગેવાનોએ રામજીના સાસરાને પણ ઘણી ધમકીઓ આપી કે તમે આ સંબંધ કરશો નહીં. નહીં તો નાત તમને  પુછશે, આગેવાનો બીજા આસામીઓની ૪૦૦ અને હજાર કોરી મળે એવાં ઠેકાણાં શોધી લાવ્યા હતા અને રામજી તો એક પૈસો પણ આપે તેમ નહોતું જેથી આ કનડગત ઉભી કરી. છેવટે રામજીની વહુએ એના બાપને કહ્યું કે **"મારૂં સગપણ જ્યાં પ્રથમ થયું છે તેનાજ હું રોટલા ઘડીશ, બીજે મારો સંબંધ થશે નહીં"** ત્યારે એના બાપે નાતના આગેવાનોની બીક માથે ઉભી હતી તો પણ રામજી જોડે સંબંધ કરી આપ્યો ! જેથી નાતે જબરીથી જાન અટકાવીને કોરી ૮૭૦ દંડ લીધો. દંડ વીરાણીના યુવક મંડળના નેતાઓએ બધો નહી તો થોડો પણ પાછો વળાવ્યો છે અને એક ગરીબ ભાઈની વારે ધાયા છે તેના માટે તેઓને ધન્યવાદ ઘટે છે.

વીરાણી ગામના યુવક મંડળના નેતાઓનો દાખલો લઈ દરેક ભાઈઓની ફરજ છે કે આગેવાનોના જુલ્મી કૃત્યોને સામે થઈ તેઓનાં જાલીમ કૃત્યો અટકાવવાની હું મારા જ્ઞાતિ ભાઈઓને ભલામણ કરું છું. આગેવાનો જે આપણા ઉપર જુલમ કરે છે તેમજ કાકાઓ અને સૈયદોએ ઘણા વખતથી જે સંસ્કાર આપણામાં નાંખ્યા છે તેથી ઘણા ભાઈઓને આપણે જ્ઞાતિ હીતની જે વાતો કહીએ છીએ તેમાં હજુ પુરો વિશ્વાસ નથી આવતો એજ દિલગીરીની વાત છે, આપણી એવા પ્રકારની અધોગતિ થઈ ગઈ છે કે આપણને જ્ઞાતિ ભક્તો તેમજ બીજા અન્ય મહાત્માઓ તેમજ વિદ્વાનો ઘણું સમજાવે છે છતાં આપણો સંશય ટળતો નથી, તે ઉપરથી એક દષ્ટાંત કહેવાની મારી ઈચ્છા થઈ છે તે કૃપા કરીને સાંભળશો. "એક ગૃહસ્થને ત્યાં ગાય વીયાણી હતી અને તેને વાછડી જ જન્મી હતી ત્રણેક દિવસની વાછડી એક દિવસ ઘરથી બહાર નીકળી ગઈ અને ચોરામાં બળદ ઉભા હતા તેને ધાવવા માંડી ગઈ જેથી બળદોએ લાતો મારી તેનું મોઢું સુજાડી નાંખ્યુ તો પણ તે પોતાની માતા છે એવું જાણી ફરી ફરી ધાવવાનો પ્રયત્ન કરતી હતી તેમ તેમ બળદો લાતો મારતા હતા છેવટે એ વાછડીનું મોઢું સુઝી ગયું. એટલામાં વાછડી ખોવાઈ તેની તપાસ કરતાં ચોરામાંથી વાછરડી મળી આવી અને તેને લાવીને તેની મા પાસે ઉભી રાખી પરંતુ તે ધાવતી નહોતી બળદોએ લાતો મારી હતી એની બીકમાં પોતાની માને ધાવવામાં પણ તેને બીક લાગતી હતી. લાતો ખાધી હતી તે યાદ આવતી હતી"  ભાઈઓ આ દષ્ટાંતનું સિદ્ધાંત એ છે કે ગાય રૂપીસના તેના ધર્મને છોડીને, વાછરડા રૂપી આપણી કણબીને જ્ઞાતિએ સૈયદો તેમજ કાકાઓ અને પીરાણા ધર્મના ભક્તોએ આપણને લાતો મારી આપણું મોઢું સુઝાડી દીધું છે જેથી ઘણા ભાઈઓ સનાતન ધર્મરૂપી ગાયની પાસે લઈ જવા પ્રયત્ન કરે છે, પરંતુ જે લાતો ખાધી છે. તેથી આપણને વિશ્વાસ આવતો નથી અને ખરી માતાનું દુધ પણ પીવાને આપણે અચકાઈએ છીએ, માટે ભાઈઓ સભામાં બોલનારા ભાઈઓ તમને તમારી માતાનું દુધ બતાવે છે તે પીઓ અને તમારો આત્મા અમર કરો અને તમારા જાલીમ શત્રુઓને તેમના કૃત્યોનો બદલો આપવા કટીબદ્ધ થાઓ આટલું બોલી હું મારૂં બોલવું પુરૂં કરૂ છું.

ઉપરના ઠરાવ ઉપર વિવેચન થઈ રહ્યા બાદ ભાઈ ભાણજી ડાયા રૂડાણીએ પ્રસંગાનુસાર નીચે મુજબ કવિતા ગાઈ હતી.

**કવ્વાલી**

| | | |
|---|---|---|
| અરે ઓ જ્ઞાતિના બંધુ, | જરા તો આંખ રે ખોલો; | |
| તમારા દાનનાં નીરો, | નકામાં ના હવે ઢોળો. | ૧ |
| તમારાં આંધળાં પુણ્યો, | દુરાચારો વધારે છે, | |
| ખરા દુઃખી તણાં દુઃખો, | જરાએ ન ઘટાડે છે. | ૨ |
| તમારા દાનથી કાકા, | મઝા મોજો ઉડાવે છે; | |
| તમારા દાનથી સૈયદો, | હજારો જીવ મારે છે. | ૩ |
| તમારા ધર્મના નાણાં, | ગેઢેરાઓ ઉડાવે છે; | |
| ભોળા જ્ઞાતિ બંધુઓને, | નકામા તે રંજાડે છે. | ૪ |
| ઘણા જ્ઞાતિ તણા બાળો, | અરે રે છે નિરાધારો; | |
| રૂવે ધન ધાન્યને કાજે, | તેઓને પ્રેમથી પાળો, | ૫ |
| રઝળતાં ને રખડતાં છે, | ઘણાં જ્ઞાતિ તણાં બાળો; | |
| દઈને દાન સુહસ્તે, | લિયો આ જન્મનો લ્હાવો. | ૬ |

ઉપર પ્રમાણે આગેવાનોના જુલમવાળો ઠરાવ ચર્ચાઈ રહ્યા બાદ મે. પ્રમુખ સાહેબે મત માગતાં ઉપરનો ઠરાવ સર્વાનુમતે તાળીઓના અવાજ વચ્ચે પસાર થયો હતો અને શ્રી ઉમિયા માતાની જય બોલાવી સભા બીજો દિવસ ઉપર મુલત્વી રહી હતી.



# ચોથો દિવસ

## તા.૧૦-૮-૧૯૨૦ બુધવાર

હંમેશના નિયમ મુજબ રાતના સભાનો વખત રાખવામાં આવ્યો હતો અને મે. પ્રમુખ સાહેબે પોતાની હાજરી મંડપમાં આપ્યા બાદ મંગળાચરણના અંતે સ્વામીશ્રી રેવાનંદજી મહારાજે તાળીઓના ગડગડાટ વચ્ચે પોતાનું ભાષણ શરૂ કરતાં જણાવ્યું કે...

**यस्माज्जातं जगत्सर्वं यस्मिन्नेव विलीयते ।**
**येनेदं धार्यते चैव तस्मै ज्ञानात्मने नमः ॥**

**અર્થ :** જેની વિભૂતિમાંથી સર્વ જગત ઉત્પન્ન થયું છે, અને જે તે જગતને ધારી રહ્યો છે તેમજ જેની અંદર જ તે સર્વ જગત વિલય પામવાનું છે તે શ્રી જ્ઞાનસ્વરૂપ પરમાત્માને નમસ્કાર હો !

પ્રિય પાટીદાર ભાઈઓ અને માતાઓ,

તમારા આગ્રહથી હું બોલવા ઉભો થયો છું. તે આજે હું તમને ગીતા અથવા વેદાન્તનું રહસ્ય સમજાવવા

ઉભો થયો નથી, પરંતુ તમારી જ્ઞાતિના જે ભાઈઓ સ્વાર્થ ત્યાગ કરી જ્ઞાતિ ઉન્નતિ કરવાનો જે મહાભારત પ્રયત્ન કરી રહ્યા છે તેમાં તમો સૌ ભાઈઓ તેમજ બહેનો સામેલ થઈ ઐક્યતાથી કાર્ય કરો એવું કહેવાને ઉભો થયેલ છું. તમારી કચ્છની જ્ઞાતિનો મને દશ વર્ષ થયાનો અનુભવ છે. જ્યારે હું પ્રથમ વીરાણી ગામમાં ગયો હતો, ત્યારે મારી કથા સાંભળવાને ગામના ભાવીક સજ્જનો અને માતાઓ આવતા ત્યારે ઘણા કણબી ભાઈઓ પણ મારી કથા સાંભળવા આવતા હતા. પ્રસંગોપાત તમારા પીરાણા ધર્મની વાત નીકળતાં મને ઘણી જ નવાઈ લાગી હતી, કે ગુજરાત કાઠીયાવાડમાં જે પાટીદારો છે તેમાં ને આમાં આવો ધર્મ ભેદ શી રીતે આવ્યો ? એ સંશય મારા હૃદયમાં હંમેશાં રહ્યા કરતો હતો એક દિવસે રામજીભાઈ ભોજા લીંબાણી પણ કથા સાંભળવા આવ્યા હતા  તે દિવસે પણ કથા વંચાઈ રહ્યા બાદ કણબીઓના ધર્મ સંબંધે ચર્ચા થતાં રામજીભાઈએ ઘણો ખુલાસો મને કહી સંભળાવ્યો. તેમના પુત્ર ભાઈ નારાયણજીની પણ કેટલીક વાતો કરી. તે ઉપરાંત **"ક્રૂર્મી ક્ષત્રીય ઉત્પત્તિ અને ઈતિહાસ"** નામનું પુસ્તક મને લાવી આપ્યું. એ પુસ્તકમાં કચ્છના કડવા પાટીદારોનો ઈતિહાસ વાંચ્યા પછી મારૂ હૃદય બહુ જ ખીન્ન થયું. ક્ષત્રિય ગણાતી જ્ઞાતિ આવી રીતે ધર્મ ભ્રષ્ટ થઈ છે એ જાણી હૃદયમાં હંમેશાં ચિંતા રહ્યા કરતી હતી. કુદરતની ઈચ્છાથી મારા હૃદયમાં એવી ભાવના થઈ કે આ જ્ઞાતિ સરળ અને નિર્દોષ જીવન ગાળનારી છે, માટે જો એને પૂર્વના સંસ્કાર નાંખ્યા હોય તો સનાતન ધર્મથી ચૂકેલી જ્ઞાતિ જરૂર પોતાના અસલ ધર્મનો સ્વીકાર કરશે. આમ માની હું દશ વર્ષ થયાં મારાથી બનતો પ્રયત્ન કરૂં છું. વીરાણી અને નખત્રાણામાં ઘણા ભાઈઓને હું સંસ્કારી બનાવી શક્યો છું. છતાં પણ તમારી પાટીદાર જ્ઞાતિના અનુભવોથી મારા હૃદયમાં અનેક ઉથલ પાથલ થયા કરે છે. મેં તમારી જ્ઞાતિમાં સૈયદો તમારા હૃદયને કેમ ડગુમગુ કરે છે તેનો અભ્યાસ કર્યો છે તમારા પીરાણાના કાકાઓને ઘણી વખત વીરાણી નખત્રાણામાં આવતા મેં જોયા છે. તમારો ગાદીપતિ કાકા વીરાણી આવ્યા હતા ત્યારે તેનો પણ મેં અનુભવ કર્યો છે. મારી ખાત્રી થઈ છે કે તેઓ હિન્દુ ધર્મના નામે કંઈ જાણતા નથી માત્ર તમને વ્હેમના ચકડોળે ચડાવી પૈસા ક્ઢાવવાના પ્રયત્નો સિવાય તે બીજુ કશું સમજતા નથી.

તમારા આગેવાન ગેઢેરાઓ પણ ઘણી વખત ભેગા થાય છે અને તમારી નાતમાં જે માણસ ગુનેગાર હોય તેનો દંડ કરવામાં તેમની રીતભાત પણ વખાણવા લાયક નથી. તમારા આગેવાનો તદન સ્વાર્થી છે તેવું મને ખાત્રીથી જણાયું છે. તમારી જ્ઞાતિનો મને સંપૂર્ણ અભ્યાસ થયો છે અને તેથી જ મને જે એમ જણાયું હતું કે આ નાત કોઈ રીતે સુધરશે નહીં પણ જ્યારથી મુંબઈવાળા ભાઈઓ **ભાઈ નારાયણજી તથા રતનશી** વિગેરેએ જ્ઞાતિ ચળવળ કરી. સભાઓ ભરી, રીપોર્ટ છપાવ્યા, ત્યાર પછીથી આજે આ તમારી જ્ઞાતિની જે પરિષદ ભેગી મળી છે, તેમાં થતું કામકાજ જોઈ મને સંતોષ થાય છે, હવે તમો તમારા અસલ સ્વરૂપને સમજ્યા છો એજ તમારૂં ઉજળું ભાવી દેખાય છે. હું સભામાં બેઠેલા પાટીદાર ભાઈઓને કહું છું કે તમારા આગેવાનોના જુલ્મ સંબંધે તેમજ કાકાઓ, સૈયદો અને પીરાણા ધર્મ સંબંધે;  સભામાં બોલનારા ભાઈઓ તમને સારી રીતે સમજાવી ગયા છે. હું તે સંબંધે તમને વિશેષ કહી શકું નહી તો પણ એક દૃષ્ટાંત તમોને આપું છું તે ઉપર ધ્યાન પહોંચાડશો.

"કોઈ એક ગામમાં સ્વાર્થી આંધળાઓ રહેતા હતા ત્યાં કેટલાએક ઠગ લોકો અનાયાસે આવી લાગ્યા. ત્યારે બધા આંધળાઓ લાકડી લઈને ઉઠ્યા કે અંહીથી જતા રહો, ત્યારે ઠગોએ ક્યું કે અમો તો તીરથવાસી છીએ તેથી આજની રાત પડી રહેવા દો. આમ વિંનંતી કરવાથી આંધળાઓએ પડી રહેવા દીધા. ઠગોએ તો ઉત્તમ પ્રકારની

રસોઈ બનાવી અને આંધળાઓને પણ જમાડ્યા એટલે આંધળાઓ ખુશ થયા. ઠગોએ રાતના આંધળાઓની ચર્ચા જોઈ તો તેમને જણાયું કે આંધળા પાસે ખુબ પૈસા છે. તે કોઈપણ પ્રકારે લેવા જોઈએ એટલે સવારના આંધળાઓને વિનંતી કરી કે તમો જો આજનો દિવસ અમને રહેવા દો તો આ ગામના સાધુ સંતને અમારે જમાડવા છે. આંધળાએ જાણ્યું કે ઠીક છે સાધુને જમાડશે એટલે આપણને પણ જમવાનું મળશે, તેથી આંધળાઓએ કહ્યં કે ભલે ભાઈ તમારે આવુ ધર્મનું કામ કરવું હોય તો આ જગ્યા તમારી જ છે. આ પ્રમાણે ઠગોએ એક અઠવાડીઉ ત્યાં રહ્યા અને આંધળાઓને આજે બરોબર વિશ્વાસમાં લીધા. જતી વખતે ઠગોએ આંધળાઓને કહ્યં કે અમો તો તીરથ કરવા નીકળ્યા છીએ તમારે પણ તીરથ કરવા આવવું હોય તો અમારી સાથે ચાલો. ત્યારે આંધળાઓએ વિચાર કર્યો કે આ વાત ઠીક છે વગર પૈસે જાત્રા થશે અને સારૂં સારૂં ખાવાનું પણ મળશે તેથી હા કહી. સૌએ પોતપોતાની ખાનગી મીલકત અને જોઈતી સામગ્રી લઈ સૌ ઠગની સંગાથે જાત્રા કરવા રવાના થઈ ગયા. રસ્તે ચાલતા ઘણે દૂર ગયા. પછી ઠગોએ કહ્યું કે; ભાઈઓ, સૌ સાવધાન રહેશો અમને અત્રે ભય લાગે છે આ સ્થળ ચોરોનું છે. માટે અમારી પાસે દ્રવ્ય ઘણુ છે તે અમો કોઈ ઠેકાણે દાટીદેવા વિચાર કરીએ છીએ. તમો સૌ ઉભા રહેશો ત્યારે આંધળાએ વિચાર કર્યો કે, આ તીર્થવાસી શેઠો પોતાના દ્રવ્યનું રક્ષણ કરી શકશે પણ આપણે શી રીતે કરીશું. આપણે જો દ્રવ્ય આપણી પાસે છે તે દાટીએ તો ફરી આપણને મળે નહીં. માટે આપણી પાસે પણ જે દ્રવ્ય છે તે પણ તેને આપીએ તો સહી સલામત રહેશે. આમ વિચારી આંધળાઓએ કહ્યું કે, અમારી પાસે પણ દ્રવ્ય છે. તે પણ તમે લેતા જાઓ. ત્યારે ઠગમાંથી એક જણાએ કહ્યું કે, ભલે તમારી ઈચ્છા હોય તો અમારે ના નથી. જે આંધળાઓની પાસે જે દ્રવ્ય હતું તે પણ ઠગ લોકોને આપી દીધું એટલે ઠગોએ કહ્યું કે, અમો ખાનગી ઠેકાણે દ્રવ્ય દાટી આવીએ ત્યાં સુધી તમો અત્રેથી ક્યાંય પણ જશો નહીં અને તમારી ભેટમાં પથરા રાખો જે કોઈ આવે ને તમને ફસાવવા પ્રયત્ન કરે તેને પથરા મારજો અને કોઈનું સાભળશો નહીં. આમ કહીં ચોરોની ભેઠોમાં પથરા ઘલાવી ઠગ લોકો દ્રવ્ય લઈ ભાગી ગયા. આંધળાઓ તો ત્યાંના ત્યાં ઉભા ઉભા ઠગની રાહ જોયા કરતા હતા. તેવામાં કોઈ વટેમાર્ગુએ આ આંધળાની ટોળીને ઉભા રહેલા જોયા ત્યાં આવી પૂછ્યું કે સુરદાસ ક્યાં જાઓ છો. જેવો અવાજ કર્યો કે તુર્તજ આંધળાઓએ પથરા ફેંકવા માંડયા વાત સાંભળી નહીં તેથી પાસેના ગામમાંથી માણસોને પેલા વટેમાર્ગુએ જણાવ્યું કે ગામથી થોડે દુર સીમાડે એક આંધળાઓની ટોળી ઉભી છે તે કોઈનું સાંભળતી નથી અને જો કોઈ આપણે શિખામણની વાત અથવા રસ્તો બતાવવાનું કહીએ છીએ તો પથરા મારે છે. તેથી ગામના ઘણા માણસો તેની પાસે ગયા તો તેને પણ આંધળાઓએ પથરા મારવા માંડ્યાં અને કહ્યું કે તમો ચોર છો અમને લુટવા આવ્યા છો. ત્યારે લોકોએ હિંમત કરી તેની પાસે જઈને સમજણ પાડી કે ભાઈઓ તમને આ ખોટી ભ્રમણા છે અમે કોઈ ચોર છે નહીં ત્યારે આંધળાને ખાત્રી થઈ કે, આપણી પાસેથી પૈસા લઈ જનાર તીર્થવાસી કોઈ ઠગ હોવા જોઈએ. ”

ભાઈઓ ! આ દ્રષ્ટાંતે સિદ્ધાંત એ છે કે જે ઠગના માટે કહેવામાં આવ્યું છે. તે તમારા સૈયદો અને કાકાઓ છે અને આંધળાની જગ્યાએ તમો ભોળા પાટીદાર છો. તમને ધર્મની ખોટી લાલચો આપી છે, અને કોઈનું ન માનવા તેમજ કોઈનું કંઈ પણ ન સાંભળવા તમને તેણે ભરમાવ્યા છે. તમારા પૈસા લઈ અને તમારા હાથમાં પથરા ઝલાવ્યા છે તમને કોઈ તમારા ધર્મની અથવા વિવેકની વાત કહે છે તો તમો તેના સામા પથરા ફેંકો છો પરંતુ બુદ્ધિથી કંઈ પણ વિચાર કરી શકતા નથી અને તેથી જ તમો આજ દિવસ સુધી ભ્રમણામાં ભટકતા રહ્યા છો હું તમોને છેવટમાં એટલું કહું છું કે દુનિયાના માણસો પોતાની ઉન્નતિ કરવાને વિદ્યા અને અનેક પ્રકારની કેળવણીથી

આગળ વધે છે તેમજ તમારે પણ તમારી ઉન્નતિના માટે કેળવણી તથા ધર્મના પવિત્ર ગ્રંથોનું મનન કરવાની જરૂર છે. કરાંચીના **"યુવક મંડળે"** જેમ લાયબ્રેરી ખોલી છે અને ઉત્તમ પ્રકારનાં પુસ્તકો રાખ્યાં છે તેમ તમો બધા ભાઈઓએ સારા અને કેળવાયેલા માણસોના સહવાસમાં રહી જ્ઞાતિના જે અધમ રીત રિવાજો હોય તેને તીલાંજલી આપી તમારી ક્ષત્રિય જાતીને શોભાવવી જોઈએ. **મહાભારત** અને **રામાયણ** જેવા પવિત્ર ગ્રંથોનું અધ્યયન કરવાની ખાસ જરૂર છે એ ઉત્તમ ગ્રંથોમાં તમોને સંસારીઓના ઉત્તમ જીવનનું સાર્થક કરવાનું સર્વોત્તમ સાધન પ્રાપ્ત થાય એવા ધર્મ અને નીતિથી ભરેલા તે ગ્રંથો તમોએ અવશ્ય વાંચવા અને તમારા ભાઈઓ તેમજ બહેનો ને વંચાવવા હું તમો સઘળાઓને ભલામણ કરૂં છું. હું ભાર મુકીને આપને જણાવીશ કે એક જ આપણા રામાયણ જેવા ગ્રંથમાંથી પણ ઘણું જ ઉત્તમ જ્ઞાન અને મનુષ્ય જીવન તરીકેનો ખરો ધર્મ મળી શકશે અને ઈશ્વર પ્રત્યે યાચના કરું છું કે જે રામ નામના સ્મરણ માત્રથી ઉદ્‌ભવ પામતી જીતેંદ્રિયપણું, સંયમ, શીલતા અને વીરતાની પવિત્ર ભાવના પ્રત્યેક આર્યસંતાનના હૃદયમાં અપૂર્વ ચૈતન્ય, અપૂર્વ પ્રકાશ, અપૂર્વ ઉત્સાહ પ્રગટાવી રહી છે, જે ભરત અને લક્ષ્મણનાં નામ શ્રવણ માત્રથી ઉદ્‌ભવેલી ભ્રાતૃ ભક્તિની પ્રબળ પ્રેરણા સહસ્ત્ર વર્ષોથી ભારતવાસીઓના અંતઃકરણોમાં અનિર્વચનીય દિવ્યતા પ્રગટાવી રહી છે જે દશરથ રાજાનું આદર્શ પિતા તરીકેનું જીવન આત્મત્યાગ અને પ્રતિજ્ઞા પાલનના જ્વલંત પાઠો શિખવી રહ્યું છે, જે સતી સીતા અને કૌશલ્યા આદી પતિપરાયણ સન્નારીઓના વિવિધ રંગી મનોહર ચિત્રો આજે પણ શાંત આર્ય ગૃહોમાં અદ્રશ્યપણે નવું બળ અને નવું તેજ અર્પી રહ્યા છે, જે હનુમાનનું કર્મયોગીત્વ ભારતીય સેવાધર્મ અને પ્રભુ ભક્તિની વાસ્તવિક દિશા દર્શાવવા અહર્નિશ પ્રખર દીપ્તિ પ્રગટાવી રહ્યું છે તે મહાવીર હનુમાન તે ભ્રાતૃભક્ત બંધુ ભરત, લક્ષ્મણ તે દેવાંશી વીર શ્રીરામ તે તપસ્વી દશરથ, તે આદર્શ પતિપરાયણ કૌશલ્યા અને સતી સીતા સરખી સન્નારીઓ આપ માનવ બંધુઓને સદા સર્વદા અનંત ધર્મ બળ, નિતી બળ, અને ચરિત્ર બળ અર્પી નિસ્તેજ બનેલા કૂકર્મીઓને દેવ દૂર્લભ સામગ્રી વિભુષિત કરો એજ પરમાત્મા પ્રત્યે મારી વિનંતી છે.

ઉપર પ્રમાણે સ્વામીજીનું બોધદાયક ભાષણ ખલાસ થતાં વીરાણીવાળા **ભાઈ નારાયણજી રામજીએ** પરિષદના કાર્યની ફત્તેહ ઈચ્છવા માટે તેમજ જ્ઞાતિ હીતનાં કામો કરવા માટે પૈસાની કેટલી જરૂર પડે છે તે જ્ઞાતિબંધુઓને સમજાવ્યું હતું. ત્યારબાદ તે ફંડમાં નાણાં ભરાવવાની શરૂઆત મે પ્રમુખ સાહેબ તરફથી થતાં તે ફંડમાં નીચે પ્રમાણે નાણાં ભરાયાં હતા તે દરમ્યાન એક ખાસ ધ્યાન ખેંચનારી બીના એ બની હતી કે ગામ નખત્રાણાના ભાઈ શીવજી લધા નાકરાણીએ સદરહુ ફંડમાં પોતાના હાથનો ચાંદીનો કઈડો (આશરે ત્રણ-ચાર આનાનો) પરિષદને ભેટ કર્યો હતો. આ ભાઈની જાહેર હિંમત અને જ્ઞાતિ પ્રત્યેની ઉમદા લાગણીના ગઢશીશા વાળા ભાઈ રતનશી કરસને વખાણ કર્યા હતાં અને પરિષદ સમક્ષ તે કઈડાની ઊછામણી કરવામાં આવતાં બે રૂપીયાથી તેની માંગણી રૂા. ૨૫ અને પાંત્રીશ સુધી થતાં છેવટે રૂા. ૫૦ પચાસ રૂપીયા જેટલી કિંમતે ભાઈ રતનશી કરસનદાસે તે કઈડો પરિષદ પાસેથી ખરીદ કર્યો હતો તેના માટે તેમના સભા તરફથી ખાસ આભાર માનવામાં આવ્યો હતો અને તેમના આવા ઉત્તમ પ્રકારના ઉત્સાહ માટે પ્રસંશા કરવામાં આવી હતી. ફંડમાં નાણાં ભરાવાની હિલચાલ જેવી રીતે નારણભાઈથી પુરુષ વર્ગમાં કરી તેવી જ રીતે સ્ત્રી વર્ગમાં પણ તે જ ભાઈના ધર્મપત્ની, બહેન જમના બહેને પણ કરતા સ્ત્રી વર્ગે પુરૂષોને કેવી રીતે મદદગાર થવું અને પોતાનો ધર્મ અદા કરવો એ સમજાવીને સ્ત્રી વર્ગમાંથી પણ ફંડ કરવાની શુભ હીલચાલ ઉપાડી હતી અને તેનું જે શુભ પરિણામ આવ્યું અને સ્ત્રી વર્ગના હૃદય પ્રદેશ ઉપર જે અસર થઈ તે નીચેના ફંડમાં જણાતાં જુદી જુદી બહેનોનાં નામ ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે.

# ફંડમાં ભરાયેલા નાણાં.

૧૨૫ પ્રમુખશ્રી રાજાભાઈ શામજી, માનકુવા હાલ-મુંબઈ
૧૧ ડોકટર કલ્યાણજીભાઈ ભગવાનજી (કે.બી.) પટેલ કરાંચી.
૧૦૧ પાં. નાયાભાઈ શીવજી મુંબઈ.
૫૧ પા. રતનશીભાઈ કરશન મુંબઈ.
૫૧ પા. નાનજીભાઈ પચાણ નાકરાણી કરાંચીના મંડળના પ્રમુખ - નખત્રાણા
૫૧। પા. લખુ દોશા પોકાર - નખત્રાણા
૨૫। પા. હરજી લધાની કું.- લોડવા
૫૧। પા. લધા હરજીની કુા. નાકરાણી - કોટડા જડોદર
૧૧ પા. વીશરામ પાંચા ગાંગાણી - વીરાણી
૨૫। પા. શીવજી લધા રવાપુરવારા એન્ડ કરસન હંસરાજની કુા.-વીરાણીવાળા
૨૫। પા. કાનજી રામજી પારસીયા કું - નખત્રાણા
૨૦। પા. જેઠા નથુ નાકરાણી - દેવીશર
૧૧ પા. રામજી ભીમજી ગોગારી - વીરાણી
૨૫। પા. નાનજી વીશરામ નાકરાણી - નેત્રા હાલે સેધાતપુર
૨૫। પા. રતના પેથા કુા. રવાપુરવાળા નાકરાણી
૨૫। પા. રતનશી ખીમજી ખેતાણી - વીરાણી
૧૧ પા. મેગજી ભાણજી - દેવીશર હાલે મુંબઈ
૨૫। પા. શીવજી લધા નાકરાણી - નખત્રાણા
૨૦ પા. દેવશીભાઈ નારણ - કાઠીઆવાડ હાલે કરાંચી
૨૫। સૌ. બહેન જમનાબાઈ મીસ્ત્રી નારાણજી રામજીભાઈના ધર્મ પત્ની
૨૫। સૌ. બહેન ધનબાઈ પ્રમુખશ્રી રાજાભાઈ શામજીના ધર્મ પત્ની
૨૫। સૌ. બહેન કુંવરબાઈ પા. નાયાભાઈ શીવજીના ધર્મ પત્ની
૧૦। બહેન દેવકુવરબાઈ પા. નાયાભાઈ શીવજીના પુત્રી
૧૦। બહેન વેલબાઈ પ્રમુખશ્રી રાજાભાઈ શામજીના પુત્રી
૧ પા. રામજી લધા દયાપુર નાકરાણી
૨ પા. વસરામ નાનજી નખત્રાણા
૫ પા. રઈઆ ખીમા નાકરાણી- નેત્રા
૧ પા. હીરા કાનજી - મથલ
૫ પા. જેઠા રામજી બાથાણી - વીરાણી
૫ પા. કરશન માના ખેતાણી - વીરાણી
૫। પા. હરજી વીરજી સોમજીઆણી - વીરાણી
૫। પા. ભાણજી જીવા સેંગાણી - નખત્રાણા
૫ પા. વીરજી કરશન સેંગાણી - નખત્રાણા
૫ પા. ડાયા ગોપાલ ગોગારી - વીરાણી
૫ પા. હંસરાજ નારણ - કોટડા
૫। પા. કાનજી વીરજી સોમજીઆણી - વીરાણી
૫। પા. દાના કરશન પાંચાણી - નખત્રાણા
૧૦। પા. રામજી ખેતા કેશરાણી- નખત્રાણા
૫ પા. ગંગદાશ દેવજી - ખેડોઈ કોટડા
૧૦। પા. ડાયા લખુ રૂડાણી - નખત્રાણા
૫। પા. વેલજી ગોપાલ શાંખલા - દેશલપુર (આથમણી)
૫ પા. ગોપાલ રામજી બાથાણી - વીરાણી
૧૦। પા. માવજી જશા છાભૈયા કું. -કોટડા જડોદર

૫ પા. અરજણ નારણ ધોળુ - વીરાણી
૨ પા. વાલજી અબજી દાનાણી - નખત્રાણા.
૨ પા. વેલજી રૂડા દાનાણી - નખત્રાણા.
૫ પા. કરશન દાના પોકાર - ગઢશીશા
૨ પા. રામજી કાનજી ચૌધરી - ઘડુલી
૧૦। પા. ખેતા પચાણ નાકરાણી - નખત્રાણા.
૨ પા. કરશન વીરજી પ્રેમજી - વીરાણી
૨ પા. પુંજા નારણ પોકાર - વીરાણી
૨ પા. નાનજી ખેતા કાનજીઆણી - વીરાણી.
૫ પા. રતના વીરજી - દેશલપુર (ઉગમણા).
૨ પા. માધા શીવજી - દેશલપુર (ઉગમણા).
૨। પા. રઈઆ નાગજી ચૌધરી - નખત્રાણા
૨॥ પા. કરમશી દેવશી છાભૈયા - દેવીશર
પા. સૌ. બહેન લાછબાઈ પા. પ્રેમજી હરજી દેશલપુર આથમણા વાળાના ધર્મ પત્ની.
૨ પા. મેગજી કાનજી - મમાયમોરા વાળા
૧૦। પા. નથુ મનજી તથા જીવા હીરજી ઉકાણી- માનકુવા
૧૫ પા. ખીમા શીવજી રામાણી - મંગવાણા
૨ પા. પેથા ......... - નખત્રાણા
૨ પા. લાલજી મનજી................ - રવાપુર
૫। અરજણ દેવજી ............... - રવાપુર
૭॥ પા.માવજી પરબત.................. વીરાણી
૨ પા. નથુ માવજી ....... - વીરાણી
૨ દેવજી નાનજી પાંચાણી - નખત્રાણા
૨। નારણ જેઠા સતસંગી - અંગીઆ.
૨ પા. રઈઆ મેગજી સતસંગી - ઘડાણી
૨। પા. જેઠા દેવશી સતસંગી - રવાપર
૨। પા. વાલજી નાગજી સતસંગી - ઘડાણી
૨। પા. ભીમજી લાલજી ગોગારી સતસંગી - ઘડાણી
૨ પા. લખુ કચરા પોકાર - રવાપર
૫। પા. શીવજી રૂડા સતસંગી -ઘડાણી
૫। પા. વીશરામ પેથા સતંસગી - ઘડાણી
૫। પા. જીવરાજ ખેતશી - ઘડાણી હા. કેશરા લધા પોકાર - ઘડાણી
૧। પ્રેમજી નાગજી સતસંગી - ઘડાણી
૧। પા. માવજી નારાણ સતસંગી - ઘડાણી
૨ પા. કાનજી રૈયા - મથલ
૨ પા. કાનજી રઈઆ કેશરાણી - નખત્રાણા
૨। પા. મનજી શીવજી સતસંગી - દયાપુર
૫ પા. હંશરાજ કરશન સાંખલા - ઐયર
૨। પા. પેથા શવગણ ડાયાણી - નખત્રાણા
૨। પા. મેગજી કુંવરજી - કાઠીઆવાડી
૫ પા. ધનજી પાંચા માંકાણી - નેત્રા
૧। સૌ. બહેન મેગબાઈ પા. રતનશી શીવજી રવાપુરવાળાના ધર્મપત્ની
૧૦। સૌ. બાઈવાલબાઈ કરાંચીના મંડળના પ્રમુખ નાનજી પચાણના ધર્મપત્ની
૧ સૌ. બહેન કંકુબાઈ પા. ખીમજી શીવજી મગવાણાના ધર્મપત્ની.
૨। સૌ. બહેનકંકુબાઈ કરાંચીના મંડળના સેક્રેટરી શીવજી કાનજી પારસીયા નખત્રાણાના ધર્મપત્ની
૧ સૌ. બહેન સેજબાઈ પા. કેશરા દેવશી - દેવીસરવારાના ધર્મપત્ની

૨।। સૌ. બહેન લખમાબાઈ પા. વિશ્રામ પાચા ગાંગણી વીરાણીવાળાના ધર્મપત્ની
૧। સૌ. બહેન કેશરબાઈ પા. ખેતા પચાણ નાકરાણી નખત્રાણાવાળાના ધર્મપત્ની
૦। બાઈ ભાણબાઈ પા. ડાયા ગોપાલ ગોગારી વીરાણીવાળાના માતુશ્રી
૧। સૌ. બહેન ભચીબાઈ પા. શીવજી પચાણ દેશલપુર આથમણા વારા ના ધર્મપત્ની
૨ બાઈ કેશરબાઈ પા. વીરજી કરશન સેંગાણી નખત્રાણાવાળાના માતુશ્રી
૧। સૌ. બહેન ભચીબાઈ પા. દેવજી ભીમજી ગોગારી વીરાણીવાળાના ધર્મપત્ની
૧। સૌ. બહેન પાનબાઈ પા. રામજી શામજી નાકરાણી રવાપુરવાળાની ધર્મપત્ની
૧। સૌ. બહેન વાલબાઈ પા. લાલજી શામજી નાકરાણી રવાપરવાવાળાના ધર્મપત્ની
૧। સૌ. બહેન માનબાઈ પા. હરજી વીરજી શોમજી વીરાણીવાળાના ધર્મપત્ની
૧। સૌ. બહેન જમનાબાઈ પા. વાલજી લખુ પોકાર નખત્રાણાવાળાના ધર્મપત્ની
૨। સૌ. બહેન કુંવરબાઈ પા. અખઇ ખેતા કાનાણી રવાપરવાળાના ધર્મપત્ની
૧। સૌ. બહેન દેવકીબાઈ પા. શીવજી લધા નાકરાણી નખત્રાણાવારાના ધર્મપત્ની
૨। પા ગંગાદાસ પેથા - સાંયરા
૧। સૌ. બહેન હીરબાઈ પા. કરશન હંસરાજ અખઇઆણી વીરાણીવાળાના ધર્મપત્ની
૧। પા. વાલજી મેઘજી દાનાણી - નખત્રાણા
૦। સૌ. બહેન રતનબાઈ પા. તેજા પરબત છાભૈયા કોટડાવાળાના ધર્મપત્ની
૧। સૌ. બહેન કુંવરબાઈ પા. ભાણજી જીવા સેંગાણી નખત્રાણાવાળાનાં ધર્મપત્ની
૧। પા. વીરજી ખેતા દાનાણી - નખત્રાણા
૨ સૌ. બહેન પા. માવજીભાઈ માસ્તર કાઠીઆવાડીના ધર્મપત્ની
૨।। પા. શીવજી કરશન રતનાણી - રવાપુર
૨। સૌ. બહેન કુંવરબાઈ પા. રામજી ભીમજી ગોગારી વીરાણીવાળાના ધર્મપત્ની
૧। સૌ. બહેન રામબાઈ પા વીરજી લખુ રૂડાણી નખત્રાણાવાળાના ધર્મપત્ની
૧ પા. દેવજી જેઠા - ધાવડાવાળા
૧। સૌ. બહેન લખમાબાઈ પા. ભાણજી ડાયા રૂડાણી નખત્રાણાવાળાના ધર્મપત્ની
૧। સૌ. બહેન દેવકીબાઈ પા. વેલજી દાના પાંચાણી નખત્રાણાવાળાના ધર્મપત્ની
૧। પા. રૈયા ભીમજી વીથોણવાળા
૧૦ સૌ. બહેન કાનબાઈ રતનશી કરશન મુંબઈવાળાના ધર્મપત્ની
૨ સૌ. બહેનપુરીબાઈ પા. નારણ શીવજી લીબાણીવાળાના ધર્મપત્ની
૫। પા. માવજી દેવસી- વીથોણ
૨। સૌ. બહેન મરગાંઈબાઈ પા. લધા હરજી નાકરાણી કોટડાવાળાની ધર્મપત્ની
૨। પા. રવજી દાના છાભૈયા લોડવાવાળા
૧ સૌ. બહેન પાનબાઈ પા. મેગજી પરબત છાભૈયા કોટડાવાળાના ધર્મપત્ની
૧। પા. શોમજી અખઈ ધાવડાવાળા
૧। પા. કુંવરજીભાઈ કાઠીઆવાડી
૧। પા. મનજી હીરજી કાઠીઆવાડી

| | |
|---|---|
| ૧ | પા. લાલજી નથુ કાઠીઆવાડી |
| ૧। | બહેનજાનબાઈ પા. કાનજી ભીમજી પોકાર ધાવડાવાળાના માતુશ્રી |
| ૧। | પા. શવદાશ શવજી - રવાપુર |
| ૨ | પા. કચરા કરશન દીવાણી - વીરાણી |
| ૧૦ | પા. કાનજી ગોપાલ કું. દેશલપર આથમણા |
| ૨। | પા. પ્રેમજી ભીમજી દેશલપુર ઉગમણા |
| ૨ | હીરજી ગોપાલ - મગવાણા |
| ૨ | પા. માવજી દાના સતસંગી - ઘડાણી |
| ૨ | પા. રામજી રઈઆ કાનજીઆણી - વીરાણી |
| ૨ | પા. બહેન ધનબાઈ પા. રામજી રાજા નાકરાણી વીરાણીવાળાના માતુશ્રી વીંટી એક રૂપાની પા. શીવજી લધા નાકરાણી નખત્રાણાવાળા તરફથી ભેટ |
| ૫૦ | ભાઈ રતનશી કરશન મુંબઈવાળાએ વીંટી વેચાણ રાખી તેના |
| ૨ | પા. કાનજી લધા જાદવાણી - રવાપુર |
| ૧ | પા. વીરજી તેજા - હમીરપુર |
| ૨ | પા. વિશ્રાણ મેઘજી - નાગવીરી |
| ૫ | પા. માવજી રામજી નાકરાણી - નેત્રા |
| ૫ | પા. કરમશી વાલજી ભગત - નેત્રા |
| ૬॥ ૦॥ | પા. અબજી મનજી સેંગાણી નખત્રણાવાળા |
| **૧૨૨૪॥=॥** | |
| ૧॥ | પા. ડાયા દાના પાંચાણી - નખત્રાણા |
| ---------- | |
| **૧૨૨૬=॥** | |

ઉપર પ્રમાણે ફંડમાં નાણાં ભરવાનું કાર્ય ઘણા જ ઉત્સાહ વચ્ચે ચાલ્યું હતું જેની સમાપ્તિ થતાં મે. પ્રમુખ સાહેબે નીચે જણાવેલા ઠરાવો રજુ કર્યા હતા અને તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા.

## ઠરાવ ૭ મો. (પ્રમુખસ્થાનેથી)

“આપણી હિન્દુ ગણાતી જ્ઞાતિઓમાં મરણ વખતે અગ્નિદાહ કરવાનો રિવાજ પ્રચલિત છે અને આપણી જ્ઞાતિ પણ ક્ષત્રિય વર્ણની હોવા છતાં આપણા કેટલાક કચ્છ અને કરાંચીમાં રહેનારા ભાઈઓ અગ્નિસંસ્કાર કરવાને બદલે દફનાવી દેવાનું કરે છે જેથી મુંબઈ, કલકત્તા, નાગપુર, સિંધ અને દક્ષિણ હૈદરાબાદ અને સખરમાં રહેનારા તેમજ કચ્છમાં રહેનારા આપણા થોડા ભાઈઓ જેઓ અગ્નિસંસ્કાર કરે છે તેમને ઘણું શરમાવું પડે છે. તેથી આ સભા આપણી જ્ઞાતિના દરેક ભાઈઓને આગ્રહ પૂર્વક વિનંતી કરે છે કે આપણા દરેક ભાઈઓએ પોતાના હિન્દુ ધર્મ પ્રમાણે અગ્નિસંસ્કારની ક્રિયા કરવી અને જેઓ દફનાવી દેવાનું કરે છે તેમની પાસે પણ અગ્નિસંસ્કારની ક્રિયા આગ્રહપૂર્વક કરાવવી એવો આ પરિષદ ઠરાવ કરે છે.”

## ઠરાવ ૮ મો. (પ્રમુખસ્થાનેથી)

“આપણી સમસ્ત જ્ઞાતિની એક મોટી પરિષદ જે “શ્રી કડવા પાટીદાર પરિષદ” ના નામે સુપ્રસિદ્ધ છે અને તે આપણી જ્ઞાતિની દરેક પ્રકારે ઉન્નતિ સાધવાનો અથાગ પરિશ્રમ આજે લાંબા વખતથી ઉઠાવી રહી છે તે મહાન પરીષદના પગલે ચાલી તેના દરેક ઉપદેશો અને ઠરાવો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવાનો આ સભા ઠરાવ કરે છે.”
ઉપર જણાવેલા ઠરાવો તાળીઓના ગગડાટ વચ્ચે પસાર થતાં એક ખાસ જરૂરી ઠરાવ નીચે જણાવેલો વીરાણીવાળા ભાઈ નારાયણજી રામજીભાઈ તરફથી રજુ કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૯ મો. (પ્રમુખસ્થાનેથી)**

"આપણી જ્ઞાતિનો એક સારા જેવો ભાગ વડોદરા રાજ્યમાં **સેના ખાસખેલ સમશેર બહાદુર શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકાર સર સિવાજીરાવ મહારાજના** રાજ્યમાં આબાદી ભોગાવે છે તે રાજ્યની પ્રજાના હિતાર્થે શ્રીમંત મહારાજા તરફથી કેટલાક ખાસ કાયદાઓ જેવાં કે ફરજીયાત કેળવણી અને "બાળલગ્ન પ્રતિબંધક નિબંધ" વગેરે ઘડવામાં આવ્યા છે જેથી આપણી જ્ઞાતિ દિનપ્રતિદિન આગળ વધી દરેક પ્રકારે આબાદ થતી જાય છે પરંતુ દશ બાર વર્ષ જેટલી લાંબી મુદતે આપણી જ્ઞાતિમાં લગ્ન કરવાનો પ્રથમ રિવાજ હોવાથી બાળલગ્ન અટકાવનારા કાયદાની કલમ ૨ ની રકમ ૮ નો અપવાદ **क** આપણી જ્ઞાતિને લાગુ પડે છે એવું સમજી જ્ઞાતિના આગેવાનો તે અપવાદનો લાભ લઈ બાળલગ્નને ઉત્તેજન આપતા હતા પરંતુ આપણી ગુજરાતની મોટી જ્ઞાતિ સમસ્તની પરિષદે તે નામદારને વારંવાર ઠરાવો દ્વારા અર્જ કરવાથી તે અપવાદનો લાભ આપણને મળશે નહિ અને બાળલગ્ન અટકાવાનો કાયદો આપણી જ્ઞાતિને સંપૂર્ણ રીતે લાગુ પાડવામાં આવશે એવું તે નામદારની સરકાર તરફથી પ્રસિદ્ધ થવાથી આપણી જ્ઞાતિમાં થતાં બાળલગ્નો અટકી ગયાં છે અને આ વખતે તે નામદાર ની પ્રજામાં એક પણ બાળલગ્ન થયું નથી. આવા પ્રકારની શ્રીમંત મહારાજાની આપણા પ્રત્યેની ખાસ લાગણી હોવાને લીધે **क** અપવાદનો ગેરલાભ લેતા આપણને અટકાવી આપણાં જીવન ઉચ્ચ પ્રકારનાં બને તે માટે તે નામદારે જે દીર્ઘદ્રષ્ટિ વાપરવાની આપણી પછાત કોમ ઉપર કૃપા કરી છે તે ખાતર આ પરિષદ તે નામદારનો અંતઃકરણપૂર્વક ઉપકાર માને છે અને શ્રીમંત મહારાજનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઈચ્છે છે."

લગ્ન સંબંધી રિવાજ અને જુદા જુદા ઠેકાણાના આપણી જ્ઞાતિના સંયોગો સમજાવતાં ભાઈ નારાયણજી રામજીભાઈએ ઉપરના ઠરાવની પુષ્ટિમાં એક જાણવા લાયક વિવેચન કરી ઠરાવની મહત્તા સમજાવી હતી અને આ ઠરાવની બાબતમાં જ્ઞાતિના કેળવાયેલા અને સમજુ વર્ગે અત્યાર સુધી જે પરિશ્રમ ઉઠાવ્યો છે તેની યાદ આપતાં શ્રોતા વર્ગ ઉપર તેની સારી અસર થઈ હતી ત્યારબાદ મે. પ્રમુખ સાહેબે ઉપરનો ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો હતો.

**ઠરાવ ૧૦ મો.** (રજુ કરનાર **ભાઈ નાયા શીવજી-વીરાણી**)

આપણા પરમ પ્રિય જ્ઞાતિ ભક્ત ભાઈ પુરૂષોત્તમદાસ લલુભાઈ વિરમગામવાળા જેઓ આપણી સમસ્ત જ્ઞાતિ પરિષદના જનરલ સેક્રેટરી હતા અને **"કડવા વિજય"** માસિકના જેઓ આદ્યતંત્રી હતા તે ભાઈએ આપણી જ્ઞાતિની ઉન્નતિ અર્થે એક કર્મયોગીની યથાર્થ દશામાં રહી જીવંત પર્યંત જે જ્ઞાતિ સેવા ઉઠાવી છે અને તેમાં પણ ગુજરાતથી ઘણે દૂર વસેલી આપણી કચ્છની જ્ઞાતિને આગળ વધારવા અંતઃકરણની ખાસ ઉલટથી જે કાર્ય કર્યું છે તે ખાતે આપણી કચ્છની જ્ઞાતિ તે ભાઈની હંમેશની ઋણી રહેશે, આપણી જ્ઞાતિમાં અનેક વિદ્વાનો અને આગેવાનો તેમજ શ્રીમંતોનો મોટો વર્ગ હોવા છતાં તે અદ્વિતિય કર્મવીર બંધુની જે અકાળે ખોટ પડી છે તે પુરી શકાઈ નથી એવો આ સભાનો અભિપ્રાય છે.

અત્યાર સુધીમાં નહીં જન્મેલા એવા આ પરમ પ્રિય જ્ઞાતિ ભક્તની યાદગીરી કાયમ રાખવાના ઠરાવો પસાર થયેલા હોવા છતાં તે તરફ જ્ઞાતિના ગૃહસ્થ, વિદ્વાન અગર સમજુ વર્ગ તરફથી કોઈ કાર્યસાધક પગલાં ભરવામાં

આવ્યાં નથી તે ખાતે આ સભા પોતાનો ખેદ જાહેર કરે છે અને તે કાર્ય સત્વર ઉપાડી લેવા **"શ્રી કડવા પાટીદાર પરિષદ"**ના વ્યવસ્થાપકો, આગેવાનો અને દિલસોજ મેમ્બરોને ભલામણ કરે છે અને સદ્ગત કર્મવીર બંધુના કોઈ પ્રકારના સ્મારકમાં યથાશક્તિ મદદ કરવાનો આ સભા ઠરાવ કરે છે.

ઉપરનો ઠરાવ નાયાભાઈએ ગદ્ગદિત કંઠે રજુ કરતાં સદ્ગત ભાઈની જ્ઞાતિ ભક્તિના બદલામાં આપણે શું કર્યું છે તેની યાદ આપી હતી અને મર્હુમે કચ્છ દેશની આપણી જ્ઞાતિ પ્રત્યે મરણ પર્યંત જે લાગણી ધરાવી જ્ઞાતિ સેવા કરી હતી તેનાં વખાણ કર્યા હતા. ત્યારબાદ ભાઈ રતનશી કરશન ગઢશીશાવાળાએ સદ્ગત પુરુષોત્તમભાઈ વિષેનો પોતાની જાતના પરીચયથી મર્હુમની કચ્છ દેશના જ્ઞાતિ બંધુઓ માટે જે લાગણી હતી અને કચ્છમાં આવી સેવા બજાવાની તેમની ઉત્કંઠા હતી તે કહી સંભળાવી. તેમના અકાળમૃત્યુ માટે ખેદ જાહેર કરતાં એવા વીર બંધુના સ્મારકની યોજનામાં મદદ કરવાની ફરજ કહી બતાવી હતી. ત્યારબાદ યુવક મંડળના સેક્રેટરીએ પણ આ ઠરાવની પુષ્ટીમાં પોતા તરફથી ફરજ બજાવાની બાબત સમજાવતાં આ ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો પ્રમુખ સાહેબ તરફથી જાહેર થયો હતો. ત્યારબાદ નીચેનો ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૧૧ મો.** (રજુ કરનાર **ભાઈ નાનજી પચાણ - નખત્રાણા**).

"આપણી જ્ઞાતિના પંચના પૈસાનો આગેવાન ગેઢેરાઓ ઘણો જ દુરૂપયોગ કરે છે એટલું જ નહિ પણ વ્યાજબી રીતે તેઓ આપણા જ્ઞાતિના પૈસાની, કેવી વ્યવસ્થા થાય છે તે આપણને બતાવતા નથી જેથી આ સભા આગેવાનો પાસે આપણા જ્ઞાતિ પંચના પૈસાનો જે વહીવટ છે તેનો આજ દિવસ સુધીનો હિસાબ બહાર પાડે તો આપણી જ્ઞાતિના દરેક ભાઈઓ જાણી શકે એવી વ્યવસ્થા કરવાને આગેવાન ગેઢેરાઓને આ સભા વિંનતી કરે છે અને સાથે સાથે આગેવાનોને નમ્રતાપૂર્વક અરજ કરે છે કે, જો તેઓ પોતા પાસેનાં જ્ઞાતિનાં નાણાંનો હિસાબ નહીં બતાવે તો આ સભા દિલગીરી સાથે જાહેર કરે છે કે જ્ઞાતિ પંચના નાણાંનો વહીવટ જોવાને માટે **નામદાર મહારાવ શ્રી ખેંગારજી શવાઈ બહાદુરની** કોર્ટનો આશરો લેવામાં આવશે. જેથી કોઈપણ જ્ઞાતિભાઈને કોર્ટનો આશરો લેવો ન પડે તેના માટે આગેવાનો ગેઢેરાઓને આ સભા વિનંતી કરે છે."

સદરહુ ઠરાવ ઉપર વિવેચન કરતાં ભાઈ નાનજી પચાણે જ્ઞાતિના આગેવાનો પૈસા કેમ ઉડાવે છે તે સમજાવ્યું હતું. તેમજ તેને ટેકો આપનાર ભાઈ કાનજી રામજી તથા ભાઈ લધા હરજી ગામ કોટડા, જડોદરવાળા કરશન તથા ડાહ્યાભાઈ લખુએ પણ જ્ઞાતિના પૈસાની કેમ બરબાદી થાય છે તે સમજાવ્યું હતું. ત્યારબાદ પ્રમુખ સાહેબે ઠરાવ ઉપર ઘટતું વિવેચન કરી પસાર થયેલો જાહેર કર્યો હતો.

**ઠરાવ ૧૨ મો.** (રજુ કરનાર **રતનશી ખીમજી વીરાણીવાળા**).

" આ સભામાં પસાર થયેલા ઠરાવોનો અમલ કરવાની અને યોગ્ય સ્થળે તે મોકલી આપવા અને પરિષદનો ઉદ્દેશ બર લાવવાનું કાર્ય કરવા અને તે પૂરતું ખર્ચ કરવાની આ બેઠકના પ્રમુખ અને કરાંચીના યુવક મંડળના વ્યવસ્થાપકોને સત્તા આપવામાં આવે છે."

ઉપરના ઠરાવને ભાઈ વિશ્રામ પાંચા ગાંગાણીએ ટેકો આપ્યો હતો જેને દેવીસરવાળા ભાઈ મેઘજી

ભાણજીએ અનુમોદન આપતાં પસાર થયેલો જાહેર થયો હતો.

**ઠરાવ ૧૩ મો. (પ્રમુખ સ્થાનેથી)**

"આ પરિષદના કાર્યમાં જ્ઞાતિસેવા ઉઠાવીને સ્વયંસેવકોએ જે ઉપકાર કર્યો છે તેમજ તેમના કેપ્ટન ભાઈ શીવજી લધાએ બેઠકના કાર્યમાં શાંતિ જળવાઈ રહે તેની બાહોશીથી જે કાળજી રાખી જ્ઞાતિસેવા બજાવી છે તે ખાતે તેમનો પરિષદ આભાર માને છે, તેમજ આ પરિષદમાં ભાગ લેવા મુંબઈ જેવા દૂરના પ્રદેશોમાંથી અત્રે પધારેલા મેમ્બરોના ઉતારાની તેમજ હરવા ફરવાની ઉત્તમ પ્રકારે સગવડ કરવામાં શેઠ વાલજીભાઈ ચના ઉમ્મરશી તથા શેઠ નાથાભાઈ કુંવરજીએ આપણને જે સહાય કરી છે અને આપણી જ્ઞાતિની ઉન્નતિ થાય તે પ્રકારે આપણને પ્રસંગોપાત મદદ કરી છે તે ખાતે આ સભા તે શેઠ સાહેબોનો ઉપકાર માને છે. તદુપરાંત આ હીલચાલ પ્રત્યે ખાસ અંતઃકરણની લાગણીથી આપણને સન્માર્ગે દોરવા માટે ભાઈ શ્રી કે. બી. પટેલે જે પ્રસંગોપાત ઉમદા બોધ આપીને પોતાની હાજરીથી આ સભા પ્રસંગને શોભાવ્યો છે તે ખાતે તેમનો આ પરિષદ આભાર માને છે." (તાળીઓ)

**ઠરાવ ૧૪ મો.** (રજુ કરનાર **ભાઈ રતનશી ખીમજી વીરાણી).**

"મુંબઈ જેવા દુર સ્થળેથી અનેક અગવડો વેઠી અત્રે પધારી આ સભાનુ પ્રમુખસ્થાન સ્વીકારી મે. પ્રમુખ સાહેબ રાજાભાઈ શામજીએ એ દીર્ઘદ્રષ્ટીથી આ સભાનું કાર્ય ચલાવ્યું છે અને પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ આપીને આપણને સન્માર્ગે દોર્યા છે તે ખાતે આ સભા મે. પ્રમુખ સાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માને છે. તેમજ સ્વામી શ્રી રેવાનંદજીએ આપણી જ્ઞાતિ ઉપર અનહદ ઉપકારી કરી પોતાનું જીવન આપણી ઉન્નતિના કાર્યમાં અર્પણ કર્યું છે અને આપણને સશાસ્ત્ર સ્વધર્મે વહન કરવા જે ઊમદા બોધ આપી જ્ઞાતિ ઉન્નતિ જોવા ઉત્કંઠા ધરાવે છે તે ખાતે આપણી જ્ઞાતિની આ સભા સ્વામીજી મહારાજનો અંતઃકરણની ઉંડી લાગણીથી આભાર પ્રદર્શીત કરે છે."

ઉપરના ઠરાવને ભાઈ નારાયણજી રામજીએ ટેકો આપતાં સ્વામીજીના ગુણાનુવાદ ગાયા હતા અને આપણી જ્ઞાતિ પ્રત્યે તે મહારાજ શ્રી જે લાગણી ધરાવે છે તેની ઉંડી છાપ પાડી હતી. ઠરાવને અનુમોદન આપનાર ભાઈ રતનશી શીવજીએ પણ મે. પ્રમુખ સાહેબ અને સ્વામીજીનો આભાર માનવાની ફરજ સમજાવી હતી અને તાળીઓના ગગડાટ વચ્ચે મે. પ્રમુખ સાહેબે કામકાજના ઉપસંહારમાં પોતાના તરફથી નીચે મુજબ વિવેચન કર્યુ હતું.

જ્ઞાતિબન્ધુઓ અને બહેનો આપણી આ સભાનું કામકાજ આવડી મોટી સંખ્યામાં બધા ભાઈઓની હાજરીમાં સુલેહ સંપથી નિર્વિઘ્ન પાર ઉતાર્યું છે તેના માટે હું ભગવતી દેવી ઉમિયા માતાની કૃપા સમજું છું.

સભામાં જે જે ઠરાવો સર્વાનુમતે પસાર થયા છે તે ઘણા જ અગત્યના અને જ્ઞાતિ હીતના છે. સભામાં બોલનાર ભાઈઓએ પણ રીતરાગમાં રહી, પોતાના ભાષણોની ઉંડી અસર કરાવી જ્ઞાતીમાં જે સડો છે તે દૂર કરવા પોતાના વિચારો જાહેરમાં બોલવાના માટે હું તેઓને ધન્યવાદ આપું છું. આજે જ્યાં જોશો ત્યાં સુધારાની ચળવળ ચાલી રહી છે. વાણીયા બ્રાહ્મણથી માંડીને છેક ઢેઢભંગીની જ્ઞાતિમાં પણ સુધારા થવા માંડ્યા છે. તો પછી આપણી કણબી જેવી ક્ષત્રિય જ્ઞાતિમાં સુધારા થવાની ખાસ જરૂર છે અને એ આપણે સમજી શક્યા છીએ અને થોડા જ વખતમાં આપણી જ્ઞાતિમાં જે ચળવળ ચાલી રહી છે,અને જુવાનીઆઓના હૃદયમાં જ્ઞાતિ ભક્તિનાં અંકુરો ફૂટ્યાં

છે તે જોઈ મને ચોક્કસ ખાત્રી થાય છે કે જાુના વિચારવાળા આગેવાનો હજી પણ જો પોતાનો ખોટો મમત નહીં ત્યાગે તો તેઓને ચોક્કસ પસ્તાવાનો જ વખત આવવાનો છે. આજ દિવસ સુધી આપણી જ્ઞાતિના યુવકોએ મીટીંગો અને સભાઓ ભરી છે. તેનું રૂડુ પરીણામ આ કરાંચી પરીષદમાં દેખાય છે. મને પોતાને પણ નવાઈ લાગે છે કે આપણી જ્ઞાતિ આટલે સુધી આગળ વધી છે તો હવે તેને સૈયદો ઠગીને ખાઈ જાય એમ તો હવે બનશે નહીં આગેવાનો જે જુલ્મ કરે છે તેઓના જુલ્મને સામે થવાને આ સભામાં ઘણા ભાઈઓ મારી નજરે દેખાય છે અને તે ભાઈઓના હૃદયમાં તેમજ તેમના તેજસ્વી ચેહરાઓમાં સત્યતા અને વીરતાની જે ઝાંખી થાય છે. તે ઉપરથી પણ હું કહી  શકું છું કે આગેવાનોનો જુલ્મી દોર હવે ચાલવાનો નથી, માફ કરજો મેં પણ એજ આગેવાનો સાથે રહી ગેઢેરાપણું કર્યું છે. પરંતુ મારા પોતાના અનુભવ પ્રમાણે પણ હું કહી શકું છું કે જ્ઞાતિમાં શુદ્ધ ન્યાય નથી.પક્ષાપક્ષનું બંધારણ જબરદસ્ત છે અને તેમાં થોડાક જ આગેવાનો કલંક વગરના છે ત્યારે મોટો ભાગ કલંકવાળો છે. એ કલંકી માણસો સાચા અને સત્યવાનની પાસે ક્યાં સુધી ટકી રહેશે આગેવાનો પોતાના કૃત્યોથી જ પાછા પડવાના છે એ વાત નીસંશય છે અને સભામાં તે સંબંધે ઘણું કહેવાઈ ગયું છે મારી તો ખાત્રી થઈ ગઈ છે કે આ સભામાં જ્યારે મારી માતાઓ અને બહેનોએ સંપૂર્ણ રીતે ભાગ લઈ જ્ઞાતિના હીતમાંની પોતાની ઉન્નતી થવાના કાર્યમાં સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવી પોતાથી જે બન્યુ તે પૈસાની અંગે મદદ આપી છે એ જ આપણો વિજય થયો છે એમ હું માનું છું. આ પરીષદ ભરાયા પહેલાં ઘણી સભાઓ મળી છે. પરંતુ આવી અપૂર્વ ગંજાવર સભા તો આ પહેલી જ છે, અને તે સભામાં આવું ઉત્તમ પ્રકારનું કામ થયેલું જોઈ મને અત્યંત આનંદ થયો છે. કરાંચીના ભાઈઓના ઉત્સાહના માટે તેમજ તેઓએ કાર્ય કુશળતા વાપરી સભાની જે સગવડોમાં લેશ માત્ર પણ ન્યુનતા નથી આવવા દીધી તેના માટે તેઓને ખરેખરો ધન્યવાદ ઘટે છે એટલું જ નહીં પણ કરાંચીના ભાઈઓએ બાર ગામથી પધારેલા ભાઈઓનો સત્કાર કરવામાં જે ભાવ અને દીર્ઘદષ્ટી વાપરી મહેમાનગીરીનું દષ્ટાંત તાદ્રશ્ય કર્યું છે. તે ખાતે ખરેખર સમસ્ત જ્ઞાતિની પ્રતિનિધી રૂપ આ સભા તેમને ધન્યવાદ આપીને જ બેસી રહેશે નહી, પરંતુ જ્યારે આવા પ્રસંગો ઉપસ્થિત થશે ત્યારે ત્યારે કરાંચીમાં વસ્તા આપણા જ્ઞાતિ ભાઈઓની જ્ઞાતિભક્તિ તેના હૃદયપટ ઉપર તરી આવ્યા સિવાય રહેશે નહીં. કરાંચી શહેરમાં વસ્તા ભાઈઓ ભાગ્યશાળી હોવાનું કારણ મને તો એમ સમજાય છે કે એક સંપ અને શુદ્ધ હૃદયના સંકલ્પો ધારેલું કાર્ય સાધી શકે છે. સમય ઘણો થયો છે તો પણ સભામાં બેઠેલા ભાઈઓ બધા ઉમંગી જણાય છે. એજ આ કાર્યની સફળતા પ્રત્યક્ષ થયેલી માની શકાય છે. છેવટે હું આપ સઘળા ભાઈઓ તેમજ બહેનો અને આપણા કાઠીયાવાડ ગુજરાતના લેવા ભાઈઓએ સભામાં દરરોજ હાજરી આપવા ઉપરાંત પોતાથી જે બન્યું તે યથાશક્તિ પૈસાની મદદ કરી જે ફંડમાં નાણાં આપી પોતાની ફરજ અદા કરી છે તેના માટે હું તે સઘળા ભાઈઓ તેમજ બહેનોનો ઉપકાર માનું છું અને જગ નિયંતા ભગવતીદેવી ઉમિયામાતા પાસે પ્રાર્થના કરું છું કે આવા જ યશસ્વી જ્ઞાતિ હિતના કાર્યો કરવાની અમારા દરેક જ્ઞાતિબંધુને સદ્‌બુદ્ધિ આપો અને સર્વનું કલ્યાણ થાઓ.





# ધનાશ્રી.

જય જય પુરણ કામ, ગીરીજા જય જય પુરણ કામ - જય
કૃપા વધારી, કૃતી સુધારી, બલીહારૂ સુખ ધામ - ગીરીજા.
કષ્ટ વિદારો, જય વિસ્તારો, ધર્યું કલ્યાણી નામ - ગીરીજા.
પાયે લાગે અપર એ માગે, આપો અવિચલ ધામ - ગીરીજા.

**શ્રી ઉમિયા માતકી જય.**

# જ્ઞાતિને ઉપયોગી પુસ્તકો

**"કડવાવિજય" માસિક** - જ્ઞાતિની ખરી સ્થિતિ જાણવી હોય, તમને તમારી લાગણી હોય અને ઉન્નતિ ઈચ્છતા હો તો તેના માર્ગમાં પથરાયેલા કાંટા વીણી કાઢવાનું જ્ઞાન લેવા ગ્રાહક થઈ લવાજમના રૂા. ૧-૪-૦ મોકલી આપો.

**કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ** - સદ્‌ગત જ્ઞાતિભક્ત ભાઈ પુરૂષોત્તમદાસ રચિત જ્ઞાતિના ઈતિહાસનું આ પુસ્તક દરેક વિદ્વાન અને સાધારણ ભણેલાએ ઘરમાં રાખવાની જરૂર છે. જ્ઞાતિનાં જુદાં જુદાં કુટુંબો કયા દેશકાળને લઈ કયાં કયાં વિસ્તર્યાં છે તે જાણવાનું આ ઉત્તમ સાધન છે, છેલ્લાં ૫૦ વર્ષથી જ્ઞાતિ ઉન્નતિનો જે પ્રયત્ન થાય છે તેનો પણ ઈતિહાસ છે અને ૩૮ પ્રતિષ્ઠિત પુરૂષોની છબીઓ અને તેમનું જીવનચરિત્ર પણ તેમાં લખાયું છે. પડતર કિંમત કરતાં અર્ધા મૂલ્યે આપવાની લેખકની યોજના જ્ઞાતિભક્તિના અચૂક પુરાવા સમાન છે. પુસ્તક દળદાર હોવાથી ટપાલખર્ચ લગભગ ૦-૬-૦ આવે છે. પુસ્તકની કિંમત રૂા. ૦-૧૦-૦.

**માધાના પિતાનું પ્રેત ભોજન**-મરણ પાછળકરવામાં આવતાં ખર્ચોથી જ્ઞાતિની સ્થિતિ ગરીબ થઈ ગઈ છે અને ગામના આગેવાન પટેલો અને સંબંધીઓ મરનારના કુટુંબ પ્રત્યે ત્રાસ વર્તાવી સ્થિતિ પલટાવી દે છે તેનું સાચું અને સચોટ ભાષણ અને ગાયનો સાથેનું પુસ્તક કિં. ૦-૨-૦.

**મહાલક્ષ્મીનું મહાકષ્ટ યાને બાળલગ્નના બળાપા**-ભાગ ૧ લામાં લાંબી મુદતે આવતાં લગ્ન વધાવવાની ધાંધલ, નકામો ખર્ચ અને સગાઈઓ કરવા અને તોડવામાં થતો કુટુંબ ક્લેશ ઉપરાંત કન્યાને સાસરે વળાવતા અગાઉ આઠ દશ વર્ષ વેઠવો પડતો વેવાઈ વેવાણના ત્રાસનો આબેહૂબ ચિતાર. તથા **ભાગ ૨ જા**માં દીકરીને સાસરે વળાવતા થતી કનડગત, કજોડાનું ફળ અને ખાનદાન માબાપની દિકરીઓ ઉપર કેટલાંક નાદાન કૂળવાન કુટુંબોનો ત્રાસ, કરકરીઆવર બમણા ત્રમણા લેવા છતાં દાણા નહીં પુરવાની ધૃષ્ટતા, ખાનદાન દીકરીઓ મરતાં સુધી પત્નીધર્મ છોડતી નથી અને છેવટે આપઘાતના પ્રસંગો કેમ આવે છે તેનો હૃદયભેદક અને અશ્રુ વહેવડાવતો ચિતાર. બંને ભાગની કીં.૦-૪-૦.

આખ્યાનનાં ત્રણે પુસ્તકો સુપ્રસિદ્ધ દેશાઈ અમરસિંહજીનાં લખેલાં છે તેમણે સમાજને અર્પણ કર્યા છે. જ્ઞાતિભક્તો પોતાના ખર્ચે સમાજને છપાવી આપે છે. તેની ઉત્પન્ન ઉપદેશક ફંડ ખાતે જાય છે. ઉપરનાં પુસ્તકો માટે લખો :- **"કડવા વિજય" ઓફીસ વિરમગામ.**

**યુવક મંડળની પત્રિકાઓ-પહેલી** " 'મહાત્મા ગાંધીજીના બ્રહ્મચર્ય સંબંધી અમુલ્ય વિચારો'' કિંમત બે પૈસા. **બીજી** "સ્ત્રી શિક્ષણ ઉપર ભાષણ" શ્રી નિમાડ કડવા પાટીદાર સભામાં અપાયેલાં જ્ઞાતિની બાળાઓનાં ત્રણ ભાષણ, **આઠ વર્ષની બાળાના ઉમદા વિચારો, ત્રીજી** "એક તીથિનાં લગ્ન અથવા આપણી પડતીના કારણો."

મંગાવનારે ૦-૧-૯ ની ટીકીટો મોકલી આપવી.

**શ્રી કડવા પાટીદાર સુ. યુવક મંડળના સેક્રેટરી,**
**ઠે. સત્યનારાયણ પ્રિ. પ્રેસ-સીવીલ હોસ્પિટલ પાસે, અમદાવાદ.**

## જ્ઞાતિ ભાઈઓના હિતાર્થે બહાર પડે છે !
## હિન્દુ ધર્મના નામે ચાલતા
# પીરાણા ધર્મની પોલ

એ નામનું પુસ્તક અમારા તરફથી બહાર પાડવામાં આવનાર છે. સનાતન હિન્દુ પ્રજાને પોતાનો ધર્મ તજી દેવરાવી પીરાણા ધર્મમાં વાળવા માટે અને પીરાણા ધર્મ મુસલમાની ધર્મ જેવો નથી એવું દેખાડવા માટે તે ધર્મના અધ્યાપકો, ધર્મગુરૂઓ, કાકાઓ અને નેતાઓએ હિન્દુ ધર્મમાં પ્રસિદ્ધ રીતે મનાતા અવતારો, મહાપુરૂષો અને દેવદેવીઓને પોતાના પંથમાં ઘૂસાડી તેમના નામે અનેક પ્રકારના ગપગોળા અને ખોટી વાતો ફેલાવી છે અને તેમ કરીને સદરહુ ધર્મનાં પ્રસિદ્ધ અપ્રસિદ્ધ પુસ્તકો, પાઠો અને વ્યાખ્યાનોમાં હિન્દુ ધર્મમાં મનાતી પવિત્ર વ્યક્તિઓને ઉદ્દેશીને એવી તો અપવિત્ર અને અઘટીત રીતે વર્ણવામાં આવી છે કે જે સાંભળીને કોઈપણ હિન્દુ ભાઈનું હૃદય દ્રવિત થયા સિવાય રહે જ નહિં.

કચ્છ દેશમાં અને તેમાં પણ જે જ્ઞાતિમાં મારો જન્મ થયો છે ત્યાં આ ધર્મની પોલ ચલાવી પીરાણા ધર્મના ઉપાધ્યાયઓ સેંકડો વર્ષોથી દર વર્ષે હજારો રૂપિયા લૂંટી ખાય છે. એટલું જ નહિં પણ આડકત્રી રીતે આગેવાનો મારફત જ્ઞાતિમાં ત્રાસ વર્તાવી ગરીબ વર્ગ પાસેથી પણ દર વર્ષે પૈસા કઢાવાનો ઉદ્યોગ ચલાવતાં આવ્યા છે અને અમારી શુદ્ધ ક્ષત્રિય વર્ણને ન તો હિન્દુ ન મુસલમાન એવી અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ સ્થિતિમાં ડુબાવી રાખવાનો પ્રયાસ કરે છે. જેનાં ભયંકર પરિણામોએ અમારા જીવન ઉપર અસર કરી અમારી જ્ઞાતિને દુઃખદાયક સ્થિતિમાં લાવી મુકી છે. અનેક જગ્યાએ અમારી માફક અન્ય જ્ઞાતિઓની સ્થિતિ પણ આ પીરાણા ધર્મે કરી મુકી છે જે ઉપરથી આવું પુસ્તક બહાર પાડવાની કેટલી આવશ્યકતા છે તે તો જેમણે પીરાણા ધર્મ સબંધે કાંઈપણ જાણ્યું હશે તેને સમજાયા સિવાય રહેશે નહિં.

આ પુસ્તકમાં પીરાણા ધર્મની ઉત્પત્તિ તથા તે ધર્મની રીતે જન્મથી મરણ પર્યત તેના અનુયાયીઓ માટે કરવામાં આવતી ક્રિયાઓ, ઈમામશાનો વંશ, ઘટપાટની ક્રિયાઓ અને એલમો તેમજ કલમાઓમાં આર્ય વ્યક્તિઓને ઘુસેડી હિન્દુ ભાઈઓને ઉંધે રસ્તે દોરી પોતાના પંથમાં વટલાવવા માટે તેના અધ્યાપકોએ જે જે નીચ યુક્તિઓ રચી છે તેનું યથાર્થ વર્ણન આપી અમારા હિન્દુ ભાઈઓને તેની પોલ સ્પષ્ટ રીતે સમજાય તેવો દરેક પ્રયત્ન કરવામાં આવ્યો છે માટે આ પુસ્તક એક અત્યુપયોગી થઈ પડવાનો સંભવ છે.

કચ્છ દેશમાં નેત્રા ગામના એક કેશરા પટેલ કે જેમણે પીરાણા ધર્મને છોડી સ્વામીનારાયણ પંથનો સ્વીકાર કર્યો હતો. તેમને વટલાવી પોતાના ધર્મમાં જ રાખવા ખાતર પીરાણા ધર્મને માનનારા વર્ગે જે જુલમ અને ત્રાસ વર્તાવ્યો હતો તેના હૃદયભેદક પ્રસિદ્ધ બનાવ પણ આ પુસ્તકમાં યોગ્ય સ્થળે આવશે. પુસ્તક સબંધી બીજી માહિતી નીચેના ઠેકાણેથી મળશે.

સેક્રેટરી, “શ્રી કડવા પાટીદાર યુવક મંડળ” રણછોડ લાઈન - **કરાંચી**

**લેખક - નારાયણજી રામજીભાઈ કોન્ટ્રાકટર**

ઠે. ઊમરશી રાયશીના કમ્પાઉન્ડમાં

**ઘાટકોપર - (THANA)**

दुष्टोना विनाशार्थे

साधुओना परित्राणार्थे



धर्म संस्थापनार्थे

हुं युगे युगे संभवु छुं.

# શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની

## કરાંચીમાં મળેલી પરિષદનો-બીજી બેઠક
## તા. ૦૭.૧૦.૧૯૨૨થી શરૂ થતા કામકાજનો રિપોર્ટ



(મરાઠી સાખી.)
ધર્મ કર્મને ધોઈ નાંખ્યાં, ગાડર સમ ઝુકાવી,
ઉપરથી ઉપહાસ્ય કરાવી, ગાંઠનું ગરથ ગુમાવી,
આવી રસમ થકી ભાવી,
ભુંસ્યુ શર્મ જરી ના'વી... અમર.

---

**સ્વજ્ઞાતિ બંધુઓ માટે પ્રમુખ અને સભાની મંજુરીથી,**
**છપાવી પ્રસિદ્ધ કરનાર.**


પરિષદના સેક્રેટરી
**રતનશી શીવજી નાકરાણી**
રણછોડ લાઈન - કરાંચી



ઢાલગરવાડમાં આવેલા શ્રી "અંબિકાવિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં
લક્ષ્મીચંદ હીરાચંદે છાપ્યું - અમદાવાદ.

Online Text Based
(can use for translation)





Source Document



# નિવેદન

કરાંચીના યુવક મંડળે આ બીજી પરિષદના સેક્રેટરી તરીકે મારી નિમણુંક કરવાથી આ બેઠકનો રીપોર્ટ બહાર પાડવાનું કાર્ય મારે માથે આવ્યું છે, પહેલી બેઠક કરતાં આ બેઠકમાં કામકાજ વધારે કરવાનું હતું, પરિષદનો ઉદ્દેશ કંઈક ગર્ભમાં હતો, તેને પ્રદર્શિત કરી જ્ઞાતિએ હવે ક્યા માર્ગે જવું એ દેખાડવા સિવાય ચાલે તેમ નહોતું, એટલે ઘણા ભાઈઓએ રસપૂર્વક ભાગ લીધો. પીરાણાનો અર્ધદગ્ધ પંથ તજી અને આગેવાનોના જુલ્મમાંથી જ્ઞાતિને બચાવી લેવી તે બે બાબતો યુવક મંડળે આગળ કરેલી તે સબજેક્ટ કમીટીને ખાસ જરૂરની દેખાઈ અને સઘળા ભાઈઓ જાણે છે કે, એ જ બંને બાબતો આપણી ઉન્નતીને આડે આવનારી છે. જ્યાં સુધી પીરાણા પંથ જ્ઞાતિમાંથી નાબુદ ન થાય, ત્યાં સુધી હિંદુ મટી જવાનો ભય તો ખડો જ રહે છે, એ વાત તો વક્તાઓના ભાષણથી દરેક ભાઈઓ જાણી શક્યા છે. રા.નારાયણજી ભાઈએ પીરાણા પંથની પોલ અને સૈયદોના પ્રપંચને ઉઘાડા પાડી, એ ખીચડીઓ પંથ પાળવાથી આપણે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવી સ્થિતિમાં આવી ગયા છીએ, તે બરાબર સમજાવ્યું છે, તેમજ રા.ભાઈ રતનશી ખીમજીએ આગેવાનોના જુલમ અને તેની નીચતાનો ચીતાર સત્ય સ્વરૂપે વર્ણવ્યો છે, જેથી જ્ઞાતિના અજ્ઞાન અને ભોળા ભાઈઓ તેમજ બહેનો ઉપર કહેવાતા આગેવાનો જે ઘાતકી જુલમ અને ત્રાસ વરતાવી રહ્યા છે, તેનું શુદ્ધ સ્વરૂપ ખડુ કરી જ્ઞાતિને જુલમી આગેવાનોના ગુલામ ન બનવા તથા જુલમી દોરને નાબુદ કરવા જ્ઞાતિ ભાઈઓએ એક સંપ કરી, કહેવાતા આગેવાનોની શુદ્ધ ઠેકાણે લાવવાના માટે તેઓનાં નીચ ચારિત્રોની સત્ય હકીકત હિંમતપૂર્વક કહી છે, તે ધ્યાનમાં લેવા અને વિચારવા માટે રા. રતનશી ખીમજીના ભાષણની સંપૂર્ણ નોંધ આ રીપોર્ટમાં લેવાણી છે, તે ધ્યાનપૂર્વક વાંચી જવાની હું દરેક બંધુઓને ભલામણ કરું છું.

ઈમામશાહના વંશના સૈયદો આપણી જ્ઞાતિને છેક જ વટલાવીને મુસલમાની રાહ ઉપર લઈ જવાને જે પ્રયાસો કરી રહ્યા છે તે તેમના વંશ પરંપરાની કુટીલ નીતિને જ આભારી છે. પરંતુ એ કુટીલ નીતિનો અંત આણવા અને જ્ઞાતિના અજ્ઞાન અને ભોળા ભાઈઓ તેમજ બહેનોને દેખતાં કરી પીરાણાના કબ્રસ્તાની પંથથી છોડાવી, સનાતન સ્વ ધર્મના માર્ગે ચડાવવાના માટે કરાંચી પરિષદ અને તેનો રીપોર્ટ જ્ઞાતિને દૈવી ચક્ષુઓની બક્ષીસ કરી દેખતા કરશે એવી મને સંપૂર્ણ આશા છે.

લી. જ્ઞાતિ સેવક,
**પટેલ રતનશી શીવજી નાકરાણી.**
પરિષદના સેક્રેટરી.
રણછોડ લેન, દેશલ બજાર - કરાંચી.

ૐ

॥ श्री उमादेव्याः कृपास्तु ॥

# શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદ

## બીજી બેઠક - કરાંચી.

(તા.૭-૮-૯મી ઓક્ટોબર સને ૧૯૨૨.)



આપણી ઉન્નતિ અર્થે કેટલાક સમયથી જે શુભ પ્રયાસ ચાલી રહ્યો છે અને જ્ઞાતિના યુવકો તેમજ સમજુ પુરૂષોએ પોતાના તન મન અને ધનના ભોગે કાર્યસાધક પ્રગતિ શરૂ કરી જ્ઞાતિનું જે શુદ્ધ સ્વરૂપ ખડુ કર્યું છે તેને આપણે પરિષદના નામથી ઓળખવા લાગ્યા છીએ. આ પરિષદ એજ જ્ઞાતિ અને એ જ આપણી કોમની અદશ્ય દેવી કે જે પોતાના સંતાનો-જ્ઞાતિના સ્ત્રી-પુરૂષોને તેમની ઉન્નતિ સાધક પ્રેરણાઓ કરી રહી છે. પરંતુ આ મહાદેવીનું સ્વરૂપ ખડુ કરવામાં યુવકોએ ભાગ્યે જ આશા રાખી હશે કે જુજ વખતમાં તેમણે કરેલી આરાધના અને સ્થાપનાનું એક દિવ્ય સ્વરૂપ પ્રગટ થશે. કેમ ન થાય ! જે સ્થળે માત્ર પવિત્ર વિચારો અને શુદ્ધ ધાર્મિક ભાવનાઓ જ પ્રવેશ કરી શકે ત્યાંથી ઉપાધિયો અને ભયને ભાગતાં કેટલી વાર? જ્યારે અનેક બંધુઓ પોતાના જાત ભાઈનું હિત પણ પોતાના જ હિત જેટલું અવશ્યનું છે તેનો ખ્યાલ લાવી શકે અને એ વસ્તુ તેના યોગ્ય સ્વરૂપમાં જ્યારે પ્રતિપાદન થાય ત્યારે દિવ્ય દષ્ટિ કેમ પ્રાપ્ત ન થાય અને એની ભેટ મળતાં બળ અને બુદ્ધિની ખામી તો સહેજમાં જ પુરાઈ જાય. જે કોમના કર્મયોગ કિંવા ઉદ્યોગમાં પરોપકાર રૂપી અમૃત સમાન ઝરાનું વહન થયા કરે છે તે કોમનાં સંતાનોને પોતાના જ ભાઈઓ અને પોતાની જ જાત ઉપર દયા દર્શાવતાં કેમ સંકોચ થાય? તે તો અવશ્યે લાગણી બતાવે જ. આવાં અનેક સત્યો કદી આપણી જાણ બહાર રહી જતાં હોય પરંતુ તે એક સત્ય છે એમ પરિષદની બેઠકે પુરવાર કરી આપ્યું છે. સને ૧૯૨૦માં જ્યારે પહેલી બેઠક થઈ જેને માત્ર બે જ વર્ષ થયાં છે પરંતુ તે પહેલાંની અને આજની જ્ઞાતિ પરિસ્થિતિની જો આપણે સરખામણી કરી જોઈએ તો આપણને પરિષદની દિવ્ય શક્તિનો ખ્યાલ આવ્યા સિવાય રહેશે નહિ. જો કે એ પહેલી બેઠક એટલે એકડે એક જેવી હતી પરંતુ જ્ઞાતિહિત સાધવા માટે આપણે એકત્ર કેમ થઈ શકીએ અર્થાત્ ઐક્ય કેવી રીતે સાધી શકાય તેનો અનુભવ મેળવી લીધેલો. જે જુલ્મી આગેવાનો પોતાના સ્વાર્થની ખાતર સ્વબંધુઓ ઉપર ત્રાસ વર્તાવી રહેતા તેમના અન્યાયી દોરથી ઉપજતા ત્રાસનો આપણા કાનોમાં ગુંજારવ થઈ રહ્યો હતો અને ભીતીયુક્ત હ્રદયોથી વિચારો કરી શકતા હતા પરંતુ એનું પરિણામ શું આવ્યું? ભીતિ વગર પ્રીતિ સંભવતી નથી." આપણને જો એકબીજા ભાઈઓમાં વિશ્વાસ મુકી તેમના પ્રત્યે પ્રીતિ ધરાવાનું જ્ઞાન પ્રાપ્ત થયું હોય તો તે પરિષદમાં જ થયું એમ કહેવામાં અતિશયોક્તિ જેવું કાંઈ નથી. આપણે એકબીજાના વિચારો જાણી સત્યાસત્યને ઓળખતા થયા અને ધર્મ તેમજ નીતિનાં તત્ત્વો સમજતાં શીખ્યા. પીરાણાનો અધર્મયુક્ત અર્ધદગ્ધ પંથ આપણી દરેક પ્રકારની અધોગતિ જ પ્રાપ્ત કરાવનારો છે એ વાત આપણને દીવા જેવી સમજાઈ ગઈ.

લગ્નગાળાને લઈ ઘણા બંધુઓ દેશમાં જ એકત્ર થઈ શકશે, એ વિચારે બીજી બેઠક દેશમાં કરવાનો નિર્ણય

થયેલો અને તેને લઈ કેટલાક કાર્યવાહકો બેઠકની તૈયારી કરવા અગાઉથી દેશમાં ગયેલા, કેટલાકના શુભ પ્રયાસથી નામદાર ખુંદાવિંદ મહારાવશ્રી તરફથી પણ જ્ઞાતિને સારી મદદ મળવાની વકી હતી પરંતુ એ સમય લગ્નસરાનો હતો. કરાંચી પરિષદની પહેલી બેઠક પછી આગેવાનોએ પોતાનું યથાર્થ પોત પ્રકાશ્યું હતું. પરિષદમાં ભાગ લેનારાઓ અને ખાસ કરીને કાર્યવાહકોને અનેક પ્રકારની કનડગતો કરવી, તેમનાં છોકરાંઓના વિવાહ થવા દેવા નહિ, તેમને નાત બહાર કરવા, દંડ લેવા વગેરે પ્રકારનો ઉદ્યોગ ગેઢેરાઓએ શરૂ કરેલો. જ્ઞાતિ હિત સાધનારાઓની જ્ઞાતિ ભક્તિને ભૂલાવી દેનારી અનેક ભીતિઓ કાર્યવાહકો અને તેમનાં કુટુંબોમાં ઉત્પન્ન કરેલી અને જાણે કે સ્વાર્થ સાધી લેવાની કોઈ ઉત્તમ મોસમ જ આવી હોય એવો સમય આગેવાનોની રાક્ષસી માયાના પ્રભાવે ખડો થયેલો. છતાં કેટલાક કાર્યવાહકો બુદ્ધિ અને યુક્તિથી એ માયાને તરી ગયા પરંતુ પરિષદની બેઠક તો તે સમયે મુલતવી જ રહી. સત્ય વિચારો અને ભાવનાઓનો કોઈ કાળે નાશ થતો જ નથી. કાર્યવાહકોમાં જ્ઞાતિ હિત સાધવાની જીજ્ઞાસા તો ભારેલા છાણાની પેરે પ્રદિપ્ત હતી જ. બીજી પરિષદ ક્યાં ભરવી અને કાર્યસાધક પગલાં કેમ ભરી શકાય તેના વિચારોમાં તલ્લીન બની ગયેલી કેટલીક કાર્યવાહક વ્યક્તિઓ શાંત દેખાવા લાગી. એ જોઈ મૂર્ખ ગેઢેરાઓને પોતાના બળના પ્રભાવથી પરિષદ મરણને શરણ થતી જોવાનાં સ્વપ્ના પણ આવી ગયાં અને તેમની એ જ સ્વપ્ન સૃષ્ટિના સંકલ્પોએ કાર્યવાહકોની જીજ્ઞાસા ઉપર ઢંકાઈ રહેલી રાખને ઉડાડવા માંડી એટલે જ્ઞાતિ સેવારૂપી અગ્નિ પોતાના યોગ્ય સ્વરૂપમાં પ્રદિપ્ત થવા લાગ્યો. પહેલી પરિષદની થઈ ગયેલી બેઠકના કામકાજનું અવલોકન મળતાં કાર્યવાહકોને જણાઈ ગયું કે આપણે તો હજુ પાટી ઉપર ધુળ જ નાંખી છે ! એકડો કાઢવાનો તો બાકી છે? મતલબ કે બુદ્ધિશાળી યુવકો અને પરિષદના પવિત્ર હૃદયવાળા નેતાઓના હૃદયને અવલોકન વધારે સ્પર્શ કરી ભેટી શક્યું એટલે બીજી બેઠક જલદી ભરવાના વિચારો ઉદ્‌ભવ્યા. મુંબઈ કિંવા કરાંચી બેમાંથી એક સ્થળે પરિષદની બીજી બેઠક બોલાવાની વાટાઘાટ ચાલી તેમાં છેવટે કરાંચીના યુવક મંડળે જ્ઞાતિ સેવા ઉઠાવાનું બીડું બીજી વખત પણ ઝડપ્યું.

પરિષદના કામકાજમાં આવતી મુશ્કેલીઓનો તેમને અનુભવ તો થયેલો એટલે તેમણે વ્યવસ્થિત યોજનાઓ ઘડી કાઢી, જ્ઞાતિની બેઠક કરાંચી મુકામે ભરવાની ખબરો દેશ પરદેશ પહોંચાડી અને દિવસો નક્કી કરી આમંત્રણ પત્રિકાઓ પ્રસિદ્ધ કરી જ્ઞાતિમાં દરેક સ્થળે મોકલી આપી આવાં પદ્ધતિસરનાં આમંત્રણો મળવાના માંગલિક પ્રસંગને લઈ જ્ઞાતિમાં સ્ત્રી-પુરૂષોનાં હૃદયો આનંદથી ઉભરાવાં લાગ્યા જો કે સ્વાર્થી ગેઢેરાઓએ તો પોતાના સડી ગયેલા સ્વાર્થી દોરને મીણ પાઈને મજબૂત બનાવવા ઘણાએ પ્રયત્નો કર્યા છતાં જ્યાં કુદરત જ - પરમાત્મા જ - તેમની વિરુદ્ધ, એટલે એ સડેલા દોરને કંઈ મજબૂતાઈ મળી શકી નહિ. જેમ જેમ સમય પાસે આવતો ગયો તેમ તેમ પરિષદની તૈયારીઓ પૂર્ણ થતી આવી અને જ્ઞાતિહિતનો વિચાર કરી શકે તેવા લાગણી ધરાવતા બંધુઓ સ્થાનિક કાર્યવાહકોને મદદ કરવાના ઉદ્દેશથી એક બે દિવસ અગાઉથી આવી પહોંચ્યા.

સભાસ્થાનને શોભાવવા તેમજ બહારગામથી પધારતા બંધુઓનું સ્વાગત કરવા સ્વયં સેવકો પ્રફુલ્લ વદને પોતાની ફરજો અદા કરવાનો આનંદ લઈ રહ્યા હતા. બેઠકના આગલા દિવસે જ સઘળા દૂરથી આવનારા ભાઈઓ આવી ગયા હતા. સાંજના મેલમાં હૈદ્રાબાદથી પ્રમુખ સાહેબ આવવાના હોવાથી તેમને લેવા સ્વયંસેવકોની એક ટોળી તથા સ્વાગત મંડળના સભ્યો તેમજ અન્ય બંધુઓ પણ સ્ટેશન ઉપર ગયા હતા. મેલ આવી પહોંચતાં જ તેમને

હાર-તોરા અર્પણ કરી પ્રમુખ સાહેબની જય બોલાવતું. આપણા સ્વયંસેવકો અને બંધુઓનું ટોળું સ્ટેશન બહારના વિશાળ ચોકમાં એકત્ર થયું હતું. અને કેટલાક સંભવિત ગૃહસ્થો અને મિજમાનોને ગાડીઓમાં બેસાડી સરઘસના રૂપે તેમને પ્રમુખ સાહેબના ઉતારે લુહાર જ્ઞાતિની વાડીમાં લઈ આવ્યું હતું જ્યાં સ્વાગત્ મંડળના પ્રમુખ વગેરેએ પ્રમુખ સાહેબનો સત્કાર કર્યો હતો અને વાડીના દિવાનખાનામાં ચા તથા પાન લઈ રાત્રે ભોજન સમયે સ્થાનિક બંધુઓ છુટા પડ્યા હતા.

પહેલી બેઠકના કાર્યનું જે અવલોકન પ્રસિદ્ધ થયું હતું તે ઉપરથી જ્ઞાતિહિત ચિંતકો અને કાર્યવાહકોને એકબીજાનાં હૃદય વાંચી જોવાની જીજ્ઞાસા થયેલી અને એકબીજાના વિચારો જાણવાની ઈચ્છા થયેલી, જેથી પરિષદની બેઠક ભરવા અગાઉ બહાર ગામથી પધારેલા ભાઈઓને આમંત્રણ કરી કરાંચીના યુવક મંડળે પોતાની એક મીટીંગ ભરી. આ મીટીંગ અમદાવાદવાળા **રા. મગનલાલભાઈ ગોવિંદલાલ એન્જીનિયરના** પ્રમુખ પદ નીચે ભરવામાં આવી અને પરિષદનો હેતુ સ્પષ્ટ રીતે ચર્ચાયો. પરિણામે પીરાણાપંથનો સત્વર ત્યાગ કરવાની જરૂર સ્પષ્ટ થઈ અને ઘણા બંધુઓએ પીરાણાપંથ તજી દેવાની અને તેના અંગે થતી દફનાદી ક્રિયાઓ નહીં કરવાની પ્રતિજ્ઞાઓ લીધી. કેટલાકે તો એ પંથને માનનારા એટલે પીરાણાંની અમીની ગોળી પીનારાની સાથે ખાવા પીવાનો સંબંધ પણ નહી રાખવાની પ્રતિજ્ઞાઓ કરી, આ પ્રકારે યુવકમંડળના દીર્ઘદષ્ટિવાળા કાર્યવાહકોએ અનેક વિજયવંતી આશાઓમાં પરિષદને ગરકાવ કરી દેવાનું શુભ મંગલાચરણ કર્યું.

**તા.૭-૧૦-૨૨ શનિવારનો પહેલો દિવસ**

દેશલ બજારમાં રણછોડ લાઈનમાં જે મોટા કમ્પાઉન્ડમાં કણબીઓ રહે છે તેના વિશાળ ચોકમાં બેઠકને સારું મંડપ બાંધવામાં આવ્યો હતો જેની ચારે બાજુએ સ્વજ્ઞાતિ બંધુઓના રહેવાના મકાનોની લાઈનો આવેલી હોવાથી મંડપના ગૌરવમાં ઓર વધારો થયેલો દેખાતો હતો. મંડપની એક બાજુએ મધ્યમાં પુલપીટ બનાવવામાં આવ્યું હતું જેના ઉપર પ્રમુખ સાહેબ અને સંભવિત ગૃહસ્થો માટેની બેઠક ખુરશીની રાખવામાં આવી હતી. ટેબલના મધ્યભાગમાં પુલપીટ ઉપર ઉચ્ચ સ્થળે કુળદેવી શ્રી ઉમિયામાતાની સ્થાપના કરવામાં આવી હતી. એક બાજુએ કડવા પાટીદાર જ્ઞાતિના અદ્વિતીય અમૂલ્ય રત્ન કડવા વિજયના તંત્રી **સદ્ગતિ કર્મવીર જ્ઞાતિભક્ત પુરૂષોત્તમભાઈની** છબીને પુષ્પો વડે શોભાવવામાં આવી હતી, જે પધારેલા બંધુઓના હૃદયમાં જ્ઞાતિ સેવાના પ્રભાવની ઉંડી છાપ પાડી રહી હતી. મંડપની જમીન, જાજમો અને ગાદલાંઓ વડે આચ્છાદિત કરવામાં આવી હતી. સ્થળે સ્થળે અનેક પ્રકારની શુભભાવનાઓ પ્રેરિત મુદ્રાલેખો ટાંગવામાં આવ્યા હતા. સભાસ્થાનના ડાબા પડખે સ્ત્રીવર્ગને માટે બેઠકની યોગ્ય ગોઠવણ કરવામાં આવી હતી. મંડપના દરવાજાઓને તોરણો અને ફુલઝાડના કુંડાઓથી સુશોભિત બનાવવામાં આવ્યા હતા અને સિંહદ્વાર પર સોનેરી અક્ષરે પરિષદનો વિજય દર્શાવતું પરિષદનું નામ શોભી રહ્યું હતું. આવી ઊંચા પ્રકારની ધ્યાન ખેંચે તેવી હીલચાલથી અન્ય જ્ઞાતિઓમાં પણ પરિષદના મહત્ત્વની પ્રશંસા થઈ રહી હતી અને કાર્યવાહકોના આમંત્રણને માન આપી અન્યજ્ઞાતિના ગૃહસ્થો પણ સભામાં ભાગ લેવા પધાર્યા હતા. બરાબર સાંજના આઠ વાગતાં મેં પ્રમુખ સાહેબ તથા કચ્છ અને મુંબઈ વગેરે સ્થળેથી પધારેલા ભાઈઓ, રા.કે.બી.પટેલ, રા.નારણભાઈ, રા.મગનલાલભાઈ વગેરે પધારતાં તેમને સ્વયંસેવકો તથા સભાજનોએ વધાવી લીધા હતા અને શ્રી ઉમિયાદેવીની તેમજ પ્રમુખ સાહેબની જયધ્વનિ વડે

મંડપ ગાજી રહ્યો હતો. કામકાજની શરૂઆત કરતાં મંગલાચરણમાં શ્રી ઉમિયાદેવીની સ્તુતિ સંગીતના સાજ સાથે કરવામાં આવી હતી.

## મંગળાચરણ

**(કલ્યાણની સાખી)**

**સુખદાતા સતિ પાર્વતી, દુઃસહ દુઃખ હરનાર,**
**સુખ સંપતિ દો ભગવતી, વરદાઈ છો ઉદાર;**
**સેવક જન રંજન સદા, સુખ દુઃખના આધાર**
**અમર સમરતાં સહાય હો, નમું હું વારંવાર.**
**(અનંત એક જ છે એવિનાશી -એ રાગ)**
**સફળ કૃતિ કર માતુ હે મ્હારી,**
**સુમતિ પ્રેરક સદાયે દયાળી; સફળ**
**જ્ઞાતિ હિત ચિત સ્થિર કરી સ્થાપો,**
**ઈચ્છું ભવાની કૃપા એ ત્હારી; સફળ**
**અધમ ઉદ્ધારક જ્ઞાતિ કે ગંગા,**
**ઉભય શિવા નહિં અન્ય હીતકારી; સફળ**
**દ્રઢિભુત છે એ મંત્ર જ મ્હારો,**
**સાધક તેનો અમર સુખાળી; સફળ**

પધારેલા બંધુઓનું સ્વાગત દર્શાવનારી ઉચ્ચ પ્રકારના ભાવયુક્ત કવિતા સ્વયંસેવકોએ ગાઈ હતી જેના શ્રવણથી મંડપમાં બિરાજેલા સઘળા બંધુઓના હૃદયમાં ભ્રાતૃભાવની ઉંડી છાપ પડી હતી. કવિતાના અંતે સ્વાગત મંડળના પ્રમુખ **રા.રા.ખેતાભાઈ ડોસા પોકાર** ગામ નખત્રાણાવાળાએ પધારેલ બંધુઓનું સ્વાગત કરતાં નીચે પ્રમાણે સભાનું ધ્યાન ખેંચનારું ભાષણ કર્યું હતું.

## સ્વાગત્ મંડળના પ્રમુખનું ભાષણ

પ્રિય પાટીદાર ભાઈઓ, સદ્ગૃહસ્થો, માતાઓ અને બહેનો,

આજ આપ સર્વે જુદા જુદા સ્થળ જેવા કે મુંબઈ, ઘાટકોપર, અમદાવાદ, હૈદરાબાદ, શીધાતપુર અને કચ્છ વગેરે ઠેકાણેથી અતિશ્રમ વેઠી પધારનારા પ્રતિનિધિ બંધુઓ અને પ્રેક્ષકોને ભવ્ય મંડપમાં બિરાજમાન થયેલા જોઈ અમોને અપૂર્વ આનંદ થાય છે. અમારો હર્ષોદધિ ઉછળી જાય છે અને ટુંકમાં કહીએ તો અમારા સર્વ મનોરથની સફળતા થયેલી અમો માનીએ છીએ. અમારા અહોભાગ્ય છે કે આપ સર્વે બંધુઓના દર્શનનો અલૌકિક પ્રસંગ અમોને પ્રાપ્ત થયો છે. આજનો પવિત્ર મંગળમય દિવસ અમારી અહીંયાની પાટીદાર જ્ઞાતિના ઈતિહાસમાં અતિ ઘણો ગૌરવનો, મહત્ત્વનો અને અવર્ણનીય આનંદનો સોનેરી અક્ષરોથી કોતરાઈ રહેશે.

પ્રિય બંધુઓ, આપ સર્વે મહાનુભાવોએ અમારા આમંત્રણને કહો કે અમારી દીન પ્રાર્થનાને માન આપી અત્રે પધારવાની જે કૃપા કરી છે તે બદલ અહીંયાની સમસ્ત જ્ઞાતિ તરફથી હું આપનો મુક્ત કંઠે આભાર માનવા રજા લઉં છું. આપ સર્વેને અત્રે પધારવામાં કેટલાક અંગત લાભોનો ભોગ આપવો પડ્યો હશે, તે અમારા ધ્યાન બહાર નથી. દેશમાં એક છેડાથી બીજા છેડા સુધી ચોમેર ધંધાની ગડબડાટ ફેલાઈ રહી છે. એટલું જ નહીં પણ અમારા સિંધ દેશની પાટનગરી કરાંચી પણ આપના રહેઠાણથી ઘણે દૂર અને આવવા જવાના રસ્તા વિકટ, રેતાળ અને ખારા પાણીને ઓળંગીને છે, છતાં પણ એ બધી અગવડો, મુસીબતો અને અંગત સ્વાર્થને જરા પણ નહી ગણકારતાં આવા કામના સમયમાં વ્યવહારિક, શારીરિક કષ્ટની પરવા કર્યા વગર કે ખર્ચની દરકાર રાખ્યા વગર અત્રે પધારવામાં આપે જે ઔદાર્ય જ્ઞાતિ ભક્તિ અને નિસ્વાર્થતા બતાવી અમોને ઉપકારી કીધા છે તે ખરેખર સ્તુતિપાત્ર અને અનુકરણીય છે. જ્ઞાતિહિતના દરેક કાર્યોમાં આવો ઉત્સાહ પ્રેમ અને આત્મભોગ નિરંતર આપવામાં આવતો રહે તો મને ખાત્રી છે કે થોડા સમયમાં આપણી ચાલુ સ્થિતિમાં અતિ ઘણો ઉદયજનક ફેરફાર થયા સિવાય રહે નહી. પરમ કૃપાળુ પરમાત્મા આપણામાં સદા સર્વદા આવી જ્ઞાતિ ભક્તિની ઉચ્ચ ભાવનાઓ ઉત્પન્ન કરતા રહે એ નમ્ર પ્રાર્થના સહ આપનો ફરીથી આભાર માની બોલવાની રજા લઉં છું.

## મારી નિમણુંક

પ્રિય ભાઈઓ અને બહેનો !

જ્યારે આપની સેવા કરવાને અત્રેના જ્ઞાતિબંધુઓ તરફથી મારે વાસ્તે દરખાસ્ત રજુ કરવામાં આવી ત્યારે તેનો સ્વીકાર કરવામાં મને ઘણો ગુંચવાડો થયો હતો. કારણ કે આપ સર્વેના ધ્યાનમાં છે કે હું એક અતિ ઘણી ન્યુન શક્તિવાળો સેવક છું આવા મહત્ત્વનું આ કાર્ય મારા કરતાં કોઈ વિશેષ પ્રભાવશાળી ધીમાન અને વ્યવહારકુશળને સોંપવામાં આવ્યું હોત તો મારી ખાત્રી છે કે આપને દરેક રીતનો સંતોષ તે આપવામાં વિશેષ યોગ્ય થઈ શકત, પરંતુ જ્યારે મેં જોયું કે મારા પ્રિય બાન્ધવોનો મારા પરના અનન્ય પ્રેમ અને કૃપાને લઈને મારી જ પસંદગી કરવાનો દઢાગ્રહ છે, ત્યારે હું પણ સહર્ષ મારી ફરજ સમજી આપ સર્વેની કૃપા મેળવવાના અતિ પવિત્ર કાર્યમાં સામેલ થયો અને તેની રૂએ આજે આપશ્રીઓના ચર્ણાવિંદમાં મસ્તક નમાવી આપની સન્મુખ હાથ જોડી ઉભો છું.

### અમારી આશાઓ અને ફળીભુતતા

પતિત્ પાવન પરિષદ દેવીની પહેલી બેઠક પણ અહીંયા ખાતે જ ભરાણી હતી અને બીજી બેઠકનો લાભ પણ અમોને જ મળ્યો છે અને તેનો આજથી શુભ સમારંભ થયો છે જેની પૂર્ણતા અમોને આશા છે કે આપ સર્વેજનોની સહાયતાથી પુર ફતેહમંદીથી થશે. અમારા કાર્યક્રમમાં કે આગતા સ્વાગતા કરવાની રીતભાતમાં જે કંઈ ન્યુનતા જણાય તે મોટું દિલ રાખી દરગુજર કરશો કેમકે આપની સારી સમજ, કાર્યકુશળતા અને સહાનુભૂતિ પર ફતેહનો બધો આધાર અવલંબિત છે.

વહાલા ભાઈઓ, આપણી જ્ઞાતિનીં આ બીજી પરિષદ છે. આવી પરિષદો ભરવાથી આપણા સામાન્ય હિતને શું શું ફાયદાઓ પહોંચે છે, તે મારી અગમચેતીની પરિષદના વિદ્વાન વક્તાએ સારી રીતે દાખલા દલીલો અને લંબાણ વિવેચનથી ઉપયોગી મુદ્દાઓના સુચન સાથે સમજાવેલું છે. તેથી હવે આ જગાએ તેનું પિષ્ટપેષણ કરી

આપનો અમુલ્ય વખત રોકવા હું ચાહતો નથી. પરંતુ આ સમયે પરિષદનો પાયો મજબુત થાય તેનું મૂળ ઊંડુ ઉતરી તેના ડાળાં ડાળીઓ ફેલાઈ જ્ઞાતિ બંધુઓને તેના અમૂલ્ય ફળોનો સ્વાદ અહર્નિશ મળતો રહે, તે સારું તેની ખાસ પુષ્ટિ થવા ખાતર કેટલીક વ્યવહારિક ધાર્મિક અને આર્થિક સુચનાઓ કરવા રજા લઉં છું.

બંધુઓ ! આપણી જ્ઞાતિમાં આપણને અધમ દશા તરફ લઈ જનારા કેટલાક નઠારા રીતરિવાજો ઘણા વખતથી પડી ગયા છે એના માટે હું આપનું ધ્યાન ખેચવા ઈચ્છું છું. મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે આપણા ભાઈઓ જે ગુજરાત, માળવા, ખાનદેશ ઈત્યાદિ ઠેકાણે વસે છે ત્યાં તમો જોશો તો ઘણા ભાઈઓ ગ્રેજ્યુએટ થયેલા મળી આવશે. મેટ્રીક પરીક્ષા પસાર કરેલાની સંખ્યા ત્યાં સેંકડોની જણાશે. વકીલ બેરીસ્ટર જડજના હોદ્દાઓ ભોગવતા જોશો. એ ભાઈઓ અને આપણા કચ્છવાસી ભાઈઓની તરફ તમો જોશો તો તમને દીલગીરીનો પાર રહેશે નહી. આપણા કચ્છ દેશમાં કડવા પાટીદારની વસ્તી લગભગ ત્રીસ બત્રીસ હજારની છે છતાં પણ હજુ સુધી આવા વિદ્યાદેવીના ચળકતા જમાનામાં એક પણ જ્ઞાતિ બંધુ મેટ્રીક થયો નથી. આખી નાતમાં નજર ફેરવશો તો થોડાએક ભાઈઓએ જ ગુજરાતી પાંચ ચોપડી સુધીનો અભ્યાસ કરેલ છે અને અંગ્રેજીનું જ્ઞાન તો એકાદ બે ભાઈએ જ લીધું છે, તે પણ પુરું નહીં. આવા પ્રકારની કેળવણીથી આપણે આપણી ઉન્નતિ કેવી રીતે સાધી શકીએ? દુનિયાના માણસો આપણને કહે છે કે કચ્છના કણબીઓ “ઢગા (બળદ)જેવા છે” તે શું ખોટું છે? ભાઈઓ કેળવાયેલા માણસો, પોતાની તેમજ પોતાની જ્ઞાતિની અને દેશની ઉન્નતિ કરી શકે છે. મોટી ખામી આપણામાં કેળવણીની છે.

અને આપણામાં બાળલગ્ન જેવા નઠારા રીવાજો ઘર ઘાલી બેઠા છે, બાળલગ્નથી કેટલું વેઠવું પડે છે તેનો આપણે વિચાર સરખો પણ કરતા નથી અને આપણા આગેવાન ગેઢેરાઓ તો બિલકુલ સાંભળતાએ નથી ! દસ બાર વર્ષે વિવાહ આવે તો પણ આપણે હૈયા હોળી રહી. મહિના દોઢ મહિનાના બાળકો પરણાવી આપણે લહાવો લઈએ છીએ. છતાં પણ આગળ ભવિષ્યમાં તે લગ્ન કેવાં નીવડે છે તે તમો જાણો છો. આવા બાળલગ્નના પ્રતાપે જ આપણા છોકરાઓનો ઘરસંસાર ઝેરરૂપ બને છે અને કજોડાં થવાથી આપણે પાટીદાર જેવી ઉચ્ચ જ્ઞાતિ હોવા છતાં છુટાછેડા કરવા પડે છે. આવા અનર્થનું મૂળ કારણ જ બાળલગ્ન છે જે સદંતર નાબુદ કરવાની ઘણી જ જરૂર છે.

તે સિવાય આપણે જે મરણ પાછળનાં જમણો કરીએ છીએ જે પ્રેતભોજન કહેવાય છે અને જેનામાં આપણી લાખો કોરીઓ દર વર્ષે બરબાદ થાય છે જેનો આપ સર્વ બંધુઓને સારો અનુભવ છે. તે શાણા અને સમજુ બંધુઓએ સતત અટકાવ કરવો જોઈએ.

આવી રીતે આપણી આર્થિક સ્થિતિનો નિરર્થક વ્યય થાય છે તેના કરતાં જ્ઞાતિ બંધુઓ અને બહેનોના લાભ ખાતર જો ઉપયોગ કરવામાં આવતો હોય તો અનેક નિરાધારોના ભલાનું કાર્ય સાધી શકાય. બંધુઓ, મરણ પાછળ આપણે બાવા ઈમામશાહના ખાનાના પાટ આગળ મરનાર નિમિત્તે પૈસા રાખવાથી પાપથી છુટી જવાય છે તે વાત મને તદ્દન ભુલ ભરેલી ખોટી લાગે છે. માટે જો તમો આપણી જ્ઞાતિનું હિત ઈચ્છતા હો તો આ મરણ પાછળનાં જમણો સદંતર બંધ કરવા જોઈએ અને મરણ નિમિત્તે મરનારને પાપમાંથી મુક્ત કરવાના કારણે ગુનાહ છોડાવા માટે ખાનામાં પાટ આગળ પૈસા મુકવામાં આવે છે તે આપણી જ્ઞાતિની અધમ દશા કરનાર છે.

બાળલગ્ન અને મરણ પાછળનાં જમણો વિશે મેં કહ્યું પણ તેથી વિશેષ પાયમાલી કરનાર આપણી જ્ઞાતિના ગેઢેરા છે, તે દુષ્ટ આગેવાનોએ આપણને એવા બાંધ્યા છે કે ગમે તેવા સમજુ છતાં પણ આપણે હાનિકારક રીત રિવાજોને ત્યાગી શકતા નથી તે સિવાય આગેવાનોના અન્યાયની વાતો આપણે રોજ રોજ નવી સાંભળીએ છીએ. ભાઈઓ જ્ઞાતિપંચના પૈસાથી તાગડધીના કરનાર ગેઢેરાની પોલો હવે દિવસો દિવસ ખુલ્લી પડતી જાય છે, તે જ્ઞાતિભાઈઓના પરસેવાના પૈસાનો ગેરઉપયોગ કરે છે જેના વાસ્તે આગળની પરિષદના રીપોર્ટમાં આપે વાંચ્યું છે તે પછી પણ અનેક અન્યાયો તેઓએ કર્યા છે જે હવે તમો સાંભળશો, તેમ પીરાણે મોકલેલા પૈસાનો કેવો ઉપયોગ થાય છે તેના સંબંધી આપણે સર્વે જાણીએ છીએ તેમ તે ગેઢેરાઓ પણ જાણે છે, છતાં પણ પીરાણે હુંડીથી નાણાં મોકલવાની તાકીદ કરે છે તેનું કારણ કે પીરાણાના નામે પૈસા ઉઘરાવી પોતાના ગુંજાઓ ભરે છે અને આપણા પાસેથી જબરીથી ધર્માદાને નામે નાણાં ઉઘરાવે છે. જો તેની અંદર આપણામાંથી કોઈ પણ ભાઈ આનાકાની કરે તો નાત બહાર કરવાની ધમકીઓ આપે છે, નાતબહાર કરે છે. ભાઈઓ પીરાણાના પૈસાથી સૈયદો અનેક જીવની હિંસાઓ કરે છે અને કાકાઓ મોજમજા કરે છે તે તો આપણે તેઓની અરસપરસ કરેલી નોટીસોથી પુરેપુરું સમજી ગયા છીએ, અરે ભાઈઓ હવે તો હદ થાય છે માટે હું આપનો અમૂલ્ય વખત નહી લેતાં ફક્ત એટલું જ કહીશ કે જેમ બને તેમ એ પાપી પીરાણા પંથનો ત્યાગ કરો અને શુદ્ધ સનાતન હિન્દુ આર્યવેદધર્મના નિયમો પાળતા થાઓ.

બંધુઓ ! હું તમોને ફરીવાર કહું છું કે અમારા કરાંચીવાસી ભાઈઓના માટે આજનો દિવસ અપૂર્વ આનંદનો છે. જ્ઞાતિ હીતના માટે વિચાર કરવાને અમને આ બીજીવાર વખત મળે છે. તેમ અમો પણ સમજીએ છીએ કે જ્ઞાતિ હિત એ અમારું પોતાનું જ હિત છે જેથી અમારાથી બની શકશે ત્યાં સુધી જ્ઞાતિ હિતમાં પછાત રહીશું નહીં. અમો જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં દરેક રીતે પ્રયત્નો કરશું અને અમોને યાદ રહી જાય એવા કાર્યો આપ જરૂરથી હાથ ધરશો એવી અમારી નમ્ર પ્રાર્થના છે. અત્રે બિરાજેલા સુધારક ભાઈઓ અને બહેનોને મારી નમ્ર અરજ છે કે તમો હવે મહેરબાની કરીને સુસ્તી કાઢો, આળસ મુકો. હવે આપણે કોઈ રીતે પણ બેસી રહેવાની જરૂર નથી, હવે તો કમરકસી જ્ઞાતિનું ને આપણું ભલું કેમ થાય તેવા ઉપાય લો અને આપણા ઉપર જે પીરાણા ધર્મને નામે કાળી ટીલી છે તેને જેમ બને તેમ ઉખેડી નાખવાના પ્રયત્નો કરો.

મારું ભાષણ પુરું કરતાં અત્રે પધારવા જે તસ્દી લીધી છે તે માટે અંતઃકરણથી આપ સર્વેનો હું આભાર માનું છું અને કાર્યમાં જોડાવા અરજ કરું છું. ॐ

ઉપર પ્રમાણે સ્વાગત મંડળના પ્રમુખનું ભાષણ પૂર્ણ થતાં પરિષદના સેક્રેટરી ભાઈ **રતનશી શીવજી નાકરાણી** ગામ રવાપરવાળાએ સભાજનો સમક્ષ સભાનું પ્રમુખ સ્થાન રા.ભાઈ માવજી પુંજા જબુવાણી ગામ નખત્રાણાવાળાને આપવાની દરખાસ્ત મૂકતાં જણાવ્યું કે :-

આપણી સભાનું કાર્ય નિર્વિઘ્ને પસાર થાય અને આપણને યોગ્ય માર્ગે દોરી જાય તે માટે એક વ્યક્તિની જરૂર હોય છે એટલા માટે આપણી જ્ઞાતિના દુઃખોના અભ્યાસી તેમજ જ્ઞાતિ પ્રત્યે લાગણી ધરાવાની ઉમેદ દર્શાવનાર **રા.ભાઈ માવજી પુંજાને** સભાનું પ્રમુખપદ આપવાની હું સઘળા બંધુઓને ભલામણ કરું છું. સદરહુ દરખાસ્તને કરાંચી યુવક મંડળના પ્રમુખ ભાઈ **નાનજી પચાણ** તથા ભાઈ **વિશ્રામ પાંચા ગાંગાણીએ** યોગ્ય રીતે પુષ્ટિ આપી

અનુમોદન આપતાં તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખ સાહેબે પોતાની જગ્યા લીધી હતી. ત્યાર બાદ ગામ વીરાણીના રહીશ ભાઈ માવજી પરબતની દીકરી બહેન બચુભાઈના પવિત્ર હાથે પ્રમુખ સાહેબને કુમકુમ તિલક કરવામાં આવ્યું હતું અને કન્યાના જ હાથે હાર તોરા પહેરાવામાં આવ્યા હતા. એક બાળાના હાથે કરાવામાં આવેલી આ ક્રિયાના પ્રભાવથી પ્રમુખ સાહેબ તેમજ સભાજનો ઉપર જ્ઞાતિ ભક્તિની ઉંડી અસર થઈ હતી. તે અદશ્ય શક્તિવડે પ્રેરાયેલા હ્રદયથી સ્વબંધુઓને ઉદ્દેશી પ્રમુખ સાહેબે નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું.

## સભાના પ્રમુખ ભાઈ માવજી પુંજાનું ભાષણ

પ્રિય જ્ઞાતિ બંધુઓ સદ્ગૃહસ્થો માતાઓ અને બહેનો !

આજની આપણી જ્ઞાતિની આ અગત્યની સભા કરાંચીમાંના શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળના આશરા નીચે મળી છે જેની અંદર ઘણે દૂર દૂર ઠેકાણેથી અનેક અડચણો સહન કરી ટુંક વખતમાં સહુ પધારેલા છે. જ્ઞાતિ સેવાના મહાભારત કામની આગેવાની તમોએ મારા ઉપર મૂકી છે. જેના માટે હું આપનો અત્યંત આભારી થયો છું. મારે શુદ્ધ હ્રદયથી કહેવું જોઈએ કે આપણી આ મહાન સભાના પ્રમુખ તરીખેની મારા માટે પરિષદના સેક્રેટરી ભાઈ શ્રી રતનશી શીવજીએ ઘણા જ માન ભરેલા શબ્દોમાં દરખાસ્ત કરી છે અને તે દરખાસ્તને કરાંચી યુવક મંડળના પ્રમુખ મુરબ્બી નાનજીભાઈ પચાણે ટેકો આપ્યો અને વિશેષમાં ભાઈ વિશ્રામ પાંચા ગાંગાણીએ વધુ ટેકો આપી મારી પ્રશંસા કરી વખાણ કર્યા છે તે માત્ર તમારા સ્નેહનું જ પરિણામ છે. આજની સભામાં આપણી જ્ઞાતિના અમૂલ્ય રત્નો સમાન કેળવાયેલા બુદ્ધિશાળી અને કાર્યકુશળ ઘણા ભાઈઓ હાજર છે. એમાંથી જો એકાદ ભાઈની નિમણુંક પ્રમુખ તરીકેની કરી હોત તો આજની સભાનું કાર્ય ઘણું જ સરળ થયું હોત એવી મારી ખાસ માન્યતા છે. છતાં તમોએ પ્રમુખ તરીકે પસંદ કરી આ કાર્યની જવાબદારી સોંપી છે તો તે તમો સર્વે ભાઈઓની સંમતિથી એ કાર્ય હું માન મેળવવાની ખાતર નહીં પણ એક જ્ઞાતિ સેવા કરવાની ખાતર સ્વીકારું છું. અને આવું ઉત્તમ માન મને તમોએ આપ્યું છે તેના માટે આપનો આભાર માનું છું. હું આપની પાસેથી એક પ્રકારની મદદ માગું છું તે એ છે કે સભામાં પધારેલા સઘળા ભાઈઓ તેમજ બહેનો એકમતથી સલાહ સંપથી દરેક રીતે મને મદદ કરશો કે જેથી આજનું આપણું જ્ઞાતિ સેવાનું મહાન કાર્ય આપણે નિર્વિઘ્ને પસાર કરી શકીએ. આ મારી ખાસ નમ્રતાપૂર્વક આપને વિનંતી છે. સભામાં પધારેલા સઘળા ભાઈઓ તેમજ બહેનોને હું જણાવીશ કે ગઈ રાત્રે યુવક મંડળની એક ખાસ અગત્યની મિટિંગ આપણી કચ્છ જ્ઞાતિનો સંપૂર્ણ અનુભવ ધરાવનાર તેમજ કચ્છ કડવા પાટીદાર ભાઈઓ પ્રત્યે સંપૂર્ણ ઐક્ય અને પ્રેમભાવ રાખી આપણા વિભાગનો જલદી ઉદય થાય તે માટે વખતો વખત પોતાની વિદ્વતા અને અનુભવનો લાભ ઘણા વખતથી આપતા આવનાર અને આપણને યોગ્ય માર્ગ દર્શાવનાર અમદાવાદવાળા રા.મગનલાલભાઈ ઈજનેરના પ્રમુખપદ નીચે મળી હતી અને તે મિટિંગના કામકાજ પ્રસંગે પધારેલા ભાઈઓના હ્રદયમાં જ્ઞાતિની દાઝ પૂરેપૂરી છે એ મેં ગઈ રાત્રે ખાસ અનુભવ્યું છે. આજની સભામાં મારા પોતાના માટે તેમજ સભામાં જે જે ઠરાવો ચર્ચાસે તેના કાર્યની સરળતા માટે ગઈકાલની મિટિંગથી મને ઘણી જ કિંમતી મદદ મળી છે. જેથી જ્ઞાતિ હિતનું ઘણું જ જરૂરી કાર્ય આપણે કુળદેવી ઉમિયા માતાના પ્રતાપે નિર્વિઘ્ને પાર ઉતારીશું. આપણી જ્ઞાતિમાં જે જે નઠારા રીત રિવાજો છે તેને નિર્મૂળ કરવા તેમજ આપણી જ્ઞાતિમાં જુલ્મગાર આગેવાનો આપણી જ્ઞાતિના ભાઈઓ તેમજ બહેનોના ઉપર વગર વાંકે ત્રાસ વર્તાવી રહ્યા છે, તે અને તદુપરાંત

ખાસ અગત્યનું કામ તો આપણે એ હાથ ધરવાનું છે કે આપણી જાત અને જ્ઞાતિ, શુદ્ધ આર્ય હિન્દુ હોવા છતાં આપણા માથે મુમના કણબીની જે છાપ પડી છે તે છાપ પીરાણા કબ્રસ્તાની ધર્મમાં આપણી જ્ઞાતિ ફસાયેલી છે તેથી જ છે. આપણા જ્ઞાતિ ભાઈઓને એ પાખંડી ધર્મથી છોડાવવા માટે આજની સભા મળવાની જરૂરિયાત તો તમે પ્રથમ થી જ જાણી છે. આપણી જ્ઞાતિના યુવક બંધુઓની જાહેરસભા મુંબઈ વછાતના માળામાં મળેલી તેમજ વીરાણી સભાના રીપોર્ટમાં તેમજ પહેલી કરાંચી પરિષદ વખતે પણ આપણી જ્ઞાતિના વિદ્વાન ભાઈઓએ પોતાનાથી જેટલો બની શકે તેટલો પૈસાનો વખતો વખત ભોગ આપી આપણા જ્ઞાતિભાઈઓને સન્માર્ગે દોરવાનો પ્રયત્ન ઘણો કર્યો છે. જેથી જ્ઞાતિનો મોટો ભાગ સુધારાની વલણમાં છે અને તે સુધારકો જ્ઞાતિમાં જુના અને સડેલા રીત રીવાજોને નાબુદ કરવા ચાહે છે. પરંતુ કચ્છમાં આપણી જ્ઞાતિના કેટલાક માણસો પોતાને આગેવાન હોવાનો દાવો કરી સુધારકો વિરુદ્ધ તેમજ આપણી જ્ઞાતિના ઘણા ભાઈઓ તેમજ બેનોને જે કનડગત કરે છે, તેની પાસેથી તેમના નઠારા કૃત્યો કરવાનો જવાબ લેવા માટે આપણે આજે ભેગા થયા છીએ. કેટલાક મારા બહાદુર અને વીર ભાઈઓએ આગેવાનો પાસેથી તેમના નઠારા કૃત્યોનો જવાબ કોર્ટો મારફતે લીધો છે અને તેમાં તેઓને ફતેહ પણ મળી છે. આગેવાન હોવાનો દાવો કરનાર ગેઢેરાઓનાં મોઢાં કાળાં થયા છે. તેઓના હાથ હેઠા પડ્યા છે. છતાં મીયાં પડ્યા તોય ટંગડી ઉંચી કરવાની કહેવત પ્રમાણે તેઓ હજુ કંઈ સમજ્યા હોય તેમ જણાતું નથી જે આગેવાનો પોતે ભેળા થઈ ન્યાય કરવાનો ડોળ ઘાલે છે અને પોતાની છાપ બેસાડવા ગમે તેવા માર્શલ લોના ઠરાવો કરી ગમે તેમ આપણા ભાઈઓને પાયમાલ કરે છે. જેના અનેક દાખલાઓ દરરોજ નવા ને નવા સાંભળીએ છીએ, તેના માટે જો હજુ પણ આપણે આંખ નહી ઉઘાડીએ તો, આપણી જ્ઞાતિની ક્યાં સુધી આગેવાનો પાયમાલી કરશે. તે કહી શકાતું નથી. પહેલી પરિષદ મળી હતી ત્યાર પછીની આગેવાનોના જુલ્મી કૃત્યોનો એવો તો ભયંકર પવન ફુંકાયો છે કે એના માટે જો આપણે કંઈ નહી કરીએ તો આપણી સહીસલામતી પણ ધાસ્તીમાં આવી પડવાનો ભય રહે છે. માટે ભાઈઓ હું સભાના દરેક ભાઈઓ તેમજ બેનોને અપીલ કરું છું કે આપણી જ્ઞાતિના ભાઈઓને તેમજ બેનોને જાલીમ આગેવાનોના કૃત્યોનું એક મોટું દરદ લાગુ પડ્યું છે તેનો સત્વર ઉપાય કરી કોઈ વિદ્વાન અને અનુભવી ડૉક્ટરના હાથે એ દરદનું ઓપરેશન નહી કરાવીએ તો એ દરદ આપણું જીવલેણ પણ વખતે નીવડે. હજુ તો આગેવાનોએ આપણા સુધારક ભાઈઓને કનડવાની શરૂઆત કરી છે. કરાંચી સભામાં ભાગ લેનાર અથવા કોઈ પણ ભાઈ જ્ઞાતિ સુધારાના કામમાં સંમતિ આપે તેને નાત બહાર કરવાના અને તેથી વિશેષ પણ એવા હુકમો કાઢ્યા સાંભળ્યા છે કે જેને નાત બહાર કહેવામાં આવ્યું છે તે ભાઈ જો પરદેશ હોય તો તમે દેશમાં જઈ ગેઢેરાઓનું શરણ માગવું અને આઠ દિવસની અંદર દેશમાં જઈ આગેવાનોને વિનવી પોતાના ગુન્હાનો ફેંસલો કરાવવો. બેવકુફી ભરેલા અને નિર્લજ્જ શબ્દોનો ઉચ્ચાર કરતાં આગેવાનોને લેશ પણ શરમ આવતી નથી ! ક્યાંથી શરમ આવે, કારણ કે લાજ આબરૂ  અને પ્રતિષ્ઠા, તેમજ પ્રમાણિકપણાને તો આગેવાનોએ દેશવટો દીધો છે. ત્યારે હવે તેનામાં બાકી શું રહ્યું? તેનો આપણે વિચાર કરવો જોઈએ. મારા ધારવા પ્રમાણે તો હવે તેઓમાં ઈર્ષા અદેખાઈ તુંડ મિજાજ અને બેવકુફાઈનો ખજાનો બાકી રહ્યો છે. તો પછી આવા સર્વદુર્ગુણ સંપન્ન આગેવાનોના હાથમાં આપણી જ્ઞાતિનું સુકાન રહેવા દેવું એ આપણા માટે શોભાભર્યું તેમજ સહીસલામત નથી.

જે આગેવાનોએ આઠ મહિનાના બાળક ઉપર વેરવાળી તેમના મૃતક દેહનું અપમાન કરવા તેને કોઈએ

સ્મશાન નહિ પહોંચાડવાના હુકમો કાઢ્યા છે એવા રાક્ષસી વિચારવાળા આગેવાનો કોણ જાણે એવા પણ હુકમો કેમ નહીં કાઢે કે બાપે દીકરા સાથે તેમજ પુત્રીઓએ માતા સાથે બોલવું પણ નહિ ! પુરૂષવર્ગે પોતાની ધર્મ પત્નીની સાથે સહકાર ન કરવાના પણ એ મૂર્ખ શિરોમણીઓ ફરમાન કાઢે તો કંઈ નવાઈ જેવું નથી. હવે તો હદ થઈ ગઈ છે. તે સિવાય આપણી જ્ઞાતિપંચના પૈસાનો કેટલી નઠારી રીતે તેઓ ખોટે રસ્તો દુરોપયોગ કરે છે, તે વાત અનેક વખત ચર્ચાઈ ગઈ છે. તેનો આપણે તેઓ પાસેથી જવાબ લેવાનો છે. તેટલું જ નહીં પણ તે જ આગેવાનો પોતાના ખાનગી કામોમાં અને પોતા ઉપર ચાલતા કોર્ટોમાં તેમના પોતાના અંગત કેસોમાં પણ આપણા જ્ઞાતિપંચના પૈસાનો ઘણો જ ખોટા અને ગેરવ્યાજબી ઉપયોગ કરે છે. જેની વાતો આપણે ઘણીએ સાંભળી છે. આ બધી વાતોનો નિકાલ આજની સભામાં કરવાનો છે. માટે ભાઈઓ શાન્તિથી ઉશ્કેરાયા વગર, વિચાર કરી આ કાર્ય કેવી રીતે પાર ઉતારવું અને આગેવાનો પાસેથી કેવી રીતે જવાબ લેવા તેનો નિર્ણય કરવા માટે આજે આપણે ભેગા મળ્યા છીએ. હું તમોને સલાહ આપું છું કે આપણે આટલી મોટી સંખ્યામાં ભેગા મળ્યા છીએ તેમજ કેટલાક ભાઈઓ સભામાં આવનાર હતા તેઓ અનિવાર્ય અડચણોને લીધે આવી શક્યા નથી પરંતુ તેમના પત્રોમાં જણાવ્યા પ્રમાણે આ સભાની દરેક રીતે ફતેહ ચાહે છે.

પહેલી કરાંચી પરિષદમાં બાળલગ્ન ન કરવાનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો પરંતુ એ ઠરાવ આપણે સંપૂર્ણ રીતે પાળી શક્યા નથી. જો કે પરિષદમાં હાજરી આપનારા ભાઈઓ માંહેલા ઘણા ભાઈઓએ આગેવાનોની જુલ્મી કાયદાને માન આપ્યું નથી અને પોતાના છોકરાં યોગ્ય ઉમરના હતા છતાં, પીરાણા મુસલમાની ધર્મની ક્રિયા પ્રમાણે ન પરણાવવાના આગ્રહથી નાત બાર થવાનું દુઃખ પણ વોર્યું છે. પરંતુ પોતાની ટેક છોડી નથી એવા ભાઈઓની બહાદુરીને ધન્યવાદ ઘટે છે. આપણી જ્ઞાતિને તેમજ સુધારક ભાઈઓને આગેવાનોનું જે દુઃખ સહન કરવું પડે છે તેનું મુખ્ય કારણ એ પણ છે કે આપણા કુટુંબીઓમાં આગેવાનો ફાટફુટ કરાવે છે અને ભોળા અજ્ઞાન ભાઈઓને જોરજુલમથી એકબીજા તરફ દ્વેષભાવ કરાવી આગેવાનો પોતાનો કક્કો ખરો કરે છે. તેનો આપણા ભાઈઓ કંઈ પણ વિચાર કરતા નથી. વળી આગેવાનો ન કરવાનું કાર્ય કરાવવા માટે આપણા જ્ઞાતિ ભાઈઓ ઉપર બળજબરીથી ફરજ પાડે છે. તેને આપણી જ્ઞાતિના ઘણા ભાઈઓ નિર્માલ્યપણે બાયલા થઈ શરણ થાય છે એ દુઃખ હવે સહન થાય તેમ નથી. પોતાની મેળે માની લીધેલું આગેવાનીપણું ધરાવનાર અને હુંપદવાળા આગેવાનોની જુલ્મી સત્તા નાબુદ કરવામાં રાજ્યની મદદ લેવી પડે તો પણ લઈને એ જુલ્મી આગેવાનોને પાંસરા કરવાથી જ આપણી જ્ઞાતિનું શ્રેય થઈ શકશે. આપણી જ્ઞાતિ જુલ્મી આગેવાનોના ત્રાસથી છુટશે ત્યારે જ બીજા દુઃખદાઈ રીતરિવાજોને પણ આપણે સહેલાઈથી જ્ઞાતિમાંથી દુર કરી શકીશું.

છુટાછેડા જેવો શરમ ભરેલો રીવાજ આપણી જ્ઞાતિને શરમાવી રહ્યો છે. તે પણ જો મને ખરું કહેવા દેશો તો કહીશ કે એ પણ એ જ આગેવાનોને આભારી છે. આગેવાનો થોડા પૈસાની બુરી લાલચે કંઈક ભાઈઓ તેમજ બહેનોને ચડાવીને છુટાછેડા કરાવે છે તે બધું જ્યારે આગેવાનો ગેઢેરાઓ ડાહ્યા થશે ત્યારે એ શરમ ભરેલા નાલાયક રીવાજનો અંત આવશે અને ત્યારે જ આપણા ભાઈઓ તેમજ બહેનો, પતિ-પત્નીનો ધર્મ સમજી શકશે. આપણી જ્ઞાતિમાં ગરીબાઈ આવી જવાનું ખાસ કારણ જો હોય તો તે મરણ પાછળનાં જે ફરજિયાત જમણ કરવામાં આવે છે તે છે અને તે જમણો પણ આગેવાનોના ખાસ દબાણથી આપણા ભાઈઓ ગેઢેરાથી બીને તેઓને રાજી રાખવા

ખાતર કરે છે. જો ન કરે તો રખેને નાતબાર કરે એવી ભ્રમણા પણ કેટલાક ભાઈને થાય છે અને વસ્તુસ્થિતિ જોતાં એમ સાફ જણાય છે કે આગેવાન પહેલો જો તેમાં હાથ ન ઘાલે અને ફરજિયાત જમણ ન કરાવે તો આપણા ભાઈઓની જે ગરીબી હાલત થઈ ગઈ છે તે ન થાય. આપણી જ્ઞાતિના લાખો કોરીઓના ફંડમાંથી આપણા ગરીબ ખેડૂત ભાઈઓને મદદ કરવી અને આપણી જ્ઞાતિના બાળકોને કેળવણી આપવાના કામમાં એ પૈસાનો સદુપયોગ થાય એમ હું ઈચ્છું છું. એ સિવાય આપણી જ્ઞાતિમાં પીરાણા ધર્મ અને આગેવાનોની જોહુકમી સત્તાનો જે દોર ચાલે છે તેને દૂર કરવાને ગામોગામ ફરીને આપણા જ્ઞાતિ ભાઈઓને સમજાવીને તેમજ બીજા અન્ય હિન્દુ ભાઈઓની મદદ અથવા લાગવગનો ઉપયોગ કરીને કણબી જ્ઞાતિને બચાવવા અને તેનો ઉદ્ધાર કરવા મચી પડવું જોઈએ. જેટલો વખત જાય છે તેટલો વિનાશ નજદીક આવતો જાય છે. હવે રાહ જોવાનો વખત રહ્યો નથી. આખી દુનિયા વીજળી અને વિમાનની ઝડપે ચાલવા લાગી છે અને આપણે સૌથી પાછળ પડેલા છીએ માટે બીજા કરતાં વધારે ઝડપથી કુચ કરતા રહીશું તો જ બીજી જ્ઞાતિની હરીફાઈમાં આપણે ટકી શકીશું. ઘણા દહાડા ઉંઘ્યા. ઘણા દહાડા પીરાણા ધર્મની કલ્પિત માન્યતાના ઝઘડામાં ગુંથાયેલા રહી બધુ ગુમાવ્યું, ઘણા દહાડા પીરાણા કાલ્પનિક સતપંથના રહસ્યોના પાઠો અને નુરનામાં બાજનામાં, તૈયબના કલમાઓ અને બાવની ક્રિયાઓ કરી ગુનાહ છોડાવરાવવામાં ખુવાર થયા, હવે તો આપણે માટે શુદ્ધ આર્ય હિન્દુ થવું અથવા તો પાકા મુસલમાન થવું એવો કાળ મોં વિકાસીને આપણા માટે ખડો થયો છે, માટે બંધુઓ જો તમારે હિન્દુ થવું હોય અને મુમનાની છાપ મટાડવી હોય તો જાગો અને જુવો, નહીં તો પછી પીરાણા ધર્મમાં પડ્યા રહી સડો અને રૂવો. મારી તો તમને એ જ સલાહ છે કે તમે હિન્દુ છો અને હિન્દુ તરીકે ઓળખાવો છો માટે જ પીરાણાના પાખંડી ધર્મનો મોહ તજી દો અને જ્ઞાતિને તેમજ બીજા અન્ય ભાઈઓ જે પીરાણા ધર્મમાં ફસાયા હોય તેને છોડાવવાના કામમાં સનાતન ધર્મને પાળો અને તમારું નામ સદાને માટે કેસરીયાં કરી અમર કરો. દુરાચારી આગેવાનો પોતાના પાપી પેટની ખાતર, ભોળા અને અજ્ઞાન ભાઈઓ ઉપર કાબુ મેળવવાની ખાતર, પીરાણાના કાકાઓ અને સૈયદોનો પ્રેમ મેળવવાની ખાતર અથવા તો બીજા કોઈ સ્વાર્થની ખાતર જ્ઞાતિના અજ્ઞાન ભાઈઓને અજ્ઞાનતામાં દાટી રાખશે અથવા તો પોતાની જુલ્મી સત્તાથી તમને અજ્ઞાનતામાં ડૂબતા રાખવાનું ચાલુ રાખશે તો તેમનું પરલોકમાં તો ગમે તે થાય પણ આ જમાનામાં આ ભૂમિ પર તો આવી જ બન્યું સમજવું.

જમાનો એવો આવ્યો છે કે હવેના લોકો કોઈ પણ જાતના જુલમ અને જોહુકમી સત્તાને નહીં જ સહન કરી શકે. આપણી જ્ઞાતિમાં કેટલીક વીર બાળાઓએ પણ આગેવાનોની સત્તાને ઠોકરે મારી છે. તો તમે શું પુરૂષ વર્ગ પીરાણાના કાકાઓ કે સૈયદો તેમજ નાતના જુલ્મી આગેવાનોની ગુલામગીરી વધુ વખત સહન કરી શકશો? હવે તો એવા જ વીર પુરુષો પુજાશે કે જેઓ દેશ અથવા જ્ઞાતિને અધર્મસ્થિતિમાંથી ઉગારશે અને તેને વધુ આબાદ કરવામાં પોતાના ધન, સમય, લાગવગ અને તમામ શક્તિનો તેમજ જરૂર પડે તો પોતાના પ્રાણનો પણ ભોગ આપશે ઓ જ્ઞાતિના ભાઈઓ અને બહેનો હું ફરી ફરીને કહું છું કે સમય પલટાયો છે. જુલ્મી આગેવાનો જે આપણને ગુલામીમાં રાખી આપણા ઉપર જોહુકમી ચલાવતા હતા તે યુગ હવે ખતમ થયો છે. એવા પાપીઓના માટે મહાન ઉથલપાથલ થવાનો જમાનો તો ક્યારનોય બેસી ગયો છે. આગેવાનોએ હવે ચેતવું જ જોઈએ. પીરાણાના કાકાઓએ હવે ખૂબ ખ્યાલ કરવાનો છે. કચ્છ દેશમાં આવી જુલ્મી આગેવાનોને રેશમી ખેશ અને પાઘડીઓની લાંચ આપી પોતાને મન માનતા જોરજુલમથી શીરબંધી ઉઘરાવી જવાનો જમાનો રહ્યો નથી.

છેવટે હું તમો સઘળા ભાઈઓ તેમજ બહેનોને વિનંતી કરું છું કે, તમો આજથી એવું વ્રત અંગીકાર કરો કે મિથ્યાભિમાની આગેવાનોથી લેશ પણ ડરવું નહીં. એ પણ આપણા જેવા જ માણસો છે, નથી તેમની પાસે રાજસત્તા કે નથી તેમની પાસે દૈવી સત્તા, તો પછી આગેવાનોનું નામ સાંભળીને ધ્રુજવું એના જેવું બાયલું અને હીચકારું કામ બીજું શું હોય? આગેવાનો આપણા સુધારક ભાઈઓએ આટઆટલા ફજેતીના ફાળકે ચડાવ્યા છે તેને તેઓ શું કરી શકે તેમ છે? કારણ કે જુઠા અને પ્રપંચી માણસો સાચા અને પવિત્ર માણસને કંઈ પણ કરી શકતા નથી. ભુતવિદ્યાવાળો માણસ દૈવી શક્તિવાળાને પોતાની નીચ વિદ્યાની અસર કરાવી શકે જ નહી. તેથી તમો આગેવાનોની નીચ અને કુટીલ નીતિને કંઈ પણ મચક આપ્યા સિવાય તમે જ્ઞાતિહિત માટેની કાર્યસિદ્ધિની ઈચ્છા રાખનારા ભાઈઓને મારી ખાસ ભલામણ છે કે જો તમે આત્મશ્રદ્ધાના બળથી આગ્રહપૂર્વક તમારી જાત સાથે વાત કરશો તો તમે તમારી હિંમત, તમારી શ્રદ્ધા અને તમારા વિચારો જરૂર અમલમાં મૂકવાની તમારી શક્તિને વધારી શકશો જ. જ્ઞાતિ સેવા કરવાની તમારી ઈચ્છાને એટલી તો દઢ અને નિશ્ચયવાળી કરો કે જ્યાં સુધી તમારી મન ઈચ્છા પરિપૂર્ણ ન થાય ત્યાં સુધી જગતમાંથી કોઈ પણ શક્તિ તમારા હૃદયમાંથી તમારી જ્ઞાતિ સેવા કરવાની ભાવનાને છોડાવી શકે નહીં.

જ્ઞાતિ સેવા એટલે જ્ઞાતિની ઉન્નતિ કરવાના પ્રયત્નો કરવા એના જેવું એક પણ બીજું પુન્યવતું કામ નથી. તમારી હિંમતથી તમારી દઢ શ્રદ્ધાથી જો તમે જ્ઞાતિનો ઉદ્ધાર કરશો તો ભવિષ્યની પ્રજા તમારા માટે આશીર્વાદો વરસાવશે. આજની સભામાં તમે મારામાં શ્રદ્ધા મૂકી અને પ્રમુખપદે બેસાડ્યો છે. જ્ઞાતિ સેવા કરવાનો મારો ધર્મ હું બે વર્ષથી અદા કરતો આવ્યો છું અને આજના પ્રસંગને લઈ જ્ઞાતિ સેવાનો વિશેષ ધર્મ મેં સ્વીકાર્યો છે.

તમોએ મારામાં જે આશા અને વિશ્વાસ મૂકી પ્રમુખ તરીકે મને પસંદ કર્યો છે એ વાતમાં હું તમોને કદી પણ નિરાશ કરીશ નહીં, તેની ખાત્રી રાખશો અને તેવી જ રીતે મને પણ તમારામાં તેટલી જ શ્રદ્ધા છે. કારણ કે ગઈ રાત્રે યુવક મંડળની સભામાં આપણે આજની સભાના કામકાજનો નિર્ણય કરવા ભેગા થયા હતા ત્યારે મેં તમારા માના ઘણા ભાઈઓનો ઉત્સાહ અને બળશક્તિની ખાત્રી કરી લીધી છે, હવે તો આપણા માટે સભામાં ભાષણો કરી જ્ઞાતિ ભાઈઓને ધર્મનું ભાન કરવા પૂરતું જ કામ છે એમ માનશો નહીં, પણ જે વિચાર તમે મોઢાથી બોલીને કહી બતાવો છો તે વહેવારમાં મૂકી આગેવાનોના જુલમ અને ત્રાસથી તેમજ પીરાણા કબ્રસ્તાની ધર્મથી જ્ઞાતિના ભાઈઓને છોડાવશો ત્યારે જ તમે પોતે અનુભવતા હશો કે તમે સ્વીકારેલી જ્ઞાતિ સેવા બજાવો છો.

એવો વખત આવવાને હવે વધારે ટાઈમ નથી. તમારી જ્ઞાતિ ભક્તિ સાચી હશે, નિઃસ્વાર્થી હશે તો જરૂર જે આગેવાનો અટાણે આપણી જ્ઞાતિના ભાઈઓ ઉપર ત્રાસ અને જુલમ કરે છે તે જ આગેવાનો તમારી પાસે નરમ ઘેંશ જેવા થઈ તમારી ક્ષમાની ભીખ માગવા આવશે કારણ કે આગેવાનોથી હવે કોર્ટોમાં જઈ તમારી સામે લડાઇ તેમ નથી. તમો સુધારકો સાચા છો, નીડર છો, મારી નજર પોચે છે અને હું સમજી શકું કે તમારા રૂંવે રૂંવે જ્ઞાતિ ભક્તિ છે, માટે તમારો જરૂર વિજય થશે. કચ્છના કડવા પાટીદારની ખચીત ઉન્નતિ થવાની જ છે અને તે તમારા હાથે જ થશે, એવું ભવિષ્ય મને દેખાય છે અને એ વાતમાં મને સંપૂર્ણ શ્રદ્ધા છે. આટલું કહી હું મારું બોલવું પુરું કરું છું અને તમોએ મારું કહેવું શ્રદ્ધાપૂર્વક સાંભળી મને જે અનુપમ માન આપ્યું છે, તેના માટે હું સઘળા ભાઈઓ તેમજ બહેનોનો અંતઃકરણથી ઉપકાર માનું છું.

પ્રમુખ સાહેબનું ભાષણ પૂર્ણ થઈ રહ્યા બાદ પરિષદના સેક્રેટરી **ભાઈ રતનશી શીવજીએ** જણાવ્યું કે આપની સમક્ષ અમારા તરફથી સ્વાગત મંડળના પ્રમુખ સાહેબે તથા મે.પ્રમુખ સાહેબે પણ પોતા તરફથી જ્ઞાતિ હિત સાધવા માટે જે જે કાર્યો કરવાની જરૂર છે તે સમજાવ્યું છે આપણે કેવા પ્રકારે એ કાર્યો હાથ ધરી શકીએ અને આપણી મુસીબતોને પહોંચી વળીએ તેમજ આગેવાનોનો જે ત્રાસ અને આપણા માથે ભય ખડો છે તેને કેવી રીતે દુર કરી શકીએ તેમજ પીરાણાના અધમ અને નીચે પાખંડી ધર્મમાંથી આપણે કેવી રીતે છુટી શકીએ તેનો વિચાર કરી આપણી સભાના એટલે જ્ઞાતિના ઠરાવો અત્રે નહી પધારેલા જ્ઞાતિ ભાઈઓની જાણ માટે પણ ઘડી કાઢવાની જરૂર છે. એ ઠરાવો જો કે આપણી આ સભામાંથી જ પાસ કરવામાં આવશે પરંતુ ઠરાવો કેવા પ્રકારના કરવા જોઈએ તેનો વિચાર કરવા માટે આપણી આ સભામાં પધારેલા પૈકી કેટલાકના નામો હું સુચવું છું અને તે નામોમાં જે કોઈ ને વધઘટ કરવી હોય તેમણે સભાને સુચના આપવાની વિનંતી કરું છું. આપણી આ સભાએ પસંદ કરેલી એ કમિટિ ઠરાવો ઘડશે. તે પ્રસંગે અનેક પ્રકારની વાટાઘાટ ચાલશે એટલે તે સાંભળવાનો અને પોતાનો અનુભવ જણાવવાની જે ભાઈઓને ઈચ્છા હોય તેમણે કમિટિ આ સભા બરખાસ્ત થયે જે સ્થળે મળે ત્યાં પધારવું અને શાંતિથી પોતાના વિચારો દર્શાવવા. પરંતુ એ વાત ધ્યાન રાખવી કે જ્યારે કોઈ વાતમાં મતભેદ પડશે ત્યારે માત્ર કમિટિમાં આવેલા જે ભાઈઓ હશે તેમના જ મતને વજન આપવામાં આવશે.

ઉપરોક્ત સુચનાના અંતે સેક્રેટરીએ કેટલાંક નામોની ટીપ વાંચી સંભળાવી હતી અને સુધારા વધારા સાથે નીચે જણાવેલા બંધુઓની એક સબજેક્ટ કમિટિ નિમવાનો ઠરાવ સભામાં સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

## સબજેક્ટ કમિટિના મેમ્બરોના નામ



| | | |
|---|---|---|
| (૧) | માવજીભાઈ પુંજા જબુવાણી ગામ-નખત્રાણા પ્રમુખ | |
| (૨) | રતનશી શીવજી નાકરાણી રવાપર સેક્રેટરી | |
| (૩) | ખેતાભાઈ ડોસા પોકાર | નખત્રાણા |
| (૪) | ભાઈ નાનજી પચાણ નાકરાણી | નખત્રાણા |
| (૫) | ભાઈ શીવજી કાનજી પારસીયા | નખત્રાણા |
| (૬) | ભાઈ વિશ્રામ પાંચા ગાંગાણી | વીરાણી |
| (૭) | ભાઈ મુળજી ડોશા પોકાર | નખત્રાણા |
| (૮) | ડાહ્યા લખુ રૂડાણી | નખત્રાણા |
| (૯) | લાલજી સોમજી નાકરાણી | રવાપર |
| (૧૦) | લધા હરજી | કોટડા જડોદર |
| (૧૧) | લખુ ડોશા પોકાર | નખત્રાણા |
| (૧૨) | નાનજી વિશ્રામ નાકારાણી | ગામ નેત્રા (માતાના) |
| (૧૩) | હીરજી લાલજી પટેલ | કોટડા (જડોદર) |

| | | |
|---|---|---|
| (૧૪) | કાનજી પચાણ જબુઆણી | નખત્રાણા |
| (૧૫) | નારણ રઈયા લીંબાણી | દયાપર |
| (૧૬) | કરસન હંસરાજ નાકરાણી | વીરાણી |
| (૧૭) | દાના કરસન પાંચાણી | નખત્રાણા |
| (૧૮) | ભાઈ ખીમજી શીવજી | મંગવાણા |
| (૧૯) | વેલજી ગોપાલ | દેશલપર |
| (૨૦) | કરમશી લધા | દેશલપર |
| (૨૧) | પ્રેમજી હરજી | દેશલપર |
| (૨૨) | માધા શીવજી | દેશલપર |
| (૨૩) | કરમશી શીવજી | દેશલપર |
| (૨૪) | શીવજી લધા નાકરાણી | નખત્રાણા |
| (૨૫) | વીરજી કરસન | નખત્રાણા |
| (૨૬) | લધા પચાણ | કોટડા (જડોદર) |
| (૨૭) | ગોપાલ રામજી | વીરાણી |
| (૨૮) | જેઠા નથુ | દેવીસર |
| (૨૯) | હરજી નથુ | દેવીસર |
| (૩૦) | રામજી ખેતા | નખત્રાણા |
| (૩૧) | મુળજી દેવજી કેશરાણી | નખત્રાણા |
| (૩૨) | ભાઈ નાનજી પુંજા કેશરાણી | નખત્રાણા |
| (૩૩) | વાલજી લખુ પોકાર | નખત્રાણા |
| (૩૪) | રા.રા.મગનલાલ ગોવિંદલાલ | અમદાવાદ |
| (૩૫) | ભાઈ રામજી ભીમજી ઘોઘારી | વીરાણી |
| (૩૬) | મનજી વસ્તા | કોટડા (જડોદર) |
| (૩૭) | ભાઈ નારણજી રામજીભાઈ | વીરાણી |
| (૩૮) | ભાઈ રતનશી કરસન | ગઢશીશા |
| (૩૯) | ભાઈ રામજી જેઠાભાઈ | ગઢશીશા |
| (૪૦) | ભાઈ રતનશી ખીમજી ખેતાણી | વીરાણી |
| (૪૧) | મેઘજી ભાણજી | વીરાણી |
| (૪૨) | કાનજી રામજી પારસીયા | નખત્રાણા |
| (૪૩) | ખેતા રામજી | નખત્રાણા |
| (૪૪) | ડાહ્યા રામજી | નખત્રાણા |
| (૪૫) | શીવદાસ જીવરાજ | નખત્રાણા |

| | | |
|---|---|---|
| (૪૬) | ખેતા લખુ રૂડાણી | નખત્રાણા |
| (૪૭) | હરજી વીરજી નાકરાણી | વીરાણી |
| (૪૮) | રામજી સોમજી | રવાપર |
| (૪૯) | નથુ વનજી | રવાપર |
| (૫૦) | ભાણજી જીવા સેંઘાણી | નખત્રાણા |
| (૫૧) | કરસન ભાણજી | વીરાણી |
| (૫૨) | પેથા ગોપાલ કેશરાણી | નખત્રાણા |
| (૫૩) | અરજણ કાનજી | અરલ |
| (૫૪) | દેવજી ભીમજી ઘોઘારી | વીરાણી |
| (૫૫) | ભાઈ નારણ શીવજી લીંબાણી | વીરાણી |
| (૫૬) | મેઘજી પરબત છાભૈયા | કોટડા (જડોદર) |
| (૫૭) | મેઘજી કાનજી લીંબાણી | દેવીસર |
| (૫૮) | જેઠા રામજી બાથાણી | વીરાણી |
| (૫૯) | નારણ નથુ | દેવીસર |
| (૬૦) | અરજણ નારણ ઘોળુ | નાગલપર |
| (૬૧) | કરસન વીરજી નાકરાણી | વીરાણી |
| (૬૨) | વીરજી લખુ પોકાર | નખત્રાણા |
| (૬૩) | વાલજી લખુ પોકાર | નખત્રાણા |
| (૬૪) | હરજી શીવજી | દેશલપર |
| (૬૫) | ભાઈ રઈયા ખીમજી નાકરાણી | નેત્રા |
| (૬૬) | દેવશી અબજી નાથાણી | |
| (૬૭) | વસતા મેઘજી માકાણી | |
| (૬૮) | પ્રેમજી કરસન | ગામ-કોટડા (જડોદર) |
| (૬૯) | વિશ્રામ ભાણજી | ગામ-કોટડા (જડોદર) |
| (૭૦) | શીવદાસ માવજી | ગામ-કોટડા (જડોદર) |
| (૭૧) | વેલજી પરબત પારસીયા | નખત્રાણા |
| (૭૨) | તેજા પાંચા | નેત્રા |

ઉપર જણાવેલા બંધુઓની સબજેક્ટ કમિટિ લુહારની વાડીમાં પ્રમુખ સાહેબના ઉતારે ઠરાવો ઘડવાનું કામ સભા બરખાસ્ત થયા પછી કરશે એટલે તે કમિટિમાં નિમાયેલા ભાઈઓએ સભામાંથી પરભાર્યા તે સ્થળે જવું એવી સૂચના સેક્રેટરીએ આપ્યા બાદ સભાનો આજનો કાર્યક્રમ પૂર્ણ થયો હતો અને પ્રમુખ સાહેબે સભા બરખાસ્ત થયેલી જાહેર કરી હતી.

લગભગ સાડા દસ વાગે રાતના સબજેક્ટ કમિટિ મુકરર કરેલા સ્થાને મળી હતી અને રાતના અઢી વાગતા સુધી ઠરાવો ઘડવાના કાર્યમાં રોકાઈ હતી.

## તા.૮મી રવિવારનો બીજો દિવસ

આજે બેઠકનો વખત દિવસનો રાખવામાં આવ્યો હતો એટલે બપોરના બે વાગ્યાથી સભાજનોએ મંડપમાં હાજરી આપવા માંડી હતી અને લગભગ ત્રણ વાગ્યા પછી પ્રમુખ સાહેબ આવી પહોંચતાં શ્રી ઉમિયા દેવીની સ્તુતિ થઈ રહ્યા બાદ ઠરાવો રજુ કરવાનું કાર્ય હાથ ધરવામાં આવ્યું હતું. નીચે જણાવેલા ઠરાવો પ્રમુખ સાહેબે રજુ કર્યા હતા.

### ઠરાવ ૧ લો.

શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદની આ બેઠક ગૌબ્રાહ્મણ પ્રતિપાલ નોધારાધાર ધર્મધુરંધર અખંડ પ્રૌઢ પ્રતાપ **મહારાજાધિરાજ મીરઝાં મહારાવ શ્રી ૭ સર ખેંગારજી સવાઈ બહાદુર** જી.સી.આઈ.ઈ.નું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઈચ્છે છે.

### ઠરાવ ૨ જો

તે નામદારના મુબારક લક્ષ ઉપર નીચેની બાબતો મુકી દાદ માગે છે કે :-

આ દેશના જુદા જુદા ભાગોમાં અમારી જ્ઞાતિ વિસ્તરેલી છે જે પૈકીનો અમારો એક ભાગ કચ્છ દેશમાં નામદાર મહારાવ શ્રીના શીતળ છત્ર નીચે રહે છે અને દેશ પરદેશમાં મજુરી જેવો ધંધો કરવાની સ્થિતિમાં આવી ગઈ છે. તેમ છતાં અમારી જ્ઞાતિના નીચે જણાવેલા આગેવાનો અમારી કોમ ઉપર પોતાનો વહીવટ અધર્મ અને અન્યાયી રીતે ચલાવે છે અને દંડ કરી કરીને હજારો કોરીઓ ખાઈ જાય છે, તે ઉપરાંત-

ન હિન્દુ ન મુસલમાન એવા પીરાણા કબ્રસ્તાની પંથમાં પોતાના સ્વાર્થની ખાતર અમારી જ્ઞાતિને ડુબતી રાખી જેમ રાજ્યભાગ લેવાય છે તેમ પીરાણાના લાગા તરીકે અમારી પાસેથી ઉત્પન્નનો દસમો ભાગ લે છે અને તેનો કેવો ઉપયોગ થાય છે તે કોઈને જણાવતા નથી, દર વર્ષે એ પ્રકારે લાખો કોરીઓ ઉઘરાવવાની ખાતર અમારી કડવા પાટીદાર કોમને પીરાણાના અધર્મ યુક્ત પંથમાં ડુબતી રાખવાનો દોર ચલાવી રહ્યા છે અને તેમાંથી મુક્ત થઈ હિન્દુધર્મને અનુસરી ચાલનાર જ્ઞાતિવર્ગને નાતબાર કરી તેમની ઉપર અનેક પ્રકારના સીતમો ગુજારે છે, તેમના તરફથી થતા જુલમ અને ત્રાસ માટે ખુલાસા પુછનાર અથવા તે માટે મહારાવ શ્રીની અદાલતમાં ન્યાય લેવા આવનારને નાત બહાર કરે છે, દંડ કરે છે અને સગા કુટુંબીજનોથી વિખુટા પાડી દેવાનો અસહ્ય ત્રાસ વર્તાવે છે, જેથી આપ નામનદારના શીતળ છત્ર નીચે ખેતી અને મજુરી કરી ગુજરાન ચલાવનારી અમારી જ્ઞાતિ પોતાની જ જ્ઞાતિના જુલ્મી આગેવાનોના જુલ્મથી દબાઈને ગુલામી હાલત ભોગવે છે એટલા માટે આપ નામદાર નીચે જણાવેલા આગેવાનોને તાકીદ આપવાનો હુકમ કાઢશો કે :-

જ્યાં સુધી કચ્છ દેશની સમગ્ર જ્ઞાતિ એકત્ર મળી ઠરાવ કરે નહીં ત્યાં સુધી પીરાણાના બહાને કોઈ પણ જાતની દશોંદ કે વિસોંદ જેવા લાગા ઉઘરાવે નહિ અને અદાલતમાં ઈન્સાફ માગવા આવનાર ઉપર તેમજ શુદ્ધ હિન્દુ ધર્મને અનુસરીને ચાલનાર કોઈ પણ જ્ઞાતિજનને કોઈ પ્રકારની સીધી અથવા આડકતરી પણ કનડગત ઉભી કરે નહીં.

## આગેવાનોના નામ

| | |
|---|---|
| પટેલ રામજી દેવજી | ગામ-માનકુવાના |
| પટેલ હંસરાજ દેવશી | ગામ-દેશલપરના |
| પટેલ હીરજી ખીમા | ગામ-મંગવાણાના |
| પટેલ જશા શીવજી | ગામ-કુરબઈના |
| મુખી ખેતા મુળજી | ગામ-ગઢશીશાના |
| પટેલ પ્રેમજી વાલજી | ગામ-વિથોણના |
| પટેલ શીવજી જેઠા | ગામ-નખત્રાણાના |
| પટેલ સામજી લધા | ગામ-કોટડા (જડોદર) |
| મુખી અરજણ ડાયા | ગામ-ખોંભડીના |
| પટેલ વસ્તા ખીમા ભગત | ગામ-ખોંભડીના |
| પટેલ ગંગદાસ ખેતા | ગામ-રસલીયાના |
| પટેલ કરમશી શીવજી | ગામ-નેત્રાના (માતાજીના) |
| મુખી અબજી હીરજી | ગામ-નેત્રાના |
| મુખી દેવસી લધા | ગામ-રવાપરના |
| પટેલ પરબત ખીમા | ગામ-ઘડુલીના |

ઉપર જણાવેલા બંને ઠરાવો રજુ કરતાં પ્રમુખે ઠરાવો પસાર કરવાની જરૂર સમજાવી હતી અને તે ઠરાવોનું રહસ્ય યોગ્ય રીતે સભાજનોને સમજાવ્યા બાદ જે ભાઈઓ ઠરાવો પસાર કરવાની તરફેણના હોય તેમણે પોતાનો હાથ ઊંચો કરી સંમતિ દર્શાવવાનું કહેતાં સર્વે ભાઈઓએ પોતાના હાથ ઉંચા કર્યા હતા. ત્યારબાદ પરિષદના સેક્રેટરીએ પણ ઠરાવોનો ટુંક સારાંશ કહી સભાજનોને પૂછ્યું હતું કે એ ઠરાવો તમારી સંમતિથી પસાર કરવામાં આવે છે એટલે તમે દરેક જણ એ ઠરાવો પસાર કરો છો, એમ સમજી જે ભાઈઓ ઠરાવો પસાર કરવાની મરજીવાળા હોય તેમણે પોતાના હાથ ઉંચા કરી બીજી વખત સંમતિ દર્શાવવી, જેથી સઘળા ભાઈઓએ મહારાવશ્રીની અને કુળદેવીની જય ઘોષણા વચ્ચે એકી અવાજે ઠરાવો પસાર કર્યા હતા.

### ઠરાવ ૩ જો

**બાળલગ્નના અધર્મ યુક્ત અને હાનિકારક રીવાજને સત્વરે નાબુદ કરવા. આ સભા દરેક જ્ઞાતિબંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે અને શાસ્ત્રોક્ત રીતે ચોરી બાંધીને વેદવિધિ અનુસાર યોગ્ય ઉંમરે આવેલા જ છોકરાંઓને પરણાવાનો ઠરાવ કરે છે.**

ઉપરનો ઠરાવ ભાઈ **નાનજી પચાણ** ગામ નખત્રાણાએ રજુ કરતાં નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું.

મહેરબાન પ્રમુખ સાહેબ, વહાલા જ્ઞાતિ ભાઈઓ, માતાઓ અને બહેનો ! બાળલગ્નનો ઠરાવ મેં રજુ કર્યો તે સાંભળીને આપ સર્વ વિચાર કરશો કે બાળલગ્ન કેટલા નુકસાનકારક છે, ત્રીસ હજાર જેટલી કચ્છમાં આપણી

જ્ઞાતિના માણસો છે છતાં પણ તેમાંથી કોઈને વિચાર પણ થતો નથી કે બે ચાર મહિનાના છોકરાંને પુરું બોલતાય નથી આવડતું ત્યાં તો તેનો આપણે વિવાહ કરી નાંખીએ છીએ, આ કેટલી અફસોસની વાત છે. વિવાહ તો આપણી જ્ઞાતિમાં બાર વરસે થાય છે તેથી આટલી લાંબી મુદ્દત હોવા છતાં પણ આપણે સગપણ કરવાની ઉતાવળ કરીએ છીએ. અરે કોક વખત તો અતિત અને પાટીયા પણ આપણા છોકરાના સગપણની સોપારીઓ લઈ આવે છે ! તે વખતે આપણે કાંઈ પણ વિચાર નહી કરતાં ફક્ત તેના મોઢાના વખાણ સાંભળીને વર નહી પણ ઘર જોઈને સગપણ કરી નાખીએ છીએ ! બંધુઓ, વિચાર કરો કે આજકાલ છોકરાઓ ઉપર કામનો બોજો કેટલો રહે છે તે પાંચ સાત વરસનો જ્યારે થાય છે અને મોકળે મનથી આનંદથી રમતગમત કરવા માંડે છે ત્યાં તો તેને વાડીએ લઈ જાય છે અને ત્યાં આગળ તેને પાણીના ઢાળીયામાં માટી હલાવવાને માટે ઉભો રાખે છે, પછી તેને બળદ બદલાવવાનું કામ સોંપવામાં આવે છે અને તે પછી વાડીના અનેક કામો તેને કરવાં પડે છે, તેથી તે તેની ચિંતામાં ને ચિંતામાં વધી શકતો નથી અને સુકાતો જાય છે, ત્યારે સામે પાશે દીકરીને તે માંહેલું કાંઈ પણ કામ કરવું પડતું નથી, તેમ કામ બાબતની ચિંતા પણ જરા ઓછી રહે છે તેથી તે બમણી વધે છે. જ્યારે ઉંમરલાયક થાય ત્યારે જો તે બંનેને જોડમાં ઉભા રાખે તો ખબર નહી માણસોને કેવા વિચાર આવે ! ભાઈઓ, આવો આપણા બાળલગ્નનો પ્રતાપ છે. હવે છોકરી જ્યારે આંણે મુકવાલાયક થાય છે ત્યારે છોકરો સાવ એક બાળક જેવો જ અભણ રહે છે તેમ વહુને જેદી તેડી આવે છે તેદી છોકરો બિચારો બીતો બીતો ઘરે જાય છે કેમકે વહુ એટલે શું તે બાબતનું તેને જ્ઞાન જ નથી હોતું અને હોય છે તો તે બીએ છે, કારણ કે વહુ પોતાથી ચાર ઘણી મોટી દેખાય ! જ્યાં આવી બીક હોય છે ત્યાં કહો ભાઈઓ પ્રિત, પ્રેમ અને ખરો સંસાર સુખ ક્યાં રહ્યું? અને શી રીતે ભોગવી શકાય? હવે જેટલા દિવસ વહુ ઘરે રહે છે ત્યાં સુધી આપણી રૂડી રીત પ્રમાણે તેને રોજ સવારમાં સેવું આદી મેમાણી મળે છે બપોરે અને સાંજે બીજા ભાઈઓ તો તેને જમવા તેડી જાય છે ત્યાં તેને મેમાની મળે છે ત્યારે આપણા બટુક ભાઈના માટે તો એજ બાપ દાદાના રીવાજ પ્રમાણે રાબ પીવાનું જેમને તેમ ચાલું જ હોય છે ! ભાઈઓ, જુઓ આપણો ઈન્સાફ વહુને મેમાની અને વરને રાબ !

ભાઈઓ, ઉપર પ્રમાણે વર અને વહુમાં ફેર પડે છે તેથી તેને કજોડું કહે છે અને આવા કજોડાં આપણી જ્ઞાતિમાં સેંકડો બલકે હજારો હોય છે તે પણ બાળલગ્નનો જ પ્રતાપ છે. માટે હું તમોને વિનંતી કરીને કહું છું કે ભાઈઓ હવે સમજો અને આવા નઠારા રીવાજને જેમ બને તેમ નાબુદ કરો. બાળલગ્નથી કજોડાં થાય છે તમો સમજી ગયા. હવે આવાં કજોડાં થાય તેથી છોકરી સાસરીયામાં રહેતી નથી ને માવિત્રોમાં ભાગા, ભાગ કરે છે અને માવિત્રો તેનું ઉપરાણું લઈને આગેવાનો પાસે જાય છે. આગેવાનો તો આગળથી જ આવા લાગ જોતા બેઠા છે તેથી તેને એકદમ ચડાવે છે અને પાંચ પચીસ કોરી લઈને છોકરાના બાપને ખેપીઓ મૂકી તેડાવી લે છે. તે આવે ત્યારે તેને ખૂબ ધમકાવે અને કહે કે તમારો છોકરો આવો છે, તેવો છે, અરે માણસમાં નથી માટે તમારે વહુનો છુટકો દેવો પડશે !

છોકરાનો બાપ બિચારો તેને અનેક કાલાવાલ કરે છે, ત્યારે આપણા ગેઢેરા કાંક નરમ થાય છે અને પરબારો પોતાનો જે ધંધો લાંચ લેવાનો તે તેને સમજાવે છે તેથી છોકરાનો બાપ તેને પોતાના ઘરમાં ન હોય તો ગમે ત્યાંથી વ્યાજે લાવીને પણ ગેઢેરાને લાંચ આપે છે. તે લાંચ પંદર દહાડા ચુપ કરે છે અને વળી પાછું તેનું તે રોદણું ચાલુ જ, તેથી અંતે બે ચારસો કોરીઓ લાંચ લુચમાં ખાઈ છોકરીના બાપનું કહ્યું કરી, છોકરાના બાપ પાસેથી ફારગતી

લખાવીને તેનો છુટકો કરાવી નાખે છે. મારા કરતા આપણા દેશમાં રહેતા ભાઈઓને વધારે અનુભવ હશે. હું ત્રીસ વરસથી અહી રહું છું અને જોઉં છું તો સુથાર, લોહાર અને ભાવસારની જ્ઞાતિની અંદર કજોડાં તથા છુટકા થતા મેં જોયા નથી. તેથી બાળલગ્ન એ પાપ કરતા રીવાજ છે અને એ પાપથી આપણે કોથળા ખણતા થઈ ગયા છીએ. ભાઈઓ, આપણા જેટલા છોકરાં જન્મે છે તેટલા કાયમ રહેતાં નથી તેનું પણ કારણ મુખ્ય બાળલગ્ન છે માટે હું આપને હાથ જોડીને અરજ કરું છું કે ઉંમરલાયક છોકરાં ન થાય ત્યાં સુધી સગપણ કરવા નહી અને પરણાવવાં પણ નહીં.

ઉપરના ઠરાવને ટેકો આપતાં વિરાણીવાળાભાઇ વિશ્રામ પાંચા ગાંગાંણીએ જણાવ્યું કે,
મહેરબાન પ્રમુખ સાહેબ પ્રિય પાટીદાર ભાઈઓ, માતાઓ !

બાળલગ્ન વિશેનો ઠરાવ અને તેથી થતાં નુકસાન મારાથી આગળ ભાઈ નાનજી પચાણ આપને સમજાવી ગયા તેમણે જે કહ્યું તેને હું સંપૂર્ણ ટેકો આપું છું. ઉપરાંત મારા અનુભવ અને ધ્યાનમાં આવેલી વાત તમોને કહીશ. ભાઈઓ, બાળલગ્નથી કેટલી ગરીબાઈ આવે છે તે સમજાવવાને હું ઉભો થયો છું. પ્રિય બંધુઓ, પ્રથમ જ્યારે સગાઈ કરીએ ત્યારે ટોપરાં મોકલીએ ને ત્યારબાદ જન્માષ્ટમી આવે ત્યારે ચુંદડીઓ ઓઢાડવા જઈએ ત્યારથી ખર્ચ ચાલુ થાય છે જેવાં કે લુગડાં લતાં, દરદાગીના અને દર વર્ષે હાયડા વિગેરે ખર્ચ થવા માંડે છે. એ પ્રમાણે જો માણસને ચારથી પાંચ છોકરાં હોય તો તેના દરદાગીનાની ઉથલપાથલ તથા સગાં-સંબંધીની આવજાવ તથા સગાઈ સાતરાં વિગેરેના ખર્ચમાં કમાઈનો અડધો ભાગ ખર્ચાઈ જાય ત્યારે બાકી અડધા ભાગમાંથી ખાધા ખોરાકી તથા બીજો વહેવાર ચલાવવાની ફીકરમાં તે બિચારો બિલકુલ જંપી શકતો નથી, વળી છોકરીની એકવાર સગાઈ કરી હોય અને કર્મ સંજોગે તે છોકરી ગુજરી જાય તો તેને ચડાવેલા દાગીના પાછા આવે પણ તે દાગીના બીજે ઠેકાણે કામ આવે નહીં ! જો જાંજરીયા હોય અને તેની કોરી ૨૦ દીધી હોય તો તેની કોરી ૧૦ પણ મળે નહીં.

આ રીતે ઘણા નકામાં ખર્ચમાં બાળલગ્નથી ઓરાઈએ છીએ. વળી જ્ઞાતિ રીવાજ પ્રમાણે લગ્નનો વખત આવ્યો તો લગ્ન તો કરવાં જ પડે તે વખતે ઉંમર કે સંજોગો નહી જોતાં રીવાજને માન આપવું પડે અને પોતાની ગમે તેવી સ્થિતિ હોય તો પણ ઉધારા ઉછીના અગર કરજ કરીને પણ વિવાહ કરવા પડે છે અને પાછળથી થતા બખેડા આપણને નાનજી પચાણ સમજાવી ગયા છે તે પ્રમાણે થાય છે. હવે હું આપનો થોડો ટાઈમ લઈ આગળ વધીશ.

ભાઈઓ, જ્યારે છોકરો ઉંમરલાયક થાય છે એટલે ૧૪, ૧૫ વર્ષની ઉંમરે વહુને તેડીએ છીએ ત્યારે બંને સરખી ઉંમરના હોવાથી છોકરી કદાવર અને મજબુત હોય છે, ને છોકરો ગજા વગરનો અને કમજોર હોય છે, તેથી તે વખતે તે બાઈને પોતાના પતિ પ્રત્યે પૂજ્યભાવ બિલકુલ નથી હોતો. તો પછી પ્રેમભાવ ક્યાંથી હોય? અને તે છોકરી પોતાના હૃદયમાં બળ્યા કરે છે અને ઘરમાં મન દઈને કામ પણ કરતી નથી ને અંતે છુટકો કરવાનો પણ વિચાર કરે છે. કદાચ સારા કુળની છોડી હોય તો છુટકાનો વિચાર નથી કરતી પણ પોતે મનમાં બળે છે, રંજ થાય છે ને સાસુ સસરા તથા ધણીને અનેક રીતે ઓશિયાળ બતાવે છે કારણ કે, ઉપર કહ્યા પ્રમાણે છોકરો કમજોર હોવાથી તે સ્ત્રીનું ભરણ પોષણ કરી શકતો નથી. જો કદાચ ઘરની ખેતીવાડી હોય તો તો ઠીક, નહીં તો છોકરાને પરદેશ મોકલે છે, ને તે છોકરો કરાંચી અથવા મુંબઈ અગર કોઈ બીજે સ્થળે જઈને ત્યાં મજુરી કરીને થાકી જાય છે અને વહુ તો ઘેર રહેવાથી તથા થોડો ધંધો કરવાથી કદાવર વધારે મજબુત થતી જાય છે અને છોકરાને પરદેશમાં પરાયો ધંધો

કરવો ને વળી ખાધા પીધાના પુરા સંજોગો ન હોવાથી દહાડે દહાડે દુબળો થતો જાય છે ને મનમાં પસ્તાય છે કે મને ક્યારે સુખ મળે ! પણ સુખ ક્યાંથી થાય? ઉલટું કજોડાનું દુઃખ વધારે વધારે થતું જાય છે, તેથી ભાઈઓ આપણા બાળલગ્ન જિંદગીભર સુખ કરવા દેતાં નથી તેથી જેમ બને તેમ બાળલગ્ન બંધ કરો.

આપને મેં જે કહ્યું છે તેનો પુરતો ખ્યાલ કરી સર્વભાઈ તથા બહેનો આજથી નક્કી કરો કે અમો અમારા છોકરા પુખ્ત ઉંમરે પહોંચશે ત્યારે જ લગ્ન કરશું આવો દઢ નિશ્ચય કરો એજ મારી આપને વિનંતી છે.

આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં રા.ભાઈ કે.બી.પટેલે શરીરના બંધારણ અને ધર્મશાસ્ત્રોની આજ્ઞાઓ દર્શાવતું બોધદાયક વિવેચન કર્યું હતું અને સદરહુ ઠરાવ પસાર કરવાની તરફેણમાં હોય તેમણે હાથ ઉંચા કરાવવા ઉઠતાં સેક્રેટરી ભાઈ રતનશીએ પણ સમજાવ્યું હતું કે આપણામાં થતાં લગ્ન એ તો લગ્ન જ નથી કારણ કે ક્રિયા પદ્ધતિસર થતી નથી અને મુખી કરાવે છે વગેરે સમજાવ્યું હતું. અંતે સઘળા ભાઈઓની સંમતિ પુછતા સર્વેએ પોતાના હાથ ઉંચા કરી ઠરાવ પસાર કર્યો હતો. ત્યારબાદ નીચે જણાવેલો ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો.

## ઠરાવ ૪ થો

**મરણ પાછળના જમણો શાસ્ત્રવિરુદ્ધ અયુક્ત ખર્ચાળ અને દુર્દશાએ પહોંચાડનાર હોવાથી તેને સદંતર નાબુદ કરવા અને મરણ પાછળનાં જમણો નહીં જમવાનો આ સભા ઠરાવ કરે છે.**

ઉપરનો ઠરાવ રજુ કરતાં **ભાઈ વિશ્રામ પાંચા ગાંગાણીએ** જણાવ્યું કે :-

વ્હાલા જ્ઞાતિભાઈઓ અને માતાઓ ! મરણ પાછળ જે જમણ આપણે કરીએ છીએ તે કરવાનું કોઈ શાસ્ત્રમાં લખ્યું નથી. ગરૂડ પુરાણમાં પણ મૃતકની શ્રાદ્ધ ક્રિયા સિવાય મરણ પાછળ જમણ કરવાનું લખ્યું નથી. હાલ જમણની જે પ્રથા ચાલે છે તે પાછળથી પડી હોય એમ જણાય છે, આપણી જ્ઞાતિ વિદ્યામાં પછાત હોવાથી આ રીવાજ દાખલ થયો છે એમ અનુમાન થાય છે. બહાર ગામથી કાંણ કરવા આવનાર માણસને એકાદ દિવસ રોકવા પડે છે ને તેવા પ્રસંગે વૃદ્ધના મરણમાં મહેમાનને મીઠું ભોજન આપવામાં આવતાં તે પ્રથાનું વધી વધીને આવું રૂપ થયું હશે. એજ મને અનુમાન થાય છે.

ભાઈઓ, આપણે મરણ પાછળના જમણો કરીએ છીએ તેનો બીજો મતલબ એ છે કે મરનારના પાપ ઓછા કરવા. તેની પાછળ ધર્મ કરવાની અને તેમ કરીને એજ રીતે દેખાદેખી ઘણા રીવાજો પડે છે ને પાછળથી તે રૂઢીનું રૂપ લે છે. તેથી અંતે તે નુકશાનકારક નિવડે છે. જો કદાચ તેનું મુળ શોધવા જઈએ છીએ તો તે બિલકુલ જડતું નથી છતાં તે રીવાજ મુકાતો નથી. તેનું કારણ આપણી અજ્ઞાનતા છે. આપણે ધર્મશાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે ચાલનારા હિન્દુઓ છીએ અને મરણ પાછળના જમણો ધર્મશાસ્ત્રયુક્ત નથી તો તેને શા માટે વળગી રહેવું જોઈએ (જમવું જમાડવું જોઈએ). મરણ એ મહાન શોકનો પ્રસંગ છે તેમાં એકબાજુ મરનારના વિધ વિધ પ્રકારે વખાણ કરતી બાયડીઓ છાતી ફાટ રૂદન કરી રહી હોય છે.

આંખમાંથી શ્રાવણ ભાદરવાને પેઠે આંસુ વરસતાં હોય તેવે પ્રસંગે વિપરીત રીતે મિષ્ટાન ભોજન ઉડાવી આનંદ કરવો એ કેવી અમાનુષ રીત કહેવાય ! વળી તે અતિ ખર્ચાળ થઈ ગઈ છે તેના પુરાવામાં હું આપને એક બે

દાખલા આપીશ.

ભાઈઓ, મારું લગ્ન ૧૨-૧૩ વરસની ઉંમરે થયું હતું અને હું તે વખતમાં પાંચ ચોપડી ગુજરાતી ભણ્યો હતો. આગળ વધારે ભણવાનું કાંઈ પણ સાધન નહીં હોવાથી મારું ખર્ચ પુરું ન થવાથી મારા પિતાની આજ્ઞાથી હું ધંધે લાગ્યો. કારણ કે તે પણ મરણ પાછળ જમણનો પ્રતાપ હતો. બંધુઓ, મારા બાપે એક વખત મને કહ્યું હતું કે મારા બાપદાદાની પાસે સોનાની કોરીઓ હતી. ત્યારે મેં પૂછ્યું કે તે કોરીઓમાંથી શું સારું કામ કર્યું? ત્યારે મારા બાપે કહ્યું કે મારી ૧૨ કે ૧૩ વરસની ઉંમર હતી ત્યારે મારા દાદા સ્વર્ગવાસી થયા તેની પછવાડે મારા બાપે બહુ ધજ દહાડો કર્યો તેમાં તે કોરીઓ ખર્ચાણી ! બાકી બચી તે તો લાગલો જ એક વરસ પછી મારો બાપ દેવલોક પામ્યા તેના દાડામાં કોરીઓ વાપરી? પાછળ કાંઈક રહી હતી તેમાંથી અમો બાકીના રહેલ કુટુંબનું પોષણ કરતા હતા. થોડાંક વર્ષો ગયા બાદ મારી દાદી ગુજરી ગયા એટલે બાકીની કોરીયો તેના ખર્ચમાં વાપરી તેથી આજે આ સ્થિતિમાં છીએ. કમાઈએ તો ખાઈએ નકાં ભૂખે મરીએ. એવી રીતે ઉપર લખેલ સોનાની કોરીઓમાંથી દાડા કર્યા છે. તે સિવાય બીજું કાંઈ પણ સારું કામ કર્યું નથી. તેથી બંધુઓ આપે જાણ્યું હશે કે મારો વિદ્યા અભ્યાસ અટક્યો તે પણ મરણ પાછળના જમણનો જ પ્રતાપ કે કાંઈ બીજો? જો કદાપી એ દેખાદેખીના જમણો ન કર્યા હોત તો તે વખતે મારા પિતાએ પોતાની સ્થિતિ જણાવી તેવી નહોત.

પ્રિય બંધુઓ, હું આપને એક બીજો પણ દાખલો આપીશ કે અમારા ગામના એટલે વિરાણીના કેશરા મુખી કે જે ત્રણે પાંચાડામાં પ્રખ્યાત હતા અને તેનો આજ પણ બહોળો પરિવાર છે. તો તેનો પણ આપની આગળ દાખલો રજુ કરીશ. મારી સાંભળમાં મુખી કેશરા તથા તેના ધર્મપત્ની પછવાડે તેના પુત્રોએ ત્રણ પાંચાડાના મોટા મોટાને તેડાવીને મોટા મોટા પોતાના માવિત્રો પછવાડે દાડા કર્યા હતા. તેજ કુટુંબની આજે સ્થિતિ જુઓ તો વાડીઓ વેચાઈ ગઈ ને મુખીઓ મજુરી કરે છે અને છોકરાના છોકરાઓ તો કલકતે પહોંચ્યા છે. એ બધો મરણ પાછળ જમણોનો પ્રતાપ છે કેમકે મરણ પાછળના જમણો કરવાથી ધર્મ નથી થતું પણ ઉલટું કર્મ બંધન થાય છે.

ભાઈઓ, આપ વિચાર કરી જોશો તો આપણી જ્ઞાતિ સિવાય અન્ય વર્ણમાં પણ જેના પૂર્વજોએ પાંચાડા તથા ચોખરાંઓ કર્યા છે અને હજારો કોરીયો ખર્ચ કરી મીઠાઈઓ જમાડી છે તેના છોકરા અથવા પૌત્રાઓ જરૂર અન્ન વિના ટળવળતા જોઈશું, તેથી મારી ખાતરી થાય છે કે આ રૂઢી બિલકુલ અધર્મ યુક્ત અને દુઃખી કરનારી છે તેથી તેનો સર્વ ભાઈઓએ તરત ત્યાગ કરવો જોઈએ.

વળી આપને વધારામાં એમ પણ કહીશ કે બીજી અન્ય વરણોમાં જે મરણ પાછળ જમણો થાય છે તે કરતાં આપણી જ્ઞાતિમાં વધારે તફાવત છે, કેમકે બીજી જ્ઞાતિવાળા પોતાની શક્તિ અનુસાર કરે છે ત્યારે આપણી જ્ઞાતિવાળા આગેવાનો તે ફરજિયાત કરાવે છે, એ બહુ જ ખેદકારક છે તે બાબત પણ હું આપને એક દાખલો આપીશ. જે જાણવાથી આપને જરૂર એમ લાગશે કે આ રીવાજ તો જરૂરથી બંધ થવો જોઈએ.

ગામ દેવીસરમાં મારા સાસરીયા છે અને તે ગામના પટેલ મારો સાસરો હતા. આજે પણ તેનું બહોળું કુટુંબ છે તે કુટુંબમાંથી એન્ફલુએન્ઝાના તાવની વખતમાં મારો કાકાઈ સાળો નામે દેવજી તે વીંટોલીયા - તાવનો ભોગ થઈ પડ્યો અને તેજ દરમિયાનમાં તેનો છોકરો ડાયા દેવજી સિંધમાં કમાવા ગયો હતો તે પણ ત્યાં ગુજરી ગયો. બાપ દીકરો બંને ભેળા ગુજરી જવાથી દેવજીની સ્ત્રીને તો એકદમ આભ તુટી પડવા જેવું થયું અને થાય, તેમાં નવાઈ શી !

એક તો પોતાનો પતિ મરણ પામ્યો તેનો થોડો અફસોસ મટ્યો કે ચોથે દિવસે પુત્ર ગુજરી જવાના સિંધમાંથી ખબર આવ્યા આ કારી ઘા કલેજામાં એવો તો લાગ્યો કે તે બેહોશ બની ગઈ. અધુરામાં પૂરું કે તે છોકરાની વહુ પરબ કરીને ખમી હતી તે પણ છોકરાના નામનો ચુડો ભાંગી પિયર રવાના થઈ. આથી તેને પોતાનું ઘર તો સ્મશાન જેવું થઈ પડ્યું તે વખતે તે બાઈને એક છોકરો પાંચેક વરસનો રહ્યો છે તે સિવાય મોટી છોકરી સાસરે મોકલી આપી. આવા ભયંકર વખતમાં ત્રાસ ઉપજાવનારો આ મરણ પાછળના જમણનો રીવાજ તરત જ આવી ઉભો રહ્યો. રાત્રે ભાઈઓ મરનારને ઘરે શાંતિ આપવા અર્થે ભેગા થયા, ને તેમાં વાત નીકળી કે મરનાર તો મરી ગયા. ધણીએ માથાકુટ કરી છે, કાંઈ ખણી નથી ગયા, હવે તેને પછવાડે કાંઈ સારુંવારું કરવું જોઈએ ! ત્યારે તે બાઈએ કહ્યું કે હાલતો મારી પાસે કાંઈ નથી ને કમાનારા બંને જણા વાટે થયા છે, હવે તો આ છોકરાને પાળીને હું મોટો પણ મુશ્કેલીથી કરીશ જેથી મારાથી હાલ એની પછવાડે કાંઈ નહીં બને. ત્યારે ભાઈઓમાંથી બોલ્યા કે કાંઈ દુઃખી ઘર નથી હાલ કોરીઓ ન હોય તો ખેતર માંથે બસો કોરીઓ લઈ લ્યો, પણ દાડો તો કરવો પડશે, નહીં કરો તો ક્યાં જશો બધાયના વારા આવે છે, દાડો કર્વા ધારૂ નહીં હાલે આવી અનેક વાતો તથા ધમકીઓથી તે બાઈને ફરજિયાત ખેતર ઉપર કરજ ઉપડાવાને દાડો કરાવ્યો. હું દેશમાં ગયો તે વખતે કાંણ કરવા તેને ઘરે ગયો હતો ત્યારે તેને સઘળો અહેવાલ પૂછ્યો અને સાથે એમ પણ પૂછ્યું કે નાનો છોકરો શું ભણે છે તો તેણે તેના જવાબમાં કહ્યું કે ક્યાંથી ભણાવું? મા દીકરાનું પેટ ક્યાંથી પાળું? જેથી બાળપોથી ભણાવીને ઉઠાડી લીધો છે અને તેને વાડીએ માટી ડોળવા મુકું છું, ત્યારે મેં કહ્યું કે તેને શું મજુરી આપે છે તો તેના જવાબમાં મને કહ્યું કે શિયાળાના પાળામાં ૪। માપ જવ આપ્યા છે. અફસોસ પાટીદારો ! આવા નિર્દોષ બાળકો ઉપર કાંઈ પણ ખ્યાલ ન કરતાં જે ફરજિયાત જમણો કરાવે છે ને પ્રેતની માફક જમે છે તેને ધિક્કાર છે. બંધુઓ આ દાખલાથી આપને ખાત્રી થઈ હશે કે ફરજિયાત જમણો થાય છે અને તે કદાચ કોઈ ન કરે તો તેને ભાઈઓથી ટાળે છે. એવા ઘણા દાખલાઓ મળી આવે છે. જેથી સર્વ ભાઈઓને મારી વિનંતી છે કે આવા અધમ રીવાજનો સત્વર ત્યાગ કરવો જોઈએ ને દરેક ભાઈએ પ્રતિજ્ઞા કરવી જોઈએ કે અમારે મરણ પાછળ જમણ કરે તો તે પ્રેતભોજન ખાવું નથી. આટલી આપને મારી ભલામણ છે ને આટલી વખત જે હું બોલ્યો છું તે ખુદ અનુભવેલી વાત આપ આગળ કહી સંભળાવી છે.

ઉપરના ઠરાવને ટેકો આપતાં **ભાઈ વેલજી ગોપાળે** જણાવ્યું કે :-

મહેરબાન પ્રમુખ સાહેબ જ્ઞાતિભાઈઓ અને બહેનો !

મરણ પાછળના જમણો જેને આપણે દાડો કહીએ છીએ તેના સંબંધમાં મારાથી આગળ ભાઈ વિશ્રામ પાંચા બોલી ગયા તેને હું અક્ષરાઅક્ષર મળતો છું. ભાઈઓ હવે આપણે વિચાર કરવો જોઈએ, હવે કેટલા દિવસ પીરાણાના પાટ આગળ ઉઘાડે માંથે પારીયાં ઉપાડવાં? શું પારીયાં ઉપાડવાથી મરનારના ગુન્હા માફ થાય છે? શું ત્રઈયાં કરવાથી મરનારને સ્વર્ગ મળે છે ! કદી નહિ. બંધુ આ બધી વાત કપોળ કલ્પિત છે અને તે પેટભરા કાકાઓ અને સૈયદોએ ઘડી કાઢી છે. કોઈ દિવસ પણ પૈસા આપવાથી ઈશ્વરના કરેલા ગુનાહની કોઈ દેવ પણ માફી આપી શકતો નથી તો પછી આ કાકાઓ અને સૈયદોનો શું ભાર ! માટે ભાઈઓ, મરનારના પાછળ ત્રઈંયાં કે ચોથીયાં કરવાથી મરનારને ગુનાહ માફ થતા નથી પણ ઉલટા આપણે જે મરનારના ઘરમાં સુતક હોય છે તેને ત્યાં જમીને સુતકી-ગુનેગાર થઈએ છીએ તેથી ઈશ્વરને ઘરે આપણને તેનો જવાબ આપવાનું માથે રહે છે માટે હે ભાઈઓ,

મરણ પાછળ કરેલાં પ્રેતભોજનો જમવાનો મોહ મુકો અને પ્રતિજ્ઞાઓ લ્યો કે હવેથી અમો મરણ પાછળના જમણો કરશું નહી અને જમશું પણ નહીં. હું આજથી પ્રતિજ્ઞા લઉં છું કે મારા માવિત્રો મરશે તેના દાડા કરીશ નહી અને કોઈ કરતો હશે ત્યાં જમવા પણ જઈશ નહી. ભાઈઓ મારી ધર્મપત્ની પણ આજથી મરણ પાછળના પ્રેતભોજન નહીં જમવાની પ્રતિજ્ઞા કરે છે.

સદરહુ ઠરાવની પુષ્ટિમાં ભાણજી ડાયા વગેરેએ નીચે જણાવેલી કવિતા ગાઈ હતી.

**રાગ : કાનરો**

**પટેલો અરજ ઉરમાં ધરો, વરાને વેગે બંધ જ કરો. ટેક.**
**મંદવાડમાં સુખી કરવાને, જંઈ ન વાપર્યો ખરો,**
**મૃતક પ્રેતના ભોજન ખાવા ભૂતપ્રેત સમ ફરો. પટેલો.**
**જીવતા જીવને સુખ ના દીધું હાય હાય કરી રડો,**
**મતિહીનના ભ્રષ્ટ થઈ સહુ જીવતાં નરકે સડો. પટેલો.**
**બાર વર્ષની બાળા રાંડે શોક ધરીને ફરો,**
**લાજ ન આવે ઘુઘરી ચરતાં ખાનામાં વનચરો. પટેલો.**
**ભીસ્ત મુકામે પહોંચે કહીને દફનાવી દી કરો,**
**ધર્મ શરમને કોરે મુકી પાપે પેટ જ ભરો. પટેલો**
**ઘર ફીટે માણસ જાતાં ત્યાં લાડુ ખાવા ફરો,**
**એક દિવસના વાળુ માટે ખુવો વાડીને ધરો. પટેલો**
**પ્રેત ભોજનો જમી જમીને કઈ રીતે ભઈ તરો,**
**અંધ જનોના પગલે ચાલી સહુ નરકે સંચરો. પટેલો**
**ઉન્નતિ ચાહો પ્રજા કેરી તો આજ પ્રતિજ્ઞા કરો,**
**ખાનાંના ભૂત દફનાવી સહુ સન્માર્ગે સંચરો. પટેલો.**

ઉપર જણાવેલા ઠરાવને ટેકો આપતાં ગઢશીશાવાળા **ભાઈ રતનશી કરસને** જણાવ્યું કે :-

મરણ પાછળના જમણને ઘણે ઠેકાણે પ્રેત ભોજન તરીકે લોકો જાણે છે એટલે ભાગ્યે જ બીજી નાતો એવા જમણ કરે છે પરંતુ આપણે તો જાણે કરજ કરીને પણ એવા જમણો કરવાનો ઈજારો લીધો હોય એવી સ્થિતિ થઈ પડી છે. કદાચ કોઈ ગૃહસ્થ હોય અને તે પોતાના વડીલો પાછળ પૂન દાન નિમિત્તે અભ્યાગતો કે રાંકને અથવા બ્રાહ્મણોને જમાડે તો ઠીક છે પણ આપણે તો કેવો અધર્મ કરીએ છીએ એ મારી પહેલાં બોલનારા ભાઈઓ આપને બતાવી ગયા છે. મરનાર ધણીના જવાથી બાઈ તો રાંડે છે તેને વળી બે ચાર છોકરાંનું ગુજરાન ચલાવાનું હોય છે તે નજરે ખડુ થાય છે વળી તે પ્રસંગે એને સંસાર તો દુઃખમય અને સુનો ભાસે છે એટલે તેને મન બધુ ભાંગ તૂટ જેવું થઈ જાય છે તે પ્રસંગે કારજ વરો કરવાનું દુઃખ તો ઉભું જ હોય છે. આવા દુઃખ વેળા તેના કુટુંબીઓ તેના ઘેર જઈ

જઈને તે બાઈને પ્રેત ભોજન કરવા સમજાવે છે અને આંખોમાંથી આંસુની ધારાઓ વહેવડાવતી બાઈ બિચારી તેના દુઃખની વાત સમજાવે છે. બંધુઓ, આ પ્રસંગ કેવો કહેવાય? આ તે તેના સગા કહેવાય કે જાલીમ દુશ્મન ગણવા ! જેમ તેમ કરી આ બાઈને ઉછીનું પાછીનું આપીને પણ મુઠી ધુઘરી વપરાવે છે. આવું જમનારાની બુદ્ધિ ક્યાંથી સારી થાય? પ્રેત ભોજન જમનારાની બુદ્ધિ પ્રેત જેવી જ હોય છે અને એવા પ્રેત જ આવા દાડા જબરાઈએ કરાવે છે.

આપણને કોઈ ખરી વાત સમજાવે, ધર્મ સમજાવે તો આપણા મગજમાં ઉતરતું નથી એનું કારણ શું? એ પ્રેત ભોજનનો જ પ્રભાવ છે. એને લઈ આપણે સાચો ધર્મ પણ સમજતા નથી અને જે અધર્મ આપણને હિન્દુપણામાંથી ટાળી દે છે તેને ધર્મ માની બેઠા છીએ. આ વાત કેટલી અફસોસ કારક છે ! ત્રીજે ત્રઈયુ કરીએ છીએ એવું તો બીજે ક્યાંઈ થતું નથી કારણ મરનારના ઘરમાં સુતક લાગેલું હોય છે છતાં તમે શું કરો છો? ઘરમાં રાંધેલુ અનાજ ખાનામાં લઈ જઈને ખાઓ છો અને વળી બીજાઓને ખવરાવો છો. આ કેવું ઉલટું છે? એવું ખાવું એ કંઈ અનાજ ખાવા સમાન નથી એ તો મરનારનું સૂતક અથવા પ્રેત એટલે તેનું મૃત શરીર ખાવા સમાન છે અને તેથી જ તમારી બુદ્ધિનો નાશ થાય છે. તે ઉપરાંત એ રિવાજથી તમારા પૈસાની પણ પાયમાલી થાય છે. ખાનામાં બેસી પાપ ખાનારને પૈસા ક્યાંથી જડે? બુદ્ધિ ક્યાંથી સુધરે? અરે જુઓ તો ખરા પાપ ખાવા ખવડાવામાં પણ ચડસા ચડસી ! કેટલી પાયમાલ કરનારી એ સ્થિતિ ગણાય? પૈસે ટકે રાંક થતાં બાળકોને કેળવણી આપી શકાતી નથી એ વાત તમે આગળ સાંભળી ગયા એટલે કેળવણીની ખામીથી પણ આપણે ઢોર જેવા બુદ્ધિહીન બન્યા છીએ. મારા બંધુઓ ! આ રિવાજ તો આપણી જ્ઞાતિનો મોટો શત્રુ છે તેને જડમુળથી દફે કરી દો અને સત્વર એ રીવાજનો ત્યાગ કરો એવી મારી વિનંતી છે. આ નઠારા રીવાજનો મને પણ અનુભવ થયો છે જે હું આપને કહી સંભળાવત પરંતુ વખત થોડો છે અને મારી પાછળ બીજા ભાઈઓને પણ કંઈક એ વિષે કહેવાનું હોવાથી મારું ભાષણ ખતમ કરવાની મને ફરજ પડે છે. પરંતુ ભાઈઓ હું તમને ખાસ આગ્રહપૂર્વક કહું છું, કે એ પ્રેત ભોજન રીવાજ જરૂર દફે કરજો અને એવા ભોજન નહીં જમવાની પ્રતિજ્ઞા કરજો.

રા.રતનશી ભાઈનું ભાષણ ખતમ થતાં સભાજનોમાંથી એક પછી એક પ્રેત ભોજનો નહીં જમવાની પ્રતિજ્ઞા લેવા ઉભા થયા હતા, સર્વથી પ્રથમ તો પ્રમુખ સાહેબે જ પ્રતિજ્ઞા લીધી અને ત્યાર બાદ ભાઈ રતનશી ખીમજી, કાનજી પચાણ, શીવજી કાનજી, નાનજી પચાણ, ખીમજી શીવજી, વિશ્રામ પાંચા, શીવજી લધા, બહેન હીરબાઈ, લાછબાઈ, રામબાઈ, લખમાબાઈ વગેરેએ પ્રેત ભોજનો નહીં કરવા અને નહીં જમવાની પ્રતિજ્ઞાઓ લીધી હતી અને બાઈ વર્ગમાંથી પ્રતિજ્ઞા લેનારના નામ પણ ઉપરા ઉપરી આવવા લાગ્યા હતા અને સભામાં જાણે કે પ્રતિજ્ઞાઓ જ લેવાનું કાર્ય થતું હોય એવો દેખાવ થઈ રહ્યો હતો. અમૂલ્ય વખતના બચાવ અર્થે સર્વે ભાઈઓને પોતપોતાને સ્થાને જ બેઠા રહી અંતઃકરણથી જ એવી પ્રતિજ્ઞાઓ કરી લેવાની સુચના કરવામાં આવી હતી. ત્યાર બાદ **રા.નારણભાઈ રામજીએ** જણાવ્યું કે :-

બંધુઓ ! તમને જાણીને નવાઈ લાગશે કે આજે જેમ પ્રતિજ્ઞાઓ લેવાય છે તેમ જ્યારે આપણી સમસ્ત જ્ઞાતિની મહાસભા એક વખતે બાવળામાં થયેલી તે પ્રસંગે મારા મોટા બાપા વિશ્રામ ભોજાએ એવી પ્રતિજ્ઞા લીધી હતી અને તેમની પાછળ પ્રેત ભોજન નહીં કરવાની અમને આજ્ઞા કરી હતી. વળી મહાસભાની એક બેઠક જ્યારે મુંબઈ થયેલી તે પ્રસંગે મારા પિતાશ્રીએ પ્રતિજ્ઞા કરતાં મારી પાસે પણ એવી પ્રતિજ્ઞા લેવડાવેલી કે તેમની પાછળ અમારે કારજ વરા જેવું કંઈ ભોજન કરવું નહિ. અમારા તે વડીલો આજે સ્વર્ગવાસી થયા છે અને તેમની ઈજ્જત

પ્રમાણે અમારે જરૂર મુંઠી અનાજ વાપરવું ખપે ! અમને અમારી ઈજ્જત કરતાં અમારો ધર્મ વધારે વહાલો છે એટલે મરણ પાછળનું શાસ્ત્ર વિરુદ્ધ જમણ કરવું એ અમને તો રૂચે જ ક્યાંથી, પરંતુ જ્યારે જ્યારે અમારા સગાં-સંબંધી અમને તે માટે આગ્રહ કરે છે ત્યારે અમે કરેલી પ્રતિજ્ઞા અને અમારા વડીલોએ જ્ઞાતિ સ્થિતિનો વિચાર કરી તે રીવાજ પ્રત્યે બતાવેલો ખેદ યાદ આવ્યા સિવાય રહેતો નથી. ગમે તેવા અંતરના સગા સંબંધીની પણ એ વાત અમે કબુલ રાખતા નથી. ઘણા પ્રસંગે અમારે કંઈ કંઈ સાંભળવું પડે છે, સહન ન થઈ શકે તેવા શબ્દો અમારે ગળી જવા પડે છે. અમારો એ નિમિત્તે સંકલ્પ છે અને તેનો લાભ લેવા વીરાણી ગામ હજી તૈયાર હોય તેમ અમને જણાતું નથી. ગામના આગેવાનોને અમે વિનંતી કરી છે કે જ્યાં સુધી ગામની હયાતી હોય ત્યાં સુધી મડદાંને બાળવાનો જે ખર્ચ થાય તે ઉઠાવી લેવા અમે તૈયાર છીએ. મતલબ કે આપણી જ્ઞાતિમાં જેના મરણ થાય તેના શબને બાળવાનાં લાકડાં પુરા પાડવા અમે બંધાઈએ છીએ. વીરાણી ગામના ભાઈઓ પાસે ત્રણ વર્ષની મુદ્દત માટે અમારી આ માગણી ખુલ્લી છે અને તે મુદ્દત પુરી થયે વીરાણી ગામ અમારી વિનંતી જો ન સ્વીકારે તો અમે તે લાભ બીજા ગામને આપવાના છીએ (તાળીઓ). બંધુઓ ! આપની સમક્ષ આ વાત લાવી કોઈ મોટાઈ બતાવવાનો મારો ઈરાદો નથી પણ અંતિમ હેતુ એ છે કે અમારે અમારો સંકલ્પ જ્ઞાતિને જણાવવો જોઈએ અને તેથી મેં કહી દીધો છે. વીરાણી ગામના જે જે ભાઈઓ અહીં હોય તેમને અમારી વિનંતીનો વિચાર કરી જોવા હું ભલામણ કરું છું.
ઉપર પ્રમાણે કાર્ય ખલાસ થતાં ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો અને નીચે મુજબ બંને ઠરાવ ગામ રવાપરવાળા **ભાઈ લાલજી સોમજીએ** રજુ કર્યો હતો.

## ઠરાવ ૫ મો

વિદ્યા એ સર્વોત્તમ શક્તિ હોવાથી તે પ્રાપ્ત કરવા કરાવવા અને પોતાના પુત્ર-પુત્રીઓને કેળવણી આપવા આ પરિષદ દરેક ભાઈને વિનંતી કરે છે, તેમજ જ્ઞાતિ આગેવાનો પાસે જે જે પ્રકારના ફંડો અથવા જ્ઞાતિના પૈસા હોય તેનો જ્ઞાતિમાં કેળવણી અર્થે સત્વર ઉપયોગ કરવા સભા ઠરાવ કરે છે અને તે માટે આગેવાનોને સુચના કરે છે.
પ્રમુખ સાહેબ, જ્ઞાતિ ભાઈઓ અને બહેનો,

મેં કેળવણી સંબંધીનો ઠરાવ વાંચી જોયો તે આપ સર્વે ભાઈઓએ સાંભળ્યો છે. મારે તમોને પ્રથમ સમજાવી દેવું જોઈએ કે હું એટલો બધો કેળવાયેલો નથી પણ એક ઉમંગથી આપ ભાઈઓની સમક્ષ ઉભો થયો છું માટે મારા ટુટા ફીટા બે શબ્દો જે આપને કહું તે સાંભળશો.

ભાઈઓ, કેળવણી - વિદ્યા વિશે એક વિદ્વાને કહ્યું છે કે :-

**સાર્થક જન્મ તણું થવા સુધારવા નીજ કુળ**
**સદ્‌વિદ્યા સાધન ખરું સર્વ સુખનું મુળ.**

પોતાના જન્મનું સાર્થક કરવું હોય અને પોતાની જ્ઞાતિનું ભલું કરવું હોય - શુભ ચાહવું હોય તો સદ્‌વિદ્યા એ જ બધી વાતનું અને સુખનું મુળ છે.

આપણી આવડી મોટી સાગર જેવડી જ્ઞાતિ ઉપર નજર કરશો તો આપણી નાત બીજી સુધરેલી નાતો કરતાં ઘણી મોટી છે પણ કેળવણીમાં ઘણી પછાત-છોટી છે. કેટલાક ભાઈઓ આપણા માટે કહે છે "પુરુષો સેંકડે પાંચથી દસ ટકા ભણેલા છે" પણ હું તો કહું છું કે પાંચ કે દસ તો શું પણ એકાદ કે બે ટકા પણ કોઈ પુરા ભણેલા નથી. જ્યાં

પુરૂષોમાં આવી કેળવણી છે ત્યાં કન્યા કેળવણી - છોકરીઓને ભણાવવાની તો વાત જ કરવી ક્યાં રહી? બંધુઓ, આ શું આપણા જેવી વિશાળ જ્ઞાતિના માટે ઓછી શરમની વાત છે, હું સંપ્રમાણ કહું છું કે આપણાથી કેટલીક બીજી ઉતરતી જ્ઞાતિઓ કરતાં પણ આપણામાં વિદ્યાની ઘણી ખામી છે અને એ મોટામાં મોટી ખામીના લીધે જ આપણને અન્ય જ્ઞાતિઓ આગળ શરમાઈને નીચું જોવું પડે છે. તે કેળવણીનો જેમ બને તેમ સત્વર ઉપાય લો કે જેથી આપણી જ્ઞાતિનું મુખ ઉજળું થાય અને પીરાણાપંથ રૂપી જે કાળી ટીલી આપણા શીરે ચોંટેલી છે તે ઉતરે. આપણી જ્ઞાતિની અંદર જ જે કેળવાયેલા ભાઈઓ છે તેઓના મુખ કમળ ઘણાં તેજસ્વી અને પ્રફુલ્લિત જોવામાં આવે છે પણ જેઓ બીન કેળવાયેલા છે તેમને આજે કેટલો બધો પસ્તાવો થતો હશે તે તેઓના મુખ ઉપરથી જ જણાય છે.

ભાઈઓ ! વિદ્યાનું સામાન્ય જ્ઞાન મેળવવાથી સંસાર વહેવારની અડચણો દૂર થાય છે. તેમ નવાં નવાં પુસ્તકો અને પેપરો વાંચવાથી કાંઈ ને કાંઈ નવીન શીખી શકાય છે. જેમ જેમ શાસ્ત્રો વાંચીને તેનો વિચાર કરવામાં આવે તેમ તેમ વિશેષ જ્ઞાન જાણી શકાય છે. આ દુનિયામાં ઘણા પ્રકારના દાન છે અને તે સર્વ દાનોમાં વિદ્યા દાન અતિ ઉત્તમ દાન છે. તેને જેમ જેમ વધારે દેવામાં આવે તેમ તેમ વધે છે અને તે બમણું થાય છે. બુદ્ધિશાળી અંગ્રેજોએ કેળવણી લીધી છે અને પોતાના પરિચયમાં આવનાર દરેકને તે કેળવે છે જેથી તેની વિદ્યા દિવસે દિવસે વધતી આવે છે અને તેના પ્રતાપે તેઓ આજે લગભગ અડધી દુનિયા ઉપર રાજ્ય કરે છે. આપણાથી ઉતરતી દરેક કોમો આજે કેળવણી લેવા માંડે છે ત્યારે આપણે ઘરના ખૂણામાં પડ્યા પડ્યા પીરાણાના પરચા યાદ કરીએ છીએ. અફસોસ ભાઈઓ, હવે પરચાની વાતો મુકો અને વિદ્યા લો અને પોતાના કુમળા બાળકોને કેળવો કે જેથી આપણે અન્ય જ્ઞાતિઓની હરોળમાં ઉભા રહી શકીએ. અતિશે દિલગીર થાઉ છું કે મારા બાપે મને ભણાવ્યો હોત તો જરૂરથી આખી જ્ઞાતિના ગામે ગામ ફરી જ્ઞાતિ ભાઈઓને જરૂરથી કેળવણીની જરૂરિયાત સમજાવત.

બંધુઓ એક રશિયને કહ્યું છે કે કોઈ પણ દેશ અથવા પ્રજાને કેળવણી આપો એ કેળવણીની સાથે જ તેને ઉન્નતિ મળશે. તમારે તમારી જ્ઞાતિનો, તમારા દેશનો અને સાથે તમારો પોતાનો ઉદ્ધાર કરવો હોય તો જેમ બને તેમ કેળવણીનો વધારો કરો અને જેમ કેળવણીનો તમારી જ્ઞાતિમાં, તમારા દેશમાં, તમારા ભાગમાં વધારો કરશો તેમ તેમ તમારામાં પૈસા-લક્ષ્મીનો વધારો અને તમારા બાળકોના આશીર્વાદ તમોને મળશે.

ઉપરના ઠરાવને અનુમોદન આપતાં મુંબઈ યુવક મંડળના સેક્રેટરી ભાઈ રતનશી ખીમજીએ વિદ્યા પ્રાપ્ત કરવાની જરૂરિયાત સમજાવી હતી અને માત્ર ભાષા જ્ઞાનની ખામીથી કેટલું સોસાવું પડે છે તેનો એક દાખલો - તલાટી અને પટેલની વાર્તા આપી સમજાવ્યું હતું. વળી આ ઠરાવની પુષ્ટિમાં ભાઈ માવજી વાસણ માસ્તરે સારું વિવેચન કર્યું હતું અને રા. કે.બી.પટેલે કેળવણીના ફાયદા બતાવી બાળકોને ભણાવવાની અગત્ય સમજાવી હતી અને ત્યાર બાદ સદરહુ ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો અને રાતના આઠ વાગે સભાની બેઠક બીજી વખત થવાની સુચના આપી સભા બરખાસ્ત કરવામાં આવી હતી.

આજ બપોર પછીની મુલતવી રાખવામાં આવેલી બેઠકનું કામકાજ રાતના નવ વાગતાં ફરીથી શરૂ કરવામાં આવ્યું હતું. મંગળાચરણમાં બાળકોએ એક કવિતા ગાઈ હતી અને ભાઈ ભાણજી ડાયાએ કુળદેવીની સ્તુતિ કરી હતી તેમજ ભાઈશ્રી કે.બી.પટેલે પણ ઈશ્વરની સ્તુતિ કરી હતી જે પૂર્ણ થયા બાદ ઠરાવો પસાર કરવાનું કામ ચાલુ થયું હતું અને નીચે જણાવેલો ઠરાવ ગામ વીરાણીવાળા ભાઈશ્રી નારાયણજી રામજી ભાઈએ રજુ કર્યો હતો.

## ઠરાવ ૬ ઠ્ઠો.

**છુટાછેડા એટલે છુટકાના રીવાજને નામે પ્રચલિત, અતિ શરમ ભરેલા અને નાલાયક રીવાજ તરફ આ સભા તિરસ્કારની દષ્ટિએ જુએ છે અને તેને સદંતર નાબુદ કરવા આ સભા દરેક જ્ઞાતિ ભાઈઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.**

મે.પ્રમુખ સાહેબ બંધુઓ અને બહેનો. જે ઠરાવ મેં આપની આગળ રજુ કર્યો છે તે આપણી નાતની એટલી તો નાલેશી દેખાડનારો છે કે તે વાંચતાં જ મને તો ખેદ થઈ આવે છે. લગ્નની ગાંઠથી જોડાયેલા સ્ત્રી-પુરૂષો એકબીજાથી છુટાં કેમ પડી શકે એ વાત મારા તો ખ્યાલમાં જ આવી શકતી નથી. પરંતુ જ્યારે હું આપણી કોમની રહેણીકરણી વિશે ઉંડો ઉતરી જાઉં છું ત્યારે જે અનેક પ્રકારની અધોગતિ થઈ રહેલી છે તેના મુળમાં મને અધર્મયુક્ત બંધન નજરે પડે છે.

ધર્મના સિદ્ધાંતો વિરુદ્ધ જ્યારે જનસમાજમાં રીતરીવાજો બંધાય છે ત્યારે તે જાતીઓને અધોગતિ પ્રાપ્ત થાય છે એટલા માટે શાસ્ત્રકારોએ કાયદાઓ બાંધતાં એ વાત હંમેશા કહેતા આવ્યા છે કે ધાર્મિક સિદ્ધાતોથી વિરુદ્ધ જતી હોય તેવી સ્મૃતિઓ નિયમો અથવા રીતરિવાજોનો સત્વર ત્યાગ કરવો એટલે આપને હું ટુકાણમાં જ કહીશ કે જે જે પ્રકારના રીવાજોમાં ધાર્મિક સિદ્ધાંતોનો અંશ જેટલા પ્રમાણમાં હોય તેટલા જ તે જનસમાજનું હિત કરી શકે. છુટાછેડાનો રીવાજ આપણને શરમ ભરેલો લાગે છે પરંતુ એ રીવાજ ક્યાંથી ઉદ્‌ભવે છે એનો વિચાર કરીએ તો આપણામાં અયોગ્ય અને અજ્ઞાન દશામાં થતાં બાળલગ્નો જ એ પાપનાં કારણરૂપ સમજાય છે. શાસ્ત્રોમાં જણાવેલી રીતે આપણી કોમમાં લગ્નો થતાં નથી અને તેને લઈ આવા દુઃખદ ઠરાવો પસાર કરવાની આપણને આજે ફરજ પડે છે. બેશક છુટાછેડાનો રીવાજ અનેક પ્રકારે નઠારો જ ગણાય અને તેના પ્રત્યે આપણે જેટલો તિરસ્કાર દર્શાવીએ તેટલો ઓછો જ છે. પરંતુ જેમ કોઈ પણ ઝાડને મુળમાંથી કાપી નાખ્યા સિવાય તેને ડાળા પાંખડાં ફુટતાં બંધ થતાં નથી તેજ પ્રમાણે બાળલગ્નથી જોડાયેલાં કજોડાંને લઈ આવા દુઃખદ રીવાજો બંધ થઈ શકે નહીં એ સ્વાભાવિક છે. મતલબ કે લગ્નનો પ્રાચીન ધાર્મિક પ્રથા જ્યાં સુધી ચાલુ ન થાય ત્યાં સુધી એ રીવાજ અપવાદ રૂપે રહેવાનો પરંતુ જો કોઈ અપવાદ એજ રીવાજનું સ્વરૂપ ધારણ કરી દે તો તો મહા અનર્થનું મુળ થઈ જાય. કેટલાક પ્રસંગે વરકન્યાના સંયોગો જોઈને તેઓ સુખી થાયે તે માટે આપણને તેમના છુટાછેડા કરી આપવાનું યોગ્ય લાગે છે. પરંતુ જ્યારે એ બાબત અધર્મ યુક્ત છે, આપણી ક્ષત્રિય કોમને નીચું જોવડાવનારી છે અને ઉચ્ચ હિન્દુ વર્ણમાંથી ટાળી દેનારી છે એવા એવા વિચારો આવે છે ત્યારે આપણા અંતઃકરણને દુઃખ થયા સિવાય રહેતું નથી.

બંધુઓ, હું આપને કહી ગયો કે અપવાદ રૂપે જ છુટાછેડા કરવાનો પ્રસંગ આવે પરંતુ આપણામાં તો એ અપવાદ રીવાજનું જ સ્વરૂપ ધારણ કરી બેઠો છે. ઘણા પ્રસંગે તો વરકન્યાની મરજી વિરુદ્ધ ગેઢેરાઓ પોતાની જો હુકમી સત્તા ચલાવી જબરાઈએ તેમના છુટકા કરાવે છે તેમનું આ કૃત્ય કેટલું અમાનુષી લેખાય? તમે કદાચ સાંભળ્યું હશે કે આગળના જમાનામાં રાક્ષસો પણ આવા કૃત્યો કરતા નહોતા અથવા એવા પ્રકારની અધમ જબરાઈ એકબીજા પ્રત્યે વાપરતા નહોતા. જ્ઞાતિની અનેક બાળાઓ અને બાળકો આગેવાનોના આ ત્રાસથી ધ્રૂજી ઊઠે છે. વખતે ગેઢેરાઓની મરજી નહીં સાચવી શકાય તો તેમના છુટકા કરાવશે એવી ભયભીત સ્થિતિમાં આગેવાનોના

અન્યાય અને અધર્મથી ભરેલા હુકમો મુંગે મોઢે પોતાની ઈચ્છા વિરુદ્ધ ઉઠાવી લઈ તેમના હુકમ પ્રમાણે અધર્મના માર્ગમાં પણ પ્રવૃત્તિ કરે છે. કેટલી અફસોસકારક અને દુઃખદાયક આપણી જ્ઞાતિની એ સ્થિતિ છે !

આપણે સમજી શકીએ છીએ કે લગ્નના મુળમાં જ મનુષ્ય જીવનની સાર્થકતા રહેલી છે. અજાણ્યા અને દૂરથી આવેલા જેના માબાપો વચ્ચે કોઈ જાતની સગાઈ કે સંબંધ ન હોય તેમના પુત્ર પુત્રીઓ એકબીજા સાથે જોડાઈ એકબીજાના સુખ-દુઃખના સાથી બની આ સંસારને તરી જવા માટે લગ્નની ગાંઠથી જોડાય છે. આવા ઉચ્ચ પ્રકારનો આશય જેના ગર્ભમાં રહેલો છે તેવા લગ્નોની ક્રિયાઓમાં અને વરકન્યાની એકબીજા સાથે જોડાવાની ભાવનાઓમાં કેટલી પવિત્રતા અને કેવો ઉચ્ચ પ્રકારનો પ્રેમ હોવો જોઈએ ! લગ્નની ક્રિયાઓ પ્રસંગે જ્યારે તેઓ એકબીજાના સાથી બની રહી એકજ સ્વરૂપે આ સંસારમાં જોડવાની પ્રતિજ્ઞાઓ કરતાં હશે ત્યારે તેમનામાં કેટલી ઉચ્ચ પ્રકારની પ્રેમ જ્યોત પ્રગટ થતી હશે ! આ જ્યોત ઉત્પન્ન કરતી ક્રિયાઓ કરાવનાર શું ખાનાંના મુખીઓ જેવા હશે? બંધુઓ, એ ભાવ જ્યોત ક્યાંથી ઉત્પન્ન થાયે, જે સ્ત્રી-પુરૂષોનું જીવન ગેઢેરાઓના હાથમાં હોય, જે જ્ઞાતિ અધર્મના પોષકોની આંખે જ જોઈ શકતી હોય અને જે પ્રજા ગેઢેરાઓની પાપી ભાવનાઓ અને હુકમોને પોષવાની ગુલામીમાં જ સપડાયેલી હોય તેને વિચારની સ્વતંત્રતા ક્યાંથી હોય ! છુટાછેડા જેવા પાપી રીવાજો નાબુદ કરવાનું બળ તેને કેમ પ્રાપ્ત થાય ! જ્ઞાતિની દીકરીઓ તે તો ગાયો જ લેખાય એવા વિચારો ક્યાંથી આવે ! કસાઈ જેવાં કૃત્યો કરનારા જાલીમોના હાથમાંથી ગમે તે ભોગે પણ વરકન્યાઓને બચાવી લેવાની શક્તિ એવી નિર્માલ્ય પ્રજામાં ક્યાંથી હોય ! અનેક પ્રકારની આવી દુઃખદાઈ સ્થિતિઓ થઈ પડી છે અને અનેક પ્રકારના દુઃખો સહન કરવા છતાં પણ આપણે ઉતરતા જઈએ છીએ એનું મુળ ક્યાં છે તે આપ હવે સમજી ગયા છો અને તેને જડમુળથી ઉખેડી નાંખવા તમે પ્રયત્ન પણ કરી રહ્યા છો એ જાણીને આનંદ થયા સિવાય રહેતો નથી. પરંતુ હું આપને ખાસ આગ્રહપૂર્વક વિનંતી કરું છું કે છુટાછેડાનો રીવાજ ઘણો જ નીચું જોવડાવનારો અને અમાનુષી લેખાય. માત્ર ના ઈલાજે ખાસ કારણ હોય ત્યારે જ અને તે પણ અપવાદ રૂપે જ હોઈ શકે એ વાત ધ્યાનમાં રાખશો અને કોઈ દિવસ અપવાદને રીવાજ માની લેવાની ભુલ કરશો નહીં.

ઉપરના ઠરાવને અનુમોદન આપતા **ભાઈ ખેતા ડોસા પોકારે** જણાવ્યું :- મહેરબાન પ્રમુખ સાહેબ, સદ્ગૃહસ્થો, માતાઓ અને બહેનો ! જે દુઃખદાયક ઠરાવ છુટાછેડા સંબંધીનો આપણી જ્ઞાતિના ઉદ્ધારક ભાઈ નારાયણજીએ રજુ કર્યો છે તે ઠરાવ આપણે જરૂરથી પસાર કરવો જોઈએ અને તે રીવાજ જેમ બને તેમ જલદી નાબુદ થાય તેમ કરવું જોઈએ, આ સભામાં બિરાજેલા સર્વ જ્ઞાતિ ભાઈઓને મારી એટલી જ અરજ છે કે આગેવાનો જે છુટકા કરાવે છે તેને સામે થઈ તેઓને જરૂરથી અટકાવવા જોઈએ કેમકે આપણા જેવી ક્ષત્રિય ગણાતી જ્ઞાતિને એ રીવાજ શોભતો નથી. ગેઢેરા સમજે છે છતાંય તે છુટકા કરે છે અને ગરીબ ભાઈઓને સતાવે છે તેનું કારણ પણ ખાસ ખિસ્સાં તર કરવાનું છે. તેઓ છુટકાને નામે નાણાં કઢાવીને પોતાના ખીસ્સાં તર કરી શકે છે તે બાળલગ્નનું કારણ છે. બાળલગ્ન ન થતાં હોય તો કજોડાં થાય નહી અને કજોડાં થાય નહી તો છુટકા કરાવવા પડે નહી કારણ કે તે રીવાજને લઈ પતિ-પત્નીનો ભાવ બાળકો સમજતાં નથી. ગેઢેરાઓ પણ સમજતા નથી તે પણ બાળલગ્નનું જ કારણ છે કારણ કે તેઓના મગજ પણ તેવા બાળલગ્ન કરેલા માતા-પિતામાંથી જ ઘડાયેલા છે માટે ભાઈઓ હું તમોને છુટકાના વિશે શું સમજાવું. છુટકો કરે છે તે વખતે ફારગતી લખી દેવી પડે છે અને ફારગતીમાં

ખાસ લખાય છે કે "આજ દિવસ પછી તમે મારી સ્ત્રી નહી ને હું તમારો પતિ નહીં" તમો ગમે ત્યાં જાઓ તેની આ ફારગતી કરી આપું છું. અરે ભાઈઓ કહો આવી રીતે આપણાથી થાય? આપણાથી નીચ ગણાતી જ્ઞાતિઓમાં પણ છુટકા થતા નથી પણ આપણા નીચ ગેઢેરાઓ એવા નીચ કૃત્યો કરે છે અને એક ધણી જીવતો હોવા છતાં પણ બીજો ધણી કરવાની છુટ આપી વ્યભિચાર કરતાં શીખવાડે છે. ભાઈઓ, શાસ્ત્રોમાં એક જ પતિ કહેલો છે તેથી બીજો ધણી કરે તો તે વ્યભિચારીણી થાય છે. તો બંધુઓ એક ધણી મરી જાય તો પણ બીજો ધણી કરી ન શકાય ત્યારે આપણા ગેઢેરાઓ જીવતો ધણી છતાં પોતાની દીકરીઓને બીજો ધણી કરવાની છુટ આપે છે. કહો ભાઈઓ આ વ્યભિચાર નહી તો બીજું શું કહેવાય? માટે સર્વે ભાઈઓ એક મત થઈ આ ઠરાવ પાસ કરશો એવી મારી તમોને ખાસ ભલામણ છે.

ઉપરોક્ત ઠરાવને પુષ્ટિ આપતાં રાજમાન કે.બી.પટેલે એક અસરકારક ભાષણ કર્યું હતું અને આ રીવાજ કેટલો દુષ્ટ અને અમાનુષી છે તે તેમણે સ્પષ્ટ કહી બતાવ્યું હતું. તેથી જનસમાજ ઉપર તેની સારી અસર થઈ હતી અને સઘળા ભાઈઓની સંમતિ મળતા ઉપરનો ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો પ્રમુખ સાહેબે જાહેર કર્યો હતો.
આગેવાનોના જુલ્મ સંબંધીનો નીચે જણાવેલો ઠરાવ ભાઈ **રતનશી શીવજી પરિષદના સેક્રેટરીએ** રજુ કર્યો હતો.

## ઠરાવ ૭મો

**આ સભાનો એવો મજબૂત અભિપ્રાય છે કે ગેઢેરા કિંવા આગેવાનો દેશમાં રહે છે તેઓ પોતે જ્ઞાતિના આગેવાન છે એવું ખોટી રીતે માની લઈ આપણા જે ભાઈઓ સનાતન હિન્દુ ધર્મ પ્રમાણે ચાલે છે તેમને પીરાણાના અધર્મયુક્ત પંથમાં બાંધી રાખવા અને સમસ્ત જ્ઞાતિને તેમાં ડુબતી રાખવા પ્રયત્ન કરે છે અને તેમની ઈચ્છાને આધિન નહીં થનારને જ્ઞાતિ બહાર કરે છે અને કામ ધંધાર્થે પરદેશમાં રહેતા ભાઈઓના કુટુંબીઓને ત્રાસ આપે છે, દંડ કરે છે અને ઘણી રીતે કનડગત ઉભી કરે છે, વળી દશોંદ જેવા લાગાઓ ઉઘરાવી જ્ઞાતિ પંચના પૈસાનો હિન્દુ કોમને છાજે નહીં તેવા અધર્મયુક્ત માર્ગે કોરીઓનો વ્યય કરે છે, ઉઘરાવેલા નાણાંનો હિસાબ બહાર પાડતા નથી, ન્યાય કરવાના બહાને અસહ્ય અન્યાય ગુજારે છે, એટલા માટે ઠરાવ બીજામાં જણાવેલા આગેવાનોને ખબર આપવાનો ઠરાવ કરવામાં આવે છે કે :-**

**"પોતે જ્ઞાતિના આગેવાન કિંવા ગેઢેરા છે અને પોતાને સત્તા છે એમ માની લઈ જ્ઞાતિ તરફનું કોઈપણ કામ તેમણે કરવું નહીં."**

**વળી એવો પણ ઠરાવ કરવામાં આવે છે કે સદરહુ આગેવાનો જ્ઞાતિ પરિષદના ઠરાવો અને વિનંતીઓ જાણ્યા છતાં અજ્ઞાન અને ભોળા ભાઈઓ ઉપર જુલ્મ ગુજારતા કે તેમને નાત બહાર કરતા જો બંધ ન થાય અને ગેઢેરાપણું કરતા જણાય તો તેમને તેમ કરતા કાયદેસર રીતે અટકાવાની આ પરિષદ જ્ઞાતિના દરેક મંડળના મેમ્બર અને વ્યક્તિને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.**

મહેરબાન પ્રમુખ સાહેબ, પ્રિય ભાઈઓ માતાઓ અને બહેનો !

મેં જે આગેવાન ગેઢેરાઓના જુલમ સંબંધીનો ઠરાવ રજુ કર્યો છે તેના પહેલાં હું આપની ક્ષમા ચાહું છું કારણ કે ગેઢેરા વિરુદ્ધ બોલવું અને એક આફતને સ્વીકારવી એ પ્રમાણેની આપણી હાલની દશા છે તો પણ મેં, આફત

આપ ભાઈઓના આગ્રહથી સ્વીકારી છે તેથી આપ મારું બોલવું શાંતિથી સાંભળશો.

બંધુઓ ! આગેવાનો સંબંધી મારા પાછળ પણ ઘણા ભાઈ બોલનારા છે તેથી હું આપનો અમૂલ્ય વખત જાજીવાર નહી લેતાં ખાસ મારા ઉપર જ ગુજરેલા જુલમ સંબંધી આપને કહું છું તે સાંભળો. થોડા વરસ પહેલાં મારો પણ ગેઢેરાઓ ઉપર અનહદ વિશ્વાસ હતો અને તે વિશ્વાસને લઈને મેં એક હેન્ડબિલ છપાવ્યું હતું જેની અંદર એક પુસ્તક મારા તરફથી બહાર પડશે એવી જાહેર ખબર આપી હતી. ભાઈઓ, તે પુસ્તક મેં ખાસ આપણી જ્ઞાતિના એક વીર કેશરી અને ઉદ્ધારક ભાઈ નારાયણજી અને તેના મંડળના ભાઈઓ વિરુદ્ધનું લખ્યું હતું અને તેની અંદર પીરાણાના કાકાઓ અને આપણી જ્ઞાતિમાં જે આગેવાનો કિંવા ગેઢેરા કહેવાય છે તેના વખાણ કર્યા હતા જેના પુરાવા સંબંધી મારું તે પુસ્તક મેં પીરાણાના નથુ કાકાને કાચુ મેટર વાંચવા આપેલ હતું. જે વાંચીને કાકો લખમણ અને નથુ બંને રાજી પણ થયા હતા. હવે તે પુસ્તક તો ત્યાં રહ્યું પણ પુસ્તક છપાવવાની જાહેર ખબર વાંચીને આગેવાનોની આંખે અંધારાં આવ્યા અને ગામ ઘડાણીમાં કણબી કચરા કાનજી નુખે હળપાણી, જેણે કરાંચીમાં આપણી જ્ઞાતિમાં એક બાઈથી વ્યભિચાર કરેલ તેનો જ્ઞાતિ પંચને ખબર પડવાથી રૂા.૧૮૦ દંડ પણ ભરેલ છે, તેના બાપનો દાડો-ધર્મ વરો કરેલ હતો. ત્યાં ભેગા થયા હતા ત્યાં આ પેપર તેણે વાંચ્યું અને મારી એક મહાન ભુલ તેણે કાઢી, તે ભુલ કઈ કે જે મેં રતનશી શીવજી એવું લખ્યું હતું તે ! તેથી કરીને તેણે એકદમ મારા પિતાશ્રીને તેડાવીને કહ્યું કે તમારો છોકરો કાલે હજી ઉઘાડો ફરતો હતો તે આજે છાપાં કાઢીને રતનાને ઠેકાણે રતનશી નામ લખે છે માટે તમારો દંડ કરશું ! મારા પિતાશ્રીને કોરી ૨૫ દંડ કર્યો. તે વખતે ગામ દયાપરના પટેલ દાના ડાયાએ તે લોકોને ખુલ્લે ખુલ્લું સમજાવી દીધું કે આવા છાપાનો તમોએ દંડ કર્યો છે તો હવે આવો તમારા અન્યાય જાજીવાર ચાલશે નહી આવું કહેવા છતાં પણ એ નીચોએ માન્યું નહી ને મારો દંડ કાયમ રાખ્યો.

બંધુઓ, તે દિવસથી મારા દિલની અંદર મેં ખ્યાલ કર્યો કે આ લોકોને સુધારાવાળા ભાઈઓ કહે છે જે ઊંટ જેવા છે તો તે વાત ખરેખરી છે, કે તેને ભલા કે બુરાનું પણ જ્ઞાન નથી. તે દિવસથી મેં એ જુલમી આગેવાનોના સંબંધી વિચાર કરવા માંડ્યો ને ભાઈ નારાયણજી વિગેરેના લેખો દિલ દઈને વાંચવા લાગ્યો. તેથી જ આજે આપ ભાઈઓની બાજુમાં બેસી શક્યો છું. નકાં આજે જેમ આપણા જુના વિચારના ભાઈઓને બિચારાને પરિષદના મંડપમાં આવવાની ઉમેદ થાય છે પણ આગેવાનોની બીકથી આવી શકતા નથી તેમ હું પણ એક શ્વાનની માફક જીભ બહાર જ ફેરવ્યા કરત જ પણ આપ ભાઈઓના અમૃત સમાન વચન, શબ્દો સાંભળી શકત નહીં.

હવે હું અસલ વિષય ઉપર આવું છું કે જ્યારે પહેલી પરિષદ ભરાણી ત્યારે મારા પૂજ્ય પિતાશ્રી અત્રે હાજર હતા. તે વખતે તેણે મને પરિષદમાં ભાગ લેવા દીધો નહી, તેના કેવાથી કે આપણે આગળ પણ નાતમાં પાધરા છીએ ને વળી પણ તું પરિષદમાં ભાષણ દઈશ અને રીસેપ્સન કમિટિમાં નામ નોંધાવીશ તો વળી પણ નાતીલા તને વધારે હલાક કરશે. તેથી ભાઈઓ હું ગઈ બેઠક વખતે આપની સેવા કરવાથી હીન ભાગ્ય રહ્યો હતો છતાં પણ તે નીચ આગેવાનોએ હું અને મારા પિતાશ્રી હજી કરાંચીમાં જ હતા ને દેશમાં મારી દાદીમા અને મારી પૂજ્ય માતુશ્રી હતાં તેને તે લોકોએ નાત બહાર કર્યા. કહો ભાઈઓ, આ જુલમીઓને કાંઈ પણ વિચાર છે, બુદ્ધિ છે? હું પરિષદમાં આવ્યો નહી, જ્ઞાતિ આગેવાનોને બીજા કશા સંબંધી બોલ્યો નહી છતાં પણ મારા ઉપર નહી પણ મારી વૃદ્ધ માતાજીઓ ઉપર તેઓએ જુલમ ગુજાર્યા - નાત બહાર કર્યા. તે પછી અમો જ્યારે વિવાહ કરવા દેશમાં ગયા હતા

ત્યારે અમોએ અમારા ગામના મુખી દેવશી લધાને ઘણું જ સમજાવ્યું પણ મુખી બિચારો શું કરે કે ગેઢેરાને તો ભુત મારું જ ભરાણું હતું. તેથી તે કાંઈ પણ સલાહ આપી શક્યા નહીં. અમો અનેક વખત નેત્રે કરમશી ગેઢેરા પાસે ગયા તો તેણે અમોને એવી વાત કહી કે તમો પીરાણા ધર્મને માનશો, સૈયદોને ગુરૂ કરશો ને ઘરમાં બેસી ખવરાવશો અને ગેઢેરા જેમ કહે તેમ કરશો એવી કબુલાત આપો અને સ્ટેમ્પના પાના ઉપર લખી આપો તો તમોને નાતમાં ભેળવશું, નકી નહી. તે સાંભળી મારા પિતાશ્રીને પણ ગુસ્સો આવ્યો અને કહ્યું કે ભાઈ મારાથી સૈયદને તો બિલકુલ મનાશે નહી, તેને હું અને મારા સંગતિમાંથી કોઈ પણ ગુરૂ કરશું નહી અને નાત બહાર પણ હવે જાજા દિવસ રહેશું નહી માટે તું શું મને જવાબ દ્યો છો? ત્યારે કરમશીએ અમોને વિથોણમાં નાત ભેળી થાય ત્યારે આવજો તો ત્યાં તમારો ફેંસલો પાડશું, આવું કહીને રજા આપી. અમો વિથોણ ગયા અને જોયું તો સર્વે આગેવાનો ત્રણે પાંચાડાના આવેલા હતા. પાંચથી છસો માણસો હતા, તો તેની વચ્ચે ભાઈ રતનશી ખીમજી ખેતાણીએ તેઓને એવું સમજાવ્યું કે તેઓ ત્યાંથી પોતાના ધોળાં મોઢાં લઈને વીરાણી સભાના રીપોર્ટ મુજબ ઉંધી આંગડીઉ પહેરીને ભાગ્યા ! તે એક એક થઈ ગયા, તે વખતે અમો કરમશીને કહ્યું તો કહે કે તમો મથલ આવજો. ત્યાંથી નેત્રાનું કહ્યું અને ત્યાં પણ ફેંસલો પાડ્યો નહી તે વખતે અમો તેઓને કાંઈ પણ હજી કહ્યું નહી ને ચુપ બેઠા રહ્યા. ભાઈઓ મારા ઉપર તે જુલમગારોએ એટલે સુધી જુલમ કર્યો છે કે જેનું વર્ણન કરું તો પુસ્તક ભરાય અને તે સર્વ જુલમ હું મને વખત મળે " કરાંચી યુવક મંડળના તરફથી નીકળતા મણકાની અંદર " આગેવાનોની ઉદ્ધતાઈ અને ગરીબનું ગળું? આ નામથી લેખ છપાવીને બહાર પાડીશ પણ હાલમાં તો આપનો અમૂલ્ય વખત લીધો છે તેના માટે માફી માગીને આ ઠરાવ પસાર કરવાની વિનંતી કરીને વિરમીશ.

ઉપરના ઠરાવને ટેકો આપતાં ભાઈ **રતનશી ખીમજી ખેતાણી** મુંબઈ ઘાટકોપર યુવક મંડળના સેક્રેટરીએ જણાવ્યું કે :-

મહેરબાન પ્રમુખ સાહેબ, પ્રિય જ્ઞાતિ બંધુઓ, માતાઓ અને બહેનો !

આગેવાનોના જુલમ અને ત્રાસથી જ્ઞાતિની જે અધોગતિ થઈ રહી છે તેનું સંપૂર્ણ વર્ણન કરવા બેસું તો રામાયણ અથવા મહાભારતના ગ્રંથો કરતાં તેનો વિસ્તાર વધી જાય તેમ છે. આગેવાનોની કાર્ય કીર્તિ અને તેઓના ચારિત્રની થોડી ઝાંખી મેં વીરાણી સભામાં કહી હતી અને તેનો રીપોર્ટ છપાયો છે તેમાં તે મોજુદ છે. મારું ધારવું એવું હતું કે આગેવાનો પોતાનું ચારિત્ર અને જુલ્મીપણું તેમજ જ્ઞાતિ ઉપર જે દમનનીતિ ચલાવે છે તેના માટે તેઓ કાંઈક સમજશે પરંતુ આગેવાનોએ તો આંકેલ અલાઈઆની માફક વૃત્તિ અંગીકાર કરી છે. તેઓને લાજ કે શરમ આવે તેમ નથી. મને પોતાને એ આકેલ આખલાઓના ચારિત્ર કહેતાં શરમ આવે છે. તો પણ હું આગેવાનોના જુલમના ઠરાવને ટેકો દેવા ઉભો થયો છું તો મારે પણ કંઈક કહેવું જોઈએ. જેથી હું ઉગમણા પાંચાડાથી શરૂઆત કરીશ અને આગેવાનોના ચારિત્રના ગુણાનુવાદ સાંભળી પછી આપને યોગ્ય લાગે તો એ જાલીમ શેતાનોના ગુલામ બનવું હોય તો બનજો અથવા તેઓના જુલમને નિર્મુળ કરવા તેનું કંઈ પણ ન સાંભળવા ઈચ્છતા હો તો તેમ કરજો. આટલી પ્રસ્તાવના કર્યા પછી હું વીરાણી સભાની માફક માનકુવા ગામથી જ શરૂઆત કરું છું અને આપ તે શાંતિથી સાંભળશો. જ્ઞાતિના ભાઈઓ અને બહેનોને આંખે ઉંધા પાટા બંધાવનાર, જ્ઞાતિને મુસલમાની રાહત ઉપર લઈ જનાર અખૈઈ મુખી તો ભેસ્તમાં સદરુદીન કબીરદીનના પડખે બેસી સ્વર્ગનું સવા લાખ વર્ષનું રાજ્ય

ભોગવવા ચાલ્યા ગયા છે, તો પણ તેઓ પોતાની પાછળ ગામ માનકુવાના કેટલાક પટેલોને પોતાનો વારસો સોંપતા ગયા છે. હાલમાં માનકુવામાં સોમજી પટેલ ગેઢેરા ગણાય છે અને પટેલ રામજી દેવજી નાતના આગેવાન અને પોલીસ પટેલનો હોદ્દો ભોગવે છે. આ બે પટેલોમાં સોમજી પટેલ ફક્ત હોળીનું નાળીયેર થાય છે અને શિકાર મારવામાં તો રામજી દેવજી પ્રથમથી પંકાયેલ છે જ. મેં તો વીરાણી સભામાં રામજી દેવજીએ એક વટલેલ બાઈને ઘરમાં બેસાડી છે તેના માટે નાત કંઈક તેને પૂછશે તેવું કહ્યું હતું, પરંતુ તેવું કોઈએ તેને પૂછ્યું નહીં. આગેવાનોને તે કોણ પૂછે? વીરાણી સભાનો રીપોર્ટ છપાયો તેમાં રામજી દેવજી પટેલની વાત આવી તેથી પટેલ ખીજવાણા અને સુધારાવાળાને ખૂબ ગાળો આપી અને લોકોને મોઢે કહેવા લાગ્યા કે રતનશી ખીમજી જો માનકુવાનો હોત તો હું તેની ખબર લેત ! મારી હજુ તેણે ખબર કંઈ લીધી નથી પરંતુ આપણા ગરીબ જ્ઞાતિ ભાઈઓની ખબર ઠીક લે છે ! જે એના માથાનો મળે છે તેને તો તે કંઈ કહી શકતો નથી. પ્રથમ કરાંચી પરિષદમાં ભાગ લેનાર અને માનકુવા ગામના ભાઈઓ સભામાં ભાષણ સાંભળવા આવ્યા તેને નાત બહાર કર્યા એટલું જ નહીં પણ જે ભાઈઓએ કરાંચીની સભામાં ભાષણો સાંભળ્યાં તેના માબાપોને માનકુવામાં નાત બહાર કર્યા. પાડાના વાંકે પખાલીને ડામ ! પરંતુ હું રામજી દેવજી પોલીસ પટેલને કહું છું કે તારામાં બળ કે શક્તિ તો માત્ર જેઓ જ્ઞાતિમાં નિર્દોષ અને વૃદ્ધો છે તેમને નાત બહાર કરવાની છે. કલંકથી ભરેલો રામજી પટેલ કરાંચી સભાના પ્રમુખ રાજાભાઈ રામજી કે જેણે માનકુવા ગામમાં રામજી પટેલની છાતી ઉપર પોતાની (?) દીકરીના વેદવિધિ અનુસાર ચોરીથી લગ્ન કર્યા અને પીરાણા ધર્મની ક્રિયાઓને જડમુળથી ઉખેડી નાંખી તેનો કેમ વાળ વાંકો કરી શક્યો નહીં? ઉગમણા પાંચાડાના તમામ આગેવાનો આ પટેલે તેમજ સોમજી પટેલે ભેગા કર્યા પરંતુ કોઈથી રાજાભાઈનો વાળ વાંકો થઈ શક્યો નહીં. માટે ભાઈઓ ! જો આપણામાં હિંમત હોય તો આગેવાનોની આપખુદીને રફે દફે કરવામાં કંઈ હરકત નથી. આ વાતનો માનકુવા જેવા ગામમાં રાજાભાઈ સામજીનો પટેલોના માથે પગ મૂકીને ચાલવાનો દાખલો તાજો જ છે.

દેશલપુરના મનજી પટેલ હવે કાંઈક ડાહ્યા થયા છે. તો પણ ઘણા વખતથી જુલમી સત્તા ભોગવેલી તે વખતે યાદ આવી જાય છે ત્યારે કંઈક કંઈક છબકલુ કરી લે છે. આ પટેલે દ્વિઅર્થી રમત રમવા માંડી છે. સુધારાવાળા મજબુત પગે ઉભા છે તેથી એનો વિજય થશે આવી ભાવના આ પટેલને થઈ છે એમ સાંભળ્યું છે છતાં પ્રસંગ આવે છે ત્યારે આગેવાનોને ગુંચવાડો ઉભો થાય છે તેનો પણ પટેલ નિકાલ કરી આપે છે. એટલે સાધારણ રીતે સુધારકોની મહેરબાની મેળવે છે. તેટલે જ દરજે આગેવાનો ઉપર પણ પોતાનો હાથ રાખે છે. માટે મારી તો સલાહ છે કે મનજી પટેલ ગમે તેના એક પક્ષમાં રહેવું નહી તો પોતાની સ્થિતિ કફોડી કરશે. ખરી રીતે તો પોતે આખી જિંદગીભર જ્ઞાતિ ઉપર જુલમી સત્તા ચલાવી છે તેનું જલદીથી પ્રાયશ્ચિત કરી નાખવું જોઈએ એવી હું મનજી પેથા પટેલને જ ભલામણ કરું છું.

ત્યાર પછી મારે આપણી જ્ઞાતિમાં બહાદુરેજંગ અલાઉદ્દીન ખૂનીના અવતારરૂપ મનાતા ગામ મંગવાણાના હીરા પટેલ અને કુરબઈના જસા પટેલ ઉર્ફે પોતાને ફતેહમમદ ! તરીકે ઓળખાવનાર વીર બહાદુર પટેલની ઓળખાણ કરાવું છું. આ પટેલોના ચારિત્રની આજ દિવસ સુધીની તેમની કાર્ય કીર્તિની મ્લેચ્છ નોંધ કોઈએ લીધી નથી. તેમજ વીરાણી સભામાં હું જ્યારે ભાષણ કરવા ઉભો થયો હતો ત્યારે મને આ બે વીર નરોના ગુણોની ખબર નહોતી, જેથી મેં તે વખતે તેમને વીસારી દીધા હતા. પરંતુ આ બંને પટેલો સાથે મને એક વખત ખાસ મુકાબલો

થયો છે અને ત્યારથી જ આવા જ્ઞાતિની અધમ દશા કરનારા રત્નો (?) અંધારામાં રહી જાય એ વાત ઠીક નહી, તેથી આજના શુભ પ્રસંગે તેઓની એક કથા હું આપની પાસે રજુ કરું છું તે કૃપા કરી સાંભળશો અને પછીથી આવા શેતાનોના ગુલામ થવાનું તમને ઠીક લાગે તો આપની ઈચ્છા ! અથવા તેના વિચારોને ઠોકરે મારવા હોય તો પણ આપની ઈચ્છા ! હું તો આવા અધમજનોના પડછાયે પણ ઉભા ન રહેવાની આ સભામાં પધારેલા ભાઈઓ તેમજ બહેનોને ભલામણ કરું છું.

મંગવાણાનો હીરો પટેલ અને કુરબઈના જસા પટેલની એક જાણવા જેવી હકીકતનો ઈતિહાસ મારી રૂબરૂ થયેલ વાતચીત છે તે હું આપને જણાવું છું. ગામ મંગવાણામાં રાજો કેબ્રીઓ એવા નામથી ઓળખાય છે તે ભાઈ ખાસ હીરા પટેલ તથા જસા પટેલની કંપનીનો એક નમુનેદાર મિત્ર કહો, કે તેનો શીષ્ય કહો ગમે તે કહો જોઈએ તો હીરા જસા કંપની પટેલનો ગુલામ કહો. તે ભાઈ રાજા કેબ્રીઆને એક બાયડી હયાત છતાં બીજી સ્ત્રી કરવાની ઈચ્છા થઈ જેશી મંગવાણાના કોહીનુર સમાન ચળકતા હીરા પટેલ આગળ વાત કરી કે, મારી આમ બાબત છે ! જેથી મંગવાણાના હીરા પટેલે પોતાના શિષ્ય માટે ગામ વીરાણીના કણબી ગોવા પોકારની દીકરી બેન ભચીબાઈની સાથે ભાઈશ્રી રાજા કેબ્રીઆનો સંબંધ નક્કી કર્યો. ભચીબાઈ સ્વભાવે રાંક અને ભોળી હોવાથી સંબંધ કરતી વખતે જ ગામ વીરાણીના આગેવાન પટેલો અને ગોવા પોકારે પાકી ચોખવટ કરી હતી કે આ બાઈ ભોળી છે. માટે તમે જોઈ વિચારીને સંબંધ કરજો અને પેણ્યા પછી જો તમે છૂટકો કરવાની વાત કરશો તો તેમ થશે નહીં. આટલી વાત વીરાણી ગામના આગેવાનો હસ્તક રૂબરૂ થયેલ. જેની કબુલાત હીરા પટેલે તેમજ ઈશ્કમાં આંધળા થયેલા ભાઈ રાજા કેબ્રીઆએ આપેલ. પરંતુ તેટલી વાતથી વીરાણી ગામના આગેવાનોને હીરા પટેલની ખાત્રી ન થવાથી એક દસ્તાવેજ કરી આપવાની વીરાણી ગામના આગેવાનોએ હીરા પટેલને ફરજ પાડી. જેથી હીરા પટેલે તેમજ નવી વહુ કરવામાં લટ બનેલા ભાઈ રાજા કેબ્રીઆએ એક દસ્તાવેજ કરી આપ્યો કે :- “ગામ વીરાણીના કણબી ગોવા પોકારની દીકરી બાઈ ભચીબાઈને મંગવાણાના કણબી રાજા ધનજી સાથે ઘરઘાવી છે તે બાઈને જીવતે પાળવી અને મુવા પછી તેની જે કંઈ ક્રિયા કરવી પડે તે રાજા કેબ્રીઆએ કરવી.” તેમાં રાજા કેબ્રીઆની સહી છે અને તે શરત ન પાળે તો તેની જામીનગીરીમાં મંગવાણાના હીરા પટેલે સહી કરી આપી છે. છતાં બીજી બાયડી કરવાના ઈશ્કીટટ્ટુ ભાઈ રાજા કેબ્રીઆએ આ બાઈ સાથે ચારેક મહિના ઘર સંસારનો લાવો લીધા પછી આ બાઈમાં અકલ ઓછી છે ! ભોળી છે ! વિગેરે દોષો હીરા પટેલને જણાવીને કહ્યું કે, તમારી સહાયતા વગર મારાથી આ લપમાંથી છૂટાશે નહીં. હીરા પટેલ કચ્છની કણબી જ્ઞાતિના શીરતાજ એટલું જ નહી પણ રાજા કેબ્રીઆના ગુરૂ, એટલે શિષ્યની વારે આવવું જ જોઈએ, જેથી હીરા પટેલે પોતાના શિષ્યને જણાવી દીધું કે કંઈ નહી તું કાઢી મેલ પછી નાત પુછશે તેને જોઈ લેશું ! તેથી જંગેબહાદુર પીરાણાના ઈલ્મી ભાઈશ્રી રાજા કેબ્રીઆએ પોતાની પરણેતર સ્ત્રી અને તે વીરાણીના ગોવા પોકારની દીકરીને તગડી મૂકી છે, છતાં તેની કંઈ દાદ કે ફરિયાદ નથી. એ બાઈનો હજુ છુટકો થયો નથી, તેને રખડતી રઝળતી એના માવિત્રે મુકી છે. વીરાણી ગામના આગેવાનો બે ત્રણ વખત કરાર પ્રમાણે હીરા પટેલ પાસે દાદ માગવા ગયા પરંતુ મહા ગર્વિષ્ટ અને જ્ઞાતિમાં હું સર્વોપરી સત્તાધારી છું એવા અભિમાની હીરા પટેલે જરા પણ મચક આપી નથી અને બાઈ પોતાના માવિત્રોના ઘેર છે. ગોવા પટેલે વીરાણી યુવક મંડળને ફરિયાદ કરી જેથી યુવક મંડળે હીરા પટેલને એ સંબંધે સુચના કરી કે તમારા દસ્તાવેજ પ્રમાણે બાઈનું ભરણપોષણ કરો અથવા રાજા કેબ્રીઆને ઘેર રાખો. જે ઉપરથી ફતેહમહમદ જસાને લઈ

હીરો પટેલ વીરાણીમાં આવ્યો ત્યારે મારી ત્યાં હાજરી હતી. યુવક મંડળે કાયદાસર સવાલો કર્યા. ત્યારે હીરા જસાની કંપનીએ વિચાર કર્યો કે વીરાણીના ખાનામાં આ ચોવટમાં ફાવશું નહીં જેથી ગલ્લાં તલ્લાં કર્યાં અને કોઈ વાતનો છેડો છોડ્યો નહીં. છેવટે યુવક મંડળે રાજની કોર્ટે ફરિયાદ કરી. હીરા પટેલ પાસેથી બાઈને ભરણપોષણ અપાવવાનું નક્કી કર્યું. આ વાત હીરા જસાની કંપનીને ભારી લાગી. નાતનો કેસ તે કોર્ટે કેમ જાય ! તેથી વીરાણી ગામના આગેવાનોમાં પ્રેમજી ખીમાણી, જસા પટેલનો મામો થાય જેથી જસો મામાને ગળે પડ્યો કે આ લપમાંથી છોડાવો અને કોરી ૨૫૦ બાઈના ભરણપોષણની અમે આપીએ છીએ તે લો અને તમારા ગામના યુવક મંડળના છોકરાઓથી છોડાવો. તમે બેઠા છોરોડ ન્યાય કરે તે ઠીક ન કહેવાય. જેથી પ્રેમજી ખીમાણીની વાડીએ બીજે દિવસે હીરા જસાની કંપની લાલજી પટેલ વિગેરે ગયા અને મામો ભાણેજની શેમાં તણાઈ ગયા, જેથી ઓટો ગોટો વાળવાની તજવીજમાં હતા ત્યાં તો ખબર પડી કે હીરા જસાની લુંટારું કંપની, પ્રેમજી ખીમાણી અને લાલજી પટેલને ભોળવીને કાંઈક ઘાટ વાડીએ ઘડે છે. એટલામાં તો યુવક મંડળના ભાઈઓ માંયલા હું તથા વિશ્રામ પાંચા ગાંગાણી,શીવદાસ કાનજી તથા વાલજી ભીમજી પહોંચ્યા અને ત્યાં જોયું તો પૈસા ગણાય છે ! ત્યારે અમે અમારા ગામના આગેવાનોને કહ્યું કે આ લુચા બદમાશોની જાળમાં તમે કેમ સપડાવ છો, જોઈએ છીએ કે એ ભરણપોષણ કેમ નથી આપતા. વીરાણી ગામના આગેવાનો શરમિંદા થયા અને ઉઠી ગયા. હીરા જસાની નકટી કંપની નાલેશીભરી રીતે પછી ત્યાંથી પલાયન કરી ગઈ છે. પાછળથી અમે સાંભળ્યું છે કે પ્રેમજી ખીમાણીને ભચીબાઈની આખી જિંદગીના ભરણપોષણ માટે કોરી ૨૫૦ જસો આપી ગયો છે અને તે તેમણે રાખી છે. આ વાત જો સાચી હોય તો અમારા વીરાણી યુવક મંડળના વડીલ તરીકે ઓળખાતા પ્રેમજી ખીમાણી તથા પટેલ લાલજી શીવજીએ ખાસ શરમાવું જોઈએ. સાંભળવા પ્રમાણે હીરા પટેલે કરી આપેલો દસ્તાવેજ યુવક મંડળ પાસે છે તેથી ગોવા પોકારને ધમકાવીને પણ અઢીસો કોરી અપાતી નથી. આ પ્રમાણેની વાત વીરાણી આગેવાનોએ જો જાળવી હોય તો મારી ભલામણ છે કે કોરી ૨૫૦ હીરા કે જસાના મોં ઉપર પાછી ફેંકી દેવી જોઈએ. વીરાણી યુવક મંડળે આ કેસ નામદાર રોહા જાગીદાર ઠાકોર સાહેબ વેરીસાલજી બાવાની રૂબરૂ જાહેર કરેલ છે અને ઠાકોર સાહેબે ભરણપોષણનો બંદોબસ્ત કરી આપવાનું વચન પણ આપ્યું છે જે વાત હીરા જસા પટેલની કંપની જાણે છે. છતાં આ અભિમાની પટેલો એવા તો દુષ્ટ છે કે કચ્છ રાજ્યમાં કણબી જ્ઞાતિને મારવી કે જીવાડવી તેના તે કુલ મુખત્યાર ન હોય તેવો ફાંકો ધરાવે છે. આ બંને પટેલોએ ક્રુર અને ઘાતકી જુલમગાર તરીકે હમણાં ત્રણ ચાર વર્ષમાં ભારે પ્રશંસા મેળવી છે, એટલું જ નહીં પણ કણબીની જ્ઞાતિને છેક જ મુસલમાન બનાવા-સૈયદોની જમાતમાં હાજરી આપતા કણબીઓ જલદી થઈ જાય એવા દરેકે દરેક ચાંપતા ઈલાજો આ બંને મુમન નામને શોભાવનાર પાપી જ્ઞાતિ દ્રોહિઓએ કણબીની જ્ઞાતિને પાયમાલ કરવામાં કાંઈ બાકી રાખ્યું નથી. વળી જ્ઞાતિમાં પોતાની સર્વોપરી સત્તા જમાવવાને છેલ્લો છેક જ નાલાયક દમનનીતિનો દોર પણ અખત્યાર કરી ચુક્યા છે. તેમાં પણ હીરા પટેલે પોતાની બળ શક્તિની અને કચ્છની મુમના કણબી જ્ઞાતિમાં પોતાની સત્તા સર્વોપરી છે કે નહીં તેની ખાત્રી કરવા અને જ્ઞાતિના અજ્ઞાન અને ભોળા ભાઈઓ તેમજ બહેનોને ખાત્રી કરાવવા જ્ઞાતિના ધારા ધોરણ અને બંધારણપૂર્વક સૈયદોને કચ્છની કણબી જ્ઞાતિમાં આવતા અટકાવવાનો ઠરાવ આઠેક વર્ષ ઉપર થયેલો અને સૈયદો આવતા બંધ થયેલા પરંતુ પોતાની ઈચ્છા સૈયદોને બોલાવાની થવાથી કચ્છના બીજા મોટા મોટા આગેવાનો વિરુદ્ધ હોવા છતાં પોતાની સત્તા સર્વોપરી છે એવું સિદ્ધ કરાવવાની ખાતર ગઈ સાલ સૈયદ પુંજુંમીયાને પોતાને ગામ બોલાવેલ અને

સૈયદે ચાલીસો કરવા કહેવાથી સૈયદ પુજું મીંયાને ૪૦ દિવસ સુધી કલમાની અને નાદલીની ધુનમાં ચાળીસો પુરો કર્યો. ચાળીસો પુરો થયે સૈયદ પુંજું મીયાને માથે કણબી જ્ઞાતિના ભાઈઓએ ફરજ પાડી છત્ર જલાવેલ અને ઢોલ ત્રાંસા નગારાના જલસામાં ઘરોઘર સૈયદના પગલા દેવરાવ્યાં અને દરેકને ઘેરથી અમુક પૈસા સૈયદને આપવાનો પણ જહાંગીરી હુકમ ફરમાવેલ તે પણ જ્ઞાતિના ભાઈઓએ હીરા પટેલના માનમાં કબુલ કર્યો અને ખૂબ પૈસા એકઠા થયા તે પૈસામાંથી અમુક ભાગ સૈયદ પુંજુંમીયાને અને બાકીના પૈસામાંથી મંગવાણા ગામના કણબીઓને જમાડ્યા. આવા પ્રતાપશાળી, કાળીંગા દૈત્યની બરોબરી કરનાર વીર બહાદુરની સામે છે કોઈ આડી નજરથી જોનાર? આ પટેલ તો પોતાનો એવો એકહથ્થુ ડંકો વગડાવ્યો છે કે હીરા પટેલની મહેરબાની હોય તો કણબી ભાઈઓ અથવા તો કણબી જ્ઞાતિના આગેવાનો જીવી શકે ! નહીં તો મુવા જ પડ્યા છે. તે સિવાય આ પટેલની સત્તાની બીજી એક વાત હમણાં ચાલુ છે. મંગવાણાના અમુક ભાઈની દીકરી બાઈ જાનબાઈ તે ગામ દેશલપરના કણબી ફલાણાની વહુ થાય તેને જબરજસ્તીથી પોતાને ઘેર રાખી છે. વસ્તુ સ્થિતિ એવા પ્રકારની છે કે મંગવાણાના હીરા પટેલના શિષ્ય ભાઈશ્રી રાજા કેબ્રીઆનો બનેવી રતનો કરાંચીમાં એક વખત સૈયદ ફલાણા ફલાણા આવેલ ત્યારે રાજા કેબ્રીઆએ પોતાના બનેવી રતનાને ગુરૂ કરવા કહેલ પરંતુ સૈયદને ગુરૂ કરવાથી રતનાને શરમ આવતી હતી તો પણ પોતાના વહાલા સાળાનું માન રાખી રતનો તેમજ તેની વહુ ગુરૂ મંત્ર લેવા એકાંતમાં બેઠા. બીજા અઢાર જણ ગુરૂમંત્ર લેવાના હતા. સૈયદે પોતાની ક્રિયા ચાલુ કરી અને છેવટે રાંધેલો પ્રસાદ સૈયદના હાથનો લેવામાં આવ્યો જેથી રતનો સમજ્યો કે આપણે વટલ્યા ! તેથી ગુરૂમંત્ર મુકી ભાગી નાઠો, રાજો કેબ્રીઓ સમજાવા ગયો પણ માન્યું નહીં અને વાતની હોહાં થઈ જે વાત અંતે દેશમાં પહોંચી. આગેવાનો ન્યાય કરવાને ભેગા થયા, રતનાને ગુનેગાર ઠરાવ્યો અને અઢાર જણ સૈયદોથી ભાઈશ્રી રાજા કેબ્રીઆના પ્રતાપે વટલ્યા તે બિન ગુનેગાર ઠર્યા ! કારણ કે રતને એવો ખુલાસો કર્યો કે, સૈયદોના હાથે રાંધેલું અનાજ ખાવાથી વટલી જવાય તેથી તે ઉઠી ગયો. ગુરૂમંત્ર અધુરો રહ્યો. રતને આવી ચોખે ચોખી વાત કહી દેવાથી હીરા પટેલના ગુરૂ તેના બાવા અથવા બાપા સૈયદોનો પ્રપંચ ઉઘાડો પડ્યો તે હીરા જસા કંપનીથી કેમ સહ્યો જાય ! જેથી પોતાના શિષ્ય રાજા કેબ્રીઆનું ઉપરાણું લઈ હીરા જસા કંપની નાત વચ્ચે ત્રાટુકી ઉઠી. રતનાનો દંડ કરો, એને નાત બાર કરો ! આવા ભયંકર શબ્દો દેશલપરના મનજી પટેલથી સહન ન થાય જેથી મનજી પટેલે કહ્યું કે આમાં વાંક રતનાનો નથી એને દંડ ન થાય. જે વાતુ હીરા જસા કંપનીને સારી લાગી નહીં. નાત તો હજુ ભેગી જ થઈ હતી એટલામાં મનજી પટેલે રતનાને કરાંચી રવાના કરી દીધો. દંડ દંડને ઠેકાણે રહ્યો અને વાતમાં કંઈ સાર ન રહ્યો - આટલી હકીકત બની તેમાં હીરા જસા કંપનીને લાગ્યું કે મનજી પટેલ આપણો હરીફ થયો માટે એને કોક રીતે ભાંગવો જોઈએ.

એ ઉપરથી મનજી પટેલના એક સંબંધીનું સગપણ મંગવાણામાં થયેલ તે બાઈ જાનબાઈને મનજી પટેલના ગામમાં મુકવી નહીં એમ હીરા જસા કંપનીએ નક્કી કર્યું અને મનજી પટેલની ખુમારી ઉતારવી. ભાઈઓ, પાડેપાડા વઢે ત્યાં ઝાડનો ખો હોય ! એ કહેવત પ્રમાણે મનજી પટેલ અને હીરા જસાની કંપનીને વઢવાડ તેમાં બીજાએ ગુન્હો શો કર્યો છે ! આવી નાલાયક વાતોમાં પટેલો એકબીજામાં મમતમાં આવીને ગરીબોના ઘર રઝળાવે છે તેને કોઈ કહેતું નથી એ ઘણી જ દીલગીરીની વાત છે. દેશલપરવાળા ભાઈની વહુ જાનબાઈને પોતાને કબજે લેવા માટે જાનબાઈના વરને કેટલાક ભાઈઓએ કહ્યું કે તું મોથાજ છે, તારી પરણેતર બાયડી તારે ઘરે આણું આવી

ગઈ છે તેને તેડી આવવામાં હીરો પટેલ શું કરનાર છે હાલ અમે ભેગા આવીએ. એટલે દેશલપરના બહાદુર કણબી ભાઈઓ મંગવાણે આવ્યા. જાનબાઈના બાપની કે કુટુંબની મનાઈ નહોતી ! પરંતુ હીરો પટેલ અમને નાત બહાર કરે જેથી અમે મૂકશું નહીં ! આમ જાનબાઈના કુટુંબીઓએ કહ્યું. છેવટે બળજબરીથી તેડી જશો તો અમે હીરા પટેલને કહી દેશું અને જાનબાઈના કુટુંબીઓ હીરા પટેલને કહેવા ગયા. એટલે પાછળથી જાનબાઈના ધણીએ બાવડુ પકડી જાનબાઈને તેડી રવાના થયા તેમાં જરા ખેંચતાણ થઈ. જાનબાઈ ઘરના બાયણે વળગી, એના ધણીએ જોર કર્યું તો બાયણું નીકળી પડ્યું. આ પ્રમાણે હકીકત બની તો પણ જાનબાઈને તેડી ને એનો ધણી રવાના થયો. દેશલપર વાટમાં એના ભેગા સોબતી આવ્યા તે તે મળ્યા, જાનબાઈ પણ સમજી ગઈ અને બધાં હળીમળીને દેશલપર આવવા નીકળ્યા. એટલામાં તો હીરા પટેલને ખબર પડી એટલે મોટી ફોજથી વાંસે વારે ચડ્યો ! અધવચમાં પકડી પાડ્યાં અને જાનબાઈના ધણીને તેમજ બીજાને માર મારી મંગવાણે પકડી આવ્યો અને કેદ કર્યાં. કહે છે કે ચોવીસ કલાક તેને ખાધા પીધા વગર રાખ્યાં અને પછી છોડી મૂક્યા ! આ પ્રમાણેની જો હુકમી નામદાર ઠાકોર સાહેબ વેરીસાલજી બાવાના રાજ્યમાં એક જુલમગાર પટેલ જુલમ વર્તાવે છે તેની ખબર શું નામદાર ઠાકોર સાહેબને કાને ગઈ નથી? સાંભળવા પ્રમાણે હીરા પટેલે બાઈ જાનબાઈને પોતાને ઘેર રાખી છે તે કઈ નિષ્ઠાથી રાખી છે તે પ્રભુ જાણે. થોડા મહિના ઉપર નાત ભેગી થઈ ત્યારે આખી નાતે હીરા પટેલને કહ્યું આ વાત ઠીક ન કહેવાય, પણ માને છે કોણ? હીરા પટેલને તો જાનબાઈનો છુટકો કરાવવો છે. પરંતુ હાલતાં ને ચાલતાં છૂટકો હવે થઈ શકે તેમ નથી. તેથી જ બાઈને કબજે કરી છે. હવે આ બાઈના સંબંધમાં આખી નાતમાં હીરો તથા જસો હડહડ થયા છે ત્યારે હમણાં તેણે એક નવી યુક્તિ રચી છે અને જ્યારે નાત ભેગી થાય છે ત્યારે કહે છે કે ઠાકોર સાહેબનો દેશલપરવાળાએ ગુનો કર્યો છે તે બદલ ચારસો કોરી અમને ખર્ચ થયું છે તે આપો અને બાઈને તેડી જાઓ. ભાઈઓ, આવી રીતે જુલમ કરી હવે હીરો છટકવા માગે છે અને કોરીઉ ખાવા માગે છે. માટે તમે નાતમાંથી કોઈ પણ નામદાર ઠાકોર સાહેબ વેરી સાલજી બાપાની રૂબરૂ તો જાઓ ત્યાં તમારો કેસ રજુ કરો. તો અમોને તો ખાત્રી છે કે વેરી સાલજી બાવાના રામરાજ્યમાં કોઈને અન્યાય નહીં જ થાય. આટલી હકીકત હીરા જસા કંપનીની આપને કહી છે બાકી એ કંપની તો સાગર છે એના ગુણ અને પરાક્રમ કંઈ ગાગરમાં ભરાય નહિ. હમણાં દેશમાં સૈયદો આવ્યા છે તેને ખૂબ આશરો આપે છે, પોતે કંપની છેવટે મુસલમાન થવું પડે તો તે પણ થાય એવી મમત ઉપર આવી છે અને જ્ઞાતિના કેટલાંયે અજ્ઞાન ભાઈઓને બળજબરીથી સૈયદો પાસે વટલાવે છે તેનો હિસાબ તો પ્રભુ જાણે.

લુડવા ગામના રવજી પટેલ અને બીજા શીવદાસ ધોળુ પટેલ હમણાં સાધારણ લાઈટમાં આવ્યા છે. મનજી રંગાણીને નાતબાર કરવામાં અને માંડવીની કોર્ટોમાં આ પટેલે સારો ભાગ ભજવ્યો છે. નાતમાં પટલાઈ કરી જ્ઞાતિ ઉપર સત્તા બેસાડી દમન નીતિથી કામ લેનાર આ આગેવાનોની કદર કરવામાં હું ભૂલ કરતો નથી. હરજી લધા ગામ લુડવાવાળાને પાયમાલ કરવામાં આ પટેલોએ મુખ્ય પાઠ ભજવ્યો છે. ગામ ગઢશીશાવાળા મુખી ખેતા મૂળજી તે એક મહાન જાદુગર છે ! તે છુમંતર જાણે છે ! અને ભુતપ્રેત પલીત એમના ઘરમાં ભર્યા છે તેનો ગમે ત્યાં ઉપયોગ કરે છે અને કણબી જ્ઞાતિમાંથી પૈસા કુટી મારે છે. આ મુખી ઢોંગ ધતુરામાં પુરો છે તેટલે જ દરજે લોફરપણામાં પણ તે એક્કો છે. ખેતો મુખી કેટલીયે કણબીઆણીઓ સાથે વ્યભિચારીપણે વર્ત્યો છે તેનો હિસાબ ખેતા મુખી પાસે પણ ભાગ્યે જ હશે. આ અધમ મુખીના હાથે એક એવું જુલમી કામ થયું છે કે જેની નોંધ એક વખત લેવાણી છે છતાં જાહેરમાં તે વાત આવી નથી. એ વાત સભાજનોને જરૂર સંભળાવવી જોઈએ. દેશલપરના પટેલ

મનજી પેથા માકાણીની દીકરીને હરામી હમેલના બાળકને ઉકેડે ફેંકી દેવાના ગુનાહ માટે કોર્ટે સજા કરી હતી તે વાત કોર્ટમાં જાહેર કરવાના ગુનાહ માટે તે બાઈના જેઠ વીરજી દેવશી ગામ લુડવાવાળા અને પાછળથી ગઢશીશામાં રહેતા હતા તેને આગેવાન ખેતા મુખીએ નાત બહાર કર્યો હતો. કોર્ટમાં જાહેર કરવાના ગુના માટે તેને દરેક પ્રકારે પાયમાલ કરવામાં આ મુખો પોતે બહાદુરી માનતો હતો.

હાલમાં તો વીરજી ગુજરી ગયો છે પરંતુ આ વાતને લગભગ બે વર્ષ થયાં છે. જ્યારે વીરજી મુંબઈ હતો અને તેને ઘેર બે દીકરીઓનો સાથે જન્મ થયો હતો તેમાંની એક દીકરી બાઈ મેઘબાઈ ગુજરી જવાથી ગઢશીશાવાળા ખેતા મુખીએ એ બાઈને કોઈ પણ કણબીએ સ્મશાન ન લઈ જવાની આજ્ઞા કરી. જેથી કોઈ પણ તે છોકરીને સ્મશાને પહોંચાડવાની હિંમત કરી શક્યું નહીં. છેવટે બાઈ મેઘબાઈના મામા સામા ધનજી તથા દાના ધનજીને શરમ આવી કે મારી ભાણેજ એના બાપની ગેરહાજરીમાં મૃતદેહ ઘરે કેમ રહે ! તેથી મુખીની આજ્ઞાને ન ગણકારતાં સ્મશાને પહોંચાડી. તેથી ગઢના ખેતા મુખી તથા તેના સાગરીતોએ બાઈના મામાને દંડ કર્યો. આ વાતને ફક્ત ત્રણ જ દિવસ થયા હતા ત્યારબાદ વીરજીની બીજી દીકરી નામે કંકુબાઈ પણ ગુજરી ગઈ જેથી વીરજી ઉપર પુરું વેર વાળવાની ખાતર ગઢશીશાના મુખી ખેતાની આગેવાની નીચે ગઢશીશાના કણબીઓને ખાસ સખ્તાઈ ભરેલા હુકમથી બંદોબસ્ત કર્યો અને તેથી ગઢનો એક પણ કણબી આ છોકરીને સ્મશાને ના પહોંચાડી શક્યો, ઘણી શરમ છે કે ગઢશીશાના કણબીઓને વીરજી ઉપરના વેરને લઈ આ આઠ મહિનાના બાળક ઉપર અને તે મૃતક શરીરને રઝળાવવાનું વેર આ મુખાની આગેવાની નીચે થયું. એક પણ કણબી એવો ન નીકળ્યો કે આ બાઈને સ્મશાને પહોંચાડે. છેવટે વીરજીના વૃદ્ધ પિતાશ્રી જે ગામ લુડવામાં રહે છે તેને ખબર પહોંચી જેથી તેઓ ગઢશીશે આવ્યા અને દરેકે દરેક કણબીઓના ઘરે ફરી વળ્યા એટલું જ નહીં પણ વાડીએ વાડી જઈ કણબીઓને વિનવ્યા છતાં ઝાલ્યું ન છોડવાની હઠીલાઈવાળા કણબીઓ અને તેમાં વળી ખેતા મુખીની બીકે કોઈએ હા કહી નહીં. છેવટે આપણી જ જ્ઞાતિના પણ પીરાણા ધર્મને ત્યાગી દીધેલા અને સ્વામિનારાયણનો ધર્મ પાળનારા ભાઈ રામજી જેઠા તથા તેમના પિતાશ્રી જેઠા ડાયાણી તથા પટેલ મના ધનજીએ આ આપદ્ ધર્મને સમજી આ બાઈને સ્મશાન પહોંચાડી. કંકુબાઈના દાદાને ગઢના કણબીઓને સ્મશાન ચાલવા માટે જે ઘરેઘરે તેમજ વાડીએ વિનવવા ગયો એ ગુના બદલ નાતે પાંચ કોરી દંડ કરી નાતમાં ભેળવ્યો. ગેઢેરાઓના જુલમ તો જુઓ ! બાપ દીકરીને સ્મશાન પહોંચાડવા ગયો એ પણ ગુનો અને તેનો દંડ આ તે નાતનું શું થવાનું છે? આવો જુલમ અને ત્રાસ તમોએ કોઈ દિવસ સાંભળ્યો છે? તેમાં ગઢશીશાવાળો ખેતો મુખી તો તદ્દન લોફરમાં લોફર માણસ છે, છતાં નાતમાં આગેવાન ! જંગલી જમાનામાં પણ ન શોભે એવા જાલીમ કૃત્યો કચ્છના મુમના કણબીના આગેવાનો ચલાવી રહ્યા છે તેમાં પણ આ ખેતા મુખીએ તો હદ જ વાળી દીધી. આઠ મહિનાના બાળકો ઉપર વેર લઈ એણે પોતાનો કક્કો ખરો કર્યો. આ વાત સાંભળી મને ગઢના માજન ભાઈઓ ઉપર પણ રીશ જાય છે કે શું તેઓ આ વાત જાણતા નથી? અરે રસ્તાના કોઈ વટેમાર્ગુનું મૃત્યુ થયું હોય તેને પણ સ્મશાને પહોંચાડવામાં પુન્ય મનાય છે, તે ખેતો મુખો તો ન જાણે પરંતુ ગઢશીશાનું માજન પણ શું નથી જાણતું? અને કદાચ આ વાત તેઓએ તે વખતના પ્રસંગે ન જાણી હોય પરંતુ પાછળથી પણ ખેતા મુખી જેવા જાલીમ શેતાનને ઠપકો પણ આપ્યો હોય એવું અમે સાંભળ્યું નથી. તે સિવાય હાલમાં ખેતા મુખીએ ગઢશીશાના કણબી કાનજી પચાણ રંગાણીને પાયમાલ કરવાના માટે કાનજીની વહુને પોતાને ત્યાં રાખી કાનજી પાસે ન મોકલવા માટે અને કાનજી પચાણની વહુ જમનાંને કુમાર્ગે ચડાવી તેની ખોટી

કમાણી બાઈ જમનાની માતાજી કુંવરબાઈ કે જેને ખેતા મુખી સાથે કંઈક લાગે વળગે છે તેને કરી આપવામાં આ મુખી પોતે બહાદુરી માને છે. ખેતા મુખીના પ્રતાપે બાઈ જમનાને હરામી હમેલ રહેલ તેને એક છોકરો થયેલ જે હાલ હયાત છે. તેને ગઢ રાખી બેઠો છે, તેને કોઈ પુછી શકતું નથી. બાઈ જમનાને હરામી હમેલથી છોકરો જન્મ્યો છે એ વાત જગવિખ્યાત છે. પાછળથી ખેતા મુખીનો વિચાર આ બાઈનો છૂટકો કરવો, પણ એ કંઈ એના હાથમાં નહીં જેથી બાઈ જમનાનો ભાઈ કે જે તદન પાણી વગરનો જેનું નામ કણબી રતના દેવજી છે તેના નામથી એક નોટીસ નનામી ભાઈ કાનજી પચાણ મુંબઈ રહે છે તેને કરી છે.

તે નોટીસ કાનજી પચાણને મળ્યા પછી તે બિચારા ભાઈએ તેનો જવાબ પણ વાળ્યો છે ત્યાર પછી ખેતો મુખો કંઈક નરમ પડ્યો છે, તો પણ એને દુઃખ શું? છોકરી કમાય છે, તેમાંથી ખેતા મુખી તથા છોકરીની માતાજી કુંવરબાઈનું પેટ ભરાય છે. કાનજી પચાણનું ગમે તે થાય, તેમાં બીજા ગઢના કણબીઓને પણ કંઈ શરમ થતી નથી અને ખેતા મુખીની શેહમાં કંઈ બોલતા નથી, એમાં ગઢશીશાના કણબી ભાઈઓનું બાયલાપણું સિદ્ધ થાય છે. કચ્છના ત્રણે પાંચાડાના આગેવાનો આ વાત જાણે છે છતાં ખેતા મુખીને જો કંઈ કહે તો ખેતો મુખી તે આગેવાનોના માટે પણ કહે તેથી - તેરી ભી ચુપ ને મેરી ભી ચુપ ! આ હિસાબે કણબીની નાત પાયમાલ થાય અને રાક્ષસી હૃદયવાળા આગેવાનો આવા જુલમ કરે તે મુંગે મોંઢે સહન કરે છે, એવા કણબીઓના ભીરૂ હૃદયને પણ ધિક્કાર છે. વિથોણ અને અંગીયા ગામના આગેવાનો પણ હવે જુલમ કરતાં શિખ્યા છે. એકબીજાનો પક્ષપાત કરી કોઈ ભાઈ ભુલ્યો હોય તો તેને રિબાવીને કચડી નાંખવામાં જો લાગવગ અથવા લાંચ રૂશ્વત આગેવાનોને મળી હોય તો ઠીક, નહીં તો તેના બુરા હાલ સમજવા.

નખત્રાણાના શીવજી પટેલની વાતો જ શી કરવી ! એ પટેલે આખી જિંદગીમાં એક પણ જ્ઞાતિ હિતનું કામ કર્યું નથી. વિરાણી સભામાં આ પટેલના ચારિત્રની ઝાંખી કરાવી છે. હવે તેમના માટે વધુ શું કહું. એ શીવજી પટેલની સિકલ કહેતાં મોઢું તમે જોશો તો એના મોં ઉપરથી પણ એ પટેલના કાળાં કૃત્યોની સાબિતી તમને મળી આવશે. પાપરૂપી કાળાશ એના મોં ઉપર છવાઈ રહી છે. આ પટેલ પોતાને મુત્સદ્દી વર્ગના માણસ તરીકે ઓળખાવે છે. નાતના કહેવાતા આગેવાનોથી જ્યારે કોઈ ભાઈ અથવા બહેનને પરાણે કબજે કરવા જેવું વિકટ કામ હોય છે ત્યારે આ શીવજી પટેલની બુદ્ધિનો ઉપયોગ થાય છે. હમણાં થોડા મહિના થયા વિરાણી ગામના કણબી કાનજી વીરજી સોમજીયાણીની ભાણેજ જેને આ પટેલની બહાદુરીથી વિરાણીમાંથી ઉપાડીને રાતોરાત લઈ જવી હતી પરંતુ વિરાણી યુવક મંડળ મજબુત હોવાથી તેમજ આ પટેલના કાળાં કૃત્યો જાણી ગયેલ હોવાથી પટેલે મહેનત તો ખૂબ કરી પરંતુ ફાવ્યો નહીં અને રાતોરાત વિરાણીમાંથી પલાયન કરી ગયો. શીવજી પટેલના માટે તો કહે છે કે તે ન્યાયાધીશ, ફોજદાર વગેરેની લાગવગ ધરાવે છે ! એ બળથી કોઈને કેદ કરવાં અથવા ચોર લુંટારાની માફક કોઈને ઉપાડી જવાની જે હિંમત આ પટેલ ધરાવે છે તેની રેવડી દાણાદાર વિરાણી યુવક મંડળે કરી નાખી છે. તેથી વિરાણી યુવક મંડળને નાત બાર કરવા તેણે નખત્રાણામાં નાતના આગેવાનો ભેગા કર્યા પરંતુ વિરાણી ગામના આગેવાનો તેમજ યુવક મંડળના ભાઈઓ એક સંપ હોવાથી નાતબહાર કરવામાં પણ આ પટેલ નિષ્ફળ નીવડ્યો છે, તો પણ હજુ તેની ખુમારી ઓછી થઈ નથી, નખત્રાણા ગામની અંદર રહેતા કરાંચી મંડળના ભાઈઓને પણ હજુ આવા શેતાન પટેલની બીક વારંવાર રહે છે, જેથી આ પટેલની હજુ ઘણા ભાઈઓ ખુશામત

કરે છે અને પોતાની નબળાઈ બતાવે છે તેથી પણ આ પટેલ હજુ એમ માને છે કે સુધારાવાળા મુંથી બીએ છે. માટે ભાઈઓ શીવજી પટેલ જુઠ્ઠો, પ્રપંચી અને દગાબાજ માણસ છે. એ તો ક્યારનોય પુરવાર થઈ ચૂક્યો છે, એનાથી બીવાની કંઈ જરૂર નથી. વિરાણી યુવક મંડળનો દાખલો તાજો જ છે. બાકી તો આ પટેલ ખાનગી જુલમ અને નાતને જે કનડગત કરે છે તે કનડગતથી નાતને બચાવવા યુવક મંડળના ભાઈઓ તેમજ જ્ઞાતિના ભાઈઓ પણ આવા શેતાન પટેલની કોઈ વાત માનશે નહીં ત્યારે જ નાત સુખી થશે.

હવે હું એક રાક્ષસી હૃદયવાળા પટેલની કથા કહું છું તેના ઉપર લક્ષ આપશો. એ રાક્ષસી હૃદયવાળા પટેલનું નામ શામજી લધા ગામ કોટડા જડોદરવાળો, આ પટેલને આપણી આખી નાત ઓળખે છે. વિરાણી સભાનો રીપોર્ટ તેમજ પહેલી કરાંચી પરિષદ મળી હતી તેનો રીપોર્ટ છપાયો છે અને તેમાં આ પટેલના ચારિત્રના ગુણાનુવાદ સાંભળી આ પટેલ ખળભળી ઉઠ્યો છે. એટલું જ નહીં પણ ત્યાર પછી આ પટેલને ઉન્મત વાયુ નામનો રોગ થયો છે અથવા તો તેને કદાચ હડકવા હાલ્યો છે જેથી જ્યાં સુધારાનું નામ સાંભળે ત્યાં પોતાની ઘોડી ઉપર બેસતેકને ડખો કરવા જાય. સામા પટેલમાં તુંડ મીજાજ અને નાલાયકી તેમજ અજ્ઞાનતાનો સાગર ભરેલો છે, તેથી તેની આખી જિંદગી સુધીમાં માણસના ગુણ આવશે કે કેમ એ એક શંકા છે. કોટડાવાળા સામા પટેલમાં આવા અસુરી ગુણોનો તેમજ તુંજ મીજાજનો જે તે ફાંકો રાખે છે તે તેને વડીલો પારજીત વારસો મળેલો છે. કહે છે કે સામા પટેલનો દાદો હરજી પટેલ નાની અરલમાં પટલાઈ કરતા. એક કુંભારને ત્યાં વાત વાતમાં કંઈ વાંધો પડ્યો તેથી પટેલ હરજી કુંભારને ઘેર જઈ ગાળો દેવા માંડ્યા, તેથી કુંભારની બાયડીએ એક ઢાંકણી ઉપાડીને પટેલના માથામાં ઠોકી જેથી પટેલને ભારે અપમાન થયું, તેથી અરલના ઠકરાઈ પાસે વાત કરી પરંતુ આવી નમાલી વાતમાં કંઈ સાર નહીં આમ ગામ ધણીએ પટેલ હરજીને કહ્યું, પરંતુ પટેલ તો હઠાગ્રહી હતા તેથી ગામ ધણી પાસે ખુલાસો કર્યો કે કાં તો અરલમાં હું રહું છું અથવા તો કુંભાર રહે એટલે કુંભારને અરલમાંથી કાઢી મૂકો ! આ વાત ગામ ધણીને ઠીક ન લાગી. કોઈને કાઢી ન મૂકાય આવો ખુલાસો ગામ ધણીએ કર્યો જેથી પટેલ હરજી રિસાઈને ગામ કોટડામાં આવી રહ્યા. ગામ છોડ્યું પણ મમત ન મૂકી. આવા પટેલના પોત્રા પટેલ સામા લધામાં તે કંઈ કચાસ હોય? કણબીની નાતને નીચું જોવડાવનારું એક કામ સામે પટેલે બળજબરીથી કરાવ્યું છે તેનો દાખલો હું આપને આપું છું. સામા પટેલનું ખેતર નામે લાંબેર જે કોટડાથી નખત્રાણે જતાં રસ્તામાં આવે છે તે ખેતરને થુવરની વાડ સામે પટેલે કરેલ, પરંતુ જાગોરા અને હજામના છોકરાઓ બકરાં ચારવા જાય તે ખેતરમાંથી જવા માટે થોડા થુવર ઉખેડી નાંખ્યા, જેથી સામા પટેલે હજામ સુમારના છોકરાને માર્યો. તે છોકરો રોતો ઘેર ગયો ત્યાં એ છોકરાનો ભાઈ જુમલો અને તેની મા સામા પટેલને ત્યાં મારવાનું કારણ પૂછવા ગયા, ત્યાં તો સામા પટેલનો મીજાજ ગયો અને ગાળો દેવા માંડ્યો. એટલે જુમલાએ પગમાંથી જોડો કાઢતેકને સામાના માંથામાં ઠોક્યો અને જુમલાની મા હુરબાઈએ પણ સામાને ફજેત કર્યો - ગાળો દીધી. તેથી સામે પટેલે પોતાના દાદાની માફક પ્રતિજ્ઞા કરી કે હજામ પાસે હજામત કરાવું તો એનો દીકરો થાઉં ! એટલું જ નહીં પણ ગામ કોટડાના કણબીઓને ભેગા કર્યા કે હજામ પાસે હજામત કરાવવી નહીં. આ વાતની ખબર હજામ સુમાર તથા જુમલાને પડી તેથી તેણે પણ કોઈ કણબીની હજામત ન કરવા પોતાની નાતમાં બંધી કરી. સામસામો વાદ થયો, તકરાર વધી પડી. હજામને તો કમાણી બંધ થઈ પરંતુ કણબીઓએ હજામત ક્યાં કરાવવી એ ભારે દુઃખ થયું. સામા પટેલનો વિચાર તો કદાચ એમ પણ થયો હશે કે દાઢી

રખાવવી એ પીરાણા ધર્મને યોગ્ય છે પણ બીજા કણબીઓ તે વાત શી રીતે માને ! છેવટે સામા પટેલે એક રસ્તો કાઢ્યો કે આપણા કણબીઓમાંથી જો કોઈ ભાઈ હજામત કરે તો હજામોને આપણે હરાવીએ? તેથી સામાના પક્ષવાળાએ ભાગ વાળાના નામથી ઓળખાય છે તે ભાઈઓ પચાણ શીવદાસ અને લધા પુંજાને ખાસ કણબીઓના વતાં કરવાને રોકાયા અને વધારામાં શીવજી પુંજા અને વિશ્રામ શીવદાસ ગામ કોટડાવાળા હજામતો કરતા. હજામો જેવી રીતે ખળેથી માંગણી કરે છે અને પાળો લે છે તેવી જ રીતે ઉપર લખેલા ભાઈઓએ સામા પટેલના હુકમને માન આપી પાળો લીધો અને હજામના અવતારમાંથી છુટી જવાનો લાભ તે કણબીઓ સામા પટેલના પ્રતાપે મેળવી શક્યા. ભાઈઓ આ પટેલની મમતમાં કણબી જેવા ઉચ્ચ જ્ઞાતિ હજામત કરવાના હલકે ધંધે ચડે, એમાં પણ આ પટેલ પોતાની બહાદુરી માને છે. આખરે તો સામાની પ્રતિજ્ઞા તુટી અને હજામ પાસે પોતે જ હજામત કરાવી અને ગામને છૂટ મળી. હજુ પણ એજ હજામો સામાના હજુરી તરીકે રહે છે.

લગ્ન સરામાં આ પટેલ પોતાના છોકરાંઓને પરણાવા વિરાણી આવેલા તેના સગાવહાલાએ તો ચોરીથી લગ્ન કરવા નક્કી કરેલું તેથી આ પટેલને મન તો આભ ફાટા જેવું થયું જેથી રાતના બાર વાગ્યા સુધી લગ્ન અટકાવ્યાં પણ પોતાની મમત મૂકી નહીં. આખરે ધોવા પડીને પરણાવ્યાં. પોતાના તેમજ પોતાના ભાયાતોમાં વવરૂના આણામાં પોતે ખાઈ પીને તેડી આવ્યા પણ જ્યારે છોકરીઉંના માબાપો તેડવા ગયા ત્યારે કહ્યું કે તમે વિરાણીવાળાએ ચોરીઉં કરી તેથી અમે જમાડશું નહી ! આ મમતમાં સામા વિરાણીવાળા હોવાથી પટેલ ફાવ્યો નહી પણ પોતામાં હતું એટલું બળ તો અજમાવ્યું. તે સિવાય આ પટેલ લોફરપણામાં એટલે વ્યભિચારીપણામાં પણ એક્કો છે. કોટડામાં કણબી નાનજી માવજી લીંબાણીનું ઘર ફજેત કરવામાં આ પટેલનો મુખ્ય હાથ છે. તે કણબી નાનજી માવજી તથા તેના કુટુંબીઓ સામાની શેહમાં બોલી શકતા નથી. વિરાણી ગામના ભીમજી લધા ગોગારીની દીકરી લખમાબાઈ તે કણબી નાનજી માવજીની વહુ થાય છે. આ બાઈ ઉપર સામાની કુદષ્ટિ થઈ. બાઈને અનેક લાલચોથી સામે ભોળવી પણ બાઈ સામાના તેજમાં તણાણી નહી તેથી સામે તે બાઈ ઉપર અનેક પ્રકારના આક્ષેપો મૂકી બંને માણસમાં કુસંપ કરાવ્યો, તે એવો તો કુસંપ થયો છે કે ધણી ધણીઆણી એકબીજાને શત્રુ સમજે છે. બાઈ લખમાબાઈ વિરાણીમાં પોતાના માવિત્રોને ત્યાં રહે છે. ગયા વિવાહ પ્રસંગે બાઈને તેડવા માટે ગામ કોટડાના એક ડઝન આસામીઓ આવેલા ત્યારે બાઈએ સામા પટેલને બોલાવવા કહેલું તેથી નાનજી સામાને તેડી આવ્યો. આ બંને માણસોમાં શું તકરાર છે તે જાણવા વિરાણીના જ્યોતિ ધામમાં સેંકડો ભાઈઓ ભેગા થયેલા ત્યારે બાઈ લખમા બાઈએ પોતા ઉપર વિતેલા જુલમનું બ્યાન કર્યું અને સામે પટેલે આ જોડું જે પ્રથમ પ્રેમમય જીવન ગાળતું હતું તેનું કેવું પરિવર્તન કરી નાખ્યું છે એ સૌના ખ્યાલમાં આવ્યું. આ વખતે વિરાણી યુવક મંડળના ભાઈઓ તથા બાઈ લખમા બાઈના ભાઈઓએ સામા પટેલનું જે અપમાન કર્યું હતું તે તો સામો જ સહન કરી શકે કારણ કે તે ગુન્હેગાર હતો. આ અપમાનનું વેર વાળવા તેણે પાછો નાનજીને ચડાવ્યો અને પોતાની સરદારી નીચે આ બાઈને વિરાણીમાંથી ભીમજી લધા વિગેરે સહુ કરાંચી હતા તે તકનો લાભ લઈ નાનજીના હાથે બાઈને પકડી તેના કેશ ઝાલી જેમ સભા મંડપમાં દુશાસન દ્રૌપદીના વાળ ખેંચી સભામાં ઘસડી લાવ્યો હતો તેવી જ રીતે મુવેલા ઢોરની માફક બાઈ લખમા બાઈના વાળ ઝાલી તેને ઢસડીને માર મારીને કોટડે લઈ ગયા અને ત્યાં તેને કેદ રાખી. સામા પટેલે પોતાને થયેલા અપમાનનો બદલો આ બાઈ તરફથી છેવટે લીધો અને સંતોષ માન્યો. આવા જાલીમ શેતાન પટેલની વાતો અને તેના ચારિત્રોનો તો કંઈ પાર જ નથી. હમણાં જે કોટડાના કણબી નાનજી માવજી તથા લખમા

બાઈની ઉપર વર્તાવેલ જુલમી કથા કહી તેમાં એક જ પક્ષની વાત આવી છે. પરંતુ જ્યારથી બાઈને પોતાના ધણીમાં પાણી નથી અને સામા પટેલની શીખામણે ચાલે છે એમ લાગ્યું ત્યારથી તે વિરાણીમાં રહે છે છતાં એ બાઈની ચાલ ચલગત માટે પણ મને તેમજ ઘણા ભાઈઓને શંકા છે. મારા સાંભળવા પ્રમાણે બાઈની માતાજીને ભારે મમત થઈ છે કે મારી દીકરીને કોટડામાં સામો પટેલ છે ત્યાં સુધી મૂકવી જ નથી અને એવા જ પ્રકારે ભીમજી લધા ગોગારીને પણ અવળો વટ ચડી ગયો છે. જેથી ભીમજી પણ જેવી રીતે લખમા બાઈને ભુંડી રીતે ઢસડીને કોટડે લઈ ગયા અને કેદ રાખી હતી તેવી જ રીતે ભીમજી પણ લાગ શોધી તે પોતાની દીકરીને કોટડેથી છાનોમાનો તેડી આવ્યો છે. મારી તો સલાહ એ છે કે દીકરી સાસરે શોભે. ભાઈ નાનજી માવજીને મારી એ ભલામણ છે કે સામા પટેલના વરાડે ન ચડતાં પોતાનું ઘર ગધેડે ચડે છે એનો ખ્યાલ કરી એકબીજાના દોષો ભૂલી જઈ સંતોષથી અને સ્નેહથી ઘરસંસાર ચલાવવામાં જ ફાયદો છે. બાયડીઓને વશ કરવાનું સાધન મારકુટ નથી પણ સ્નેહ છે. એટલું લક્ષમાં લે આવી મારી વિનંતી છે.

નેત્રાના કરમશી ગેઢેરા માટે તો આખી નાતમાં જણ બચુ તેના અસુરી સ્વભાવ અને તેના જાલીમ કૃત્યોને જાણે છે. વિરાણી સભામાં તેનું થોડું અવલોકન કર્યું છે. રવાપરના મુખીએ કણબી જ્ઞાતિને નીચું જોવડાવનારું અને છેક જ હલકી પાયરીએ નાતને મેલી દેવાનું કામ આપણા કણબી ભાઈઓના હાથે કરાવ્યું છે તે કામ એ છે કે પીરાણાવાળા લખુ કાકાની વેલનો બળધીઓ રવાપરમાં મરી ગયો તે બળધીયો કાકાનો હતો તેથી તેણે કણબીઓએ કાંધ દીધા અને કણબી જ્ઞાતિમાંથી કોઈ ભાઈ મરી ગયો હોય તેવા જ પ્રકારે ઘરોદ કલમો પડી તેને દફનાવી દેવાની ક્રિયા કરી અને પોતે એક મહાન ધર્મનું કામ કર્યું છે તેવો સંતોષ માન્યો.

કોટડાના સામા પટેલના પ્રતાપે હજામતો કરવાના ધંધામાંથી કોટડાના ભાઈઓ મુક્ત થયાં છે. એવો સંતોષ માન્યો ત્યારે રવાપરના મુખીના પ્રતાપે મેગવાળના ધંધામાંથી છુટી જવાનો સંતોષ રવાપરના ભાઈઓએ માન્યો. ભાઈઓ આવી આવી મીઠી મશ્કરી કરવાનો અર્થ એ છે કે આપણી કણબીની નાત આવા જાલીમ શેતાનોની કેટલી ગુલામ થઈ ગઈ છે કે ન કરવાના ધંધા પણ આગેવાનોના હુકમે કરવા પડે છે. માટે ભાઈઓ, છેવટે મારી એટલી જ વિનંતી છે કે આગેવાનોથી કોઈએ દબાવાની કશી જરૂર નથી. તમે તમારા પગ ઉપર ઉભતાં શીખો અને કુર્મી ક્ષત્રિય ગણાતી જ્ઞાતિની છેક અધમ દશા જે કહેવાતા આગેવાનોએ કરી છે તેના બંધનમાંથી છૂટી તમે સ્વતંત્ર થાઓ અને સુખી થાઓ અને આ દુનિયામાં ઉજ્જવળ મુખ રાખીને સંસારયાત્રા પુરી કરો એ જ મારી સભાજનો પ્રત્યે નમ્ર વિનંતી છે.

**આ ઠરાવને અનુમોદન આપતાં ગામ દેશલપુરવાળા ભાઈ પ્રેમજી હરજીએ જણાવ્યું કે :-**

વહાલા ભાઈઓ માતાઓ અને બહેનો !

આગેવાનોના જુલમ સંબંધી મારાથી આગળ ભાઈ રતનશી શીવજી અને રતનશી ખીમજી કહી ગયા તેને હું ખરા અંતઃકરણથી ટેકો આપું છું અને વળી તેથી વિશેષ મારા ઉપર આગેવાનોએ જે જુલ્મ કર્યો છે તેમાંથી ટૂંક વર્ણન આપને સંભળાવવા થોડો વખત હું લઈશ. મને જો કે બીજા ભાઈઓના જેમ પદ્ધતિસર બોલતાં આવડતું નથી પણ આ તો ખાસ મારા ઉપર ગુજારેલ હકીકત આપને કહીશ તેથી આપ જરૂરથી તે સમજી શકશો.

ભાઈઓ ! અમે દેશમાં વિવાહ કરવા ગયા હતા તે વખતે ભાઈ કરમશી લધાથી થોડા દિવસ રહીને હું દેશમાં ગયો હતો તે વખતે રસ્તામાં જતાં અમો ગામ કાદીએ અમારા વેવાઈના ઘેર એક રાત રહ્યા હતા અને ત્યાં જમ્યા હતા. તે પછી બીજે દિવસે અમારા ગામ હું ગયો ને ઘરે સામાન રાખીને બેઠો તો ભાઈ કરમશી લધા આવ્યો અને કહ્યું કે તમો છાંટ નંખાવા ચાલો, ત્યારે મેં કહ્યું મુખીને તેડી આવો. તેથી ભાઈ શીવજી નથુને મુખી પાસે મોકલ્યો તો અમારા ગામના મુખી શીવજી ગોવાએ કહ્યું કે પ્રેમજી હરજીને છાંટ નાખવાનો મને હુકમ નથી. તેથી હું મારે રહ્યો. બીજે દિવસે પટેલ ખેતો આવ્યો તે વખતે મને તેડાવીને કહ્યું કે તે છાંટ કેમ ન નંખાવી? મેં કહ્યું મુખીએ મને છાંટ નાખવાની ના કહી તેથી પછે અનેક વખતે અમોએ તેને કહ્યું તેઓએ અમોને ઘણી જ આશાઓ આપી પણ "મુઈ માના ભોભા જેવી" તેથી હું અંતે નેત્રે ગયો પણ કોઈએ માન્યું નહી ને મારા છોકરાનો વિવાહ કરવા દીધો નહીં. મારો વેવાઈ બિચારો મને ઘણો સમજાવે કે હું વિવાહ કરવા તૈયાર છું પણ મારો બાપ (જે મારા છોકરાનો ડાડોજી) તથા કરમશી ગેઢેરો અને નાયો ભાદાણી માને તેમ નથી, ભાઈઓ જુઓ તો ખરા કે આપણા છોકરાના પણ માલિક તે ચંડાલ ગેઢેરાઓ છે. ભાઈઓ તે દિવસ તો તે લોકો વિવાહ કરવા ન દીધો પણ હમણા મારા છોકરાની વહુ ઉંમર લાયક થઈ છે જેથી તેનો બાપ મારો વેવાઈ ગેઢેરા પાસે ગયો ને કહ્યું કે મને રજા આપો કે મારી દીકરીનો વિવાહ કરી નાખું. તો તેને કહ્યું કે ગામ દેશલપર ખેતા પટેલનો ધર્મ વરો થશે ત્યારે ખુલાસો કરશું. તો તે વખતે પણ મારો વેવાઈ ગયો ને કહ્યું ત્યારે તેને કરમશી ગેઢેરે કહ્યું કે ખુલાસો શું કરવો છે, તમો પોતે ગમે ત્યાં પરણાવી દો ! ત્યારે મારે વેવાઈએ કહ્યું કે હું બીજે ક્યાં પણ ઉકારૂ ને મારો વેવાઈ વાંધો લે તો તેનો કોણ જામીન? આટલું કહ્યું કે પેલા કરમશી ગેઢેરાને કોર્ટની કામની તો ખબર હતી કે તેણે નખત્રાણાના શેઠ વેલજી માધવજીના બંગલામાં ફોજદાર સાહેબના રૂબરૂ કાન પકડીને ઉઠબેસ કરી હતી તે વખતે આંખમાંથી પાણી નીકળ્યા હતા. તેથી તેણે કહ્યું કે અમો જામીન નથી. ત્યારે મારા વેવાઈએ કહ્યું કે તો આ મારી દીકરી નથી પણ નાતની છે. નાતની મરજી હોય ત્યાં ઉકારી દે તો તેમ કરતાં પણ કરમશીના પગ થર રહ્યા નહીં. ત્યારે મારે વેવાઈએ નમતું મૂક્યું અને મને કાગળ લખવા શરૂ કીધા. હવે ભાઈઓ આ કેટલી જુલમની વાત છે ! કરમશી ગેઢેરો નાતનો પટેલ, નાયો ભાદાણી નાતનો પટેલ જેણે અનેક વ્યભિચારના કામ કરેલ છે જેનો એક કેસ હજી પણ ચાલે છે માટે ભાઈઓ આવા આગેવાનોને હવે આપણે જરૂરથી બરતરફ કરવા જોઈએ. નકાં કાંક આપણે હિન્દુપણામાં રહ્યા છીએ તે પણ રહેવા મુશ્કેલી છીએ. વળી કરમશી ગેઢેરા નાતનો પટેલ છે જે હંમેશા સૈયદના પગ પૂજ્યા કરે ને તેની બનાવેલી ચાહ પીધા કરે, નમાજ પડ્યા કરે ને વળી સર્વથી નીચ વ્યભિચારીનું કામ તો જેનો મુખ્ય ધંધો છે તેવા માણસને આપણે આગેવાન કહેવો એ પણ એક આપણા માટે મોટી કાળી ટીલી છે. તે ઉતરતા ગેઢેરાનો કુતરો જે ગેઢેરાને શિકાર લઈ આવી દે તે કણબી નાયા ભાદાણીને તો હવે આપણે શું કહેવું? તે નીચ નિર્લજને તો શરમ પણ નથી કે તેણે અનેક વખત વ્યભિચાર કરેલ અને અનેક વખત પકડાયો. જેનો એક કેસ હજી પણ કોર્ટમાં ચાલે છે. આવા આગેવાનોના જુલમથી આપણે કેટલા દિવસ બીવું માટે મારી તો આપને વિનંતી છે કે જેમ બને તેમ આ ચંડાળ ચોકડીને નાબુદ કરો. બસ આટલું બોલી બેસી જવાની રજા લઉં છું.

## ઠરાવને વિશેષ અનુમોદન આપતાં ભાઈ ખીમજી શીવજીએ જણાવ્યું કે :-

મહેરબાન પ્રમુખ સાહેબ વ્હાલા સદ્‌ગૃહસ્થો, જ્ઞાતિ ભાઈઓ અને બહેનો ! આપણા ઉપર આગેવાનો

જુલમ ગુજારતા જરાએ અચકાતા નથી ને આપે મારાથી આગળના ભાઈઓ બોલી ગયા તે ઉપરથી જાણ્યું હશે તેથી વિશેષ આપને હું કહીશ કે હું મંગવાણામાં રહું છું તથા આગળ તે ગામમાં કાયમના માટે રહેતો નથી. મારી મા ત્યાં મારા નાનાણામાં જઈને રહ્યાં છે તેથી મારું ત્યાં હાલ કુટુંબ પણ નથી. બે વર્ષ પહેલાં મારી માતુશ્રી ત્યાં રહેતાં હતા ને હું મારા છોકરાંને તેડીને આંહી રહેતો હતો જ્યારે કરાંચીમાં મંડળ થયું અને તેણે જ્ઞાતિ સંબંધી ચર્ચા કરવા માંડી ત્યારથી અમારા ગામ મંગવાણાના કણબીઓની આંખ મારા ઉપર ગઈ કારણ કે હું પણ મંડળમાં મેમ્બર તરીકે હતો ને છું. વળી અહીંથી બેચાર જણાઓ ભેગા થઈને દેશમાં ગામના પટેલ ઉપર કાગળ લખે કે ખીમજી શીવજી તો મંડળવાળા ભેગો ખાય પીએ જાય આવે છે અને ખાને આવતો નથી. સૈયદને માનતો નથી વગેરે. તેથી તે ગામના કણબીઓ મારા મામાને કહે તમો તમારી બેનને સમજાવો કે ખીમો ફીટી જશે અને નાતથી ટળી જશે. તેથી મારી મા અને મારો મામો મને કાગળ લખે કે તું ઠોલીયા સુધારાવાળા ભેગો જજેમાં, નહિ તો નાત અમોને નાત બહાર કરશે. તેના હું પણ મારી બુદ્ધિ મુજબ જવાબ દઉં. એમ કરતાં પહેલી પરિષદ કરાંચીમાં ભરાણી ત્યારે પણ તેની અંદર મેં ભાગ લીધો હતો અને વળી પરિષદની બેઠક જે મુંબઈમાં ભરાણી હતી તેમાં પણ હું ગયો હતો અને ત્યાંથી અમો ત્રણ જણ દેશમાં ગયા હતા. તે માનકુવાથી થઈને મંગવાણે અમો ગયા ત્યારે મારો મામો મારા પાસે રોયા અને કહ્યું કે તમોએ અમોને નાત બહાર કરાવ્યા.

તે વખતે ભાઈ ખેતા ડોશા અને વિશ્રામ પાંચા પણ હાજર હતા. તે વખતે મેં મારા મામાને કહ્યું કે તમોને કેણે નાત બહાર કર્યા છે તો તેણે કહ્યું કે હીરા પટેલે. મેં કહ્યું ચાલો તેની પાસે ત્યારે તેણે કહ્યું નહી હાલું. આજ તમો છો ને કાલે જ્યારે તમો પરદેશ જાઓ ત્યારે અમારા તે વળી પાછાં કોમાંમ કરે. તેથી અમો હીરા પટેલ પાસે એકલા જ ગયા અને કહ્યું કે તમોએ મારા મામાને કેમ નાત બહાર કર્યા છે, તેને ક્યો ગુનોહ કર્યો છે? અમારા ગામનો પટેલ હીરો બહુ જ નીચ લુચ્ચો માણસ તેથી તે ફરી ગયો ને બોલ્યો કે અમોએ તેને નાત બહાર કર્યા નથી પણ અમારાનું કેવાનું એ છે કે તમો બીજું કરો પણ પીરાણા ધર્મનું અને આગેવાનોને કંઈ ન કહો ! મેં મારા મામાને બોલાવી રૂબરૂ કરાવ્યા અને તે વખતે તો મારી બીકના લીધે મારા મામાને કહ્યું કે તમોને કેણે નાત બહાર કર્યા છે. અમોએ કેણે પણ કહ્યું નથી, હવે અમો મારા મામાને ઘેર આવ્યા અને ત્યાંથી માંડવી જવાના માટે ગાડીની પુચ્છા કરવા લાગ્યા. પણ ગાડુ કોઈ આપે નહીં તેથી મેં હીરા પટેલને કહ્યું અને હીરા પટેલે મારા મામાને રજા આપી. કહો ભાઈઓ આ નીચ આગેવાનોના જુલમની હવે કેટલી વાત કરવી. ઘણી રૂબરૂ થાય ત્યારે ફરી જાય અને પાછળ ઘરના કુટુંબના માણસોને સતાવે. જો તેઓ સાચા હોય તો કાં રૂબરૂ આપણને નથી થતા? જો રૂબરૂ થાય તો તો બધો પોકળ ખુલી જાય તેથી તે પોતાના કાળાં મોઢાં છુપાવતા જ ફરે છે ને પાડાની બદલીમાં પખાલીને ડામ દીધા કરે છે. તમો જ્યારે વિવાહ કરવા બંને પાંચાડાવાળા ભાઈઓ ગયા ત્યારે કચ્છમાંથી મને દેશલપરથી ભાઈ પ્રેમજી હરજીના અને રતનશી શીવજી રવાપરવાળાના કાગળ હંમેશાં આવતા કે ભાઈઓ આગેવાનો અમારા ઉપર એટલો જુલમ ગુજારે છે કે હવે તે સહન થતા નથી, તેથી તેના પાપના ઘડા ફોડવા સિવાય તે માને તેમ નથી. તો પણ હું તે ભાઈઓને ધીરજ આપતો હતો. પણ હવે મને પાક્કી ખાતરી થાય છે કે આગેવાનોને જરૂરથી પાધરા કરવા જોઈએ નકા તે માને તેમ નથી. માટે દરેક ભાઈઓ જેને આગેવાનોના હુકમોની ખબર હોય તેઓએ ખુલ્લાં પાડવાં જોઈએ એટલું બોલી મારું બોલવું પુરું કરું છું.

## ભાઈ લધા હરજી ગામ કોટડાવાળાએ જણાવ્યું કે :-

મહેરબાન પ્રમુખ સાહેબ અને ભાઈઓ,

મહેરબાની કરી સર્વે તમો ભાઈઓને મારી ભલામણ છે કે જેમ બને તેમ આપણા ગેઢેરાનો ઠરાવ જે ભાઈ રતનશી શીવજીએ રજુ કર્યો છે તે પાસ કરો કેમકે તેને આપણે જેટલા નમશું તેટલા એ આપને મારશે. જુઓ મારા કાકાના દીકરા પ્રેમજીનું સગપણ ગામ ખોંભડીના કણબી શીવજી નોંખે વાસાણીને ઘરે કરેલ છે તે છોકરાં ઉંમરલાયક થયા ત્યારે મેં તેને કહ્યું કે હવે આપણે ઘરઘેણો કરાવી નાંખીએ. ત્યારે તેણે કહ્યું કે જ્યારે વિવાહમાં હાલશું ત્યારે ત્યાં આગળ કરી લેશું તેથી અમો ધીરજ ધરીને બેઠા હતા. પણ જ્યારે વિવાહમાં ગયા ત્યારે હું ખોંભડી ગયો ને વેવાઈને કહ્યું ત્યારે વેવાઈએ તેના ગામના મુખી અરજણ ડાયા તથા ભગત વસ્તા ખીમાને તેડાવ્યા ને વાત કરી તો તેણે કહ્યું કે તમો લખી દ્યો કે મંડળમાં જશું નહીં. પીરાણાધર્મને માનશું. આગેવાનો કહેશે તેમ કરશું, આટલી બાબતો લખી દ્યો તો અમો ઘરઘેણું કરવા દેશું નકા નહીં કરવા દઈએ. આટલું કહીને ઊઠી ગયો પછી મેં મારા વેવાઈને વેવાણને કહ્યું કે તમો હવે શું જવાબ દ્યો છો તે વખતે તો વેવાઈનો પાવર વધી ગયો હતો તેથી તેણે માન્યું નહીં ને ઉલટા સુલટા જવાબ દીધા પછે મેં અનેક વખત ચોવટ કરી પણ તેણે માન્યું નહીં પણ છેલ્લી વખતે અમારા ગામનો હીરા પટેલ મને તેડીને ગયો તો તેણે શરમાવ્યાં ત્યારે વેવાઈને વેવાણ માન્યા ને ઘરઘેણું કર્યું. કહો ભાઈઓ આવા નીચ માણસો આપણા આગેવાનો શોભે ખરા કે? માટે તેને જલદી ખારીજ કરવા જોઈએ એજ. એટલું બોલી બેસી જાઉં છું.

## આ ઠરાવના ટેકામાં ભાઈ કાનજી કેશરા ગામ દયાપરવાળાએ જણાવ્યું કે :-

મહેરબાન પ્રમુખ સાહેબ અને જ્ઞાતિભાઈઓ માતાઓ અને બહેનો, મારા કરતાં આગળના ભાઈઓ ગેઢેરા સંબંધે ઘણું બોલી ગયા છે. ગેઢેરાઓની વાતો કરીએ તો પાર આવે તેમ નથી. ઉગમણો અને વચલા પાંચાડાની વાતો તો ભાઈ રતનશી ખીમજીના ભાષણથી આપણે જાણી છે. હું તો તમને અમારા તરફના આથમણા પાંચાડાની વાત કહું છું. અમારા તરફના આગેવાનોમાં મુખ્ય કરીને નેત્રાવાળો કરમશી ગેઢેરો છે. તે ગેઢેરાની હું તમને શું વાત કહું ! એણે પોતાની જિંદગીમાં નાતનું ભલું થાય એવું એક પણ કામ કર્યું નથી. પોતે લોફર માણસ છે તેવો તેનો દીકરો પણ છે. આ બાપ દીકરો બંને એક જ બાઈ સાથે વ્યભિચાર કરે છે જે વાત નેત્રા ગામ જાણે છે. તેમજ કરમશી ગેઢેરો અને તેનો દીકરો પણ જાણે છે કે આપણા કુકર્મની વાત પાધરી થઈ ગઈ છે પરંતુ તોય તેને શરમ આવતી નથી. નેત્રા ગામનો બીજો આગેવાન નાઈયો ભાદાણી. તેણે એક અતિતણ સાથે વ્યભિચાર કરેલ અને તેથી તે બાઈને હરામી હમેલ રહેલ જેનો કેસ કોર્ટમાં ચાલે છે. આવા ચારિત્રવાળા જે હોય તે આપણી નાતના આગેવાન ! તે સિવાય ગામ ખોંભડીના પટેલ વસ્તા ખીમા ભગવતે પોતાની દીકરી ઉપર બળાત્કાર કરેલ જેની નાલાયકીની આખા ગામને ખબર છે છતાં નાતમાં આગેવાન !

ઘડાણીના મુખી મનજી દેવજીને એક બાઈ સાથે વ્યભિચાર કરેલ જેથી નાતે કોરી ૧૪૦ દંડ કરેલ, તે સિવાય ગામ તેજાળાનો મુખી ભીજી, ગામ તેજાળામાં આપણા એક ભાઈના ઘરમાં એક બાઈ સાથે વ્યભિચારીપણે વર્તતો હતો તે સપડાણો અને માટીના કોઠામાં લકાણો, તેમાંથી પકડાણો અને નાતે તેનો કોરી ૪૦૦ દંડ કર્યો તોએ ગેઢેરાપણું હજુ મૂકતો નથી કારણ કે નેત્રાવાળા કરમશી ગેઢેરાનો તે ભાઈબંધ થાય છે. તે સિવાય ગામ પાનેલીના

પટેલ હંસરાજ જેઠાએ પોતાના દીકરાની વહુ સાથે વ્યભિચાર કરેલ તેની પાસેથી નાતે બે વખત દંડ કોડી સાડી છસ્સો લીધો છે. ગામ ઘડુલીના પટેલ પરબત ખીમાને તો હવે આખી નાત ઓળખે છે. કારણ કે અકરીવાળા રામજી રતનાનો કેસ આજ પટેલે ઉપાડ્યો છે. ભાઈઓ આગેવાનોની વાતો કરતાં ઘણી જ શરમ આવે છે. પણ ગેઢેરાપણું કરતા આગેવાનોને શરમ આવતી નથી. જેટલા જેટલા હરામખોર માણસો છે તેજ ગેઢેરા છે. બીજાથી ગેઢેરાપણું થાય નહીં. માટે ભાઈઓ મેં કહ્યા તેવા નાલાયક ગેઢેરાથી આપણે અમથા બીએ છીએ. એમનાથી બીવું ન જોઈએ અને નાતનું ભલું થાય એવાં કામો યુવકમંડળ અને આ સભામાં થાય છે તેજ વાતને હોંકારો દેવો જોઈએ. આટલું બોલી હું બેસી જઈશ.

## પટેલ હીરા લાલજી ગામ કોટડાવાળાએ આગેવાનોના જુલમ સંબંધી ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે :-

અમારા ગામમાં ચોરીઓ બાંધીને લગ્ન કરવાની જેમની મરજી હતી તે બધા ભાઈઓને અમે ચોરીઓ કરવા દીધી અને મેં મારાથી બનતી મદદ કરી, પણ કેટલાક વિરોધીઓએ ચોરીઓ કરી લગ્ન કરે તેના ઘરે ખાવું નહિ અને તેને નાતબહાર કરવા એવો ઠરાવ કરેલ, પણ હું દેશમાં રહું છું એટલે મને તો ગેઢેરાના જુલમની બરાબર ખબર છે. અમે ઠરાવ કરેલો કે ચોરી કરે તેને છુટ છે. અમારા ગામમાં ૭૦ ચોરીઓ બાંધીને છોકરાં પરણાવેલાં છે. વિવાહ કરીને ઘેર આવ્યા પછી ખાનાંને માનનારા આગેવાનોએ પાંચાડાની નાત ભેળી કરી, ચોરીઓ બાંધનારને નાત બહાર કરવા ભેગા થયા. અમને કોઈને તેડાવેલ નહિ. તેમણે ઠરાવ કરેલો કે ચોરીઓવાળા કોઈને ખવરાવું નહિ અને રાતમાં છાની રીતે એ વાતની સહીઓ લેવાનું કર્યું. માનકુવા વગેરેના જે જુલ્મી ગેઢેરાને આગેવાનો છે તેમને ખેપીયા મુકીને તેડાવેલા, સહીયો લેવા માંડી પણ અમારા ગામમાં ઘણા જણ ચોરીઓ બાંધનારા અને પીરાણાના ધર્મમાં વટલવું નહિ એવા વિચારના હતા એટલે કાંઈ બંધ બેઠું નહિ. અમને નાતમાં તેડાવેલા નહિ છતાં અમે વગર હાકલે ગયા. અમને કહ્યું કે તમને તેડાવ્યા નથી અને તમે કેમ આવ્યા? અમે કહ્યું અમને નાતબહાર કરવાનો પુરાવો શો છે? તમે લેખિત પુરાવો આપો વગેરે સવાલો અમે પૂછ્યા. છેવટે એ પાપી ગેઢેરાઓ ગભરાયા અને કંઈ જવાબ દઈ શક્યા નહિ. છેવટે અમને કહે કે ચોવટ કરીએ અને તેમાં ઠરાવ્યું કે તમે ખાંડ આપો બીજું કંઈ નહિ ! અમે કંઈ આપ્યું નહિ એટલે પોતાનો બોલ રાખવા ધર્માઉ પૈસામાંથી ખાંડ મંગાવી અને અમારું કંઈ કરી શક્યા નહિ. આવા ઘણી જાતના જુલ્મો આગેવાનો આપણી નાત ઉપર ગુજારે છે પણ જ્યાં સુધારાવાળા ભાઈઓ હોય છે ત્યાં તેમનું કંઈ ચાલતું નથી, છતાં હજી જુલમ તો બહુ કરે છે. જ્યાં થોડા ભાઈઓ હોય ત્યાં તેઓ બહુ જુલમ કરે છે, માટે આ નાતે તેમનો જુલમ બંધ પાડીને તેમને ગેઢેરાપણું કરતા અટકાવવા જોઈએ તોજ આપણી નાત સુખી થશે.

આગેવાનોના જુલમના ઠરાવને ટેકો આપતા **વિરાણીના જ્ઞાતિ ભક્ત નારાયણજીભાઈ રામજીએ** જણાવ્યું કે : મહેરબાન પ્રમુખ સાહેબ જ્ઞાતિબંધુઓ અન્ય ગૃહસ્થો માતાઓ અને બહેનો ! મારા બોલવા કરતાં આગળના ભાઈઓ આગેવાનોના જુલ્માટ ભરેલા કાર્યોની ઝાંખી સભાજનોને કરાવી ગયા છે. એટલે હવે આગેવાનોના માટે નામ જોગી યાદી આપવા જેવું તો સાધન મારી પાસે રહ્યું નથી, તો પણ મને પડેલી ફરજને લઈ મારે કંઈક આપને એ સંબંધે કહેવું જોઈએ.

## પ. ક.ક.પા. જ્ઞાતિ અધિવેશન- ૨જું - દી. 07-Oct-1922

કચ્છના કણબી જ્ઞાતિમાં મનાતા આગેવાનોના ચારિત્રની નોંધ ભાઈ રતનશી ખીમજી વગેરે આપની સમક્ષ કહી સંભળાવી છે. કહેવાતા આગેવાનોના અત્યાચાર ભરેલાં કાળાં કૃત્યો એટલે અમાનુષિપણું, અનેક પ્રકારના જુલમ અને ત્રાસના માટે કણબી જ્ઞાતિની નિર્દોષ પ્રજા ત્રાય ત્રાય પોકારી રહી છે. કહેવાતા આગેવાનોના સામે થયાની જે સુધારકોમાં જાગૃતિ આવી છે તે જાગૃતિને જમીનદોસ્ત કરવા માટે આગેવાનો પોતાથી બની શકે તેવા દરેકે દરેક ઉપાયો અજમાવે જાય છે. બળજબરીથી નાત બહાર, દંડ ઈત્યાદિ આગેવાનોના જે કાતીલ હથિયારો છે, તેને સુધારક ભાઈઓએ બુઠ્ઠાં તો કરી દીધાં છે તો પણ એ બુઠ્ઠાં હથિયારોથી પણ જ્ઞાતિ સુધારકોમાંના કોઈ ગરીબ ભાઈ અથવા બહેનોને પરાસ્ત કરવાનું આગેવાનોએ ચાલુ રાખ્યું છે. હદપાર વિનાની આગેવાનોની નાલાયકી જ્યારે જ્યારે ખુલ્લી થાય છે ત્યારે અમાનુષિ વર્તણુકવાળા આગેવાનો થોડીવાર શાંત થઈ જાય છે પણ પોતાની સત્તા ઢીલી થઇ જશે તો કણબી જ્ઞાતિમાં તેમને કોઈ માનશે નહીં, તદ્દુપરાંત પોતાની જ્ઞાતિને ચુસીને હરામી કમાણી કરવાનું ટળી જશે એ હેતુથી કહેવાતા આગેવાનો હડકાયા જાનવરોની જેમ અમાસ પુનમની ગુરી આવે છે. તેમ આગેવાનોને ગમે તે બહાને રહી રહીને નિર્દોષ જ્ઞાતિ ભાઈઓ તેમજ બહેનોને કચડી નાંખવાની ગુરીઓ આવ્યા જ કરે છે. કહેવાતા આગેવાનોમાં ખાનદાની અથવા માણસાઈપણાનો છાંટો સરખો પણ છે નહીં. જમાને એમને સમજતા તો કર્યા છે પરંતુ પોતે જ્ઞાતિ ઉપર જુલમ કરે છે એવી ભુલ કબુલ કરવામાં આગેવાનોને સ્વાર્થનો ત્યાગ કરવો પડે એમ છે. તેથી એવી ભુલ કબુલ કરાતી નથી. સ્વાર્થ બુદ્ધિએ, કહેવાતા આગેવાનોને આંધળા બનાવ્યા છે. આટઆટલું આગેવાનો માટે કહેવાય છે, છતાં તેમને લાજ કે શરમ આવતી નથી. એટલું જ નહી પણ આગેવાનો જ્યાં જાય છે ત્યાં હડધુત પણ થાય છે. પીરાણાના કાકાઓ અને સૈયદો પણ તેમનું માનતા નથી. જ્ઞાતિપંચના પૈસે તાગડધીન્ના કરનારા આગેવાનો છેલ્લી વખત ગઈ સાલે પીરાણામાં લક્ષ્મણ કાકાનો પક્ષ કરવા ગયા હતા, ત્યાં કે છે કે તેમને ખાવા પણ કોઈએ ન આપ્યું? છતાં મીયાં પડ્યાં તોય ટંગડી ઊંચી એ કહેવત પ્રમાણે આગેવાનોની દશા છે. ખાનદાન અને ડાહ્યા માણસોનો ધર્મ તો એ છે કે પોતાની ભુલ થઈ હોય ત્યારે તે નિખાલસપણે કબુલ કરે છે અને એ ભુલમાંથી ઉગરી જવાનો આનંદ માણે પણ કચ્છના કણબી જ્ઞાતિના જુલમગાર આગેવાનો તો પાકા ગુનેગાર ઠરે ત્યારે પણ પીરાણે જઈને બેડીઓ પેરવાની વાતો કરે છે. પરંતુ ગુનો કબુલ કરતા નથી છતાં જ્યારે કોર્ટથી સપડાય છે અને કોઈ ઉપાય તેમના માટે રહેતો નથી ત્યારે પણ ન્યાયની વાતને પરાણે મહા મુશ્કેલીએ નમતું આપવું પડે છે. ત્યારે પણ કોટડાનો સામો પટેલ કે નખત્રાણાનો શીવજી પટેલ અથવા તો મંગવાણા અને કુરબઈના હીરા જસા કંપનીની માફક ચિડાય છે અને વખત આવે તેનો બદલો લેવા મથે છે.

મને લગભગ વીસ વર્ષ થયા યાદ છે, તે પ્રમાણે કણબી જ્ઞાતિમાં કહેવાતા આગેવાનો આપણી જ્ઞાતિની પંચાયત કરી કોઈ ભાઈને કોર્ટ દરબારે ન ચડવું પડે તે ખાતર ગામ ગામના આગેવાન પટેલો ભેગા થઈ જ્ઞાતિ ભાઈઓને ન્યાયના નામે ફેંસલા કરે છે. તેમાં જ્ઞાતિને ન્યાય આપવાનો ખોટો દંભ કરતા આવ્યા છે. જ્યાં જ્યાં તેમનો સ્વાર્થ ન સધાતો હોય અને કોઈ ભાઈ ન્યાય કરનાર આગેવાનોના ખીસ્સાં ન ભરે તો તે ભાઈ પ્રત્યેનો ધર્મ કે નીતિને વેગળી મૂકી આગેવાનો પોતા પાસેના બ્રહ્માસ્ત્ર રૂપી નાત બહાર કરવાના અને દંડ લેવાના હથિયારો તે ભાઈના સામા કરે છે. મધમાખીઓને કનડ્યા વગર મધ મળે ત્યાં સુધી તેમને કનડવા કોણ જાય પણ, મધ મળવામાં સેજ પણ વાંધો આવ્યો કે તરત જ તેને ગુંગળાવી નાંખનારો ધુમાડો કે પછી બાળી નાખનારું તાપણું નીચે

તૈયાર જ ! તેવી જ રીતે જો કોઈ ભાઈ સીધે સીધું આગેવાનોનું મન ન મનાવે તો નાત બહાર અથવા તો દંડ વિગેરેનું તાપણું તૈયાર જ ! આ પ્રમાણેની આપણી સ્થિતિ છે. દરેકે દરેક જ્ઞાતિમાં જ્ઞાતિ પંચ મારફતે ન્યાય અપાય છે. પરંતુ કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિમાં ન્યાય આપનાર તરીકે આગેવાન ગેઢેરાઓએ જોહુકમી સત્તા ચલાવી કચ્છની કણબી કોમને નામર્દ કરી નાંખી છે. તેવું શું તમે બીજી અન્ય જ્ઞાતિઓમાં સાંભળ્યું છે? કણબી જ્ઞાતિનું હીર અને વીરત્વને બાળીને નપુંસક કરી મૂકવાનું આગેવાનોનું મુખ્ય કર્તવ્ય તેને જ્ઞાતિ સુધારકો હવે ચલાવી લે તેમ નથી. કચ્છના કણબી જ્ઞાતિના આગેવાનો એમ માને છે કે અમો બાવા ઈમામશાહના ઘેરથી અમર પટો લખાવી લાવ્યા છીએ અને તેથી જ જ્ઞાતિને ગમે તે પ્રકારે કનડી તેને તરછોડી ચુસી લેવાનો કેમ જાણે તેને હક્ક નહોય તેવી રીતે જ્ઞાતિમાં ત્રાસ ત્રાસ વરતાવી રહ્યા છે. પરંતુ આગેવાનોએ જાણવું જોઈએ કે સૈયદ ઈમામશાહે પણ ત્રેસઠ વર્ષ જીવી તેમાં પોતાથી બન્યું તેટલું કાળું ધોળું કરી ભોળાં અને અજ્ઞાન હિન્દુઓને વટલાવીને પોતાની જાળમાં જકડ્યા છે પરંતુ આખરે તો તેના બાપ દાદાની માફક બીસ્તમાં કે પછી દોજખમાં પહોંચી ગયા છે. તેમજ આગેવાનોએ પણ કાળાં ધોળાં કરી એક દિવસ ચાલ્યા જવું છે.

આગેવાનોને હું એટલું જ કહું છું કે તમે પણ તમારી જિંદગીમાં કાળાં ધોળાં ઘણાંએ કર્યાં છે. હવે તમો પણ તમારી બાજી સંકેલી લઈ જો માણસ થાઓ તો સારું નહીંતર તમારી છેલ્લી અવસ્થામાં તમારો કુટીલ મોભો અને કૃત્રિમ માન જળવાશે કે કેમ તેના માટે મને શંકા છે. મારા અંગત અનુભવ પ્રમાણે મને ત્રણ વર્ષ થયાં ખાત્રી થઈ છે કે કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિનો મોટો ભાગ જુલ્મી આગેવાનોની કુટીલ નીતિને હવે સમજી ગયો છે. તો પણ, તમો સઘળા ભાઈઓ ખાત્રીપૂર્વક માનજો કે આગેવાનો ક્રૂરતા, અમાનુષિપણું અને તેટલું જ અજ્ઞાનતા ભરેલું ડહાપણ કણબી જ્ઞાતિમાં કહેવાતા આગેવાનો ચલાવી રહ્યા છે અને તેના જાલીમ દોરનું ઉત્પત્તિ સ્થાન નેત્રા, કોટડા, માનકુવા અને મંગવાણા છે. કુરબઈના પટેલોના અત્યાચારોના સામે થવા જ્ઞાતિના ભાઈઓ પગભર થયા છે. કહેવાતા આગેવાનોના જાલીમ કૃત્યોને લાંબી વાર પોસવાને કણબી જ્ઞાતિની પ્રજા બિલકુલ તૈયાર નથી. આગેવાનોની દમનનીતિ પાછળ જે તેમના સ્વાર્થ રહે છે. તેને નિર્મૂળ કરવાથી આગેવાનો રાંક જેવા બની જાય તેમ છે. જો તમો સભામાં બેઠેલા બધા ભાઈઓ તેમજ બહેનો સમજી જાઓ અને આગેવાનો તરફના અન્યાયી હથિયારોથી ન ડરો અને પોતાની પેદાશમાંથી પાપ કર્મનો સંગ્રહ કરવા માટે જે ફરજિયાત દશોંદ વિગેરે લાગા આપવા પડે છે તે ન આપો તો આગેવાનો એની મેળે જ ઠેકાણે આવી જાય અને તેમની ક્રૂરતા અને જાલીમતાનો છેડો પણ આવી જાય. વાત વાતમાં આગેવાનો નાત બહાર કરતા, દંડ લેતા એટલું જ નહીં પણ ઘર ફાડી ધોળે દહાડે કન્યાઓના હરણ પણ કરતા, ભર બજારે મુવેલાં ઢોરની માફક કોઈ ભાઈ અથવા બહેનને ઢસડીને પોતાના કબજામાં કેદમાં રાખતા એ દિવસો હવે તેમના માટે રહ્યા નથી.

ગઢશીશાવાળો ખેતો મુખી આઠ મહિનાની બાળકીઓ ઉપર વેર વાળે અને તેને સ્મશાન પહોંચાડવાના હુકમ કાઢે, અથવા તો હીરા જસાની કંપની પરાણે જ્ઞાતિ ભાઈઓને વટલાવે કે કોઈની વહુ દીકરીને કબજે રાખે કે છૂટકા કરે, નખત્રાણાનો શીવજી પટેલ પોતાને મુત્સદીમાં ગણાવી રાતોરાત કોઈને ઉપાડી જવું હોય તેમાં બહાદુરી માને અને કોટડાનો સામો પટેલ કોઈના ઉપર બળાત્કાર કરે અથવા ચોરીઉં કરનારને દંડ કરે અને કણબી ભાઈઓને હજામત કરી આપવાની ફરજ પાડે વળી નેત્રાનો કરમશી ગેઢેરો દમન નીતિથી કામ લે અથવા ભાઈ-

બહેનને પરણાવે. તેમજ રવાપરનો મુખી મુવેલો બળદ કણબીઓ પાસે ઢેડાવે ! આ બધા જુલમોમાં અને છેવટે બધા જુલમગાર આગેવાનો ભેગા થઈ અકરીવાળા રામજી રતના જેવા નિર્દોષ ભાઈઓ સામે જ્ઞાતિ પંચના પૈસાથી બંડ ઉઠાવે, કોર્ટોમાં વિના કારણ જ્ઞાતિ પંચના પૈસાની બરબાદી કરે એમાં તો આગેવાનોએ શું લાભ લીધો છે તે આપણે નજરો નજર જોયું છે. મારું તો માનવું એવું છે કે આગેવાનોએ જ્ઞાતિ ઉપર દમનનીતિ અને વરતાવેલા ત્રાસથી જ્ઞાતિ સુધારકોનું કાર્ય એટલું તો સરળ થયું છે કે તમો સેંકડો વર્ષ સુધી આવી પરિષદો ભરો કે સભાઓ કરો તેમજ રિપોર્ટ દ્વારા જે કામ કરત તેના બદલે, એકાદ બે વર્ષમાં આગેવાનોની સ્વાર્થી સત્તા અને દમન નીતિના પ્રતાપે તમો સુધારકોમાં જે વીરત્વ અને બહાદુરીથી આગેવાનોના જુલમને તોડી પાડવાની હિંમત દેખાય છે તે માત્ર આગેવાનોના ન છાજતા જુલમનું જ પરિણામ છે. જેમ જેમ આગેવાનો મુર્ખાઈથી વધુ જુલમ કરતા જશે તેમ તેમ જ્ઞાતિના ભાઈઓ તેમનાથી છૂટા પડી તમારા આશ્રય નીચે આવતા જશે.

હું આપને ખાતરીપૂર્વક કહું છું કે આગેવાનોના જુલમ એ આપણા સુધારક ભાઈઓને તો અમૃત સમાન હોઈ સુધારાના વૃક્ષને જોતજોતામાં ફળદ્રુપ બનાવી આપે છે. અધિક સખ્તાઈ અને અધિક જુલમ એ કેટલીક વખત આશીર્વાદ સમાન થઈ પડે છે. આગેવાનોની અમાનુષી વર્તણુકે અને જુલમે જ આપણને જાગૃત અને સાવચેત બનાવ્યા છે. હવે તો આગેવાનોના જુલમ અને તેઓની આપખુદીના માટે આપણે હંમેશા આતુર જ રહેવું જોઈએ. જ્ઞાતિના ધીર, વીર ભાઈઓ અને તેવી બહેનોને હું કહું છું કે તમે આ દુનિયામાં ઈજ્જત, આબરૂ અને સ્વમાનપૂર્વક જીવવા માગતા હો તેમણે આગેવાનોના જુલમની જ માગણી કરવી, એમાં જ આપણું શ્રેય છે. સાંભળ્યું છે કે જુલમગાર આગેવાનો પોતાનો એવો બચાવ કરે છે કે અમે નાતના રીતરિવાજ અને કાયદા પ્રમાણે ન્યાય આપી ગરીબોને સંતોષ આપીએ છીએ અને એટલા જ કારણસર નાત બહાર અથવા તો દંડ કરીએ છીએ. હું પણ કહું છું કે વ્યાજબી રીતે કોઈ ભાઈ વટલી ગયો હોય, કોઈથી સૈયદોનો સ્પર્શ થયો હોય, કોઈએ વ્યભિચાર કર્યો હોય, અથવા તો માણસ જાતને ન છાજતું કોઈ કાર્ય કર્યું હોય તેવાને નાત બહાર કરો અથવા તો દંડ કરો તેની કોઈ ના કહેતું નથી. પરંતુ આપણી જ્ઞાતિના આગેવાનોના ન્યાયી સૂત્રો એ છે કે આગેવાનોને કોઈ સાચેસાચું કહે તો તે નાત બહાર, સૈયદથી કોઈ વટલ્યો હોય ત્યારે એવી ફરિયાદ કરનાર નાત બહાર ! તેમજ તદ્દન સાચેસાચું આગેવાનોને કેમ કહ્યું, તે તે કહેનાર કોણ ! બસ તું પ્રમાણિકપણે વર્ત્યો કેમ, એ જ આરોપસર નાત બહાર ! આવા નાલાયક આગેવાનો કેવળ ન્યાય કરવાનો ડોળ કરે છે.

અથવા તો કોઈ ભાઈ એવી વાત કરે કે આગેવાનો જુલમ કરે છે અને પીરાણા પંથ એ અર્ધદગ્ધ પંથ છે. આમ કેવું તે માણસ જુલમનો પુજારી નથી પણ તે સત્ય અને પ્રામાણિકતાનો સાચો પ્રેમી છે. આવા માણસોને જ્ઞાતિમાં મનાતા જુલમગાર આગેવાનો નાત બહાર કરે અને દંડ કરે છે. તેવા નાલાયક આગેવાનો સાથે મળીને તેમની પાસે જ દાદ ફરિયાદ કરવાથી આપણું ભલું થશે એવી બાયલી સલાહ આપનારા, તેમજ ગમે તે રીતે આવા જુલમી આગેવાનોની પાસે ક્ષમાની ભીખ માગવાની ઉમેદ રાખનારા ભાઈઓ પ્રત્યે મને દયા આવે છે. કચ્છની કણબી જ્ઞાતિમાં આગેવાનીપણું કરનાર જુલમગાર આગેવાનોને આપણે યાદ દેવરાવવું જોઈએ કે તમે તમોએ કરેલા જુલમના માટે લેશ પણ પસ્તાવો કરતા નથી અને તમારી જુલ્મી સત્તાને જ્યારે તમે નરમ કરવા નથી માગતા તો પછી આપણે તો એ જુલમગાર આગેવાનોને જણાવી દેવું જોઈએ કે તમારી જુલ્મી સત્તાને ઠોકર મારી અમો તો

નીડરપણે જ્ઞાતિ ઉન્નતિના કાર્યોમાં આગળ વધ્યા જ જઈએ છીએ. કહેવાતા આગેવાનોમાં તાકાત અને શક્તિ હોય તો અમને અટકાવે. દુનિયામાં પોતાનું ગૌરવ યોગ્યતા અને કડવા પાટીદાર જ્ઞાતિનું અભિમાન પુરવાર કરી આપવા માટે જ જ્ઞાતિ સુધારકો સ્વતંત્રતાની પુજાના પવિત્ર કાર્યોમાં હરહંમેશ મચ્યા જ રહેવાના તેને કોણ રોકી શકનાર છે.

આપણા યુવકમંડળ માંહેના કેટલાક ભાઈઓને મેં એવું બોલતા સાંભળ્યા છે કે, જ્ઞાતિ આગેવાનોના સામા થવું, પીરાણા ધર્મ તજી દેવાનો એકદમ બોધ કરવો, એ કંઈ નાનું શૂનું કામ નથી, એમાં તો ઘણા જણા ભેગા હોય, પૈસાનું પુરતું સાધન હોય તો જ જલદી થાએ. આવા આવા નમાલા અને ખોટા વિચાર કરવાથી પણ ઘણા ભાઈઓ જ્ઞાતિ સુધારામાં ભાગ લેતાં અટકી જાય છે. આવા નમાલા વિચાર કરનારા માણસો ખાસ કરીને આળસુ છે એમ તમે ચોક્કસ માનજો. ઘરથી બહાર ડોક્યું કાઢ્યા પહેલાં અને પોતાની શક્તિથી બની શકે તેટલું કરી બતાવ્યા પહેલાં માગેલી વસ્તુઓ ક્યાંથી મળે ! સ્વાર્થ ત્યાગ કરી ચાલવા માટે મુશ્કેલ અને અંધારી ગલી ગુંચીઓ વટાવીને નિષ્કામ નીડરપણે સેવા ધર્મના માર્ગે ચઢાય તો ત્યાં બધુ એ એની મેળે જ આવી મળે, પરંતુ આપણા સુધારકોમાં પણ દેખાવ પુરતો આગળ પડતા ભાગ લેનાર વ્યક્તિઓ જો મિથ્યા આડંબર કરવો હોય તો તે તૈયાર રહે છે. અન્ય સુધારક ભાઈઓ માટે પોતાથી કશું બની શક્યું નથી એટલું જ નહી પણ મિથ્યા અભિમાની અને ખોટા આડંબરવાળા ભાઈઓ પ્રત્યે જેમણે સત્ય-ધર્મ અને ન્યાયની દષ્ટિએ સાચા સુધારકોએ અનેક વખત પોતાની ફરજો અદા કરી છે. એવા ભાઈઓને પણ તું આમ કર - તારે આમ જ કરવું જોઈએ, એવા એવા મિથ્યા ફાંફાં મારનારા ભાઈઓનો પણ આપણી સમાજમાં કંઈ ટોટો નથી. માટે આવા ભાઈઓના નમાલા વિચારને હૃદયમાં જરા પણ પોષતા નહીં. હું સભાને ખાત્રી આપું છું કે આપણા માટે ઉત્તમ રસ્તો આપણી ઉન્નતિ થવાનો જે યુવકમંડળે તૈયાર કર્યો છે અને એ જ યુવકમંડળના પ્રતાપે આપણી આજે પરિષદ મળી છે, તેમાં જે ઠરાવો આગળ રજુ થઈ ગયા છે અને હવે બાકી રજુ થનાર છે તેના માટે તમો ધ્યાનપૂર્વક સાંભળી અને તે રસ્તે જ નીડરપણે વર્તમાન સ્થિતિમાંથી આપણે કાર્ય કરી આગળ વધવાનું છે, તે સિવાય આપણા સુધારકોને બીજો કોઈ રસ્તો નથી. ખરો વીર અને બહાદુર તો તે કહી શકાય કે આ સંસારનાં અનેક સંકટો સહન કરી, દુખથી પૂર્ણ એવા આ સંસારના તરંગો સામે ધીરજ છોડ્યા સિવાય પોતાનું અને જ્ઞાતિ બંધુઓનું જે ભલું કરે. ભાઈઓ, હું વિનંતી કરી આપને એટલું જ કહું છું કે જ્ઞાતિ સુધારક તરીકે તમેં જાહેર થયા છો અને જ્ઞાતિ ઉન્નતિના કાર્યનું જે બીડું ઝડપ્યું છે એ કાર્ય ચાલુ રાખો, તેની સાથે સહનશીલતા, પવિત્રતા ધૈર્ય અને મક્કમપણું કોઈ દિવસ ભુલશો નહીં. જ્યાં સુધી તમે શુદ્ધ ભાવથી જ્ઞાતિ સેવા કરતા રહેશો ત્યાં સુધી તમે કદી પણ નિષ્ફળ થવાના જ નથી. જગતજનની ઉમિયા માતા તમને કદી વિલા મુકશે નહીં અને તમારા ઉપર જગદંબાના બધા આશીર્વાદો આવશે.

ઉપર જણાવેલા આગેવાનોને જુલમ અને ત્રાસ અટકાવવાના ઠરાવને નીચે જણાવેલા બીજા ભાઈઓએ વિશેષ અનુમોદન આપ્યું હતું અને જેને આગેવાનોના જુલમ સંબંધી માહિતી હતી તે ટુંકમાં જણાવી હતી. ગામ દેશલપરવાળા ભાઈ કરમશી લધા તથા વેલજી ગોપાલ તથા  વિરાણીના ભાઈ મેઘજી સામજી, ભાઈ શીવજી કાનજી તથા વીરજી કરસન ગામ નખત્રાણાના તથા વિશ્રામભાઈ પાંચા ગાંગાણીએ આગેવાનોનો જુલમ કેટલો અસહ્ય થઈ પડ્યો છે અને તે માટે આ ઠરાવ પસાર કરવાની કેટલી અગત્યતા છે એ સમજાવ્યું હતું. ત્યારબાદ **પ્રમુખ**

**સાહેબે જણાવ્યું કે :-**

ભાઈઓ, વખત ઘણો થઈ ગયો છે અને આગેવાનોના જુલમ સંબંધે આવી કેટલીય રાતો સુધી બોલીએ તો પણ તેમના ઈતિહાસનો છેડો આવે તેમ નથી. મને પોતાને પણ અમારી તરફના જે જે ગેઢેરા છે તેનો અનુભવ પાક્કો થયો છે અને અત્યાર સુધી જે જે જુલમની વાતો આપણા ભાઈઓ આ સભામાં કહી ગયા છે તે સાંભળી જાય તેવી નથી. જ્યારે આવી મોટી સભામાં એ વાતનો બંદોબસ્ત ન થાય ત્યારે બીજું કોણ કરે? એટલા માટે તેમના જુલમ અટકાવવાનો આ ઠરાવ આપની પાસે રજુ કરવામાં આવ્યો છે એ ઠરાવ પસાર કરવાની જેમની ઈચ્છા હોય તે ભાઈઓ પોતાના હાથ ઉંચા કરશો. આ ઉપરથી સઘળા ભાઈઓએ પોતાના હાથ ઉંચા કર્યા હતા. વળી વિશેષ ચોખવટ કરવા પ્રમુખ સાહેબે જણાવ્યું કે જે ભાઈઓને આ ઠરાવ પાસ કરવાની જરૂર ન દેખાતી હોય તેમણે પોતાના હાથ ઉંચા કરવા એ ઉપરથી કોઈએ પોતાનો હાથ ઉંચો કર્યો નહિ એટલે પ્રમુખ સાહેબે જણાવ્યું કે આ ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવે છે અને હું આશા રાખું છું કે ઠરાવને અમલમાં મૂકવા દરેક ભાઈઓ પોતાથી બનતું કરશો. ત્યારબાદ ઉમિયા માતાની સ્તુતિ કરવામાં આવી હતી. આવતી કાલે સાંજના સાત વાગે સભાની છેલ્લી બેઠક થશે એવી સેક્રેટરીએ સૂચના આપ્યા બાદ મોડી રાત્રે સભા બરખાસ્ત થઈ હતી.

## તારીખ ૯-૧૦-૧૯૨૨ને સોમવારનો છેલ્લો દિવસ

છેલ્લા બે દિવસોમાં થયેલા કામકાજથી સભાજનોને પરિષદનું ગૌરવ સમજાવ્યું હતું અને આજે સઘળાના ઉદ્દેશનો નિર્ણય થવાનો છે એ વિચારની પરંપરામાં પરસ્પર વાતો કરવા સઘળા ભાઈઓ પૂર્ણ આનંદથી સભા મંડપમાં દાખલ થઈ ગયા હતા. સ્થાનિક મેમ્બરોને ધંધા રોજગારની અગવડ ન પડે તે ખાતર સભાની બેઠક રાતના વખતે રાખવામાં આવી હતી. સભાનું કાર્ય શરૂ કરવાનો વખત થઈ જવા છતાં સ્થાનિક ભાઈઓની આવવાની ખોટને લઈ આશરે એક કલાક જેટલું સભાના કામકાજમાં મોડું થયું હતું. સઘળા ભાઈઓ આવી પહોંચ્યા બાદ સ્વયંસેવકોની ટોળીઓ શ્રી ઉમિયા દેવીની સ્તુતિ કરનારી અને ઉન્નતિ ચાહનારી કવિતા ગાઈ સંભળાવી હતી ત્યારબાદ મે.પ્રમુખ સાહેબે જણાવ્યું કે

ભાઈઓ આપણે કામ કરવાનો માત્ર આજનો જ દિવસ બાકી રહ્યો છે અને મુદ્દાના ઠરાવો ઉપર વિચાર ચલાવાનો છે. સબજેક્ટ કમિટિએ જે રૂપમાં ઠરાવો ઘડ્યા છે તે આપની આગળ પાસ કરવા માટે રજુ કરવામાં આવશે. વળી આપણી આ પરિષદનું કાર્ય ચલાવવા એટલે સુધારાની હિલચાલ માટે એક ફંડ પણ કરવાનું છે એ સિવાય કેટલુંક પરચુરણ કામ પણ કરવાનું છે જેથી મુદ્દાના વિષયો હોવા છતાં દરેક ભાઈઓને મારી વિનંતી છે કે જેમ બને તેમ થોડા વખતમાં મુદ્દાનું જ બોલવું. પીરાણા પંથે આપણી અધોગતિ કરી છે એ વિશે ઠરાવ આવવાનો છે તે ઠરાવ આપણા સુપ્રસિદ્ધ જ્ઞાતિ ભક્ત રા.નારણજી ભાઈ ઘાટકોપરવાળા રજુ કરનાર છે એટલે તેમનું વિદ્વતા ભરેલું ઉપયોગી ભાષણ સાંભળવાનો અને પીરાણા સંબંધી સઘળી માહિતી મેળવવાનો આવો ઉત્તમ લાભ લેવા ધ્યાન દઈને સાંભળશો. ઉપર મુજબ પ્રમુખ સાહેબે સુચનો કર્યા બાદ નીચે જણાવેલો ઠરાવ ભાઈ ખેતા ડોસા પોકારે રજુ કર્યો હતો.

## ઠરાવ ૮ મો.

આપણી હિન્દુ ગણાતી જ્ઞાતિઓમાં મુડદાંને અગ્નિ દાહ કરવાનો રિવાજ પ્રચલિત છે અને આપણી જ્ઞાતિ હિન્દુ હોવા છતાં આપણા કચ્છ અને કરાંચીમાં રહેનારા પીરાણાપંથી ભાઈઓ અગ્નિ સંસ્કાર કરવાને બદલે મૂડદાંને દફનાવી દે છે તે રિવાજ અયોગ્ય અને શાસ્ત્ર વિરુદ્ધ હોવાથી કોઈ બંધુએ મુડદાંને દાટવું નહીં તેમજ દાટવાના કાર્યમાં ભાગ પણ લેવો નહીં અને મુડદાંને અગ્નિ સંસ્કાર કરવો એવો આ પરિષદ ઠરાવ કરે છે.

ઉપરનો ઠરાવ રજુ કરતાં ખેતાભાઈને મુડદાંને બાળવાને બદલે દાટવાનો રિવાજ હિન્દુ કોમ માટે કેટલો અયુક્ત અને ફજેતી કરનારો છે તે સમજાવ્યું હતું અને સભામાંથી ઘણા ભાઈઓ તે પ્રમાણે નહીં કરવાની પ્રતિજ્ઞાઓ લેવા ઉઠતા હતા પરંતુ તેમણે સઘળાઓને ટુંકમાં સમજાવી દીધું કે આપણે કોઈએ જેને હિન્દુપણામાં રહેવાની ઈચ્છા હોય તેમણે એવા કાર્યમાં ભાગ લેવો નહિ. ત્યારબાદ સદરહુ ઠરાવને નીચે જણાવેલા ભાઈઓએ અનુમોદન અને ટેકો આપ્યો હતો.

| | |
|---|---|
| ભાઈ લાલજી શામજી | ગામ-રવાપરના |
| ડાહ્યાભાઈ લખુ | ગામ-નખત્રાણાના |
| દાનાભાઈ કરસન | ગામ-નખત્રાણાના |
| ભાઈ હરજી વીરજી | ગામ-વિરાણીના |
| ભાઈ મેઘજી શામજી | ગામ-વિરાણીના |
| ભાઈ પ્રેમજી હરજી | ગામ-દેશલપરના |
| ભાઈ કાનજી રામજી | ગામ-નખત્રાણાના |

ભાઈ રતનશી શીવજી સેક્રેટરી

રા.રતનશી કરસન ઘાટકોપરવાળાએ આ ઠરાવને પુષ્ટિ આપતાં સભાજનોના મન ઉપર સારી અસર કરી હતી અને પ્રમુખ સાહેબે આ ઠરાવની તરફેણમાં મત પૂછતાં સઘળા ભાઈઓએ પોતાના હાથ ઉંચા કરી સંમતિ દર્શાવી હતી એટલે ઠરાવ પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો. ત્યારબાદ નીચે જણાવેલો ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો.

## ઠરાવ ૯મો

“આપણા સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિથી આપણને તદ્દન અલગ બનાવી દેનાર અને આપણને સનાતન ધર્મથી વિમુખ કરનાર ન હિન્દુ ન મુસલમાન એવા અર્ધદગ્ધ પીરાણા કબ્રસ્તાની પંથને લઈ હિન્દુપણામાંથી ટાળી દેનારા ઘણા રીતરિવાજો આપણી જ્ઞાતિમાં દાખલ થતા આવ્યા છે એટલા માટે આપણી જ્ઞાતિમાંથી એ પંથનો નાશ કરવાના દરેક ઉપાયો જલદી લેવાની જરૂર છે, જેથી આ સભા દરેક જ્ઞાતિ ભાઈને આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે પીરાણા પંથનો જલદી ત્યાગ કરવો અને કરાવવો તેમજ કોઈએ પીરાણાની અમી કે નૂરની ગોળી પીવી નહીં અને પીરાણાના દશોંદ વિશોંદ જેવા કોઈ જાતના લાગા આપવા નહીં તેમજ પીરાણાના સૈયદો કિંવા કાકાઓ સાથે કોઈ પ્રકારનો સંબંધ રાખવો નહીં અને તેમને આશ્રય આપવો નહીં. તેમજ જ્ઞાતિમાંથી તેમનો પગ પેસારો જલદી બંધ થઈ જાય એવા દરેક ઉપાયો યોજવા.”

## ૫. ક.ક.પા. જ્ઞાતિ અધિવેશન- ૨જું - દી. 07-Oct-1922

ઉપરના ઠરાવના વિષયને અનુસરતી એક કવિતા ભાઈ ભાણજી ડાયા રૂડાણીએ બનાવી હતી જે વાંચી સંભળાવાની પરવાનગી મળતાં તેમણે નીચે પ્રમાણે ગાઈ સંભળાવી હતી.

**(રાગ : ભુલે ભલ ભલા ભુલેરે, એ રાહ.)**

**અંધ થઈ કાં મરો... રે, દીવો લઈ કૂવે જઈ કાં પડો,**
**કહ્યું કોઈ સાંભળો... રે, જ્ઞાતિનું હિત થાય તે કરો.**
**સગાં સાથ લઈ બુડી મરતાં, ખાનામાં સહુ ધાઈ, (૨)**
**વાત ન રૂડી હૈયે બેસે, કહે જ્ઞાની કોઈ ભાઈ**
**મમતમાં કાં મરો રે... દીવો**
**ભાવી ભૂંસીને શર્મ તજી, નિજ જનતા કૂખે લજાવો, (૨)**
**આર્ય ધર્મને ત્યાગી મુમના, મૃતક દેહ દફનાવો.**
**ક્યાંક જઈ બુડી મરો રે... દીવો**
**હિન્દુપણું જો ભાસે નહિ તો, અસલ મુમના થાઓ, (૨)**
**ક્ષત્રિ કોમના સંતાનોનો સંગ તજીને જાઓ**
**કાફરો પુરા બનો રે... દીવો**
**તન મન પરથી હિન્દુ મટીને, પીરાણે પછી જાઓ, (૨)**
**સુન્નત બેસી કલમા પઢતા, સૈયદ ભેળા ખાઓ**
**ડાઢીઉ ડાચે ધરો રે... દીવો**
**પંચ પટેલો કાકા સૈયદો, મુખીઓ ભેળા થાય, (૨)**
**પરસેવે પકવેલી કોરીઓ, ધાઈ ધૂતીને ખાય**
**બીકણ થઈ શું ડરો રે... દીવો**
**ઘરનાં છોરાં ઘંટી ચાટે, સૈયદો ખાયે સેવું, (૨)**
**હિન્દુ મટી મુમના થાવાનું રોકડ નાણું દેવું**
**દેવું એ બંધ કરો રે... દીવો**
**અંધજ ચેલા અંધજ ગુરૂઓ, અંધજ સઘળો સંગ (૨)**
**હિન્દુ મટીને થાય મુમના, ધોઈ ગંગવે અંગ**
**અંધનો સંગ તજો રે... દીવો**
**ક્રિયા કર્મ નિજ ધર્મ તણી જ્યાં, સભામાં થાએ વાતો (૨)**
**જ્ઞાતિ સેવક ભાણજી એ સહુ લ્હાવા લેતો ગાતો**
**વાતો પર લક્ષ ધરો રે... દીવો**

# રા. નારણજી રામજીભાઈ મિસ્ત્રી ઘાટકોપરવાળાનું

## પીરાણાના ઠરાવ ઉપર ભાષણ

### વિષય પરત્વે સંબંધ

બંધુઓ ! મારી સામે પ્રથમ એ પ્રશ્ન ઉભો થાય છે કે પીરાણાના કબ્રસ્તાની ધર્મને તજી દેવાનો ઠરાવ આ સભામાં મારે શા માટે રજુ કરવો? હિન્દુઓને અર્ધદગ્ધ બનાવી દઈ છેવટે પોતાની નાત જાતમાંથી ટાળી દેવાની જે યુક્તિઓ તેમાં રચવામાં આવી છે તેને મારે શા માટે આપની સમક્ષ રજુ કરવી અને તે ક્યા સ્વાર્થની ખાતર? આપ વિચાર કરી જોશો તો સમજાશે કે પીરાણા ધર્મને અનુસરનારો આપણી કચ્છ જ્ઞાતિનો એક ભાગ એક જ ધારે છે કે પીરાણા પંથ એ હિન્દુ ધર્મ છે. પરંતુ વાસ્તવિક રીતે આપણા શાસ્ત્રોમાં પીરાણા નામે કોઈ પંથ નથી અથવા પીરાણા નામનો કોઈ ધર્મ નથી. પીરાણા નામનું એક ગામ છે અને તે ઈમામુદ્દીને વસાવ્યું કહેવાય છે અને જે પીરાણા પંથની વાત આપણે કરીએ છીએ તે તો સતપંથને નામે ઓળખાય છે. એ કપોળ કલ્પિત પંથમાં આર્ય હિન્દુ ધર્મની ઈરાદાપૂર્વક એટલી તો નિંદા કરવામાં આવી છે કે તે આપણાથી સાંખી જાય તેવી નથી. છતાં કમનસીબે કેટલાક હિન્દુઓ અને ખાસ કરીને આપણી કચ્છ જ્ઞાતિ, એ કબ્રસ્તાની પંથની ભોગ નઈ પડી છે એ વિચાર જ્યારે જ્યારે મારા મગજમાં આવે છે ત્યારે મને તે અસહ્ય થઈ પડે છે. ક્યાં પીરાણાનો અર્ધદગ્ધ પંથ અને ક્યાં આપણી હિન્દુ જ્ઞાતિ ! કેટલો અંતર ! કેટલી શરમની વાત ! હું એક મનુષ્ય છું, આર્ય છું, સનાતન ધર્મનો અનુયાયી છું અને મારા બંધુઓ પણ મારા જેવા જ પવિત્ર અંતઃકરણના છે એ વિચારને હું તજી શકતો નથી એટલે ખાસ કરીને મારી જ્ઞાતિના તેમજ અન્ય હિન્દુ જ્ઞાતિના ભાઈઓને એ પીરાણાના કબ્રસ્તાની પંથની પ્રપંચી જાળમાં ફસાયેલા જોઉં છું ત્યારે તેમને સન્માર્ગે દોરવાનો અને એ પ્રપંચી જાતને ઉકેલી સત્ય હકીકત પ્રદર્શિત કરવાનો મને મારો ધર્મ સમજાય છે. મનુષ્યના જીવન માટે પ્રથમ નિર્માણ થયેલો જે ધર્મ તેને તજી દેવાથી મનુષ્ય તરીકે જીવન ગાળી શકાય જ નહિ એ વાત આપ જરૂર યાદ રાખજો. એ મનુષ્ય ધર્મને ભુલવી દેનારી અને હિન્દુઓને વટલાવી અર્ધદગ્ધ બનાવી દેવાની ઈમામશાહ જેવાઓએ જે યુક્તિ રચી છે તે **પીરાણાની પોલ** નામે પુસ્તકમાં બહાર પાડવાનો મારો ઈરાદો હું જાહેર કરી ચૂક્યો છું અને ઘણા આધારો અને સાધનો મને મળી શક્યાં છે અને એ દિશામાં મારો પુરુષાર્થ ચાલુ છે જ, પરંતુ આ ઠરાવને અંગે મારાથી બની શકે તેટલી હકીકત આપની સમક્ષ રજુ કરી - એ કબ્રસ્તાની પંથને તજી દેવાનો બોધ કરવાની આપણી સબજેક્ટ કમિટિએ ભલામણ કરી છે અને હું આપને એ જ ભલામણ કરું છું કે જો તમે હિન્દુપણું રાખવા ઈચ્છતા હો, પોતે હિન્દુ હોવાનો દાવો કરતા હો તો જ મારી વાત સાંભળજો અને હિન્દુપણામાંથી ટળી જઈ શુદ્ધ કડવા પાટીદાર જ્ઞાતિથી વિમુખ બની મુમના કિંવા અર્ધદગ્ધ મુસલમાન થઈ જવા ઈચ્છતા હો તો મારો ઉપદેશ તમારા માટે નથી એમ સમજજો.

બંધુઓ, તમે હિન્દુ છો એ વાત શું મારે તમને સમજાવવાની છે? આપણી કૂર્મી ક્ષત્રિય જ્ઞાતિએ શું એટલી બધી અધોગતિ પ્રાપ્ત કરી છે કે તમે હિન્દુ છો, હિન્દુ શાસ્ત્રોને માનનારા છો અને તમારા પૂર્વજો પણ હિન્દુ જ હતા એ વાત તમને મારે સમજાવવી પડે? નહીં જ. ત્યારે આ કમનસીબી કેવા પ્રકારની ! કબ્રસ્તાની પંથ અને કડવા પાટીદાર જે આપણી કોમ તેને ક્યાંથી ભેળી સાટો થયો એ બાબત ઐતિહાસિક છે એટલે હું જવા દઉં છું અને આ

પંથને તજી દેવાની જરૂર પુરતું જ હું આપને કહીશ.

## પીરાણાનો અર્ધદગ્ધ પંથ

ઈસ્લામ ધર્મના અનુયાયી જે પીરોએ હિન્દુઓને વટલાવી પોતાનો નવો પંથ ઉભો કરવાની યુક્તિ રચી, તેમાં પ્રથમ તો હિન્દુ શાસ્ત્રોની વાતો લઈ પોતે નવા ગપાષ્ટક શાસ્ત્રો બનાવ્યાં, તેમાં તદ્દન જુઠ્ઠી અને ઢંગધડા વગરની બનાવટી કિસ્સા, કહાણીઓ લખી અને તેમાં મુસલમાની તત્ત્વો દાખલ કર્યા. પછી ભોળા અને **ધર્મશાસ્ત્રોથી અજ્ઞાત રહેલા હિન્દુઓને શોધી શોધીને એ કુટીલ માર્ગમાં સામેલ કર્યાં,** એ કબ્રસ્તાની પંથના પુસ્તકોમાં વેદોના નામ જેવા બનાવટી શબ્દો વાપરી, હિન્દુઓના તીર્થસ્થળો અને મહાપુરુષોના નામોનો ઉમેરો કર્યો અને યુક્તિ પ્રયુક્તિથી ફેરફાર ઉત્પન્ન કરી પોતાના રચેલા, હાથના લખેલા પુસ્તકોને પીરાણા કબ્રસ્તાની પંથના સેવકોના હાથમાં આપીને કહ્યું કે “એ અથરવેદ છે ! હમણાં આ લેખના અથરવેદનો વારો છે અને તેમાં જે લખ્યું છે એજ સાચું છે અને એજ પ્રમાણે પીરાણાના સતપંથીઓએ વર્તવું.” ધીમે ધીમે પોતાની જાળમાં ફસાતા અજ્ઞાન હિન્દુઓને જલદી મુસલમાની રાહત ઉપર લઈ જવા પીર સદરુદીને કહ્યું કે :-

“હિન્દુ શાસ્ત્રો અને પુરાણોમાં નકલંકી અવતાર થવાનો છે એમ જે કહ્યું છે તે અવતાર તો ક્યારનોય થઈ ગયો છે અને તે દસમો અવતાર થવાનું જે જાહેર થયું છે તે મ્લેચ્છ રૂપે મક્કામાં હજરતઅલી રૂપે જાહેર થયો છે.” મુસલમાનોમાં ભગવાને અવતાર લીધો એ કારણનું સમાધાન પોતાના મતિવિભ્રમ અજ્ઞાન હિન્દુ સેવકોને એવી રીતે કરાવ્યું કે :-

“શ્રીકૃષ્ણ ભગવાન જે ઈશ્વરનો અવતાર હતા તેમણે પાંડવો અને કૌરવો વચ્ચે યુદ્ધ કરાવી કૌરવોનો સંહાર કરાવ્યો અને પાંડવોને ઉપદેશ આપવા અર્થે અને અજ્ઞાનતામાં પાંડવો કદાચ એમ ન સમજે કે અમારા હાથે જ અમારા કુટુંબીજનોનો નાશ થયો છે, તે માટે શ્રીકૃષ્ણ ભગવાને ગીતા રૂપે ઉપદેશ આપી પાંડવોના સંશયને દૂર કર્યો હતો પરંતુ તે વખતના બ્રાહ્મણોએ ઉધુંચતુ સમજાવી મહાભારતના યુદ્ધનું જે પાપ થયું તેથી મુક્ત થવા એક યજ્ઞ કરાવ્યો જેથી પાંડવોએ રાયસુ યજ્ઞ આદર્યો તેથી (પીર સદરુદીનના કહેવા પ્રમાણે) બ્રાહ્મણો ઉપર કોપ કરીને **શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે** - હું દસમો અવતાર હિન્દુમાં જ લેવાનો હતો પરંતુ બ્રાહ્મણોએ આડુંઅવળું સમજાવી પાંડવોના હાથે યજ્ઞ કરાવ્યો તેથી હવે **હું દસમો અવતાર મ્લેચ્છ રૂપે અરબસ્તાનમાં** આવેલા મક્કા શહેરમાં **હજરતઅલી રૂપે લઈશ !** આ પ્રમાણે દસમો અવતાર બ્રાહ્મણો ઉપર રીસે ભરાઈ શ્રીકૃષ્ણ પ્રભુએ મક્કા શહેરમાં લીધો છે માટે હજરતઅલી એજ ભગવાનનો અવતાર છે માટે હિન્દુઓ ! હમણાં ભગવાનના અવતારનો વારો તો મુસલમાનીમાં છે માટે તેને જ માનવું.”

વળી હજરત અલીના માટે આ પીરોએ એક કવિતા રચીને જણાવ્યું કે :-

**તમે ઓળખીને ધાવો આજેરે**<br>
**મુરખ લોકોને આવે છે લાજરે** **ટેક.**<br>
**જીરે કૃષ્ણ બોલતા તે અમૃત વાણીરે,**<br>
**હવે અરબી ભાષા ક્યાંથી આણીરે.** **તમે.**

**જીરે કૃષ્ણ ચાલતા તે તિલક તાણીરે,**
**હવે કલીમાંહે વધારી છે દાઢીરે. તમે.**
**જીરે કૃષ્ણ પહેરતા પીતાંમ્બર ધોતીરે,**
**હવે કલીમાંહે પહેરી છે કફની ને ટોપીરે. તમે.**
**જીરે કૃષ્ણ જમતા તે સુવર્ણ થાળીરે,**
**હવે માટીની સહાનક ધારીરે. તમે.**
**જીરે કૃષ્ણ ચાલતા તે બ્રાહ્મણ વેશેરે,**
**હવે આવી બેઠા તે આરબ દેશેરે. તમે.**
**જીરે કૃષ્ણ રૂપે તે જાપ જપાવ્યો રે,**
**હવે કલીમાંહે મોહંમદ નામ ભણાવ્યો રે. તમે.**

બંધુઓ ! આ વાત આપને કેવી લાગે છે? મક્કા શેરીફમાં શ્રીકૃષ્ણનો અવતાર અને તે પણ હજરતઅલી રૂપે ! શું તમને એ વાત માન્ય છે? કોઈને એ વાત સાચી લાગે છે? આપણાં શાસ્ત્રોમાં ભગવાનના અવતાર એ જ મુખ્ય વાત છે. એવું એ લોકોને લાગવાથી ભગવાનના દસ અવતારનું તેમણે એક શાસ્ત્ર ઉપજાવી કાઢ્યું છે અને તેના પુંછડે છેવટે એ કબ્રસ્તાની બધા પીરોને લટકાવ્યા છે. તેમણે લખેલા અવતારની વાતો તદ્દન જુઠ્ઠી અને બનાવટી છે એટલું જ નહિ પરંતુ હિન્દુધર્મનું એ કેટલું હડહડતું અપમાન કરનારી છે એ વાત આપને પ્રત્યક્ષ કરાવવાની મારે જરૂર છે. વળી ભોળા હિન્દુઓને ઈમામ બેસાડવાની ખાતર તેમાં કેવી યુક્તિ રચી છે અને તેના પુંછડે પોતે કેમ લટક્યા છે એ આપ ધ્યાન દઈને સાંભળજો. આપણને તો મોઠો દીધો હોય તો ફક્ત ઈમામશાહે જ દીધો છે તેણે રચેલા અથરવેદમાં દસ અવતાર આવે છે અને જે દશતરી ગાવંત્રી કહેવાય છે તે સૃષ્ટિની ઉત્પત્તિથી ! શરૂ થાય છે તેમાં લખ્યું છે કે :-

## દશતરી ગાવંત્રી

સત્, સત્ ઉપર દત્, દત્ ઉપર ક્ષમા, ક્ષમા ઉપર ગજા, ગજા ઉપર નીલ, નીલ ઉપર શેશનાગ, શેશનાગ ઉપર ધબળોધોરી, ધબળાધોરીના શીંગડા ઉપર એક રાઈ અને એ રાઈ ઉપર સ્વામીજીએ સૃષ્ટિ નીપાઈ ! પછી સ્વામીજીએ રૂપ લીધાં તેમાં પ્રથમ નામ અહુંકાર, ભહુંકાર, વહુકાર, નીલ, અનીલ, સુન, સાન, નાન, ગેઆન, માન, નુર, તેજ, બંબ, જલ, કમલ, કદમ, આદબુંદ, નાદબુંદ, તેજતત્ત્વ, પ્રેમતત્ત્વ, આદપુરૂષ, આદ પુરુષથી નાભીચકર નાભીચકરથી ભવેત ગોર બ્રહ્મા ! સત્ ગોર બ્રહ્માથકી સર્વે સૃષ્ટિની ઉત્પત્તિ થઈ. જે ચાર કલફના અવતાર પાત્ર અને જ્યાં થકી ગોરનરે અવતાર લીધા તેમાં પ્રથમ અહું, ઉનાદ, અવીગત, એહદ, હવ, કવ તથા ધર્મ, તેજ, કેવલ નાદ ઓત્રા હરીતક પુર્વા, અતીત વંસીના પરેમ રૂખ, તેના વંશમાં શ્રીમચ્છા અવતાર ! મચ્છની માતા તો સંખાવતી, પિતા તો પરેમરૂખ, શક્તિ દેવી ચંડીકા, ગોર તો માનધાતા, રહેવાનું સ્થાન હેમપુર, ક્ષેત્ર તો દ્વારામતી, નરદળો દાણવ સંખાસુર તે વિચારતો રગુવેદ. તે સંખાસુર ને મારી સાતે પાતાળના રાજા ને વચન આપી ગોર બ્રહ્માના વેદને વાળી, સવા કરોડીસું રાજા રૂષમાગતને તારી - **શ્રીમચ્છા અવતાર ભલે પધાર્યા !** મચ્છ

અવતારના વંશમાં મનાઈએત, મનાઈએતના ઉગ્રસેન ઉગ્રસેનના અજાુવત, અજાુવતના ભ્રેસપત, ભ્રેસપતના આસોમંત્ર, આસોમંત્રના પરીકમ રૂખ, પરીકમ રૂખના કુર્મ ભગવાન ! કુર્મ ભગવાનની માતા કમળાવતી, તેની શક્તિ દેવી બૌચરાજી, ગોર તો એકારૂખી, રહેવાનું સ્થાન બગપોર, ક્ષેત્ર તો માનસરોવર, ત્યાં નરદળો દાણવ મધુકેટભ તે વિચારતો રઘુવેદ. તેને મારીને કુર્મ ભગવાને સવા કરોડીસું રાજા અમરીશને તારી **શ્રી કુર્મ ભગવાન ભલે અવતર્યા !**

શ્રી કુર્મના વંશમાં પ્રથમ વંશરતના દકાઈએત, ના કાજમ, ના પરજાપત, ના દાઢમરૂખી, તેના વંશમાં શ્રી વારાહ ભગવાન અવતર્યા ! તે વારાહ ભગવાનની માતા તો પદમાવતી, શક્તિ દેવી સોમયા, ગોર તો એકાસુર, રહેવાનું સ્થાન માયાપોર, ક્ષેત્ર તો ભેંકાસુર, ત્યાં નરદળો દાણવ મોરધ્વજ વિચારતો રઘુવેદ. તે મોરધ્વજ દૈત્યને મારી, સવા કરોડસું રાજા ધ્રુને તારી **ભલે અવતર્યા શ્રી વરાહ ભગવાન !** શ્રી વરાહ ભગવાનના પુત્ર રૂપંક, ના ખલીપત, ના ગઉતમ, ના અમરીખ, તેના પુત્ર શ્રી નૃસીંહા અવતાર ! તે શ્રી નૃસીંહા ભગવાનની માતા ચંદ્રાવતી, શક્તિ દેવી તુળજા ભવાની, ગોર તો અમરતેજ, રહેવાનું સ્થાન તો કાશ્મીર, ક્ષેત્ર તો ચરણાપરી, ત્યાં નરદળો દાણવ હરણાકસ વિચારતો રઘુવેદ, તેને શ્રી નૃસીંહ ભગવાને મારી સવા કરોડીશું ભક્ત પ્રહલાદને તારી **ભલે અવતર્યા શ્રી નૃસીંહા અવતાર !** શ્રી નૃસીંહા અવતારના ! વંશમાં તેના પુત્ર મનાઈએત, ના વંસવઢણ, ના વીર લોચન, ના કાસમરૂખી, તેના વંશમાં શ્રી વામન ભગવાન ! તેની માતા તો લીલાવતી, શક્તિ દેવી કોકીલા, ગોર તો સેહેજાનંદ, રહેવાનું સ્થાન કોયલા પાટણ, ક્ષેત્ર તો વનથળી, ત્યાં નરદળો દાણવ બળીરાજા વિચારતો જજાુરવેદ. તેને વામન ભગવાને મારી, ઋષિઓને થાપી તમેં **ભલે અવતર્યા વામન ભગવાન !** વામન ભગવાનના વંશમાં તેમના પુત્ર માનધાતા, ના પૃથ્વીજે, ના અસરત, ના જમદગ્ની, તેમના પુત્ર શ્રી ફરશુરામ તેમની માતા રેણુંકા, ગોરતો જનક વિદેહી, રહેવાનું સ્થાન માઆપર, ક્ષેત્ર તો કોયલા પાટણ ત્યાં નરદળો દાણવ સહસ્ત્રા અર્જુન તે વિચારતો રઘુવેદ. તે સહસ્ત્રા અર્જુનને મારી, શ્રી ફરશુરામે ઋષિઓને સ્થાપી **ભલે અવતર્યા તમે ફરશુરામ ભગવાન !** હવે ફરશુરામના વંશમાં તેમના પુત્ર રઘુ, ના નગુ, ના જેજાઈએત, ના કેવળીક, ના અજેપાળ, ના દશરથ, ના પુત્ર શ્રીરામ ! તેની માતા કૌશલ્યાજી, શક્તિ દેવી સીતાજી, ગોર તો વશિષ્ટ, રહેવાનું સ્થાન અયોધ્યાપુરી, ક્ષેત્ર તો લંકાપુરી, ત્યાં નરદળો દાણવ દસ માથાવાળો રાવણ તે વિચારતો જજાુરવેદ. તે રાવણને મારી સાત કરોડીસું રાજા હરીશ્ચંદ્રને તારી **ભલે અવતર્યા તમે શ્રી રામદેવ મોરારી !** શ્રીરામના વંશમાં તેમના પુત્ર લવ, ના પદમ, ના પરિખત, ના વીરપાળ, ના વાસુદેવના વંશમાં શ્રીકૃષ્ણ ભગવાન ! તેમની માતા દેવકીજી, શક્તિ દેવી રૂક્ષ્મણી, ગોર તો વેદ વ્યાસજી, રહેવાનું સ્થાન ગોકુલ, ક્ષેત્ર તો મથુરાં ત્યાં નરદળો દાણવ કંસાસુર તે વિચાર તો સામવેદ તે કંસાસુરને મારી ઋષિઓને સ્થાપી, સહદેવ ભક્તને તારી **તમે ભલે અવતર્યા શ્રીકૃષ્ણ મોરારી !** શ્રી કૃષ્ણના વંશમાં તેના પુત્ર પ્રદ્યુમન, ના સેંસસ્થાન, ના બેલસ્થાન, ના વણીવચ્છરાજ, ના સંહીરાજ, તેમના વંશ તો શ્રી બુદ્ધ ભગવાન ! તે બુદ્ધની માતા તો રેણુંકાવતી, શક્તિ દેવી હરસિદ્ધ, ગોર તો હંસરાજ, રહેવાનું સ્થાન હીમપરી, ક્ષેત્ર તો કુરૂક્ષેત્ર, ત્યાં નરદલો દાણવ દરયોધન તે વિચારતો સામવેદ. તેને મારી નવ કરોડીસું રાજા યુધિષ્ઠરને તારી **ભલે અવતર્યા તમે બુધ ભગવાન દેવ મોરારી !** શ્રી બુધા અવતારના વંશમાં તેમના પુત્ર શીષ, ના સામ, ના સલુકાન, ના હારૂન, ના અસલામ, ના આદમ, ના નીઝાર, ના મીઝાર, ના એલીઆસ, ના મલીઆસ,

ના મુલકાનના કાજંમ, ના કાહેર, ના કાએમ, ના ગાલેબ, ના એલબં, ના કાયમ, ના મોરાદ, ના મુનાલેફ, ના હાસમ ના મતલબ, ના અબુતાલબ, ના વંશમાં તો **શ્રી નકલંકી નારાયણ સાહ ! મુરતજાઅલી.** તે અલી નિમાતા તો બીબી ફાતમા, પીતા તો અબુતાલેબ, શક્તિ દેવી ફાતમા, ગોર તો નબી મોહમદ, રહેવાનું સ્થાન દલમ દેશ, વરજા શહેર ગામ ક્ષેત્ર તો કુંવારકા, પંચનદી મુલસતાને, તહાં નરદળો દાણવ કાળીંગો ધુઝાલબે વિચાર તો અથરવેદ. તે કાળીંગા દૈત્યને મારી બાર કરોડીસું ભક્તને ઓધારસે. ગુપ્ત અવતાર ત્રેત્રીશ ! **પ્રગટ અવતાર એક સાહ મુરતુજાઅલી !** ના ઈમામ, ઈમામના હશન, ના ઈમામ હોસન, ના ઈમામ જેનલાબદીન, ના ઈમામ મહંમદ બાકર, ના ઈમામ જાફર સાદક, ના ઈમામ ઈસમાયલ, ના ઈમામ નુર સત ગોર, ના સૈયદ ઈસમાયલ સાહાની, ના સૈયદ નુરમહમદ, ના સૈયદ ઈમામ, ના સૈયદ મુસાફરીન, ના સૈયદ જમાલદ્દીન, ના સૈયદ સાહદકદીન, ના સૈયદ મહેરદીન, ના સૈયદ હાદીન, ના સૈયદ સલાઓદીન, ના સૈયદ ફાજલસાહ, ના સૈયદ કાસમસાહ, ના સૈયદ મહમદસાહ, ના સૈયદ એહમદસાહ, ના સૈયદ નાસરસાહ, ના સૈયદ મુસાલેકસાહ, ના સૈયદ માહાબુ, ના સૈયદ મસતગ, ના સૈયદ મહીઆદીન, ના સૈયદ મુમનસાહ, ના સૈયદ ખાલકસાહ, ના સૈયદ નીઝારસાહ, ના સૈયદ ઈસલામસાહ, ના સૈયદ સલાઓદીન, ના સૈયદ સમસદીન, ના સૈયદ નસીરદીન, ના સૈયદ સાહેબદીન, ના સૈયદ સોદરદીન, ના કબીરદીન, ના **સૈયદ સતગોર પાત્ર બ્રહ્મા ! ઈંદ્ર ઈમામસાહ ! આદે વીસનવ નરીજન નરઅલી મહમંદ સાહ. હકલા એલાહા ઈલલાહો મહમદુર રસુલલાહે.**

**બુદ્ધદેવના વંશમાં પાક્યા તે ઈમામશા. !**

આ પ્રમાણે પોતાની વંસાવળીનો છેડો મેળવ્યો છે અને ભગવાનના દીકરા થવાનો લ્હાવો લીધો છે. હવે તેમાં અને તેના લખેલા દસ અવતારની દશતરી ગાવંત્રીમાં સત્ય શું છે અને જુઠ્ઠું શું છે તે આપને ટુંકમાં જણાવીશ. પ્રથમ મચ્છા અવતારની વાત આવે છે. તેમાં મચ્છ ભગવાન સંખાવતી નામની સ્ત્રીના ગર્ભથી ઉત્પન્ન થયાનું જણાવે છે ! મચ્છ ભગવાનના પિતા પરમરૂખી એ વાત તદ્દન ગપ છે. મચ્છા અવતાર પછી ઈમામશાહ કૃત દશતરી ગાવંત્રીમાં જણાવ્યા પ્રમાણે મચ્છ ભગવાનના વીર્યથી ઉત્પન્ન થયેલ મનાયત. મનાયતના ઉગ્રસેન એ પ્રમાણે પરિકમ રૂષીનાવંશ કહેતા તેના દીકરા કુર્મ ભગવાન ! શું બુદ્ધિનો ઉપયોગ કર્યો છે? મચ્છ ભગવાન માછલાનું રૂપ, તેમાંથી જન્મ્યા તે બધા માણસ ! તે છેક પરિકમ રૂષી થકી અને પરિકમ રૂષીની સ્ત્રી કમળાવતીના દીકરા કુર્મ કહેતાં કાચબાનો અવતાર ! ધન્ય ઈમામશાહની બુદ્ધિને અને ધન્ય છે તમને પીરાણાપંથને માનવાવાળા સતપંથી ભાઈઓને ! કુર્મ અવતાર પણ ક્યા કારણને લઈ પરમાત્માનો અવતાર મનાય છે તે જો પીરાણા પંથીઓ હિન્દુ ધર્મના દસ અવતારો વાંચે તો તો આંખ ઉઘડી જાય. પરંતુ તસ્દી કોણ લે. કુર્મ ભગવાન પાછા કાચબાના રૂપે પરણ્યા હશે ત્યારે જ તેમના વીર્યથી પ્રજા ઉત્પન્ન થઈ શકે. દશતરી ગાવંત્રીમાં કુર્મના વંશમાં પાછા માણસો જનમવા માંડ્યા ! કુર્મના દીકરા વંસરત, નાદકાઈએત એમ કરતાં કરતાં પરજાપતના દાઢમ રૂષીની સ્ત્રી પદમાવતીના ઉદરથી પાક્યા વારાહ ભગવાન. વારાહ એટલે સુવર. શું ઈમામશાહે નજર પહોંચાડીને કામ કર્યું છે ! માણસમાંથી સુવર જનમેં તે પણ ઠીક છે. આપણે તો તેની કથાની ચોખ કરીએ છીએ. કોઈ હૈયા કુટ્યાએ વળી સુવરને પણ કન્યા આપી હશે જેથી વારાહ ભગવાનનો પણ વંશ ચાલુ રહ્યો. વારાહના દીકરા પાછા માણસ. તેનું નામ રૂપંક-રૂપંકના ખલીપત વગેરેના અમરીખને પાછી ભોછપ ખણવી હશે કે જેથી તેની સ્ત્રી ચંદ્રાવતીના પેટે

પાછા શ્રી નૃસીંહા ભગવાન જન્મ્યા ! આવી ગપોડ કથાઓ કહેતાં પણ શરમ આવે છે. શું ઈમામશાહ એટલું પણ નહીં સમજ્યો હોય કે હું મારા ધર્મને ગુપત ! રાખવાની વાતો કરું છું પરંતુ આ છાનું કયાં સુધી રહેશે? માંછલામાંથી માણસ જન્મે ને વળી માણસમાંથી કાચબો જન્મે ! કાચબાના વંશમાંથી વારાહ જન્મે ! આ પોલંપોલતો જુઓ ! વળી વારાહના વંશથી માણસો જન્મે અને તેથી પાછો સિંહ જન્મે ! ભાઈઓ, નૃસીંહા અવતારની વાતો તો તમે સાંભળી હશે, ઘણાં ભજનોમાં પણ ગવાય છે કે હરણ્યાકંશે પોતાના દીકરા પ્રહલાદને અનેક સંકટો દીધાં પરંતુ તેનો વાંકો વાળ પણ ન થયો, છેવટે તેણે ક્રૂર સજા કરવા લોખંડનો થાંભલો ધગધગતો કર્યો અને પ્રહલાદને હુકમ કર્યો કે તારો ઈશ્વર સાચો હોય તો આ ધગધગતા થાંભલાને બાથ ભીડ ! તે પ્રહલાદજી પ્રભુનું ધ્યાન ધરી લોહરથંભને બાથ ભીડવા જાય છે ત્યાં તો લોહ સ્થંભ ફાટ્યો અને શ્રીનૃસીંહ ભગવાન દેખાયા અને હરણ્યાકંશને માર્યો. આમાં નરસીંહ ભગવાનની ન તો મા હતી કે ન તો બાપ હતાં ! છતાં ઈમામશાહના અદ્‌ભુત પરાક્રમની પ્રસાદી-પીરાણા સતપંથની દશતરી ગાવંત્રીમાં વારાહના વંશના દીકરા નૃસીંહા અવતાર ! કેટલું જુઠ્ઠું. તમો કાંઈક તો બુદ્ધિનો ઉપયોગ કરો કે હિન્દુઓને ફસાવી, વટલાવી પોતાના ફંદામાં કેવા જકડી રાખ્યા છે અને પાછી આ ગુપ્ત ધર્મની વાત ક્યાંય કરવી નહીં ! તમે હિન્દુ છો. હિન્દુ ધર્મના પુસ્તકો પુરાણો કથાઓ વાંચી જુવ તો તમને આ ગુપ્ત પંથમાં કેવી રીતે સંડોવ્યા છે તે જણાઈ આવશે. ભગવાન શ્રી નૃસીંહા અવતાર સિંહ રૂપે હતા તેને પણ કોઈ નીરભાગીએ કન્યા આપી હશે એમ પીરાણા સતપંથના ચાલાક ઈમામશાહે નક્કી કર્યું, તેથી નૃસીંહજીનો પણ વંશ વધતો જ રહ્યો. સિંહ રૂપે નરસિંહ ભગવાનના દીકરા મનાઈએત વગેરે ક્રમે કાસમ રૂષીના દીકરા વામન ભગવાન. ધન્ય હો ઈમામશાહ ! હવે તો માણસના માણસ જન્મ્યાં. પાછા વામન ભગવાન પરણ્યા તેના દીકરા માનધાતાના પૃથ્વી જે. તેના અસરત, અસરતના જમદગ્ની તેના દીકરા ફરસુરામ ! જમદગ્નીના દીકરા ફરસુરામ એ વાતો સાચી પરંતુ ફરસુરામ તો અખંડ બ્રહ્મચારી હતા તે કોઈ દિવસ પરણ્યા જ નથી. છતાં તમારા ઈમામશાહે તો તેને પણ પરણવાની લપ વળગાડી દીધી છે. દશતરી ગાવંત્રી ઈમામશાહકૃતમાં વળી જણાવ્યું છે કે ફરસુરામના દીકરા રગુ, નગુ, વગેરેના અજેપાળ તેના દશરથ ! દશરથના રામ એ વાત સાચી પરંતુ તમે ભાઈઓ બુદ્ધિ હોય તો વિચાર કરો કે ફરસુરામ તો બ્રાહ્મણ હતા તેના વંશમાં સૂર્યવંશીઓ કેમ જન્મ્યા ! વળી રામને અવતાર લેવાના કારણમાં ઈમામસાહ જણાવે છે, કે રાવણને મારી રાજા હરીશ્ચંદ્રને તાર્યો ! ભાઈઓ, આ તે કંઈ નાની સુની ગપ કહેવાય ! હરીશ્ચંદ્રની ખાતર જ રામા અવતાર ક્યાં રાજા હરિશ્ચંદ્ર અને ક્યાં શ્રી રામ !

ઈમામશાહ તો ગુજરી ગયા પરંતુ તેના વંશના સૈયદોને પણ તમે કોઈ પૂછો છો કે : તમો આવી નાલાયકી કથા લખી ભોળા લોકોને આંખે પાટા બંધાવી ગંગવા કુવામાં કેમ નાખો છો ! ભાઈઓ, તમે સમજો કે, સૈયદોને તો ગમે તેમ કરી તમને મુસલમાન કરવા છે અને પોતાની આજીવિકા હિન્દુઓ પાસેથી આવા ઢોંગ ધતુરા કરી મેળવવી છે તે શા માટે કહે? એ તો આપણે સમજવાનું છે. આગળ ચાલતાં માણસના બધા માણસો જ જન્મે છે એટલું જ ઠીક દેખાશે. સૂર્યવંશમાં રામચંદ્રજી સુધી તો આપણે આવ્યા તેમના દીકરા લવ, લવના પદમ, એમ કરતાં કરતાં વાસુદેવના દીકરા શ્રીકૃષ્ણ. વાસુદેવના દીકરા શ્રીકૃષ્ણ પ્રભુ એ વાત તો સાચી પરંતુ સૂર્યવંશમાંથી પાછો ચંદ્રવંશ આટલો જલ્દી ક્યાંથી નીકળ્યો હોય ! પણ ઈમામસાહના એલમમાં કાંઈ ખામી હોય, માણસોમાંથી પશુ અને પશુમાંથી વળી માણસ કરે એવી અદ્‌ભુત લીલા ઈમામસાહની છે. શ્રીકૃષ્ણના દીકરા પ્રદ્યુમન તેના સેસથાન, બેલસ્થાન વગેરે ચાલે છે પરંતુ પ્રદ્યુમનના દીકરા અનિરુદ્ધ તો દેખાતા જ નથી ! તેને વખતે ચિત્રલેખા ઉપાડી ગઈ

હશે એટલે બિચારા ઈમામશાને ક્યાંથી દેખાય !

એ બેલસ્થાન પછી અનુક્રમે સંહીરાજના દીકરા બુધ ભગવાન ! ભલે ભલે ઈમામશાહના બુદ્ધ ભગવાન તમે જન્મ્યા તો ખરા પરંતુ અમારા હિન્દુ શાસ્ત્રો કહે છે કે શ્રી કૃષ્ણની સલાહે પાંડવોએ દુર્યોધનને માર્યો પરંતુ ઈમામશાહની સલાહથી તમારા જેવા મહાન્ યોગી અહિંસા પરમોધર્મનું સૂત્ર જગતને શીખવાડનાર - તે દૂર્યોધનને મારવા ક્યાંથી શ્રી કૃષ્ણની આઠમી પેઢીએ ફુટી નીકળ્યા ! વાહરે ઈમામશાહ તમારી અકલ ! પાંડવોને ગૌવધ કરવાની સલાહ આપનાર તે બુદ્ધા અવતાર ! પાંડવોને તારનાર અને સદરુદીન કબીરદીનની પાસે ભેસ્તમાં પાંડવો ગયા નહીં પણ ગુપ્તવાસ પીરાણામાં આવી રહ્યા એ પણ ઈમામશાહના પ્રતાપે જ ! ઈમામશાહે હિન્દુ ધર્મનું કેટલું સખ્ત અપમાન કર્યું છે તે જુઓ ! બુદ્ધ ભગવાન જે અહિંસા પરમોધર્મનો ઉપદેશ આપનાર તે પાંડવોના હાથે ગૌવધ કરાવે ! બુદ્ધ ભગવાને સલાહ આપી તે પ્રમાણે પાંડવોએ ગાય મારી ! કેટલી નીચતા ! આવી નાલાયક અને પાપી કથા જે પીરાણા સતપંથીઓ વાંચે છે તે અધમ પ્રકારના હિન્દુ ધર્મદ્રોહી છે, હિન્દુપણાના નામને લજાવનારા છે. ઈમામશાહ તો કાળાં ધોળાં કરી મરી ગયો પરંતુ હજુ પણ કેટલાક અજ્ઞાન લોકો આવી વાતો રાગડાં તાણીને વાંચે છે અને સૈયદોના કહેવા પ્રમાણે પુન્ય થાય છે એવું માને છે. આવા રાગડાઓ તાણી અમે હિન્દુ છીએ એમ કહેવરાવનારાઓને લાખો વાર ધિક્કાર છે. પાછળથી ઈમામશાહે બુદ્ધ અવતારની કેવી વલે કરી છે તે તમે સાંભળો. બુદ્ધ ભગવાનના દીકરા સીસ, તેના સામ એ ક્રમે સુલકાન, હારૂન, અસલાન, આદમ, નીઝાર, મીઝાર વગેરે મુસલમાની પેઢીઓ લગાડી દીધી ! તમને કંઈ પણ શરમ થાય છે?

દાદા આદમના દીકરા સીસ-સામ સુલકાન વિગેરેની વંશાવલી લઈ છેવટે પોતે પણ દાદા આદમના વંશના છીએ એમ જણાવવા સારું નુરસતગોરથી સતપંત ચાલ્યો છે, તેની વાંસે વાંસે પોતાના નામો ઉમેરી દીધાં અને છેવટે સાદરદીનના દીકરા **કબીરદીન - કબીર દીનના સુપુત્ર તે સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહ ! હવે છે કંઈ વાંધો ?** પાછા આદે વિસનવ નરીજન નરાકાર તે મહા પ્રભુ ઈમામશાહના દીકરા નરઅલી માહમદશાહ અને છેવટે હિન્દુપણાનું નામ નીસાન ભુંસાડીને, હકલા એ લાહા ઈલ્લાહો મહમદુર રસુલ્લા હે ! આ પ્રમાણેની ઈમામશાહની ઉત્પત્તિ અને તેના કારસ્થાની કાર્યો રૂપી ઈમામશાહે દસે અવતારો લખીને પીરાણા સતપંથ ધર્મ પાળનારને છેક જ બેવકુફ બનાવ્યા છે. હજુ એ આવા દેખાતા જમાનામાં ઈમામસાહના વંશના સૈયદો, ન હિન્દુ ન મુસલમાન એવા એ અર્ધદગ્ધ પીરાણા કબ્રસ્તાની ધર્મના પોતે આચાર્ય, ગોર અને બાવા તરીકે પુજાવાના ફાંફાં મારી રહ્યા છે.

## સ્વર્ગના વાયદાની હુંડી દશોંદ ભરીને ખરીદો !

સૈયદ ઈમામશાહે હિન્દુઓને ફસાવા પોતાના રચેલા બનાવટી સતપંથમાં આવનારને અપરંપાર લાલચો આપી છે. ઈમામશાહ કહે છે, પીરાણા કબ્રસ્તાની ધર્મના બનાવટી પુસ્તકોમાં જે હિન્દુ ધર્મ કર્મનું સત્યાનાશ વાળવાના કલમાઓ છે તે પઢો અને મુસલમાની ક્રિયા કર્મથી શણગારવામાં આવેલા ખીચડીયા પંથને પાળો અને તમે તમારી કમાણીનો દસમો ભાગ મારા વંશના સૈયદોને આપતા રહેશો તો સ્વર્ગમાં પીરાણા કબ્રસ્તાની પંથને માનનારા મુમનને જગતનું સવાલાખ વર્ષ સુધી રાજ્ય કરવાનું મળશે અને રાજ્ય સુખ ભોગવ્યા પછી સ્વર્ગમાં

હંમેશના માટે સોના રૂપાની ઈંટો અને કેશર કસ્તુરીની ગારથી બનેલા રત્ન જડિત ચળકાટ મારતા પાંચસો માઈલના ઘેરાવામાં આવેલા આલીશાન મહેલો બાગબગીચાઓ સહિત મળશે કે જેની અંદર શરાબ (દારૂ), દૂધ, મધ અને અમૃતના વહેતા ઝરાઓ અને સોના રૂપા તથા અગણિત હીરાથી જડિત થયેલા હોજો, ફુવારાઓની સાથે અને ચકચકિત કરી નાંખે એવી સ્વર્ગની પચાસ હુરાઓ (અપ્સરાઓ) પ્રથમથી જ તૈયાર કરી રાખેલા પાંચસો છોકરાઓ અને પાંચસો નુરી ફિરસ્તાઓ સેવામાં હાજર ! અને તે સિવાય અનેક પ્રકારની અચરત પમાડનારી હજારો જાતની કિમતી જણસો મુવા પછી ઈમામશાહના સેવકોને જરૂર મળશે. એવો વાયદાનો સોદો કરીને પ્રથમથી પીરાણા કબ્રસ્તાની ધર્મને માનનારા પોતાના મુમન શિષ્યો પાસેથી કમાણીનો દસમો ભાગ લઈ લેવો અને ઈમામશાહની કબરની તેમજ ઈમામશાહના વંશના મુસલમાન સૈયદોની પીરાણા ધર્મી મુમનભાઈએ પુજા કરવી. આવો રોજને રોજનો ચાલુ બોધ ત્યાં પછી મુમનભાઈઓ સૈયદોની સેવા કરવામાં અને તેના બોલેલા બોલો ઉપાડી લેવામાં શેની વાર કરે? જન્નતનામામાં સૈયદ ઈમામશાહે પોતાના શિષ્યોને સંબોધીને કહ્યું છે કે હે મુમનભાઈઓ “પીરાણા સતપંથ વિના તે ખોટા કહીએ અને ખોટાં તે સર્વે ધામ, જો ફક્ત આલ ઈમામની સેવીએ તો પોચીએ ભેસ્ત મુકામ” ફક્ત ઈમામશાહના વંશની ઓલાદના સૈયદોના પગ પુજીએ, તેમનું એઠું ખાઈએ અને દશોંદ - ખાવા ન હોય તો પણ કરજ કરીને પણ ભરતા રહીએ તો ભેસ્ત મુકામ કહેતાં સ્વર્ગમાં જવાય ! આવા ઉપદેશો સંભળાવીને રાત્રિ દિવસ સૈયદો અને સૈયદોના એજન્ટ કાકાઓ અને કચ્છના કણબી જ્ઞાતિના જુલમગાર, આગેવાનો અનેક પ્રકારના પ્રપંચો કરી ભોળા અને અજ્ઞાન હિન્દુ ભાઈઓને ભરમાવીને પોતાનું પાપી પેટ ભરે જાય છે.

સૈયદ ઈમામશાહે તેમજ તેના વંશના સૈયદોએ પીરાણા પંથી સેવકોને સ્વર્ગની જુઠ્ઠી લાલચો આપી પૈસા કઢાવવા. **દસોંદના લાગાના કર વિશે ભારે ભાર** મેલીને બોધ કર્યો છે અને હમણાના સૈયદો પણ એજ બોધ કરે છે. ઈમામશાહે પોતાના સેવકોને દશોંદ દેવા માટે **મુમન ચેતામણીમાં** કરેલી સુચનાઓ એવી છે કે :-

એજી લક્ષ ચોરાસી તો છુટીએ, જો રહીએ આપણા સત્ગુરૂ કે ફરમાન માંહે,
દશોંદ દીજે સત્ગુરૂ મુખે, તો વાસો હોવે અમરાપુરી માંહે.
એજી અમરાપુરી છે આગળે, તેના સુખ કહ્યાં નવ જાય,
સત્ગુરૂએ કેતાં ઈમામશાહે દીઠી તેવી કહી છે. ત્યાં હુરમ લાયક માંહે.
એજી અનંત મેવા છે તે મહેલમાં તે ઘરની શોભા છે ત્યાંય,
મોમન રખીસર તે મહેલમાં લીણા લાડ કરશે ત્યાયં.
એજી એવાં ઘર તે જીવ પામશે જે ચાલશે આપણા સત પંથ માંયે.
ખરા દશોંદી સુક્રીત વંતા તેની શાખ છે એલમ માંય માટે - ચેતો.

x x x x

વળી ઈમામશાહે દશોંદ માટે કહ્યું છે કે :-

એજી એ ઘર દશોંદજ દીજીએ, તે માંહે આળસ ન કરીએ લગાર,
અનેક જીવ આગે ઓધર્યા તેણે ઓળખીઓ પોતાનો ભરથાર,
એજી દશોંદ વિના નહી છુટશો સાંભળો મુનિવરો કહું છું વારંવાર.

દશોંદમાં મુમન ન સમજે તેટલા માટે ઈમામશાહે ખુલાસો કર્યો છે :
એજી દશોંદ તે કમાણીની દશમી પાંતી કહીએ તે તો આલો એ નરજીશું અહાર,
ચાલીઓ તે પીર મુખે આલીએ, એ છે મુમન તણો ખાસ વહેવાર.
એજી દશોંદ દેતાં જે જીવ ડોલાવશે તેનું હાલમાલ નહી રહે પરિવાર !!!
ક્રિયા હીણા જીવ નહીં તરે, સતગુરૂ ઈમામશાહ કહે છે પુકાર.

x x x x

એજી કલજાુગની સંગ છે દોહલી, એ મુમનભાઈ તમેં રહેજો હુશીયાર,
દશોંદ દેજો આ સતગુરૂ મુખે (કહેતાં ઈમામશાહને) તેથી ઉતરો પેલેપાર.
એજી દશોંદ નહીં દેશે સતગુરૂ મુખે તે તો કાયર થાશે ને ખાસેરે માર,
તેના હૈડામાંથી અગ્નિ ઉઠશે તારે જીવડો તે કરશે તે પુકાર ! ચેતન હારા તમે ચેતજો.

x x x x

એજી મહારે પદાર્થ સરીખો આ માનખો તેને સદગુરૂજીએ ધર્મ દીધો સંભાળ,
તે માંહે સાચા મુનિવર આપણા તેને શાળી રાજો લેશે ઉગાર.
ખાસ કરીને તો એજી તે માંહે ખરા દશોંદી જે સુક્રિયવંતા તેણે તો બાંધી પુરની પાર,
તે જ્ઞાન વિચારી ચાલશે તેને કલયુગ નહી લોપશે લગાર.

x x x x

ખરી દશોંદ તેને આલીએ એ તો ખટ્યા નીરે સંભાર.
એજી તે સતગુરૂની પાંતી અળગી કરો અને બાકીનો કરો પોતાનો આહાર.
તે માંહે થાશે બરકત ઘણી (ભુખની !) તેનો સેસો મ આણજો લગાર
ભાઈરે દશોંદ આપણને દીધા વિના નહી ચાલશે, એ ગુરૂનર લોભી નહીં રે લગાર !

x x x x

એજી દશોંદ તે દશમી પાંતી કહીએ તે દેજો નરઅલીજીને અહાર,
ચાળીઓ અમારો આલજો એ પીર મુરીદનો છે વેવાર,

x x x x

એજી સતગુરૂના વાયકે તે સાચા ચાલજો દેજો સતગુરૂ મુખે દશોંદનો અહાર,
ચાળીઓ તે પીર મુખે આપજો અને કરજો તે સુક્રિત અપાર.

x x x x

એજી ખરા દશોંદી સુક્રિતવંતા તે તો આવશે અમારે દુવાર (પીરાણામાં)
આખરની વેળા જ્યારે આવશે, ત્યારે તે ઉતરશે પહેલે પાર.

x x x x

ઈમામશાહ ભાર દઈને પોતાના શિષ્ય મુમનોને કહે છે :-
એજી ઈમામશાહનો વંશ સૈયદો જેવાને સુપાત્રે દાન દેતાં ઓછું આણસે અને બીજે પાંખડે રાખશે વેવાર,

x x x x

તેને શ્રી સત ગોરજી ઈમામશાહ પોતાનો નહી કરે તે તો જશે નરગને દોવાર.

એજી જે સૈયદ જેવા સુપાત્રને દાન દેતાં ઓછું આણસે અને ચારે ચરબટે તે રહેશે હુશીયાર
પણ ભાઈ મુમનો સતપંથ વિના ધર્મ છે જેટલાં તે તો સર્વે મિથ્યા સાર !
એજી જેણે સતગુરૂએ ધર્મ દઈને ઈમામશાહનો વંશ સૈયદ દેખાડીઆ !
પ્રગટ હાજર જામું પાત્ર અવતાર
બીજા સંસારથી ગુપ્ત જ રહીએ એક સતગુરૂ સૈયદ મુખે રાખીએ વિચાર.

બંધુઓ ! આ કબ્રસ્તાની પંથે ચડેલા પોતાના શિષ્યોને તેમની શ્રદ્ધા જોઈ જોઈને ફુંકી ફુંકીને ફોલી ખાવાની યુક્તિ રચી છે તે સાથે કંઈક સામ ભેદનો પણ ઉપયોગ કર્યો છે. દશોંદ દેવામાં જરા પણ મન કચવાય તો ઈમામશાહ કહે છે કે, એ મુમનનો હાલ માલને પરિવાર પણ નહિ રહે એટલે તેનું નખોદ જશે ! હૈડામાંથી અગ્નિ ઉઠશે ! બીજી આજ્ઞાઓ પાળે છતાં દશોંદ ન ભરે તો ક્રિયા હિન કહેવાય એટલે તે તરશે નહિ એવું ઈમામશાહ પોકારને કહે છે. ઈમામશાહને પોતાને જ નહિ પણ તેના પરિવાર સૈયદોને પણ દશોંદ આપવી ! જુઓ તો ખરા. પોતાની પાછળ પેઢીની પેઢી સુધીના સૈયદોના પેટની પણ તે બિચારા જીવને કેટલી ચિંતા થઈ હતી. તેને ખબર તો હતી જ કે આગળ જતાં બધું પોગળ ઉઘાડું થશે એટલે કહી રાખ્યું છે કે, બીજા સંસારી માણસો અને તેમના ધર્મ કર્મ કે વહેવારમાં જોડાવું નહિ ! માત્ર સૈયદોના મુખનો જ વહેવાર રાખવો ! બિચારા અંધશ્રદ્ધાળુ અને અજ્ઞાન લોકો આ ઉપદેશ સાંભળી સૈયદોના મુખની પ્રસાદીને જ ઉત્તમ માનતા આવ્યા ! કહો, ભાઈઓ આ કેટલી દિલગીર થવા જેવી અને નીચું ઘાલવા જેવી બાબત છે? સૈયદોના મુખનો વહેવાર રાખનારાને કોઈ હિન્દુભાઈ પાસે પણ ઉભવા દે ખરો ! વળી ઈમામશાહ કહે છે કે, સૈયદોને દાન દેતાં જે ઓછું આણશે અને બીજાં પાખંડ બીજા ધર્મો સાથે વહેવાર રાખશે તે નરકે જાશે ! જુઓ તો ખરા જાણે હિન્દુપણામાંથી ભ્રષ્ટ થયેલાને જ ભીસ્ત મુકામે લઈ જવાનો પેટંટ મેળવીને ઈમામશાહ ન આવ્યો હોય તેમ મુમનાઓને ગળે ઘૂટડા ઉતારે છે. વળી હમણાંના સૈયદો, પોતાના દાદા ઈમામશાહે રચેલાં શાસ્ત્રના આધારે વાયદાની હુડીઓ લખી દશોંદના નાણાં ઉપાડે જાય છે અને કહે છે કે તમો પીરાણા સતપંથીઓ જો તમારી કમાઈનો દશમો ભાગ (દશોંદ) રાજીખુશીથી આપતા રહેશો તો તમારા માટે મુક્તિ અને સ્વર્ગના દરવાજા હંમેશા માટે ખુલ્લા છે !

## બાવાના કાંકણની લાગવગ ક્યાં સુધી પહોંચે છે?

જે સતપંથીઓ દશોંદના લાગા ભરતા હશે તેમના પાપ કે ગુનાહનું પુછણું જ્યારે આખરના દહાડે થશે ત્યારે ધર્મ અને પાપનો હિસાબ પીરાણા કબ્રસ્તાનમાં ઈમામશાહની બેઠક નગીના ગોમતી ઉપર ખુદા તાલાની હજુરમાં થશે અને જેટલા પીરાણા ધર્મી છે અને બાવાનાં જેને કાંકણ છે અને જે મરતી વખતે દટાણા છે એવા મુમનોની સીપારસ ખુદાતાલાની હજુરમાં પીર કબીરદીન ઉભા થઈને કરશે અને પોતાના શિષ્યોને મુક્તિ અથવા તો સ્વર્ગમાં દાખલ કરાવશે એટલું જ નહીં પણ પીરાણા ધર્મીના પાપ અને પુન્ય જ્યારે કાંટા ઉપર તોળાશે ત્યારે ખુદા તાલાની રૂબરૂમાં કોઈ મુમન ભાઈના ગુના ઘણા હશે તો પણ, પીર કબીરદીન, ધર્મના પલ્લાને દબાવીને પાપ કરતાં પુન્ય ઘણું છે એમ કરી બતાવશે ! ખુદાતાલા તેને જોઈ હસીને કબીરદીનના સામું જોઈ મોઢું બીજી તરફ ફેરવશે, એટલે કબીરદીન પોતે તેમજ પોતાના વંશજોએ ખાધેલ દશોંદની હુંડી પાકતી હોવાથી તેને સ્વર્ગમાં ધકેલી દેશે. માટે સ્વર્ગ કે મોક્ષની ઈચ્છા અથવા ઉમેદવારી કરનારે સૈયદોને સંતોષવા અને તેને ખુશી કરવા તેનું એઠું ખાવું

વિગેરે. સૈયદોની દરેક ઈચ્છાને આધીન થનારા પીરાણાપંથી મુમન જોઈએ તેટલા ગુના કરે, પાપ કરે કે અનેક પ્રકારના અન્યાયો કરે તેના માટે મુવા પછી ધર્મરાજ કે યમ ભગવાન એનું નામ સરખું પણ લઈ શકે નહીં કારણ કે બાવો ઈમામશાહ અને કબીરદીન ત્યાં ખુદાતાલાની હજુરમાં સીફારસ કરવા તૈયાર જ ઉભા છે ! આવા કળીકાળમાં મુક્તિ અને સ્વર્ગે પહોંચવાનું કાર્ય એટલું બધું ઈમામશાહ તો મરી ગયા છે પરંતુ તેના વંશના સૈયદોથી પણ થઈ શકે તેવું સહેલું છે ! અને તે એ કે ફક્ત પોતાની કમાઈનો દશમો ભાગ સૈયદોને આપો એટલે જાણે ડરબીની લોટરી વાળી મોટી સોરટી લાગી જ છે એમ માની લેજો ! એટલું જ નહીં પણ સ્વર્ગમાં સવાલાખ વર્ષ રાજ્ય ભોગવવાનું અને વળી સ્વર્ગની અપ્સરાઓ સાથે અમન ચમન કરવાનું જૂદું. તેમાં વળી સ્વર્ગની અપ્સરાઓ સાથે રંગ રાગ ભોગવવાને નશો કરવો જોઈએ એટલે સ્વર્ગમાં દારૂના હોજ ભરેલા પણ તૈયાર !

બંધુઓ ! આવા સ્વર્ગની તમે ઈચ્છા રાખો છો? જે સ્વર્ગમાં દારૂના હોજ ભર્યા હોય ત્યાં જઈને તમે શું કરશો? જ્યાં દારૂના નિસા અને વ્યભિચાર થતા હોય એ તે સ્વર્ગ કહેવાય કે નર્ક ! અરે, કેટલી અફસોસની વાત છે કે આ ખીચડીયો પંથ કે જે તમને હિન્દુઓને મુમના બનાવી દેવા ખાતર ઉભો કર્યો છે, તેમાં જે અનેક જુઠ્ઠી, બનાવટી અને અધર્મથી ભરેલી વાતો કરવામાં આવે છે તે પણ તમે સમજી શકતા નથી ! તે પંથના ચાલકો અંદરખાનેથી અસાધારણ હિંમત અને હદ ઉપરાંતની નીચતા વાપરી તમને ફસાવા માટે ખોટી ખોટી લાલચો આપી રહ્યા છે અને તમારા પવિત્ર આર્ય ધર્મનું ખંડન કરી તમને અજ્ઞાન અને ભોટ સમજી વટલાવી રહ્યા છે. વળી પોતાનું પાપી પેટ ભરવાની ખાતર પરમેશ્વરના ઘરની કપોળ કલ્પિત વાતો તમને સમજાવી રહ્યા છે, તમને ખોટી આશાઓ આપી રહ્યા છે તે તમે હજી પણ સમજી શકતા નથી એ તે તમારી બાળક બુદ્ધિ કેવા પ્રકારની કહેવાય ! જો આ સ્થિતિમાં પણ આપણે ન સમજી જઈએ તો પછી ક્યારે સમજવાના? પુરા મુમના જ થઈ રહેશો ત્યારે ન તો તમને કોઈ હિન્દુ સાથ દેશે કે ન તો કોઈ મુસલમાનભાઈ તમને પેસવા દેશે. ઝાલ્યુ ન છોડવાની હઠીલાઈ હવે મુકી દો, આ કુટીલ કારસ્તાનથી ભરેલા પંથને તિલાંજલી આપો અને એકવાર તો આંખો ઉઘાડીને જુઓ કે તમે હિન્દુ રહ્યા છો કે મુમના બન્યા છો? મારા પ્રિય ભાઈઓ ! તમે એ કબ્રસ્તાની પંથની ક્રિયા કર્મ કરશો, ફરમાનજી બિસમિલ્લાના કલમા પઢશો, મડદાંને દફનાવી દેશો, લગ્ન પ્રસંગે ધોઆઓ પઢશો, રાંધેલું અનાજ ખાનામાં લઈ જઈને ખાશો, કબ્રસ્તાનમાં પણ સાથે બેસી બિસમિલ્લા બોલશો અને સૈયદોથી વટલશો ! છતાં અમે હિન્દુ છીએ ! એવું તમે કહી શકશો ખરા કે? જેના પૂર્વજોએ ગુજરાતની પવિત્ર ભૂમિને યવનોના હાથમાંથી બચાવી હિન્દુ ધર્મનું જીવ સાટે રક્ષણ કર્યું છે તેના તમે પુત્રો આજે એ કબ્રસ્તાની ધર્મને ખાતર જીવો છો એ કેટલી ગજબ નીચતા કહેવાય ! તમારા જેવી ઉચ્ચ આર્ય કોમને એ પીરાણાના કબ્રસ્તાન સાથે સંબંધ હોઈ શકે ખરો? અને, જો તમે રાખવા માગતા હો તો તમે એ પણ વિચાર કરી લેજો કે તમે કઈ નાતમાં રહેશો?

## કબ્રસ્થાની પંથની પોલંપોલ !

પીરાણા પંથમાં કે તેના ગંગુઆ કુવામાં નતો તીર્થ છે કે ન તો પવિત્રતા છે. એમ કહેવામાં આવે છે કે બાવા ઈમામશાહની કબરમાંથી અમી નીકળે છે એવો મહાન ચમત્કાર છે ! એ ચમત્કારને નામે આપ નમસ્કાર કરતા હો તો તમારી મોટી ભુલ છે. એ તદ્દન બનાવટી વાત છે, કલીયુગમાં ભોળા અને અજ્ઞાન લોકોને છેતરવાની આ એક યુક્તિ છે. આપને હું ખાત્રીપૂર્વક કહું છું કે એ તદ્દન બનાવટી વાત છે. તે સિવાય પીરાણા પંથીઓમાં એવી પણ એક

માન્યતા છે કે સત્ય અસત્યની પરીક્ષા કરવા માટે પીરાણાના રોજામાં લોખંડની બેડીઓ લોકો પહેરે છે. જે સાચો હોય તેની ઉઘડી જાએ અને જુઠ્ઠા માણસની ઉઘડતી નથી ! આ વાત પણ ઉપર જણાવ્યા જેવી તદ્દન પ્રપંચી છે. એ કંઈ ખરી બેડીઓ નથી પણ લોખંડના વાળા હોય છે અને તે યુક્તિસર પહેરાવવામાં આવે છે. જેની બેડીઓ ઉઘાડવી હોય તેની ઉઘાડે અને જેને વધુ ખુવાર કરવો હોય તેવા માણસની ન ઉઘડે એવો પ્રપંચ બેડી પહેરાવનાર કરી શકે છે. છતાં પણ હું તો સાચી વાત ત્યારે માનું કે, સૈયદો જે પવિત્ર કહેવાય છે તેને અથવા ટીલાયત લખુ કાકાને અથવા તો હડુડ પીરાણા પંથીને મારા હાથે બેડીઓ પહેરાવું અને બેડીઓ ઉઘડી જાય ત્યારે ખરી વાત કહેવાય, બાકી તો આ ચોખો ઠગાબાજીનો ધંધો છે અને આવાં જ છળકપટ કરવાથી આ પીરાણા પંથીની માઠી દશા આવી છે. તે સિવાય પીરાણા પંથીઓમાં એવી માન્યતા છે કે, મરી જનારના ગુન્હા છોડાવીએ અને લગભગ ૧૦૦ કોરીની ઉઠોતરી કરીએ તો ગમે તેવા ગુન્હા કર્યા હોય તો પણ તેનું પુછણું નથી ! આ કેવળ ધર્માન્ધતા છે. તે સિવાય પીરાણા ધર્મની જે રચના ઈમામશાહે કરી છે તેમાં મુખ્ય કરીને એવો ઘાટ રાખ્યો છે કે **અમીની ગોળી એ જ પીરાણા ધર્મ !** આ ગોળી પીરાણા ધર્મની ક્રિયા કરતી વખતે વપરાય છે. છોકરાંને નીમતી વખતે એટલે પીરાણાના વાડામાં ઘાલવા માટે તેમજ લગ્ન અને મરણ વખતે અને પરદેશથી કોઈ માણસ દેશમાં જાય ત્યારે (અ)પવિત્ર કરવા માટે આ ગોળી ગળીને પાવામાં આવે છે. સુતક સ્નાનમાં પણ ગોળીનો ઉપયોગ થાય છે. પરંતુ આ ગોળી શાની બનાવવામાં આવે છે એની હજી સુધી કોઈ પીરાણા પંથીએ શોધ કરી નથી એ મોટી દિલગીરની વાત છે. એ ગોળીથી પીરાણાપંથી હિન્દુને વટલાવવામાં આવે છે અને તે યવન સૈયદોના હાથે આ ગોળી બને છે. ઘણા કાકાઓને પૂછ્યું તો તે પણ એવો જ જવાબ આપે છે કે અમને ખબર નથી. ઘણા કણબી ભક્તો પીરાણા ધર્મમાં અંધ થયેલા છે, જાણે આજે જ મુસલમાન થઈ જઈએ એવા જ્ઞાતિદ્રોહી-હિન્દુ ધર્મદ્રોહીઓને પૂછતાં પણ ગોળી શાની બને છે એ વાત કોઈ જાણતા નથી. આ ગોળી શાની બને છે તે મેં ખૂબ તપાસ કરાવી કેટલાક સપ્રમાણોથી સિદ્ધ કરી ખાત્રીપૂર્વક જાણ્યું છે કે હિન્દુઓને નષ્ટ ભ્રષ્ટ કરવા માટે જ આ ગોળીનો ઉપયોગ છે અને તે જો કોઈ પીરાણાપંથી ન પીએ તો તેને બળજબરીથી ખાસ પાવામાં આવે છે અને તે છતાં પણ હઠાગ્રહ કરે અને જો કોઈ ગોળી કહેતાં અમી અને અમી કહેતાં સૈયદોની થુંક ! ન પીએ તો તેને નાતબહાર કરવામાં આવે છે ! જેના સેંકડો નહી બલકે હજારો દાખલાઓ તમારી પાસે મોજુદ છે. આ ગોળી પ્રકરણ મેં પીરાણા ધર્મની પોલ નામની બુકમાં લખ્યું છે. પરંતુ અહીં ટુંકામાં જણાવું છું કે ગોળીનો ઉપયોગ એ માત્ર હિન્દુઓને વટલાવી તેમની બુદ્ધિ ભ્રષ્ટ કરવા માટેનો એક તાંત્રિક  પ્રયોગ છે. પીરાણા ધર્મી કોઈ પણ માણસ, દેશ છોડી પરદેશ જાય અગર તીરથ જાત્રા કરી ગંગા ગોદાવરી કે હરીદ્વાર અને સેતુબંધ રામેશ્વરની જાત્રા કરી પાછો દેશમાં જાય ત્યારે એ માણસ પીરાણા ધર્મથી વિમુખ થયો છે એમ પીરાણા ધર્મની માન્યતા હોવાથી તે ભાઈને પાવન કરવા, ખાનામાં, અમીની ગોળી પીવી પડે છે ત્યારબાદ મુખી તેને પવિત્ર કરી છાંટ નાખે છે ! તેની ધોવા પઢતાં મુખી જે કલમો પઢે છે તે સાંભળો !

"ફરમાનજી-બીસમિલ્લાહ હરરહેમાન, નરરહીમ, સતગોર પાત્ર બ્રહ્મા એંદર ઈમામશાહ નરઅલી તે માહમદશાહ નબી નુર સતગોર તમારી દોવા. અથ વેદ કાયમ પાયા, અવલ આખર દેદાર આપો. ઈમાન સલામત રાખો, સત સબુરી આપો, કરોડ કરોડ ગુના કાપો, ખોળે તે છૂટે ડરે સો તરે નુર નકસેકી પીર સાહા નુર જે રખેસર પીએ, જે રખેસર પીએ તે જીવ અનંત કરોડીની સોબતે મળે. સતગોર ઈમામશાહ નરઅલી માહમદસાહા, હકલા એ લાહા ઈલલા હો મહમદર રસુલલા હે."

ભાઈઓ ! આ પ્રયોગમાં હિન્દુપણાની ક્યાંય છાંટ સરખી પણ તમને દેખાય છે, અરે ! તમને હિન્દુ રહેવા દેવાનો ઈરાદો જ ક્યાં છે ! કદાચ તમે હિન્દુ છો એમ સમજી જાત્રાઓ કરો કે હિન્દુઓ સાથે મુસાફરી કરીને ઘેર આવો કે તરત જ સૈયદોના થુંકની ગોળી પાવા મુખો તૈયાર જ હોય ! તમારે પીવી જ પડે ! મતલબ કે તમે મુમનભાઈ ઠર્યા એટલે જીવો ત્યાં સુધી તમારે તો માત્ર સૈયદોના મુખનો જ વહેવાર રાખવાનો અને તમારે ઘેર છોકરાઓ જન્મે તેમને પણ કાંકણદોરા એ બાવાના જ ! જુઓ તો ખરા, દેખાય છે ક્યાંય તમારી ગુલામી દશાનો છેડો ! છે ક્યાંય તમને હિન્દુ રહેવા દેવાની ભાવના? વળી તમારા બાળકોને એ ખાંનાનું ભૂત કેમ વળગે છે. જ્યારે તમારે ઘરે બાળક જન્મે છે ત્યારે તે બાળક દિવસ નવ અથવા પંદર વીસનું અને મોટામાં મોટું ચાલીસ દિવસનું થાય ત્યારે તો તેને ફરજિયાત ખાનામાં લઈ જઈને પીરાણા ધર્મી તરીકે નીમાવું પડે છે અને તમે બાળકોને ખાંનામાં મુખી પાસે લઈ જાઓ છો. એટલે મુખી બાળકને નીમે છે અને કાંકણ બાંધે છે ત્યારે તે કેવા પ્રકારની ક્રિયા કરે છે, હિન્દુને લગતી કે મુમનાસાઈ ! તમને કદાચ યાદ નહી હોય પણ

## મુખી કાંકણ બાંધતાં બોલે છે કે :-

“ફરમાનજી બીસ્મીલ્લા - હરરહેમાન, નરરહીમ, સતગોર બ્રહ્મા એંદર ઈમામશાહ નરઅલી મહમદસાહ નબી નુર સતગોર તમારી દોવા. આદ નરીજન ધધુકાર, જીવ ઉપરનો કરો નીસતાર. જીવ ઉપરના સરજનહાર બ્રહ્મા વાચા. વીસ નવ વાચા, મહેસ્વર વાચા, શ્રીમચ્છની વાચા શ્રીકોરભની વાચા, શ્રી વારાહની વાચા, શ્રી નરસિંહની વાચા, શ્રી વામનની વાચા, શ્રી ફરસરામની વાચા, શ્રી રામની વાચા, શ્રી કરશનની વાચા, શ્રી બુધ્ધની વાચા, શ્રી નકલંકીની વાચા, હક મોલાહા સાહા મુરતજાઅલી, નબી નુર સતગોર નર અસલામસાહ, વારના મરદ. સત ગોર સલાઉ દીન, સત ગોર પીર સમસદીન, પીર નસીરદીન, પીર સાહેબદીન, પીર સોદરદીન, પીર કબીરદીન, પીર ઈમામશાહ, નરઅલી મહમદાશાહ, સીત્ર, સીત્ર હોસેની ફલકા એમનો પરવાર જાંબુ દીપે ભરતખંડ કુવારકાં ક્ષેત્રમાં હુવા દશમા અવતાર, નરીજન નકલંકી, નારાયેણ પાત્ર બ્રહ્મા, નરહરી અથર વેદની કાંડી ભણીને જીવના કાંકણ બાંધીએ, તો જીવની કાયા નરાણી થાય, તે જીવ અમરાપર જાએ તે જીવ ફેરાથી છૂટે અમરાપર આસણ જઈ બેઠો. મનમકો અમરો ગજસકો તમારો એ જીવને કમળા કુંવરની સોબતમાં રાખો તેત્રીસ કરોડીના મેળા આપો, ચાંદા સૂરજ તારા પવન, પાણી, જમીન, આકાશ, એસટ કળપર બત, નવકુળ નાગ ચારકમ મેઘ, ચારખાણ, ચારવાણ ચાર વેદ, ચાર કેતાબ, તેત્રીસ કરોડીની પુરી સાંખ, ત્રિલોકની દીધી વાચા સ્વામી તમારી નીમ કાંકણે, તમારે કરમેં તમારે ઘરમેં એ જીવને સતપંથના મારગમાંહે રાખો, ગોર નરનાં દેદાર આપો એ જીવના ગુના બકસો અમરાપરમાં વાસ આપો, એ જીવ, જગો જગ તમારો છે. એ જીવની ચિંતા તમને છે. એ જીવને પાક પાંવન કરો સતગોર ઈમામશાહ નરઅલી માહમદશાહ હકલા એલાહા, ઈલલા હો મહમદર રસુલેલા હો.”

બંધુઓ ! આ કાંકણ દોરા બાંધવાનો કલમો તમે સાંભળી ગયા તેમાં હિન્દુ મુસલમાની ભાષાનો ભુંડો ખીચડો રાંધ્યો છે અને બાળકને શરૂઆતથી જ એ ખીચડાની ગરથુથી અપાય છે એ વાત પણ તમે જાણો છો જ. જ્યાં જાઓ ત્યાં ફરમાનજી બિસમિલ્લા અને છેવટે મહમદ રસુલેલાહો ! વહેવારની હોય કે ધર્મની ક્રિયા હોય જ્યાં ને ત્યાં એ જ વાત અને એજ સંસ્કાર પછી પીરાણા પંથમાં તમને હિન્દુપણું ક્યાં ભરાઈ રહેલું દેખાય છે? ક્યાંય નથી, એ

કબ્રસ્તાની પંથના મિસ્ત્રીઓએ એવી રચના કરી છે કે જ્યાં જુઓ ત્યાં ફરમાનજી બિસમિલ્લા સિવાય તમને બીજું દેખાય જ નહિ, તમે હિન્દુ અને વળી કડવા પાટીદાર એટલે નાતના રિવાજ પ્રમાણે કદાચ દશે વર્ષે વિવાહ કરતા હશો પણ ચોરીને અને ચિતાને તો તમે દેશવટો દીધો છે. લગ્નમાં પણ શું છે? તમારે બ્રાહ્મણની તો જરૂર ક્યાંથી ! કારણ મુખી જ વિધિ કરે છે એટલે લગ્ન અથવા તો પુનર્લગ્ન વખતે વરકન્યાને કાંકણ બાંધે છે, હસ્ત મેળાપ પણ તેજ વખતે કરે છે, અને શું બોલે છે તે સાંભળો ! “ફરમાનજી બીસમિલ્લાહ હર રહેમાન નરરહીમ સતગોર પાત્ર બ્રહ્મા એદર ઈમામશાહ આદ વીસનવ નરીજન નરઅલી મહમદશાહ સતગોર પીર કબીરદીન, સતગોર પીર સદરુદીન, સતગોર પીર સાહેબદીન, સતગોર પીર નસરદીન, સતગોર પીર સમસદીન, સતગોર પીર સલાઉદીન સતગોર પીર ઈમામશાહ નર અસલામસાહા નરઅલી નરીજનનામ નબી નુર સતગોર તમારી દોવા ! નર વાચા રોદ્ર શક્તિ વાચા બ્રહ્મા વાચા વીસનવ વાચા માહેશ્વર વાચા ફરમાન નારાયણનું સતવાચા દતવાચા વેદવાચા આદે આલ સતપંથની વાચા નવખંડ પ્રથમની વાચા ચોવીસ કુલકની વાચા એ સકળ પરવતની વાચા નવકુળ નાગની વાચા ચારકુળ મેઘની વાચા સાત સાહેરની વાચા નવસે નવાણું નદીઉંની વાચા ચારખાણ ચારવાની વાચા ચાર વેદ ચાર કેતાળની વાચા અઢાર ભાર વનસ્પતિની વાચા ચંદા સૂરજની વાચા અજ્ઞીતેજ અનદેવની વાચા ધંધુકાર કલફની વાચા જડ બંધણ જુગની વાચા ઈક છેદાની વાચા દયા ક્ષેમાની વાચા સતી જતીની વાચા સત સંતો કરેણીની વાચા અડસટ તીરથની વાચા અઠાસી સહસ્ત્ર રૂષીની વાચા નવનાથને ચોરાસી સિદ્ધની વાચા એક લાખને એસી હજાર પીર પેંગમ્બરની વાચા નવાણું કરોડી જાખાની વાચા છપન કરોડી મેઘાની વાચા બત્રીસ કરોટી કેનરની વાચા પાંચ કરોડી પ્રલાદની વાચા સાત કરોડી હરીચંદની વાચા નવ કરોડી જજેસ્ટળની વાચા બાર કરોડી કમળા કુંવરની વાચા અનંત કરોડીના પીર હસનસાહની વાચા ચોસઠ લાખ દેવીઉંની વાચા સહસ્ત્ર હોસેની કોલ કાયમના પરિવારની વાચા આદે ઉનાદે અહુંકારે ધર્મ સ્થાપી સતગોરે કીધો વિસ્તાર આદ સતપંથની સ્થાપના કરીને વેદ વીસે તો આવ્યા હરી સ્થાપના કરીને દેખાડ્યાં ધર્મ રખેસર જીવુનાં ઉતારવા કરમ પેલા સર્જ્યાં વેદને વાણ પછે સર્જ્યા ચારે ખાણ, જે જીવ સતપંથમાં મળ્યા તેને આવા ગમનનો ફેરો ટળ્યો ફરમાન તમારું સત, દત, વાચા, તમે ફરિયાદ વીનતી અમો સતગોર ઈમામશાહ નરઅલી માહમદશાહ હકલા એલાહા ઈલલ્લા હો મહમદર રસુલલ્લા હે.”

મારા વહાલા ભાઈઓ ! હું તમને ખાસ ભલામણ કરું છું કે હિન્દુશાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે જ્યાં લગ્ન અથવા પુનર્લગ્નની ક્રિયાઓ થતી હોય ત્યાં ખાસ જજો એટલે હિન્દુ ધર્મની પવિત્રતા તમને જરૂર સમજાશે. તમે વિચાર કરી જુઓ કે આ સંસારમાં સ્ત્રીને પુરૂષ એકબીજા સાથે જોડાય છે અને વહેવાર ચલાવે છે એ કાર્ય કેટલું મુદ્દાનું છે, તમારા જીવનની એક જ મુખ્ય વસ્તુ છે એ તમે નથી જોઈ શકતા ત્યારે જીવનના આધારરૂપ ક્રિયામાં કેટલી પવિત્રતા અને સ્ત્રી પુરૂષોના હૃદય ઉપર છાપ પાડનારી કેટલી ઉચ્ચ ધર્મભાવના હોવી જોઈએ? ક્યાં ખાનાંનો મુખી, ક્યાં તમે સાંભળી ગયો તે ગષ્ટાક વાર્તા જેવી ધોઆ અને ક્યાં સપ્તપદીના મંત્રો વડે પ્રતિજ્ઞા લેતાં હિન્દુ સ્ત્રી-પુરૂષોની લગ્ન વિધિ ! તમારી ધોઆ પડવાની વિધિ જોનાર તમને હિન્દુમાં ગણશે ખરો? નહીં જ. છતાં કેટલાંક આંધળાઓને એ ખીચડીયા પંથની ધોઆઓમાં પણ ચમત્કાર દેખાયા છે એ કેટલી અફસોસની વાત છે ! વળી એ અર્ધદગ્ધ પંથના કેટલાક ધુતારા ભક્તો જે પરચા બતાવે છે અને ભોળા લોકોને ઠગી પોતાનો નિર્વાહ ચલાવે છે તેમની પોલ તો પીરાણા પંથની પોલમાં સારી રીતે ખુલ્લી પાડવામાં આવશે. વગેરે. વગેરે. (અપૂર્ણ.)

પીરાણા પંથને લગતા ઠરાવ ઉપર રા.નારણજી ભાઈએ ઉપર મુજબનું વિદ્વતા ભર્યું અને બોધદાયક લંબાણ ભાષણ આપ્યું હતું ત્યારબાદ એ ઠરાવને નીચે જણાવેલા ભાઈઓએ અનુમોદન અને ટેકો આપ્યો હતો. **ભાઈ નારણ રઈયા, શીવજી કાનજી, નાનજી પચાણ, હીરાભાઈ લાલજી, વિશ્રામ પાંચા, ખીમજીભાઈ શીવજી, લાલજી સોમજી, દાના કરસન, વેલજી ગોપાળ, ભાઈ પ્રેમજી હરજી, વાલજી લખુ, ભાઈ નારણ શીવજી ડાયાભાઈ લખુ, હરજી શીવજી ભાઈ રતનશી કરસન તથા નાનજી વિશ્રામે** બુદ્ધિ અનુસાર પીરાણાપંથને ત્યાગી દેવાની શ્રોતાઓને ભલામણ કરી હતી. ત્યારબાદ એ ઠરાવ પસાર કરવા સંબંધી અભિપ્રાય પૂછતાં પ્રમુખ સાહેબે જણાવ્યું કે :-

બંધુઓ, બહુ અગત્યનો જે ઠરાવ હતો અને જેના વિશે સબજેક્ટ કમિટિમાં બહુ ચર્ચા થઈ હતી અને જે છેવટે તે કમિટિના સર્વે સભ્યોએ પાસ કર્યો હતો તે ઠરાવ આપની સમક્ષ રજુ થયો છે. આપણે જો હિન્દુપણુ રાખવા ઈચ્છતા હોઈએ તો પીરાણાપંથને દફે કર્યા સિવાય આપણો ઈલાજ નથી. આપણા મુરબ્બી રા.નારણભાઈ આપણી જ્ઞાતિને સુધારવા આજે ઘણાં વર્ષોથી પ્રયત્ન કરે છે અને પીરાણાપંથ એ કેટલો નાલાયક છે તે આપણને તેમણે દરેક રીતે સમજાવ્યું છે. મુરબ્બી નારણભાઈને હું વિનંતી કરું છું કે તેમણે આપેલું ભાષણ બહુ જ અગત્યનું હોવાથી તે છપાવીને આપણી જ્ઞાતિમાં અને બીજી હિન્દુ જ્ઞાતિઓમાં પણ વહેંચવાની ઘણી જરૂર છે. પીરાણાનું ધરમ હિન્દુ ધરમ છે એમ ઘણા ભાઈઓ માને જ છે અને તે સઘળાની આંખ ઉઘાડવાની જરૂર છે. જે ભાઈઓને નારણભાઈના ભાષણમાં અથવા બીજા ભાઈઓને પીરાણા સંબંધી બોલી ગયા છે તેમાં કંઈ શંકા થાય તો તેમને ઉભા થઈને ખુલાસો પુછવાની છુટ છે. હજુ તો નારણભાઈ પીરાણાની પોલ નામનું એક પુસ્તક બહાર પાડનારા છે તેમાં ઘણી બધી વાતો આવી જશે અને દાખલા અને પુરાવાથી નારણભાઈ દરેક હકીકત બહાર પાડવાના છે અને પીરાણા ધર્મ એ હિન્દુધર્મ નથી પણ સૈયદોએ હિન્દુઓને વટલાવીને પોતાનું ભરણ પોષણ કરવાનો એક રસ્તો કાઢ્યો છે એ વાત નારણભાઈ બરાબર પ્રસિદ્ધ કરવાના છે. જે ઠરાવ આપણે સાંભળી ગયા તે પાસ કરવાની તરફેણમાં હોય તેમણે પોતાના હાથ ઉંચા કરવા. આ પ્રમાણે દરેક ભાઈઓ પોતાના હાથ ઉંચા કર્યા હતા. વિરુદ્ધમાં હાથ ઉંચા કરવાનું કહેતાં કોઈએ તેમ કર્યું નહિ એટલે શ્રી ઉમિયા માતાની જય બોલાવી ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો. ત્યારબાદ અમદાવાદ વાળા **રા.મગનલાલભાઈએ જણાવ્યું કે :-**

બંધુઓ ! મે. પ્રમુખ સાહેબ તથા આપણા સેક્રેટરી વગેરે ભાઈઓએ મને કંઈક બોલવાની સુચના કરી છે. કેટલાક દિવસથી હું આપના વિચારો અને કાર્ય જોઈ રહ્યો છું. ગુજરાતમાં પણ મેં જ્ઞાતિ સેવાનું કામ કેટલાક દિવસ કર્યું છે. મારો અનુભવ એમ કહે છે કે જ્યાં જોઈએ ત્યાં જ્ઞાતિનો એક જ પ્રકારનો સ્વભાવ અને એક જ પ્રકારની ઝાલ્યું ન છોડવાનું હઠીલાઈ નજરે પડે છે. પરંતુ મને શ્રદ્ધા એટલા માટે છે કે આપણી કોમ ભોળી અને ઉદાર છે અને તેને જેમ વાળીએ તેમ વળે તેવી છે. માત્ર આગેવાનો જ પુંછડાં ઝાલનારા હોય છે અને કેળવણીમાં આપણે પછાત હોવાથી ઘણા ભાઈઓ માત્ર આગેવાનો શું બોલે છે અને શું હુકમ કરે છે તેની જ રાહ જોતા બેઠા છે અને આગેવાનો તો તમારામાં એ શું અને અમારા ગુજરાતમાં પણ શું બધે એક જ ઘાટના વિચારોથી ઘડાયેલા દેખાય છે. હું આપને ટૂંકમાં એટલું જ કહું છું કે સત્તાધારી આગેવાનો વિનંતી કરીને સમજાવે સમજે તેવા છેજ નહિ જો કે બધા એક સરખા નથી હોતા તો પણ એમની સાથે તો સામ, દામ અને ભેદનો ઉપયોગ કર્યા સિવાય જ્ઞાતિ સેવાનું કાર્ય થઈ શકે તેમ

નથી. તમે જે ઠરાવ આગેવાનો સંબંધી કર્યો છે તે યોગ્ય જ હશે પરંતુ તેનો અમલ કરવા માટે તમે કાર્યવાહકો જો પછાત પડશો તો તમારી જ્ઞાતિ સેવાનું પરિણામ કઈ નહિ આવે ! વળી આપણી કોમની એક કુટેવ સંબંધી હું આપને અગમચેતી આપી દઉં છું અને તે એ છે કે આપણે કોઈ દિવસે એવો વિચાર ન લાવવો કે ફલાણું કામ તો પ્રમુખ સાહેબનું છે અને ફલાણું તો સેક્રેટરી જ કરે ! હું ક્યાં કાર્યવાહક કે આગેવાન છું ? જો તમે આવો વિચાર કરતા થશો તો તમે પણ આજના ગેઢેરા જેવા જ આગળ જતાં નીકળશો. જેનામાં જે જે પ્રકારની શક્તિ હોય અને જેનાથી જે કંઈ જ્ઞાતિ સેવા થઈ શકે તેટલી કરવી. કરમ અને ધરમમાં કોઈનો વાદ લેવાતો નથી, ત્યારે અમુક કામ તો ફલાણાનું જ છે એવો વિચાર જો આપણે રાખીએ અને બીજાઓ કરશે ને આપણે જોઈશું એવો નિર્ણય કરીને બેસી રહીએ તો આપણા જેવો સ્વાર્થી બીજો કોણ? તમોએ જે કાર્ય હાથ ધર્યું છે તે કંઈ સાધારણ નથી તેમાં દરેક પ્રકારના સાધનોની જરૂર પડશે. મુખ્ય ચીજ પૈસા અને માણસો એટલે કાર્યવાહકો. આ બે વસ્તુ આ પરિષદના શ્રોતાઓએ પુરી પાડવાની છે. કાર્યવાહકો તો તમે નીમશો પરંતુ હું આપને ખાસ કરીને કહું છું કે તેમ કરવા છતાં તમે કોઈ પણ તમારી ફરજમાંથી મુક્ત થઈ શકતા નથી, તે તો તમારે બજાવાની છેજ. એ કાર્યવાહકોના હાથમાં તમારે પૈસા પણ આપવા જોઈએ. કેટલાક ભાઈઓ અમારે ગુજરાતમાં એમ કહે છે કે અમે કામ તો કરીએ પણ પૈસા ક્યાં છે ? છતાં મારો અનુભવ જુદા પ્રકારનો છે. હું એવું માનું છું કે બુદ્ધિશાળી સત્યનિષ્ટ કાર્યવાહકોને આ જ્ઞાતિમાંથી પૈસા મળી શકે જ ! પરંતુ તેવા કાર્યવાહકો જ નથી મળતા એ મુશ્કેલી છે. એટલે મારે આપને પ્રથમ એ ભલામણ કરવાની છે કે જે જે કાર્યવાહકો આપને મળી આવે તેમના ઉપર વિશ્વાસ રાખી કામ લેજો અને જેમ બને તેમ ઓછા ખર્ચે આપણે જ્ઞાતિ સેવાનું કાર્ય કરી શકીએ તે પ્રકારે તેમને મદદ કરતા રહેજો. મારા સાંભળવા પ્રમાણે તમે જે પહેલી પરિષદ વખતે ફંડ કર્યું હતું તે પૈસા વપરાઈ ગયા છે અને તેનો હિસાબ બહાર પડશે એટલે તમે જોઈ શકશો. હમણાં તમારે બીજું ફંડ કર્યા સિવાય ચાલે તેમ નથી એટલે જે ભાઈઓને જ્ઞાતિ સેવાની અગત્ય દેખાય તે પોતપોતાની સ્થિતિ પ્રમાણે ફંડમાં પૈસા ભરશો. પ્રભુ તમને જલદી સન્માર્ગે જવાની બુદ્ધિ અને બળ આપે એવી અંતઃકરણથી પ્રાર્થના કરું છું. ફંડની આવશ્યકતા વિશે **રા.નારણજીભાઈ મિસ્ત્રીએ** બોલતાં જણાવ્યું કે :-

ભાઈઓ ! કોઈ પણ કામ પૈસા વગર થઈ શકતું નથી. તમે જાણો છો આગેવાન ગેઢેરાઓ જ્ઞાતિમાંથી લાખો કોરીઓ ઉઘરાવે છે અને તમે તેમને આપો છો છતાં જ્ઞાતિનું હિત થાય એવું તેમણે કંઈ કર્યું નથી. અત્યાર સુધી જે જે તમે તેમને આપ્યું છે તેનો માત્ર ઉપયોગ થયો હોય તો જ્ઞાતિને ડૂબવાના જ માર્ગે થયો છે અને એનું પ્રાયશ્ચિત કરવાનું તમારા નસીબે આવ્યું છે. મને જાણીને આનંદ થાય છે કે કેટલાંક ગામોએ આગેવાનોને લાગા આપવા બંધ કર્યા છે એટલે તે પૈસા પીરાણે જતા અટક્યા છે પરંતુ ઉઘરાવેલી કોરીઓનાં નાણાં હજુ આગેવાનોના હાથમાં છે તેનો ઉપયોગ તેઓ તમારે સામે ન કરે તેની સંભાળ રાખવાની છે. તમારા આ શુભ પ્રયાસથી કાકાઓ, સૈયદો તેમજ આગેવાન ગેઢેરાઓના પેટમાં તેલ રેડાયું છે, હવે તેમને કોરીઓ મળતી બંધ થશે એમ સમજાઈ ગયું છે એટલે તમને એ લોકો સાથે મોટી અથડામણ થશે, વારંવાર દેશમાં જવું પડશે, કદાચ કોર્ટોનો પણ તમારે આશરો લેવો પડશે અને તેમાં ખર્ચ થશે એ કોણ આપશે અને તમે પસંદ કરેલા કાર્યવાહકો ક્યાંથી લાવશે એનો તમારે જ વિચાર કરવાનો છે. વળી આપણે જ્ઞાતિ હિતનો વિચાર કરવા એકઠા થઈએ છીએ એટલે પરિષદો ભરીએ છીએ, રીપોર્ટો છપાવીએ છીએ તે વગેરે કામમાં પણ ખર્ચ થાય છે તેનો પણ આપણે જ વિચાર કરવાનો છે, આપણે કોઈ

જુલ્મી સત્તાથી દંડ કરીને કે કોઈને નાત બહાર કરીને પૈસા ઉઘરાવા માગતા નથી. પરંતુ જે ભાઈઓ દશોંદ દેવી બંધ કરે તેમણે આ જ્ઞાતિ સેવાના માર્ગે અવશ્ય કંઈક આપવું તો જોઈએ જ. આપણી પરિષદને હજુ તો મોટા મોટા ફંડો કેળવણી માટે કરવા પડશે પણ તે સઘળું દશોંદ બંધ થઈ ગયા પછી થશે. એ બંધ કરવી અને કરાવવી એ પણ એક જાતની જ્ઞાતિને નાણાં સંબંધી મદદ કર્યા સમાન જ છે. હાલ તો આપણે ખપ પૂરતું જ ફંડ કરવા ધારીએ છીએ એટલે ગઈ બેઠકમાં કર્યું હતું તેમ. પરંતુ એક એવું મોટું ફંડ આપણે કરવું જ પડશે અથવા એવા ફી લેવાના નિયમો રાખવા પડશે કે જેથી પરિષદનું કાર્ય ચાલે, તે સઘળો વિચાર આપણે આવતી બેઠક વખતે કરીશું અને હાલતર ખર્ચ પુરતું જે ફંડ થાય છે તેમાં સઘળા ભાઈઓ ફુલ નહીં તો ફુલની પાંખડી પ્રમાણે પોતાની ઈચ્છા હોય તે મંડાવશો !

રા.કે.બી. પટેલે પણ શ્રી - લક્ષ્મી સિવાય તો ચાલતું જ નથી એ વાત સમજાવી ફંડ ભરવાની શરૂઆત કરવાનું જણાવ્યું હતું. ઘણા ભાઈઓએ ઉલટથી પોતાના નામો અને રકમો લખાવા માંડી હતી. સ્ત્રી વર્ગમાં પણ સારો ઉત્સાહ દેખાયો હતો અને જુજ વખતમાં

## ફંડમાં નીચે પ્રમાણે રકમો ભરાઈ હતી

| | |
|---|---|
| રૂા.૨૦૧ | પ્રમુખ સાહેબ માવજીભાઈ પુંજા જબુઆણી -નખત્રાણા |
| રૂા.૧૦૧ | મિ.ખેતાભાઈ ડોસા પોકાર - નખત્રાણા |
| રૂા.૧૦૧ | પટેલ રામજીભાઈ જેઠાભાઈ -ગઢશીશા |
| રૂા.૧૦૦ | પટેલ નાનજી વીશરામ -નેત્રા |
| રૂ.૮૦ | મિ. નાનજીભાઈ પચાણ -નખત્રાણા |
| રૂા.૭૫ | મિ. ખીમજીભાઈ શીવજી -મંગવાણા |
| રૂા.૫૧ | મુરબ્બી રતનસિંહભાઈ કરસન ગઢશીશાવાળા - ઘાટકોપર |
| રૂા.૫૧ | મિ. નારાયણજી રામજીભાઈ કડવા પાટીદાર જ્ઞાતિના ઉદ્ધારક- ઘાટકોપર |
| રૂા.૪૦ | પટેલ લખુભાઈ ડોસા પોકાર - નખત્રાણા |
| રૂા.૨૫ | પટેલ રામજીભાઈ રાજા -વિરાણી |
| રૂા.૨૫ | પટેલ કાનજીભાઈ પચાણ -નખત્રાણા |
| રૂા.૨૫ | પટેલ વિશરામ પાંચા -વિરાણી |
| રૂા.૨૫ | પટેલ મુલજીભાઈ દેવજી -નખત્રાણા |
| રૂા.૨૫ | નાનજી પુંજા -નખત્રાણા |
| રૂા.૨૦ | પટેલ મુલજી ડોસા -નખત્રાણા |
| રૂા.૧૫ | પટેલ રામજીભાઈ સોમજી -રવાપર |
| રૂા.૨૦ | પટેલ વાલજીભાઈ લખુ -નખત્રાણા |
| રૂા.૨૦ | કાનજી રામજી -નખત્રાણા |
| રૂા.૨૦ | જેઠાભાઈ નથુ -દેવીસરવાળા |
| રૂા.૨૦ | માવજીભાઈ પરબત -વિરાણી |
| રૂા.૧૬ | ડાયા તથા ખેતા લખુ -નખત્રાણા |
| રૂા.૧૫ | ભાઈ રતનશી ખીમજી -ખેતાણી - મુંબઈ યુવક મંડળના જનરલ સેક્રેટરી |
| રૂા.૧૦ | રામજીભાઈ ભીમજી ગોગારી -વિરાણી |
| રૂા.૧૫ | પ્રેમજી હરજી -દેશલપર |
| રૂા.૧૦ | શીવજી લધા નાકરાણી કેપ્ટન વોલીન્ટીયર કોર -કરાંચી |
| રૂા.૧૦ | લધા કાનજી નાકરાણી -નખત્રાણા |
| રૂા.૧૦ | કેશવજી નાનજી -કરાંચી |
| રૂા.૧૨ | ખેતા પચાણ હસ્તે વેલજીભાઈ ખેતા નાકરાણી - નખત્રાણા |
| રૂા.૧૨ | શીવજીભાઈ લધા -રવાપર |
| રૂા.૧૦ | પચાણ પરબત હા.લધા પચાણ નાકરાણી કોટડા જડોદરના પોલીસ પટેલ |
| રૂા.૧૦ | લધાભાઈ હરજી -કોટડા |
| રૂા.૫ | શામજી હરજી -ખેડોઈ |
| રૂા.૫ | માધવજી શીવજી -દેશલપર |

રૂા.૫ મેઘજીભાઈ ભાણજી -વિરાણી
રૂા.૫ મેઘજીભાઈ શામજી -વિરાણી
રૂા.૫। ડાયાભાઈ ગોપાલ -વિરાણી
રૂા.૫। કરમશી લધા -દેશલપર
રૂા.૫ મુલજી પ્રેમજી- દેશલપર
રૂા.૫। વેલજી ગોપાલ -દેશલપર
રૂા.૫। રતનશી લધા -નખત્રાણા
રૂા.૫। મેઘજી પરબત -કોટડા
રૂા.૫। વિશરામ ભાણજી -કોટડા
રૂા.૫। હરજી વીરજી નાકરાણી -વિરાણી
રૂા. ૫ રૈયાભાઈ ખીમા -માતાજીના નેત્રા
રૂા.૫। દાનાભાઈ કરશન -નખત્રાણા
રૂા.૫। નારાણભાઈ શીવજી- વિરાણી
રૂા.૫। હરજીભાઈ શીવજી -દેશલપર
રૂા.૫। દેવજીભાઈ ભીમજી -વિરાણી
રૂા.૫। જેઠાભાઈ રામજી -વિરાણી
રૂા.૫। પેથાભાઈ ગોપાલ -નખત્રાણા
રૂા.૫।૦। શીવગણભાઈ કાનજી -લુડવા
રૂા.૫।૦। મેઘજી કાનજી -મમાયમોરા
રૂા.૫। નારાણ લધા -નખત્રાણા
રૂા.૪। ભાણજીભાઈ જેઠા -નખત્રાણા
રૂા.૫। અબજી શીવજી -ભડલી
રૂા.૫। દેવશી લધા તથા દેવજી ગોપાલ, નખત્રાણાવાળા
રૂા.૫। અરજણ નારાણ -વિરાણી
રૂા.૪ વેલજી પરબત -નખત્રાણા
રૂા.૫। રતનશી કરસન -નખત્રાણા
રૂા.૫। લધા ભાણજી -વિરાણી
રૂા.૫। વાલજી નાનજી -અંગીયા
રૂા.૫ વીરજી લખુ પોકાર -નખત્રાણા
રૂા.૫ માધા લાલજી -રામપર
રૂા.૧૧ રૈયાભાઈ નાગજી ઘડીયાળ ગેટ આપ્યું તેના
રૂા.૧૪ માવજીભાઈ પરબત ધોળુ સોનાની વીંટી ભેટ આપી તેના
રૂા.૫। પ્રેમજીભાઈ કરશન -કોટડા
રૂા.૫। ગોપાલ પેથા -નખત્રાણા
રૂા.૫। હીરાભાઈ લાલજી -કોટડા
રૂા.૫। મનજીભાઈ વસ્તા -કોટડા
રૂા.૧૦। ડાયાભાઈ રામજી -નખત્રાણા
રૂા.૫ મુખી કાનજીભાઈ કેશવ -દયાપર
રૂા.૫ નારાણભાઈ રૈયાણી -દયાપર
રૂા.૫ કરશનભાઈ હંસરાજ- વિરાણી
રૂા.૫ લખુભાઈ હરજી -નખત્રાણા
રૂા.૫ ડૉ.કે.બી. પટેલ -કરાંચી
રૂા.૭। પટેલ હરજીભાઈ નથુ -દેવીસર
રૂા.૨॥ દેવશીભાઈ અબજી -નખત્રાણા
રૂા.૨॥ પટેલ પ્રેમજી વિશરામ -વિરાણી
રૂા.૨॥ જીવરાજ માના -નખત્રાણા
રૂા.૨॥ વાલજી નારાણ -નખત્રાણા
રૂા.૨। શીવદાસ માવજી -કોટડા
રૂા.૨॥ ડાયાભાઈ પ્રેમજી
રૂા.૨॥ રૈયાભાઈ નાગજી -નખત્રાણા
રૂા.૨॥ રામજી ધનજીભાઈ -કોટડા
રૂા.૨ ખીમજીભાઈ કચરા -રવાપર
રૂા.૨। વીરજીભાઈ કરશન -નખત્રાણા
રૂા.૧। લધાભાઈ કરશન -હંસરાજ
રૂા.૨॥ સોમજીભાઈ લધા -કોટડા
રૂા.૧। શીવજીભાઈ લધા -કોટડા
રૂા.૧ ભાણજી ખીમા -હમીરપુર
રૂા.૧। પ્રેમજી કાનજી કોટડા
રૂા.૨। લખુભાઈ કચરા -રવાપર
રૂા.૨॥ રામજીભાઈ ખેતા - નખત્રાણા
રૂા.૨ માસ્તર માવજીભાઈ વાસણ લેવા

પાટીદાર સરકારી સ્કુલના હેડ માસ્તર
રૂા.૨ાા ભાણજી લાલજી - વિરાણી
રૂા.૨ વાલજીભાઈ મેઘજી - નખત્રાણા
રૂા.૨ાા ખેતાભાઈ રામજી -નખત્રાણા
રૂા.૨ાા નાગજીભાઈ નારણ -અંગીયા
રૂા.૨ા જેઠાભાઈ હરદાસ -નખત્રાણા
રૂા.૧ા કરમશી શીવગણ- નખત્રાણા
રૂા.૨ાા અરજણ કાનજી -અરલ નાની
રૂા.૨ પટેલ શીવદાસ જીવરાજ -નખત્રાણા
રૂા.૨ાા કાનજી રામજી -દેશલપર
રૂા.૨ાા કરમશી શીવજી
રૂા.૧ા નરસિંહ નારાણ લધા નાકરાણી
રૂા.૨ાા કરશનભાઈ ખેતા- નખત્રાણા
રૂા.૨ાા વેલજીભાઈ રૂડા -નખત્રાણા
રૂા.૧ા એક ગૃહસ્થ

**સ્ત્રી વર્ગ તરફથી ભરાયેલા નાણાં**

રૂા.૧૦ સૌ.વાલબાઈ નાનજી પચાણના પત્ની
રૂા.૨૫ સૌ.બેન કંકુબાઈ મી.ખીમજીભાઈ શીવજીના ધર્મપત્ની
રૂા.૨૫ સૌ.બહેન હીરબાઈ પટેલ ખેતાભાઈ ડોસાભાઈના ધર્મપત્ની
રૂા.૧૦ બેન ડાઈબાઈ પટેલ કેશવજી નાનજીના ધર્મપત્ની
રૂા.૧ બેન દેવકીબાઈ
રૂા.૫ બેન લાછબાઈ પટેલ પ્રેમજી હરજીના ધર્મપત્ની
રૂા.૨ા બેન રામબાઈ
રૂા.૧ બેન જાનબાઈ
રૂા.૨ા-૧ માતુશ્રી નાનબાઈ
રૂા.૫ા સૌ.બેન ગોમતીબાઈ પટેલ નારણ લધાના ધર્મપત્ની
રૂા.૧ા બહેન પાર્વતીબાઈ
રૂા.૧ા બહેન કુંવરબાઈ
રૂા.૫ા બેન દેવકીબાઈ પટેલ મુળજી ડોસાના ધર્મપત્ની
રૂા.૧ા પા.લાલજી સોમજીના ધર્મપત્ની
રૂા.૨ા બહેન જમનાબાઈ વાલજી લખુના ધર્મપત્ની
રૂા.૨ા બહેન રતનબાઈ માધા શીવજીના ધર્મપત્ની
રૂા.૨ાા બહેન લક્ષ્મીબાઈ વિશરામ પચાણના ધર્મપત્ની
રૂા.૧ા બહેન લાલબાઈ
રૂા.૫ા બહેન જમનાબાઈ માવજી પરબતના ધર્મપત્ની
રૂા.૦૧-ા હીરા માવજીના ધર્મપત્ની
રૂા.૦૧-ા બહેન બચુબાઈ માવજી પરબતના પુત્રી
રૂા.૧ા બહેન માનબાઈ
રૂા.૧ા બહેન વાલબાઈ હરજી વીરજીના પુત્રી
રૂા.૧ા પટેલ કરમશી લધાના માતુશ્રી
રૂા.૨ાા બહેન કુંવરબાઈ ખેતા લખુના ધર્મપત્ની
રૂા.૨ાા બહેન બચુબાઈ પુંજા ખેતાના ધર્મપત્ની
રૂા.૧ા બહેન ગંગાબાઈ
રૂા.૧ા બહેન કુંવરબાઈ
રૂા.૧ા બહેન હીરબાઈ
રૂા.૧ા વેલજી પરબતના ધર્મપત્ની
રૂા.૦૧-ા બહેન બચુબાઈ
રૂા.૧ા બહેન પાનબાઈ
રૂા.૧ા સૌ.બહેન લાલબાઈ
રૂા.૧ા પટેલ લાલજી નારાણના ધર્મપત્ની
રૂા.૧ા માતુશ્રી કુંવરબાઈ
રૂા.૨ા બહેન મરઘાબાઈ લધા હરજીના ધર્મપત્ની
રૂા.૧ા બહેન નાથીબાઈ

રૂા.૧। બહેન જીવાબાઈ લધા હરજીના પુત્રી
રૂા.૧। નથુ ધનજીના ધર્મપત્ની
રૂા.૨ બહેન મેગબાઈ પ્રમુખ સાહેબના પુત્રી
રૂા.૨। સૌ.બેન કુંવરબાઈ પટેલ રામજી ભીમજીના ધર્મપત્ની
રૂા.૨ બહેન કેશરબાઈ રામજી સોમજીના પત્ની
રૂા.૧। માતુશ્રી કેશરબાઈ
રૂા.૧। બહેન કુંવરબાઈ વેલજી ખેતાના ધર્મપત્ની
રૂા.૧। પટેલ લખુ કચરાના ધર્મપત્ની
રૂા.૧। બહેન લાલબાઈ રૈયા ખીમાના ધર્મપત્ની
રૂા.૨॥ બહેન કંકુબાઈ શીવજી કાનજીના પત્ની
રૂા.૧। બહેન ગોમતીબાઈ ભાણજી લાલજીના ધર્મપત્ની
રૂા.૦॥= બેન મેઘબાઈ વાલજી મેઘજીના ધર્મપત્ની
રૂા.૦૧- બહેન કુંવરબાઈ વાલજી મેઘજીના પુત્રી
રૂા.૧। બહેન લક્ષ્મીબાઈ ડાયાના ધર્મપત્ની
રૂા.૧। બહેન મરઘાબાઈ પટેલ ભાણજી ડાયાની પુત્રી
રૂા.૧। બહેન કેશરબાઈ પટેલ ભાણજી ડાયાની પુત્રી
રૂા.૧। બહેન કુંવરબાઈ રતનશી લધાના પુત્રી
રૂા.૨।॥=। બહેન મેઘબાઈ રતનશી શીવજીના પત્ની
રૂા.૫ બહેન કુંવરબાઈ વેલજી ખેતાના ધર્મપત્ની - ચાંદીનો હાથનો કરડો
રૂા.૪ બહેન લક્ષ્મીબાઈ ભાણજી ડાયાનાં ધર્મ પત્ની - ચાંદીનો કરડો
રૂા.૪ સોમજીના ધર્મપત્ની - ચાંદીનો કરડો
રૂા.૩ બહેન કાનબાઈ હરજી વીરજીના ધર્મપત્ની - ચાંદીનો કરડો
રૂા.૨ એક બહેન તરફથી ચાંદીનો કરડો

ફંડમાં નાણાં ભરાઈ રહ્યા બાદ બાકી રહેલું ઠરાવો પસાર કરવાને લગતું કાર્ય હાથ ધરવામાં આવ્યું હતું અને નીચે જણાવેલા ત્રણે ઠરાવો મે.પ્રમુખ સાહેબે એક પછી એક રજુ કર્યા હતા.

## ઠરાવ ૧૦મો

“આ સભામાં પસાર થયેલા ઠરાવોનો અમલ કરવાની અને તે યોગ્ય સ્થળે મોકલી આપવા અને પરિષદનો ઉદ્દેશ બર લાવવાનું કાર્ય કરવા અને તે પુરતું ખર્ચ કરવાની કરાંચી યુવક મંડળને સત્તા આપવામાં આવે છે.”

## ઠરાવ ૧૧મો

“આ પરિષદના કાર્યને દીપાવવા સ્વયંસેવકોએ અને તેના કેપ્ટનભાઈ શીવજી લધાએ જે જ્ઞાતિ સેવા ઉઠાવી છે અને બહારગામથી આવનાર ભાઈઓના ઉતારા અને ભોજન કાર્યની સારી વ્યવસ્થા સાચવી રાખી રામજીભાઈ ખેતાએ જે પરિશ્રમ લીધો છે તે ખાતે એ બંને ભાઈઓને આ પરિષદ ધન્યવાદ આપે છે અને શેઠ વાલજીભાઈ તથા કુંવરજીભાઈએ પરિષદના કાર્યને સહાયભુત થઈ પોતાની જ્ઞાતિની વાડી વાપરવા માટે આપી છે તે ખાતે આ પરિષદ તે ગૃહસ્થોનો આભાર માનવાનો ઠરાવ કરે છે. તે સાથે આ હીલચાલ પ્રત્યે ખાસ અંતઃકરણની લાગણીથી જ્ઞાતિ ઉન્નતિ અર્થે તસ્દી લઈ મુંબઈ જેવા દુરના સ્થળેથી જે ભાઈઓએ પધારી પરિષદના કાર્યને મોટી સહાય કરી છે તેમજ ભાઈશ્રી કે.બી.પટેલે પ્રસંગોપાત બોધ આપીને આ પ્રસંગને શોભાવ્યો છે તે સઘળાનો અંતઃકરણપૂર્વક આભાર માનવાનો આ પરિષદ ઠરાવ કરે છે.”

## ઠરાવ ૧૨મો

"આપણી પરિષદને શોભાવવા રા.રા.ભાઈશ્રી મગનલાલભાઈએ પોતાની તબિયત નાદુરસ્ત હોવા છતાં અમદાવાદથી પધારી આ સભાના કામમાં અથાગ પરિશ્રમ લઈ જે સહાય કરી છે તે માટે આ પરિષદ તેમનો ઉપકાર માને છે."

ઉપરના ઠરાવોને લગતી સમજ આપી તે પસાર કરવાની જરૂર પ્રમુખ સાહેબે સમજાવી હતી અને તે પસાર થયા હતા. ત્યારબાદ છેલ્લો ઠરાવ રા.નારણજીભાઈએ રજુ કર્યો હતો.

## ઠરાવ ૧૩મો

"અનેક પ્રકારની અગવડો વેઠી આ પરિષદનું પ્રમુખ સ્થાન સ્વીકારી રા.માવજીભાઈએ દીર્ઘદષ્ટિ વાપરી આ બેઠકનું કાર્ય ઉત્તમ રીતે બજાવ્યું છે અને સ્વજ્ઞાતિ પ્રત્યે જે અંતઃકરણપૂર્વકનો ભક્તિભાવ દર્શાવ્યો છે તે ખાતે આ પરિષદ તે ભાઈને ધન્યવાદ આપે છે અને તેમણે સ્વીકારેલી જ્ઞાતિ સેવા બજાવવા માટે પરમાત્મા તેમને બળ, બુદ્ધિ અને દીર્ઘાયુષ્ય આપે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરે છે."

ઠરાવ રજુ કરતાં એમણે જણાવ્યું કે, બંધુઓ આ પરિષદના કાર્યનું સુકાન આપણે રા.માવજીભાઈને આપ્યું હતું અને તેમણે બુદ્ધિનો સારો ઉપયોગ કરી પાર પાડ્યું છે તે ખાતે આપણે તેમનો આભાર માનવો જોઈએ. સભાના પ્રમુખની ફરજ ઘણી મોટી હોય છે અને તે જો બજાવે તો આપણે કોઈ પણ શબ્દોથી તે આભાર વર્ણવી શકીએ નહિ એવડી મોટી હોય છે. સભાના ઠરાવોનો અમલ કરવાની પ્રમુખને સત્તા હોય છે એટલે તે પહેલા પ્રમુખ રાજાભાઈને પરિષદે આપી હતી, તેમના કાર્યની પ્રશંસા પણ કરી હતી અને આભાર પણ માન્યો હતો. છતાં પ્રમુખ તરીકે એક વર્ષ સુધી પરિષદનો ઉદ્દેશ બર લાવવાની જે ફરજ તેમના શીરે આવી હતી તે એમણે કેટલા પ્રમાણમાં બજાવી છે તે તો એ પોતે પોતાના વર્ષનો રિપોર્ટ પરિષદ સમક્ષ વાંચે ત્યારે જ આપણે સમજી શકીએ. મારી કહેવાનો એ મતલબ છે કે અહીંયા જે ત્રણ ચાર દિવસ પરિશ્રમ લઈ પ્રમુખ સાહેબે જ્ઞાતિ હિતના કાર્યમાં ભાગ લીધો છે તે તો માત્ર સભાનો અભિપ્રાય સમજવા પુરતો જ ઉપયોગી થવાનો, પરંતુ આ સભાએ જે ઠરાવો કર્યા છે તેનો અમલ કરવાના પ્રસંગે તેમને જે જે ભોગ આપવા પડશે તે ઘણા કિંમતી હશે અને કેટલી મુશ્કેલીઓ વચ્ચે તેમને પરિષદની નવી બેઠક થતાં સુધી સભાનો ઉદ્દેશ બર લાવવાના કાર્યમાં જોડાઈ રહેવું પડશે એનો ખ્યાલ જો આપણે કરી શકીએ તો જ આપણે તેમની સેવાની કદર કરી લેખાય. હું આશા રાખું છું કે ભાઈશ્રી માવજીભાઈ ભવિષ્યમાં પણ આ સભાના પ્રમુખના પદને શોભાવશે અને તમે સહુ ભાઈઓ તેમને મદદગાર થશો. આ ઠરાવ પસાર કરવાની હું આપને વિનંતી કરું છું (તાળીઓ)

ઉપરના ઠરાવને ભાઈ રતનશી શીવજી તથા ખેતાભાઈ ડોસા પોકાર વગેરેએ અનુમોદન આપ્યું હતું અને ત્યારબાદ તાળીઓના અવાજ વચ્ચે પ્રમુખ સાહેબે સભાના કાર્યની પૂર્ણાહુતિ કરતાં નીચે પ્રમાણે ઉપસંહાર કર્યો હતો.

મારા વહાલા જ્ઞાતિ ભાઈઓ, અને બહેનો !

જ્યારે સભાના પ્રમુખ તરીકે મને બેસાડ્યો ત્યારે મારા મનમાં અનેક પ્રકારની ભીતિ રહેતી હતી. પરંતુ

રા.મગનલાલભાઈ જેવા રા.નારણજીભાઈ અને મુરબ્બી કે.બી.પટેલ જેવા આપણા મુરબ્બીઓ અને તમે સઘળા ભાઈઓની મદદથી આ સભાનું કાર્ય આપણે શાંતિપૂર્વક પુરું કરી લીધું છે. તમે જે મને અપૂર્વ માન આપ્યું છે તે ખાતે હું જ્ઞાતિનો એક પ્રકારનો ઋણી બન્યો છું અને આશા રાખું છું કે ભવિષ્યમાં તમે જરૂર તમારી કિંમતી મદદ અને સલાહ મને આપશો. આપણા માર્ગમાં ઘણી મુશ્કેલીઓ છે, આપણે તો શિખાઉ છોકરાં જેવા છીએ એટલે જ્ઞાતિ હિલચાલનો જેને પૂર્ણ અનુભવ હોય એવા મેં આપને જણાવ્યા તેવા ભાઈઓની આપણે મદદ લેવી જ પડશે અને તે આપશે એવી પણ હું આશા રાખું છું. આપણે જ્ઞાતિને સુધારવા માટે જે ઠરાવો કર્યા છે તે પૈકી પહેલો અને બીજો ઠરાવ જે મહારાવશ્રીના શીતળ છત્ર નીચે રહીએ છીએ તે નામદારનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઈચ્છવાને લગતો છે, ત્રીજો ઠરાવ બાળલગ્નને લગતો આપે પસાર કર્યો છે એટલે હવે પછી નાના બાળકોને નહીં પરણાવવાની તમે અવશ્ય પ્રતિજ્ઞા કરજો અને તે સાથે જ્યારે જ્યારે લગ્ન ક્રિયાઓ કરો ત્યારે અવશ્યે હિન્દુશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે ચોરી બાંધીને જ કરજો. મરણ પાછળનાં જમણો નહીં ખાવાની તો જરૂર પ્રતિજ્ઞા લેજો અને ઘર કે વાડીઓ વેચીને એવાં કારજો કદી કરશો નહિ તેમજ કોઈને કરાવશો નહિ. એમાં આપણી જ્ઞાતિની મોટી ખુવારી થઈ છે એટલે તે સંબંધી આપણે જે ચોથો ઠરાવ પાસ કર્યો છે તે પ્રમાણે બરાબર વર્તજો. કેળવણીની ખામીના લીધેઆપણે કોઈ રીતે આગળ વધી શકતા નથી માટે તમારા પુત્ર પુત્રીઓને અવશ્ય વિદ્યા ભણાવજો. પૈસા કમાવા માટે પણ વિદ્યાની જ જરૂર પડે છે એ તો તમે જાણતા જ હશો. છુટાછેડાનો રિવાજ સારો નથી અને આગેવાનો જબરાઈએ પોતાના સ્વાર્થની ખાતર છુટકો કરાવે છે એ એક પ્રકારનો બળાત્કાર છે. જ્યારે જ્યારે એવો પ્રસંગ દેખાય ત્યારે તેમના પંજામાં સપડાયેલાંને મદદ કરવા તમે તૈયાર રહેજો. વળી આગેવાનો જે ત્રાસ વર્તાવી રહ્યા છે અને આખી નાતને હિન્દુપણામાંથી ટાળી દેવાના અધર્મી કામમાં જોડાઈ રહ્યા છે તેમને તો અવશ્યે આપણે ઠેકાણે લાવવા જ પડશે. મુડદાંને જો કોઈ ભાઈ અગ્નિ સંસ્કાર કરે તો તેનો એ લોકો દંડ કરે છે ! આ વાત કેટલી જુલમ જેવી છે. આપણે પરદેશમાં રહેનારને તેઓ કંઈ કરી શકતા નથી ત્યારે આપણા માવિતરોને દેશમાં રંજાડે છે એ કેટલો જુલમ કહેવાય ! ભાઈ રતનશીએ તેમના જુલમનું જે ભાષણ વાંચ્યું છે તે કેટલું ત્રાસદાયક વર્ણનથી ભરેલું છે? માટે હવે તો આપણે પીરાણા પંથને દફે કરવા સિવાય બીજો માર્ગ નથી એ દફે થશે એટલે બધુ સારું થઈ રહેશે, માટે જરૂર તમે પીરાણા પંથના ખાનાંની જ્ઞાતિમાં જે જડ બેસી ગઈ છે તેને ખેંચી કાઢજો, આપણે સુખી થવાનો અને હિન્દુપણું સાચવી રાખવાનો એ એક જ ઉપાય છે હું આપને ફરીથી કહું છું કે જ્યારે જ્યારે એવા કામોમાં મારી મદદની જરૂર હોય ત્યારે મને ખબર આપજો હું પણ મારાથી બનતો ભોગ આપીશ. ભાઈઓ ! આપ સઘળાએ એક દિલથી જે કાર્ય બજાવ્યું છે તે જોઈ મને આનંદનો પાર રહેતો નથી અને જ્યારે જ્યારે આપણે આવાં જ્ઞાતિ હિતના શુભ કાર્યો કરવાનાં હોય ત્યારે ત્યારે સઘળા ભાઈઓ જરૂર પધારશો અને તમારાથી જે જે સેવા બને તે ઉઠાવશો એવી હું આપને વિનંતી કરું છું. આ પરિષદની બીજી બેઠક બરખાસ્ત થાય છે તે પ્રસંગે સઘળા ભાઈઓને આપણી કુળદેવી દીર્ઘાયુષ્ય અને જ્ઞાન આપે એ માગણી તે કૃપાળુ દેવીની આપણે સઘળા પ્રાર્થના કરીશું.

**(રાગ - ધનાશ્રી)**

જય જય પુરણ કામ, ગીરીજા જય જય પુરણ કામ જય.
કૃપા વધારી, કૃતી સુધારી બલિહારૂ સુખ ધામ. ગીરીજા.

કષ્ટ વિદારો, જય વિસ્તારો ધર્યું કલ્યાણી નામ. ગીરીજા
પાયે લાગે, અમર એ માગે આપો અવિચલ ધામ. ગીરીજા.

**ૐ શાંતિ ૐ શાંતિ ૐ શાંતિ**



---

**હિન્દુ ધર્મના બહાને ! હિન્દુ જ્ઞાતિઓ કેવી રીતે પતિત્ થાય છે તે જાણવા વાંચો !**
**પરમાત્માના અવતારમાંથી ! ફુટી નીકળેલા ઈરાની સૈયદ ઈમામશાના કારસ્તાન ?**

# પીરાણાનો અર્ધદગ્ધ પંથ અને તેની પોલ

**હિન્દુ જ્ઞાતિઓના હિતાર્થે થોડા વખતમાં છપાઈને બહાર પડશે.**



પીરાણા પંથ, મુમના પંથ, મતીઓ પંથ, ગુપત ધરમ! સતપંથ વગેરે શબ્દો ઘણા હિન્દુભાઈના સાંભળવામાં આવ્યા હશે. એ પંથને માનનારા પોતાની જ્ઞાતિમાં છે અને છુપી રીતે ખાનાઓમાં અને પીરાણે જાય છે એ પણ જાણવામાં આવ્યું હશે. છતાં ખાનામાં જનારા ભાઈઓ એવા પ્રકારનો ડોળ રાખે છે કે તે પંથ ને લીધે આપણા હિન્દુ ધર્મ કે કૂળાચારમાં કંઇ વિરોધ આવતો નથી! પરિણામે એ પંથે ચડેલા ઘણા કુટુંબો પતિત્ થઈ અજ્ઞાનતાને લીધે ધર્મ અને જ્ઞાતિ દ્રોહી બને છે અને તેમના સબંધમાં આવતી હિન્દુ જ્ઞાતિોમાં એ ભ્રષ્ટતાનો સડો ગૃપ્ત રીતે વધતો જાય છે. આ દુઃખદાયક વસ્તુ સ્થીતીનો જલ્દી અંત આવવો જોઈએ એટલે દરેક હિન્દુભાઈએ માર્ગે પુરૂષાર્થ કરે. એ ફરજમા આધારે જ “પીરાણાનો અર્ધદગ્ધ પંથ અને તેની પોલ એ નામનું પુસ્તક અમારા તરફથી બહાર પાડવામાં આવશે.

આ પુસ્તકમાં તે પંથના યોજક ઈમામશાહ અને તે પછીના સૈયદોએ હિન્દુ ધર્મના અજ્ઞાનભાઈઓને મુસલમાનની રાહત ઉપર લઈ જવા માટે નીચ યુક્તિઓ રચી છે અને ધર્મના બહાને પોતાના પરિવારની પણ આજીવિકા ચાલુ રાખવા માટે અજ્ઞાન વર્ગ ઉપર સત્તાની જમાવટ બની રહે, વાડામાં પુરાયેલા હિન્દુઓ સૈયદોથી વટલતા જાય અને તે વાડામાંથી કોઈ છટકી શકે નહિં એ મુખ્ય ઉદેશને ધ્યાનમાં રાખી અજ્ઞાન વર્ગને આંખે પાટા બાંધનારા, અર્ધમથી ભરપુર કે તર્કટી શાસ્ત્રો (?) રચ્યા છે તે બનાવટી પુસ્તકો ઘટપાટ, આદિની ક્રિયાઓ, કલમા અને ઈલમો તેમજ છાંટ નાંખવાની વિધિ વગેરેની પોલના ઉંડાણનું માપ કાઢી સ્પષ્ટ રીતે તેનો નીચ હેતુ સમજાવી દેવામાં આવશે.

## પ. ક.ક.પા. જ્ઞાતિ અધિવેશન- રજું - દી. 07-Oct-1922

હિંદુ ધર્મમાં પ્રસિદ્ધ રીતે મનાતા અવતારો, આર્ય પુત્રો અને દેવ દેવીઓને પોતાના પંથમાં સડોવી હિન્દુભાઇઓને પોતાનો પંથ ગળે ઉતારવા એ મહા પવિત્ર વ્યકિતઓને એ પંથમાં એવી તો અઘટીત રીતે વર્ણવામાં આવી છે કે તે સાંભળીને હિન્દુભાઇઓના હૃદય દ્રવિત થયા સિવાય રહેજ નહિ તદુપરાંત પોતાનો ઉદ્દેશ બરલાવવાની યુક્તિ કરતાં હિન્દુ ભાઇઓને ભેરત (સ્વર્ગ) ની લાલચો આપવાના કાવા દાવા ખેલતા બુદ્ધા અવતારના પુછડે પોતાના વંશને લટકાવી ભગવાનના દિકરા થવાના તેમાં જે ગપ ગોળા ઉડાવ્યા છે તે ગપગોળાઓનું આ પુસ્તકમાં ચુર્ણ કરી સપ્રમાણ સાબિત કરવામાં આવ્યું છે કે એ ખીચડીઓ પંથ હિન્દુ ધર્મને ઉંધો વાળવા અને હિન્દુઓને વટલાવા માટે જ ઉભો કરવામાં આવ્યો છે અને તે હિન્દુ ધર્મ નથી જ એટલે તે માર્ગ જતાં હિન્દુપણું મટી જાય છે. વળી સરહદ્દ પુસ્તકમાં કચ્છ, ગુજરાત વગેરે સ્થળોની પાટીદાર (લેવા અને કડવા) જેવી ઉત્તમ કોમને એ અધર્મના માર્ગે જતી અટકાવવા માટે પ્રયાસ કરવામાં આવ્યો છે, દેશના જુદા જુદા ભાગોમાં રહેતા અન્ય જ્ઞાતિ બંધુઓ સાથે ઐક્યતા સાચવી રાખવાની કેટલી જરૂર છે અને તે પંથે ચડી જવાથી જ્ઞાતીથી અલગ થઇ જવામાં કેવું ભયંકર નુકસાન રહેલું છે એ વિષમ પણ ઇતિહાસ ના આધારે લખાશે જે ઘણો જ ઉપયોગી થઇ પડશે.

એ પંથની રાહે ભ્રષ્ટ થતા અજ્ઞાન હિન્દુ ભાઇઓ પાસેથી અગર ખાનાંઓ કે પીરાણા જેવા સ્થળોથી એ અર્ધદગ્ધ પંથનું સાહિત્ય મેળવવામાં એટલે પંથનો ખજાનો (!) હાથ કરવામાં કેટલીક મુઝવણ પડે છે અને તે સંપૂર્ણ રીતે કેમ મેળવી શકાયો છે તેનોજ એક ઇતિહાસ લખી શકાય તેમ છે, ત્યારે એ વિષયનું પુસ્તક તો કેવડુ મોટું થઇ જાય ! વળી એ પંથની ઘટપાટ મોરનબુવત વગેરે શું ચીજો છે તેનું **સચિત્ર વર્ણન** આપવામાં આવશે, એ પંથની પોલ કેટલી ભયાવહ અને ઘાતક છે અને તેમાં પેસવું એ કેટલું પાતક છે. તેમા પેઠેલાઓની કેવી દયાજનક દુર્દશા અને અધોગતિ થઇ છે! તેનો ઉલ્લેખ પણ ઉપયોગીજ થઇ પડે તેમ છે એટલે પુસ્તકનું કદ વગેરે નક્કી થઇ ગયા પછી કિંમત બહાર પાડવામાં આવશે પરંતુ જે ભાઇઓ પુસ્તકના ગ્રાહક થવા ઇચ્છતા હશે તેમના નામ રજીટ્રસ્ર કરવામાં આવશે અને તે બહાર પડતાં જ તેમને મોકલી આપવામાં આવશે. પુસ્તક સબંધી દરેક પ્રકારની માહિતી માટે અને બીજી પુછપરછની ઇચ્છા થાય તેમણે નીચેના સરનામે કરવી.

**લેખક : નારણજી રામજીભાઇ મીસ્ત્રી-કોન્ટરાકટર**
**ઠે. શેઠ ઉંમરસી રાયસીના કમ્પાઉન્ડમાં, મુ. ઘાટકોપર (થાણા)**



॥ उमादेव्याः कृपास्तु ॥

તા. ૧૮-૦૪-૧૯૨૪ થી શરૂ થયેલી

## શ્રી કચ્છદેશના કડવા પાટીદાર જ્ઞાતિની

મુંબઈ ઘાટકોપરમાં મળેલી પરિષદની

## ત્રીજી બેઠકના કામકાજનો

# રીપોર્ટ

(મરાઠી સાખી.)

ધર્મ કર્મને ધોઈ નાંખ્યાં, ગાડર સમ ઝુકાવી,
ઉપરથી ઉપહાસ્ય કરાવી, ગાંઠનું ગરથ ગુમાવી,
આવી રસમ થકી ભાવી,
ભુંસ્યુ શર્મ જરી ના'વી,- આવી.

છપાવી પ્રસિદ્ધ કરનાર :

**શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદ**

**સેક્રેટરી :**

**પટેલ નારયણજી રામજીભાઈ કોન્ટ્રાકટર**

જૈન દેરાસર પાસે, ઘાટકોપર, મુંબઈ.
( THANA-Dist.)



મુદ્રણ સ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડરોડ, અમદાવાદ
મુદ્રક : પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

Online Text Based
(can use for translation)





Source Document



# નિવેદન



શ્રી કુળદેવીની કૃપા વડે શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદની ત્રીજી બેઠકનો રિપોર્ટ પ્રસિદ્ધ કરવાનું ભાગ્ય મને પ્રાપ્ત થાય છે. પરિષદનો ઉદ્દેશ ગર્ભમાં રાખી કામ કરવાનો દુઃખ દાયક સમય હવે રહ્યો નથી. પરિષદે પોતાનો ઉદ્દેશ જાહેર કર્યો છે, તે પાર પાડવાના ઠરાવો પણ કર્યા છે અને પરિષદના સુકાનીઓ કાર્ય વાહકો તે ઉદ્દેશ સાધ્ય કરવાના માર્ગો પણ જોઈ શક્યા છે વગેરે રિપોર્ટના અવલોકનથી સમજી શકાય તેમ છે. આગેવાનો હવે જરૂર સમજતા થશે કે પોતાના સ્વાર્થની ખાતર જ્ઞાતિના અજ્ઞાન ભાઈઓને ગમે તે રીતે હેરાન કરી શકાય નહિ અને કડવા પાટીદાર જેવી ઉચ્ચ કોમને **પીરાણાના અધર્મ** યુક્ત પંથમાં ડૂબતી રાખી પોતાની **સત્તા** જમાવી રાખવાનો જમાનો હવે વહી ગયો છે. જે ગેઢેરાઓ આજે જ્ઞાતિમાં પોતાની લાગવગનો ઉપયોગ ભાવતી રીતે કરી રહ્યા છે તેઓ જ્ઞાતિનું હિત વિચારી સ્વજ્ઞાતિને શોભતો માર્ગ ગ્રહણ કરે અને પીરાણાપંથના કલંકમાંથી જ્ઞાતિને બચાવી લે તો આપણા કચ્છ વિભાગની સ્થિતિ ઘણી ત્વરાએ સુધરી જાય. આગેવાન કિંવા ગેઢેરાનું સ્થાન જ્ઞાતિમાં ઘણું ઉચું હોઈ શકે પરંતુ તે ક્યારે કે જ્ઞાતિના દુઃખમાં તેઓ ભાગ લેવા તૈયાર થાય અને સુધારક મંડળના ભાઈઓની માફક તેમના હૃદયમાં પણ જ્ઞાતિ હિતની વાસના પ્રદીપ્ત થાય. આ સ્થિતિના અભાવે પરિષદને આગેવાનો સંબંધીનો ઠરાવ કરવો પડે છે. કોઈ પ્રકારની તેમના પ્રત્યેની ઈર્ષ્યા કે શોખની ખાતર તે કંઈ કરવામાં આવતો નથી, પણ જ્યારે “વાડ વેલાને ખાય” એવી સ્થિતિ જોવામાં આવે ત્યારે જ્ઞાતિ હિત સાધવાનું કાર્ય મુશ્કેલ થઈ પડે અને તે માટે જે સત્ય હકીકત હોય તે જાહેર કરી તેના માર્ગ ગ્રહણ કર્યા સિવાય ચાલે જ નહિ. એટલા માટે હું આશા રાખું છું કે જે જે આગેવાન કે ગેઢેરાઓને આ રિપોર્ટ મળે તેમણે જ્ઞાતિની જે અધોગતિ થઈ રહી છે તેના ઉપર ખ્યાલ કરવો અને પરિષદના કાર્યમાં પોતાથી બનતી મદદ કરવામાં જ તેમની મોટાઈ અને ધર્મ રહેલો છે એ વાત તેમને મન, વચન અને કર્મથી સ્વીકારી લેવી. પરિષદના સેક્રેટરી તરીકે હું તેમને વિનંતી કરું છું અને આશા રાખું છું કે તેઓ પરિષદ એટલે સ્વકોમ અથવા પોતાની જ્ઞાતિ પ્રત્યે બહુ મમતા ભરી અને શુદ્ધ લાગણી ધરાવતા થશે તે સાથે જ્ઞાતિના શિરે જે પીરાણાપંથનું કલંક છે તેનો ત્યાગ કરી પોતાના જાત ભાઈઓને મુમના બનાવાના અઘોર પાપમાંથી મુક્ત થશે.

કચ્છ વિભાગના કડવા પાટીદારની સ્થિતિ કેવી કફોડી છે અને અધર્મના ફાંસામાં તેઓ કેવી રીતે ફસાયા છે એ વાત ગુજરાત વગેરે સ્થળના સેંકડો જ્ઞાતિ ભાઈઓના સમજવામાં આવી છે એટલું જ નહિ પરંતુ પરિષદના કાર્યને ફતેહમંદ બનાવા ઘણા ભાઈઓએ કાર્ય વાહકોને સહાય કરી છે અને તે કરવામાં પોતાનો ધર્મ સમજ્યા છે. પરિષદના કાર્યવાહકોને દરેક પ્રકારે સહાય કરી બેઠકનું કાર્ય ફતેહમંદ બનાવવા મારા **પરમ સ્નેહી ભાઈશ્રી મગનલાલ અમદાવાદવાળાના** તો જ્ઞાતિ સેવાના ક્ષેત્રમાં આપણે **ઋણી** છીએ જ પરંતુ તેમની માફક બીજા પણ કેટલાક પરજ્ઞાતિના ગૃહસ્થો પૈકી **સાક્ષર વર્ય ભાઈ શ્રી વસંત** અને પરમ પૂજ્ય **પંડીતશ્રી કાર્તાતિંક વગેરેએ** આપણા પ્રત્યે માયાળુ અને કૃપાળુ દ્રષ્ટિ રાખી આપણી ઉન્નતિ સાધવાના કાર્યમાં પોતાથી બનતી મદદ આપવાનું જે અભયવચન આપ્યું છે તે **ઋણમાંથી** મુક્ત થવાનો આપણા માટે તો એજ માર્ગ છે કે પીરાણાના કલંકમાંથી મુકત થઈ દેહ શુદ્ધિ પ્રાયશ્ચિત લઈ આપણી કોમ ઉજળા મુખે ફરી શકે તેવા દરેક પગલાં લેવા જોઇએ.

બેઠકનો રિપોર્ટ તાકીદે બહાર પડવો જોઇએ એવો જે સામાન્ય નિયમ છે તે સચવાઇ રહ્યો નથી તેનું કારણ બેઠકના દિવસોના અંતે જ લગ્નના પ્રસંગોને ધ્યાનમાં લઇ દેશમાં જવાનું અનિવાર્ય કારણ આવી પડયું. પરિષદના કામકાજના સમાચાર દેશમાં ફરી વળેલા ત્યાં વિથોણ, કોટડા, વીરાણી વગેરે સ્થળોના આગેવાનો તરફથી વાટાઘાટ કરવાના આમંત્રણો આવેલા ત્યાં ગયેલા અને સભાઓ પણ થયેલી. વળી દયાપર, નખત્રાણા, નેત્રા વગેરે સ્થળના ભાઇઓની માગણી તો સ્વીકારી પણ શકાઇ નથી. આ સંયોગોમાં દેશમાંથી મુંબઇ તરફ આવતાં ઘણો વખત નીકળી ગયો. શરીર સ્થિતિ પણ કફોડી હતી અને મુંબઇ આવ્યા પછી વળી વધારે કફોડી થઇ અને તે લાંબો વખત રહી એટલે રીપોર્ટ બહાર પાડવામાં વિલંબ થયો જે માટે હું અત્યંત દીલગીર છું.

**પટેલ નારાયણજીભાઇ રામજીભાઇ-સેક્રેટરી**

**સંવત ૧૯૮૦ની શ્રાવણી { VSK : 03 to 30-Aug-1924 }**



# શેઠ તુલસીદાસ વલ્લભદાસ મુંબઈ



જે ઉદારચિત્ત પાટીદાર બંધુનો ફોટો આ સાથે મૂકવામાં આવ્યો છે તે ભાઈ ગુજરાતમાં આવેલા ધર્મજ ગામના વતની છે. એ ભાઈશ્રીનો જન્મ સંવત ૧૯૪૪ { Year : 1887-88 } ની સાલમાં થયો હતો એટલે હાલમાં તેમની ઉંમર ૩૬ વર્ષની છે. ચરોતરના લેવા પાટીદાર ભાઈઓમાં તેમનું કુટુંબ જેટલું નામાંકિત છે તેટલું જ જ્ઞાતિ હિતના કાર્યો કરવા માટે કડવા પાટીદાર જ્ઞાતિમાં સુપ્રસિદ્ધ છે. ખાનદાનીના નમુનારૂપ સમસ્ત પાટીદાર જ્ઞાતિમાં ઘણાં કુટુંબો છે છતાં જ્ઞાતિ ઉન્નતિ અર્થે પ્રયાસ કરનારાં તો માત્ર આંગળીના વેઢા ઉપર ગણી શકાય એટલા પણ ભાગ્યે જ હશે. સ્વકોમ પ્રત્યેની લાગણી, તે સાથે ઉદાત્તભાવ અને પાટીદારના ગુણોની મહત્તા આ ભાઈશ્રીના કુટુંબમાં જે દેખાઈ આવે છે તેવી ભાગ્યે જ બીજા આગળ વધેલા પાટીદાર જ્ઞાતિના કુટુંબોમાં પ્રદર્શિત થાય છે. ખાનદાની પેઢી ઉતાર ચાલી આવે છે એ વાતની પ્રતિતી આ ભાઈશ્રીના કુટુંબમાંથી મળી આવે છે.

**તુલસીદાસ ભાઈનો** વિદ્યાભ્યાસ વધારે નહીં હોવા છતાં પોતાના ધંધાને સારી રીતે ખીલવી શક્યા તેનું કારણ પંદર વર્ષની નાની ઉંમરમાં જ ધંધાર્થે પરદેશ ગમન સ્વીકાર્યું. એટલી નાની વયમાં **આફ્રિકા** જેવા દૂર દેશમાં ત્રણ વર્ષ રહી આવ્યા. દેશમાં આવ્યા અને ફરીથી પાછા આફ્રિકા ગયા. પોતાના વડીલબંધુ (ભાઈશ્રી પ્રભુદાસ) સાથે **વિલાયત** રહ્યા અને ત્યાં રહીને કાપડના ધંધાને લગતો અનુભવ મેળવ્યો. દેશમાં આવીને કટપીસનો ધંધો શરૂ કર્યો. મુંબઈમાં પેઢી ખોલી અને પરમાત્માએ તેમના ધંધામાં સારી બરકત મુકી. જેમ જેમ આર્થિક સ્થિતિ સુધરતી ગઈ તેમ તેમ પોતાની આવકમાં સ્નેહીઓ અને જ્ઞાતિનો પણ કંઈક ભાગ છે એવી ભાવના પણ સાથે સાથે વધતી જ આવી ! જ્યારે જ્યારે જ્ઞાતિના વિદ્યાર્થીઓ તેમની મદદ માગવા જાય ત્યારે આપે જ ! કોઈને નિરાશ નહીં કરવો - સ્થિતિ પ્રમાણે કંઈક આપવું જ એ તેમની ઉદારવૃત્તિની વ્યાખ્યા ! **વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ** આપવામાં તો ના કહેવાય જ નહિ ! “જ્ઞાતિની સંસારિક સ્થિતિ સુધરે તો સારું” એ વાતનો જાપ સ્નેહીઓમાં જપાતો હોય તેમાં પણ એટલી જ ઉત્કંઠા ! અને જ્યારે કચ્છ વિભાગના પીરાણાપંથી ભાઈઓની વાત આવે કે તરત જ તેમને એ પંથની રાહે જતા અટકાવાનો પ્રયત્ન કરવા સ્નેહીઓને આગ્રહપૂર્વક ભલામણ કરે. પોતાથી બનતી મદદ આપવાની ઉત્સુકતા તો એમના રૂવે રૂવે દેખાઈ આવતી હોય. કચ્છ વિભાગની આ પરિષદની ત્રીજી બેઠક જ્યારે મુંબઈ ખાતે ભરવાની નક્કી થઈ ત્યારે મેમ્બરો પાસેથી ફી લેવી નહિ - એ વાતની ભલામણ પણ એમણે જ કરેલી અને પરિષદના ખર્ચનો મોટો ભાગ પણ એ ભાઈશ્રીએ જ ઉપાડી લીધો ! કોઈ પણ વિભાગના જ્ઞાતિ ભાઈની ઉન્નતિ પ્રત્યે લાગણી ધરાવાનો આ કરતાં બીજો વિશેષ પુરાવો શું હોઈ શકે? પીરાણાના અધર્મયુક્ત પંથને પાટીદાર જ્ઞાતિમાંથી નિર્મુળ કરવાના શુભ કાર્યમાં તેમની અપાર ઉત્કંઠા જોવામાં આવી અને જે પ્રકારે કચ્છ વિભાગની ઉન્નતિ અર્થે મદદ કરી શકાય તે પ્રકારે અમે જ્યારે જ્યારે માગી ત્યારે ત્યારે આપીને તે ભાઈશ્રીએ આપણા કચ્છ વિભાગના ભાઈઓને મોટા ઋણી બનાવ્યા છે. **પરમકૃપાળુ પરમાત્મા ભાઈશ્રી તુલસીદાસને સહકુટુંબ દીર્ઘાયુષ્ય બક્ષો** અને જ્ઞાતિ હિતના અનેક કાર્યો તે ભાઈશ્રીના કુટુંબ હસ્તક થાઓ એવી શુભેચ્છા વડે અત્રે વિરમીશું.

**સેક્રેટરી શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદ**

# ઉદારચિત્ત પાટીદાર બંધુ



મુ.વલ્લભદાસ નરોતમદાસ ધર્મજવાળાના પુત્રરત્ન

## ભાઈશ્રી તુલસીદાસ - મુંબઈ

॥ श्री उमादेव्या कृपास्तु ॥

# શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદ

**ત્રીજી બેઠક મુંબઈ (ઘાટકોપર)**

**તા.૧૮મી એપ્રિલ ૧૯૨૪, ચૈત્ર સુદ ૧૪ સંવત ૧૯૮૦**



એક વાતને ઝાલ્યા પછી તેને નહીં છોડવાની ટેવ માટે તો આજે પણ આપણી કોમ પ્રખ્યાત છે. આ ટેવ કેટલીક વખતે સદ્‌ગુણ દેખાય છે પરંતુ સારા માઠા પરિણામનો વિચાર કર્યા સિવાય ઝાલી વાતને છોડવી નહિ એ તો દુર્ગુણ જ કહેવાય. દુર્ગુણરૂપે થઈ પડેલો જાતિ સ્વભાવ આપણા દુઃખનું જ કારણરૂપ થઈ પડ્યો છે. પહેલાંના ઉદ્યોગી અને સહનશીલ સ્વભાવના વડીલોએ ગુજરાતના ઉજ્જડ પ્રદેશને ફળદ્રુપ બગીચા સમાન બનાવી દીધો અને તેમના ઉદાત્ત સ્વભાવે અનેક જાતિઓને ગુજરાતમાં રહેવાના સ્થાન કરી આપ્યા અને પ્રજાને નિર્ભય કરી મુકી. એક વાતને ધર્મ કે ફરજ તરીકે માની લીધા પછી તેને છોડાય જ નહિ એ પ્રકારની માન્યતા તેમનામાં દ્રઢીભૂત થઈ ગયેલી. જેટલા ઉદ્યોગી એટલા જ નિર્ભય, જેટલા ઉદાત્ત એટલા જ ભોળા, એટલે સ્વાર્થીવર્ગની નીચ યુક્તિઓ તરફ લક્ષ નહીં આપવાની બેદરકારી કિંવા અજ્ઞાન પણ એટલું જ. તેમનું એ અજ્ઞાન અથવા ઝાલ્યું નહીં છોડવાની ટેવ, ભવિષ્યની પ્રજા માટે મોટા દુર્ભાગ્યની વાત થઈ પડી. સાચો હિન્દુધર્મ પીરાણા પંથ જ છે એવી તેમની માન્યતાએ ગુજરાતની પ્રિય ભૂમિ અને કુટુંબ સુદ્ધાંતનો પણ ત્યાગ કરાવ્યો ! જાત ભાઈઓથી તેમને વિખુટા પાડી કચ્છ પ્રદેશ જેવા ઉજ્જડ અને એકાંત સ્થળે તેમને ઘસડી જવામાં યુક્તિબાજ પુરૂષો ફાવ્યા. હિન્દુઓને મુસલમાની રાહત ઉપર ચડાવી પોતાનું પેટ ભરવાનો ધંધો લઈ બેઠેલા એ પંથના ચાલકોને કણબીઓને મુંડવાની ઉત્તમ પ્રકારની સોઈ કચ્છમાં પ્રાપ્ત થઈ. સૈયદો અને તેમના એજન્ટ કાકાઓનું કણબી જાત ઉપર સામ્રાજ્ય શરૂ થયું. તેમને ભ્રષ્ટ કરવાની પ્રયોગશાળાઓ - ખાનાઓ સ્થપાયાં. ખાનાના મુખીઓ અને નાતના આગેવાનોને, સૈયદો તેમજ કાકાઓએ એવા તો ભ્રષ્ટ કરી મુક્યા કે તેઓ ઉંચું માથું જ કરી શકે નહિ, એટલે તેઓ પણ ભોળા અને ધર્માંધ જાત ભાઈઓને મુંડવામાં કચાસ રાખે ખરા કે? આ ભ્રષ્ટાચારનું એ પરિણામ આવ્યું કે જ્ઞાતિમાંથી દેશવટે આવેલા આ કણબી વિભાગે કણબી નામને પણ દેશવટો આપવાની શરૂઆત કરી, તે દુઃખદાયક વસ્તુસ્થિતિએ ધીરે ધીરે એવું ગંભીર સ્વરૂપ ધારણ કર્યું કે જ્ઞાતિમાં પટલાઈ કે ગેઢેરાપણું કરનારા જ “ભુખી કૂતરી ભોટીલાં ખાય” એ પ્રમાણે કરવા લાગ્યા? તેમનો શબ્દ એજ કાયદો, તેમનો હુકમ એનું નામ જ ન્યાય ! નિર્દોષ માણસ દલીલ કરે એનું નામ મોટો ગુન્હો અને તે ગુન્હાની સજા પણ એકલા દલીલ કરનારને જ થાય કે ! ના, તેના આખા કુટુંબને.

દરેક વાતની હદ હોય છે તેમ આગેવાનોની સત્તાને પણ હદ હોવી જ જોઈએ. આગેવાનો તો આંધળા થઈને પોતાની સત્તાની મર્યાદા આંકે નહિ છતાં જાતે હિન્દુ હોવાનો દાવો કરનારા અને મોટા મોટા બિઝનેસ કરીને કરાંચી અને મુંબઈ જેવા સ્થળે પ્રખ્યાતી પામેલા કણબી ભાઈઓ પણ એ આગેવાનોની સત્તાની કંઈક હદ હોય એવું સમજેલા નહિ. ઉપરાંત મોટી મોટી રકમોના લાગા ભરી સૈયદો અને કાકાઓની પ્રીતિ સંપાદન કરવાનો અને ગેઢેરાઓને રાજી રાખવાનો વિશેષ પાઠ ભજવવામાં જ પોતાનું હિત સમજેલા. તેમનું આ ગાડરપણું તો બિચારા

પછાત વર્ગના ભાઈઓ ઉપર જુલમ ગુજારવા માટે આગેવાનોના હાથમાં એક શસ્ત્ર સમાન થઈ પડેલું. આજે પણ એમ જ છે. હિન્દુ હોવાનો દાવો કરનારની જાતને હિન્દુપણામાંથી ભ્રષ્ટ કરનારી ગોળી ગળવી પડે એ દુગ્ધા કંઈ ઓછી કહેવાય? મુંબઈ કરાંચી જેવા સ્થળે કણબી જ્ઞાતિના વીર સંતાનો માટે નીચું જોવડાવનારા સંયોગો બને એ વાત સમજુ ભાઈઓથી તો કેમજ સહન થાય? જ્યારે હિન્દુપણાના સંસ્કારો પણ એક કણબી નાતમાં કણબીના પેટે જન્મેલા સંતાનમાંથી નષ્ટ થાય ત્યારે તો વરસાદ પણ કેમ આવે? જ્યારે એ સંસ્કારોથી વિભુષિત થયેલા અંતઃકરણમાં આ દુઃખી વાતની અમુઝણ ઉત્પન્ન થઈ ત્યારે કેટલાક વીર પુરૂષો કચ્છ વિભાગમાં પણ જાગ્યા. પીરાણાપંથને જ્ઞાતિમાંથી નાબુદ કરવાની ઈચ્છા તો ઘણાં વર્ષોથી સમજુ પુરૂષોમાં ઉત્પન્ન થયેલી પરંતુ તે વેળાની ઈચ્છા એ કંઈ સાચી ધગશ નહોતી અને જેને એ ધગશ લાગેલી તે કંઈ બેસી પણ રહેલા નહિ. પરંતુ મંડળોની સ્થાપનાએ જ્ઞાતિ સુધારાનું સ્વરૂપ ખડું કર્યું અને એ મંડળોના સંચાલકોએ જ કચ્છ વિભાગની પરિષદને પણ જન્મ આપ્યો.

પરિષદ ભરવાના વિચાર કરવાથી જ કંઈ પરિષદનું સ્વરૂપ ખડું થઈ જતું નથી, પરંતુ વિચારને અમલમાં મુકતાં જે મુશ્કેલીઓ ઉભી થવાની હોય તેને પહોંચી વળવાની પણ કાર્યવાહકોએ તૈયારી કરવી પડે છે. એ તૈયારી જ્યાં ન થઈ શકી હોય ત્યાં પરિષદનો ઉદ્દેશ પણ ઘણી વખતે ગર્ભમાં જ રહી જાય છે. સને ૧૯૨૦માં કરાંચીના યુવકમંડળે પરિષદ ભરવાનું સાહસ ખેડ્યું. પરિષદની બેઠક રાજાભાઈ શામજી ધોળુના પ્રમુખપદે થઈ. કેટલાક ઠરાવો પણ કર્યા, છતાં પરિષદ ભરવા પહેલાં કરાંચીનું વાતાવરણ પોતાને અનુકૂળ બનાવી લેવાની વાત કોઈને સમજાયેલી નહિ. પ્રમુખસાહેબે ભાષણ કર્યું તે પણ ધ્રુજતે પગે અને અમુક અપવાદ સિવાયના વક્તાઓએ ઠરાવોને ટેકો આપ્યા તે પણ બ્હીતે બ્હીતે. પરંતુ એટલું તો થયું જ કે જ્ઞાતિ સુધારાની ધગશ રાખનારા કરાંચીવાસી ભાઈઓમાં કંઈક નવું જીવન આવ્યું. આગેવાનોના જુલમ અને સત્તાના દોરને તેઓ કોઈ રીતે ઢીલો પાડી શક્યા નહિ, તેમ તેમનાથી ડરી જઈને સુધારાની હીલચાલને છોડી દેવાની ભીરૂતાને પણ તેઓ વશ થયા નહિ અને બીજી બેઠક પણ તેમણે જ સને ૧૯૨૨માં કરાંચીમાં ભરી.

પીરાણાપંથના ત્યાગ સિવાય જ્ઞાતિની ઉન્નતિ કોઈ કાળે સંભવે તેમ નથી અને એનો ત્યાગ કરવામાં જેટલો વિલંબ થાય તેટલું મુમનાપણું પણ જ્ઞાતિમાં વધારે ફેલાય એ વાત પરિષદની બેઠકમાં નક્કી થઈ ચૂકી. પરંતુ જ્યાં સુધી દેશમાં રહેલા આગેવાનો જ્ઞાતિહિતનો વિચાર કરતા થાય નહિ ત્યાં સુધી સુધારકોને ઊંઘ કેમ આવે? એટલે દેશમાં જ પરિષદની ત્રીજી બેઠક ભરવાની વાતે સુધારકોનું ધ્યાન ખેંચ્યું. છતાં પરિષદના કાર્યવાહકોની એ જ્ઞાતિસુધારાની ધગશ ઉપર આગેવાનોના ભૂતે વિજય મેળવ્યો. દેશમાં પરિષદ ભરવાની વાત તેમને મુલત્વી રાખવી પડી. પરિષદ ભરવા માટે દેશનું વાતાવરણ અનુકૂળ કરવા પુરતી ફુરસદના અભાવે સુધારકો કંઈક મોળા પડી ગયા. એ શક્તિનો અભાવ એટલે કંઈ ગેઢેરાઓનો ભય નહિ પરંતુ આર્થિક સ્થિતિને પહોંચી વળવાની અશક્તિ ! મોટા બિઝનેસો ખેડીને પેલા તળીઆ ઝાટક ગંગવાને કોરીઓથી ઊભરાવી દેવાની ઉમેદવાળાની સંખ્યા કંઈ ઓછી નથી, છતાં જ્ઞાતિના શિરે જે કલંક તેમને દેખાય છે તે દુર કરવા અર્થે પૈસા ખર્ચવાની વાત આવે કે તરત જ તેમને ગરીબાઈ દેખાડતાં શરમ આવતી નથી ! જ્ઞાતિ સુધારાની હીલચાલે ઘણા ભાઈઓને પેલા દોકડા ભરવાના ભયમાંથી મુક્ત કર્યા છે છતાં એ દોકડાની બચતનો કંઈક ભાગ પણ સુધારાની હીલચાલમાં આપતા

ખચકાય છે ! ગરીબ વર્ગનો ફાળો હંમેશાં મોટો હોય છે, વળી પરિષદની બેઠકમાં હાજરી આપવી જોઈએ એ વાતને તેઓ ફરજ તરીકે સમજે છે એટલે મુંબઈ કે કરાંચીના માયાપતિઓ કરતાં આ પછાતવર્ગ કોઈ રીતે જ્ઞાતિ હિત સાધવાના શુભ કાર્યમાં કોઈથી પછાત રહી જાય તેવો નથી તો પણ કેટલાક પ્રમુખો અને કાર્યવાહકો એમ સમજે છે કે જાણે આપણે જ બધો ભાર ઉપાડીએ છીએ ! જનસ્વભાવની એ પણ એક વિચિત્રતા સિવાય બીજું શું કહી શકાય ! દેશ છોડી ધંધાર્થે બહાર નીકળનાર ભાઈઓની સંખ્યા મુંબઈ કરતાં કરાંચીમાં વિશેષ છે છતાં ત્રીજી બેઠક પણ કરાંચીમાં જ થાય તો પોતાનો ગૃહસ્થ વર્ગમાં ખપાવતા મુંબઈવાળા ભાઈઓની તો અવશ્યે નીચું જોવાનો જ પ્રસંગ આવે. પીરાણાપંથી અજ્ઞાન ભાઈઓ માટે તો શું કહેવાય ! પરંતુ જ્ઞાતિ હીતનો વિચાર કરનારા કે પોતાના ભાઈઓની હિન્દુપણામાંથી ચલિત થતા જોઈ જેને દુઃખ થતું હોય એવા ભાઈઓને પરિષદની બેઠક મુંબઈમાં ભરવાનો વિચાર કર્યા સિવાય ચાલે જ કેમ ! **"સ્વધર્મવર્ધક મંડળ"**ના ભાઈઓએ છેવટે પોતાનો ઉદ્દેશ સમજી મુંબઈમાં કચ્છવિભાગની પરિષદ ભરવાની ગોઠવણ કરી કે તરત જ મુંબઈના " જ્ઞાતિ સુધારક યુવક મંડળે " એ વાત ઉપાડી લીધી.

પરિષદ ભરવાની વાતનો સ્વીકાર કર્યા પછી તેના કાર્યની શરૂઆત કેમ કરવી અને તેના અંગે પોતાના શીરે જે ફરજ આવે તે કેવી રીતે અદા કરવી એ કરાંચીના યુવકોની માફક મુંબઈના યુવકોને શીખવાની જરૂર નહોતી તેમજ જ્ઞાતિ સેવાની ધગશ તેમનામાં ઉત્પન્ન કરવાની પણ કંઈ આવશ્યકતા નહોતી. મંડળના નેતાઓએ જ્ઞાતિ સેવા બજાવાનો પ્રસંગ પોતાના જ આંગણે આવેલો જોઈ બુદ્ધિનો સારો ઉપયોગ કર્યો. તેઓ જેમને પોતાના ગુરૂ કિંવા વડીલ સમજે છે તેવા "સ્વધર્મ વર્ધક મંડળ"ના ભાઈઓ ઉપર પરિષદના કાર્યનો સઘળો ભાર મુક્યો અને પોતે માત્ર સેવાધર્મ જ સ્વીકાર્યો. આ પ્રકારની યોગ્ય ગોઠવણથી પરિષદના કાર્યની શુભ શરૂઆત થઈ. પરિષદનું પ્રમુખપદ સ્વીકારવા માટે વિરમગાળવાળા દેસાઈ શ્રી ચંદુલાલભાઈ વિનંતી કરવામાં આવી અને તેમણે એ વાત પોતાનો ધર્મ સમજીને સ્વીકારી. નીચે જણાવેલા ભાઈઓની પરિષદના કાર્ય માટે એક કમિટિ નીમવામાં આવી.

**સ્વાગત કમિટિના મેમ્બરો**

| | | | |
|---|---|---|---|
| ૧. વિશ્રામભાઈ દેવજી પ્રમુખ | વીરાણી | ૧૨. ભાઇ રામજી કાનજી | ઘડુલી |
| ૨. ભાઈ નારાયણજી રામજી મિસ્ત્રી | વીરાણી | ૧૩. ભાઇ માધા ભીમજી | ખોંભડી |
| ૩. રતનશીભાઈ કરસન | ગઢશીશા | ૧૪. ભાઇ લધા વિશ્રામ | વીરાણી |
| ૪. વાલજીભાઈ રામજી | વીરાણી | ૧૫. ભાઇ નાનજી ભાણજી | ગઢશીશા |
| ૫. નાયાભાઈ શીવજી | વીરાણી | ૧૬. ભાઇ રામજી કાનજી | મઉ |
| ૬. ભાઈ જીવરાજ ખીમજી | વીરાણી | ૧૭. ભાઇ માણેકલાલ ગોવિંદલાલ | મુંબઇ |
| ૭. ભાઈ રતનશી ખીમજી સેક્રેટરી | વીરાણી | ૧૮. ભાઇ કરસન મુળજી | પાનેલી |
| ૮. ભાઈ નાનજી દેવજી | વીરાણી | ૧૯. ભાઇ મેગજી ખેતા | |
| ૯. મુખી કાનજી કેસરા | દયાપર | ૨૦. ભાઇ રામજી રાજા | વીરાણી |
| ૧૦. ભાઈ નારણ રૈયા | દયાપર | ૨૧. ભાઇ લધા વીરજી | નખત્રાણા |
| ૧૧. ભાઈ ડાહ્યા રૈયા | દયાપર | ૨૨. ભાઇ મગનલાલ ગોવિંદલાલ | અમદાવાદ |

પરિષદ ભરવાની જાહેર ખબરે ઘણા ભાઈઓના દિલને પીગળાવી નાંખ્યું. પીરાણાપંથ એ હિન્દુધર્મ નથી એવી ખુલ્લી ચેલેન્જે અન્ય જ્ઞાતિઓનું પણ ધ્યાન ખેંચ્યું એટલે પરિષદના કાર્યવાહકોએ દરેક સ્થળે દરેક પ્રસંગે બહારથી જોઈએ તેવી મદદ મળવાના દિલાસા મળવા લાગ્યા. પરિષદની બે બેઠકો થઈ ચુકેલી છતાં તેનો ઉદ્દેશ કે નિયમો જેવું કોઈ બંધારણ નક્કી કરવામાં આવેલું નહિ હોવાથી તે કરી લેવાની જરૂર ઉભી થઈ તેમજ પરિષદના અંગે કરવાના બીજાં કાર્યોની પણ ગોઠવણ કરવાની હોવાથી તા.૧૦-૪-૨૪ના રોજ યુવક મંડળે રા.મગનલાલભાઈના પ્રમુખપણા નીચે એક મિટિંગ બોલાવી. તેમાં પરિષદનું બંધારણ ઘડવાનું કાર્ય રા.નારાયણજીભાઈ રામજીભાઈ મિસ્ત્રીને સોંપવામાં આવ્યું, મંડળને લગતું કાર્ય રતનશીભાઈ કરસનને અને રસોડાને લગતું કાર્ય રા.વાલજી રામજીભાઈને સોંપવામાં આવ્યું. તેમજ ભાઈ રામજીભાઈ રાજા વગેરે સ્વયંસેવકો તરીકે પરિષદના કાર્યમાં મદદ કરવાની ખાત્રી આપી અને બીજે દિવસે પરિષદ ભરવાની જગ્યાએ જ, રા.નારાયણજીભાઈ તરફથી ઉદ્દેશ અને નિયમોવાળું જે બંધારણ રજુ કરવામાં આવે તેના ઉપર વિચાર ચલાવવા મેમ્બરોએ એકઠા થવું એવા નિર્ણયના અંતે મિટિંગ બરખાસ્ત કરવામાં આવી હતી.

ઠરાવ પ્રમાણે બીજે દિવસે એટલે તા.૧૧-૪-૨૪ના રોજ રાતના આઠ વાગે સભાસ્થાને પરિષદના મેમ્બરોની એક મોટી સભા મળી તે પ્રસંગે રા.નારાણજીભાઈ રામજીએ પરિષદના ઉદ્દેશ સાથે નિયમોવાળો એક ખરડો રજુ કર્યો જે સર્વે ભાઈઓને વાંચી સંભળાવ્યા બાદ તેના ઉપર જે જે ભાઈઓને જે કંઈ બોલવું હોય તે એક પછી એક કહી સંભળાવાની પ્રમુખ તરફથી સુચના કરવામાં આવી. ઉદ્દેશની કલમો ઉપર સારી રીતે ચર્ચા થઈ. સુચનાઓમાં ગેરસમજુત કે વધતુ ઓછું દેખાવાની ખામી જણાતી ત્યાં પ્રમુખ અથવા રા.નારાયણજીભાઈ તરફથી ખુલાસો કરવામાં આવતો. છેવટે સઘળા ભાઈઓના સંપૂર્ણ સંતોષ વચ્ચે સદરહુ ખરડો પસાર કરવામાં આવ્યો અને અંગીકરણ પત્રો ઉપર જે ભાઈઓ પોતાની સહી કરે તેઓ જ પરિષદના મેમ્બર ગણાય એ વાતનો નિર્ણય થયા પછી મધ્ય રાત્રે મિટિંગ બરખાસ્ત થઈ હતી.

પરિષદનો દિવસ નજદીક આવતો હોવાથી સભામંડપ અને રસોડાનો માંડવો તૈયાર કરવાનું કામ શેઠ વેલજીભાઈ શીવજીના કમ્પાઉન્ડમાં તાકીદે હાથ ધરવામાં આવ્યું હતું. મેમ્બરોની બેઠક જાજમ ઉપર રાખવી કે ખુરશીઓ ગોઠવવી અને પુલપીટનો ચોતરો બનાવવો કે નહિ, તેમજ મંડપને ખાદીથી શણગારવાના પ્રશ્નોએ ઘણા ભાઈઓનું ધ્યાન ખેંચ્યું હતું. ખાદી જ વાપરવાનો આગ્રહ ખર્ચને પહોંચી વળવાની અશક્તિના કારણે જતો કરવામાં આવ્યો હતો. સેવા સમિતિમાંથી મળી આવે તેટલી ખાદી જાજમોના ઉપયોગ તરીકે લાવવી અને મંડપ બાંધવાનું કંતાન તથા કપડું સસ્તામાં સસ્તું મળે તે ખરીદી લેવાનો નિર્ણય થયો હતો. પુલપીટનો ચોતરો તૈયાર હતો તેમાં સહેજ ભરણી કરીને આગળના ભાગમાંથી વધારી લઈ વચ્ચે પગથી બનાવી હતી. તેમજ રસોઈ ઘર તથા જમવા બેસવાનો માંડવો પણ મંડપની બાજુમાં જ બાંબુ અને કંતાનથી બનાવી લેવામાં આવ્યો હતો. મંડપ બહુ વિશાળ બાંધવામાં આવ્યો હતો અને તેજ પ્રમાણે પુલપીટનો ચોતરો પણ ઘણો મોટો હોવાથી લગભગ ૧૫૦ ખુરશીઓની બેઠક તેના ઉપર કરવામાં આવી હતી. મધ્યસ્થળે પ્રમુખ સાહેબની બેઠક અને તેની બંને બાજુમાં તથા પાછળના ભાગમાં સંભવિત ગૃહસ્થો, બહારગામથી આવેલા ભાઈઓ તથા કાર્યવાહકો અને વક્તાઓ તેમજ રીપોર્ટરોને માટે ટેબલ ખુરશીઓની સગવડ રાખવામાં આવી હતી. સ્ત્રી વર્ગ માટેની ગોઠવણ પણ કરવામાં આવી

હતી, પુલપીટની પગથી પાસેના સુંદર સ્તંભો ઉપર એક તરફ વિરમગામવાળા જ્ઞાતિ ભક્ત સ્વ.દેસાઈ **શ્રી અમરસિંહજીની** અને બીજી તરફ આપણા કચ્છ વિભાગની ધાર્મિક ઉન્નતિ માટે જીવનપર્યંત કાળજી ધરાવી પુરૂષાર્થ કરનાર સ્વ.રામેશ્વરજી મહારાજની છબીઓ ગોઠવવામાં આવી હતી જે સઘળા ભાઈઓનું ધ્યાન ખેંચી રહી હતી. લો.મા.**તિલક મહારાજ** અને **મહાત્માજીની** છબીઓ પણ પુલપીટ ઉપર ઘણા યોગ્ય સ્થળે શણગારવામાં આવી હતી. પ્રમુખ સાહેબની ટેબલ પાસે કરેલી શ્રીફળદેવીની સ્થાપના અને તેના ચરણમાં ગોઠવેલી ધર્મકર્મવીર અદ્વિતીય જ્ઞાતિ ભક્ત **સ્વ.પુરૂષોત્તમભાઈ** તંત્રીની સાદી અને નાનકડી છબી જ્ઞાતિ ભાઈઓને સ્વધર્મ કર્મનું ભાન કરાવી રહી હતી. તે સિવાય મંડપની શોભામાં વૃદ્ધિ કરવા મુદ્રા લેખો અને કાગળના તેમજ આસોપાલવના હાર તોરણોનો છુટથી ઉપયોગ કરવામાં આવ્યો હતો.

## તા.૧૮-૪-૨૪નો પહેલો દિવસ

બહાર ગામથી આવનારાઓનો મોટો ભાગ કરાંચીથી આગબોટ મારફતે બેઠકના આગલા દિવસે જ આવી ગયો હતો તેમજ ગુજરાતમાં પણ જે ભાઈઓને આમંત્રણ આપવામાં આવેલા તેઓ પૈકી ઘણા ખરા અગાઉથી આવી ગયા હતા. કેટલાક ભાઈઓ માટે ઉતારાની ગોઠવણ કાર્યવાહકોએ પોતામાં જ કરી લીધી હતી અને સગવડની ખાતર મંડપની બાજુએ બનાવવા આવેલા માંડવામાં બહારગામથી આવેલા ભાઈઓના મોટાભાગને ઉતારો આપવામાં આવ્યો હતો. સરભરા બદલ કોઈ પ્રકારની ફી રાખવામાં આવી નહતી તેમજ બનતાં સુધી કોઈ પ્રકારનું ફંડ પણ કરવું નહિ એવી કાર્યવાહકોની સમજુતી હોવાથી દરેક કાર્ય વિચારપૂર્વક કરવાની જરૂર પડી હતી. પરિષદના કાર્યને દીપાવવા સ્વયંસેવકો રાતદિવસ મહેનત કરી રહ્યા હતા. મંડપ અને ફરતી જગ્યાને સભાસ્થાન જેવું દેખાડવામાં તેમણે સારો પરિશ્રમ લીધો હતો. પરિષદની જાહેરાતના છાપાં ઘાટકોપરના દરેક રસ્તે ચોંટાડવામાં આવ્યા હતા. તેની અન્ય જ્ઞાતિના ગૃહસ્થવર્ગમાં બહુ સારી અસર થઈ હતી. ઘાટકોપરની વસ્તીનો ઘણો મોટો ભાગ કચ્છ દેશનો જ વતની હોવાથી પોતાના દેશભાઈઓમાં પછાત રહી ગયેલી કોમની ધાર્મિક ઉન્નતિની હીલચાલ તેમને બહુ પ્રિય લાગતી હતી. ઘણા ગૃહસ્થોએ આમંત્રણો સ્વીકારતી વખતે પોતાની બનતી દરેક પ્રકારની મદદ આપવાનો ઉત્સાહ બતાવ્યો હતો જે કાર્યવાહકોને પોતાના ઉદ્દેશમાં દ્રઢ કરી જ્ઞાતિમાંથી પીરાણાપંથને નાબુદ કરવાની હીલચાલમાં મદદ રૂપ થઈ પડ્યો હતો. બેઠકનો સમય બપોર પછીનો રાખવામાં આવ્યો હતો. ઠરાવ મુજબ પરિષદનો ઉદ્દેશ અને નિયમો સાથે છાપેલાં અંગીકરણ પત્રો તૈયાર રાખવામાં આવ્યા હતા. જેના ઉપર સહીઓ કરીને ઉદ્દેશ અને વિષયોથી વાકેફ થઈ જ્ઞાતિ ભાઈઓએ પરિષદના મેમ્બર તરીકે પોતાના નામ નોંધાવાની શરૂઆત કરી હતી. સભા સમયે એટલે લગભગ બે વાગે પ્રમુખ સાહેબને લેવા માટે સ્વયંસેવકોની ટોળી સાથે કેટલાક કાર્યવાહકો અને મુખ્ય મેમ્બરો તેમને મકાને ગયા હતા. ત્યાં પ્રમુખ સાહેબ તરફથી તેમનો સત્કાર કરવામાં આવ્યા બાદ એક સરઘસના રૂપમાં સઘળા સભાસ્થાને આવી પહોંચ્યા હતા.

શ્રી ઉમિયા માતકી જયના પોકારો વચ્ચે મંડળના સિંહદ્વાર ઉપર સ્વાગત મંડળના પ્રમુખ તથા પરિષદના મેમ્બરોએ પ્રમુખ સાહેબને વધાવી લીધા હતા. સભાજનોએ પોતાની જગ્યા લીધા બાદ પૂર્ણ શાંતિ સ્થપાઈ ગઈ હતી. સંગીતના સાધનો સાથે સ્વયંસેવકો અને કેટલાક મેમ્બરોએ નીચે જણાવેલી શ્રી કુળદેવીની સ્તુતિ વડે પરિષદના કાર્યની શરૂઆત દર્શાવનારું મંગળાચરણ કર્યું હતું.

(કલ્યાણની સાખી)
**સુખદાતા સતી પાર્વતી. દુઃસહ દુઃખ હરનાર,**
**સુખ સંપતિ દો ભગવતી, વરદાઈ છો ઉદાર,**
**સેવક જન રંજન સદા, સુખ દુઃખના આધાર,**
**અમર સમરતાં સહાય હો, નમું હું વારંવાર.**
**સફળકૃતિ કર માતુ હે મ્હારી,**
**સુમતિ પ્રેરક સદાયે દયાળી... ટેક.**
**જ્ઞાતિ હિત ચિત સ્થિર કરી સ્થાપો,**
**ઈચ્છું ભવાની કૃપા એ તારી... સફળ.**
**અધમ ઉધ્ધારક જ્ઞાતિ કે ગંગા,**
**ઉભય શિવા નહિ અન્ય હિતકારી... સફળ.**
**દ્રઢિભૂત છે એ મંત્ર જ મ્હારો,**
**સાધક તેનો અમર સુખાળી... સફળ.**

ફુલ, ધૂપ દીપ અને અબીલ અર્ગજાથી કરવામાં આવેલી શ્રી કુળદેવીની સ્થાપના પછી ગાવામાં આવેલી આ સ્તુતિએ સભાજનોના હૃદયપ્રદેશમાં ધાર્મિક ભાવની ઝાંખી ખડી કરી હતી. ખાંનાઓના ભૂતને દફનાવી પોતાની જાતિ ધર્મને અનુસરવાની ભાવનાઓ આવા આવા પ્રસંગ વડે ઉત્પન્ન કરી શકાય છે એ વાતનો કાર્યવાહકોને બરાબર ખ્યાલ હોવાથી મંગળાચરણની જમાવટ કરવાની સારી તૈયારી કરેલી હોય એવું દેખાઈ આવતું હતું. સ્વા. કમિટિના પ્રમુખ વિશ્રામભાઈ દેવજીએ પરિષદના કાર્યની શરૂઆત કરતાં સઘળા ભાઈઓનું સ્વાગત કરનારું અને જ્ઞાતિ હીત સાધવાની જરૂરિયાત દર્શાવનારું નીચે જણાવેલું ભાષણ કર્યું હતું.



## સ્વાગત મંડળના પ્રમુખ શ્રીયુત વિશ્રામભાઈ દેવજી પટેલ વીરાણીવાળાનું ભાષણ

પતિતપાવની ગંગાસ્વરૂપ જ્ઞાતિના પ્રિય બંધુઓ, દેશપ્રેમી ભાઈઓ, પૂજ્ય માતાઓ અને વંદનીય બહેનો !

આપ ભાઈઓ અને બહેનો તેમજ દેશપ્રેમી અન્ય જ્ઞાતિના બંધુઓ આપણી જ્ઞાતિની ઉન્નતિ અર્થે જુદા જુદા સ્થળો જેવાં કે કચ્છ, કરાંચી, ગુજરાત અને સીંધ પ્રદેશ માંહેલા હૈદ્રાબાદ સિદ્ધાતપુર વિગેરે ઠેકાણેથી અતિ શ્રમ વેઠી ભારત વર્ષના મુગટરૂપ ગણાતા મુંબઈ શહેરના એક અંગરૂપ ઘાટકોપરમાં આપણી જ્ઞાતિની ત્રીજી પરિષદને ફતેહમંદ બનાવવા માટે અતિ શ્રમ વેઠી પધાર્યા છો એ જાણી મને ભારે આનંદ થાય છે. શિષ્ટાચારના સિદ્ધાંત પ્રમાણે અતિથિ સત્કારના નીતિમય નિયમ પ્રમાણે, આપ પધારેલા બંધુઓ અમારા મોંઘેરા મહેમાનોનો સત્કાર કરવાનું કામ અત્રેના અમારા જ્ઞાતિ ભાઈઓએ મને સોંપ્યું છે, જેથી હું મારી જાતને ભાગ્યશાળી માનું છું અને પધારેલા દરેક ભાઈઓ તેમજ બહેનોનો ઉપકાર માનું છું.

## જ્ઞાતિ બંધુઓને આવકાર

દેશપરદેશથી પધારેલ ભાઈઓને અભિનંદન આપવાના કાર્ય માટે હું એવું ઈચ્છતો હતો કે તે સ્વાગત કમિટિએ મારા કરતાં કોઈ વધારે લાયક ભાઈને સોંપવું જોઈતું હતું પરંતુ અત્રેના બધા ભાઈઓની ઈચ્છાથી આ આનંદમય કાર્ય બજાવવા માટે મારી જ પસંદગી કરી છે. ત્યારે એ કાર્ય હું અત્યંત આનંદીત થઈને બજાવવા તૈયાર થયો છું. ભુતકાળના આપણી અવનતિના અંધકારમય સમય તરફ મારી દૃષ્ટિ ફેરવું છું તો મને મારી શક્તિની અલ્પતાનું ભાન થાય છે. આજથી ચાર વર્ષ પહેલાં સને ૧૯૨૦ના અગસ્ટની તારીખ આઠમીએ આપણી જ્ઞાતિની પહેલી પરિષદ મળેલી. તે પરિષદના બાહોશ અને સામાજિક પ્રશ્નોને પુરતી રીતે જાણનાર સ્વાગત કમિટિના પ્રમુખ ભાઈશ્રી નાનજી પચાણ નાકરાણી તરફથી આપનું થયેલું સ્વાગત અને ત્યાર પછી સને ૧૯૨૨ના ઓક્ટોબર માસની તા.૭મીએ આપણી જ્ઞાતિની દ્વિતીષ પરિષદના સ્વાગત મંડળના પ્રમુખ માન્યવર ભાઈશ્રી ખેતાભાઈ ડોસા પોકાર ગામ નખત્રાણાવાળા તકરફથી એક સારા વિદ્વાનને શોભે તેવું આપનું થયેલું સ્વાગત એ તમો પધારેલ ઘણા ભાઈઓ તેમજ બહેનો જાણો છો. ઉપરોક્ત પ્રસંગોએ જેમ યોગ્યતા સ્વમાન અને નિયમો જળવાયા છે તેમજ આ પ્રસંગે પણ થવું જોઈએ પરંતુ તે ભાઈઓની વિશાળ બુદ્ધિ અને સાધનોની સગવડતાના પ્રમાણમાં અમારાથી કંઈ બની શક્યું નથી. તો પણ હાલના જમાનાને અનુસરીને તમારા સુખ સાધનો માટે જે કંઈ ગોઠવણો કરવામાં આવી છે તેમાં ન્યુનાધિક દેખાય તો તમો સજ્જનો મનમાં ઓછું નહીં આણતાં સંતોષ માનશો એવી આશા છે.

આપણી જ્ઞાતિ ઉન્નતિના આ મહાન કાર્યમાં સહાયતા કરવાના ઉદ્દેશથી અત્રે પધારવામાં રસ્તાઓની હાડમારીઓના દુઃખો ભોગવી જે શ્રમ અને તસ્દી લઈ અમારા આમંત્રણને માન આપી આપ પધાર્યા છો તે માટે હું આપને ધન્યવાદ આપ્યા વિના રહી શકતો નથી. આપે અત્રે પધારવામાં જો પોતાનું કર્તવ્ય અને ફરજ માની હોય તો આ કાર્યની સાફલ્યતા અને ફતેહની જરા પણ શંકા નથી. આ આપણી જ્ઞાતિના તૃતીય મહોત્સવમાં આ ભવ્ય જ્ઞાતિના મેળાવડામાં આપની આજની હાજરી અને ઉમંગ, પુરેપુરી ખાત્રી આપે છે કે કચ્છના કડવા પાટીદાર જ્ઞાતિના અભ્યુદયનો સૂર્ય ઉદય થયો છે.

## અત્રે એકત્ર થવાનો સબબ શો?

પ્રિય જ્ઞાતિ બંધુઓ અને દેશપ્રેમી ભાઈઓ ! આપણે જે અત્રે ભેગા થયા છીએ તે મુંબઈ શહેરની કે તેના પરાંઓની રમણીયતા જોવા નહીં તેમજ હુન્નર ઉદ્યોગ કે કળાની ખીલવણી અર્થે પણ આપનું ખાસ ભેગું થવું એમ પણ નથી. પરંતુ ભેગા થવાનું ખાસ કારણ તો એ છે કે આપણી કડવા પાટીદાર જ્ઞાતિમાં કેટલાક નઠારા રીતરિવાજો ઘર કરી બેઠા છે તેને નિર્મૂળ કરવા. તેમાં પણ કચ્છ તરફના કડવા પાટીદાર ભાઈઓ જે ધાર્મિક અધોગતિ ભોગવે છે તેને સન્માર્ગે દોરવા માટે જ આ પ્રયત્ન છે અને એ પ્રયત્ન સફળ કરવા માટે આપણી જ્ઞાતિના આપણા ગુજરાતી બંધુઓએ જે મહાન અને કીંમતી વખતનો ભોગ આપી આપણા હિતમાં તેઓએ પોતાનું હીત માન્યું છે એવા ભાઈઓની સલાહથી તેઓના બુદ્ધિબળથી આપણે આપણી કચ્છની જ્ઞાતિની અધમ દશા મટાડી શકીશું એવો સંપૂર્ણ મને વિશ્વાસ છે. આજે દુનિયામાં જે મોટી ઉથલપાથલ થઈ રહી છે, પ્રજા પ્રજા વચ્ચે હરિફાઈઓ ચાલી રહી

છે. તેવા પ્રસંગે આપણે માંહે માંહે લઢ્યા કરશું તો આપણું સ્થાન ક્યાં હશે? હાલમાં પણ આપણી સ્થિતિ કેવી કઢંગી અને લજ્જાસ્પદ છે તેને સુધારવા પ્રયત્ન નહીં કરીએ તો છેક જ છેલ્લી પાયરીએ આપણું સ્થાન શોભશે. માટે જ ઘાટકોપરના ભાઈઓએ આપને આમંત્રણ કર્યું છે તેની યાદ દેવરાવવાની ભાગ્યે જ જરૂર છે. આપણી જ્ઞાતિની સભાનો આ અપૂર્વ અવસર છે અને દરેક વિભાગોમાંથી આપણા બંધુઓ પધારેલા છે એટલે એકબીજાના વિચારો જાણી જ્ઞાતિમાં સુધારો કરવાનું સુલભ થઈ પડશે અને આપણું કાર્ય ઉત્તમ રીતે સાધી શકાશે. મુંબઈ ઘાટકોપરના વતનીઓ તરફથી મારે આપને જે કંઈ કહેવાનું છે તે હું હમણા ટુંકમાં જ કહીશ જેનો આપ દિલશોજી પૂર્વક વિચાર કરશો તો આપનો ઉચ્ચ હેતુ અવશ્ય પાર પડશે જ. આપણી પ્રગતિ એટલે છેલ્લા સોળ વરસથી આપણી જ્ઞાતિ સ્થિતિ સુધારવા તરફ આપણે ખાસ લક્ષ આપ્યું છે અને તેના પરિણામે ઘણા વરસોથી ચાલ્યો આવતો બાળલગ્નનો હાનીકારક રીવાજ આપણે કેટલેક અંશે સુધારી શક્યા છીએ. મોટી ઉંમરના દીકરા દીકરીઓના લગ્ન હજુ થોડાંક જ થયાં છે. તદુપરાંત લગ્ન જેવી અતિ ઉત્તમ ધાર્મિક ક્રિયા પીરાણાના પાખંડી મતના આધારે કચ્છ તરફ કરવામાં આવે છે તે ફક્ત ગયા લગ્નસરામાં જ્ઞાતિ સુધારકોની તનતોડ મહેનતના પરિણામે ચારસો લગ્ન વેદવિધિ અનુસાર થયાં છે. એ ફતેહ પણ ઘણી મોટી છે. જે પ્રમાણે જ્ઞાતિ હીત સાધવાનો ઉમંગભેર જુવાનીયાઓ હાલમાં જે મહેનત કરી રહ્યા છે. તેજ પ્રમાણે ચાલું રાખશો તો આવતા લગ્નસરામાં આપણી જ્ઞાતિના બાળકોના લગ્ન વેદવિધિ અનુસાર તમામના થશે. કુદરત મદદગાર છે. કચ્છના કહેવાતા જુલ્મી આગેવાનો પોતાના સ્વાર્થ માટે પીરાણા પંથ અને બાળલગ્ન જેવી અશાસ્ત્રોક્ત રૂઢીઓને પોષી રહ્યા છે તે હવે તેમનાથી રાખી રહે તેમ નથી. દુનિયાની તમામ પ્રજા બાળલગ્નને ધિક્કારે છે. પરંતુ તે બાળલગ્ન બાર અને ચૌદ વર્ષના છોકરાંઓનાં લગ્નને માટે કહે છે. આપણામાં તો બાળલગ્ન પણ શાનાં કહેવાય ! ચાલીસ દિવસના છોકરાઓના લગ્ન કરી નાંખતા આપણે શરમાતા નથી. ત્યાં બીજી જ્ઞાતિઓ દસ અને બાર વરસના લગ્ન કરી શરમાય છે તે માટે આપણે કેટલા પછાત છીએ તેનો વિચાર તમો સઘળા ભાઈઓ સભામાં કરશો.

## બાળલગ્નના કજોડાં

બાળલગ્નના પ્રતાપે કજોડાં થાય છે. ચાલીસ દિવસના છોકરાઓના જ્યાં લગ્ન થાય ત્યાં ઉંમરનું પ્રમાણ કેમ રહે ! કન્યા કરતા વર ઓછામાં ઓછો પાંચ વરસ મોટો હોવો જોઈએ એ ક્યાંથી બને? અરે તે સિવાય કચ્છમાં તો ઘણે ભાગે કન્યાઓ જ મોટી હોય છે અને તે લગ્નનું ટાંકણું ન ટળી જાય એટલા માટે વર કરતાં કન્યા બે ત્રણ વરસ મોટી હોય. એવા દરેક લગ્ને સેંકડો લગ્ન થાય છે અને તેના પરિણામો કેવા નઠારાં આવે છે તે આપણે આપણી સગી આંખે જોઈએ છીએ. એવા લગ્નોને બાળો જલાવી દો તો જ આપણી જ્ઞાતિનું ભલું થશે. એ નાલાયક બાળલગ્નના પ્રતાપે કજોડાં થાય, કજીયા કંકાશ વધે અને છેવટે છુટાછેડા કરવાના પ્રસંગો કંપારી છુટે તેવા પ્રમાણમાં થાય છે. આ વાતો દરેક સભાઓમાં પરિષદોમાં રસપૂર્વક ચર્ચાય છે. પરંતુ તેના કરતાં સંગીનપણે તેના ઉપાયો લેવાનો સરળ રસ્તો આપ સર્વે ભાઈઓની સંમતિથી પરિષદમાં ચર્ચાશે એવી હું આશા રાખુ છું.

## કન્યા વિક્રયની ક્રૂર પ્રથા !

કન્યાવિક્રય જેવી ક્રૂરઅને ઘાતક પ્રથા જો કે કચ્છ તરફ આપણી જ્ઞાતિમાં નથી તો પણ કોઈ બેનના કમભાગ્યે

રંડાપો પ્રાપ્ત થતાં તે કન્યાના માબાપો તો એક ત્રાંબીઓ પણ લઈ ન શકે પરંતુ વિક્રાળ કાળ જેવા આપણી જ્ઞાતિના ગેઢેરાઓ તો આવા પ્રસંગો શોધતા રહેતા જ હોય ! કન્યાના માબાપો સ્વતંત્ર રીતે સંબંધ કરી શકતા નથી અને જો કરે તો આગેવાનો કહેવાને તૈયાર જ બેઠા છે કે, "તમે કાંઈક છાનો કોટણપો કર્યો છે માટે આ સંબંધ નહી થાય." અંતે તો આગેવાનોના ખીસ્સા ભરાય એવા ભાઈઓને જ બૈરાંઓ મળી શકે. અછતના પ્રમાણમાં વસ્તુ માત્રના ભાવ વધે છે એ જગતની બજારોનો એક સામાન્ય કાયદો છે. પણ એ કાયદો પશુઓની કિંમત વધારતા ઘટાડવાના વહેવાર સુધી જ આવીને અટક્યો હોત તો ઘણું સારું હતું પરંતુ આ કળીકાળમાં માનવજાતીમાં પણ સ્ત્રી કે પુરૂષોની અછતના પ્રમાણમાં કિંમત વધવા ઘટવા લાગી છે એ એક ઘણું જ ખેદકારક પરિણામ નીપજ્યું છે. સારા ખાનદાન કુટુંબો પૈસે ટકે સુખી હોય તેને તો રંડાયેલી કે છુટકાવાળી થોડા ખર્ચે પણ મળી રહે છે. પરંતુ ગરીબ ભાઈઓને હજાર અને પંદરસો કોરીઓ આપે પણ કન્યાઓ મળતી નથી. આપણા દયાળુ ગેઢેરાઓ ઘણી વખતે કન્યાઓને કબજે કરી તેનું જાહેર લીલામ કરીને પણ પૈસા ઉત્પન્ન કરે છે. જેનો દાખલો ડજાપર વાલીબાનો કેસ ચાલે છે તે અને રામજી રતના અકરીવાળાની સ્ત્રીને આગેવાનોએ બારસો કોરીમાં બળજબરીથી વેચી હતી. છોકરીના માબાપોથી કંઈ બોલી શકાય જ નહીં. આ પ્રમાણેનો કચ્છ તરફ કન્યાવિક્રય થાય છે. આ સંબંધે સુધારક ભાઈઓએ ખાસ મહેનત કરી આગેવાનોથી માબાપો ન ડરે અને પોતાની મરજી પ્રમાણે પોતાની દીકરીઓ સુખી થાય ત્યાં આપે એવો બોધ કરે તો ગેઢેરાઓનું કંઈ પણ ચાલે નહી અને આપણી જ્ઞાતિમાં જેમ ઢોરોના જાહેર લીલામ થાય છે તેમ આગેવાનો જે હમણા કરી રહ્યા છે તે તરત અટકી જાય. આ સંબંધે આ પરિષદમાં વાટાઘાટ થશે અને ઠરાવો ઉપર બોલનારા ભાઈઓ કંઈક વિશેષ અજવાળું પાડશે કે જેથી જ્ઞાતિને શરમાવનારા કન્યાવિક્રયનો અધમ અપવાદ છે તે દૂર થશે.

## છુટાછેડાનો રિવાજ

છુટાછેડા કરવાનો રીવાજ આપણી જ્ઞાતિમાં છે અને તે કચ્છમાં પણ છે પરંતુ તે ખાસ કારણને લઈને જ કરવામાં આવે છે. તે સિવાય અપવાદ રૂપે બળજબરીથી પણ છુટાછેડા થાય છે તે આગેવાનોને જ આભારી છે. એક ઉપર બીજી સ્ત્રી કરવાનો રિવાજ નથી એમ કહી શકાય પરંતુ કોઈક છોકરાના અભાવે બીજી સ્ત્રી કરવાની જરૂર પડે તો પ્રથમની સ્ત્રીના માબાપો પરવાનગી આપે તો જ થાય છે. જ્ઞાતિના રીતરિવાજોમાં એક બાબત અપવાદરૂપે ઠીક છે. આપણી જ્ઞાતિને અધોગતિની ઊંડી ખીણ તરફ ઘસેડી જતાં બાળલગ્ન અને તે બાળલગ્નની પેટા શાખાઓથી થતા કજોડાં, છુટાછેડા, કન્યાવિક્રય વગેરેથી જ્ઞાતિની પાયમાલી થઈ રહી છે.

## અધોગતિનું બીજું કારણ-મરણ પાછળના જમણ

આપણી જ્ઞાતિની અધોગતિ થવામાં બીજું પણ એક કારણ ખાસ સમાયેલું છે અને તે એ કે મરણ પાછળના પ્રેત ભોજનો. હિન્દુ શાસ્ત્રમાંનું એક પણ શાસ્ત્ર કે પુરાણોમાં તે કોઈ જગ્યાએ શોધ્યું મળતું નથી કે મરી જનારની પાછળ મિષ્ટાનો ઉડાડવાં ! આ પ્રથા લગભગ દરેક જ્ઞાતિમાં છે અને શાથી આ રિવાજે ઘર કર્યું છે તે બધી વાતો સભામાં ચર્ચાશે. હું તો માત્ર એટલું જ કહેવા માંગું છું કે આપણી જ્ઞાતિને ગરીબ અને તદ્દન કંગાલ જેવી સ્થિતિમાં લાવી મુકનાર રીવાજ કિંવા રૂઢી હોયતો તે મરણ પાછળના ઉડાઉ ખર્ચાઓ જ છે. મારા દેખતાં મને સાંભરે તેમ

આપણી જ્ઞાતિના ઘણા કુટુંબો સુખી હાલતમાં હતા પરંતુ તે સઘળાં પોતાના વડીલોની પાછળ પોતાની પ્રતિષ્ઠા જાળવવા ગામોને જમાડવામાં ખરાબખસ્ત થઈ ગયાં એટલું જ નહી પણ તેમનો ગરાશ ચાસ, રાચરચીલું, દરદાગીનો સઘળું આવા જ કામોમાં ગીરો મુકાયાં છે અને છેવટે મજુરી જેવો હલકો ધંધો કરવા જેવી સ્થિતિમાં આવી ગયા છે. આ સંબંધે પરિષદમાં યોગ્ય રીતે સમજાવવામાં આવશે તો આ જ્ઞાતિની જે આર્થિક સ્થિતિની પાયમાલી થઈ રહી છે તે બંધ પડીને જ્ઞાતિને નવું જીવન મળશે. આપણી જ્ઞાતિ કેળવણીના અભાવે “ કણબી પશુ ન માનવી ” આ ઈલ્કાબને ધારણ કરી રહી છે તે માત્ર કચ્છના પાટીદારોને જ લાગુ પડે.

## પીરાણા પાખંડી મતની બદી-કેળવણીનો અભાવ !

કચ્છના કણબી જ્ઞાતિના કહેવાતા આગેવાનોએ તો નક્કી જ કર્યું છે કે કણબીનો દીકરો જો ભણ્યો તો વીરાણીવાળા નારણ રામજીના જેવો થશે. પીરાણા ધર્મને તેમજ આગેવાનોને નીંદશે, માટે જેમ બને તેમ છોકરાઓને અભણ રાખવા ! તે સિવાય પીરાણા સતપંથના મુજાવર કાકા અને એ પંથના ચલાવનારાઓની ઉંડી ઉંડી એ પણ ભાવના છે કે જો કણબીનો દીકરો ભણશે તો બીજા હિન્દુ શાસ્ત્રો વાંચશે તો આ પીરાણાના પાખંડી મતમાંથી નીકળી જશે. તે સિવાય કચ્છની અન્ય કોમોનો પણ થોડો દોષ છે. તેઓની પણ વખતે એવી પોલીસી હોય કે કણબીઓ જો ભણશો તો તેઓ હિસાબ રાખતા શીખશે એટલે વેપારીઓ તેને મુંડી નહી શકે ! આવા અનેક કારણો છે. પરંતુ કચ્છમાં કણબી જ્ઞાતિમાં વાંચવું અને લખવું એટલે ગુજરાતી પાંચ ચોપડી સુધીના અભ્યાસ કરેલા આજથી વીસ વરસ પહેલાં ફક્ત વીસ હજારની જ્ઞાતિમાં દસ ભાઈઓ જ હતા. તેમાં આપણી જ્ઞાતિના શુભેચ્છક ભાઈ નારણજી રામજી પણ આવી જાય છે. આ પ્રમાણે જ્યાં કેળવણીનો પ્રચાર હોય ત્યાં અજ્ઞાનતા, જડતા અને બુદ્ધિહીનતા સિવાય બીજું શું હોય? હું કેળવણીની વાત કરું છું પણ આ વિષય તો કોઈ સમર્થ વિદ્વાનના મુખે શોભે. હું તો અમારી જ્ઞાતિની અધમ દશા માટે અમારા તરફની હકીકત જે પ્રમાણે છે તે કહી રહ્યો. અલબત્ત હમણાં દસેક વરસ પછી કણબી જ્ઞાતિના બાળકો વિદ્યાભ્યાસ કરવા વધારે પ્રમાણમાં જાય છે પરંતુ એ કેળવણીની ઉંચામાં ઉંચી ડીગ્રી તો ગુજરાતી પાંચ ચોપડીથી વધુ નહીં ! અપવાદ રૂપે એકાદ બે ભાઈઓ અંગ્રેજી ચાર કે પાંચ ચોપડી સુધી પહોંચ્યા છે. આવી અમારી દયાજનક સ્થિતિ ઉપર દયા કરવા - અમને સમજાવવા આ સભામાં બેઠેલા વિદ્વાનોને મારી નમ્રતાપૂર્વક વિનંતી છે. કેળવણીનો ભણવું એમાં જ કાંઈ સમાવેશ થતો નથી. માનસિક કેળવણી, શારીરિક કેળવણી, ધાર્મિક કેળવણી આ બધી કેળવણીની જરૂર છે. માનસિક કેળવણીના અભાવે આપણી જ્ઞાતિના ડાહ્યા પુરૂષોમાં ખપતા એવા ભાઈઓ પણ અજ્ઞાન મુરખ અને મુઢ આગેવાનોથી ડરીને પોતા ઉપર ઘાતકી જુલ્મો ગુજરે છે, તે મુંગે મોઢે સહન કરી રહ્યા છે એ ઘણું જ શોચનીય છે. માનસિક કેળવણીના અંગરૂપ શારીરિક કેળવણીની પણ ઘણી જ જરૂર છે. શરીર નબળું હોય તો મન નબળું થાય છે. નબળા શરીરવાળો કંઈ પણ કરી શકતો નથી.

## ધાર્મિક કેળવણીનો અભાવ

ધાર્મિક કેળવણીના અભાવે આપણે આપણી જાત-કુરમી ક્ષત્રિય હોવા છતાં અજ્ઞાનથી યવનને ગુરૂ કર્યા. અર્ધદગ્ધ પીરાણાના પંથને સતપંથ માન્યો. પ્રહલાદ, હરીશચંદ્ર અને ધર્માવતાર પાંડવો પણ પીરાણા સતપંથ માનતા હતા, એવું માની લીધું ! પાંડવોના હાથે ગાય મારવાની વાત આપણે સાચી માની એટલું જ નહી પણ હિન્દુ

જ્ઞાતિના પ્રચલિત રીવાજ, લગ્ન અને મરણ પ્રસંગે ચોરી અને ચિતાને આપણે ભુલી ગયા. બ્રાહ્મણો પાસે લગ્ન કરાવવાથી પાપ થાય ! કારણ કે બ્રાહ્મણમાંથી બ્રહ્મા ગયા ! તે આજ બ્રહ્માજીનું રૂપ તે નબીમામદ પેદા થયા, એમ માની લીધું ! મરણ પ્રસંગે અગ્નિ સંસ્કારને બદલે દફનાવી દેવાનું કબુલ કર્યું ! મુસલમાની કલમાઓ પઢતાં આપણે શરમાયા નહીં ! આવી અધમતા આપણામાં જે આવી ગઈ છે તે માત્ર ધાર્મિક કેળવણીની ખામીને લઈને જ આવેલી છે. કેળવણીનો વિષય એ મહાન વિષય છે એનો બોધ વિદ્વાનો કરી શકે. મેં તો તમને આપણી સ્થિતિ કેળવણીના અભાવે કેવી થઈ ગઈ છે તેજ કહ્યું છે. કેળવણીના માટે આ સભામાં પધારેલા વિદ્વાન ભાઈઓ આપણને સમજાવશે અને તેથી ઘણું જાણવાનું મળશે. કચ્છના કડવા પાટીદારમાં કહેવાતા આગેવાનો સંબંધે મારે બે બોલ કહેવાના છે અને તે એ છે કે કણબી જ્ઞાતિમાં પોતાનો સ્વાર્થ સાધવા માટે ગરીબ ભાઈઓ તેમજ બહેનોને રંજાડીને પૈસા પ્રાપ્ત કરવાનું એક સાધન તેઓ જે લઈ બેઠા છે અને તેઓએ જે નીચ વૃત્તિઓ ધારી છે તે તજવી જોઈએ છે. આ જમાનામાં તો હવે નહી ચાલે. હજુ પણ ચેતાય તો સારું. આગેવાનોના જુલ્મોના ભાષણો કરાંચી પરિષદ બીજીમાં જે થયા છે તે બધા સાચાં છે અને આગેવાનોના માટે કલંકરૂપ છે. માણસાઈપણું તજી દઈ અજ્ઞાનતામાં અમાનુષિક કાર્યો કરનાર કોઈ રાજા મહારાજા કે શહેનશાહની રાજગાદી પણ ટકી નથી, તો તમો એક જ જ્ઞાતિના સાધારણ માણસો પોતાના જ ભાઈઓ ઉપર નિર્દયતાથી જુલમ ગુજારો છો તે પ્રભુ અથવા અન્ય કોમો કેમ સહન કરશે? જ્ઞાતિ સુધારકો આગેવાનોના નફટાઈ ભરેલા ચરિત્રો ગાવામાં હદ ઓળંગી ગયા છે. સભ્યતાની ખામી દેખાય છે પરંતુ આપણે આગેવાનોનાં કુટીલ કારસ્તાનો જોતાં સુધારક ભાઈઓને પણ શું કહેવું? હવે બહુ થયું છે. સમય વિચારી બંધુ પ્રેમને યાદ કરી એકબીજા તરફ સ્નેહની નજરે જોતાં શીખાય તો સારું. નહીં તો અધર્મી કાર્યોનો અંત હવે આવવાનો જ છે અને તેમાં પણ કહેવાતા જુલમી આગેવાનોની સખત હાર થવાની ઘડીઓ ગણાય છે માટે આગેવાનોને મારી નમ્રતાપૂર્વક વિનંતી છે કે હવે જમાનાને માન આપી પોતાની ભુલો કબુલ કરવામાં ડહાપણ સમાયેલું છે. પ્રભુ તેમને સદ્‌બુદ્ધિ આપે.

## કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિ પર કાળુ કલંક

મારે જે કંઈ કહેવાનું હતું તે મેં કહ્યું છે. આપનો બહુ જ કીમતી વખત લીધો છે છતાં એક વાત હજુ કહેવાની બાકી રહી જાય છે અને તે વાત એ છે કે કચ્છના કડવા પાટીદાર જ્ઞાતિના શીરે એક કાળું કલંક એ પીરાણા સતપંથને જ્ઞાતિએ ધર્મ માની લીધો છે તે છે. અન્ય જ્ઞાતિના બંધુઓની સમક્ષ મને આ કથા કહેતાં ભારે શરમ થાય છે. છતાં પીરાણાના પાખંડી અર્ધદગ્ધ પંથને સ્વાર્થની ખાતર જે અમારા જ્ઞાતિ ભાઈઓ ધર્મ મનાવી બેઠા છે તેઓને શરમ થતી નથી, એ ઘણી જ અફસોસની વાત છે. પીરાણા પંથ સંબંધે આપણી જ્ઞાતિના ભાઈઓ તેમજ આજની પરિષદના સેક્રેટરી ભાઈ નારાણજી રામજીભાઈએ ઘણું કહ્યું છે અને ઘણાં પુસ્તકો લખ્યાં છે અને એકાદ મહિના પહેલાં જે તેઓના તરફથી એક પ્રાસ્તાવિક નિબંધ બહાર પડ્યો છે તેમાં હવે બાકી કાંઈ રહ્યું નથી છતાં આ સભામાં પણ હું આશા રાખું છું કે તેઓ ભાઈશ્રી આપણી અજ્ઞાનતા દુર કરવા ઘણું અજવાળું પાડી આપણને સમજાવશે. તે સિવાય ભાઈશ્રી નારણજીભાઈ પીરાણાના અર્ધદગ્ધ પંથની પોલનું પુસ્તક બહાર પાડવાના છે. મને તો નવાઈ એ લાગે છે કે પીરાણાના અર્ધદગ્ધ પંથની આટલી બધી પોલો બહાર આવ્યા પછી હવે બાકી શું રહ્યું છે? જેટલું બહાર આવ્યું છે તે જોતાં પોતાને સાચો હિન્દુ કહેવરાવનારો માણસ એક પળ વાર પણ પીરાણા પંથનું કાળું કલંક કેમ

રાખી શકે? છતાં હજુ કચ્છની કણબી જ્ઞાતિમાં પીરાણા પંથને સંગ્રહી રાખનારા બહાદુરોનો કંઈ ટોટો પડ્યો નથી ! ભાઈ નારણજી રામજીભાઈની પ્રતિજ્ઞા છે કે મારી હયાતીમાં પીરાણાના પાખંડી મતની કણબી જ્ઞાતિમાંથી જડ કાઢી નાખીશ અને તેમ કરતાં જો એ જડ ન નીકળી તો પુનઃજન્મ ધારણ કરીને પણ એ પાખંડી મતનું જ્ઞાતિમાંથી નીકંદન કરવાનો. એ ભાઈના પ્રયાસને આપણે જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. આવા વીર બહાદુરો જ્ઞાતિમાંથી અધર્મનો નાશ કરવા તન, મન અને ધનના ભોગો આપી રહ્યા છે છતાં આપણી જ્ઞાતિના ઘણા ભાઈઓ સમજે છે છતાં પોતાના મનની નબળાઈ છોડી શકતા નથી અને હિન્દુ સમાજમાં ભારે અપમાન સહન કરે છે છતાં વળગી રહ્યા છે. એવા ભાઈઓની મને દયા આવે છે. સભામાં પધારેલા વિદ્વાનો તેવા ભાઈઓને ખાસ સમજાવશે અને પરમાત્મા તેઓને સદ્બુદ્ધિ આપે એમ હું ઈચ્છું છું. પીરાણાના પાખંડી મત ઉપર ભાઈ નારણજીભાઈએ તેમજ અન્ય ભાઈઓએ પણ તૈયારી કરેલી છે એટલે આ વાત હું અત્યારે બંધ કરું છું.

ભાઈશ્રી નારણજી રામજીના ભાષણોથી તથા લેખોથી તેમજ અન્ય જ્ઞાતિ ભાઈઓના ભાષણોથી વિચારીને ગયા આઠ મહિનાની અંદર થોડા થોડા વખતના અંતરે ગામ દયાપર, પાનેલી, રવાપર, ઘાટકોપર અને માટુંગા વિગેરે સ્થળે રહેતા ત્રણસો કુટુંબોએ પીરાણાના પાખંડી મતનું કાળું કલંક ધોઈ નાંખી શુદ્ધ સનાતન હિન્દુ ધર્મની દીક્ષા લીધી છે, જેમાંના ઘણા ભાઈઓ આ સભામાં હાજર છે અને બીજા કચ્છ દેશમાં છે. તેવા દરેક ભાઈઓને હું મારા તરફથી તેમજ સ્વાગત મંડળ તરફથી ખાસ ધન્યવાદ આપું છું. પ્રભુ તેઓના ઉત્તમ કાર્યને મદદરૂપ થાય એવી પ્રાર્થના કરું છું. તે સિવાય જે ભાઈઓ તે પીરાણા પાખંડી મતને બિલકુલ માનતા નથી છતાં કુટુંબ કલેશના અને જ્ઞાતિના આગેવાનોના જુલમની બીકથી રહી ગયા છે તેઓને મારી વિનંતી છે કે બીવા જેવું કાંઈ નથી. પીરાણા પંથ એ કલંક છે એ વાત જો સત્ય હોય અને જનસમાજમાં ઉંચું મોઢું કરી ફરવાનું તમને જોઈતું હોય તો એ કલંક હવે વધુ વાર રાખવું એ શોભાસ્પદ નથી. તરતમાં જ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લેવા હું વિનંતી કરું છું.

## ઉપસંહાર

પ્રિય જ્ઞાતિ ભાઈઓ, દેશપ્રેમી બંધુઓ અને બહેનોને જણાવવાનું કે ઘાટકોપરમાં પરિષદ મેળવવાને અમો ઘણા દિવસથી પ્રયત્ન કરતા હતા પરંતુ વખત અનુકૂળ નહોતો આવતો. જો કે અત્યારે પણ સારો જોઈએ તેવો વખત અનુકૂળ નથી કારણ કે કામ ધંધાની બધે સ્થળે માઠાર છે, પૈસાનો પણ પુરો અભાવ છે, છતાં ઘાટકોપરમાં જ્યાં સુધી પરિષદ ન ભરાય ત્યાં સુધી ઘાટકોપરવાસી ભાઈઓને ભારે શરમ જેવું લાગતું હતું. પરંતુ તમો સહુ ભાઈઓના પ્રતાપે કુળદેવી ઉમિયા માતાની ઈચ્છાથી આજે અમે અમારું કર્તવ્ય બજાવવા ભાગ્યશાળી થયા છીએ. આજનો દિવસ અપૂર્વ આનંદનો છે. જ્ઞાતિ હીતને માટે વિચાર કરવાને માટે ગામમાં અમને જ્ઞાતિ પરિષદ મેળવવાનો પ્રથમ પ્રસંગ પ્રાપ્ત થયો છે. ઘાટકોપરવાસી ભાઈઓએ જ્ઞાતિનું હિત એ પોતાનું હિત માન્યું છે, જેથી હું સભાને ખાત્રી આપું છું કે જ્ઞાતિ હિતના કાર્યમાં અમો પછાત રહીશું નહી. જ્ઞાતિ ઉન્નતિના કાર્યોમાં અમારાથી બનતી કોશીશો કરી છે અને કરીશું. જ્ઞાતિના હિતાર્થે આ પરિષદ મળી છે જેથી તેનું અવશ્ય રૂડું પરિણામ આવશે. આ પરિષદમાં પણ સહુ ભાઈઓ તરફથી તન મન અને ધનથી જ્ઞાતિ સેવાનું અમુલ્ય ફળ પ્રાપ્ત થાય એવાં જ્ઞાતિ હિતનાં કાર્યો હાથ ધરવામાં આવશે એવી મારી નમ્ર પ્રાર્થના છે. આ સભામાં જે બહેનોએ પધારી અમને આભારી કર્યા છે તેઓને બે બોલ મારે કહેવાના છે અને તે એ જ્ઞાતિ હીતનાં કાર્યોમાં તમારી મદદની જરૂર છે. એક હાથથી

તાળી પડતી નથી. બે પૈડાં સીવાય ગાડી ચાલી શકે નહી ઘણા ભાઇઓની એ ફરીયાદ છે કે પીરાણા ધર્મને તજવામાં ઘર કલેશ થાય છે માટે તમારે તમારા સ્વામીની ઈચ્છાનુંસાર ચાલવાનું છે. ધર્મકાર્યમાં તમારી સંપૂર્ણ મદદ વિના તે ન થાય. અમો દયાપર ગામે ગયા હતા ત્યાં પુરૂષ વર્ગ કરતાં બહેનોનો ઉત્સાહ અમે વધુ જોયો અને એ ઉત્સાહના પરીણામે દયાપર ગામે આજે કણબી જ્ઞાતિનું નામ અમર કર્યું છે. તમો જાણતા હશો કે મહારાજા પ્રતાપસિંહજી, શિવાજી, મહાત્મા ગાંધી અને **લો.મા.તિલક** મહારાજ ! એવા એવા અનેક નરરત્નો ને જન્મ આપનારી માતા પણ તમારા જેવી જ સ્ત્રીઓ હતી.

સીતા, દમયંતી અને સાવિત્રી જેવી સતીઓ પણ માતાના પેટે જ અવતરી હતી આપણી જ જ્ઞાતીના સરોજિની નાયડુ-મદ્રાસ તરફ કણબી જ્ઞાતિને નાયડુની ઉપમા છે એ પણ તમારી જ બહેન છે. આગળના દાખલાઓ ન લેતાં આ એક જ દાખલો અત્યારનો જુઓ ભારતની દેવકન્યા સમાન શ્રીમતી સરોજિની નાયડુ આપણા દેશના માટે શું શું કાર્ય કરી રહ્યા છે. આફ્રીકાની ગોરી પ્રજાને તે બાઇ હચમચાવી રહી છે. મેં કહ્યું કે એ પણ આપણી જ્ઞાતિની જ છે બહેન છે. જો તમે બીજુ કાંઇ ન કરી શકો તો પણ આપણી જ્ઞાતિના હિતમાં તમારાથી પોતાના પતિને સહાનુભુતી આપ્યા સિવાય કેમ ચાલે, તમો તો શક્તિનો અવતાર છો તમો ધારો તે કરી શકો માટે તમે મારી નમ્ર વિનંતી ધ્યાનમાં લેશો અને જ્ઞાતિના ઉદયમાં તમારો પણ હિસ્સો હોવો જોઇએ તે તમે ભુલશો નહીં. છેવટે અન્ય જ્ઞાતિના ગૃહસ્થો, વિદ્વાનો અને પંડીતોએ ભારી કૃપા કરી અમારી દુઃખી જ્ઞાતીની દાઝ હૃદયમાં ધરી અમારા દુઃખમાં ભાગ લેવા પધાર્યા છે તેમનો ઉપકાર હું શી રીતે વાળું ! તેમને તો મારા નમસ્કાર છે. નમ્રતાપૂર્વક વિનંતી કરૂં છું કે જેવી રીતે આજે આપ પધાર્યા છે ! તેવી જ રીતે અમારી જ્ઞાતિનું કાર્ય ચાલે ત્યાં સુધી બાકીના બે દિવસો સુધી પણ પધારીને તમારી વિદ્વતાની પ્રસાદી અમારા જ્ઞાતિ ભાઇઓને આપવા કૃપા કરશો, એટલું જ નહી પણ અમારી જ્ઞાતિ અજ્ઞાનતાના અંધકારમાં ગોથા ખાય છે તેનો હાથ પકડી સત્યના સુર્યના દર્શન કરાવવા તમારાથી બને તેટલું કરી અમને આભારી કરશો એ મારી પ્રાર્થના છે.

સભામાં પધારેલા દરેક ભાઇઓ તથા બહેનોએ મારૂં ભાષણ શાંતિપૂર્વક સાંભળ્યું છે, એટલું જ નહિં પણ અમારા આમંત્રણને માન આપી આપે ખાસ તસ્દી લઇ અમારા જ્ઞાતિ હિતના કાર્યને દીપાવવા અમને અનુકુળતા કરી અમારી ઉપર મોટો ઉપકાર કર્યો છે તેના માટે અમો તમારા હંમેશના ઋણી રહીશું. આટલું બોલી મારૂં ભાષણ પુરૂં કરૂં છું અને પરીષદના કાર્યમાં જોડાવાને દરેક ભાઇઓ તેમજ બહેનોને વિનંતી કરૂં છું. ૐ

ભાષણના અંતે તેમણે જણાવ્યું કે કમીટીના તરફથી આ પરિદનું પ્રમુખ સ્થાન વિરમગામ વાળા જ્ઞાતિ સુધારક દિલસોજ બંધુ દેશાઇ શ્રી ચંદુલાલભાઇને આપવાનો ઠરાવ કરવામાં આવ્યો છે અને તે ભાઇએ આપણા કચ્છ વિભાગના બંધુઓને પોતાના ભાઇ સમજી પોતાની ફરજ સમજી આપણી આ બેઠકનું પ્રમુખપદ સ્વીકારવાની મહેરબાની કરીછે તે ખાતે કમિટિ તરફથી હું તેમનો આભાર માનું છું અને પોતાના આસને બિરાજવાની હું તેમને વિનંતી કરું છું. હું આશા રાખું છું કે તમે સઘળા ભાઈઓ એ વાતને વધાવી લઈ તે ભાઈ આપણને જે કંઈ ઉપદેશ આપે તે બરાબર ધ્યાનમાં રાખશો. (તાળીઓ)

મિસ્ત્રી નારાયણજી રામજીભાઈએ સદરહુ દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે, આપણો કચ્છ વિભાગ ગુજરાતથી કેટલાક કારણોને લઈ અલગ પડી ગયો છે એટલે રા.રા.ચંદુલાલભાઈની આ સભાને ઓળખાણ

આપવાની મને જરૂર પડે છે તે માટે સહુ ભાઈઓ મને માફ કરશો. આપણું મૂળસ્થાન ગુજરાત છે અને ત્યાંજ આપણી જ્ઞાતિનો મોટો ભાગ આવેલો છે એ વાત તો સહુની જાણમાં છે જ. પણ એ ગુજરાતની પ્રજાનું એક વખતે રક્ષણ કરનારા વર્ગમાં જે દેસાઈ કુટુંબે પોતાની વીરતા બતાવી ઈતિહાસમાં પોતાનું નામ અમર કર્યું છે તે કુટુંબના એ સુપુત્ર છે. બીજા કોઈપણ ધર્મ કરતાં જ્ઞાતિ સેવાનો ધર્મ એમને વધારે વહાલો છે, સ્વકોમની ઉન્નતિ અર્થે એ ભાઈએ ગુજરાતમાં જે કંઈ કર્યું છે એ વાતની પ્રશંસા કરી હું તમારો વખત લેવા માગતો નથી. તમે સહુ જાણો છો કે આપણા વિભાગમાં સુધારાની હીલચાલ કરનારા યુવક મંડળો અને અમારા જેવા કેટલાક છે પરંતુ એ સઘળાને હંમેશા જ્યારે જ્યારે તેમની મદદની જરૂર દેખાય ત્યારે તે ભાઈ તન, મન અને ધનથી આપે છે. આપણે કચ્છ વિભાગ સમસ્ત જ્ઞાતિ સાથે કેમ વહેલો જોડાય એ તરફ તે હંમેશા કાળજી ધરાવે છે. જ્ઞાતિ સમસ્તના ઐક્યમાં જ આપણું પણ હિત સમાયેલું છે. એટલે ગુજરાતથી અલગ પડી જઈને આપણને જે ધર્મ કર્મને ખપાવી નાંખ્યા છે તે માટે પણ આપણે ગુજરાતી ભાઈઓની મદદ લીધા સિવાય ચાલે તેમ નથી. મને ઘણો આનંદ થાય છે કે આજની આ પરિષદના પ્રમુખસ્થાને શોભાવા માટે આપણે એક દિલસોજ અને લાયક ગુજરાતી ભાઈને મેળવી શક્યા છીએ તેમાં હું પરિષદનો સંપૂર્ણ વિજય દેખું છું. હું આશા રાખું છું અને વિનંતી કરું કે મારા પ્રિય બન્ધુ રા.ચંદુલાલભાઈ જે પ્રમાણે ગુજરાતની જ્ઞાતિ સુધારાની હીલચાલમાં એક સાચા નેતા તરીકે ભાગ લે છે તે પ્રમાણે કચ્છ વિભાગને પણ પોતાના અંતરમાં સ્થાન આપી તેની ધાર્મિક ઉન્નતિ સાધવા આ હીલચાલના સાચા નેતા બનવામાં પોતાનો ધર્મ સમજશે. અમારી કમિટિની વિનંતી સ્વીકારવાનો અમારા ઉપર જે અહેસાન કર્યો છે તે માટે હું મારા અંતઃકરણથી આભાર માનું છું અને તેમના પ્રમુખપદે આ બેઠકનું કાર્ય નિર્વિઘ્ને પસાર થાય અને જ્ઞાતિને લાભદાયક થાય એવી કૃપા કરવા શ્રી કુળદેવીને હું અરજ ગુજારું છું. (તાળીઓ).

સદરહુ દરખાસ્તને વિરમગામળાળા મિ. કેશવલાલ માધવલાલ વકીલે ટેકો આપતા દેસાઈ ચંદુલાલભાઈ એક સાચા જ્ઞાતિ સુધારક અને જ્ઞાતિ પ્રત્યે લાગણી ધરાવનારા હોવાનું વિવેચન કર્યું હતું. ત્યારબાદ દેસાઈ ચંદુલાલભાઈએ પ્રમુખ માટે ગોઠવવામાં આવેલી ખુરશી પર પોતાની જગ્યા લીધી હતી. સ્વા.કમિટિના ચેરમેન તરફથી તેમને તથા અન્ય સંભવિત ગૃહસ્થોને હારતોરા અર્પણ કરવામાં આવ્યા બાદ પ્રમુખ સાહેબે નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું.

# પ્રમુખ શેઠ ચંદુલાલ મણિલાલ દેસાઈ વિરમગામવાળાનું ભાષણ

પ્રિય જ્ઞાતિબંધુઓ, સદ્‌ગૃહસ્થો, માતાઓ અને પૂજ્ય બહેનો. મોહમયી મુંબઈનગરીના એક અંગરૂપ ગણાતા ઘાટકોપરમાં શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદના ત્રીજા મહોત્સવના પ્રમુખપણાનું અપૂર્વ અને અનુપમ માન આ સેવકને આપવાની આપ સર્વે ભાઈઓએ કૃપા કરી છે તે માટે હું તમારો અત્યંત આભારી છું.

પ્રમુખપદની દરખાસ્ત મુકનાર શ્રીયુત નારાયણજી રામજીભાઈએ મને ઉદ્દેશીને જે માનપ્રદ શબ્દો ઉચ્ચાર્યા છે, એટલું જ નહીં પણ જે મહાન વિશેષણો વાપર્યા છે તે મારી મિથ્યાઅભિમાની વૃત્તિને ઉત્તેજિત કરનારા છે, એટલું જ

## શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદ-ત્રીજી બેઠક-ઘાટકોપર

# પરિષદના પ્રમુખ



રા.રા. દેસાઈ ચંદુલાલ મણીલાલ વિરમગામવાળા

નહીં પણ એ સર્વ અતિશયોક્તિ ભરેલાં છે. મારા તરફના તેઓના અતિ સ્નેહના પક્ષપાતને લઈ મારા વખાણ કર્યાં છે. હું તેમનો અને બીજા ભાઈઓએ જે પ્રમુખપદ માટે ટેકો આપ્યો છે તેઓ સર્વેનો ઉપકાર માનું છું.

ઈશ્વર કૃપાથી આપણી બહોળી જ્ઞાતિમાં એવા અનેક નરરત્નો આપણી જ્ઞાતિમાં બિરાજે છે કે જેની આગળ હું અલ્પ સમાન છું. આ સભાની અંદર પણ મારા કરતાં વિદ્વાન, બુદ્ધિવાન, નીતિવાન, વિનયવાન, પરોપકારી, કાર્ય કુશળ અને બીજા અનેક ઉત્તમ પ્રકારના ગુણોથી ભરપુર સમગ્ર જ્ઞાતિ સમુહનો શોભાવે તેવા હાજર છે. તેઓમાંના કોઈ ભાઈની આ ઉંચસ્થાને યોજના થઈ હોત તો વ્યવહાર દષ્ટિની યોગ્યતા વધારે જળવાત અને કાર્યસિદ્ધિનો માર્ગ વધારે સરળ થાત.

પ્રિય જ્ઞાતિબંધુઓ ! આવડી મોટી ગંજાવર સભાના પ્રમુખપણાની જિમ્મેદારી કંઈ નાનીસુની નથી. મારા જેવા સાધારણ માણસના ગજા ઉપરનું કામ છે છતાં આપ સર્વે મુરબ્બી ભાઈઓની આજ્ઞાને માન આપી એ ભાર ઉપાડવાનો સ્વીકાર કરવાનું મેં સાહસ કર્યું છે તે એવી ઉમેદથી કે, આપણી જ્ઞાતિની પરિષદના કાર્યવાહકો, વિદ્વાનો તથા અન્ય સર્વે ભાઈઓ, મારા દોષને તથા અપૂર્ણતાઓને સુધારી લઈ શુદ્ધ અંતઃકરણથી અને ભ્રાતૃભાવથી મારી સહાયતામાં રહેશે એવી તેમને સવિનય પ્રાર્થના કરું છું. સ્વજ્ઞાતિ પ્રત્યેનો સેવાધર્મ તો મેં લાંબા સમયથી સ્વીકાર્યો છે અને આજના પ્રસંગથી એ બંધન, અધિક બળવાન બને છે. આપે સોંપેલું કાર્ય વિકટ છે પણ મારી અલ્પ શક્તિ પ્રમાણે બનતી સેવા કરીશ.

## આપણો ઈતિહાસ શું દેખાડે છે

વહાલા ભાઈઓ અને બહેનો. દેશના જુદા જુદા ભાગોમાંથી તસ્દી લઈ અનેક સંકટો સહન કરી પૈસાનો ભોગ આપી આપણે અત્રે એકત્ર થયા છીએ એ ઉપરથી એ અનુમાન થાય છે કે આપણું અત્રે એકઠા થવું ઘણું જરૂરી છે. કોઈ પણ કાર્ય જરૂરિયાત વગર કોઈ કરતું નથી. આ મંડપમાં આપણને હાજરી આપવાથી જે આનંદ થાય છે તે જાણે દૈવી આનંદ ન હોય એવું મને સમજાય છે, કોઈ દુઃખી માણસના દુઃખનું આપણા હાથે નિવારણ થતાં હૃદયમાં જે આનંદ થાય અને તેનું અંતઃકરણ આપણા તરફ જે માયાભરી દષ્ટિથી ખેંચાતું હોય તે

ભાવથી આજે આપણા અંતઃકરણો એકબીજા બંધુઓના દર્શનથી આનંદિત થાય છે. સ્વજ્ઞાતિના હિતમાં આપણું પણ હિત સમાયેલું છે. તેથી એ ઉદ્દેશ હંમેશાં યાદ રાખીને જ્ઞાતિ હિતના કાર્યમાં પ્રવૃત્તિ કરવી જોઈએ. અહીંયા આપણે એક જ ગામ કે પ્રાંગણના હિત માટે મળ્યા નથી, પરંતુ કચ્છ, કાઠીયાવાડ, ગુજરાત, માળવા, નીમાડ જેવા દુર દુર દેશોમાં આપણે રહીએ છીએ છતાં એક જ કુટુંબનો આપણો આ પરિવાર છે, તે કોઈ કાળે ભુલવું જોઈતું નથી. ઘણો કાળ થઈ જવાથી દેશાચાલ મુજબ આપણા પહેરવેશ અને બોલવામાં ફરક પડી ગયો છે પરંતુ આપણા મુખ્ય રિવાજો, ધર્મકુળ અને અસલ સ્થળો જોતાં આપણે એક જ જ્ઞાતિના બંધુઓ છીએ એમ સમજાયા સિવાય રહેતું નથી. તેના અનેક ઈતિહાસિક દાખલાઓ આજે પણ મોજુદ છે. આપણા વડીલોએ ગામો વસાવ્યાની તેમજ આપણી પ્રાચીન જાહોજલાલી ભરેલી સ્થિતિ જેને જાણવી હોય તેમણે આપણી જ્ઞાતિના નરરત્ન સ્વર્ગસ્થ કર્મવીર બંધુ ભાઈશ્રી પુરૂષોત્તમદાસ લલ્લુભાઈએ રચેલા શ્રી " કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ " નામના પુસ્તકનો અભ્યાસ કરવો, કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ નામનું પુસ્તક આપણી જ્ઞાતિના માટે

"રામાયણ અને મહાભારત"ની ઉપયોગીતા જેવું છે. આપણી જ્ઞાતિનો સાચો ઈતિહાસ તેમાં સમાયેલો છે. માટે એ પુસ્તક જ્ઞાતિના દરેક ભાઈએ અવશ્ય વાંચવું અને મનન કરવું જોઈએ. ઈતિહાસમાં આપણી કચ્છ તરફની કડવા પાટીદાર જ્ઞાતિનો ઈતિહાસિક દૃષ્ટિએ આપણો જ્ઞાતિ સંબંધ જે જળવાઈ રહ્યો છે તે જાણી મને ભારે આનંદ થાય છે. સંવત ૧૪૮૦{ Year :1423-24 }ની સાલથી તે સંવત ૧૮૩૨{ Year :1775-76 }ની સાલ સુધી ગુજરાતના જુદા જુદા ગામોમાંથી કચ્છ તરફ પાટીદારો ગયાનો ઉલ્લેખ કુરમી ક્ષત્રિય ઉત્પત્તિમાં છે અને તે વાત બરાબર બંધબેસતી આવે છે. કચ્છની રેતાળ અને ડુંગરાળી ભૂમિને નંદનવન સમાન બનાવનાર તમારા વડીલો છે અને જુદા જુદા ગામો વસાવી, આબાદ કરનાર પણ તેઓ જ હતા. આપણી જ્ઞાતિમાં જે અધર્મ યુક્ત રીતરિવાજોએ ઘર કર્યું છે તેને નિર્મૂળ કરવા જુદા જુદા ભાગોમાં પ્રવૃત્તિઓ ચાલુ છે અને તેજ પ્રમાણે કચ્છમાં પણ જ્ઞાતિ સુધારકોએ એવી હિંમત ઉઠાવી છે. જે જે અજ્ઞાનતાઓ આપણામાં આવી ગઈ છે તે કેળવણીના અભાવે.

## કોમની કેળવણી સંબંધી કંગાલ હાલત

ગુજરાત કાઠીયાવાડ અને નીમાડ માળવામાં આપણી જ્ઞાતિ વસે છે. ત્યાં કેળવણીનું જે પ્રમાણ છે તેથી કચ્છમાં આપણી જ્ઞાતિનું કેળવણી પ્રમાણ તદ્દન કંગાલ હાલતમાં છે અને ભારે અજાયબી થાય છે કે હિન્દુસ્તાન દેશ માંહે નાના મોટા સાતસો રજવાડા છે. કચ્છ રાજ્ય એ સ્વતંત્ર રાજ્ય છે, બ્રિટિશ સરકારની ઝાઝી દખલગીરી ત્યાં નથી, ચલણી નાણું રાજાના સિક્કામાં ચાલે છે, હથિયારોની ત્યાં તદ્દન છુટ છે. ખેતીવાડી કરવાવાળા ભાઈઓને વીઘોટીનો ત્રાસ નથી. ઉત્પન્નમાંથી અમુક રાજ્યભોગ તરીકે અપાય છે. ઉત્પન્ન ન હોય તો કશું આપવાનું નથી. રાજ્યમાં નીમકવેરો બિલકુલ નથી તે સિવાય કચ્છના મહારાવશ્રીએ અનાજનો એક પણ દાણો પરદેશમાં ન જાય તેનો સખ્ત બંદોબસ્ત કાયદાથી કરેલો છે. એટલે એ દેશની પ્રજાને દુકાળના વર્ષોમાં પણ મોંઘવારી નડતી નથી આવા બધા સાધનો જે રાજ્યમાં હોય તે રાજ્યની પ્રજાની ઉન્નતિ કેમ ન સંભવે? છતાં, કચ્છમાં કેળવણીની ખામી ભારે દેખાય છે અને એ કેળવણીના અભાવે આપણી કણબી જ્ઞાતિને જડવત્ બનાવી મુકી છે તે તેનું એક મુખ્ય કારણ છે.

## આગેવાનોના જુલમોની કથા

મેં કચ્છી પાટીદારભાઈઓની ઘણી મિટિંગોમાં ભાગ લીધો છે અને તે મિટિંગોમાં કચ્છી કણબી જ્ઞાતિના આગેવાનોના જુલ્મોની કથા અને પીરાણા સતપંથની વાતો ઘણે ભાગે તેમાં ચર્ચાય છે એવું મારા અનુભવમાં છે. તે સિવાય કચ્છ કડવા પાટીદાર પરિષદ પહેલી અને બીજીના રીપોર્ટો વાંચ્યા પછી મને અનેક પ્રકારના વિચારો થાય છે. આપણી કડવા પાટીદાર જ્ઞાતિ દેશના જુદા જુદા ભાગોમાં વિસ્તાર પામેલી છે અને દરેક ઠેકાણે નાત-જાતને લગતી તકરારો જ્ઞાતિના સમજુ પુરૂષો મારફત પતાવવાનો રિવાજ ઘણો જ પ્રાચીન થઈ ગયો છે તે જેટલો ઈષ્ટ છે તેટલો જ હાલમાં તો ખાસ કરીને કચ્છ દેશમાં આગેવાનોના સ્વાર્થી અને અન્યાયી દોરનો ભોગ થઈ પડ્યો છે. કચ્છના આગેવાનોની જુલ્મી સત્તા અને અધમતાના ઈતિહાસો કહેવા બેસીએ તો કેટલાંએ પુસ્તકો લખાય, પરંતુ આપણું કર્તવ્ય અજ્ઞાન અને અધર્મી સ્વાર્થી માણસોની કાળી બાજુ ચીતરવામાં જ સમાયેલું નથી, પરંતુ તેઓને સુધારવા માટે જે જે ઉપાયો લેવા ઘટે તે લેવા. દરેક બંધુઓને મારી તો સલાહ એ છે કે તમારા માંહેના જ્ઞાતિ સુધારકો

ભાઈઓએ આગેવાનોના જુલમી ફરિયાદ કોર્ટ મારફતે નહી પણ ખુદ મહારાજાની રૂબરૂ જણાવવી જોઈએ.

## કચ્છના ના.મહારાવશ્રી પાસે ડેપ્યુટેશન મોકલવાની હિમાયત

કચ્છના મહારાવશ્રી પોતાની પ્રજાની પાયમાલી પ્રજાના હાથે કેમ થવા દેશે ! તે માટે આ સંબંધે તમારામાંથી થોડા ભાઈઓનું ડેપ્યુટેશન મહારાજા હજુર જવું જોઈએ અને ધીરજથી તમારી બધી વાતો તેમને યોગ્ય રીતે સમજાવવી જોઈએ. મારી પાક્કી ખાતરી છે કે તમે એટલે કચ્છના કડવા પાટીદાર ભાઈઓ આગેવાનોથી ડરીને ગુલામી દશા ભોગવો છો. આગેવાનોને પટલાઈનો મોહ પણ રહે છે. જ્ઞાતિભાઈઓ ઉપર જોરજુલમ પણ કરે છે. પૈસાના સ્વાર્થની ખાતર અમારા પટેલો આવો જુલમ કરે તો એક દિવસ પણ તેઓની પટલાઈ ચાલે નહીં.

## દરેક માણસે પોતાના પગપર ઉભા રહેતાં શીખવું જોઈએ

કચ્છના કણબી જ્ઞાતિના પટેલોના ઈતિહાસો વાંચી હૃદયમાં કંપારી છુટે છે અને તેની સાથે સાથે કચ્છના કડવા પાટીદારોની ભીરૂતા, નિર્માલ્યતા અને મુરખાઈની પણ હદ આવી જાય છે, કરાંચીના જે હેવાલ પ્રગટ થયો છે તે ઉપરથી તો એમ જ કહેવાય કે આ પ્રજા હજુ તદ્દન અજ્ઞાન અને જડ છે, દરેક માણસે પોતાના પગ ઉપર ઉભા રહેતાં શીખવું જોઈએ. આત્મબળથી મનુષ્ય ધારે તે કરી શકવા સમર્થ થાય છે તેના દાખલામાં હું જણાવીશ કે ભાઈ શ્રી નારાયણજી રામજીભાઈ તરફથી થોડા વખત પહેલાં એક “પ્રાસ્તાવિક નિબંધ” બહાર પડેલ છે. તેમાં કેટલાંક કુટુંબોએ પીરાણા પંથ ને આગેવાનોના જુલ્મને ન ગણકારતાં પોતાની સ્વતંત્રતા સિદ્ધ કરી છે. તેજ પ્રમાણે દરેક માણસો જો વર્તે તો આજે આપણા ઉપર કોઈ જુલ્મ કરી શકે તેમ નથી. તે સિવાય પીરાણાના પાખંડી મતના પંથે ચાલીને આજે કચ્છના પાટીદાર ભાઈઓની કેવી અધમ દશા થઈ ગઈ છે તે સર્વ કોઈના ધ્યાનમાં છે. પ્રાસ્તાવિક નિબંધમાં તેમજ સ્વાગત કમિટિના પ્રમુખના ભાષણમાં એ સંબંધે ઈશારો કરવામાં આવ્યો છે.

## આપણી ભાવનાઓ ભ્રષ્ટ કાં થઈ?

સૈયદ ઈમામશાહના પંથના માર્ગે ચઢવાથી આપણી ભાવનાઓ નષ્ટ ભ્રષ્ટ થઈ ગઈ છે, કેટલાક રીત રીવાજોમાં પણ અધમતાએ વાસ કર્યો છે. વળી કાચું સોનું પાકે એવા રસાળ ગુજરાત પ્રદેશનો ત્યાગ કરી કચ્છમાં આપણી જ્ઞાતિને જવાનું મૂળ કારણ પણ પીરાણા મતનો સ્વીકાર કરવાથી જ થયું છે, અધર્મ યુક્ત અધમપંથને વળગી રહેવાની લાલસા વધતી ગઈ જેના પરિણામે જીવન ખારાં ઝેર જેવાં થઈ ગયા. ધન ગયું, માન ગયું, વિદ્યા ગઈ જેના લીધે બુદ્ધિ ગઈ અને સારું માઠું સમજવાની શક્તિ પણ લોપ થઈ ગયો. અધર્મ રૂપી ઝેરી ભાવનાઓ પેઢી દર પેઢી ઉતરતી આવી. અફસોસ બંધુઓ ! જે સ્થિતિનું જેને ભાન થાય તે તો જરૂર પોતાના ભાઈઓની દયાજનક સ્થિતિ ઉપર આંસુ પાડ્યા સિવાય રહેજ નહીં. પરંતુ એ આંસુ અને હૃદયના ઉભરા ક્યા ધર્મથી પોસતા હૃદયોમાં આવે? એ વાત કોણ સમજી શકે? અરે સમજાવવી પણ કોને ! સમજવા માટેની વિચારશક્તિ અને બુદ્ધિ જોઈએ તે ક્યાંથી લાવવી? તે શક્તિ બક્ષનારી વિદ્યાદેવી અને આપણે કેટલી પેઢીઓનું અંતર ! તે મહાદેવી સરસ્વતી આપણા ઉપર પ્રસન્ન પણ કેમ થાય? આપણે તો-

**મરાઠી સાખી.**
**ધર્મ કર્મને ધોઈ નાંખ્યા ગાડર સમ ઝુકાવી,**
**ઉપરથી ઉપહાસ્ય કરાવી, ગાંઠનું ગરથ ગુમાવી... આવી.**
**રસમ થકી ભાવી, ભુસ્યું શરમ જરી નાવી-આવી. રસમ.**

## અધમ દશા માટે અફસોસ

કચ્છ કડવા પાટીદાર ભાઈઓની અધમ દશાના માટે અફસોસ પણ કેટલો કરીએ ! આંખે પાટા બાંધી ઈમામશાહને ઈંદ્ર માની લીધો, અમરાપુર મહાલવાની અજ્ઞાન લાલસાએ પાંચે પાંડવ મળી ગૌવધ કીધાની અને સતી પાંચાલીએ મસ્તક ચામડાં લીધાની વાત પણ સાચી માની લીધી. ફરમાનજી બીસમિલ્લાના કલમા પઢતાં પણ શરમાયા નહીં. દશોંદના દોકડા ભરી ભરી તુટી ગયા અને બેહસ્ત મુકામે પહોંચ્યા પહેલાં તો પરદેશનાં ઝાડ જોવા પડ્યાં. કરવત ખેંચવાની સ્થિતિ પ્રાપ્ત થઈ ! બીજું શું થાય. જ્યારે સગા કુટુંબ બેન ભાઈ વિગેરેના હિતનો વિચાર આવે નહી અને અમરાપર પહોંચવાના ખોટા લોભે લોકલજ્યાનો ખ્યાલ પણ મટી જાય અને પાખંડી પીરાણામતના ઉપદેશની ગોળીઓ જેમને ગળી લાગે તેમની સ્થિતિ બીજી કઈ રીતે વધારે સારી હોવાનું સંભવે ! પરંતુ એ ધર્મને પોષવાના લાગાઓ ભરવા ઉપરાંત જગતની દ્રષ્ટિએ હલકા દેખાવાનું અને નાક કપાવવાનું દુઃખ જે ભાઈઓના કર્મે આવી પડે તે પણ જ્યારે ફરજિયાત જેવું તેને થઈ પડવાનું દુઃખ પ્રાપ્ત થાય તેની કઈ દશા? પાટીદારનું જેનામાં પાણી હોય તે તો જરૂર પોતે જાતે તેમાંથી છુટવા અને બીજાઓને પણ છોડાવવા પ્રયત્ન કરે જ. તેમ કરવાનો એને જન્મસિદ્ધ હક્ક પ્રાપ્ત થયેલો હોય છે અને એ વાતનો કોઈનાથી ઈનકાર પણ થઈ શકે તેમ નથી. માટે સભામાં બેઠેલા તમામ ભાઈઓ અને બહેનોને મારી નમ્ર વિનંતી છે કે આપણી કડવા પાટીદાર જેવી ઉચ્ચ જ્ઞાતિના કચ્છ વિભાગમાં પીરાણા પંથનું જે પાખંડ ઘુસી ગયું છે, તેને સત્વરે નાબુદ કરવા દરેક ભાઈએ પોતાથી બનતો પ્રયત્ન અવશ્ય કરવો. આજ દિવસ સુધી કચ્છના ભાઈઓએ જ આ પ્રવૃત્તિ ચાલુ રાખી છે, પરંતુ તમારા તરફથી પણ હવે તે સંબંધે યોગ્ય બંદોબસ્ત કરવાના ઉપાયો હું અમારા ગુજરાતી ભાઈઓને મળીને કરીશ. આ કાર્ય સમગ્ર હિન્દુ જ્ઞાતિઓએ ઉપાડી લેવાની ખાસ જરૂર છે.

## ગુપ્ત પંથનો સડો

મને લાગે છે કે આપણે ઘણા જ મોડા જાગ્યા છીએ. અપવાદ રૂપે ગુજરાતમાં કેટલીક હિન્દુ ગણાતી જ્ઞાતિઓમાં આ પંથ છુપી રીતે માનવામાં આવે છે અને તે પંથને ગુપ્ત પંથ કહેવામાં આવે છે. તેથી જ આ ગુપ્ત પંથનો સડો આગળ વધ્યો છે. આ પંથના યોજકોએ હિન્દુઓને વટલાવીને મુસલમાન કરવા માટે જ આ ગુપ્ત પંથની યોજના કરી છે. તેથી તો દરેક હિન્દુ ભાઈઓએ સાચા હૃદયથી તનતોડ મહેનત કરી એ પાખંડી મતની હિન્દુ સમાજમાંથી જડ કાઢી નાંખવી જોઈએ. આ વિષયમાં મારે ખાસ કહેવાનું હતું અને તે મારાથી જેટલું કહેવાયું છે તે તમો સૌ ભાઈઓએ તેમજ બહેનોએ સાંભળ્યું છે. માટે તેનો સત્વર ઉપાય કરવા હું તમોને વિનંતી કરું છું.

## બાળલગ્નની નાશકારક રૂઢી

તે સિવાય આપણી સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિની બાળલગ્ન કરવાથી આપણી અધોગતિ થઈ રહી છે તે તમો સર્વ ભાઈઓ જાણો છો. અમારા તરફ ગુજરાતમાં પણ વરકન્યાની લાયકાત જોઈ યોગ્ય ઉંમરે લગ્ન કરવાની પ્રથા શરૂ થઈ ગઈ છે અને લગ્નો થયાં છે. એક જ તિથિએ લગ્ન કરવાની પ્રથા કેવા સંયોગોમાં આપણામાં પેસી ગઈ છે તે સંબંધે ઘણા મતમતાંતરો છે. પરંતુ તે ગમે તે કારણે આ રૂઢી આપણામાં પ્રચલિત છે. પરંતુ હવે એ જુના વહેમોને સુધારક ભાઈઓ મચક આપતા નથી. મારા સાંભળવા પ્રમાણે કચ્છમાં પણ આપણી જ્ઞાતિમાં બાળલગ્નો અને તે એક જ તિથિએ થાય છે. વળી એ બાળલગ્નની નાશકારક રૂઢીએ આપણી જે પાયમાલી કરી છે તે તમો સહુના ખ્યાલમાં છે. મને જાણીને ભારે આનંદ થાય છે કે કચ્છમાં પણ ઘણા ભાઈઓએ પોતાના છોકરાંઓ એક જ તિથિના લગ્નને પરણાવતા. તેમણે અનુકુળ તિથિઓએ અને યોગ્ય ઉંમરે લગ્ન કરવાની રૂઢી શરૂ કરી છે. તમારા માંહેલા ભાઈશ્રી નાયાભાઈ શીવજી ગામ વીરાણીવાળા પોતાની ચૌદ પંદર વર્ષની દીકરી બેન દેવકુંવરના લગ્ન આવતા વૈશાખ માસમાં કરવાના છે. આવા શુભ સાહસોથી જુની અને હાનીકારક અશાસ્ત્રોક્ત રૂઢીઓનો જલદીથી અંત આવશે એ ચોક્કસ જ છે. બાળગ્નના સંબંધમાં તો દરેક ઠેકાણે સારી પ્રવૃત્તિ ચાલી રહી છે. જેથી આશા છે કે આપણી જ્ઞાતિને ભારે કલંકરૂપ તેમજ હાનીકારક આ રૂઢી હવે નાશ પામવાની જ. બાળલગ્નના પરિણામે કજોડાંનો સંબંધ સંસારને ઝેર રૂપ બનાવે છે અને તેના પરિણામે છુટાછેડા એટલે છુટકો કરવાનો રીવાજ આપણામાં પડી ગયો છે, તે જો બાળલગ્ન અટકાવીને અને યોગ્ય ઉંમરના બાળકોની લાયકાત જોઈને સંબંધો કરવાની આપણે કાળજી રાખીશું તો છુટાછેડા જેવા નામોશી ભર્યા રીવાજનો જરૂર અંત આવેલો જ પડ્યો છે. કન્યાવિક્રય આપણી જ્ઞાતિમાં અપવાદ રૂપે કોઈક જગ્યાએ હશે. કચ્છમાં કન્યાવિક્રય થાય છે. ગુજરાતમાં પણ અપવાદ રૂપે થતો હશે. કાઠીયાવાડમાં કન્યાવિક્રય વધારે પ્રમાણમાં થાય છે. એ ભારે નીચું જોવડાવનારું આપણી જ્ઞાતિના શીરે કલંક છે. ગમે તે વિભાગમાં એ અધમ રીવાજ ચાલુ હોય તેનું પણ કલંક તો આપણને લાગે માટે તેનો તાત્કાલીક ઉપાય કરવો જ જોઈએ.

## કન્યાવિક્રય કરવો એ ક્રુરતાનું કામ છે

કન્યાવિક્રય જેવું બીજું કોઈ પાપ નથી. પોતાના શરીર અને લોહીમાંથી ઉત્પન્ન થયેલી કન્યાને વેચનારો પિતા સર્વ પાપીઓમાં મહા પાપી છે, બંધુઓ ! કન્યા અને ગાય જ્યાં દોરે ત્યાં જ્યા એ કહેવત પ્રમાણે બિચારી બાળક અજ્ઞાન અને વડીલોની આજ્ઞાને માથે ચડાવનારી કન્યા જ્યારે તેના પેદા કરનાર માત પિતાના સ્વાર્થનો ભોગ થઈ પડે ત્યારે પછી જણીને તરત પોતાના બચ્ચાંને ખાઈ જનારી નાગણમાં અને એવા માતા પિતામાં શો તફાવત રહ્યો ! દરેક મનુષ્યનો એ ધર્મ છે કે પોતાના બચ્ચાંઓને પાળી પોષી યોગ્ય ઉંમરે ઘર સંસાર ચલાવવાને શક્તિવાન બનાવવા એવો જે ઉત્તમ ધર્મ માત પિતાનો કહેવાય તે ધર્મ તજીને પોતાના ઉદરથી ઉત્પન્ન થયેલી કન્યાનો વિનાશ કરવા લાગે, પિતા અને માતા જ જ્યારે કસાઈ બનીને કન્યાના ગળામાં લોભ અને સ્વાર્થની ખાતર ફાંસો નાખે, રક્ષક જ્યારે ભક્ષક થાય અને વાડ જ્યારે વેલાને ખાય ત્યારે તેમને આધારે રહેલા બીચારા ગરીબ બચ્ચાંઓનું શું થાય? ખરેખર કળીયુગમાં અને તે પણ હિન્દુ સમાજમાં આ કેવા પ્રકારનું ઘોર કર્મ કહેવાય. પ્રભુ સર્વને સદ્‌બુદ્ધિ આપે અને હિન્દુ જનસમાજ આવા નીચ કર્તવ્યો કરતાં અટકે એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

પ્રિય જ્ઞાતિ ભાઈઓ, આપણી જ્ઞાતિમાં, જ્ઞાતિની અધોગતિ કરનારી અનેક રૂઢીઓ અને રીવાજો છે. તેમાં પણ આપણી જ્ઞાતિની આર્થિક સ્થિતિને ગંભીર નુકસાન પહોંચાડનાર તો મરણ પાછળના અશાસ્ત્રોક્ત જમણો જ છે. જો કે આ રીવાજ બધી જ્ઞાતિઓમાં છે છતાં પણ આપણી જ્ઞાતિએ આ રીવાજને ઘણું જ વધુ પડતું માન આપવાથી આપણી આર્થિક સ્થિતિની ભયંકર હાલત થઈ ગઈ છે.

## મરણ પાછળના જમણવારો

બંધુઓ ! આપણો ભાઈ, બાપ કે આપણને જન્મ આપનારી માતા, ગુજરી જાય કે જેના મોઢાંનું દર્શન આપણે ફરીથી કરવા પામતા નથી. તેમજ, આપણા ઘર સંસારનો બોજો ઉપાડનારી આપણી ગૃહિણી કિંવા ધર્મપત્ની આપણને છોડી જાય અગર હંમેશના માટે પત્નીનો ત્યાગ કરી તેને નિરાધાર એકલી દુઃખદાયક સ્થિતિમાં છોડી તેનો પતિ સ્વર્ગે સીધાવે એ પ્રસંગને આપણે ક્યા પ્રકારનો ગણી શકીએ? એવા પ્રસંગે ઘઉં, ઘી અને સાકરના પદાર્થો વડે બનાવેલા મિષ્ટાન ભોજનો જમાય ખરાં? આ કૃત્ય તદ્દન અધર્મયુક્ત અને માણસ જેવા પ્રાણીને માટે તો લાયક નથી જ. એટલા માટે આપ તેને તિલાંજલી આપી હવે તેવાં જમણો નહીં કરવા અને નહીં ખાવા પ્રતિજ્ઞા કરશો તો આપણે ઉઠાવેલા પરિશ્રમનું કાંઈક સાર્થક થયું ગણાશે. અમારી તરફ છેલ્લાં પંદર વર્ષથી અમે આ પ્રકારના પ્રેતભોજનો જ્ઞાતિમાંથી અટકાવવા પ્રયત્ન કરીએ છીએ, તમારા પૈકીના કેટલાકે "માધાના પિતાનું પ્રેત ભોજન" નામે આખ્યાન અમારા વિદ્વાન બંધુ દેસાઈ અમરસિંહજી કરતા હતા તે ઘણીવાર સાંભળ્યું હશે. અમારા તરફ ગુજરાતમાં આ આખ્યાનની સારી અસર થઈ છે. આપણા હિન્દુ શાસ્ત્રોમાં મરનારની પાછળ શ્રાદ્ધ ક્રિયા તેમજ પુન્યદાન કરવાનો વિધિ કહ્યો છે અને તેજ પ્રમાણે દશા એકાદશી શ્રાદ્ધાદીક ક્રિયાઓ તો અવશ્ય કરવી જ જોઈએ. પરંતુ મરણ નિમિત્તે જમણો કરવાનું ક્યાંય લખ્યું નથી. છતાં ચડસા ચડસીમાં કુટુંબ નાત અને ગામના ગામો જમાડવાની જે દેખાદેખી પ્રથા વધતી ગઈ, જેના પરિણામે ગામ ગરાસ અને ખેતીવાડી અને રાચરચીલું વેચીને પણ એ અવસર ફરજિયાત કરવાના લીધે આપણી હાલત ખરાબ થઈ ગઈ છે. કચ્છમાં તેમજ ગુજરાતમાં અને બીજા દેશોમાં આ હાનીકારક રીવાજે આપણી આર્થિક સ્થિતિનું ભારે નખોદ વાળ્યું છે. તમો બધા બારીકાઈથી વિચાર કરશો તો તમને સ્પષ્ટ જણાશે કે આપણે દેશ છોડી પરદેશ આવ્યા છીએ તેનું મુળ કારણ પ્રેત ભોજનનો પ્રતાપ હશે. આપણા વડીલોએ મરણ પાછળ એવાં ભારી કારજો કરવાથી ગરીબ હાલતમાં આવી ગયેલા અને તે ગરીબી આપણને વારસામાં મળતી રહી છે તેનું આ પરિણામ છે.

## કુધારાને લીધે થયેલી પાયમાલી

તમારામાંના ઘણા ભાઈઓએ મરણ પાછળ આવાં અઘટિત ખર્ચો ન કરવાના અને તેમાં ભાગ ન લેવાના સોગન લીધા છે. તેમ તમો બધા વિચારીને કરશો તો આપણી જ્ઞાતિની આર્થિક સ્થિતિ સુધારવામાં જરાપણ વાર લાગશે નહીં. આટલું જણાવ્યા પછી મારે તમને એક અગત્યની વાત કહેવાની છે તે એ છે કે આપણામાં આટલા બધા કુધારા પેસી ગયા અને તે આપણી પાયમાલી કરી રહ્યા છે છતાં આપણે જે સમજી શકતા નથી અથવા સમજીએ છીએ છતાં તે તરફ ધ્યાન આપતા નથી તેનું મુખ્ય કારણ આપણામાં કેળવણીની ઘણી જ ખામી છે. કેળવણી એનો અર્થ નિશાળમાં ભણ્યા એટલે કેળવણી લીધી એવી આપની માન્યતા હોય તો તેમાં ભુલ થાય છે, હું

તેની વ્યાખ્યા કંઈક બીજી જ ઢબે કહેવા માગું છું. કેળવણી એટલે આ લોક અને પરલોક બંનેને સુખરૂપ કરવા માટે જે જ્ઞાન મદદગાર થઈ પડે તેજ સાચી કેળવણી અને તેજ સુવિધા મનાય. ત્યારે જ આપણે ચારે પુરૂષાર્થને પ્રાપ્ત કરી શકીએ. હવે ગમે તે જાતની ને ગમે તેવી કેળવણી પ્રાપ્ત કરવા માટે આપણને પ્રથમ તો ભાષા જ્ઞાનની જરૂર છે ને તે સંપાદન કરવા નિશાળમાં ભણવું જોઈએ. નિશાળથી ભણી ઉઠ્યા પછી વ્યવહારિક કેળવણીની ખાસ જરૂર છે. સારી રીતે ભણેલો જો કે બી.એ. અથવા એમ.એ. થયો હોય પરંતુ વ્યવહારિક કેળવણીના અભાવે તેને કેટલાક લોકો વેદીયો છે એમ કહે છે. ભણી ગણીને વેદીયાની ડીગ્રી ન મળે તેના માટે ધ્યાન રાખવું જોઈએ. સ્ત્રી અને પુરૂષે પોતપોતાનો ધર્મ સમજી ઘરસંસાર ચલાવવો જોઈએ. પુરૂષોએ પોતાની ધર્મપત્ની પ્રત્યે પ્રેમાળ રહેવું જોઈએ અને સ્ત્રીએ પતિ પ્રત્યે પરમ પૂજ્ય ભાવ રાખી પરમેશ્વરમાંની વર્તતા શીખવું જોઈએ અને આ કેળવણી બાળવયમાંથી જ પુત્ર પુત્રીઓને માતા-પિતાએ ઘરમાં જ આપવી જોઈએ. આવી રીતની ગૃહકેળવણી જેના પર બીજી વિદ્યા અને આપણા જનસમાજના બંધારણનો આધાર છે તેનો તો આજ કાલ આપણામાંથી તદ્દન લોપ થઈ ગયો છે. આવી વ્યવહારિક કેળવણીની ખામી આપણા કુટુંબમાં સગાં-સંબંધીઓમાં કુસંપના વૃક્ષો ઉભા કરે છે. માટે આ ગૃહકેળવણી પર ખાસ ધ્યાન આપવા તમો સર્વ ભાઈઓને હું વિનંતી કરું છું. વ્યવહારિક, માનસિક, શારીરિક અને ધાર્મિક કેળવણી એ બધી જાતની કેળવણીની દરેક મનુષ્ય માત્રને ખાસ જરૂર છે. કેળવણીના અભાવે આપણે બાળલગ્ન કરીએ છીએ. બાળલગ્નના પ્રતાપે જ કજોડાં થાય છે, તેથી જ છુટાછેડા કરવાનો આપણામાં રીવાજ પડી ગયો છે. જ્યાં છુટાછેડા કરવાનો રીવાજ હોય ત્યાં કન્યાવિક્રય સંભવે જ. કેળવણીના અભાવે ગજા ઉપરાંત મરણ પાછળના કારજો કરી આપણે આર્થિક સ્થિતિની પાયમાલી કરી રહ્યા છીએ. વધુ શું કહું ! કેળવણીની ખામીને લઈ આપણી ક્ષત્રિય ગણાતી જ્ઞાતિના ભાઈઓ ઈમામશાહ સૈયદનો બતાવેલો પીરાણા સતપંથ જે તદ્દન અર્ધદગ્ધ મુસલમાની તે પંથને હિન્દુ ધર્મ સમજી માનવા લાગ્યા એ શું બતાવે છે? આપણી મૂર્ખતાનો અદ્ભુત નમૂનો ! ધાર્મિક કેળવણીની મોટી ખામી. દેવોને પણ દુર્લભ એવો આર્યોનો ઉત્તમ આ હિન્દુસ્તાન દેશ તેમાં બાવીશ કરોડ હિન્દુઓ વસે છે. તે હિન્દુ જ્ઞાતિની પવિત્રતા માટે મોટા અડસઠ તીર્થસ્થળો છે પવિત્ર થઈને પરમાત્માના સ્વરૂપમાં લય થવાના જ્ઞાન માર્ગના માટે ચાર વેદ, છ શાસ્ત્ર, અઢાર પુરાણ, શ્રુતી સ્મૃતિઓ તદુપરાંત ઉપાસના કરવા માટે તેત્રીસ કોટી દેવતાઓ, ભગવાનના અનેક અવતારી સ્વરૂપો, શક્તિ, દેવી, ઈત્યાદિમાં જેને હિન્દુ ધર્મ ન દેખાયો ! અને સૈયદ ઈમામશાહે બતાવેલા પીરાણા સતપંથના મુસલમાની કબ્રસ્તાની પંથને હિન્દુધર્મ સમજી માનનારા અજ્ઞાન હિન્દુભાઈઓની અજ્ઞાનતા એવું સિદ્ધ કરે છે કે તેઓમાં ધાર્મિક કેળવણીની ભારે ખામી છે. કેળવણીનો વિષય એ મહાન વિષય છે એના ઉપર જેટલું બોલીએ એટલું થોડું છે. સભામાં એ બધી વાતો ચર્ચાશે.

## પીરાણા પંથનું કલંક

હું મારા કચ્છી પાટીદાર બંધુઓમાંના કેટલાક ભાઈઓના સમાગમમાં ઘણી વખત આવ્યો છું, તેઓની નિખાલસતા અને ભ્રાતૃભાવના માટે મને ઘણું માન છે. વ્યવહારિક તેમજ ધાર્મિક કેળવણીવાળા જે અહીં આવ્યા છે તેવા ભાઈઓની અંતિમ ઈચ્છા છે કે ધાર્મિક કેળવણીનો ફેલાવો કરી અજ્ઞાન ભાઈઓને સમજાવવા. પીરાણાપંથનું કલંક જ્ઞાતિના ભાઈઓ ઉપરથી દુર કરવા તનતોડ મહેનત કરી રહ્યા છે. આ પરિષદ મેળવવાનો મુખ્ય આશય પણ તેજ છે. એવા ભાઈઓને પરમ કૃપાળુ પરમાત્મા જરૂર વિજય આપશે જ એવી મને સંપૂર્ણ શ્રદ્ધા છે.

પ્રિય બંધુઓ, મારે જે કહેવાનું હતું તે મેં મારી સમજ પ્રમાણે આપને કહ્યું છે. આપનો ઉપકાર માની છેવટના બે શબ્દો કહેવાની રજા લઉં છું.

## છેવટના બે બોલ

આ નાશવાન શરીરનો કઈ ઘડીએ નાશ થશે તે કંઈ કહી શકાતું નથી. અનેક પ્રકારથી સંસારની સહુ ઉપાધીઓમાં આપણે રચ્યા પચ્યા રહ્યા છીએ છતાં એ બધાનો ત્યાગ કરી શરીરને એક દિવસ જવાનું છે, સાથે કંઈ પણ આવવાનું નથી માત્ર આપણા હાથે કરેલાં સારા કામ, ધારણ કરેલો ધર્મ, પ્રાપ્ત કરેલું પુન્ય જ આપણું સાથી થાય છે. આવા નાશવંત સંસારમાં પરમ કલ્યાણકારી ધર્મ અને યશને સિદ્ધ કરનારી જ્ઞાતિ સેવાને આપ બંધુઓ ભુલ્યા નથી, ભવિષ્યમાં કદી પણ ભુલશો નહીં એવી મારી પ્રાર્થના છે. તમે જે પ્રવૃત્તિ જ્ઞાતિ સેવાના માટે ચલાવી રહ્યા છો તેને ચાલુ જ રાખશો. જેણે જન્મીને પોતાના કુટુંબ કે જ્ઞાતિનું ભલું નથી કર્યું તેની જિંદગીમાં અને પશુઓની જિંદગીમાં કોઈ ફેર નથી. પોતાના જ્ઞાતિ ભાઈઓના દુઃખ જોઈને જેને હૃદયમાં બળતરા નથી થતી, આંખમાં આંસુ અને અંતરમાં જેને લાગણી નથી થતી એવા લાગણીશૂન્ય હૃદયમાં અને પથ્થરમાં કંઈ ફરક નથી. માટે મારા પ્રિય જ્ઞાતિ બંધુઓ, તમને એજ ભલામણ છે કે જે પુરૂષાર્થ તમો અત્યારે કરો છો તેજ પ્રમાણે ચાલુ રાખશો તો થોડા વખતમાં આપણી જ્ઞાતિનો ઉદય અવશ્ય થશે જ એવી મને સંપૂર્ણ શ્રદ્ધા છે. આટલું કહી હું મારું બોલવું પુરું કરું છું. તમાએ મારું કહેવું શ્રદ્ધાપૂર્વક સાંભળ્યું છે એના માટે મને ભારે આનંદ થાય છે.

એટલું જ નહીં પણ તમોએ જે મને અનુપમ ભારે માન આપ્યું છે તેના માટે ફરીવાર હું આપ સઘળા ભાઈઓ તેમજ બહેનોનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

ઉપર પ્રમાણે પ્રમુખ સાહેબનું મનનીય અને બોધદાયક ભાષણ થઈ ગયા બાદ પરિષદે કરવાના કામો અને ઠરાવો ઘડવા માટેની એક સબજેક્ટ કમિટિ નીમવામાં આવી હતી. હંમેશના રીવાજ પ્રમાણે આ કમિટિના કાર્ય વિશે રા. નારણજીભાઈ મિસ્ત્રીએ સહુ ભાઈઓને સમજ આપી હતી અને કમિટિના મેમ્બરો સિવાયના જે ભાઈઓને જે કંઈ સુચના કરવા જેવું લાગતું હોય તે કમિટિની બેઠક વખતે જાહેર કરવાની ભલામણ કરી હતી. તેમજ પીરાણા પંથ એ કંઈ હિન્દુ ધર્મ નથી અને તેની રાહે ચડી જવાથી આપણું હિન્દુપણું નાશ થાય છે એ વાતનો જેને ખુલાશો જોઈતો હોય તે ભાઈઓને પોતા તરફથી કરી આપવામાં આવશે એ પણ સાથે સાથે કહી દીધું હતું.

## સબજેક્ટ કમિટિના મેમ્બરોના નામ

| | | |
|---|---|---|
| ૧. | દેસાઈ શ્રી ચંદુલાલ મણીલાલ પ્રમુખ સાહેબ | વિરમગામ |
| ૨. | ભાઈ વિશ્રામ દેવજી નાકરાણી | ઘાટકોપર |
| ૩. | ભાઈ નારાયણજી રામજીભાઈ લીંબાણી | ઘાટકોપર |
| ૪. | મિ. કેશવલાલ માધવલાલ વકીલ | વિરમગામ |
| ૫. | ભાઈ મગનલાલ ગોવિંદલાલ ઈજનેર | અમદાવાદ |

| | | |
|---|---|---|
| ૬. | ભાઈ માણેકલાલ કુબેરદાસ પરીખ | વિરમગામ |
| ૭. | ભાઈ રતનશી ખીમજી ખેતાણી | વીરાણી |
| ૮. | ભાઈ રતનશી શીવજી નાકરાણી | કરાંચી |
| ૯. | રા. વાલજીભાઈ રામજીભાઈ લીંબાણી | ઘાટકોપર |
| ૧૦. | રા. રતનશીભાઈ કરસન છાભૈયા | ગઢશીશા |
| ૧૧. | મિસ્ત્રી રાજારામ શામજી ધોળુ | માનકુવા |
| ૧૨. | ભાઈ વિશ્રામ પાંચા ગાંગાણી | કરાંચી |
| ૧૩. | મિ.ખીમજીભાઈ શીવજી રામાણી | કરાંચી |
| ૧૪. | ભાઈ માવજી પુંજાભાઈ જબુવાણી | હૈદરાબાદ |
| ૧૫. | ભાઈ હરજી લધા નાકરાણી | ઘાટકોપર |
| ૧૬. | ભાઈ માવજી સામજી લીંબાણી | ઘાટકોપર |
| ૧૭. | ભાઈ રામજી સોમજી નાકરાણી | કરાંચી |
| ૧૮. | ભાઈ શીવજી કાનજી પારસીયા | કરાંચી |
| ૧૯. | ભાઈ શીવજી લધા નાકરાણી | કરાંચી |
| ૨૦. | ભાઈ નાનજી દેવજી પોકાર | ઘાટકોપર |
| ૨૧. | ભાઈ રામજી રાજા નાકરાણી | ઘાટકોપર |
| ૨૨. | ભાઈ અરજણ ભીમજી ભગત | ઘાટકોપર |
| ૨૩. | ભાઈ વાલજી વસ્તા પોકાર | વિથોણ |
| ૨૪. | ભાઈ લાલજી સોમજી નાકરાણી | કરાંચી |
| ૨૫. | ભાઈ નારાયણજી શીવજી નાકરાણી | ઘાટકોપર |
| ૨૬. | ભાઈ લખુભાઈ ડોશા પોકાર | કરાંચી |
| ૨૭. | ભાઈ લધા વિશ્રામ નાકરાણી | ઘાટકોપર |
| ૨૮. | ભાઈ રામજી લાલજી રામજીયાણી | ઘાટકોપર |
| ૨૯. | ભાઈ શીવજી સોમજી વાલાણી | ઘાટકોપર |
| ૩૦. | ભાઈ પચાણ લધા દિવાણી | ઘાટકોપર |
| ૩૧. | ભાઈ મેઘજી લખુ પાંચાણી | ઘાટકોપર |
| ૩૨. | ભાઈ શીવદાસ કાનજી નાકરાણી | ઘાટકોપર |
| ૩૩. | ભાઈ મુળજી ડોસા પોકાર | કરાંચી |

## સબજેક્ટ કમિટિની બેઠક

ઉપર જણાવેલા મેમ્બરોની એક સબજેક્ટ કમિટિ નિમાયા બાદ લગભગ સાયંકાળે પરિષદની બેઠક બીજા દિવસ ઉપર મુલત્વી રહી હતી. રાતના વાળુ કરીને આઠ વાગે કમિટિના મેમ્બરોએ મંડપમાં જ તે મળનારી હતી તે

સ્થળે હાજરી આપવા માંડી હતી. ચુંટાયેલા મેમ્બરોની સંખ્યા ઉપરાંત બીજા સો સવાસો ભાઈઓએ આ કમિટિની બેઠક વખતે પ્રેક્ષક તરીકે ભાગ લીધો હતો. નવ વાગે પ્રમુખ સાહેબના આવ્યા બાદ ઠરાવો ઘડવાનું કાર્ય હાથ ધરવામાં આવ્યું હતું. શરૂઆતમાં ગઈ બેઠક વખતે પસાર કરવામાં આવેલા ઠરાવો તપાસી જોવા પ્રમુખ સાહેબ તરફથી રા. નારાયણજીભાઈ મિસ્ત્રી વગેરેને સુચના કરવામાં આવી હતી. કોઈ પણ જાતની તકરાર સિવાય નામદાર મહારાવશ્રીનું દીર્ઘાયુષ્ય ઈચ્છવાને લગતો પહેલો ઠરાવ પસાર થયા બાદ પરિષદનો ઉદ્દેશ મુખ્ય હેતુ-સુચવતા પીરાણા પંથને તિલાંજલિ આપવાના ઠરાવ ઉપર ચર્ચા ચાલી હતી. હિન્દુઓને ધીમે ધીમે મુસલમાની રાહત ઉપર લઈ જવા અને તેમ કરી મુસલમાન બનાવવાની તેના યોજકની યોજના વિષે રા.નારાયણજીભાઈએ ટુંકુ પણ સુચક વિવેચન કર્યું હતું અને એ પંથની રાહે ચડી જવાથી કચ્છ વિભાગ જ્ઞાતિની કેવી અધોગતિ થઈ છે તેનો ચિતાર આપ્યો હતો. કરાંચી પરિષદની બેઠકો થવા છતાં જો આપણા હૃદયમાં હોય તેજ વાત જ્ઞાતિને જણાવી દેવાનો ચોખ્ખો ઠરાવ હવે કરવામાં આવે નહિ તો પરિષદો ભરવાનો સઘળો શ્રમ વ્યર્થ છે એ વાત તેમણે કમિટિના મેમ્બરોને સચોટ રીતે સમજાવી હતી તેની બહુ સારી અસર થઈ હતી. દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લેવાની, તેમજ આગેવાનોની ડખલગીરી મટાડવાની, એવી બે બાબતો ઠરાવના અંગે ઉપસ્થિત થઈ હતી, જેનો યોગ્ય નિર્ણય થયા બાદ પીરાણા પંથનો ત્યાગ કરવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. આગેવાનોની જ્ઞાતિ પ્રત્યેની ત્રાસદાયક વલણનો ઉકેલ લાવવાનો ઠરાવ હાથ ધરવામાં આવ્યો હતો. પહેલાંનો ઠરાવ જોઈએ તેવી રીતે યોગ્ય સ્વરૂપમાં ઘડાયો નથી એટલે તેનું કંઈ પરિણામ આવ્યું નથી એવી દલીલ વિરમગામવાળા મિ. કેશવલાલ માધવલાલ વકીલે રજુ કરતાં જણાવ્યું કે ઠરાવ પરિણામ દર્શક રૂપમાં ઘડાવો જોઈએ. બાદ પ્રમુખ સાહેબે જણાવ્યું કે આ ઠરાવમાં જે જે આગેવાનોના નામ સુચવવામાં આવ્યા છે તેમાં કોઈના નામ ઉમેરવા કે કમી કરવા જેવા હોય તેનો આપણે વિચાર કરવો જોઈએ. મિસ્ત્રી નારાયણજીભાઈ રામજીએ જણાવ્યું કે નખત્રાણાવાળા શીવજી પટેલનું નામ જુલમગાર આગેવાનોના નામમાંથી કમી થવું જોઈએ કારણ હાલમાં તેણે પોતાની વલણ બદલી છે અને સુધરતો આવે છે. દેશલપુરવાળા ભાઈ પ્રેમજીને કનડગત કરનાર આગેવાનો જ્યારે નખત્રાણા કોર્ટમાં તેના ઉપર ગુજારેલા જુલમ માટે હાજરી આપવા ગયેલા ત્યારે પોતાના જાતભાઈ ઉપર વિના કારણ હેરાનગતી ઉભી કરનારા એ જુલમગાર આગેવાનોને કંઈ આશ્રય આપ્યો નહીં, તેમને ખાનામાં ઉતરવા દીધા નહિ તેમ વાસણ કુસણ કે ગાદલાં વગેરે આપ્યા નહિ તેમજ બીજી કોઈ પ્રકારની સહાય તેણે કરેલી નહિ એ ઉપરથી માની શકાય છે કે પરિષદના ઠરાવની તેના ઉપર કંઈક અસર થઈ છે અને સુધરવા માગે છે. તેવા એક આગેવાનને આપણે કમી કરીએ તો બીજા આગેવાનો પણ તેનો દાખલો લઈ પરિષદના ઠરાવોને માન આપતા થશે એવી મારી માન્યતા છે. પરિષદની પહેલી બેઠકના પ્રમુખ રાજાભાઈ શામજી ધોળુએ જણાવ્યું કે નારાયણભાઈની વાત બરાબર છે અને હું એ વાતને ટેકો આપું છું. મંગવાણાના ભાઈ ખીમજી શીવજીએ જણાવ્યું કે શીવજી પટેલ સુધર્યો છે એવી વાત નારાયણભાઈ કહે છે તે સાચી નથી. હજુ પણ તેના નામની કનડગત ઓછી થઈ નથી અને તે કંઈ સારો થયો નથી. કરાંચીવાળા ભાઈ રતનશી શીવજીએ ખીમજીભાઈના વિચારોને ટેકો આપ્યો હતો અને શીવજી પટેલે પોતાની રીતભાતમાં કંઈ સુધારો કર્યો હોય એવું કંઈ નથી એમ જણાવ્યું હતું. યુવક મંડળના સેક્રેટરી ભાઈ રતનશી ખીમજીએ ઠરાવ વિશે બોલતાં જણાવ્યું કે જો શીવજી પટેલનું નામ કમી કરવું હોય તો એણે સુધારાની વાતને કંઈ

રીતે મદદ કરી છે એ આપણે જાણવું જોઈએ. જુલમગાર આગેવાનોના લીસ્ટમાંથી એનું નામ કમી કરવા જેવું મને તો એનું કોઈ કામ દેખાતું નથી એટલે તેનું નામ કમી કરવા પહેલાં તેણે કરેલાં સુધારાના કામોની નોંધ લેવી જોઈએ. મુરબ્બી નારાયણભાઈએ જે વાત તેના વિશે કહી તેટલા ઉપરથી તેનું નામ કમી કરી શકાય નહિ. શીવજી પટેલના નામ વિશેની ચર્ચાનો અંત આવતાં તેનું નામ જુલમગાર આગેવાનોના નામમાં કાયમ રાખવાનું ઠર્યું હતું. બીજા નામો ઉમેરવાની ચર્ચા થતાં પરિષદની પહેલી બેઠકના પ્રમુખ રાજાભાઈ શામજી ધોળુ ગામ માનકુવાવાળાએ જણાવ્યું કે -

અમારા માનકુવામાં હમણાં એક નવો આગેવાન ઉભો થયો છે અને તેનું નામ કાનજી દેવશી ધોળુ છે. નાતભાઈઓને કનડવાની વાતમાં તેણે આગેવાની કરવા માંડી છે અને જુલમ કરવા લાગ્યો છે એટલે તેનું નામ જુલમગાર આગેવાનોના નામમાં દાખલ કરવાની જરૂર છે. આ માણસનું નામ સાંભળી કમિટિના સભ્યો વિચાર કરવા લાગ્યા. દરમ્યાન મિસ્ત્રી નારાયણજીભાઈએ જણાવ્યું કે તેના જુલમ વિશેની આપણને અત્યાર સુધી કંઈ ખબર મળી નથી એટલે જુલમગાર આગેવાનોના નામમાં વધારો કરતા પહેલાં આપણે જેનું નામ ઉમેરીએ તેના ખરાબ કામો કેવા પ્રકારના છે તે જાણવું જોઈએ. અત્રે માનકુવાના પણ કેટલાક ભાઈઓ હાજર છે તેમને એ માણસનું વર્તન કેવા પ્રકારનું છે તે આપણે પૂછવું જોઈએ. જે ઉપરથી પ્રમુખ સાહેબે કમિટિના મેમ્બરો અને પ્રેક્ષક વર્ગમાંથી જે ભાઈઓ માનકુવાના હોય તેમને કાનજી દેવશી નાત ઉપર જુલમ ગુજારે છે કે નહિ અને તે કેવા પ્રકારે એ જણાવવાની સુચના કરી હતી. તે ઉપરથી ભાઈ વાલજી જીવરાજ મિસ્ત્રી ગામ માનકુવાવાળાએ જણાવ્યું કે - જેવા પ્રકારના જુલમગાર આગેવાનોનું લીસ્ટ કરવામાં આવ્યું છે તેવા પ્રકારના કોઈ જુલમ નાત ઉપર એણે કર્યા હોય એવું મારી જાણમાં નથી, તેમ એ કોઈ એવો ગેઢેરો નથી કે તેને આગેવાન પણ કહી શકાય. ઘણા ભાઈઓએ એ વાતનો ટેકો આપ્યો પરંતુ રાજાભાઈ શામજીને સંતોષ થયો નહિ અને કાનજીની વિરુદ્ધના પુરાવામાં પ્રથમ દલીલ તેમણે એ કરી કે વાલજી જીવરાજ કમિટિના મેમ્બર નથી એટલે તેને મારા સુધારાની સામે બોલવાનો કંઈ હક્ક નથી. રૂપાલવાળા ભાઈ ચુનીલાલ મગનલાલે જણાવ્યું કે રાજાભાઈ કહે છે કે જ્યારે એમણે પોતાની દીકરીના લગ્ન વેદવિધિ અનુસાર ચોરી બાંધીને કરેલા ત્યારે રાજાભાઈને નાત બહાર કરાવામાં એનો મુખ્ય હાથ હતો, તો આવા શુભ કામમાં હેરાનગતી કરનારનો આ ઠરાવમાં સમાવેશ કરી શકાય, છતાં તેના કામ સમસ્ત જ્ઞાતિ ઉપર કેવા પ્રકારનો જુલમ ગુજારનારા છે એ વાતનો વિચાર કરવો જોઈએ. મિસ્ત્રી નારાયણભાઈએ જણાવ્યું કે જો આવા માણસોના નામ ઠરાવમાં ઉમેરવાની વાત રાખીશું તો એવાનું તો એક મોટું લીસ્ટ થઈ જશે અને પરિણામે ઠરાવની કંઈ મહત્તા રહેશે નહિ. કાનજી અને રાજાભાઈ બંને એક જ કુટુંબના છે તેઓ એકબીજાના ભાઈઓ થાય છે એટલે તેમના વચ્ચેના કુસંપના બીજા પણ કારણો હોવાનું સંભવિત છે. છતાં કમિટિને તેનું નામ ઉમેરવાની વાત ઠીક દેખાતી હોય તો તે સામે હું ખાસ વાંધો લઈ શકું નહિ પરંતુ હું એટલું તો ચોક્કસ કહું છું કે રાજાભાઈ જે કારણ દર્શાવે છે તે કાનજીનું નામ દાખલ કરવા માટે પુરતું નથી. અમદાવાદાવાળા રા.મગનલાલભાઈ ઈજનેરે જણાવ્યું કે એક વખતના પરિષદના પ્રમુખ રાજાભાઈના માનની ખાતર ભાઈ કાનજીની આગેવાનોના લીસ્ટમાં ગણતરી કરીએ, પણ હું એવો સુધારો મુકું છું કે આગેવાનો સંબંધીનો ઠરાવ યોગ્ય સ્વરૂપમાં ઘડાયો નથી એ વાત બરાબર હોય તો પરિણામ દર્શક ડ્રાફ્ટ મિ. કેશવલાલભાઈ વકીલ આ કમિટિમાં રજુ કરે અને તે ઠરાવ રાજાભાઈ પોતે પરિષદમાં

રજુ કરવાનું સ્વીકારે. બંને ભાઈઓએ સદરહુ વાત કબુલ રાખવાથી એ ઠરાવને મુલત્વી રાખી બીજા ઠરાવો હાથ ધરવામાં આવ્યા હતા અને બાળલગ્ન નાબુદ કરવાને લગતો, કેળવણી સંબંધીનો, મરણ પાછળના જમણો નહીં કરવાને લગતો તેમજ મુડદાંને અગ્નિસંસ્કાર જ કરવો જોઈએ એ પ્રકારના ઠરાવો ઉપર વાટાઘાટ ચાલ્યા બાદ કમિટિમાં સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા અને મોડી રાત્રે બે વાગે કમિટિની બેઠક બરખાસ્ત કરવામાં આવી હતી.

## તા.૨૯-૪-૨૪નો બીજો દિવસ

કચ્છ વિભાગના આ કડવા પાટીદારની પરિષદે બીજે દિવસે અન્ય કોમનું સારું ધ્યાન ખેંચ્યું હતું. પ્રમુખના ભાષણો વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ થવાથી હીલચાલનું કારણ સમજવામાં આવ્યું હતું તેમજ પદ્ધતિસરની કાર્યવાહીએ આ પછાત કોમને પછાત નહી સમજવાનું વાતાવરણ જમાવ્યું હતું. આર્ય પ્રજાની ધાર્મિક ઉન્નતિમાં રસ લેનાર ગૃહસ્થ વર્ગમાંથી કેટલાક સજ્જનો પધાર્યા હતા. શેઠ હરભમભાઈ, પંડિત શ્રી કાર્તાંતિક વગેરે વિદ્વાન વર્ગે પોતાની હાજરીથી કાર્યવાહકોના હૃદયને ઉત્તેજિત કર્યાં હતાં. લગભગ સાડા ત્રણ વાગે પ્રમુખ સાહેબના આગમન પછી શ્રીકુળદેવીની આરાધના કરવામાં આવી હતી અને તે પૂર્ણ થતાં પ્રમુખ સાહેબે જણાવ્યું કે -

વ્હાલા જ્ઞાતિ બંધુઓ, ગૃહસ્થો અને બહેનો ! આજે આ પરિષદના જે વિચારો છે અને ઉદ્દેશ છે તેને લગતા ઠરાવો ઘડવામાં આવ્યા છે તે સભામાં રજુ થશે. પ્રથમ તો આપણે જે કચ્છ દેશની પ્રજા છીએ ત્યાંના ના. મહારાવશ્રીનું સહકુટુંબ દીર્ઘારૂપ ઈચ્છવું એ આપણી ફરજ હોવાથી તેને લગતો ઠરાવ મારે તમારી પાસે રજુ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે અને તે ઠરાવ હું આપને સંભળાવું છું :-

### ઠરાવ ૧ લો

"ગૌ બ્રાહ્મણ પ્રતિપાલ નોધારાધાર ધર્મધુરંધર અખંડ, પ્રૌઢ પ્રતાપ મહારાજાધિરાજ મિરઝા મહારાવશ્રી ૭ **સર ખેંગારજી** સવાઈ બહાદુર જી.સી.આઈ.ઈ.નું આ પરિષદ અંતઃકરણપૂર્વક સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઈચ્છે છે."

ભાઈઓ, આ ઠરાવ વિશે કોઈ પ્રકારનો મતભેદ આપણા માટે હોઈ શકે નહિ એટલે તે ઉપર વિવેચન કરવાની જરૂર નહિ હોવાથી કમિટિએ તે રજુ કરવાનું મને સોંપ્યું છે તે યોગ્ય જ કર્યું છે અને હું આશા રાખું છું કે આ ઠરાવને સહુ ભાઈઓ વધાવી લેશો. (તાળીઓ) ત્યાર બાદ એ ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો અને નીચે જણાવેલો ઠરાવ ભા**ઈ રતનશી શીવજીએ રજુ કર્યો** હતો.

### ઠરાવ ૨ જો

"પીરાણા સતપંથ આપણને સમસ્ત જ્ઞાતિથી અલગ પાડી દેનાર હોવાથી તેમજ તે પંથ આપણને હિન્દુપણામાંથી ટાળી દેનારો છે એવી પરિષદને ખાતરી થવાથી આ પીરાણા સતપંથને આપણી જ્ઞાતિમાંથી નાબુદ કરવાના દરેક ચાંપતા ઉપાયો લેવા, તેમજ કોઈએ દશોંદ કે વીશોંદના લાગા ભરવા નહીં. તેમજ પીરાણાની અમી કે નુરની ગોળી પીવી નહીં અને કાકા તેમજ સૈયદોનો પગપેસારો આપણી જ્ઞાતિમાંથી જલદી દુર થાય તેવા ઉપાયો યોજવા. વળી સ્વજ્ઞાતિ બંધુઓ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લઈ જેમ બને તેમ જલદી સનાતન વૈદિક ધર્મ તરફ પ્રવૃત્તિ કરે

એવા ઉપાયો તાત્કાલિક યોજવા એ આ પરિષદના દરેક મેમ્બર પોતાની ફરજ સમજે છે અને દેહશુદ્ધ પ્રાયશ્ચિત લઈ પીરાણા સતપંથને તજી દેનાર દરેક ભાઈઓને દરેક પ્રકારની મદદ કરવાનો આ પરિષદ ઠરાવ કરે છે. "

સદરહુ ઠરાવ વાંચી સંભળાવ્યા બાદ ભાઈ રતનશી શીવજીએ તેને ટેકો આપતા જણાવ્યું કે પ્રમુખ સાહેબ અને ભાઈઓ ! આ ઠરાવ મેં રજુ કર્યો છે તે પીરાણા પંથને લગતો છે અને તે પંથ હિન્દુ ધર્મનો કટ્ટો દુશ્મન છે. તે સંબંધી ઘણા લેખો અને બહાર પડેલા પુસ્તકો મેં જોયાં છે. આપણી આ સભામાં સેક્રેટરી રા.નારાયણજી રામજીભાઈએ આપણને તે વિશે ઘણું જ્ઞાન આપ્યું છે. હમણાં જ તેમણે એક પ્રાસ્તાવિક નિબંધ બહાર પાડ્યો છે એ ઉપરથી પણ ઘણું જાણી શક્યા છીએ. પાંડવોએ મળીને ગાય માર્યાની વાત જે પંથ આપણને સમજાવે છે એને આપણી જ્ઞાતિએ હિન્દુ પંથ કહેવો એ તો મોટું પાપ છે. આ પંથને ચલાવનાર ઈરાનથી ઉપડીને અહીં આવેલો અને તેણે હિન્દુ ધર્મના બહાને આ પંથ ચલાવ્યો. અને ઘણી હિન્દુ જ્ઞાતિઓમાં તેણે પગ પેસારો કર્યો.

ખોજા વગેરે એ પ્રકારનો પંથ માને છે. સૈયદો તેમાં ગુરૂ મનાય છે એ વિગેરે કેટલીક હકીકત આપણને બહુ શરમાવનારી છે અને હિન્દુપણામાંથી આપણને ચલિત કરનારી છે એટલે જ્ઞાતિમાંથી તેને નાબુદ કરવાની તાકીદે જરૂર છે. હું આશા રાખું છે કે આ ઠરાવ સહુ ભાઈઓ પસાર કરશો.

**ભાઈ માવજી પુંજા જબુઆણી** - ગામ-નખત્રાણાવાળાએ ઠરાવને ટેકો આપતા જણાવ્યું કે - પ્રમુખ સાહેબ અને ભાઈઓ, આ પીરાણા પંથનો જે ઠરાવ ભાઈ રતનશીએ રજુ કર્યો છે તેને હું ટેકો આપું છું. અભણ અને અજ્ઞાન હિન્દુઓને વટલાવા માટે આ પંથ ઉભો કરવામાં આવ્યો છે અને તેમાં અભણ રહેલા, ધર્મને નહીં સમજનારા ફસાય છે. આ પીરાણા પંથની એવી જે ધર્મના નામે ચાલતી પોલ છે તે તો રા.નારણભાઈએ આપણને ક્યારની એ સમજાવવા માંડી છે. જો આપણી જ્ઞાતિમાં એ પોલ ચાલુ રહેશે તો જરૂર હિન્દુપણાનો નાશ થશે. એ કંઈ ધર્મ નથી. આપણા માટે તો એ મોટો અધર્મ છે. એટલા માટે હું વિનંતી કરું છું કે સહુ ભાઈઓ તેને સત્વર નાબુદ કરવા પ્રતિજ્ઞા કરશો. સુધારક ભાઈઓની તો એ ફરજ છે કે તેને નાબુદ કરવાના દરેક પગલાં લેવા. આ પંથની રાહે જે ગોળી ગળવામાં આવે છે તે ગોળી કેવી છે તેની વાતો ઘણીવાર ચર્ચાઈ ગઈ છે. આ ગોળીએ આપણી કોમને ભ્રષ્ટ બનાવીને બહુ પછાત પાડી દીધી છે. આ પંથને જ્ઞાતિમાંથી નાબુદ કરવો એ દરેક ભાઈ-બહેનની ફરજ છે એમ સહુ માનશો એવી આશા રાખું છું.

**ભાઈ વિશ્રામ પાંચા ગાંગાણી** - ગામ વીરાણીવાળા એ ઠરાવને અનુમોદન આપતા જણાવ્યું કે ભાઈઓ અને બહેનો, આ ઠરાવ ઉપર બોલવાની મારી ઘણી ઈચ્છા હતી છતાં મારું ગળુ બેસી જવાથી હું બોલી શક્યો નથી તે માટે મને માફ કરશો. પીરાણા પંથ વિશે તમને વાકેફ કરવાની મારી લાયકાત નથી છતાં જે ભાઈઓ તમને એ વિશે કહે તે સઘળુ બરાબર સાંભળજો અને જે કંઈ ભલામણ કરે તે પ્રમાણે વર્તજો. આ પંથે આપણને જ્ઞાતિમાં પણ પછાત પાડી દીધા છે અને આપણી અધમ દશા કરી મુકી છે તે વાતથી તમે સહુ ભાઈઓ વાકેફ છો એટલે હું વધારે વખત લેતો નથી અને તે પંથને જ્ઞાતિમાંથી નાબુદ કરવાની ભલામણ કરું છું. ત્યારબાદ ગામ વીરાણીવાળા **ભાઈ રતનશી ખીમજી**એ ઠરાવની આવશ્યકતા દર્શાવતા જણાવ્યું -

પીરાણા પંથ એ હિન્દુ ધર્મ નથી જ એ વાત સમજવાની હવે કંઈ આપણને જરૂર રહી નથી. અનેક પ્રસંગોએ

મેં એ વાત આપણા ભાઈઓને સમજાવી છે. જ્યારે તે હિન્દુધર્મ નથી ત્યારે આપણે તેને કેમ રાખી શકીએ? આ વાત જ્ઞાતિમાં સારી રીતે સમજાઈ ગઈ છે છતાં જેનો તેમાં સ્વાર્થ છે તે લોકો એ પંથને ઝાલી રાખવાનો આપણને ઉપદેશ આપી રહ્યા છે એટલું તમે સમજી જાઓ તો સહુ દુઃખ મટી જાય. સનાતન ધર્મના સ્તંભરૂપ અનેક વિદ્વાનો અને શાસ્ત્રીઓ પડ્યા છે છતાં આ પંથ જે હિન્દુ કોમને ભ્રષ્ટ બનાવી રહ્યો છે એ તરફ તેમનું ધ્યાન ખેંચાયું નથી એ વાત જાણીને મારા દુઃખનો પાર રહેતો નથી. આ સભામાં એ વાત મારે કહેવી પડે છે. આશરે ત્રણસો વર્ષ ઉપર આ પંથની યોજના હિન્દુઓને વટલાવવા માટે ઘડવામાં આવેલી જણાય છે. લગભગ ૧૫૦ વર્ષ સુધી મુડદાંને અગ્નિ સંસ્કાર કરવાની વાતમાં કોઈએ હાથ ઘાલેલો નહિ પણ ત્યાર બાદ સમયની અનુકૂળતા જોઈ તેના ચાલકોએ એ વાત હાથમાંથી લીધી અને અગ્નિ સંસ્કારના બદલે દફનાવી દેવાની વાત સમજાવા લાગ્યા. સં.૧૮૩૨ { Year:1775-76 } માં સૈયદો નખત્રાણે આવેલા અને ખાનાઓ સ્થાપવાની વાતો સમજાવી. તે અમલમાં આવવા લાગી અને સૈયદોને આપણી જ્ઞાતિ ઉપર આપણા ભોળા ભાઈઓને જુદા જુદા યુગોના રિવાજો સમજાવવાનો ઢોંગ કરીને એવું બતાવ્યું કે "આ યુગમાં એવો ધર્મ છે કે મડદાના જમણા પગના અંગુઠે અગ્નિ અડાડી તેને જમીનમાં દાટી દેવું. લગ્નપ્રસંગે ચોરી બાંધવી નહિ અને તેમાં તો બ્રાહ્મણ લુંટી ખાય છે ! એટલે તેમની સાથે કોઈ જાતનો સંબંધ રાખવો નહિ એવો આ જુગનો ધર્મ છે !" બ્રાહ્મણને જે દેવું હોય તે ખાનાના મુખીને આપવું પડે નહિ એટલે ક્રિયા કરાવનાર પણ મુખી થઈ પડ્યા ! કેટલાક લોભી અને ગરીબ ભાઈઓને આ વાત ફાવતી આવી અને તેવો પછાત વર્ગ બહુ મોટો એટલે બ્રાહ્મણોની જગ્યાએ ખાનાના મુખીઓ સહેજ વાતે સ્થપાઈ ગયા ! દશા-શ્રાદ્ધ વગેરેની કંઈ જરૂર ન હોવાનું સમજાવ્યું અને તેના બદલે ખાનામાં જારદ કરવાની વાત ધર્મવાળી છે એમ ઠસાવ્યું. અંધશ્રદ્ધાળુએ એ વાતની શરૂઆત કરી અને તે ધીમે ધીમે બીજાઓને માટે પણ ફરજિયાત થતી ચાલી. ધીમે ધીમે જગ્યામાં જ રાંધી ખાવાના સાધનો કર્યા અને જુમેરાતે એટલે ગુરૂવારે રાંધેલું અનાજ ખાનામાં બેસીને ખાવાની પ્રથા શરૂ કરવામાં સૈયદો અને મુખીઓ ફાવ્યા. પીરાણામાં આજે પણ એ પંથને માનનારાઓ માટે જમવા ખાવાની બહુ સોઈ અને સાધનો તૈયાર જ રાખવામાં આવે છે. રસોઈમાં પણ એક પછી એક એમ ભેળસેળો કરનારી પ્રથાઓ સ્વાભાવિક રીતે શરૂ થઈ અને ધાર્મિક ભાવનાઓ નષ્ટ કરનારી ચીજો પણ પ્રવેશ કરવા લાગી. પીરાણાની બાવાના નુરની ગોળી એ તો મુખ્ય વાત થઈ પડી ! અફસોસ બંધુઓ, તમને હું વધારે વાતો કહી શકતો નથી. ખાનામાં આ ગોળીઓ ઘસાય છે. બધાએ પીએ છે. આ પંથ મુસલમાની જેવું અરધું તો છે એમ કહેવા છતાં તેને છોડવાની તમે હિંમત કરી શકતા નથી. આપણા માટે હિન્દુઓની જાત્રાઓના જે પવિત્ર સ્થળો ત્યાં જવાના દરવાજા પણ તેમણે બંધ કરી દીધા છે. કાશી કે દ્વારકાએ જાત્રા કરીને આવો કે તરત જ પેલી ગોળી તો પીવી જ પડે ! અને જે કોઈ પીએ નહિ તેના શીરે જ્ઞાતિ બહાર થવાની સજા તો ઊભી જ છે ! આ બધી વાતો કેમ ટકી રહી છે એનો મને બહુ વિચાર આવે છે. અંતે એમ જણાય છે કે પેલી ગોળીઓ પી, પી, ને હૃદય બહુ ભ્રષ્ટ અને મલિન થઈ ગયાં છે એટલે આજે એ વાતની કોઈને નાનપ દેખાતી નથી. આ ગોળી હિન્દુઓથી પી શકાય જ નહિ. ભ્રષ્ટ કરનારી છે એ વાત તો સૈયદો પણ કબુલ કરે છે. છતાં બાળકોને જન્મથી જ પવાય છે. ખાનામાં બાળકને લઈ જઈને ૨૧મા દિવસે ગોળી પીવડાવવામાં આવે છે. દર ગુરુવારે ખાનામાં એ ભ્રષ્ટ કરનારી ગોળી ઘસાય છે અને બધા પીએ છે. આ પ્રકારે મલિન થઈ ગયેલા હૃદયમાં હિન્દુપણું મટી જાય છે એ વાત ઉતરી શકતી નથી, હિન્દુપણાના ઉપદેશને પ્રવેશ થવાના દ્વાર બંધ થઈ ગયા છે. આ ગોળીને સાચા હિન્દુઓ માટે તો બંદુકની ગોળીની ઉપમા આપી શકાય.

ઘણા વિદ્વાનો અને સમજુ ભાઈઓ ઉપદેશ આપે છે છતાં આપણી તૈયારી દેખાતી નથી એનું કારણ પણ એ ગોળી જ છે. વક્તાએ અહીં એક સન્યાસી અને ગૃહસ્થાશ્રમીનું દ્રષ્ટાંત આપ્યું હતું અને તેમ કરીને ગૃહસ્થાશ્રમ છોડવો નથી માટે છુટતો નથી, છોડવો હોય તેને ઝાલી રાખવો નથી એ વાત કહીને પીરાણાપંથ કેમ છુટતો નથી તે સમજાવ્યું હતું. ત્યારબાદ કહ્યું કે જેને એ મુસલમાની રાહત પર લઈ જનારો પંથ રાખી મુકી મુસલમાન કે મુમના થઈ જવું હોય - કણબી ન રહેવું હોય તે ભલે પકડી રાખે પણ બીજાઓએ તો છોડી દેવો જોઈએ. આ પંથને અનુસરનારાઓથી હિન્દુ હોવાનો દાવો કરી શકાય નહિ. આપણે ખાનાને માનનારાને કોઈ ગૃહસ્થ કે શેઠીયા પુછે ત્યારે કણબી છીએ એમ કહીએ છીએ. ધર્મ પુછે ત્યારે પીરાણાનો કહેવો પડે છે. અને ખાનાને માનો છો કે? એમ પૂછે તો આપણે હા કહેવી જ પડે ! ત્યારે ખાનાને માનનારાથી હિન્દુ હોવાનું કહી શકાય જ નહિ. માટે ભાઈઓ ! આપણે હિન્દુ છીએ અને વળી કડવા પાટીદાર જ્ઞાતિના છીએ એ વાત રાખવી હોય તો આપણી જ્ઞાતિના બીજા ભાઈઓ શું કરે છે તે જુઓ. પીરાણાપંથનું આપણા માંથે જે મોટામાં મોટું કલંક છે તેના લીધે આપણે ખરી જાત બતાવી શકતા નથી. આ વસ્તુ મુકી દેવાય એવી છે. ધર્મ તો માન્યતાનો છે તમારા ઉપર કોઈથી જબરાઈ વાપરી શકાય તેમ નથી. ઘણા શેઠીયાઓને ખબર પડી ગઈ છે કે આપણે લોકો ખાનાને માનીએ છીએ અને જાતે કણબી કહીએ છીએ ત્યારે તેઓ આપણને કેટલાક સવાલો પૂછે છે અને ખરી વાત કહી શકતા નથી એ મોટામાં મોટું પાપ છે. આપણે રસ્તો ભુલ્યા છીએ. છતાં આપણને ભુલેલા રસ્તેથી સીધે માર્ગે લઈ જવા આપણા ઘણા ભાઈઓ આજે દેશમાં તેમજ ગુજરાતમાં પણ તૈયાર થયા છે. આપણે હિન્દુ છીએ વળી કડવા પાટીદાર જેવી અતિ ઉત્તમ કોમના આપણે સંતાન છીએ એ વાત તમે બરાબર સમજો. આપણા જ ભાઈઓ આપણને ભુલેલા માર્ગેથી ઉપાડીને સીધે રસ્તે મુકે છે અને મુકશે તેમાં શરમાવાનું કંઈ નથી. તેઓ આપણા ભાઈ હોવાથી તેમની પણ એ ફરજ છે, એટલે જે માર્ગ આપણને એ બતાવે તે માર્ગે જવામાં આપણે જરા પણ ઢીલ કરવી જોઈએ નહિ. તરત શરૂઆત કરો. આપણા મન અને શરીર પર જો આપણો કાબુ ન હોય તો પછી તેઓ શું કરી શકે. આજથી છ મહિના ઉપર મારા એક મુરબ્બી બંધુએ મને તાત્કાલિક પ્રાયશ્ચિત લેવાની આજ્ઞા કરવાથી મારા કુટુંબને વિસારી દઈ તે વખત જ મેં દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લેવાની ફરજ સ્વીકારી હતી. આજે હું કુટુંબોની સાથે જ છું અને તેઓ પ્રાયશ્ચિત લે નહિ ત્યાં સુધી તેમની સાથે ભોજન નહિ લેવાનો મેં સત્યાગ્રહ કર્યો છે. હું તેમને કહું છું કે તમે પીરાણાને માનશો અને ગોળી પીશો ત્યાં સુધી હું તમારી ગોળીનું-ઘરનું પાણી નહિ જ લઉં. (તાળીઓ). ધર્મના રક્ષણની ખાતર મહારાજા શિવાજી અને રાણા પ્રતાપ જેવા મહાપુરૂષોએ પોતાના સર્વ સુખોનો ત્યાગ કરી અનેક બલિદાનો આપ્યા છે તે વીર પુરૂષોની આ ભૂમિમાં આપણા જેવા નાહિંમત અને અધર્મને ધર્મ માનનારા પુરૂષો પાકે એ કેટલા દુઃખની વાત છે ! ઘણા વીર પુરૂષોએ પોતાનો ધર્મ સાચવી રાખવા રણમાં અને મહેલ મંદિરોમાં પોતાના પ્રાણ અર્પણ કર્યાં છે આજે એમાંનુ તમારે કંઈ કરવાનું નથી. માત્ર તમારા મનને દઢ કરો તો પણ બહુ છે. આ અધર્મ પંથની રાહે આપણે ઘણા લાગાઓ ભર્યા છે. નાત પાયમાલ થઈ ગઈ છે. આપણે આપણી જાત સુધારો એ સહુ વાનાં તો આવી મળશે. ધર્મના રક્ષણને અર્થે વિદ્વાન પુરૂષો જરૂર આપણને સહાય કરશે જ કારણ એ તો એમનો મુખ્ય ધર્મ જ છે. સેંકડો દાખલાઓમાં સ્ત્રીઓએ પણ પોતાનો ધર્મ સાચવી રાખવાની ખાતર પ્રાણ આપ્યા છે તો આપણે શું નહિ કરી શકીએ? બંધુઓ અને બહેનો હું તમને વિનંતી કરું છું કે આ ઠરાવનું રહસ્ય તમે પૂરેપુરું સમજો અને આપણને ભ્રષ્ટ કરનારા એ પંથને તિલાંજલિ આપો. (તાળીઓ).

**રા. રતનશીભાઈ કરસન** ગામ ગઢશીશાવાળાએ ઠરાવને પુષ્ટિ આપતાં જણાવ્યું - પ્રમુખ સાહેબ અને વ્હાલા ભાઈઓ, પ્રભુએ આપણને જાનવર નહીં બનાવતા માણસ જાતમાં જન્મ આપ્યો છે અને તે માણસ જાતમાં પણ આપણે કડવા પાટીદાર છીએ. આપણા બાપદાદાએ કંઈ ભુલ કરી હોય તો તે સુધારવાનો આપણને સંપૂર્ણ હક્ક છે. આ ભૂલ ન સુધારીએ તો આપણે ભૂમિને ભારે મારી ગણાય. પીરાણાનું ધર્મ પાખંડનું જ છે. તેમાં ધર્મ જેવું કંઈ નથી જ. તેમાં જે ગોળી છે તેણે તો આપણી કચ્છની નાતનું સત્યાનાશ વાળી દીધું છે. ધર્મ એટલે એ વટલાવનારી ગોળી ! એનું શાસ્ત્ર એટલે પણ એ ગોળી. કોઈ જન્મે કે ગોળી ! કોઈ મરનારનું મોં બંધ થઈ ગયું હોય તો તેનું ડાચુ ઉઘાડીને રેડે તે પણ ગોળી ! એ ગોળી જ્યાં ત્યાં શા માટે વપરાય છે એનો તો તમે ભાઈઓ ખ્યાલ કરો ! આ ગોળી જ્યાં બેસીને પીવાય છે તે ખાનાની ભૂમિ પણ હવે તો ત્રાસી ગઈ છે, નાપાક થઈ ગઈ છે તેને ખોદી નાંખીને એ જમીન માતાને પવિત્ર કરવી જોઈએ. મારા ગુજરાતી ભાઈઓને હું અરજ કરું છું કે હવે તો તમે પણ મદદ કરો અને અમારી જે દાઝ છે તે પિછાનો આપણા ભાઈઓને ભ્રષ્ટ થતા બચાવો. મેં તો મારી જિંદગી રહે ત્યાં સુધી એ કામ કરવાનો નિશ્ચય કર્યો છે અને તે જો આ દેહ રહેતાં સુધી પુરું થયેલું નહીં જોઉં તો આ જ્ઞાતિમાંથી તેની જડ કાઢવા માટે ફરી જન્મ લઈશ (તાળીઓ) અને હું મારું કામ પુરું કરીશ.

**ભાઈ શીવજી કાનજી પારસીયા** - ગામ-નખત્રાણાવાળાએ જણાવ્યું કે ભાઈઓ અને બહેનો ! પીરાણાપંથ વિશે મારા અગાઉ ઘણા ભાઈઓ બોલી ગયા છે, મારા કેટલાક વડીલોએ આપણને એ ધર્મના પાખંડ વિશે બહુ સમજાવ્યું છે. આજ સુધીમાં તે વિશે ઘણા નિબંધો છપાયા છે અને સભાઓના રિપોર્ટો પણ બહાર પડ્યા છે. આ સઘળુ સાંભળવા છતાં પણ આપણી બુદ્ધિ બહેર મારી ગઈ છે. પીરાણાપંથે તો આપણી પુરેપરી અધોગતિ કરી છે. હિન્દુધર્મના ઉપર તેણે નીચ હુમલા કર્યા છે. પાંડવો પાસે ગૌહત્યા કરાવાની વાત એ પંથે કરી છે. મહાસતી તારામતી અને રોહીદાસે આ પાપીપંથ સ્વીકારવાની વાતો એ પંથના અધમશાસ્ત્રો કહે છે. આવા પ્રકારના નીચ વચનોથી ભરેલા એ નીચ પંથનો અને એ પાપી ધર્મનો આપણે જલદી ત્યાગ કરવો જોઈએ એવી મારી વિનંતી છે.

**ભાઈ કાનજી કેસરા ગામ દયાપરવાળાએ** ગુજરાતી ભાઈઓને કચ્છ વિભાગની આ દુઃખદાયક સ્થિતિ ટાળવાને વિનંતી કરી અને જણાવ્યું હતું કે કચ્છમાં મુખીઓ અને આગેવાનો સેંકડો પૈસા ઉઘરાવે છે તે બંધ કરવાની ખાસ જરૂર છે.

**ભાઈ લાલજી સોમજી** ગામ-રવાપરવાળાએ ઠરાવને અંતઃકરણપૂર્વક ટેકો આપવાનું કહીને આગળ ચાલતાં જણાવ્યું કે પ્રમુખ સાહેબ અને પ્રિય જ્ઞાતિભાઈઓ -

પીરાણાપંથના શાસ્ત્રોમાં બાજનામું એ મુખ્ય શાસ્ત્ર ગણાય છે અને તેનો પુરો ઉપયોગ આજે નાનજી દેવજી પોકાર ગેઢેરાઈ કરીને બતાવી રહ્યો છે. તેને પીરાણાનો કાકો જ કહો તો પણ ચાલે. આ કાકાઓની ખબર તો પુરી રીતે પ્રાસ્તાવિક નિબંધમાં લેવામાં આવી છે. કાકો પોતાની જાત અને ધર્મ બતાવામાં કેટલીક વાર આનાકાની કરે છે. કાકાને તો આજે ૬૦ વર્ષ થયાં છે છતાં પોતાની જાત કઈ તેની એને જાણે ખબર નથી એવા ઢોંગ કરે છે. કાકો સતપંથનો ગુરૂ હોવાનું કહે છે, સૈયદો કાકાનો અર્થ ગુલામ કરે છે અને દરગાહમાંથી ઝાડુ કાઢવાનું તેનું કામ ગણાવે છે ! ધર્મે હિન્દુ હોવાની વાત કાકો કહે છે ! તે વળી ગુરૂ થવા માગે છે અને હિન્દુ ભાઈઓને જાણે પવિત્ર બનાવતો હોય એવા ઢોંગ કરી કરીને ગોળીઓ પીવરાવે છે. મતલબ કે વટલેલપણું જો અધુરું રહી જતું હોય તો પુરું

થાય. આ કાકાને નાલાયક આગેવાનો ટકાવે છે અને તેઓ ઘણીવાર કાકાના એજન્ટનું કામ કરે છે. કબર ઉપર રાંધેલું ખાવું અને કબરને માનવું એ કંઈ હિન્દુનું લક્ષણ નથી માટે એવા પંથનો તો જ્ઞાતિમાંથી સત્વર નાશ કરવો જોઈએ. (તાળીઓ).

ઠરાવના ટેકામાં **નારાયણજી માસ્તર ગામ ભાઠા** (સુરત) વાળાએ જણાવ્યું કે પ્રમુખ સાહેબ અને પાટીદાર ભાઈઓ !

આવી પરિષદમાં મને બોલાવી, બોલવાની તક આપી છે તેથી આભાર માનું છું. તમારી જ્ઞાતિ સાથે મને ધર્મનો સંબંધ છે તેટલો વિષય ઉપર બોલવાનો મારો સ્વાર્થ છે. જ્ઞાતિ પોતાની ઉન્નતિ અર્થે મહેનત લે છે તે પ્રમાણે લઈને પણ તમારું શ્રેય કરાવા ભેગા થયા છો તેની હું પ્રશંસા કરું છું.

આપણે તો આ કળીયુગમાં સૈયદોને દાન આપવાનું ઉત્તમ ગણ્યું છે, **પીરશાહનો** જાપ જપવાનો શ્રેષ્ઠ માન્યો છે. ચાર દિવસે મરણ પાછળ મિષ્ટાન ખવરાવવું તેમાં જ બધી સેવા કરી દીધી માનવામાં આવે છે, એવા આચારોને હિન્દુધર્મના કોણ કહી શકે? આપણે હિન્દુ છીએ. હિન્દમાં તો જુદી જુદી વિરોધી માન્યતાઓ, વહેમો, ભાવનાઓ, પંથો વિગેરેનો શંભુ મેળો છે. તેની અંદર પીરાણા (વૈભવી પંથનો) પણ સમાવેશ થાય છે. તેવાઓને પોષનારા તમે કચ્છી પાટીદારો છો. બીજી જ્ઞાતિઓ કરતાં **દાન ધર્મની** બાબતમાં કોઈ રીતે ઉતારતા હો એમ જણાતું નથી પણ ખામી માત્ર કુપાત્રે દાન થાય છે. જેનો તમને કાંઈ જ ફાયદો મળી શકતો નથી, ઉલટા આપણા પરસેવાથી કમાયેલા પૈસા પાણીમાં જાય છે. આળસુ, તગડા અને નિરુદ્યમી બાવા અને માગણોને માલપુડા દુધપાક આદિ મિષ્ટાન ભોજન ખવરાવવાથી આળસને ઉત્તેજન મળે છે. આવા હરામખોર વધે છે, જનસમાજના માણસોમાંથી બીજાને તેમના જેવા આળસુ અને હરામખોર થવાનું મન થાય છે, આપણા પવિત્ર શાસ્ત્રો બુમો પાડી કહે છે કે જનસમાજના જ્ઞાનમાં વધારો થાય એવા કામોમાં પૈસાનું શ્રેષ્ઠ દાન થયેલું ગણાય છે. આપણે જાગ્રત થવું જોઈએ છે, હાનીકારક રૂઢી રિવાજોને ધર્મ માનવામાં આવે છે, તે બંધ થવા જોઈએ તેમજ કુપાત્રે થતા દાન અટકાવવાં જોઈએ. તમારી જ્ઞાતિમાં ન્યાતીલાઓના કહેવાતા જુલમ અને ત્રાસથી ગરીબોને ભારે સોસવું પડે છે. તે સતપંથ ધર્મની નિશાની ન ગણી શકાય. અહિંસા ન માની શકાય આ બાબતમાં લક્ષ્મણ કાકા કારણભુત છે, જોખમદાર છે. કારણ કે તે પીરાણા ધર્મનો આગેવાન હોવાનો દાવો કરે છે અને તે જ્યારે આવું આવું જોયા કરે તે શું તેમના અજાણપણામાં માની શકાશે? પણ જેણે ગરીબોને સહાય કરી નથી, તેને બીજા જન ચાહતા નથી.

**"તુલસી હાય ગરીબકી, કબુ ન ખાલી જાય**
**મુવે ઢોર કે ચામશે, લોહા ભસ્મ હો જાય"**

આ પ્રમાણે ગરીબોની હાયમાં જ દાઝ્યા કરે છે એવા મનુષ્યને જન સમુહ વારંવાર પોકારી પોકારીને ધિક્કારે છે તેને આપણે સાધુ માની પોષીએ, વહુ બેટીઓને પાયે પાડીએ ! આશીર્વાદ લઈએ ! એ દિલગીરી થવા જેવું છે. આ કાર્યમાં ભાગ લેનારાઓ તેના અભ્યાસી ન હશે તો અનુભવી થવું જોઈએ તેણે વિદ્યાર્થી બનવું જોઈએ, શિક્ષક થઈને ફરે તે ન ચાલે, ને પોતાના બાળકને બતાવવું, કચ્છના ઝનુની પીરાણા પાટીદારોને હું વિનંતી કરીને કહું છું, આગ્રહપૂર્વક કહું છું કે જો તમારામાં વિદ્યાનો પ્રતાપ હોય, જો તમારામાં ધનનું જોર હોય, જો તમારામાં

બ્રહ્મચર્યનું બળ હોય તો આ પીરાણા વૈભવી પંથ તમે ન જ નિભાવી શકો. તેમાં તમે બાયલા ગણાઓ એમ હું હિંમતપૂર્વક કહું છું. પ્રાર્થનાની જગ્યાને ધર્મશાળાને બદલે ખાનું કહેવામાં આવે, સવારમાં પૂજા કરવાને ઠેકાણે રાતના ચોરની પેઠે ગુપ્ત રીતે તે ક્રિયા કરવામાં આવે, તેને તમારા સિવાય કોણ કહે કે - એને હિન્દુ ધર્મ કહી શકાય ! જગ્યામાં તેત્રીસ કરોડ દેવની આરાધના થાય છે એવું લક્ષ્મણ કાકા કહે છે, તે પ્રમાણેના ઠેકાણાને અન્ન આરોગવાનું સ્થાન ક્યા હિન્દુ ધર્મ વાળામાં કરવામાં આવે છે. છેક જ અંધારું છે, તેને અજવાળું કેમ કહેવાય? પીરાણા સતપંથમાં આરબી શબ્દો ઘણા છે. હિન્દુ ધર્મના હોય તો સંસ્કૃત શબ્દો હોવા જોઈએ, તેવું કશું દેખાતું નથી. તો પછી પીરાણા પંથને હિન્દુધર્મ કેમ કહેશો?

જ્યાં અંધશ્રદ્ધાથી સૈયદોને બ્રાહ્મણ માનવામાં આવે અને તેને બ્રાહ્મણના જેવું દાન આપવામાં આવે છે તે સુધારો કેટલો અધુરો છે તેની નિશાની છે. માટે આપણે આપણી સાંસારીક સ્થિતિ સુધારવી અને વિદ્યામાં વૃદ્ધિ કરવી જોઈએ, આપણે જે કોઈ મોટી માગણી કરવાને લલચાઈએ તેને લાયક આપણે પહેલાં થવું જોઈએ.

આપણે આપણી જ્ઞાતિને ઉન્નતિને શીખરે ચઢાવવી હોય તો આપણા પ્રયત્નથી તેમ થઈ શકશે. આપણા કમનસીબ માટે આપણે જોખમદાર છીએ બીજા કોઈ જ નહીં. મનુષ્ય પોતાના કર્મ બળે જ નાનો મોટો થઈ શકે છે, આપણું અજ્ઞાન આપણી આ વિદ્યા અને આપણા હાનીકારક રીત રિવાજોએ જ આપણને અવગતિમાં લાવી મુક્યા છે, માટે આ કલંકમાંથી મુક્ત થવું જોઈએ છે, નામના સાધુ, નામના સૈયદોને, સુપાત્ર ગણી દાન દેવામાં ક્યું પુણ્ય? તમે બીજા પાટીદારોથી મુકાબલો કરો શાસ્ત્રમાં દરેક દરદની દવા ફરમાવી છે, પણ મૂર્ખતાની દવા ક્યાંય મળતી નથી.

આપણે એટલા બધા બેદરકાર બની ગયા છીએ કે આપણે પીરાણા સતપંથની ખરી શોધ જ કરતા નથી. કરે તેનું માનતા નથી શ્રી લક્ષ્મણકાકાએ તો કહ્યું છે કે "સતપંથી લોકો રામનવમી, એકાદશી, ગોકળ આઠમ વિગેરે હિન્દુના તહેવારો પાળે છે, અપવાસ કરે છે. પણ તે તહેવારો પાળનારાઓને સ્થાનિક બહેસ્ત નથી. બહેસ્તનું સુખ ભોગવે પણ તે અમુક વર્ષ પછી પાછા મૃત્યુ લોકમાં અવતરે છે અને તેવું પીરાણા સતપંથ અથર્વવેદ કહે છે. વળી પીરાણા અથર્વવેદ કહે છે કે તે તહેવારો તો "સતયુગમાં એકાદશી રવિવારી પાળવામાં આવતી હતી, ત્રેતાયુગમાં ચૌદશ મંગળવારી અને દ્વાપર યુગમાં અમાવાસી સોમવારી પાળવામાં આવતી હતી અને આજ કળીયુગમાં તો બીજ શુક્રવારી પાળવામાં આવે તો જ બહેસ્ત સતપંથના ગુરૂ ઈમામશાહ છે, એવું લક્ષ્મણ કાકા કહે છે તે ખરું કે? આપણું પીરાણા અર્થવેદ શાસ્ત્ર ઈશ્વરનો અવતાર કહે તે ખરું? હીરણ્યકશ્યપ જ્યારે પોતાનો જાપ જપાવવા માંડ્યો. પોતે ખુદા મનાવવા લાગ્યા, ત્યારે તેનો પુત્ર પ્રહલાદ સામો થયો એને રાક્ષસ કહીને વગોવ્યો અનેક દુઃખો તેને સોંસવાં પડ્યા. તેવું જો તમે ઈમામશાહને માટે માનતા હો તો કોણ જાણે? મનુષ્ય સ્વભાવ જ એવો છે કે જે ચીલામાં પોતાના વ્યવહારનું ગાડું ગબડતું હોય તેમાંથી તેને બહાર કાઢી અન્ય ઈષ્ટ માર્ગ તરફ વાળવાનું મન થતું નથી. વળી પ્રચલિત હાનીકારક રૂઢીઓના બંધનોને રોકીને આ યુગના ધર્મો પ્રમાણે વર્તવા જેટલા આત્મબળ અને કર્તવ્ય બુદ્ધિની પ્રતિતિ આપણા જનસમાજમાં બહુ વિશાળ છે."

નુરની ગોળીઓમાં ભ્રષ્ટાચાર છે, એવું સિદ્ધ કરવા પુરાવા જોઈએ ! પણ હવે સૈયદોનો ધર્મ એટલો રહેલો છે, જાહેરમાં તો નહિ, પણ ગુપ્ત રીતે વટલે તેટલો ધર્મ થાય તોયે બહુ છે!? પણ એ સાબિતી આપણે ક્યાં શોધીએ?

આપણા હિન્દુ સ્મશાને જઈએ તો નાહ્યા સિવાય કોઈ ચીજને અડકાય નહી તો પછી ઈમામશાહના રોજામાં બેસી ખાવું સુવું ને કપડાં સાથે ભક્તિ કરવી એ ક્યા હિન્દુ ધર્મની નિશાની છે !! સૈયદો આપણે ત્યા પગપેસારો રાખે તેને બ્રાહ્મણ માનવામાં આવે એ કેવું નીચ છે !

આખર વખતે રોજામાં આગાખાન પગ મુકે તો તે સોનાનો થવાનો છે, એવું શાસ્ત્ર કહે છે. તો પછી તેને સોનાના કમાડ બનાવવા લક્ષ્મણ કાકાએ ફંડ કરેલું તેમાં પૈસો આપવામાં ક્યું પુણ્ય છે. એટલું હવે સિદ્ધ છે કે સૈયદો કાકા, કારભારીઓને પીરાણા પંથ માનવાની જરૂર નથી પણ રાખવાની જરૂર જુએ છે, કચ્છ પ્રાંતમાં ૮૦ ગામો પૈકી ૨૩૨૫૦ માણસો પીરાણા પંથી છે, તેને ધર્મ ઉપર આવેશ કરવો એ માટે ઓછા પ્રયાસની જરૂર નથી. સદ્‌ભાગ્યે હજુ સુધી કોઈ પણ પીરાણી મુસલમાન થયો નથી માટે ખાનાને મંદિર બનાવો. પીરની બાધા રાખવાથી જો વાંઝણી બાયડીને પુત્ર થયો હોય અને તે પીરને ન માને તો તે પુત્ર મરી જશે એ બીકથી હૃદય વિરુદ્ધ પણ પીરને માન્યા કરે. તે પ્રમાણે જે મુખી પીરાણા પંથ માન્યા પછી જો છોડી દે તો તેને માટે પણ ધાક મુકેલી છે કે “એ બંદા મૃત્યુ લોકને વિશે મોમન હતા. તે સર્વ આચાર પાળતા વેદ, શાસ્ત્ર શીખીને સંભાળીને વિસારી મેલ્યા તેને જુઠા કરીને જાણ્યા જેથી બહેરાને બોબડા થયા છે તે રોજે કયામતને દિને માર ખાશે પચાસ હજાર વર્ષનો એક દિવસ થશે. સાડા ત્રણ દિવસ લગી અજાપ ભોગવશે તે વેદ, કુરાન માંહે લખ્યું છે, તે તમે જાણો છો, તમને સાહેબે ઈમામશાહે ફરમાવ્યું છે, તે માટે ચેતીને ચાલજો. આવો ડરનો સતપંથ છે, તો મુકવાનું શું જરૂરિયાત છે. પીરાણા મતમાં ચમત્કાર ઉપર આધાર રાખવામાં આવે છે, તે પર ભરોસો થાય નહીં કારણ કે ધર્મ વધારવા સારું જુઠું બોલવું પાપ નથી, ત્યારે તે ચમત્કારો પણ ધર્મ વધારવાને માટે લખ્યા હોય તે બનવા યોગ્ય છે. પીર ઈમામશાહનો ધર્મ કહે છે કે અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી, એ એકલો તેનો કોઈ ભાગીદાર નથી” તો પછી હીરણ્યકશ્યપની પેઠે પોતે આપણી પાસે ખુદા મનાવે તો પછી આપણે તો તેની સાથે ભક્ત પ્રહલાદની પેઠે અસહકાર જ પાલવે પછી બાપ દીકરો હોય તો તે સિદ્ધાંતની વિરુદ્ધ જુદા પડવું પડે માટે એટલું સમજીને કેટલાક પાટીદારોમાંથી (કચ્છ) દેહશુદ્ધ પ્રાયશ્ચિત કરાવીને છુટા પડ્યા, તે ધન્યવાદને પાત્ર છે. પરમાત્મા આપને બળ આપે કે જેથી સ્વાર્થી પીરાણાઓને આત્મિક બળ આપવા નસીબવંત નીવડો. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

ત્યારબાદ રા. નારાયણજી રામજીભાઈએ ઠરાવને ટેકો આપતાં જ જણાવ્યું કે મે. પ્રમુખ સાહેબ અને પ્રિય જ્ઞાતિભાઈઓ અને બહેનો !

અમારી જ્ઞાતિના દુઃખનો તો પાર નથી રહ્યો પરંતુ બીજી અનેક હિન્દુ જ્ઞાતિઓ તેમાં સંડોવાઈ છે જેનું વર્ણન અત્યારે કરવું અસ્થાને ગણાય. પીરાણા પંથના ચાલકો અને ખુદ ખાનાના મુખીઓ કે જ્ઞાતિના આગેવાનો વગેરે જે ભોળા ભાઈઓને આંખે પાટા બંધાવી રહ્યા છે તેનો હૃદયભેદક ચિતાર મારી સમક્ષ હંમેશા ખડો હોય છે. આપણે હવે એ પંથને કાઢી નાંખવા માગીએ છીએ અને તે દર્શાવનારી આ ત્રીજી પરિષદ છે. છતાં આપણું ગૌરવ અને હિન્દુત્વ મટાડી દેનાર એ અધર્મયુક્ત પંથના આ ત્રીજી પરિષદમાં પણ ગાણાં ગાવા પડે છે એ વાત આપણા માટે શરમ ભરેલી કહેવાય ! આ પરિષદનો એ ઉદ્દેશ છે કે પીરાણા પંથની જડ જ્ઞાતિમાં તો કોઈ સ્થળે રહેવા દેવી નહિ એટલે આ ઠરાવ આપણને પ્રથમ હાથ ધરવો પડ્યો છે અને તેની તો આપણે પ્રથમ જરૂર છે. કારણ શરીર અને

મનની શુદ્ધિ સિવાય કોઈ પણ શુભ કર્મની આશા રાખી શકાય નહિ એમ આપણો ધર્મ શિખવે છે અને તે સત્ય જ છે. આગાખાની પંથ નામે એક બીજો જોહેર પંથ છે તે તેનો એક ભાગ છે. પીરાણાપંથને સતપંથ કહે છે અને આમ કહીને ભોળા હિન્દુ ભાઈઓને ઝેરથી ભરેલા લાડુ દેખાડવામાં આવે છે. આપણા સદ્‌ભાગ્યની વાત છે કે હવે આપણે એ વાત સમજી ગયા છીએ. અહીં બેઠેલા ઘણાખરા ભાઈઓએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લઈ પોતાને નીચું જોવડાવનારા અને તેમના શીરે કલંકરૂપ થઈ પડેલા એ પંથનો ત્યાગ કર્યો છે. કચ્છ બહાર તો જાગૃતિ પુરી આવી ગઈ છે. હમણાં ગુજરાતના એક છાપામાં લેખ આવ્યો છે તેમાં સેંકડો પુરૂષો અને સ્ત્રીઓએ તે પંથનો ત્યાગ કરવાની ખબર આવી છે.

આપદ્‌કાળને લઈ હિન્દુધર્મના અનેક પ્રકારના પરિવર્તનો થયા છે, આફતો પણ આવી છે છતાં પીરાણાપંથે આર્યજાતિઓને તેમના ધર્મથી ચલિત કરવાનું જે ઘોર પાતક કર્યું છે તે એટલું તો અસહ્ય અને ઘાતક છે કે કોઈ પણ હિન્દુથી સહન થઈ શકે જ નહિ. આ વસ્તુસ્થિતિ અત્યારે આપને સમજાવાનું હું અસ્થાને માનું છું. વસ્તુસ્થિતિ એવી ભયંકર છે કે અન્ય જ્ઞાતિના જે ભાઈઓ અત્રે બિરાજેલા છે તેમને પણ એ વાત સાંભળી બહુ દુઃખ થાય અને કોઈ જુદા જ પ્રકારનું વાતાવરણ આ સભામાંથી ખડુ થાય. દેશમાં એક તરફ પ્રજાઓમાં ઐક્ય સાધવાની જ્યારે વાતો સંભળાય છે અને તે માટે મહાત્માજી જેવા પુરૂષો પ્રયત્ન કરી રહ્યા છે તે સમયે આપણી હિલચાલને આપણા કલ્યાણ પુરતી જ આગળ વધવા દેવી એમ અમે નક્કી કરેલું હોવાથી આપણી કોમની અધોગતિ અટકાવા પુરતી જ પરિષદના નેતાઓએ દ્રષ્ટિ રાખી છે. પીરાણાપંથ એ હિન્દુધર્મ નથી એ વાતની સહુ ભાઈઓને ખાત્રી થઈ છે અને તે માટે કોઈ શંકા રહી નથી, એટલે આપણે એ પંથને તિલાંજલિ આપવા તૈયાર થયા છીએ અને તેને જ્ઞાતિમાંથી નાબુદ કરવાનું કાર્ય ઘણા વખતથી શરૂ થઈ ચૂક્યું છે. ધાર્મિક અધોગતિ મટાડવાની જરૂર તો આપણે સમજી ગયા છીએ પરંતુ જ્ઞાતિની જે આર્થિક અધોગતિ થઈ રહી છે અને એ પંથની રાહે આપણી કોમમાંથી જે અઢળક ધન દર વર્ષે ચાલ્યું જાય છે એટલે એ પંથની રાહે આપણી ગરીબ કોમ કેવી રીતે ચૂસાઈ રહી છે તે તો હું આપને કહ્યા સિવાય રહી શકતો નથી. એ પંથની રાહે ભરવાના લાગાની રૂઢીઓ આપણામાં એવી તો સામાન્ય થઈ પડી છે કે તેનો આપણને ભાગ્યે જ ખ્યાલ આવે છે. અફિણ ખાનારા બંધાણીઓને એ વસ્તુમાં ઝેર દેખાતું નથી છતાં એ ચીજ એની દરેક પ્રકારની સંપત્તિનો જેમ નાશ કરે છે તેવી પીરાણાપંથના લાગાએ આપણી કોમની દશા કરી મુકી છે. હું આપને એ વાત કહી સંભળાવું છું અને તે લક્ષ દઈને સાંભળશો એવી મારી આપને વિનંતી છે. હું શરૂઆતમાં જ આપને કહી દઉં છું કે જે ગણતરી મેં કરી છે તેમાં બનતાં સુધી ઓછામાં ઓછી રકમો જ ગણી છે. તમારા મન ઉપર ભારે અસર કરવાનો તો મેં ખ્યાલ જ રાખ્યો નથી પરંતુ આપણી વસ્તીના પ્રમાણમાં એક નાના ભાગમાંથી દર વર્ષે આટલી મોટી રકમ જો તણાઈ જતી હોય તો જ્ઞાતિની આર્થિક દશા કેવી રીતે સુધરી શકે તેનો તમે જરૂર વિચાર કરશો. જે જે પ્રકારના લાગાઓ આપણે ભરીએ છીએ તે તો કોઈ ભાઈથી અજાણ્યા નથી. પરંતુ આખી નાતમાંથી દર વર્ષે કેટલી કોરીઓ જાય છે તેની ગણતરી તમે નહીં કરી હોય એટલે તે ગણતરી કરવામાં દર વર્ષે આપણી જ્ઞાતિમાં થતાં જન્મ, મરણ તથા વસ્તીના આંકડા વગેરે પ્રથમ જાણવા જોઈએ. ગામ દીઠ આપણી વસ્તીની જે ગણતરી કરવામાં આવી છે તે નીચે પ્રમાણે છે :-

# પીરાણાપંથીઓની ગામવાર સંખ્યા

| નંબર | ગામનુંનામ | તાલુકો | વસ્તીની સંખ્યા |
|---|---|---|---|
| ૧ | ખેડોઈ | અંજાર | ૧૨૦૦ |
| ૨ | થરાવડા | અંજાર | ૧૦૦ |
| ૩ | કોટડા (બે) | અંજાર | ૬૦૦ |
| ૪ | માનકુવા પીરવાડી | ભુજ | ૫૦૦ |
| ૫ | દેશલપર | નખત્રાણા | ૫૫૦ |
| ૬ | આણંદસર (મંજલ) | નખત્રાણા | ૩૦૦ |
| ૭ | મણીપર | નખત્રાણા | ૫૦ |
| ૮ | કલ્યાણપર | નખત્રાણા | ૩૦૦ |
| ૯ | લક્ષ્મીપર (મંજલ) | નખત્રાણા | ૭૫ |
| ૧૦ | મંગવાણા | નખત્રાણા | ૫૦૦ |
| ૧૧ | સામાપર | નખત્રાણા | ૭૫ |
| ૧૨ | રતોલ | નખત્રાણા | ૨૫ |
| ૧૩ | વિભાપર | નખત્રાણા | ૪૦ |
| ૧૪ | ખીરસરા | નખત્રાણા | ૩૫ |
| ૧૫ | કુરબઈ | માંડવી | ૩૦૦ |
| ૧૬ | દુજાપર (બે વાસ) | માંડવી | ૨૫૦ |
| ૧૭ | વિરાણી (નાની) | માંડવી | ૧૨૫ |
| ૧૮ | ભેરૈયા | માંડવી | ૩૦૦ |
| ૧૯ | લુડવા | માંડવી | ૩૦૦ |
| ૨૦ | દરશડી | માંડવી | ૪૫૦ |
| ૨૧ | મમાઈમોરા | માંડવી | ૨૦૦ |
| ૨૨ | રાજપર | માંડવી | ૭૫ |
| ૨૩ | ગઢશીશા | માંડવી | ૩૦૦ |
| ૨૪ | મહુ | માંડવી | ૧૫૦ |
| | | **(કંઠી વિભાગ)** | |
| ૨૫ | રાયણ | માંડવી | ૧૦૦ |
| ૨૬ | નવોવાસ | માંડવી | ૧૦૦ |
| ૨૭ | મેરાઉ | માંડવી | ૮૦ |
| ૨૮ | ભારાપર | માંડવી | ૧૨૫ |

| | | | |
|---|---|---|---|
| ૨૯ | બિદડા | માંડવી | ૭૫ |
| ૩૦ | કોડાય | માંડવી | ૬૦ |
| | **ઉગમણા પાંચાડાની કુલ સંખ્યા** | | **૭૩૪૦** |
| ૩૧ | પલીવાડ | નખત્રાણા | ૭૫ |
| ૩૨ | આણંદપર | નખત્રાણા | ૭૫ |
| ૩૩ | સાંયરા | નખત્રાણા | ૩૫૦ |
| ૩૪ | દેવપર-યક્ષ | નખત્રાણા | ૪૦૦ |
| ૩૫ | આણંદસર (વિથોણ) | નખત્રાણા | ૧૦૦ |
| ૩૬ | વિથોણ | નખત્રાણા | ૧૬૦૦ |
| ૩૭ | ભડલી | નખત્રાણા | ૨૦૦ |
| ૩૮ | થરાવડા | નખત્રાણા | ૧૫૦ |
| ૩૯ | ધાવડા-મોટા | નખત્રાણા | ૨૦૦ |
| ૪૦ | અંગીયા નાના | નખત્રાણા | ૫૦૦ |
| ૪૧ | નાગલપર | નખત્રાણા | ૧૫૦ |
| ૪૨ | દેવીસર | નખત્રાણા | ૪૫૦ |
| ૪૩ | વિરાણી (મોટી) | નખત્રાણા | ૧૬૦૦ |
| ૪૪ | અરલ | નખત્રાણા | ૧૦૦ |
| ૪૫ | નખત્રાણા | નખત્રાણા | ૧૭૫૦ |
| ૪૬ | કોટડા | નખત્રાણા | ૧૬૫૦ |
| ૪૭ | મથલ | નખત્રાણા | ૩૫૦ |
| ૪૮ | સાંગનારા | નખત્રાણા | ૨૫ |
| ૪૯ | વેરસલપર | નખત્રાણા | ૫૦ |
| | **વચલા પાંચાડાની કુલ સંખ્યા** | | **૯૭૭૫** |
| ૫૦ | કાદીયા (બે) | નખત્રાણા | ૫૦૦ |
| ૫૧ | ફાચરાપર | નખત્રાણા | ૫૦ |
| ૫૨ | રસલીયા | નખત્રાણા | ૪૦૦ |
| ૫૩ | ટોડીયા | નખત્રાણા | ૨૫૦ |
| ૫૪ | ખોંભડી | નખત્રાણા | ૫૦૦ |
| ૫૫ | દેશલપર(ગુંતલી) | નખત્રાણા | ૨૫૦ |
| ૫૬ | જંજાય | નખત્રાણા | ૫૦ |
| ૫૭ | ઊગેડી | નખત્રાણા | ૪૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૫૮ | વિગોડી | નખત્રાણા | ૨૫૦ |
| ૫૯ | ઐયર | નખત્રાણા | ૧૦૦ |
| ૬૦ | આંબાળા | નખત્રાણા | ૫૦ |
| ૬૧ | તેજાળા | નખત્રાણા | ૬૦ |
| ૬૨ | રતડીયા | નખત્રાણા | ૧૦૦ |
| ૬૩ | ઉખેડા | નખત્રાણા | ૧૫૦ |
| ૬૪ | નેત્રા | નખત્રાણા | ૫૫૦ |
| ૬૫ | લક્ષ્મીપર (નેત્રા) | નખત્રાણા | ૧૦૦ |
| ૬૬ | ખીરસરા (નેત્રા) | નખત્રાણા | ૧૫૦ |
| ૬૭ | રામપર | નખત્રાણા | ૧૫૦ |
| ૬૮ | નાગવીરી | નખત્રાણા | ૨૫૦ |
| ૬૯ | ઘડાણી | નખત્રાણા | ૨૫૦ |
| ૭૦ | રવાપર | નખત્રાણા | ૨૨૫ |
| ૭૧ | હરીપર | નખત્રાણા | ૫૦ |
| ૭૨ | વાલકાં | લખપત | ૧૫૦ |
| ૭૩ | પાનેલી | લખપત | ૧૫૦ |
| ૭૪ | દોલતપર | લખપત | ૫૦ |
| ૭૫ | દયાપર | લખપત | ૩૦૦ |
| ૭૬ | વિરાણી | લખપત | ૧૫૦ |
| ૭૭ | ધારેસી | લખપત | ૫૦ |
| ૭૮ | સિયોત | લખપત | ૧૦૦ |
| ૭૯ | અકરી | લખપત | ૫૦ |
| ૮૦ | ઘડુલી | લખપત | ૩૦૦ |
| | **આથમણા પાંચાડાની કુલ સંખ્યા** | | **૬૧૩૫** |

કચ્છ દેશમાં રહેતા પીરાણાપંથી કડવા પાટીદારની
૮૦ ગામોની કુલ સંખ્યા ૨૩૨૫૦

આપને હું કહી ગયો તે ૮૦ ગામોમાં પીરાણાપંથને માનનારા આપણા જ્ઞાતિભાઈઓ વસે છે. તેમનો ઘંધો દેશમાં તો મુખ્યત્વે કરીને ખેતીવાડી કરવાનો જ છે. પરંતુ પીરાણા પંથની રાહે ચડી જવાથી જ્ઞાતિની આર્થિક પાયમાલી થતી આવી છે તેનો મજબૂત પુરાવો તો એ છે કે આપણા જેવી ઉત્તમ કોમના સંતાનો પાસે ગુજરાનના સાધન પુરતી પણ ખેતી કરવાની જમીનો રહી નથી અને મોટો ભાગ મજુરી જેવો ઘંધો કરીને પોતાના કુટુંબનું પોષણ કરવાની દશામાં આવી ગયો છે, એટલે જ કુલ સંખ્યા ૨૩૨૫૦ની મેં આપને ગણાવી તે સંખ્યાનો માત્ર

અડધો ભાગ જ ખેતીવાડી કરે છે એમ કહી શકાય. બાકીની અડધી સંખ્યા દેશમાં અને પરદેશમાં ખેતીવાડીને લગતી કે ઈમારતી કામને લગતી મજુરીનો ધંધો કરે છે. અપવાદ રૂપે કેટલાક ભાઈઓ પરદેશમાં ઈમારતી કામના કોન્ટ્રાક્ટ રાખવાના કે બીજા ધંધા કરે છે પણ તેઓની સંખ્યાનું પ્રમાણ એટલું તો જુજ છે કે જ્ઞાતિની આર્થિક સ્થિતિ ઉપર તેની કંઈ અસર થઈ શકે નહિ. છતાં દેશ કે પરદેશમાં રહેતા દરેક પીરાણાપંથી ભાઈને પીરાણાના લાગા તો ભરવાના જ હોય છે, પછી ભલે તે ખેડુત હોય, કોન્ટ્રાક્ટર કે મિસ્ત્રી કિંવા મજુરી કરીને પેટ ભરતો હોય ! આ લાગા કેવા પ્રકારના છે અને તેના લીધે તે ઊઘરાવનારાઓને કેટલી કોરીઓ આપવી પડે છે તે હું આપને જણાવીશ. ખેતીવાડી કરનારી સંખ્યા અડધી છે એવું હું આપને કહી ગયો એટલે તે અડધી સંખ્યા ૧૧૬૨૫ જેટલી થાય અને વધારેમાં વધારે કુટુંબદીઠ ૫ માણસ ગણીએ તો તે સંખ્યાના ૨૩૨૫ કુટુંબ થાય. આટલા કુટુંબો વાડીઓ ખેડે છે એમ કહી શકાય છતાં વાડીઓની સંખ્યા મારી સમજ પ્રમાણે ૮૦૦ કરતા વધારે નહીં હોય એટલે ત્રણ કુટુંબો વચ્ચે પણ એક વાડી આવતી નથી ! આ સ્થિતિ જણાવે છે કે ખેતીવાડી કરવા પુરતી પણ જમીનો રહી નથી. વાડીની ઉત્પન્નમાંથી રાજભાગની સાથે જ ખાનાના મુખીઓને પણ એ લાગાના ભાગ આપવા પડે છે, જેને દશોંદ વિશોંદ કહેવામાં આવે છે અને મજુરીનો કે બીજો ધંધો કરનારને પણ પોતાની આવકમાંથી અમુક ભાગ આપવો પડે છે જે સઘળું તમે જાણો છો જ. તેની ગણતરી આ પ્રમાણે થઈ શકે છે.

| | |
|---|---|
| ૫૨૫૦૦ | (૧) ઉપર જણાવેલા ૮૦ ગામોના ભાઈઓ સમસ્તની કુલ્લ વાડીઓ ૭૦૦ ગણીએ અને વાડીઓની ત્રણે મોસમની એક વર્ષની ઉત્પન્ન ઉપર વાડી દીઠ ૭૫ કોરીના હિસાબે જ ગણતરી લેતાં એ રકમ થાય છે. |
| ૮૦૦૦ | (૨) વસ્તીનો મોટો ભાગ જે મજુરી કરે છે તેમાંથી માત્ર બે હજાર જણ ગણીએ અને જણદીઠ ચાર કોરી જ ગણીએ તો પણ એટલી રકમ એ પ્રકારના લાગાની આવે છે એમ કહી શકાય. |
| ૩૦૦૦૦ | (૩) પરદેશમાં જઈને કમાનારો જે વર્ગ છે તેની સંખ્યા જો બે હજારની જ ગણીએ જેઓ રૂપિયામાં દશોંદ આપે છે. તેમના તરફનો લાગાનો ફાળો ઓછામાં ઓછો એટલો થાય. રૂા. વીસ હજાર થાય. દસ રૂા.ના હિસાબે. |
| ૯૦૫૦૦ | દશોંદ વિશોંદના લાગા તરીકે થાય છે. |

ઉત્પન્નમાંથી જ લાગા લેવાય છે એવું નથી પરંતુ જન્મ મરણના લાગા પણ પીરાણાપંથી ભાઈઓને ફરજિયાત આપવાના હોય છે. આ પ્રકારના ઘણા લાગા દુનિયાની કોઈ પ્રજાના માંથે હોતા નથી. દેશકાળની ગણતરીના હિસાબે હું કહી ગયો તે સંખ્યાની જન્મની ગણતરી ૮૦૦ની અને મરણની ૫૦૦ની લેવામાં આવી છે. આ જન્મમરણ વગેરેના જે લાગા ગુન્હા છોડાવાના બહાને લેવાય છે તેની ગણતરી એવી રીતે કરી છે કે -

| | |
|---|---|
| ૨૨૫૦૦ | મરનાર જણ ૩૦૦ના કોરી ૭૫ના હિસાબે |
| ૨૫૦૦ | મરનાર જણ ૫૦ના કોરી ૫૦ના હિસાબે |
| ૭૫૦૦ | મરનાર જણ ૧૫૦ના કોરી ૫ના હિસાબે |
| ૭૫૦૦ | જીવતાં જણ ૧૦૦ના ગુન્હા ૭૫ના હિસાબે છુટે છે તેની |

| | |
|---|---|
| ૬૦૦ | જન્મેલા છોકરાંને પીરાણાની છાપ મારવાની ઉત્પન્ન (છોકરાંને નીમવા અને છાંટ નાંખવાના લાગા મુમનાપણું કાયમ રાખવાના લાગાની રકમ. |
| ૩૦૦ | (કચ્છ મુકીને બહાર જાય તે વટલી ગયો છે એમ માની લઈ દેશમાં આવે ત્યારે ખાનામાં જઈ છાંટ નંખાવે તેની ઓછામાં ઓછી સાધારણ ઉત્પન્ન.) |
| ૩૦૦૦ | ગુરૂવાર તથા ચાંદ રાતના થાળના દોકડાની ઉત્પન્ન. |
| ૩૦૦૦ | મરનારના દાડા તથા ધરમ વરાના દાડાની ઉત્પન્ન. |
| ૨૨૫૦ | લગ્નની રાસ ૩૦૦ ગણતાં ૭ા કોરીના હિસાબે (બાવાના કાંકણ બાંધવાના લાગાની ઉત્પન્ન.) |
| ૧૦૦૦૦ | ઢોરની પ્રજા વધે તેના ઉપર લેવાતા લાગાની અને બાધા, માનતાની રકમ |
| ૧૦૦૦૦૦ | ગેઢેરા કે આગેવાનોના હુકમનો અનાદર કરનારાઓના દંડ અને છુટકા કરવા તે વગેરેની ઉત્પન્નના. |
| ૬૯૧૫૦ | લાગાઓની પરચુરણ ઉત્પન્ન. |

હું આપને ખાનાઓની ઉત્પન્ન ગણાવી ગયો હવે તેનો ખર્ચ પણ મારે આપને સંભળાવી દેવો જોઈએ કારણ આ ખાનાઓએ પીરાણાપંથની પેઢીઓ છે. ઉત્પન્નમાંથી ખર્ચ બાદ કરતાં રહેતી રકમ તો બહુ મોટી થઈ અને એટલી રકમની હુંડી કંઈ પીરાણે જતી નથી એમ જે ભાઈને જણાય તેમણે સમજવું જોઈએ કે કાકાઓ અને આગેવાનો કિંવા મુખીઓ વચગાળેથી એ રકમ ગેબ કરતા હોવા જોઈએ. દશોંદ વિશોંદની રકમ હું આપને ૯૦૫૦૦ની ગણાવી ગયો ઉપરાંત પરચુરણ લાગાઓની રકમનો સરવાળો ૬૯૧૫૦ કોરીનો થયો એટલે કુલ રકમ ૧૫૯૬૫૦ કોરીની થાય છે. તેમાંથી ખાનાઓના ખર્ચ તરીકે

| | |
|---|---|
| ૮૦૦૦ | સૈયદોની શીખની |
| ૨૫૦૦૦ | લીસાણીની |
| ૫૦૦૦ | ગાડાભાડાં, ખેપીઆના ખર્ચ તથા ગેઢેરાના રોજની |
| ૨૦૦૦ | ખાનાના વાસણ કુસણના રીપેરકામ તથા ખરીદની. |
| ૫૦૦૦ | ખાનાની મરામત તથા નવા કરવાના ખર્ચ વગેરેની. |

૪૫૦૦૦ કુલ ખર્ચ ખાતે વપરાય તો પણ ઓછામાં ઓછી એક લાખને ચૌદ હજાર કોરી તો પીરાણે જવી જ જોઈએ એમ તમે કહી શકશો. ત્યાં જાય છે કે નહિ અથવા કેટલી આગેવાનો ગેબ કરી જાય છે એ જુદો સવાલ છે. પણ પીરાણાપંથની રાહે એ રીતે જ્ઞાતિમાંથી દર વર્ષે ઓછામાં ઓછી દોઢ લાખ કોરી ઓછી થાય છે. પીરાણા પંથની રાહે જ્ઞાતિ જે દર વર્ષે દંડ ભરે છે તે તો મેં આપને ગણાવ્યો નથી. દર વર્ષે ઓછામાં ઓછા ચારસો માણસો પીરાણે જતાં હશે એમ કહીએ અને જણદીઠ માત્ર રૂા.૫૦ નો જ ખર્ચ ગણીએ તો પણ ઓછામાં ઓછા રૂપિયા વીસ હજાર થાય. વળી સૈયદો દર સાલ શિષ્યો કરવા અને ઉઘરાણું કરવા આવે છે તેનો બોજો પણ ક્યાં ઓછો છે ! એ રકમ પણ ઓછામાં ઓછી વીસ હજાર રૂા.જેટલી તો થાય જ ! ત્યારે દર વર્ષે દોઢ લાખ કોરીઓ ઉપરાંત ચાલીશ હજાર રૂપિયા એટલે આજના કોરીના ભાવના હિસાબે રૂપિયા એક લાખ ચાલીશ હજારની ખોટ આપણી જ્ઞાતિને દર સાલ પડે છે.

ભાઈઓ ! જ્ઞાતિને જે આ દર વર્ષે મોટી રકમ આપવી પડે છે તે જો કોઈ શુભ કાર્ય માટે આપતા હોત તો તો

આપણે ખુશી થવા જેવું હતું પરંતુ આ મોટી રકમ દર વર્ષે આપણે મુમનાપણાની છાપ કાયમ રાખવાના ટેક્ષ તરીકે આપવી પડે છે. એ શું આપણા જેવી ઉત્તમ કોમના માટે શરમ ભરેલી વાત નથી ! એક તરફથી જ્ઞાતિ આવા પ્રકારના ટેક્ષો ભરીને પાયમાલ થતી જાય અને બીજી તરફથી અન્ય હિન્દુ જ્ઞાતિઓમાં તેની હાંસી થાએ અને આપણા ભાઈઓને મુમના કહીને લોકો વગોવે એ શું આપણાથી સહન થઈ શકે તેવી વાત છે? નથી જ. વસ્તુસ્થિતિ એવી છે કે આપણા જે આગેવાનો કહેવાય છે તે અને પીરાણાના કાકાઓ પોતાના સ્વાર્થની ખાતર પીરાણા સતપંથ એ હિન્દુ ધર્મ છે એમ સમજાવે છે. પરંતુ તે પંથના યોજક સૈયદ ઈમામશાના વંશ જ સૈયદો સ્પષ્ટ રીતે (જાહેર રીતે) કહે છે કે પીરાણા સતપંથ એ દિને મહમદી છે. એ વાતની ખાત્રી માટે અમદાવાદના એક જાહેર પેપરમાં સૈયદોના પંચ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલી ચેતવણી હું આપને વાંચી સંભળાવું છું.

**(ગુજરાતી પંચ પાનું ૨૪ મું તા.૨૪-૬-૧૯૨૩)**

શ્રી પીરાણાના સ્થાપક હજરત પીર ઈમામશાહ સુત નુર અલી મહમદસા કુફરેશીકનનો બતાવેલો ધર્મ સતપંથ પાળનાર તમામને.

**ચેતવણી**

સદરહુ પીરાણાનો ઓળખાતો ધર્મનામે સતપંથ ખાસ દિને મહમદી છે. (મુસલમાની)ને તે ધર્મ પાળનારાઓ મુમનભાઈ કહેવાય છે. તેને જો કોઈ સદરહુ ધર્મ પાળનારમાંથી હિન્દુ ધર્મ છે તેમ સાબિત કરી આપશે તો અમો તે કહેશે તે ધર્મ કબુલ કરવા ખુશી છીએ. માટે સદરહુ જગ્યાના મુજાવરો કાકા તથા કોઈ પણ ધર્મી કહે તે વાત ગલત છે.

**એજ તા.૨૧-૬-૧૯૨૩**

**લી.સદરહુ પીરની ઓલાદના સાદાતોની પંચ-પીરાણા**

**દા.સૈયદ પુંજામીયાં હુસેનમીયાં**

સૈયદોએ આ ચેતવણી પ્રસિદ્ધ કરીને આપણા ઉપર તો એક પ્રકારનો ઉપકાર જ કર્યો છે. કારણ કે તેઓ સારી પેઠે જાણતા હોવા જોઈએ કે પોતાના વડીલ એટલે પંથના યોજકનો ઉદ્દેશ માત્ર હિન્દુજ્ઞાતિઓને પોતાની મુસલમાની રાહત ઉપર લઈ જવાનો જ હતો, હું આપને એ વાતની ખાસ પ્રતિતી માટે અનવરે હિદાયત નામની ચોપડીમાં પ્રસિદ્ધ થયેલી હકીકત કહું છું તે ધ્યાન દઈને સાંભળશો.

## હિન્દુઓને વટલાવીને મુસલમાન કરવાનો સૈયદ ઈમામશાહનો મુખ્ય ઉદ્દેશ

"મોમીન શાહમહંમદ સકલાભાઈ" તરફથી સંવત ૧૯૫૫ના અષાઢ માસ { VSK: 08-Jul-1899 to 06-Aug-1899 } માં અનવારે હીદાયત. યાને હિદાયતનું નુર એ નામની ચોપડી પ્રસિદ્ધ થયેલી છે તેમાં પીરાણા સતપંથ સંબંધે લખે છે કે પીરાણા ધર્મના ત્રણ ભાગ છે.

**ભાગ ૧ લો** સૈયદો કે જેઓ હઝરત પીર ઈમામશાહની ઓલાદના છે તેઓ શીઆહ ધર્મ પાળે છે.

**ભાગ ૨ જો** મોમન શેખ ભોઈ વિગેરે કે જેઓ અડધો હિન્દુ તથા અડધો મુસલમાની ધર્મ પાળે છે.

**ભાગ ૩ જો** ગુપતીઓનો કે જેઓ તદ્દન હિન્દુ જેવા છે પણ ખુશીની વાત છે કે અમદાવાદના મોમીનો પુરો મુસલમાની શીઆ ધર્મ પાળે છે તો તે મુજબ આ ધર્મના તમામ ભાઈઓને મારી અરજ છે કે હિન્દુ અને મુસલમાનની વચમાં નહી રહેતા એક કિનારો પકડવો સારો છે.

આપણા પીરે તો જેમ એક ભૂમિમાંથી બીજી ભૂમિમાં જવું હોય ને વચમાં દરિયો આવે ત્યારે વહાણની જરૂર પડે છે તેવી રીતે આપણને હિન્દુ રૂપી ભૂમિમાંથી ખસેડી મુસલમાની ભૂમિ તરફ લઈ ગયા હવે કિનારે પહોંચવું આપણું કામ છે, નહીં તો એક સાધુની કહેવત પ્રમાણે :-

**"ધર્મ ધામ પહોંચ્યો નહીં, નહીં વૈકુંઠ નહીં વાસ,**
**અધ વચમેં લટકી રહ્યો, સાધુ સુંદર દાસ."**

એવી રીતે દરિયામાં રહેવા કરતાં એક કિનારો પકડવો બહેતર છે. કાં તો હિન્દુ થવું ને કાંતો મુસલમાન થવું પણ હિન્દુ થવું ગમે નહીં તેથી મુસલમાની ધર્મ બરાબર સમજી પાળવો એજ ઠીક છે.

જુઓ કે અમદાવાદ વિગેરે મોટા શહેરોમાં આવો સુધારો થઈ ગયો છે. પણ કચ્છ, કાઠીયાવાડ, કાનમ ચરોતર વિગેરેમાં તો હજુ કંઈપણ સુધારો થયો જ નથી જો કે આપણા પીરનો હુકમ છે કે **"રોજા નીમાઝને બંદગી ભાઈ કલમાના મતચીઝ"** કોઈ શખશને એકનો એક દીકરો હોય ને તે નાપાક એટલે ઝાડો પીશાબવાળો હોય તો તેનો બાપ નવરાવ્યા સિવાય ખોળામાં બેસાડશે નહીં તેમ આપણા પેદા કરનારની પાસે આપણે નાપાકીની હાલતમાં જઈશું, તો તે આપણને કેમ મંજુર કરશે કે? અર્થાત્ મુડદાંઓને ગુસલની રીત પ્રમાણે નહીં નવરાવતા એમને એમ દાટી દે છે અને જનાઝાની **નીમાઝ** પડાવતા નથી માટે **કલમો નીમાઝ ગુસલ** વિગેરેની રીતો જેવી રીતે આપણા પીરના ફરઝંદો પાળે છે તે મુજબ પાળવી જોઈએ. જુઓ કે **પીરાણામાં મસ્જીદ છે. ઈમામખાનું છે. મદ્રસો છે. દરગાહમાં કુરાન શરીફની આયતો** લખેલી છે. કુરાન શરીફ સીરહાને મુકેલા છે, વિગેરે રીતો તમે જોશો તો ખાત્રી થશે. આપણા પીર કે જેઓ પાકા **શીઆ મઝહબના** તેમનો હેતુ આપણને **પુરા મુસલમાન** કરવાનો હતો પણ શરૂઆતની અંદર જેટલું કરવાનું તે તેઓ સાહેબે કરી જિંદગી પુરી થવાથી બાકીની હકીકત અધુરી રહી તો ઉમેદ છે કે આપણા પીરના **ફરઝંદો (સૈયદો) કાકાઓ** તથા **જમાતના આગેવાનો** આ કામ માટે કોશીશ કરશે. લેખકે આ પ્રમાણે ભલામણ કરી છે અને તે વખતના પીરાણાની ગાદીના મુજાવર કાકા કરમસીના માટે લખે છે કે કરમસી કાકો હર વખત હઝરત અલીઆ અલેહીસ સલામને યાદ કરે છે. તેઓ પંજતન પાક અલેહીસ સલામની મીજલસો દર જુમે રાતે તથા ચાંદ રાતે પીરાણામાં કરે છે અને ચાલીશમા સુધી આકા ઈમામ હુસેન અલેહીસ સલામના ગમની મીજલશો કરે છે.

બંધુઓ આપ હવે પૂરેપુરી રીતે સમજી શક્યા હશો કે પીરાણાનો પંથ આપણી જ્ઞાતિએ સત્વર ત્યાગી દેવાની જરૂર છે, છતાં આપણા માર્ગમાં જે મુશ્કેલીઓ દેખાય છે તે આગેવાનો અને મુખીઓ તરફની જ છે. કારણ કે આગેવાનો અને મુખીઓનો પણ એમાં સ્વાર્થ છે. મુખ્ય સ્વાર્થ કાકા અને સૈયદોનો આ સ્વાર્થમાં ઉણપ દેખાવાથી

સૈયદો અને કાકો લડ્યા છે. કાકાઓએ સટ્ટાં અને એવા ધંધા કરીને પૈસા ખોઈ નાંખ્યા છે. સૈયદોને રોજ પૈસા જ ખપે છે અને તે કાકો જ પુરા પાડે છે એ વાત સમજાવાની પણ હવે જરૂર રહી નથી. હવે ખુદ સૈયદોને જાહેર રીતે કહેવું પડે છે પીરાણા પંથ એ મુસલમાની છે. આ વસ્તુસ્થિતિમાં હવે પીરાણાનો અર્ધદગ્ધ પંથ ટકવો મુશ્કેલ છે એ છતાં આપણે તો જરૂર આપણા કર્તવ્યમાં મચ્યા રહેવું અને આગેવાનો કોઈને જબરાઈઓ એ પંથ મનાવે નહિ, ગોળીઓ પીવરાવીને ભ્રષ્ટ કરે નહીં કે લાગા ઉઘરાવે નહિ એ તરફ પુરતું લક્ષ આપવું એવી દરેક ભાઈ-બહેનો પ્રત્યે મારી વિનંતી છે. (તાળીઓ) બંધુઓ ! પીરાણાના આ ધર્મભ્રષ્ટ પંથે ધર્મને બહાને અનેક હિન્દુ કુટુંબોને ભ્રષ્ટ કર્યા છે, કેટલાકની તો પુરી અધમ દશા થઈ ગઈ છે અને આપણી કોમની તેણે કેવી દશા કરી મુકી છે એ વિષય આપને સમજાવા મેં મારાથી બનતું કર્યું છે અને કરું છું. આ સભામાં બીજા કેટલાક વિદ્વાન ભાઈઓ પધાર્યા છે તેમાંથી જેને એ પંથનું કંઈ જ્ઞાન હોય તેઓ આપણને તે વિશે કંઈક સંભળાવે એવી આપણે તેમને વિનંતી કરવી જોઈએ અને સહુ ભાઈઓની વતી પ્રમુખ સાહેબની પરવાનગી લઈને હું તેમને વિનંતી કરું છું. (તાળીઓ)

**સ્વામી નિરંજન** નામના એક સન્યાસી ઉભા થયા તેમણે જણાવ્યું કે મારા પૂર્વાશ્રમમાં હું તમારી જ જ્ઞાતિનો હતો, સુરત જિલ્લામાં ૪૨ના ગોળનો રહીશ કહેવાતો. આ પીરાણા પંથ એ જિલ્લામાં પણ કંઈ ઓછો નથી અને તે ધર્મના બહાને ચાલે છે વગેરે કહીને ધર્મની વ્યાખ્યા કરતાં વિષય ગહન હોવાની વાત જણાવી પોતે આર્ય સમાજના અનુયાઈ હોવાથી પોતાની પદ્ધતિ પ્રમાણે વિષયને છોડી ધર્મની શાખાઓ અને બ્રાહ્મણો ઉપર ઉતરી પડ્યા અને તેમ કરતાં ઘણો વખત લીધો. પીરાણાપંથના ગુણ દોષનું તો ક્યાંઈ તેમના ભાષણમાં નામ નિશાન પણ આવ્યું નહિ. પ્રમુખ સાહેબે તેમનું એ તરફ લક્ષ ખેંચ્યું છેવટે સમયનો અભાવ દર્શાવી પોતે બેસી ગયા.

**ભાઈશ્રી વસનજી ગણાત્રા** - “વસંત” સંજ્ઞાથી ઓળખાતા એ વિદ્વાન વીર પુરૂષે પીરાણા પંથ ઉપર બોલતાં જણાવ્યું :-

ક્ષત્રિય જાતીના મારા અહીં એકત્ર થયેલા બંધુઓની આ જાગૃતિ જોઈને મને પરમ આનંદ થાય છે. પીરાણાપંથ કે આગાખાની પંથમાં કંઈ ઝાઝો તફાવત નથી. સુરત જિલ્લામાં તો બ્રાહ્મણ, વાણીયા, કણબી જેવી ઉચ્ચ કોમોના લોહીથી એ પંથનો ઈતિહાસ લખાયો છે. ખોજાઓના ૨૧ કુટુંબોએ હમણાં એ પંથને તજી દીધો છે. સતપંથના દુર્ભાગ્યે મારે એ વિષયનું સાહિત્ય જોવું પડ્યું અને મેં જોયું છે તે નિરપેક્ષ તરીકે મારે આપને સત્ય કહેવું પડે છે. આ બંને પંથોમાંથી એકે હિન્દુધર્મની શાખા તો નથી જ પરંતુ એ પંથની અધોગતિનું પ્રમાણ પણ આપને હું કેવી રીતે દર્શાવું ! મુસલમાનો પણ એ પંથના સૈયદોને કાફર સમજી તેમનું પાણી સરખું પણ પીતા નથી ! આ પંથના યોજકોને હું કઈ ઉપમા આપું એ પણ સમજાતું નથી. હિન્દુઓને વટલાવા માટે બેહસ્તની અને હુરાઓની લાલચો આપી છે. તે પ્રસંગે કદાચ અજ્ઞાન પણ આગેવાન જેવા ગૃહસ્થોને તેમણે મહેલોમાં નિશાથી ચકચુર બનાવી ઈરાનની પરીઓ જેવી સંતાડી રાખેલી છોકરીઓ દેખાડી વાંદરા જેવા બનાવ્યા હશે એમ અનુમાન થઈ શકે છે. કદાચ એવા સ્થળોએ શેઠીયાઓને આંખે પાટા બાંધીને લઈ જવામાં આવતા હશે અને બાગે બેહસ્તની મઝા ઉડાવા દેતા હશે ! આવો પણ એક જમાનો વચમાં આવી ગયો છે. કારણ બુદ્ધ ગયા હતા અને શંકરાચાર્ય પણ ગયા છતાં વિચારોનું પ્રાબલ્ય જામ્યું નહોતું. વલ્લભાચાર્ય કે રામાનુજાચાર્ય થયા નહોતા. લુંટફાટ ચાલી રહી હતી. વામી સિદ્ધાંતનું પ્રાબલ્ય હતું. તે ચાલતો હતો તેને પકડી લીધો. તેમાં હરિશચંદ્ર, રામ, બુદ્ધ વગેરેને નાંખ્યા.

ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ગણાતા ગાયોનું રક્ષણ કરનારા આદર્શરૂપ પુરૂષોના હાથે એ પંથની મહત્તા બતાવા ગૌવધ કર્યાની વાતો લખી કાઢી. તે પ્રસંગે બ્રાહ્મણો ઉપર મુસલમાની રાજ્યોનો બહુ જુલમ હતો. તે દોષ ક્ષત્રિયોનો જ કહેવાય તેમાં બ્રાહ્મણને નિંદવા એ અઘોર પ્રકારનું અજ્ઞાન દર્શાવે છે. એ બ્રાહ્મણો જો ન હોત તો આજે હિન્દુસ્થાનમાં હિન્દુધર્મનું નામ પણ ન હોત. કણબી ન હોત તો આજે આ દેશમાં અનાજની ખેતી પણ ન હોત. છતાં આજે પણ શું છે આ ઉદ્યોગી અને ક્ષાત્રકૂળ દિપક કોમ ન હોય તો લોકોને પુરું ખાવાનું પણ ન મળે. પ્રજાને પહેરવાના કપડાં તો જડે જ ક્યાંથી? તમે ઓછામાં ઓછા પાંચ કરોડ તો બરાબર ક્ષત્રિય છો તે પુરા અને સાચા ધર્મ કર્મવીર ક્ષત્રિય બનો એવી મારી તમને નમ્ર વિનંતી છે. વગેરે વગેરે ઘણી અસરકારક અને બોધદાયક વાતો શ્રોતાઓના હૃદયમાં ઘર કરી બેસે તેવી રીતે એ ભાઈએ કહી હતી.

ત્યારબાદ શેઠ **શીવદાસભાઈ ચાંપશી**, મિ.**મહીદાસ પ્રેમજી, મોહનલાલ ત્રિભોવનદાસ** વગેરે કંઈક બોલી ગયા બાદ સદરહુ ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો અને તે દિવસની બેઠકનું કાર્ય રાત્રે આઠ વાગે બંધ કરવામાં આવ્યું હતું.

## સબજેક્ટ કમિટિની બીજી બેઠક

રાત્રે જમીને પરવાર્યા બાદ નવ વાગે મેમ્બરોએ કમિટિમાં હાજરી આપવી શરૂ કરી હતી. આગેવાનો સંબંધીના ઠરાવે કેટલાક પ્રેક્ષકોને પણ રાત વેઠવાના શ્રમથી નિર્ભય બનાવ્યા હતા. આગેવાનોના જુલમ સંબંધી મહારાવશ્રીને અપીલ કરવાને લગતો ઠરાવ મિ.કેશવલાલભાઈ વકીલે ઘડી કાઢ્યો હતો જે મેમ્બરોને વાંચી સંભળાવામાં આવ્યો હતો. જુલમગાર આગેવાનોમાં પા.કાનજી દેવશી ઘોળુ ગામ માનકુવાવાળાનું નામ ઉમેરવામાં આવ્યું હતું અને સહુ ભાઈઓ વચ્ચે સમજુતી થવાથી એ ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો. છુટાછેડાનો અધમ રિવાજ નાબુદ કરવાનો ઠરાવ હાથ ધરવામાં આવ્યો હતો અને તે પસાર કર્યા બાદ પરિષદનો ઉદ્દેશ અને બંધારણને લગતો જે ખરડો સ્વાગત કમિટિએ પસાર કર્યો હતો તે ઠરાવ તરીકે પરિષદમાં રજુ કરવા માટે વાંચી સંભળાવ્યા બાદ તે વિશેનો ઠરાવ પણ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો. સદરહુ ઠરાવના અંગે એક વ્યવસ્થાપક મંડળ અને સેક્રેટરીની નિમણુંક કરવાની હતી તેમજ પરિષદની હેડઓફિસ પણ ક્યાં રાખવી એ વાતનો વિચાર આ ઠરાવના અંગે કરવાનો હોવાથી ઠરાવે સારો વખત લીધો હતો. બાદ પરિષદે પસાર કરેલા ઠરાવો અને તેનું કામકાજ કરવાની સંપૂર્ણ સત્તા જનરલ સેક્રેટરી ભાઈશ્રી નારાયણજીને આપવાનો તેમજ પ્રમુખ સાહેબને પણ સત્તા હોવાનો તથા સ્વ.જ્ઞાતિબંધુ ભાઈ ખેતા ડોશાના મરણ નિમિત્તે શોક પ્રદર્શિત કરવાનો અને જે જે ભાઈઓએ ગુજરાતમાંથી પધારી પરિષદના કાર્યમાં સહાય કરી હોય તેમનો ઉપકાર માનવાને લગતા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. ત્યારબાદ કાર્યવાહકો તથા જે જે ગૃહસ્થોએ પોતાનો સામાન કે જગ્યા આપી હોય તેમનો તથા પ્રમુખ સાહેબ અને અન્ય વિદ્વાનવર્ગ પૈકી જેનો આભાર દર્શાવાની જરૂર હોય તેવા ઠરાવો ઘડી કાઢી પરિષદમાં રજુ કરવાની, આ કમિટિ તરફથી તેના સેક્રેટરીને સત્તા આપવામાં આવ્યા બાદ મોડી રાત્રે ત્રણ વાગે કમિટિનું કાર્ય સંપૂર્ણ થયેલું જાહેર કરવામાં આવ્યું હતું.



# તા.૨૦-૪-૨૪નો ત્રીજો દિવસ

કામની શરૂઆત શ્રી કુળદેવીની સ્તુતિ વડે લગભગ બે વાગે કરવામાં આવી હતી, ત્યારબાદ નીચે જણાવેલો ઠરાવ **રાજાભાઈ શામજી** ધોળુએ રજુ કર્યો હતો.

### ઠરાવ ૩ જો

"આ પરિષદને ખાત્રી થઈ છે કે આપણી જ્ઞાતિના નીચે જણાવેલા કહેવાતા આગેવાનો પીરાણાના બહાને દશોંદ અને વીશોંદ જેવા લાગા ઉઘરાવી તે પૈકીની મોટી રકમ ખાઈ જાય છે અને ધર્મની છુટનો કાયદો (Freedom of Religion Act)કચ્છ દેશને લાગુ છતાં જે આપણા જ્ઞાતિબંધુઓ પીરાણાનો ધર્મ છોડી હિન્દુ સનાતન ધર્મ પાળવા પોતાની તીવ્ર ઈચ્છા ધરાવતા હોય તેમના ઉપર અને તેમના સગાં વહાલાં અને લાગતા વળગતાઓ ઉપર ત્રાસ કરી પોતાની કહેવાતી પટલાઈની સત્તાનો ગેરકાયદેસર ઉપયોગ કરી તેમને જ્ઞાતિ બહાર મુકી તેમની પાસેથી સખત દંડ લઈ તે રૂપિયા પણ ખાઈ જાય છે જેથી ઉપર જણાવ્યા પ્રમાણે જે નાણાં વિશ્વાસઘાતથી ખાઈ જવામાં આવે છે તેમજ ઉપર જણાવેલા ધર્મની છુટના કાયદાનો ભંગ કરવામાં આવે છે તે થતો અટકાવવા માટે તેમજ જ અત્યાર સુધીમાં એવાં જે જે કૃત્યો કરવામાં આવ્યા હોય તેની કાયદેસર તજવીજ કરી તેમાં ઘટતું કરવા માટે **ગૌ બ્રાહ્મણ પ્રતિપાલ નોધારાધાર ધર્મધુરંધર અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજાધિરાજ મીરઝાં મહારાવ શ્રી ૭ સર ખેંગારજી સવાઈ બહાદુર જી.સી.આઈ.ઈ.**નું મુબારક લક્ષ ખેંચવા આ પરિષદ ઠરાવ કરે છે."

### કહેવાતા આગેવાનોના નામ

| | |
|---|---|
| કાનજી દેવશી ધોળુ | માનકુવા |
| અરજણ માવજી | નાગવીરી |
| પા.રામજી દેવજી | માનકુવા |
| પા.હંસરાજ દેવશી | દેશલપર |
| પા.હીરજી ખીમા | મંગવાણા |
| પા.જસા શીવજી | કુરબઈ |
| મુખી ખેતા મુળજી | ગઢશીશા |
| પટેલ પ્રેમજી વાલજી | વિથોણ |
| પટેલ શીવજી જેઠા | નખત્રાણા |
| પટેલ શામજી લધા | કોટડા (જડોદર) |
| મુખી અરજણ ડાયા | ખોંભડી |
| પટેલ વસ્તા ખીમા, ભગત | ખોંભડી |
| પટેલ ગંગદાસ ખેતા | રસલીયા |
| પટેલ કરમશી શીવજી | નેત્રા (માતાજીના) |
| મુખી અબજી હીરજી | નેત્રા |

મુખી દેવસી લધા — રવાપર
પટેલ પરબત ખીમા — ઘડુલી

ઉપરનો ઠરાવ રજુ કરતાં **રાજાભાઈ શામજી** ધોળુ ગામ-**માનકુવાવાળા**એ જણાવ્યું પ્રમુખ સાહેબ અને પ્રિય ભાઈઓ આગેવાનોના જુલમ સંબંધીનો આ ઠરાવ ગઈ પરિષદમાં પસાર કરવામાં આવ્યો હતો અને ત્યારબાદ કચ્છમાં આગેવાનોએ કેવું વલણ લીધું છે તે સંબંધી સબજેક્ટ કમિટિમાં ચર્ચા ચાલી હતી. આગેવાનોએ કોઈ પ્રકારનો પોતાના વર્તનમાં ફેરફાર કર્યો નથી એમ મારું ચોક્કસ માનવું છે. ગઈ વખતે આગેવાનો સંબંધી ગણતરી કરતાં ૧૬ જણ થયા હતા. હમણાં આપે તેમાં કોઈનું નામ ઘટાડવા જેવું કે વધારવા જેવું છે કે નહિ તેની ચર્ચા કરતા તે બધા નામ કાયમ રાખવામાં આવ્યા છે. ઉપરાંત એક સત્તરમાં ભાઈ ઉમેરાયા છે. આ ભાઈનું નામ મેં ઉમેરાવ્યું છે અને નાત ઉપર જે જુલમ કરે છે અને તે સુધારાના કામમાં આડા આવે છે તેનો મને પુરો અનુભવ થયો છે. અમારા માનકુવામાં જ નહિં પણ રાજદરબારે જવું હોય ત્યાં પણ એ સત્તરમાં ભાઈ કાનજી દેવશી ધોળુ મુખ્ય ભાગ ભજવે છે. અરજીઓ કરવા વગેરેના કામમાં પણ તે ભાઈ આગેવાની કરે છે. આપણને દુનિયામાં બહુ શરમાવનારો જે ધર્મ પીરાણાપંથ છે તેની રાહે લાગા ઉઘરાવામાં જે પૈસા આવે તેમાંથી આગેવાનો ખાઈ જાય છે. પૈસા ઉઘરાવવા એ જ તેમનો તો ઉદ્દેશ છે. આ સત્તરમો જે ગેઢેરો નવો થયો છે તે સુધારાની વાતોમાં મુખ્ય કરીને વાંધો લે છે અને નાતભાઈઓને બહુ કનડે છે. બીજી અનેક રીતે પણ તે કનડગત કરે છે તેની ખાત્રી આપવા માટે આ ઠરાવ હું રજુ કરું છું. જરૂર પડશે તો તે પુરવાર કરી આપવા અને ભાઈઓની સેવા બજાવા તેમની મદદ લઈને હું ચુકીશ નહિ. પરિષદની પહેલી બેઠકનું પ્રમુખપદ લઈને મેં મારાથી બનતી નાતની સેવા કરી છે. મારી હાજરીથી ઘણા ભાઈઓ પરિષદમાં આવ્યા છે. પીરાણાપંથની પહેલાં બહુ ચર્ચા થઈ નહોતી. તેને અર્ધદગ્ધ પંથ કહેવામાં આવ્યો. મેં તેને આપણા શીરે કલંકરૂપ હોવાનું કહી દીધું. આ ઉપરથી બહુ ચર્ચા થઇ અને તે કાનજી દેવશી વિરુદ્ધ પડ્યો છે. સુધારાવાળાને કનડવા તેનાથી બનતું કરે છે. નથુ માવજી જે કરાંચીમાં છે તે ગરીબ છે. પરાણે પેટ ભરે છે. તેની બાયડી દેશમાં છે તેને એ કાનજીએ અટકાવી દંડ દેવાનું કહ્યું. ૫૦૦ કોરીનો મચરકો તેની પાસેથી લખાવી લીધો તે એવી રીતે કે તેણે સુધારાવાળામાં ભળવું નહિ. આવા નિર્લજ કામો એ માણસ કરે છે તેથી તેનું નામ ઉમેરવામાં આવ્યું છે. પરિષદના ઉદ્દેશથી તે વિરુદ્ધ કામ કરતો હોવાથી મેં સહુ ભાઈઓને સબજેક્ટ કમિટિમાં તે વાત સમજાવીને તેનું નામ ઉમેરાવ્યું છે.

મેં મારી દીકરીના છુટા લગ્ન વેદ વિધિ પ્રમાણે કર્યા ત્યારે મારા વિરુદ્ધ પડી આગેવાનોને ઉશ્કેરવામાં તેમજ સગાં કુટુંબીને પણ અટકાવ કરવામાં તેણે જ ભાગ લીધો હતો. તે પ્રસંગે મેં બહુ મોટી જહેમત ઉઠાવી હતી. ત્યારે આગેવાનોને પોતાના ઘેર એકઠા કરી તેણે સજા કરાવી હતી. અમારા વિરુદ્ધ એજ માણસ બધું કામ કરે છે તેથી મેં એનું નામ ઉમેરાવ્યું છે. બાકીના આગેવાનો કેવા જુલમ કરે છે તે સંબંધી ઘણું કહેવાયું છે અને લખાયું છે એટલે આ ઠરાવ કરવાની કેટલી મોટી જરૂર છે તે સમજી લેશો અને પસાર કરશો એવી અરજ કરું છું.

**ભાઈ રતનશી શીવજીએ** ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે પ્રમુખ સાહેબ અને જ્ઞાતિભાઈઓ ! મારી આગળ રાજાભાઈ શામજી ધોળુ ગામ માનકુવાવાળા એક નવા આગેવાન વિશે બોલી ગયા અને તેમને એણે જે કનડગત

કરેલી તે ઉપરથી એનું નામ તેમણે ઉમેરાવ્યું. આવા આગેવાનો તો ઘણાએ છે પણ તે બધામાં શીવજી પટેલ મુખ્ય છે તેના માંથે જ બધું થાય છે. ખરું પુછો તો એ એક જ માણસને પુરો સમજાવાની જરૂર છે અને તેથી આપણું ઘણું કામ અટકે છે. આથમણા પાંચાડામાં નાગવીરીમાં વળી એક અરજણ માવજી નવો થયો છે, જે કોઈ સુધારામાં ભળે તેના સગપણો તોડવાનું અને દંડ લેવાના કામનું એણે બીડુ ઝડપ્યું છે. પ્રેમજી હીરજીને સગપણો તોડવાની બાબતમાં એણે બહુ કનડગત કરી છે. આગેવાનોનો મોટો જુલમ તો એ છે કે પીરાણાના પંથની રાહે જ્ઞાતિને પુરી ચઢાવીને મુસલમાન જેવી બનાવી દેવી ! ખાનામાં આ પીરાણું સમાઈ ગયું છે અને એ ખાનાના સત્તાધારી તે આગેવાનો જ છે ત્યાં આપણા ભાઈઓને મુમના બનાવા માટે અનેક પ્રકારના જુલમ કરે છે, જેના ઘર બરાબર ચાલતાં હોય તેવાના પણ જબરાઈએ છુટકા કરાવે છે. માવજી કરસનનું ઘર બરાબર ચાલતું હતું. બિચારી બાઈએ ઘણુંએ ના કહ્યું છતાં તેનો ૧૦૦૦ કોરી દંડ કરીને છુટકો કરાવ્યો ! મારું નામ હવે એને બહુ નજરે ચડ્યું છે. એટલે મારા ઉપર જુલમ કરવાનું એ અરજણ માવજીએ બીડું ઝડપ્યું છે. મને પોતાને બહુ રીતે હેરાન કરે છે છતાં તેનાથી હું ડરતો નથી. હું સુધારાવાળો છું અને આગળ પડતો ભાગ લઉ છું એ તેનાથી જોયું જતું નથી છતાં હું મારો ધર્મ બરાબર સમજ્યો છું અને તે સહુ ભાઈઓને સમજાવાનું પણ મેં એના સામે બીડું ઝડપ્યું છે. આગેવાનોની કનડગત એક પ્રકારની જ નથી એટલે તેમને તો હવે ગેઢેરાપણું કરતા અટકાવે જ છુટકો છે. હું આશા રાખું છું કે સહુ ભાઈઓ આ ઠરાવ પાસ કરવાની જરૂર બરાબર સમજશે અને તેને પુરતો ટેકો આપશે. (તાળીઓ.)

**ભાઈ શીવજી કાનજી પારસીયા** ગામ નખત્રાણાવાળાએ જણાવ્યું કે ભાઈઓ ! આગેવાનોના જુલમ સંબંધી જે ઠરાવ રાજાભાઈએ રજુ કર્યો છે અને ભાઈ રતનશીએ ટેકો આપ્યો છે તે બરાબર છે હું પણ અંતઃકરણથી આ ઠરાવને ટેકો આપું છું. રાજાભાઈ શામજીએ એક આગેવાન વિશે તો બહુ બહુ વાતો કરી છે. દ્રૌપદીને છેડવાનું બીડુ એક કીચકેજ ઝડપ્યું હતું તેમ એક જણ પણ બહુ કનડગત કરતો હશે પણ આપણે હવે આગેવાનોના જુલમ સામે જોઈને બેસી રહેવાનું નથી. તેમની સામે થવામાં પછાત ન રહેવું તેમને જેમ કાકા પાસેથી પાઘડી બાંધવી છે તેમ આપણે કંઈ બાંધવી નથી તો ડરવું શા માટે. જેને પટલાઈ કરવી નથી તે તો એમને બરાબર સામે જ થવું જોઈએ. આ પરિષદો ભરીને જ્ઞાતિનો ઉદ્ધાર કરવાનું આપણે બહુ સારું કામ કરીએ છીએ તેમાં ડરવું શા માટે જોઈએ. કોઈએ ડરવું નહિ અને આગેવાનોના જુલમનો અંત લાવવા માટે જેનામાં જેટલી શક્તિ હોઈ તે વાપરી તેમની સામે થવું એ મારી મુખ્ય અરજ છે. (તાળીઓ).

**ભાઈ રતનશી ખીમજીએ** સદરહુ ઠરાવના અંતે બોલતાં જણાવ્યું કે મે. પ્રમુખ સાહેબ અને ભાઈઓ ! આગેવાનોના જુલમ સંબંધી દરેક સભામાં અનેક પ્રસંગે મેં બહુ કહ્યું છે. તમારી પાસે તે જાણવાનું સાહિત્ય પણ બહોળુ થઈ ગયું છે છતાં આજે મારા માંથે જે ફરજ છે તે તો બજાવવી જ જોઈએ, નાતનું ભલું કરતા હોય એનું નામ આગેવાન. પહેલાં અને આજે પણ એવા જ માણસોને આગેવાન ગણતા અને ગણાવા જોઈએ. નાતને તો આગેવાનોની વાડ હોય. તેમનું રક્ષણ હોવું જોઈએ છતાં આપણે ત્યાં તો વાડ ઝાડને ખાય છે. આવી વાડનું આપણે શું કામ છે? જ્યારે તે લોકો આપણા ઉપર ત્રાસ ગુજારે છે, દંડો લે છે, અનેક પ્રકારના કાવાદાવા કરીને પૈસા ખાઈ જાય છે અને નાતની કોરીઓથી ખીસ્સાં ભરે છે ત્યારે આપણે હવે તેમનું શું કામ છે. હું તમને ખાસ ભાર દઈને કહું છું કે એ જુલમગારોને ધરમ સાથે ઝાઝું કામ નથી તેમને તો પોતાના ખીસ્સાં કેમ ભરાય એટલો જ ખપ છે. આ હેતુ

તેમનો જળવાય તો સુધારાવાળા સાથે એમને ઝાઝી તકરાર નથી. પણ સુધારાવાળા **ખાનાઓને પાયામાંથી જ ખોદવા બેઠા છે** એટલે તેમના ખીસ્સાં ભરાતાં બંધ થાય છે એ તેમને સાલે છે. તેમને કોઈ બીજી પરવા નથી. આગેવાની કરતાં ગમે તે રીતે તેમને ખાવાનું મળે એટલી જ તેમને પરવા છે. પણ આપણે ખોટી રીતે માની લીધું છે કે તેમના વગર તો ગાડુ ચાલે જ નહિ ! તેથી એક પ્રકારની તેમની આપણે **ગુલામગીરી** જ સ્વીકારી છે. ગરીબ ભાઈઓ કે જેમનો કંઈ અવાજ નથી તેમની પાસે એ લોકો કેટલી ગુલામી કરાવે છે ! તેમની સત્તાનો દોર એટલો તો મજબૂત હોવાનું એ માને છે કે આપણા ભાઈઓને તેમને ખપ પડે અને બળદીયા ન જડે તો બળદીયાની જગ્યાએ જોડે છે. હવે તેમને પરિષદોની બેઠકોથી સમજાયું કે પીરાણાના પંથમાં ધરમ જેવું કંઈ છે જ નહિ, માત્ર તમને હિન્દુપણામાંથી ટાળી દેવાની જ તેમાં બધી વાતો થાય છે. તમને અહીંયા સહુ વક્તાઓ તમારો સાચો ધર્મ શું છે તે સમજાવે છે એ પુરું સમજો અને કચ્છની નાતના માંથે જે કાળી ટીલી છે તે તમે કાઢી નાંખો. પરિષદની હીલચાલ છતાં પણ તેમના જુલમો ઓછા થયા નથી અને તમે સહુ તેના ભોગ થતા આવો છો એ મોટી શરમ ભરેલી વાત કહેવાય. આપણા જેવા ઉચ્ચ કોમના ફરજંદને એ વાત નીચું જોવડાવનારી છે. આગેવાનોના જુલમનો હવે અંત આવી જવો જોઈએ. કારણ તેની હવે કોઈ હદ જ રહી નથી. આવા ધર્મના કામને તેઓ સહન કરી શકતા નથી. તમને નમાવવા તમારા સગા સંબંધીઓને કનડે છે, દંડ લે છે, નાતબહાર કરે છે અને ગમે તે પ્રકારે તેમના જોડા નીચે નમાવવાના પ્રયત્નો કરી રહ્યા છે. આપણા કચ્છ વિભાગમાંથી સડો દૂર થતો નથી તેનું કારણ માત્ર તેમના ત્રાસની ભીતિ જ છે. તમે સહુ પોતાની જાતને સ્વતંત્ર બનાવા પુરતો પણ વિચાર કરી શકો નહિ એ કેટલા દુઃખની વાત છે. આપણે સહુ એક ઉચ્ચ અને પવિત્ર કોમના સંતાન છીએ એ વાત તમે બરાબર સમજો તો હું તમારો ઉપકાર માનીશ. હું જાણું છું તમને એ નરાધમોની મોટી બીક છે છતાં ખાત્રી રાખજો કે તમે જો સત્યના માર્ગે ચઢી સ્વધર્મ પ્રમાણે ચાલશો તો એમના પાપ જ એમને ખાઈ જશે. એમની જે સત્તા આજે ચાલી રહી છે તેને સત્વર નાબુદ કરવા સહુ ભાઈઓ પોતાની બનતી મહેનત અને મદદ કરશો એવી મારી ખાસ વિનંતી છે. (તાળીઓ)

**ભાઈ માવજી શામજીભાઈ લીંબાણી** ગામ દેશલપરવાળા એ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે મે. પ્રમુખ સાહેબ પ્રિય જ્ઞાતિ ભાઈઓ. આ સભામાં આગેવાનના જુલમ સંબંધી ચર્ચા સારી રીતે થઈ છે. જે જે ભાઈઓ જે બોલી ગયા છે તે બરાબર સાચુ જ છે. પીરાણાનું ધર્મ જે કલંકરૂપ છે તે આગેવાનો ઝાલી રાખે છે અને એ લોકો જ આખી નાતને અભડાવી રહ્યા છે એ તદન સાચી જ વાત છે. ઘણું કહેવાયું છે એટલે હું કંઈ બોલતો નથી. સહુ ભાઈઓ ઠરાવને ટેકો આપશો. (તાળીઓ).

**ભાઈ નારાયણજી રામજી** ગામ વિરાણીવાળાએ અનુમોદન આપતાં જણાવ્યું - આગેવાનોના જુલમે તો આખી નાતની પાયમાલી કરી છે અને તેના દુઃખ બધા ભાઈઓ રડી ગયા છે જેઓ બોલી શકતા નથી તેમના હૃદય એમના ત્રાસથી કંપી રહ્યાં છે અને રડી રહ્યાં છે. હવે આ જે મોટું દુઃખ છે તેનો ત્યાગ કેમ કરવો એ જ આપણો ઉદ્દેશ છે. આવડી મોટી બ્રિટિશ સરકાર તેના લીધે જે દુઃખો હોય તે કહી શકાય છે તેના સામે બાજી શકાય છે પણ આગેવાનોના જે દુઃખ આપણને છે તે કહી શકાતાં નથી એ ઉપરથી તમે એટલો તો વિચાર કરો કે તેમની સત્તાનો દોર કેટલો જામ્યો છે. કોઈની દીકરીયું અને કોઈની બાયડીઉ ગમે તે ટાણે પડાવી લે અને ગમે તેને આપે ! આ જુલમ તમે કેમ સહન કરી શકો છો એ હું તો સમજું છું પણ હવે તમારી ગુલામી દશાની પણ હદ આવી ગઈ છે. મારા

બંધુઓ જાગો ! બાયલાપણું અને નબળાઈ તજી દો. તમે કઈ જ્ઞાતિમાં જન્મ્યા છો. તમારા બાપદાદા કેવા હતા અને તમે કેટલા ઉતરી ગયા છો તે આંખો ઉઘાડીને જુઓ. ન સમજાય તો કોઈને પુછો. તમે જેટલા તેમને નમતા જશો એટલા તેઓ તમને વધારે ગુલામ બનાવશે કારણ તેઓ નિર્દય છે. અધર્મના પંથે ચડી ગયેલા એ ભ્રષ્ટ હૃદયના જુલમગારોને તમારા માટે જરાએ લાગણી કે દયા જેવું કંઈ છે જ નહિ. મને ખાત્રી છે કે ધર્મની રાહે જવામાં ઈશ્વર જરૂર તમને સહાય થશે. તમે હાથ જોડશો તો એ સામા થશે, જોડો ખણસો તો એ નરાધમો અધમ પ્રકારના ધંધા છોડી દેશે. એ લોકો જે સત્તા ચલાવી રહ્યા છે તે આપણને જ આભારી છે. તમે એ સત્તા નભાવી રાખો છો. તમે એમના બારણે ન જાઓ, એમની વાત ન માનો અને તમારા કે તમારા કુટુંબ ઉપર તેમની જે સત્તા કે લાગવગ હોય તે તરછોડી કાઢો એટલે તમારે બીજું ભાગ્યે જ કરવાનું રહેશે. નિરાધાર કે પક્ષ વગરના આપણા રંક ભાઈઓ ઉપર તેમની સત્તા ચાલશે અને તેનો વિચાર પણ કરી લેવાશે પણ તમે અહીં બેઠેલા ભાઈઓ કે બહેનો એમની સત્તાને કોઈ વાતનું વજન આપશો નહીં તો આ ઠરાવનો અમલ આપોઆપ થઈ જશે. મુરખ અને નિરક્ષર તેમજ આધાર વગરના રંક ભાઈઓ ઉપર એ લોકો પોતાની સત્તાનો દોર ચલાવી રહ્યા છે તેનો આ ઠરાવ ઘડીને વિચાર કરવામાં આવ્યો છે પણ તેનો અમલ તો ત્યારે જ પૂરેપૂરો થશે કે જ્યારે સહુ ભાઈઓ એ ઠરાવને અમલમાં મૂકવાના કામમાં સાથ દેશો. આપણામાં ઘણા ભાઈઓ એવા છે કે તેમને પહોંચી શકે એટલે તમારે એમનાથી ડરવાનું કંઈ કારણ નથી. તમે સહુ ભાઈઓ તમારી આંખે જ જોતાં શીખો. તમારું હૃદય કહેતું હોય તેજ કામ કરો અને તમારા પગ ઉપર ઉભા રહેતાં શીખો એવી વિનંતી સાથે આ ઠરાવ પસાર કરવાની હું વિનંતી કરું છું. (તાળીઓ).

આ ઠરાવની વિરુદ્ધ કોઈને કંઈ કહેવાનું હોય તો તે કહેવું ન અને કહેવું હોય તેમણે ઉંચા હાથ કરી પોતાનો મત દર્શાવવો એ પ્રમાણેની સુચના ઉપરથી સહુ ભાઈઓએ હાથ ઉંચા કર્યા હતા અને ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો. મરણ પાછળના જમણો નહીં કરવા અને નહીં જમવાને લગતો ઠરાવ ત્યાર બાદ હાથ ધરવામાં આવ્યો હતો.

## ઠરાવ ૪ થો

મરણ પાછળના કારજો શાસ્ત્ર વિરુદ્ધ અયુક્ત ખર્ચાળ અને દુર્દશાએ પહોંચાડનાર હોવાથી તેને સદંતર નાબુદ કરવા અને તેવા જમણો નહીં જમવાનો આ પરિષદ ઠરાવ કરે છે.

સદરહુ ઠરાવ રજુ કરતાં રા.**રતનશીભાઈ કરસને** જણાવ્યું કે પ્રિય ભાઈઓ અને બહેનો મરણ પાછળના જમણો કરવાનો રિવાજ એ પણ એક પ્રકારનો આપણામાં સડો પેઠો છે. આ ઠરાવ જો કોઈ વિદ્વાન ભાઈએ રજુ કર્યો હોત તો તમને બહુ જાણવાનું મળત. છતાં મને ફરજ પાડી ત્યારે તે હું રજુ કરું છું. આ કંઈ કારજ ન કહેવાય તેને તો પ્રેત ભોજન  કહેવામાં આવે છે. આ પ્રેત ભોજન કરવાનું તો હિન્દુઓના શાસ્ત્રોમાં લખ્યું નથી એટલે તે રિવાજને નાબુદ કરવા આપણી નાતની દરેક સભામાં દરેક સ્થળે કહેવામાં આવે છે. બીજી નાતો આ વાતની કેમ ચર્ચા નથી કરતી એમ કોઈ અજ્ઞાન ભાઈને લાગશે પણ બીજા શા માટે કરે ! જેના પેટ દુઃખે તે જ એ રિવાજની ચર્ચા કરે. કાઠીયાવાડ, ગુજરાત. નિમાડ, માળવા વગેરે આપણી નાતની સભાઓમાં હું ફર્યો છું અને દરેક ઠેકાણે આ દુઃખ રોવું પડે છે. આવા કારજો કરવાથી ઘણા ભાઈઓ મજુરી કરવાની સ્થિતિમાં આવી ગયા છે એ વાત મેં દરેક ઠેકાણે સાંભળી છે. આ નિમિત્તે આપણે કોઈને ઘેર ખાઈએ એટલે આપણે બધાને ખવરાવવું જ પડે છે અને તે ફરજિયાત

થઈ જાય છે. આ પ્રેત ભોજન જમવું એટલે પાપ ખાવું એવો અર્થ છે. પાપ ખાવા કરતાં તો આ દેહનો નાશ કરી નાંખવો એમ મને તો લાગે છે. આપણી જ્ઞાતિમાં આ રિવાજ કેવી રીતે ઘુસી ગયો છે તેનો ચિતાર ઘણા વિદ્વાનોએ આપ્યો છે પણ આ રિવાજ તે રિવાજના રૂપમાંથી આપણો કટ્ટો દુશ્મન થઈ પડ્યો ત્યાં સુધી આપણે આંખ ન ઉઘાડીએ એ કેટલી દિલગીરીની વાત કહેવાય. હું તમને શું સમજાવું પણ એટલી તો ભલામણ જરૂર કરું છું કે આપણા જે વીર પુરૂષ અમરસિંહ દેસાઈ ભાઈએ "માધાના પિતાનું પ્રેત ભોજન" લખ્યું છે તે તમે જરૂર વાંચજો. મને બહુ દુઃખ થાય છે કે આજની આપણી આ સભામાં તેવું આખ્યાન કરવાની તક પ્રભુએ તેમને પોતાની પાસે બોલાવીને આપણી પાસેથી લઈ લીધી છે. આવા સેંકડો માધા હું આપણા દેશમાં જોઉં છું. હું પોતે પણ એ માંહેનો જ છું. ભાઈઓ ! તમે વિચાર કરો કે આપણી નાતમાંથી એ માર્ગે કેટલી કોરીઓ તણાઈ ગઈ હશે અને કેટલા ભાઈઓ ઘરબાર ને વાડીઓ વગરના થઈ ગયા છે. આ રિવાજ પાયમાલી કરનારો છે એટલે એવા પ્રેત ભોજન કોઈએ કરવા નહિ અને જે કોઈ કરે તેને રોકવા અને ખાવા તો જવું જ નહિ. આ પ્રકારે જ્યારે તમે દઢ થશો ત્યારે બીજા ભાઈઓનું એ તરફ ધ્યાન ખેંચાશે, આપણા પૈસા આપણા ઘરમાં જ રહેશે અને પૈસા હશે તો ઘણાં સારાં સારાં કામ કરીશું. (તાળીઓ) **ભાઈ માવજી શામજી લીંબાણી** ગામ દેશલપરવાળાએ જણાવ્યું કે :-

ભાઈઓ અને બહેનો, મારા વડીલ રતનશીભાઈએ તમને આ ઠરાવ વિશે બરાબર કહ્યું છે. મને તો પેટની દાઝ છે એટલે તમને કહીશ જ. આ રિવાજના પરિણામે હું તો કંઈ ભણ્યો નહિ એટલે વધુ ઓછું બોલું તો માફ કરજો. પ્રેત ભોજન જમવું નહિ એવું મેં નક્કી કર્યું છે, કોઈનો **દાડો ખાવો અને ઝાડો ખાવો** એ મારે મન તો સરખું છે. અને સહુ ભાઈઓને હું વિનંતી કરું છું કે તમે પણ આજે જ એ રિવાજને તિલાંજલી આપી દેજો. જુવાન ભાઈ કે બહેન મરી જાય તેની પાછળ ત્રીજે દહાડે જમવું એ કેટલા દુઃખની વાત છે. તેના સગા વહાલાં રોતાં કકળતાં હોય તે ટાણે **અનાજ ખાવું અને ધુળ ખાવી** એ સરખું છે. આ ખાવા ખવરાવાનું કરે છે કોણ ! પેલા **નિર્દય હૃદયના ગેઢેરા.** આ ગેઢેરા તો કુંભારના ઘેર લાંબે દોરડે બંધાય છે તે માંહેના છે. એનું અને તેમનું માન સરખું જ સમજજો. પહેલાંના વખતમાં તો ધર્મના જેટલાં બંધનો હતા તે પ્રમાણે કરતા. આજે આપણામાં તો એ કાળાં કામો કરનારાઓએ ધર્મના બંધનો તો રાખ્યાં નથી પણ **કાળાં બંધનો બાંધ્યા** છે તેનો વિચાર કરી સહુ ભાઈઓ એમના બંધનોને તોડી નાખશો એવી મારી અરજ છે. (તાળીઓ).

**ભાઈ રતનશી ખીમજી ખેતાણી ગામ વીરાણીવાળાએ** ઠરાવ ઉપર બોલતા જણાવ્યું કે પ્રમુખ સાહેબ અને પ્રિય ભાઈઓ મરણ પાછળના જમણોનો રિવાજ મરનારની પાછળ કંઈક તો કરવું જોઈએ ને ! એમ સમજીને પડ્યો હોય તો પણ એટલી વાત નક્કી થાય છે કે મરનારને જો એનું પુણ્ય મળે તો એની પાછળ જમનાર એનું પાપ ખાય છે, પાપ કર્યા હોય તે ખાનામાં બેસીને જમનારા ખાઈ જાય છે એટલે તેનો એ અર્થ થયો કે આપણે જે કંઈ પુન્યદાન કરીએ તે એવા જમણ જમીને ધોઈ નાંખીએ છીએ, કોઈ પણ શાસ્ત્ર આ જમણોની વાતને ટેકો આપતું નથી, કોઈ વિદ્વાન એ વાતમાં સંમતિ આપતા નથી, ત્યારે પાપ ખાવાનો રિવાજ આપણે શા માટે રાખવો ! રતનશી ભાઈએ જે દાખલો આપ્યો છે તે બરાબર સાચો છે. મરનારના ઘરમાં ખાવા દાણો ન હોય તો પણ એક ટંકના વાળુ ખાતર તેના ઘર બાર કે વાડી લીલામ કરીને પણ દાડો કરવો પડે છે. મરનારના સગાં અનેક પ્રકારની વાતો કરીને જેનો બાપ, ભાઈ કે મા મરી ગઈ હોય તેને દાડો કરવા સમજાવે છે. આ પ્રકારે આ રિવાજના અંગે સગાં પણ દુશ્મનની ગરજ

સારે છે. આવા દાડા કરીને ઘણા ભાઈઓ ભિખારી અને કંગાળ થઈ ગયા છે. અને નાતમાં ભૂખની બરકત થઈ છે. બંધુઓ, તેથી આવી ભૂખ વધારાની બરકતો કરનારા રિવાજો ત્યાગો. ખોટા મમતમાં આવી જઈને ખર્ચો કરતા અટકો એટલી મારી તમને વિનંતી છે.

**વિશ્રામ પાંચા ગાંગાણી** ગામ વીરાણીવાળાએ ઠરાવ ઉપર બોલતાં જણાવ્યું કે ઘણા ભાઈઓ આવા ભોજન નહીં જમવાની પ્રતિજ્ઞાઓ લેવા આવે છે પણ જો આપણે એ વાત હૃદયમાં નક્કી કરી હશે તો એ રિવાજ પોતમાડો ભાગી જશે અને એનું દુઃખ પણ ટળી જશે. એકબીજાનું જોઈને કે શરમા શરમી કોઈ ઉઠાવશો નહિ. સહુ પોતાના મનથી ત્યાં બેઠા બેઠા પ્રતિજ્ઞા કરી લો તો સભાના વખતનો બચાવ થશે.

**ભાઈ નારણજી રામજીભાઈએ** જણાવ્યું કે આ પ્રેત ભોજનો શાસ્ત્ર પ્રમાણે છે કે નહિ એ વાત આપણે કોઈ વિદ્વાનો કે શાસ્ત્રીઓ મારફત જાણવી જોઈએ. આ સભામાં પંડિત શ્રી કાર્તાંતિક જેવા બિરાજ્યા છે બીજા વિદ્વાનો અને સાક્ષરો પણ છે તેમને મારી હાથ જોડીને વિનંતી છે કે આ રિવાજના ખરા ખોટાપણા વિશે અમારા અજ્ઞાન ભાઈઓને શાસ્ત્રસંમત હોય તેવું જ્ઞાન આપે.

## જ્યોતિર્વિભુષણ પંડિત શ્રી કાર્તાંતિકનું ભાષણ

અધ્યક્ષ મહાશય અને પાટીદારભાઈઓ આ તમારો કણબીભાઈઓનો સમાજ જોઈને આજે મને ઘણો આનંદ થાય છે. જ્ઞાતિને લગતાં દરેક કાર્યો પંચ મારફતે થાય છે અને પંચ ત્યાં પરમેશ્વર એવું કહેવાય છે. ત્યારે આખી જ્ઞાતિનો સમાજ જ્યાં એકઠો થાય ત્યાં તો જે દેશકાળને લઈ યોગ્ય હોય એવા ધર્મના કામો થવાં જ જોઈએ. કેટલાક પ્રસંગે સંભવિત ન હોય એવું બને છે અને તેનો દાખલો આ તમારી પરિષદ છે. કચ્છ દેશના કણબી ભાઈઓમાં વિદ્યાનો ઘણો અભાવ છે છતાં આજે આ સભાનું મળવું જોઈને મને આશ્ચર્ય સાથે આનંદ થાય છે. તમારામાંથી માત્ર બેચાર ભાઈઓ ભણ્યા હશે તેનો જુઓ આ કેટલો મોટો પ્રભાવ દેખાય છે. વિદ્યાથી વિનય આવે છે. ધર્મ અધર્મની વાત પણ વિદ્યાથી સમજાય છે અને એ સમજાય ત્યારે મનુષ્ય પ્રાણીમાં ખરા મનુષ્યની પાત્રતા આવે છે. તમને બોધ આપવા મને ઊભો કરવામાં આવ્યો છે પણ હું મારી પાત્રતા એટલી મોટી સમજતો નથી. તમારા માંહેના જે જે ભાઈઓ કંઈક ભણ્યા તેમણે કંઈ કંઈ પુસ્તકો જાતે વાંચ્યા એટલે તમે કોણ છો એનું તેમને ભાન થયું. અત્યાર સુધી તમે સિંહના બચ્ચા હોવા છતાં પોતાને મેંઢીયામાં ખપાવતા હતા. તમે જાણો છો અને હું તમને કહું છું કે તમે ખાત્રીથી માનજો કે તમે કણબી ભાઈઓ માણસ જાતમાં **સિંહ** સમાન છો. તમે બ્રાહ્મણ વર્ગને ઉપદેષ્ટા તરીકેનો હક્ક આપ્યો છે એટલા માટે મારે તમને જે સત્ય છે તે કહેવું જ પડશે. શાસ્ત્રનો એ સિદ્ધાંત છે કે સત્ય જ કહેવું અને સભાઓમાં તો અવશ્ય યથાર્થ જ કહેવું જોઈએ. શાસ્ત્ર વચનોના ભાવતા અર્થ કરી ઉલટુ સુલટુ કહેનાર માણસ પાપના અધિકારી થાય છે. વળી સંયમ તો પંડિતોએ અવશ્યે જાળવવો જ જોઈએ અને એવા જ પંડિતો સભાઓમાં બોલી શકે કે જેઓ સંયમને જાણનારા છે. હું જે કંઈ બોલું તે તમારા માટે છે જેઓ જાણતા ન હોય તેમના પ્રત્યે મારો બોધ છે એટલે તમારે મારા તરફ ચોક્કસ લક્ષ દેવો.

તમારી આ સભામાં હું જોઉં છું કે **અમૃતો** વટાય છે. તમારી પદ્ધતિ એવી છે કે જે અજ્ઞાની હોય તે પણ અનુકૂળ બને તો શ્રોતાઓને હું ખાસ કહું છું કે ગમે તે સ્થિતિમાં પડ્યા પડ્યા મોં ફાડીને ઉંઘનારાના મોંમાં જેમ કુતરા મુતરી

જાય છે તેમ તમે થવા દેશો નહિ. લક્ષ દઈને તમારા ભાઈઓ જે કહે તે સાંભળજો અને જે સારું લાગે તે અવશ્યે ગ્રહણ કરજો. તમે પાટીદારો આ દેશના પ્રાણ સમાન છો. ઘણા કાળથી અંધાધૂંધીના કારણે તમે જાગ્રત થઈ શક્યા નથી. ગિરફતારી અને અફસોસમાં પડેલા તેમને આજે જ્ઞાન થયું છે. કણબીઓ તો આખા જગત ઉપર ઉપકાર કરનારા છે એટલે તેમના હિતાર્થે જે કંઈ પુરૂષાર્થ કરવો પડે તે કરવાની દરેક જાતની ફરજ છે, તમારી પાછળ આખું જગત વિંટાયેલું છે એવી તમારી જે ઉત્તમ કોમ તેની ગીરફતારી ધર્મ વિપ્લવના સમયથી શરૂ થઈ ચૂકી છે. ક્ષત્રિયો પડ્યા અને ભારતધર્મ સંકડામણમાં આવ્યો અને તે સમયે વિધર્મીઓ આક્રમણ કરી આવ્યા. તેમને આ દેશની પ્રજા ઉપર હિન્દુપણુ મુકાવી દેવાના અનેક પ્રયત્નો કર્યા. કેટલાએ પ્રપંચો કર્યા અને કેટલાયને વટલાવીને પોતાના પક્ષમાં લીધા. તે સમયે ધર્મનું શિક્ષણ આપવાનો તો અવકાશ નહોતો એટલે ધર્મજ્ઞાનનો લોપ થવા લાગ્યો. હિન્દુઓને મીઠી મીઠી લાલચો આપવા અને તેમ કરી વિધર્મમાં આસ્થા બેસાડવા માટે પણ તેમણે પોતાની શક્તિ પ્રમાણે પ્રયોગો કર્યા છે. છેવટે શસ્ત્રપ્રહારનો ઉપયોગ કરી જે બ્રાહ્મણો પ્રજાને ઉપદેશ કરતા તેમનો નાશ કરવાનું કાર્ય પણ કરી ચૂક્યા. ક્ષત્રિયો બ્રાહ્મણોને રક્ષણ આપી શક્યા નહિ, ઉપદેશનું કાર્ય તદ્દન બંધ પડ્યું આજે તે માટે ઉપદેષ્ય માંથે આક્ષેપ આવે છે !!

પીરાણાપંથના અસ્તિત્વ વિશે મેં કંઈક સાંભળેલું છતાં મને તેનો પુરો ખ્યાલ નહોતો. તેની દશતરી ભાઈ **નારાયણજીએ** મને મોકલી આપી અને દશ અવતારો તેના મને સમજાવ્યા તે પહેલાં એવું મેં કંઈ સાંભળેલું નહિ. આ દશતરી વાંચતાં તો રોમાંચ થઈ જાય છે છતાં મારી આંખો તો ઉઘડી ગઈ છે. હું તમને પૂછું છું કે તમે એમાં શું જોયું છે? એ વાંચતાં અને તેને હાથમાં લેતાં તમને **શરમ** થવી જોઈએ છતાં હું જાણું છું તમે અભણ છો તમે ભોળા દિલના છો એટલે એ વાત સમજી શક્યા નથી, પરંતુ હવે તો તમે જાગ્યા છો અને જાગ્યા ત્યાંથી સવાર ગણીને તમારી ઉન્નતિ માટે પ્રયત્ન કરો. તમે મને ઉભો થવાનો હુકમ કર્યો ત્યારથી જ મેં તો પ્રણ લીધું છે. તમારા જેવી ઉત્તમ કોમના અધઃપતન અમારાથી કેમ સહન થઈ શકે, તમને ધર્મના માર્ગે ચડાવા એ તો અમારો મુખ્ય ધર્મ છે. તમે જો હિન્દુ શાસ્ત્રો વાંચ્યા હોત તો જરૂર દશતરી જેવી વાતો ખોટી જ માનત. આ જગતમાં દરેક જીવ પોતે સુખી થવા માટે પ્રવૃત્તિ કરે છે. દાની જે દાન કરે છે તે સુખ માટે છતાં ભગવાન મનુએ કહ્યું છે કે ધર્મ સંપાદન કર્યા સિવાય સુખ મળતું નથી એટલે તમારે પ્રથમ તો ધર્મપરાયણ થવું જ જોઈએ. વેદવ્યાસ આજ્ઞા કરે છે કે, કોઈ પ્રકારની ઈચ્છા કે કામનાથી, ભયથી લોભથી અથવા હું જીવી શકું એવા હેતુથી પણ ધર્મનો ત્યાગ કરવો નહિ. તમે જે ત્યાગ કર્યો છે તે અકસ્માતનું જ કારણ છે. પીરાણા પંથની રાહે તમે ચઢી ગયા અને પોતાનો ધર્મનો તમને ખ્યાલ રહ્યો નહિ તેમાં કોઈનો દોષ જોવાની જરૂર નથી. તમારે હવે એનું પ્રાયશ્ચિત તો કરવું જોઈએ. તે બીજું કંઈ નથી. તેનો સત્વર ત્યાગ કરો એ તમારા માટે તપ છે. તમે મુસલમાની ફાંસામાં ફસાયા છો, એમાં જીવવું એ સારું નથી. તમે હિન્દુ છો અને તેમાં પણ તમે એક ઉત્તમ કોમના સંતાન છો એટલા માટે તમારે તો એ વિધર્મી મુસલમાનપણાનો સર્વથા ત્યાગ કરવો, તેનો અંશ માત્ર તમારામાં ખુલ્લો અથવા છાનો પણ દેખાય નહિ તેમ કરવું. ધર્મના માટે અંધ થવામાં આંખો ભલે ફુટે પણ હૃદયને તૂટવા દેશો નહિ. હિન્દુ ધર્મના વેદ, શ્રુતિ, સ્મૃતિ શું કહે છે તે જુઓ અને સમજો એજ તમારો ધર્મ છે. વેદ શાસ્ત્રોમાં મુસલમાની કલમા નથી અને જેમાં તે હોય એ હિન્દુ ધર્મના શાસ્ત્રો નથી એ તમે જરૂર સમજજો. તમને છેતરવા માટે જે પ્રયત્નો થયા હોય તે બરાબર સમજી જાઓ અને તમે વ્રત લો કે અમે હિન્દુ છીએ

અને હિન્દુ ધર્મ વિરુદ્ધ જે કંઈ દેખાશે તે અમે કરીશું નહિ. તમે શુરવીર બનો. તમે એવા છો જ. મેંઢરા મટીને સિંહ જેવા હતા તેવા થવાનો આરંભ તમે કર્યો છે. કોઈ પણ કાર્યનો આરંભ કરતા પહેલાં જ બહુ વિચાર કરવો જોઈએ. પોતાની શક્તિ ઉપરાંતના કાર્યનો આરંભ જ ન કરવો એ બુદ્ધિનું લક્ષણ છે અને કર્યો તો તેનો અંત લેવો એ સાર્થક છે. તમને મુસલમાની રાહત ઉપર લઈ જવાના જે જે પ્રપંચો થયા છે તે વિશે તમે જ્યારે જ્યારે પૂછશો અગર અમારી મદદ માગશો ત્યારે આપીશું. તમારા માટે જે અનુકૂળ હશે તે બતાવીશું, તમને ધર્મની રાહે જ ચલાવીશું અને એ પાખંડી અધર્મ હવે તમારે ન જોઈએ એ વાત ઉપર તમે મક્કમ રહો.

આટલી વાત તમને ધર્મ વિશે કહેવાની હતી હવે હું વિષય ઉપર જે કહેવાનું છે તે કહું છું. મરણનો પ્રસંગ તો દુઃખદાયક જ છે, તે પ્રસંગે તો શોક જ હોય ત્યાં મિષ્ટાન જેવું કેમ સંભવે જ ! દુધ જેવા પદાર્થો પણ ન ખવાય. સારાં વસ્ત્રો પણ ન પહેરાય અને એ જ શોકનું દર્શન કહેવાય. દાદો, દાદી જેવા ઘરડાંના મરણ પ્રસંગે નાની પ્રજાને શોકથી મુક્ત કરવા માટે તેરમાના દિવસે જીવ માર્ગી થાય ત્યારબાદ કંઈક લેવાનું હોય છતાં જમણો તો સંભવે જ નહિ. મરનારની પાછળ જમવું એ પ્રેતાન્ન નથી તો બીજું શું છે? સુતકીનું અનાજ જમવું એ બંનેને નરકમાં લઈ જનારું છે. શ્રાદ્ધાદિક ક્રિયાના અંગે ઘરમાં જે કંઈ કરવું પડે તે જમવું પણ બીજાઓને જમાડવું નહિ. અમને જોઈને દુઃખ થાય છે કે અજ્ઞાની પ્રજા પોતાને ભ્રષ્ટ કરે છે તેમ યજમાનોને પણ કરે છે. આવા જમણ અમે નથી ખાતા તો પછી તે કરવા કે ખાવાનું તમને કેમ કહેવાય ! આવા ખર્ચા કરીને આપણી પ્રજા ભ્રષ્ટ થઈ ગઈ છે. પ્રેતાન્ન જમી જમાડીને હૃદયો દગ્ધ કરી નાંખ્યા છે. જમણના પ્રસંગે તો ઘણાએ આવે છે. વિવાહ, વધામણાં ટાણે જમણો કરજો. મરણ પાછળ તો માત્ર શ્રાદ્ધાદિક ક્રિયા જ કરજો. ભોજનો કરવાની તે પ્રસંગે જરૂર સમજીને તમે કોઈ દિવસ જ્ઞાતિને એ ધુમાડાથી ભ્રષ્ટ કરવાનું કામ કરશો નહિ. મારો તમને સંપૂર્ણ આશીર્વાદ છે કે તમે મુસલમાનીપણું દેખાય તેનો ત્યાગ કરી હિન્દુપણું સાચવી રાખવાનો જે પુરૂષાર્થ આદર્યો છે તેમાં ફળીભૂત થાઓ અને ઈશ્વર તમને બળ, બુદ્ધિ આપે અને ધર્મપરાયણ કરી તમારી કોમનું કલ્યાણ કરે. (તાળીઓ)

ત્યારબાદ પરિષદના સેક્રેટરી **ભાઈ નારાયણજી રામજીભાઈએ** જણાવ્યું કે આપણા ઘણા ભાઈઓએ મરણ પાછળના જમણોના રિવાજ વિશે તમને સમજાવ્યું છે અને ગુરૂવર્ય પંડિતજીએ પણ આપણને તે જમણો શાસ્ત્રવિરુદ્ધ છે એ વાત સમજાવી છે એટલે એ પ્રથા આપણે જેમ બને તેમ જલદી દૂર કરવી જોઈએ અને તે દર્શાવનારો આ ઠરાવ આપણે કરીએ છીએ તેમાં સહુ ભાઈઓ પોતાની સંમતિ દર્શાવશો (તાળીઓ). હું ધારું છું આ ઠરાવની વિરુદ્ધમાં કોઈને કંઈ કહેવાનું રહેતું નથી એટલે તે સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવે છે. (તાળીઓ)

ત્યારબાદ જ્ઞાતિ સમસ્તનું અહિત કરનારી બાળલગ્નની પ્રથા બંધ કરવાને લગતો ઠરાવ **ભાઈ રતનશી ખીમજી ખેતાણી ગામ વીરાણીવાળાએ** રજુ કર્યો હતો.

### ઠરાવ ૫ મો

બાળલગ્નના અધર્મ યુક્ત અને હાનીકારક રિવાજને સત્વર નાબુદ કરવા આ પરિષદ ઠરાવ કરે છે અને દરેક બંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે. શાસ્ત્રોક્ત રીતે અને ચોરી બાંધીને વેદ વિધિ અનુસાર યોગ્ય ઉંમરે આવેલાં

જ છોકરાંઓને પરણાવવા.

સદરહુ ઠરાવ રજુ કરતાં ભાઈ **રતનસિંહ ખીમજીભાઈએ** જણાવ્યું કે આ રિવાજ પણ શાસ્ત્ર વિરુદ્ધ છે અને આપણી કોમને હાનિ કરતા નીવડ્યો છે એ વાત સમસ્ત જ્ઞાતિએ સ્વીકારી છે. ગુજરાતની જે આપણી મોટી પરિષદ છે તેણે એ નાબુદ કરવાનો પ્રયત્ન કર્યો છે અને હવે જ્ઞાતિમાં દરેક ઠેકાણે યોગ્ય ઉંમરે આવેલાં સંતાનોના લગ્ન શાસ્ત્રોક્ત રીતે છુટક છુટક રીતે કરવામાં આવે છે. એક હાથે તાળી પડતી નથી એવી દલીલ ઘણા ભાઈઓ કરે છે પણ જે મોટી નાતના પગલે આપણે ચાલીએ છીએ તેણે એ રિવાજ દૂર કર્યો છે તો આપણા કચ્છ વિભાગે પણ તેને દૂર કરવો જ જોઈએ. બાળલગ્નથી શરીરના બંધારણ ક્ષીણ થઈ ગયા છે. આપણો ધંધો ખેતીનો એટલે મહેનતુ છે તેમાં શરીરના બંધારણનો તો ખાસ વિચાર કરવો જ જોઈએ. આપણો ઘરસંસારને જો રથની ઉપમા આપીએ તો એ રથના બે પૈંડા સમાન સ્ત્રી અને પુરૂષ છે. બેમાંથી એકાદુ પણ ભાગલુતુટલું હોય તો રથ ચાલે નહિ એટલે આપણો સંસાર દુઃખરૂપ થઈ પડે. અનાજના વાવેતર વખતે જેમ આપણે સારું બીજ શોધીએ છીએ તેમ પરિપક્વ વીર્ય સિવાય ઉત્પન્ન થયેલી પ્રજાનું પણ સમજવું. આપણામાં જે અનેક પ્રકારની નબળાઈ આવી ગઈ છે તેનું મૂળ શોધવા માંડીએ તો તમને જરૂર આ રિવાજમાંથી નીકળેલું દેખાશે. એટલા માટે જો આપણને આપણા છોકરાં પ્રત્યે સાચી લાગણી હોય તો જરૂર આ રિવાજને તિલાંજલી આપવી જોઈએ. આ નઠારા રિવાજથી દેશની ઘણી કોમોના હીર ચીર ખેંચાઈ ગયા છે તેના ઘેર ફાયદા તો અનેક છે તેમાં ફાયદો એક પ્રકારનો પણ નથી. તેથી સહુ ભાઈઓ આ નઠારા રિવાજનો ત્યાગ કરવા સંમત થશો. (તાળીઓ). સદરહુ ઠરાવની પુષ્ટિમાં ભાઈ **શીવદાસ કાનજી** ગામ વીરાણીવાળાએ કવિતા ગાઈ સંભળાવી હતી.

**પા.છગનલાલ પિતામ્બરદાસ સરઢવવાળાએ** જણાવ્યું કે પ્રમુખ સાહેબ અને જ્ઞાતિભાઈઓ જ્ઞાતિને કરવાનું છે તેનો વિચાર કરીએ તો તમારા ભાગમાં બે ફાંસા છે. અમારા ગુજરાત તરફ એક છે. એ આપણે તોડવાના છે. આ લગ્નપ્રથાને આપણે તોડવી જ જોઈએ. કેટલાક ભાઈઓ કહે છે કે એ પ્રથામાં સંપ જળવાઈ રહે છે ! હું કહું છું કે એ ખોટી વાત છે. સંપના બદલે કલેશરૂપ જ એ પ્રથા થઈ પડી છે. ગુજરાતમાં તો ચાણસ્મા, કડી વિભાગ તરફ એવા દુષ્ટ પુરૂષો પડ્યા છે કે જેમનામાં આ રિવાજના કારણને લઈ કુસંપ ઉત્પન્ન થતાં ખેતરોની ઘાસ બાળી નાંખવાના કૃત્યો કરે છે. આ પ્રથાએ આખા દેશની પાયમાલી કરી છે. મને તો મારી આખી ઉંમરનો અનુભવ છે કે આ પ્રકારની પ્રથાથી છોકરો ડાહ્યો હોય તો છોડી ગાંડી, કન્યા મોટી તો છોકરો નાનો એવા પ્રકારના અયોગ્ય લગ્નો જ થાય છે. આ પ્રકારના જોડાં જોડવાથી એવા કલેશના બીજ વવાયાં છે કે છાપરા ઉપર છુટી ઘાસ પણ રખાતી નથી. મારી સમજ પ્રમાણે એક તિથિએ લગ્ન કરવાના કારણે બાળલગ્નો થાય છે માટે તમે એક જ દિવસે લગ્ન થઈ શકે એ વાત સાચી માનશો નહિં તેમાં નથી કંઈ ધાર્મિકપણું કે નથી કોઈ જાતનો વિવેક સચવાતો. બ્રાહ્મણો જેવી ઉત્તમ કોમ જે પ્રકારે લગ્ન કરે છે તેમ આપણે શા માટે ન કરવું? લાંબી મુદ્દતે લગ્નનો દિવસ આવે એટલે ગભરાઈને દોડાદોડી કરવી પડે છે. નાના છોકરાં પરણે છે તેનું મરણ પ્રમાણ બહુ મોટું હોય છે. દીકરીને બાળ રાંડ આપવાથી કેમ જોઈ શકાય? એ પાપ આપણે કરીએ છીએ તે વાત સહુ ભાઈઓ સમજો. જરૂર સિવાય આપણે કંઈ કામ કરતા નથી તો જ્યારે છોકરાં નાના બાળક હોય તેમને સંસાર માંડવાની જરૂર ન હોય તે પ્રસંગે આપણે તેમને શા માટે પરણાવવાં જોઈએ. આપણી એ મૂર્ખતા છે તે સહુ ભાઈઓ સમજો અને એ રિવાજ નાબુદ કરજો એવી મારી વિનંતી

છે. (તાળીઓ)

**ધનશાભાઈ જેકણદાસ આદ્રજવાળાએ જણાવ્યું કે** ભાઈઓ અને બહેનો આપણને વખત બહુ જ થોડો રહ્યો છે છતાં મારે કંઈક કહેવું પડશે. ઘરડાંઓ માને છે કે એક તિથિ સિવાય ચાલે જ નહિ ! તેમાં ખર્ચ થોડો થાય છે ! હું તમને પૂછું છું કે અત્યારે નાનાં બાળક પરણાવીને માત્ર ૧૦૦-૧૫૦ ખર્ચ કર્યું હોય તે બાળકો મટી ૧૮ થી ૨૦ વર્ષની ઉંમરનાં થાય ત્યાં સુધીમાં વ્યાજે મૂકીએ તો એ રકમ કેટલી થાય ! વળી નાનાંનું મરણ પ્રમાણ મોટું હોય એટલે ઘણી વેળાએ તો એ ખર્ચ કરેલું પણ નકામું જાય છે. માબાપ દેવું કરીને કેટલીક વાર છોકરાંને પરણાવે છે અને મરી જાય છે. ત્યારે આ પરણેલો છોકરો તે એ દેવું ભરશે કે ભણશે તેનું ખર્ચ આપશે? એટલા માટે એક નિયમ એવો તો જરૂર હોવો જોઈએ કે ભણવાની સ્થિતિમાં હોય તેવા છોકરાંને પરણાવવાં નહિ તેમજ ગૃહસ્થોએ પણ જે છોકરા છોડીઓ કુંવારા હોય તેમને જ વિદ્યાવૃત્તિઓ આપવી ઘટે. ખર્ચનો બચાવ તો બાળલગ્નમાં મૂળે થતો જ નથી. ભાટ, ભવૈયા વગેરે ક્યાં એવા પ્રસંગે થોડા પૈસા ખાઈ જાય છે ! આપણી કોમની મહત્તા વિશે પણ વિદ્વાનો બોલે છે છતાં આપણને એ વાત કેમ ટકી રહે છે તે સમજાતી નથી. જો આ રિવાજ નષ્ટ કરવામાં ધ્યાન નહીં અપાય તો પાયમાલી જ છે સાથે બીજી નાતોની પણ થશે જ એમને પણ આપણા આ દુષ્ટ રિવાજનું દુઃખ નડશે માટે તેનો ત્યાગ કરશો. (તાળીઓ)

**ભાઈ ચુનીલાલ ગામ રૂપાલવાળાએ** જણાવ્યું કે ભાઈઓ અને બહેનો લગ્નની જરૂર જીવનનો પુરૂષાર્થ સાધવા માટે હતી તે યોગ્ય ઉંમર વિના જોડાવાથી ફળીભૂત થતી નથી. ઘણા દાખલામાં તો લગ્ન કરવાનો દુરઉપયોગ જ થાય છે. બાળકોથી અભ્યાસ થઈ શકતો નથી. અને જ્ઞાન વિના ગોથાં ખાય છે. બંને અજ્ઞાન હોય તો પોતાની આવકના પ્રમાણમાં કેમ સંસાર ચલાવવો એ વાત તેઓ સમજી શકતાં નથી. સેંકડો કજોડાં થાય છે તેના લીધે છુટકા પણ થાય છે અને રાંડેલાના ફરી ફરીને લગ્ન કરવાં પડે છે. આ કારણને લઈને આપણામાં શારીરિક નબળાઈ આવી ગઈ છે એમ એક પ્રસંગે પંડિત માલવિયાજીએ કહેલું છે. શારીરિક અને માનસિક નબળાઈ વખતે પ્રજા ઉત્પન્ન થાય એ કેવી હોય? પ્રજાનું મરણ પ્રમાણ મોટું છે એનું કારણ પણ એ રિવાજ છે. મુસલમાનોની જુલમી સત્તાના વખતે કન્યાઓને પરણાવી દેવાનો રિવાજ પડી ગયો હોય એમ દેખાય છે. આ રિવાજ નાબુદ કરવાનો અમારા વડોદરા રાજ્યમાં તો કાયદો કરવામાં આવ્યો છે તેના અપવાદનો કેટલાક ભાઈઓ લાભ લેતા પણ હવે તેમ થઈ શકતું નથી. આવા કાયદાના દોરથી આપણે રિવાજને નાછુટકે નાબુદ કરવો એ કરતાં જાતે સમજીને બાળલગ્ન ન કરવા એ સારું છે. સહુ ભાઈઓ આ ઠરાવની જરૂરિયાત સ્વીકારી બાળલગ્ન અટકાવશો. (તાળીઓ)

**સૌ.ગંગાબહેન તે ડૉ.આર.વી.ખેડકરનાં ધર્મપત્ની બી.એ.**

આ બહેન લાંબા વખતથી સભાનું કામકાજ જોઈ રહ્યા હતા. વખતનો અભાવ છતાં બાળલગ્નના વિષય ઉપર બોલવા માટે પ્રમુખ સાહેબે તેમની માગણી સ્વીકારી હતી. તેમણે મરાઠી ભાષામાં ભાષણ કર્યું હતું જેનો સાર નીચે પ્રમાણે છે.

બાળલગ્નના વિષય ઉપર હું આપની સમક્ષ બોલું છું. મને ગુજરાતી ભાષાનું જ્ઞાન નથી તેથી મરાઠીમાં

બોલીશ તે માટે તમે માફ કરશો. બાળલગ્નનો રિવાજ આખા હિન્દુસ્તાનમાં છે. દક્ષિણીઓ અને બંગાળીઓમાં પણ છે. બીજું કહું કોઈના ઘેર દિકરો જન્મે તે ટાણે પેંડા વહેંચે છે અને દિકરીનો જન્મ થાય તો કુટુંબ ચિંતા કરવા લાગે છે. એટલે છોડીના જન્મથી શોચ કરતાં કરતાં કહે છે કે છોડીના બદલે છોકરો જન્મ્યો હોત તો સારું આ પ્રકારનો છોડીઓ પ્રત્યેનો અભાવ કિંવા તિરસ્કાર તેના જન્મથી જ શરૂ થાય છે. વળી છોકરાં ૩-૪ વર્ષના થાય છે કે તેમના લગ્ન કરવાની બાપને ફીકર થાય છે. ઘણા વિદ્વાનો કે ગરીબ કુટુંબના અજ્ઞાન હોય તો પણ કોઈ તેમની શારીરિક તંદુરસ્તીનો વિચાર કરતા નથી. અયોગ્ય ઉંમરે તેમને લગ્નની ગાંઠથી જોડે છે. પરિણામે બંનેની તંદુરસ્તી બગડે છે. બિચારી છોડીને કાં તો ક્ષય થાય છે કે શરીરે અશક્ત અથવા દુર્બળ થઈ જાય છે. જન્મભર રહે તેવા રોગો તેનામાં આવે છે અને મૃત્યુના મુખમાં જઈને પડે છે. જે માબાપો શરીર પ્રકૃતિનો વિચાર કરતા નથી તેઓ તેમનું જીવન બગાડે છે. આવા બાળલગ્નોથી પ્રજા પણ નિર્બળ પાકે છે. હાથ પગ ઘણા કૃશ હોય તો પેટ મોટું અને કઢંગું શરીર ક્ષીણ થતું જાય છે. આવા સંતાનો જલદી મૃત્યુ પામે છે અને જીવે છે તો દુઃખી થાય છે. શરીર પ્રકૃતિ સારી રહેતી નથી તે સાથે મન પણ નબળું જ રહે છે. વિદ્યા સંપાદાન કરી શકતાં નથી. છેવટે એજ બાળકો નાની ઉંમરમાં સંસારમાં પડે છે. આ પ્રકારનું આખા હિન્દુસ્તાનમાં સર્વત્ર દેખાય છે. છોડીને નિશાળે મુકે છે. બે ત્રણ ચોપડી પુરી ભણી ન હોય ત્યાં તેને મોટી થઈ સમજી પરણાવાના વિચાર કરે છે અને મોટી થઈ જશે તો જાતવાળા ટીકા કરશે કે બહાર કરશે એવી વાતો માની લે છે. છેવટે બાળાને ભણવાની બહુ હોંશ હોય છતાં તેને નિશાળેથી ઉઠાડી લે છે. આ પ્રકારે જ્યારે તેને ભણવાની ઈચ્છા હોય ત્યારે તેમ કરતા નથી એટલે ભૂખ વખતે ખાવા દેતા નથી. નથી તો વિદ્યા સંપાદાન કરી શકતી કે નથી શરીર સુખ તે બિચારીને પ્રાપ્ત થતું. પુરૂષ વર્ગનું પણ એમ જ થાય છે. વિદ્યામાં પછાત રહે છે અને તેથી પોતાનો સંસાર ચલાવવા પુરતો ધંધો કરી શકતો નથી. બાર ચૌદ વર્ષની જે વહુ તે ખુદ બાળક જેવી તેને વળી છોકરાં સંભાળવાનું કામ ઉભું થાય છે ! એ બિચારી ઘરનું કામ કરે કે છોકરાં સંભાળે ! તેમાં વળી ધંધાનું ઠેકાણું ન હોય એટલે દારીદ્રનો વધારો થાય છે. આ પ્રકારનું દુઃખ માબાપની ગેરસમજથી ઉભું થાય છે. એટલે સંસાર ચલાવનારી બે ચાકની ગાડી એકબીજાના અભાવ કે ખામીને લઈને બરાબર ચાલી શકતી નથી. કેટલાક ઠેકાણે પુરૂષો ભણેલાં હોય તો ત્યાં સ્ત્રીઓ અભણ હોય છે એટલા માટે છોડીઓને અવશ્ય શિક્ષણ આપવું જ જોઈએ.

સ્ત્રીઓને વળી ધાર્મિક શિક્ષણ પણ આપવું જોઈએ. પણ દુઃખ એ છે કે બિચારી માતાને જ આ શિક્ષણ ન મળ્યું હોય તે પુત્રીને કેવી રીતે આપે ! આપણા દેશીઓમાં અંગ્રેજી વિદ્યાનો શોખ વધતો જાય છે કેટલાક ક્રિશ્ચિયન અને પારસી ભાષાઓ શીખી તેમના પુસ્તકો વાંચે છે. જ્યારે પશ્ચિમના લોકો આપણા ધર્મના વખાણ કરે છે, તે શીખવા પ્રયત્ન કરે છે ત્યારે આપણા લોકમાં પોતાના ધર્મ તરફ અભાવ દેખાય એ કેટલી શોચનીય બાબત છે ! કેટલાક ખ્રિસ્તી થઈ જાય છે કેટલાક મુસલમાન થઈ જાય છે તેમને આપણે પુછીએ ત્યારે તે કહે છે કે હવે શું કરીએ થયા તે થયા ! આ બધાનું કારણ સ્ત્રી શિક્ષણનો અભાવ છે એટલે આપણામાં ધર્મ અને દેશનું અભિમાન તો આવતું જ નથી. મડગાંવમાં મેં સાંભળ્યું કે હિન્દુઓ મુસલમાન થતા જાય છે. આનું કારણ ધાર્મિક શિક્ષણની ખામી જ છે. માતાઓ તે જ્ઞાન આપી શકતી નથી. બાળકો પિતા કરતાં માતાના પ્રસંગમાં વધારે રહે છે અને તેની મા જે ઠસાવે તે જલદી ગ્રહણ કરે છે. પુરૂષો પોતાના ધંધાથી થાકીને આવે છે તે બાળકોને શિક્ષણ આપી શકે નહિ. ધર્મના જે તત્ત્વો

છે તે બાળકોને સમજાવવા જોઈએ, વેદાંતમાંથી અકેક તત્ત્વ લઈને તે સંતાનોના મગજમાં ઠસાવવા જોઈએ. બુધ વગેરે જે જે ધર્માચાર્યો થયા છે તે કેવા સમયે થયા અને શું શિખવી ગયા છે તે સમજાવવું જોઈએ. તત્ત્વોના ભંડારરૂપ ધર્મનું શિક્ષણ આપણા શાસ્ત્રોમાંથી જડે તે. જ્યારે તેમને સમજાવવામાં આવશે ત્યારે હિન્દુ સંતતી થાંભલા જેવી મજબૂત થશે. તેમનામાં ધર્મ અને દેશનું અભિમાન સહેજે જાગૃત થશે. એટલા માટે હું વિનંતી કરું છું કે તમારી બહેન દીકરીઓને અને સ્ત્રીઓને પણ શિક્ષણ આપો. હું સમજું છું કે સંતતીને કેળવવાની જવાબદારી અમારા એટલે સ્ત્રી વર્ગના માથે છે પણ તેની અનુકૂળતાઓ પણ તમારે પુરૂષ વર્ગે અમને કરી આપવાની છે જ. અહીં બેઠેલી મારી બહેનો અને માતાઓ હું તમને વિનંતી કરું છું કે તમે જરૂર તમારી દીકરીઓને શિક્ષણ આપશો અને આપણા ધર્મ અને દેશની ઉન્નતિના કાર્યમાં સહાય થશે. (તાળીઓ) અને તેનો નાશ થતો અટકાવશો. (તાળીઓ)

**સાક્ષરવર્ય ભાઈશ્રી વસંત** (લોહાણા ગૃહસ્થ) પ્રમુખ સાહેબની સુચનાથી બોલ્યા ક્ષાત્રકુળ દિપક મારા બંધુઓ અને દેવીઓ હું તમને વંદન કરું છું. અહીં બેઠેલી તમે સહુ મારી ભગિનીઓ અને બહેનો તે સાક્ષાત દેવીઓ છો. જ્યારે દેવતાઓને ચંડ અને મુંડ જેવા રાક્ષસો સતાવતા હતા ત્યારે તેમનું રક્ષણ કરનારી અને રાક્ષસોનો નાશ કરનારી દેવી પણ તમો જ હતા. પશ્ચિમમાં જ્યારે ઈંગ્લેન્ડના ભયમાંથી ફ્રાન્સને મુક્ત કરવાનો પ્રસંગ આવેલો ત્યારે તેનું રક્ષણ કરનારી દેવી **જોન ઓફ઼ ઓર્ક** પણ તમારા જેવી જ એક દેવી હતી, આજે એ સ્ત્રી જાતિની જે કિંમત દેખાતી નથી તેનું કારણ દિકરીઓના જન્મ પ્રત્યેનો અભાવ છે અને એ અભાવમાં જ બાળલગ્નનું બીજ રોપાયું છે. બાળલગ્નનો રિવાજ આ દેશ માટે તો એક નવા ધારણ કરેલા વસ્ત્ર સમાન છે. રામાયણ અને મહાભારત જેવા ગ્રંથના પાના ફેરવો, તમને કોઈ સ્થળે એ પ્રકારના લગ્નનો ભાસ પણ થશે નહિ. યમના હાથમાંથી પોતાના પતિને છોડાવનારી **સાવિત્રી** જેવી પવિત્ર સ્ત્રીઓ આ દેશમાં ઉત્પન્ન થઈ છે. મહાદેવનું આપેલું પિનાક ત્રંબક ધનુષ્ય જે ઉપાડે અને તોડે તેને વરવાનો નિશ્ચય કરનારી **સીતા** જેવી પવિત્ર દેવીઓએ સ્ત્રી વર્ગની મહત્તા સાબિત કરી છે. એ દેવીઓના અંશરૂપે આજે તમે અમારી સમક્ષ બિરાજો છો, લગ્નની મહત્તા તમને સમજાવવી પડે છે એ આ દેશનું દુર્ભાગ્ય જ કહેવાય. આ લગ્ન શું છે અને તેના રિવાજો કેવા હોવા જોઈએ એ વાત સમજવામાં આજે જૂના અને નવા વિચારો ધરાવનારા ગોથાં ખાય છે. લગ્નની પવિત્રતા વિશે ભાગ્યે જ કોઈ વિચાર કરે છે. એ પવિત્રતાનો ખ્યાલ તો ડીગ્રીઓ સંપાદન કરેલા વિદ્વાનમાં ખપતા ભાઈઓના મગજમાંથી પણ સરી જાય તો તમને હું શું કહું ! હિન્દુઓના લગ્ન કોઈ પ્રકારના કરાર કે બદલાની આશાથી કરવામાં આવતા નથી. એવી કોઈ ભાવના રાખે તો એનું નામ લગ્ન જ નથી. આપણા લગ્નમાં ધાર્મિક ભાવ છે, લગ્ન એટલે જોડાવું - પણ તે માત્ર શરીરથી જ નહિ પરંતુ એકબીજાના મન અને આત્માના જોડાણને આપણા શાસ્ત્રો લગ્ન કહે છે. એકબીજાના આત્મા સાથે લીન થઈ ચતુર્વિધ પુરૂષાર્થ સાધ્ય કરી મોક્ષ મેળવવો એ લગ્નનો હેતુ છે. જે લગ્નથી એ હેતુ ના સચવાય તેનું નામ લગ્ન જ નથી. મતલબ કે શાસ્ત્રો આત્માના જોડાણને લગ્ન કહે છે જ્યારે આપણું અજ્ઞાન એટલું બધુ આપણે વધારી મૂક્યું છે કે આપણે શરીરના જોડાણને લગ્ન સમજીએ છીએ. એકબીજામાં લીન થઈ સ્ત્રી અને પુરૂષ બે જે જુદાં હતાં તે આત્માના જોડાણથી એક બને તેનું નામ લગ્ન. આ જુદાં જુદાં સ્ત્રી અને પુરૂષ પોતાનો ઘરસંસાર ચલાવા માટે અગ્નિની સાક્ષીએ બેના એક સ્વરૂપે થઈ જવાની પ્રતિજ્ઞા કરે છે. આ પ્રતિજ્ઞાઓ વીશ વીસ વર્ષના છોકરાઓ પણ સમજી શકતા નથી તો અજ્ઞાન-નાદાન બાળકો ક્યાંથી સમજે. પ્રતિજ્ઞાઓ શું છે તે આજે

ભૂલાઈ ગઈ છે, શાસ્ત્રોની આજ્ઞાની ગોર સુદ્ધાંને ખબર હોતી નથી, હોય છે તેઓ દરકાર કરતા નથી. ખુદ ગોર પ્રતિજ્ઞાઓ જાણતા નથી. હું કહું છું કે મારા ગોર તો જાણે છે પણ બીજા ગોરપદુ કરનારા સેંકડો જાણતા નથી. ત્યારે ઈશ્વરનો સાક્ષાત્કાર કરાવનારા લગ્નો ક્યાંથી સંભવે ! મારો અને મારી પત્નીનો આત્મા એક જ છે એટલી વાત જો સમજાય નહિ તો રાષ્ટ્રની ભાવના તો ક્યાંથી જ સંભવે ! રાષ્ટ્રનો આત્મા તો મારો જ છે એ વાત લગ્નની પવિત્ર ભાવનાઓમાં બંધાય છે તે ભાવનાના અભાવે આજે દેશની આ અધોગતિ જોવાનું કમભાગ્ય આપણને પ્રાપ્ત થયું છે. આજે આપણને લગ્નનો એ હેતુ સમજાતો નથી તેમ કલ્પનામાં પણ આવતો નથી તેનું કારણ આપણી ધાર્મિક અધોગતિ છે. **મૈત્રેઈ, ગાર્ગી અને લીલાવતી** જેવી ગણિત વેત્તા સ્ત્રીઓ આ ભૂમિમાં ઉત્પન્ન થઈ તેના સંતાનો આજે કેવા પતિત્ અને ધર્મ ભ્રષ્ટ થયા છે તેનો ખ્યાલ જ્યારે મારા મગજમાં આવે છે ત્યારે શરીર કંપી ઉઠે છે અને હૃદયમાં જ્વાળા સળગે છે. પશ્ચિમના વિચારોથી ટેવાયેલા પ્રત્યે તો મને કંઈ લાગતું નથી પરંતુ મારા ક્ષાત્રકુળ દિપક તમારા જેવા વીર પુરૂષોને જ્યારે અધર્મના માર્ગે હું સંડાવાયેલા જોઉં છું ત્યારે મારા દુઃખનો પાર રહેતો નથી. મારી દાઝ, મારો ઉભરો હું ક્યા માર્ગે સમાવું તેનો ખ્યાલ કરી શકતો નથી. ગુજરાતની ભૂમિને ફળદ્રુપ બનાવનારે તેની પ્રજાને વિદેશીઓના ભયમાંથી મુક્ત કરી મુકનારના તમે સંતાનો છો તેની આ અધોગતિ ! હિન્દુધર્મના અર્થે જે વીર પુરૂષો અને માતાઓએ પોતાના પ્રાણ આપવામાં પાછી પાની કરી નથી તેના આપણે સંતાનો હોવાનો દાવો આજે ક્યા હક્કથી કરી શકીએ? આપણા એ બાપદાદાના આત્માઓ આજે સ્વર્ગમાં બિરાજે છે આપણા જેવી નિર્માલ્ય અને ધર્મને કોરાણે મુકનારી પ્રજાને જોઈ ત્રાસી ઉઠ્યા છે. જો આપણે હિન્દુ હોવાનો દાવો કરતા હોઈએ અને તમે મારા આત્મબંધુઓ જો કડવા પાટીદાર જ્ઞાતિના સંતાન હોવાનું માનતા હો તો પાપી પીરાણા પંથને આજે જ તજી દો એને ફેંકી દીધા સિવાય તમારામાં હિન્દુપણાની ભાવના કોઈ કાળે આવવાની નથી. જે હિન્દુ નથી તેને લગ્નની ભાવના સમજાવવી પણ શા માટે ! જેઓ પોતાની જાતને હિન્દુ છીએ એવું રીત રિવાજોથી પણ છેવટે બતાવી શકે નહિ તેવી પ્રજાએ હિન્દુ હોવાનો દાવો શા માટે કરવો જોઈએ ! બંધુઓ ! હું તમને એટલા માટે આકરા શબ્દોમાં કહું છું કે આવા ઠરાવો તમે ભલે પાસ કરો પણ જ્યાં સુધી તમે પીરાણા પંથને તિલાંજલિ આપી તમારી જાતને પવિત્ર કરશો નહિ ત્યાં સુધી તમારો એક પણ પ્રયત્ન સફળ થવાનો નથી. કાજળની કોટડીમાં પેસીને ઉજળા રહેવાની તમે આશા રાખો છો ! જો તમે હોય તો તમારી પાસે કંઈ પણ બોલવું એ મિથ્યા છે. તમે જો સમજ્યા હો, જાગ્યા હો, પોતાનું હિન્દુપણું ટકાવી રાખવા ઈચ્છતા હો તો જરૂર તમે હમણાં જ પ્રતિજ્ઞા કરો કે આજથી અમે એ પંથને માનીશું નહિ. હું તમને વચન આપું છું કે જ્યારે જ્યારે તમારા એ શુભ કાર્યની પ્રવૃત્તિમાં મારી મદદની જરૂર દેખાશે ત્યારે તમારી સેવા બજાવા હું હાજર થઈશ (તાળીઓ). મારા પોતાના જોખમે હું તમારી સાથે રહીશ અને તમને ધર્મ પરાયણ થવામાં જે કંઈ વિઘ્ન આવશે તે દુર કરવામાં મારી શક્તિ પ્રમાણે હું ભાગ લઈશ. (તાળીઓ).

આ વીર પુરૂષનું ભાષણ તો ચાલતું જ હતું દરમ્યાન **પંડિતજી કાર્તાતિક** ઉભા થયા અને તેમણે કહ્યું :-

ભાઈ વસંતે પોતાના ધર્મ પ્રમાણે તમને જે કહેવું જોઈએ તે કહી દીધું છે. તમારા જેવી ઉત્તમ કોમની સેવા એ જ અમારો ધર્મ છે, હું તમને ખાત્રી આપું છું કે ભાઈ વસંતની માફક હું પણ તમને સેવાની જ્યારે જરૂર દેખાય ત્યારે મારા તનથી અને મનથી જ નહિ પરંતુ ધનથી પણ મદદ આપવાનું વચન આપું છું. (તાળીઓ). તમે તાળીઓ પાડો છો તેમાં હું કંઈ રાજી થઈ જતો નથી જો તમે મને છુટ આપતા હો તો હું બ્રાહ્મણ છું તમારી પાસે યાચના

કરવામાં હું શરમાતો નથી. તમારી પાસે હું ભિક્ષા માગું છું અને તે એ છે કે તમારે આજે જ આ સભા સમક્ષ પ્રતિજ્ઞા કરવી. અધોગતિ કરનારા એ પીરાણા પંથને માનીશું નહિ અને હિન્દુશાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે ચાલીશું અને પ્રાયશ્ચિત લઈ પોતાની જાતને શુદ્ધ કરીશું !

ભાઈ **વસંત** અને **પંડિતજીની** દિલ પીગળાવનારી આ અપીલે શ્રોતાઓ ઉપર સારી અસર કરી હતી. પંડિતજી તો બોલતા જ રહ્યા. એટલામાં તો એક ભાઈ **વાલજી વસ્તા ગામ વીથોણવાળા** ઉભા થયા. પોતાની પાઘડી આવીને પંડિતજીના ચરણમાં ધરી અને બોલ્યા “ હું **પાઘડી ત્યારે પહેરીશ કે જ્યારે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લઈ પીરાણા પંથની રાહે ભ્રષ્ટ થયેલી મારી જાતને શુદ્ધ કરીશ.”**

ભાઈ વાલજી વસ્તા ગામ વીથોણવાળાની આ પ્રતિજ્ઞાએ ઘણા ભાઈઓને ઉત્તેજિત કર્યા. કેટલાક પ્રાયશ્ચિત લેવાનો વિચાર કરતા હતા કેટલાકના મન ડગુમગુ હતા છતાં નીચે જણાવેલા ભાઈઓ પોતાના હૃદયની વાત સભાને જણવા તૈયાર થઈ ગયા.

**ભાઈ ખીમજી શીવજી** ગામ મંગવાણાવાળાએ જણાવ્યું કે, “ હું અહીં સહકુટુંબ **પ્રાયશ્ચિત** કરાવીને શુદ્ધ થઈશ ત્યાર પછી જ અહીંથી જઈશ. ”

**ભાઈ વિશ્રામ પાંચા ગાંગાણી ગામ વીરાણીવાળાએ** જણાવ્યું કે મારું કુટુંબ સ્ત્રી છોકરાં સહુ કરાંચીમાં છે તેથી હું અહીંથી ત્યાં જઈને કેટલાક ભાઈઓ પ્રાયશ્ચિત લેનારા છે તેમની સાથે જ હું પણ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લઈ પીરાણા પંથનો ત્યાગ કરીશ.

**ભાઈ માવજી પુંજા જબુવાણી** બીજી **પરિષદના પ્રમુખ** ગામ નખત્રાણવાળાએ જણાવ્યું કે મારા કુટુંબ સાથે હું અહીં આવ્યો છું. પ્રાયશ્ચિત કરાવ્યા સિવાય ઘાટકોપરથી બહાર  પગ મુકીશ નહીં.

**રા.રા.ભાઈશ્રી રતનશી શીવજી નાકરાણી** ગામ **રવાપરવાળા “પાટીદાર ઉદયના તંત્રી”** એ જણાવ્યું કે કરાંચીમાં ઘણા ભાઈઓ અમારા મંડળમાંથી પ્રાયશ્ચિત લેવાને તૈયાર હતા. જો કે અમે ઠરાવ કર્યા પછી ગોળી પીતા નથી, છતાં મંડળવાળા ભાઈઓને **આજ સુધી મેં રોકી રાખ્યા હતા.** તે માટે હું તેમની માફી માગું છું. **એ પાપ આજ સુધી મારે શીર હતું.** આજે હું તેમને વિનંતી કરું છું કે સૌ ભાઈઓએ **પ્રાયશ્ચિત** કરાવી પોતાની જાતને શુદ્ધ કરી પીરાણાપંથનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરવી. એજ આપણો ધર્મ છે. હવે એક દિવસ પણ પીરાણાના પાપી પંથનું કાળું કલંક માથે રાખી શકાય નહીં. આજની આપણી પરિષદમાં વિદ્વાન ભાઈઓ અને પંડિતોએ જે હૃદય ભેદક ચિતાર ખડો કર્યો છે તે સાંભળી મારું હૃદય ચિરાઈ જાય છે. છતાં સભાને હું ખાત્રી આપું છું કે મારું કુટુંબ દેશમાં છે તેને હું તાકીદે બોલાવી લઈશ અને ત્યાર બાદ હું સહકુટુંબ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લેવાની પ્રતિજ્ઞા કરું છું.

**ભાઈ લાલજી સોમજી ગામ રવાપરવાળાએ** જણાવ્યું કે અમારું કુટુંબ કરાંચીમાં છે. ચાર પાંચ વર્ષથી અમે પ્રાયશ્ચિત લેવાનો વિચાર કરતા હતા હું **પ્રતિજ્ઞા કરું છું કે** અમે બંને ભાઈ સહકુટુંબ કરાંચીમાં જઈ તરતમાં દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લઈશું.

**ભાઈ રામજી સોમજીએ** ઉપરની પોતાના બંધુની પ્રતિજ્ઞામાં સંમતિ દર્શાવી હતી. **ભાઈ લાલજી મેઘજી,**

**હીરજી ખીમજી અને વાલજી લખુએ** પ્રતિજ્ઞા લીધી હતી. **વીરાણી** મોટીવાળા ભાઈ **શીવદાસ કાનજીએ** પણ પાંચ પંદર દિવસની અંદર પ્રાયશ્ચિત લઈને પોતાની જાતને શુદ્ધ કરવાની પ્રતિજ્ઞા કરી. ત્યારબાદ-

આ પરિષદની પહેલી બેઠકના પ્રમુખ **રાજાભાઈ શામજી ઘોળુ** ગામ માનકુવાવાળા ઉભા થયા અને સહુએ તેમને જોયા કે તાળીઓનો અવાજ શરૂ થયો. રાજાભાઈ શામજી પહેલી પરિષદના **પ્રમુખે** ભાષણના રૂપમાં શરૂઆત કરી કે હું પોતે સુધારક છું. પહેલી પરિષદનો હું પ્રમુખ હતો. જ્ઞાતિને સુધારવાની શરૂઆત મેં મારે ઘેરથી જ શરૂ કરી છે. અહીં બેઠેલા મારા બેલીઓ (તેમના કોન્ટ્રાક્ટના કામમાં મજુરી કરનારા જાત ભાઈઓ) બધા ઉભા થાઓ !

"મેં તમને બીજા પ્રસંગે જે કહ્યું હોય તે સાચું માનવું નહીં. હમણાં કહું તે જ માનવું" આવો રાજાભાઈનો હુકમ સાંભળી આશરે ત્રીસેક જણ ઉભા થયા, હું પંડિત કાર્તાતિક અને સભાને જણાવું છું કે આ સિવાય પણ મારા બીજા ઘણા બેલીઓ છે. તેઓ પ્રાયશ્ચિત લેવાને તૈયાર જ છે. પણ મેં જ તેમને રોકી રાખ્યા છે. તેનું એક કારણ છે કે મારે આગેવાનો સાથે મસલત કરવાની છે અને ત્યારબાદ એ બધાને સાથે લઈને હું પ્રાયશ્ચિત કરાવીશ.

એક અવાજ - તમે એ વાતની પ્રતિજ્ઞા લો છો !

**રાજાભાઈ,** કોઈને કનડગત ઉભી ન થાય માટે આગેવાનો સાથે મારે વાટાઘાટ કરવાની જરૂર છે, હું દેશમાં થોડા વખતમાં જનારો છું. પરિષદના સેક્રેટરી **નારાયણજી ભાઈએ** જણાવ્યું કે આગેવાનો તમારી વાતમાં સંમત નહીં થાય તો તમે શું કરશો? તેમને વિનવવામાં તમે ક્યાં બાકી રાખ્યું છે? એમના સ્વભાવ અને કામના તમે તો પૂરેપૂરા અનુભવી છો તો પછી ઢીલ શા માટે? તે સિવાયના બીજા જે ભાઈઓ પ્રાયશ્ચિત લેવા તૈયાર હોય એમને શા માટે રોકો છો?

રાજાભાઈ - "આગેવાનો સાથે પીરાણાપંથને તિલાંજલિ આપવા સંબંધી મારે પત્ર વહેવાર ચાલે છે અને તેઓ મારી વાતમાં સંમત છે. એટલે મારે છ મહિનાની મુદ્દત માગવી પડે છે."

સે. **નારાયણજીભાઈ** આગેવાનો સાથે મસલત કરવાની જે વાત **રાજાભાઈ** કહે છે તે સાર વગરની છે. આગેવાનો સાથે તેમને કોઈ સારા પ્રકારનો સંબંધ સંભવતો જ નથી. કારણ રાજાભાઈએ જ્યારથી પોતાની છોકરીના લગ્ન કર્યા ત્યારથી જ તે તો નાત બહાર છે અત્યાર સુધી નાત બહાર જ છે. કરાંચી પરિષદના તે પ્રમુખ થયા ત્યારથી જ આગેવાનો સાથે તેમનો અણબનાવ ચાલુ છે. તમે સમજી શકશો કે આગેવાનોના જુલમ સંબંધીનો ઠરાવ આ પરિષદમાં જ તેમણે રજુ કર્યો છે ત્યારે આગેવાનો અને તેમના વચ્ચે કેવા પ્રકારનો મિત્રભાવ સંભળાતો હશે?

**રાજાભાઈ** મારા દરેક કામ **નારાયણભાઈ** પોતાની વાત રાખવાની ખાતર તોડી નાંખે છે અને આગળ વધવા દેતા નથી એ પ્રમાણે આ સભામાં પણ કરે છે.

સે.**નારાયણજી** રાજાભાઈ મારા મિત્ર છે, હું કોઈ પ્રકારે તેમની સાથે વૈરભાવ રાખતો નથી પણ જ્યારથી મને એવી ખાત્રી થઈ છે કે સુધારાની હિલચાલ વિરુદ્ધ આગેવાનોને રાજી રાખવા એ પ્રયત્ન કરે છે અને તેમની

રીતભાત જ્ઞાતિ હિત સાધવામાં વિઘ્નરૂપ થાય છે ત્યારથી હું તેમના કામો તરફ લક્ષ રાખું છું અને તેમને નહીં ફાવવા દેવાનો મેં મારા મનથી નિશ્ચય કર્યો છે એ વાત આજે હું સભાને જણાવાની રજા લઉં છું. એમનું મન જો શુદ્ધ હોય તો આગેવાનો તેમનું માને નહિ તો અમુક વખત પછી બે ત્રણ કે છએ મહિને પણ પોતે પ્રાયશ્ચિત લેવાની કે તેમના સમજવા પ્રમાણે તેમના શીરે જે પીરાણા પંથનું કાળુ કલંક છે તેને તિલાંજલી આપવાની પ્રતિજ્ઞા કરે તો તેમના વિશે મારા જે વિચારો બંધાયા છે તેમાં ફેરફાર કરવાને તૈયાર છું.

**સાક્ષરવર્ય ભાઈશ્રી વસંતની પ્રતિજ્ઞા** - "રાજાભાઈ અને બીજાઓને હું ખાત્રી આપવા પ્રતિજ્ઞા કરું છું કે તમને ધર્મપરાયણ થવામાં તમારી નાતજાત કે બીજી રીતે જે મુશ્કેલીઓ ઉભી થાય તે માટે હું મારા તન, મન, ધન અને જાતનો ભોગ આપવા તૈયાર છું." (જોશભેર તાળીઓ). **પંડિતશ્રી કાર્તાંતિક રાજાભાઈને** ઉદ્દેશી બોલ્યા કે **"રાજાભાઈ** તમારા શબ્દો સાંભળીને મારું હૃદય પીગળી જાય છે ! પરંતુ કોઈ પણ શુભ કાર્ય જેમ બને તેમ જલદી જ કરી લેવું એવું સમજું પુરૂષો કહેતા આવ્યા છે અને તે સત્ય જ છે. હું જાતે બ્રાહ્મણ છું. તું ક્ષત્રિય છે, ભિક્ષા માગવી એ મારો ધર્મ છે અને તે આપવી એ તારો ધર્મ છે તો હું તારી પાસે આજે એ ભિક્ષા માગું છું કે દેહશુદ્ધ પ્રાયશ્ચિત લઈ તું એ અધર્મયુક્ત પંથનો ત્યાગ કર અને કરાવ."

**રાજાભાઈ** - પંડિતજીને ઉદ્દેશી બોલ્યા "તમે જે કહ્યું છે તે બરાબર છે પરંતુ મેં સભા સમક્ષ જે વાત કહી છે તે જ બરાબર છે."

**શીવજી કાનજી પારસીઆ** ગામ નખત્રાણવાળા રાજાભાઈને ઉદ્દેશીને બોલ્યા, "ગઈ રાત્રે પ્રાયશ્ચિત હાલમાં લેવું નહિ એવી તમારા વાત સાથે હું સંમત થયો હતો પરંતુ આજના સંયોગો જોતાં અને આપણે આગળ પડતો ભાગ લેનારા હોવાથી જો પ્રાયશ્ચિત લઈએ નહિં તો આપણા માટે શરમ ભરેલું દેખાય જેથી હું પ્રતિજ્ઞા કરું છું કે કરાંચી જઈને હું સહકુટુંબ પ્રાયશ્ચિત કરાવીશ." ત્યારબાદ-

**ભાઈ શીવજી લધા** ગામ નખત્રાણાવાળાએ **રાજાભાઈને** જણાવ્યું કે જ્ઞાતિ સુધારાની હિલચાલમાં પહેલી પરિષદના આપ પ્રમુખ હતા, **ભાઈ શીવજી કાનજી** પારસીઆ સેક્રેટરી હતા અને હું તો આપનો એક સિપાઈ તરીકે સેવાનું કામ કરનારો હતો, જ્યારે ભાઈ શીવજીએ પ્રતિજ્ઞા કરી છે ત્યારે તમે તો તે વખતની પરિષદના **રાજા હતા** તો તમારે ખાસ પહેલી પ્રતિજ્ઞા કરવી જોઈએ. વગેરે. હું કરાંચી જઈને સહકુટુંબ પ્રાયશ્ચિત લેવાની પ્રતિજ્ઞા કરું છું. (તાળીઓ)

સેક્રેટરી **નારાયણજી - રામજીભાઈએ** જણાવ્યું કે આટલી વાટાઘાટ થયા પછી અને રાજાભાઈ શામજીને પંડિત શ્રી કાર્તાંતિક જેવા બ્રહ્મર્ષિએ તેમજ ક્ષાત્રકુળ દીપકભાઈ **વસંતે** સમજાવ્યા છતાં રાજાભાઈ પ્રતિજ્ઞા ન કરે તો હવે તેમને કોઈએ આગ્રહ ન કરવો. હું માત્ર છેલ્લી વિનંતીરૂપે મારા મિત્ર રાજાભાઈને વિનંતી કરું છું કે છ મહિના પછી આપને આગેવાનોમાં કંઈ સાર જેવું ન જણાય તો તમે છ મહિને પ્રાયશ્ચિત જરૂર લેશો એવી જો સભાને ખાત્રી આપો તોય બસ છે.

રાજાભાઈ બોલ્યા કે નારાયણભાઈ હંમેશા મને પાછો પાડવાનો પ્રયત્ન કરે છે. અહીં પણ વકીલની માફક ક્રોસ કરી સવાલ પૂછે છે તેને જવાબ આપવા હું કંઈ બંધાયેલો નથી. પ્રાયશ્ચિત કરાવાની ગેરંટી આપી શકું નહીં.

આ સંવાદ આટલેથી બંધ રહ્યો.

રાજાભાઈના મોં સામું જોઈ રહેલા તેમના બેલીઓ બિચારા બેસી ગયા પોતાને શું કરવાનું છે તેની ન તો કોઈએ સમજ પાડી કે તેઓ પૈકીના કોઈએ રાજાભાઈને ન તો પૂછ્યું કે અમારે શું કરવું ! રાજાભાઈને શર્મિંદા થઈ ગયેલા જોઈને તેઓ બેસી ગયા. કોઈ કોઈ ચાલાક હતા તેઓ રાજાભાઈનું પોગળ સમજી ગયા. તેમની પ્રતિષ્ઠાનો તોલ તેમના જ બેલીઓ સમક્ષ થઈ ગયેલો રાજાભાઈથી જોઈ શકાયો નહિ. વિદ્વાન વર્ગે તેમને શાંત પાડ્યા અને પ્રતિજ્ઞાઓ લેનારા બીજા ભાઈઓ આવવા લાગ્યા.

પટેલ **ગંગદાસ જેઠાભાઈએ** "કાલેજ પ્રાયશ્ચિત લઈશ એમ જણાવ્યું તથા **હરજી વીરજી** વીરાણીવાળાએ પણ કરાંચી જઈને પ્રાયશ્ચિત લેવાની પ્રતિજ્ઞા કરી."

સભાને બેઠકનું કાર્ય શરૂ કરે ઘણો ટાઈમ થઈ જવાથી આરામ લેવાની જરૂર હતી, તેમજ **દરબારશ્રી ગોપાળદાસ ભાઈ** આ સભામાં પધારવાના હોવાથી તેમની પણ રાહ જોવામાં આવતી હતી અને બાળલગ્નની પ્રથા નાબુદ કરવાનો ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો. ચા પાન લેવાને સભા ઉઠી. આશરે દસેક મિનિટ થઈ એટલામાં સાંજના સાત વાગે જે મહાપુરુષના આગમનની વર્ષાદની માફક રાહ જોવાતી હતી તેમના આવી પહોંચવાના સમાચાર સ્વયંસેવકોએ વિજળીની ઝડપે ફેલાવી દીધા. સહુ ભાઈઓ અને બહેનો તેમજ વિદ્વાન વર્ગ ટપોટપ પોતાની જગ્યાએ આવીને બેસી ગયા. દરબાર સાહેબની જયના પોકારોએ સભાજનોના હૃદયમાં ઉત્સાહનો નવો રંગ જમાવ્યો. તેમને યોગ્ય આસને બેસાડ્યા બાદ સુતરના હાર પહેરાવામાં આવ્યા બાદ સભા તરફથી તેમનું સ્વાગત કરતાં :-

**સે. ભાઈ નારાયણજી રામજીભાઈએ જણાવ્યું -**

આજના અપૂર્વ હર્ષના ઉમંગના નામદાર દરબારશ્રીનું સ્વાગત કેમ કરવું એનું પણ ભાન રહ્યું નથી આપણી આ જ્ઞાતિના ભાગ્યનો કંઈ પાર રહ્યો નથી. એ દેવાંશી પુરૂષનાં આ સભામાં પગલાં થવાથી જ્ઞાતિના અનેક વિઘ્નો આપોઆપ ટળી જશે એવી મને ખાત્રી થાય છે. દેશસેવાની ખાતર જે રાજવીએ પોતાના સુખ અને રાજ્યનો ભોગ આપ્યો છે અને સમગ્ર દેશ જેની પ્રશંસા કરી રહ્યો છે એવા મહાભાગી ના.દરબાર સાહેબની ઓળખાણ આપવાનું મારા જેવા પામરનું શું ગજું ? જ્ઞાતિના એ શીરતાજ છે એ વાત તો તમે સહુ જાણો છો અને દેશની ગુલામી દશા મટાડવા માટે તેમણે જે સહકુટુંબ ભેખ લીધો છે એ વાત પણ તમને જાણવાની ભાગ્યે જ બાકી છે. તેમના દર્શન માટે આપણી જે અભિલાષા હતી તે પરમ કૃપાળુએ પુરી પાડી છે. તેમણે અત્રે પધારી આપણને પવિત્ર કરવાનો જે શ્રમ લીધો છે તે ખાતે હું સહુ ભાઈઓ તરફથી તે નામદારનો ઉપકાર માનું છું. (તાળીઓ)

**મી. કેશવલાલ માધવલાલ વકીલ** - વિરમગામવાળાએ જણાવ્યું નામદાર દરબાર સાહેબનો ઉપકાર માનવાની જે દરખાસ્ત સભા તરફથી ભાઈ નારણજીએ કરી તેને હું અંતઃકરણપૂર્વક ટેકો આપું છું. (તાળીઓ)

**ભાઈશ્રી વસંત** - સ્વાગત કરતાં બોલ્યા, જ્યારે એ નામદારને દરબાર પદનું અર્પણ થયું ત્યારે બરોડા ગેઝેટમાં એ વાત પ્રસિદ્ધ કરવાનું ભાગ્ય મને પ્રાપ્ત થયેલું. એ જ તાજ આજે માતૃ ચરણે મૂકી તેનું સાર્થક કરી દેખાડનાર એ રાજવીને અભિનંદન આપવાનો મને પ્રસંગ મળવાથી મારા તો આનંદનો પાર રહ્યો નથી, બરોડા

ગેઝેટનો હું તંત્રી હતો તે પ્રસંગે માત્ર કવિતા લખીને તે નામદારનું મેં અભિનંદન કર્યું હતું. આજે તે નામદારે જ્યારે ખરું રાજ્ય - અમર સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું છે તેનો લાભ લઈ પ્રેમના આંસુથી તેમનું સ્વાગત કરવાની ઈશ્વરે મને તક આપી છે. શાસ્ત્રો જેને ગૃહસ્થાશ્રમ કહે છે તે અને સન્યાસ એટલે શું એ સહુ વાતનો બોધ એ નામદારના ચારિત્રે આપણને આપ્યો છે, આ જગત્‌ના રાજ્ય કરતાં તેમણે પોતાના ધર્મને વધારે શ્રેષ્ઠ માન્યો છે. તે ધર્મ કહો કે ભારતવર્ષની સેવા સમજો ગમે તે કહો તે સહુને માટે વૈમનસ્યનો ત્યાગ કરી જે પુરૂષે આ દેશ ઉપર મહાન ઉપકાર કર્યો છે તે સાધુ પુરૂષનાં દર્શનથી આજે આપણે પવિત્ર થયા છીએ અને તેમણે અત્રે પધારી જે ઉપકાર કર્યો છે તે ખાતે આપણે સહુ તેમના ઋણી છીએ.

**નામદાર દરબાર શ્રી ગોપાલદાસભાઈનું ભાષણ**

પૂજ્ય પ્રમુખ સાહેબ અને ભાઈઓ તથા બહેનો ! આપણે મને જે માન આપ્યું છે અને મારો સત્કાર કર્યો છે તેને માટે હું તમારો ઘણો જ અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું. હું જાણું છું કે તમે એ બધું માન શાથી આપો છો અને પ્રેમ શા માટે દર્શાવો છો. થોડા વખત પહેલાં હું એનો એ જ તમારો ભાઈ હતો, તમારા માંહેના થોડા પણ જાણતા નહોતા. તમારો હું બંધુ છું એ વાત તમે જાણતા નહીં હો. અત્યારે મારું સ્થાન એકજ જગ્યાએ છે. જગતના મહાન પુરૂષના ચરણે મેં મારું મન અર્પણ કર્યું છે. આ દેશને ગુલામીમાંથી મુક્ત કરવા તમારાથી બની શકે તેટલી મદદ કરી એ વાતની તમારી પાસે ભિક્ષા માગવામાં આવે છે. મારાથી બની શકે તે મેં કર્યું છે એમ સમજી તમે મને માન આપો છો તે બધું માન અને લાગણી તે મહાપુરૂષને આભારી છે અને તમે તેને આપો છો એમ હું માનું ણછું. મને બહુ બોલવાની ટેવ નથી. હું તો એક સૈનિક તરીકે કામ કરનારો છું. અમારા સેનાપતિ વલ્લભભાઈ જે આજ્ઞા કરે તે કરવાનું મારું કામ છે તે જે હુકમ પ્રસિદ્ધ કરે તે પ્રમાણે અમારે કરવું જોઈએ. એટલે તે અમને દોરનાર છે. ઉપદેશ આપવાનું મારું કામ નથી. બોલવા કરતાં કામ કરવાની વાતને હું પસંદ કરું છું એટલે તમે મારી પાસેથી ભાષણની આશા રાખશો નહિ. તમે મારા માટે જે કહ્યું છે તેનો જવાબ ન આપું તો કૃતઘ્નિ કહેવાઉં.

પાટીદાર કરતાં હિન્દુ પહેલા છો એ વાત તમે ભુલશો નહિ. હું અને તમે બધા એક જ ખેતીનો ધંધો કરનારા હતા. મેં મારું વતન છોડ્યું છે તેથી તમે કોઈ દિલગીર થશો નહિં. આ દેશનો વિશાળ બગીચો જે નોકરશાહી પચાવી પડી છે તે વિશાળ જમીન માટે મેં તો મારી નાની જમીનનો ત્યાગ કર્યો છે. આખા રોટલાના માટે ટુકડાનો ત્યાગ કર્યો છે. જે ગુલામીમાં આ દેશ ડૂબ્યો છે તે મારું ખરું વતન છે તે મેળવવા મેં ભોગ આપ્યો છે અને તે માટે દેશના નાયકો જે આજ્ઞા કરે તે પ્રમાણે ભોગ આપવામાં તમે તમારો ફાળો આપશો. એકબીજાના વિરોધ ભૂલીને આપણે આગળ વધવું જોઈએ. જ્યારે આખો દેશ ગુલામીમાં સપડાયો છે ત્યારે એક જ જ્ઞાતિ સુખ પામે એ વાત સંભવિત નથી. એટલા માટે દેશ હિતના કાર્યમાં ભાગ આપવા તમે ભુલશો નહિ. તે કરશો તો તે મહાન પુરૂષ અને દેશ પ્રત્યે તમારો ભાવ પૂર્ણ થયેલો ગણાશે. (તાળીઓ)

**જગન્નાથ કોઠારીએ** સભા સમક્ષ બોલતાં ખાદી વાપરવાનો ઠરાવ કરવાની સુચના કરી હતી તેનો સેક્રેટરી **ભાઈશ્રી નારણજીએ જવાબ વાળતાં કહ્યું** -

કચ્છ દેશમાં ખાદીનો પ્રચાર તો છે જ. કાંતવાની વાત પણ અમને કંઈ નવી નથી. મારા માતુશ્રી દરરોજ કાંતે

છે. પોતે સ્વામીનારાયણના પંથના ભગત હોવાથી તેમનો સમય ભક્તિમાં જાય છે છતાં દરરોજ કાંતવું એ વાતની તો એમણે પ્રતિજ્ઞા કરી છે. મહાત્માજીના ઉપદેશથી અમારા ભાગમાં સારી અસર થઈ છે. સમિતિમાં ઘણી વખત કપાસ-પુણીઓ મળતી નથી એટલે બહુ મુશ્કેલી ઉભી થાય છે. અમારો કચ્છ દેશ અને મુખ્યત્વે કરીને આ જ્ઞાતિ તો ખાદી જ વાપરે છે. આ દેશની પ્રજામાં સૌથી ભુંડી દશા તો અમારી થઈ છે. અમે જ એ દશાના નમુના રૂપ છીએ એટલે **મહાત્માજી**ની હિલચાલથી અમને તો ભારે ફાયદો થયો છે. ખાદીનો ઠરાવ લાવવાની વાત ભાઈશ્રી **કોઠારી**એ સુચવી છે. તેમને મારી વિનંતી છે કે પરિષદનો આજે છેલ્લો દિવસ હતો. સબજેક્ટ કમિટિનું કામ પૂર્ણ થઈ ગયું છે છતાં એ ઠરાવ લાવવાની વાતનો અમે વિચાર કરીશું.

**નામદાર દરબાર સાહેબનો** પ્રમુખ તરફથી આભાર માનવામાં આવ્યો હતો અને રાત્રે આઠ વાગ્યા પછી સભા બરખાસ્ત થતી વખતે સદરહુ ઠરાવ પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો. સમિતિના સેક્રેટરીએ ઘાટકોપરમાં સભા ભરવાની હોવાથી મંડપની માંગણી કરી હતી જે સ્વીકારવામાં આવી હતી અને પરિષદનું કાર્ય અપૂર્ણ રહેવાથી એક દિવસ વધારે લંબાવાની જરૂર પડવાથી બીજા દિવસ ઉપર પરિષદની બેઠક મુલત્વી રાખવામાં આવી હતી.

## તા.૨૧-૪-૨૩નો ચોથો દિવસ

બેઠકનું કામકાજ આશરે પોણા ત્રણ વાગે બપોર પછી શરૂ કરવામાં આવ્યું હતું. સેક્રેટરી ભાઈશ્રી નારણજીએ પરિષદના કાર્યની ફતેહ ઈચ્છનારા નીચે જણાવેલા હિતેચ્છીઓના તાર તથા કાગળો વાંચી સંભળાવ્યા હતા.

**મી.શામજીભાઈ હરીલાલ વકીલ - બીટા (કચ્છ)**
**ભાઈ રામજીભાઈ જેઠાભાઈ - ગઢશીશા**
**ભાઈ પુરૂષોત્તમદાસ - ક.પા.પરિષદ બ્રાન્ચ ઓફિસ વડોદરા**
**મી.રામજીભાઈ વાલજીભાઈ વકીલનો તાર-નખત્રાણા (કચ્છ)**
**મી.નથુભાઈ કરસનભાઈ વકીલનો તાર - નખત્રાણા (કચ્છ)**
**"કચ્છ વર્તમાન"ના અધિપતિ - અમદાવાદ**

સદરહુ કાગળો તથા તાર એક પછી એક વાંચી સંભાળવતાં તેમણે તે તે ગૃહસ્થોની ઓળખાણ આપી હતી અને આપણી જ્ઞાતિની પરિષદ પ્રત્યે તેઓ જે લાગણી ધરાવે છે અને મદદ કરે છે તેનું વિવેચન કર્યું હતું. સઘળા દિલસોજ ગૃહસ્થોનો ઉપકાર માનવાની વાતને સભાએ તાળીઓના અવાજથી સંમતિ દર્શાવ્યા બાદ નીચે જણાવેલો ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૬ ઠ્ઠો**

છુટાછેડા એટલે છુટકાના રિવાજને નામે ચાલતા અતિ શરમ ભરેલા અને અયોગ્ય રિવાજ તરફ આ પરિષદ તિરસ્કારની દ્દષ્ટિએ જુએ છે અને તેને સદંતર નાબુદ કરવા આ સભા દરેક જ્ઞાતિ ભાઈને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ભાઈ શીવજી કાનજી પારસીઆ** ગામ નખત્રાણાવાળાએ ઉપર જણાવેલો ઠરાવ રજુ કરતાં જણાવ્યું પ્રમુખ સાહેબ અને જ્ઞાતિ ભાઈઓ ! એક વખતે આપણે સ્ત્રીની સાથે લગ્ન કરીએ અને અનુકૂળતા ન દેખાય કે તેને તજી દઈએ એ પ્રકારની અધમતા આપણા જેવી ક્ષત્રિય કોમમાં ક્યાંથી પેસી ગઈ તેની કંઈ સમજ પડતી નથી. આ ઠરાવ રજુ કરવાનું મને સોંપવામાં આવ્યું છે છતાં તમારી સમક્ષ તે રજુ કરતાં મારું હૃદય કંપી ઉઠે છે. આપણે જો વિચાર કરીએ તો સમજાય છે કે આ રિવાજ બાળલગ્નના કારણે આપણામાં પેસવા પામ્યો હશે અને કેળવણીના અભાવે તેણે વધારે પડતું સ્વરૂપ ધારણ કર્યું. તે તો કદાચ ગુજરાત તરફની વાત થઈ પણ આપણા કચ્છ વિભાગમાં છુટકા કેવા પ્રકારે થાય છે એ વાત તપાસીએ તો જરૂર તમે કહેશો કે આપણા ગેઢેરાઓએ પોતાની સત્તાનો દોર જમાવવા એ રિવાજનો એક શસ્ત્ર સમાન ઉપયોગ કરે છે. વર અને વહુ બંને રાજીખુશીથી સંસાર ચાલવતાં હોય, તેમને છુટા થવાની જરાએ ઈચ્છા ન હોય છતાં તેમના છુટકા કરાવનારા એવા કૃત્યો આપણે ત્યાં કરે છે. આ પ્રકારના દાખલાઓ ઘણીવાર પ્રસિદ્ધ થયા છે તમારાથી એ શરમ ભરેલી વાત અજાણી નથી. તો આશા રાખું છું કે તમે આ રિવાજના નાબુદ કરવા અને આગેવાનોનું ભાન ઠેકાણે લાવવા પ્રયત્ન કરશો. (તાળીઓ)

**ભાઈ લાલજી સોમજી રવાપરવાળા** એ ઠરાવને ટેકો આપતાં કહ્યું :-

આ છુટકાનો રિવાજ નામોશી ભર્યો તો છે જ પણ તે કરતાં નુકસાનકારક બહુ છે. કુસંપના બીજ જ્ઞાતિમાં વવાય છે. આપણે જો માણસ હોઈએ તો સમજી જઈએ કે એક વખત કોઈ ચીજ કે ઢોર ખરીદીએ પછી કોઈના કહેવાથી તેને ઝટ દઈને તગડી મૂકતા નથી તો પછી આપણી જ જ્ઞાતિની કન્યા જેની સાથે આપણે લગ્ન કર્યા હોય તેને કેમ છોડી દેવાય? તમે આ બધું સાંભળો છો તેમાંથી કંઈ ગ્રહણ કરજો. એક કાને સાંભળી બીજા કાનેથી કાઢી નાંખશો નહિ. તમારા બંને કાન સાંભળવા માટે છે પણ તે કાનનો અવાજ જો એકમાં પેસીને બીજાની વાટે પેલી પુતળીઓની માફક ચાલ્યો જતો હોય તો આપણે માણસ નથી. નકામા છીએ એ વાત યાદ રાખજો. સુવર્ણની બે પુતળીઓની વાતનું અર્થસૂચક દષ્ટાંત આપી તેમણે શ્રોતાઓ ઉપર સારી અસર કરી હતી.

**વિશ્રામભાઈ પાંચા ગાંગાણી** ગામ વીરાણીવાળાએ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું -

આપણે ક્ષત્રિય છીએ એ વાત કચ્છ વિભાગના ભાઈઓ જાણતા નથી તેમ વળી નાતથી અલગ પડી ગયા પછી પીરાણા પંથે જે અંધાર પછેડો નાંખ્યો છે તેથી તો આપણી જાત અને ધર્મને પણ ભૂલી જવાના કૃત્યો આપણને શિખવવામાં આવ્યા છે. આપણા લગ્ન જ જ્યારે હિન્દુધર્મના રિવાજ પ્રમાણે ન થાય ત્યારે આવા રિવાજોનું તો પૂછવું જ શું ! **લા ઈલાના કલમાથી** જ્યાં છોકરા છોકરીને જોડી દેવાય ત્યાં ધર્મની ભાવના કેવી ! આપણે મનમાં ઘણું ગુમાન રાખીએ છીએ છતાં રિવાજ છે એમ સમજીને આપણી બહેન દીકરીને એક મુકીને બીજો ભાયડો અને બીજો કે પછી ત્રીજો એમ કરી દેતાં શરમાતા નથી. કેટલી શરમ ભરેલી વાત દેખાય છે. રામ અને સીતાના વંશમાં ઉતરી આવેલા આપણે તેમની આ પ્રકારની દશા થાય એને તમે જોઈ રહો એ કેવું કહેવાય. હું ધારું છું તમારો બચાવ એ છે કે આપણે કંઈ કરતા નથી ગેઢેરાને જેમ લાગે તેમ કરે છે ! તો હું કહું છું તમારો આ બચાવ નથી પણ તમારા મન અને ભાવની નબળાઈ અને બાયલાપણું દેખાડનારો એ જવાબ છે. તમે મેંઢરાના બચ્ચા નથી સિંહ છો. જો તમને એ વાત સારી ન લાગે તો તમે આગેવાનોના સામા થઈ જાઓ તેમનો ડર મૂકી દો તો જ આપણું કલ્યાણ થવાનું છે નહીં તો અધોગતિ પુરી થઈ છે છતાં માણસ મટીને પશુ જેવા થઈ જઈશું.

**પટેલ છગનલાલ પિતાંબરદાસે** જણાવ્યું - મે. પ્રમુખ સાહેબ અને ભાઈઓ, કેટલાક અધમ રિવાજો તમે એવા લઈ બેઠા છો કે જે પશુ પક્ષીમાં પણ ન હોય ! ત્યારે મારે તમને ક્યાં ઘટાવવા એ કંઈ સમજાતું નથી. સરસડા જેવા પ્રાણી નર કે માદા મરી જાય તો પાછળ રહે તે પોતાનું જોડું બાંધતું નથી એ પણ તેના નર કે માદાની પાછળ ઝુરી મરે છે. ત્યારે આપણે કડવા પાટીદારે શું સમજવું ! તમારા કચ્છમાં છુટકા ઘણા થાય છે અમારે અમદાવાદમાં પણ થાય છે. આ પાપથી હદ વહી ગઈ છે એટલે હવે તેને કાઢી નાંખવું. વર અને કન્યાની અનુકૂળતા જોઈને તમે તેમના લગ્ન કરશો તો આ રિવાજ નીકળી જશે. પોતાને ઠીક ન પડે તેમની સાથે જાનવરો પણ જોડાતાં નથી. ઠીક દેખાય તેને પકડી રાખે છે તો આપણે એટલું અવશ્યે કરવું કે પ્રતિકૂળતા દેખાય તેવાને લગ્નથી જોડવાં નહિ.

**સેક્રેટરી નારાયણજી રામજીભાઈએ** ઠરાવ પસાર થયેલો જાહેર કરવા ઉઠતાં કહ્યું - આ રિવાજ બાળલગ્નના ડાળામાંથી ફુટ્યો છે એ વાતની ના નથી પણ એવાં અનેક ડાળાં જે અધર્મના વૃક્ષમાંથી ફુટ્યાં છે તેનો નાશ કરો એટલે આપણને જરૂર જ્ઞાન થશે અને ધર્મ અધર્મ સમજાશે. હું ધારું છું આ ઠરાવ કરવામાં તમે સહુ સંમત થયા છો. (તાળીઓ). એટલે તે પસાર થયેલો જાહેર કરવામાં આવે છે.

**ઠરાવ ૭મો**

વિદ્યા એ સર્વોત્તમ શક્તિ હોવાથી તે પ્રાપ્ત કરવા કરાવવા અને જ્ઞાતિના પુત્ર પુત્રીઓને કેળવણી આપવા આ પરિષદ દરેક ભાઈને વિનંતી કરે છે અને જે જે સ્થળે જ્ઞાતિના ફંડો અને જ્ઞાતિના પૈસા હોય તેનો જ્ઞાતિમાં કેળવણી અર્થે સત્વર ઉપયોગ કરવાની આ પરિષદ આગેવાનોને સુચના કરવાનો ઠરાવ કરે છે.

**ભાઈ મહીદાસ પ્રેમજી** શાંતાક્રુઝ ગુરુકુળના માસ્તરે સદરહુ ઠરાવ રજુ કરતાં જણાવ્યું - બાળકોને કેળવણી આપવાની વાતમાં કોઈથી ના કહેવાય તેવી નથી. જે ના કહે તે તો મૂર્ખ કહેવાય. મારીચ જાતે રાક્ષસ હતો છતાં રાવણની આજ્ઞાથી હરણ બન્યો અને રામના હાથે મર્યો. ત્યારે આપણે સારાં કામ માટે મરવા તૈયાર થવું જોઈએ. ખેતરમાં તમાકુ ઉગાડીએ છીએ તેને બહુ રીતે કેળવવી પડે છે, ઘરમાં રોટલીની કણેકને પણ ગુંદી ગુંદીને ચિકાસ લાવવી પડે છે તો બાળકોને તો કેળવવાં જ જોઈએ. મનુષ્ય જાતને માટે જન્મનું સાર્થક જાણવા જ્ઞાનની જરૂર છે અને તે જ્ઞાન વિદ્યા ભણ્યા સિવાય મેળવી શકાતું નથી. બસો પાંચસો વર્ષ ઉપર મુસલમાનોનું રાજ્ય હતું આજે આપણા ઉપર અંગ્રેજ સરકાર રાજ કરે છે એણે જે બુદ્ધિમત્તા વાપરી છે તે વિદ્યાનું કારણ છે. છોકરાંને ભણાવાનું મા બાપના માંથે છે પરણાવાનો બોજો તેમના માંથે નથી. છતાં તેઓ ઉલટું જ કરે છે. ભણાવાની દરકાર કરતાં નથી અને પરણાવાની વાત વગર જરૂરે માંથે ઓઢી લે છે ! તેમને પરણાવીને ઉપાડી નહીં શકાય તેવો ઘંટ તેના ગળામાં તમે બાંધો છો. તેમને કેળવવા તરફ કાંઈ લક્ષ આપતા નથી. આ કારણથી તેઓ જ્ઞાતિમાં પણ બોજા સમાન થઈ પડે છે. આવા બોજા અને દુ:ખોનો તમે વિચાર કરી બાળકોને જરૂર કેળવણી આપવાનું ચુકશો નહિ.

**પટેલ છગનલાલ પિતાંબરદાસે જણાવ્યું -**

આ ઠરાવને ટેકો આપવા હું ઉભો થયો છું છતાં હું ભણેલો નથી એ તમને પહેલેથી કહી દઉં છું. હું કોઈ દિવસ નિશાળોમાં ભણવા ગયો નથી. પણ સન્યાસી મહાત્માનો મારા ઉપર તે સંબંધી ઉપકાર થયો છે. અમારા ગુજરાતમાં એવા ઘણા દાખલા બને છે કે માબાપના કારજમાં મિલકતો વટાઈ જાય છે અને પાછળના છોકરાંને

ભણવાના કોઈ સાધન રહેતાં નથી. આપણી પાટીદારની નાતની પાટીઓ આજે અનેક કારણોને લઈને વિંખાઈ ગઈ છે. બાળલગ્નનો રિવાજ બહુ હાનીકર્તા છે તે અટકાવવા અમે પ્રયત્નો કર્યાં છે અને ગુજરાતમાંથી તે નાબુદ થયા જેવો છે. છતાં બાળકોને કેળવણી આપવાની જરૂર તો છે જ. એ કાર્યની યોજના કર્યા સિવાય અમને સંતોષ થાય તેમ નહોતો. કડી પ્રાંતમાં અમે આપણી નાતના છોકરા માટે બોર્ડિંગ અને વિદ્યાલય સ્થાપ્યું છે. બોર્ડિંગમાં ૮૦ છોકરા રહે છે અને ૧૦૫ છોકરા વિદ્યાલયમાં ભણે છે. અંતઃકરણ કેળવાય એ પ્રકારની કેળવણી ત્યાં આપવામાં આવે છે. આપણું પહેલું યુદ્ધ તો જમીન સાથે છે. એટલે ખેતીવાડીની કેળવણી આપવી જ જોઈએ. તેના ઓજારોમાં હળ અને કોશની અણીઓ વગેરે કાઢવાનું કામ આપણને આવડવું જોઈએ. બાળકોએ પોતાના વડીલો પ્રત્યેની ફરજ શી છે તે સમજતાં શિખવું જોઈએ. આ પ્રકારની કેળવણી તે વિદ્યા છે. કન્યાઓને કેળવવાની જરૂરિયાત ઘણી છે એ તમે બરાબર સમજીને ધ્યાનમાં રાખશો. છોકરાંને રહેવા અને ભણવાનું સાધન ન હોય તો અમારા કડીના બોર્ડિંગમાં મોકલજો. અમારું એ કામ તે જ્ઞાતિનું જ છે. તમારું જ છે. જ્ઞાતિ હિતાર્થે એક "કડવા વિજય" નામનું માસિક પ્રગટ થાય છે તેના તમે ગ્રાહક થશો એવી હું તમને ભલામણ કરું છું.

**પટેલ ધનશાભાઈ જેકણદાસે કેળવણી વિશે બોલતા જણાવ્યું -**

બાળકોને કેળવણી આપવાની જરૂર છે જ પણ તે કેળવણી એવી હોવી જોઈએ કે તેમને સ્વતંત્રતાનું ભાન કરાવે. કેળવણી એવી હોવી જોઈએ કે તેને ગૃહસ્થાશ્રમના અંતે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય. એને જ કેળવણી કહી શકાય. અમારા તરફ કડીની જે સંસ્થા છે તેના જેવી ઘણી સંસ્થાઓની જરૂર છે અને આવી સંસ્થાઓમાં માત્ર પગારની ખાતર નહિ પણ એક પૈસાના ચણા ખાઈને નિર્વાહ ચલાવી લઈશું એવા વિચારના ત્યાગી શિક્ષકોની જરૂર છે. આવા ત્યાગી હોય તે વીરપુરૂષો કહેવાય આવા પુરૂષો મળવા અશક્ય નથી. જો સંસ્થાઓના નેતાઓ એ વાત પુરી સમજે અને તે માટે પ્રયત્ન કરે તો જરૂર મળી રહે અને આપણી જે જાહોજલાલી હતી તે ઘણા થોડા કાળમાં સ્થપાય. હવે આપણો વારો આવ્યો છે, તમે કહો છો કે આપણે હવે જાગ્યા છીએ તો જરૂર બાળકોને કેળવણી આપજો. તેમના અંતઃકરણ શુદ્ધ કરજો ત્યારે જ તમે માબાપ તરીકે તમારો ધર્મ બજાવેલો કહેવાશે. (તાળીઓ)

સુરત જિલ્લામાંથી આવેલા એક સ્વામીજીએ કેળવણીનો વિષય સમજાવ્યા બાદ **નરહરિ શર્મા** (પરિમલ) એ તે વિષયને સમજાવતાં કહ્યું -

વિદ્યા એ વિર્ય છે એ વાત જ્યારથી ભારતીય પ્રજા ભૂલી ગઈ ત્યારથી તેનું પતન થયું છે. એ વિર્યનો જ્યારથી પ્રજાએ અનાદર કર્યો ત્યારથી ધાર્મિક, આર્થિક, શારીરિક અને માનસિક અધોગતિ થઈ છે. વિદ્યાના બળે જગદીશબાબુ, બંકીમબાબુ, તિલકમહારાજ અને ગાંધી મહારાજ જેવા પુરૂષો થયા છે તે સહુ એક જ વિર્યના ટીપે થયા છે. આજે બાળલગ્નનું દુઃખ વહોરી લઈને પ્રજા નિર્માલ્ય થઈ ગઈ છે. આંગ્લ શિક્ષણ લેવાની જેને જરૂર હોય તે ભલે લે પણ તે પ્રાચીન શિક્ષણના ભોગે તો ન જ લેવું. આપણા માટે ધાર્મિક શિક્ષણની ખાસ જરૂર છે. દેશને અનુકૂળ થઈ રહે તે ધોરણે નૈતિક શિક્ષણ પણ આપવું જોઈએ. ઘરસંસાર સારી રીતે ચલાવવા માટે પણ કેળવણી લેવાની જરૂર છે. ભોજરાજાના દરબારમાં ચાર કન્યાઓ જાતિની પિછાન કરવા ગયેલી તેની વાત કહીને આગળના વખતમાં કન્યાઓ પણ કેળવાયેલી હતી એ વાત સમજાવી હતી. ધર્મબુદ્ધિ જાગૃત થવા માટે સંસ્કૃત કેળવણી આપવામાં આવતી તેની પણ જરૂર સમજાવી હતી.

પરિષદના સેક્રેટરી ભાઈ **નારાયણજી - રામજી ભાઈએ** આ ઠરાવની જરૂરિયાત સમજાવતાં તે પસાર કરવાની સભાને વિનંતી કરી હતી જે તાળીઓના અવાજથી વધાવી લેવામાં આવી હતી. ત્યારબાદ આરામ લેવા માટે લગભગ પાંચ વાગ્યા પછી સહુ ઉઠ્યા હતા અને સભાનું કામ છ વાગ્યા પછી શરૂ થયું હતું.

**ઠરાવ ૮મો**

આપણી હિન્દુ ગણાતી જ્ઞાતિઓમાં મુડદાંને અગ્નિદાહ દેવાનો રિવાજ પ્રચલિત છે અને આપણી જ્ઞાતિ હિન્દુ હોવા છતાં આપણા કચ્છ અને કરાંચીમાં રહેનારા કેટલાક પીરાણાપંથી ભાઈઓ અગ્નિસંસ્કાર કરવાને બદલે મુડદાંને દફનાવી દે છે તે રિવાજ અયોગ્ય અને શાસ્ત્ર વિરુદ્ધ હોવાથી કોઈ બંધુએ મુડદાંને દાટવું નહિ તેમજ દાટવાના કાર્યમાં ભાગ પણ લેવો નહી અને મુડદાંને અગ્નિસંસ્કાર કરવો એવો આ પરિષદ ઠરાવ કરે છે.

**ભાઈ માવજીભાઈ પુંજાભાઈ** ગામ નખત્રાણાવાળાએ ઠરાવ રજુ કરતાં જણાવ્યું કે પ્રમુખ સાહેબ અને જ્ઞાતિ ભાઈઓ ! જો આપણે હિન્દુ છીએ એવો દાવો રાખતા હોઈએ તો મુડદાંને જરૂર અગ્નિસંસ્કાર જ કરવો જોઈએ. સં.૧૮૩૨{Year:1775-76} ની સાલમાં આપણા કચ્છની નાતમાં નખત્રાણામાં આગેવાનો એકઠા થયેલા તેમણે ભાટ, બ્રાહ્મણોને નહીં માનવા અને અગ્નિસંસ્કાર નહીં કરવાના ઠરાવો કરેલા અને પીરાણા ધર્મને એ રીતે વધારે પડતો સ્વીકારી મડદાંને દફનાવાનો રિવાજ શરૂ કર્યો. જ્ઞાતિનો મોટો ભાગ આ પ્રકારે પીરાણાના કબ્રસ્તાની પ્રવાહમાં તણાયો. આપણા એક પૂર્વજ કેશરા ભગત એ વાતમાં વિરુદ્ધ પડેલા તેમને તેઓએ નાત બહાર કર્યા તેમની સાથે હજાર ઘર નાતથી જુદાં પડી ગયા. ત્યારથી નાતના બે ભાગ પડ્યા. મોટા ભાગે પીરાણાને માની અધર્મનો માર્ગ ગ્રહણ કર્યો તે આજ સુધી ચાલ્યો તેના લીધે આ દફનાવાનો રિવાજ પેસી ગયો. આપણા સદ્‌ભાગ્યે ભાઈશ્રી નારાયણજી આપણા દેશમાં જન્મ્યા અને તેમણે જ્ઞાતિને સ્વધર્મે ચાલવાની હિલચાલ શરૂ કરી. આપણને આપણી જાત અને ધર્મનું જ્ઞાન આપવા તેમણે અનેક રીતના સંકટો વેઠ્યાં છે અને આજે પણ એજ ભાઈ આપણા મુખ્ય નેતા છે. તેમણે પોતાનું તન, મન અને ધન જ્ઞાતિને અર્પણ કર્યું છે, તેમની સાથે તેમના ઘણા મિત્રો જે આપણા ભાઈઓ છે તે પણ કચ્છની આપણી નાતને સુધારવાના ઘણા પ્રયત્નો કરે છે. તેમના ઉપદેશથી આપણી આંખો ઉઘડી છે. આપણો ઉપદેશ સફળ થાય એ જોવા માટે જ્યારે તે ભાઈઓ આટલું બધું કરે છે તો આપણે કેમ પછાત રહેવું. પીરાણાનો મુસલમાની પંથ આપણે ત્યાગી દઈશું એટલે આ રિવાજ ગયેલો જ છે. દેશમાં તેની જાજી પરવા નથી પણ કરાંચી, મુંબઈ જેવા ઠેકાણે આપણે હિન્દુ હોવા છતાં દફનાવાના કામ કરીએ એ બની શકતું નથી. મોટી શરમાવનારી વાત તો એ થઈ પડે છે. અન્ય કોમો આપણને મુમના અને મુસલમાન જેવા ગણી કાઢે તેમાં નવાઈ શું ! હિન્દુઓ કોઈ દિવસ મુડદાંને દફનાવે નહિ. દાટે તે હિન્દુ કહેવાય નહિ. માટે હવે કમર કસીને આપણું હિન્દુપણું ટકાવી રાખવા તૈયાર થાઓ. આપણને બૂડતાને હાથ ઝાલીને ખેંચી કાઢવા ઘણા ભાઈઓ પોતાના તન, મન અને ધનના ભોગે તૈયાર થયા છે ત્યારે તમને એ કબ્રસ્તાની પંથમાંથી બહાર નીકળતાં નુકસાન શું છે? જલદી તેને નાબુદ કરી અને પ્રાયશ્ચિત લઈ નવો જન્મ ધારણ કરો, એ આપણો ધર્મ છે. તમે પાટીદાર જ્ઞાતિના પુત્રો હો અને રહેવા માગતા હો તો જરૂર તમારા પગ ઉપર ઉભા રહો એમાં જ આપણી જ્ઞાતિની શોભા છે. દફનાવાની વાત સરખી પણ કરશો નહિ.

ભાઈ દાના કરસન, રતનશી શીવજી અને વિશ્રામભાઈ પાંચાએ સદરહુ ઠરાવની તરફેણમાં વિવેચન કરતાં

અગ્નિસંસ્કાર કરવાની વાત કહી સમજાવી હતી.

**ભાઈ રતનશી ખીમજીએ** ઠરાવ ઉપર બોલતાં જણાવ્યું કે મે. પ્રમુખ સાહેબ જ્ઞાતિભાઈઓ અને બહેનો. મુડદાંને દફનાવાની ખોટી રૂઢીએ તો આપણી અધોગતિ કરી છે. કોઈ રૂઢી કેટલી અધમ પ્રકારની છે તેનો વિચાર કરીએ નહિ ત્યાં સુધી તેના ઉપર આપણને તિરસ્કાર છુટતો નથી. તેમાં દુઃખ કેટલું છે, પાપાચાર કેટલો છે એ વાત સમજાતી નથી. કેટલાક ભાઈ કહે છે કે આપણે પીરાણા પંથમાં ફસાણા છીએ. ફસાણા એ વાત સત્ય છે પણ તેનો વિચાર કેમ કરતા નથી. પીરાણાએ જે શાસ્ત્ર બતાવ્યું છે તેણે તો દુનિયામાં દાટ વાળ્યો છે. કળિયુગમાં તેણે નકલંકી અવતાર બતાવ્યો છે. આ યુગમાં મુડદાંને બાળવા ને બદલે દાટવાનું કહીને ધર્મ બતાવ્યો, બાળવાથી મરનારના મોઢાં કાળાં થવાની વાત સમજાવી અને તે આપણા ગેઢેરા કે આગેવાનોએ સાચી માની. આપણે પણ તે માન્યું કે ન માન્યું પણ મુડદાંને દાટવા તો લાગ્યા જ ! દેશકાળને લઈ આપદ્કાળ વખતે કોઈ નવી પ્રથા લેવી પડે છે. આગબોટમાં કોઈ મરી જાય તો મુડદાંને દરિયામાં ફેંકી દેવામાં આવે તેને જળદાહ કહેવાય, વનમાં કોઈ મરી જાય અને તેની સાથે કોઈ ન હોય તો તે મુડદું ત્યાં જ પડ્યું રહે અને તેને પશુ પંખી ફોલી ખાય તે વનદાહ કહેવાય. પીરાણાનું શાસ્ત્ર કહે છે કે મુડદાંને દફનાવીને તમે ચાલીસ ડગલાં નીકળી આવો એટલે એ મુડદાં સ્વર્ગે ચાલી જાય છે ! આ વાત ઘણા અજ્ઞાન ભાઈઓ સાચી માને છે. દફનાવ્યા પછીના મુડદાં સરજન ડાક્ટરોએ કાઢ્યાં છે અને તપાસ્યાં છે. સાથે મુખીઓ ગયેલા તેમની રૂબરૂ દફનાવેલા મુડદાં કાઢ્યાં છે. જો દાટ્યા પછી તે ગાયબ થઈ જતાં હોય તો નીકળે ક્યાંથી ! આ મુખીઓ તેમ છતાં આંધળા થઈને બીજાને આંખે પાટા બંધાવે છે. હિન્દુઓને ફસાવા માટે આવી અનેક વાતો ઈમામશાહે કરી છે કે હિન્દુઓને મુસલમાનો બનાવાનું અધુરું રહેલું કાર્ય મારા વંશજોએ પુરું કરવું. આપણા પૂર્વજોના નામને દીપાવનારા આપણી જ્ઞાતિના કેટલાક ભાઈઓ આ સભામાં બિરાજે છે કેટલાક વિદ્વાનો પણ હાજર છે તેઓને તમે પૂછીને ખાત્રી કરી જુઓ કે હિન્દુઓમાં મુડદાંને દાટવાનો રિવાજ હોય ખરો? દાટે તે હિન્દુ કે મુસલમાન? સોમજી હીરજી ભગત એક હતા તે મુંબઈ ન જવાનો બોધ કરતા અને કહેતા કે “માટી બળે તેના મોઢાં કાળાં થાય એમ ઈમામશા કહી ગયા છે.” આ સોમજીને છેવટે મુંબઈમાં લાકડાં વહેરવા આવવું પડેલું. છોકરાંને થયું કે બાપાનાં વચન સાચાં પડ્યાં. મુંબઈ જેવા સ્થળે ક્યાંઈ દાટવાનું તો જડે નહિ છેવટે તેમને અગ્નિસંસ્કાર કર્યો અને એ બાપના નામાંકિત દિકરાઓએ તેમના હાડકાં લાવી કોથળીમાં ભરીને દયાપર લઈ ગયા અને ત્યાં દાટ્યાં. આપણા માંથે પીરાણાની છાપની કાળી ટીલી હોવાનું સહુ કહે છે પણ તેને ઝટ લઈને મુકી દેતા નથી. અજ્ઞાન ભાઈઓને તો હું શું કહું પણ જેઓ પોતાને સમજુ અને સુધારકમાં ખપાવે છે, જેઓ અહીંના શેઠીયા વર્ગના પરિચયમાં રાત દિવસ આવે છે તેઓ હજી શા માટે આ કાળી ટીલી રાખી મુકે છે એ તેમને સહુએ કહેવું જોઈએ. આ કાળી ટીલીનું કલંક એ પાપ છે. આપણને ગમે તેવા સ્વાર્થ સાધવાની લાલચ હોય તે છોડી દઈને એ પાપમાંથી બચવું જોઈએ. હિન્દુધર્મનું રક્ષણ કરનારાના સંતાન આજે હિન્દુધર્મના દ્રોહી ક્યાં સુધી રહેશે ! તમારા દેહનું સાર્થક થાય એ માટે હિન્દુધર્મનું રક્ષણ કરો અને પાપી રિવાજો ત્યાગો. (તાળીઓ)

માસ્તર નારણભાઈ ભાઠાવાળાએ પીરાણા પંથમાં બધુ સ્વાર્થ ભરેલું જ છે એ વાત કહીને દફનાવાનો રિવાજ નાબુદ કરવાની ભલામણ કરી હતી.

**નાયાભાઈ શીવજી** ગામ વીરાણીવાળાએ સદરહુ ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે મે. પ્રમુખ સાહેબ અને જ્ઞાતિ ભાઈઓ મુડદાંને દાટવાં કે અગ્નિસંસ્કાર કરવો એ વિશે ધાર્મિક સિદ્ધાંતની વાત હું સમજાવી શકું નહિ. આ વિષય બહુ ગહન છે. મારી અલ્પમતિ પ્રમાણે હું એટલું તો કહું છું કે મુડદાંને દાટે તે હિન્દુ કહેવાય નહિ. આ વિષય ઉપર તમને ઘણા ભાઈઓ સમજાવી ગયા છે. પીરાણાનું નીચું જોવડાવનારું જે ધરમ છે અને જેને તમે કલંક માનો છો તેને જલદી ફેંકી દેવાની હું તમને વિનંતી કરું છું. આપણે પ્રથમ આપણી જાત ઓળખવી જોઈએ. તમને જો જાતનું અભિમાન ન હોય માણસ કે પશુના ભેદની પરવા ન હોય તો હું તમને બીજું કહેવા માગતો નથી. તમને જો પૂર્વજોની કીર્તિનું ભાન હોય તેમના સંતાન હોવાની વાતમાં તમે માનતા હો તો તમે જે ભૂલો કરી હોય તેનો પસ્તાવો કરજો અને તમારી જાતને શુદ્ધ બનાવા અને તમારો ધર્મ સંભાળી લેવાની તૈયારી કરજો અને પ્રાયશ્ચિત લઈને તે સાબિત કરી બતાવજો. આ કાર્ય સંપથી આપણે કરવાનું છે અને તે કરીને આપણા સનાતન ધર્મ તરફ ચાલવાનું છે. તેમાં અગ્નિસંસ્કારની વાત પણ આવી જાય છે એટલે તમે આ ઠરાવ જરૂર પસાર કરશો. (તાળીઓ).

**ભાઈશ્રી નારાણજી રામજીભાઈએ** જણાવ્યું કે આ રિવાજ કંઈ બહુ જુનો નથી. પ્રાગજી કાકો હતો ત્યારે તેણે અને વલીમિયાં સૈયદે સં.૧૮૩૨{ Year :1775-76 } માં આ રિવાજ શરૂ કરાવ્યો છે. પણ દેશમાં તો પીરાણાપંથી ભાઈઓ મુડદાંને દાટે છે એ વાત મારે જ્યાં ત્યાં કબુલ કરવી જ પડે છે. આ નીચું જોવડાવાની વાત પ્રસંગો પાત એક વખતે આપણી જ્ઞાતિના શિરોણી **સ્વ.દરબારશ્રી સૂર્યમલજી** સાહેબની રૂબરૂ મારે પાટડી મુકામે કબુલ કરવી પડી હતી. તે પ્રસંગ સમસ્ત જ્ઞાતિનું હિત વિચારવાને લગતો અને તે વેળાએ મારા અંગત મિત્રોએ મને તૈયાર કરવામાં અને પડખે ઉભા રહેવામાં ભુલ કરી હોત તો જરૂર કચ્છ વિભાગના કણબીઓનો ઈતિહાસ ગુજરાતના કડવા પાટીદારોથી જુદો જ લખવાનો પ્રસંગ ઉભો થાત. મને કહેતાં શરમ થાય છે કે આ રિવાજ કચ્છમાંથી કરાંચી સુધી લંબાયો છે. ત્યાંના રહીશ મારા મિત્રોને તે નાબુદ કરવાની હું આગ્રહપૂર્વક ભલામણ કરું છું. આ વિષય ઉપર બીજા વિદ્વાનો બોલનાર હોવાથી હું તમને વિશેષ કહેતો નથી તેઓ જે કંઈ કહે તે ધ્યાન દઈ સાંભળશો અને તે પ્રમાણે વર્તશો.

**શાસ્ત્રી નરહરી શર્મા** (પરિમલ)એ બોલતાં જણાવ્યું -હિન્દુઓને જન્મથી તે મરણ પર્યંતના સંસ્કાર કરવા પડે છે. છેલ્લો એટલે ૧૬મો સંસ્કાર અગ્નિદાહનો છે. આ સંસ્કારોમાં ધર્મની મહત્તા રહેલી છે જે જગત્‌ના લોકોએ સ્વીકારી છે. પંચ મહાભૂતના મડદાંને બાળવામાં પણ કેટલી કાળજી રાખવામાં આવે છે તેનો બહુ વિચાર કરવાની જરૂર છે. પારસી લોકો મુડદાને સૂર્યદાહ દે છે તેને પશુપક્ષી ફોલી ખાય છે. મુસલમાન અને ખ્રિસ્તી પ્રજા દફનાવે છે એટલે ભૂમિદાહ દે છે છતાં આવી ક્રિયાઓમાં કોઈ બળવત્તર સત્તા આડે આવતી નથી. શરીર તો પંચ મહાભૂતનું પૂતળું છે તે સંસારી લીલા વખતે અનેક તહેરના રંગ દેખાડીને નાચે છે છેવટે તે મૃત્યુને શરણ થાય છે એ વાત સમજવા માટે આપણે મુડદાંને સુગંધિ પદાર્થો સાથે કાષ્ઠમાં ઘી હોમીને બાળીએ છીએ. તેની સુંદરતા નષ્ટ થતી આપણને દેખાય છે તેના ઉપરથી જગતના મોહ કેટલા મિથ્યા અને નહીં રાખવાની જરૂર છે તે આપણા હૃદયમાં કોતરાઈ જાય છે. આ વાત ઈસાઈ, મુસાઈ વગેરે કોણ સમજે છે? શરીર પ્રત્યેના મોહ છોડવાનું જ્ઞાન અગ્નિ સંસ્કાર વડે થાય છે તેથી વિરક્ત ભાવ ઉત્પન્ન થાય છે. દરગાહ કે કબરો જેવી કૃતિઓમાંથી એ ભાવ નહિ ઉત્પન્ન થાય. અગ્નિસંસ્કાર એ હિન્દુધર્મની શ્રેષ્ઠતા અને મહત્તા દર્શાવે છે તેને કોઈ હિન્દુથી તજી દેવાય નહિ.

**ભાઈ શ્રી વસંતે** વળી ઠરાવ ઉપર બોલવાના પ્રસંગનો લાભ લઈ પીરાણાનો ત્યાગ કરી હિન્દુધર્મનું રક્ષણ કરવાની અરજ કરી હતી. તેના સંધાણમાં **પંડિતશ્રી કાર્તાંતિકે** સદ્‌બોધનાં વચનો કહી જ્ઞાતિધર્મ સમજાવ્યો હતો અને તેમ કરતાં પ્રાયશ્ચિત લેવાની સહુ ભાઈઓની પાસે ફરી ભિક્ષા માગી હતી. પ્રતિજ્ઞા લેનારા ભાઈઓ એક પછી એક ઉઠવા લાગ્યા હતા. વખતના અભાવે તે વાત જતી કરવામાં આવી હતી તો પણ નીચે જણાવેલા ભાઈઓ પોતાના નામ નોંધાવીને વડીલોના કુળને દિપાવ્યા હતા.

ભાઈ હરજી વીરજી - ગઢશીશા, ભાઈ અરજણ ધનજી, ભાઈ હીરજી માવજી, વીરાણી ભાઈ સોમજી તથા લાલજી કચરા - કાદીયા, ભાઈ માધા ભીમજી તથા હરજી હીરજી ગામ ખોંભડીના પ્રતિજ્ઞા કરવાને ઉભા થયા હતા. ત્યારબાદ શાસ્ત્રી નરહરીના એક વડીલ આ પ્રસંગે સભામાં હાજર હતા. તેમણે મોટા આનંદ સાથે જણાવ્યું કે જે ભાઈઓ 'પ્રાયશ્ચિત લેવાની તમારામાંથી ઈચ્છા રાખતા હશે તેમને હું કંઈ પણ દક્ષિણા લીધા સિવાય પ્રાયશ્ચિત કરાવીશ.' (તાળીઓ).

**પંડિત પરાશરજી ગઢશીશાવાળા** અત્યાર સુધી પાછળ રહીને આ જ્ઞાતિના હિતાર્થે જે સેવા કરી રહ્યા હતા તેમણે પ્રાયશ્ચિત જે ભાઈઓએ લીધા છે અને આવતી કાલે આ સભામંડપમાં જ લેનારા છે તેનો ઈતિહાસ કહ્યો અને પ્રાયશ્ચિત લેનારા ભાઈઓના નામોમાં નીચે જણાવેલા નામો ઉમેરાવ્યા. ભાઈ વાલજી ભોજા-ઘડુલી, તેજા પાંચા-નેત્રા, માવજી માના તથા રામજી ભીમજી તથા રતનશી ખેતા - વીરાણી, ભાઈ અરજણ પબા, કાનજી ખીમા અને કાનજી નારણ ગામ વીરાણી, બીજા ભાઈઓને પોતાના સ્થળે જ બેસીને તેમના મનથી પ્રતિજ્ઞા લેવાની સુચના કરવામાં આવી હતી. ત્યાર પછી નીચે જણાવેલો ઠરાવ **ભાઈ રતનશી શીવજી** ગામ રવાપરવાળાએ પ્રમુખ તથા સેક્રેટરીને સત્તા આપવાને લગતો નીચે જણાવેલો ઠરાવ રજુ કર્યો હતો.

**ઠરાવ ૯મો**

આ પરિષદનો ઉદ્દેશ બર લાવવા માટે પસાર કરેલા ઠરાવો અને તેના અંગે ઉપસ્થિત થતું દરેક પ્રકારનું કામકાજ કરવાની તથા તે માટે ખર્ચ કરવાની આ પરિષદ પ્રમુખ સાહેબ તથા ભાઈશ્રી નારાયણજી રામજીભાઈ જનરલ સેક્રેટરીને સત્તા આપવામાં આવે છે.

ઉપરના ઠરાવને ભાઈશ્રી માવજીભાઈ પુંજાએ ટેકો આપ્યા બાદ તે સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

ત્યારબાદ પ્રમુખ સાહેબે પરિષદના બંધારણ અને ઉદ્દેશવાળો ઠરાવ સભામાં રજુ કર્યો હતો જેમાં વ્યવસ્થાપકોના નામમાં સુધારો વધારો કરવામાં આવ્યો હતો. સેક્રેટરી ભાઈશ્રી નારાયણજીએ તે સભા સમક્ષ વાંચી સંભળાવી નિયમો અને અંગીકરણ પત્રની ગોઠવણ વિશે પણ સમજણ પાડી હતી બાદ તાળીઓના અવાજ વચ્ચે તે પસાર થયો હતો.

**ઠરાવ ૧૦મો**

આપણી આ પરિષદનું નામ, તેનો ઉદ્દેશ અને બંધારણ નીચે પ્રમાણે રાખવામાં આવ્યું છે તથા નીચે જણાવેલા ભાઈઓની કાર્યવાહકો તરીકે નિમણુંક કરવાનો આ પરિષદ ઠરાવ કરે છે.

# શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદ
# ઉદ્દેશ અને નિયમો

આપણી કડવા પાટીદાર જ્ઞાતિ કચ્છ, કાઠીયાવાડ, ગુજરાત, નીમાડ, માળવા વગેરે આ દેશના જુદા જુદા ભાગોમાં વસે છે અને તે દરેક વિભાગમાં જ્ઞાતિ સ્થિતિ સુધારવા સંસ્થાઓ કે મંડળો સ્થાપી લાંબા સમયથી પ્રયત્ન કરવામાં આવે છે. આવા દરેક મંડળો સમસ્ત જ્ઞાતિની "શ્રી કડવા પાટીદાર પરિષદ" નામે જે મોટી સંસ્થા છે તેના આશ્રય નીચે રહી પોતપોતાની જરૂરિયાતની મુખ્ય સંસ્થાને જાણ કરે છે અને પરિણામે જ્ઞાતિ હિત સાધવાનો માર્ગ સરળ થાય છે. આ મુખ્ય સંસ્થાની સ્થાપના પછી દેશકાળને લઈ જ્ઞાતિમાં ઘર કરી બેઠેલા અધર્મયુક્ત રિવાજોનો ત્યાગ થતો આવે છે અને ઘણા કાળથી એકબીજાથી જુદા પડી ગયેલા પોતાના જ બંધુઓ સાથે ઐક્ય સાધવાનું મહત્ત્વનું કાર્ય સિદ્ધ થતું જાય છે. આ શુભ કાર્યમાં આપણા કચ્છ વિભાગે પણ કેટલેક અંશે ભાગ લીધો છે, પરંતુ સમસ્ત જ્ઞાતિથી આપણા વિભાગને અલગ પાડી દેનાર અધર્મયુક્ત પીરાણા સતપંથનો ત્યાગ કરવાનું જે મહાન કાર્ય આપણા વિભાગે કરવાનું છે તે ઉદ્દેશ અને કાર્ય ધ્યાનમાં લઈ "શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદ" નામે આ સંસ્થા સ્થાપવામાં આવી છે જેનો ઉદ્દેશ અને નિમયો નીચે પ્રમાણે છે.

**ઉદ્દેશ :-**

૧. આપણી સમસ્ત જ્ઞાતિથી આપણને અલગ પાડી દેનાર તેમજ હિન્દુપણામાંથી આપણને ટાળી દેનાર પીરાણા સતપંથને જ્ઞાતિમાંથી સત્વર નાબુદ કરવો અને કોઈ પણ જોખમે અને ખર્ચે એ કાર્ય પ્રથમ હાથ ધરવું એ આ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ છે.

૨. આપણને સમસ્ત જ્ઞાતિથી અલગ પાડી દેનારા અથવા જે સનાતન હિન્દુ ધર્મ શાસ્ત્રોથી વિરુદ્ધ હોય તેવા જ્ઞાતિ રિવાજો નાબુદ કરી સમસ્ત જ્ઞાતિ સાથેનો સંબંધ વધારે પ્રમાણમાં સચવાય તેવા ઉપાયો યોજવા.

૩. જ્ઞાતિની આર્થિક સ્થિતિ સુધારવા અને ઐક્ય સાધવા માટે ખાસ જરૂરનું છે કે દરેક ભાઈઓ પોતાના જ્ઞાતિબંધુને બનતી મદદ કરવી તેમજ જ્ઞાતિમાં વિદ્યા વધારવી, ખેતીવાડી સુધારવી વળી દેશની અને અન્ય જ્ઞાતિઓની હરીફાઈમાં આપણી કોમ પછાત રહી જાય નહી તે માટે જે કંઈ કરવું યોગ્ય જણાય તે કરવું.

૪. ઉપદેશકો રોકીને, સભાઓ ભરીને ચોપાનીયા કે પુસ્તકો પ્રસિદ્ધ કરીને જ્ઞાતિમાં જ્ઞાનનો ફેલાવો કરવો તેમજ સંસ્થાના ઉદ્દેશો બર લાવવા માટે જ્યારે જ્યારે જરૂર જણાય ત્યારે જ્ઞાતિબંધુઓની મદદ લઈને કીંવા રાજદરબારે અરજો કરીને પણ આ દાદ મેળવવાનું કાર્ય જ્ઞાતિ હિતાર્થે કરશે અને સંસ્થાના કાર્ય માટે પગારદાર અથવા બીન પગારદાર માણસો રોકી તેમજ યોગ્ય ખર્ચો કરીને પણ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ બર લાવવામાં આવશે.

૫. સંસ્થાનું દરેક પ્રકારનું કામકાજ કચ્છ દેશના જ રહીશ હોય એવા કડવા પાટીદાર બંધુના હિતાર્થે જ થશે પરંતુ એવો પણ ઉદ્દેશ છે જ કે આ સંસ્થાની સ્થિતિ સુધરતી હોય તો જ્ઞાતિ વિસ્તારના બીજા ભાગો તરફ પણ ધ્યાન આપવામાં આવશે વળી કોઈપણ પ્રયત્ને સમસ્ત જ્ઞાતિમાં આપણા વિભાગનું પ્રતિનિધિત્વ સાચવી રાખવા આ સંસ્થા બનતા દરેક પ્રયત્નો ચાલુ રાખશે.

**નિયમો :**

૧. કોઈ પણ વિભાગના કડવા પાટીદાર બંધુ આ સંસ્થાના મેમ્બર થઈ શકશે અને સભા તરફથી નક્કી કરવામાં આવેલી ફી આપવાથી અને સંસ્થાનો ઉદ્દેશ અને નિયમોનો અંગીકાર કરેથી મેમ્બર તરીકેનો દરેક હક્ક તેને પ્રાપ્ત થશે.

૨. સંસ્થાની મુખ્ય ઓફિસ મુંબઈ ખાતે રહેશે અને જરૂર જણાતાં બીજી જગ્યાએ પેટા ઓફિસો ખોલવામાં આવશે.

૩. સંસ્થાનો ઉદ્દેશ બર લાવવા માટે બહુમતીનો ઉપયોગ થશે અને જે જે ભાઈઓ જે જે કાર્ય માટે યોગ્ય જણાશે તેમની કમિટિઓ દ્વારા અથવા વ્યક્તિ પરત્વે નિમણુંક કરવામાં આવશે. સંસ્થાનો ઉદ્દેશ બર લાવવા અને તેનો વહીવટ કરવા સારું એક વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવશે અને તે મંડળને સંસ્થાના ઉદ્દેશના અંગે ઉત્પન્ન થતું દરેક કાર્ય કરવાની સત્તા રહેશે અને તે માટે ખર્ચ પણ કરી શકાશે.

૪. આ સંસ્થાની બેઠક દર વરસે ભરવામાં આવશે અને તે દરમ્યાન વ્યવસ્થાપક મંડળને કોઈ ખાસ સભા બોલાવવાની જરૂર પડે તો તે બોલાવી શકશે. સભા બોલાવવાની ખબર દરેક મેમ્બરને ઓછામાં ઓછા ૧૫ દિવસ અગાઉથી આપવામાં આવશે.

૫. વ્યવસ્થાપક મંડળ પોતાની સભા જ્યારે જ્યારે જરૂર જણાશે ત્યારે બોલાવી શકશે અને ઓછામાં ઓછા ૧/૩ જેટલા મેમ્બરો હાજર હશે તે વખતે સંસ્થાના ઉદ્દેશ વિરુદ્ધ જતા ન હોય તેવા જરૂર પડતા પેટા નિયમો ઘડવાની તે મંડળને સત્તા રહેશે.

૬. સંસ્થાનો ઉદ્દેશ બર લાવવા માટે સંસ્થાના નિભાવ અર્થે અથવા સભામાં પસાર થયેલા ઠરાવોના અમલ અર્થે જે કાર્ય કરવાનું પ્રાપ્ત થશે તે માટે કોઈ ખાસ ફંડ કરવામાં નહી આવ્યું હોય તો સંસ્થાના સામાન્ય ફંડના નાણામાંથી તે માટે ખર્ચ કરવામાં આવશે. સંસ્થાના નાણાં અને હિસાબ તેમજ રજીસ્ટરો કે ચોપડા વગેરે રાખવાનો વહીવટ સંસ્થા અગર તેવી સત્તાવાળી કમિટિ જે જે વખતે જેવા જેવા ઠરાવો કરશે તેને અનુસરીને રહેશે અને તે તપાસવાનો કોઈપણ મેમ્બરને સંપૂર્ણ હક રહેશે.

૭. સભાનો સ્તુત્ય હેતુ બર લાવવા માટે જે કાંઈ વિઘ્નરૂપ જણાય તેનો યોગ્ય રીતે નિકાલ લાવવાની વ્યવસ્થાપક કમિટિને સંપૂર્ણ સત્તા રહેશે અથવા તે કમિટિ તે કાર્ય માટે પદ્ધતિસર જેની નિમણુંક કરે તેણે કરેલું કાર્ય સંસ્થા તરફથી થયેલું ગણાશે.

૮. દરેક સભામાં થતા કામકાજની એક નોંધ વ્યવસ્થાપક કમિટિ તરફથી રાખવામાં આવશે. તે પ્રોસીડીંગ બુક ગણાશે. દરેક સભા પછી તે મોટી હોય કે વ્યવસ્થાપકોની હોય તેના કાર્યનો હેવાલ લખાઈ ગયા બાદ તે કાર્ય જેના અધ્યક્ષપણા નીચે થયું હોય તે તેના નીચે પોતાની સહી કરશે.

૯. કોઈ પણ મેમ્બર સંસ્થાના ઉદ્દેશ કે હેતુ અને નિયમોથી વિરુદ્ધ જવાપણું બને તેવો કોઈ પ્રકારનો હક્ક અથવા વર્તન કરી શકશે નહીં.

૧૦. સંસ્થાએ પસાર કરેલા ઠરાવોનો અમલ કરાવવો અને કરવો એ દરેક ભાઈની ફરજ ગણાશે અને જે

કાર્ય માટે જેની નિમણુંક કરવામાં આવી હોય તે બંધુ તેના કાર્ય માટે સંસ્થાને જવાબદાર રહેશે. પરંતુ જેની પદ્ધતિસર નિમણુંક નહીં થઈ હોય તેવા કોઈ મેમ્બરના કોઈ પ્રકારના કાર્ય માટે સંસ્થા જવાબદાર રહેશે નહીં.

૧૧. આ સંસ્થાનું કાર્ય એ જ્ઞાતિહિતનું કાર્ય છે. એમ સમજી જે જે વિભાગના ભાઈઓ આ સંસ્થાને જે જે પ્રકારે મદદ કરશે તે ઉપકાર સાથે સ્વીકારવામાં આવશે, પરંતુ પર જ્ઞાતિના કોઈ પણ ગૃહસ્થ તરફની આર્થિક મદદ સ્વીકારવી કે નહી તેનો વ્યવસ્થાપકો સમયને અનુસરીને નિર્ણય કરશે.

**સુચના**

**વ્યવસ્થાપક મંડળના મેમ્બરોના** નામ - મે.પ્રમુખ સાહેબ દેસાઈ ચંદુલાલ મણીલાલ, મિસ્ત્રી નારાયણજી રામજીભાઈ ઘાટકોપર, ભાઈ રતનશી ખીમજી ઘાટકોપર, ભાઈ રતનશી શીવજી કરાંચી, વિશ્રામભાઈ દેવજી ઘાટકોપર, વાલજીભાઈ રામજીભાઈ ઘાટકોપર, વિશ્રામભાઈ પાંચા ગાંગાણી કરાંચી, ખીમજીભાઈ શીવજી કરાંચી, નાયાભાઈ શીવજી ઘાટકોપર, રતનશીભાઈ કરસન ઘાટકોપર, નાનજીભાઈ વિશ્રામ નેત્રા (સિદ્ધાતપુર સિન્ધ).

દરેક ભાઈઓ આ સંસ્થાના નિયમોને ઉદ્દેશ અને બરાબર જાણીને અને સમજીને મેમ્બર થયા છે એટલે સંસ્થાનો જ્ઞાતિ હિત સાચવવાનો ઉદ્દેશ તેમની મદદ વડે જલદીથી બર આવશે એવી સંસ્થાને ખાત્રી રહે માટે નીચેનું અંગીકરણ પત્ર ભરી આપી સંસ્થા તરફ મોકલી આપવું અને જ્ઞાતિ હિતના કાર્યમાં જોડાવું એવું દરેક જ્ઞાતિ બંધુઓને વિનંતી કરવામાં આવે છે.

**રા.નારાયણજીભાઈ રામજીભાઈ જનરલ સેક્રેટરી**

હેડ ઓફીસ - ઘાટકોપર

## અંગીકરણ પત્ર

શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદ મુખ્ય ઓફિસ મુંબઈ ઘાટકોપર, જોગ હું નીચે સહી કરનાર... નુખે... ઉંમર વર્ષ... ગામ... ઠેકાણું આ ઉપરથી અરજ કરું છું કે સંસ્થાના ઉદ્દેશ અને નિયમો મેં જાતે સમજીને જાણ્યા છે અને જ્ઞાતિ હિતના માટે તે ખાસ જરૂરના છે એવી મારી ખાત્રી થઈ છે એટલે તે પાળવા અને પળાવવા હું મારાથી બનતું કરવાનો વિશ્વાસ આપી આ સંસ્થાનો મેમ્બર થવાની માગણી કરું છું તે સ્વીકારવામાં આવશે એવી આશા છે, સહી... અંગુઠાની છાપ.

નીચે જણાવેલા ઠરાવો એક પછી એક પ્રમુખ સાહેબ તરફથી રજુ કરવામાં આવ્યા હતા અને તે સભામાં વાંચી સંભળાવ્યા બાદ સર્વાનુમતે પસાર થયેલા જાહેર કરવામાં આવ્યા હતા.

**ઠરાવ ૧૧મો**

સ્વ.જ્ઞાતિબંધુ ભાઈ ખેતા ડોસા પોકાર તથા આપણી જ્ઞાતિ પ્રત્યે લાગણી ધરાવનાર રા.મનસુખલાલ રવજીભાઈ મહેતાના ખેદજનક અવસાન માટે આ પરિષદ અંતઃકરણપૂર્વક દિલગીરી જાહેર કરે છે અને તેમના આત્માને ઈશ્વર શાશ્વત શાંતિ આપે તે માટે આ પરિષદ અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે છે.

**ઠરાવ ૧૨ મો.**

આ પરિષદનો ઉદ્દેશ બર લાવવા અને તેને શોભાવવાના કાર્યમાં અમદાવાદ, વિરમગામ, સરઢવ, રૂપાલ, કડી, કલોલ, પાટડી, સુરત, ભાટપુર, ભાઠા અને કાઠીયાવાડના દુર જેવા સ્થળોથી પધારી જે ભાઈઓએ ભાગ લીધો છે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવાનો આ પરિષદ ઠરાવ કરે છે.

**ઠરાવ ૧૩ મો.**

શેઠ સાહેબ વેલજીભાઈ શીવજીએ પરિષદના આ કાર્યમાં સહાયભૂત થઈ પોતાની વાડી પરિષદના કાર્ય માટે વાપરવા આપી છે તે માટે આ પરિષદ તે સાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માનવાનો ઠરાવ કરે છે.

**ઠરાવ ૧૪ મો.**

આ પરિષદના કાર્યને દીપાવવા સ્વયંસેવકોએ અને તેના કેપ્ટનોએ શ્રમ લઈ જે જ્ઞાતિસેવા ઉઠાવી છે અને બહારગામથી આવનારા ભાઈઓના ઉતારા અને ભોજન કાર્યની તથા સભામંડપ વગેરેની ઉત્તમ વ્યવસ્થા રાખવા માટે રા.રતનશીભાઈ કરસનદાસ તથા રા.વાલજીભાઈ રામજીભાઈને ધન્યવાદ આપવાનો આ પરિષદ ઠરાવ કરે છે.

**ઠરાવ ૧૫ મો.**

સનાતન વૈદિક ધર્મના સ્તંભરૂપ “જ્યોતિવિભુષણ” “મહોપદેશક” “વિદ્યાભાષ્કર” પંડિત કાર્તાતિક તથા શાસ્ત્રી નરહરીજી તથા ક્ષાત્રકુળદીપક સાક્ષરવર્ય ભાઈશ્રી વસંત અને ગઢશીશાવાળા (કચ્છ) પંડિત પરાશરજીએ પધારી અતિ શ્રમ લઈ પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી આપણી જ્ઞાતિને સ્વધર્મ તરફ દોરવા માટે આપણને જે અમૂલ્ય ઉપદેશ આપ્યો છે તે માટે આ પરિષદ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે. ત્યારબાદ પ્રમુખ સાહેબનો ઉપકાર માનવાને લગતો નીચે જણાવેલો ઠરાવ પરિષદના સેક્રેટરી મિ.નારાયણજીભાઈ રામજીભાઈ તરફથી રજુ કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૧૬ મો.**

રા.રા.ભાઈ શ્રી ચંદુલાલભાઈ મણિલાલે અનેક અગવડો વેઠી આ પરિષદનું પ્રમુખપદે સ્વીકારી બેઠકનું કાર્ય ઉત્તમ રીતે બજાવ્યું છે તે માટે આ પરિષદ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે અને તેમણે સ્વીકારેલી જ્ઞાતિસેવા બજાવવા માટે પ્રભુ તેમને બળ બુદ્ધિ અને દીર્ઘાયુષ બક્ષે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરે છે.

**સદરહુ ઠરાવ રજુ કરતા ભાઈશ્રી નારાયણજી** રામજીભાઈએ જણાવ્યું કે - **પ્રમુખ સાહેબનો** ઉપકાર માનવાનો ઠરાવ હું તમારી પાસે રજુ કરીને મારી ફરજ બજાવું છું. તમારે તે ઠરાવને વધાવી લઈ તમારી ફરજ અદા કરવાની છે. પ્રમુખ **ભાઈ ચંદુલાલ** તો આપણા ભાઈ જ છે તેમનો ઉપકાર માનવાની જરૂર એ તો કદી માને જ નહિ છતાં પોતાના કિંમત વખતનો ભોગ આપી આજે ચાર દિવસથી અને તે પહેલાંના અઠવાડિયાઓથી જે ભાઈ રાત-દિવસ આપણી ઉન્નતિના વિચારો અમલમાં લાવવાનો શ્રમ ઉઠાવી રહ્યા હોય તેમનો જો ઉપકાર ન માનીએ તો આપણે પુરા **કૃતઘ્નિ** કહેવાઈએ. વળી આ પરિષદનું સુકાન હાથમાં લઈ તેનો સંપૂર્ણ વિજય જે સભાપતિના અધ્યક્ષ નીચે થયો છે તે રીતે પણ શિષ્ટાચારની ખાતર તેમનો ઉપકાર માનવો જ જોઈએ. એક ખાસ બાબત મારે આપને

જણાવવી જોઈએ. જો કે તે સભામાં નહીં કહેવાની મને સુચના કરવામાં આવી છે. જેવા ભાઈ ચંદુલાલ મણીલાલ તેવા જ ભાઈ તુલસીદાસ વલ્લભદાસ પણ આપણા હિતમાં હિત માનનારા છે. તેમની ઓળખાણ મુંબઈના ભાઈઓને આપવાની જરૂર જ નથી છતાં અન્ય ભાઈઓની જાણ માટે હું કહીશ કે તે ભાઈ લેવા પાટીદાર છે છતાં લાંબા સમયના મારા તેમની સાથેના અંગત પરિચયથી હું કહું છું કે **કડવા અને લેવા** એવા જે ભાગ છે તેમાં તે ભાઈ મુદ્દલે ભિન્નતા સમજતા નથી. તેમને બોલવાની બહુ ઓછી ટેવ છે. દરબાર સાહેબે આપણને કહેલું તે પ્રમાણે બોલવા કરતાં કરી દેખાડવાની વાતમાં તે ભાઈ વધારે માનનારા છે. કાર્યની જરૂરિયાત તેમને ભાગ્યે જ સમજાવવી પડે, તે ભાઈશ્રી **તુલસીદાસ** અને **ચંદુલાલ** પોતા વચ્ચે સારો નાતો ધરાવે છે તેમણે મને કહ્યું છે કે **આ પરિષદનો જે કંઈ ખર્ચ થશે તે અમે આપીશું.** (તાળીઓ). તમે તાળીઓ પાડો તેથી હું રાજી થતો નથી. આપણા કચ્છ વિભાગના કાર્યમાં એ ભાઈઓની આર્થિક મદદ સ્વીકારવી પડે તેમાં હું તો એક પ્રકારની શરમ માનું છું. શા માટે તે હું અત્રે કહેવા ઈચ્છતો નથી. આ બંને ગૃહસ્થો પાટીદાર જ્ઞાતિમાં વેપારી વર્ગના ગણાય છે જેટલા વેપારી છે તેના કરતાં પાટીદારનો જે મુખ્ય ગુણ ઉદારતા એ તેમનામાં વિશેષ છે. **ભાઈશ્રી તુલસીદાસે** આપણા ઉપર આજે એક પ્રકારનો અહેસાન કર્યો છે તે ખાતે હું પરિષદ તરફથી તેમનો આભાર માનું છું અને ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરું છું કે, બંને ભાઈઓના હાથે જ્ઞાતિ સેવાના અનેક યશસ્વી કાર્યો પ્રભુ કરાવે અને તેમને દીર્ઘાયુષ્ય બક્ષે. સાથે સાથે હું આપને એક વાત એ કહેવા માગું છું કે પ્રથમ તો આ પરિષદની શોભા જે ભાઈઓના લીધે વધી છે અને આ ત્રીજી બેઠકે જેના અધ્યક્ષ નીચે વિજય મેળવ્યો છે તેવા એ બંને ભાઈઓના ફોટા આપણે રિપોર્ટમાં મુકવા જોઈએ. તેમની પ્રશંસા કે તેમનું માન વધારવાની ખાતર તમે સમજશો નહિ પરંતુ તમારી આ પરિષદની મહત્તા જે **દાનવીર** અને **ધર્મવીર** પુરૂષોના લીધે વધી છે તે કચ્છના આગેવાનો પાસે સાબિત કરવા. દેશમાં આ પરિષદનું શુદ્ધ સ્વરૂપ તે સિવાય ખડુ થવાનું નથી. આપણા સુધારકોથી તો એ ખાધેલા ગેઢેરા પાછા પડે તેવા નથી પણ જ્યારે તેમને દેખાશે કે હવે તો ગુજરાતના ભાઈઓ પણ પાછળ લાગ્યા છે ત્યારે જ એ લોકો મચક આપશે. ફોટા મુકવાનો આપણો આ હેતુ છે તે એ બંને ભાઈઓને વિદિત થાય અને તે મુકવાની આપણને રજા આપે એવી તેમના પ્રત્યે મારી વિનંતી છે. (તાળીઓ)

**ભાઈ મહીદાસ માસ્તરે જણાવ્યું** - પરિષદના મહાન કાર્યનું નાવ ચંદુભાઈએ બરાબર ચલાવ્યું છે. પરિષદની બેઠક ત્રણ જ દિવસ ચાલનારી હતી તેમાં ચોથો ઉમેરીને તે નાવ ભર દરિયેથી કિનારા ઉપર લાવીને પોતાનો ધર્મ બજાવ્યો છે તે ખાતે પરિષદ તેમનો ઉપકાર માને તે સાથે હું પણ ઉપકાર માનું છું. ચંદુલાલભાઈ તે પાટડીના દરબાર સાહેબના વંશમાં જન્મેલા દેસાઈ છે. જેના વડવાઓએ અનેકવાર જ્ઞાતિ હિતના કાર્યો કર્યા છે. તેમનામાં એ કાર્યદક્ષતા કેમ ન સંભવે ! જ્ઞાતિ હિતની આ પ્રવૃત્તિ ચાલુ રહે, દર માસે કંઈને કંઈ સહુ ભાઈઓને જાણવાનું મળે એવી કોઈ યોજના પરિષદના કાર્યવાહકો હાથ ધરશે એવી મારી વિનંતી છે.

**પંડિતશ્રી કાર્તાંતિકે જણાવ્યું** -

હું શરીરે બ્રાહ્મણ છું. ત્રણ દિવસથી હું આ સભામાં જે કાર્ય થાય છે તે જોઈ રહ્યો છું, મેં જે ભિક્ષા માગી તે પોતાનો ક્ષાત્રધર્મ સમજનાર ડાહ્યા પુરૂષોએ આપી છે. તેમણે સાચો ત્યાગ બતાવ્યો છે. અધર્મનો પંથ તજી દેવાની જેમણે પ્રતિજ્ઞા લીધી છે તેમણે મને સંતોષ પમાડ્યો છે. સભામાં પ્રમુખની જગ્યાએ બિરાજનાર મોટા સ્તંભરૂપ

પ્રમુખ સાહેબ ગણાય તેમણે શાંત વૃત્તિ ધારણ કરી કાર્ય નિર્વિઘ્ને પાર પાડ્યું છે, વક્તા અને શ્રોતાઓને તેમણે ન્યાય આપ્યો છે તે ખાતે તેમને આશીર્વાદ આપવાની વિદ્વાનવર્ગ તરફથી મારી ફરજ છે. બ્રાહ્મણોનો તેમણે આભાર દર્શાવ્યો છે તે ખાતે પણ મારે કંઈક બોલવું તો જોઈએ. મારા દધિચ મહર્ષિનું વત્રાસુરનો વધ કરવા માટે ઈંદ્રે હાડકુ માગ્યું હતું તે તેમણે પોતાનો ધર્મ સમજીને આપ્યું હતું. એ જ ધર્મ અમારો સમજીને તમને અમારા જે પ્રકારની મદદની જરૂર દેખાય તે આપવામાં અમે પછાત રહેવાના નથી એની હું તમને ખાત્રી આપું છું. તમે કણબી કુળના સંતાનો છો, અમે બ્રાહ્મણો તમારા ઋણી છીએ એમ હું માનું છું. જ્યારે અમારો તમને ખપ પડશે ત્યારે આ શરીર તમારું જ છે એમ માનજો. અમે અમારી ફરજ બજાવ્યા સિવાય કંઈ કર્યું નથી. અમારા વર્ગનું તમે જે સન્માન કર્યું છે તે ખાતે હું તમારો આભાર માનું છું. (તાળીઓ)

**ભાઈશ્રી વસંતે** - પ્રમુખ સાહેબનો ઉપકાર માનતાં જણાવ્યું -

પ્રમુખ સાહેબે પોતાના નામ પ્રમાણેના ગુણ ધારણ કરી શાંતિથી સહુને ન્યાય આપ્યા છે. તમારી જ્ઞાતિ હિલચાલ લંબાશે અને તમારે દેશમાં જઈને ઠરાવો અમલમાં લાવવાનો પુરૂષાર્થ કરવો પડશે. હું તમને મારા ભાઈ સમજું છું સાથે જણાવાની રજા લઉં છું કે મારા લાયક કામ સેવા દેખાય તે મને ફરમાવશો. દેશમાં મારી હાજરીની જરૂર હશે તો ત્યાં પણ મારા ખર્ચે આવીને સ્વધર્મના રક્ષણ અર્થે સેવા બજાવા હું ચુકીશ નહિ. તમારી આજ્ઞાની જ હું રાહ જોઈશ. આ પરિષદે અમારા તરફ જે લાગણી દર્શાવી છે તે ખાતે હું આભાર માનું છું.

**પ્રમુખ સાહેબે** પોતા તરફથી જવાબ વાળતાં કહ્યું -

પંડિતજીએ મારા ઉપર જે આશીર્વાદની વૃષ્ટિ કરી છે તે હું માથે ચડાવું છું. મારા પ્રિય બંધુ ક્ષાત્રકુળ દિપક ભાઈશ્રી વસંતે મારા પ્રત્યે પોતાનો પ્રેમ દર્શાવતાં કંઈક વધારે પડતી મારી પ્રશંસા કરી છે. વિદ્વાન ભાઈઓ અને ગુરુવર્ગે આ સભામાં પધારી પોતાના જ્ઞાનનો જે લાભ આપ્યો છે તે ખાતે મારે તેમનો આભાર માનવાનો છે જ. તમે ભાઈઓએ ચાર દિવસ સુધી શાંતિ રાખી પરિષદનું કાર્ય સંપૂર્ણ ફતેહથી પસાર કર્યું છે તે ખાતે હું તમારા સઘળાનો ઉપકાર માનું છું. મારા મિત્ર ભાઈ તુલસીદાસ માટે આપણા સેક્રેટરી ભાઈ નારાયણજીએ જે લાગણી દર્શાવી છે તે ખાતે હું તેમના તરફથી આભાર માનું છું. અમે અમારી ફરજ બજાવ્યા સિવાય કંઈ કર્યું નથી. અમારા કરતાં જ્ઞાતિની વિશેષ લાગણી ધરાવનારા ઘણા ભાઈઓ જ્ઞાતિમાં પડ્યા છે, અહીં જ કેટલાક બિરાજે છે જેઓ રાત દિવસ એ વાતના વિચારમાં મગ્ન રહે છે તેમની સેવા આગળ અમે કંઈ વિશાતમાં નથી. આપણે જે ઠરાવો કર્યા છે તેમાં પીરાણા પંથનો સત્વર ત્યાગ કરવાનો આપણો મુખ્ય ઉદ્દેશ છે એ વાત તરફ હું દરેક ભાઈનું લક્ષ ખેંચવાની રજા લઉં છું. એને તિલાંજલી આપ્યા સિવાય આપણો ઉદ્ધાર નથી એ તમે ચોક્કસ કરીને માનજો. તેના અંગે બીજા અધર્મયુક્ત રિવાજો પેસી ગયા છે તે તો જતા જ રહેશે. મૂળ અને થડનો નાશ કર્યા પછી ડાળાં પાંખડાંનો નાશ તો થશે જ. બાળલગ્નનો રિવાજ દુર કરીશું એટલે છુટાછેડા ભાગ્યે જ કરવા પડશે. આગેવાનોના ત્રાસ સબંધી આપણે અવશ્યે વિચાર કરવો જોઈએ અને તે માટે પરિષદના કાર્યવાહકોએ યોગ્ય પગલાં લેવા જ પડશે. અત્યાર સુધી આપણને પંડિતજીએ કહ્યું છે તેમ મેંઢરા હતા હવે સિંહ બન્યા છીએ એ સારી વાત છે. એમ તમારે કચ્છના આગેવાનો પાસે પુરવાર કરવાનું છે. તેમના જુલમ અને ત્રાસ અટકાવામાં તમારે અમારી સાથે રહેવાનું છે. એ વાત તમે કોઈ ભુલી ન જાઓ એટલી હું છેવટે તમને વિનંતી કરી તમે મારા પ્રત્યે જે ઉત્સાહભરી લાગણી અને પ્રેમ

દેખાડ્યો છે તે ખાતે સહુનો હું આભાર માનું છું. (તાળીઓ)

**પંડિત શ્રી કાર્તાંતિક** - પ્રમુખ સાહેબે તૈયાર રહેવાની આપણને સુચના કરી છે. હું પણ તમારી સાથે જ છું અને કહું છું કે હું તૈયાર જ રહીશ. તમે તો ક્ષત્રિય છો, ગૌબ્રાહ્મણનું પોષણ કરનારા છો, તમારી જો ઉન્નતિ ન થાય તો જગત્‌નો નાશ થાય? તમે હવે પીરાણાના સૈયદો અને પેલા કાકાઓને ભુલી જાઓ. (તાળીઓ) જેણે તમારું અહિત કર્યું હોય તેને ક્ષમા આપો, એ તમારા ક્ષત્રિયોનું ભુષણ છે. તમે અધર્મના માર્ગે ચડી જવાથી તમને શરમ લાગતી હશે પણ તેમાં તમારો દોષ નથી. તમે અજ્ઞાન હતા, અમે બ્રાહ્મણોએ તમારી દરકાર કરી નહિ, તમને એ મારગે જતાં રોક્યા નહિ એ અમારો પણ દોષ છે. તમે ઘરમાં બેઠા બેઠા રામ રામ જપશો તો પણ તમારો ઉદ્ધાર થશે. હું તમને કોઈ વાડામાં પુરાઈ જવાનું કહેતો નથી. સનાતન ધર્મને માનનારા સઘળા વાડા પંથો તમારા જ છે. **લેવા** અને **કડવા** તે રામના પુત્ર **લવ** અને કુશના વંશમાંથી ઉતરી આવ્યાની વાત જાહેર છે. એટલે તમારે તો રામ એજ ઈષ્ટ દેવ છે. વળી કુળદેવી તો **ઉમિયા** તમારી છે જ. તમારા રામને મુકીને તમે બીજા ક્યા રામને શોધશો? **શ્રી રામચંદ્રજીની** પ્રતિમાનું ધ્યાન ધરી તેના ગુણાનુવાદ ગાતાં શીખો, તેનું ભજન કરો, તેનું સ્વરૂપ તમારી સમક્ષ ખડુ થઈ જાય એવા તમે એની ભક્તિમાં લીન થઈ જાઓ. એ રામની મૂર્તિમાં લીન થઈ જાઓ, તમારા અંતરમાં એને સ્થાન આપો.

પ્રથમના અને અત્યાર સુધીના નામો અને કુટુંબોની ગણતરી કરતાં બે ત્રણ હજાર મનુષ્યો તમારામાંથી એ પાપી પંથ ત્યાગ કરવા તૈયાર થઈ ગયા પછી એ કંઈ ઓછું કાર્ય કહેવાય નહિ. એ પંથને તમે સત્વર નાબુદ કરો તેમાં ફલાણાભાઈ કરે તો હું કરું એવી રાહ જોવાની નથી, “પાળે તેનો ધરમ અને મારે તેની તલવાર”. બીજાની આશા રાખનાર કોઈ દિવસ તરતા નથી તમે તમારા પગ ઉપર ઉભા રહેતા શીખો. ગંજીપાનાં પાનાંનું દષ્ટાંત આપી પ્રમુખ સાહેબે તમને એક્કો સહુને જીતી જાય છે એ વાત કહી છે. એક્કો એટલે એક જ નહિ પણ એક્કો કરો એટલે સહુ સાથે રહીને સંપ કરો એવો તેમના કહેવાનો અર્થ હતો. એ સંપ અથવા એક્કો તમે સાધ્ય કરો. જ્યાં ધર્મ છે ત્યાં હંમેશાં વિજય હોય છે જ. અધર્મના ખાડામાં પડી રહેવાથી કોઈ દિવસે કોઈ પ્રકારનો વિજય પ્રાપ્ત કરી શકાતો નથી. તમે અને હું ધર્મના કાર્યમાં કંઈ જુદા નથી. પ્રમુખ સાહેબે મારા ગળામાં ફુલની માળા નાંખી છે તે માળા તમને ભલે પુષ્પની દેખાય મને એ જ્ઞાતિ સેવાના બંધનની બેડી દેખાય છે. પ્રમુખ સાહેબે એ બેડીથી મને બાંધ્યો છે. આ ગરમીના દિવસો છતાં ખરા તાપ વખતે સહુએ ચાર દિવસ લાગલગાટ પરિશ્રમ લઈ એક ચિત્તે બધુ સાંભળ્યું છે તેના ફળનું બી વવાઈ ગયું છે, વૃક્ષ ફુટી નીકળવાની તૈયારી છે. તમે શ્રદ્ધા રાખી પરિષદના કાર્ય કરતા જાઓ જે માગે તે મદદ આપજો તો તમારો સત્વર ઉદ્ધાર થશે. અમારો તમને સહુ ભાઈઓને આશીર્વાદ છે કે તમારો **ઉદ્દેશ સિદ્ધ થાઓ?** તમારા **મનોરથો** પરિપૂર્ણ થાઓ ! તમારામાં ધાર્મિક ભાવનાની જ્યોત પ્રગટ થાઓ ! તમને સત્યધર્મનું જ્ઞાતિ અને તમારો **ક્ષાત્રધર્મ બજાવા પ્રભુ તમને રિદ્ધિસિદ્ધિ આપે**, ૐ ૐ ૐ બોલતા ભૂદેવો એ સહુને વેદમંત્રોથી આશીર્વાદ આપ્યા બાદ કુળદેવી શ્રી ઉમિયા માતાની નીચે પ્રમાણેની સ્તુતિ કરવામાં આવી હતી.

## રાગ ધનાશ્રી

જય જય પુરણ કામ, ગીરીજા જય જય પુરણ કામ. જય.

કૃપા વધારી કૃતિ સુધારી, બલિહારું સુખધામ ગીરજા.
કષ્ટ વિદારો, જય વિસ્તારો, ધર્યું કલ્યાણની નામ ગીરજા.
પાયે લાગે **અમર** એ માગે, આપો અવિચળ ધામ ગીરજા.
**ૐ શાંતિઃ ૐ શાંતિઃ ૐ શાંતિઃ**

ઉપર પ્રમાણે કુળદેવીની સ્તુતિ થઈ રહ્યા બાદ પરિષદના **સેક્રેટરી** ભાઈ નારાયણજી **રામજીભાઈએ** જણાવ્યું કે આ બેઠકનું કાર્ય સંપૂર્ણ થયું છે. મે. **પ્રમુખ સાહેબ**ના હુકમથી તે બરખાસ્ત કરવામાં આવે છે. (તાળીઓ)

તાળીઓના અવાજ થઈ રહ્યા બાદ ગામ **મંગવાણા**વાળા (હાલમાં કરાંચીમાં રહેતા) આપણી જ્ઞાતિના **સુપ્રસિદ્ધ કોન્ટ્રાકટર ભાઈ ખીમજી શીવજી**એ ઉભા થઈને જણાવ્યું કે પરિષદમાં જે **પીરાણા સતપંથને** તજી દેવાની અમારા ઘણા ભાઈઓએ પ્રતિજ્ઞા કરી છે તેમાંના કેટલાક ભાઈઓ અને બહેનો આવતી કાલે આ સભા મંડપમાં જ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લેવાની ઈચ્છા રાખે છે. માટે તે સંબંધે યોગ્ય ગોઠવણ કરી દેવાની હું વિનંતી કરું છું. જેનો મે.**પ્રમુખ સાહેબ** અને **સેક્રેટરી** ભાઈ નારાયણજી રામજીભાઈ તરફથી બંદોબસ્ત કરી આપવાની ખાત્રી આપવામાં આવી હતી. પછી સૌ ભાઈઓ રાત્રે નવ વાગે આનંદમાં સભાનું કાર્ય પરિપૂર્ણ થયેલું જાણી છૂટા પડ્યા હતા.



## ઘાટકોપરમાં તા.૨૨-૪-૧૯૨૩ના દિવસે

# સભામંડપમાં દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લેનારના નામ

૧ ભાઈશ્રી ખીમજી શીવજી રામાણી ગામ-**મંગવાણા**વાળા
૨ સૌભાગ્યવંતા કંકુબાઈ તે ખીમજી શીવજીના ધર્મપત્ની
૩ ચિ.મનસુખલાલ } તે ભાઈ ખીમજી શીવજીના પુત્રો
૪ ચિ.જયંતીલાલ }
૫ ભાઈ **માવજી પુંજા** જબુવાણી ગામ-નખત્રાણાવાળા
૬ સૌ.બેન વાલબાઈ તે માવજી પુંજાના ધર્મપત્ની
૭ ચિ.બેન મેઘબાઈ } તે માવજી પુંજાની પુત્રીઓ
૮ ચિ.બેન જસુબાઈ }
૯ ભાઈ હરજી વીરજી નાકરાણી ગામ-વીરાણી (મોટી) વાળા
૧૦ સૌ.બેન માનબાઈ તે ભાઈ હીરજી વીરજીના ધર્મપત્ની
૧૧ ચિ.બેન વાલબાઈ તે હરજી વીરજીની પુત્રી
૧૨ ભાઈ હીરજી માવજી ધોળુ ગામ-વીરાણી (મોટી) વાળા

૧૩ ભાઈ વાલજી વસ્તા પોકાર ગામ-વિથોણવાળા
૧૪ પટેલ જેઠા શીવજી વાસાણી ગામ-વીરાણી (ગઢવાળી)
૧૫ સૌ.બેનકુંવરબાઈ તે જેઠા શીવજીના ધર્મપત્ની
૧૬ ચિ.વેલજી તે જેઠા શીવજીનો પુત્ર
૧૭ ભાઈ કરમશી લધા સાંખલા ગામ-દેશલપર ચૌધરીવાળું
૧૮ માતાજી દેવકીબાઈ તે કરમશી લધાના માતુશ્રી
૧૯ સૌ.બેન લાલબાઈ તે કરમશી લધાના ધર્મપત્ની
૨૦ ચિ.ડાઈબાઈ
૨૧ ચિ.બેન જેઠીબાઈ } તે કરમશી લધાના પુત્ર-પુત્રીઓ
૨૨ ચિ.પ્રેમજી
૨૩ પટેલ અરજણ ધનજી રંગાણી ગામ-ગઢશીશાવાળા
૨૪ ભાઈ મનજી દાના રંગાણી ગામ-ગઢશીશાવાળા
૨૫ ભાઈ હરજી વીરજી રંગાણી ગામ-ગઢશીશાવાળા
૨૬ પટેલ શીવજી વીરજી પોકાર ગામ-ગઢશીશાવાળા
૨૭ માતાજી જીવાંબાઈ તે શીવજી વીરજીના માતુશ્રી
૨૮ સૌ.બેન ભચીબાઈ તે શીવજી વીરજીના ધર્મપત્ની
૨૯ ચિ.બેન રામબાઈ } તે શીવજી વીરજીના પુત્ર-પુત્રીઓ
૩૦ ચિ.મીઠું
૩૧ બોલભાઈ રવજી ગોપાલ
૩૨ તે પટેલ માવજી માના નાકરાણી ગામ-વીરાણી મોટીવાળા
૩૩ ભાઈ કરમશી માવજી નાકરાણી ગામ વીરાણી મોટીવાળા
૩૪ સૌ.બેન રતનબાઈ તે કરમશી માવજીના ધર્મપત્ની
૩૫ ચિ.બેન લક્ષ્મીબાઈ તે કરમશી માવજીના પુત્રી
૩૬ ભાઈ કાનજી પચાણ રંગાણી ગામ-ગઢશીશાવાળા
૩૭ માતાજી વાલબાઈ તે કાનજી પચાણના માતુશ્રી
૩૮ ચિ.બેન ભચીબાઈ તે કાનજીના બેન
૩૯ ભાઈ શીવદાસ કાનજી નાકરાણી ગામ-વીરાણી મોટીવાળા
૪૦ સૌ.બેન લક્ષ્મીબાઈ તે શીવદાસ કાનજીના ધર્મપત્ની
૪૧ ચિ.વાલજી તે શીવદાસ કાનજીનો પુત્ર
૪૨ ભાઈ રામજી ભીમજી ગોગારી ગામ-વીરાણી મોટીવાળા
૪૩ } બે ભાઈઓ વીરાણી મોટીના નામ યાદ નહીં આવવાથી.
૪૪

ઉપર જણાવેલા ભાઈઓએ સભામંડપમાં દેહશુદ્ધિ પ્રાયશ્ચિત. કચ્છ ગઢશીશાવાળા સુપ્રસિદ્ધ પંડિત પરાશર શર્મા અને બીજા વિદ્વાન પંડિતોની હાજરીમાં તેઓના હાથથી લીધા છે અને તેજ દિવસે પ્રાયશ્ચિત વિધિનું કાર્ય સંપૂર્ણ થતાં મે.પ્રમુખ સાહેબ ચંદુલાલભાઈ મણીલાલ દેસાઈના વતી ઘાટકોપરમાં વસતા પ્રાયશ્ચિત કરાવેલા બીજા ભાઈઓ અને પરિષદમાં પધારેલા અન્ય ગૃહસ્થો સૌને લાડુનું જમણ આપ્યું હતું જે સૌ ભાઈઓ સાથે બેસીને જમ્યા હતા. પ્રમુખ સાહેબની તેમજ કુળદેવી ઉમિયા માતાજીની જયના પોકારો હર્ષભેર થયા હતા.

સભાના કામકાજથી પરવારીને સૌ ભાઈઓ પોતપોતાના ઠેકાણે ગયા પછી કરાંચીમાં વસ્તા ભાઈઓ પૈકીના જે ભાઈઓએ સભામાં પીરાણા પંથને તજી દેવાની પ્રતિજ્ઞા કરી હતી તે ભાઈઓએ કરાંચીમાં વૈશાખ સુદી ૩ અક્ષય તિથિ સંવત ૧૯૮૦ { VSAK : 07-May-1924 } ના દિવસે વઢવાણવાળા સુપ્રસિદ્ધ શુક્લ કાળીદાસ ભલુરામના હાથે કણબી ભાઈઓના રહેવાના સ્થાન રણછોડ લાઈનમાં મોટા કંપાઉન્ડમાં મંડપ બાંધીને ઘણી જ ધામધુમથી વેદવિધિ અનુસાર દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લીધું છે. જેની ક્રમવાર સંખ્યા નીચે મુજબ છે.

## પ્રાયશ્ચિત કરાવી શુદ્ધ થયેલા ભાઈઓ તેમજ બહેનોના નામની સંખ્યા.

૧ પટેલ **રતનશી શીવજી નાકરાણી** ગામ-રવાપરવાળા તંત્રી **"પાટીદાર ઉદયના"**
૨ સૌભાગ્યવંતા બેન મેઘબાઈ તે પટેલ રતનશી શીવજીના ધર્મપત્ની
૩ ચિ.વીરજી તે રતનશી શીવજીનો પુત્ર
૪ પા.લાલજી સોમજી નાકરાણી ગામ-રવાપરવાળા
૫ સૌ.વાલબાઈ તે લાલજી સોમજીના ધર્મપત્ની
૬ પા.રામજી સોમજી નાકરાણી ગામ-રવાપરવાળા
૭ સૌ. બેન કેશરબાઈ તે રામજી સોમજીના ધર્મપત્ની
૮ ચિ.બેન ગોમતીબાઈ તે રામજી સોમજીના પુત્રી
૯ પા.નથુ ધનજી નાકરાણી ગામ-રવાપરવાળા
૧૦ સૌ. બેન નાનબાઈ તે નથુ ધનજીના ધર્મપત્ની
૧૧ ચિ.દાનાભાઈ
૧૨ ચિ.બેન પરમાબાઈ
} તે નથુ ધનજીના પુત્ર-પુત્રીઓ
૧૩ પા.મુળજી ડોસા પોકાર ગામ-નખત્રાણાવાળા
૧૪ સૌ.બેન દેવકીબાઈ તે મુળજી ડોસાનાં ધર્મ પત્ની
૧૫ ચિ.ભાઈ નાનજી
૧૬ ચિ.બેન નાનબાઈ
૧૭ ચિ.બેન નર્મદાબાઈ
} તે મુળજી ડોસાના પુત્ર-પુત્રીઓ
૧૮ પા.વાલજી લખુ પોકાર ગામ-નખત્રાણાવાળા
૧૯ સૌ.બેન જમનાબાઈ તે વાલજી લખુના ધર્મપત્ની

૨૦ ચિ.રાજાભાઈ
૨૧ ચિ.વિશ્રામભાઈ
૨૨ ચિ.બેન ચીચીબાઈ
૨૩ ચિ.બેન તુલસીબાઈ
} તે વાલજી લખુના પુત્ર-પુત્રીઓ

૨૪ પા.વીરજી લખુ પોકાર ગામ-નખત્રાણાવાળા
૨૫ સૌ.બેન ધનબાઈ તે વીરજી લખુના ધર્મપત્ની

૨૬ ચિ.બેન ડાહીબાઈ
૨૭ ચિ.બેન લક્ષ્મીબાઈ
} તે વીરજી લખુની પુત્રીઓ

૨૮ પા.ગોપાલ પેથા પોકાર ગામ-નખત્રાણાવાળા
૨૯ સૌ.બેન લક્ષ્મીબાઈ તે ગોપાલ પેથાના ધર્મપત્ની
૩૦ ભાઈ લાલજી પેથા પોકાર ગામ-નખત્રાણાવાળા
૩૧ ભાઈ શીવજી પેથા પોકાર ગામ-નખત્રાણાવાળા
૩૨ પા.શીવજી લધા નાકરાણી ગામ-નખત્રાણવાળા
૩૩ સૌ. બેન દેવકીબાઈ તે શીવજી લધાનાં ધર્મપત્ની
૩૪ ચિ.જેઠાલાલ તે શીવજી લધાનો પુત્ર
૩૫ પા.નારણજી લધા નાકરાણી ગામ-નખત્રાણાવાળા
૩૬ સૌ.બેન ગોમતીબાઈ તે નારણજી લધાના ધર્મપત્ની

૩૭ ચિ.ભાઈ નરસિંહ
૩૮ ચિ.ભાઈ અર્જુન
} તે નારણજી લધાના પુત્રો

૩૯ પટેલ વિશ્રામ પાંચા પોકાર (ગાગાણી) ગામ-વીરાણીવાળા
૪૦ સૌ.બેન લક્ષ્મીબાઈ તે ભાઈ વિશ્રામ પાંચાના ધર્મપત્ની

૪૧ ચિ.ભાઈ પ્રેમજી
૪૨ ચિ.બેન લાલબાઈ
} તે વિશ્રામ પાંચાના પુત્ર-પુત્રીઓ

૪૩ ચિ.લાલજી ઉર્ફે બાબુલાલ
૪૪ પા.મેઘજી શામજી સાંખલા ગામ-વીરાણીવાળા
૪૫ સૌ.કુવરબાઈ તે મેઘજીના ધર્મપત્ની

૪૬ ચિ.ભાઈ શીવદાસ
૪૭ ચિ.ભાઈ શીવજી
૪૮ ચિ.બેન રામબાઈ
} તે મેઘજી શામજીના પુત્ર-પુત્રીઓ

૪૯ પા.દેવજી ભીમજી ગોગારી ગામ-વીરાણીવાળા
૫૦ સૌ.બેન જશુબાઈ તે દેવજી ભીમજીના ધર્મપત્ની
૫૧ ચિ.ભાઈ તુલસીદાસ તે દેવજી ભીમજીનો પુત્ર

૫૨ પા.મુળજી ભીમજી ગોગારી ગામ-વીરાણીવાળા
૫૩ સૌ.બેન હીરબાઈ તે મુળજી ભીમજીના ધર્મપત્ની
૫૪ પા.ડાહ્યા ગોપાલ ગોગારી ગામ-વીરાણીવાળા
૫૫ પા.રામજી રૈયા ગામ-વીરાણીવાળા
૫૬ માતાજી કુંવરબાઈ તે રામજી રૈયાના માતુશ્રી

ઉપર મુજબના ભાઈઓ તેમજ બહેનોએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવી પીરાણા કબ્રસ્તાની પંથને તિલાંજલી આપી છે. તે સિવાય વિથોણ ગામમાં **ભાઈ વાલજી વસ્તા** પોકારના ધર્મપત્ની તથા તેના બાળકોએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લીધું છે. ચાલુ શ્રાવણ માસમાં સિંધ **સિદ્ધાતપુરવાળા** ભાઈ **નાનજી વિશ્રામની** સાથે રહેતા વીસ કુટુંબો તથા કરાંચીમાં ભાઈ શીવજી કાનજી પારસીયા વિગેરેની સરદારી નીચે ઘણા કુટુંબો શ્રાવણ સુદ ૧૫ પછી દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લેવાના છે. એવા કાગળો મળ્યા છે. પરમકૃપાળુ પરમાત્મા અમારી કણબી જ્ઞાતિના ઉપર કૃપા કરી તેમને સદ્‌બુદ્ધિ આપે કે તેથી પીરાણા પંથનું જે કાળું કલંક છે તે ધોઈ નાખી જ્ઞાતિ સ્વધર્મ પરાયણતા એ જ પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે વિનંતી છે.

## રા.રા.રાજાભાઈ શામજી ધોળુ ગામ-માનકુવાવાળાએ તીર્થક્ષેત્ર નાશીકમાં ગયા અષાઢ સુદમાં કરાવેલી દેહશુદ્ધિ

જ્ઞાતિના ઘણા ભાઈઓ જાણીને ખુશી થશે કે રાજાભાઈ શામજી ધોળુએ ગયા અષાઢ માસમાં નાસીક ત્રંબકેશ્વરની જાત્રા કરવા પોતાના કુટુંબીઓ તેમજ તેમની પાસે કામ કરનારા વિસેક જણની સાથે ગયા હતા. નાશીકમાં **રાજાભાઈ શામજીએ** ચાર વેદો ભણેલા બ્રાહ્મણોની સભા કરી હતી. તેઓને અથર્વવેદ સાંભળવાની ભારે હોંશ હતી. તેઓના કહેવા પ્રમાણે એક જ બ્રાહ્મણ અથર્વવેદ જાણતો હતો. રાજાભાઈના મનમાં શંકા હતી કે અથર્વવેદમાં મુસલમાની કલમા હશે પરંતુ તેવું તો તેમણે જોયું નહીં તેમજ પીરાણા સતપંથમાં બ્રાહ્મણોના મોંઢાથી સાંભળેલા અથર્વવેદમાં પીરાણા સતપંથ જેવું તો કશુંએ જણાયું નહીં જેથી પોતાના સાથીઓ સાથે નાશીકમાં વેદવિધિ અનુસાર વૈદિક બ્રાહ્મણોની પાસેથી **દેહશુદ્ધિ પ્રાયશ્ચિત** કરાવી **પીરાણા સતપંથને** સદાના માટે તિલાંજલી આપી છે. એટલું જ નહીં પણ પરિષદમાં જે તેમના બેલીઓને ઉભા કર્યા હતા તેઓને પણ **અષાઢ સુદ ૧૫ અષાઢ વદિ ૧૧, અષાઢ વદ ૦))** { VSK : 03 to 30-Jul-1924 } વિગેરે જુદી જુદી તિથિઓએ ગામ-**રસલીયાના** એક બ્રાહ્મણ મારફતે **પીરાણા ધર્મ તજાવીને શુદ્ધ સનાતન** ધર્મની દીક્ષા દેવરાવી છે. કેટલાક ભાઈઓને તુલસીની સોનાની કંઠીઓ કેટલાકને રૂપાની કંઠીઓ **રાજાભાઈ** તરફથી અપાઈ છે. કેટલાકને સાદી તુલસીની કંઠીઓ અપાઈ છે. એકંદર એંસી જણાનો સરવાળો રાજાભાઈ જણાવતા હતા. તે સિવાય રસલીયા ગામના બ્રાહ્મણને કાયમનો રોકીને રાજાભાઈ દરરોજ પોતાના કુટુંબીઓ તથા તેઓની પાસે કામ કરનારા ભાઈઓને રાત્રે પોતાના રહેવાના મકાને ભેગા છે અને રસલીયાવાળા મહારાજ ગીતાનો બોધ કરે છે. કેટલાક ભાઈઓ **રામરક્ષા** ઈત્યાદીના પાઠ સવારના કરે છે. માળા ફેરવવાના માટે **ઓમ નમો ભગવતે વાસુદેવાય**. એ નામના મંત્રની માળા જપવાનું પણ ચાલુ કર્યું છે. રાજાભાઈ શામજીએ પરિષદમાં છ મહિનાની મુદત માગેલી પરંતુ રાજાભાઈએ તો ત્રણ

મહિનામાં જ પોતાનું કાર્ય હાથ ધર્યું છે. એ જાણીને જ્ઞાતિના સુધારક ભાઈઓ ઘણા જ ખુશ થયા છે અને જેઓએ રાજાભાઈની હિલચાલ નહી જાણતા હોય, તેવા ભાઈઓ પણ આ રિપોર્ટથી રાજાભાઈ શામજીના હાથે જ્ઞાતિ ભાઈઓના ઉદ્ધારની વાતો સાંભળી ઘણા જ ખુશ થશે. એમાં તે જરાપણ શક નથી.

રાજાભાઈ પોતાના પક્ષના ભાઈઓને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત નીચે જણાવેલી શરતોએ અપાવે છે.

**પીરાણા સતપંથને માનવું નહીં એ પંથની નુરની કે અમીની ગોળી પીવી નહીં. ખાનામાં જઈ છાંટ નંખાવવી નહીં. પીરાણા સતપંથની રાહે મુડદાંને દફનાવવું નહીં પરંતુ અગ્નિસંસ્કાર કરાવવો. પીરાણા પંથની રાહે વર્ષ દહાડે જે ટેક્ષ ભરવો પડે છે. જેને દશોંદ વિશોંદના લાગા તરીકે કહેવાય છે તે ભરવો નહીં, લગ્નવિધિ વેદવિધિ અનુસાર ચોરી બાંધીને બ્રાહ્મણો પાસે કરાવવી.** આવી રીતે તમામ બાબતોથી **પીરાણા પંથ**નો ત્યાગ કરાવવાનું સ્તુતિ પાત્ર પગલું રાજાભાઈએ લીધું છે. છતાં અફસોસની વાત એ છે કે રાજાભાઈ શામજીએ પોતે તેમજ પોતાને અનુસરનારા તેના બેલીઓને એવી છુટ આપી છે કે પીરાણાના કાકાઓ કે જેઓ **કોળી ખારવા ગોલારાણા શેખ ઈત્યાદિની સાથે ભેગા બેસી ખાય છે તેનું અને જે પીરાણા પંથીઓ સૈયદોને ગુરૂ કરે અને વટલે તેનું અને ભ્રષ્ટાચારવાળી અમી અથવા નુરની ગોળી પીનારની સાથે ખાવાપીવાનો વહેવાર ચાલુ રાખ્યો છે.** જેથી બીજા ભાઈઓ જે પ્રાયશ્ચિતવાળા છે તે **રાજાભાઈ શામજી**નો તેમજ તેના પક્ષના ભાઈઓનો છાંટો **સરખો** પણ લેતા નથી. દેહશુદ્ધિ કરાવ્યા છતાં **આ ભ્રષ્ટાચારને** પોષવામાં રાજાભાઈએ શું સ્વાર્થ સાધવા ધાર્યો છે. એ કંઈ સમજાતું નથી. એક વાત તો ચોખ્ખી છે કે પીરાણા પંથને માને નહીં તેમજ નુરની ગોળી પીવે નહી અને દશોંદ વિસોંદના લાગા ભરે નહીં તેને કચ્છના કણબીઓ પોતાની નાતમાં રાખે જ નહીં, જેથી રાજાભાઈનો પક્ષનાત બહાર જ રહેવાનો. આ તો ત્રીજું તાન થયું ન તો સુધારાવાળા ભેગા, ન તો કુધારાવાળા જુના વિચારના ભાઈઓ ભેગા પોતાનો શો હેતુ છે તે રાજાભાઈ પ્રસિદ્ધ કરે નહીં ત્યાં સુધી જ્ઞાતિ સુધારકો રાજાભાઈના માટે ભારે વિચારમાં પડ્યા છે. માટે રાજાભાઈ શામજી પોતા તરફનો યોગ્ય ખુલાસો બહાર પાડશે તો મોટો ઉપકાર થશે.



**હિન્દુ ધર્મના બહાને ! હિન્દુ જ્ઞાતિઓ કેવી રીતે પતિત્ થાય છે તે જાણવા વાંચો !**
**પરમાત્માના અવતારમાંથી ! ફુટી નીકળેલા ઈરાની સૈયદ ઈમામશાના કારસ્તાન ?**
**હિન્દુ ધર્મના નામે ચાલતા**

# પીરાણા સતપંથનો અર્ધદગ્ધ પંથ અને તેની પોલ

## ભાગ-૧લો

**હિન્દુ જ્ઞાતિઓના હિતાર્થે થોડા વખતમાં છપાઈને બહાર પડશે.**

એ નામનું પુસ્તક અમારા તરફથી બહાર પાડવામાં આવનાર છે. સનાતન હિન્દુ પ્રજાને પોતાનો ધર્મ તજી દેવરાવી પીરાણા સતપંથ ધર્મમાં વાળવા માટે અને પીરાણા સતપંથ ધર્મ મુસલમાની ધર્મ જેવા નથી એવું દેખાડવા માટે તે ધર્મના અધ્યાપકો મુજાવરકાકાઓ અને નેતાઓએ હિન્દુ ધર્મમાં પ્રસિદ્ધ રીતે મનાતા અવતારો આર્યપુત્રો અને દેવ દેવીઓને પીરાણા સતપંથ નામના કબ્રસ્તાની પંથમાં સંડોવી હિન્દુ ભાઈઓને પોતાનો પંથ ગળે ઉતારવા એ મહા પવિત્ર વ્યકિતઓને એ પંથમાં એવી તો અઘટીત રીતે વર્ણવામાં આવી છે કે તે સાંભળીને હિન્દુભાઈઓનાં હૃદય દ્રવિત થયા સિવાય રહે જ નહી તદુપરાંત પોતાનો ઉદ્દેશ બર લાવવાની નીચ યુક્તિ કરતાં હિન્દુ ભાઈઓને ભેસ્ત (સ્વર્ગ)ની લાલચો-આપવાના કાવા દાવા ખેલતાં સૈયદઈમામ સાહેબ તેમજ તેના વંશના સૈયદોને પીરાણા સત્પંથ ધર્મની ક્રિયાકર્મ કરવાના માટે ભોળા અને અજ્ઞાન હિન્દુભાઈઓને લલચાવવા માટે મોરનબુવત, બાજનામુ, રતનનામું, નાદલી, તૈયબના કલમો, પીરસાહનો જાપ વિગેરેના પાઠો કરવાથી સ્વર્ગમાં જાહોજલાલી મળી શકે છે. તે અને એ પીરાણા સતપંથ ધર્મની ઉત્પતિ તથા તે ધર્મની રીતે જન્મથી મરણ પર્યંત તેના અનુયાયીઓ માટે કરવામાં આવતી ઘટપાટની મુસલમાની ક્રિયાઓમાં હિન્દુ દેવોને ઘુસેડી હિન્દુ ભાઈઓને ઉંધે રસ્તે દોરી પોતાના પંથમાં વટલાવવા માટે જે જે નીચ યુક્તિઓ રચી છે. તેથી પરિણામે એ પંથે ચડેલા ઘણાં હિન્દુ કુટુંબો પતિત થઈ અજ્ઞાનતાને લીધે ધર્મ અને જ્ઞાતિ દ્રોહી બને છે અને તેમના સંબંધમાં આવતી હિન્દુ જ્ઞાતિઓમાં એ ભ્રષ્ટતાનો સડો ગુપ્ત રીતે વધતો જાય છે આ દુઃખકારક વસ્તુ સ્થિતિનો જલ્દી અંત આવવો જોઈએ એટલે દરેક હિન્દુભાઈ એ માર્ગે પુરૂષાર્થ કરે એ ફરજના આધારે પીરાણા સતપંથનો અર્ધદગ્ધ પંથ અને તેની પોલ એ નામનું પુસ્તક અમારા તરફથી બહાર પાડવામાં આવશે.

પુસ્તકનું કદ રોયલ આઠ પેજી (મોટી સાઈઝ) રાખવામાં આવ્યું છે. ઓછામાં ઓછા ૨૫૦ પાનાનું સોનેરી પાકા પુંઠાનું દળદાર પુસ્તક થશે. ઉપરાંત પીરાણાપંથમાં પૂજાતા મનાતા ચિત્રોના ફોટા આપવાની પણ જરૂર હોવાથી પુસ્તકનો ખર્ચ વધી જાય તે સ્વાભાવિક છે. દરેક હિન્દુભાઈએ અને ખાસ કરી હિન્દુધર્મના દરેક પંથના ઉદ્ધારકોને આ પુસ્તક અત્યુપયોગી થઈ પડવાનો સંભવ હોવાથી ઉંચા જાતના કાગળો ઉપર છાપવામાં આવશે. બની શકતા દરેક જરૂરી સાધનો વડે તેને સુંદર બનાવા તરફ પણ લક્ષ આપવાનો ઈરાદો છે. અગાઉથી ગ્રાહક થઈ પોતાના નામ નોંધાવનાર હિન્દુભાઈઓની નામાવલી પુસ્તક સાથે જ પ્રસિદ્ધ કરવામાં આવશે. સંભવ છે. કે પુસ્તકની નકલો જલ્દી ખપી જશે. એટલા **ગ્રાહક થવા ઈચ્છતા ભાઈઓએ જલ્દી પોતાના નામ નોંધાવી પુસ્તકની કિંમતના રૂા.૩-૦-૦ નીચેના સરનામે મોકલી આપવા.**

**લેખક : પટેલ નારાયણજી રામજીભાઈ કોન્ટ્રાક્ટર**

ઠે. શેઠ ઉમરશી રાયસીના કમ્પાઉન્ડમાં મુ.ઘાટકોપર જીલ્લો થાણા, જી.આઈ.પી.



Online Text Based
(can use for translation)



Source Document



**શ્રી ગણેશાય નમઃ**

**શ્રી સારસ્વતે નમઃ**

# શ્રી બોરડીટીંબા લક્ષ્મીનારાયણ મંદિરનો ઈતિહાસ



હાલમાં બોરડીટીંબા ઉર્ફે કેશરપુરાકંપા તરીકે જણાતું ગામ ધનસુરા તાલુકા જી. અરવલ્લીમાં આવેલું છે.

આપણો કચ્છ કડવા પાટીદાર સમાજ અંદાજે છેલ્લાં પાંચસો વર્ષથી ગુજરાતથી ઊંઝાના આસપાસના ગામમાંથી જઈ કચ્છમાં વસ્યો હતો. તે સમયે આપણા સમાજનો મૂળ વ્યવસાય ફક્ત ખેતી બાંધકામ અને વહાણ કામનો હતો એટલે કચ્છમાં ખેતી જ (કાળી મજૂરી જ) કરતા હતા. કાળી મજૂરીના અંતે ખેતરમાંથી જે પાકતું તે ત્યાંના જાગીદાર ખળવાડમાંથી જ લઈ જતાં અને છેવટે ઘરનાં છોકરાં ઘંટી ચાટે એટલે કે ઘરનાં છોકરાંને ખાવા માટે અનાજ પણ બચતું ન હતું. પરિસ્થિતિ તદન નાજુક થતી જતી હતી.

આ ઉપરાંત પીરાણા સતપંથના સૈયદો અને કાકાઓ મારફતે દશોંદ અને વિશોંદના દલાલો દ્વારા મારછલાં જેવી ઉઘરાણી. આમ હાશકારા સિવાય કંઈ જ પ્રાપ્ત થતું ન હતું. શરૂઆતમાં કચ્છના પાણી મીઠાં હતાં પણ કાળાંતરે તેમાં ફેરફાર થઈ દુવાસોનાં પાણી ખારાં થયાં અને ઘણી જગ્યાએ ખેતી થતી બંધ થઈ અથવા ખૂબ મુશ્કેલીઓ વધી ગઈ જેના કારણે નબળી પરિસ્થિતિનું નિર્માણ થયું.

આમ તો ત્યાં વિધર્મીઓના પંજામાં સપડાયા હતા અને વિધર્મીઓએ આપણને સંપૂર્ણ મુસ્લીમ ધર્મમાં પરિવર્તિત કરવા માટે સૈયદો અને કાકાઓ મારફતે જોરદાર પ્રચાર શરૂ કર્યો હતો. હિન્દુઓ એટલે કે સનાતન ધર્મીઓને ક્રમશઃ અર્ધદગ્ધ પીરાણા ધર્મમાં (મુસ્લીમ) દાખલ કરવાની જોરશોરથી ચાલ ચલાવી. આપણા નિરક્ષર અને નિર્દોષ ગેઢેરાઓને તેમાં ફસાવ્યા અને કલિયુગના સાચા સનાતન ધર્મના સ્વાંગ હેઠળ સતપંથના નામનો ઈસ્લામી સંપ્રદાય જ્ઞાતિમાં ઉભો કર્યો. પણ સદભાગ્યે તે આજથી લગભગ ૨૨૫ વર્ષો પહેલાં કેસરા પરમેશ્વરા નામની આપણા સમાજની વિચારશીલ વ્યક્તિને સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુઓનો સત્સંગ સાંપડ્યો અને તેમણે અને તેમના સાથીઓને અને પરિવારોને પીરાણા પંથી-સતપંથીમાંથી સમજાવીને પરત વાળ્યા અને તેઓ સત્સંગી બન્યા. તે આપણી સમાજ માટે સુધારાનું પ્રથમ પગથીયું હતું. ત્યાર બાદ સંતશ્રી ઓધવરામજી મહારાજ, શ્રી નારાયણ રામજી લીંબાણી, રતનશી ખીમજી દિવાણી અને રાજારામ શામજી ધોળુ એ અને બીજાઓએ પણ પીરાણા પંથ - સતપંથમાંથી મુક્ત કરવા પ્રતિજ્ઞાઓ લીધી. આ સખત ચળવળમાં મોટી વિરાણી, માનકૂવા, દેવીસર, વિથોણ નખત્રાણા અને તેના આસપાસનાં ગામોમાં ઉપરોક્ત વ્યક્તિઓના કહેવાનો પ્રભાવ

પડ્યો અને તેથી કચ્છને છોડવાની નેમ લીધી.

જ્ઞાતિ સુધારાની ચળવળ ચાલતી હતી, પણ કચ્છ પ્રદેશમાં ખેતીનો વ્યવસાય કરવો મહા કઠિન બનતું ગયું. લાગલગાટ ચારથી પાંચ વર્ષ સુધી કચ્છ પ્રદેશમાં વરસાદ નામે કારમા દુષ્કાળ પડવા માંડ્યા. હવે શું કરવું, તે પ્રશ્ન આપણા વડીલો સામે હતો. માટે કચ્છ છોડીને જવું ક્યાં ? પણ વડીલોએ હિંમત દાખવી અને કચ્છની ધીંગીધરા અને માતૃભૂમિને ભારે હૈયે છોડી, પાછાં ગુજરાત તરફ ખેતીની શોધમાં પ્રયાણ કર્યું.

સૌપ્રથમ કચ્છ મોટી વિરાણીના રહીશો  નાકરાણી, દિવાણી ભાઈઓ, ગામ દેવીસરના છાભૈયા, રૂડાણી, દિવાણી વગેરે નારાયણ રામજી લીંબાણી, રતનશી ખીમજી ખેતાણી, પૂ. શ્રી ઓધવરામજી મહારાજની પ્રેરણાદાયી વાતો અને પ્રયત્નોને સાકાર આપવા  સતપંથનો ત્યાગ કર્યો.  અને ત્યાર બાદ કચ્છ છોડી ગુજરાત જમીનની શોધમાં આંબલીયારા સ્ટેટના ઠાકોર સાહેબના કબજાવાળા પ્રદેશમાં આવી પહોંચ્યા અને ઠાકોર સાહેબ પાસે ખેડવા માટે જમીનની માંગણી કરી. ઠાકોર સાહેબ ખુશ થયા કે મારા વિસ્તારમાં મહેનતુ ખેડૂતો કચ્છથી આવી અત્રે વસતા હોય તો ઘણું સારું. આંબલીયારા સ્ટેટના ઠાકોર સાહેબ કેશરીસિંહજી સાથે જમીન ખરીદીના ઠરાવ અને કરારો થયા. એક વીઘાના વીઘોટીનો ભાવ ફક્ત એક રૂ.૧/- ના ભાવે જમીન મળી.  આ સમયે જ્યાં જમીનો પસંદ કરી ત્યાં અડાબીડ જંગલો હતા, જેમાં જંગલી પ્રાણીઓ રહેતા હતાં. ભય પણ લાગે છતાં સાથે મળી પાંચ જણા ભેગા થઈ શ્રીફળ વધેરી જંગલ સાફ કરવાની શરૂઆત કરી. દિવસે જંગલો સાફ કરે અને રાત્રે કોઈ એક સાત કિ.મી. દૂર ગામમાં સૂવા માટે જતા અને જમવાનું જાતે બનાવતા હતા. હવે જ્યારે જ્યાં શ્રીફળ ફોડી શરૂઆત કરી છે ત્યાં પાછા બીજા દિવસે ફરવું  હોય તો તે જગ્યા કઈ રીતે મળે? કારણ કે બધે જ જંગલ હતું. એટલે ત્યાં એક ઊંચા પીપળાના ઝાડ ઉપર લાલ ધજા ફરકાવી રાખતા કે જેથી તે સ્થળે પહોંચાય. આ કામ વડીલો માટે કેટલું કઠીન હશે તેની કલ્પના કરવી મુશ્કેલ છે. પણ “ હિંમતે મર્દા તો મદદે કાન્હા ” તેથી કઠીન કામ  પાર પડતું ગયું, તેમાં ઘણો સમય થયો.

હવે પરિવાર (કુટુંબ) પણ સાથે જોઈશે કારણ કે, પાણી લાવવું, અનાજ શોધવું વગેરે  રસોઈ બનાવવા માટે જરૂરી હતું. એટલે કચ્છથી બાકી રહેલા પરિવારને કુટુંબ સહિત બોલાવવાનું નક્કી થયું. તે પ્રમાણે સંદેશો ગયો એટલે કેટલાક પરિવાર ગાડા-બળદ સાથે આવ્યા અને બરોબર ૧૩ દિવસ બાદ અત્યંત મુશ્કેલી વેઠતાં વેઠતાં સ્થળ પર પહોંચ્યા. પરિવાર સ્થિર થયા અને જંગલ કાઢવામાં, સાફસૂફ કરવામાં મદદરૂપ થવા લાગ્યા. મહિલાઓ સવારે વહેલાં ઉથી ૪ કિમી દૂર પાણી ભરવાં જતાં. અંધારામાં રસ્તા વિના અથડાવું પડતું હતું. પડોશમાં ક્ષત્રિયોનું ગામ શોધી કાઢયું જેનું નામ આંબલીયારા સ્ટેટના ઠાકોર સાહેબ કેશવસિંહજીના નામ પરથી કેશવપુરા હતું. ત્યાંથી વર્ષોથી સંઘરી રાખેલા કોદરા નામનું અનાજ ખાવા માટે મળતું તે સમયે બાજરી તો વાવવામાં નહોતી આવતી. કોઈ જાણતું ન હતું. આમને આમ મહિનાઓના મહિનાઓ કાઢ્યાં. થોડાં જંગલ મહા પરિશ્રમ, મહેનત કરી સાફ કર્યાં. જેમાં કોદરા અને જંગલી અનાજનું વાવેતર કરવા માંડ્યું. કપાસ વાવવાની પણ શરૂઆત કરી.

આમ સ્થળ નક્કી થતાં કચ્છમાંથી બાકી  પરિવારો કચ્છ મોટી વિરાણી, દેવીસર, ખેડોઈ વગેરેથી આવવા લાગ્યા. તેમાં સંપૂર્ણ યશ જો આપવો હોય તો નારાયણ રામજી લીંબાણી, રતનશી ખીમજી ખેતાણી, પૂજનીય

## ૭. બોરડીટીંબા લક્ષ્મીનારાયણ મંદિર - દી. 26-Aug-1928

સંતશ્રી ઓધવરામજી મહારાજ શ્રીને ફાળે જાય છે. અત્રે આવનારા બધા જ સતપંથનો સંપૂર્ણપણે ત્યાગ કરીને આવનારા જ હતા.

આમ બોરડીટીંબા ગામમાં એક પણ પીરાણાપંથી કે સતપંથી શરૂઆતથી જ ન હતા, અને આજે આખા ગામમાં એક પણ સતપંથીનું ઘર નથી. તે સદ્ભાગ્ય છે.

આ સમયે ભગવાનશ્રી લક્ષ્મીનારાયણનું મંદિર કચ્છ મોટી વિરાણી ખાતે બનાવવાનું નક્કી કર્યું હતું. પણ તે સમયે મોટી વિરાણીમાં ગામમાં મતભેદો ઉભા થયા. મંદિર માટે પાનમૂર્તિ (ફોટો) મુંબઈ તૈયાર થઈ ગયેલી હોવા છતાં મંદિર બાંધવાનું કામ ખોરંભે પડ્યું. પણ હવે શું કરવું ? ત્યારે, વડીલ શ્રી રતનશી ખીમજી ખેતાણી, પૂ. ઓધવરામજી મહારાજ અને રાજારામ શામજી ધોળુને વિચાર આવ્યો કે બોરડીટીંબાવાળા મોટા ભાગના મોટી વિરાણીના છે અને બાકીના બીજા બધા એક બીજાના સગાવહાલા અને નજીકના ગામોના એક વિચારવાળા લક્ષ્મીનારાયણ ભગવાનમાં શ્રદ્ધા ધરાવનારા છે. આથી તે ગામમાં (બોરડી-ટીંબામાં) મંદિર બનાવડાવી, હાલ મુંબઈ ખાતે તૈયાર થયેલ લક્ષ્મીનારાયણ ભગવાનની પાનમૂર્તિને, ત્યાં પ્રસ્થાપિત કરી, વિદ્વાન પંડિતો દ્વારા શાસ્ત્રોક્ત વિધીથી ભગવાન લક્ષ્મીનારાયણની પ્રાણ પ્રતિષ્ઠા કરાવીએ. આ અતિ ઉમદા વિચાર બોરડીટીંબાના સર્વે ગ્રામજનો એ હોંશભેર ઉપાડી લીધો.

લક્ષ્મીનારાયણ ભગવાનની જય બોલાવી ઉત્સાહમાં આવી ગયેલા ગ્રામજનોએ મંદિર બાંધવાની તૈયારી આરંભી. આ માટે જરૂરી ઈંટો ગામના ભાઈઓ બહેનોએ જાતે બનાવી અને મંદિર બાંધ્યું. મંદિરને હવા ઉજાસ માટે બારી બારણાં, મંદિરનું સરસ મજાનું શોભતું સિંહાસન બનાવડાવ્યુ. મંદિર માટે જરૂરી તમામ વસ્તુઓ હરસોલથી ખરીદી લાવ્યા. શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની પાનમૂર્તિ મુંબઈથી શ્રી રતનશી ખીમજી ખેતાણી (મોટી વિરાણી વાળા) અને રાજારામ શામજી ધોળું (માનકુવાવાળા), વરસતા વરસાદમાં ગાડા ઉપર ૧૦ કિ.મી. દૂરથી લાવ્યા.

પ્રતિષ્ઠાનો દિવસ સંવત ૧૯૮૪ બીજા શ્રાવણ સુદ ૧૧ તા. ૨૬-ઓગસ્ટ-૧૯૨૮ નક્કી થયો. વાંઢાયના પૂ. ઓધવરામ મહારાજના પટશિષ્ય સંત દયાલદાસજી મહારાજ પણ હાજર રહ્યા. પ્રતિષ્ઠા શાસ્ત્રોક્ત વિધિ કરાવનાર મહારાજ નાથાલાલ ઉપાધ્યાય અને તેમના સાથી પંડિતો દ્વારા થયો. આખા ગામમાં કદી ન જોવા મળ્યો હોય તેવો ઉત્સાહ જોવા મળ્યો. આજુબાજુના ક્ષત્રિય ગામોમાંથી પણ ભાઈ-બહેનો દર્શન કરવા ઉમટ્યા. શ્રદ્ધાથી ભેટ વગેરે આપતા ગયા અને પ્રતિષ્ઠાનો પ્રસાદ લેતા ગયા. મંદિરના પૂજારી તરીકે નાથાલાલ મહારાજ અને તેમના દીકરા માણેકલાલ ઉપાધ્યાય પ્રતિષ્ઠાના શુભ દિવસથી જ પૂજારી તરીકે સેવા આપતા હતા. તેમજ ગામમાં રહી મહારાજ માણેકલાલને શિક્ષક તરીકે પણ રોકવામાં આવ્યા. બોરડીટીંબાના આજુબાજુના ગામોવાળા પણ અત્રેની શાળામાં ભણવા આવતા હતા. એ વાત ગામ માટે ગૌરવનો વિષય અને પ્રેરણાદાયી હતી. આજુબાજુના ગામોમાં મંદિરો હોઈ બધી જ પ્રજા જન્માષ્ટમીના તહેવારના દિવસોએ મેળા સ્વરૂપે અત્રે ચીજવસ્તુઓ લઈ વેચવા માટે આવતા અને ભગવાનના દર્શન કરી ધન્ય થતા.

## ૭. બોરડીટીંબા લક્ષ્મીનારાયણ મંદિર - દી. 26-Aug-1928

આમ, ઈશ્વર કૃપાએ સમસ્ત કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિનું ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનું મંદિર પ્રાણ પ્રતિષ્ઠા સહિત પ્રથમ મંદિર બોરડીટીંબામાં બન્યું, જે બોરડીટીંબા માટે ગૌરવ અને આનંદનો વિષય છે.

ત્યાર બાદ સમયાંતરે મંદિર જીર્ણ થતાં પ્રથમ જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો અને પાકું વિશાળ અને સુંદર મંદિર બનાવવામાં આવ્યું. સંવત ૨૦૬૬ મહા વદ ૧૦ને સોમવાર તા. ૦૮-ફેબ્રુઆરી-૨૦૧૦ના રોજ ફરીથી શિખરબંધી મંદિર ૧૫ લાખ રૂપિયાના ખર્ચે તૈયાર કરી તેમાં પાનમૂર્તિને બદલે આરસની મૂર્તિ (લક્ષ્મીનારાયણ ભગવાન), જયપુર (રાજ.)થી બનાવડાવી લાવવામાં આવી. આ પુનઃ પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવ સંવત ૨૦૬૬ મહા વદ ૧૦ થી ૧૨ને બુધવાર તા. ૮, ૯, ૧૦-ફેબ્રુઆરી-૨૦૧૦ ના રોજ ભવ્યતાથી યોજવામાં આવ્યા. જેમાં અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, નખત્રાણાના હોદ્દેદારો પૈકી પ્રમુખશ્રી રામજી કરમશી નાકરાણી (મોટી વિરાણી), ગંગારામભાઈ સાંખલા (દિલ્હીવાળા), દેવજીભાઈ રામજી ભાવાણી (રસલીયા-સુરત), કારોબારી સભ્ય હિંમતભાઈ રતનશી ખેતાણી (મોટી વિરાણી-મુંબઈ) અને રમેશભાઈ વાગડિયા (ખોંભડી-બેંગ્લોર)થી, પ્રતિષ્ઠાનો લાભ લેવા ઉપસ્થિત રહ્યા હતા. સર્વેએ પ્રવચનોથી ધન્યવાદ પાઠવ્યા હતા. આ બધા મહેમાનોની ઉપસ્થિતિથી પ્રસંગ વધુ દીપી ઉઠ્યો. આ ઉપરાંત બોરડીટીંબા ગામમાં સ્થાપના સમયથી જે જે વ્યક્તિઓ ગામમાં રહી ગયેલ તેઓ સર્વેને નિમંત્રિત કરવામાં આવ્યા હતા અને સૌ કોઈ સપરિવાર ઉપસ્થિત રહ્યા હતા. પ્રતિષ્ઠા સમારંભમાં પોતાનાં જૂનાં સંસ્મરણો યાદ કર્યાં હતાં, જે સાંભળી યુવાનો અને નવી પેઢીને તો આશ્ચર્ય લાગતું હતું.

પ્રિ. રતીલાલ લધાભાઇ છાભૈયા (તલોદ)
૨૯.૦૬.૨૦૨૨



કચ્છ નખત્રાણા શ્રી કડવા પાટીદાર જ્ઞાતિ તરફથી
પૂર્વ નિવાસ (નવાવાસ) માં

# ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનો પ્રતિષ્ઠા મહોત્સવ



તે પ્રસંગે યોજાયેલા કાર્યક્રમનો સવિસ્તાર

## અહેવાલ

સંવત ૧૯૯૩  ઈ.સ. ૧૯૩૭

**श्रेयान्सवधर्मो विगुणः परधर्मात्स्वनुष्टितात् ।**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥**

બીજાએ આચરેલા તેના ધર્મ કરતાં પોતાનો ધર્મ ઓછા ગુણવાળો
હોય તો તે જ શ્રેયસ્કર છે એટલું જ નહી પણ (સનાતન) સ્વધર્મ પાળતા
મરવું એ પણ કલ્યાણકારી છે અને પરધર્મ તો ભયકારક છે" ગીતા વાક્ય

**પ્રસિદ્ધ કર્તા**

પટેલ શીવજી જેઠા, પટેલ નાનજી પુજા
પટેલ રામજી જેઠા, પટેલ રામજી કેસરા
પટેલ હરજી પુજા
કચ્છ-નખત્રાણા

Online Text Based
(can use for translation)





Source Document

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

# નિવેદન



પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી અમારા ગામ નખત્રાણાના નવાવાસમાં મંદિર બંધાવ્યું અને તેમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવવાનો અલભ્ય અવસર અમોને પ્રાપ્ત થયો છે. એ આપણા સુધારકોના વીસવીસ વરસોના તનતોડ પ્રયત્નોને આભારી છે.

સૈકાઓ થયા પીરાણા પંથના પડેલા સંસ્કારોમાંથી મુક્ત થયા અને હિન્દુ સનાતન ધર્મમય વિચારોનો વિકાસ થયો છે એ યશ જ્ઞાતિ સુધારકો કે જેઓએ જ્ઞાતિ આગેવાનોના અનેક પ્રકારના જુલ્મો સામે ટકી રહી આવતી વિપત્તીઓ સહન કરી ધાર્મિક વિચારોમાં પરીવર્તન કરાવવાના અનુકુળ સંજોગો પ્રાપ્ત કરાવી આપ્યા બલ્કે સુધારાનો માર્ગ મોકળો કરી આપ્યો તેવા વિરો ને હોઇ શકે.

આ શુભ સમારંભમાં ત્રણે પાંચાડામાંથી વ્હાલા જ્ઞાતિભાઇઓ પધાર્યા હતા તેમાં પણ ખાસ વિશેષ કરીને વચલા અને ઉગમણા અને પાચાડાના જ્ઞાતિભાઇઓએ બહુ જ સારી જેવી સંખ્યામાં હાજરી આપી હતી અને ધાર્મિક વિચારોમાં થાતા પરીવર્તન પ્રત્યે ઉત્સાહ પૂર્વક સહાનુભૂતી બતાવી સાથ આપ્યો એ દશ્ય ખરેખર આનંદજનક હતું અને એ બાબત ભગવાનને ધરાવેલ ભેટના લિસ્ટ જોવાથી જાણી શકાય છે કે દૂરદૂરથી આ સમારંભમાં ઉત્સાહભેર પધારી પોતપોતાનો સદ્દભાવ વ્યકત કર્યો હતો.

પરંતુ કહેતા દુ:ખ થાય છે કે આપણી કચ્છની જ્ઞાતિમાં ગણાતા આદ્ય સુધારક ભાઇ શ્રી નારાયણજી રામજી વિરાણીવાળા આવા શુભ સમારંભથી છેવટ સુધી અળગા રહ્યા. એટલું જ નહી પરંતુ તેઓશ્રી જાણતા છતાં મુંબઈ તરફ જતા રહ્યા અને પ્રતિષ્ઠાની પુર્ણાહુતી બાદ થોડાક દિવસોમાં તરત જ પાછા આવી ગયા. તે ભાઈશ્રીને આ ઉત્સવ પ્રત્યે અણગમો હોય અને કાર્યમાં સાથ ન આપ્યો હોત તો કાંઈ હરકત નહીં પરંતુ પ્રેક્ષક તરીકે તો હાજર રહેવું જરૂરી હતું. એ વાત ઘડીભર જતી કરી દઈએ તોપણ બીજું એક દ્રશ્ય ખડું થાય છે કે તેઓશ્રીએ મુંબઈ જતાં જતાં પણ અમારા મુરબ્બિ શ્રીયુત શીવજી જેઠા પટેલને લગભગ પંદરેક વરસ ઉપરે જ્ઞાતિ સુધારક મંડળ તરફથી મળેલી પરિષદ કે જેમાં સુધારા સંબંધી થયેલા ભાષણો તેમજ જ્ઞાતિના આગેવાન ગેઢેરાઓએ જ્ઞાતિભાઈઓ ઉપર વરસાવેલા સીતમ સંબંધી હકીકતો રજુ થયેલી અને તેનો રીપોર્ટ બહાર પડેલો તેવા રીપોર્ટની ચોપડી મોકલાવી અને એ ચોપડી જાણે થોડાક દિવસો ઉપર છપાયેલ હોય એ પ્રમાણે ચેતવવામાં આવ્યા અને તેમાં તેઓશ્રી સંબંધી થયેલ ભાષણમાં લાલ પેન્સીલના નિશાન કરી ભાઈશ્રી રતનસી ખીમજી વિરૂદ્ધ ઉશ્કેરણી કરવામાં આવી. પરંતુ સારા નસીબે અમો કાર્યવાહકોને એ બાબતની જાણ થતાં સવેળા પટેલ શીવજી જેઠા પાસે પહોંચી ગયા અને ત્યાં થયેલી કેટલીક વાતચીતને અંતે ભાઈશ્રી નારાયણજીનો પ્રપંચ ઉઘાડો પડી ગયો. જેથી શીવજી પટેલ પણ સમજી ગયા અને સમારંભમાં ઉત્સાહભેર સાથ આપ્યો.

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

એવા પ્રપંચો કરવાનું સુધારક ભાઈઓને જરા પણ શોભતુ નથી. કદાચ પોતામાં અંગત વેર હોય તો પણ આવા સમારંભમાં તેઓશ્રી (નારાયણજીભાઈ) એ આડકતરી રીતે અડચણ ઉભી કરવી જોઈતી ન હોતી. પોતે પણ  હાજર રહ્યા નહિ અને ગામમાં પણ ઉશ્કેરણીભર્યું વાતાવરણ ઉભુ કરવાની નિષ્ફળ કોશીષો કરી. એ કૃત્ય ખરેખર નિંદવા યુક્ત કહેવાય. ભવિષ્યમાં એવી નિતી અખત્યાર ન કરે એવી પરમકૃપાળુ પરમાત્મા તેઓશ્રીને સદ્‌બુદ્ધિ અર્પે.

સનાતન ધર્મ અને  જ્ઞાતિહિત હૈયે ધરીને થતા સુધારાને ઉત્તેજન આપવું એ દરેકે દરેક જ્ઞાતિ બંધુ તેમજ સુધારકોએ પોતાની ફરજ સમજવી જોઈએ અને તેવી ફરજ અદા કરવા બનતા દરેક પ્રયત્નો કરવા જોઈએ એવી અમારી નમ્ર પ્રાર્થના છે.

ઈશ્વર નગર (વાંઢાય) ગુરૂકુળના અધિષ્ઠાતા બ્રહ્મનિષ્ઠ પુજ્યપાદ મહાત્મા ઓધવરામજી મહારાજ તેમજ સારસ્વત કુળ ભુષણ પ્રેમજી મહારાજ આસંબીયાવાળા વિગેરે મહાનુભાવી વિદ્વાનોએ પધારી થતા ધાર્મિક વિચારોમાં પ્રેરણા બળ આપી બોધદાયક ઉપદેશ આપ્યો છે જેથી તેઓશ્રીનો ઉપકાર માનીએ છીએ અને સાથે સાથે તેઓશ્રી તેમજ હિન્દુ સનાતન ધર્માવલંબી મહાનુભાવો અને શુભ હિતચિંતકોને વિનંતીપૂર્વક પ્રાર્થના કરીએ છીએ કે અમારી જ્ઞાતિમાં હિન્દુ સનાતન ધર્મના માર્ગદર્શક બની પોતાની અનુપમ જ્ઞાન શક્તિનો લાભ આપી સાથ આપતા રહેશે  એવી આશા રાખીએ છીએ.

આ શુભ સમારંભમાં થયેલા કામકાજનો અહેવાલ રીપોર્ટ દ્વારા પ્રસિદ્ધ કરવા ભાઈશ્રી રતનશી ખીમજી તેમજ મુરબ્બી શ્રી રાજારામ શામજીએ પોતાના કીંમતી વખતનો ભોગ આપી તકલીફ સહન કરી જહેમત ઉઠાવી છે તે બદલ અમો તેઓશ્રીનો ઉપકાર માનીએ છીએ અને આશા રાખીયે છીએ કે જેમ આ સમારંભમાં છેવટ સુધી સાથ આપી કાર્ય દિપાવ્યું છે તેવી જ રીતે જ્ઞાતિ અભ્યુદયના થતા ઉત્તમ કાર્યમાં હરહમેશાં સહાનુભુતી દાખવી ઉત્સાહભેર સાથ આપતા રહેશે.

અમારું આ કાર્ય બીન આવડતનો તેમજ નવીન હોવાથી ઘણીક દોષ દ્રષ્ટી તેમજ આતિથ્યમાં ખામી હોવાનો સંભવ છે. જેથી અમારા ઉદારચીત  જ્ઞાતિ બંધુઓ ક્ષમા કરશે એવી આશા રાખીયે છીએ. તેમજ સાથે સાથે પુજ્ય જ્ઞાતિ ભાઈઓને પુનઃ પુનઃ પ્રાર્થના કરીએ છીએ કે આપણામાં રહેલા મતભેદો અને કુસંપી ભાવોને દુર કરી એક દિલે આવા સુધારક પ્રવૃત્તિમાં સાથ આપી ગામેગામ ધર્મની જગ્યાઓને મંદિરના સ્વરૂપમાં ફેરવી ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મૂર્તિની પ્રતિષ્ઠાઓ કરાવી હિન્દુ સનાતન ધર્મના શુદ્ધ આચાર વિચારોને અપનાવી પીરાણા પંથરૂપી કલંકને સદાને માટે તિલાંજલી આપે, એ જ અભ્યર્થના.

**લી. પ્રસિદ્ધ કર્તા**



ૐ તત્સત પરમાત્મને નમઃ

# કચ્છ નખત્રાણામાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના પ્રતિષ્ઠા સમારંભના કાર્યક્રમનો રીપોર્ટ.

## સંવત ૧૯૯૩ ના વૈશાખ સુદી ૪ ને વાર શુક્ર {VSAK:14-May-1937} ની કાર્યવાહી.

એ શુભ દિવસે સ્થાનીક કાર્યવાહકો તથા જ્ઞાતિબંધુઓ એક સભા રાત્રીના નવ વાગે ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના મંદિરમાં બોલાવવામાં આવી હતી. તે વખતે સ્થાનીક ભાઈઓ બહુજ સારી જેવી સંખ્યામાં ભેગા થઈ જ્ઞાતિ અને ધર્મ પ્રત્યે સારો સદ્‌ભાવ બતાવ્યો હતો.

સભાની શરૂઆત પ્રભુ પ્રાર્થના અને ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના જયનાદોથી ચાલુ કરવામાં આવી હતી. પ્રમુખ તરીકેની દરખાસ્ત **પટેલ માવજી પુંજા જબુવાણીએ મુરબ્બિ શ્રી નાનજી પુંજા કેશરાણીની મુકી હતી જેને ભાઈ રામજી ધનજી નાકરાણીએ** અનુમોદન આપવાથી પ્રમુખશ્રીએ પોતાનું સ્થાન સ્વીકાર્યું હતું. જેને સર્વ ભાઈઓએ તાળીઓના અવાજથી વધાવી લીધા બાદ પ્રમુખશ્રીએ પોતાની ગંભીર શૈલીથી સભાસ્થાનને ઉદ્દેશીને કહ્યું હતું કે :-

**પુજ્ય ભાઈઓ અને બહેનો,**

આજનો સમારંભ **ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના મંદિરમાં મુર્તી પ્રતિષ્ઠા તથા મંદિરનું વાસ્તુ** કરવાનું છે અને તે પ્રસંગનો લાભ લેવા આવનાર આપણા જ્ઞાતિભાઈઓનો યોગ્ય સત્કાર વિગેરે કેવી રીતે કરવો અને એ નિમિત્તે આપણને કેવી રીતે કામ કરવાથી સુગમતા થાય તે બાબતમાં આપણા **મુંબઈ** નિવાસી ભાઈઓમાંના ભાઈશ્રી રતનશી ખીમજી તથા **મુરબ્બી રાજારામભાઈ શામજી** આપણા આમંત્રણને માન આપી પોતાના કામધંધાની દરકાર કર્યા વિના પોતાના ખર્ચે અમુલ્ય સમયના ભોગે પધાર્યા છે તેના વાસ્તે હું આપ સર્વે ભાઈઓ અને બહેનો તરફથી ઉપકાર માનું છું. સાથે **ભાઈશ્રી રતનશી ખીમજીને** પ્રાર્થના કરું છું કે ઉપરોક્ત વ્યવસ્થા સંબંધી અને જ્ઞાતિ ઉપયોગી બાબતોનો અલભ્ય લાભ આપશે એવી મને આશા છે.

ત્યારબાદ પ્રમુખશ્રીની સુચનાથી ભાઈ **શ્રી રતનસી ખીમજીએ** ઉભા થઈ જણાવ્યું હતું કેઃ-

**મહેરબાન પ્રમુખ સાહેબ તથા વ્હાલા ભાઈઓ અને પુજ્ય માતાઓ તેમજ બહેનો !**

અમે જે અત્રે આપના આમંત્રણથી આવેલા છીએ તેમાં કંઈ વધુ કર્યું હોય એવું કોઈએ સમજવાનું નથી. અમે તો **પરમકૃપાળુ પરમાત્માનો** તથા આપ પુજ્ય જ્ઞાતિબંધુઓ તેમજ બહેનોનો ખાસ ઉપકાર માનીએ છીએ કે આપની આવી અમુલ્ય યોજનાનો લાભ લેવાનો સદ્‌ભાગ્ય અમોને મળી શક્યો છે આપ ભાઈઓએ **ભગવાન શ્રી**

**લક્ષ્મીનારાયણની પાનમુર્તી** પધરાવવાના આવા સુંદર કામનો આરંભ કર્યો છે, જેનો **અમર ઈતિહાસ સુવર્ણાક્ષરે કોતરાશે** એવી મારી મજબુત માન્યતા છે.

ભાઈઓ ! તમારા અત્યારના પુરૂષાર્થનો બદલો પરમકૃપાળુ પરમાત્મા વ્યાજ સહીત વાળી આપે એમ હું ઈચ્છું છું અને આપણા મહાન ધાર્મિક કાર્યને માટે આપના ગામ નખત્રાણાવાળા સર્વે વડીલો, બંધુઓ, માતાઓ અને બ્હેનોને ખાસ ધન્યવાદ આપું છું. (તાળીઓ)

જગતમાં આપણી જ્ઞાતિ બીજી કોમો કરતાં નીચી નથી, એ બાબતમાં આપણી સમસ્ત જ્ઞાતિના **આદ્ય સુધારક વીરરત્ન પુરૂષોત્તમદાસ લલ્લુભાઈએ** લખેલા કણબી **ક્ષત્રિય ઉત્પતિ** નામનો ઈતિહાસ સાક્ષી પુરી રહ્યો છે, જે વાંચવાની આપને ખાસ ભલામણ કરૂં છું.

. સેંકડો વર્ષથી આપણા પૂર્વજોએ અજ્ઞાનતાથી કરેલી ભુલનું પરીણામ આપણને ભોગવવું પડ્યું છે અને તે ભુલ સુધારવા માટેનો જ આપણો હાલનો આ કાર્યક્રમ યોજાઈ રહેલો છે તે કાર્ય આપણી ઐક્યતા અને સંપથી નિર્વિઘ્ને પૂર્ણ થાઓ એવી મારી પ્રુભ પ્રત્યે પ્રાર્થના છે.

મારા યુવક બંધુઓ ! કેટલેક અંશે આપણા પુર્વજોએ કરેલી ભુલ વિદ્યમાન વડીલોની મીઠી નજર અને સહાનુભૂતિથી સુધારી શકવાને ફળીભુત થયા છીએ તે તમો જોઈ શકો છો મારું માનવું છે કે ધાર્મિક અને સામાજીક પ્રગતિ જો આપણને કરવી હોય તો વિનય વિવેક સંપ અને સ્નેહથી જે કાર્ય કરી શકીશું તે કાર્ય વિતળાંવાદ કે વિખવાદ અથવા અપમાનીત શબ્દો કે અભાવથી નહી થઈ શકે એમ આપણ દરેકે સમજવું જોઈએ. તમે જાણી શકો છો કે બીજી જ્ઞાતિનો કોઈ ભાઈ આપણામાંના પીરાણા સતપંથી ભાઈને પુછે છે કે તમે કોને માનો છો અને તમારો શું ધર્મ છે ત્યારે ખરી હકીકત જાહેર નહી કરતાં પુછનાર ભાઈને આડું અવળુ સમજાવી જલ્દી ત્યાંથી ગચ્છંતી ભણી જાય છે અને સત્ય હકીકત કહેતાં શરમાય છે. જેથી આપણને ચોક્કસ માની લેવાનું કે એ અર્ધદગ્ધ પીરાણા સતપંથ આપણી જ્ઞાતિને જરા પણ શોભતો નથી. એટલું જ નહી પણ એ પંથ આપણને શરમ તેમજ કલંકરૂપ છે એમ કહેવું જરા પણ ખોટું નથી. જેથી એ પંથ આપણી જ્ઞાતિમાંથી નાબુદ કરવા અત્રે આપણે એકત્ર થયા છીએ અને તેનો પ્રત્યક્ષ પુરાવો આપણી સમક્ષ ભગવાન **શ્રી લક્ષ્મીનારાયણનું શીખરબંધી મંદિર મોજુદ છે** અને આવા મંદિરો આપણી જ્ઞાતિમાં ગામડે ગામડે બની જાય એવી સ્તુત્ય ભાવના દરેકમાં હોવી જોઈએ. તેમજ તેવો પ્રચાર સંપ અને સલાહથી કરવાની આપણને આવશ્યકતા છે. જેમ **શ્રીરામ લક્ષ્મણ, ભરત** અને **શત્રુઘ્ને ભ્રાતૃભાવનાનો** ઈતિહાસીક પ્રમાણ આપ્યું છે તેવી રીતે આપણે પણ કુસંપને ત્યજી **નીતિ યુક્ત** જીવન અને વિવેક વિધીથી વર્તન કરશું ત્યારે આપણી જ્ઞાતિ ઉપરે ચોંટેલું **પીરાણા પંથ રૂપી કાળુ કલંક** ભુંસી શકીશું અને તે કલંકમાંથી મુક્ત થવાનો યશ પરમેશ્વરે આપ નખત્રાણાવાળા ભાઈઓને આપ્યો છે. અને તેનો વિગતવાર ખુલાસો આપણા હવે પછીના કાર્યક્રમથી જણાઈ આવશે.

જેમ પ્રથમ ખાનામાં પીરાણાના શાસ્ત્રો વંચાતાં તેમ રાત્રીના સમયમાં આપણા આ મંદિરોમાં શ્રી **રામાયણ** અને **મહાભારત** વિગેરે ગ્રંથોનું ધાર્મિક વાંચન રાખવું જોઈએ. રાત્રીએ વાંચન રાખવાનું કારણ દિવસની આપણને ફુરસદ ન મળે જેથી રાત્રીના સમયે કથાઓ વાંચવાથી પુજ્ય **માતાઓ** અને **બહેનો** તથા વડીલો **સત્‌સમાગમનો**

લાભ લઈ શાસ્ત્રોની દિવ્ય વાણીથી અંતરાત્માને પવિત્ર કરી સાર ગ્રહણ કરી શકે. કારણ કે **રામાયણની** કથા સાંભળવાથી પિતા પુત્રનો ધર્મ, ભાઈ-ભાઈ તરફની ફરજ, પતિપત્નિનું કર્તવ્ય તેમજ વચનની મહતા સત્ય, ધર્મ અને નિતી વિગેરેનું વર્ણન બહુ સારી રીતે થયેલું છે અને તે સમજવાથી આપણે આપણી ઉન્નતી અને ફરજને સારી રીતે જાણી શકીશું એમ મારૂં માનવું છે. હું એ સંબંધમાં એક ઉદાહરણ આપી મારૂં વિવેચન પુરું કરીશ.

જ્યારે શ્રી રામચંદ્રજી પિતાના વચનને માન્ય કરી વનવાસ જવાને તૈયાર થયા તે સમયે શ્રી સીતાજીએ આવી વિનયથી શ્રી રામચંદ્રજીના ચરણકમળમાં મસ્તક નમાવી પ્રાર્થના કરીને કહ્યું છે કે મારા આરાધ્ય દેવ ! આપ વનમાં પધારો છો તો મને પણ આપની સાથે ચાલવાની આજ્ઞા આપો, કારણ કે હું પણ વનમાં આપની સાથે રહી, મારા પતિવ્રત ધર્મ પ્રમાણે સેવા કરી મારી ફરજ બજાવી શકું. તે ઉપરથી શ્રી રામચંદ્રજીએ કહ્યું કે દેવી ! વનમાં જવું એ બહુ વિકટ છે તમો રાજમહેલમાં રહેનાર કોમળ કાયા અને નાજુક શરીરથી કાંટાકાંકરાવાળા ભયંકર માર્ગોમાં ઉઘાડા પગે ચાલવું એ બહુજ મુશ્કેલ છે. એટલુંજ નહી પણ જંગલના હિંસક પ્રાણીઓ તથા ઘોર નીશાચરોના ભયથી તમારાથી વનમાં બિલકુલ ચાલી શકાશે નહિ. માટે તમો અહીં રહી મારા માતાપિતાની સેવા કરજો, અને હું પિતાશ્રીની આજ્ઞા પ્રમાણે ચૌદ વરસ વનવાસ ભોગવી પાછો આવું એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરજો. તે વખતે સતી સીતાજીના નેત્રોમાં જળના અશ્રુઓ આવવા લાગ્યા. અને ગદ્‌ગદ્‌ કંઠે પ્રભુને પ્રાર્થના કરી કહેવા લાગ્યા કે પ્રભુ સતી સ્ત્રીઓને સુખ અને દુઃખ સ્વામીને સાથે છે તે આપ કેમ ભુલો છો કે ગઈકાલે લગ્ન સમયે દેવ બ્રાહ્મણ અગ્નિની સાક્ષીએ માતાપિતાની સામે સપ્તપદીથી અરસપરસ સાત પ્રતિજ્ઞાઓ લઈ વચન આપ્યું છે કે ગમે તેવા સુખદુઃખમાં પણ ઉભય દંપતીઓ સાથે રહી આ સંસાર વહેવાર નિતીમય ચલાવીશું. જેમ દેહની છાયા દેહથી જુદી ન હોય તેમ સતી સ્ત્રી પતિથી જુદી રહી ન શકે. સ્ત્રી એ પતિની અર્ધાંગના છે તો પછી પતિના સુખ અને દુઃખ ભોગવવાનું પતિપ્રાણ પત્નિની જરૂર ફરજ છે. એટલું નહી પણ જેમ આપ આપના માતાપિતાના વચન પૂર્ણ કરવા બંધાયેલા છો તેવી જ રીતે મારા માતા પિતાએ પણ લગ્ન સમયે ફરજ નાખી છે કે પુત્રી ! ગમે તેવા સુખદુઃખમાં સ્વામીની સાથે રહી આપણા કુળની ઉજ્જવળ કિર્તી દિપાવજે માટે હે પ્રભુ ! હું પણ વનમાં સાથે ચાલી આપની સેવા કરી જીવન સાફલ્ય બનાવીશ.

પુજ્ય માતાઓ અને બહેનો ! આ કેવો વિશુદ્ધ સ્નેહ ! પત્નીની શું ફરજ છે તે આ જગત જનની માતાશ્રી સીતાજીના શબ્દોથી તમો જાણી શક્યા હશો. જેમણે પતિવ્રત ધર્મ સારુ રાજમહેલોના વૈભવોનો પરીત્યાગ કરી પતિના દુઃખ સાથીદાર થયાં તેમ દરેક સાધ્વી બહેનોએ પતિના કાર્યને ઉમંગથી વધાવી સાથ આપવો જોઈએ. કહેતાં મને ખેદ થાય છે કે જે ભાઈ હિન્દુ સનાતન ધર્મનો અંગીકાર કરે છે તેવા પવિત્ર કાર્યમાં સહમત ન થતાં બીજાઓના ભરમાવ્યાથી કેટલીક બહેનો ઘરમાં કલેશ કરી માવિત્રોનાં ઘરે ચાલી જાય છે એ આપણને જરા પણ શોભતું નથી. કદાચ એકબીજાના વિચારો પોતપોતાને અનુકુળ ન આવે તો પણ કલેશ ન કરતાં શાંતિ અને ધીરજથી સમજાવી કામ લેવું જોઈએ. જેથી ગૃહસંસાર સુખરૂપ થતાં આપણે ધર્મ પ્રત્યે વધુ ઉપયોગી થઈ શકીશું.

જેમ આજે ભાઈઓ અને બહેનોએ પધારી ઉત્સાહપૂર્વક ભાગ લીધો છે તેવી જ રીતે આવતી કાલે પણ વધારે સંખ્યામાં ભાઈઓ તેમજ બહેનોને સાથે લઈ પધારવા કૃપા કરશો એવી મારી આપ પધારેલા સર્વે પ્રત્યે

પ્રાર્થના છે.

ત્યારબાદ પ્રમુખ સાહેબની સુચનાથી **ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની** જયનાદ વચ્ચે સભા વિસર્જન કરવામાં આવી હતી.

સભા વિસર્જન થયા પછી કાર્યવાહકોના ઉમંગી હૃદયો રાત્રી જાગરણની દરકાર કર્યા વિના જરૂરી યોગ્ય યોજનાઓ યોજવામાં ઘણો સમય પસાર કર્યો હતો. બાદ મોડી રાત્રે ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની જય બોલાવી કાર્યવાહકો વિખરાયા હતા.

## સંવત ૧૯૯૩ ના વૈશાખ સુદી ૫ ને શનિવાર{VSAK:15-May-1937} ની કાર્યવાહી.

આજના દિવસનો આનંદ અનેરો હતો પ્રાતઃકાલ થતાં જ્ઞાતિ બંધુઓ અત્યંત ઉત્સાહથી મંદિરના ચોગાનમાં આવવા લાગ્યા અને ઉત્સવ નિમિત્તે જે જે કાર્ય કરવાનું હતું તે કાર્ય કરવા તૈયાર થઈ ગયા કોઈ મંડપ બાંધવા લાગ્યા ત્યારે કેટલા એક ભાઈઓ રસ્તાઓ સ્વચ્છ કરવા લાગ્યા વિગેરે કામમાં એટલા બધા તલ્લીન થઈ ગયા કે જેને જોઈને બીજાઓ મુગ્ધ કંઠે પ્રશંસા કરવા લાગ્યા અને વેદવિદ્ય વિદ્યવાન બ્રાહ્મણો શ્રી વાસ્તુ વિધીની તૈયારી કરવા લાગ્યા. દિવસ સમગ્ર ભારે કામમાં રોકાયા છતાં પણ રાત્રીની સભામાં નિયત સમયે જ્ઞાતિ બંધુઓ બહુજ સારી સંખ્યામાં હાજર થયા હતા.

સભાની શરૂઆતમાં પ્રભુ પ્રાર્થના કર્યા બાદ **ભાઈ રામજી ધનજીએ** ઉભા થઈને જણાવ્યું કે :-

પુજ્ય ભાઈઓ અને બહેનો આજની સભામાં આપ સર્વે સારી સંખ્યામાં પધાર્યા છો તે જોઈ હું ઘણો જ ખુશી થઈ આપ સર્વેનો આભાર માનું છું અને ઈચ્છું છું કે, સનાતન ધર્મ અને જ્ઞાતિ પ્રત્યેનો પ્રેમ આ ગામમાં આપ ભાઈઓમાં છે તેવો પ્રેમ આપણી જ્ઞાતિના દરેક ભાઈઓમાં થાઓ એવી મારી આંતરીક શુભેચ્છા છે. આજની સભાના પ્રમુખ તરીકે આપણી જ્ઞાતિના સુધારક તેમજ ઉત્સાહી ભાઈશ્રી **કાનજી અબજી નાથાણીની** દરખાસ્ત મુકુ છું. આશા છે કે આપ સર્વે ભાઈઓ સહમત થાશો.

તેને **ભાઈ શ્રી નથુ નાનજીએ** અનુમોદન આપવાથી તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખશ્રીએ પોતાનું આસન લીધા બાદ સભાને ઉદ્દેશી જણાવ્યુ કેઃ-

પ્રિય જ્ઞાતિ બંધુઓ અને પુજ્ય માતાઓ આજની સભામાં મ્હારાથી વિશેષ વિદ્યવાન ભાઈઓની હાજરી હોવા છતાં જે માન આપે મને આપ્યું છે તેથી હું આપ સર્વેનો ઉપકાર માનું છું. અને મારું લેખિત ભાષણ રજુ કરું છું તે **ભાઈશ્રી રામજી ધનજી નાકરાણી કોટડાવાળા** વાંચી સંભળાવશે.

**વ્હાલા ગંગાસ્વરૂપ જ્ઞાતિ ભાઈઓ, વડીલો,, પૂજ્ય માતાઓ અને બહેનો !**

આપણા પૂર્વજોએ પાંચસો વરસોથી પીરાણા પંથ સ્વીકાર્યા છતાં પણ આપણા રીવાજો હિન્દુ સનાતન ધર્મને લગતા કાયમ રહ્યા હતા. પરંતુ સંવત ૧૮૩૨ { Year :1975-76} ની સાલમાં કાકા પ્રાગજી તથા સૈયદ વલીમીયાંએ આપણા ગોર અને ભાટને રજા અપાવી અને તે દિવસથી લગ્નમાં ચોરી અને મરણ સમયે અગ્નિ સંસ્કાર વિગેરે બંધ કરાવ્યા. તે સંબંધી તે સમયે જે ઠરાવ થયેલો તે આપણા જુના ચોપડાના આધારથી આપણે

જાણી શકીએ છીએ એ હીન્દુ ધર્મ વિરુધ્ધી ઠરાવ બિલકુલ અયોગ્ય છે જાહેર કરવા માનકુવાના પટેલ જીવરાજ વસ્તાએ લગભગ પાંત્રીસ આગેવાન ગઢેરાઓની સહીઓથી ઈ.સ.૧૯૨૬ માં છપાવી. એ નીંદ્ય ઠરાવ રદ થયેલો જાહેર કરેલો છે જે આપ સર્વે ભાઈઓ જાણતા હશો.

આજે એ જ નખત્રાણા ગામમાં એ કલંક ટાળવાનું ભાગ્ય આપણને પ્રાપ્ત થયું છે જે આપણે સર્વે ભાઈઓ એકત્ર થઈ સલાહ અને સંપથી ભગવાનની પ્રતિષ્ઠા કરવા નીમીત ભેગા થયા છીએ એ વધારે ખુશી થવા જેવું છે. કારણ કે અત્રેના આપણા જ્ઞાતિ બંધુઓ જે જુના વિચારના છે તેમણે જરાપણ વિરોધ કર્યા વિના સ્થાવર જંગમ તેમજ જે કંઈ ધર્માદા મિલ્કત છે તેની અંદર સમાન ભાગ આપી ભાઈઓ તરીકે ઉત્તમ દષ્ટાંત આપ્યું છે એટલું જ નહી પણ આ પવિત્ર મંદિરના દરેક કાર્યમાં સાથ અને સહાયતા આપી ધર્મ પ્રત્યે સારો સદ્ભાવ બતાવી આપણી જ્ઞાતિને ઉત્તમ બોધપાઠ આપ્યો છે કે ધર્માદા મિલ્કત અમુક વ્યક્તિની માલિકીની નથી. પણ તેની અંદર ધર્માદા તરીકે અથવા કોઈપણ પ્રકારે એક યા બીજી રીતે કંઈપણ નાની અથવા મોટી રકમ આપેલી હોય અથવા આપતા હોય તે સર્વે ભાઈઓનો સમાન હક્ક છે. એવું આપણા ભાઈઓએ બતાવી આપ્યું છે.

વધુમાં પોતાના કિંમતી સમયનો ભોગ આપી મુંબઈથી પધારેલા **ભાઈ રાજારામ શામજી માનકુવાવાળા** તથા **ભાઈશ્રી રતનશી ખીમજીનો** આપણા ગામની વતીથી આભાર માનું છું કે તે ભાઈઓ જ્ઞાતી અને ધર્મ પ્રત્યે અપાર ઉત્સાહ ધરાવી આ પવિત્ર પ્રતિષ્ઠાના કાર્યમાં જાતિભોગ અને બુદ્ધિબળથી સાથ આપી જ્ઞાતિ ઉન્નતિના વિચારોનો અલભ્ય લાભ આપી રહ્યા છે.

હું **મુરબ્બી શ્રી રાજારામભાઈને** પોતાના વિચારો સભા સમક્ષ રજુ કરવા પ્રાર્થના કરું છું. આશા છે કે તેઓશ્રી પોતાના અનુભવો અને વિચારો પ્રગટ કરી અનુપમ લાભ આપશે. ત્યારબાદ ભાઈ રાજારામભાઈએ ઉભા થઈ જણાવ્યું કે :-

**મહેરબાન પ્રમુખ સાહેબ, વ્હાલા ગંગાસ્વરૂપ જ્ઞાતિભાઈઓ, પુજ્ય માતાઓ અને બહેનો !**

આપ સર્વે ગઈ કાલની સભા કરતાં આજે સારી જેવી સંખ્યામાં પધાર્યા છો તે જોઈ મને ઘણો જ આનંદ થાય છે. આવી શુભ ભાવના આપણામાં દિનપ્રતીદિન વિશેષ થાઓ એમ હું ઈચ્છું છું. પ્રમુખ સાહેબના આદેશને માન આપી આ પ્રસંગ નીમિત્તે મારી હૃદયની ભાવના વ્યક્ત કરવી એ મારી ફરજ સમજી બે શબ્દો બોલું છું તેમાં અવિનય ક્ષમા કરશો.

કહેતાં હર્ષ થાય છે કે અહીંના ભાઈઓએ આ ધર્મકાર્યોમાં સાથ આપી ધર્માદા મિલ્કતમાં જે સમાન હક્ક આપવાની સૌજન્ય નિતી અખત્યાર કરી છે તેવું માનવંતા પ્રમુખ સાહેબના ભાષણમાંથી સાંભળી હું અત્યાનંદથી એ ભાઈઓને ધન્યવાદ આપું છું અને સાથે બીજા ગામના ભાઈઓ નખત્રાણાની પરિસ્થિતિનું અનુકરણ કરી સુધારક ભાઈઓને સાથ આપી ભાઈ ભાઈ તરીકેની ફરજ બજાવતા રહેશે એવી પ્રાર્થના કરૂં છું. કારણ કે ધર્માદા મિલ્કત એક ભાગની નહીં પણ સમાન ભાગની છે એમ માનવું એ આપણી પ્રમાણીકતા અથવા મનુષ્ય તરીકેની મહત્તા છે. કોઈને ગેરઈન્સાફ આપવો અથવા બીજાના હક્કનો અધિકાર ભોગવવો એ ઈચ્છવા યોગ્ય નથી. સુધારક ભાઈઓ પણ આપણી જ જ્ઞાતિના છે અને જે કંઈ પણ કરી રહેલા છે તે માત્ર આપણા પરમ પવિત્ર હિન્દુ

સનાતન ધર્મમય ભાવથી આપણી જ્ઞાતિને પીરાણા પંથના પ્રપંચમાંથી બચાવી જ્ઞાતિના ગૌરવને વધારવા સારૂ પરીશ્રમ કરી રહેલા છે તો પછી તેનો વિરોધ કરવો એ આપણી કેટલી ભુલ કહેવાય ?

નખત્રાણાના મંદિર સંબંધી સામગ્રી અને સાધનોની ખરીદી કરવા આપના પ્રતિનીધી તરીકે **ભાઈશ્રી રામજી જેઠા સેંગાણી અને ભાઈ હરજી પુંજા નાથાણી મુંબઈ-ઘાટકોપર** પધાર્યા હતા, ત્યાં તે ભાઈઓએ ઘાટકોપરમાં આપણા જ્ઞાતિભાઈઓ સર્વેને એકત્ર કરી નખત્રાણાની વિગતવાર પરિસ્થિતિથી વાકેફ કર્યા અને વધારામાં અત્રેના ઘાટકોપરના આગેવાનોમાંથી ચાર પાંચ ભાઈઓ પ્રતિષ્ઠા પ્રસંગથી પહેલાં સાત-આઠ દિવસ અગાઉ આવે એવી ઈચ્છા પ્રદર્શીત કરી. કારણ કે તમારા આવવાથી કેટલાક કામો કરવાની અમને સુગમતા થશે. તેમજ વ્યવસ્થિત પધ્ધતિનો અનુભવ આપના આવવાથી અમને મળી શકશે અને કેટલીક શંકાઓ તેમજ મનફેરનું નિવારણ પણ થઈ શકશે વિગેરે સુચનાઓ કરવાથી અમો એ પ્રસંગ ઉપર આઠ દિવસ વહેલા આવશું એવી ખાત્રી આપી હતી અને તે અનુસાર એ હાજર થઈ જ્ઞાતીની જે કંઈ બની શકે તે સેવા કરવાને તૈયાર થયા છીએ જેથી અમો અમારા અહો ભાગ્ય માનીએ છીએ. મંડપ તૈયાર કરવાનું કામ મને સુપરદ કરવામાં આવ્યું છે તે લગભગ આવતીકાલે પુર્ણ થઈ રહેશે અને મારા ધારવા મુજબ આવતી કાલની સભા આપણે મંડપમાં ભરી શકીશું. તે સિવાય રસ્તાઓ શણગારવાનું તથા પ્રવેશદ્વારો તૈયાર કરવાનું આવતીકાલથી આરંભ થઈ જશે. તેના માટે આપણી જ્ઞાતિના યુવકોને આ કામમાં સામેલ થવા સારૂં **સ્વયંસેવક** એટલે **વોલન્ટીયર** બની જ્ઞાતી સેવામાં ભાગ લેવાની ભલામણ કરું છું. સ્વયંસેવક એટલે મરજીથી સેવા કરવાને તૈયાર થયેલો ઉત્સાહી યુવક. ફરજના ચિન્હ ધારણ કરી વ્યવસ્થિત કાર્યોમાં ભાગ લેવાથી સુગમતા અને સરળતાથી સાથ આપવા પોતાના નામો નોંધાવશે એવી આશા રાખું છું અને વોલીન્ટીઅરની ફરજ સંબંધી રતનસીભાઈ પોતાના વિચારોથી સમજાવશે એવી પ્રાર્થના કરું છું. મારું બોલવું પુરું કરી સર્વ સભાનો ઉપકાર માની મારા સ્થાનકે બેસી જવાની રજા લઉં છું.

ત્યારબાદ **ભાઈશ્રી રતનશી ખીમજી** ઉભા થઈ કહેવા લાગ્યા કે માન્યવર સભાપતિ સાહેબ તથા વ્હાલા ગંગાસ્વરૂપ જ્ઞાતિ બંધુઓ, પૂજ્ય માતાઓ તથા બહેનો !

મને **મુરબ્બી શ્રી રાજારામ ભાઈએ** સ્વયંસેવકની ફરજ બાબતનું કહ્યું છે તેમાં કહેવાનું એ છે કે સ્વયંસેવકે જરાપણ બદલાની આશા રાખ્યા વિના જ્ઞાતિ ઉપયોગી કાર્યોમાં ભાગ લઈ શાંતિ ધીરજ તેમજ સહનશીલતાથી વ્યવસ્થિત પદ્ધતિથી સેવા કરી દરેક કામગીરીમાં તનમનથી કામ કરવું જોઈએ. કારણ કે આવો અલભ્ય અવસર ઈશ્વરે આપણને આપ્યો છે તેનો સદ્‌ઉપયોગ કરવો એ આપણી ફરજ છે.

સ્વયંસેવક તરીકે આપણે કામ કરવા માગતા હોઈએ તો જ્યાં સુધી સમારંભ ચાલે ત્યાં સુધી તમારા અંગત ગમે તેવા કામો હોય તોપણ દરકાર નહી કરવાની તમારી ફરજ છે. **વોલન્ટીઅરના ચીન્હ તરીકે ચાંદ અને પટા** ધારણ કરી સભાની વ્યવસ્થામાં પુરતો કાબુ શાંતિથી જાળવવો જોઈએ. તેમ સમારંભની કોઈપણ સામગ્રી ગેરવલ્લે ન થાય એ જોવાની પણ તમારી ફરજ છે. તેમજ આવનાર આપણા જ્ઞાતિ ભાઈઓને અંગત તકલીફ ન થાય એ

તરફ પણ ખાસ ધ્યાન આપવું. એ બધા કાર્યોની દોરવણી કરનાર તરીકે તમારામાંથી જ કેપ્ટનની ચુંટણી કરવામાં આવશે. અને નીયુક્ત કરેલા કેપ્ટનની આજ્ઞાનુકુળ દરેક વોલન્ટીઅરે વર્તવાનું છે એટલું જાણ્યા પછી જે ભાઈઓની ઈચ્છા થતી હોય તેમણે પોતાના વોલન્ટીઅર તરીકે નામો નોંધાવવાં. આ સુચનાથી હાજર રહેલા ભાઈઓએ પોતાના નામો સ્વયંસેવક તરીકે ઉત્સાહથી લખાવ્યાં હતા. બાદ સભા વિસર્જન કરવામાં આવી હતી.

## સંવત ૧૯૯૩ ના માસ વૈશાખ સુદી ૬ ને રવિવાર{VSAK:16-May-1937} ની કાર્યવાહી

ભગવાન શ્રી સૂર્યનારાયણના ઉદયથી જ્ઞાતિબંધુઓ તથા સ્વયંસેવકો મંદિરના ચોગાનમાં મંડપારોપણની ચાલતી તૈયારીમાં આનંદથી ભાગ લેવા આવવા લાગ્યા. **સ્વયંસેવકના શરીર ઉપર ફરજના ચિન્હ તરીકે પટા અને ચાંદ** ધારણ કરવામાં આવ્યાં અને તેઓમાંથી યોગ્ય બંધુઓની કેપ્ટન તરીકેની ચુંટણી કરવામાં આવી. તેમાંની સંખ્યા વોલન્ટીઅરોની ૪૬ અને ૪ કેપ્ટન પોતાની ફરજ બજાવવાને તૈયાર થયા. ઘણું ખુશી થવા જેવું છે કે **મોટી વીરાણીથી ભાઈ શ્રી સવગણ લાલજી નાકરાણીની સરદારી નીચે દશ વોલન્ટીઅર ભાઈઓની એક ટુકડી જ્ઞાતિ સેવામાં ભાગ લેવા આવી હતી**, તેઓને મંડપના ઉત્તર તરફના દ્વાર પાસે વ્યવસ્થા જાળવવાનું કામ સોંપાયું હતું જે કાર્યનો તે ભાઈઓએ હર્ષથી સ્વીકાર કર્યો હતો.

સાંજની મોટરમાં મુંબઈ-**ઘાટકોપરથી શ્રીયુત મેગજીભાઈ લખમશી, તથા શ્રીયુત કરસનભાઈ ઉકેડા દેશલપરવાળા (ઘાટકોપર યુવક મંડળના પ્રમુખ) તથા ભાઈશ્રી શીવજી મેઘજી ખેતાણી વીરાણીવાળા તથા રામજીભાઈ કાનજીભાઈ પોકાર મઉવાળા તથા ભાઈ દેવજી મુળજી દેશલપરવાળા આવી પહોંચ્યા હતા. તેમને માન સહીત મંદિરમાં તેડી લાવ્યા હતા.**

રાત્રીના નિયત સમયે મંદિરના ચોગાનમાં વિશાળ મંડપ તૈયાર કરવામાં આવ્યો હતો તેમાં સભાની શરૂઆત પ્રભુ પ્રાર્થનાથી કરવામાં આવી હતી. આજની સભામાં ભાઈઓ અને બહેનો બહુજ મોટી સંખ્યામાં આવવાથી સભાસ્થાન ભરપુર થઈ ગયો હતો. વોલન્ટીઅરો સભાના નિયમાનુસાર પોતાની ફરજ બજાવી રહ્યા હતા.

ભાઈશ્રી **હરજી પુંજા નાથાણીની દરખાસ્તથી તથા ભાઈ શ્રી ભાણજી જેઠાના અનુમોદનથી પ્રમુખસ્થાને શ્રીયુત ભાઈશ્રી વાલજીભાઈ સવદાસ ડોશાણી બીરાજ્યા હતા.**

પ્રમુખશ્રીનું લેખિત ભાષણ વાંચવામાં આવ્યું હતું જે નીચે પ્રમાણે છે :-

**વ્હાલા જ્ઞાતિ ભાઈઓ, પુજ્ય માતાઓ અને બહેનો તથા પધારેલા અન્ય સદ્‌ગૃહસ્થો.**

આજથી પહેલાં બે સભાઓ ભરાયેલી અને આ ત્રીજી સભામાં પ્રમુખ તરીકેની જવાબદારી મને સોંપી છે તે બદલ આપ સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. દરેક સભાઓમાં તેમજ આપની ચાલુ કામગીરીમાં ભાગ લેનાર મુંબઈથી પધારેલા **ભાઈશ્રી રાજારામ શામજી તથા ભાઈશ્રી રતનશી ખીમજીએ વિવેચન** કરી આપણને સમજાવવાનો પરીશ્રમ લીધો છે અને તન-મન-ધનથી જ્ઞાતિ સેવા કરી રહેલા છે જેથી તેમને ધન્યવાદ આપવો ઘટે છે. એ પ્રમાણે સેવા કરવાને પ્રત્યેક ભાઈઓ આગળ આવે અને જેમ આપણા ગામમાં મંદિર થયું છે તેવા મંદિરો

કચ્છમાં આપણી જ્ઞાતી તરફથી થાય એવી હું પ્રભુને પ્રાર્થના કરું છું. પણ એ બધું ક્યારે થાશે કે આપણામાં સંપ તેમજ સંગઠન હશે તો. સંપના વાસ્તે **ભાઈશ્રી રતનશીએ** શુધ્ધી કરાવી છે છતાં પણ સમયને અનુસરી સંપ તેમજ સ્નેહ જળવાઈ રહે અને જ્ઞાતી ભેગા રહી સુધારા થઈ શકે એ માન્યતાઓ જ્ઞાતિ સાથે જમવા વિગેરેનો વહેવાર ચાલુ કર્યો છે તે પ્રશંસનીય છે. કારણ કે પતીત પાવની **પવિત્ર ગંગાસ્વરૂપ જ્ઞાતિ** સાથે રહી જે સુધારા આપણે કરી શકીશું તે બીજી રીતે નહી થઈ શકે. કારણ કે જેનું જમવાનું જુદુ તેના મન જુદા અને જેમના મન જુદા તેના વિચારો જુદા, જેના વિચારો જુદા તેના વર્તન જુદા એ રીતે જેના મન વિચાર અને વર્તન જુદા છે તે જ્ઞાતિ સાથે શું સંબંધ ધરાવી શકે. સહવાસ કર્યા વિના અથવા સાથે રહ્યા વિના જ્ઞાતિ ઉન્નતિની આશા રાખવી એ વ્યર્થ છે તેમ ચોક્કસ માનજો કે જે પદ્ધતિથી આપણે કામ કરી રહ્યા છીએ એજ રીતે જો આપણે સલાહ અને સંપથી વડીલોની મર્યાદા જાળવી અંગત વેર ઝેર કે કોઈની લાગણી દુભાવ્યા વિના વિવેક અને વિનયથી જ્ઞાતિ સુધારક એટલે સેવક થઈ કામ કરશું ત્યારે જ આપણી પુજ્ય જ્ઞાતિ **પીરાણા પંથના પ્રપંચમાંથી મુક્ત** થઈ **શુદ્ધ હીન્દુ સનાતન ધર્મના વિચારોને** અંગીકાર કરશે એવી મારી માન્યતા છે જેથી મારા દરેક ભાઈઓને ભલામણ કરું છું કે પ્રિય જ્ઞાતિ ભાઈઓ સાથે ખાવા પીવાનો વહેવાર ચાલુ રાખી આપણામાં જે ભુલ હોય તેને શાંતિ અને સહનશીલતાથી જ્ઞાતિના નમ્ર સેવક બની સુધારવાની કોશીષ કરશું તો તેમાં જ આપણું અને જ્ઞાતિનું હીત સમાયેલું છે. ધાર્મિક વિચારોનું પરીવર્તન કરાવવાની જે ભાઈને જરૂર જણાતી હોય તે ભાઈએ હું જ્ઞાતિનો શીરતાજ એટલે મ્હોટો સત્તાવાન વિગેરે અહંકારી ભાવના ભુલીને હું જ્ઞાતિનો દાસ અથવા સેવક અથવા નમ્ર સુધારક છું. જ્ઞાતિ મારી અને હું જ્ઞાતિનો છું એમ સમજી જો આપણે કામ કરશું તો ભવિષ્યમાં આપણી જ્ઞાતિને લાગેલુ કલંક જરૂર ભુંસાવી શકીશું, વિશેષમાં આપણા મુંબઈથી પધારેલા ભાઈઓ કિંમતી વિચારોના લાભ આપશે એવી આશા રાખી મારુ બોલવું પુરું કરી બેસી જવાની રજા લઉં છું.

**ત્યારબાદ મુરબ્બી શ્રી રાજારામભાઈ શામજી ઉભા થઈ કહેવા લાગ્યા કે મહેરબાન પ્રમુખ સાહેબ પુજ્ય જ્ઞાતિ બંધુઓ, તથા પધારેલા સદ્‌ગૃહસ્થો પુજ્ય માતાઓ અને બહેનો !**

ભવિષ્યમાં ઉજળું ભાવી બનાવવામાં આ પવિત્ર અને જ્ઞાતિ ઉપયોગી કાર્યમાં આપ ભાઈઓ અને બહેનો સાથ આપી પ્રેમથી સહમત થઈ જે સહકાર બતાવી રહ્યા છો એ જોઈ હું અનહદ ખુશી થાઉં છું અને ઈચ્છું છું કે આવા સદ્‌ભાવ જ્ઞાતિ અને ધર્મ પ્રત્યે આપણો અવીચળ રહો એવી મ્હારી શુભેચ્છા છે.

**ભાઈઓ !**

આપણી કચ્છની જ્ઞાતિમાં આથી પહેલાં મંદિર આથમણાં પાંચાડાના આપણા ભાઈઓએ ભગવાન **શ્રી સત્યનારાયણના બંધાવ્યા** છે. તે પછી વિરાણી મોટીમાં ભગવાન **શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર થયું** છે અને ત્યારબાદ આપણું આ મંદિર આજે તૈયાર થયેલું છે. જેમ માણસ માણસના વિચારો જુદા હોય તેમ ભગવાનના વિચારો પણ જુદા થતા હશે કે કેમ ? તે મારાથી સમજી શકાતું નથી, કારણ કે **શ્રી સત્યનારાયણ ભગવાનને માનનારાઓ** જ્ઞાતિનો તીરસ્કાર કરી ઉંચ હોવાની અભીલાષા રાખી જ્ઞાતિ સાથે ખાવા-પીવામાં શરમાય છે. ત્યારે **ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનને માનનારાઓએ તો પ્રતિષ્ઠા સમયે ત્રણે પાંચાડાના ભાઈઓને એકત્ર કરી ખાવા**

**પીવાનું સાથે રાખી એક થવાનો સદ્‌બોધ ગ્રહણ કર્યો છે** તેમાં ખુશી થવાનું તો એ છે કે જે ઐતિહાસીક ભુમી હિન્દુ ધર્મના વિચારો કેટલેક અંશે લઈ લીધા હતા. ગોર અને ભાટને રજા અપાવી આપણે કોણ છીએ એ વાતને વિસરાવી દીધી હતી તેજ ભુમી ભગવાનની કૃપાથી શુદ્ધ હિન્દુ છીએ એ સિદ્ધ કરી બતાવ્યું છે. તે પ્રસંગે આવેલા ભાઈઓ ધર્મ અને વિચારોથી જુદા હોવા છતાં પણ જ્ઞાતીએ અધમ-ઉદ્ધારણ પતીત પાવની પવિત્ર ગંગા છે અને તેમાં સ્નાન કરવાથી **કાહીકવાચીક અને માનસીક પાપો ભસ્મ થતાં આત્મા પવિત્ર થાય છે.** એવો ધન્ય દિવસ અને ધન્ય સમય લાવી આપનાર નખત્રાણાની ભુમીનો અમર ઈતિહાસ સુર્વણા અક્ષરે લખાશે એ વિચારતા મારુ હૃદય હર્ષથી ઉભરાય છે.

હું માનું છું કે જ્ઞાતિ સાથે એકત્ર રહી જ્ઞાતિનું ગૌરવ સાચવી સરળતા અને શુદ્ધતાથી ધાર્મિક તેમજ સામાજીક વિચારોમાં પરીવર્તન કરીશું ત્યારે જ ઉન્નતિના શિખરે પહોંચી શકીશું. જેટલા આપણે ખાવા પીવામાં નિકટ રહીશું તેટલા એક બીજાના વિચારોમાં પરિવર્તન કરવા સારું અનુકૂળતા પ્રાપ્ત કરી શકીશું. પરંતુ કહેતાં ખેદ થાય છે કે સુધારામાં આગેવાન ગણાતા ભાઈ શ્રી નારાયણજી રામજી અને તેમના સાથીદારો આવા જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં ભાગ નહિ લેવાનું સંભળાય છે. તેમના એવા વિચારો સુધારકોના ધ્યેયથી વિરૂદ્ધ હોય એમ મારું માનવું છે.

ગુજરાત કેશરાપુરા (બોરડી ટીંબા) માં પણ આપણા જ્ઞાતિ ભાઈઓએ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર બંધાવી પ્રતિષ્ઠા કરાવી હતી. તે પ્રસંગેનો લાભ લેવાનો મોકો મને મળ્યો હતો. ગુજરાતમાં આપણા ભાઈઓ ગયેલ છે તેઓમાંથી પહેલ વહેલું બોરડી ટીંબામાં જ મંદિર બંધાવ્યું. ત્યારબાદ કોઈપણ ગામમાં મંદિર નથી થયા. મારા જાણવામાં આવ્યું છે કે મગનપુરા કંપામાં મંદિર બધાણું છે અને તેઓ ત્યાં પ્રતિષ્ઠા પણ કરાવવાના છે અને માધવ કંપામાં જ્યાં પીરાણા પંથને અનુસરતી ધર્મની જગ્યા કે જેને 'ખાના' કહેવાય છે તે જ હોલમાં ભગવાનની મૂર્તિની સ્થાપના કરાવેલી છે તે પ્રશંસનીય છે.

આવા શુભ અવસરે તો બનતા સુધી સુધારકોએ તો જરૂરથી આવવું જ જોઈએ કહેવાનો આશય એ છે કે ખાવા પીવા વિગેરેના કારણથી આપણી જ્ઞાતિમાં એક ભયંકર દિવાલ ઉભી કરી જ્ઞાતિ સુધારાના ધર્મના કાર્યમાં સાથ ન આપવો એ સુધારો ન કહેવાય તેથી તો જ્ઞાતિમાં વિરોધ વધે છે. હાલના સંજોગો જોતાં ખાવાપીવાના સવાલ ને વેગળો મુકી સંપથી સંગઠન કરી રચનાત્મક કાર્યક્રમ ઘડી સુધારાના કામમાં યાહોમ ઝંપલાવવું જોઈએ.

**અસ્તુઃ-**

હવે અત્રે પધારેલા જ્ઞાતિબંધુઓને પ્રાર્થના કરૂં છું કે આપણે મંદિર બંધાવી પ્રતિષ્ઠા કરી ભગવાનના દર્શન કરી ક્રત્ કૃત્ય થયા એમ માની હવે આપણને બીજુ કરવાનું કંઈ નથી એમ કોઈ સમજશો નહિ. મુર્તીને પધરાવ્યા પછી તેમાં ભાવ અને ભક્તિ વધારવા સારૂ તેમજ આપણા આચાર અને વિચારો શુદ્ધ કરવા સારૂ આપણા હીન્દુ ધર્મના રહસ્યો સમજવા સારૂ સારા સુપાત્ર અને **વિદ્યવાન બ્રાહ્મણ** અથવા **નીષ્પ્રહી મહાત્મા** કે જે આપણા અંતઃકરણના આવરણોને મટાવી શકે અને સદ્‌જ્ઞાન વધારી આપણી ફરજો આપણને સમજાવી શકે. કારણ કે **"ગુરૂ બીન મળે ન જ્ઞાન"** એ કહેવત પ્રમાણે આપણને સારા સદ્‌ગુરૂને શોધવા પડશે અને પ્રભુ કૃપાએ પ્રાપ્ત પણ થઈ શકશે. તે દરમ્યાન દેવદર્શન અને ધ્યાનથી આપણા અંતરાત્મા શુદ્ધ રાખી જ્ઞાતિ ઉન્નતિના વિચારોના વધુ વિકાસ

કરશો એવી મારી પ્રાર્થના છે ચાલુ કાર્યક્રમ તરીકે **કેશરાપુરા (બોરડી ટીંબા)** માં પ્રતિષ્ઠા સમયે ત્યાંના ભાઈઓએ કહ્યું હતું કે અમે પીરાણાના થોથાં તો મુક્યાં પણ પરમાત્માની ભક્તી, પ્રાર્થના પુજન સ્તુતિ વિગેરે કેવી રીતે કરી તેમના યશોગાન ગાવા તે અમારે સમજવું જોઈએ. તે સમયે રતનશીભાઈએ તેમને બહુજ સારી રીતે સમજાવ્યું હતું અને અહીંયા પણ એ વિષય હાથમાં લઈ આપણ બધાને સમજાવશે એવી આશા રાખી હું મારા સ્થાનકે બેસી જવાની રજા લઉં છું.

**ત્યારબાદ પ્રમુખ સાહેબની આજ્ઞાથી ભાઈ શ્રી માવજી પુંજા જબુવાણી ઉભા થઈ સભાને ઉદ્દેશી જણાવ્યું કે :-**

**મહેરબાન પ્રમુખ સાહેબ જ્ઞાતિ બંધુઓ, માતાઓ અને બહેનો** ભાઈ શ્રી **રાજારામ શામજીએ** ધાર્મિક કર્મ કેમ કરવું તે સંબંધે જે પ્રણાલીકા બતાવી છે તે પ્રમાણે વર્તવાથી બાળકો, યુવકો, માતાઓ અને બહેનો તેમજ પુજ્ય વડીલો વિગેરે સારી રીતે લાભ લઈ શકશે. **રામાયણ મહાભારતાદી ગ્રંથોના** પ્રવચનથી આપણા વિચારો ઉપર બહુજ સારી અસર થાશે. આપણે ધર્મના નામે જે પૈસા કુપાત્રે દાન આપતા હતા તેને બદલે આવા સુમાર્ગે અને સુપાત્રે દાન કરવાથી આપણે જ્ઞાતિનો ઉધ્ધાર કરી શકીશું. દુધ અને દહીંમાં બેઉ ઠેકાણે પગ રાખવાથી લપસી જવાય છે અને ધાર્યા ઠેકાણે પહોંચી શકાતું નથી જેથી આપણે હિન્દુ છીએ અને હિન્દુઓને છાજતા મંદિરો બંધાવીએ અને સનાતન ધર્મના શાસ્ત્રોના કહેવા પ્રમાણે ચાલીએ એ આપણી ફરજ છે. આ મંદિર તો થયું પણ નખત્રાણાના જુના વાસમાં જે આપણી જ્ઞાતિના જુના સ્થાનો છે તે દેવ મંદિરના રૂપે ફેરવાઈ નિજ મંદિરની સ્થાપના થાય એવી આશા રાખી મારા સ્થાને બેસી જવાની રજા લઉં છું.

ત્યારબાદ **શ્રી રતનસી ખીમજી ઉભા થઈ જણાવ્યું કે :- માન્યવર સભાપતી, પુજ્ય ગંગાસ્વરૂપ જ્ઞાતિબંધુઓ, પુજ્ય માતાઓ અને બહેનો તેમજ પધારેલા સદ્ગૃહસ્થો :-**

પ્રમુખ સાહેબે પોતાના પ્રવચનમાં કહ્યું છે કે રતનશીભાઈએ જ્ઞાતિસેવા તન, મન અને ધનથી કરવા માટે વચન આપ્યું છે. એ વાત કાંઈ નવિનતા ભરેલી નથી. જ્ઞાતિસેવાનો સિદ્ધાંત અમારો પ્રથમથી જ છે અને તે પરમકૃપાળુ પરમાત્મા નિભાવી આપે. આ જન્મ તો શું પણ જન્મો જન્મ મારી પુજ્ય જ્ઞાતિની સેવા કરવાની સદ્બુદ્ધિ આપે એવી પ્રભુને પ્રાર્થના છે. પ્રિય જ્ઞાતિ બંધુઓ ! જ્ઞાતિની સેવા કરવી એ દરેક સમજુ અને બુદ્ધિવાન મનુષ્યોનો મુખ્ય કર્તવ્ય અથવા ફરજ છે. તેની અંદર એ સેવા કરનાર ભાઈની આપણે તો પ્રશંસા એટલે વખાણ કરીએ તેથી સેવા કરનારા ભાઈની સેવામાં હરકત અથવા અડચણ આવે. કારણ કે વખાણના મોહથી અભીમાન ઉત્પન્ન થતાં પોતાની પવિત્ર ફરજ બજાવવવા નિષ્ફળ થાય. માટે મારા ભાઈઓને પ્રાર્થના છે કે સેવા કરનાર જ્ઞાતિ ભાઈ પોતાની ફરજ બજાવે તેમાં અતિશયોક્તિ ભર્યા વખાણોની આવશ્યકતા ન હોય તો વધારે સારું.

પૂજ્ય બંધુઓ, સભાની અંદર પધારેલા કેટલાક ભાઈઓની ઈચ્છા મારા તરફથી ધાર્મિક ઉપદેશો સાંભળવાની છે એ જાણી હું ઘણો જ ખુશી થાઉં છું. પણ હું વિદ્યવાન કે શાસ્ત્રોનો પુરતો અભ્યાસી કે જાણકાર નથી. મારો અભ્યાસ ગુજરાતી માત્ર ત્રણ ચોપડીનો છે, આપણી જ્ઞાતિમાં વિદ્યાનો અભાવ એજ આપણી પડતીનું કારણ છે. પોતાનું નામ પણ માંડ વાંચી શકીએ એ પુરતી જ આપણામાં વિદ્વતા છે. તો પણ મારા અનુભવ તેમજ અલ્પ

બુદ્ધી અનુસાર જે કંઈ હું સમજી શકું છું તે સાદી ભાષામાં હું આપને ઠીક સમજાવી શકીશ.

પુજ્ય ભાઈઓ ! આપણી ઉન્નતિનો આધાર આપણી માતાઓના શિક્ષણમાં સમાયેલો છે. માતાઓ જેવું ધારશે તેવું પોતાના બાળકને બનાવી શકશે. માતાના સહવાસમાં રહેલો બાળક માતાને આધીન છે માતા બીકણના સંસ્કારો નાંખશે તો બાળક બીકણ થશે. માતાઓ મુર્ખતાના કાર્યો કરશે તો તે જોઈ બાળક પણ મુર્ખ થશે. માતા સમજુ અને બુદ્ધીવાન હશે અને બાળકમાં પણ તેવા સંસ્કારો નાખશે તો બાળક પણ તેવો બુદ્ધીવાન થાશે. કૌશલ્યાના પ્રતાપે શ્રીરામ વિશ્વવંદનીય ભગવાન થયા, યશોદાના કારણે શ્રી કૃષ્ણ ત્રીલોકીના નાથ થયા. અહો ! જુઓ તો ખરા શું પ્રતાપ છે માતાઓની શક્તિનો જેમ માતાઓ સાચુ શિક્ષણ અને સારા વિચારોથી બાળકોનું પોષણ કરે તો આજે પણ આપણામાં ભીમ અને અર્જુન જેવા ભડવીર યોદ્ધાઓ પણ જોઈ શકીએ ખરા.

પુજ્ય માતાઓ અને બહેનો ! તમો અમારા ભાગ્યની વિધાતાઓ છો સાચે સાચી શક્તિઓ અને દિવ્યતેજો મય જ્યોતિઓ છો તમો જો ધારશો તો નાત જાત અંગે સુધારકોને ઉચ્ચ શ્રેણીમાં લઈ શકશો પણ એ બધુ ક્યારે થાશે કે જ્યારે તમારામાં શિક્ષણ અને સતીત્વના સદ્‌ગુણો અને પતિ એ પરમેશ્વર છે એવી શુભ ભાવનાઓ તમારામાં આવશે ત્યારે, કારણ કે સતી સ્ત્રી પતિની અર્ધાંગના છે પતિના સુખદુઃખની સહચારિણી અર્ધા અંગની માલીક છે છતાં પણ કહેતા દુઃખ થાય છે કે પતિઓ પોતાના અર્ધા અંગને દાસ ચાકર કે નોકર માની સ્વાર્થ પૂરતો જ સ્નેહ ધરાવે છે. જ્યારે સ્ત્રીઓ પોતાના સ્વામીને પ્રભુ તુલ્ય નહિ સમજતાં પેટ ભરવા પુરતીજ જવાબદારી સમજે છે, અરસ-પરસ અજ્ઞાનતાના કારણથી જે ગૃહ અને ગૃહસંસાર અમૃત તેમજ સ્વર્ગમય હોવો જોઈએ તેના બદલે ઝેરથી પણ વિશેષ અપ્રીય કરતા લાગે છે. હું ઈચ્છુ છું કે આપણામાં પતિ પત્ની વિગેરેની ફરજ પુરેપુરી સમજી સંસાર ચલાવવાની આવશ્યકતા કોઈએ ભુલી જવી ન જોઈએ.

આપણી જ્ઞાતિની આવી પરિસ્થિતિ તેમજ આટલી અધોગતી કેમ થઈ તે બાબતનો વિચાર કરવા બેસુ છું ત્યારે મારા સમજવા પ્રમાણે આપણા હાથથી થતા અનાચારો તેમજ નિર્દોષ આત્માઓના નિશાસાઓ આપણી અવનતીનું કારણ છે એમ મારું માનવું છે વિચારો કે આપણામાં પુનર્લગ્નનો રિવાજ છે. જે બહેનના પતિના સ્વર્ગવાસ પછી પોતાની રાજીખુશીથી પુનર્લગ્ન કરે તેમાં કાંઈ હરકત નથી પણ પતિ-પત્ની આનંદમય જીવન વ્યતિત કરતાં હોય, માલમિલ્કત અને પુત્ર પુત્રાદીકો ઉપર સમાન ભાવ અને હક ધરાવતા હોય તેમ બંનેની ઘરમાં સરખે સરખી પ્રીતિ અને લાગણી હોય પરંતુ દૈવ યોગે પતિ જો સ્વર્ગસ્થ થાય તો ગઈ કાલની જે ઘરની માલિક અને હકદાર અથવા તો ભવિષ્યની વારસદાર બહેન એક ઘડીમા નીરાધાર અને લાચાર તેમજ એ ઘરથી રહીત થઈ દુઃખ દશામાં આવી પડે છે અરે એટલું નહી પરંતુ એની મરજી પુનર્લગ્ન કરવાની નહી હોવા છતાં તેનો ન્યાય પરાણે થઈ બેઠેલા ન્યાયધીશો કરે છે અને વડીલો ઉઠી પોતે જ પોતાના હાથે બળાત્કારે ઘરથી બહાર કાઢી નિરાધાર બનાવે છે. ભલે એને પોતાના વ્હાલા સંતાનો પ્રિય હોય, ગમે એટલી ઘર પ્રત્યે મોહ અને મમતા હોય ચાહે તેટલી શીતળ અને સંયમ જાળવવાની શક્તિ હોય તેમજ એક ઘડીભર પણ એ ઘરમાંથી બીજે જવાની ઈચ્છા ન હોય. સખ્ત મજુરી કરી પોતાના વ્હાલા બાળકોના પેટ ભરવા તેમજ ઘરની સેવા કરવા તૈયાર હોય તો પણ તેને પોતાના ઘરમાં રહેવાનો હક્ક મળતો નથી. જે ઘરમાં જેની માલિકી કબજો અને ભોગવટો છે તેમાંથી ત્રણ લુગડાં શરીર પર પહેરેલા હોય એવી દયાજનક સ્થિતિમાં રડતા હૃદયે અને કચવાતા અંતરે વરસોથી માની લીધેલ પોતાના ઘરમાંથી

બહાર નીકળવું પડે છે. બિચારી બાઈ પોતાના વ્હાલા સંતાનો સામુ જોવાનો પ્રયત્ન કરે અથવા વ્હાલથી પોતાના બાળકો મીઠડાં આપવાની કોશીષ કરે તો એ નીર્દયો પોતાના છોકરાઓને દુર કરી દિવાલની માફક આડા ઉભા રહે છે અને એ દુર્ભાગી બહેન પર એટલી પણ દયા ન લાવે એ કેટલી ક્રુરતા. લગભગ એવા પ્રકારનો દાખલો અમારા ગામ વિરાણીમાં બનેલો છે તે આપું છું.

એક દંપતીના જોડલાને બે દિકરા અને એક દિકરી એમ ત્રણ સંતાન હતાં તેમાં એક બાળક ચાર મહીનાનું હતું. પતિ ગુજરી ગયા બાદ મરનારના વડીલોએ વહુને ઘરથી બહાર કાઢીને કહ્યું કે અમારો દીકરો હયાત હતો ત્યાં સુધી તમારો ઘરમાં રહેવાનો હક્ક હતો. બીચારી બાઈ તો નિરાધાર સ્થિતિમાં આવી પડેલી તે શું બોલે ? બાઈએ પોતાના બાળકોના મ્હોડાં જોવા તેમજ મીઠ્ડાં દેવાની માંગણી કરી કહ્યું કે ભલે બધુંએ તમે તમારું ગણો પણ મારાં છોકરાંઓનું મ્હોડું જોવા અને મીઠડાં દેવા જેટલી દયા કરો. પરંતુ તેટલી ઉદારતા દર્શાવવાની દયા પણ તેઓએ ન બતાવી. ત્યારે મારા નાના બાળકને છેલ્લી વખતે ધવડાવવાનું આપો કે જેથી મારા ઉપર કુદરતે ઉભા કરેલ દુઃખના ડુંગર અને તમોએ દાખવેલી નિર્દયતાને ઘડીભર ભુલી શકું.

અહાહા ! કેટલું કરૂણ દ્રશ્ય ! અને એ પાષાણ હૃદયના માનવીનું કેટલી હદ સુધીનું દયાવિહુણું હૃદય ! એક કઠોર હૃદયને પણ કંપાવી દે એવા આ કલ્પાંતની પણ અસર તેઓને તે સમયે તો નજ થઈ અને નીરાશ હૃદયે પોતાના માવિત્રોને ઘરે ગઈ ત્યાં કેટલાક સમય રહ્યા પછી પુત્ર વીરહથી વ્યાકુળ થયેલી માતા ફરીથી એકવાર સાસરાના ઘરે આવી બાળકના ઘોડીયા(પારણા) પાસે ચોધાર અશ્રુઓ વરસાવતી બેસી રહી. દરમ્યાન ગામના સમજુ વર્ગમાંના ભાઈઓએ બાઈના સાસરા પક્ષના કુટુંબીઓને સમજાવવાથી એ બાઈને પોતાના ઘરમાં સ્થાન મળ્યું. ભાઈઓ ! આવી કરૂણ કહાણી આપણામાં બધે ઠેકાણે થતી હશે. એમ હું માનતો નથી પરંતુ એવા બનાવો બનવા ન પામે એવી દરેકે દરેક ભાઈઓએ કાળજી રાખવી જોઈએ કારણ કે **“તુલસી હાય ગરીબકી કબહુ ખાલી ન જાય, મુવા ઢોરકે ચામસે લોહા ભસ્મ હો જાય”** તે પ્રમાણે મુવેલા ઢોરના ચામડાથી લોઢું ગળી જાય છે તેવી રીતે આવી નીરાધાર બાઈઓના અંતરાત્માની ઉંડી હાયથી આપણા સર્વસ્વનો નાશ થઈ જાય છે.

ભાઈઓ ! વર્તમાન સમયમાં આપણી જ્ઞાતિમાં અનેક પ્રકારના સુધારા કરવાની જરૂર છે. જો દાખલારૂપે એક દરિદ્ર બ્રાહ્મણ પોતાનું દારીદ્ર દુર કરવા સારુ જંગલમાં એક દેવીના મંદિરમાં ધ્યાનસ્થ થઈ આરાધના કરવા લાગ્યો. તેમ કરતાં કેટલાંક દિવસે દેવીએ દર્શન આપી તેની શું ઈચ્છા છે તે માગવા કહ્યું. બ્રાહ્મણે પોતાની દરીદ્રતાનું વર્ણન કરી અખુટ અન્ન મળતું રહે એવી પ્રાર્થના કરી. દેવીએ તેને અનાજની એક પોટલી આપી. તેને ખભા ઉપર રાખી બ્રાહ્મણ પોતાના ઘર તરફ વિદાય થયો. જ્યારે પોતાના ઘરે આવ્યો ત્યારે ગોરાણી પતિ સન્માન કરવા સામા આવ્યાં અને પતિના ખભેથી ગોરાણીએ પોટલી ઉંચકી ઘરમાં રાખી. પાછા આવીને જુએ છે તો પતિના ખભા ઉપર અનાજની બીજી પોટલી દીઠી તે પણ ઉંચકી ઘરમાં રાખી એમ એક પછી એક અનાજની પોટલી પતીદેવના ખભા ઉપરથી ઉપાડતા જાય ત્યાં દેવીના વરદાનથી બીજી પોટલી બ્રાહ્મણના ખભા ઉપર થતી જાય. ભાઈઓ ! કહેવાનો તાત્પર્ય એ છે કે આપણી જ્ઞાતિમાં એક પછી એક બાબતના સુધારા કરતા જઈશું તેમ તેમ બીજા પણ કેટલાક સુધારાઓ કરવાની જરૂરત પડતી રહેશે. એથી આપણને કંટાળી જવાનું નથી. દરેક સુધારા ક્રમે

ક્રમે અમલમાં મુક્તા જઈશું અને જ્યાં સુધી હયાત છીએ ત્યાં સુધી પરમકૃપાળુ પરમાત્મા આપણને બુદ્ધિ અને શક્તિનો ઉપયોગ જ્ઞાતિ સેવા અર્થે કરાવે. એવી દરેક બંધુઓની ભાવના હોવી જોઈએ. આપણી પુજ્ય જ્ઞાતિમાં યોગ્ય સુધારા કરી શકીયે અને તેવા યોગ્ય સુધારા કરવામાં હું મારી પુજ્ય માતાઓ અને બહેનોને પ્રાર્થના કરૂં છુ કે માતાઓ ! તમો જગત જનની છો તમારી જ સહાયતાથી આ દુનીયાનો દેશનો અને જ્ઞાતિનો ઉધ્ધાર થઈ શકશે. આપણને ધાર્મિક તેમજ સામાજીક પરીવર્તનો એટલે ફેરફારો કરવાના છે તે તમારી સંમતીથી જ થઈ શકશે એ ચોક્કસ ખાત્રીપુર્વક માનજો. અહીંયા આપણે એકત્ર થઈ સર્વની સંમતીથી ઠરાવો ઘડી પાસ કરીએ તેવા ઠરાવોમાં તમો બહેનો રાજી ખુશીથી સાથ આપશો ત્યારે જ એ ઠરાવો સંપૂર્ણ રીતે પાળી શકાશે માટે મ્હારી પુજ્ય માતાઓ અને બહેનોને ખાસ નમ્રતાપૂર્વક અરજ કરું છું કે જે જે ઠરાવો સભામાં વંચાય તેમાં ફેરફાર કરવા જેવું જણાય તો ખુશીથી તેજ વખતે જણાવી દેશો તો તમારા કહેવા અનુસાર યોગ્ય ફેરફારો કરી શકીશું અને ઠરાવો પાસ થઈ ગયા બાદ અમલ કરવાની ફરજ આપણા સર્વની ઉપર રહેશે અને તે તમો બહેનો વર્તવાની કીંવા પાળવાની હીંમત દર્શાવશો તો પુરૂષ વર્ગ પણ ઘણી ખુશીથી તેમજ સરળતાપૂર્વક પાળી શકશે એવી મ્હારી દ્રઢ માન્યતા છે.

ભાઈઓ ! પીરાણા પંથ હિન્દુ ધર્મ હોવાનો દાવો કેટલાક ભાઈઓ ધરાવે છે પરંતુ તેવા ભાઈઓને એ **પીરાણા "સતપંથ" હિન્દુ ધર્મ નથી** એવું સૈયદોએ પણ જાહેર કરેલું છે અને વધુમાં પડકાર કરે છે કે **પીરાણા-સતપંથ હિન્દુ** ધર્મ છે એવું સાબિત કરી આપનાર ને **રૂપીયા પાંચ હજાર એક** આપવાની ચેલેન્જ કરી છે. તો પછી પીરાણા-"સતપંથ" હિન્દુ ધર્મ હોવાનો હઠ પકડી માનીએ તો આપણી કેટલી ભુલ કહેવાય ? આપણી કડવા પાટીદાર જેવી ઉચ્ચ જ્ઞાતિને એ પંથ જરા પણ શોભતો નથી. માત્ર સૈયદોની આજીવિકા પુરતો જ દશોંદ વિશોંદ જેવા જબર લાગા વસુલ કરવામાં જ એ પંથનો પ્રચાર છે. આપણે જો એવા દરેક પ્રકારના લાગા બંધ કરી પીરાણે હુંડી ન મોકલાવીએ તો તેમની ખબર પડે કે **અર્ધદગ્ધ ખીચડીઆ પંથનું** કેટલું ગૌરવ રહી શકે છે હાલમાં આપણા કચ્છમાંથી કેટલાંક ગામોમાંથી પીરાણે હુંડી નથી જતી તેમાં પણ કેટલો બધો ફેર પડી ગયો છે તે તમો બધા ભાઈઓ પણ જાણી શકતા હશો. કહેતાં ઘણું દુઃખ થાય છે કે આપણે લાખો કોરીઓ પીરાણે મોકલાવી અને ત્યાં તેનો દુરઉપયોગ થઈ ગયો તે આપ ભાઈઓથી અજાણ્યું નહીં જ હોય.

વિચારો કે આપણા ધર્માદાના નાણામાંથી આપણી જ્ઞાતિના ઉધ્ધાર માટે કંઈ પણ વાપરી શક્યા નહિ. કોઈપણ ગરીબ બંધુઓને મદદગાર થઈ શક્યા નહી તેમજ આપણા સંતાનો સારૂ **નિશાળો, દવાખાનાઓ**, તેમજ **ધર્મશાળાઓ** પણ કરી શક્યા નહિ. એટલુ નહી પણ નાનામાં નાની બાબત કે સખ્ત ગરમીમાં પાણીના પરબો બેસાડવા જેટલું પુણ્ય પણ કરી શક્યા નહિ. એ વિચારતાં રોમાંચ ખડા થાય છે, અંતર અફસોસથી અકળાય છે પણ થાય શું. ગઈ ગુજરી ભુલી જઈને ભુલ્યા ત્યાંથી ફરી ગણીને ભગવાનની મંદિરમાં પ્રતિષ્ઠા નિમિત્તે ભેગા થયા છીએ અને તેમાં **ધાર્મિક** તેમજ **સામાજીક** ફેરફારો કરી ધર્માદા નાણાનો સદ્ઉપયોગ કરવો કે જેથી આપણી જ્ઞાતિની દરેક પ્રકારે સગવડ સચવાય.

પીરાણા પંથથી આપણી જ્ઞાતિ ઉપર અસર થઈ છે તેનો એકજ દાખલો એવો છે કે આપણે હિન્દુ હોવા છતાં આપણા હિન્દુ દેવોની આરાધના તેમજ ઉપાસના કેવી રીતે કરવી. તે સદંતર ભુલી ગયા છીએ. જેથી મુરબ્બી **શ્રી**

**રાજારામભાઈએ ભગવાનની પ્રાર્થના પુજન** વિગેરે કેવી રીતે કરવા જોઈએ તે સંબંધે આપ ભાઈઓને સમજાવવા વિષે મને સુચના કરી છે. પરંતુ એ વિષય તો **વિદ્યવાન બ્રાહ્મણો** તેમજ **પંડીતોનો** છે તો પણ મને જે અનુભવ છે તે પ્રમાણે આપને કહીશ.

પીરાણા પંથના પ્રતાપે આપણે આપણા હિન્દુ દેવદેવીઓની પ્રાર્થના ઉપાસના કરતાં ભુલી ગયા છીએ. પણ સદ્‌ભાગ્યે કેટલાક સમયથી આપણા સુધારક ભાઈઓ પ્રાર્થના, વંદન નમસ્કારની વિધી વિગેરે કરી રહેલા છે અને જ્યોતીધામમાં પણ પલાંઠી (બેસીને પાલખી) વાળીને દર્શન કરી નમસ્કાર કરવાની પ્રથા પ્રચલીત છે. તે સિવાય **સંધ્યા, રામરક્ષાનો** પાઠ તેમજ ગીતાજીની ચોપડીઓ મુંબઈથી લઈ આવ્યા છીએ અને તે સર્વે પુસ્તકો કીંમત લીધા વગર મફત વહેંચી આપવામાં આવશે અને તેનો દરેક જીજ્ઞાસુ બંધુઓ સદ્‌ઉપયોગ કરશે અને તેમાંથી ભગવાનની સ્તુતિ પ્રાર્થના વિગેરે શીખીને કરી શકાશે. આપણે દ્વીજ (ઉત્તમ વર્ણ) છીએ જેથી ઉપવીત (જનોઈ) ધારણ કરવાનો અધીકાર છે. પણ આપણી જ્ઞાતિ ખેતી પ્રાધાન્ય વર્ગ હોવાથી ખેતીનો ધંધો અનીયમીત હોવાના કારણે જે ભાઈઓ સ્નાનાદિ નિત્ય નિયમ સંધ્યા આદિ કર્મ કરી શકે તેવા ભાઈઓએ વિધીપુર્વક જનોઈ ધારણ કરવી. પરંતુ જે ભાઈઓ ખાસ નિત્ય કર્મ ન કરી શકે તેવા ભાઈઓએ ઉપવીત (જનોઈ) ધારણ ન થઈ શકે તો હરકત નહિ. પરંતુ બની શકે તો દરરોજ મંદિરમાં સાયંકાળે જઈ “ ૐ નમો ભગવતે વાસુદેવાય નમઃ” એ મંત્રના જાપથી જેટલી માળાઓ બની શકે તેટલી કરવી જોઈએ અને હંમેશાં પ્રાતઃકાળમાં સ્નાન કર્યા પછી સુર્યની સામે ઉભા રહી સ્તુતિ કરવી જોઈએ કે હે દેવાધીદેવ ત્હારા કિરણથી સૃષ્ટીને જેમ પ્રકાશ આપે છે તેમ અમારા હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ આપ. તે સિવાય હંમેશાં મંદિરમાં આવી મર્યાદા પુરૂષોત્તમ શ્રી રામચંદ્રજીના ચરિત્રનું શ્રવણ કરી સારાંશ ગ્રહણ કરવો જોઈએ. શ્રી રામચંદ્રજીએ પિતાના વચનની ખાતર રાજતિલકનો ત્યાગ કરી વનમાં ગયા એ ભાવ આપણને વડીલોના માન તેમજ મર્યાદા રાખવાનું સૂચવે છે. લક્ષ્મણજીએ રાજવૈભવ વિલાસ છોડી જ્યેષ્ઠ ભ્રાતા સાથે વનમાં સીધાવી નૈષ્ટિક બ્રહ્મચર્ય પાળી સેવક તરીકે સાથે રહ્યા એ આપણને ભ્રાતૃભાવ બતાવે છે. ભરતજીએ પોતાને મળતી રાજગાદીનો લોભ છોડી એ રાજ્યના હકદાર શ્રીરામચંદ્રજીની પાદુકા કહેતાં પગે પહેરવાની ચાખડીને રાજ સીંહાસન ઉપર સ્થાપી પોતે જ્યાં સુધી શ્રીરામચંદ્રજી વનમાંથી પાછા ન આવે ત્યાં સુધી નંદિ ગ્રામમાં ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગ્યા એ ભાવ આપણને બીજાના હક્કનો અધિકાર ન ભોગવવાનો પ્રમાણીકપણે ચાલવાનો બોધ આપે છે. કૈકેયી શ્રીરામની અપર (મૈત્રી) માતા હતા તેના કહેવાથી શ્રીરામ વનમાં જાય છે તેમ જાણ્યા છતાં પણ માતુશ્રી કૌશલ્યાજીએ તેમાં અંતરાય ન નાખતાં શ્રીરામચંદ્રજીને રજા આપી, એ ભાવ ઘરમાં સંપ રાખવાનું અને પતિની ઈચ્છા ગમે તેવી પોતાને પસંદ ન હોય તો પણ તેને આધીન રહેવાનું સ્ત્રીઓને શીખવે છે. શ્રીરામ પ્રત્યેના પ્રેમથી દશરથ રાજાએ અનુચીત આજ્ઞા આપવાથી પસ્તાઈ પોતાના દેહનો ત્યાગ કરે છે એ આપણા વડીલોએ પ્રિય સંતાનો ઉપર આપખુદી તથા જુલ્મી વિચારો ન નાખવાનું સુચવે છે. પતિ સેવાથી સીતાજી મન, વચન, અને કર્મથી સ્વામી સાથે વનમાં જાય છે એ ભાવ પતિના સુખે સુખી અને પતિના દુઃખે દુઃખી રહેવાનું બહેનોને શીખવે છે.

ભાઈઓ આપણા ધર્મશાસ્ત્રોમાં આવો અમુલ્ય ઉપદેશ રહેલો છે તેનું યથાર્થ પાલન આપણાથી બની શકે તેટલું જરૂરથી કરવું જ જોઈએ. હું તો **પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના** કરૂ છું કે અમારી જ્ઞાતિમાં **વડીલો દશરથ** જેવા, **ભાઈઓ લક્ષ્મણ** જેવા, **માતાઓ કૌશલ્યા** જેવી, **પત્નિ સીતા** જેવી અને **પ્રમાણીક ભરત** જેવા થાય એમ ઈચ્છું છું.

આજે આપ ભાઈઓ તેમજ બહેનો પધાર્યા છો તેવી જ રીતે આવતીકાલેની સભામાં ઉત્સાહપૂર્વક પધારી આ પવિત્ર કાર્યમાં સહાનુભુતી આપશો એવી હું આશા રાખું છું કે આજની સભામાં કેટલા જરૂરી સવાલોનો નિર્ણય થઈ ગયો છે. આજની સભાનો સમય વધારે વ્યતિત થવાથી મારૂં બોલવાનું પુરૂં કરૂં તે પહેલાં આજે મારાથી અનુચીત એટલે વધારે પડતું બોલાયુ હોય તો મને ક્ષમા કરશો એવી પ્રાર્થના કરી બેસી જવાની રજા લઉં છું.

ત્યારબાદ આજની સભાના કામકાજ પ્રત્યે સંતોષ જાહેર કરી પ્રમુખશ્રીએ સભા વિસર્જન કરી હતી.

સભા પુર્ણ થયા બાદ બહેનોએ મધુર સ્વરે રાસ રમી પ્રભુ ગુણોનું વર્ણન કર્યું હતું અને પુર્ણ થયા પછી યુવક ભાઈઓએ પણ રાસ મંડળ રચી પ્રભુ પ્રત્યે સદ્ભાવના બતાવી હતી.

ત્યારબાદ **ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના** જયનાદોથી સર્વ કોઈ વિખરાયા હતા માત્ર ભવ્ય વિશાળ સભાસ્થાનમાં ફરજ ઉપર રહેલા વોલન્ટીઅરો પોતાની ડ્યુટી બજાવી રહેલા હતા.

## સંવત ૧૯૯૩ માસ વૈશાખ સુદ ૮ ને સોમવાર{VSAK:17-May-1937}ના દિવસની કાર્યવાહી

આ ઉત્સવની તૈયારી બહુ જ મોટા પાયા પર થઈ રહેલી હતી. કાર્યવાહકો તથા જ્ઞાતિબંધુઓ એકત્ર થઈ કામગીરી બાબતના વિચારોની આપલે કરી રહ્યા હતા. સુધારકો તરીકે થયેલી મતફેરી બાબત ઘણા ભાઈઓને લાગી આવતું હતું. શુદ્ધિને માનનારા ભાઈઓ અને તેમના ગણાતા અગ્રેસર **નારાયણજીભાઈ રામજી** જેવા **મહાન સુધારકો** આ સમયે હાજર ન હોય એ ઘણું જ સોચનીય ગણાય તે સંબંધમાં ખુલાસો કરતાં એક ભાઈએ કહ્યું કે અત્યારનો પ્રસંગ ઉજવવા માટે પ્રથમ અમે નારાયણજીભાઈ પાસે ગયા હતા અને આ કાર્યમાં સહાયતા અને સાથ આપવાની માગણી કરી હતી. જેના પ્રત્યુતરમાં ભાઈ નારાયણજીએ કહ્યું હતું કે આ કામમાં હું આગેવાની ભર્યો ભાગ લઈશ તો તમારું કામ સુધારવાના બદલે ઉલટું બગડશે, માટે તમો ભાઈશ્રી રતનશી ખીમજી પાસે જાઓ તો એમની આગેવાનીથી આ કામ પુરું થશે અને એમની પાછળ રહી એટલે રતનશીભાઈની સાથે રહી મંદિરમાં **ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠાના** કામકાજમાં ભાગ લઈશ. એ પ્રમાણે પોતાની ઈચ્છા જણાવી.

તે ઉપરથી ચર્ચામાં ભાગ લેનારા ભાઈઓએ કહ્યું કે નારાયણજીભાઈ આ કામકાજમાં આગળ પડતો ભાગ લેવાને ખુશી ન હોય તો શ્રી રતનશી ખીમજી સાથે રહીને કામ કરવાનું કહ્યું હોય તો પ્રસંગે તેમની હાજરી જરૂર હોવી જોઈએ. રતનશીભાઈ તો આજ પાંચ પાંચ દિવસથી હાજરી આપી રહ્યા છે પરંતુ **નારાયણજીભાઈ તો** દેખાતા જ નથી તેનું કેમ ? **નખત્રાણા** અને **વિરાણી** એક ગામ તરીકે નીકટ છે તેમ સુધારક તરીકે તો આપણે તમામ ભાઈઓએ નીકટ રહેવું જોઈએ. તેમ છતાં તેમના જ કહેવા પ્રમાણે આપણે રતનશીભાઈની સલાહ લીધી ત્યારે **રતનશીભાઈએ** કહ્યું કે **નારાયણભાઈ** પ્રભુની પવિત્ર પ્રતિષ્ઠામાં અગ્રેસર થઈને કામ કરે કે સાથે રહી કામ કરે એ તો એમની મરજી હું તો મ્હારી ફરજ પ્રમાણે વર્તવા મારાથી બનતી સેવા કરવા તૈયાર રહીશ.

ત્યારે બીજા ભાઈઓ કહેવા લાગ્યા કે અમારા મહાન સુધારક તરીકે ગણાતા જ્ઞાતિ અને ધર્મના નામે દેહ પણ અર્પણ કરી દેવાની વાતો કરતા શુદ્ધિ સંસ્થાપક ભાઈ નારાયણજી આ પ્રસંગને જાણતાં છતાં પણ મુંબઈ ચાલ્યા ગયા

ત્યારે મુંબઈ તેમજ અન્ય સ્થળેથી આ પ્રસંગ ઉજવવા હિન્દુ ધર્મ પ્રેમી જ્ઞાતિ ભાઈઓ પોતાના ખર્ચના ભોગે આ સમયે આવી હાજર થયા. પણ **નારાયણજી ભાઈ** તો **મુંબઈમાં રહી આવી અનુકુળ પરીસ્થિતિ પ્રત્યે બેદરકાર રહ્યા** એ કેટલું દુ:ખ ભરેલું કહેવાય. જેમ નારાયણજીભાઈ આવ્યા નથી તેમજ કરાંચીમાંના તેમજ આથમણા પાંચાડામાં રહેતા શુદ્ધીવાળા ભાઈઓ પણ આવ્યા નથી. અને આવે પણ કેમ ? કારણ કે તેઓને જ્ઞાતિમાં એક સંપ થાય તેની તેઓને દરકાર નથી, જ્ઞાતિ કે ધર્મના નામે ભોગ આપવાની તેમની ઈચ્છા નથી. મતભેદ અને કુસંપને છોડવાની તેમની મરજી નથી એ તો આપખુદી અને હઠના બળે અભિમાનથી સુધારામાં દુરાગ્રહથી જ્ઞાતિ સેવા કરવાના બહાને જ્ઞાતિમાં વિષરૂપી ઝેર વાવી રહેલા છે. સદ્‌ભાગ્ય માનો આ સમયનાં કે આપણે ધર્મના વિચારોથી જુદા હોવા છતાં એક બીજાના હાથમાં હાથ મિલાવી **ભગવાનશ્રી લક્ષ્મીનારાયણના** પવિત્ર ચોગાનમાં એકત્ર થઈ બનતા સુધારા કરવા તૈયાર થયા છીએ જેમાં બીજી જ્ઞાતિઓ પણ સહકાર આપી ધર્મ પ્રત્યે માન બતાવી રહ્યા છે. પણ ખુદ આપણી જ્ઞાતિના તેમાં પણ ખાસ સુધારક તરીકે પંકાએલા આપણા શુધ્ધીવાળા ભાઈઓ આપણાથી વિમુખ રહેવા માગતા હોય તો પછી અમે જ્ઞાતિ શુભેચ્છક અને સંપ ચાહતા સુધારકો છીએ એ શબ્દો સદાને માટે તેઓએ ભુલી જવા જોઈએ. **"મેં મરૂ પણ તુલા રાંડ કરૂન"** એ મરાઠી કહેવત પ્રમાણે **નાતનું ગમે તેમ થાઓ પણ અમારૂં કહેવું જરા ન જાઓ** એ રીતે એ સુધારાનો સિદ્ધાંત જગતમાં હાંસી કરાવી રહ્યો છે. આપણો હિન્દુ ધર્મ તો સમય વરતે સાવધાન રહેવાનું સુચવે છે સ્મૃતિઓ યુગ ધર્મ પ્રમાણે વર્તવાને આદેશ આપે છે પણ આપણા ધર્મધુરંધર સુધારકોને તો પ્રતાપે અને શક્તિસિંહ જેવું સમરાંગણ ખેલવું છે. પૃથ્વીરાજ અને જયચંદ જેવા જીવને રહેવાનું છે અને જ્ઞાતિના કુસંપરૂપી પોલાણમાંથી કંઈક ગુપ્ત હેતુ પાર પાડવાનો હશે જેથી સંપ અને એકત્રપણામાંથી અળગા રહેવામાં જ આનંદ અનુભવે છે.

તે સમયની ચાલતી ચર્ચામાં ભાઈશ્રી **ભાણજી જેઠા પોકાર** નખત્રાણાવાળાએ જણાવ્યું કે મ્હેં પણ **કરાંચીમાં શુદ્ધિવાળામાંના મુળજીભાઈ ડોશા પોકારને** કાગળ લખીને જણાવ્યું હતું કે તમોને મોકલવામાં આવેલી આમંત્રણ પત્રિકાની પુઠમાં આપણી જ્ઞાતિનો જમવાનો રસોડો એક હોવાનું લખેલું છે પણ તે બાબતમાં આપ ભાઈઓ કોઈ મનમાં માઠું લગાડશો નહી તમો સંપીને જેમ બને તેમ વધારે સંખ્યામાં વેળાસર ભગવાનની પ્રતિષ્ઠામાં પધારશો. પછી આપણે સર્વ ભાઈઓ ભેગા બેસી આપસમાં ચર્ચા કરશું અને એક બીજાના વિચારો દર્શાવશું અને તેમાં એક બીજાની ગેરસમજુતી ફેલાયલી હશે તેના યોગ્ય ખુલાસાઓ કરી આપ લે કરશું.. સાથે બેસીને વાટાઘાટ કરવાથી આપસમાં ઉભી થયેલી ગેરસમજુતી સમજી શકાય તેમજ મનની શંકાનું સમાધાન પણ થઈ શકે. માટે આપ જરૂરથી પધારજો. પરંતુ આવા સમયે આપ માંહેથી ભાઈઓ નહી આવો તો બહુ જ ખોટુ દેખાશે અને વધારામાં નાત તમારા માટે કેવા અભિપ્રાય બાંધશે તે પણ એક પ્રશ્ન છે. તમારા માટે ખોટા ખ્યાલ ન બંધાય તે માટે મહેરબાની કરી ભગવાનની પ્રતિષ્ઠા સમયે જરૂર આવજો છતાં તે ભાઈઓ આવ્યા નહી ત્યારે આપણને સમજવું શું ?

ત્યારે કેટલાક ભાઈઓ કહેવા લાગ્યા કે એ શુદ્ધીવાળા ભાઈઓ ન આવ્યા એટલે એમને **નાનકડી પણ જુદી નાત રાખવી હશે** એટલે જ ન આવ્યા. પવિત્ર ગંગા સમાન નાત સાથે જમવામાં એ વટલાય છે જેથી પોતા માટે એમને રસોડો જુદો જોઈતો હશે અને આપણે તો આપણા જ્ઞાતિભાઈઓ માટે રસોડો એક રાખ્યો છે અને આમંત્રણ પત્રિકાની પુંઠમાં પણ એ જ પ્રમાણે લખ્યું હતું. જેથી એ ભાઈઓ આવ્યા નહીં.

પરંતુ શુદ્ધિવાળા ભાઈઓએ યાદ કરવું જોઈતું હતું કે ભાંગેતુટે સગપણો આ નાત સાથે કરવામાં વટલાતા નથી. દીકરાની વહુને તેડવા જતાં સામા પક્ષવાળા વેવાઈ કે જે શુદ્ધિવાળા પક્ષના નથી તેમને ત્યાં ખાવાપીવા વખતે પણ લેશ માત્ર પણ સંકોચ રાખતા નથી અને આજ તો ભગવાનની મંદિરમાં પ્રતિષ્ઠા જેવા પવિત્ર સમયે પાપી પણ પાવન થઈ શકે છે એવા ઉત્તમ અવસરે **ગંગા જેવી પવિત્ર અને સાગર જેવી મહાન જ્ઞાતિ** સાથે ભોજન કરતાં અચકાય છે. ધન્ય છે તેઓની બુદ્ધિ તેમજ શિક્ષણને. ત્યારબાદ સાંજે મોટરમાં મુંબઈ-ઘાટકોપરથી ખાસ કારણસર રોકાય ગયેલા ભાઈશ્રી સીવદાસ કાનજી વિરાણીવાળા આવી પહોંચ્યા હતા તેવણને માન સહીત મંદિરમાં લઈ આવ્યા હતા.

ત્યારબાદ રાત્રીના હંમેશના નિયમ મુજબ સભા ગોઠવવામાં આવી. સભાના પ્રમુખ તરીકે પટેલ દેવજીભાઈ કચરાભાઈની દરખાસ્ત ભાણજીભાઈ જેઠાભાઈએ મુકી હતી જેને પટેલ હરજી પુંજા નાથાણીએ અનુમોદન આપતાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના જયનાદ વચ્ચે **પટેલ દેવજીભાઈએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું** હતું. પ્રમુખશ્રીએ સર્વનો ઉપકાર માન્યા બાદ પોતાનું લેખીત ભાષણ **ભાઈ રામજી ધનજીને** વાંચી સંભળાવવાનું કહ્યું હતું. જે નીચે પ્રમાણે છે :-

**વ્હાલા ગંગા સ્વરૂપ જ્ઞાતિ ભાઈઓ, પુજ્ય માતાઓ અને બહેનો તેમજ અમારી જ્ઞાતિ પ્રત્યે લાગણી ધરાવનાર પધારેલા સદ્‌ગૃહસ્થો.**

મારી યોગ્યતા ઉપરાંત પ્રમુખસ્થાનનું માન મને આપ્યું છે તેના વાસ્તે હું આપ સર્વનો ઉપકાર માનું છું અને મારા તરફથી બે શબ્દો રજુ કરું છું. તેમાં અવિનય જણાય તો ક્ષમા કરશો.

આપણી જ્ઞાતિમાં સુધારક ભાઈઓ વીસ વીસ વરસોથી પીરાણા-સતપંથમાંથી આપણને મુક્ત કરવા પ્રયાસો કરી રહેલા છે જેના પરીણામે આપણી જ્ઞાતિમાં દિનપ્રતિદિન સારી જાગૃતિ આવવા લાગી તે સમયમાં પ્રથમ નારાયણજીભાઈ વિગેરે આપણને કહેતા હતા કે તમે લગ્ન વિધીમાં હિન્દુ સનાતન રીવાજ પ્રમાણે ચોરી ફેરા ફેરવો અને મરણ સમયે અગ્નિ સંસ્કારની પ્રથા ચાલુ કરો અને પીરાણા પંથને માનવાનું મુકી દ્યો એટલે આપણા ઉપર ચોંટેલુ કલંક ઉતરી જાશે એટલે તમારા અને અમારા વચ્ચે ધાર્મિક મતભેદ નહી રહેતાં ખાવાપીવા વિગેરેમાં જે અંતરાય છે તે નીકળી જતાં આપણે એક થઈ રહીશું.

ભાઈઓ ! એ પ્રમાણે આપણે કર્યા છતાં પણ એ શુદ્ધિવાળા ભાઈઓને સંતોષ ન થયો અને આવા ભગવાનને મંદિરમાં પધરાવવાની પ્રતિષ્ઠા સમયે પણ હાજર રહ્યા નહિ. બલ્કે દયાપર પાનેલી અકરી વિગેરે શુદ્ધિવાળાએ પોતા તરફથી ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠા સમયે હાજર ન રહી શકવાનું કારણ પોસ્ટ મારફત પત્ર દ્વારા એવું જણાવે છે કે અમારાથી તમોએ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠા ઉપર પધારવાની કંકોત્રી મોકલાવેલ છે તે પ્રસંગે ઉપર આવી શકાશે નહિ. કારણ કે ત્યાં આવીએ તો તમારા ભેગા બેસી જમવું પડે અને તેમ કરીએ તો શાસ્ત્રનો ગુન્હો કર્યો કહેવાય માટે અમારાથી આવી શકાશે નહિં. એવા મતલબનું લખી જણાવ્યું છે.

ભાઈઓ ! શુધ્ધિવાળા ભાઈઓ શાસ્ત્રોનો કેવી રીતે ઉપયોગ કરી રહેલ છે એ આપણે જાણી શકીએ છીએ એવું ચોખ્ખું દીવા જેવું જણાઈ આવે છે. શાસ્ત્રોના જાણકારોના મોઢેથી સાંભળ્યું છે કે દેવ, યજ્ઞ, બ્રાહ્મણ અને

ગુરૂના આમંત્રણને નહિ માનનાર નરકનો અધિકારી થાય છે. અહીં આ દેવ કહેતાં ભગવાનના નામની પ્રતિષ્ઠાનાં નીમંત્રણ તેના અંગે તથા યજ્ઞ અને પુજ્ય બ્રાહ્મણોના વેદ મંત્રોના વીધીથી થતા ધર્મ ઉત્સવમાં આવતા શાસ્ત્રોનો ગુનો કર્યો કહેવાય એમ આપણામાંના કહેવાતા શુદ્ધિવાળા ભાઈઓ માનતા હોય ત્યારે તેમને તો મનુષ્યથી પર એવા દેવતા જ કહેવાય !

બંધુઓ કહેતાં ખેદ થાય છે કે આપણા શુદ્ધિવાળા ભાઈઓ હાથે કરી કુસંપ રૂપી દાવાનળ ધર્મના નામે આપણી જ્ઞાતિમાં જગાવી રહ્યા છે. પરમાત્મા તેમને કુટુંબ, ભાઈઓ ધર્મ અને દેવને નામે પ્રેમ રાખતાં સદ્‌બુદ્ધિ આપે એમ હું ઈચ્છું છું. તે સાથે મારા જ્ઞાતિભાઈઓને વિનંતી કરૂં છું કે શુદ્ધિવાળા ભાઈઓના કામમાં આપણને હરકત ન કરવી અને તેમાંથી જે કોઈપણ ભાઈ આપણી સાથે આવવા માગતો હોય તેને આપણા ભેગો લેવાનો સ્વીકાર કરવો. પરંતુ આવનાર ભાઈની વૃત્તિ સ્વાર્થ પુરતી જ હોય તો આપણે તેનાથી સાવધાન રહેવું.

હવે આપણા મુંબઈથી પધારેલા ભાઈઓ જે તન મન અને ધનથી જ્ઞાતિસેવા કરવા માટે પરિશ્રમ કરી રહેલા છે તેની કદર કરી આપણા તરફથી માનપત્ર આપવાનું છે. પરંતુ કહેતા દીલગીરી થાય છે કે સારા કામમાં સો વિઘ્ન એ રીતે મુરબ્બિ **શ્રી રાજારામ શામજીની** આજે હાજરી નથી કારણ કે તેમના મોટાભાઈ રતનશીભાઈના પુત્રવધૂના અવસાનનો પત્ર આવવાથી તેઓશ્રી આજ સાંજે માનકુવા ઉપડી ગયા છે તેઓ હાજર ન હોવાના કારણે તેમની ખામી દેખાઈ આવે છે. હવે એ આપવાનું માનપત્ર ભાઈશ્રી નથુ નાનજી વાંચી સંભળાવશે. તે લક્ષમાં રાખવાની પ્રાર્થના કરૂ છું.

બાદ પ્રમુખ સાહેબની સુચનાથી **ભાઈશ્રી નથુ નાનજીએ** નીચે પ્રમાણેનું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું.

શ્રીમાન ધર્મ સુધારક જ્ઞાતિહીત શુભેચ્છક માન્યવર મુરબ્બિ **શ્રી રાજારામ શામજી** માનકુવાવાળા તથા **ભાઈશ્રી રતનશી ખીમજી** વીરાણીવાળા તેમજ મુંબઈ ઘાટકોપર મંડળના પ્રમુખ શ્રીયુત ભાઈ **શ્રી કરસનભાઈ ઉકેડા** દેશલપરવાળા તથા **શ્રીમાન મેઘજીભાઈ લખમશી** વીરાણીવાળા તથા શ્રીયુત **ભાઈશ્રી સવદાસ કાનજી** વિરાણીવાળાની પવિત્ર સેવામાં અમો નખત્રાણા ગામના ત્રણે વાસવાળા એકમતથી સંપસલાહથી શીખરબંધ મંદિર અત્રે પુર્વનિવાસ (નવાવાસ) માં બાંધવામાં આવ્યું છે. તેમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની પ્રાણમુર્તીની પ્રતિષ્ઠા કરવાના શુભ અવસરે તમોએ અમારા આમંત્રણને માન આપી કામ ધંધા પડતા મુકી સેંકડો રૂપીયા ખર્ચી આપના અમુલ્ય તેમજ કીંમતી વખતનો ભોગ આપી પોતાની ફરજ સમજી અહીં પધાર્યા છો તેથી અમો નખત્રાણાવાસી ભાઈઓ આપનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

આપ ભાઈઓએ શુદ્ધિવાળા ભાઈઓ કે જેઓનો આપણી જ્ઞાતિ સાથે ખાવાપીવાનો વહેવાર બંધ છે તેઓની પરવા ન કરતાં તેમજ તેમની શેહમાં પણ ન દબાઈ જતાં નાત સાથે ખાવાપીવાનો વહેવાર ચાલુ રાખી જ્ઞાતિ સુધારાનું કામ હિંમતભેર ખરી લાગણી તેમજ ઉચ્ચ ભાવનાથી ચાલુ રાખ્યું છે અને આ ઉત્સવમાં અમારા તરફથી ત્યાં (મુંબઈ) મોકલેલ પ્રતિનિધિઓને આપેલ વચન અનુસાર એક અઠવાડીઉં વહેલા પધારી રચનાત્મક કાર્યક્રમ ગોઠવી યોગ્ય સુચનાઓ આપી જાતે ભેગા રહીને કામકાજ કરવામાં આગળ પડતો ભાગ લ્યો છો જે

આપની જ્ઞાતિ સેવાની ધગશ જણાઈ આવે છે.

આપ સુધારકોએ લગભગ વીસવીસ વરસોથી અનેક કષ્ટ સહન કરી આગેવાન ગેઢેરાઓના આપખુદી સત્તાની પરવા ન કરતાં જાનના જોખમે સુધારાનું કામ જારી રાખ્યું તેમજ સૈયદો અને કાકાઓના છળપ્રપંચ કે કાવાદાવામાં ફસાઈ કે ભોળવાઈ ન જતાં પરીણામનો વિચાર કર્યા વગર યાહોમ ઝંપલાવી જ્ઞાતિને અધોગતીની ઉંડી ઉંડી ખીણમાં જતાં બચાવી સન્માર્ગે દોરી છે જેથી આપ જેવા જ્ઞાતિ સુધારક ભાઈઓની આપણી જ્ઞાતિ સદાને માટે ઋણી રહેશે.

ભગવાનની પ્રતિષ્ઠાને અંગે મંડપ બાંધવાનું મંદિર તેમજ રસ્તાઓ શણગારવાનું મહેમાનો તેમજ અતિથીઓને સત્કારવાનું તે સીવાય વોલન્ટીઅર ટીમ ગોઠવવા વિગેરે કામકાજમાં આપ વેળાસર પધારી શુભ અવસરના પ્રસંગને દીપાવી શોભામાં વૃધ્ધિ કરી છે ને આપની જ્ઞાતિ સેવા પ્રત્યેની ખરી લાગણી તેમજ ભાવના વ્યક્ત કરી છે જેથી અમો અમારી ફરજ સમજી આપ પધારેલા ભાઈઓ પ્રત્યે ફુલ નહિ પણ ફુલની પાંખડી માનપત્ર રૂપી માનપુર્વક વિવેક કર્યો છે તે સ્વીકારી ઉપકૃત કરશો.

વિશેષમાં આપ પધારેલા ભાઈઓનો પુનઃ ખરા અંતઃકરણથી આભાર માનીએ છીએ.

**લી. અમો છીએ,**

## નખત્રાણા ગામના ત્રણે વાસવાળા આપના જ્ઞાતિભાઈઓ.

માનપત્ર વંચાઈ રહ્યા બાદ સભાસ્થાને ભગવાન **શ્રી લક્ષ્મીનારાયણના** જયનાદોથી વધાવી લીધું હતું.

બાદ **રતનશીભાઈ ખીમજીએ** પોતા તરફથી માનપત્રનો વળતો જવાબ આપતાં કહ્યું કે ભાઈઓ ! નખત્રાણા ગામ સમસ્તના જ્ઞાતિભાઈઓએ અમારા કિંચીત કાર્યની લાગણી વશ થઈને જે માન આપ્યું છે તેમાં ભુતકાળ તેમજ વર્તમાન સમયમાં અમારી નાની સેવાઓની યાદદાસ્ત આપી મહાન સ્વરૂપ અપાયું છે. તેનું કારણ આપ પોતે જ મહાન છો. જે પોતે પુર્ણ છે તે બધાઓને પુર્ણ દેખે છે. પણ આપે ધારેલી તેમજ વર્ણવેલી સેવાક્ષેત્રમાં અમારાથી જે કંઈ થઈ શક્યું છે તે કુદરતે આપેલ બક્ષીસ છે. તે ઉપરાંત જઈ મ્હે કર્યું છે એવું મીથ્યાભીમાન કરનાર વ્યક્તિનું અભિમાન વધારે ન ટકી શકે એ આપ ચોક્કસ માનજો.

આવા મોટાં માન આપી અમારામાં એ માનથી મોહ તેમજ તેમાંથી ઉત્પન્ન થતો અભિમાન પ્રદીપ્ત ન થાઓ એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. વાસ્તવીક રીતે જોતાં જ્ઞાતિ તેમજ ધર્મની સેવા કરવી એ દરેકની પવિત્ર ફરજ છે અને તેનું પ્રતીપાલન યથા શક્ય કરવાની સદ્‌બુદ્ધિ અમારામાં કાયમ રહે એવી જગત નિયંતા પાસે અમારી માંગણી છે. અમે જે કંઈ કરી રહ્યા છીએ તે જ્ઞાતિ ઉન્નતિ અર્થે જ અમો અમારી ફરજ સમજીને જ કારણ કે કર્મ કરવાને મનુષ્ય માત્ર બંધાયેલા છે. પછી તે નિષ્કામ વૃત્તિથી હોય કે સ્વાર્થ વૃત્તિથી પરંતુ આપણી ધાર્મિક તેમજ સામાજીક પ્રવૃતીમાં સ્વાર્થ સાથે પરમાર્થ બન્ને સમાયેલા છે સ્વાર્થ માત્ર એજ કે જ્ઞાતિનું શ્રેય થાઓ અને પીરાણા સતપંથમાંથી જ્ઞાતિ સદાના માટે સત્વર મુક્ત થાય. પરંતુ વ્યક્તિગત અંગત સ્વાર્થ તો હોઈ શકે જ નહિ. પરમાર્થ એજ કે આપણા ધર્માદાના નાંણા જ્ઞાતિ અભ્યુદયમાં ખર્ચાય તો આપણે શીક્ષણ, ધર્મ અને જ્ઞાતિમાં પ્રેમનો વિકાસ કરી શકીયે એવી મારી ભાવના છે.

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

હું ઈચ્છું છું કે પરમકૃપાળુ પરમાત્માએ પેદા કરેલ આ સ્થુલ દેહ કહેતાં શરીર જ્યાં સુધી અસ્તિત્વ ધરાવે છે ત્યાં સુધી યત્કીંચીત જ્ઞાતિ સેવા કરવાનો મારો મુદ્રાલેખ અથવા ટેક છે અને તેવી ટેક જળવાઈ રહે એવી ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ બુદ્ધિબળ તેમજ શક્તિ આપે એવી મારી નમ્ર પ્રાર્થના છે. અમે ફુલ નહીં પણ ફુલની કળી જેટલુ એ કાર્ય કરી શક્યા નથી છતાં પણ ચાલતી પ્રણાલીકા પ્રમાણે આપે, અમોને માન આપ્યું છે તે શીરસાવંદ ગણી આપ સર્વ જ્ઞાતિ ભાઈઓનો ઉપકાર માનું છું.

બંધુઓ સુધારાની ચળવળ શરૂ થયા બાદ આપણા વચલા પાંચાડાના ગામોમાંથી ધર્માદાના નાણાં પીરાણે બહુ જ ઓછા પ્રમાણમાં જાય છે તેમાં કેટલાક ગામમાંથી તો મુદલે જતાં નથી. તેમજ નુર કે અમીની ગોળી પણ વાપરતા નથી એ પ્રશંસનીય છે. ગોળી ન પીવાથી એકાદ વરસમાં મનુષ્યની બુદ્ધીનો સન્માર્ગે વિકાસ થતાં પીરાણા પંથ તરફ સ્વાભાવિક અણગમો ઉત્પન્ન થાય છે. એટલું જ નહી પરંતુ એ અર્ધદગ્ધ પંથમાંથી શ્રદ્ધા ઉઠી જાય છે એ ચોક્કસ અનુભવ સિદ્ધ છે અને એટલા માટે જ પીરાણા પંથના સંચાલકો નુરની ગોળી પીવડાવવાનો ખાસ આગ્રહ અને દબાણ કરે છે અને તેથી નાનપણથી બાળકોને પીવડાવીને પીરાણા પંથના અનુયાયીઓ હોવાના સંસ્કારો નાખે છે.

બાળક સ્વાભાવિક પ્રભુનો સ્વરૂપ કહેવાય છે કારણે એનામાં રહેલા નિર્દોષ આનંદ અને પ્રેમ એ પ્રભુના લક્ષણ છે. એના નિર્વિકાર શરીર અને બુદ્ધિ એટલા સ્ટફીક હોય છે કે તેનામાં જેવા સંસ્કારો નાંખવામાં આવે તેવા સંસ્કારો ઉદ્ભવે. બાળકને નાનપણથી જ સ્વધર્મના સંસ્કારો નીતિ અને ફરજોનો અનુભવ અને યોગ્ય મનુષ્ય બનાવવવાની લાયકાત નાનપણથી જ બાળકને શીખવાડો કે જેથી એ બાળક ભવિષ્યમાં માતાપિતા, ધર્મ જ્ઞાતિ, કુટુંબ નીતી વિગેરેની ફરજ જાણી યોગ્ય પાલન કરી શકે. એ બાબતની કાળજી ખાસ કરીને માતા પીતાએ રાખવી જરૂરની છે. તે ભુલી જવું ન જોઈએ.

બાળક પ્રભુને એટલું પ્રિય હોય છે કે જ્યાં સુધી સ્વરક્ષણ કરવાની બાળકમાં શક્તિ ન આવે ત્યાં સુધી તેનું રક્ષણ કરવાનું પ્રભુ પોતે જ સ્વીકારી લે છે. આપણા મોટાઓને સાપ વીંછી વીગેરે ઝેરી જંતુઓના ડંસ દેવાના દાખલાઓ બને છે પરતું બાળકોને માટે તેવા દાખલા બનતા નથી એ વાત સૌ કોઈને વિદિત હશે. (વાત સાચી હોવાના સભામાં અવાજો) વિચારો કે એવા પ્રભુ પ્રિય બાળકને આપણે કુસંસ્કારે કરી અધોગતી કરીએ તો આપણે પ્રભુના કેવા ગુનેગાર ગણાઈએ છીએ !

કહેવાનો તાત્પર્ય એજ કે આપણી ઉન્નતિનો આધાર આપણા નાનપણના સંસ્કારોમાં સમાયેલો છે અને તેની જવાબદારી વડીલો કહેતાં માતાપિતાની છે. મારા બોલવામાં કંઈ વધારે પડતુ બોલાયું હોય તો કૃપા કરી મને સુચના કરતા રહેશો એટલે મારી ભુલ સુધારી શકું અને આપનો આભાર માનીશ. આટલું બોલી મારું બોલવું સમાપ્ત કરી બેસી જવાની રજા લઉં છું.

**ત્યારબાદ ઘાટકોપર યુવક મંડળના પ્રમુખ શ્રીયુત ભાઈશ્રી કરસનભાઈ ઉકેડા ઉગમણા દેશલપરવાળાએ માનપત્રના જવાબમાં જણાવ્યું કે :-**

**મહેરબાન પ્રમુખ સાહેબ, વ્હાલા જ્ઞાતિ બંધુઓ, ઉત્સાહી યુવાનો, પુજ્ય માતાઓ અને બહેનો તેમજ**

**પધારેલા સદ્‌ગૃહસ્થો.**

વર્તમાન સમયને અનુકુળ રહી આપશ્રીઓએ અમને માન આપવા વિવેક કર્યો છે તે બદલ ઘાટકોપર યુવક મંડળ તરફથી હું આપનો આભાર માનું છું.

ખરી રીતે તો સેવકને માટે માન કે અપમાન જેવો કંઈ સવાલ જ નથી એ તો પોતાના ઉદ્દેશ પ્રમાણે આપ જેવા જ્ઞાતિ પ્રત્યે દાઝ ધરાવનાર બંધુઓની સલાહથી જ્ઞાતિ સુધારાનું રચનાત્મક કાર્ય કર્યે જાય અને તેમાં આપનો સક્રીય હીસ્સો હોવો જોઈએ. તેમજ દરેકે દરેક ભાઈઓએ પોતપોતાની ફરજ સમજી જ્ઞાતિ સેવાના કાર્યમાં સામેલ થવું જોઈએ. અર્થાત્ સાથ આપવો જોઈએ.

ઘાટકોપર મંડળ છેલ્લાં કેટલાંક વરસોથી અસ્તિત્વમાં નહોતું બલ્કે તેમની હસ્તી જ મટી ગઈ હતી તેમજ સંગઠન પણ સર્વથા તુટી ગયું હતું. ત્યારબાદ આપના ગામ તરફથી મંદિરમાં ભગવાન **શ્રી લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠા** નિમિત્તે જોઈતી સામગ્રી તેમજ ચીજવસ્તુઓ લેવા સારું પ્રતિનીધી તરીકે બે ભાઈઓ અમારે ત્યાં ઘાટકોપર આવ્યા હતા અને ઈશ્વર કૃપાએ અમોને એ ભાઇઓના આવવાથી ભેગા થઈ વાટાઘાટ ચલાવવાનો પ્રસંગ મળ્યો આવનાર ભાઈઓએ મંદિરમાં **ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની** પ્રતિષ્ઠા સમયે પધારવાનું આમંત્રણ આપવા માટે અમો સર્વે ભાઈઓને બોલાવેલા, દરમ્યાન કેટલાક યુવાનોના મન ઉપર ચાલતા વાતાવરણની સારી જેવી અસર થઈ. પરીણામે વ્યવસ્થીત રીતે યુવક મંડળની સ્થાપના થઈ અને તે યશ આપ નખત્રાણાવાળા ભાઈઓને જ આપવો ઘટે છે.

ભાઈઓ **! પીરાણા-“સતપથ”** સંબંધે કેટલાક વરસોથી બહુ જ કહેવાય છે તે વિષય પરત્વે કંઈ પણ બોલવા જેવું બાકી રહ્યું નથી. તો પણ એટલું જરૂરથી કહેવું જ પડશે કે પીરાણા-સતપંથ આપણને મુસલમાની રાહત પર લઈ જનારો છે અને તેમાં ધર્માદા તરીકે નાણાં આપવાથી પુણ્યને બદલે પાપ તેમજ લાભને બદલે હાનિ (નુકસાન) થાય છે. તેમજ બીજી હિન્દુ જ્ઞાતિના કરતાં ધાર્મિક દ્રષ્ટિએ હલકા ગણાઈએ જેથી આપણી કડવા પાટીદાર જ્ઞાતિને પંથ શોભતો નથી અર્થાત્ કલંક રૂપ છે. એ કલંક ઉતારવા માટે કચ્છમાં આપણા મતને મળતા વિરાણી મોટીમાં પણ ભગવાન **શ્રી લક્ષ્મીનારાયણનું શીખર બંધ મંદિર** બંધાયું અને નાત સાથે ખાવાપીવાનો વહેવાર પણ તોડ્યો નથી એ પ્રશંસનીય છે. પરંતુ સાંભળવા પ્રમાણે વિરાણી સિવાય બીજા ગામવાળા કે જેઓ સુધારાથી વિરુદ્ધ છે તેવા વિરોધી જ્ઞાતિભાઈઓના ભરમાવ્યા કે બહેકાવ્યાથી ગામમાં ફુટ પડી પરીણામે કોર્ટોમાં કેસ લડવા પડ્યા અને હજારો કોરીઓનો નીરર્થક ખર્ચો કરી પાયમાલ થઈ ગયા. પરંતુ ગામ શ્રી વિરાણીના ઉભય પક્ષોને વિનંતીપૂર્વક કહું છું કે નાણાંનો એવી રીતે વ્યય ન કરતાં પોતામાં સમજી જાઓ અથવા તટસ્થ લવાદ નીમો કે જેથી પૈસાનો ખોટી રીતે વ્યય થતાં બચે અને ગામ વિરાણીમાં જે સંપ પ્રથમ હતો તેવો જ કાયમ રહે અને ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનું બીજું મંદિર આપણી કચ્છની નાતને માટે **નખત્રાણા ગામ સ્થંભ રૂપ** છે તેમાં શુભ શરૂઆત કરી છે અને તે પણ નાત સાથે ખાવાપીવાનો વહેવાર ચાલુ રાખીને કે જેથી પીરાણા પંથને માનનારા ભાઈઓને આપણા તરફ અણગમો ઉત્પન્ન ન થાય અને આપણને જ્ઞાતીભાઈઓ તેમજ સુધારકો જાણીને આપણી શીખામણ પ્રેમ તેમજ આનંદથી હોંશે હોંશે સાંભળે અને પ્રેમથી વચનો સાંભળે એટલે પોતાની ભુલ હોય તે પણ જરૂરથી સમજાય અને

ભુલ જણાય એટલે સુધારવાના બનતા દરેક પ્રયત્નો પણ કરે. એવી **માર્મીક તેમજ ઉંચ શ્રેણીથી** આપે આ શુભ કામની શરૂઆત કરી છે અર્થાત્ એવી દીર્ઘદષ્ટિ વાપરી કામનો આરંભ કર્યો છે જેની નોંધ જ્ઞાતિ બંધુઓ જરૂરથી લેશે અને તે બદલ હું આપ ભાઈઓનો ખરા અંતઃકરણપુર્વક આભાર માનું છું. અને મારૂં બોલવું પુરું કરી બેસી જવાની રજા લઉં છું.

ત્યારબાદ **ઘાટકોપર યુવક મંડળના સલાહકાર ભાઈશ્રી સીવદાસ કાનજી નાકરાણી વિરાણીવાળાએ ઉભા થઈ માનપત્રનો જવાબ વાળતાં જણાવ્યું કે :-**

મહેરબાન પ્રમુખ સાહેબ, વ્હાલા ગંગાસ્વરૂપ જ્ઞાતિ ભાઈઓ, પુજ્ય વડીલો, માતાઓ અને બહેનો તેમજ પધારેલા ગામના નાગરીક સદ્ગૃહસ્થો.

આપ નખત્રાણા નિવાસી જ્ઞાતિ સમસ્ત ભાઈઓ મળી સંપ સલાહથી અમો મુંબઈથી પધારેલા ભાઈઓને માનપત્ર આપી માનથી વિવેક કર્યો છે જેથી મારે મારા અંતરની લાગણી તેમજ ભાવના વ્યક્ત કરવા બે શબ્દો વિવેકપુર્વક બોલવાની મારી ફરજ સમજુ છું તેમાં અવિનય જેવું જણાય તો ક્ષમા કરશો.

અમોને જ્ઞાતિ સેવાની ખાસ લાગણી કેટલાએ વરસોથી એટલે કરાંચીમાં જ્ઞાતિ સુધારાની ચળવળ શરૂ થઈ ત્યારથી થઈ છે. **સુધારક ભાઈઓએ વાવેલ બીજને જ્ઞાતિ સુધારક યુવક મંડળોએ પરિષદોરૂપી પાણી સીંચવાથી સુધારારૂપી મોટું ઝાડ બન્યું.** અને તેમાં **ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના મંદિરરૂપી અમૃતમય ફળ આવ્યા.** જે ફળ મેળવવાની આશા રાખતા હતા તેવા અમૃતમય ફળ લેવાનું આમંત્રણ આપના પ્રતિનીધી તરીકે ભાઈ**શ્રી રામજીભાઈ જેઠા સેંગાણી તથા ભાઈશ્રી હરજીભાઈ પુંજા નાથાણી મુંબઈ-ઘાટકોપર** આવેલા તેમના તરફથી મળ્યું. જે વસ્તુની અમોને રાત-દિવસ ઝંખના હતી. બલ્કે તૃષ્ણા હતી તેને જ માટે પ્રભુ કૃપાએ અમોને આમંત્રણ મળ્યું. તો એવો કોણ કમભાગ્ય કરમ ફુટો હશે કે આવા અનુકુળ સંજોગો છતાં દ્વેશીલા બની આવેલ આમંત્રણનો અસ્વીકાર કરે ! અત્યારનો આ સમય ઈતિહાસીક છે. જેથી કહું છું કે વર્ષોના મહાન પુરૂષાર્થ તેમજ આપેલ મહાન ભોગથી મેળવેલ **અમૃતમય ફળના** ઉપયોગ કરવાના આમંત્રણનો અસ્વીકાર કરનારનું દીનમાનજ ઠેકાણે નહીં હોય. એવી મારી માન્યતા છે.

આપ ભાઈઓએ અમારી મતને મળતા થઈ નાત સાથે ખાવા પીવાનો વહેવાર ચાલુ રાખીને જ્ઞાતિ ઉન્નતીના કાર્યની શુભ શરૂઆત કરી છે તેજ પ્રમાણે ઘાટકોપર-યુવક મંડળના એક નીયમમાં પણ નાત સાથે ખાવા પીવાનો વહેવાર ચાલુ હશે તે આ મંડળનો મેમ્બર (સભ્ય) થઈ શકવાનું જણાવેલ છે. એટલે મુંબઈ-ઘાટકોપર યુવક મંડળનો ધ્યેય પણ આપને મળતો છે જેથી હું ચોક્કસ માનું છું કે જ્ઞાતિ સુધારાના કાર્ય કરવામાં મતભેદ રહેશે નહિ.

**ઘાટકોપર-યુવક મંડળના ચાર સલાહકારો નીમેલા છે તે માહેનો એક આ સેવક** છે એટલે હું મારી ખાસ ફરજ સમજી તેમજ લાગણી ધરાવીને ઘણા વર્ષોના પરીશ્રમે **પરમકૃપાળુ પરમાત્માએ** આપેલ ફળ મેળવવાની આશાએ આવ્યો છું. આવા પ્રકારના જ્ઞાતિ સુધારા તેમજ અભ્યુદયના કાર્યમાં જ્યારે જ્યારે જરૂર જણાશે ત્યારે

ત્યારે હાજર થઈ મારાથી બનતી દરેક પ્રકારની મદદ કરતો રહીશ કારણ કે મારી જવાબદારી શું છે તે હું સારી રીતે જાણી તેમજ સમજી શકું છું અને આપણા એક મતવાળા છીએ તેઓએ તો પ્રેમ, સંપ, અને વિનયથી જ્ઞાતિ ઉન્નતી તેમજ દરેક પ્રકારના સુધારા કરવા બનતું કરવું જોઈએ. જરા જેટલો મતભેદ થયો માલમ પડે કે તરત જ ભેગા થઈ નીવેડો લાવી થયેલ મતભેદ દુર કરવો જોઈએ. તેમ નહી કરતાં કોઈપણ બહારની વ્યક્તિ કે જેઓ આપણા મતને મળતા ન હોય તેવાઓના ભરમાવ્યાથી તેમજ તેઓની નીચ સ્વાર્થાંધ સલાહથી ભોળવાઈ જશો તો યાદ રાખજો કે વિરાણીના જેવા બેહાલ બની જશો. માટે મારા વ્હાલા ભાઈઓ ! તમોએ સંપથી જ આદરેલ કામ અત્યારે દીપી નીકળે છે તેવી જ રીતે સંપ અવીચળ રહો અને સંપમાં જ સર્વસ્વસુખ સમાયેલું છે. અને સંપથી જ અમોને માનપત્ર આપ્યું છે. જેથી આપ ગામવાસી જ્ઞાતિભાઈઓ સર્વેનો અંતઃકરણપુર્વક આભાર માનું છું અને મારું બોલવું સમાપ્ત કરી બેસી જવાની રજા લઉં છું.

ત્યારબાદ ઉત્સાહી યુવક **ભાઈશ્રી નથુ નાનજી કેશરાણી** નખત્રાણાવાળાએ ઉભા થઈ જણાવ્યું કે :-

મહેરબાન પ્રમુખ સાહેબ, વ્હાલા જ્ઞાતિભાઈઓ, પુજ્ય વડીલો, માતાઓ અને બહેનો તેમજ પધારેલા પ્રતિષ્ઠીત સદ્‌ગૃહસ્થો.

મેં કોઈ સમયે સભાઓમાં ભાષણો કર્યાં નથી તેમજ સભાઓ જોઈ પણ નથી  એટલે મારું લેખીત ભાષણ આપ સમક્ષ વાંચીને મારા હૃદયના ઉદ્‌ગારો તેમજ વિચારો જણાવીશ જેમાં ભુલચુક હોય તો ક્ષમા કરશો.

અમારા ગામના વડીલોએ પોતાના ઝનુની વિચારોમાં પરીવર્તન એટલે ફેરફારો કર્યા જેના પરીણામે આ ગામમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનું શિખરબંધ મંદિર બંધાયું એથી અમો યુવાનોનું ભવિષ્ય સુધારી આપ્યું તેમજ સુધારાનો માર્ગ ખુલ્લો કરી  આપ્યો છે. હવે જ્ઞાતિ સુધારા તેમજ સેવા અર્થે છુટછાટ  તેમજ જરૂરીયાતો  પુરી પાડી આપવાની તજવીજ કરી આપે કે જેથી જ્ઞાતિ ઉન્નતિનું કામ ઘણી જ સરળતાપૂર્વક આગળ વધારી  શકાય. તેમજ જુના વિચારવાળા મુરબ્બી-વડીલો લાગણીપૂર્વક ખરા હૃદયથી જોઈતી દરેક પ્રકારની મદદ આપે તેમજ સહાનુભુતી દર્શાવશે એવી આશા અમો યુવાનો રાખીએ છીએ.

સાંભળવા પ્રમાણે કરાંચીથી દસ ભાઈઓ કે જેઓ સિંધ બદીના થઈ રણ રસ્તેથી આવવાનો તાર આવ્યો છે. આપણા આમંત્રણને માન આપી ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠા ઉપરે રણ રસ્તેથી તકલીફ વેઠીને કામધંધા પડતા મુકી પૈસા ખરચી જ્ઞાતિ ઉન્નતિના કામમાં ભાગ લેવા આવે છે. તે ઉપરથી આપણને સમજવાનું  છે કે પરદેશમાં વસતા ભાઈઓ તન, મન અને ધનનો ભોગ આપણાથી વધારે આપે છે. અને તેમની મહેનત સફળ થઈ ત્યારે જ માની  શકાય કે આપણે તેમના મતને મળતા થઈને આપણા ગામના બાકીના બે વાસ છે તેમાં નિજ મંદિરની સ્થાન કરીએ  ત્યારે જ. પરદેશથી પધારેલા ભાઈઓ આપણને શાંતિ ધીરજ અને લાગણીથી સમજાવે તેમજ જે કંઈ સુચના કરે છે અને તેથી વસ્તુસ્થિતી આપણે સમજી શકીએ છીએ અને જે  રસ્તે જવાનું છે તે માર્ગ સ્વચ્છ તેમજ ખુલો થતાં સરળતાપૂર્વક આપણાથી જઈ શકાય તેમ છે અને તેવો દાખલો બતાવવા માટે આપણા ગામના બાકીના બે વાસમાં નિજ મંદિરની સ્થાપના કરી ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠા કરીએ અને આપણાથી તેમ થઈ શકે છે અને તેમ કરવાને આપણે સ્વતંત્ર છીએ. અને ધાર્મિક દષ્ટિએ આપણા ગામમાં સંપુર્ણ

સુધારો થયો છે એમ ત્યારે જ ચોક્કસ માની શકાશે.

માટે મારા પુજ્ય વડીલો, માતાઓ તમારા સાથની જ જરૂરત છે અને આગળ પડતો ભાગ લઈ ચળવળ શરૂ કરી નિજ મંદિરની સ્થાપના કરાવો અને અમો યુવાનો દરેક કામકાજમાં સંપૂર્ણ સાથ આપીશું અને તે નજીકના જ ભવિષ્યમાં બની જાય એવી અમો યુવાનોની શુભેચ્છા છે અને પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરું છું કે એવા શુભ દિવસો અમને નજીકમાં જ બતાવે તેમજ અત્યારનો ઉત્સવ નીર્વીઘ્ને પુર્ણ થાઓ એવી પ્રભુ પાસે પ્રાર્થના છે આટલું કહી મારુ બોલવું પુરુ કરી બેસી જવાની રજા લઉં છું.

ત્યારબાદ બહારગામ તેમજ પરદેશથી આવેલા સંદેશા ભાઈશ્રી રતનસી ખીમજીએ વાંચી સંભળાવ્યા હતા.

કલકત્તાથી **પટેલ મુળજી સીવદાસની** ઓયડી તરફથી મંદિરમાં ભગવાનને ભેટની કોરી ૧૦૧) એકસો એક ધરવી એવો તાર આવ્યો છે.

ખડગપુરથી **પટેલ કાનજી વીરજી સેંગાણી** લખે છે કે પોતાની ઓયડી તરફથી કોરી ૧૦૦) એકસો મંદિરમાં ભગવાનને ભેટ ધરવી.

કરાંચીથી **ભાઈશ્રી ખીમજી કચરા તારથી** જણાવે છે કે બદીની થઈ રણરસ્તેથી ભગવાન શ્રી લક્ષ્મી નારાયણના મંદિરની પ્રતિષ્ઠામાં ભાગ લેવા દસ જણા રવાના થઈ ગયા છે.

ભુજ વરિષ્ટ કોર્ટના આસીસ્ટન્ટ જજ રા. રા. શ્રીયુત **મહેરબાન પોપટલાલભાઈ** આપેલ વચન અનુસાર દશમના બપોર સુધી લગભગ બે વાગ્યાની અંદર અહીં **ભગવાનશ્રી લક્ષ્મીનારાયણની** પ્રતિષ્ઠા નીમીત્તે આવવાના સમાચાર **મહેરબાન થાણદાર** સાહેબ તરફથી મળ્યો છે.

ઈશ્વરનગર (વાંઢાય) ગુરૂકુળ તરફથી મહારાજ શ્રી ઓધવદાસજીના ભલામણ પત્રથી એક ભજન મંડળી આવતી કાલે સવારમાં અહીં પહોંચી આવવાના ચોક્કસ ખબર મળ્યા છે.

તે સિવાય મહારાજ **શ્રી ઓઘવદાસજીએ** મુંબઈમાં આપેલ વચન અનુસાર દસમના લગભગ બપોરે બે વાગ્યાના સુમારે પહોંચી આવવાનો પત્ર છે..

તે સર્વે બાબતોને **ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના** જયનાદોથી વધાવી લેવામાં આવી હતી.

ત્યારબાદ **પ્રમુખશ્રીની વતીથી ભાઈશ્રી રતનશી ખીમજીએ** આજની સભામાં પધારેલા સર્વેનો ઉપકાર માની કામકાજમાં સંતોષ થયેલો જાહેર કરી સભા બરખાસ્ત કરી હતી.

બાદ રાસમંડળની શરૂઆત કરી હતી જેની આવા શુભ પ્રસંગે પણ જરૂરત જણાતી હતી.

## સંવત ૧૯૯૩ ના માસ વૈશાખ સુદી ૯ ને મંગળવાર{VSAK:18-May-1937} ની કાર્યવાહી

ભગવાન શ્રી ભાનુદેવ પોતાના બાલ કીરણો જેમ જેમ પ્રસરાવા લાગ્યા તેમ તેમ જ્ઞાતિ ભાઈઓ તથા જાહેર જનતા મંદિરના ચોગાન તરફ આવવા લાગ્યા. આજે મંડપ ધ્વજા પતાકા તેમજ આમ્ર પલ્લવોથી સુશોભીત

દેખાવા લાગ્યો. રંગબેરંગી કાગળોના તોરણોના શણગાર આજની શોભામાં વધારો કરી રહ્યા હતાં. આ સમયે **પુજ્ય વેદશાસ્ત્ર પરાયણ શ્રી સારસ્વત કુલ ભુષણ મહારાજ શ્રી પ્રેમજી મહારાજ આસંબીઆવાળા તથા પુજ્ય પ્રભુ ભક્ત કાવ્યપ્રિય પ્રજ્ઞાચક્ષુ શ્રી અમલદાસજી મહારાજ** પોતાની ભજન મંડળી સહીત પધાર્યા હતા તેઓને બહુજ સારા સન્માનથી નિયત કરેલા સ્થાને તેડી લાવ્યા અને તેઓના ઉતારામાં જરૂરીયાત યોગ્ય પ્રબંધ કરી બે વોલીન્ટીઅરો તેઓશ્રીની સેવા સારૂ રોકવામાં આવ્યા.

આજનો દિવસ સમારંભમાં ભાગ લેવા આવનાર મેજબાનોની દરેક સગવડ સચવાય તેના બંદોબસ્તમાં નિવૃત થયો.

રાત્રીના નિયમાનુસાર સભા ભરવામાં આવી હતી અને એ સભામાં **ભાઈશ્રી ભાણજીભાઈ જેઠા એ** પ્રમુખ તરીકેની દરખાસ્ત **પુજ્ય મુરબ્બી શ્રી ભાણજીભાઈ લાલજી કેશરાણીની** મુકી હતી. જેને સભાવતીથી **ભાઈશ્રી કાનજી અબજી નાથાણીએ** અનુમોદન આપવાથી હર્ષના અવાજો અને ભગવાન શ્રી લક્ષ્મી નારાયણના જયનાદ વચ્ચે પ્રમુખશ્રી પોતાનું સ્થાન લીધું હતું.

પ્રમુખશ્રીએ આવનાર મેજબાનો પુજ્ય પ્રેમજી મહારાજ તથા પુજ્ય અચલદાસજી તથા દયાલદાસજી વિગેરેને ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના જયગર્જના વચ્ચે પુષ્પહાર પહેરાવ્યા  હતા.

શ્રીયુત રતનશીભાઈ ખીમજીએ ઉભા થઈ કહ્યું કે આવતીકાલે આપણે મોકલેલ આમંત્રણને માન આપનારા તેમજ સનાતન ધાર્માવલંબી મહેમાનો આવશે તેઓના સત્કાર માટે યોગ્ય સાધનોનો બંદોબસ્ત આપણને અત્યારથી જ કરવાનો છે. તેમજ **મહારાજશ્રી ઓધવદાસજી** પણ આવતીકાલે મિસ્ત્રી જ્ઞાતિના કેટલાક પ્રતિષ્ઠીત મહાશયો સાથે આવવાના સમાચાર મળ્યા છે તેમના સત્કાર કરવા વિગેરેના ખાસ પ્રબંધ કરવો જરૂરી છે. સિવાય ઉત્સવમાં ભાગ લેવા આવનાર આપણા જ્ઞાતિ બંધુઓ મોટી સંખ્યામાં હાજરી આપશે તેઓની સગવડ સાચવવાની વ્યવસ્થા કરવાની હજુ બાકી છે અને આપણા **શ્રીયુત મુરબ્બી શ્રી પોપટલાલભાઈ** પણ આવતીકાલે પધારવાના છે તેઓ સર્વેનો યોગ્ય સન્માન તેમજ સરભરા કરવાની આપણી જવાબદારી હોવાથી આજની સભાનું કામ વધારે વખત લંબાય તેવા સંજોગો નથી તોપણ જ્ઞાનવેતા પુજ્યશ્રી પ્રેમજી મહારાજ આપણી પરિસ્થિતિ તથા પ્રવૃતિ સંબંધે પ્રવચન કરી પોતાનો અતિ ઉપયોગી અભિપ્રાય વ્યક્ત કરશે એવી મારી તેઓશ્રીને પ્રાર્થના છે.

પ્રિય ભાઈઓ આપણે ઉચ્ચ હિન્દુ જ્ઞાતિને શોભે તેવા પંદર ઠરાવો ઘડી તૈયાર કર્યા છે જે આજે દિવસના ભાગમાં આપણા ગામના તથા વિરાણીથી પધારેલા આગેવાન મુરબ્બીઓ સમક્ષ વાંચી પાસ કરાવ્યા. જે આપને વાંચી સંભળાવું છું અને તેમાં ફેરફાર કરવા જેવું જણાય તો સુચના કરશો એટલે યોગ્ય ફેરફારો કરી શકીશું. બાદ ઠરાવો વિવેચન પુરસર વાંચી સંભળાવ્યા હતા તેમાં બે ઠરાવોમાં સુધારો કરવાની સભામાં બેઠેલા ભાઈઓ તરફથી સુચના કરવામાં આવી હતી જેની નોંધ લીધા બાદ સભાએ હર્ષનાદ તેમજ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની જય ગર્જનાથી ઠરાવો પાસ કરી વધાવી લીધા હતા. (ઠરાવો અન્યત્ર આગળ આપવામાં આવ્યા છે.)

બાદ **મહારાજશ્રી પ્રેમજી મહારાજએ** ઉભા થઈ વિવેચન કર્યું હતું. **સભાપતી  મહોદય, સૌજન્ય સદ્‌ગ્રહસ્થો અને ભાગ્યવાન ભગીનીઓ!**

આજનો આપણો આ અવર્ણનીય પ્રસંગ જોઈ અત્યંત આનંદીત થયો છું આપ સર્વેની ધર્મ પ્રત્યે આવી ઉંચ અભિલાષાઓ જોઈ અભિનંદન આપું છું. પરમકૃપાળુ શ્રી લક્ષ્મીનારાયણ ભગવાન આપની શ્રદ્ધા, ભાવ, અને ભક્તિમાં વધારો કરે એવી મારી શુભેચ્છા છે. તમારા ધાર્મીક તેમજ સામાજીક પરીવર્તનો જોઈ મને પુર્ણ સંતોષ થયો છે. **ભાઈશ્રી રતનશીભાઈએ પંદર ઠરાવો** વાંચી સંભળાવ્યા અને તે એક એક ઠરાવો ઉપર પુરેપુરૂ વિવેચન કરી ખુલાસાવાર સમજાવ્યું છે તે આપ સર્વેને ઠીક પ્રમાણમાં અસરકર્તા જણાયા છે. જેનો ભાસ આપના ઉત્સાહપૂર્વક ભગવાનની જય ગર્જના તેમજ તાળીઓના અવાજથી સમજાઈ આવે છે. જે ભાવ ઠરાવોમાં તમોએ બતાવ્યો છે. તે ઠરાવો તમારા હૃદયમાં ધરી ઘર અને વહેવારમાં તેનું પ્રતિપાલન કરી બતાવજો. કેવળ કાગળ ઉપર લખાઈ ગયા એટલે અમોએ સુધારા કર્યા એવું કોઈએ માની લેવાનું નથી એ તો જ્યારે તમો વહેવારમાં મુકી અમલ કરશો ત્યારે જ તમારા વિચારોનું પરીવર્તન થતાં ધાર્મિક તેમજ સામાજીક સુધારા થઈ શકશે. એ ઠરાવો પાળવાની ફરજ કચ્છમાંના તમારા તમામ જ્ઞાતિભાઈઓની છે. તો પણ નખત્રાણા વાળા ભાઈઓ ભગવાનની મંદિરમાં પ્રતિષ્ઠા કરવાના છો અને તે કામમાં દરેક પ્રકારની સહાયતા આપનાર ત્રણે વાસવાળાને માટે આ ઠરાવો કે જે ઉંચ આદર્શયુક્ત છે તેને પ્રથમ પાળવાની ખાસ આવશ્યકતા છે. કારણ કે એ સુધારો તમોએ તમારા ઘરને આંગણેથી જ કરવાનો પ્રયત્ન કર્યો છે જેથી તેને સફળ બનાવવાને ભગવાન તમોને બુદ્ધિબળ અને શક્તિ આપે એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

આજે જે કંઈ કામ થઈ રહ્યું છે તે પ્રશંસનીય છે રતનશીભાઈના કહેવા પ્રમાણે આજની સભા વહેલી બરખાસ્ત કરવાની હતી પરંતુ ઠરાવો વાંચવા અને તેમનું સ્પષ્ટીકરણ કરવું તેમાં તો વખત જોઈએ જ ને ? આવા ધાર્મીક કાર્યમાં ધારવા કરતાં વધારે ટાઈમ તો થઈ જ જાય. આજે તમોને તમારા ઠરાવોનું યથાર્થ પાલન કરવા જેટલી જ ભલામણ આપી શક્યો છુ કારણ કે સમયનો અભાવ છે. ચારે તરફ નજર રાખવી જ જોઈએ. આવતીકાલના પ્રોગ્રામ મુજબ પણ અત્યારથી જ ખુબ તૈયારી કરી રાખવાની ખાસ જરૂર છે અને તેમાં તમો સર્વે રોકાવાના છો જેથી મારું વિવેચન આવતીકાલે કરીશ અને ઈશ્વરે આપેલ બુદ્ધિ અનુસાર કહી સમજાવીશ. ૐ શાંતિઃ

ત્યારબાદ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના જય નાદોથી પ્રમુખ સાહેબે સભા વિસર્જન કરી હતી. તે પછી સર્વે ભાઈઓને યોગ્યતા પ્રમાણે કામકાજ સોંપવામાં આવ્યા હતા અને ઉત્સાહથી પોતપોતાની ફરજ સમજી કામકાજ કરવા લાગ્યા.

## સંવત ૧૯૯૩ ના માસ વૈશાખ સુદી ૧૦ ને બુધવાર{VSAK:19-May-1937} ની કાર્યવાહી

આજનો દિવસ અવર્ણનીય હતો, જ્ઞાતિ અને સનાતન ધર્મપ્રિય ભાઈઓમાં આનંદ અપાર હતો. કારણ કે ધર્મ અને જ્ઞાતિ પ્રિય ભાવનાને માન આપી કચ્છના ગામેગામથી આપણા જ્ઞાતિભાઈઓ સારી જેવી સંખ્યામાં આવવા લાગ્યા. આવનારના હૃદયો હર્ષથી ઉભરાઈ રહ્યાં હતાં, તેમનું સન્માન સામૈયાં કરી આપણા કાર્યવાહકો અને જ્ઞાતિભાઈઓ ઉત્સાહપૂર્વક સત્કાર કરી રહ્યા હતા. સામૈયામાં બહેનોનાં સુંદર ગીતોથી વાતાવરણ વધારે આનંદમય બની રહ્યું હતું. વાજીંત્રોના મધુર નાદોથી સામૈયાના દ્રષ્યમાં શોભાનો વધારો ઠીક થઈ રહ્યો હતો.

ભ્રાતૃ મીલનનું દ્રશ્ય અલૌકીક જણાતું હતું, વિખુટા પડેલા હૃદયો પરસ્પર ભેટી મેજબાનોને મંદિરના ભવ્ય મંડપમાં માન સહીત લાવવામાં આવ્યા હતા. મધ્યાન્હ પછી બે વાગે આપણા જ્ઞાતિ  કુળભુષણ માનનીય રા.રા. મહેરબાન મુરબ્બીશ્રી પોપટલાલભાઈ (ભુજ વરિષ્ઠ કોર્ટના આસીસટન્ટ જજ) તથા તેઓશ્રીના લઘુ બંધુ કાશીરામભાઈ તથા તેમાં ચી.ભાઈશ્રી વિગેરે પધાર્યા અને ઈશ્વરનગર (વાંઢાય) ગુરૂકુળના સંસ્થાપક મહારાજશ્રી ઓધવદાસજી તથા તેઓશ્રીના સાથે મીસ્ત્રી જ્ઞાતિના સન્માનનીય પાંચ સદગ્રહસ્થો પણ પધાર્યા હતા. તેઓ બધાઓને ઉપરોક્ત સામૈયાની રીતે સહર્ષથી સત્કાર કરી મંડપમાં સભાસ્થાને તેડી લાવ્યા. સભાસ્થાન ત્રણે પાંચાડાના પધારેલા આપણા જ્ઞાતિભાઈઓ તથા સનાતન  ધર્મને ચાહનારા અન્ય સદ્ગ્રહસ્થોથી ઉભરાઈ રહ્યો. માનવ સાગરનું અલૌકીક દ્રશ્ય જોનારને અનંત આનંદ આપી રહ્યું હતું. સભાસ્થાનના આજુબાજુના રસ્તાઓ માનવ સમુહથી  ભરપુર થઈ ગયા હતા. ગામના પ્રતિષ્ઠિત સદગ્રહસ્થો તેમજ નખત્રાણાના મહેરબાન  થાણદાર સાહેબ તથા અન્ય અધીકારી વર્ગ પધાર્યા હતા.

આજના દિવસની સભા ત્રણ વાગે ભરવામાં આવી હતી તે સમયે **ભાઈશ્રી રતનશી ખીમજીએ** ઉભા થઈ જણાવ્યું કે :-

ગંગાસ્વરૂપ વ્હાલા જ્ઞાતિભાઈઓ, પુજ્ય માતાઓ અને બહેનો તેમજ સભાસ્થાને પધારેલા સદ્ગ્રહસ્થો.

આજના ઉત્સવ પ્રસંગે પધારેલા આપણા મુરબ્બી શ્રીયુત મહેરબાન પોપટલાલભાઈ પધાર્યા છે તેઓશ્રી પાસે હું શિયાળામાં કચ્છથી મુંબઈ જતાં ભુજ ગયો હતો જે સમયે ભગવાનની પ્રતિષ્ઠાની ચોક્કસ તીથી નક્કી  થઈ નહોતી, તો પણ તેઓ મુરબ્બીશ્રીને ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના મંદિરમાં પ્રતિષ્ઠા પ્રસંગે પધારવા મેં વિનંતી કરી હતી. જેનો મુરબ્બીશ્રીએ સ્વીકાર કરી પ્રતિષ્ઠા પ્રસંગે હાજરી આપવા વચન આપ્યું હતું. ત્યારબાદ હાલમાં મુંબઈથી આવી પત્ર લખી આપેલ વચનની યાદ દેવડાવી દશમના પધારવા નખત્રાણાથી પત્ર લખ્યો હતો. જેના પ્રત્યુતરમાં દશમના લગભગ બે વાગ્યાના સુમારે પહોંચી આવવાના ખબર આપ્યા હતા અને તે પ્રમાણે તેઓ શ્રી પધાર્યા છે જેથી તેઓશ્રીનો આપણી જ્ઞાતિ બંધુઓ તરફથી ખરા અંતઃકરણપુર્વક આભાર માનું છું.

તે સિવાય મહારાજ **શ્રી ઓધવદાસજી મુંબઈમાં ઈશ્વરનગર (વાંઢાય) ગુરૂકુળને માટે ફંડ** ઉઘરાવતા હતા. તેવી જાણ થતાં મુરબ્બીશ્રી રાજારામભાઈ  અને  હું એમ બંને જણા તેઓશ્રી **વડગાદી લોખંડવાળાના માળમાં** કથા પ્રવચન કરતા હતા ત્યાં ગયા  અને પ્રવચન સમાપ્ત થયા બાદ મહારાજશ્રીએ અમોને આવવાનું કારણ પુછતાં. અમોએ કચ્છ-નખત્રાણાના **નવાવાસમાં ભગવાનશ્રી લક્ષ્મીનારાયણનું મંદિર બંધાવ્યું છે તેમાં પ્રાણમૂર્તિની પ્રતિષ્ઠા** પ્રસંગે આપની હાજરીની આવશ્યકતા છે અને મોડામાં મોડા દશમના નખત્રાણે પધારવાનું નખત્રાણાવાસી ભાઈઓ તરફથી આપને અમો આમંત્રણ આપીએ છીએ.

એ સાંભળી **મહારાજશ્રી** બોલ્યા કે ઘણું ખુશી થવા જેવું છે કે **કણબીઓ નખત્રાણામાં લક્ષ્મીનારાયણ ભગવાનનું મંદિર બંધાવી મૂર્તીની પ્રતિષ્ઠા કરાવે છે** અને તેવા પ્રસંગ ઉપરે પધારવા મને આમંત્રણ મળે છે એ જાણી હું તમારી જ્ઞાતિનાં અહોભાગ્ય માનું છું અને તેવા પ્રસંગ ઉપર મારી હાજરીની જરૂરત હોવાનું જણાવો છો જેથી આપની ઈચ્છાને આધીન થઈ વૈશાખ સુદી ૧૦ {VSAK:19-May-1937} નખત્રાણે પહોંચી આવવાનું વચન

આપું છું અને અહીં ગુરૂકુળના માટે ફંડ ઉઘરાવવાનું અધુરૂ રહેલું કામ મારા અહીંના ગ્રહસ્થોને સોંપીને જરૂરથી ત્યાં પહોંચી આવીશ. વિશેષમાં કહ્યું કે તમારી જ્ઞાતિ માટે જ્યારે કહેશો ત્યારે હાજર રહીશ. એ વચનાનુસાર મહારાજશ્રી પધાર્યા છે. જેથી આપણા ભાગ્યને ધન્યવાદ માનીએ છીએ. તે સિવાય આપણી આજની કાર્યવાહી તરીકેની આજની સભામાં પ્રમુખ તરીકેની દરખાસ્ત શ્રીયુત મુરબ્બી શ્રી શીવજીભાઈ જેઠા પટેલની મુકું છું, આશા છે કે આપ સર્વે ભાઈઓ સહમત થાશો એ દરખાસ્તને **શીવજીભાઈ કાનજી પારસીઆએ અનુમોદન આપતાં મુરબ્બીશ્રી શીવજીભાઈએ તાળીઓના ગડગડાટ વચ્ચે તેમજ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના જયનાદ વચ્ચે પોતાનું આસન લીધું હતું.**

**એક તરફ વિદ્વાન બ્રાહ્મણો પવિત્ર વેદોચ્ચારથી ધર્મ વિધી કરી રહ્યા હતા જ્યારે બીજી તરફ પ્રભુ પ્રાર્થના થયા બાદ સભાનો કાર્યક્રમ શરૂ કર્યો હતો.**

**પ્રથમ ભાઈશ્રી રતનસી ખીમજીએ માનનીય જ્ઞાતિ શુભેચ્છક મુરબ્બી શ્રી પોપટલાલભાઈને અપાયેલ માનપત્ર વાંચી સંભળાવ્યું હતું.**

## માનપત્ર

### શ્રીયુત સદગુણાલંકત સૌજન્ય સાગર શ્રીમાન માન્યવર મુરબ્બિ શ્રી પોપટલાલભાઈ તથા સુજ્ઞ બંધુ શ્રી કાશીરામભાઈ શીવલાલભાઈની પવિત્ર સેવામાં વિનંતી.

આપશ્રીએ અમારા આમંત્રણને માન આપી આપના અમુલ્ય અને કીંમતી વખતનો ભોગ આપી ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મુર્તીની પ્રતિષ્ઠા પ્રસંગે જ્ઞાતિની ઉજ્જવળ કીર્તી નીહાળવા તેમજ આ શુભ કાર્ય પ્રત્યે આપની ભાવના વ્યક્ત કરવા પધાર્યા છો તે માટે અમો આપનો ખરા અંતઃકરણપુર્વક ઉપકાર માનીએ છીએ.

આજથી લગભગ વીસ વર્ષ ઉપર મુંબઈ મધ્યે વડગાદી લોખંડવાળાના માળામાં સમગ્ર કડવા પાટીદાર જ્ઞાતિભાઈઓની પરિષદ મળેલી હતી, તેમાં કચ્છ, કાઠીયાવાડ,નીમાડ, માળવા, ગુજરાત, ખાનદેશ વિગેરે સ્થળેથી જ્ઞાતિભાઈઓ પધાર્યા હતા અને તે પરિષદમાં આપશ્રીએ પ્રમુખપદનું સ્થાન સ્વીકારી આરંભેલા કામને દિપાવ્યું હતું. એજ પ્રમાણે આજના માંગલીક ઉત્સવમાં આપ પધાર્યા છો તે જોઈ અમોને અત્યંત આનંદ થાય છે.

અમો ધાર્મિક રસ્તો ભુલેલા કે જેને આજ લગભગ પાંચપાંચ સદીઓના વહાણા વાઈ ગયાં છે. અમો ભુલેલાને કચ્છ સિવાયના પ્રદેશમાં વસતા જ્ઞાતિભાઈઓના સદ્‌બોધ અને ઉપદેશથી તેમજ પુર્વે ભરાયેલી અખીલ હિન્દ કડવા પાટીદાર પરિષદના સ્તુત્ય પ્રયાસોથી આત્મભાન થતાં અમોએ અમારી ભુલ સુધારી ખરે રસ્તે ચડ્યા. જેનો દાખલો આપ મુરબ્બી સમક્ષ પ્રત્યક્ષ મોજુદ છે. જેના માટે આપશ્રીને અમોએ તકલીફ આપી છે.

અમોને કહેતાં અત્યંત આનંદ થાય છે કે અહીંયા ગામ નખત્રાણામાં જ સંવત ૧૮૩૨{Year:1975-76} ની સાલમાં ગોર તથા ભાટને રજા આપી પીરાણાપંથી હોવાનો નીંધ ઠરાવ કચ્છના જ્ઞાતિભાઈઓએ ભેગા બેસી નક્કી કરેલો હતો. તે જ ગામના પુર્વનિવાસ નામે (નવાવાસ)માં સમગ્ર ભાઈઓની સંમતી અને મદદથી આપણી કડવા પાટીદાર જ્ઞાતિને શોભે તેવો તેમજ હિન્દુ જ્ઞાતિઓમાં દરેક રીતે ભળતા રહી શકીએ તે પ્રમાણે ભગવાન શ્રી

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

લક્ષ્મીનારાયણનું શીખરબંધ મંદિર બાંધીને મુર્તીની પ્રતિષ્ઠા કરવાનો શુભ અવસર પ્રાપ્ત કરી શક્યા છીએ. તેવા શુભ અવસર ઉપર આપ પધારી અમોને આભારી કર્યા છે તે માટે પુનઃ આપનો આભાર માનીએ છીએ અને એવા શુભ પ્રસંગ ઉપર ભવિષ્યમાં પણ આપણી જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં પધારી ઉત્સાહમાં અભિવૃદ્ધિ કરી હૃદયની ખરી ભાવનાના ઝરણામાંથી અમૃતધારા વરસાવતા રહેશો.

| | |
|---|---|
| નખત્રાણા | એ જ ઈચ્છતા અમો છીએ |
| મીતી વૈશાખ સુદ ૧૦ બુધવાર ૧૯૯૩ | **ગામ શ્રી નખત્રાણાના ત્રણે વાસવાળાઓ** |
| {VSAK:19-May-1937} | આપના જ્ઞાતિબંધુઓ |

ઉપરોક્ત માનપત્રને સભાએ હર્ષનાદથી વધાવી લીધું હતું.

તે પછી **રતનશીભાઈએ મુરબ્બીશ્રી પોપટલાલભાઈને** આજની રાત્રી રોકાઈ જવાની વિનંતી કરી હતી. જેના જવાબમાં તથા માનપત્રના પ્રત્યુત્તરમાં તેઓશ્રીએ જણાવ્યું કે :-

બંધુઓ ! આથી પહેલાં મને માનપત્ર મળ્યાં હશે પરંતુ આજનું માન વિશેષ છે. જો હું કચ્છ રાજ્યનો ઓફીસર થઈ ન આવ્યો હોત તો વધારે સારું હતું.

**સવંત ૧૯૭૨{Year:1915-16} માં હું મુંબઈ હતો** તે સમયે જ્ઞાતિ પરિષદ મળી હતી એ સભામાં બેઠેલા ભાઈઓને તે વખતના શબ્દો યાદ હશે તેના પરીણામે અત્યારની પ્રવૃતિ તેમજ આ કામ થયું છે તે જોઈ હું ખુશી થાઉં છું.

મને રાત્રી રોકાવાનો આગ્રહ થાય છે આપને જોઈને જવાનું મન થાતું નથી, પણ ચાલી શકે તેમ નથી. વધારે વખત રોકાવાનું પ્રથમથી જ કહેવામાં આવ્યું હોત તો વધુ સમયનો ભોગ આપી શકતે જેથી રાત્રી ન રોકાઈ શકવા માટે દિલગીર છું.

રાત્રીની સભામાં હાજર છું એમ માની લેજો અને વીસ વરસની મહેનતને સફળ કરજો. એમ કહી **શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનને કોરી ૧૦૦ ભેટ ધરી હતી જે ભગવાનશ્રી લક્ષ્મી નારાયણના જયનાદથી સ્વીકારવામાં આવી હતી.**

બાદ પ્રમુખ સાહેબની વતીથી તેમની સુચના અને કહેવા પ્રમાણે ભાઈશ્રી રતનશીભાઈ બોલ્યા હતા કેઃ-

**વ્હાલા ગંગા સ્વરૂપ જ્ઞાતિ ભાઈઓ પુજ્ય માતાઓ અને બહેનો પુજનીય મહાત્માશ્રી તથા પધારેલા નાગરીક સદગ્રહસ્થો.**

આજે પ્રમુખ સાહેબે પોતા તરફથી મને સભા સમક્ષ બોલવાનું કહ્યું છે અને મને સમજાવેલ તે પ્રમાણે હું બોલીશ અને **તે બોલેલું પ્રમુખ સાહેબનું છે** અથવા **પ્રમુખ સાહેબ બોલે છે** એમ માની લેજો.

અમારા આમંત્રણને માન આપી આપણી જ્ઞાતિના કે જેઓ ગુજરાતના વતની છે અને હાલમાં **ભુજની વરિષ્ઠ કોર્ટના આસીસ્ટન્ટ જજ છે.** તેઓ શ્રી આપણી તરફ ભાવ બતાવીને પધાર્યા છે તેમજ પુજનીય મહાત્માશ્રી ઓધવદાસજી તથા ગામમાંથી **મહેરબાન થાણદાર સાહેબ** તથા **સ્થાનીક અધિકારી** વર્ગ અને **પ્રતિષ્ઠીત નાગરીક**

**સદગ્રહસ્થોએ** પધારી સભાસ્થાનને શોભાવ્યું છે માટે હું આપ સર્વેનો **ખરા અંતઃકરણપુર્વક આભાર માનું છું.**

અમારા ગામશ્રી નખત્રાણાના આમંત્રણને માન આપી આપ જ્ઞાતિ ભાઈઓ ગામે ગામથી તથા મુંબઈ તેમજ કરાંચીથી પધાર્યા છો અને તે પણ શીખરબંધ નિજ મંદિરમાં ભગવાનશ્રી લક્ષ્મી નારાયણની મૂર્તીની પ્રતિષ્ઠા થાય છે તે પ્રસંગે મારી વ્હાલી જ્ઞાતિના ધાર્મિક વિચારોમાં ફેરફાર થયા છે તે જાણી હું બહુ જ ખુશી થાઉં છું.

ભાઈઓ ! મારા પોતાના વિચારો પણ એક સમયે સુધારાવાળાથી જુદા હતા અને તેઓને મહાત કરવાના બનતા દરેક પ્રયત્નો સીધી કે આડકતરી રીતે કરી રહેલા હતા. પરંતુ **પરમકૃપાળુ પરમાત્માએ** આપણને **સદ્‌બુદ્ધિ** આપી કે જેથી આપણા વિચારો સુધારાવાળા ભાઈઓને મળતા થયા અને તેનુ શુભ પરીણામ. આપણી સામે મોજુદ છે. જે માટે આપ સર્વે ભાઈઓ દુર દુરથી તકલીફ વેઠી પધાર્યા છો.

આ શુભ પ્રસંગમાં પણ એક વાતનો ખેદ થાય છે કે આપણા સુધારકોમાં બે પક્ષ પડી ગયા એ બહુ ખોટું ગણાય. આજથી પહેલાં હું એમ જાણતો હતો કે અમુક અંશે થોડો ઘણો મતભેદ હશે તે ટાળી શકાશે પણ મતભેદે તો એટલું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે કે આપણામાંનો એક પક્ષ જેઓએ દેહ શુદ્ધિ પ્રાયશ્ચિત કરાવી નાત સાથે ખાવા પીવાનો વહેવાર તોડી નાખ્યો છે તે પક્ષ અહીંયા જણાતો નથી. તે જોતાં દુઃખ થાય છે કે તે ભાઈઓને આમ રીસાઈને બેસી રહેવું નહોતું. આપણે ત્યાં આજ **ધર્મના સ્થંભરૂપ મહાત્માઓ છે** તેમજ **પુજ્ય મુરબ્બીશ્રી પોપટલાલભાઈ જેવા પ્રખર નેતા** તેમજ ન્યાય અન્યાય સમજીને ઈન્સાફ આપે તેવા કાબેલ **ગુણગ્રાહી વિદ્વવાનો** છે તેવાઓ આગળ આપણા મતભેદ સંબંધી હકીકત રજુ કરી તોડ કહાડવાનું કહીએ તો અવશ્ય બેઉ પક્ષને સંતોષકારક ફેંસલો આપી શકતે.

પરંતુ મતભેદનો દાવાનળ સળગી ઉઠે અને વાતાવરણ ઉગ્ર બને એ હેતુથી વરસોથી ભરાયેલ પરિષદોના રીપોર્ટની ચોપડીમાં મારા સંબંધમાં બોલાયેલ ભાષણોના **પાનામાં લાલ પેન્સિલનાં નિશાન કરી નારાયણજી-રામજીભાઈ વિરાણીવાળાએ** મને મોકલાવેલ કે તમારા માટે આવું આવું બોલનાર ભાઈને તમો મંદિરમાં મુર્તીની પ્રતિષ્ઠામાં અગ્રેસર બનાવી તેડાવો છો તે તમારું ભલું શું કરશે અને એ ચોપડી જાણે હાલમાં થોડાક દીવસો ઉપર છપાયેલ હોય તે પ્રમાણે મને ચેતાવવામાં આવ્યો હતો. પરંતુ મંદિરની પ્રતિષ્ઠાના અંગે, કામકાજ કરવાવાળા મુખ્ય કાર્યવાહક ભાઈઓને એ વાતની જાણ થઈ અને તરત જ મારી પાસે આવીને એ ચોપડી જોવા માંગી અને તે મેં આપી ત્યારે તે ભાઈઓએ રીપોર્ટ જોઈને મેં કહ્યું કે એ તો પંદર વરસની વાત છે કે જે સમયે આપણે સુધારકોને હેરાન પરેશાન કરવાની પેરવીઓ કરતા હતા. જેથી તે બાબતો પરીષદોમાં ચર્ચાયેલી અને તેનો રીપોર્ટ બહાર પડ્યો તે આ ચોપડી છે ત્યારે મને વિચાર થયો કે તે સમયે તો અમો આગેવાન ગેઢેરાઓ સુધારકો ઉપર જુલમ ગુજારતા અને તેઓએ લખ્યું છે તે કંઈ ખોટું નથી. એમ સમજી **નારાયણભાઈની મોકલાવેલ ચોપડીને એક બાજુએ મુકી દીધી** અને સુધારકો તરફ ઘડીભર અણગમો ઉત્પન્ન થયો હતો તેનું વિસ્મરણ થઈ માન ઉપજ્યું. અને **નારાયણભાઈ પ્રત્યે મને તિરસ્કાર આવ્યો કે** એ ચોપડી મોકલાવીને તેઓ જાણી જોઈને આવા શુભ પ્રસંગમાં વિઘ્ન નાંખવાની બાજી રચી છે. તેમજ તેઓ આવા જ્ઞાતિ અભ્યુદયના કામમાં હાજર ન રહેતાં મુંબઈ જતા રહ્યા અને તેઓ (શુદ્ધિવાળા)માંથી પણ કોઈ ભાઈ આવ્યા નહીં.

ભાઈઓ ! કહેવાનો તાત્પર્ય એજ કે આવા શુભ કામમાં કોઈપણ ઉપાયે વિઘ્ન ઉભુ થાય અને કામ નિર્વિઘ્ને સમાપ્ત ન થાય એ હેતુથી કદાચ રીપોર્ટની ચોપડી મોકલાવી હશે, પરંતુ આ કામ તમારું કે મારુ અંગત નથી પરંતુ ભગવાનનું છે. જેથી આવા ભગવાનના કામમાં તો કોઈ પણ દ્વેશીલી વ્યક્તિની સીધી કે આડકતરી રીતે ડખલગીરી ચાલી શકે નહી. કોઈપણ જ્ઞાતિ બંધુને એવો દ્વેશ ભાવ રાખવો ઘટે નહી અને આપ પધારેલા જ્ઞાતિ ભાઈઓ સર્વને ભલામણ કરું છું કે અદેખાઈ તમો કોઈ રાખશો નહી અને ઉત્સાહભેર જ્ઞાતિ સુધારાના કામને સાથ આપજો અને આજથી અગાઉ પાંચ સભાઓ મળેલી છે તેમાં ભાષણો થયા છે તે પ્રમાણે જે સુધારો કરો તે નાત સાથે ખાવાપીવાનો વહેવાર રાખીને કરજો અને તેથી જ આપણને જે ધાર્મિક તેમજ સામાજીક સુધારા કરવા છે તેમાં ફળીભુત થઈ શકીશું અને સભામાં ભગવાનના કામ નિમિત્તે જે જે ભાઈઓ માતાઓ અને બહેનો પધાર્યા છો તે માટે ફરીથી આપ સર્વેનો ઉપકાર માનું છુ અને મારું બોલવું પુરું કરું છું.

“ઉપર પ્રમાણે પ્રમુખ શ્રીયુત પટેલ શીવજીભાઈ જેઠાના કહેવાથી ભાઈશ્રી રતનશી ખીમજી સભામાં બોલ્યા હતા.”

ત્યારબાદ **મહારાજશ્રી ઓધવદાસજીએ ઉભા થઈ જણાવ્યું કે** :- તમારી જ્ઞાતિમાં ભણેલાનો દાખલો મોજુદ છે, આજે જે કંઈ જાગૃતિ જોઈએ છીએ તે ભણતરથી જ થઈ છે, પરદેશ ફર્યા અને ભણ્યા તેમજ હીન્દુ ધર્મનાં શાસ્ત્રો સાંભળ્યાં. અભ્યાસ પણ કર્યો પરીણામે પોતાની ભુલ સમજાણી અને સુધારી, તે સર્વે જોઈ શકો છો. મને બધી જ્ઞાતિ પ્રત્યે સરખું માન અને પ્રેમ છે. મારા ગુરુ તમારી જ્ઞાતિના વેલાણી સાંખના હતા જેથી એમ સમજું છું કે હું પણ આ જ્ઞાતિમાં જન્મેલો છું. **તમારી જ્ઞાતિ ચોખી છે રસોડો ચોખો છે આહાર શુદ્ધ અને સાત્વિક છે** એટલે એકંદરે પવિત્ર છે. મોટો ભાગ ખાદી પહેરે છે, ખર્ચા પણ ટુંકા છે, કેટલીક બાબતમાં કઢંગા ખર્ચા છે તે કહાડવા જોઈએ તે રાત્રિની સભામાં સમજાવીશ.

પીરાણા પંથ રૂપી વાડામાંથી નીકળી તમોને સોનાની બેડીઓ પહેરાવવામાં આવી છે. આજે **લક્ષ્મીનારાયણનું મંદિર સ્થપાયું** છે તે તમારા ઉદ્ધાર માટે છે, નહિ કે સ્વાર્થાંધ બ્રાહ્મણો કે બાવાઓ માટે. તમે જે કંઈ રકમ એકઠી કરી શકો તે **બ્રહ્મચારીઓને વિદ્યા ભણાવવામાં વાપરજો વિદ્યા એજ ખરુ ધન છે** અને તે પ્રમાણે તમે કરી પણ શકશો. આજે તમારી નાતની આર્થિક સ્થિતિ સારી છે રાજામહારાજા કે શાહુકારોથી ન થઈ શકે તે તમારા સંપ અને સંગઠનથી કરી શકશો. **બાળકોને વિદ્યા ભણાવવામાં દ્રવ્ય ખરચજો.** વિદ્યા આજકાલ કોલેજોમાં અપાય છે તેવી તમોને નહિ જોઈએ એવી વિદ્યાથી દુર રહેજો એથી તમારું શ્રેય નહિ થાય. ડીગ્રી મેળવેલા કેટલાએ નોકરી ન મળવાને કારણે ભટકતા જોવામાં આવે છે પરીણામે કંટાળીને આપઘાત કરવાના દાખલાઓ બનતા હોવાનું પણ સાંભળવામાં આવે છે.

ખેતી ઉત્તમ છે. ખેતીના ઉદ્યોગથી જ સર્વસ્વ થાય છે અર્થાત્ મુખ્ય ખેતી ઉપર જ મનુષ્ય માત્રનો આધાર છે. વિદ્યા ભણીને પણ ખેતી મુકતા નહી ખેતીમાં સુધારો કરજો અને ખેતી વિકાસ પામે તેવા બનતા દરેક પ્રયત્નો કરતા રહેજો. ખેતીનું શિક્ષણ વિદ્યાભ્યાસ દરમ્યાન મળી શકે અને ખેતી સારી હાલતમાં વિકાસ પામે તેવી યોજના થઈ શકે તેવી સ્કુલોની આપણને જરૂરત છે તે તમો ધારો તો કરી શકો તેમ છે. તમારા બાળકોને વિદ્યાભ્યાસ કરવા

માટે ગુરૂકુળ ઈશ્વરનગર (વાંઢાય)માં હજારો રૂપીયાના ખર્ચે મકાનો બંધાવી તૈયાર કરેલ છે ત્યાં મોકલજો. વધારે વિવેચન રાત્રિની સભામાં થાશે.

**શીવજીભાઈ કાનજીભાઈ પારસીઆએ ઉભા થઈ જણાવ્યું કે :-**

**મહેરબાન પ્રમુખ સાહેબ, વ્હાલા જ્ઞાતિભાઈઓ, માતાઓ અને બહેનો તથા પધારેલા સદ્‌ગૃહસ્થો.**

આજની સભાનું કામકાજ જોતાં મને બહુજ આનંદ થાય છે અમો કરાંચીથી રણ રસ્તે થઈને આ સમારંભમાં ભાગ લેવા આવ્યા છીએ જે તકલીફ આજ હજારો ભાઈ બહેનો એકત્ર થયેલા જોઈ વિસરી જાય છે અને રા.રા.મહેરબાન શ્રીયુત **મુરબ્બી શ્રી પોપટલાલભાઈ** આમંત્રણને માન આપી પધારી આપણને અલભ્ય લાભ આપ્યો છે તે જોઈ મારું હૃદય પ્રફુલ્લીત થાય છે તેમજ **પુજ્ય મહાત્મા શ્રી ઓધવદાસજીના** વચનો સાંભળી આનંદ થાય છે. વિદ્યા અને **ખેતીનાં શિક્ષણ ઉપર ભારપુર્વક જણાવ્યું છે.** જે આપણે કરી શકીએ તેમ છે અને તે માટે લાખો રૂપીયાના ખર્ચે મકાને બંધાવ્યાં છે જેમાં ધાર્મિક શિક્ષણ પ્રાધાન્યપદ આપવામાં આવ્યું છે માટે આપણને **ગુરુકુળમાં વિદ્યાભ્યાસ** અર્થે બાળકોને મોકલવા જોઈએ.

અમો અજ્ઞાન અને ભોળી જ્ઞાતિને દિન પર દિન આપ મહાત્માઓ અમૃતમય વચનોથી ઉપદેશ આપી સન્માર્ગે દોરશો એજ અભિલાષા.

ત્યારબાદ **ભાઈ શ્રી રતનશી ખીમજીએ** જણાવ્યું કે આજે રાત્રીની સભા છે આજથી પહેલાં પાંચ સભાઓ ભરાઈ ગઈ છે. તેમાં જે ભાઈઓ તથા બહેનોએ નિયમીત પધારી ઉજાગરો સહન કરી લાભ લીધો છે તેને ધન્યવાદ આપવો ઘટે છે સાથે સાથે બે દીવસ વધારે ઉજાગરો તેમજ તકલીફ સહન કરજો. કારણ કે ખરા મુદ્દાનું કામ પણ હવેથી થવાનું છે આથી અગાઉ સમજાવવામાં હું એકલો હતો હવે ઓથ મળ્યો છે. ઉપદેશ કરવાવાળા ધર્મ સ્થંભો આવી ઉભા છે તેઓશ્રીની જેટલી પ્રશંસા કરીએ એટલી ઓછી છે નામના લખેલ કાગળને માન આપી પોતાના કીંમતી વખતનો ભોગ આપી **શ્રીયુત મુરબ્બી શ્રી પોપટલાલભાઈ** પધારી આપણને લાભ આપી શ્રમ ઉઠાવ્યો છે તે માટે સમગ્ર જ્ઞાતિ તરફથી તેઓશ્રીનો ઉપકાર માનું છું જ્ઞાતિ સેવા કરનારા મારા ભાઈઓએ યાદ રાખવાનું છે કે જ્ઞાતિ સેવા કરવામાં તન, મન અને ધનનો ભોગ આપી **કર્તવ્ય પરાયણ** થવું જોઈએ.

**શ્રીયુત મુરબ્બી શ્રી શીવજીભાઈ પટેલે** આજની સભાનું **પ્રમુખસ્થાન** લીધું છે અને આ કામમાં સાથ આપ્યો છે અને હવે પછી પણ આવા સમારંભો ગોઠવાય તેમાં આગળ પડતો ભાગ લે અને એવા પ્રસંગો લાવવાના બનતા દરેક પ્રયત્નો કરે એમ હું ઈચ્છું છું.

આવા જ્ઞાતિ અભ્યુદયના કામોમાં કોઈ ઈર્ષાળુ વ્યક્તિ એક યા બીજી રીતે અંતરાય નાખે તેવાઓથી ખાસ સાવચેત રહી ચેતી ચાલવાની જરૂર છે. આવા શુભ કામોમાં ઉત્સાહભેર ભાગ લેનારાના નામ **ઈતિહાસમાં સુવર્ણાક્ષરે** કોતરાઈ રહેશે. જેથી આવા શુભ કામોમાંથી છટકવું જોઈએ નહી અને છટકેલા રહી જશે.

દરમ્યાન રતનશીભાઈ ડુંગરશી તેરાવાળા આવેલા જાણીને તેમને માન સહીત મંડપમાં લાવવામાં આવ્યા હતા.

તે પછી વકીલ **રામજીભાઈ વાલજીભાઈ દાવડા** બોલવા ઉભા થયા હતા તેમણે જે સ્થળે પોલીસ સીપાઈઓ ગોળીબારની પ્રેકટીસ કરતા હતા તે સ્થળે ભગવાન શ્રી લક્ષ્મીનારાયણદેવનું મંદિર જોઈ અંતઃકરણની સહાનુભુતી દર્શાવી હતી. વધારામાં જણાવ્યું કે નખત્રાણાના કડવા પાટીદારો પીરાણા પંથથી મુક્ત થઈ આર્ય સનાતન ધર્મમાં દાખલ થતા જોઈ પ્રત્યેક હીન્દુ તેમને  સાથ આપી સત્કારશે એવી ઈચ્છા પ્રદર્શીત કરી હતી.

ત્યારબાદ રા.રા.**મહેરબાન શ્રીયુત મુરબ્બી શ્રી પોપટલાલભાઈએ** ભુજ જવાની ઈચ્છા પ્રદર્શીત કરી જેથી રતનશીભાઈએ સભા સમક્ષ જણાવ્યું કે શ્રીયુત **પોપટલાલભાઈની છત્રછાયા નીચે આજ રાત્રિની સભા છે,** એમ આપણે માનશું.

બાદ **પ્રમુખશ્રીની આજ્ઞાથી ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના જયનાદથી** તેમજ **નામદાર મહારાજાઓશ્રી ખેંગારજીની જય** બોલાવ્યા બાદ સભા વિસર્જન કરી માનનીય મુરબ્બી શ્રી પોપટલાલભાઈને માન સહીત વિદાયગીરી આપવામાં આવી હતી.

## સંવત ૧૯૯૩ ના માસ વૈશાખ સુદી ૧૦ {VSAK:19-May-1937} ની રાત્રિની સભા

હંમેશના નિયમ પ્રમાણે આજની સભામાં પ્રભુપ્રાર્થના થયા બાદ ભાઈશ્રી હરજી પુંજા નાથાણીએ ઉભા થઈ સભાને ઉદ્દેશી જણાવ્યું કે :- આજે બે દિવસ થયા ભાઈશ્રી **રાજારામ શામજી** કારણ વસાત માનકુવા ગયા હતા તેઓશ્રી આજે દિવસના બીજા ભાઈઓ ભેગા પુનઃ આવેલા છે તેમનો જ્ઞાતિ પ્રત્યેનો પ્રેમભાવ અપાર છે, આજે વીસ વરસોથી જ્ઞાતિહીતના કાર્યોમાં નીડરપણે નીઃસ્વાર્થ ભાવે સેવા કરી રહેલા છે એટલું જ નહિ પણ કરાચીમાં આપણી જ્ઞાતિની ભરાયેલી પહેલી પરિષદમાં પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું અને તે કાર્યને દિપાવ્યું હતું જેથી આજની સભાના પ્રમુખસ્થાન સ્વીકારવાની શ્રીમાન **ભાઈશ્રી રાજારામ શામજીને** વિનંતી કરૂં છું આશા છે કે તે પદ સ્વીકારી આજની સભાનું કાર્ય પોતાની બુદ્ધિ તેમજ કાર્યકુશળતાથી પાર ઉતારશે.

ઉપરોક્ત દરખાસ્તને **ભાઈશ્રી ભાણજી** જેઠાએ અનુમોદન આપવાથી તાળીઓના ગડગડાટ તેમજ ભગવાન **શ્રી લક્ષ્મીનારાયણના** જયનાદથી પ્રમુખશ્રીએ પોતાનું સ્થાન સ્વીકાર્યું હતું.

પ્રમુખશ્રીએ ઉભા થઈ સભાને ઉદ્દેશીને જણાવ્યું કે :-

**પ્રિય જ્ઞાતિબંધુઓ, બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી, શ્રી પુજ્ય માતાઓ અને પવિત્ર બહેનો અને પધારેલા સદગ્રહસ્થો :**

આજની જવાબદારી ભરેલા પ્રમુખનું સ્થાન મને આપવામાં જે માયા અને મમતા બતાવી છે તે ખાતર હું આપ સર્વનો ઉપકાર માનું છું. મારાથી વિશેષ લાયકાત ધરાવનારા બંધુઓ વિદ્યમાન હોવા છતાં એક સેવક તરીકે મારી ફરજમાં જે વધારો કર્યો છે તે આપ સર્વે ભાઈઓના સહકાર તેમજ સહાનુભૂતીથી આજનું કાર્ય નીર્વિઘ્ને પુર્ણ થાઓ એવી પરમાત્માને પ્રાર્થના કરું છું.

આટલા દિવસના કાર્યોમાં ભાઈશ્રી રતનશીભાઈએ ધાર્મીક તેમજ સામાજીક બાબતોમાં બહુ જ સારી રીતે સમજાવ્યું છે તે બદલ તેમની જ્ઞાતિ  પ્રત્યે વિશાળ ભાવનાને ધન્યવાદ આપું છું અને કરાંચીથી આપણા ધર્મ અને

જ્ઞાતિ માટે રણ રસ્તા જેવું વિકટ પરિશ્રમને સહન કરી જે અત્રે આવેલા છે તેવી તેમની ધર્મ ભાવનાને જોઈ ખુશી થાઉ છું. એવી ભાવના આપણી જ્ઞાતિના દરેક ભાઈઓમાં ઉદ્‌ભવે એવી પ્રભુનને પ્રાર્થના કરૂં છું.

ધાર્મિક તેમજ સામાજીક બાબતોમાં પુજ્ય **મહાત્માશ્રી ઓધવદાસજી** પોતાની અનુપમ જ્ઞાન શક્તિથી આપણને સમજાવી અલભ્ય લાભ આપશે છતાં પણ મારે કંઈ બે શબ્દો બોલવા જોઈએ એમ સમજી મારો આંતરીક ભાવ રજુ કરું છું.

ભાઈઓ ! આપણે જ્યારથી વિધર્મી કહેતાં પીરાણા પંથનું અનુકરણ કર્યું ત્યારથી આપણી ધાર્મિક, સામાજીક અને વહેવારીક વૃતિ લગભગ નષ્ટપ્રાય થઈ ગઈ એમ કહીએ તો કાંઈ ખોટું નથી. કારણ કે અસંખ્ય વરસોથી આપણા પસીનાની કમાઈના પૈસા પીરાણે મોકલી મહા પુણ્ય કર્યું હોય એમ માનતા આવ્યા છીએ. અને એ પુણ્યમાંથી કાકા અને **સૈયદોને** ખુબ આનંદ કરાવ્યો પરંતુ આપણી જ્ઞાતિના નીરાધાર અને નીસહાય બંધુઓને અણુ માત્ર પણ ઉપયોગી ન થઈ શક્યા એજ દિલગીરી ભરેલી બીના છે. શું ? આપણી **જ્ઞાતિ બધી શ્રીમંત અને સુખી છે ?** જરાએ નહી. હજી આપણી જ્ઞાતિમાં ઘણા એવા ગરીબ કુટુંબો છે કે જે કરજના ભારથી રીબાતા હશે તેઓને લાખોના નાણામાંથી કીંચીત પણ સહાયતા કરી શકીએ તેનો વિચાર આપણા પુજ્ય અગ્રેસરો અને વડીલો એક ક્ષણ પણ કરતા નથી. એ કેટલું શોચનીય કહેવાય ! આપણા અગ્રેસરો જ્ઞાતિ ભોજનો વીગેરે કરાવવામાં બહુજ ધ્યાન રાખે છે. પણ તેવું ધ્યાન રાખવા કરતાં આપણી જ્ઞાતિમાં ઘણી એવી બહેનો છે કે જે અપંગ અવસ્થા ભોગવતી હોય, પોતાના ગુજરાન સારૂં અસહ્ય યાતનાઓ સહન કરતી હોય તે વિધવા બહેનો અને ભાઈઓને વીણી વીણી જ્ઞાતિ તરફથી મદદ આપવી એ આપણો ધર્મ કહેતાં ફરજ છે.

આપણી જ્ઞાતિના બાળકો સારૂ શિક્ષણનું સ્થાન એકે નથી તે શું આપણા બાળકોને વિદ્યાની જરૂરત નહીં હોય ? વેપારીઓ સાથે લેવડદેવડના હીસાબો તથા આપણે ઉપજાવેલ અનાજ વેચાણ વિગેરે કેટલીક વહેવારીક બાબતો સમજવા સારુ અને આપણા જીવનમાં ધાર્મિક જ્ઞાન સંપાદન થઈ શકે એ હેતુથી સાચી કેળવણીનો અનુભવ લેવો જોઈએ અને આપણી જ્ઞાતિ તરફથી એક પણ દવાખાનું નથી તે શું **આપણી જ્ઞાતિ બધી નીરોગી છે ?** પણ તેમ નથી. આપણા ઘણા ભાઈઓ દવાના અભાવથી અનેક રોગોથી પીડાતા હશે અને જ્યાં ત્યાંથી દવા લઈ જેમ તેમ ચલાવતા હશે. એવી એવી બાબતોમાં લક્ષ રાખી આપણા પુજ્ય અગ્રેસરો ધર્માદા નાણાંનો સદ્‌વ્યય કરે તો કોઈને કહેવાપણું રહે નહી અને જ્ઞાતિ ઉન્નતિ પણ થઈ શકે.

તે સિવાય હિન્દુસ્તાનમાં પશુ ઉછેર સંબંધી જોશભેર ચળવળ ચાલી રહેલી છે અને વાત પણ સાચી છે. પશુ એ આપણું ખરૂં ધન છે, તેમાં પણ ખાસ આપણે ખેતી પ્રાધાન્ય કોમ છીએ. ગાયો, ભેંસો અને ધોરી કહેતાં બળદોને જેટલા આપણે વધુ સુખી રાખીશું. એટલા આપણે વધુ સુખી રહી શકશું. કારણ કે ગાય અને ભેંસના દુધ અને ઘૃત (ઘી) થી આપણું પોષણ થાય છે એટલું નહી પણ કેટલુંક ઉપલક ખર્ચ પણ આપણે એની આવકમાંથી કમાઈ શકીએ છીએ. ત્યારે એને સુખી રાખી પુરતી રીતે પાલન પોષણ કરવું એ આપણી ફરજ છે. બળદ તો આપણા સુખ દુઃખના સાથી છે આપણી કમાઈના અરધે અરધા માલીક છે કારણ કે દીવસ અને રાત્રીની દરકાર કર્યા વિના વરસાદ કે પવનની પરવા રાખ્યા વિના, ટાઢ કે તડકાની ચીંતા ભોગવ્યા વીના આપણા ભેગા ખરી મજુરી કરનારને તો

આપણાથી ભુલાય જ કેમ ? એની તો પુરેપુરી માવજત કરવાને આપણે બંધાયેલ છીએ. સમયસર એ વૃધ્ધ કે અશક્ત થાય ત્યારે એના કરેલા ગુણોને યાદ કરી એની સારી રીતે સેવા ચાકરી કરવી એ આપણો ધર્મ છે.

વિશેષમાં આપણા જ્ઞાતિના ત્રણે પાંચાડામાંથી પધારેલા ભાઈઓનો ઉપકાર માની પ્રાર્થના કરૂં છું કે પીરાણાના પ્રપંચોથી ઘણાક વર્ષો થયાં આપણો પવિત્ર હિન્દુ ધર્મ ભુલી ગયા છીએ તેમાં આપણા સુધારક ભાઈઓ કે જે પાંચસો વરસ પહેલાં આપણો હીન્દુ ધર્મ હતો તેજ ધર્મને ફરીથી અંગીકાર કરવાનું કહે છે એ કંઈ ખોટુ અથવા ખરાબ નથી. મમતાથી આપણે અરસપરસ વિરોધ કરીએ એથી આપણી જ્ઞાતિની દુર્દશા થાય છે એવું દરેક ભાઈઓએ સમજવું જોઈએ.

જેમ આપણી જ્ઞાતિએ પીરાણા પંથના અનુયાયીઓ થઈ ખાનાની સ્થાપના કરી સતપંથી બન્યા તેવી રીતે કેટલીક જગ્યાએ બીજી જ્ઞાતિઓમાં પણ તેવીજ રીતે પ્રચાર કાર્ય થઈ રહેલું હતું. જેમાંના કેટલાકો આજે હીન્દુ મટી મુસલમાન થઈ ગયા છે તે આપ ભાઈઓ પણ જાણતા હશો.

શરૂઆતમાં આપણા વડીલોએ બાવાનો પંથ એટલે **પીરાણા-સતપંથ** લીધો ત્યારે **લગ્નપ્રસંગે ચોરી તથા મરણ વખતે અગ્નિસંસ્કાર** કાયમ હતા પણ પાછળથી આ ગામમાં એ રીવાજો બંધ કરવામાં આવતાં આસ્તે આસ્તે આપણા બીજા આચાર વિચાર ધર્મના નામે બદલી જાય તો ઘણું ખોટું કહેવાય. એમ સમજી સુધારકોએ આપણો પુર્વે જે ધર્મ હતો અને તેના આચાર વિચારો બંધબેસતા હિન્દુ ધર્મના છે તે તેમણે ગ્રહણ કર્યા છે. એથી કાંઈ આપણી જ્ઞાતિનું અકલ્યાણ થવાનું નથી.

સતપંથ એ સાચો પંથ છે એમ કહેનાર સૈયદો કેવળ પોતાના પેટ ભરવા સારૂ એ વેદ માર્ગ અને અથર્વવેદના નામથી આપણને ભરમાવી રહેલા છે. વેદ માર્ગ અથવા અથર્વવેદનો એ પંથમાં જરા પણ અંશ નથી એ આજના અનુભવોએ આપણને બતાવી આપ્યું છે ત્યારે તેમાં દુરાગ્રહ કરી આપણી જ્ઞાતિની દુર્દશા ન કરવી એ દરેક સમજુ ભાઈઓની મુખ્ય ફરજ છે.

તે સિવાય કહેતાં મને બહુ ખેદ થાય છે કે **આપણા શુદ્ધિવાળા ભાઈઓ તરફથી ભગવાનના નામની પ્રતિષ્ઠાના કાર્યમાં વિઘ્ન ઉભું કરવાને આજ દિવસની સભાના પ્રમુખ શ્રીયુત શીવજીભાઈ જેઠાભાઈ પટેલને વરસોના જુના રીપોર્ટ બતાવી જે ખોટી રીતે દોરવણી કરવામાં આવી હતી** તેવું કૃત્ય કોઈપણ સુધારકના નામને છાજે તેવું હું માનતો નથી.

એક જ્ઞાતિભાઈ તરીકે અથવા સાચા સુધારક તરીકે આ એક શુદ્ધ હિન્દુ ધર્મી તરીકે પણ ભગવાનની મુર્તીની પવિત્ર પ્રતિષ્ઠાના કાર્યમાં અડચણ ઉભી કરવી તે બિલકુલ ઈચ્છવા યોગ્ય નથી. કારણ કે અન્ય જ્ઞાતિ હિન્દુઓ પણ આવા પવિત્ર કાર્યોમાં સંપુર્ણ ભાવ ધરાવી સાથ આપી રહેલા છે ત્યારે સ્વજ્ઞાતિ તરીકે કોઈપણ ભાઈ આવા ઉત્તમ કાર્યમાં હરકત ઉભી કરી અભાવ ધરાવે એ બીલકુલ યોગ્ય નથી. હું ખાસ ભારપુર્વક કહું છું કે ઈર્ષા રાગ અને દ્વેષ એક સજ્જન તરીકે વહેવારીક કાર્યોમાં પણ ઉપયોગ ન કરવા જોઈએ તેના બદલે જ્ઞાતિ ધર્મ અને ભગવાનના કાર્યમાં પણ આપણી પ્રકૃતી અનુસાર ઈર્ષાનો ઉપયોગ કરી કુસંપ વધારવાના કારણભુત થઈએ એ સ્થિતિ એક સુધારક અથવા જ્ઞાતિ સેવક તરીકે શરમાવનારી છે એમ કહેવાની આ દુઃખ ભરેલી પરિસ્થિતિ ઉભી થઈ છે. એથી

મારા શુદ્ધિવાળા ભાઈઓને વિનંતીપૂર્વક ભલામણ કરું છું કે તમે તમારી વહાલી જ્ઞાતિ સારુ જરાપણ લાગણી કે માન હોય તો અંગત રાગદ્વેષો તથા વેર વિખવાદો ભુલી દાવપેચ કે પ્રપંચથી દૂર રહેજો અને તેમાંજ બધાઓનું હીત સમાયેલું છે કારણ કે તમારા વિચારોથી વિખુટા પડેલા ભાઈઓ કંઈ તમારા દુશ્મન નથી પણ જેમ હિન્દુ ધર્મે શુદ્ધિ સંગઠનની આવશ્યકતા સ્વીકારી સમય ધર્મને માન આપ્યું છે તેવી જ રીતે જે ભાઈઓને જ્ઞાતિ સાથે રહી જ્ઞાતિની ઉન્નતિની વધારે અગત્ય સમજાઈ હશે તેમાં આડકતરી રીતે અડચણ ઉભી કરવી એ સુધારક તરીકે જરા પણ શોભતું નથી.

અંતમાં અમારી કાર્યનીતિની વખતો વખત પ્રશંસા કરવામાં આવે છે તે બાબતમાં અમે અમારી નજીવીમાં નજીવી સેવાની ફરજથી વિશેષ અમારાથી કાંઈ પણ થઈ શક્યું નથી. હું ઈચ્છુ છું કે મારી વ્હાલી જ્ઞાતિ સારુ સર્વસ્વ રીતે સેવા કરવાનો શુસમય પરમાત્મા આપે એવી અભિલાષા છે.

આજની સભામાં અન્ય વકતાઓના વિવેચન થવાના હોવાથી હું મારા પૂજ્ય જ્ઞાતિ ભાઈઓને ફરીથી અપીલ કરું છું કે આપણામાં થયેલા કુસંપને મુકી પવિત્ર હિન્દુ ધર્મમાં શ્રદ્ધા રાખી જ્ઞાતિ ઉન્નતિના કાર્યને સફળ બનાવશો એવી આશા રાખી મારું બોલવું પુરું કરી બેસી જવાની રજા લઉં છું.

ત્યારબાદ **ભાઈશ્રી રતનજી ખીમજીએ** ઉભા થઈ સભાને ઉદ્દેશી જણાવ્યું કે આપણા અત્યારના કાર્યક્રમ પ્રત્યે અન્ય જ્ઞાતિ ભાઈઓને પ્રેમની લાગણી ઉદ્ભવે છે એ જાણી મને અત્યંત આનંદ થાય છે.

પીરાણા પંથ આપણા માટે લાયક નથી એમ સમજી ગયા છીએ. એક વસ્તુ આપણી દષ્ટિએ અળખામણી થઈ પડી છે તે ઘડી ઘડી ચુંથણા ચુંથવા ઠીક નથી. આપણે અહીંયા જે પ્રતિજ્ઞા લઈએ તે સંપુર્ણ રીતે પાળીએ છીએ એવું જનતાને બતાવી આપવું જોઈએ. આપણું મસ્તક ધાર્મિક દષ્ટિએ મુસલમાન કે યવનને નજ નમાવવું એવું મન સાથે ચોક્કસ કરી લેવું જોઈએ. પીરાણા પંથના નીભાવ અર્થે તેમજ સૈયદોના પોષણ માટે ગાદીના મુજાવર એજંટ તરીકે કાકાઓને નીમવામાં આવ્યા. એ કાકાઓ મારફતે આપણી પાસેથી મોટી મોટી રકમો ઉઘરાવવામાં આવે છે. તેમાંથી અમુક હીસ્સો સૈયદોને આપવામાં આવે છે. એ વાતની તો આપ સર્વેને જાણ હશે અને એ સંબંધે જાહેર હેન્ડબીલો દ્વારા તેમજ પરીષદોમાં ચર્ચાઓ થઈ ગઈ છે. પીરાણાની ગાદીના મુંજાવર કાકા તે બાપના ભાઈ કાકા જેવા નહિ પણ આપણે માટે તો રસ્તામાં ચોર લુટારા મળે તે માંહેના કાકા થયા, કારણકે આપણને લુટ્યા, લુટાવ્યા, તેમજ ગાયને દોહીને કુતરાને પીવડાવ્યા બરોબર કર્યું છે. માટે પીરાણાપંથ, કાકા અને સૈયદો આપણે માટે લાયક નથી તેમજ તેઓની આપણને કોઈ પણ સંજોગોમાં જરૂરત પણ નથી. અસ્તુઃ

હવે હું **શુદ્ધિબાબતની** વાત ઉપર આવીશ, જે વાત સભામાં બે-ત્રણ દિવસ થયા ચોળાય છે જે બાબત હું મૌન સેવી રહ્યો હતો, તે એટલા માટે જ કે દશમને દિવસે આમંત્રણ મોકલેલા બધા ભાઈઓ આવી જશે તે સમયે તે બાબતનો ખુલાસો કરવો યોગ્ય જણાશે એમ ધારી આજ ખુલાસો કરવો ઉચીત ધારૂ છું.

ભાઈઓ ! **"છઠની સભામાં પ્રમુખ સાહેબના ભાષણમાં** બોલાયું હતું કે રતનશી ભાઈએ પણ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવી દશ વરસ સુધી નાત સાથે ખાવાપીવાનો વહેવાર બંધ કર્યો હતો" તે વાત સાચી છે. તે પ્રમાણે મ્હેં કર્યું હતું પરંતુ સમયના રંગ બદલતાં જણાયું કે નાત સાથે ખાવા પીવાનો વહેવાર બંધ રાખતાં સુધારાની ચળવળ

બિલકુલ પડી ભાંગી, તે અરસામાં નાતમાં જાગૃતી સારી જેવી થઈ ગઈ હતી. અને તેઓને કહેવા જતાં કાંઈ સાંભળે નહિ તેમ છતાં ઉપદેશ આપવાનું બ્હાનું રહ્યું નહિ તેમજ જ્ઞાતિ ભાઈઓને પણ શુદ્ધિવાળા ભાઈઓ પ્રત્યે સ્વાભાવીક અણગમો ઉત્પન્ન થયો કે અમારી સાથે ખાઓ પીઓ નહિ એટલે તમે અમારા ભાઈ શેના ! તમારેને અમારે કાંઈ નહિ એ વાત પણ ખરી હતી કે "અન્ન જુદાં ત્યાં મન જુદાં" એ કહેવત પ્રમાણે તે ભાઈઓના શબ્દોની મુક્ત કંઠે પ્રશંસા કરવી પડી. તે સિવાય બીજી બાબત એ છે કે જ્ઞાતિ અભક્ષા ભક્ષ કરતી નથી. એટલે ખોરાક સાત્વીક છે. ત્રીજી બાબત એ છે કે જગતમાં આજ શું ચાલી રહેલું છે તે તરફ નજર કરતાં **મહાત્મા ગાંધી, પંડીત મદનમોહન માલવીઆજી, પંડીત જવાહરલાલ નેહરૂ** આદી દેશ નેતાઓએ છુતાછુત દુર કરવામાં પોતાની શક્તિનો વ્યય કરી રહ્યા છે. તેમં તેઓ કેટલેક અંશે સફળ થયા છે અને અછુતો કે જેને અડકીને નાહવાની ઘેલછા હતી તેઓની સાથે પ્રતિષ્ઠીત નાગરીકો ઉંચ વર્ણના કેટલાક હિન્દુ ભાઈ બહેનો પંગતમાં સાથે બેસી જમે છે, સહર્ષથી ભેટે છે અને તેમ કરવાનું દેશનેં આહ્વાન આપી રહ્યા છે જે પ્રમાણે દેશના સમજુ વર્ગના તમામ હિન્દુ ભાઈઓ વર્તણુક કરી રહ્યા છે. એ બધુ સમય કરાવે છે. **સમય બદલે છે ત્યાં મનુષ્યોના વિચારોમાં પણ પરીવર્તન થવાની આવશ્યકતા જણાય છે.** આટ આટલી બાબતો દેશમાં બને છે અને નજરોનજર નીહાળીએ છીએ તો પછી આપણો ખાવા પીવાનો સવાલ તો પોતાની નાત સાથેનો છે. જે બાબત મેં વિચાર્યું કે જ્ઞાતિ ભોળી અને અજ્ઞાન છે, તેમાંનો લગભગ ૧/૩ એટલે ત્રીજો ભાગ ઠીક પ્રમાણમાં સમજી ગયેલ છે. અને તેનો **પીરાણાપંથ પ્રત્યે સદંતર અભાવ થઈ ગયો છે** તેમાંના અપવાદ રૂપે જ પીરાણાની ક્રીયામાં ભાગ લેતા હશે અગર ક્રિયા કરાવતા હશે. એ બધી બાબતોને ધ્યાનમાં લેતાં તેમજ શુદ્ધી કરાવીને કાંઈપણ ધાર્મિક ચળવળ ન કરીએ તો પછી શુદ્ધિ અર્થ વગરની કહેવાય.

ચોથી બાબત એ છે કે ભાંગ્યા તુટ્યા સગપણો સાંધવા હોય અર્થાત (પુનઃ લગ્ન કરવાં હોય) ત્યારે પણ શુધ્ધિ કરાવી ખાવાપીવાનો વહેવાર નાત સાથે રાખ્યો ન હોય તો પણ પોતાની સગવડને ખાતર નાતમાંથી સગપણ કરી રીતસર ખાઈપીને પુનઃ લગ્ન કરી આવે છે તે વખતે અભડાઈ જવાતું નથી. પરંતુ જ્યાં શુદ્ધિવાળાને પોતાની સગવડ હોય ત્યાં કહે છે કે અમારો તમારી સાથે ખાવાનો વહેવાર નથી અને અગવડ થાય અથવા સ્વાર્થ સાધવો હોય એટલે બધી વાત ભુલાઈ જવાય છે જેથી શુદ્ધિવાળો સગવડીઓ પંથ છે. એમ ચોક્કસ ખાતરી થયા પછી અને જ્ઞાતિ સુધારાનું કામ આગળ ધપે એ હેતુથી મેં મારા વિચારોમાં પરીવર્તન કર્યું અને તે પણ કેવા સંજોગોમાં ખાવાપીવાનો વહેવાર નાત સાથે શરૂ કર્યો તે હવે પછી જણાવીશ અને જ્યાં પીરાણા-સતપંથની ક્રિયા કર્મ ન થતાં હોય તેમજ અમી કે નુરની ગોળીનો વપરાશ ન થતો હોય તેવે ઠેકાણે સમુહ એકઠો મળે ત્યાં જ્ઞાતિ ગંગાસ્વરૂપ માની હું તેઓની સાથે જમવાનું ઉચીત ધારૂં છું.

આજથી લગભગ સાત વરસ ઉપરે અમારા ગામ વિરાણીમાં આપણા જ્યોતીધામની અંદર ભગવાન **શ્રી લક્ષ્મીનારાયણની** મુર્તિની પ્રાણ પ્રતિષ્ઠા ગામના સુધારક ભાઈઓની સંમતીથી થયેલી હતી તે વખતે આમંત્રણને માન આપી **મુંબઈ-ઘાટકોપરથી** વિરાણી ગામના સુધારાવાળામાંના પાંચ જણા વિરાણીના મંદિરમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મુર્તિની પ્રતિષ્ઠા પ્રસંગે આવ્યા હતા. **તેમાં એક હું** તથા **ભાઈશ્રી મેઘજી લખમશી નાકરાણી,** તથા **સવદાસભાઈ કાનજી** તથા **શીવજીભાઈ મેઘજી** તથા **કરસનભાઈ માના ખેતાણી એમ જણા પાંચ આવ્યા**

**હતા. તે સમયે હું** તથા **ભાઈ સવદાસ કાનજી શુદ્ધિવાળા પક્ષ માહેના હતા** જેથી નાત સાથે અમારો ખાવાપીવાનો વહેવાર નહોતો તો પણ ત્યાં અમે પ્રતિષ્ઠાની મુકરર કરેલી તિથીથી પાંચ સાત દહાડા અગાઉ પ્રચાર કાર્ય કરવા આવ્યા હતા અને પાંચ સભાઓ ભરાયેલી હતી. જેમાં અમારી બુદ્ધિ અનુસાર આપણા ભાઈઓને સમજાવ્યા અને ત્યાં નીમેલી કાર્યવાહક કમીટીમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મુર્તિને મંદિરમાં પધરાવ્યા પછી તેમને માનનારા ભાઈ તથા બહેનોએ કેવી રીતે આચારવિચાર પાળવા તથા ધાર્મિક ક્રિયા કર્મ કરવાં તે સંબંધમાં અગિયાર ઠરાવ ઘડી પાસ કરાવીને જાહેર સભામાં વાંચી સંભળાવ્યા અને તેના ઉપર વિવેચન કરી સભામાં પધારેલા સર્વે જ્ઞાતિભાઈઓ, માતાઓ અને બહેનોને સમજાવ્યા જેની સારી જેવી અસર તેઓ ઉપર થઈ જેથી તાળીઓના અવાજો તેમજ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની જય ગર્જનાથી ઠરાવોને વધાવવી લીધા અને પાળવાની કબુલાત આપી.

જે દિવસે મંદિરની પ્રતિષ્ઠાની પુર્ણાહુતી હતી તે જ દિવસે સવારના લગભગ છ વાગ્યાના સુમારે ચુંટાયેલા કાર્યવાહકોમાંના મુખ્ય મુખ્ય ભાઈઓ મારે ઘેર આવી મને કહેવા લાગ્યા કે તમો ઘાટકોપરથી આવ્યા બાદ ચાર પાંચ સભાઓ ભરી અમોને ધાર્મીક તેમજ સામાજીક પધ્ધતિમાં ફેરફાર કરવા ખુલ્લુ સમજાવી તકલીફ સહન કરી છે તેના માટે અમો આપને ધન્યવાદ આપીએ છીએ. તમારા કહેવા પ્રમાણે અમો વર્તવાનું ચાલુ કર્યું અને અગિયાર ઠરાવો સંપૂર્ણ રીતે પાળવાની કબુલાત આપી માન્ય રાખ્યા પછી હજુ અમારામાં સુધરવા બાબતનું એવું શું બાકી રહી જાય છે કે જેથી તમારો ખાવા પીવાનો વહેવાર અમારી સાથે એક થયો નહી તેમજ તે સંબંધે કંઈ ચોખવટ પણ કરી નહિ માટે હજુ પણ એવી કોઈ બાબત આપના મનમાં રહી જતી હોય કે જેથી અમારા સુધરવામાં કચાસ રહેતી હોય અને તમારી ટેકને બાધ આવે તેમ હોય તો કહી દયો કે જેથી તેમનો પણ નીવેડો આવી જાય. ત્યારે મેં તેઓ આવેલા વડીલોને કહ્યું કે આ બાબત તમને આજે ઠીક સુજી છે અને આવા પ્રકારનો ખુલાસો તમો મારી પાસે માગો એમ હું પણ ઈચ્છતો હતો પરંતુ મારા મોઢેથી તમને ન કહેવાય એટલા માટે જ આ વસ્તુ મારા હૃદયની અંદર ખટક્યા જ કરતી હતી પરંતુ હવે છેલ્લો બારમો ઠરાવ લખી તમને વાંચી સંભળાવું તે ઠરાવ તમો પાસ કરી પાળવાની કબુલાત આપ તો મારે આપ જ્ઞાતિ ભાઈઓની સાથે ખાવાપીવામાં કોઈપણ જાતનો વાંધો રહેશે નહિં.

મારાથી જ્ઞાતિની જે સેવા થાય છે અથવા કરૂ છું તે મારા ખરા અંતઃકરણથી જ્ઞાતિને ગંગાસ્વરૂપ અને પતીત પાવની માનીને. પરંતુ સમયને લઈને શરૂઆતમાં જ્ઞાતિ સેવાના કાર્યમાં ઝંપલાવ્યા વખતે પીરાણાની ગોળી ન પીવી અને પીરાણા પંથના અંગે થતા ક્રીયાકર્મ કરવા-કરાવવા નહિ એવી મેં પ્રતીજ્ઞા લીધેલી જેના કારણથી આટલા દિવસો સુધી મારે ખાવા પીવામાં આપની સાથે અંતરો રાખવો પડ્યો.

હવેથી પીરાણાની અમી કે નુરની ગોળી તો આપણે મંદિર કર્યું એટલે નહીં જ વપરાય એટલે અહીંયા પીવાશે પણ નહિ એ વાત તો ચોક્કસ છે. પરંતુ જ્ઞાતિ સાથેનો વહેવાર ચાલુ હોવાથી બહારગામ કે કોઈ પણ ઠેકાણે **પીરાણા પંથના ક્રિયા કર્મ થતાં હોય અને ગોળી વપરાતી હોય તેવે ઠેકાણે અમુક સંજોગોવશાત્ જવું પડે અને ગોળીનો ભેળવેલો પદાર્થ ધર્મ સંકટને લઈ ખવાઈ જાય તો તેવી વ્યક્તિએ ઘરે આવી સ્નાન કરી મંદિરમાં જઈ ભગવાનનું ચરણામૃત-ગંગાજળ લઈ પવિત્ર થઈ ઘેર જઈને જમવું.** આવા મતલબનો ઠરાવ બારમો ઘડી તૈયાર કરી મંદિરમાં

બપોરની છેલ્લી સભામાં સંભળાવ્યો અને સભામાં હાજર રહેલા દરેક ભાઈઓ તથા બહેનોએ તે ઠરાવ પાળવાની કબુલાત આપી. એટલે તે દિવસે બાર વાગે મંદિરમાં ભગવાનની મુર્તીની પ્રતિષ્ઠા કરાવ્યા પછી હું તથા ભાઈ સવદાસ કાનજી નાકરાણી જ્ઞાતિ ભાઈઓ સાથે બેસી આનંદથી જમ્યા.

હવે શુદ્ધિવાળા ભાઈઓ કે જેઓનો નાત સાથે ખાવા પીવાનો વહેવાર નથી તેવાઓને બે શબ્દો મારે કહેવાની ઇચ્છા થાય છે તે ભાઈઓમાંથી કોઈક ભાઈ અહીં હાજર હોત તો વધારે સારૂ હતું. પરંતુ તેમનામાંથી કોઈની હાજરી નથી એ જાણી હું દિલગીર છું હાલમાં તમો નારાયણજીભાઈની વાકચાતુર્યતાથી ભોળવાઈ અંધશ્રધ્ધા રાખી તેમના દોરવ્યા દોરવાઓ છો પરંતુ તેમનું હૃદય જીણવટથી તપાસીને તેઓશ્રીની જ્ઞાતિ પ્રત્યે ભાવના કેવી છે તે પુરતી રીતે જાણ્યા સિવાય અંધશ્રધ્ધા રાખી જે ભાઈઓ ખોટી રીતે હઠાગ્રહ પકડી બેસી રહ્યા છે તેમને મારે એટલું જ કહેવાનું છે કે જે શ્રધ્ધા અને લાગણી તમોને હાલમાં ભાઈશ્રી નારાયણજીમાં છે અથવા હશે તેના કરતાં પણ હું તેમના તરફ વધારે લાગણી તેમજ વિશ્વાસ ધરાવતો હતો મારો તેમના ઉપર એટલો બધો પુજ્યભાવ હતો કે તેમનો પડ્યો બોલ જીલતો અને તેમના વાક્યોને હું વેદ વાક્યો તરીકે માનતો હતો. પરંતુ અમારામાં જ્યારે સાધારણ બાબતમાં મતભેદ ઉભો થયો અને કેટલાંક કાર્યોમાં ખોટી જડતા અને ચાલબાજી જોઈ ત્યારે મેં તેમને ખરી બાબત કહી કે આ કાર્ય જ્ઞાતિ સુધારકનું ન હોઈ શકે. કારણ કે જ્ઞાતિ સુધારકનો ધર્મ તો બાપ દીકરાનો સંબંધ ધરાવતા હોય તોપણ પક્ષપાત ન કરતાં ન્યાયની તરફેણમાં ઉભા રહેવું જોઈએ પરંતુ તે ભાઈની જ્ઞાતિ તરફની લાગણી માત્ર પોતાના શોખની ખાતર પારકે પૈસેથી મોટાઈ મેળવવાની અને કેટલાક મારા જેવા તેમના હૃદયને જાણ્યા સિવાયના અંધશ્રધ્ધાળુઓને હડધુત કરાવ્યાની તેમની મનોવૃત્તિ જાણી ત્યારે મેં તેમની સાથે એક ઠેકાણે બેસી લગભગ ત્રણ કલાક સુધી તે ભાઈશ્રીના છેવટના વિચારો જાણવા વાટાઘાટ ચલાવી. જ્ઞાતિ સુધારાના કેટલીક બાબતના ખુલાસા કર્યા તો તેમણે મને પોતાના છેવટના વિચારો સ્પષ્ટ શબ્દોમાં કહી દીધા કે આ નાત ગમે તો સુધરે અથવા મુસલમાન થઈ જાય અગર આ નાતનું ગમે તે થાઓ તેની સાથે મારે કાંઈપણ લેવા દેવા નથી. પૈસા પરબારા મળે છે તેમજ થોડા ગણા જ્ઞાતિ ભાઈઓ મારામાં વિશ્વાસ રાખીને ઢેડાય છે અને મને આ બાબતનો શોખ છે ત્યાં સુધી ભાગ લઉં છું બાકી તો તારી માફક જ્યારે મારા પછવાડે રખડનારાઓ મારી મનોવૃત્તિ સમજી જાશે ત્યારે પણ મારે કયાં છોકરાંના સગપણ કરી પરણાવવાં છે કે તેઓની સાથે મારા કામ પડે.

જ્ઞાતિ પ્રત્યેના આવા તેઓશ્રીના ઉદ્‌ગારો સાંભળ્યા પછી મેં ભાઈશ્રી નારાયણજીને ખુલે ખુલ્લું ત્યાંને ત્યાંજ કહી દીધું કે આજથી આપણા બન્નેના રસ્તા જુદા છે. તમને જ્ઞાતિ તરફ લાગણી હોય તો તમને તમારી મેળે જે કંઈ કરવું હોય તે કરજો. અને મને જે કંઈ મારા હૃદયથી અંદર જ્ઞાતિ સેવાની ધગશ હશે તે હું મારી મેળે તમારી સલાહ લીધા વિના કાર્ય કરીશ. પરંતુ શરૂઆતથી તમારા આવા દાંભીક વિચારોની ખબર પડી હોત તો આટલા વર્ષો ફોગટમાં વ્યર્થ ગુમાવી ભોળા તેમજ અજ્ઞાન તેમજ અંધશ્રદ્ધાળુ ભાઈઓને મા-બાપ તેમજ સગાં સંબંધીઓથી વિરોધ કરાવી પાયમાલ કરાવવાનું કૃત્ય તો નજ કરત. પરંતુ જ્ઞાતિ સુધારાનું કામ જુદીજ ઢબથી કરત.

**મારા શુદ્ધિવાળા ભાઈઓ !**

**જેમ હું અંધશ્રદ્ધાથી નારાયણભાઈની વાકચતુરાઈથી જાળમાં ફસાઈ પડ્યો હતો તેવીજ રીતે તમો પણ હાલમાં તેમના વચન ઉપર વિશ્વાસ રાખી તેમની નાખેલી જાળમાં પડ્યા છો તો તમને પણ હમણાં નહિ તો**

**ભવિષ્યમાં જ્યારે તેમના આખરી વિચારો જાણવા સમજવાની આવશ્યકતા જણાશે ત્યારે જેમ મને રોકડુ પરખાયું તેમ તમારા માટે પણ એજ પ્રમાણેનું જ જજમેન્ટ લખેલું તૈયાર જ હશે.**

મારા પરદેશ વસતા શુદ્ધિવાળા ભાઈઓ કે જેઓએ જ્ઞાતિ સુધારાના કાર્યમાં ઠીક ઠીક પ્રવૃતિ કરી છે બલ્કે આગળ પડતો ભાગ લીધો છે તેઓને વિનંતીપુર્વક જણાવું છું કે મારી માફક તમોએ પણ નારાયણજીભાઈ સાથે આજ દિવસ સુધી થયેલા સહવાસ દરમ્યાન બારીકાઈથી નિષ્પક્ષપાતપણે તેમના વિચારોનું અવલોકન કર્યું હોત તો જરૂરથી તેમની ભાવના કેવી છે તે સમજી શકાત. હજુ પણ સમય છે, પરંતુ જ્યાં સુધી સ્વતંત્રપણે વિચાર ન કરાય ત્યાં સુધી ખરી વસ્તુ સ્થિતિનું ભાન થઈ શકે નહિ.

એક સમયે મુંબઈથી હું કચ્છમાં આવ્યો હતો અને અમારા ગામ વિરાણીમાં રહેવાનું અમારૂ મકાન નવેસરથી બાંધવાનો મારો વિચાર થયો તેના બાંધકામ બાબતનની સલાહ લેવા માટે **ભાઈશ્રી વિશ્રામ પાંચા ગાંગાણી** તથા **પેથા ડોસા પોકારને** મારે ઘેર બોલાવેલા તે પ્રસંગે ભાઈશ્રી વીશ્રામ પાંચાએ મને પુછયું કે **નારાયણભાઈ અને તમારા વચ્ચે શા** કારણથી મતભેદ ઉભો થયો છે કે જેથી જ્ઞાતિ સુધારાની કાર્ય પ્રણાલીકાની જુદી જુદી રીત અખત્યાર કરી છે ? તેના જવાબમાં મેં તેઓશ્રીને જણાવ્યું કે અમારા મતભેદની બાબત આપણામાંથી જે કોઈ ભાઈ સ્વતંત્ર થઈ પુછનાર હશે અને એ વાત જાણ્યા પછી ઈશ્વરની સાક્ષીએ નિષ્પક્ષપાતપણે સ્વતંત્ર રીતે ન્યાય આપી શકે તેનેજ અમારા વચ્ચે થયેલ મતભેદની બાબતનું વર્ણન પહેલેથી છેલ્લે સુધી કહી સંભળાવીશ. જ્યાં સુધી કોઈ ભાઈ સ્વતંત્ર વિચારના ન જણાય અને સામા માણસમાં અંધશ્રદ્ધા રાખી પક્ષાપક્ષ કરે તેવા ભાઈઓ પાસે વિસ્તારથી વાત કરી ટાઈમ ખોવાની જરૂરત નથી. તમો તેટલા સ્વતંત્ર હો તો હું તમને અમારા બંને વચ્ચે થયેલી વાત કહી સંભળાવું. ત્યારે ભાઈશ્રી વિશ્રામ પાંચાએ કહ્યું કે હાલમાં તો નારાયણભાઈના વિચારોથી જુદો મત આપી શકીએ નહિ તેમજ તેવણને અમો કાંઈપણ કહી શકીએ તેમ પણ નથી અગર તેમનાથી વિરોધ પણ દર્શાવી શકીએ નહિ ત્યારે મેં તેઓને કહ્યું કે એ તો એક જાતની ગુલામી જેવું છે અને એવા પ્રકારની **અંધશ્રદ્ધાથી ગુલામીમાં** જકડાઈ રહેનાર માણસને સ્વતંત્રતાની વાત સંભળાવાનો અધિકાર હોય તેવુ જણાતું નથી જેથી આ બાબત છેડવાની હાલમાં જરૂરત હું જોતો નથી અસ્તુઃ-

ભાઈશ્રી નારાયણજી જ્ઞાતિ પ્રત્યે કેવી ભાવના છે તે તો હાલમાં અત્યારના જ પ્રસંગ ઉપરથી પણ સાફ સાફ જણાઈ આવે છે, અહીં મંદિરમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મુર્તિની પ્રતિષ્ઠા પ્રસંગે પણ વિઘ્ન ઉભુ કરવા માટે એમનાથી બનતું કરી છુટયા છે પરંતુ ફાવી શક્યા નથી.

સાંભળવા પ્રમાણે આથમણા પાંચાડાવાળા શુદ્ધિવાળા ભાઈઓ અહીંયા મંદિરના હાલના સમારંભમાં ભાગ ન લઈ શકે માટે ખાસ એજન્ટ તરીકે અહીંથી એક ભાઈને ભલામણ કરી પોતે મુંબઈ જતા રહ્યા અને કામ સોંપેલ ભાઈ પોતાની ફરજ બજાવવા આથમણા પાંચાડાના શુધ્ધિવાળા ભાઈઓના અમુક ગામોમાં ફર્યા અને મુરબ્બીશ્રીનો મોકલેલ સંદેશો કહી સંભળાવ્યો અને નખત્રાણા મંદિરમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મુર્તિની પ્રતિષ્ઠાના સમારંભ પ્રસંગે હાજર ન રહેવા ભલામણ કરી. ઉંટના પ્રવાસેથી મુસાફરી કરી પોતાને સોંપેલ કાર્યનું યથેચ્છા પાલન કર્યું.

તે ભાઈશ્રી હાથીના દાંતની માફકનું દ્રષ્ટાંત પોતાના માટે જ આપે છે એવું તેઓની ચાલચલગત અને

વર્તણુક ઉપરથી જણાઈ આવે છે અત્રે તેનો એક દાખલો આપીશ જેના ઉપરથી આપ સર્વે સારી રીતે સમજી શકશો.

હાલના પ્રસંગને ઉજવવા માટે નખત્રાણા નિવાસી ભાઈઓમાંના અમુક ભાઈઓ **વિરાણી નારાયણભાઈ** પાસે ગયા અને કહ્યું કે મંદિર નવા પરામાં બાંધ્યુ છે તેમાં ભગવાન **શ્રી લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠા** કરવાની છે તો તે શુભ પ્રસંગમાં આપ આગળ પડતો ભાગ લઈ દિપાવો એવી અમારી આપ પ્રત્યે ભાવના છે. ત્યારે **નારાણજીભાઈએ** કહ્યું કે એ કામ મારાથી બની શકે તેમ નથી, તમો રતનશીભાઈ પાસે જાઓ એ કામ એમનું છે અને એ કરી શકશે. હું આગળ પડતો ભાગ લઈ કામ કરીશ તો તમારું કામ સુધરવાને બદલે ઉલ્ટુ બગડશે અને હું તેમની પાછળ રહીને કામ કરીશ એટલે તે ભાઈઓ હું મુંબઈથી વિરાણી અનાયાસે કારણ વસાત્ આવેલો હતો તે તકનો લાભ લઈ **ભાઈશ્રી નારાયણજી સાથે થયેલી વાતચીતથી મને વાકેફ કરી કહ્યું કે** નારાયણભાઈએ તમારા ઉપર ઢોળી દીધુ છે અને તેઓ સાથે અથવા પાછળ રહીને એ ઉત્સવમાં ભાગ લેવાના છે માટે તમો અમારા ગામના મંદિરમાં ભગવાનની મૂર્તિની પ્રતિષ્ઠા પ્રસંગમાં આગળ પડતો ભાગ લઈ કામને દિપાવો. ત્યારે મેં આવેલા ભાઈઓને કહ્યું કે હું પરદેશ રહેનાર છું કામ ધંધા પણ ત્યાં રહ્યા અને કદાચ ત્યાંથી વખતસર કારણો વસાત્ ન આવી શકાય તો જે કામ  મારા ભરોસે રાખેલ હોય તેમાં તમોને તકલીફ પડે, માટે નારાયણભાઈ હાલમાં કાયમ દેશમાં જ રહે છે જેથી તેમણે આ કામ હાથમાં લીધુ હોત તો વધારે સારૂ ગણાત. પરંતુ તમારા કહેવા પ્રમાણે તે ભાઈ શ્રી આગળ પડતો ભાગ લેતો કાર્ય સુધારવાને બદલે ઉલટુ બગડે. તો પછી સમજવું શું ? પોતે કામમાં આગળ પડતો ભાગ ન લેતાં પરભાર્યું મારુ નામ સુચવી ટકોર કરે છે કે તેમના હાથથી  તમારુ કામ પાર પડશે તે બીના જાણ્યા પછી તમારી ભાવના પણ એ પ્રસંગને મારા હાથથી ઉજવવાની થઈ છે અને ભારપુર્વક જણાવો છો તો પછી મુહુર્ત જોવરાવી પ્રતિષ્ઠાની તિથિ નક્કી કરી તમારામાંથી એકાદ-બે જણ મુંબઈ આવજો અને ત્યાં પુજા તેમજ મુર્તિ અને મંદિરને લગતું સાહીત્ય વિગેરે જે જોઈશે તે  હું તથા ઘાટકોપરમાં રહેનારા આપણા ભાઈઓમાંથી સાથે રહી લઈ આપશું. અને પ્રતિષ્ઠાની જે  તિથિ નક્કી  થાશે તેની પણ ત્યાં ભાઈઓને જાણ કરશું અને એ ઉત્સવને ઉજવવા માટે વહેલા પહોંચી આવવા બનતું  કરશું.

કહેવાનો તાત્પર્ય એજ કે આવા જ્ઞાતિ અભ્યુદયના કામમાં પ્રથમથી જ નારાયણભાઈ અલગ રહ્યા એ જાણી મને તેમજ આપ સર્વ ભાઈઓને પણ સહેજે તર્ક ઉદ્‌ભવે કે શું આ કામમાં એક યા બીજા પ્રકારે વિઘ્ન ઉભું કરવા માટે કદાચ આ શુભ સમારંભથી અલગ રહ્યા નહી હોય ! એમના મનની એ જાણે પરંતુ વર્તણુકથી તો જણાયા વગર રહેતું નથી.

જ્ઞાતિ સાથે ખાવાપીવાનો વહેવાર ન રાખે તેજ ખરો સુધારક અથવા સનાતન ધર્મી કહેવાય. એવો  જે તેઓનો મત છે અને તે પ્રમાણે  નહી વર્તનાર એટલે નાત સાથે ખાવાપીવાનો વહેવાર ચાલુ રાખી જ્ઞાતિ સુધારાના કાર્યમાં ખરા અંતઃકરણ તેમજ લાગણીપૂર્વક તન, મન અને ધનનો ભોગ આપી સાથ આપે તેવા સુધારક ભાઈઓને પીરાણાપંથી-ખાનાઈત વિગેરે વિશેષણોથી નારાયણભાઈ તેમજ તેઓના સ્વભાવને ન ઓળખનારા કેટલાક શુદ્ધિવાળા ભાઈઓ સંબોધે છે. તેવી બાબતોના રૂબરૂ ખુલાસા કરવા માટે આપણો હાલનો સમારંભ પ્રસંગ યોગ્ય હતો, પરંતુ દિલગીર છું કે તેઓમાંના ભાઈઓ તેમજ નારાયણભાઈ કોઈ હાજર નથી. મારા હૃદયમાં એ ભાવના હતી કે નખત્રાણાના મંદિરમાં ભગવાન શ્રી લક્ષ્મિનારાયણની મુર્તીની પ્રતિષ્ઠા પ્રસંગે બધા હાજર રહીશું

અને આપણામાં પડેલા મતભેદ તેમજ ખરી ખોટી કેટલીક બાબતોની ચોખવટ કરીશું. પરંતુ થાય શું ! તેઓ જાણીજોઈને હાજર રહ્યા જ નહિ. પરંતુ પરમકૃપાળુ પરમાત્મા ફરી કોઈ વખત એવો મોકો આપે કે જ્યાં મારા હાલના ભાષણના તેમજ બીજી કેટલીએ બાબતોની રૂબરૂમાં ચોખવટ કરી શકીએ કે જેથી આપ ભાઈઓને પણ સમજણ પડે કે આટલા દિવસ જેને મહાન સુધારક અને અગ્રેસર તરીકે ઘણી માન જાળવતા હતા તેઓનો મત અને હૃદયની ભાવના હાથીના દાંતના દ્રષ્ટાંત જેવી છે કે નહિં ?

## અગ્રેસર કેવા હોવો જોઈએ ?

તે સંબંધમાં મારી માન્યતા પ્રમાણે હૈય હોઠે અને સર્વસ્વ કાર્યોમાં જ્ઞાતિ સુધારાની ઝંખના હોય સ્વભાવના સાદા અને સરળ, જ્ઞાતિની પ્રત્યેક વ્યક્તિમાં પ્રેમ ધરાવનાર જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં જરૂર પડ્યે પોતાના આત્માનો ભોગ આપવાની ખરી ભાવનાવાળો, જ્ઞાતિ મ્હારે આધીન નહી પરંતુ હું મારી જ્ઞાતિને આધીન અથવા તો સાચે સાચો સેવક છું એવા ભાવ જેનામાં હોય તેને જ સાચો અગ્રેસર કહી શકાય. નહી કે ! પ્રપંચ, છળભેદ કે કપટ, જ્ઞાતિનું ગમે તેમ થાઓ પણ હું કહું તેમજ કરો અને તેના ઉપર કોઈને પોતાનો મત આપી સુધારો કરવા દેવાનો અધિકાર પણ નહી. એવો દુરાગ્રહ અને પડદા પાછળ ઉભા રહી દોરી સંચાલન કરવાની પદ્ધતી, મનમાં એક શબ્દોમાં બીજુ અને કામ કરવામાં ત્રીજુ. એવી કુટીલ નિતી અગ્રેસર વ્યક્તિને જરાપણ શોભે નહી. એમ હું ખાસ માનું છું. જેને અગ્રેસરમાં ખપવું હોય તેમણે મનમાંથી વિખવાદો, પ્રપંચના કાર્યો, નાતની અવનતી થવાના વિચારો અને સાચા ખોટા ખેલ ખેલવાના એ બધા પ્રયાસો જરૂર મુકી દેવા જોઈએ. એમ નહી થાય તો નતો પોતાની ઉન્નતિ થઈ શકશે અને નતો જ્ઞાતિનું શ્રેય સાધી શકશે. હું મારા દરેક ભાઈઓને પ્રેમપુર્વક પ્રાર્થના કરું છું કે સાચા અગ્રેસર બનો અને સાચા અગ્રેસરને માનો. તેમાં જ આપણ સર્વનું હીત સમાયેલું છે. પોતાના અંગત અને માની લીધેલ મનોવૃતિ ખાતર જ્ઞાતિ કે જ્ઞાતિની કોઈ વ્યક્તિને ધુતકારી, તીરસ્કારી અપમાનો કે દ્વેશથી વિરોધ કરાવે તેવાઓને કેવી રીતે અગ્રેસર કહી શકાય ? આપણે તેમજ આપણા ભુલેલા ભાઈઓને સાથે રહી સગા ભાઈઓ જેવો સ્નેહ બતાવી પ્રેમ અને વિનયથી સનાતન ધર્મના સંસ્કારો બુદ્ધિ તેમજ શક્તિ પ્રમાણે સમજાવે અને ખરા અંતઃકરણથી જ્ઞાતિ સેવા કરે અને જરૂર સમયે બનતા દરેક પ્રયત્નો કાળજી રાખી કરે એનેજ સાચો અગ્રેસર કહી શકાય. એવા અગ્રેસરો આપણી જ્ઞાતિમાં થાઓ એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

ભાઈશ્રી નારાયણજી તથા તેમના મતને મળતા શુદ્ધિવાળા ભાઈઓ સાથે મારે અંગત રાગ દ્વેશ કે વેર જરાએ નથી. પરંતુ વર્ષો થયાં જે વાતને મેં દબાવી દીધી હતી અને આ પ્રસંગે જ્ઞાતિ ભાઈઓના હીત તેમજ ભલાની ખાતર એ બાબત જાહેર કરવાની આવશ્યકતા જણાતા સભામાં ચર્ચી છે અને તે ઉપરથી મારા વ્હાલા જ્ઞાતિ ભાઈઓ પણ સમજી શક્યા હશે કે માત્ર મનફેરી એટલી જ કે જ્ઞાતિ કે જ્ઞાતિ ભાઈઓને હડધુત કરી, દબાવી, ફોસલાવી અથવા તો પ્રપંચ કરી તેમના દિલ દુભાવી જ્ઞાતિ સુધારાનું કામ થઈ શકે નહીં. અને એવા પ્રકારનું વર્તન જ્ઞાતિ ભાઈઓ સાથે ન થાય એવી મારી અંતઃકરણપુર્વકના અભિપ્રાય સાથેની માન્યતા છે. અસ્તુઃ

**સદ્ગ્રહસ્થ મિસ્ત્રી જ્ઞાતિના ભાઈઓ જે મહાત્માશ્રી ઓધવદાસજી ભેગા આપણી જ્ઞાતિની પરીસ્થિતી અનુભવવા તેમજ આપણા જ્ઞાતિ સુધારાના કાર્યમાં અને ધર્મની પ્રવૃતિમાં ભાગ લેવા પધાર્યા છે** તે માટે તેઓશ્રીનો

અંતઃકરણપુર્વક આભાર માનું છું અને સાથે સાથે મારા **હિન્દુ ભાઈઓને પ્રાર્થના કરું છું** કે અમારી જ્ઞાતિ કેળવણી અને હિન્દુ ધર્મના સંસ્કારોથી પછાત છે અને સનાતન ધર્મની રીતીથી અજાણ છે, પ્રભુ પ્રત્યે પ્રેમભાવ પુરેપુરો હોવા છતાં પણ અમારા બીન અનુભવે જે કાંઈ ખામી કે ખોટ અથવા ભુલચુક જણાય તો સુધારો વધારો કરવા સુચવી અમારી જ્ઞાતિના ધાર્મિક તેમજ સામાજીક કાર્યમાં હરહંમેશાં સાથ આપતા રહે અને અમારા હાલના ઉત્સાહીત વાતાવરણમાં વધારો કરતા રહે. એવી મારી આપ ભાઈઓ પ્રત્યે પ્રાર્થના છે.

તે સિવાય પધારેલા **પુજનીય બ્રહ્મનીષ્ઠ મહાત્માશ્રી ઓધવદાસજી** આજે પોતાના અત્યુતમ જ્ઞાન શક્તિથી **કચ્છની ભુમીને** પાવન કરી રહેલા છે. એમની બહુ વિદ્યાવિશાળ **પ્રવૃતિ** હોવા છતાં આપણી જ્ઞાતિ તરફથી ઉપકાર માનું છું અને પ્રાર્થના કરું છું કે પોતાની દિવ્ય **વાણીથી** અમારામાં રહેલા **ધાર્મિક સામાજીક તેમજ વહેવારીક** જે કંઈ ખામીઓ હોય તે દરેક પોતાની અનુપમ જ્ઞાન શક્તી તેમજ અનુભવથી સમજાવવા પરમકૃપા કરશે એવી આશા રાખી મારુ બોલવું પુરું કરી બેસી જવાની રજા લઉં છું.

**ત્યારબાદ મહારાજશ્રી ઓધવદાસજી ઈશ્વરનગર (વાંઢાય) ગુરૂકુળના અધીષ્ઠાતા એ ઉપદેશ આપતાં જણાવ્યું કે :-**

સજ્જનો, **માતાઓ, વ્હાલી બહેનો ! મારી આપ પ્રત્યે સેવા કરવાની ભાવના છે તે શરીરથી તો નહિ પરંતુ વાણીથી સેવા કરીશ.**

આજ મોટામાં મોટો **આશીર્વાદ વીર સુધારકોને હોઈ શકે** કારણ કે યુવક મંડળોના યુવાનો જ્ઞાતિ સેવા કરવાને તૈયાર ન હોત તો મંદિર તો એક બાજુએ રહે પણ **ખાનામાં જાવસા કુટાત.** સ્વાર્થી લોકોએ તમોને અર્ધ ખાડામાં નાખી દીધા હતા, પરંતુ જુવાનો સેવા કરવાને તૈયાર છે તેમજ વીસ વીસ વરસથી મહેનત કરે છે તેનું આ ફળ છે જે તમો સર્વે જોઈ શકો છો.

ગઈકાલની સભામાં પંદર નિયમો બાંધેલા છે તે રતનશીભાઈ આવતી કાલે સભામાં વાંચી સંભળાવશે. એટલું જ નહિં પરંતુ એક એક ઠરાવ ઉપર વિવેચન કરી ખુલાસાવાર સમજાવશે. આજ સનાતન ધર્મનું સંગઠન થયું છે સનાતન ધર્મનો ધ્યેય સંગઠન માટે છે હિન્દુ ધર્મનો ધ્યેય જાણવા માટે ભેગા થયા છો તે જોઈ આનંદ થાય છે.

માતાઓએ સભામાં સારી જેવી હાજરી આપી છે તે માટે તેઓને ધન્યવાદ છે, પ્રજાને ઉત્પન્ન કરનાર જગત જનની માતાઓ છે, માતાઓ ઉપદેશ સાંભળી તૈયાર થાશે ત્યારે **હિન્દુઓનો ઉદ્ધાર થાશે.** જગતમાં મહાન પુરૂષો માતાઓના સંસ્કારોથી જ થયા હતા તેઓમાં સનાતન ધર્મના સંસ્કારો રેડી વિદ્યાવાન બનાવ્યા હતા. ભગવાનના મંદિરની સામે તમો બેઠેલાં છો અને મન સાથે પ્રતિજ્ઞા કરો કે અમારા સંતાનમાં હિન્દુ સનાતન ધર્મના બીજ રોપીશું. અને તે મહાન પુરૂષ થાય એવી ભાવનાથી પ્રભુને પ્રાર્થના કરજો. જ્યાં જોઈએ ત્યાં માતાઓનું નામ પ્રથમ આવે છે **રાધેશ્યામ, સીતારામ, લક્ષ્મીનારાયણએ** ભગવાનના નામો સામે માતાઓના નામ પહેલાં આવે છે. જેથી તમોને જગત જનની કહી વર્ણન કરે છે. તમારા જેવા અંકુરો હશે તેવા પુત્રમાં થાશે. તમારાં બચ્ચાને **શિવાજી, રાણાપ્રતાપ આદી** જેવા **શુરવીર નિતીમય** બનાવવા માટે માસિક (રજસ્વલા) ધર્મ ઓછામાં ઓછા ત્રણ દિવસ તો

જરૂર પાળજો. તે પ્રમાણે નહિ પાળનારના સંતાન **કૃતઘ્ની (કર્તવ્યહીન)** થાય છે. રજસ્વલા સમયે તમો વાડીમાં કામ કરી શકશો ઘરની અંદરનું કામકાજ નહિ કરી શકાય.

બીજી એક વાતની માતાઓને ચેતવણી આપું છું કે તમે તમારી પુત્રીને જાડીવાણીમાં કેટલીક બાબતમાં બેસ **"રાંડ"** એવું કહો છો. અરરર ! માતા દીકરીને **રાંડ** થવાનો આશીર્વાદ આપે એ બહુજ નિંદવા યુક્ત વાણી છે. હું ધારૂ છું કે તમારામાં દીકરીને એવી ગાળ આપવામાં માતાઓ ટેવાઈ ગયેલી હશે ભલે ગમે તેમ હોય પણ એવી ટેવને મુકી દેજો. દીકરી કે દીકરાએ ગુનો કર્યો હોય તો તેમને મીઠો ઠપકો આપવો, પરંતુ શ્રાપ આપવા જેવા સ્વરૂપમાં કહેશો નહિ.

મને અનુભવ છે કે તમારામાંના પીરાણા પંથને માનનારા કેટલાક ભાઈઓ **સવારમાં ઉઠીને કે રાત્રે સુતી વખતે અલ્લા કહે છે.** તે નામ પણ ઈશ્વરનું છે પરંતુ આપણને તે શોભે નહિ, બાપનું નામ હોય તેજ બોલવું જોઈએ. તમો **રામ, કૃષ્ણ, લક્ષ્મીનારાયણ, પરમેશ્વર, ઈશ્વર,** વિગેરે અનેક નામો ભગવાનનાં છે તે માંહેના નામ લેજો મુસલમાન, હીન્દુના દેવસ્થાને નાળીયેર લઈને આવતા નથી તેમ તમો પણ મુસલમાની પંથને મુકી દેજો.

પ્રસન્નતાની વાત કહું છુ કે **રતનશીભાઈ, રાજારામભાઈ** તેમજ કરાંચીથી આવેલ **શીવજીભાઈએ** જે શ્રમ લીધો છે તેથી મને પણ થાય છે કે જરૂરથી એ કામ પાર પડશે તેમજ એને એક કામ બહુજ સારૂ કર્યું છે દાખલા તરીકે બ્રાહ્મણોમાં પાલીવાળ, ઝંખરાંવાડ (હસાહસ) વિગેરે નાતોમાં ચોકો વાળી આપસમાં ખાવું પીવું નહિ તેવું છે તે પ્રમાણે **રતનશીભાઈએ પણ દશ વરસ સુધી અને શીવજીભાઈએ** પણ કેટલાંક વરસો સુધી ચોકો વાળ્યો હતો. જેથી જ્ઞાતિભાઈઓનું કહેવાનું થયું કે તમો કહેશો તે પ્રમાણે કરશું પણ અમારી સાથે ખાશોપીશો નહિ તો તમે તમારે રસ્તે અને અમે અમારે રસ્તે. ભાઈઓનું કહેવું સાચું છે એમ માની ચોકો માંડી વાળ્યો.

ભાઈઓ ! જ્ઞાતિની સાથે સંગઠન કરો ત્યારે જ તમારું પ્રાયશ્ચિત થયું કહેવાય **તમારી જ્ઞાતિનો આહાર સાત્ત્વિક છે અને ખરી કમાણીનો છે** જેથી તમારી જ્ઞાતિનો રોટલો ખાતાં મને ઠીક લાગે છે. મુંબઈ દોઢ મહીનો હતો ત્યાં પેટ દુખતું અને અહીંયા આવ્યા તો બધુ મટી ગયું. જ્ઞાતિ સાથે ખાવાની ના પાડનાર માણસ નથી એવી મારી માન્યતા છે. **મહાત્માજી** તેમજ **પંડીત નહેરૂના** ઉપદેશથી હિન્દુઓમાં ખાવાપીવાનો અંતરાય હતો તે મીટાવ્યો બલ્કે મટી રહ્યો છે.

બ્રાહ્મણ કે સાધુઓએ ગુરૂ બોધ આપી કંઠી બાંધી વાડા કરી દ્વેશભાવ ઉત્પન્ન થાય એવા પ્રકારનું વાતાવરણ ફેલાવવું ન જોઈએ. એવાં ઝેરીલા વાતાવરણમાં તમારી જ્ઞાતિ ન સંડોવાય એમ હું ઈચ્છું છું અને હિન્દુ સનાતન ધર્મ જ્ઞાતિથી નહી અભડાઓ ત્યારે જ વધશે.

જે ગામમાં મંદિર નથી તે ગામમાં મંદિર સ્થાપવાના છે ખાના છે તેને ઘડીભર મંદિર માની લઈએ તો પણ તમે સિંહ છો અને બકરીનાં બચ્ચા જેવા બની ગયા છો તે મટી ખરા સિંહના સ્વરૂપમાં આવી જાઓ. એટલે ખાના છે ત્યાં મંદિર બની જશે. બ્રહ્માના પાટ તેમજ જોત (જ્યોત) ને માનવાનો દાવો કરો છો, તે બધાંએ માને છે. પરંતુ તમારી બોલી ચાલીથી તો ખાનાને બદલે તમો જગ્યા કહો છો એટલે ખાનું મટી જગ્યા બની તેમ જગ્યા મટાડી મંદિર કહો

અને તે પ્રમાણે આચરણ કરો. ખાનામાં મુસલમાની પ્રયોગ સમાયેલો છે મુસલમાનીને બદલે હિંન્દુઓના ચિન્હો ધારણ કરો. જગ્યામાં બ્રહ્માની ગાદી છે ત્યાં શિખર કે દેરી થાય તેમાં નુકશાન શું છે ? નુકશાન કે હાની નથી તો મંદિર કરવું જ જોઈએ, મંદિર હોય ત્યાં દરેક કોમ આવી શકે છે ત્યાં રાંધેલા પ્રસાદને બદલે કોરી પ્રસાદી લઈ જવાય તેમ તેના અંગે આચરણ હિન્દુઓના જેવા શુદ્ધ હોવા જોઈએ, કરોડો હિન્દુઓ જે તિથીઓ માને છે તે માનવી અને શુક્રવાર કે શુક્રવારી બીજને પાળવી નહીં.

સબરીએ ભગવાનની સેવા કરી હતી તમો પણ ભગવાનની સેવા પુજા કરી શકો છો તમો સંસ્કારી થઈ સેવા પુજાના કર્મકાંડ જાણ્યા પછી મંદિરમાં ભગવાનની પુજા કરી શકશો. ભગવાન કોઈની પાસે વેચાતા નથી તેમ ભગવાનને કોઈ  વેંચી શકે નહી. ભગવાનને શ્રદ્ધાથી ભજે તેના ભગવાન છે. માટે  તમો પણ ભગવાનની પુજા કરી  શકો છો. તે પ્રમાણે કરવા પુરતા જીજ્ઞાસુ તેમજ અધિકારી બનજો, તમારું ભલું કરે તેવા સાધુસંતને માનજો અને તેને તમારા પ્રાણ આપજો.

બહેનો ! તમારા હાથથી જીણું જીણું દાન હંમેશાં થયા કરે છે તે તમો પાત્ર ઓળખીને આપજો, કુપાત્રે દાન આપવાથી નુકશાન થાય છે. પુણ્યને બદલે પાપ થાય છે. તમારી પાસેથી ખાવાનું લઈને કુપાત્ર હોય  તે જંગલમાં જઈ શિકાર કરે તેવાઓને આપતા નહિ. દીકરો  કે દીકરી ખાવાનો પદાર્થ માગે તો આપતાં અચકાઓ છો અને હરામખાઉ કે જેનું મોઢું જોવાનું ધરમ નથી તેવાઓને આપવા વખતે કાંઈ પણ વિચાર કરતાં નથી અથવા વગર સમજણે આપી દ્યો છો.

ભાઈઓ ! બળદ તેમજ ગાય માતાને પાળજો કારણ કે ગાય માતાના દુધથી મનુષ્ય માત્રનું પોષણ થાય છે અને તેનાથી જ ધોરી કહેતાં બળદ પેદા થાય છે જે આપણને ખેતી ઉપયોગી છે ખેતીનો મુખ્ય આધાર બળદ ઉપર છે, બળદ ન હોય તો આપણાથી ખેતી થઈ શકે નહિ, ગાય, બળદ અને મનુષ્યોનું જીવન  દુનિયાની જરૂરીયાતોમાં એકબીજા પ્રત્યે  ઓતપ્રોત સંકળાએલું છે એટલે કે ખેતી માટે અને દુધ માટે ગાય-બળદની મનુષ્યમાત્રને જરૂરત છે પરંતુ મારો કહેવાનો આશય એ છે કે ખેડુતો એ બળદને યુવાનીમાં ખેડીને વૃદ્ધ કહેતાં ઘરડો થાય અને કામ આપી શકે નહિ ત્યારે તેના ઉપરથી માયા ન ઉતારતાં વાડીમાંજ તમારી પાસે રાખી નિયમીત ખોરાક આપી પાણી પાવું કે જેથી તેમનો આત્મા આપણને આશીર્વાદ આપે. બિચારો મુંગો પ્રાણી ગમે તેટલો થાકી ગયો હોય તો પણ કહી શકતો નથી અને થાક ચડેલો હોય તેવી હાલતમાં પણ તેને ખેડીએ છીએ. એવી સખત મજુરી આપનાર બળદ ઘરડો થાય ઝુંસરીમાં ચાલી શકે નહિ ત્યારે તેને બાપ સમાન ગણી ચાકરી કરવી. યાદ રાખજો કે ખેડુત નીર્દય થઈ મુંગા પ્રાણી કે જેની સાથે ગમે તેવા ટાઈમમાં કામ લઈએ છીએ અથવા લીધેલું હોય તેવા બળદને દુઃખ આપશે તેનો નાશ વહેલો થાશે અને તેવા દુઃખી પ્રાણીની આંતરડી કકળે છે ત્યાં આપણને પાપ લાગે છે અને એ પાપનું ફળ વિનાશના રૂપમાં પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે ભોગવવું પડે  છે. નીચ, સ્વાર્થી, દગાખોર તેમજ હરામખાઉને આપી પાપ વહોરી લેવા કરતાં બળદ તેમજ ગાયનું યથાર્થ પાલન કરજો.

તમે એ ધર્માદાની જે રકમ આજ સુધી પીરાણે મોકલી છે તે તમારી જ્ઞાતિમાં સુમાર્ગે વાપરી હોત તો પ્રમુખ સાહેબે સુચના કરી તે પ્રમાણે સ્કુલો, દવાખાનાઓ ધર્મશાળાઓ વિગેરે જરૂરીયાતો સારી હાલતમાં બનાવી

નિભાવ થઈ શકત તેમજ આજ થોડી ઘણી દરિદ્રતા જોવામાં આવે છે તે પણ ન રહેત. બાપદાદા કરી ગયા તેમ આપણને કરવું એવી નબળાઈ નહિ બતાવતાં હવેથી **તમારા ધર્માદાના નાણાં કચ્છમાંજ જ્ઞાતિ ઉપયોગી કામમાં વાપરજો.**

તમારી જ્ઞાતિમાં ચાલુ જમાનાને અનુસરીને સુધારાને નામે કેટલીક બાબતોમાં કુધારો ઘુસી ગયો છે તેથી પણ મારે તમોને ચેતાવવાની ફરજ સમજી એ બદી દુર કરવાનું કહીશ.

તમારા બાપદાદા જાડા કપડાં પહેરતા હતા, બીડી કે ચા જેવી વસ્તુથી અળગા રહેતા હતા બલ્કે તેની કાંઈ જરૂરત પણ જણાતી નહોતી. અને તેવી વર્તણુક કરનારે વખોડી કાઢતા અને નાતના ઠરાવ પ્રમાણે સજા પણ કરતા અને તે સમયે જીંદગીની જરૂરીયાતો બહુજ ઓછી હતી.

આજ તો ઘરેઘર ચા દેવી દેખાય છે, હોમ હવનને ઠેકાણે જ્યાં જુઓ ત્યાં બીડીઓના ધુમાડાના ગોટેગોટા ઉડતા નજરે પડે છે બીચારા ખેડુતોને પણ એ રોગ લાગુ પડી ગયો છે તે જોઈ મને બહુ દુઃખ થાય છે. સજ્જનો ! ચા અને બીડી પીવાથી શરીરને નુકશાન પહોંચે છે અને સાથે સાથે પૈસાની પણ બરબાદી થાય છે. એવું બાપદાદા કરતા નહોતા. તમોએ સુધારાને નામે કુધારો ઘાલીને બાપદાદામાં એવા ઉત્તમ ગુણો હતા તેને છોડીને પાયમાલીને રસ્તે જઈ રહ્યા છો તેનો દરેક ભાઈ ખ્યાલ  કરીને એ નાશવંત આ અને બીડી નહિ પીવાનો નિશ્ચય કરી પ્રતિજ્ઞાઓ કરો.

તે સિવાય તમારા બાપદાદા ખાદીના જાડા લુગડાં પહેરતા હતા અને હજી પણ તમારી નાતમાં જાડાં લુગડાં પહેરવાનો  રીવાજ છે તે જોઈ હું ખુશી થાઉ છું. જીણાં લુગડાં પહેરવાની પ્રથા પણ તમારામાં દાખલ થઈ ગયેલી જોવામાં આવે છે. તેવાં જીણાં લુગડાં પરદેશ ફરે છે તેઓમાં વધારે પહેરાય  છે તેને દેખીને દેશમાં જેઓ ખેતી કરે છે તેઓને જેમ ચા અને બીડીનો ચેપી રોગ લાગુ પડ્યો છે તેવીજ રીતે કૃત્રિમ ચમક અને ભભકાદાર જીણાં લુગડાનો મોહરૂપી ચેપી રોગ લાગુ પડયો છે. ખોટો ચળકાટ કેટલીવાર ટકે ? એક વખત ધોયું એટલે લુગડાનો તેમજ સાથે સાથે પહેરનાર એમ બન્નેનું ચમક અને તેજ ઉડી જાય છે. તમો વાડીમાં સખ્ત મજુરી કરવાવાળાને તેવાં જીણાં અને બનાવટી ચમકદાર લુગડાં પહેરવાં પોષાય નહિ. તેમજ પરદેશ વીચરતા ભાઈઓને પણ મર્યાદાની દ્રષ્ટીએ જીણાં બદલે જાડા લુગડાં પહેરવા જોઈએ. જીણાં લુગડાંથી મર્યાદા સચવાતી નથી જો કે એટલી હદ સુધીના જીણાં લુગડાં તમારામાં નહી પહેરાતાં હોય પણ આસ્તે આસ્તે તેવું પણ અનુકરણ ન થઈ જાય તે માટે કાળજી રાખજો અને બનતાં સુધી ખાદીનાં જ  જાડા કપડાં પહેરજો તેમાંજ આપણું સૌનું ભલુ  તેમજ હીત સમાયેલું છે.

બાપે ખારા કુવાનું પાણી પીધુ હોય તો દીકરાએ પણ ખારૂ પાણી પીવુ એવું કોઈએ સમજવાનું નથી. અનુકુળ સુધારો કરવામાં હરકત નથી પરંતુ સુધારાને નામે કુધારો પેસી ન જાય એ માટે વર્તમાન સમયમાં બહુજ  સાવચેતી રાખવાની જરૂરત છે.

તમે પરદેશ ફર્યા પૈસા કમાણા બાપદાદાની અભણતા તેમજ અજ્ઞાનતાથી થયેલ કરજ(દેવુ)થી મુક્ત થયા અને કેટલેક ઠેકાણે વેપારી વર્ગ તમારી અજ્ઞાનતા તેમજ ભોલપણનો લાભ લઈ તાગડધીન્ના કરતા હતા તેવાઓને પરદેશના ઝાડ જોવાં પડ્યાં છે. પરદેશમાં કેળવાયેલી બીજી જ્ઞાતિઓના સંસર્ગથી તમોને પોતાના ખરા સ્વરૂપનું

ભાન થયું. વિદ્યા ભણ્યા,, કાંઈક અનુભવ્યુ જેથી તમારામાં જાગૃતિ આવી કષ્ટ સહન તો કરવાં પડ્યાં હશે પણ તેથી બહુ લાભ થયો છે.

પોતાના બાળકોને ભણાવવાં-કેળવણી આપવી જોઈએ મહીનાની કોરી કે સવાકોરી ફી વધારે કહેવાય નહીં. કોરી બે કોરી તો કોઈ લુચ્ચાઓ તમારી પાસેથી દોરા ધાગા કરી ઠગી જાય છે તેવાઓથી ભોળવાઈ ન જતાં તમે બાળકોને વિદ્યાભ્યાસ કરાવવામાં દ્રવ્યનો સદ્‌પયોગ કરજો. પાંત્રીસ કરોડ ઉપર થોડાક લાખ માનવીઓ રાજ્ય કરે છે તે કેળવાયેલા છે ત્યારેજ. માટે કેળવણીથી વંચિત કોઈ પણ ભાઈ પોતાના બાળકો રાખે નહિં. આવી મારી તમારા પ્રત્યે ખાસ ભલામણ છે.

**લગ્નમાં સનાતન ધર્મ પ્રમાણે ચોરી ફેરાની પ્રથા દાખલ થઈ છે તે બહુ જ ઉત્તમ છે** અને બ્રાહ્મણો ને તેવા પ્રસંગે અમુક જ આપવું, વધારે પડતી રકમ આપવી નહિ તેવો નિયમ જાળવી રાખવો એ પણ ઠીક છે. પરંતુ સાથે સાથે એ પણ યાદ રાખવાનું છે કે **દેખાદેખી લગ્નમાં વધારે ખર્ચ કરવું નહિ.** ખરચાળુ વિવાહ કરવો ઠીક નથી. તેમ તમારાથી હદ પણ બાંધી શકાય તેમ છે કારણ કે તમારી નાતમાં ખાવાપીવાનો ચેરો નથી તેથી જેમ ધારો તેમ કરી શકો છો. દેખાદેખી વધારે ખર્ચ કરવાથી આર્થીક સ્થિતી સારી રહેશે નહિં માટે જીંદગીની જરૂરીયાતો ઓછી કરજો. તેમ નહિ વર્તો તો યાદ રાખજો કે જમાનો એવો બારીક છે કે બેહાલ થઈ જાશે.

**મરણ સમયે દાટવાને બદલે અગ્નિસંસ્કાર કરવાનો રીવાજ ચાલુ કર્યો છે તે પ્રશંસનીય છે.** પરંતુ તેવા વખતે લાકડાં ન મળવાથી તમારા માંહેના કેટલાક ભાઈઓ શંકા ધરાવે છે. તે બાબતમાં તમોને સુચના કરૂં છું કે લાકડા મળી શકશે તે વિષે તમારે જરાએ ચિંતા કરવી નહિ. તમારે ગામેગામ લાકડાનો જથ્થો રાખવો અને એ સંગ્રહ કરેલં લાકડાં તમોને સમયસર કામ આવે અને રખડપટી કરવી મટી જાય. તમારી નાતમાં સંપ અને સંગઠન છે તેથી તમે ધારો તે કરી શકો તેમ છે.

રતનશીભાઈએ કહ્યું કે **કાકા એજન્ટ છે તે થકી પીરાણા પંથનો નિભાવ થઈ શકે છે** તે વાત ખરી છે. પરંતુ કાકાએ પણ તમારી નાતમાં **ધાર્મિક દ્રષ્ટિએ મુખીઓને હેડ કલાર્ક નીમ્યા છે જે મોઢુ બાંધીને ખાનામાં અર્ધી રાત્રિએ પુજા કરે છે** તે તથા ગામના કેટલાક મોઢે ચડેલા આગેવાનનોને કાકા સાહેબ આવે ત્યારે ખીસામાં રૂપીયા કે કોરીઓ નાખે અને તેઓના ભેગુ ઠેકઠેકાણે સારુ સારુ ખાવાનું મળે એટલે કાકાના થઈ જાય અને ગામમાંથી ધરમના નામે હજારો કોરીઓ વ્યવસ્થિત રીતે ઉગરાવવામાં આવે પછી ભલે ગરીબ હોય કે તવંગર હોય પણ બધાઓને એક લાકડીએ ઉઠ બેસ કરાવે, બીચારાના ઘરમાં ન હોય તો કોઈને ત્યાંથી લઈને પણ આપવી પડે. તેવા મુખી અને પટેલોને કહું છું કે જ્ઞાતિ ભાઈઓ પાસેથી ધરમના નામે ધતીંગ ચલાવી હજારો બલ્કે લાખો કોરીઓ ઉઘરાવીને નીચોવી નાખવાની નીચ પ્રથા પોતાના પાપી પેટ ભરવા ખાતર પોષી રહ્યા છો એજ તમોને વિનાશના માર્ગે દોરી જવાનું કૃત્ય છે એવું જ્ઞાતિ દ્રોહી કૃત્ય ન કરતાં પેટ ભરાતાં ન હોય તો એવા પેટને ફોડી નાખવાં કે જેથી એવા જુલ્મી કરવેરામાંથી જ્ઞાતિ જલ્દી મુક્ત થાય.

રતનશીભાઈ કહેવા પ્રમાણે લગભગ ત્રીજો ભાગ તો પીરાણા પંથમાંથી મુક્ત થયો છે અને સુધારકોની વ્યવસ્થિત કાર્યવાહીથી બાકી રહેલાઓ પણ મુક્ત થઈ જશે એવું અત્યારના વાતાવરણ ઉપરથી જણાઈ આવે છે.

હું કહીશ કે સુધારકો એટલે વહેલા સમજ્યા છે અને નાતની આપખુદી સત્તાને તોડવામાં કટીબદ્ધ થયા તે એકલાજ નહી પણ હાલમાં પીરાણા પંથને જેઓ નથી માનતા તેમજ પીરાણાના લાગાલગમ આપતા નથી તેમજ સુધારા તરફ માનની નજરથી જુએ છે અને મંદિરોના ઉત્સવમાં ભાગ લે છે તે બધાએ સુધારકો છે અને એવા સુધારક ભાઈઓ તો ત્રીજા ભાગ કરતાં પણ વિશેષ છે. તે બધાએ ખંતથી સુધારવાનું કામ ઉપાડી લેતો  હું ધારૂં છું કે પીરાણાપંથ તમારી જ્ઞાતિમાંથી નજીકના જ ભવિષ્યમાં દુર થઈ જાય.

રતનશીભાઈ કે રાજારામભાઈ વિગેરે કે જેઓ સુધારકોમાં પ્રખર નેતા છે તેઓનું માન જાળવવાની તમો પોતાની ફરજ સમજતા હશો. પરંતુ સુધારકો તો પોતાની ફરજ સમજી જ્ઞાતિ સેવાનું કામ કરતા જાય છે તેઓ તો જ્ઞાતિના સેવક છે આનંદના ઉદ્ગારો તો આપણે ભોગવીએ છીએ. તેઓએ તો નાત આગળ નમવું જોઈએ, નમે છે. અને આપ સર્વે વડીલો તેમજ યુવાનોએ તેઓને જ્ઞાતિ સુધારાના કામમાં પુરતો સાથે  આપવો જોઈએ. તમારા પ્રાણ એ કામને માટે હોવા જોઈએ એથી વિશેષ સેવા બીજી કોઈ પણ હોઈ શકે નહિ.

**મેં મિસ્ત્રી જ્ઞાતિના ભાઈઓને** સાથે આવવા કહ્યું હતું જેથી તેઓ તમારી નાતનું કેટલીક બાબતોનું નિરક્ષણ કરવા આવ્યા છે અને હાલના વાતાવરણ ઉપરથી તેઓ પણ સમજી શક્યા હશે કે મુમનાનું આવરણ આ જ્ઞાતિ ઉપરે કહેવાય છે. એવી આ જ્ઞાતિ નથી એમ માનશે અને બીજી જગ્યાએ બોલશે.

મારે કરાંચી જાવું છે ત્યાં શીવજીભાઈના ઉદ્ગારો સાંભળવા છે તેમજ કચ્છની અંદર પણ ગામે ગામ ફરી બોધ કરવો છે. કોઈક ગામમાં કદાચ ઉતારો નહી આપે તો ચોટા(ચોક)માં ઉતારો કરીને પણ ઉપદેશ આપીશ તમારી જ્ઞાતિના વેલાણી સાંખના મ્હારા ગુરૂ હતા. વાંઢાયદ્વારાને દિપાવ્યા હોય તો તમારી જ્ઞાતિમાં જન્મેલા એ મહાપુરૂષે જ.

ભાષણો થાય ઠીક લાગે ત્યારે તાળીઓ વગાડીએ અને પાળતા હશું તો પાળશું. રતનસીભાઈ વિગેરે ભાઈઓ વિદાય થાય અને પાળવાનું મુકી દયો એવું કરતા નહી. પરંતુ જે ધારાધોરણ કે ઠરાવો ઘડાય તે તમારે પાળવાની ફરજ છે અને તે પ્રમાણે વરતશો ત્યારે જ સેંકડો રૂપીયા **ખર્ચી પરદેશથી આવેલા ભાઈઓ અને હજારો કોરીઓ ખર્ચી બંધાવેલ મંદિર તેમજ અત્યારે ભેગા થયા છો તે નિમિત્તે થયેલુ ખર્ચ વસુલ ત્યારે જ થયું ગણાશે.** માટે હું તમોને વિનંતીપુર્વક કહું છું કે હાલની પ્રવૃત્તીને અંગે જે કાંઈ સુધારા વધારા સાથે ઠરાવો પાસ થાય તે પ્રમાણે વર્તજો કે જેથી તમારી નાતની પાછળ પીરાણા પંથરૂપી પુછડું લટકેલું છે તે નીકળી જાય.

બ્રહ્મચારીને વિદ્યા ભણાવવી એ વૈદિક સનાતન ધર્મનો સિધ્ધાંત છે પણ ગામડાની નિશાળોમાં ગોંધી રાખી અપાય છે તે પ્રમાણેની વિદ્યા ન હોઈ શકે. પણ તમારા માટે વાંઢાય ગુરૂકુળ તૈયાર છે. ધાર્મિક-સંસ્કૃત ભણાવાય છે તેમજ વર્તમાન સમય અનુસાર મેટ્રીક સુધી પણ ભણાવવામાં આવશે. તમારી જ્ઞાતિના બે છોકરા ગુરૂકુળમાં ભણે છે બે મહીના થવા આવ્યા છે વેદના મંત્રો શુદ્ધ ઉચ્ચારથી બોલે છે, મારી ભુલ થઈ કે તેમને અહીં લાવ્યો નહી. પવિત્ર વેદિ પર બ્રાહ્મણો મંત્રોચ્ચાર કરી હવન કરી રહેલા છે તે પ્રમાણે એ વિદ્યાર્થીઓ પણ શુદ્ધ ઉચ્ચારથી વેદ મંત્રો બોલી શકે છે જે સાંભળી તમોને પણ માનની લાગણી પેદા થાય.

ખેડુત ભાઈઓને કહું છું કે એક વિખેડો ગુરૂકુળના નામનો વાવજો. તમારૂ ઉગી નીકળે. ધારો તો તમો એક કલાકમાં એવી સંસ્થા ઉભી કરી શકો તેમ છે. તમારામાં સંગઠન થાશે અને તેમ બની શકશે. છેલ્લાં દશ વરસથી તમારી જ્ઞાતિ ખુબ જાગૃતીમાં આવી છે કાળી ટીલી કાઢી નાખજો અને સનાતન ધર્મી બનજો. મુસલમાનોમાં

સંગઠન છે તેમ સાવધાન પણ છે. તેવીજ રીતે આપણે પણ આપણા હિન્દુ સનાતન ધર્મમાં સાવધાન રહેવું. પોતામાં સંગઠન કરી હિન્દુ સનાતન ધર્મનું અભિમાન જરૂરથી રાખજો. મારું ભાષણ પુરું કરીશ અને હવેથી બીજા ભાઈઓ આપને કહી સમજાવશે.

**ત્યારબાદ પ્રજ્ઞાચક્ષુ મહારાજશ્રી અચલદાસજી બોલ્યા કે :-**

મહારાજશ્રી આજે સાંજના તેમજ અત્યારે જુદી જુદી દિશાએ પોતે બોલી ગયા છે મારા વિચારો ટુંક સમયમાં કહેવા છે.

જન્મથી મનુષ્ય શ્રેષ્ઠ માની શકાતો નથી, માનવ જન્મના વિકાસ માટે એક વસ્તુની જરૂરત છે, દરેક મનુષ્ય વહેવાર કરે છે તેને પ્રકાશની જરૂરત છે અને તે પ્રકાશ સુર્યથી થાય છે.

આપણને પ્રકાશની જરૂર છે **સનાતન ધર્મ મહાન પ્રકાશ** છે તેનો વિકાસ કરવાથી ઈશ્વરને પહોંચી શકાય છે, પરંતુ સનાતન ધર્મનું રહસ્ય વિદ્યાથી સમજી શકાય છે, મહાત્મા મહાનુભાવી પણ વિદ્યાર્થી થઈ શક્યા છે.

**કડવા પાટીદારો** કહે છે કે ભુલ થઈ છે. તે પણ વિદ્યાના અભાવે જ. લુચ્ચા સ્વાર્થીઓએ તમોને ફસાવ્યા છે. તમારા ભાવિનો ઉદય થયો અને મનુષ્ય જાગૃત થયા. તેમજ **સનાતન ધર્મના પાયારૂપ શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર થયું** તેથી તમારી જ્ઞાતિમાં સનાતમ ધર્મનો ઉદય થયો.

મતભેદના પરીણામે સફળતા મળી શકે નહિ, કલાકોના કલાકો સુધી મહાપુરુષો ઉપદેશ આપી રહ્યા છે તે પ્રમાણે ધર્મના આચરણ કરવા જીજ્ઞાસુ બનો. **ધર્મનું આચરણ કરે છે તે મનુષ્ય શ્રેષ્ઠ થઈ શકે છે,** કુંભકરણની નિદ્રામાં, ક્યાં સુધી ઉંઘશો ! હવે આપણને જાગૃત થવાની જરૂરત છે. જગત વિકાસના માર્ગે જઈ રહ્યું છે માટે મહાપુરૂષોના વિચારોમાં વિશ્વાસ રાખો, મતભેદ દુર કરો, જ્ઞાતિમાં પ્રેમ રાખો કે જેથી **ઈંદ્રના જેવું સ્વર્ગ બનાવી શકશો.** સર્વ પ્રાણી માત્રમાં એકજ પરમાત્મા છે પરંતુ પ્રકૃતી અનુસાર ગુણદોષો જુદા જુદા હોય છે. આપણે તો એજ માર્ગ લેવાનો છે કે મહાપુરૂષોએ સનાતન ધર્મના દાખલા કહ્યા છે તે પ્રમાણે ગ્રહણ કરવાનો.

ગુરૂકુળમાં અંધશાળા પણ ખોલાવી છે અંધભાઈઓને માટે મફત ભણાવાય છે. મહારાજશ્રીનો પ્રેમ વિદ્યાર્થીઓ ઉપર અનહદ છે મહારાજશ્રીનું આગમન થાય કે વિદ્યાર્થીઓ મહારાજશ્રીનો ઉચ્ચાર કરે છે. ત્યાં મહારાજશ્રી વાત્સલ્યભાવ યુક્ત વિદ્યાર્થીઓને સંબોધન કરી ગોદમાં લે છે. માટે સનાતન ધર્માવલંબીઓ ! આળસ તજો કટીબદ્ધ થાઓ સત્ય તેમજ સાચી વસ્તુ ગ્રહણ કરવામાં લેશમાત્ર પણ વિલંબ ન કરો ૐ શાંતિ :

**ત્યારબાદ સારસ્વત કુળભુષણ પ્રેમજી મહારાજ આસંબીઆવાળાએ પોતાની જ્ઞાન શક્તિથી પ્રવચન શરૂ કરતાં જણાવ્યું કે :-**

ત્રિવેણી સંગમ રૂપે ત્રણ પાંચાડા ભેગા થયા છે, ગંગા યમુના સરસ્વતી, નખત્રાણામાં ભેગી મળી છે તેમાં અતિશયોક્તિ નથી. ગંગા લ્હેરીના પવિત્ર ઝરણાં વહી રહ્યાં છે, તે લક્ષ્મીનારાયણ ભગવાનના મંદિરમાં વહન કરી રહી છે.

ત્રિવેણી ગંગામાં સ્નાન કરવા આવ્યા છીએ પણ હાથીની પેઠે નાહવા નથી આવ્યા પરંતુ ત્રણ પાંચાડા રૂપી ત્રિવેણી ગંગામાં વચનામૃત રૂપી ઝરણાં વહે છે તેમાં શુદ્ધ તેમજ નિર્મળ અંતઃકરણરૂપી સ્નાન કરી પવિત્ર થવા માટે

આવ્યા છીએ.

યજ્ઞ, ભુમી, પ્રતિષ્ઠા, ત્રિવેણીગંગા, લક્ષ્મીનારાયણ અને મહાપુરૂષો એવી રીતે છ ગંગા ભેગી થઈ છે તેમાં પવિત્ર થવું છે. ધન્ય છે આજની ઘડી કે જ્યાં આવો અલૌકીક અવસર પ્રાપ્ત થયો છે, કે જેનો ખરો લાભ લેવા ચુકશો નહિ અને થયેલી ભુલનો પશ્ચાતાપ કરવાનો શુભ અવસર છે.

તમોએ ધર્મના નામે લાખો કરોડો રૂપિયા ખર્ચ્યા પણ કુપાત્રે દાન દેવાયું જે તમારા ભલાને માટે કાંઈજ ઉપયોગમાં આવ્યું નહીં. યજ્ઞમાં જવ તલ ઘૃત આદી પદાર્થોનો હોમ કરવા પુરતું જ નથી પણ યજ્ઞનો ઉદ્દેશ પ્રાણી માત્રના ભલા માટે છે.

ગઈ કાલે ઠરાવો વાંચી સંભળાવ્યા હતા તે ઠરાવનો અર્થ હાથીના દાંત ચાવવાના એક અને બતાવવાના બીજા એવો થવો જોઈએ નહિ. તમોએ તે ઠરાવ પાળવાનું કબુલ કરેલું છે અને આજ **ત્રણે પાંચાડામાંથી આવેલા સનાતન ધર્મી ભાઈઓને** આવતી કાલની સભામાં પુરતા વિવેચન સાથે વાંચી સંભળાવવામાં આવશે. પરંતુ તેની યાદગીરી એવી રહેશે કે નખત્રાણાના પુર્વનિવાસ નામે નવાવાસમાં ભગવાન **શ્રી લક્ષ્મીનારાયણની મુર્તિની મંદિરમાં પ્રતિષ્ઠા પ્રસંગે ત્રણ પાંચાડારૂપે ત્રિવેણીગંગાનો મેળાપ** થયો ત્યારે ઠરાવો પાસ કર્યા હતા. જેથી ભગવાન પણ લક્ષ્મીને કહેશે કે મારા ભગતો **કુર્મી ક્ષત્રિય છે** તેને ઘરે વાસ કરો.

તમો એ ભગવાનના મંદિરમાં ઠરાવો ઘડયા, પાસ કર્યા, જેથી ભગવાનના હુકમથી લક્ષ્મીજીએ તમારે ઘરે વાસ કર્યો પણ એક દષ્ટાંત આપું તે પ્રમાણે કરતા નહિ. "એક બાઈ એકલી જ **કોઈ એક ગામથી બીજે ગામ જતી હતી તેને રસ્તામાં ચોર મળ્યા તે સમયે તે બાઈએ પીરની માનતા માની કે હે પીરબાવા તમો મને આ ચોરથી બચાવો તો હું તમારી અમુક માનતા ઉતારીશ,** સારા નસીબે ચોર ભાગી ગયા પછી બાઈ પીર પાસે આવીને કહેવા લાગી કે તમે ક્યાં માનતાના ભુખ્યા છો હું તો અમસ્થી ખાલી ખાલી કહેતી હતી." તે પ્રમાણે કદાચ તમે પણ ભગવાન પાસે ખાલી ખાલી કહેતા નહીં. માટે જે કરો તે મન મજબુત રાખીને કરજો. કે જેથી ભગવાનને ફોસલાવા જેવું ન થાય.

**તમારી ભુલ સાધારણ છે પણ પરિણામ ઘણું જ ખરાબ છે. હવેથી એવી ભુલ બીજીવાર ન થાય તેની ખાસ કાળજી રાખજો અને થયેલી ભુલ રૂપી ગુમડાંને પશ્ચાતાપ રૂપી ઓપરેશન કરાવી જ્ઞાતિ સેવાનું કાર્ય કરો અને પ્રભુ પાસે માફી માગી તેત્રીસ કરોડ દેવી દેવતામાં સંતોષ માની સનાતન ધર્માવલંબી બનો અને મનુષ્ય જન્મનું સાર્થક સફળ કરો.**

જ્ઞાતિ ગંગા ભેગી કરીને લક્ષ્મીનારાયણના મંદિર ઉપર શુભ ધજા ફરકાવવાના ઉત્તમ કામનો આરંભ કર્યો છે તે માટે આપ ભાઈઓને ધન્યવાદ અને હાજર રહેલા દરેક ભાઈઓ મન સાથે દ્રઢ સંકલ્પ કરો કે અમો પોતપોતાના ગામમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના મંદિર બનાવવાની સફળ કોશીષ કરીશું.

તે પછી **ભાઈશ્રી શીવજી કાનજી પારસીઆએ** ઉભા થઈ જણાવ્યું કે :-

**માન્યવર પ્રમુખ સાહેબ, વ્હાલા જ્ઞાતિ ભાઈઓ, પધારેલા સદ્‌ગ્રહસ્થો, માતાઓ અને બહનો.**

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

આપણી જ્ઞાતિ અધોગતીની ખીણમાં પડી ગયેલી તેની ઉન્નતી કેમ થાય તે માટે આપણે એકત્ર થયા છીએ. આપણી ખરી ભાવનાથી મંદિરમાં ભગવાનની મુર્તીની પ્રતિષ્ઠા કરવાનું ચાન્સ મળ્યું છે તેમાં આપણે જુદે જુદે સ્થળેથી આવી ભેગા મળ્યા છીએ અને તે સંબંધે પાંચ છ દીવસ થયા વાટાઘાટ ચાલે છે પરીણામે પંદર ઠરાવો ઘડાયા. **જે સંજોગોવશાત્ અતિ મહત્ત્વના છે.** આજની સભાનો કાર્યક્રમ લાંબો વખત ચાલવાની ધારણા હોતાં તે ઠરાવો આવતી કાલની સભામાં વાંચી સંભળાવવામાં આવશે એમ કહેવામાં આવ્યું છે તે ઠીક છે.

ઉપદેશ તો મહાનુભાવી મહાત્માઓએ ખુબ કર્યો છે અને તેઓના શબ્દે શબ્દ કીંમતી તેમજ અતી ઉપયોગી છે અને તે પ્રમાણે આપ પધારેલા સર્વ ભાઈઓ, માતાઓ અને બહેનો વર્તશો એવી આશા રાખું છું.

મારા સંબંધી શુદ્ધિ બાબતની વાત મહાત્મા ઓધવદાસજીએ પોતાના વ્યાખ્યાનમાં કરી છે તે સંબંધે મારે ખુલાસો કરવાની ફરજ છે. મેં દેહ શુદ્ધિ પ્રાયશ્ચિત કરાવેલ અને સાથે સાથે જ્ઞાતિથી ખાવા પીવાનો વહેવાર તોડ્યો હતો. તે રાજી ખુશીથી નહી પણ લાગતા વળગતા કેટલાક મિત્રોની શેહમાં તણાઈને જ. કરાંચીમાં મારા પ્રમાણે ખાવાપીવાનો વહેવાર તોડનાર ભાઈઓની સંખ્યા અધિક હતી. અમોને વસ્તુ સ્થિતિનું ભાન થતાં નાત સાથે નહી જમવાની ઘેલછાને મુકી દીધી. પરંતુ તેવી બાબતને નહી સમજનાર કે પોતાની લીધેલી વાતને નહી મુકવાની હઠ તેમજ નાત સાથે ન ખાવાપીવાની ઘેલછા ભરેલી નીતીને ગણ્યા ગાંઠ્યા ભાઈઓ વળગી રહ્યા છે.

પશ્ચાત્તાપ ખરા હૃદયની શુદ્ધિ વગર બધું નકામું જ છે એવો મને પુરતો અનુભવ થયો છે. કરાંચીમાં શુદ્ધિશાળી ભાઈઓ કે જેઓનો નાત સાથે ખાવાપીવાનો વહેવાર નહી હોવાનો ડોળ કરી રહેલા છે તેઓનો ધ્યેય કોણ જાણે શું છે ? તે સમજી શકાતું નથી. આપણી જ્ઞાતિમાં ધર્મની જગ્યા “ખાના” નામથી ઓળખાય છે તેના બદલે મંદિરો બંધાય અથવા મંદિરના સ્વરૂપમાં ફેરવાઈ જાય એ મહાન સુધારો થયો કહેવાય એવી મારી માન્યતા છે અને તે પ્રમાણે આપ ભાઈઓ પણ માનતા હશો.

અહીંયા નખત્રાણામાં મંદિર તૈયાર થયું, ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મુર્તીની પ્રતિષ્ઠા કરવાનો દીવસ નીર્ધાર્યો અને તે પ્રમાણે જ્ઞાતિ ભાઈઓ તેમજ અન્ય જ્ઞાતિઓમાં આમંત્રણ પત્રિકાઓ મોકલી સાથે સાથે જ્ઞાતિ ભાઈઓનો રસોડો એક હોવાનું પણ જણાવ્યું. જેથી કરાંચીમાં ગણ્યા ગાંઠ્યા શુદ્ધિશાળી ભાઈઓ રહેલા છે તેને માઠું લાગવાથી ઉશ્કેરાઈ ગયા જેથી હાલના શુભ સમારંભમાં જ્ઞાતિ ભાઈઓ ભાગ ન લઈ શકે એવા હેતુથી લાગતા વળગતા ઉપર એક યા બીજા પ્રકારે દબાણ કરવા લાગ્યા. તે માંહેનો એક દાખલો આપીશ જેથી આપ ભાઈઓ સોળ આના સમજી જાશો કે કરાંચીમાં રહેતા શુદ્ધિશાળી ભાઈઓને શ્રીયુત પ્રેમજી મહારાજના શબ્દોમાં કહું તો “પતીત પાવન થઈ શકે એવી ત્રિવેણી ગંગા” ના શુભ સમારંભ પ્રત્યે કેટલો અભાવ, ઈર્ષા અને તીરસ્કાર છે.

આ ગામ નવાપરામાં રહેતા **ભાઈશ્રી ખીમજી ગોપાલ કેશરાણીને** કરાંચીમાં રહેતા તેમના મામાઈ **ભાઈ વિશ્રામ પાંચા ગાંગાંણી વિરાણીવાળાએ** કહ્યું કે તારે **નખત્રાણે મંદિરની પ્રતિષ્ઠામાં જવું નહિ** અને મારું કહ્યું નહિ માનતા જોઈશ તો તને ભાઈ તરીકે નહિ ગણીએ એવી ધમકી આપી. ત્યારે **ભાઈશ્રી ખીમજીએ કહ્યું કે** જ્યાં મંદિર બંધાયું છે તેજ ગામમાં હું રહું છું તેમાં મારો પણ હીસ્સો છે. તેમ છતાં **આપણા સુધારકોનો ધ્યેય પણ ખાનાને બદલે મંદિરો કરવાનો** છે અને થયું પણ એમજ. જેથી મારી ફરજ સમજી એવા શુભ સમારંભ ઉપર તો જરૂરથી જવું

જોઈએ એમ હું માનું છું. બની શકે તો આવા સુધારાના કામમાં ભાગ લેવા આપણ **સુધારકોનું મુખ્ય કર્તવ્ય છે** અને ત્યાં જવાથી “એક પથ દો કાજ” પ્રમાણે મારા અંગત કામ છે તે પણ કરતો આવીશ. તે સાંભળી **મી.ગાંગાણી** આવેશમાં આવી સત્તાવાહી સ્વરે બોલ્યા કે બીજા અંગત કામ હોય તો પ્રતિષ્ઠાની પુર્ણાહુતી બાદ જજે અને અત્યારે મારું કહ્યું નહિ માનતાં જેઠા નથુ અને શીવજી પારસીઆનું કહ્યું માની નખત્રાણે પ્રતિષ્ઠા પ્રસંગે જઈશ તો તું ચોક્કસ માનજે કે ભાઈચારાનો સંબંધ છે તે તોડી નાખશું અને કામધંધે પણ નહિ રાખીએ. એવા પ્રકારની ધમકીથી ભાઈશ્રી **ખીમજી ગોપાલ** ન ડરતાં અમો કરાંચીથી દસ જણા આવ્યા છીએ તેના ભેગા આવા જ્ઞાતિ અભ્યુદયના શુભ સમારંભમાં ભાગ લેવા આવ્યા. અસ્તુઃ

ભાઈઓ ! આ બનાવથી તો આપ સર્વ કોઈ સમજી શક્યા હશો કે શુદ્ધિશાળી ભાઈઓ કે જેઓ મહાન સુધારક હોવાનો ડોળ કરી જ્ઞાતિમાં વેર, વિખવાદ અને દ્વેષની લાગણી ઉત્પન્ન કરવાની મનોવૃત્તિ પોષી રહ્યા છે. એ ભાઈઓએ સમજવું જોઈતું હતું કે આ કામ કાંઈ એકાદ મનુષ્યનું અંગત નથી. પરંતુ ભગવાનનું છે. તેમાં ઈર્ષા કે દ્વેષભાવે કોઈ વ્યક્તિ ગમે તેટલા વિઘ્ન કે અંતરાયો નાખવાની કોશીષ કરે તો પણ એ કાર્યને આંચ આવતી નથી. બલ્કે સૂર્યની સામે ધુળ ઉડાળનાર પોતાના જ મહોડાં ઉપર આવી પડે છે. મંદિરના ઉત્સવ પ્રસંગમાં ભાગ લેવા આવનાર જ્ઞાતિભાઈઓને ધમકી આપી અટકાવવાનું ધૃણાજનક કૃત્ય કરે છે ત્યારે શું શુદ્ધિવાળા ભાઈઓ મસ્જિદમાં મોકલવા માટેના સુધારાની રીત અખત્યાર કરી હિત શત્રુ બનનારા હશે ?

કરાંચીમાં કહેવાતા શુદ્ધિશાળી ભાઈઓની મનોવૃત્તિ તો ઉપરોક્ત બાબતથી જણાઈ આવે છે કે નાતનું ગમે તે થાઓ તેની એને લેશમાત્ર પણ ચીંતા નથી, ખાના રહો કે મંદિર બનો તેની એને પરવા નથી, જ્ઞાતિ હિન્દુ રહે કે મુસલમાન બની જાય એની તેઓને દરકાર નથી. એને તો સગવડ જોઈએ છીએ અર્થાત્ સગવડીઓ પંથ બનાવવાની ભાવના હશે. એવું તેઓની વર્તણુક ઉપરથી જણાય છે. પોતાને પુરતી રીતે સગવડ હોય અને અમુક અંશે પોતાની સત્તા ચાલી શકે તેમ હોય તો તરત જ રૂવાબથી કહી દેશે કે અમે શુદ્ધિ કરાવી છે જેથી તમારૂં રાંધેલું અન્ન અમો જમતા નથી અને અગવડ હોય તેમજ સ્વાર્થ સાધવો હોય ત્યાં એવાજ જ્ઞાતિભાઈઓનું રાંધેલુ ભેગા બેસી જમે છે અને ફરીથી દેહશુદ્ધિ કરાવે છે. એમ ઉત્તરોત્તર કેટલાએ ભાઈઓએ બહુ વખત શુદ્ધિ કરાવેલ છે જેથી માનવાને કારણો મળે છે કે એ ભાઈઓની શુદ્ધિ સ્વાર્થ તેમજ સગવડ પુરતી જ છે એટલે જ મારે “સગવડીઓ પંથ” વિશેષણ લગાડવું પડ્યું છે.

સાંભળવા પ્રમાણે કરાંચીના શુદ્ધિશાળી ભાઈઓએ પોતામાં સ્ત્રી વર્ણને તેમના પિયર (માવતર) ને ત્યાં જમવાની છુટ આપ્યાનો ઠરાવ કર્યો છે. કદાચ આ વાત સાચી હોય તો બાકી રહ્યા પુરુષ વર્ગ તેમને પણ પોતાના કુટુંબ તેમજ સાસરીઓમાં જમવાની છુટ આપ્યા જેટલો ઠરાવમાં સુધારો દાખવે અને તે પ્રમાણે કરવાની પરમકૃપાળુ પરમાત્મા અમારા એ શુદ્ધિશાળી ભાઈઓને સદ્‌બુદ્ધિ આપે એજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરી બેસી જવાની રજા લઉં છું.

ત્યારબાદ પ્રમુખ સાહેબે વક્તાઓનો તેમજ કરાંચીથી રણ રસ્તે થઈને આવનારા ભાઈશ્રી જેઠા નથુ નાકરાણી દેવીસરવાળા તથા શીવજીભાઈ કાનજી પારસીઆ તથા ખીમજીભાઈ ગોપાલ કેશરાણી નખત્રાણાવાળા

તથા પચાણભાઈ પરબત કોટડા (જડોદર) વાળા તથા મુખી કાનજીભાઈ વીરજી તથા ભીમજીભાઈ હંસરાજ લુડવાવાળા તથા દેવશીભાઈ સામજી તથા શીવજીભાઈ કોટડા (ખેડોઈ) વાળા તથા ભાઈશ્રી જેઠા મેઘજી લુડવાવાળા તથા ખીમજી શીવજી મંગવાણાવાળા તેમજ કરાંચી માંહેનાજ કે જેઓ કચ્છમાં થોડાક દીવસ અગાઉ આવેલા ભાઈશ્રી જીવરાજ હીરજી ઉકાણી તથા ભાઈશ્રી હરજી લાલજી ઉકાણી માનકુવાવાળા તેમજ ત્રણે પાંચાડાથી આવેલા જ્ઞાતિ ભાઈઓ સનાતન ધર્મ જ્ઞાતિમાં તેમજ જ્ઞાતિમાં થતા ધાર્મિક તેમજ સામાજીક સુધારા પ્રત્યે માનની લાગણી તેમજ સહાનુભુતી દાખવી પધારેલા તેમનો તેમજ સ્થાનિક રાજના અધિકારી વર્ગ તેમજ ગામના ગ્રહસ્થોએ થતા સુધારા તરફ ભાવ બતાવી પધાર્યા છે તેઓ સર્વેનો ખરા અંતઃકરણપુર્વક આભાર માની, વોલન્ટીઅરો ખડે પગે પોતાની ફરજ બજાવી રહ્યા છે તેમને તથા માતાઓ તથા બહેનોએ શાંતિથી ઉપદેશ સાંભળી શ્રમ ઉઠાવ્યો તે બદલ ધન્યવાદ આપી આજની સભાના કામકાજમાં સંતોષ જાહેર કરી આવતી કાલે સવારમાં બરાબર આઠ વાગે સભાનું કામકાજ શરૂ થવાથી વહેલા પધારવાની સુચના આપી ભગવાનશ્રી લક્ષ્મીનારાયણના ગગન ભેદી અવાજો વચ્ચે સભા વિસર્જન કરી હતી.

## સંવત ૧૯૯૩ માસ વૈશાખ સુદી ૧૧ ગુરૂવાર {VSAK: 20-May-1937} ના દિવસની કાર્યવાહી

ગઈ કાલની સુચના અનુસાર સભા સ્થાને મંડપમાં સહુ કોઈ સવારમાં આઠ વાગે આવી ગયાં હતાં. સભાસ્થાન જ્ઞાતિ ભાઈઓ અને બહેનોથી ખુબ ભરચક થઈ ગયો હતો. મંડપની પુર્વ તેમજ ઉત્તર દિશા તરફના રસ્તાઓ પણ ચીકાર ભરાઈ ગયા હતા. ઉગમણી તરફનો રસ્તો બહેનોથી ચીકાર હતો. ધીમે ધીમે સુર્યનારાયણ પોતાની ગતિ અનુસાર ઉપર આવવા લાગ્યા તેમ તેમ રસ્તામાં બેઠેલી બહેનો ઉપર તડકાનો પ્રભાવ પડતો ગયો પરંતુ ઉત્સાહ આગળ એ તાપ કાંઈ વિસાતમાં નહોતો બહેનોએ જરાપણ અકળાયા વગર તેમજ તડકાની પરવા કર્યા વિના શાંત ચીતે ઉત્સાહીત હૃદયે સભામાં થતા કામકાજ પ્રત્યે ધ્યાન આપી સાંભળ્યા રાખ્યું હતું. વોલન્ટીઅરો પણ તેઓને સમજાવ્યા પ્રમાણે ફરજનું સારી રીતે પ્રતીપાલન કરી રહ્યા હતા. લગભગ પાંચથી સાડા પાંચ હજાર જ્ઞાતિ બંધુઓ એ સભામાં હાજરી આપી હતી. બરાબર નવ વાગે સભાનું કામ શરૂ કરવામાં આવ્યું હતું અને પ્રમુખ તરીકે રાત્રીની સભામાં મુરબ્બીશ્રી રાજારામ શામજી માનકુવાવાળા હતા તેઓશ્રીને જ આજની સભાના પ્રમુખપદ આપવામાં આવ્યું હતું. દરમ્યાન **મહેરબાન થાણદાર સાહેબ** તેમજ અધિકારી વર્ગ તથા ગામના પ્રતિષ્ઠીત નાગરીક ગૃહસ્થો ગઈ કાલની માફક ઉત્સાહથી ધાર્મિક કામમાં ભાગ લેવા પધાર્યા હતા. તેઓને યોગ્યતા પ્રમાણે માનસહીત સભાસ્થાને બેસાડ્યા હતા.

પ્રમુખ સ્થાનેથી મુરબ્બીશ્રી રાજારામભાઈએ સભામાં પધારેલા જ્ઞાતિ ભાઈઓ, બહેનો તેમજ સદ્‌ગ્રહસ્થોએ પધારી આ ધાર્મિક કાર્ય પ્રત્યે ઉત્સાહ બતાવ્યો છે તે બદલ સર્વેનો ઉપકાર માન્યો હતો.

વિશેષમાં જણાવ્યું કે રાત્રીની સભામાં મહાત્માશ્રીઓના તેમજ વક્તાઓના વિવેચન તેમજ ભાષણો આપે સાંભળ્યા હતાં. સમયના અભાવે ઠરાવો વાંચી સંભળાવવામાં આવ્યા નહોતા જેથી આજની સભામાં ભાઈશ્રી રતનશી ખીમજી આપ સમક્ષ એ ઠરાવો પુરતા વિવેચન તેમજ ખુલાસાવાર સંભળાવશે અને તેમાં સુધારો વધારો

કરવા જેવું જણાય તો તે વખતે સુચના કરવી કે જેથી તેના ઉપર આપ સર્વે સમક્ષ વિચાર ચલાવવામાં આવે. તેમજ યોગ્ય સુધારો કરી શકાય.

"ગામશ્રી નખત્રાણાના પુર્વનિવાસ નામે (નવાવાસમાં બંધાયેલ મંદિરમાં ભગવાનશ્રી લક્ષ્મીનારાયણની પ્રાણમુર્તિની પ્રતિષ્ઠા નિમિત્તે જ્ઞાતિ પાછળ લટકેલું પીરાણાપંથ રૂપી પુછડુ દુર કરવા માટે તેમજ જ્ઞાતિ ઉન્નતિ અર્થે ગામના સમસ્ત ભાઈઓ તેમજ બહેનોની સંમતિથી ઘડાયેલા અને વૈશાખ સુદી ૯ {VSAK:18-May-1937} ની સભામાં વડીલો, ભાઈઓ, માતાઓ તેમજ બહેનો સમક્ષ વાંચી સંભળાવ્યા હતા. તે સમયે એકાદ બે ઠરાવમાં સુચવેલા સુધારાની નોંધ લેવામાં આવી હતી  તે પ્રમાણે સુધારો કરી નીચે પ્રમાણેના ઠરાવો મહેરબાન પ્રમુખ સાહેબની આજ્ઞાથી ભાઈશ્રી રતનશી ખીમજીએ વાંચી સંભળાવ્યા હતા. એક એક ઠરાવ વાંચતા જાય અને તેના ઉપર પુરતા ખુલાસાવાર સમજાવી વિવેચન કરતા જાય અને વચવચમાં મહારાજશ્રી ઓધવદાસજી શંકાનું સમાધાન કરતા જાય. એ રીતે બહુજ અસરકારક રીતે વિવેચન કરી ઠરાવો વાંચી સંભળાવવામાં આવ્યા હતા જેને પધારેલા સર્વ જ્ઞાતિબંધુઓ તેમજ માતાઓ અને બહેનોએ સહર્ષથી ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના જય ગર્જનાથી વધાવી લીધા હતા. તેમજ ગામમાંથી પધારેલા ગ્રહસ્થોએ પણ એ ઠરાવો પ્રત્યે પોતપોતાની સહાનુભુતી દર્શાવી કહ્યું હતું કે એ ઠરાવોની તમારી  જ્ઞાતિ માટે અનિવાર્ય આવશ્યકતા હતી અને છે."

## ઠરાવો

સંવત ૧૯૯૩ ના માસ વૈશાખ સુદી ૧૧ {VSAK:20-May-1937} શુભ દિવસે ગામ શ્રી નખત્રાણાના પુર્વનિવાસ (નામે નવાવાસ)માં ભગવાનશ્રી લક્ષ્મીનારાયણની પ્રાણમુર્તિની પ્રતિષ્ઠા કરી મંદિરમાં બિરાજમાન કર્યા પછી આપણી સમાજે કયા કયા નિયમો પાળવા  જેના માટે પ્રતિષ્ઠાની પુર્ણાહુતી અગાઉ આપણા જ્ઞાતિભાઈઓએ ભેગા મળી નીચે જણાવેલા ઠરાવો કાર્યવાહક કમિટીમાં ઘડી તૈયાર કરી જાહેર સભામાં પાસ કરાવી નક્કી કર્યા છે અને તે પ્રમાણે વર્તવા માટે પ્રતિજ્ઞાઓ કરીને આ સંસ્થામાં જોડાયા છીએ. જેની વિગત નીચે પ્રમાણે :-

(૧) આથી અગાઉ પીરાણા પંથના રીવાજ પ્રમાણે બાળક જનમ્યા પછી એકવીસ દિવસે ખાનામાં નમાવતા હતા. અને તે દિવસે બાળકના મા-બાપો અને કુટુંબીઓ ખાનામાં જઈ અમી કે નુરની ગોળીનું પાવળ પી પવિત્ર થવાનું માનતા હતા. તે બાબત હિન્દુ સનાતન ધર્મથી વિરૂદ્ધ હોવાનું માની આ સંસ્થા એવો ઠરાવ કરે છે કે બાળક જન્મયા પછી ૩૫ દિવસ પછી બાળકના માતાપિતા તથા ૧૦ દિવસ પછી કુટુંબીઓ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના મંદિરમાં આવી ભગવાનને પ્રસાદી ધરવી અને ચરણામૃત-ગંગાજળ લઈ પીંડરૂના સુતકથી પવિત્ર થવું. તે વખતે પુત્રનો જન્મ હોય તો કોરી ૧ અને પુત્રીનો જન્મ થયો હોય તો કોરી ૦॥ ભગવાનને ભેટ ધરી ચોપડામાં નામ લખાવવું. બાળકની માતાપિતાએ ૩૫ દિવસ અને  કુટુંબીઓએ ૧૦ દિવસ સુધી  મંદિરની અંદર જવું નહિ પરંતુ બહાર ઉભા રહી  દર્શન કરવા.

(૨) આથી અગાઉ આપણી જ્ઞાતિમાં લગ્ન વિધી મુખીઓના હાથે પીરાણા-સતપંથના શાસ્ત્ર અનુસાર કરાવતા હતા. તે રીવાજ હિન્દુ સનાતન ધર્મ વિરુદ્ધ હોવાથી આ સંસ્થા એવો ઠરાવ કરે છે કે વેદ વિધી અનુસાર હિન્દુ રીવાજ પ્રમાણે બ્રાહ્મણોના હાથે  ચોરી બાંધી લગ્ન કરાવવાં અને લગ્ન કરાવનાર  બ્રાહ્મણને વર તરફથી

કોરી ૨।। તથા કન્યા તરફથી કોરી ૧। દક્ષિણા આપવી તથા મંદીરમાં ભગવાનને ભેટ તરીકે વર તરફથી કોરી ૧ તથા કન્યા તરફથી કોરી ૦।। આપવી.

કોઈ ભાઈને લગ્ન છુટક કરવાં હશે તો તેને તેમ કરવાની છુટ છે પરંતુ બ્રાહ્મણને દક્ષિણા તરીકે ઠરાવવામાં આવેલી રકમનો નિયમ તેમને લાગુ પડી  શકશે નહી.

(૩) આપણી જ્ઞાતિમાં કોઈપણ વ્યક્તીનું અવસાન થાતુ તો તેને પીરાણા પંથની માન્યતા પ્રમાણે ભુમીદાહ એટલે દાટવાનો રીવાજ હતો તે બાબત હિન્દુ સનાતન ધર્મ  વિરુદ્ધ હોવાથી આ સંસ્થા એવો ઠરાવ કરે છે કે આપણી જ્ઞાતીમાં કોઈપણ વ્યક્તીનું અવસાન થાય ત્યારે તેને હિન્દુ સનાતન રીવાજ મુજબ અગ્નિ સંસ્કાર કરવો અને મરણ  બાદ દસાવ એકાદસી તથા બારમાની ક્રિયા હિન્દુ સનાતન ધર્મ પ્રમાણે બ્રાહ્મણોને હાથે કરાવવી અને તેવી સંપુર્ણ ક્રિયા બદલ બ્રાહ્મણને દક્ષિણા કોરી પા સવાપાંચ આપવી અને મરનારના ઉદ્ધાર અર્થે મંદીરમાં કોરી  ૫ પાંચ આપવી. અને ૩ ત્રણ વરસથી નાની ઉમરના બાળકના દેહને દાટવાનો રીવાજ હિન્દુઓની ઉચ્ચ જ્ઞાતિમાં છે તે પ્રમાણે કરવો.

(૪) આ સંસ્થાને માનનારા જ્ઞાતિના દરેક ભાઈઓ તેમજ બહેનોએ  પીરાણાની  અમી કે નુરની ગોળીનું પાવળ પીવું નહિ. પરંતુ કોઈ ઠેકાણે  પોતાના સગાવહાલાને  ત્યાં આપત્કાળે  સંજોગોવશાત્ જાણે કે અજાણે પીવાઈ જાય તો ઘરે  આવી સ્નાન કરી મંદિરના સેવકને બનેલી  બાબત જાહેર કરી તેમના હાથથી ગંગાજળ પીને પવિત્ર થઈ પછી ઘેર જઈને જમવું.

(૫) આ સંસ્થાને માનનારા ખેતી તેમજ મજુરી કરનારા ભાઈઓએ ધર્માદાના લાગા નીચે પ્રમાણે આપવાઃ- મજુરીએ ચુલા દીઠ કોરી ૦।। તથા પાઘડી દીઠ કોરી ૪ આપવી અને ખેડુતોએ ઉપજમાંથી જે પ્રમાણે પહેલાં આપે છે તે પ્રમાણે આપવું તેમજ ગામની સંમતિથી ઓછું વધતું કરવું હોય તો કરી શકશો અને શ્રાવણ મહીનામાં (અનુકુળ હોય એ તિથિએ) ઉજવણી કરવી અને તે દિવસે લક્ષ્મીનારાયણ ભગવાનને માનનારા ભાઈઓએ ભેગા બેસી પ્રીતી ભોજન કરવું.

(૬) પુનઃ લગ્નનો રીવાજ હિન્દુ શાસ્ત્ર પ્રમાણે ગેરવ્યાજબી ગણાય પરંતુ વર્તમાન સમય  તેમજ જમાના ને અનુસરી તેમ કરવાની ફરજ પડે છે અને તેવો પુનર્લગ્નનો રિવાજ આપણી  જ્ઞાતિમાં કેટલાક સમયથી ચાલ્યા કરે છે. પરંતુ પુનર્લગ્ન આપણામાં પીરાણા-સતપંથના રિવાજ પ્રમાણે મુખીઓના હાથે કરાવવાનો રિવાજ હતો તેના બદલે આ સંસ્થા એવો ઠરાવ કરે છે કે પુનર્લગ્ન બ્રાહ્મણોના હાથે વિધીપુર્વક કરાવવાં અને તે બદલ બ્રાહ્મણને કોરી ૨।। દક્ષિણાની આપવી અને મંદિરમાં લાગાની કોરી પા સવાપાંચ આવનાર વર પક્ષે આપવી.

(૭)  કેટલાંક વરસો પહેલાં પુનઃ લગ્નના સગપણ વખતે વર પક્ષ પાસેથી રોકડ રકમ લેવાતી નહી પરંતુ હાલમાં કેટલાંક વરસોથી વરપક્ષ પાસેથી છોકરીના મા-બાપો સેંકડો બલ્કે હજારો કોરીઓ ખાનગી તેમજ જાહેરાતમાં લે છે. જેથી આ સંસ્થા એવો ઠરાવ કરે છે કે આ સંસ્થાને માનનારાં કોઇએ પોતાની દિકરીના સગપણ કરતી વખતે તેમજ તે પહેલા કે પછી ખાનગી તેમજ જાહેરમાં કોઈમાં કાંઈપણ રકમ લેવી નહિ પરંતુ સગપણ કરતી વખતે પાંચ કોરી એટલે પાંચીઓ ફેરવવામાં આવે છે તે તથા વરપક્ષના આવનાર માણસોની ખાધા ખોરાકી બદલ ફક્ત કોરી

૧૦૦ એક્સો લેવી તેમાં વરપક્ષ તરફથી વર તથા અણવર સિવાય માણસો ૧૫ પંદરથી વધારે જઈ શકશે નહી અથવા જવું નહી અને સાંજના પુનઃ લગ્નની વિધી બ્રાહ્મણના હાથે કરાવી રાત્રે એક ટંક (ટાણું) જમાડી સવારમાં વહેલા પરોઢીએ વિદાય કરવાં અને આવેલા વરપક્ષવાળાનું ગામ પાંચ ગાઉથી દુર હોય તો દિકરીના માબાપે એક ટંકનું ભાથુ સાથે આપવું.

(૮) આ સંસ્થાને માનનારા દરેક શ્રાધની ક્રિયા હિન્દુ શાસ્ત્રોના નિયમ તેમજ રીવાજ પ્રમાણે અવસાનની તિથિ એ દિવસના ચડતા પહોરે કરવું અને તેમાં શક્તી પ્રમાણે બ્રાહ્મણો અતિતો તેમજ પોતાના કુટુંબીની નીયાંણીઓને જમાડવી. પરંતુ તેટલી કરવાની શક્તી ન હોય તો માત્ર પોતાના કુટુંબની ઓછામાં ઓછી બે દિકરીઓને તો જરૂર જમાડવી. અને તે દિવસે સાંજના ભગવાનના મંદિરમાં છુટા ત્રણ તથા દીવેલ આપવું.

(૯) આ સંસ્થાને માનનારા દરેક બહેનોએ હિન્દુ સનાતન ધર્મના શાસ્ત્રોના નિયમને અનુસરી રજસ્વલા ધર્મ ચાર દિવસ સુધી પાળવો જોઈએ પરંતુ આપણી જ્ઞાતિ મહેનતુ તેમજ ખેતી કરનાર હોવાથી ઓછામાં ઓછા ત્રણ દિવસ સુધી તો જરૂર પાળવો અને તેવી બહેનોએ સાત દિવસ સુધી મંદિરમાં દાખલ થવું નહી.

(૧૦) મરણ પાછળ પ્રેત ભોજન કે જેને આપણે ખર્ચ કે દાડો કહીએ છીએ તે હિન્દુ શાસ્ત્રો વિરુદ્ધ છે અને મરણ પાછળ જમણ કરવાનો રીવાજ આપણી જ્ઞાતિમાં ઘણાક વરસોથી ચાલ્યો આવે છે તે ખર્ચાળ તેમજ અયુક્ત છે જેથી આ સંસ્થા એવો ઠરાવ કરે છે કે ઓછામાં ઓછા ૫૦ વરસની ઉંમર સુધીની મરનાર વ્યક્તિ પાછળ પ્રેતભોજન એટલે ખર્ચ કે દાડો બિલકુલ કરવો નહી અને તે ઠરાવથી વિરુદ્ધ વર્તન કરનાર વ્યક્તિ આ સંસ્થાના ગુનેગાર ગણાશે. અગર આપ ખુદી સત્તાથી કોઈપણ જ્ઞાતિભાઈ તેમ કરે તો આ સંસ્થાને માનનારા કોઈએ જમવા જવું નહીં.

(૧૧) આપણી જ્ઞાતિમાં દીકરી અથવા બહેને ત્યાં વિઆતરનો અવસર આપવા માવિત્રો તેમને ઘરે વિઆતર આપવા જાય છે અને વિઆતરમાં જે કંઈ અપાય છે તેના કરતાં ચારગણું ખર્ચ દીકરીને ત્યાં થઈ જાય છે. જેથી આ સંસ્થા એવો ઠરાવ કરે છે કે દીકરી તેમજ બહેનને પોતાના ઘરે બોલાવી શક્તિ પ્રમાણે વિઆતરમાં જે કંઈ આપવાની શ્રધ્ધા હોય તે બાઈ તેમજ ભાણેજને આપી તેમને ઘેર વિદાય કરવાં અથવા પહોંચાડી આવવાં.

(૧૨) આ સંસ્થાને માનનારા દરેક ભાઈઓ તથા બહેનોએ દર મહીનાની સુદી ૧૧ એકાદશીએ બનતા સુધી વ્રત પાળવું-રાખવું અને દર મહિનાની અમાસ હંમેશાં જેમ પાળીએ છીએ તે પ્રમાણે પાળતા જવું અને તે દીવસે (અમાસ)લીલું ઝાડ કાપવું નહિ તેમજ બળદ પાસેથી પણ કામ લેવું નહિ તેથી વિરૂદ્ધ વર્તન કરનાર આ સંસ્થાનો ગુનેગાર ગણાશે.

(૧૩) આ સંસ્થાના વહીવટદાર તરીકે (ગામને અનુકુળ આવે તેટલા) સંસ્થા પૈકીના લાયક નિઃસ્વાર્થી તેમજ નીખાલસ હૃદયના ન્યાયી તેમજ પ્રમાણીક ભાઈઓની નિમણૂક કરવી. તેમજ આવક અને ખર્ચનો હિસાબ ચોક્ખો-ચોક્કસ રાખે અને તે હિસાબ દર વરસના શ્રાવણ માસની (ગામને અનુકૂળ) તિથિ કે જે દીવસે ગામની ઉજવણી હોય તે દીવસે જમા ખર્ચનો હિસાબ હાજર રહેલા દરેક ભાઈઓને સંભળાવી પુરતી રીતે સમજાવવો. તેમાં કોઈ પણ ભાઈને શંકા થાય અથવા યોગ્ય સવાલો પુછે તો તેમના મનની પુરતી સમાધાની વહીવટદારોએ

કરવી. પરંતુ આ સંસ્થાને માનનારા કોઈ ભાઈને ઉપરની તિથિ સિવાય વરસના કોઈપણ દિવસે હિસાબ તપાસવાની મરજી થાય તો દર મહીનામાં આવતી અમાસને દિવસે હિસાબ તપાસી શકશે અને કમિટી તેમને હિસાબ બતાવવા તથા સમજાવવા બંધાયેલ રહેશે. નીમાયલા વહીવટદારો પૈકી કોઈપણ ભાઈ ઘડેલા ઠરાવ વિરુદ્ધ તેમજ સંસ્થાને હરકત કે નુકશાની પહોંચે તેવું કૃત્ય કરશે અથવા તેમ કરવાની તજવીજ, કોશીષ કે ચળવળ કરવાનું જાણવામાં આવશે તો બાકીના વહીવટદારોએ તેવા ભાઈને કાર્યવાહક કમિટીમાંથી વહીવટદાર તરીકેનના હોદ્દા ઉપરથી કમી કરી શકશે તેવી બાબતમાં તે ભાઈ કોઈપણ બાબતની આનાકાની કરી શકશે નહી.

(૧૪) આ સંસ્થાને માનનારા ભાઈઓ સંસ્થાના બાંધેલા ઠરાવો પ્રમાણે વર્તવા જતાં જ્ઞાતિ તરફથી તથા તેમના સગા-સંબંધીઓ તરફથી કાંઈપણ અડચણ ઉભી થાય તો તે ભાઈને દરેક પ્રકારે મદદ કરવા માટે સંસ્થાના આગેવાન વહીવટદારો તથા સંસ્થાને માનનારા દરેક બંધાયેલ રહેશે અથવા તૈયાર રહેશે.

(૧૫) આ સંસ્થાને માનનારા દરેક ભાઈઓ તથા બહેનોએ આ સંસ્થાએ પસાર કરેલા ઠરાવો પાળવાને બંધાયેલ રહેશે અને તેથી વિરૂદ્ધ વર્તન કરનાર વ્યક્તિ આ સંસ્થાનો ગુનેગાર ગણાશે. અને તેનો ન્યાય આપણા નીમેલા વહીવટદારો સમય તેમજ સંજોગોને અનુસરી કરી શકશે અને તેમાં પક્ષપાત અથવા મતભેદ થવાનું જણાશે તો ગામ સર્વેના ભાઈઓ મળી નિકાલ કરશે તે છેવટનો ફેંસલો ગણાશે.

ઉપર પ્રમાણેના ઠરાવો વાંચી સંભળાવતા હતા દરમ્યયાન ઠરાવ ૭ અને ૧૧ મા ઉપર ગામ શ્રી નખત્રાણાના **પટેલ કચરાએ** ભારપુર્વક જણાવ્યું હતું કે આર્થીક દષ્ટિએ એ ઠરાવો અતિ ઉપયોગી છે અને તેનો અમલ બીજા ઠરાવોની સાથે કરવો જરૂરી છે ઘરઘેણા (પુનઃ લગ્ન)માં હજારો કોરીઓ લેવાની પ્રથા દાખલ થઈ ગઈ છે તે તરફ તેઓશ્રીને સખ્ત અણગમો બતાવી કહ્યું હતું કે દિકરીના સગપણ કરતી વખતે આપણી નાતમાં આગળ કોરીઓ લેવાતી નહી પણ કેટલાક વરસ પછી એ નીચ પ્રથા દાખલ થઈ ગઈ છે દીકરી ઉપર પૈસો લેવો એ દિકરીને વેચ્યા બરાબર છે એ પૈસો દિકરીના લોહી જેવો છે માટે એ દિકરીના લોહી જેવા પૈસા જે માબાપો કે લાગતાવળગતાઓ લેશે તે દિકરીના લોહી બરાબર છે માટે એવા સગપણ વખતે દિકરી ઉપર પૈસા ન લેતાં આગળ આપણામાં જે પ્રમાણે વગર પૈસે કુળ અને વર જોઈને સગપણ કરતાં હતાં તે પ્રમાણે કરવાનો જ્ઞાતિભાઈઓને ઉપદેશ આપ્યો હતો અને ઠરાવ ૧૧ મા ઉપર પણ દિકરીને ઘરે વીઆતર લઈ જવામાં આવે છે તેમાં પણ દિકરીને એ બાબત બહુજ ખર્ચ આવે છે દીકરીને લુગડાં કે ભાણેજા ને આપેલ નહી જેવો દાગીનો વધે છે અને વેપારીને ત્યાં નામું થાય તે રોકડી કોરીઓ ચુકાવવી પડે છે અને તેને અંગે બીજું પણ કેટલુંક કઢંગુ ખર્ચ પણ થાય છે જેથી એ પ્રથાને બંધ કરી જે કાંઈ પોતાની સંમતી પ્રમાણે દિકરીને વિઆતરના અવસરે આપવાનું હોય તે પોતાને ઘેર બોલાવી ભાવ અને શ્રધ્ધાપુર્વક આપવાનું કહ્યું હતું અને બહેનોને પણ એ વાતમાં સંમતી આપવા જણાવ્યું હતું જેનો પ્રત્યુતર સ્ત્રી વર્ગમાંથી સંતોષકારક મળ્યો હતો.

ઠરાવો વંચાઈ રહ્યા બાદ **મહારાજશ્રી ઓધવદાસજીએ** જણાવ્યું કે :-

પંદર ઠરાવો સમસ્ત જ્ઞાતિ માટે છે તેમ પાળવા માટે તમો તમારા પ્રાણની આહુતી આપજો. એક ભાઈ ઉપર એ બાબત મુશ્કેલી આવી પડે તો આખું ગામ તેમની મદદમાં થઈ જાજો. એ ઠરાવો તમારાથી પાળી શકાય તેવા છે

અને એથી તમારી જ્ઞાતિને મોટો લાભ થશે. એ ઠરાવો ઉપર રતનશીભાઈએ ખુબ ખુલાસાવાર વિવેચન કરી સમજાવ્યા છે જે તમોએ તાળીઓના અવાજો અને લક્ષ્મીનારાયણ દેવની જય પોકારી એ ઠરાવો માન્ય રાખ્યા છે જેથી વધારે વિવેચન કરવાની જરૂરત રહેતી નથી.

રતનશીભાઈ કે રાજારામભાઈ વિગેરે સુધારકોએ વીસ વીસ વરસથી જ્ઞાતિ સુધારવાના પ્રયત્ન કરી રહેલા છે. તેઓની બાવાના જેવી ભાવના નથી કે લોટ મળશે અને પેટ ભરશું. તેઓ તો પોતાને પરમકૃપાળુ પરમાત્માએ આપેલ બુધ્ધિબળ તેમજ લક્ષ્મીનો સદ્પયોગ જ્ઞાતિના ભલા માટે કરે છે. માટે તેઓ તો જ્ઞાતિના નમ્ર સેવક થઈને કામ કરે છે. તેઓની મહેનતને સફળ બનાવવી તમો પધારેલા સર્વેની ફરજ છે.

રાત્રીની સભામાં પણ કહ્યું હતું અને અત્યારે પણ કહીશ કે ચા અને બીડીનો રીવાજ નહોતો તે તમે અનુકરણ કરો છો તે ઠીક નથી. ચા, બીડી મનુષ્યનને ગુલામ બનાવે છે, આજકાલના સુધારામાં સવારના પહોરમાં ચા, બીડી, શીરામણને ઠેકાણે વપરાય છે. સજ્જનો ! જે શક્તિ આપણી કચ્છની ધણીઆણી રાબડીમાં છે તે ચા માં નથી, જે ઠંડક રાબડીમાં છે તે ચા માં નથી, જે ગુણ રાબડીમાં છે તે ગુણચામાં નથી. ભવિષ્યની પ્રજાને હિંમતવાન કે જ્ઞાનવાન બનાવવી હોય તો ચા, બીડીનો ત્યાગ કરજો. બલ્કે ચા, બીડીને સદાને માટે તિલાંજલી આપી દેજો.

(દરમ્યાન ચા, બીડી નહી પીવાની **ભાઈશ્રી કાનજી અબજી નાથાણી** કે જેઓ હાલના સમારંભના પાંચમની સભાના પ્રમુખ હતા તથા **ભાઈશ્રી ભાણજી પચાંણ કેશરાણી** એમ બન્નેએ પ્રતિજ્ઞા લીધી હતી.)

સત્યને માટે રાજા હરિશ્ચંદ્ર તેમજ મયુરધ્વજની માફક સલ્તનત તેમજ પ્રાણની પણ પરવા કરવી નહિં. લીધેલી ટેક તોડશો નહિ. પાંચ સાત મહીના બાદ તપાસ કરીશ, ટેક તોડેલી હશે તેને જાહેરમાં મુકીશ.

રજસ્વલા ધર્મ, પાળવા સંબંધમાં બહેનોએ તાળીઓ વગાડી ઠરાવ પાળવાની સંમતી આપી પાસ કર્યો છે તે પ્રમાણે તમો ઓછામાં ઓછા ત્રણ દિવસો જરૂર પાળજો.

હવે હું ઉગમણા પાચાડો કે જે અમારો પાંચાડો છે તે સંબંધમાં કહીશ.

ભાઈઓ ! તમારી જ્ઞાતિમાં આટઆટલી સુધારાની ચળવળ વરસોથી થાય છે તો પણ તમો કેમ સુતા છો ? તમો મને એ (ઉગમણા) પાચાડામાં આવો વખત બતાવો એવી હું આપની પાસે ભીખ માગું છું.. બીજી ભીખ એ માગું છું કે હિન્દુત્વમાંથી વટલાએલા ભાઈને અપનાવવો (ભેગો લેવો) એ ગાયને કસાઈવાડેથી છોડાવવા જેટલું પુણ્ય છે.

તમો અહીંયા જે કાંઈ સાંભળી જાઓ તે ત્યાં જઈ નથી આવેલા તેવા ભાઈ બહેનોને સમજાવજો અને નહી કહે તેને નારાયણ ભગવાનના સોગન છે. તમે સિંહ છો અને સિંહના રૂવાબમાં રહો. તમારી જ્ઞાતિ શુદ્ધ સાત્વિક તેમજ સાચી કમાણી કરવાવાળી છે. એવી પવિત્ર જ્ઞાતિને આ કલંક ક્યાંથી આવ્યું ! તેને દરીયામાં ફેંકી દેજો. તમારે માટે એ લાયક નથી.

“દરમ્યાન પ્રમુખ સાહેબે ઉભા થઈ જણાવ્યું કે જ્ઞાતિનું ભાવિ ઘડાય છે તેમાં પુજનીય મહારાજશ્રીના અમુલ્ય ઉપદેશ સાંભળી રહેલી બહેનો છોકરાં લઈને તડકો આવ્યો છે અને સખત તાપ પડે છે તે સહન કરી

શાંતિપુર્વક સાંભળી રહેલ છે તે દ્રષ્ય ખરેખર જ્ઞાતિ ઉન્નતિ થવાનું સુચવે છે. આપણી નાતમાં બહેનોનો આટલો ઉત્સાહ પહેલાં જ્ઞાતિ સુધારાના કામમાં કદી પણ મારા જોવા કે જાણવામાં આવ્યો નહોતો જેથી તેઓને ધન્યવાદ આપુ છું."

"છેવટમાં મહારાજશ્રીએ આપણી જ્ઞાતિ માટે ભુજમાં ધર્મશાળા હોવાથી અપીલ કરી હતી. પરદેશ જતા આવતા ભાઈઓને ધર્મશાળા નહિ હોવાના કારણે મુશ્કેલી ઉઠાવવી પડે છે તેનો આબેહુબ વર્ણન કર્યું હતું. જે બાબત કોટડા જડોદરવાળામાં ધર્મવરો થયો હતો તે સમયે દસ હજાર મનુષ્યોની વિશાળ મેદની સમક્ષ વ્યાખ્યાન કરતી વખતે પણ ભુજમાં ધર્મશાળાની જરૂર હોવાનું જણાવ્યું હતું. અને આજ પ્રસંગ મળતાં અહીંયા પણ ભુજમાં આપણી જ્ઞાતિ માટે ધર્મશાળાની જરૂરત છે એવું તેઓશ્રીએ ભારપુર્વક વિવેચન કરી કહ્યું હતું. તેમાં કોરી ૧૦૦૧ મહારાજશ્રી ઓઘવદાસજીએ પોતે આપવાનું કહ્યું હતું તે પછી ભાઈશ્રી રતનશી ખીમજીએ પણ ધર્મશાળા સર્વ જ્ઞાતિભાઈઓ બંધાવવાને તૈયાર હોય તો કોરી ૧૦૦૧ પોતાની માતુશ્રીના નામથી આપવાની ઈચ્છા જણાવી હતી. ત્યારબાદ સભાના પ્રમુખ મુરબ્બીશ્રી રાજારામભાઈ સામજી માનકુવાવાળાએ પણ ૫૦૧ કોરી આપવા જણાવ્યું હતું."

વધુમાં મહારાજશ્રીએ જણાવ્યું કે એ વિચારો કોટડામાં જણાવ્યા ત્યારે ૮૦ ગામના ભાઈઓ હાજર હતા. પરંતુ તે વાતને ત્યાં પુષ્ટિ મળી નહોતી,આજ અહીં આ એ બાબત તરફ ધ્યાન અપાય છે અને એ કામ આગળ ધપે એમ હું ઈચ્છું છું તમો એક વરસ પીરાણે ધર્માદાના નાણાં ન મોકલો એટલે ધર્મશાળા બની જાય તેમ છે તમારા ધર્માદાના નાણાં તમારા હિતાર્થે જ વપરાય તેમાં કાંઈ ખોટુ નથી અને તે ધર્મશાળા તમારી જ્ઞાતિને માટે જ બને એટલે તેમાં તમારો જ હક્ક રહે. તમો પણ બીજાઓએ બંધાવેલ ધર્મશાળામાં ઉતરો છો તેમ તમારી જ્ઞાતિએ પણ બીજાઓને એ ધર્મશાળામાં ઉતરવા દેવા જેટલી ઉદારતા દયા દાખવવી જોઈએ એ પુણ્ય પણ બહુ જ વધારે છે.

ત્યારબાદ વેરસલપર ગામવાળા પધારેલા ભાઈઓએ મહેરબાન પ્રમુખ સાહેબ ઉપર પત્ર લખી જણાવ્યું કે અમો થોડાક સમયમાં ભગવાન લક્ષ્મીનારાયણનું મંદિર અમારા ગામમાં બાંધશુ અને મુર્તીની પ્રતિષ્ઠા કરાવશું.

તે ઉત્સાહ ધરાવતા આનંદના ખબર પ્રમુખ સાહેબે સભામાં સર્વ ભાઈઓને જણાવ્યા અને વધુમાં કહ્યું કે આ ત્રિવેણી ગંગાનું અમૃતમય નીર વહે છે તેમાં ભાવરૂપી સ્નાન કરવાથી તે ભાઈઓને પોતાના ગામમાં મંદિર બંધાવવા હૃદયની ઉર્મી થઈ છે તેથી તે ભાઈઓને હાર્દિક ધન્યવાદ આપું છું. "અને ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની જય બોલાવી હતી. તેમજ ભાઈશ્રી માવજી પુંજા જંબુવાણીએ તુલસીકૃત રામાયણનો પહેલો, બીજો ભાગ મંદીરમાં અર્પણ કર્યો હતો જેથી તે ભાઈશ્રીનો ધન્યવાદ માન્યો હતો અને સહર્ષથી તે ભેટ સ્વીકારી હતી."

# સ્વાગત મંડળના પ્રમુખ શ્રીયુત રામજીભાઈ જેઠાભાઈ સેંગાણીનું ભાષણ.

વ્હાલા ગંગા સ્વરૂપ જ્ઞાતિભાઈઓ, પુજ્ય માતાઓ, વ્હાલી બહેનો, પધારેલા મહાત્માઓ તેમજ નાગરીક સદ્‌ગ્રહસ્થો.

પરમપ્રિય વ્હાલા જ્ઞાતિ બંધુઓ ?

આજનો દિવસ આપણી જ્ઞાતિ માટે અનેરો છે જે અત્યારની કારકીર્દી જોતાં ઈતિહાસમાં સુવર્ણાક્ષરે કોતરાઈ રહેશે. મને જણાવતાં અત્યંત આનંદ થાય છે કે અમારા ગામ નખત્રાણાના જ્ઞાતિભાઈઓ સમસ્તની સંમતી તેમજ મદદથી અત્રે પુર્વનિવાસ (નવાવાસ) માં શીખર બંધ નિજ મંદિર બંધાણું અને તેમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની પ્રાણમુર્તિની પ્રતિષ્ઠા કરાવવા ભાગ્યશાળી બન્યા છીએ.

નખત્રાણા ગામમાંથી અમોએ અહીંયા નવાવાસ વસાવ્યો તેઓને મંદિર બંધાવવા સારૂં ત્યાંના જુના જ્યોતિ ધામમાંથી રોકડ કોરી ૫૩૫૯ અંકે પાંચ હજાર ત્રણસો ઓગસ સાઠ આપી તેમજ વાસણ, ગોદડાં, ગાદલા વિગેરેમાંથી પણ ભાગ વહેંચી આપ્યો જેની નોંધ ભવિષ્યની પ્રજાની જાણ માટે અહીં મંદિરના ચોપડામાં રાખવામાં આવી છે. એટલું જ નહિ પણ આ શુભ સમારંભમાં બેઉ વાસવાળા ભાઈઓએ ખરા અંતઃકરણથી સહાનુભૂતી દાખવી દરેક કામમાં જાતે મહેનત કરી મદદ આપી રહ્યા છે જેથી તેઓશ્રીઓનો હું અમારા ગામ (નવાવાસ) તરફથી આભાર માનું છું.

તે સિવાય પુજ્ય મુરબ્બી શ્રી પોપટલાલભાઈ શીવલાલભાઈ પોતાના લઘુ બંધુ તેમજ ચીરંજીવી સહીત પધારી આપણને દર્શનનો અલભ્ય લાભ આપ્યો તે માટે તેઓશ્રીનો ઉપકાર માનુ છું.

પુજ્ય મહારાજશ્રી ઓધવદાસજી તથા સારસ્વત કુળ ભુષણ પ્રેમજી મહારાજ આસંબીઆવાળા ત્યાં ઈશ્વર નગર (વાંઢાય) દ્વારામાંથી પ્રજ્ઞાચક્ષુ મહારાજશ્રી અચલદાસજી વિગેરે પધારી જ્ઞાનમય ઉપદેશ આપી ધાર્મિક, સામાજીક તેમજ વહેવારીક બાબતો ખુલ્લા શબ્દો તેમજ સાદી ભાષામાં સમજાવી ખરી વસ્તુ સ્થિતિનુ ભાન કરાવ્યું છે તે બદલ આપ પધારેલા મહાત્માઓનો આભાર માનું છું અને આશા રાખુ છું કે અમારી જ્ઞાતિમાં ગામેગામ ફરી આપની અમૃતમય વાણીથી આવી જ રીતે ઉપદેશ આપી કૃતાર્થ કરશો અને અમારી જ્ઞાતિને પીરાણા પંથ રૂપી કલંકથી મુક્ત કરશો એવી મારી અંતઃકરણ પુર્વકની ભાવના સાથે પ્રાર્થના કરું છું.

મુંબઈથી પધારેલા ભાઈઓમાના ભાઈશ્રી રતનશી ખીમજી વિરાણીવાળા તેમજ મુરબ્બી શ્રી રાજારામ શામજી માનકુવાવાળાએ આ શુભ સમારંભને ઉજવવા પોતે આપેલા વચન અનુસાર એકાદ અઠવાડીઉં વહેલા પધારી કાર્ય કુશળતાથી છ દિવસ સુધી નિયમીત સભાઓ ભરી અસરકારક વિવેચન કરી ફેલાએ લીગેર સમજુતી દુર કરી અમો સર્વને સંતોષ કરાવ્યો છે એટલુ જ નહિ પણ મંડપ બાંધવાનું, વોલન્ટીઅર કોર ગોઠવવાનું તેમજ રસ્તાઓ શણગારવાનું તેમજ આવનારા જ્ઞાતિ બંધુઓના સ્વાગત કરવા વિગેરેમાં પહેલેથી છેવટ સુધી તન તોડ મહેનત કરી સાથ આપ્યો છે જે તેમની જ્ઞાતિ સુધારા પ્રત્યેની લાગણીનું પ્રત્યક્ષ પ્રમાણ જણાઈ આવે છે જેથી તેઓના હાર્દિક ધન્યવાદ આપુ છું અને વિનંતી કરુ છું કે આવી જ રીતે જ્ઞાતિ સુધારાના કામમાં હરહંમેશાં સાથ

આપતા રહેશો અને જ્ઞાતિ ઉપર ચોટેલું કલંક મટાડવાની સફળ કોશીષ કરશો.

તેમજ મુંબઈથી પધારેલા ભાઈશ્રી મેઘજી લખમશી, સવદાસ કાનજી નાકરાણી વિરાણીવાળા, તેમજ ઘાટકોપર યુવક મંડળના પ્રમુખ શ્રીયુત ભાઈશ્રી કરસનભાઈ ઉકેડા દેશલપરવાળા અને શીવજી મેઘજી ખેતાણી ત્યાં રામજી કાનજી પોકાર એ પધારી રતનશીભાઈના કાર્યને પુષ્ટિ આપી જ્ઞાતિ સુધારા પ્રત્યે ભાવ બતાવી જ્ઞાતિની ઉજ્જવળ કીર્તિ નીહાળવા પધારી જ્ઞાતિ પ્રત્યે પ્રેમ પ્રદર્શીત કર્યો છે જેથી આપ સર્વેનો આભાર માનું છું.

તેમજ કરાંચીથી જ્ઞાતિ સુધારક ભાઈઓએ સ્ટીમરનો વહેવાર બંધ થઈ ગયેલો હોવાથી જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં બદિના (સિંધ) થઈ રણ રસ્તેથી આવી સાથ આપ્યો છે અને સુધારકના ધ્યેય જાળવી રાખવાનો દાખલો બતાવી આપ્યો છે કે ગમે તેટલી મુશ્કેલી છતાં સખ્ત ગરમી તેમજ વાયરાના દિવસોમાં પણ રણ રસ્તેથી તકલીફ સહન કરી પધાર્યા છે તેથી તેઓને અંતઃકરણથી ધન્યવાદ આપી આભાર માનું છું અને સાથે પ્રાર્થના કરું છું કે ભવિષ્યમાં પણ જ્ઞાતિ અભ્યુદયના તેમજ સુધારાના કાર્યમાં આવીજ રીતે તન,મન અને ધનથી સાથ આપી બનતું કરશો એવી આશા રાખું છું.

ત્રણે પાંચાડામાંથી જ્ઞાતિ ભાઈઓ જ્ઞાતિમાં થતા ધાર્મીક પરીવર્તનો પ્રત્યે માનની લાગણી ધરાવી આ શુભ સમારંભમાં પધારી ગંગા, યમુના, સરસ્વતીના સંગમરૂપે ત્રીવેણી ગંગાનું ઉત્તમ દષ્ટાંત આપી જ્ઞાતિ સુધારાના થતા કાર્યમાં સાથ આપી પધાર્યા છો. જેથી આપ ગંગાસ્વરૂપ જ્ઞાતિ ભાઈઓ સમસ્તનો અમારા ગામ વતીથી ઉપકાર માનું છું અને આશા રાખું છું કે જ્ઞાતિ સુધારાના કામમાં હરહંમેશાં સાથ આપી જ્ઞાતિની ઉજ્જવળ કીર્તિ નિહાળવાનો સદ્‌ભાગ્ય બતાવવાની સફળ કોશીષો કરતા રહેશો.

કુકમાવાળા મિસ્ત્રી જ્ઞાતિના ગ્રહસ્થોએ મહારાજશ્રી ઓધવદાસજી સાથે પધારી આપણી જ્ઞાતિની ઉજ્જવળ કીર્તિ નિહાળવા તેમજ આપણા ધાર્મિક વિચારો અને તેમાં થતા પરીવર્તનોનું નિરક્ષણ કરવા આવ્યા છે જેથી તેઓશ્રીનો આભાર માનું છું અને તેઓએ પણ જણાવ્યું છે કે તમારી જ્ઞાતિ પ્રત્યે જેવું અમે સાંભળીએ છીએ તેવું તો તમારામાં નથી અને મહારાજશ્રીના ઉપદેશથી પણ જાણ્યું છે અને તેટલો સુધારો કરશો એટલે તમારી જ્ઞાતિ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ગણાશે. જેથી પધારેલા મહાનુભાવોને કહું છું કે અમારા ધાર્મિક કે સામાજીક વિચારો પ્રત્યે ફેલાયેલી ગેરસમજુતી કે અતિશયોક્તિ ભરેલું વાતાવરણ પ્રસરેલું હોય તો તેવે ઠેકાણે અહીં સમારંભમાં જાણ્યા અને અનુભવ્યા પછી તમારા ટુંકા અનુભવ પ્રમાણે અમારી જ્ઞાતિ માટે યોગ અભિપ્રાય આપશો.

વોલન્ટીઅર તરીકે જે જે યુવાન બંધુઓએ નામ નોંધાવી સેવક તરીકે જ્ઞાતિની સેવા કરવા વોલીન્ટીઅર કોરમાં જોડાયા છે અને રતનશીભાઈના સમજાવ્યા પ્રમાણે પોતાની ફરજનું યથાર્થ પાલન કર્યું છે અર્થાત્ તે પ્રમાણે ખડે પગે ઉભા રહી જ્ઞાતિ સેવાની ફરજ બજાવી રહ્યા છે અને તેઓમાંના કેપ્ટનોએ પોતાની જવાબદારી સમજી કુશળતા તેમજ ચતુરાઈથી શાંત વૃત્તિ તેમજ નમ્રતાથી પોતપોતાની ટુકડી સાથ સોંપવામાં આવેલ કાર્યને દિપાવ્યું છે જેથી તેઓ સર્વેને ધન્યવાદ આપું છું અને જ્ઞાતિ સેવા સેવક તરીકે આ રીતે થઈ શકે તેનો ઉત્તમ બોધપાઠ આપી દાખલો બેસાડ્યો છે.

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

આ સ્થળે એક વાત ભુલી જવી ન જોઈએ કે ગામ શ્રી વિરાણીથી ભાઈશ્રી સગવણ લાલજી નાકરાણીની સરદારી નીચે નવ વોલન્ટીઅરની એક ટુકડી જ્ઞાતિ સેવા કરવા પોતાની ફરજ સમજી આવેલ છે. એ તેઓની જ્ઞાતિ સેવા કરવાની ધગશ જણાઈ આવે છે જેથી જ્ઞાતિના દરેક યુવાન બંધુઓને વિનંતીપુર્વક ભલામણ કરું છું કે ભવિષ્યમાં આપણી જ્ઞાતિમાં આવા જ્ઞાતિ અભ્યુદયના મહાન શુભ સમારંભ થાય ત્યાં વોલન્ટીઅર તરીકે આવી જ રીતે જ્ઞાતિ સેવા બજાવવા તૈયાર થાશો એવી મ્હારી આપ યુવાનો પ્રત્યે ભાવના છે. વિરાણીથી આવેલ વોલન્ટીઅર ટુકડીનો ધન્યવાદ સાથ આભાર માનું છું.

ગામમાંથી અન્ય જ્ઞાતિના ગ્રહસ્થો તેમજ મહાજનવર્ગ અમારા જ્ઞાતિ ઉન્નતિના થતાં સમારંભ તરફ ભાવપૂર્વક પધારી શોભામાં અભિવૃદ્ધિ કરી આભારી કર્યા છે. તેઓનો તથા મહેરબાન થાણદાર સાહેબ તેમજ આ સમારંભ પ્રત્યે ઉત્સાહથી પધારેલા રાજયના અધિકારી વર્ગનો આભાર માનું છું.

તે સિવાય ગામના ત્રણે વાસવાળા જ્ઞાતિભાઈઓએ બહારગામથી તેમજ પરદેશથી પધારેલા ભાઈઓના સ્વાગત કરવામાં તેમજ રસોડાના કામમાં ખરી ખંતથી ઉત્સાહપુર્વક ભાગ લઈ ઝહેમત ઉઠાવી છે તે માટે આપ સર્વેને અંતઃકરણપુર્વક ધન્યવાદ આપુ છું. તેમજ અમો દંપતીને મંદિરના વાસ્તુ અને હવન તેમજ મુર્તિની પ્રતિષ્ઠા વિગેરેની ધાર્મિક ક્રિયા કરાવવાનું સદ્ભાગ્ય અમોને આપ ભાઈઓએ આપેલ જેથી અમારું અહોભાગ્ય માની આપ ભાઈઓનો ઉપકાર માનું છું.

અંતમાં આપ પધારેલા જ્ઞાતિભાઈઓ સર્વેને વિનંતી કરું છું કે જેમ અમારા ગામમાંથી પીરાણા- સતપંથ રૂપી પુછડાંને દુર કરી, આપણને કલંક રૂપ “ખાના” છે તે ને બદલે હિન્દુ જ્ઞાતિને શોભે તેવું ઉજ્જવળ હિન્દુ સનાતન ધર્મના સ્થંભરૂપ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર બંધાવી મુર્તિની પ્રતિષ્ઠા કરાવી શિખરબંધ નિજ મંદિરમાં બિરાજમાન કરાવ્યા. તે પ્રમાણે આપ સર્વ ભાઈઓ પોતપોતાના ગામમાં હિન્દુ સનાતન ધર્મ પ્રમાણે ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર બંધાવી અથવા ખાનાને મંદિરના સ્વરૂપમાં ફેરવી ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મુર્તિની પ્રતિષ્ઠા કરાવશો અને એવા શુભ સમારંભ નજીકના ભવિષ્યમાં લાવવા પરમકૃપાળુ પરમાત્મા અમારા જ્ઞાતિભાઈઓને સદ્બુદ્ધિ આપે.

આપના સ્વાગતમાં કંઈપણ ઉણપ કે ખામી આવી હોય તો આપ સાગર જેવું મોટું મન રાખી ક્ષમા કરશો.

ત્યારબાદ ભગવાનશ્રી લક્ષ્મીનારાયણના પ્રાણમુર્તિને મંદિરમાં પધરાવવાનુ મુહુર્તનો સમય થાતાં મંદિરના શિખર ઉપર ઈંડુ ચડાવવા, મંદિર ઉપર ધ્વજા ફરકાવવા, ત્રણ વખત આરતી ઉતરાવવા, લક્ષ્મીનારાયણ ભગવાનની પ્રાણમુર્તિને નિજ મંદિરમાં પધરાવવા ચમર ઢળાવવા, છડી ઉપાડવા તેમજ ભગવાનને પ્રસાદ ધરાવવા વિગેર જુદી જુદી ક્રિયા કરવા ઉપર જ્ઞાતિભાઈઓ પોત પોતાની ઈચ્છાનુસાર એક બીજાની બોલી ઉપર ચડાવા નાંખી નીચે પ્રમાણે ભાઈઓએ જુદી જુદી ક્રિયા પોતાના હસ્તથી કરાવી ભગવાનને ભેટ ધરી હતી.

૮૫૧) કોરી પટેલ રામજી જેઠા સેંગાણી એજ નવાવાસવાળાએ મંદિર ઉપર ધ્વજા ચડાવવાની ક્રીયા પોતા તરફથી કરાવવા નિમિત્તે ભગવાનને ભેટ ધરી હતી.

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

૧૫૦૧) કોરી પટેલ વેલજી ખીમજી દિવાણી (ખેતાણી) ગામશ્રી વિરાણીવાળાએ મંદિરના શીખર ઉપર ઈંડુ ચડાવવાની ક્રીયા કરાવવા નિમિત્તે ભગવાનને ભેટ ધરી હતી હસ્તે ભાઈશ્રી રતનજી ખીમજી ખેતાણી.

૬૨૫) કોરી પટેલ મનજી શીવજી કેશરાણી નખત્રાણાવાળાએ ભગવાનની મુર્તિને મંદિરમાં પધરાવવાની ક્રિયા પોતા તરફથી કરાવવવા નિમિત્તેભગવાનને ભેટ ધરી હતી. હસ્તે ભાઈશ્રી ભાણજી પચાંણ.

૧૦૦૧) કોરી પટેલ હરજી પુંજા નાથાણી નખત્રાણાવાળા તથા તેમના ભાઈઓ ભેગા રહીને ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની પહેલી આરતી ઉતરાવવાની ક્રિયા પોતાના તરફથી કરવા નિમીત્તે ભેટ ધરી હતી.

૫૦૧) કોરી ભાઈ શ્રી અબજી તથા મનજી પચાણ નાથાણી તરફથી.

૫૦૦) કોરી ભાઈ શ્રી હરજી પુંજા નાથાણી તરફથી.

તે સિવાય મંદિરમાં ભગવાનની સેવા-પુજા કરનાર બ્રાહ્મણનો પગાર વરસ એકનો તથા સેવાને અંગે જે કંઈ ખર્ચ થાશે તે પટેલ હરજી પુંજા પોતા તરફથી અંગત આપવાનું કબુલ કરેલ છે.

૫૨૫) કોરી પટેલ ગોપાલ લાલજી ભગત નખત્રાણાવાળાએ બીજી આરતી ઉતરાવવાની ક્રિયા પોતા તરફથી કરાવવા નિમિત્તે ભેટ ધરી હતી.

૫૦૧) કોરી પટેલ કાનજી વીરજી સોમજીઆણી વિરાણીવાળાએ ત્રીજી આરતી ઉતરાવવાની ક્રિયા પોતા તરફથી કરાવવા નિમિત્તે ભેટ ધરી હતી. હા.ચી.ભાઈશ્રી સવદાસ કાનજી.

૬૦) કોરી પટેલ રામજી કેશરા કમાણીએ જ નવાવાસવાળાએ ભગવાનને ચામર ઢળાવવાની ક્રીયા પોતાના તરફથી કરાવવા નિમિત્તે ભેટ ધરી હતી.

૨૫) કોરી પટેલ સવદાસ ખેતા કેશરાણી નખત્રાણાવાળાએ ભગવાનની છડી ઉપાડવાની ક્રિયા પોતા તરફથી કરાવવા નિમિત્તે ભેટ ધરી હતી.

૧૦૧) કોરી પટેલ ભાણજી જેઠા પોકાર નખત્રાણાવાળાએ ભગવાનને પોતાના તરફથી પ્રસાદ ધરાવવા નિમિત્તે ભેટ ધરી.

૧૦૦) કોરી પટેલ રામજી કેશરા કમાણી તરફથી ભેટ બાબત જે પટેલ મનજી પચાણ કેશરાણીની ધર્મપત્નિ સૌભાગ્યવંતી બહેન રામબાઈએ હેમના વેડલા નંગ ૨ ભગવાનને ભેટ ધર્યા હતા તેના કોરી ૨૫૦) બસો પચાસમાં ચડાવો નાખી પોતે (ભાઈ રામજી કેશરા) રાખેલ તેની કીંમત આશરે કોરી ૧૫૦) એકસો પચાસ આંકવામાં આવી. જેથી એ વેડલા ભેટ ધરનાર બહેને રાખીને કોરી ૧૫૦) આપી અને વધારાની કોરી ૧૦૦ એકસો ભાઈ શ્રી રામજી કેશરાએ આપી તે.

૧૫૦) કોરી પટેલ મનજી પચાણ નાથાણીની ધર્મપત્નિ બહેન રામભાઈએ હેમના વેડલા નંગ ૨ ભગવાનને ભેટ ધર્યા તેની કિંમત કોરી ૧૫૦ એકસો પચાસ આંકવામાં આવી તે કોરી આપીને

વેડલા પોતે રાખ્યા તે ભેટ. વધુ વિગત ઉપર પ્રમાણે.

તે સિવાય ગામ શ્રી નખત્રાણા બે વાસ માંહેના ઉગમણા જ્યોતિધામમાંથી આ મંદિરને જે રકમ આપવામાં આવી છે તે તથા આથમણાવાસવાળાઓ અને બહારગામથી જુદે જુદે સ્થળેથી પધારેલા જ્ઞાતિભાઈઓ તેમજ ગામના અન્ય જ્ઞાતિના ગ્રહસ્થો તરફથી ભગવાનને ધરેલી ભેટ સોગાદની નોંધ નીચે પ્રમાણે :-

| કોરીઓ | ભેટ આપનારના નામ | નુખ | ગામ |
|---|---|---|---|
| ૫૩૫૯ | ગામશ્રી નખત્રાણાના જુના ઉગમણા જ્યોતિધામમાંથી ભાઈઓ સર્વેની સંમતિથી પુર્વ નિવાસમાં લક્ષ્મીનારાયણનું મંદીર બાધવા માટે ભાગમાં હિસાબે આપી તે. | | નખત્રાણા |
| ૪૦૦ | શ્રી નખત્રાણાના આથમણા વાસવાળા જ્યોતિધામમાંથીભેટ આપી તે. | | |
| ૧૦૦ | શ્રીયુત મુરબ્બિ શ્રી પોપટલાલભાઈ શીવલાલભાઈ વરિષ્ઠ કોર્ટના આસિસ્ટન્ટ (જજ્જ) | | ભુજ |
| ૧૨૫ | પટેલ રાજા સામજી | ધોળુ | માનકુવા |
| ૨૫ | મહારાજશ્રી ઓધવદાસજી તરફથી | | ઈશ્વરનગર (વાંઢાય) |
| ૫૦ | પટેલ દેવજી લાલજી | ધનાણી | નખત્રાણા |
| ૧૦ | પટેલ વસરામ પુજા | જબુવાણી | નખત્રાણા |
| ૧૫ | સોની પ્રધાન લધા તથા ઓધવજી મુળજી તથા વેલજી જેરામ તરફથી ચાંદીનો છત્ર તથા ગીતાજી | | નખત્રાણા |
| ૧૦૦ | પટેલ વાલજી સવદાસ ભાયાત તરફથી | ડોસાણી | નખત્રાણા |
| ૨૫ | પટેલ પ્રેમજી ખીમજી | જબુવાણી | નખત્રાણા |
| ૨૫। | પટેલ કાનજી રામજી | પારસીઆ | નખત્રાણા |
| ૫ | પટેલ રતનશી લધા | રવાણી | નખત્રાણા |
| ૨૫। | પટેલ પચાણ તથા કરસન પરબત | પારસીઆ | નખત્રાણા |
| ૧૨૫ | શ્રી નખત્રાણા કેશરાણી ભાયાતો તરફથી હા. ભાણજી પચાણ | કેસરાણી | નખત્રાણા |
| ૧૦૦ | ભાણજી પેથા સેંઘાણીના ધર્મપત્નિ વિધવા દેવકીભાઈ તરફથી | સેંઘાણી | નખત્રાણા |
| ૧૦૦ | પટેલ કાનજી વીરજી | સેંઘાણી | નખત્રાણા |
| ૫ | લુવાર રાઘવજી ખીમજી | | નખત્રાણા |
| ૧ | પટેલ વાલજી ભાણજી | મેપાણી | નખત્રાણા |

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

| કોરીઓ | ભેટ આપનારના નામ | નુખ | ગામ |
|---|---|---|---|
| ૧ | પટેલ કરસન મેઘજીના ધર્મપત્નિ તરફથી | સુરાણી | નખત્રાણા |
| ૧૨૫ | પટેલ ખીમજી શીવજી | રામાણી | નખત્રાણા |
| ૫૧ | પટેલ નાનજી પચાણ | નાકરાણી | નખત્રાણા |
| ૨ | પટેલ જસા ડોસાના ધર્મપત્નિ તરફથી | પોકાર | નખત્રાણા |
| ૧૦૧ | પટેલ વેલજી રૂડા | દાનાણી | નખત્રાણા |
| ૧૧ | પટેલ ભાણજી જીવરાજના ધર્મપત્નિ તરફથી | સેંઘાણી | નખત્રાણા |
| ૧૧ | પટેલ ભાણજી જીવરાજના માતુશ્રી તરફથી | સેંઘાણી | નખત્રાણા |
| ૫ | વકીલ વાલજીભાઈ ગોકુલદાસ | દાવડા | નખત્રાણા |
| ૫ | ભાણજી જેઠા કલ્યાણપુરવાળા | | નખત્રાણા |
| ૨૫૧ | મનજી મુલજી | પોકાર | નખત્રાણા |
| ૨૦૦ | વાલજી સવદાસ | ડોસાણી | નખત્રાણા |
| ૧૨૫ | નાનજી પુજા | કેસરાણી | નખત્રાણા |
| ૧૦ | લધા વીરજી | સેંઘાણી | નખત્રાણા |
| ૧૦૧ | રતનશી તથા ખેતા ગોપાલ તથા ધનજી પેથા | કેસરાણી | નખત્રાણા |
| ૫ | ઠા. નારાણ રતનશી | | નખત્રાણા |
| ૫ | મહેતા વીરજી જેતશી | | નખત્રાણા |
| ૫ | મહેતા ટોકરશી તેજશી | | નખત્રાણા |
| ૨૨૫૧ | પટેલ રામજી કેસરા | કમાણી | નખત્રાણા |
| ૨૫ | પટેલ નાનજી કેસરા | કમાણી | નખત્રાણા |
| ૧૦ | પટેલ મુળજી જીવરાજ | નાકરાણી | નખત્રાણા |
| ૨ | સોની માવજી વેલજી | | નખત્રાણા |
| ૧૦ | વસરામ પુજા | જબુવાણી | નખત્રાણા |
| ૧૦૦ | પટેલ રામજી કેસરા અંગત | કમાણી | નખત્રાણા |
| ૨૫ | પટેલ વીરજી ખેતા | કમાણી | નખત્રાણા |
| ૨૫ | પટેલ ધનજી રતના | મેપાણી | નખત્રાણા |
| ૨૫ | પટેલ દાયા રતના | મેપાણી | નખત્રાણા |
| ૪ | પટેલ પરબત કરસનની માતાજી કુંવરબાઈ | કમાણી | નખત્રાણા |
| ૧૨૫ | પટેલ પુજા ધનજી | નાકરાણી | નખત્રાણા |
| ૧૦ | પટેલ પચાણ ખેતા | કમાણી | નખત્રાણા |
| ૫ | પટેલ કાનજી ઉકેડા | કમાણી | નખત્રાણા |

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

| કોરીઓ | ભેટ આપનારના નામ | નુખ | ગામ |
|---|---|---|---|
| ૨૦૦ | પટેલ વીસરામ તથા જેઠા તથા સવદાસ | | |
| | તથા નાનજી અરજણ ભાદાણી | ભાદાણી | નખત્રાણા |
| ૧૦૧ | પટેલ જેઠા અરજણ ભાદાણીની કું. | ભાદાણી | નખત્રાણા |
| ૪૮ | પટેલ મુખી વાલજી વસરામની કું. | ભાદાણી | નખત્રાણા |
| ૧૧। | પટેલ ભીમજી કરસન | પાચાણી | નખત્રાણા |
| ૫ | પટેલ કરસન માંનણ | વાસાણી | નખત્રાણા |
| ૫ | પટેલ વાલજી માંનણ | વાસાણી | નખત્રાણા |
| ૫ | પટેલ હંસરાજ કાનજી | વાસાણી | નખત્રાણા |
| ૨૫ | પટેલ રામજી હંસરાજ હા. સોની માવજી વેલજી | મેપાણી | નખત્રાણા |
| ૨ | સુતાર વાલજી રણછોડ | | નખત્રાણા |
| ૧૦ | પટેલ માવજી પુજા તથા રામાયાણ ભાગ ૧-૨ | જબુવાણી | નખત્રાણા |
| ૨૫ | પટેલ મુલજી મેઘજી ભગત | | નખત્રાણા |
| ૫)૧।। | અબજી મનજી | સેંઘાણી | નખત્રાણા |
| ૧૦। | ભાણજી જીવરાજ | સેંઘાણી | નખત્રાણા |
| ૨ | લધા ઉકેડા | કેસરાણી | નખત્રાણા |
| ૦।। | વીધવા બહેન જસુભાઈ | | નખત્રાણા |
| ૨૫ | પટેલ સીવજી વીસરામ તથા કરમસી કચરા | | |
| | તથા હંસરાજ તથા કાનજી લધા તથા દેવસી વાલજી | | નખત્રાણા |
| ૫ | રામજી જસા | વાલજીઆણી | નખત્રાણા |
| ૧ | ચવાણ પેથુ દેસુજી | | નખત્રાણા |
| ૧૫ | રબાવી ગગુ સીવજી તથા તેઓના ભાઈઓ સર્વે મળીને | | નખત્રાણા |
| ૫ | પટેલ પુંજા માના | | નખત્રાણા |
| ૧ | પટેલ હંસરાજ લખુ | રૂડાણી | નખત્રાણા |
| ૪ | પટેલ પરબત કરસન | કમાણી | નખત્રાણા |
| ૫ | પટેલ મનજી વીસરામ | નાકરાણી | નખત્રાણા |
| ૫ | પટેલ વીરજી સોમજી | નાકરાણી | નખત્રાણા |
| ૧ | પટેલ નથુ નાનજી | ગોગારી | નખત્રાણા |
| ૧૦ | પટેલ ધનજી વીસરામ | નાકરાણી | નખત્રાણા |
| ૫ | પટેલ ગોપાળ દેવજી | કેસરાણી | નખત્રાણા |
| ૧૩ | પટેલ ઉકેડા નાથા | રવાણી | નખત્રાણા |
| ૨ | પટેલ દેવસી સોમજી | દાનાણી | નખત્રાણા |

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

| કોરીઓ | ભેટ આપનારના નામ | નુખ | ગામ |
|---|---|---|---|
| ૧ | દરજી નથુ હધુ | | નખત્રાણા |
| ૫ | પટેલ સીવજી ખીમજી | પાંચાણી | નખત્રાણા |
| ૨૦। | પટેલ ખેતા વાલજી | ધનાણી | નખત્રાણા |
| ૫ | ઠા. ચત્રભુજ ભાગચંદ | | નખત્રાણા |
| ૫ | ઠા. કરસનદાસ ખીમજી | | નખત્રાણા |
| ૫ | પટેલ કાનજી પચાણ | જબુવાણી | નખત્રાણા |
| ૫ | ગોપાલ દેવજી | કેસરાણી | નખત્રાણા |
| ૫ | ઠા. હંસરાજ ટોપણ | | નખત્રાણા |
| ૫ | ઠા. કરસનદાસ રતનશી | | નખત્રાણા |
| ૫ | રબારી મુરા નાના | | નખત્રાણા |
| ૫ | રબારી કરણા જીવણ | | નખત્રાણા |
| ૫ | શેઠ પરસોત્તમ શામજી | | નખત્રાણા |
| ૨૫ | રા. વીસરામભાઈ જાદવજી | | નખત્રાણા |
| ૫ | રા.રા.ભવાનજીભાઈ ધ્રુ | | નખત્રાણા |
| ૫ | રા. ભવાનજી કારકુન | | નખત્રાણા |
| ૨૫। | પટેલ વસ્તા જેઠા | સેંઘાણી | નખત્રાણા |
| ૨ | રબારી ખેતા નથુ | | નખત્રાણા |
| ૧૦ | પટેલ કરસન ખેતા | પોકાર | નખત્રાણા |
| ૧ | બાઈ રામબાઈ મેપાણીવાળા | મેપાણી | નખત્રાણા |
| ૫ | રતના કરસન | ચૌધરી | નખત્રાણા |
| ૫ | મેઘજી રામજી | ચૌધરી | નખત્રાણા |
| ૫૦ | ગામશ્રી વિથોણની નાત તરફથી હ.મેઘજી લખુ | | વિથોણ |
| ૧। | પટેલ જેઠા નાનજી | | વિથોણ |
| ૫ | કેસરા ભીમજી | પદમાણી | વિથોણ |
| ૧ | કેસરા સામજી અખઇ | ભોજાણી | વિથોણ |
| ૫ | કેસરા ખેતાભાઈ વિશ્રામ | રૂડાણી | વિથોણ |
| ૮ | કેસરા રામજી નાઈઆ | | ઉખેડા |
| ૧૦ | કેસરા રામજી લાલજી | | ગઢશીસા |
| ૨ | કેસરા ભીમજી ગોપાલ | | આણંદસર |
| ૫૨ | ગામશ્રી લુડવાવાળા ભાઈઓ તરફથી<br>હા. પટેલ રવજી લાલજી | | લુડવા |

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

| કોરીઓ | ભેટ આપનારના નામ | નુખ | ગામ |
|---|---|---|---|
| ૨૫I | મુખી કાનજી વીરજી | | લુડવા |
| ૧ | પટેલ જેઠા મેઘજી | સેંઘાણી | લુડવા |
| ૧૦ | ગામ શ્રી સાંગનારા તરફથી હ. દેવસી શીવજી | | સાંગનારા |
| ૨૫I | ગામ શ્રી વેરસલપર તરફથી હ. કાનજી નથુ | | વેરસલપર |
| ૨૫I | પટેલ કાનજી નથુ અંગત | | વેરસલપર |
| ૨૫ | પટેલ કરસન ઉકેડા | | દેશલપર |
| ૧ | બાઈ ગંગાબાઈ | | દેશલપર |
| ૩૨૫ | પટેલ મેઘજી લખમશી | પાંચાણી | વીરાણી |
| ૧ | પટેલ રામજી દેવશી | અખિયાણી | વીરાણી |
| ૨૫I | પટેલ ગોવા મનજી | પોકાર | વીરાણી |
| ૫I | પટેલ રઈયા લાલજી | કાનાણી | વીરાણી |
| ૫I | પટેલ શીવગણ પુંજા | પોકાર | વીરાણી |
| ૨૮ | ગામ શ્રી વીરાણી જ્યોતિધામ મંદિરના ઉત્સાહી યુવકો તરફથી પટેલ જેઠા વાલજી હસ્તક | | વીરાણી |
| ૧૦ | પચાણ પ્રેમજી | ધનાણી | વીરાણી |
| ૧૦૧ | પટેલ મુળજી સવદાસની કાં. તરફથી કલકત્તાથી | | વીરાણી |
| ૨ | પટેલ પચાણ કરમશી | સોમજીઆણી | વીરાણી |
| ૧૫ | પટેલ ભીમજી પ્રેમજી | સોમજીઆણી | વીરાણી |
| ૧ | બહેન ભચીબાઈ | ભાદાણી | વીરાણી |
| ૧ | પટેલ દેવશી જેઠા | ભાદાણી | વીરાણી |
| ૦II | બહેન ભચીભાઈ | | વીરાણી |
| ૧ | પટેલ નારાણ વીરજી | છાભૈયા | વીરાણી |
| ૦II | બહેન રતનબાઈ | | વીરાણી |
| ૨૫ | પટેલ માવજી પચાણ | બાથાણી | વીરાણી |
| ૧૦ | પટેલ પચાણ રૂડા | માનાણી | વીરાણી |
| ૨ | પટેલ વીરજી રૂડા | માનાણી | વીરાણી |
| ૫ | પટેલ કરસન દેવશી | બાથાણી | વીરાણી |
| ૨ | પટેલ પાંચા શીવજી | બાથાણી | વિરાણી |
| ૨ | પટેલ ખીમજી હીરજી | માનાણી | વિરાણી |
| ૨ | પટેલ નાનજી લખમશી | નાકરાણી | વિરાણી |

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

| કોરીઓ | ભેટ આપનારના નામ | નુખ | ગામ |
|---|---|---|---|
| ૨ | પટેલ દેવશી ડાયા હા. તેમના માતુશ્રી કાનબાઈ | | વિરાણી |
| ૨ | પટેલ ખેતા રામજી | બાથાણી | વિરાણી |
| ૨ | પટેલ ગોપાળ રામજી | બાથાણી | વિરાણી |
| ૧ | પટેલ જેઠા રામજી | બાથાણી | વિરાણી |
| ૧ | પટેલ હીરજી રૂડાના ધર્મપત્નિ તરફથી | સોમજીઆણી | વિરાણી |
| ૧૦ | પટેલ કચરા કેસરા | ગોગારી | વિરાણી |
| ૧ | પટેલ મેઘજી રામજી | સોમજીઆણી | વિરાણી |
| ૧૦ | પટેલ રઈયા નારણ | નાયાણી | વિરાણી |
| ૫ | પટેલ  ગોપાલ માવજી | બાથાણી | વિરાણી |
| ૨ | પટેલ રામજી હરજી | બાથાણી | વિરાણી |
| ૧ | પટેલ પચાણ દેવશી | ધનાણી | વિરાણી |
| ૨ | પટેલ હંસરાજ કાનજી | માનાણી | વિરાણી |
| ૧ | પટેલ લધા નાનજી | નાકરાણી | વિરાણી |
| ૫ | પટેલ કરસન માના | ખેતાણી | વિરાણી |
| ૧૦૫ | ગામ શ્રી  વીરાણીના લક્ષ્મીનારાયણના મંદિર તરફથી | | વિરાણી |
| ૪ | પટેલ વિશ્રામ રાજા | નાકરાણી | વિરાણી |
| ૪ | પટેલ  લાલજી શીવજી | નાકરાણી | વિરાણી |
| ૨॥ | પટેલ વીસરામ શીવજી | નાકરાણી | વિરાણી |
| ૨ | પટેલ વાલજી શવદાસ | | વિરાણી |
| ૨। | પટેલ કાનજી ભાણજી | | વિરાણી |
| ૪ | પટેલ વાલજી હરભમ | | વિરાણી |
| ૨ | પટેલ અબજી કરમશી | | વિરાણી |
| ૫ | પટેલ મેઘજી માવજી તથા મનજી જેઠા | | વિરાણી |
| ૧ | પટેલ રામજી સોમજી | | વિરાણી |
| ૧૦ | પટેલ ભીમજી પ્રેમજી | | વિરાણી |
| ૬ | પટેલ અરજણ પબા | | વિરાણી |
| ૨ | પટેલ નાનજી રામજી | | વિરાણી |
| ૨ | પટેલ નારાણ સીવજી | | વિરાણી |
| ૪ | પટેલ મેગજી રામજી | | વિરાણી |
| ૮ | પટેલ સીવજી રામજી | | વિરાણી |

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

| કોરીઓ | ભેટ આપનારના નામ | નુખ | ગામ |
|---|---|---|---|
| ૨ | પટેલ શીવગણ ખીમા | | વિરાણી |
| ૪ | પટેલ કરસન ખેતા | | વિરાણી |
| ૨ | પટેલ પેથા ખીમા | | વિરાણી |
| ૫ | પટેલ લધા કાનજી | | વિરાણી |
| ૨ | પટેલ કરમશી માવજી | | વિરાણી |
| ૫ | પટેલ લાલજી અરજણ | | વિરાણી |
| ૨। | પટેલ વેલજી મનજી | | વિરાણી |
| ૨ | પટેલ વેલજી જીવા | | વિરાણી |
| ૨। | પટેલ પ્રેમજી હરજી | | વિરાણી |
| ૫ | પટેલ મેઘજી કચરા | | વિરાણી |
| ૪ | પટેલ દેવશી નાંઈયા | | વિરાણી |
| ૨ | પટેલ શીવજી અખઈ | | વિરાણી |
| ૪ | પટેલ દેવશી તથા દાના શીવદાસ | | વિરાણી |
| ૫ | પટેલ પચાણ કાનજી | અખિયાણી | વિરાણી |
| ૧ | પટેલ ખેતા પ્રેમજી | | વિરાણી |
| ૨ | પટેલ કરસન કાનજી | | વિરાણી |
| ૫। | પટેલ ખેતા ગોપાળ | | વિરાણી |
| ૧ | પટેલ કરસન રામજી | | વિરાણી |
| ૫। | પટેલ મેઘજી લખુ | ખેતાણી | વિરાણી |
| ૧૫। | પટેલ પચાણ લધા | નાયાણી | વિરાણી |
| ૧૦ | પટેલ મુળજી કરમશી | | વિરાણી |
| ૨ | પટેલ દેવશી રામજી | | વિરાણી |
| ૨ | પટેલ વીરજી કરસન | | વિરાણી |
| ૭। | પટેલ જેઠા પાંચા | | વિરાણી |
| ૧૦। | પટેલ પ્રેમજી મનજી | | વિરાણી |
| ૧૨। | પટેલ માવજી પરબત | | વિરાણી |
| ૫। | પટેલ પચાણ લધા | વાગાણી | વિરાણી |
| ૫। | પટેલ રતના હીરજી મુખી | | વિરાણી |
| ૩૫। | પટેલ કચરા મનજી | ચોપડા | અંગીઆ |
| ૨॥ | સથવાળા પ્રેમજી ભીમજી | | અંગીઆ |
| ૨ | સોની વેલજી હરીરામ | | અંગીઆ |

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

| કોરીઓ | ભેટ આપનારના નામ | નુખ | ગામ |
|---|---|---|---|
| ૨ | પટેલ કાનજી ભીમજી | ચોપડા | અંગીઆ |
| ૨ | પટેલ સવજી અરજણ | શીવજીઆણી | અંગીઆ |
| ૪૦ | પટેલ હીરજી ભીમજી કેસરાણી અંગીઆથી આવેલા ભાઈઓ તરફથી | | અંગીઆ |
| ૫ | પટેલ લાલજી નારાણ | ડાયાણી | |
| ૧ | પટેલ રતના વીરજી | સેંઘાણી | કોટડા જડોદર |
| ૨ | બાઈ મગબાઈ રતનસી | | કોટડા જડોદર |
| ૧૮૧ા | ગામ શ્રી કોટડા જડોદરવાળા તથા ખાનપુરના ભાઈઓ તરફથી આવેલ ભેટ | | કોટડા જડોદર |
| ૧૦૧ | પટેલ કેસરા હંસરાજ | લીંબાણી | કોટડા જડોદર |
| ૧૦ા | પટેલ રામજી ધનજી | નાકરાણી | કોટડા જડોદર |
| ૧ | પટેલ કાનજી મેઘજી | વેલાણી | કોટડા જડોદર |
| ૨ | માતૃશ્રી કાનબાઈ | | કોટડા જડોદર |
| ૨ | માતૃશ્રી લાલબાઈ | | કોટડા જડોદર |
| ૫ | મુખી નાથા પુંજા | | કોટડા જડોદર |
| ૨ | પટેલ જેઠા પરબત | છાભૈયા | કોટડા જડોદર |
| ૫ | પટેલ પેથાભાઈ (પ્રભુદાસ) લાલજી | પોકાર | કોટડા જડોદર |
| ૧ | પટેલ રામજી કાનજી | નાકરાણી | કોટડા જડોદર |
| ૫ | પટેલ વિશ્રામ નાનજી | ચૌધરી | મથલ |
| ૫ | પટેલ ધનજી પેથા | | ખીરસરા |
| ૫ | પટેલ શીવજી પેથા | | દરશડી |
| ૧૦ | પટેલ ગોપાલ કચરા | છભાણી | મઉવાલા |
| ૧૦ | પટેલ રામજી કાનજી | પોકાર | મઉવાલા |
| ૫ | પટેલ લાલજી ભીમજી | | કલ્યાણપર |
| ૫ | પટેલ કાનજી ખીમજી | વેલાણી | ભારાપર |
| ૧ા | પટેલ કેસરા ખીમા | સેંઘાણી | ભારાપર-દખણાદી |
| ૨૦ | પટેલ માવજી નાનજી તથા સગવણ રામજી તથા હીરજી મનજી તથા કરમશી કરસન | | નાગલપર |
| ૧૩ | ગામ શ્રી નાગલપરના ચાર સુધારક ભાઈઓ તરફથી | | નાગલપર |
| ૨૫ા | પટેલ જેઠા નથુ | નાકરાણી | દેવીસર |

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

| કોરીઓ | ભેટ આપનારના નામ | નુખ | ગામ |
|---|---|---|---|
| ૫ | પટેલ હરજી નથુ | છાભૈયા | દેવીસર |
| ૧૧૦ | ગામ શ્રી દેવીસર તરફથી હા માવજી વીરજી | | દેવીસર |
| ૫૦ | પટેલ માવજી વીરજી એન્ડ કું. તરફથી | | દેવીસર |
| ૨ | પટેલ શીવગણ ગોપાળ | | દેવીસર |
| ૦। | રબારી હીરા ભારા | | દેવીસર |
| ૫ | પટેલ ખેતા દાના | છાભૈયા | દેવીસર |
| ૨૫। | પટેલ જીવરાજ હીરજી | ઉકાણી | માનકુવા |
| ૨૧। | પટેલ જીવરાજ વસ્તા | લીંબાણી | માનકુવા |
| ૧૦ | પટેલ વસ્તા પુજા | વાડીઆ | માનકુવા |
| ૨૫ | મિસ્ત્રી ઘેલા પ્રેમજી | | કુકમા |
| ૨૫ | મિસ્ત્રી પ્રેમજી પાંચા | | કુકમા |
| ૨૫ | મિસ્ત્રી મેઘજી વીરા | | કુકમા |
| ૨૫ | મિસ્ત્રી રૂપા વીરા | | કુકમા |
| ૫। | પટેલ રતના કાનજી | | તલવાણા |
| ૧૫ | પટેલ રતનસી ડુંગરશી | | તેરાવાલા |
| ૫૧। | શ્રી ગામ કોડાય તરફથી હા. મુખી વિશ્રામ મેઘજી | | કોડાય |
| ૨૫। | પટેલ અરજણ ગોપાળ | | દુર્ગાપુરાવાળા |
| ૧૫૧ | ગામ શ્રી રામપુર (રોહાવાળી) તરફથી | | રામપુર |
| ૫। | પટેલ માવજી જેઠા | ધોળુ | સુખપર |
| ૨ | પટેલ લધા જેઠા | છાભૈયા | ભડલી |
| ૫ | પટેલ કરસન હંસરાજ તથા લધા વસ્તા | ભાદાણી | મંગવાણા |
| ૨।।। | પટેલ રામજી વાલજી | નાકરાણી | સાંયરા |
| ૫ | પટેલ હંસરાજ ખીમજી | હળપાણી | સાંયરા |
| ૧ | પટેલ દેવજી ખીમજી | નાકરાણી | સાંયરા |
| ૧। | પટેલ સામજી વીરજી | લીંબાણી | દેવપર |
| ૨ | પટેલ કરસન ખેતા | નાયાણી | દેવપર |
| ૩ | પટેલ પેથા નાનજી જણ ૩) | રૂડાણી | પલીવાડ |
| ૨૫।। | ગામ શ્રી દેશલપર ઉગમણીમાંથી આવેલા | | |
| | ભાઈઓ તરફથી હા. પટેલ મનજી પેથા | માકાણી | દેશલપર ઉગમણા |
| ૨ | પટેલ કરસન નથુ | લીંબાણી | “ |
| ૪ | પટેલ ખેતા અબજી | દાનાણી | વિભાપર |

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

| કોરીઓ | ભેટ આપનારના નામ | નુખ | ગામ |
|---|---|---|---|
| ૧૫ | ગામ શ્રી કોટડા (રેહા)વાળા ભાઈઓ તરફથી | | |
| | હા. મુખી વીરજી તથા જીવરાજ નાગજી | | કોટડા (રેહા) |
| ૫ | પટેલ માવજી લાલજી | ધોળુ | ખેડોઈ |
| ૫ | પટેલ હરજી શીવજી | વાસાણી | ખોંભડી |
| ૨૫ | ગામ શ્રી જતાવીરા તરફથી | | |
| | હા.પરબત કરમસી | | જતાવીરા |
| ૩ | પટેલ ઉકેડા ડાયા મુખી | | અરલ |
| ૧ | પટેલ લાલજી રામજી | | આંબાળા |
| ૨ | પટેલ શીવજી મનજી ભગત | | આણંદપર |
| ૫ | પટેલ ભીમજી લધા ભગત | | ખોંભડી |
| ૧ | પટેલ રામજી લધા | છાભૈયા | થરાવડા(ઉગમણા) |
| ૨ | પટેલ મનજી મેઘજી | | લક્ષ્મીપર |
| ૧૦ | લુવાર દેવજી સુરજી | | નેત્રા |
| ૨૦ | ગામ શ્રી નારાણપર તરફથી હા. | | |
| | ધનજી માના તથા વાલજી સોમજી | | નારાણપર |
| ૨૫ા | કરાંચી કચ્છ કડવા પાટીદાર સેવા મંડળ | | |
| | તરફથી હા. દેવશી રામજી કોટડા (રેહા) | | કરાંચી |
| ૨ | બાઈ ભચીભાઈ હંસરાજ | મેપાણી | કરાંચી |
| ૨૫ા | ગામ શ્રી તળાવ ટીંબા તરફથી હા. | | |
| | નથુભાઈ નાગજી (ગુજરાત) | | તળાવટીમ્બા |
| ૫૧ | ગામ શ્રી કેશરપુરા (બોયડી ટીંબા) | | |
| | તરફથી (ગુજરાત) | | કેશરપુરા |
| ૧ | એક ગૃહસ્થ તરફથી | | |
| ૨૫ | એક ગૃહસ્થ તરફથી | | |

| રૂપીયા | ભેટ આપનારના નામ | નુખ | ગામ |
|---|---|---|---|
| ૩૮ | નાગપુરવાળા જ્ઞાતિ ભાઈઓ તરફથી | | નાગપુર |
| ૨૫ | બલારાવાળા જ્ઞાતિ ભાઈઓ તરફથી | | |
| | હા. માવજીભાઈ | | |
| ૫ | પટેલ રામજીભાઈ ધનજીભાઈ | રંગાણી | કલ્યાણપર |
| ૫ | પટેલ વીસરામ મેઘજી | ભગત | નખત્રાણા |

| | | | |
|---|---|---|---|
| ૪ | પટેલ વાલજી કેશરા-મીરપુરખાસથી (સીંધ) | | વિથોણ |
| ૨ | પટેલ વિસરામ કેશરાએ કંપા તરફથી મોકલાવેલ. | | વિજયનગર (ખડોલ) કંપા |
| ૨ | પટેલ લાલજી ભાણજીએ કરાંચીથી મોકલાવેલ | બાથાણી | વિરાણી |
| ૫। | ગુજરાત-અદલપુરા કંપા તરફથી હસ્તે મુલજી મેઘજી ભગત | | અદલપુરાકંપા (તા.મોડાસા) |
| ૧। | ગુજરાત-સાબેડી કંપા તરફથી | | સાબેડી કંપા |
| ૧। | ગુજરાત-રામસી કંપા તરફથી | | રામસીકંપા -બાયડ |
| ૧। | ગુજરાત-સયડીકંપા તરફથી | | સયડીકંપા-બાયડ |

એવી રીતે નખત્રાણા ગામના જુના જ્યોતિધામ મંદિરમાંથી કોરી ૫૩૫૯ અને પૃષ્ઠ ૬૮ માં લખ્યા પ્રમાણે મુર્તીની પ્રાણ પ્રતિષ્ઠા સમયે મંદિર ઉપર ધ્વજા, કળશ ચડાવવા વિગેરે ની જુદી જુદી ક્રીયા કરાવવા નિમિત્તે અપાયેલ ભેટની કોરી ૫૪૪૦ અને તે સિવાય નખત્રાણા તેમજ સ્થાનિક ભાઈઓ અને બહારગામ તેમજ પરદેશથી આવનાર જ્ઞાતિભાઈઓ તેમજ કલકત્તા વિગેરે સ્થળથી તાર મારફત ખબર આપનાર ભાઈઓ તેમજ ગામના અન્ય જ્ઞાતિના ગ્રહસ્થો તેમજ મહાશયોએ ભગવાનને ભેટ ધરેલી કોરી ૫૬૭૮) ૧।। અને બાકી રૂા.૯૦ પરદેશથી જુદેજુદે ઠેકાણેથી આવેલા તેની રૂપિયા એકની કોરી ૪।।। લેખે કોરી ૪૨૭।। થઈ તે સર્વે મળી કુલ કોરી ૧૬૯૦૪।। ૧।। અંકે કોરી સોળ હજાર નવસો સાડીચાર અને છુટો દોઢ મંદિરમાં ભગવાનને ભેટ સોગાદ ધરી હતી જેનો ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના જયધ્વની સાથે સ્વીકાર કરવામાં આવ્યો હતો.

ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની પ્રાણમુર્તિને મંદિરમાં પધરાવવા સમયે બહેનોનાં સુંદર ગીત અને પુરૂષ વર્ગના ભજન કીર્તન તેમજ ઢોલ નગારા ઝાલર શરણાઈના સુંદર નાદથી દ્રશ્યમાં ઓર વધારો થઈ રહ્યો હતો.

મૂર્તિને મંદિરમાં બિરાજમાન કર્યા પછી પધારેલા સર્વ કોઈ જ્ઞાતિભાઈઓ બહેનો તેમજ સજ્જનોએ ભાવભીના હૃદયે દર્શન કર્યા અને પ્રદક્ષીણા ફરી પોતાને કૃતાર્થ થયેલા માનતા હતા કે ધન્ય આજનો દિવસ અને ધન્ય જ્ઞાતિના ભાગ્ય કે ધાર્મિક વિચારોમાં જ્ઞાતિ સાથે ખાવાપીવાનો વહેવાર રાખી પરીવર્તન કર્યું અને સનાતન ધર્મના સિદ્ધાંતાનુસાર ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર બંધાવી મુર્તિની પ્રાણપ્રતિષ્ઠા કરાવી. ત્રણ પાચાડા રૂપી ત્રિવેણીગંગાના સંગમ કરાવ્યાનું ભાગ્ય પ્રાપ્ત થયું અને પીરાણા પંથ રૂપી કલંકને પોતાના ગામમાંથી સદાને માટે તિલાંજલી આપી દીધી અને ભવિષ્યમાં જ્ઞાતિમાંથી એ કલંક નાબુદ થઈ જાય એમ સૌ કોઈ ઈચ્છી રહ્યા હતા. એ રીતે એ શુભ સમારંભમાં જ્ઞાતિભાઈઓએ એક રસોડે ભેગા બેસી જમવાનો ધ્યેય જાળવી રાખ્યો હતો અને ત્રણ પાંચડારૂપી ત્રિવેણી ગંગાનાં વચનામૃત જેવાં વહેતાં ઝરણામાં શુદ્ધ તેમજ નિર્મળ અંતઃકરણથી શ્રવણ કરી પવિત્ર થયા અને પોતપોતાના ગામમાં આવી રીતે ધાર્મિક સુધારો દાખલ કરવાનો ઉત્સાહ બતાવ્યા બાદ સૌ કોઈ વિખરાયા હતા. પરમકૃપાળુ પરમાત્મા અમારા જ્ઞાતિભાઈઓ તેમજ બહેનોને પોતપોતાના ગામમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિર બંધાવવાની સદ્‌બુદ્ધિ અર્પે એજ અમારી આંતરીક ભાવના છે.



## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

કચ્છ-નખત્રાણા ના પૂર્વનિવાસમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મૂર્તિની પ્રાણ પ્રતિષ્ઠાના સમારંભમાં જ્ઞાતિ સેવા કરવા માટે ઉત્સાહી યુવાનોએ વ્યવસ્થીત રીતે બંધારણપૂર્વક વોલીન્ટીઅર કોરમાં જોડાયા હતા તેઓના નામવારની સંખ્યા.

**કેપ્ટન**

| | | | |
|---|---|---|---|
| ૧ | નથુ નાનજી કેશરાણી નખત્રાણા | ૨૦ | માવજી અખઈ કેશરાણી |
| ૨ | ગોપાલ લાલજી ભગત - નખત્રાણા | ૨૧ | પ્રેમજી પરબત વાસાણી |
| ૩ | શવગણ લાલજી નાકરાણી - વિરાણી | ૨૨ | પ્રેમજી દેવશી નાકરાણી |
| ૪ | શીવજી મેઘજી ખેતાણી - વિરાણી | ૨૩ | કાનજી રત્ના ભગત |
| ૫ | રામજી કાનજી - ઘાટકોપર | ૨૪ | હીરજી મેઘજી ભગત |
| ૬ | દેવજી મુળજી દેશલપરવાળા | ૨૫ | કરસન પચાણ નાથાણી |
| | **વોલન્ટીઅર** | ૨૬ | શીવજી હંસરાજ સેંગાણી |
| ૧ | અબજી રામજી સેંગાણી | ૨૭ | ખીમજી ભીમજી પાંચાણી |
| ૨ | મનજી મુળજી પોકાર | ૨૮ | અબજી ભાણજી પાંચાણી |
| ૩ | પરબત ભાણજી સેંગાણી | ૨૯ | નારાણ ડાયાણી |
| ૪ | ગોવિંદ અબજી નાથાણી | ૩૦ | દેવશી જેઠા સેંગાણી |
| ૫ | નારાણ પરબત મેપાણી | ૩૧ | પુંજા શીવજી પાંચાણી |
| ૬ | માવજી મનજી કેશરાણી | ૩૨ | રતના શીવજી સાંખલા |
| ૭ | નારાણ કાનજી કેશરાણી | ૩૩ | પ્રેમજી રતના કેશરાણી |
| ૮ | ડાયા રતના ધનાણી | ૩૪ | લાલજી કચરા ગઢશીશા |
| ૯ | રૂડા મનજી નાથાણી | ૩૫ | પેથા (પ્રભુદાસ) લાલજી પોકાર |
| ૧૦ | પચાણ દેવશી સેંગાણી | | ગામ શ્રી વિરાણી મોટીવાળા |
| ૧૧ | પચાણ દેવશી નાકરાણી | ૩૬ | ખીમજી દેવશી નાકરાણી |
| ૧૨ | લધા પરબત જબુવાણી | ૩૭ | રામજી ભીમજી નાકરાણી |
| ૧૩ | ગોપાલ કચરા ધનાણી | ૩૮ | કરસન માના નાકરાણી |
| ૧૪ | માવજી ઉકેડા રવાણી | ૩૯ | કરસન અરજણ ભાણજીઆણી |
| ૧૫ | કરમશી મનજી નાકરાણી | ૪૦ | જેઠા દેવશી તેજાણી |
| ૧૬ | રૈયા રામજી કમાણી | ૪૧ | હરજી મેઘજી અખિયાણી |
| ૧૭ | દેવશી રામજી કમાણી | ૪૨ | લધા હરજી નાકરાણી |
| ૧૮ | રૈયા રત્ના પટેલ | ૪૩ | માવજી લાલજી ખેતાણી |
| ૧૯ | હંસરાજ મુળજી કેશરાણી | ૪૪ | માવજી જેઠા વાઘાણી |



## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

સંવત ૧૯૯૩ના માસ વૈશાખી સુદી ૧૧{VSAK:05-June-1937} ની રાત્રે અગ્નિ સંસ્કાર માટે જોઇતા લાકડા સારૂ ફંડ એકઠું કરવામાં આવ્યું હતું જેમાં કોરી ૪૭૧।।। અંકે ચારસો પોણા બોતેર કોરી થઇ હતી

એ રીતે અગ્નિસંસ્કારના રિવાજ ચાલુ કરવા માટે વ્યવસ્થિત ફંડમાં બહારગામથી આવેલા મહેમાનો વિખેરાઇ ગયા બાદ ગામના ભાઇઓ તેમજ મુંબઇ કરાંચીથી આવેલમાના કેટલાક ભાઇઓ હાજર હતા તેઓએ ફંડમાં પોતાની ઇચ્છાનુકુળ રકમ ભરી હતી.

**પ્રસિદ્ધ કર્તા**



# ગુજરાત-મગનપુરા કંપામાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના મંદિરની ઉદ્‌ઘાટન ક્રિયાના કામકાજની આછી રૂપરેખા

પ્રભુ પ્રભુના કામો કર્યે જાય છે મનુષ્ય માત્ર નિમિત છે જ્યારથી આપણામાં સુધારક પ્રવૃત્તી શરૂ થઈ ત્યારથી કુદરતે અનુકરણ વાતાવરણ ઉત્પન્ન કર્યું. સુધારાની ચળવળ શરૂ થતાં કેટલાંક વરસો પછી ગુજરાત-કેશરપુરા (બોયડી ટીમ્બા)માં શા. ૧૯૮૪ ના માસ શ્રાવણ સુદી ૧૧{VSK:26-Aug-1928} ના શુભ દિવસે બંધાવેલ મંદિરમાં ભગવાનશ્રી લક્ષ્મીનારાયણની મુર્તિની પ્રતિષ્ઠા ત્યાંના સ્થાનિક ભાઈઓની સંપસલાહથી કરાવેલી. ત્યારબાદ ચાલુ સાલમાં માધવ કંપામાં વીર સુધારકોએ અનેક વિઘ્નો સહન કરી ધર્મની જગ્યામાં શ્રી ભગવાનની સ્થાપના કરી.

દરમ્યાન વડાગામ તાબે મગનપુરા કંપામાં મંદિરનો હોલ તૈયાર કરી રાખેલ તેમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મુર્તીની પ્રતિષ્ઠા કરાવવાની ઈચ્છા થઈ. પરીણામે ત્યાંના સ્થાનીક ભાઈઓની સંપસલાહથી વિક્રમ સંવત ૧૯૯૩ ના માસ વૈશાખ વદી ૧૧{VSAK:05-June-1937} નો પ્રતિષ્ઠા કરાવવાનો દીવસ નક્કી કર્યો અને આમંત્રણ પત્રીકા જ્ઞાતિભાઈઓને ઠેકઠેકાણે પહોંચાડવામાં આવી.

શ્રીયુત મુરબ્બી શ્રી રાજારામ સામજી કે જેઓ તે અરસામાં માનકુવા હતા ત્યાં તેઓશ્રીને તારથી ખબર આપવામાં આવી જેથી તેઓશ્રી સહકુટુંબ વૈશાખ વદી ૯{VSAK:03-June-1937} ના બપોરે પહોંચી આવ્યા અને શ્રીયુત ભાઈશ્રી રતનશી ખીમજી જેઓ નખત્રાણા મંદિરની ઉદ્‌ઘાટન ક્રિયાની પૂર્ણાહુતી બાદ મુંબઈ-ઘાટકોપર ગયેલા તેઓશ્રીને ત્યાં તારથી ખબર આપી અને ઉત્સવમાં પધારવા વિનંતી કરવામાં આવી હતી. તેઓશ્રી તો એવા શુભ આમંત્રણની રાહ જોઈને જ બેઠા હોય છે અને એવા જ્ઞાતિ અભ્યુદયના કાર્યમાં સાથ આપવાનો તેમજ ભાગ લેવાનો મનોભાવ છે જ. જેથી તેઓશ્રી તેમજ ઘાટકોપર મંડળના જોઈન્ટ સેક્રેટરી શ્રીયુત ભાઈશ્રી મુળજીભાઈ શીવજીભાઈ ખોંભડીવાળા તથા મજકુર મંડળના કાર્યવાહક ભાઈશ્રી મુળજીભાઈ નથુભાઈ દેશલપરવાળા સંગાથે વૈશાખ વદ ૧૦ {VSAK:04-June-1937} ના બપોરે મગનપુરા પહોંચી આવેલા. તે જ દિવસે કરાંચીથી દેશલપરના ભાઈશ્રી પુંજાભાઈ માધવજીભાઈ પણ એ શુભ સમારંભમાં ભાગ લેવા આવેલા તેઓ

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

સર્વેને સામૈયા કરી માન સહિત મદિરના ચોગાનમાં મંડપ બાંધેલો હતો ત્યાં લઈ જવામાં આવેલા અને તે જ દિવસે બપોર પછી દરેક કંપામાંથી જ્ઞાતિ ભાઈઓ ઉત્સાહભેર એ શુભ સમારંભમાં આમંત્રણ પત્રિકાને માન આપી ભાગ લેવા આવવા લાગ્યા તેઓ સર્વેને પણ સામૈયા કરી સન્માનથી મંદિરના ચોગાનમાં લઈ જવામાં આવતા હતા.

પધારેલા સર્વ ભાઈઓના સન્માનીય સત્કાર કરવા સારૂ સ્થાનીક નવ ભાઈઓની કાર્યવાહક કમિટી નીમવામાં આવી હતી. જેનાં નામો નીચે પ્રમાણે :- (૧) કરસનભાઈ સોમજીભાઈ (૨) સવદાસભાઈ પેથાભાઈ (૩) શીવજીભાઈ પેથાભાઈ (૪) રામજીભાઈ ગોપાલભાઈ (૫) જીવરાજભાઈ માવજીભાઈ (૬) કરસનભાઈ દાનાભાઈ (૭) કરસનભાઈ મેઘજીભાઈ (૮) ખેતાભાઈ મનજીભાઈ (૯) રામજીભાઈ રવજીભાઈ એવી રીતે નવ ભાઈઓની કમિટીએ આવનારા મહેમાનોના સ્વાગત કરવામાં ભારે પરીશ્રમ લીધો હતો.

તેમજ એક વોલીન્ટીઅર ટીમ પણ ગોઠવેલી હતી જેમાં બે કેપ્ટનો સહીત ચૌદની ટુકડી હતી જેઓનાં નામો નીચે પ્રમાણે છે :-

**કેપ્ટન**

૧ પા. વીશ્રામભાઈ મેઘજીભાઈ ભગત
વ્રજપુરા કંપાવાળા

૨ પા. કરમસીભાઈ વીરજીભાઈ
હીરાપુર કંપાવાળા

**વોલીન્ટીઅરો**

**મગનપુરા કંપાના**

૧ પા. કરસનભાઈ રવજીભાઈ
૨ પા. નાનજીભાઈ ખેતાભાઈ
૩ પા. નારાણભાઈ કરસનભાઈ
૪ પા. હીરજીભાઈ શવજીભાઈ
૫ પા. સામજીભાઈ કરસનભાઈ
૬ પા. કચરાભાઈ માવજીભાઈ
૭ પા. ધનજીભાઈ માધાભાઈ

**હીરાપુર કંપાના**

૮ પા. રતનાભાઈ અરજણભાઈ
૯ પા. મનજીભાઈ વાલજીભાઈ

**નાથા ગીરધરના કંપા**

૧૦ પા. દેવજીભાઈ વિશ્રામભાઈ
૧૧ પા. અરજણભાઈ વિશ્રામભાઈ
૧૨ પા. કાનજીભાઈ હંસરાજભાઈ

સ્થાનીક કાર્યકર્તાઓએ વોલીન્ટીઅરના ફરજના ચિન્હ તરીકે બ્લુ રંગના પટા તૈયાર કરાવ્યા હતા અને "શ્રી કડવા પાટીદારપરિષદ વોલીન્ટીઅર" એ પ્રમાણે પટા ઉપર નામ લખાવેલા હતાં. એ પ્રમાણે વ્યવસ્થિત કાર્ય કરવાની પદ્ધતિ કરી હતી.

મંદિરની વાસ્તુ વિધી તેમજ મૂર્તિની પ્રતિષ્ઠા નિમિત્તે થતી ધાર્મિક વિધિ શ્રીયુત ભાઈશ્રી કરસનભાઈ સોમજીભાઈ અને તેમના ધર્મપત્નિ સહ વર્તમાન ભક્તિ ભાવથી કરાવી હતી.

દશમની રાત્રે સભા ભરવામાં આવી હતી. જેમાં આશરે લગભગ હજારથી ઉપર જ્ઞાતિ બંધુઓ તેમજ બહેનો અને અન્ય જ્ઞાતિના ગૃહસ્થોએ હાજરી આપી હતી.

સભાના પ્રમુખ આપણી જ્ઞાતિના સુધારક તરીકે ગણાતા અને જ્ઞાતિ સુધારામાં તનતોડ મહેનત કરનારા તેમજ અનહદ ઉત્સાહ ધરાવનાર શ્રીયુત મુરબ્બી શ્રી વાલજીભાઈ ભાણજીભાઈ વાડીઆ માધવ કંપાવાળાને

સર્વાનુ મતે ચુંટી કાઢવામાં આવ્યા હતા.

સભામાં શ્રીયુત ભાઈશ્રી રતનશી ખીમજી તથા મુરબ્બી શ્રી રાજારામ શામજી તથા ભાઈશ્રી જેઠાલાલ હરિભાઈ (રામસી કંપાવાળા) તથા ભાગ્યોદય સભાના પ્રમુખ શ્રીયુત ભાઈશ્રી રામજીભાઈ વિશ્રામ તથા શ્રીયુત કાનજીભાઈ દેવશીભાઈ ખોખાણી રાયણના માળ કંપાવાળા તથા વાલજીભાઈ પ્રેમજીભાઈ અદલપુરા કંપાવાળા તથા ભાઈશ્રી મેઘજીભાઈ હીરજીભાઈ ધનસુરાવાળા વિગેરે વક્તાઓએ અસરકારક વિવેચન કર્યા હતા. જેની પધારેલા જ્ઞાતિ ભાઈઓ ઉપર સારી જેવી અસર થઈ હતી.

રતનશીભાઈએ પીરાણાની અમી કે નુરની ગોળી જેને પીરાણાની ક્રિયા કરતી વખતે મુખી ગાળી (ઓગાળી)ને પીવડાવે છે કે જેને પાવળ કહેવાય છે તે મસાણી માટીની હોવાથી અશુદ્ધ છે એટલું જ નહી પરંતુ એ પીવાથી પીનાર માણસની બુદ્ધિ નષ્ટ થાય છે અને એ પંથના ગુલામ બની જવાય છે વિગેરે ઠીક સ્પષ્ટીકરણ કર્યું હતું અને એ ગોળી (પાવળ) છ મહીના નહીં પીવાથી સ્વાભાવીક એ અર્ધદગ્ધ ખીચડીઆ પીરાણા પંથ કે જે મુસલમાની રાહત પર લઈ જનારો છે તે તરફ અણગમો ઉત્પન્ન થાય છે અર્થાત્ એ પીરાણ પંથ ઉપરથી શ્રદ્ધા ઓછી થઈ જાય છે એ અનુભવ સિદ્ધ છે. વિગેરે વિવેચન કરી એવી મસાણી માટીની ગોળી નહી પીવાની જ્ઞાતિ ભાઈઓને અસરકારક શબ્દોમાં વિનંતીપૂર્વક પ્રાર્થના કરી હતી. જેની સારી જેવી અસર થઈ હતી અને પ્રમુખ સાહેબ પાસે ટેબલની બાજુમાં આવી ગીતાજીનું પુસ્તક હાથમાં લઈ સોગન ખાઈ પ્રતિજ્ઞાઓ કરવા લાગ્યા તે સભાનો દેખાવ ખરેખર ધર્મ સભા જેવોજ દેખાવા લાગ્યો અને એ દ્રષ્ય જોતાં જણાઈ આવતું હતું કે જ્ઞાતિમાં ખરેખર જાગૃતી આવી છે અને પીરાણા પંથ રૂપી કલંકમાંથી જ્ઞાતિ જલદી મુક્ત થઈ જશે. રાત્રીની સભા તેમજ બીજા દિવસ એટલે અગીયારસની સવારની સભામાં પીરાણા પંથની અમી કે નુરની ગોળી કે જેને પાવળ કહેવામાં આવે છે તે નહીં પીવાની પ્રતિજ્ઞાઓ લેનારા ભાઈઓના નામ નીચે મુજબઃ-

| | | |
|---|---|---|
| ૧ | પટેલ હીરજીભાઈ વાલજીભાઈ | નવટાંકી કંપા |
| ૨ | પટેલ રામજીભાઈ વીશ્રામભ | અમીનપુરા કંપા |
| ૩ | પટેલ મેઘજીભાઈ હીરજીભાઈ | ધનસુરા |
| ૪ | પટેલ વીશ્રામભાઈ શીવજીભાઈ | માધવ કંપા |
| ૫ | પટેલ વાલજીભાઈ ભાણજીભાઈ | માધવ કંપા |
| ૬ | પટેલ વાલજીભાઈ પ્રેમજીભાઈ | અદલપુરા કંપા |
| ૭ | પટેલ મનજીભાઈ શીવજીભાઈ | ગામ વિથોણવાળા |
| ૮ | પટેલ અરજણભાઈ વાલજીભાઈ | હડમતીયા |
| ૯ | પટેલ દેવજીભાઈ શીવજીભાઈ | ધનવતપુરા |
| ૧૦ | પટેલ લધાભાઈ માધવજી | આણંદસર-મંજલવાળી |
| ૧૧ | પટેલ કાનજીભાઈ માધવજી | ખરોડ કંપાવાળા |
| ૧૨ | પટેલ હરજીભાઈ સગવણભાઈ | ભામણીયા કંપા |
| ૧૩ | પટેલ હીરજીભાઈ મનજીભાઈ | હીરાખાડીવાળા |

| | | |
|---|---|---|
| ૧૪ | પટેલ વીશ્રામભાઈ કેશરાભાઈ | ખરોડ કંપા |
| ૧૫ | પટેલ વાલજીભાઈ નથુભાઈ | હડમતીયા |
| ૧૬ | પટેલ પુંજાભાઈ રામજીભાઈ | સોનીપુરા કંપા |
| ૧૭ | પટેલ ભાણજીભાઈ માવજીભાઈ | સોનીપુરા કંપા |
| ૧૮ | પટેલ ધનજીભાઈ પરબતભાઈ | સોનીપુરા કંપા |
| ૧૯ | પટેલ પ્રેમજીભાઈ  હરજીભાઈ | સોનીપુરા કંપા |
| ૨૦ | પટેલ કાનજીભાઈ હરજીભાઈ | સોનીપુરા કંપા |
| ૨૧ | પટેલ રામજીભાઈ ભાણજીભાઈ | સોનીપુરા કંપા |
| ૨૨ | પટેલ રતનાભાઈ શીવજીભાઈ | સોનીપુરા કંપા |
| ૨૩ | પટેલ મેઘજીભાઈ શીવજીભાઈ | સોનીપુરા કંપા |
| ૨૪ | પટેલ રતનશીભાઈ વીશ્રામભાઈ | આકરોણ કંપા |
| ૨૫ | પટેલ કાનજીભાઈ હંસરાજભાઈ | આકરોણ કંપા |
| ૨૬ | પટેલ  અરજણ વિશ્રામ | આકરોણ કંપા |
| ૨૭ | પટેલ કરસનન હીરજી | અમીનપરા કંપા |
| ૨૮ | પટેલ નથુ મનજી | ઓઠવાડ કંપા |
| ૨૯ | પટેલ સીવજી વિશ્રામ | હીરાપુર કંપા |
| ૩૦ | પટેલ કરમશી વીરજી | હીરાપુર કંપા |
| ૩૧ | પટેલ શીવજી કરમસી | નવટાંકી કંપા |
| ૩૨ | પટેલ હીરજી કરસન | વિષ્ણુપુરા કંપા |
| ૩૩ | પટેલ જેઠાલાલ હરીભાઈ | રામસી કંપા |
| ૩૪ | પટેલ મણીભાઈ કાનજી | રામસી કંપા |
| ૩૫ | પટેલ નથુભાઈ લધા | ટીમ્બા  તળાવ |
| ૩૬ | પટેલ ખેતાભાઈ કાનજી | વિષ્ણુપુરા |
| ૩૭ | પટેલ વિશ્રામભાઈ મેઘજી | વૃજપુરા કંપા |
| ૩૮ | પટેલ  દેવજી મનજી | રાજપુરા કંપા |
| ૩૯ | પટેલ માવજી જીવરાજ | રાજપુરા કંપા |
| ૪૦ | પટેલ કરસન સોમજી મુખી | મગનપુરા કંપા |
| ૪૧ | પટેલ ખેતાભાઈ પુંજા | ડેમાઈ કંપા સમસ્ત |
| ૪૨ | પટેલ હરજી કરસન | રાયણનો માળ |
| ૪૩ | પટેલ કરસન માના | ફીરોજપુરા કંપા |
| ૪૪ | પટેલ ગોવિંદ કરસન | હડમતીયા કંપા - |
| | હા. શા. નેમીચંદ વેણીચંદ | |

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

| | | |
|---|---|---|
| ૪૫ | પટેલ દેવશી વાલજી | ફીરોજપુરા કંપા |
| ૪૬ | પટેલ ધનજી રાજા | સરદારપુરા કંપા |
| ૪૭ | પટેલ દાનાભાઈ માધવજી | સરદારપુરા કંપા |
| ૪૮ | પટેલ હંસરાજ હરજી<br>પાંચ ભાઈઓની વતીથી | મોતીવેણી કંપા - |
| ૪૯ | પટેલ રામજી વીરજી | હીરાપુર કંપા |
| ૫૦ | પટેલ કરમશી સવદાસ | આકરોણ કંપા |
| ૫૧ | પટેલ કાનજી દેવશી | રાયણનોમાળ |
| ૫૨ | પટેલ મનજી પુંજા | રાયણનોમાળ |
| ૫૩ | પટેલ દેવશી માવજી<br>પાંચ ભાઈઓ સમસ્તની વતીથી | મોતીવેણી કંપા - |
| ૫૪ | પટેલ મનજી કાનજી | મોતીવેણી કંપા |
| ૫૫ | પટેલ દાના પ્રેમજી | સેમડી કંપા |
| ૫૬ | પટેલ ભાણજી ખેતા | અમોદરા (ડેરોલી) |
| ૫૭ | પટેલ નાનજી અબજી | ખરોડ કંપા |
| ૫૮ | પટેલ અબજી હીરજી | હડમતીયા કંપા |
| ૫૯ | પટેલ જશા જેઠા | રાજપુર કંપા |
| ૬૦ | પટેલ નારાણ માધવજી | રાજપુર કંપા |
| ૬૧ | પટેલ કરસન નારણ | રાજપુર કંપા |
| ૬૨ | પટેલ સોમજી નાનજી | માધવ કંપા |
| ૬૩ | પટેલ માવજી વાલજી | રામસી કંપા |
| ૬૪ | પટેલ પ્રેમજી ભીમજી | સાખેડી કંપા |
| ૬૫ | પટેલ લાલજી લધા | ટીમ્બાતળાવ |
| ૬૬ | પટેલ સીવગણ પચાંણ | મોતીવેણી કંપા |
| ૬૭ | પટેલ વીરમ પરબત | મોતીસરી કંપા |
| ૬૮ | પટેલ છગન ખેતસી | ધનસુરા |
| ૬૯ | પટેલ લાલજી રામજી | હીરાપુર કંપા |
| ૭૦ | પટેલ વાલજી વીરજી | હીરાપુર કંપા |
| ૭૧ | પટેલ પચાંણ રામજી | હડમતીયા કંપા |
| ૭૨ | પટેલ અરજણ કરસન | મોતીસરી કંપા |
| ૭૩ | પટેલ લાલજી વીશ્રામ | હડમતીયા |
| ૭૪ | પટેલ ધનજી નાનજી | હીરાપુર કંપા |

| | | |
|---|---|---|
| ૭૫ | પટેલ દેવશી પુંજા | સોની કંપા |
| ૭૬ | પટેલ રામજી લાલજી | હડમતીયા |
| ૭૭ | પટેલ મનજી હીરજી | હીરાપુર કંપા |
| ૭૮ | પટેલ રતના અરજણ | હીરાપુર કંપા |
| ૭૯ | પટેલ ખેતા મનજી | મગનપુરા કંપા |
| ૮૦ | પટેલ કાનજી કચરા | હીરાપુર કંપા |
| ૮૧ | પટેલ નાનજી ખેતા | મગનપુરા કંપા |
| ૮૨ | પટેલ અબજી સીવજી | હડમતીયા |
| ૮૩ | પટેલ વેલજી હીરજી | મોતીસરી કંપા |
| ૮૪ | પટેલ હરજી ધનજી | સેમડી કંપા |
| ૮૫ | પટેલ મેઘજી હીરજી | મોતીસરી |
| ૮૬ | પટેલ હરજી માધવજી | અદલપુરા કંપા |
| ૮૭ | પટેલ કચરા માવજી | મગનપુરા |
| ૮૮ | પટેલ રામજી મેગજી | ગોટાડી |
| ૮૯ | પટેલ શીવજી નાનજી | હડમતીયા |
| ૯૦ | પટેલ હંસરાજ રામજી | વૃજપુરા કંપા |
| ૯૧ | પટેલ પ્રેમજી ભીમજી | રામશી કંપા |
| ૯૨ | પટેલ સવગણ માનણ | વિજાપુરા કંપા |
| ૯૩ | પટેલ વાલજી ભાણજી | વિજાપુરા કંપા |
| ૯૪ | પટેલ હંસરાજ સોમજી હ. હીરજી વાલજી | વિજાપુરા કંપા |
| ૯૫ | પટેલ વિશ્રામ સવદાસ | મગનપુરા કંપા |
| ૯૬ | પટેલ કરસન રવજી | મગનપુરા કંપા |
| ૯૭ | પટેલ વીશ્રામ જીવરાજ | ટીમ્બા તળાવ |
| ૯૮ | પટેલ શામજી હીરજી | ટીમ્બા તળાવ |
| ૯૯ | પટેલ કાનજી રામજી | ટીમ્બા તળાવ |
| ૧૦૦ | પટેલ વીસરામ કરસન | અદલપુરા કંપા |
| ૧૦૧ | પટેલ શીવજી પેથા | મગનપુરા કંપા |
| ૧૦૨ | પટેલ શીવજી વીરજી | અદલપુરા કંપા |
| ૧૦૩ | પટેલ ખેતા મનજી | મગનપુરા કંપા |
| ૧૦૪ | પટેલ રતના મુળજી | અદલપુરા કંપા |
| ૧૦૫ | પટેલ શીવજી ધનજી | અદલપુરા કંપા |
| ૧૦૬ | પટેલ માધવજી ખીમજી | આબેડી કંપા |

| | | |
|---|---|---|
| ૧૦૭ | પટેલ દેવજી મુળજી | સાયડી કંપા |
| ૧૦૮ | પટેલ કાનજી માવજી | હીરાપુર કંપા |
| ૧૦૯ | પટેલ નથુ હરજી | વ્રજપુરા કંપા |
| ૧૧૦ | પટેલ ભાણજી ખીમજી | રામસી કંપા |
| ૧૧૧ | પટેલ કરસન ખેતા | દેરોલ કંપા |
| ૧૧૨ | પટેલ મુળજી ધનજી | નાથાગીરધર કંપા |
| ૧૧૩ | પટેલ શીવજી સોમજી | અદલપુરા કંપા |
| ૧૧૪ | પટેલ ડાયાભાઈ રામજી | વૃજપુરા કંપા |
| ૧૧૫ | પટેલ કેશરા હીરજી | મોટીવાય કંપા |
| ૧૧૬ | પટેલ ગોવિંદ લધા | મગનપુરા કંપા |
| ૧૧૭ | પટેલ લાલજી ભાણજી | હીરાખાડી |
| ૧૧૮ | પટેલ ધનજી માધવજી | મગનપુરા કંપા |
| ૧૧૯ | પટેલ હરજી હીરજી | મોટીવાય |
| ૧૨૦ | પટેલ  રામજી રણમલ | મગનપુરા કંપા |
| ૧૨૧ | પટેલ જીવરાજ હીરજી | સયડી કંપા |
| ૧૨૨ | પટેલ નારાણ જીવરાજ | સયડી  કંપા |
| ૧૨૩ | પટેલ નથુભાઈ ગંગદાસ | વિઠલપુરા કંપા |
| ૧૨૪ | પટેલ પચાણ નથુ | વિઠલપુરા કંપા |
| ૧૨૫ | પટેલ રતના નથુ | વિઠલપુરા  કંપા |
| ૧૨૬ | પટેલ વિશ્રામ ભાણજી | હીરાખાડી |
| ૧૨૭ | પટેલ પુંજા નાનજી | મોતીસરી કંપા |
| ૧૨૮ | પટેલ દેવજી ભાણજી | હીરાપર કંપા |
| ૧૨૯ | પટેલ હંસરાજ ભાણજી | હીરાખાડી |
| ૧૩૦ | પટેલ કેશવલાલ ભાણજી | હીરાખાડી |
| ૧૩૧ | પટેલ રામજી જીવરાજ | વીસરપુરા |
| ૧૩૨ | પટેલ વિસરામ સવગણ | નાથાગીરધર કંપો |
| ૧૩૩ | પટેલ વાલજી કાનજી | રાયણનો માળ |
| ૧૩૪ | પટેલ લધા ધનજી | હીરપર  કંપા |
| ૧૩૫ | પટેલ ભાણજી કચરા | આકરોણ કંપા |
| ૧૩૬ | પટેલ વેલજી કેશરા | સરદારપુરા કંપા |
| ૧૩૭ | પટેલ મનજી હંસરાજ | હીરાપર કંપા |
| ૧૩૮ | પટેલ કરમશી વીસરામ | હીરાપર કંપા |

ત્યારબાદ કચ્છ-નખત્રાણાના પુર્વનિવાસ (નવાવાસ)માં જ્ઞાતિ હિતાર્થે ઘડાયેલા પંદર ઠરાવો જે પાસ થયેલા હતા તે ઠરાવો આ સભામાં વાંચી સંભળાવવામાં આવ્યા હતા. તે ઠરાવો ઉપર શ્રીયુત ભાઈશ્રી રતનશી ખીમજીએ વિવેચન કર્યું હતું અને એ ઠરાવો સભામાં પધારેલા જ્ઞાતિ ભાઈઓ સર્વે તથા બહેનોએ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના જયનાદથી વધાવી લીધા હતા.

ભાઈશ્રી કાનજી દેવશી લુડવાવાળા કે જેઓ હાલ ગુજરાત-રાયણના માળ રહે છે તેઓશ્રીએ એ સભાના કામકાજ પ્રત્યે સંતોષ વ્યકત કરતાં જણાવ્યું હતું કે આપણા કંપાઓમાં સભાઓ ભરાયેલી હશે પરંતુ આવા ભાષણો કોઈ દિવસ થયા નહોતાં. અને આવા પ્રેમમય ભાવથી આપણી જ્ઞાતિમાં ઉપદેશ થતો રહેશે તો પીરાણા પંથમાંથી જલ્દી મુક્ત થવાશે વિશેષમાં તેઓશ્રીએ સુચના આપેલી કે પીરાણા પંથના શાસ્ત્રમાં મુસલમાની શબ્દો તેમજ મુસલમાની નામો છે તે કહાડી નાખીને શાસ્ત્રોમાં સુધારો વધારો કરવો અને હિન્દુ દેવદેવતાના નામો અને હિન્દુ શાસ્ત્રોના શબ્દો લખવા. એવા પ્રકારનો શાસ્ત્રોમાં સુધારો કરવા સુચવ્યું હતું.

ગોળી નહિ પીવા માટે જ્ઞાતિ ભાઈએ પોતપોતાની ઈચ્છાનુકુળ પ્રમુખ સાહેબ પાસે આવી પવિત્ર ગીતાજીનું પુસ્તક હાથમાં લઈ શુદ્ધ તેમજ નિર્મળ ભાવથી પ્રતિજ્ઞાઓ લેતા હતા, દરમ્યાન દુધાતડ કંપાવાળા ભાઈઓ તરફ અમુક ભાઈઓની દષ્ટિ ગઈ અને તેઓને ગુપચુપ બેસી રહેવાના કારણ પુછતાં તે ભાઈએ જણાવ્યું કે અમારા ભાઈઓનું જુથ બહુ જ મોટું છે જેથી પોતામાં સલાહ કરીને દશ દિવસમાં તમોને ખબર આપશું એ પ્રમાણે તે ભાઈશ્રીની વાત સાંભળી ભાગ્યોદય સભાના પ્રમુખ શ્રીયુત રામજીભાઈએ સવાલ કર્યો કે કદાચ દશ દિવસમાં જવાબ નહિ મળે તો પછી તમોને જાહેરમાં મુકશું. ત્યારે દુધાતડવાળા ત્યાં બેઠેલા ભાઈએ છ મહીનાની લાંબી મુદત માગી અને જણાવ્યું કે તે દરમ્યાન ધર્મની જગ્યામાં પણ ફેરફાર કરી નાખવાનું અને ગોળીનો પણ સદંતર બહિષ્કાર કરવાનું ભર સભામાં કહ્યું હતું.

ત્યારબાદ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મુર્તિને મંદિરમાં બિરાજમાન કરાવવા નિમિત્તે ત્રણ આરતીઓ ઉતરાવવાની ક્રિયા કરવા માટે પધારેલા જ્ઞાતિ ભાઈઓએ પોતપોતાની ઈચ્છાનુકુળ એક બીજાની બોલી ઉપર ચડાવા નાખવા લાગ્યા. તેમાં પહેલી અને બીજી એમ બે આરતીનો લાભ શ્રીયુત મુરબ્બિશ્રી વાલજીભાઈ ભાણજીભાઈ માધવકંપાવાળાને મળ્યો જેમાં પહેલી આરતી રૂા.૧૦૫ અને બીજી આરતી રૂા.૧૫૧ માં પોતે ઉતરાવી હતી અને ત્રીજી આરતી હીરાપુર કંપાના સુધારક પક્ષ તરફથી રૂા.૧૩૦ માં ઉતરાવવામાં આવી હતી અને શ્રીયુત ભાઈશ્રી રતનશી ખીમજીએ રૂા.૬૨॥ અને મુરબ્બી શ્રી રાજારામ શામજીએ રૂા.૬૨॥ આપ્યા હતા. ત્યારબાદ પધારેલા સર્વ કોઈ જ્ઞાતિબંધુઓએ પોતપોતાની શ્રદ્ધા તેમજ શક્તિ પ્રમાણે ભગવાનને ભેટ ધરી હતી. તે તથા આરતી ઉતરાવવાની રકમ મળી કુલ રૂપિયા ૮૭૦।।। અંકે આઠસો સીત્તેર અને બાર આના થયા હતા જેનો ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના જયધ્વની સાથે સ્વીકાર કરવામાં આવ્યો હતો.

ત્યારબાદ સ્વાગત મંડળના પ્રમુખ શ્રીયુત કરસનભાઈ સોમજીભાઈએ પધારેલા સર્વ જ્ઞાતિ ભાઈઓ તેમજ મુંબઈ ઘાટકોપરથી કામ ધંધા મુકી રસ્તામાં ખર્ચા કરી ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની દિવ્ય પ્રતિમાને મંદિરમાં બિરાજમાન કરાવવા નિમિત્તે થતા જ્ઞાતિ સુધારા પ્રત્યે સદ્ભાવ બતાવી શ્રીયુત ભાઈશ્રી રતનશી ખીમજી તથા કચ્છમાં ગામ શ્રી ખોંભડીના ઉત્સાહી યુવક ઘાટકોપર યુવક મંડળના જોઈન્ટ સેક્રેટરી ભાઈશ્રી મુળજી શીવજી તથા

## ૮. નખત્રાણા લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 20-May-1937

કચ્છમાં ગામ શ્રી દેશલપરના વીર બંધુ ઘાટકોપર યુવક મંડળના કાર્યવાહકોમાંના એક ભાઈશ્રી મુળજી નથુએ પધારી શુભ સમારંભમાં સાથ આપ્યો છે તે બદલ તેઓશ્રીનો આભાર માન્યો હતો તેમજ કચ્છ માનકુવાથી મુરબ્બી શ્રી રાજારામ શામજી સહકુટુંબ પધારી જ્ઞાતિ અભ્યુદયના કાર્યમાં સહાનુભુતી બતાવી સાથ આપ્યો તે બદલ તેઓશ્રીનો અને કરાંચીથી ભાઈ શ્રી પુંજાભાઈ માધવજી ઉત્સવમાં ભાગ લેવા પધારેલા તેઓ સર્વેનો ઉપકાર માનવામાં આવ્યો હતો. તેમજ સભા મંડપમાં વ્યવસ્થા જાળવવા બદલ વોલન્ટીયર કોરનો ધન્યવાદ માન્યો હતો તેમજ જ્ઞાતિભાઈઓએ પધારી જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં સહાનુભુતી દાખવી ખરા હૃદયથી સાથ આપી પધાર્યા તે બદલ જ્ઞાતિભાઈઓ સમસ્તનો ઉપકાર માન્યો હતો, તેમજ પધારેલા અન્ય જ્ઞાતિના સદ્‌ગ્રહસ્થોએ આ શુભ સમારંભમાં પધારી શોભામાં વૃદ્ધિ કરી આભારી કર્યા તે બદલ તેઓ સર્વેનો ખરા અંતઃકરણથી આભાર માન્યો હતો.

ત્યારબાદ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની દિવ્ય પ્રતિમાની મંદિરમાં બિરાજમાન કર્યા પછી જ્ઞાતિભાઈઓ સાથે બેસી આનંદથી જમ્યા બાદ સાંજે સૌ કોઈ પોતપોતાના ગામ જવા માટે રવાના થયા એ રીતે મગનપુરા કંપામાં મંદિરની પ્રતિષ્ઠાનો પ્રસંગ ઉજવાયો ૐ શાંતિ.

હાલ - મું. રતનપુરા કંપા<br>તાલુકે ગાબટ

**લી. પટેલ રામજી ધનજી નાકરાણી**

**તમારા ગામના ખબરો જાણવા**
**તમારા પાંચાડાના ખબરો જાણવા**
**તમારા તાલુકાના ખબરો જાણવા**
**આખાય કચ્છનાં ગામેગામના ખબરો જાણવા**

# "જય-કચ્છ"

## પત્ર જરૂર વાંચો

**મુંબઈ થી દર શનિવારે પ્રસિદ્ધ થાય છે.**

**તંત્રી-ફુલશંકર પટણી**

**વાર્ષિક લવાજમ : રૂા. ૨-૮-૦**

તમારા ગામના-જ્ઞાતિના જાણવા જોગ ખબરો મોકલી આપવા **"જય કચ્છ"** તમને આમંત્રણ કરે છે. બોલ્યા વગર બોર ન વેચાય માંગ્યા વગર મા ન પીરસે, માટે તમારી કનડગતો, તમારા ઉપર થતાં જુલ્મો, અન્યાયો આજે જ લખી મોકલો મોકલનારનું નામ ખાનગી જ રહેશે.

**આજે જ રૂા. ૨-૮-૦નું મની ઓર્ડર મોકલી**
**જય કચ્છના ગ્રાહક બનો.**

ઠે. ૧૧૨, મસ્જીદ બંદર રોડ, મુંબઈ ૩
જય કચ્છ પ્રી. પ્રેસ, ૧૧૨ મસ્જીદ બંદરરોડ, મુંબઈ ૩

# શ્રી બોરડી ટીમ્બા વિજય મંડળ
# કડવા પાટીદાર

અને

# બંધારણ



પ્રકાશિત :
નારાયણભાઈ રતનસિંહભાઈ પટેલ
ગામ : શાન્તીપુરા કમ્પા (ગુજરાત)

સ્થાપના :
સંવત ૧૯૮૪
{Year: 1927-28}

પ્રત ૧૫૦

પ્રસિદ્ધ
સંવત ૨૦૦૦
માગશર વદ : ૫
{VSAK: 16-Dec-1943}

Online Text Based
(can use for translation)





Source Document

## ૯. બોરડી ટીમ્બા ક.ક.પા. જ્ઞાતિ સંમેલન - દી. 16-Dec-1943

# બોરડી ટીમ્બા વિજય મંડળના
# સંમેલનનો અહેવાલ

---

**हरि ॐ**
**वन्दे देव उमापतिं सुरगुरुं वन्दे जगतकारणं ।**
**वन्दे पन्नग भूषणमृगधरं वन्दे पशुनां पतिम् ।।**
**वन्दे सूर्य शशांक वहिनयनं वन्दे मुकुंदं प्रियम् ।**
**वन्दे भक्तजनाभयं चः वरदं वन्दे शिवं शंकरम् ।।**

શ્રી પરમકૃપાળુ પરમાત્માની પૂર્ણ કૃપાથી અને શ્રી કુળદેવી ઉમિયા માતાજીની અમીદ્રષ્ટિથી, આપણી જ્ઞાતિની દિવસે દિવસ ઉન્નતિ થઈ રહી છે અને પ્રગતિના પંથે પ્રયાણ કરી રહી છે.

આ જાગૃતિના જમાનામાં દરેક જ્ઞાતિ, પોતાની ઉન્નતિ કેમ થાય, તેના પ્રયત્નો કરી રહી છે અને દેશકાળ તથા સમય અનુસાર, પોતાની જ્ઞાતિના બંધારણોમાં ઘટતા સુધારા-વધારા કરે જાય છે. તેવી જ રીતે આપણી જ્ઞાતિમાં પણ દેશકાળને અનુસરી, રૂઢિ રિવાજોમાં ઘટતા સુધારા વધારા કરવાની આવશ્યક્તા હતી, પરંતુ આ કાર્યની પ્રથમ શરૂઆત કરનાર ઉત્સાહી અને સેવાભાવી, કાર્યકરની જરૂરિયાત હતી. અને તે આપણી જ્ઞાતિના પૂણ્ય પ્રતાપે તેવા ઉત્સાહી અને સેવા ભાવની ધગશવાળા શ્રીયુત હરીભાઈ કરમશીભાઈ પટેલ, રહીશ ગામ મોતેસરીના હૃદયમાં પ્રભુએ પ્રેરણા કરી અને તેઓશ્રીએ ભગીરથ પ્રયાસ આદરી, આપણી જ્ઞાતિના દરેક કંપે ફરી, સુધારા વધારાના ઠરાવો ઘડવા પર સહાનુભૂતિની સહીઓ એકત્ર કરી. તે જ અરસામાં પૂજ્ય મહારાજશ્રી દયાળદાસજીનું શુભ આગમન ગુજરાતમાં થયું જાણી, શ્રી હરીભાઈ કરમશીભાઈ પટેલ મહારાજશ્રીને મળ્યા અને તેમની સમક્ષ જ્ઞાતિ સુધારા કરવા બાબતની પોતાના હૃદયની શુદ્ધ ભાવના પ્રદર્શિત કરી. જેને મહારાજશ્રીએ અનુમોદન આપ્યું. આથી હરીભાઈ તથા મહારાજશ્રી બંને ગામ શ્રી રામપુર (તાબે માલપુર)માં ગયા અને ત્યાંના સર્વ ભાઈઓને એકત્રિત કરી સદરહુ વિષય પર જ્ઞાતિની જનરલ મિટિંગ ભરવાનું બ્યાન કર્યું. તે ગામના શ્રી પા.હંસરાજભાઈ નારણભાઈ તથા પા. નથુભાઈ લધાભાઈ તથા પા. વાલજીભાઈ પ્રેમજીભાઈ અને અન્ય ભાઈઓ સહમત થયા અને જનરલ મિટિંગ કયે સ્થળે ભરવી, તેની ચર્ચા ચાલી. અંતમાં તે જ ગામના ઉત્સાહી ભાઈઓએ માંગણી કરી, કે જો  જ્ઞાતિ ગંગા અમારા આંગણે પધારી અમને પાવન કરવાની કૃપા કરે તો અમો પૂજ્ય જ્ઞાતિ માતાની સેવા ઉઠાવવા તન, મન અને ધનથી તૈયાર છીએ.

છેવટે તે જ ગામે એટલે રામપુરા મધ્યે જનરલ મિટિંગ ભરવાનો નિર્ણય થયો અને સંવત ૨૦૦૦ના કારતક વદ ૧૪, શુક્રવાર {VSAK:26-Nov-1943} ના રોજની મીતિ નક્કી કરી. દરેક ગામે આપણા ભાઈઓને રામપુરા

કંપે ઉપરની મીતિએ પધારવાની આમંત્રણ પત્રીકાઓ મોકલવામાં આવી. તે અરસાની અંદર એક મહાન દુઃખદ પ્રસંગ ઉપસ્થિત થયો. જેનું વર્ણન કરતાં પણ આઘાત થાય. અને તે એ કે ભાઈશ્રી હંસરાજભાઈ નારણભાઈની પુત્રી નામે બાઈ મોંગીબાઈ ફક્ત ૧૨ વર્ષની નાની ઉંમરે સ્વર્ગવાસ પામી.

આવા અણધાર્યા દુઃખદ પ્રસંગે, સભા મુલતવી રાખવાનો વિચાર થયો, પરંતુ ધર્મની સાચી ધગશવાળો જ્ઞાતિ ઉન્નતિના સાચા હીમાયતી ભાઈશ્રી હંસરાજભાઈએ પોતાને ત્યાં બનેલ મહાન દુઃખદ પ્રસંગનો શોક સમાવી, સભા ભરવાનો આગ્રહ કર્યો અને સભા ભરવાનું કાયમ રાખવામાં આવ્યું. ધન્ય છે આવા ધર્મવીરોને.

નક્કી કરેલી તિથીએ, દરેક ગામના સુધારક બંધુઓ પધાર્યા અને તેમનો ભાવભીનો સત્કાર કરવામાં આવ્યો અને તે જ રાત્રે જનરલ સભાનું કામ ઉત્સાહપૂર્વક ચાલુ કરવામાં આવ્યું હતું.

શરૂઆતમાં પ્રભુ પ્રાર્થના બાદ આજની સભાના પ્રમુખ તથા સેક્રેટરીની ચુંટણીની દરખાસ્ત રજૂ થઈ હતી. જેમાં સર્વાનુમતે રા. રા. ભાઈશ્રી હંસરાજભાઈ નારણભાઈ પટેલની વરણી કરવામાં આવી હતી. જેનો આભાર સાથે સ્વીકાર કરી, પ્રમુખ સાહેબે પોતાનું સ્થાન તાલીઓના હર્ષનાદ સાથે શોભાવ્યું હતું. અને સેક્રેટરી તરીકે મી. કરસનભાઈ પંચાણભાઈ પટેલ ગામ બોરડી-ટીમ્બાવાળાને સર્વાનુમતે નિયુક્ત કરવામાં આવ્યા હતા અને તેઓશ્રીએ પણ આભાર સાથે પોતાનું સ્થાન લીધું હતું. ત્યાર બાદ -

## પ્રમુખ સાહેબનું ભાષણ

પૂજ્ય મહારાજશ્રી, તથા સુજ્ઞ જ્ઞાતિ બંધુઓ,

આપે મારા પ્રત્યે અપાર લાગણી બતાવી, આજની સભાના પ્રમુખ તરીકે ચુંટણી કરી, મને કૃતાર્થ કર્યો છે. જોકે આ સ્થાનને શોભાવે તેવા મારા કરતાં પણ લાયક ભાઈઓ છે. છતાં પણ આપ સર્વની, મારા પ્રત્યે પસંદગી ઉતરી, તો જ્ઞાતિ સેવા ખાતર આપની આજ્ઞા શીરોમાન્ય કરી આપના આપેલા સ્થાને બિરાજું છું.

## મહારાજશ્રી દયાળદાસજીનું ભાષણ

સજ્જનો ! આ સભામાં આજે કચ્છ-કડવા પાટીદાર ભાઈઓની વધુ પ્રમાણમાં હાજરી જોઈ, મને ઘણો જ આનંદ થાય છે. સ્વધર્મ ઉપર આટલા મજબુત થયા છો, અને હંમેશા પ્રભુ આપને આત્મબળ આપે એમ ઈચ્છું છું કારણ કે :

**॥ स्वः धर्मे नीःधनंश्रेयः परधर्मो भयावहः ॥**

**ભાવાર્થ :** પોતાના ધર્મમાં રહીને નિર્ધન હોવા છતાં, પણ શ્રેષ્ઠકારક છે અને પરધર્મ ભયને આપવાવાળો છે. માટે પોતાના ધર્મમાં અડગ નિષ્ઠા રાખીને, પ્રાણાંત સુધી પણ ચલાયમાન થવું નહિ. એજ મનુષ્ય જન્મની સાફલ્યતા છે. અને આજની સભામાં ધર્મના દઢ સિદ્ધાંતોને પ્રગતિમાં લાવવાનું અત્રે એકત્ર મળેલા ભાઈઓને પરમ કૃપાળુ પરમાત્મા આત્મબળ આપે, એવી પ્રભુ પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના કરી, અત્રે હું વિરમું છું.

## વાલજીભાઈ પ્રેમજીભાઈનું ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ તથા બંધુઓ, માતાઓ અને બહેનો,

## ૯. બોરડી ટીમ્બા ક.ક.પા. જ્ઞાતિ સંમેલન - દી. 16-Dec-1943

પૂજ્ય મહારાજશ્રીએ આપણને સ્વધર્મના સિદ્ધાંતો સમજાવ્યા છે. આદી અનાદીથી આપણો સનાતન ધર્મ ચાલ્યો આવે છે અને તે પ્રમાણે પૂર્ણ શ્રદ્ધા અને અડગ ટેકથી, પાલન કરતાં આવ્યા છીએ. પરંતુ તેની સાથે આપણા આચાર-વિચારો પણ શુદ્ધ રાખવા જોઈએ. આપણો કુળાચાર ઉત્તમ હોવો જોઈએ. આપણે ખેડૂત વર્ગના માણસો છીએ, તેથી કામને લીધે આપણાથી વધારે ન બની શકે, તો પણ સ્નાન કરી, પછીથી કામકાજ કરવું. તેમાં કાંઈ વધારે ટાઇમ લાગતો નથી અને તે આપણે દરેકથી બની શકે છે. માટે આચાર-વિચાર ઉચ્ચ કોટીના હોવા જોઈએ અને તેના માટે દરેક સજ્જનો કોશિષ રાખશે, તેવી મારી નમ્ર વિનંતી છે.

### પા. નારણભાઈ રતનશીભાઈનું ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ તથા અત્રે પધોરેલા ભાઈઓ તથા બહેનો,

ભાઈશ્રી વાલજીભાઈએ જે ભાષણ આપ્યું, તેને હું હાર્દિક ટેકો આપું છું. તેવી જ રીતે દેશકાળને અનુસરી આપણા ચાલતા આવતા, રીતરિવાજોમાં પણ ઘટતા સુધારા વધારા કરવાની જરૂર છે, માટે એ બાબતોમાં આપે સર્વ ભાઈઓએ મળીને એકમત થઈ ઠરાવો પસાર કરવા એવી વિનંતિ છે.

પૂજયપાદ મહારજશ્રી ઓધ્ધવરામજીનું લેખિત નિવેદન વાંચી સંભળાવવામાં આવ્યું હતું તે નીચે મુજબ -

સ્વસ્તિ શ્રી અણીયોર ઉર્ફે રામપુરા શુભ સ્થાને શિષ્ય દયાળદાસ તથા પાટીદાર ભાઈઓ સમસ્તની દીર્ઘાયુષ.

ઈશ્વરનગરથી લી. ભિક્ષુક ઓદ્ધવદાસજીના શુભાશિષ, સાથે લખવાનું કે, ગામ રામપુરા સ્થાને સમસ્ત ભાઈઓ ભેગા મળીને ધારાધોરણો નક્કી કરવાના છો, તે સાંભળી મને ઘણો જ આનંદ થયો છે. પણ બંધારણો એવાં કરો, કે સર્વ ભાઈઓથી નભી શકે અને તે ધારાધોરણ પ્રમાણે વર્તે નહિ તેની સાથે ખાવા પીવાનો વહેવાર બંધ કરવો. સભાની અંદર મને તેડાવો છો, હું પણ આવું, પરંતુ મારું કામ મારો શિષ્ય દયાળદાસજી કરી શકે તેમ છે. બનતાં સુધી મને તકલીફ આપશો નહિ. ધર્મ માટે ચક્રવર્તિ રાજાઓએ પ્રાણ અર્પણ કરેલાં છે. એમ સમજી ધર્મમાં અડગ શ્રદ્ધા રાખશો, એવો મારો સર્વ ભાઈઓને શુભ આશીર્વાદ છે.

ત્યારબાદ કેટલીક ચર્ચાઓ ચાલી, અંતે ધારાધોરણ તથા રીતરિવાજોના ઠરાવો નક્કી કરવામાં આવ્યા હતા. ત્યાર પછી સર્વાનુમતે એવો મત થયો કે, આપણું કેન્દ્રસ્થાન શ્રી બોરડી ટીમ્બા છે, તો ત્યાં પણ તાજેતરમાં એક મિટિંગ ભરાય તો ઘણું જ સારું. આ વાત સર્વ ભાઈઓએ મંજૂર કરતાં, બાકીનું કામ મુલતવી રાખી સભા વિસર્જન કરવામાં આવી હતી.

બોલો શ્રી. લક્ષ્મીનારાયણ દેવકી જય ॥ સનાતન ધર્મકી જય ॥

શાન્તિ શાન્તિ શાન્તિ

**ॐ तत्सत् परमात्माए नम :**

**ब्रह्मानंदं परंम सुखदं केवलंज्ञान मूर्तिम्**

**द्वंद्वातितं त्रिगुण रहितं तत्वमस्यादि लक्ष्यम्**

**एकम नित्यं विमल मचलं सर्वधि शाक्षि भूतम्**
**भाषातितं गगन सद्दशं सदगुरुं त्वां नमामि**

ગામ શ્રી બોરડી ટીમ્બા સંવત ૨૦૦૦ના માગશર વદ ૪ વાર બુધવાર તા. ૧૫મી ડિસેમ્બર સને ૧૯૪૩ના રોજે ગ્રામ્યવાસીઓની કાર્યવાહક કમિટીની મિટિંગ ભરવામાં આવી હતી. જેના પ્રમુખસ્થાને ભાઈશ્રી પા. વેલજીભાઈ ભાણજીભાઈ તથા સેક્રેટરીના સ્થાને, મી. ખીમજીભાઈ શવગણભાઈની નિમણૂક કરવામાં આવી હતી. મિટિંગ બોલાવવાનો ઉદ્દેશ એજ હતો, કે આવતી કાલે આપણે આંગણે પતિત પાવની જ્ઞાતિ માતાના સુપુત્રો પધારશે, તો તેમનું સ્વાગત કેવી રીતે કરવું અને સભાનું કામકાજ પદ્ધતિસર અને શાંતિપૂર્વક ચાલે તે માટે લાયક, નિડર અને ઉત્સાહી, કેપ્ટનો (૨) તથા વોલન્ટીયરો (૨૮)ની ચુંટણીઓ કરી,મુકરર કરવામાં આવ્યા હતા અને તેઓને કેવી રીતે કામકાજ કરવું, તેની પદ્ધતિની સુચનાઓ કરવામાં આવી હતી. તે કાર્યને ઉત્સાહપૂર્વક બજાવવા, તેઓએ તત્પરતા બતાવી હતી. ત્યારબાદ સભાનું કાર્ય તા. ૧૬-૧૨-૧૯૪૩ ના દિને મુલતવી રાખી, સભા વિસર્જન કરવામાં આવી હતી.

બોલો શ્રી. લક્ષ્મીનારાયણ દેવકી જય ।। સનાતન ધર્મકી જય ।।
શાન્તિ શાન્તિ શાન્તિ

૧૬મી ડિસેમ્બર અને ૧૯૪૩ સાંજે પાંચ વાગ્યાના સુમારથી આમંત્રિત મહેમાનો પધારવા લાગ્યા. તેમનું ગામના આગેવાન ભાઈઓ, તથા કેપ્ટનો, તથા વોલિન્ટીયરો વગેરે ભાઈઓએ સુંદર સ્વાગત કર્યું હતું.

સાંજના ભોજન થયા બાદ રાત્રે નવ વાગે સભા ભરવામાં આવી હતી. મંગલાચરણ થયા બાદ પ્રમુખ સાહેબ પા. હંસરાજભાઈ નારણભાઈ તથા સેક્રેટરી મી.કરશનભાઈ પંચાણભાઈએ પોતાનું સ્થાન લીધું હતું. ઉપપ્રમુખના સ્થાને ભાઈશ્રી નારણભાઈ રતનશીભાઇ શાંતીપુરા કંપાવાળાની સર્વાનુમતે ચુંટણી કરવામાં આવી હતી અને તાળીઓના હર્ષનાદ વચ્ચે તેઓએ પોતાનું સ્થાન લીધું હતું. ત્યાર પછી સભાનું કાર્ય શરૂ કરવામાં આવ્યું હતું.

## સેક્રેટરી પા. કરશનભાઈ પંચાણભાઈનું ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ તથા ઉપપ્રમુખ સાહેબ તથા પૂજ્ય મહારાજ શ્રી તથા પધારેલા સભાસદ બંધુઓ, માતાઓ અને બહેનો.

આપ સર્વ સજ્જનોએ પધારી અમોને કૃતાર્થ કર્યાં છે તે બદલ અમો આપના અત્યંત આભારી છીએ. આપની સેવા ઉઠાવવામાં અમારાથી, કાંઈ પણ ન્યૂનતા રહી જાય, તો આપ સર્વ દરગુજર કરશો. આજની સભા બોલાવવાનો મુખ્ય ઉદ્દેશ એ જ છે કે ગામ શ્રી રામપુરા કમ્પે આપણી મિટિંગ ભરાયેલી અને તેમાં આપણી જ્ઞાતિના રીત રિવાજોના ઠરાવો ઘડાયેલા, તે આજની સભામાં સર્વાનુમતે પસાર કરવામાં આવનાર છે. તો તે ઠરાવોમાં આપને કાંઈપણ અપૂર્ણતા જણાય, તો પોતપોતાની બુદ્ધિ અનુસાર સુધારો વધારો સૂચવશો અને તે વિષય ઉપર ચર્ચાઓ ચલાવી તેનું સમર્થન કરી, સર્વાનુમતે પસાર કરશો, એવી આશા રાખું છું.

ત્યાર બાદ પ્રમુખ સાહેબ તથા મહારાજશ્રીને ફુલહાર કરવામાં આવ્યા હતા.

## પ્રમુખ સાહેબનું ભાષણ

પૂજ્ય મહારાજશ્રી, જ્ઞાતિ બંધુઓ, તથા બહેનો,

તાજેતરમાં જ ગામ રામપુરા મધ્યે આપણી જનરલ મિટિંગ ભરાઈ હતી અને તેમાં જ્ઞાતિ બંધારણો, તથા રીતરિવાજો ઘડ્યાં હતાં. તે આપને વિદીત છે. પરંતુ ઘણા ભાઈઓએ મને જણાવ્યું, કે આપણું કેન્દ્રસ્થાન બોરડી ટીમ્બામાં, કે જેની અંદર બીજી મિટિંગ ભરાય તો ઘણું જ સારું છે. તો તે ઉપરથી બોરડી-ટીમ્બાવાળા ભાઈઓની મેં સંમતિ મેળવી, તો તેઓએ જણાવ્યું કે જો જ્ઞાતિ ગંગા અમારે આંગણે પધારશે, તો અમો સેવા ઉઠાવવા તૈયાર છીએ. તેઓની સહાનુભૂતિ મળતાં જ આમંત્રણ પત્રિકાઓ મોકલી અને તે પ્રમાણે અત્રે એકત્રીત થવા ભાગ્યશાળી થયા છીએ. આગામી સભામાં આપણે સર્વ ભાઈઓએ મળી, જે ઠરાવો ઘડેલા તે અત્રે રજૂ કરવામાં આવે છે. તેના પર વિચારણા ચલાવી, એકમતથી પસાર કરશો, તેમ હું ઈચ્છું છું. વિશેષમાં બોરડી-ટીમ્બાવાળા ભાઈઓએ જે આપણો સત્કાર કર્યો છે, તે બદલ તેઓને ધન્યવાદ છે.

## ઉપપ્રમુખ નારણભાઈ રતનશીભાઈનું ભાષણ

મે. પ્રમુખ સાહેબ તથા મહારાજશ્રી તથા માતાઓ અને બહેનો,

આજની સભામાં ઉપપ્રમુખ તરીકે આપ સર્વ ભાઈઓએ મળી, મને પસંદ કર્યો. તે આપની લાગણીની હું કદર કરું છું. પરંતુ મારાથી મોટા વડીલો નીચે બેઠેલા હોય અને હું ઊંચે આસને બેસું તે મને યોગ્ય નથી. પરંતુ આપ વડીલોની જ્યારે આજ્ઞા છે, તો આપના માનની ખાતર જ્ઞાતિ સેવા બજાવવા હું તૈયાર છું.

. બંધુઓ આજે આપણે આપણા ધારાધોરણો નક્કી કરવા એકઠાં થયા છીએ. તો જેમ આપણે આગળ વધી શકીએ તે પ્રમાણે વિચાર કરીને ઠરાવ પસાર કરવાના છે અને તેની ખાસ જરૂર છે. જો બંધારણો નહિ રાખીએ, તો જ્ઞાતિ દિવસાનુદિવસ નિરકુંશ થઈ જશે. માટે સમય અને સંજોગોને અનુસરી સુધારા કરશો, એમ હું આશા રાખું છું.

ત્યાર બાદ ઠરાવો પર ભાઈ શ્રી વેલજીભાઈ ભાણજીભાઈ બોરડી ટીમ્બાવાળા તથા ભાઈ શ્રી વાલજીભાઈ પ્રેમજીભાઈ રામપુરાવાળા, તથા પા. શીવજીભાઈ સોમજીભાઈ એદલપુરવાળા, વગેરે વક્તાઓએ ચર્ચાઓ કરી હતી અને રાત્રે બાર વાગે બીજા દિવસ ઉપર સભાનું કામકાજ મુલતવી રાખી, જયનાદ વચ્ચે સભા વિસર્જન કરવામાં આવી હતી.

બોલો શ્રી લક્ષ્મીનારાયણ દેવકી જય ॥ સનાતન ધર્મ કી જય ॥

## તા. ૧૭-૧૨-૧૯૪૩ની **કાર્યવાહી**

આજે દશ વાગે સભા ભરવામાં આવી હતી. ભાઈ શ્રી વેલજીભાઈ ભાણજીભાઈએ મે. પ્રમુખ સાહેબ તથા ઉપપ્રમુખ સાહેબ, સેક્રેટરી સાહેબ વગેરે પોતપોતાના આસને બિરાજી સભાનો કાર્યક્રમ શરૂ કરવાની વિનંતી કરી હતી. પ્રભુ પ્રાર્થના થયા બાદ, સભાનું કામકાજ શરૂ કરવામાં આવ્યું હતું. ત્યાર પછી ધર્મ વિશે કેટલીક ચર્ચાઓ

ચાલી હતી.

## મહારાજશ્રી દયાળદાસજીનું ભાષણ

સજ્જનો, આપ પાટીદાર જ્ઞાતિની સનાતન ધર્મ પ્રત્યેની અપ્રતિમ ભાવના જોઈ, મને અત્યંત હર્ષ થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે, કે ધર્મને હણવાથી તે આપણને હણે છે અને ધર્મનું રક્ષણ કરવાથી, ધર્મ આપણું રક્ષણ કરે છે. માટે કદાપી ધર્મનો પ્રાણાંતે પણ ત્યાગ કરવો નહિ. દયા ન્યાય, નીતિનું પાલન કરવું, તેનું નામ ધર્મ. દયા એ તો આપ પાટીદારોના વારસામાં જ ઉતરેલ છે. બંધુઓ, આ મનુષ્ય જન્મ ફરી ફરી મળતો નથી. તો તેમાં પ્રભુ ભજન કરી, આ ભવસાગર પાર ઉતરવો જોઈએ. આપ બંધુઓએ ઘણે ઠેકાણે શ્રી ભગવાનનાં મંદિરોની પ્રતિષ્ઠાઓ કરી છે. તે પ્રશંસનીય છે. વળી ગામેગામ ગ્રામ્ય શાળાઓ બંધાવી કેળવણીમાં પણ ધ્યાન આપી રહ્યા છો, તે આદરણીય છે. તેથી પણ વિશેષ ધ્યાન કેળવણી તરફ આપતાં રહેશો, એવી મારી ભલામણ છે. આપ પાટીદાર જ્ઞાતિનું પરમાત્મા સદા કલ્યાણ કરે, તેવા મારા શુભ આશિર્વાદ છે.

## માસ્તર નાનજી કરશન નેત્રાવાળાનું ભાષણ

મે. સભાપતિ સાહેબ, તથા પૂજ્ય જ્ઞાતિ બંધુઓ,

પૂજ્ય મહારાજશ્રીએ કેળવણી વિશે જણાવ્યું, તેને હું મારો હાર્દિક ટેકો આપું છું. કેળવણી બાબતમાં આપણી જ્ઞાતિને પ્રયત્ન કરવાની ઘણી જ જરૂર છે. હજુ આપણા બાળકોને પૂરતું શિક્ષણ આપી શકાતું નથી. કારણ કે આપણી ગ્રામ્ય શાળાઓમાં ગુજરાતી જ શિક્ષણ અપાય છે. તે પણ પૂરતું નહિ. વળી તેમાં આપણે કામના લોભથી બાળકો, બાર કે તેર વર્ષની ઉંમરના થાય, એટલે તેનો વિદ્યાભ્યાસ બંધ કરાવી, કામમાં લગાડી દઈએ છીએ. તેમ ન થતાં તેને પૂરતો ગુજરાતી અભ્યાસ તો કરાવવો જ જોઇએ. તેની સાથે અંગ્રેજી અભ્યાસ પણ થાય તો ઘણું જ સારું છે. તે જો આપણી જ્ઞાતિની એકાદ બોર્ડિંગ હોય, તો આપણા બાળકો તે લાભ મેળવી શકે. માટે તે બાબતની કાંઈ તજવીજ થાય, તેમ હું ઇચ્છું છું. વિદ્યા એ મનુષ્યનું રૂપ તથા ધન છે. શાસ્ત્રમાં કહ્યું છે કે : **વિદ્યા વિહિનમ્ નર પશુ.** એટલે વિદ્યા વગર મનુષ્ય પશુ સમાન છે. માટે વિદ્યા અવશ્ય આપવી જ જોઈએ અને તેમાં જ આપણી જ્ઞાતિનો ખરો ઉદ્ધાર છે. માટે મારી વિનંતિ તરફ આપ સર્વ બંધુઓ, ખચીત લક્ષ આપો, તેવી હું આશા રાખું છું. (તાળીઓ).

ત્યારબાદ ભાઈ શ્રી ખીમજી શવગણભાઈ - બોરડીટીંબાવાળા તથા પટેલ હરીભાઈ કરમશીભાઈ - મોતેસરીવાળા તથા પટેલ વશરામભાઈ મેઘજીભાઈ - રાયણનો માળવાળા તથા પટેલ શવગણભાઈ વીરજીભાઈ - મોડાસાવાળા તથા પટેલ કરસનભાઈ ખેતાભાઈ - દેરોલવાળા વગેરે વક્તાઓએ કેળવણી તથા ધાર્મિક વિવેચનો કર્યા હતાં અને બાકીનું કાર્ય તા. ૧૮-૧૨-૧૯૪૩ ને દિવસે મુલતવી રાખી, સભા વિસર્જન કરવામાં આવી હતી.

બોલો ॥ શ્રી લક્ષ્મીનારાયણ દેવકી જય ॥ સનાતન ધર્મ કી જય

## તા. ૧૮-૧૨-૧૯૪૩નો કાર્યક્રમ

મે. પ્રમુખ સાહેબ તથા ઉપ-પ્રમુખ સાહેબ તથા સેક્રેટરી સાહેબ પોતાને આસને બિરાજતાં મંગલાચરણ થયા બાદ સભાનું કાર્ય શરૂ કરવામાં આવ્યું હતું.

## મહારાજશ્રીનું ભાષણ

સુજ્ઞ મહાશયો, શ્રી ગીતામાં ભગવાને કહ્યું છે, કે મહાન પુરૂષો જે જે આચરણો કરે છે, તે જોઈને બીજા સાધારણ મનુષ્ય, પણ તેજ પ્રમાણે આચરે છે. આપણે જેવા સંસ્કારો રાખીશું, તેવા જ સંસ્કારો આપણા બાળકોમાં પણ આવશે. આપણા બાળકોને જો રામ બનાવવા માંગતા હશું તો આપણે  રાજા દશરથ જેવા બનવું પડશે. આપણા મહાન ધર્મગ્રંથો જેવાં કે રામાયણ, મહાભારત કે જેની અંદર આપણી શું શું ફરજો છે, તે આપ વાંચી જુઓ. કે જેથી આપણને ખ્યાલ આવે. વિશેષમાં  યુવાન ભાઈઓને મારી ખાસ ભલામણ છે કે, આપણાં પોતાના માતા-પિતાઓની પૂર્ણ ભાવથી સેવા કરવી, કારણ કે સઘળાં તીર્થો તેમનાં ચરણોમાં વસી રહેલા છે. એક ભજનમાં કહ્યું છે કે, ધિક્કાર એવા પુત્રને, સેવા જો ના કરે, તેનો અર્થ એવો થાય છે કે જે પુત્ર, માતા-પિતાઓની સેવા કરતો નથી, તેને ફીટકાર છે. સર્વાનુમતે જે ઠરાવો નક્કી કર્યા છે તે જોઈ હું ઘણો જ આનંદ પામ્યો છું.  તેનું યથાર્થ પાલન કરવા, પ્રભુ  સર્વને આત્મબળ આપો, એવી મારી પ્રભુ પ્રત્યે વંદના છે.

## ઉપપ્રમુખ સાહેબનું ભાષણ

મે. પ્રમુખ સાહેબ તથા સભાસદ ભાઈઓ

આપણી જ્ઞાતિમાં કન્યા વિક્રય બિલકુલ હતો નહિ. પરંતુ હાલમાં કેટલેક ઠેકાણે ખાનગીમાં કન્યા વિક્રય થવા લાગ્યો છે. તો તે અનિષ્ટ કર્મ સદંતર બંધ થાય તેનો બંદોબસ્ત થવા માટે ખાસ જરૂરીયાત છે. કારણ કે કન્યા વિક્રય એ મહાન પાપ છે. તે જો આ અનિષ્ટ પ્રથા આપણી જ્ઞાતિમાં જડ ઘાલી બેસશે તો આપણે અધોગતિમાં રહીશું. તેના માટે તેનો પૂર્ણ વિચાર કરી એ ઠરાવનું બંધારણ કરી પસાર કરવો એવી મારી દરેક પ્રત્યે નમ્ર વિનંતી છે. ત્યારબાદ પ્રમુખ સ્થાનેથી રીતરિવાજ  તથા બંધારણોના ઠરાવો સર્વાનુમતે મુકરર કરી સેક્રેટરીએ રજૂ કર્યા પછી વાંચી સંભળાવવામાં આવ્યા હતા. તે નીચે મુજબ છે.

## ઠરાવ-૧ (પીન્ડનું સુતક)

૧. બાળકના જન્મ પછી વૃદ્ધિના દિવસો પૂરા થયે મંદિરે દર્શન કરવા જવું. પુત્રનો જન્મ હોય તો રૂ. ૦॥ યા પુત્રીનો જન્મ હોય તો રૂા. ૦। પ્રભુને ભેટ ધરી તેમનું ચરણામૃત લઈ પવિત્ર થવું.

૨. જન્મનાર બાળકનું પૂરેપૂરું નામ, ગામ, અટક તથા જન્મતિથી ચોપડે નોંધાવવી.

૩. કુટુંબીઓને દિવસ ૧૦ (દસ) સુધી સુતક લાગે છે.

## ઠરાવ-૨ (સગપણ)

૧. પુત્રની ઉંમર ૫ (પાંચ) તથા પુત્રીની ઉંમર ૩ (ત્રણ) વર્ષની વીત્યા બાદ સગપણ મુકરર કરવું અને તે અરસામાં દાગીનાઓ પીન્ના ઘાટે આપવા.

૨. સગપણ નક્કી થયા પછી વર પક્ષે કન્યા પક્ષને કાંચલા નંગ ૨ (બે) ગોળ શેર ૧। ત્યાં રૂ. ૦।। રોકડો આપવો.

૩. સગપણ મુકરર કર્યા પછી એટલે લગ્ન થયાં પહેલાં કરેલ સગપણનાં છોકરામાં કોઈ કુદરતી ખોટ રહી જાય અને તેનો છેડો છુટ કરવો હોય તો પાંચ ગામનાં પંચોએ મળી કરવો પરંતુ ગ્રામ્ય પંચાયતથી તેનો નિકાલ કરવો નહિ.

૪. દુધ પીયણામાં ઓઢણી વાર બે ત્યાં રૂ. ૧। રોકડો મુકવો. અને જો કન્યા પક્ષ જમણ જમાડે તો રૂ. ૧। ને બદલ રૂ. ૪। રોકડાં વરપક્ષે આપવા.

૫. સગપણ થઈ ગયા બાદ પહેલી દિવાળીએ રૂ. ૦। અને પછીની દરેક દિવાળીએ રૂ. ૦। આપી કંઈ વળતર લેવી દેવી નહિ.

૬. પહેલી હુતાશનીમાં રૂ. ૦।।। અને પછીની દરેક હુતાશનીએ રૂ. ૦।। રોકડો આપી કંઈ વળતર લેવી દેવી નહિ.

૭. પહેલી જન્માષ્ટમીએ રૂ. ૦। અને પછીની દરેક જન્માષ્ટમીએ રૂ. ૦ (શૂન્ય) રોકડા આપી કાંઈ વળતર લેવી-દેવી નહિ.

## ઠરાવ-૩ (લગ્ન વિધિ)

૧. લગ્ન લખતી વખતે લગ્ન પડામાં કન્યા પક્ષે રૂ.૦।। રોકડો મુકવો અને વર પક્ષે રૂા.૦।। આપી લગ્ન વધાવવું.

૨. જાનમાં (વર તથા અણવર સિવાય) માણસોની સંખ્યા ૨૦ તથા ગાડાં ૨ જઈ શકે. તે ઉપરાંત માણસોની સંખ્યા વિશેષ હોય તો માણસ દીઠ રૂ. ૧ (એક) વરપક્ષે કન્યા પક્ષવાળાને આપવા. અને ગાડાંની સંખ્યા વધારે લાવવી હોય તો પોતાને ખર્ચે લાવે.

૩. વાયણાના રૂ. ૧૨।। આપવા તથા પરચુરણ લાગાના રૂ. ૩।। કુલે દેવા. તેમાંથી રૂ. ૧। ધર્માદામાં મૂકી બાકી રૂ. ૨। કન્યાના બાપે લેવા. આથી અગાઉ દરેક માણસ દીઠ આઠ આના લેવામાં આવતા હતા તે સદરહુ તારીખથી બંધ કર્યા છે.

૪. ચોરીમાં વાસણો માટે પ્રજાપતિનો જે લાગો થાય તે બંને વેવાઈઓએ અડધોઅડધ આપવો અને ચોરીનાં વાસણો પણ અડધોઅડધ લઈ લેવાં. લગ્ન વિધિ વિદ્વાન બ્રાહ્મણ પાસે કરાવવી અને તેની દક્ષિણા બંને વેવાઈઓએ અડધોઅડધ દેવી.

૫. પરણતી વખતનું પડલું કન્યાના માપસર તેમ સુતરાઉ આપવું અને તેની વળતરમાં વરને જોડી બદલ તેના માપસર સુતરાઉ લુગડાંઓની પૂરેપૂરી પહેરામણી કરવી.

૬. પડલાની છાબમાં પતાસા શેર ૨।। વરપક્ષે આપવાં અને તેની બદલ કન્યાપક્ષે થાળી ૧ (એક) વાડકો ૧ (એક) પિત્તળના આપવાં.

૭. સદરહુ તારીખથી છ, છ વર્ષના અંતરે લગ્ન કરવાં અને લગ્નના સમયથી છ માસ અગાઉ જ્ઞાતિની જનરલ સભા બોલાવી સર્વાનુમતે લગ્નતિથિ નક્કી કરવી. કદાચ તે સમયની અંદર કોઈ વર-કન્યા ઉપર કુદરતનો કોપ થાય તો તેવાંઓને છુટાં લગ્ન કરવાની છુટ છે.

૮. કન્યા પરણીને ઘેર ગયા પછી પરણેતર વાયણું ન લઈ જતાં એક જ માણસે જઈને કન્યાને તેડી લાવવી.

૯. કન્યા પરણીને જ્યારે જાનીવાસે જાય ત્યારે રૂ. ૧ (એક) રોકડો વરપક્ષે કન્યાને નમસ્કારનો આપવો.

## ઠરાવ-૪ (આણેલાં સંબંધી)

૧. કન્યાની ઉંમર ચૌદ વર્ષની થાય ત્યારે સુતરાઉ પડલું મોકલવું અને પહેલું આણેલું કરવું, તેમાં આવનાર માણસની સંખ્યા ૧૦ (દસ)થી વધુ ન હોવી જોઈએ. વરપક્ષે કન્યા પક્ષવાળાને રૂ. ચાર (૪) ચાર રોકડા દલદાર આપવા.

૨. કન્યાની ઉંમર ૧૫ (પંદર) વર્ષની થાય ત્યારે બીજું આણેલું કરવું. તેમાં આવનાર માણસની સંખ્યા ૩થી વધુ ન હોવી જોઈએ.

૩. કન્યાની ઉંમર ૧૬ (સોળ) વર્ષની થાય ત્યારે જન્માષ્ટમી વિત્યા બાદ સાસરે મોકલવી. તેડવા આવનાર માણસ બે હોવાં જોઈએ.

## ઠરાવ-૫ (ઝીયારૂં)

૧. આપણી બહેન દીકરીને જીયારું આપવા આપણે પોતાને ઘેર બોલાવી પોતાની યથાશક્તિ પહેરામણી આપી તેમને ઘેર મોકલવાં. તેવી જ રીતે જીયારા સંબંધમાં પોતાના અંગત સગાંઓએ પણ પોતાને ઘેર બોલાવી પહેરામણી આપવી.

૨. બાળકના બાપના મોસાળ પક્ષને સાડલા પહેરાવવાનો રિવાજ સદરહુ તારીખથી બંધ કરવામાં આવે છે.

## ઠરાવ-૦૬ (પુનર્લગ્ન)

૧. પુનર્લગ્નનો રિવાજ છે તે કાયમ રાખવામાં આવે છે.

૨. આપણી જ્ઞાતિમાં કોઈપણ સંજોગોમાં કોઈએ કન્યાવિક્રય બિલકુલ કરવો નહિ. જો કોઈ આ ઠરાવનો ભંગ કરશે અથવા કરાવશે તો તે આ સંસ્થાનો ગુનેગાર ગણાશે.

## ઠરાવ-૦૭ (કારજ)

૧. ૪૦ વર્ષ પછીની ઉંમરમાં અવસાન પામેલ વ્યક્તિનું પરોજણ પોતાના સગાસંબંધીઓને તેડી કરવું હોય તો તેને છુટ છે.

૨. ૪૦ વર્ષની અંદરની ઉંમરમાં થયેલ અવસાનનું કારજ કરવું નહિ. અને કદાચ કારણોવશાત્ તે કરવું હોય તો ગામના ભાઈઓ તથા છોકરાંઓ જમી શકશે.

## ઠરાવ-૦૮ (ધર્માદા ગ્રામ્ય બંધારણ)

૧. ખેતી કરનાર દરેક વ્યક્તિએ પોતાની ઉપજ જેવી કે અનાજ, કપાસ, તેલીબીયાં વગેરેમાંથી દર વર્ષે દર મણે શેર ૧/- ધર્માદામાં આપવું. તથા મજૂર વર્ગમાં સારી સ્થિતિની વ્યક્તિઓએ દર વર્ષે રૂ. ૫/- અને સાધારણ સ્થિતિની વ્યક્તિઓએ રૂ. ૧।/- ધર્માદામાં આપવો.

## ઠરાવ-૦૯ (જ્ઞાતિ સ્થાપનાના ફંડ વિશે)

૧. આપણી જ્ઞાતિ સંસ્થાના ફંડમાં દર વર્ષે હળ દીઠ રૂ. ૫/- દરેક ગામના આગેવાનોએ સીઝનમાં ભેગા કરી પોતાના ગામમાં સંસ્થાની કમિટીના સભ્યોને સોંપવા, તેનો હિસાબ સંસ્થા જ્યારે માંગે ત્યારે સભ્યે આપવો. આ ફંડનો ઉપયોગ સંસ્થાને અનુકૂળ લાગે ત્યાં કરી શકશે અને તેનો હિસાબ સભ્યોએ સંસ્થામાંથી નોંધ લઈ પોતાના ગામના ભાઈઓને સમજાવવા.

## ઠરાવ-૧૦ (વૃદ્ધ તથા અશક્ત જાનવરો માટે)

૧. આપણે ઘેર રાખેલી ચોપગાં પ્રાણીઓ જેવાં કે બળદ, ગાય, વાછરડાં, ભેંસ, પાડાં વગેરે વૃદ્ધ તથા આપણાં કામમાં ન આવે તેવા પ્રાણીઓને પૈસાના લોભથી વધસ્થાને લઈ જાય એવી વ્યક્તિને આપવા નહિ.

## ઠરાવ-૧૧ (જન્માષ્ટમીના તહેવારો વિષે)

૧. જન્માષ્ટમીના તહેવારોમાં રાંધણછઠ, શીતળા સાતમ એ બે દિવસોમાં દિવસના ભાગમાં બાઈઓએ રાસ વગેરે ગાવાં અને જન્માષ્ટમીના દિવસે રાસ ગાવાં. તથા રાત્રે મધ્ય રાત્રિ સુધી (ભગવાનના જન્મોત્સવ) સુધી જાગરણ કરવું. અષ્ટમીની રાત્રિ સિવાય આ તહેવારોમાં રાત્રિએ જાગરણ કરવું નહિ.

## ઠરાવ-૧૨ (નવરાત્રિ ઉત્સવ)

૧. નવરાત્રીના ઉત્સવમાં ચોક વચ્ચે ગરબી પૂજન આરતી કરી ઉત્સાહપૂર્વક માતાજીના ગરબા ગાવા, તે સિવાય સ્વાંગ બદલી નાટક કે ભવાઈ કરવી નહિ.

ઉપર લખ્યા ઠરાવોનું ઉલ્લંઘન કરનાર દરેક વ્યક્તિ આ સંસ્થાની ગુનેગાર ગણાશે અને તેની સાથે આ સંસ્થાનો કોઈ પણ સભ્ય ખાવા-પીવાનો વહેવાર રાખશે તો તે પણ આ સંસ્થાનો ગુનેગાર ગણાશે, સદરહુ તારીખથી આ સંસ્થામાં આવનાર વ્યક્તિએ સંતપંથી સાથેનો ખાવા-પીવાનો વહેવાર સદંતર બંધ કરવો પડશે. ઉપરના ઠરાવો અમો નીચે સહીઓ કરનાર સર્વ ભાઈઓએ હળીમળીને એકસંપ થઈ પસાર કરેલા છે. તે ઠરાવોને શુદ્ધ હૃદયથી અને દઢ મનથી પાળવા અમો તથા અમારા વંશવારસ બંધાયેલાં છીએ, તે બદલ અમોએ આ નીચે સહીઓ કરી છે.

## પા. હરીભાઈ કરમશીભાઈનું ભાષણ

મે. પ્રમુખ સાહેબ તથા ઉપ-પ્રમુખ સાહેબ તથા પૂજ્ય જ્ઞાતિ બંધુઓ,

આજે આપ સર્વ બંધુઓએ જે સુધારા-વધારાના ઠરાવો સર્વાનુમતે પસાર કર્યા છે. તે જોઈ મારું હૃદય

પ્રફુલ્લિત થયું છે. શ્રી માતાજી ઉમિયા દેવીની પૂર્ણ કૃપાથી મારો પરિશ્રમ સફળ થયો છે અને તે આપ સર્વ બંધુઓની ધગશને આભારી છે. મેં નિશ્ચય કર્યો હતો કે આ કાર્ય નિર્વિઘ્ને પસાર થાય તો શ્રી કુળદેવી ઉમિયાજીનું મંદિર (કચ્છ) બાંધવામાં આવે તો તેની અંદર રૂ. ૧૦૦૧/-  આપીશ, તે આજે આ સભામાં હું જાહેર કરું છું કે કચ્છમાં આપણી કુળદેવીના મંદિરની ખાસ જરૂર છે. જેના માટે બીજા ભાઈઓ પણ યથાશક્તિ મદદ કરશે તેવી હું આશા રાખું છું.

ત્યાર બાદ કચ્છમાં ઈશ્વરનગર (વાંઢાય)માં કુળદેવીની સ્થાપના મુકરર કરવામાં આવી અને તેના રૂ. ખરડામાં થયા હતાં. તથા અંધશાળા ફંડના રૂ. તથા રિપોર્ટ  છપામણી રૂ. ખરડાઓમાં આવ્યા હતા.

## પા. ખીમજીભાઈ શવગણભાઈનું ભાષણ

મે. પ્રમુખ સાહેબ તથા સભાસદો,

આપ સર્વ બંધુઓના પધારવાથી અમોને દર્શનનો લાભ થયો છે. આપની સેવા ઉઠાવવામાં કાંઈ પણ ખામી હોય તો ક્ષમા કરશો. આપશ્રીએ જે તકલીફ ઉઠાવી છે તે બદલ અમો આપનો આભાર માનીએ છીએ.

## પા. શીવજીભાઈ સોમજીભાઈ અદલપુરાવાળાનું ભાષણ

મે. પ્રમુખ સાહેબ તથા સભાસદો,

અત્રેની સભાનું પદ્ધતિસર અને નીખાલસ હૃદયથી જે કામકાજ થયું છે, તે જોઈ મને ઘણો જ આનંદ થયો છે. અત્રેના ભાઈઓ એ ચાર-ચાર દિવસથી જ્ઞાતિસેવા બજાવવા તત્પર થયા છે, તેમને હું ઘણો જ ધન્યવાદ આપું છું. વિશેષમાં કેપ્ટનો તથા વોલીંટીયરોએ રાત્રિ દિવસ તનતોડ મહેનતે ખડે પગે સેવા બજાવી તે બદલ તેમને હજારો વાર ધન્યવાદ છે. તેવી જ રીતે દરેક યુવાનોએ જ્ઞાતિ સેવામાં મગ્ન રહેવું એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરું છું.

## કેપ્ટન નં. ૨ પા. માવજીભાઈ લાલજીભાઈનું ભાષણ

પૂજ્ય મુરબ્બીઓ, અમો વોલીંટીયરો તરફથી આપની સેવામાં કોઈ પણ જાતની ખામી આવી હોય તો તે બદલ અમારી પાર્ટી તરફથી હું આપની પાસે ક્ષમા યાચું છું.

## પા. વાલજીભાઈ શવગણભાઈનું ભાષણ

ગદ્‌ગદ્‌ કંઠે બોલતાં જણાવ્યું કે, પૂજ્ય મુરબ્બીઓ, હું વોલીંટીયર નં. ૨માં નીમાયો હતો. પરંતુ મારા કમભાગ્યે એક જ દિવસ આપની સેવાનો લાભ ઉઠાવી શક્યો અને બીજે દિવસે તાવ આવવાથી હું આપની સેવા બજાવવા નિષ્ફળ નીવડ્યો. મારે ઘણી જ ઉમેદ હતી કે હું મારાથી બનતી સેવા ખરા અંતઃકરણથી બજાવીશ પણ લાચાર કે તે બાબતનો લાભ મેળવી શકાયો નહિ.વિશેષમાં મારી તબીયત નરમ હોવાને લીધે વધારે વિવેચન કરવા લાચાર છું માટે આપ સર્વ ક્ષમા કરશો.

## પા. ભાણજીભાઈ કરસનભાઈ-ગામ રામપુરાવાળાનું ભાષણ

મે. પ્રમુખ સાહેબ તથા સભાસદો,

ભાઈશ્રી વાલજીભાઈએ જે ભાષણ આપેલ તેને હું અનુમોદન આપતાં કહું છું કે આપે જે જ્ઞાતિ સેવા કરવાની સાચા હૃદયની ધગશ બતાવી છે તે માટે તમોને ધન્યવાદ આપું છું. વિશેષમાં બીજા વોલીંટીયરોએ જે સેવા બજાવી છે તે તમોએ જ બજાવી છે. ઈશ્વર આપની તબીયત તાત્કાલિક ક્ષેમકુશળતામાં રાખે એવી મારી અંતરની પ્રાર્થના છે.

## પા. કરસનભાઈ ખેતાભાઈ દેરોલવાળાનું ભાષણ

પૂ. જ્ઞાતિબંધુઓ, માતાઓ તથા બહેનો,

આપણા આચાર-વિચારમાં પણ ઘણી જ ખામી જણાય છે. તો દરેક ભાઈઓએ પ્રથમ પોતાના ઘરમાં આચાર-વિચાર શુદ્ધ રાખી પછી આપણા બીજા ભાઈઓને પણ તેનું રહસ્ય સમજાવવું, કારણ કે **आचारो प्रथमो धर्म** એટલે પહેલો ધર્મ આચારો શુદ્ધ રાખવાં. વિશેષમાં આપણે ઘેર બ્રાહ્મણ, સાધુ, સંત આવે તો તેને આપણી યથાશક્તિથી પુણ્યદાન કરવું એ ગૃહસ્થાશ્રમનો ધર્મ છે. માટે મારા બે બોલ ઉપર આપ સર્વ લક્ષ્ય આપશો એવી હું આશા રાખું છું.

## પા. રામજીભાઈ વાલજીભાઈનું ભાષણ

પૂજ્ય જ્ઞાતિબંધુઓ, માતાઓ તથા બહેનો, આજ અમારા ધન્યભાગ્ય કે આપ જ્ઞાતિગંગા અમારે આંગણે પધારી અમોને પાવન કર્યાં છે. આપનાં પવિત્ર દર્શનથી અમારા હૃદય સાગરમાં હર્ષનાં મોજાંઓ ઉછળી રહ્યાં છે. વિશેષમાં આપની સેવા કરવા સંબંધમાં કાંઈ ખામી હોય તો તે બાબતોની અમો ક્ષમા માંગીએ છીએ. મારા ભાઈઓ વોલીંટીયરોએ જે તન-મનથી સેવાઓ બજાવી છે, તેમનો હું મોટો આભાર માનું છું.

## પા. ગંગદાસભાઈ નાનજીભાઈનું ભાષણ

મે. પ્રમુખ સાહેબ તથા સભાસદો, આપણી જ્ઞાતિ ગંગા અમારે આંગણે પધારી જેમ સોનાનો સૂર્ય ઉદય થાય. તેવી જ રીતે અમારા ગામનો ઉદય થયો છે. આપણી જ્ઞાતિ ઉન્નતિના શીખરે પહોંચી સનાતન ધર્મનો વિજય ધ્વજ ફરકી રહ્યો છે, તે શ્રી લક્ષ્મીનારાયણના પ્રતાપથી, વિશેષમાં પૂજ્ય મહાત્મા શ્રી ઓધ્ધવરામજીની અમી દષ્ટિથી આપણી જ્ઞાતિમાં દિન-પ્રતિદિન ઉન્નતિ થતી જાય એવી મારી પ્રભુ પાસે પ્રાર્થના છે.

## ઉપસંહાર

સજ્જનો, આપણે જે કાર્ય માટે એકત્ર થયા હતા તે ઈશ્વરની કૃપાથી નિર્વિઘ્ને પરિપૂર્ણ થયું છે. જે નિખાલસ હૃદયથી આપે સહકાર આપ્યો છે તેવી રીતે હરહંમેશ સહકાર આપતા રહેશો. આપણે પસાર કરેલા ઠરાવોનું શિસ્તપૂર્વક પાલન કરશો. વિશેષમાં આપણા જે ભાઈઓ અત્રે હાજર ન હોય તેને વાંચી-વંચાવી-સમજાવી આપણું સંઘબળ વધારવાની કોશિષો કરતા રહો એવી હું આશા રાખું છું.

પૂજ્ય મહારાજ શ્રી દયાળદાસજી અત્યંત પરિશ્રમ વેઠી આપણી જ્ઞાતિ ઉન્નતિ માટે અથાગ લાગણી ધરાવી રહ્યા છે તે બદલ આપણી જ્ઞાતિ સદાને માટે ઋણી છે અને તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. બોરડી ટીમ્બાવાળા ભાઈઓએ પણ જે જ્ઞાતિસેવા તન, મન, ધનથી બજાવી છે તેઓને માટે પણ ધન્યવાદ છે. અત્રેનું

તમામ ખર્ચ જ્ઞાતિ ફંડમાંથી ન લેતાં બોરડી ટીમ્બાવાળા ભાઈઓએ શીર ઉપર લીધેલ છે, તો તેઓને પણ હજારોવાર ધન્યવાદ છે. કેપ્ટનો તથા વોલીંટીયરોએ જે અપાર સેવા બજાવી છે તે સંબંધમાં જેટલો ધન્યવાદ આપી શકાય તેટલો ઓછો છે. દરેક પધારેલા ભાઈઓનો અમો હાર્દિક આભાર માનીએ છીએ. પરમકૃપાળુ પરમાત્મા આપણને સદ્‌બુદ્ધિ આપે અને આપણી જ્ઞાતિનો ઉદ્ધાર થાય  તેવી પ્રાર્થના છે. આપણી મિટિંગોનો અહેવાલ છપાઈ બહાર પડે તો સુંદર પ્રચારકાર્ય થાય તેવી દરેક ભાઈઓની માંગણી છે અને તેનું ફંડ પણ એકઠું થઈ ગયું છે. તો આ સભાનો અહેવાલ છપાવવાની મંજૂરી આપે છે.

આજની સભાનો કાર્યક્રમ સંપૂર્ણ થયેલો છે તો સભા વિસર્જન કરવામાં આવે છે. ત્યારબાદ સ્તુતિ થયા પછી શ્રી લક્ષ્મીનારાયણ તથા કુળદેવી  ઉમિયાજી માતાના જયના હર્ષનાદો સાથે સભા વિસર્જન કરવામાં આવી હતી. બોલો શ્રી. લક્ષ્મીનારાયણ દેવકી જય ।। સનાતન ધર્મ કી જય ।।

શાન્તિ શાન્તિ શાન્તિ



।। ૐ ।।

## શ્રી બોરડી ટીમ્બાગ્રામ્ય સભાનો અહેવાલ

તા. ૧૯-૧૨-૧૯૪૩ ની રાત્રે નવ વાગે સભા ભરવામાં આવી હતી. જેમાં ગામવાસી ભાઈઓ તથા બહેનોએ સારા પ્રમાણમાં હાજરી આપી હતી. રહી ગયેલા મહેમાનો પણ સભામાં પધાર્યા હતા. શરૂઆતમાં પ્રભુ પ્રાર્થના બાદ ભાઈશ્રી કરસન પંચાણે ગ્રામ્ય સભાના પ્રમુખ વેલજીભાઈ  ભાણજીભાઈ તથા સેક્રેટરી ખીમજીભાઈ શવગણભાઈને પોતાના આસને બિરાજવાની દરખાસ્ત મૂકી હતી. જેને પ્રેક્ષકવર્ગે સહર્ષ વધાવી લીધી હતી. અને તાળીઓના હર્ષનાદ સાથે પ્રમુખ તથા સેક્રેટરીએ પોતાનાં આસન શોભાવ્યાં હતાં.

### પ્રમુખ સાહેબ વેલજીભાઈનું ભાષણ

બંધુઓ, માતાઓ તથા બહેનો, આજની સભા યોજવાનો મુખ્ય ઉદ્દેશ એજ કે આપણા ગામના યુવક બંધુઓએ વોલીંટીયર તરીકેની પોતાની ફરજો સંપૂર્ણપણે બજાવી અને જ્ઞાતિ બંધુઓનો સત્કાર કરવામાં વિનય અને વિવેકથી સંપૂર્ણ યશ મેળવ્યો છે, તેઓને ધન્યવાદ છે. રાત્રિ દિવસ પરિશ્રમ વેઠી અથાગ જહેમત ઉઠાવી આપણા ગામને જે માન અને યશ આપ્યાં છે, તે બદલ તેમની કદર કરી ફુલ નહિ તો ફુલની પાંખડી રૂપ અલ્પ ભેટ ગામ તરફથી દરેક વોલિટિંયર બંધુઓને એક એક રૂપીયો ભેટ આપવામાં આવે છે. મને આશા છે કે દરેક વોલીંટીયર બંધુઓ તેનો  સહર્ષ સ્વીકાર કરશે.

ત્યારબાદ દરેક વોલીંટીયર બંધુઓને મળીને કુલે રૂપીયા ૩૪/-ની અલ્પ ભેટની બાટણી કરવામાં આવી હતી.

#### કેપ્ટન માવજી લાલજીનું ભાષણ

મે. પ્રમુખ સાહેબ તથા વડીલ બંધુઓ, માતાઓ તથા બહેનો, આપ વડીલોએ અમારી સેવાની કદર કરી જે

ભેટ આપી છે તે બદલ દરેક વોલીટીંયર બંધુઓ તરફથી હું આપનો આભાર માનું છું. વિશેષમાં અમોએ અમારી ફરજથી કાંઈ પણ વિશેષ કર્યું નથી. દરેક યુવકની ફરજ છે કે પોતાના વડીલોની સેવા કરવી. તો આ તો જ્ઞાતિ ગંગા આપણે આંગણે પધારી તેની સેવા ન કરીએ તો અમારા હતભાગ્ય ગણાય, આપ વડીલોની આજ્ઞા શીરોમાન્ય કરવી તે અમારી પ્રથમ ફરજ છે. આ જગતમાં જન્મ લઈ જેણે પોતાના દેશની કે જ્ઞાતિની સેવા નથી કરી તેવા અભાગીઓને ધિક્કાર છે. અમોને આપેલ ભેટ લેવા અમોને અધિકાર નથી, છતાં આપ વડીલોના માનની ખાતર તેનો આભાર સાથે સ્વીકાર કરીએ છીએ અને જ્યારે જ્યારે તે જ્યાં જ્યાં અમારી સેવાની જરૂર પડે ત્યારે આપ વડીલોની આજ્ઞા પાળવા સર્વ તૈયાર છીએ.

## સેક્રેટરી મી. ખીમજીભાઈ શવગણભાઈનું ભાષણ

આપણા ગામના માસ્તર સાહેબ નાનજીભાઈ કરશનદાસ પટેલ રહીશ કચ્છ નેત્રાવાળા એ જે દિવસ રાત્રી મહેનત ઉઠાવી જનરલ મીટીંગનો કાર્યક્રમ લખવામાં તથા રિવાજોના બંધારણોમાં જે અથાગ બુદ્ધિનો સંપૂર્ણ રીતે ભોગ આપેલ છે, તે બદલ તેમની કદર કરી રૂા. ૩) ગામ તરફથી ન્યૂનતમ ભેટ આપવામાં આવે છે. જેનો તેઓશ્રી સ્વીકાર કરે એવી હું એમના પ્રત્યે આશા રાખું છું.

## માસ્તર સાહેબ નાનજીભાઈ કરશનદાસનું ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ ત્યાં માનદ મંત્રી સાહેબ ત્યાં પૂજ્ય મહારાજશ્રી તથા વડીલ બંધુઓ, માતાઓ તથા બહેનો, આપશ્રીએ મારી અલ્પબુદ્ધિની કદર કરી મને જે માન આપ્યું તે બદલ હું આપનો મારા ખરા અંતઃકરણપૂર્વકથી આભાર માનું છું. મહાશયો, હું પણ આપનો જ જ્ઞાતિબંધુ છું. જે આપની જ્ઞાતિ છે તે જ મારી પણ પૂજ્ય જ્ઞાતિ માતા છે. જેટલો આપને સેવાનો હક્ક તેટલો જ મને પણ છે. તો મેં જે સેવા બજાવી તેમાં કાંઈ નવીનતા કરી નથી. જ્ઞાતિની સેવા કરવી એ મહાન ફરજ છે. કોઈ તનથી કરે, કોઈ મનથી કરે, કોઈ ધનથી પણ કરે છે, એ વાક્યોના અનુસારે આપ તરફથી જે ભેટ આપવામાં આવે છે તે લેવાને હું યોગ્ય નથી. પરંતુ આપ મારા વડિલ છો એટલે આપની આજ્ઞાને માન આપી આપની અલ્પ ભેટનો સ્વીકાર કરું છું.

ત્યારબાદ સેક્રેટરી સાહેબે જણાવ્યું હતું કે દેરોલ કંપાના માસ્તર સાહેબ નાથાલાલભાઈએ પણ પોતાનો કીંમતી વખતનો ભોગ આપી જનરલ મિટિંગનો અહેવાલ લખવામાં જે પરિશ્રમ ઉઠાવ્યો છે તે બદલ તેમને રૂ. ૬/- ભેટ આપવામાં આવે છે.

## માસ્તર સાહેબ નાથાલાલભાઈનું ભાષણ

મે. પ્રમુખ સાહેબ તથા સજ્જનો અને માતાઓ આપની મિટિંગમાં હાજર રહેવા બદલ મારા ભાગ્યને ધન્ય માનું છું. આપ પાટીદાર જ્ઞાતિનો ભાગ્યોદય જોઈ મને અત્યંત હર્ષ થયો છે. આપને ઉન્નતિના શિખરે પહોંચેલો જોઈ મારું હૃદય પ્રફુલ્લિત થયું છે. આપની જ્ઞાતિનો સોનેરી સૂર્ય સંપૂર્ણ કળાએ પ્રકાશિત થઈ અઘોર અજ્ઞાનરૂપી તિમિર નષ્ટ કરે એવો મારો શુભ આશીર્વાદ છે. વિશેષમાં સનાતન ધર્મની સિંહ ગર્જનાથી વિજયવાવટો ચારે બાજુએ ફરકી આપની જ્ઞાતિની ઉન્નતિ દિન-પ્રતિદિન ચઢતીમાં જાય એવી મારી પરમાત્મા પાસે વારંવાર પ્રાર્થના છે.

## પા. શામજીભાઈ હરજીભાઈનું ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ તથા સજ્જનો,

આપના પ્રિય યુવક બંધુઓએ વડીલોની આજ્ઞા ઉઠાવી જ્ઞાતિ સેવા બજાવી છે. તે ઈતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે. હું અપીલ કરું છું કે જેમ મિલીટરી સિપાઈઓ પોતાના સરદારને વફાદાર રહી હુકમ ઉઠાવે છે તેમ તમો પણ મિલીટરી માફક પોતાના ઉપરીનો હુકમ બજાવશો તો તમારો સદાને માટે વિજય છે એમ ખાતરીથી માનજો. વિશેષમાં તમોએ ઉઠાવેલ અજોડ સેવા બદલ હું આપને મારા હૃદયની લાગણી ધરાવી વારંવાર ધન્યવાદ આપું છું.

## પા. શીવજીભાઈ પ્રેમજીભાઈનું ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ તથા સર્વ સભાસદો,

અમારા યુવક મંડળને અમારા વડીલશ્રી શામજીભાઈ હરજીભાઈએ જે મિલીટરી તરીકેની ઉપમા આપી છે, તેનો અર્થ એ થાય છે કે, યુવાન વર્ગોએ સંગઠનમાં રહેવું અને વડીલોની આજ્ઞા પાળવા તત્પર રહેવું. તો તે સંબંધમાં મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે કે તેવી પ્રેરણાઓ અમારા હૃદયની અંદરમાં વાસ કરતી જ રહે.

## પા. રાજારામભાઈ ડાહ્યાભાઈનું ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ તથા બંધુઓ,

જેવી રીતે આપણા ગામની આજની સભા ભરાઈ છે તેવી જ રીતે મહીને યા છ મહિને જો સભા ભરાતી રહેશે તો ધર્મનો ઘણો પ્રચાર થાય અને દરેકને કેળવણી મળી શકે.

## કરશનભાઈ પચાણભાઈનું ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ તથા સર્વ સભાસદો,

ભાઈશ્રી રાજારામે જે દરખાસ્ત મૂકી તેને હું ટેકો આપું છું. જો દરેક મહીને આપણા ગામની સભા ભરાય તો દરેક પોતાના ધાર્મિક વિચારો જણાવી શકે અને તેમાં માતાઓ તથા બહેનો પણ હાજરી આપે તો આપણા આચાર વિચારમાં પણ કંઈ ખામી હોય તો તે સુધરી શકે છે. અને ગામમાં કુસંપ જેવું જણાય તો પણ દૂર થાય છે. માટે દરેક વ્યક્તિએ પોતાના હૃદયની અંદર વેરઝેર કાઢી શુદ્ધ વાક્યોથી એક બીજાના ગુણદોષ જાહેર કરે અને તેનું નિવારણ થાય માટે દરેક માસે સભા ભરવી. ત્યાર બાદ સર્વાનુમતે પ્રમુખ સ્થાનેથી દરેક માસની વદ ૧૪ની રાત્રે સભા ભરવી એવું જાહેર કરવામાં આવ્યું હતું.

## પા. નારણભાઈ રતનશીભાઈ શાન્તીપુરાવાળાનું ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ તથા જ્ઞાતિબંધુઓ !

આપના ગામના સદ્‌વિચારો જાણી મને ઘણો જ આનંદ થયો છે. માતાઓ પણ ધાર્મિક વિષયમાં ઠીક ભાગ લઈ રહ્યાં છે તે વખાણવા યોગ્ય છે. ખરેખર બાળકોને કેળવવામાં માતાનો પહેલો હિસ્સો છે. જેની માતા સદગુણી હોય છે તેના બાળકો પણ સદગુણી નીવડે છે. આપના ધાર્મિક રીતરિવાજો ધન્યવાદને પાત્ર છે.

## પા. કરશનભાઈ કાનજીભાઈનું ભાષણ

મહેરબાન પ્રમુખ સાહેબ તથા સભાસદો,

આપણા ગામની અંદર એક નાની લાયબ્રેરી થાય એવી મારી પ્રમુખ સાહેબ પાસે માંગણી છે. કારણ કે ગરીબ નાનાં બાળકો તથા યુવાન વર્ગ, પુસ્તકો વાંચી તેનો લાભ મેળવી આગળ વધી શકે છે.

**પ્રમુખ સાહેબ વેલજીભાઈ ભાણજીભાઈનું ભાષણ**

સર્વ બંધુઓ, માતાઓ તથા બહેનો, કરશનભાઈએ લાઈબ્રેરી બાબતની માંગણી કરી તે સંબંધમાં હું તેમને પૂરતો ટેકો આપું છું અને તે માટે તેના ફંડમાં રૂ. ૨૫/- આપું છું. ત્યારબાદ રાજારામભાઈએ રૂ. ૫/- તથા શામજીભાઈએ રૂ. ૫/- પંચાણભાઈએ રૂ. ૨૫/- વગેરે કુલ રૂ. ૬૦/-નો ખરડો થયો હતો. વિશેષમાં યુવાનવર્ગો પાસે મારી વિનંતી છે કે લાઈબ્રેરીની વ્યવસ્થા તમારે કરવી અને તેની અંદર પુસ્તકોની માવજત તથા સારું વાંચન વાંચી તેનો સદુપયોગ કરવો યા કરાવવો  અને સારું શિક્ષણ મેળવીને યશસ્વી બનો એવી મારી દરેક પ્રત્યે સ્નેહભાવની લાગણી છે. વિશેષમાં  આ બાબત ઉપર આપણા ગામના આગેવાન સર્વ ભાઈઓ તરફથી પણ સારો ટેકો મળશે. આજની સભાનો ટાઈમ વિશેષ થયો હોવાને લીધે બાકીનો કાર્યક્રમ આવતા માસની વદ ૧૪ની રાત્રે મુલતવી રાખી આજની સભા વિસર્જન કરવામાં આવે છે.

**બોલો શ્રી લક્ષ્મીનારાયણ દેવકી જય**



॥ શ્રી ૐ ॥

## પૂ. પા. શ્રી દયાળદાસજી તા. ૨૨-૧૨-૧૯૪૨

સ્થળ : માધવપુરા (મંદિર)

સજ્જનો, પાટીદાર જ્ઞાતિની દિવસાનુંદિવસ ઉન્નતિ થતી જોઈ હું ઘણો જ પ્રસન્ન થયો છું. ચાલુ માસમાં આપણી જ્ઞાતિની બે મિટિંગો થઈ હતી. તેમાં આપણી જ્ઞાતિના જે ઠરાવો ઘડાયા છે તે આજે વાંચી સંભળાવવામાં આવશે. બોરડી ટીમ્બાની સભામાં અત્રેના શ્રી પા. વાલજીભાઈ ભાણજીભાઈ આવેલ અને ત્યાંની સભાનું કામકાજ જોઈ તેઓને ઘણો આનંદ થયેલો તેથી તેઓએ બોરડી ટીમ્બા વિજય મંડળને પોતાને ત્યાં પધારવા આમંત્રણ આપ્યું હતું. તેથી ઉપર જણાવેલ તારીખે આમંત્રિત ભાઈઓ આવ્યા. તેમનું ગામ તરફથી સુંદર સ્વાગત કરવામાં આવ્યું છે. ત્યારબાદ અત્રે એક નાની મીટીંગ થાય એવી દરેક ભાઇઓની તથા ગામનીઇચ્છા હોવાથી મીટીંગ ભરવામાં આવનાર છે તો તેના પ્રમુખશ્રી તથા સેક્રેટરીની નિમણુક કરવી જોઇએ.

### ખીમજીભાઇ શવગણભાઇ બોરડીટીંબા

આજની નાની મીટીંગના પ્રમુખ તરીકે શ્રી પા. વાલજીભાઇ ભાણજીભાઇ તથા સેક્રેટરી તરીકે શ્રી પા. વશરામભાઇ શીવજીભાઇની સર્વાનુમતે ચૂંટણી કરવામાં આવે છે અને પ્રભુ પ્રાર્થના થયા બાદ તેઓશ્રી પોતાનું સ્થાન લે એવી હું તેમને વિનંતિ કરું છું

ત્યારબાદ પ્રમુખશ્રી તથા સેક્રેટરી શ્રી પોતાના સ્થાને બિરાજ્યા ત્યારે પુષ્પ તથા તાળીઓના અવાજથી તેઓને સહર્ષથી વધાવવામાં આવ્યા અને પ્રભુ પ્રાર્થના થયા બાદ સભાનું કાર્ય શરૂ કરવામાં આવ્યું હતું.

## પ્રમુશ્રી વાલજીભાઇ ભાણજીભાઇ

અત્રે પધારેલા સર્વ ભાઇઓએ જે પદને હું લાયક નથી છતાં તે પદે મારી નિમણુક કરી તે બદલ તેમનો હું આભાર માનુ છું.

## પૂ. પા.શ્રી દયાળદાસજી

ગામશ્રી બોરડીટીંબામાં જનરલ મીટીંગ ભરાઇ ને સર્વાનુમતે ઠરાવો પસાર કરેલા છે. તે વાંચી સંભળાવવામાં આવશે તેમા કોઇને કોઇ પણ પ્રકારનો સંશય હોય તો પ્રમુખશ્રી આગળ આવી સંશય જાહેર કરવો જેથી તેનો ખુલાસો કરવામાં આવશે. વિશેષમાં પ્રમુખશ્રીને ઇશ્વર તુલ્ય સમજી તેમની આજ્ઞાનું પાલન કરવું એ દરેક ભાઇઓની ફરજ છે. તે અદા કરશો.

## સેક્રેટરી વશરામભાઇ

આપણી જ્ઞાતિમાં ગામશ્રી બોરડીટીંબામાં સભા ભરવામાં આવી તેમા હું આવી ન શકયો કારણ કે તે દિવસે મારે અણચંતવ્યું કામ આવી પડયું હતું. હું એમ ધારતો હતો કે સભા બીજે દિવસે વિસર્જન થશે,એમ ધારી ત્રણ ચાર દિવસ સભા રહી છતાં મારાં કમભાગ્યે તેનો લાભ મેળવી શકયો નહિ તે બદલ હું દિલગીર છું

## પા. શવગણભાઇ વાલજીભાઇ

ભાઇશ્રી વશરામભાઇની વાતને અનુમોદન આપતાં જણાવું છું કે બોરડીટીંબામાં સભા ભરાઇ તે દિવસે તેમને ઘણું જ અગત્યનું કામ આવ્યું હતું જેથી તેમનાથી હાજરી આપી શકાઇ નહિ.

ત્યારબાદ ઠરાવોની નકલ તથા સુધારા વધારા જે કરેલા હતા તે ચોખવટથી વાંચી સંભળાવવામાં આવ્યા તથા પ્રમુખશ્રી તરફથી ગામના ભાઇઓ તથા બહેનો દરેકે ઠરાવોનું પાલન કરવું પડશે તેવી કડક સુચના અપાઇ હતી.

## શ્રી પા. કરશનભાઇ વાલજીભાઇ

આપ સર્વે ભાઇઓએ અત્રે પધારી અમોને ઘણાજ આભારી કર્યા છે અને અમોને જનરલ મીટીંગમાં થયેલા ઠરાવો સંપૂર્ણ વિવેચન સાથે વાંચી સંભળાવ્યા છે. વિશેષમાં ધાર્મિક ચર્ચાઓ કરી તથા તેમનું કેવી રીતે પાલન કરવું તે સંબંધમાં જે જે ખુલાસા કર્યા અને અમો દરેક ભાઇઓ તથા બહેનો વગેરેને સંપૂર્ણ વાંચી સંભળાવ્યા તે બદલ અમો આપનો ઘણો જ પાડ માનીએ છીએ.

## શ્રી પા. રામજી વાલજી ગઢશીશા(કચ્છ)

આજથી અગાઉ કોઇપણ સભાની અંદર હું બોલેલ નથી જેથી મારા બોલવામાં ફેરફાર થાય અગર ખામી જણાય તો દરેક ભાઇઓ દરગુજર કરશો. આજે માધવપુરામાં આપણી જ્ઞાતિની ઉન્નતિ જોઇ રહ્યો છું, તેથી મને ઘણો જ આનંદ થાય છે. અમારે ગઢશીશામાં કડવા પાટીદાર મંડળ પાંચ સાત વર્ષથી નિઃસહાય, અસહ્ય સંકટો જ્ઞાતિ સુધારા માટે વેઠી રહ્યા છે માટે જ્ઞાતિ હીત માટે અનેક સંકટો પડે પરંતુ પગભર રહેશો તો જરૂર તેનું સારૂં પરિણામ આવશે એવી પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે.

## પ્રમુખ સાહેબનું ભાષણ

આજની સભાનો ટાઈમ ઘણો જ વ્યતિત થયો હોવાથી બાકીનું કામકાજ આવતી કાલ માટે મુલતવી રાખી આજની સભા વિસર્જન કરવામાં આવે છે.

**બોલો શ્રી લક્ષ્મીનારાયણ દેવકી જય**

તા. ૨૩-૧૨-૧૯૪૩

## ઈશ્વર પ્રાર્થના

ગામ માધવ-સ્થળ મંદિર

સવારના નવેક વાગે સભાનું કામકાજ શરૂ કરવામાં આવ્યું હતું. શ્રી પ્રમુખ સાહેબ તથા સેક્રેટરી સાહેબે દરખાસ્ત મુકતાં પોતાને સ્થાને બિરાજ્યા. ત્યાર બાદ કેટલાક ભાઈઓની સંમતિથી શ્રી પા. ધનજીભાઈ ખીમજીભાઈની ઉપ-પ્રમુખપદે સર્વાનુમતે ચુંટણી કરવામાં આવતાં તેઓએ પોતાનું સ્થાન સ્વીકારી લીધું ત્યાર પછી બોરડીટીમ્બા વિજય મંડળના યુવકો તરફથી સારું મંગળાચરણ ગાવામાં આવ્યું હતું.

## શ્રી પા. વશરામભાઈનું ભાષણ

જ્ઞાતિ ઉન્નતિના જે માર્ગો સુચવવામાં આવે  તેનો સ્વીકાર દરેકે કરવો જોઈએ અને તેનું પાલન પણ અવશ્ય કરવું જોઈએ, તથા આપણા ગામના યુવક મંડળ કહેવામાં આવે છે કે બોરડી ટીમ્બા  વિજય મંડળના યુવકો જ્ઞાતિ હિતના માટે કેટલી પ્રવૃતિ કરી રહ્યા છે. તે પ્રમાણે આપણે પણ કરવું જોઈએ. જ્ઞાતિ સેવાઓ કેવી રીતે બજાવવી તે ખાસ તેઓની પાસેથી સુચનાઓ મેળવવી જોઈએ. અમો વિજય મંડળ દરેક સુધારા તેમજ મંડળને સાનુકૂળ છીએ. તે બદલ હું જનરલ મિટિંગમાં જે પ્રમાણે  સહીઓ થઈ છે તે પ્રમાણે હું આજની સભાની અંદર મારી તેમની અંદર સહી કરી આપું છું. તેમજ બીજા મંડળ બહારના ભાઈઓને સમજાવી સંગઠન વધારવાની આશા રાખું છું. તે આશા જરૂર  પરમાત્મા પૂરી કરશે.

## પા. વાલજીભાઈ શવગણનું ભાષણ

મોટી સભાના કાયદા તથા ધારાધોરણો સમજાવી તેનાં કડક પાલનની હકીકત અમોને તથા  અમારા કુટુંબીઓને સમજાવવામાં આવતાં અમો આ મંડળના ઠરાવોનું અમારા ઈષ્ટદેવ તથા અમારા ઉમિયા માતાજી તથા આપણું ધર્મ પુસ્તક શ્રીમદ્ ભાગવત ગીતા સમક્ષ પાલન કરવા બંધાઈએ છીએ અને અમો પાળીશું. તેમજ બીજા પાસે પળાવીશું તે બદલ અમો નીચે સહીઓ આપીએ છીએ.

## પા. કેશરા વાલજી વાડીયા

અત્રે પધારેલા ગામે બોરડી ટીમ્બાના તથા બીજા અન્ય ગામના ભાઈઓ અને બહેનો તથા માતાઓ બેઠેલાં છે તેનો અમો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ. કારણ કે સ્વજ્ઞાતિ ભાઈઓના ઉદ્ધાર માટે પોતાનાં ઘરકામ છોડી જે તકલીફ ઉઠાવી છે, તે બદલ અમો આભાર માનીએ છીએ.

## શ્રી પા. શામજી નાનજી વાડીયાનું ભાષણ

શ્રી પૂજ્ય મહાત્માજી તથા ગંગા સ્વરૂપ જ્ઞાતિ બંધુઓ તથા બહેનો,

. આજ અમારા ગામમાં પધારી અમોને પાવન કર્યા તે બદલ અમો આપનો આભાર માનીએ છીએ. વિશેષમાં અમારા યુવક મંડળની કાંઈ ભૂલ થઈ હોય તો જેમ, માતા પિતા પોતાના બાળકોના દોષો ન જોતાં ક્ષમા કરે છે. તેવી જ રીતે અમોને આપ સર્વે મળી દરગુજર કરવા કૃપા કરશોજી.

## શ્રી પા. વશરામભાઈ શીવજીભાઈનું ભાષણ

અમારા વડીલ શ્રી વાલજીભાઈ ભાણજીભાઈએ બોરડી ટીમ્બા વિજય મંડળને અને ભજન કીર્તન કરવા બોલાવ્યા હતા. તેમાં પેટા કમીટી ભરી જ્ઞાતિ સુધારા વિશે ચર્ચાઓ કરી તથા કરાવી તે બદલ હું તેમનો આભાર માનું છું.

## બોરડી ટીમ્બા વિજય મંડળ તરફથી

ભાઈ શ્રી વસરામભાઈએ જે આભારદર્શન કહ્યું તેને વિજય યુવક મંડળ તરફથી પા. ગંગદાસભાઈ નાનજીભાઈએ ટેકો આપ્યો હતો અને વિશેષમાં અમારા યુવક મંડળની જ્ઞાતિ સેવા માટે જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં અમો તન, મનથી તેમ સંપૂર્ણ ઉત્સાહથી સેવા કરીશું અને તે લાભ અપાવી અમારા મંડળને આભારી કરશોજી.

### ઉપસંહાર

આજની સભામાં શુભ હાજરી આપનાર સર્વ સભાસદોને મારી નમ્ર વિનંતી છે કે ગામ શ્રી બોરડી ટીમ્બાથી પધારેલા બંધુઓ તથા માતાઓ અમારા પ્રત્યે સ્નેહની લાગણી ધરાવી આપના ઘરકામ છોડી અત્રે પધાર્યા તે આપનો હું મોટો આભાર માનું છું. વિશેષમાં સભાનો ટાઈમ ઘણો થયો એટલે વિસર્જન કરવામાં આવે છે. અમારા તરફથી આપનું સ્વાગત કરવામાં ન્યુનતા આવી હોય, તેની ક્ષમા કરશો, એવી હું આપની પાસે આશા રાખું છું.

### બોલો શ્રી. લક્ષ્મીનારાયણ દેવકી જય

સંવત ૨૦૦૦ માસ માગશર વદ ૫ વાર ગુરૂવાર તા. ૧૬મી ડિસેમ્બર, સને ૧૯૪૩ની રાત્રે નવ વાગે આશરે ગામ શ્રી બોરડી ટીમ્બા તાબે આંબલીયારા (ભાથીજી) શુભસ્થળ શ્રી લક્ષ્મીનારાયણના મંદિરમાં આપણી જ્ઞાતિની જનરલ મિટિંગ રા. રા. ભાઈશ્રી હંસરાજભાઈ નારણભાઈ પટેલ ગામ શ્રી રામપુરા (તાબે માલપુર) વાળાના પ્રમુખપદે ભરવામાં આવી હતી. જેમાં સેક્રેટરી મી. કરશનભાઈ પચાણભાઈ પટેલ ગામ શ્રી બોરડી ટીમ્બાવાળા તથા જનરલ કમિટીના નીચે લખ્યા સભાસદો તથા જ્ઞાતિના સર્વ સભ્યોની શુભ હાજરીમાં કાર્યવાહી શરૂ કરવામાં આવી હતી. જેમાં ગામ શ્રી રામપુરા કંપે જનરલ મિટિંગ ભરાયેલી અને ઠરાવો ઘડાયેલા. તેમાં સુધારા-વધારા કરી સર્વાનુમતે પસાર કરવામાં આવેલ તેના નામો નીચે મુજબ છે :

**પ્રમુખ :** શ્રી રા. રા. હંસરાજભાઈ નારણભાઈ -રામપુરા, કમ્પા.

**મંત્રી :** શ્રી રા.રા. નારણભાઈ રતનશીભાઈ -શાંતીપુરા, કમ્પા.

**સેક્રેટરી :** મી. કરશનભાઈ પચાણભાઈ -બોરડી ટીમ્બા.

# સરપંચના નામો

૦૧. પા. નથુભાઈ લધાભાઈ  રામપુરા
૦૨. પા. વેલજીભાઈ ભાણજીભાઈ - બોરડી ટીમ્બા
૦૩. પા. શીવજીભાઈ સોમજીભાઈ - એદલપુરા
૦૪. પા. ધનજીભાઈ રાજારામભાઈ - સલદારપુરા
૦૫. પા. મણીભાઈ જેઠાભાઈ  - મોતેશરી
૦૬. પા. દેવજીભાઈ નથુભાઈ  - રણજીતપુરા
૦૭. પા. કરસનદાસ ખેતાભાઈ - દેરોલ
૦૮. પા. જેઠાભાઈ હરીભાઈ રામશી કંપા વતીથી પા. શીવજીભાઈ પાચાભાઈ
૦૯. પા. ગોવિંદભાઈ કરશનદાસ - હડમતીયા વતીથી પા. શામજીભાઈ અરજણભાઈ

## કાર્યવાહક સભાસદો

૦૧. પા. રામજીભાઈ નાનજીભાઈ - હડમતીયા
૦૨. પા. વશરામભાઈ વાલજીભાઈ - હડમતીયા
૦૩. પા. વાલજીભાઈ પ્રેમજીભાઈ - રામપુરા
૦૪. પા. દેવજીભાઈ મનજીભાઈ -  રાજપુરા વતીથી પા. માવજીભાઈ જીવરાજભાઈ
૦૫. પા. શામજીભાઈ હરજીભાઈ - બોરડી ટીમ્બા
૦૬. પા. દાનાભાઈ માધવજીભાઈ - રણજીતપુરા વતીથી પા. કાનજીભાઈ માધવજીભાઈ
૦૭. પા. વીરમભાઈ પરબતભાઈ -  મોતેશરી  વતીથી સૂત મુલજીભાઈ
૦૮. પા. હરીભાઈ કરમશીભાઈ  - મોતેશરી
૦૯. પા. રામજીભાઈ શીવદાસભાઈ - ટીમ્બા તળાવ
૧૦. પા. માનાભાઈ દેવજીભાઈ - સાબેડી
૧૧. પા. મનજીભાઈ વસ્તાભાઈ - હરીપુરા, મોડાસા
૧૨. પા. શવગણભાઈ વીરજીભાઈ - મોડાસા
૧૩. પા. કરશનભાઈ દેવશીજીભાઈ - ડુગરવાડા, મોડાસાા
૧૪. પા. ખેતશીભાઈ લખમશીભાઈ -  સયડી વતીથી સૂત જેઠાલાલભાઈ
૧૫. પા. રતનશીભાઈ માંડણભાઈ - સયડી
૧૬. પા. ખીમજીભાઈ માવજી ભાઈ - ટીંબા તળાવ  વતીથી પા. ખેતશીભઅઈ કરશનભાઈ
૧૭. પા. શીવદાસભાઈ ભાણજીભાઈ - ઉમેદપુરા (હરસોલ)
૧૮. પા. વશરામભાઈ માવજીભાઈ  - વાવકંપા (હરસોલ)

૧૯. પા. હરજીભાઈ નાથાભાઈ - ખાંડીવાવ
૨૦. પા. રાજારા માવજીભાઈ - સેલરી
૨૧. પા. વશરામભાઇ મેઘજીભાઇ ભગત - રાયણનોમાળ
૨૨. પા. વશરામભાઇ કરમશીભાઈ - હરિપુરા (આંબલીયારા)
૨૩. પા. શવગણભાઈ વાલજીભાઈ - માધવ
૨૪. પા. વશરામભાઇ શવિજીભાઈ - માધવ

## સ્થળ : બોરડી ટીમ્બા
## સંવત ૨૦૦૦ માસ માગશર વદ ૭ વાર શની {VSAK : 18-Dec-1943}
## અહેવાલો બહાર પાડનાર માટે આવેલ
## ફંડની નોંધ

| રૂ. | નામ |
|---|---|
| ૧૫) | બોરડી ટીમ્બા સમસ્ત હા. કરસનભાઈ |
| ૨૫) | રામપુરા સમસ્ત હા. નથુભાઈ |
| ૨૫) | માધવપુરા પા. વાલજીભાઈ ભાણજીભાઈ |
| ૧૦) | રામશી સમસ્ત હા. શીવજીભાઈ |
| ૧૦) | રણજીતપુરા સમસ્ત હા. કાનજીભાઈ |
| ૫) | મોતેશરી સમસ્ત હા. મુળજીભાઈ |
| ૫) | સાબેડી સમસ્ત હા. નાનજીભાઈ |
| ૫) | નવાનગર સમસ્ત હા. કરસનભાઈ |
| ૫) | હરિપુરા સમસ્ત હા. મનજીભાઈ |
| ૫) | શાન્તીપુરા સમસ્ત હા. નારાયણભાઈ |
| ૫) | સલદારપુરા સમસ્ત હા. વેલજી |
| ૫) | હડમતીયા સમસ્ત સુધારક ભાઈઓ તરફથી હા. રામજીભાઈ |
| ૫) | સયડી સમસ્ત હા. હરજીભાઈ |
| ૧) | ખાંડીવાવ સમસ્ત હા. હરજીભાઈ |
| ૧) | સેમરી સમસ્ત હા. રામજીભાઈ |
| ૧) | કરસનભાઈ દેવશીભાઈ - ડુગરવાડા, મોડાસા |

૫) વિષ્ણુપુરા સમસ્ત હરસોલ હા. અરજણભાઈ
૫) ટીમ્બા તળાવ સમસ્ત હા. ખેતાભાઈ
૫) રાજપુરા સમસ્ત હા. માવજીભાઈ
૧) પા. દેવશીભાઈ ખેતાભાઈ - શેરપુરા (ધોળકા)
૨) પા. હીરજીભાઈ કાનજીભાઈ મોતીપુરા હા. નારાયણભાઈ
૧) પા. ખેતાભાઈ માવજીભાઈ - વાવકંપા, હરસોલ
૨) પા. મેઘજીભાઈ પેથાભાઈ - રામપુરા, માલપુર
૫। મોડાસા સમસ્ત હા. માવજીભાઈ
૫) પા. વાલજીભાઈ દેવશીભાઈ વાડીયા - માધવપુરા
૫) પા. નાનજીભાઈ ભાણજીભાઈ વાડીયા - માધવપુરા
૧) પા. વશરામભાઈ શીવજીભાઈ - માધવપુરા
૧) પા. રામજીભાઈ લધાભાઈ - માધવપુરા
૧) પા. અબજીભાઈ તેજાભાઈ - માધવપુરા
૧) પા. શીવજીભાઈ ખીમજીભાઈ - માધવપુરા
૫) પા. વેલજીભાઈ પુંજાભાઈ - રામપુરા
૧) પા. દેવજીભાઈ રામજીભાઈ - રામપુરા

રૂા.૧૭૪।




# શ્રી કડવા પાટીદાર કુળવર્ધિની શ્રી ઉમિયા દેવીની પ્રતિષ્ઠા મહોત્સવનો ટુંક અહેવાલ

સંવત ૨૦૦૧



સને ૧૯૪૫

શરણાગત દિનાતે પરિત્રાણ પરાયણ ।
સર્વાર્તિ હરે દેવી નારાયણી નમોસ્તુતે ।।

સ્થાપના : ઉદ્ધવ આશ્રમ ઈશ્વર નગર (વાંઢાય)
પોષ્ટ-સદન વાડી તાલુકો ભુજ (કચ્છ)

પ્રકાશક :- શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ
હેડ ઓફિસ-નખત્રાણા કચ્છ

(પ્રત ૨૫૦)

Online Text Based
(can use for translation)





Source Document

## ૧૦. ઉમિયા માતાજી વાંઢાય પ્રતિષ્ઠા - દી. 02-Apr-1944

॥ શ્રી ઉમિયાજી માતાની આરતી ॥

જય ઉમિયા શક્તિ મા જય ઉમિયા શક્તિ

ઈષ્ટ દેવી અન્નપૂર્ણા (૨) ની કરીએ ભક્તિ... જય ઉમિયા શક્તિ

ચૌદ લોક બ્રહ્માંડ ઉત્પત્તિ કરનારા (મા)

સચરાચરનાં પાલક, સંકટ હરનારાં... જય ઉમિયા શક્તિ

વાંચ્છિત વર દેનાર દિવ્ય રૂપ દેવી (મા)

આપ વિના દે અમને કોણ ગતિ એવી... જય ઉમિયા શક્તિ

અન્ય નથી આધાર, આપ વિના અમને (મા)

અમે આપના બાળક, ચિંતા છે તમને... જય ઉમિયા શક્તિ

કડવા પાટીદાર આવ્યા તમ શરણે (મા)

સૌને શુભ મતિ આપો, રાખોને ચરણે... જય ઉમિયા શક્તિ

અચલ એક વિશ્વાસ, આપ વિશે ધરીએ (મા)

ભગવતી આપ દયાળ, ભવસાગર તરીએ... જય ઉમિયા શક્તિ





॥ શ્રી ઉમા વિજયતેતરામ્ ॥

**શ્રી કડવા પાટીદાર કુળ વર્ધિની ઉમિયાજી માતાના નૂતન મંદિરનો ટુંક અહેવાલ**



**શ્રી ઉમા સ્તવન**

**"શ્રી ઉમા શરણમસ્તુ જન્માંતરે ષ્વપિ"**
**"કડવા કુલ વર્ધિની શ્રી ઉમા વિજયતેતરામ"**
**"યામ્બા ખડગ ત્રિશુલ બાણ નિવહં દિવ્યૈર્ભુજે ષડભુજા"**
**"દુષ્ટાનાં ભયસુચકં, સુરદ્વિષો મુંડં વહત્યનંદા"**
**"ભક્તાનામ ભયંકરી સુખકરી ત્રેલોક્ય તાપાપહા"**
**"સા દેવી વૃષ વાહના સુફલદા નિશ્રેય સાયા સ્તુવઃ"**
**"કડવ ક્ષૈત્રિ ત્રાણાર્થ પ્રાદુર્ભુતાં ઉમાપુરે"**
**"ઉમિયા મીશ્વરી ભકત્યા પ્રણયામી મુર્હુ મુહુઃ"**

ગુજરાત વાસી સનાતન ભાઈઓની માતાજી પ્રત્યેની પૂજ્ય ભાવના :-

સંવત ૨૦૦૦ના કારતક વદી ૧૪ { VSAK: 26-Nov-1943} ના દિવસે " શ્રી વિજય મંડળ "ના અનુયાયી ભાઈઓ એક જનરલ સભારૂપે માલપુર તાબાના રામપુરા કંપામાં શ્રીમાન હંસરાજભાઈ નારાયણભાઈ પોકારના અધ્યક્ષપણાં નીચે એકત્ર થયા, જેમાં સુધારક ભાઈઓએ હાજરી આપી સનાતન ધર્મના આદેશ પુરતા યથાઘટિત ઠરાવો નક્કી કર્યા. સમાજના ઘણા ભાઈઓએ તેમજ ઈશ્વરનગર ઉદ્ધવ આશ્રમ તરફથી સાધુ દયાળદાસજીએ અનેક ધાર્મિક પ્રવચનો આપી સનાતની તરીકેની ફરજોનું દિગ્દર્શન કરાવ્યું. ત્યાર પછી ટુંક સમયમાં જ એટલે કે આઠ દિવસ બાદ આંબલીઆરા તાબેના શ્રી બોરડી ટીંબા મુકામે વળી પાછું સનાતન ભાઈઓનું એક જાહેર સંમેલન ભરાયું, તેમાં અનેક ધાર્મિક તેમજ સામાજિક બાબતો ચર્ચવામાં આવી.

આવા જાગૃતિ કાળના સુઅવસરને જોઈ મોતીસરી કંપા નિવાસી શ્રીમાન હરીભાઈ **કરમશીભાઈના** ભક્તિ ભર્યા હૃદયને ઓળખી શ્રી ઉમિયાજી માતાજીએ તેમના ભાવભીના મનમંદિરમાં અલૌકિક પ્રેરણા કરી. જેના અખંડ ઉમળકા વડે તેઓ શ્રીમાને શ્રી ઉમિયાજી માતાના મંદિર સ્થાપના થવાની શુભ ઈચ્છા દર્શાવતાંની સાથે સાથે તે પૂજ્ય ભાવનાના પ્રકાશરૂપે રૂપિયા એક હજારને એક અર્પવાનું **મંગલાચરણ કર્યું.** શ્રી માતાજી પ્રત્યેના આ પૂજ્ય પ્રસ્તાવને સહર્ષ વધાવી લેતાં સમાજના શુભેચ્છક બંધુઓએ તે પ્રસંગને એક અનુપમ કર્તવ્ય રૂપે અપનાવ્યો અને બોરડી ટીંબા નિવાસી ભાઈઓ સમસ્ત તરફથી રૂા.૧૦૧ તેમજ માધવકંપા નિવાસી શ્રીમાન મુરબ્બી વાલજીભાઈ ભાણજીભાઈ વાડીયા તરફથી રૂા.૧૫૧ તથા અન્ય કંપાઓમાંથી આવેલા ભાઈઓએ મળી તેજ સ્થળે કુલ રૂા.૧૪૮૯/- એકત્ર કર્યા

## ૧૦. ઉમિયા માતાજી વાંઢાય પ્રતિષ્ઠા - દી. 02-Apr-1944

પરમાર્થિક અને ધાર્મિક પ્રવૃત્તિઓનો મૂળ આધાર આવા ભાવિક જનોના સહર્ષ અનુશીલન ઉપર રહેલો હોય છે. હંમેશાં દેવી સંપત્તિનો ઉપયોગ દેવાર્થે જ કરતા રહેવું એ મનુષ્યતાનું ચિન્હ છે તે સિવાય તો -

**દાનં ભોમો નાશસ્તિસ્ત્રે ગતયો ભવતિ વિતસ્ય ।**

**યોન દદાતિ ન ભુકતાં તસ્ય તૃતિયા ગતિ ર્ભવતિ ॥૪૧॥**

**ભર્તુહરિ નિતિશતક**

"ધનની ત્રણ ગતિ હોય છે. દાન, ભોગ અને નાશ જેણે ધન દાનમાં ખર્ચ્યું નહિ, ભોગમાં વ્યય કર્યો નહિ, તેવા ધનની ત્રીજી ગતિ તે નાશ નિશ્ચય થાય છે."

શ્રી માતાજીની કૃપા દષ્ટિ વડે શ્રીમાન હરિભાઈએ પ્રફુલ્લિત થઈને સ્થળવિચાર કરતાં જણાવ્યું કે, આપણા કેન્દ્રસ્થાન અને જન્મસ્થાન કચ્છ દેશમાં આવેલ પવિત્ર ભૂમિ ઉદ્ધવ આશ્રમ - ઈશ્વરનગરમાં પ્રતિષ્ઠા સ્થાન રહેવું જોઈએ. તેમના આ વિચારોનું સમર્થન સભાના કેટલાક ભાઈઓએ પુરતી રીતે કર્યું. ઉપરાંત આ કાર્યની રચનાત્મક પદ્ધતિનો ઉલ્લેખ ચર્ચવામાં આવતાં સભામાં બિરાજેલા પૂજ્ય દયાળદાસજી ગુરૂ ઉદ્ધવ રામજીને તેની કાર્ય દક્ષતાનો ભાર વિનીત કરવામાં આવ્યો. મહારાજશ્રીએ તેનો સહર્ષ સ્વીકાર કર્યો.
આ સ્થળે શ્રીમાન હરીભાઈ કરમશીભાઈનો ટુંક પરિચય જણાવવાનું અસ્થાને નહિ જ ગણાય, કારણ કે સમાજમાં આવા ધર્મજ્ઞ પુરૂષોના જીવનનો કેટલોક અંશ આદર્શ નાગરિકતાનો સૂત્રો શીખવતો થાય છે.

**શ્રીમાન હરીભાઈ કરમશીનો ટુંક પરિચય**

શ્રીયુત હરીભાઈ કચ્છ તાબાના ગામશ્રી મથલના રહેવાસી છે. તેઓએ પોતાના જન્મકાળથી લઈને આજ દિવસ પર્યંત અનેક વહેપારી બાબતોની જીવન સમસ્યાઓને એકધારી વિશાળતા વડે સચોટ રીતે ઉકેલી પોતાના વ્યક્તિગત તેમજ સામાજિક જીવનને બહુ જ આદર્શ બનાવ્યું છે. તેમને સંતાન સંપત્તિમાં ચાર પુત્રો પૈકી ચિ.ડાયાભાઈ, મેઘજીભાઈ, ભાઈલાલભાઈ તથા ખુશાલભાઈ ચિરંજીવી છે. તેઓ પણ પિતાના આદર્શને ગ્રહણ કરી કુળવાન તેમજ આજ્ઞાકારી હોવાથી શ્રીમાન હરીભાઈને પોતાના જીવનમાં અનેરો સાથ મળે છે. તે કુટુંબની ધાર્મિક પ્રવૃત્તિ તેમજ સમાજ હિતસ્વી કારકિર્દી ખરેખર પ્રશંસનીય છે. શ્રી કુળદેવી ઉમિયા માતા પ્રત્યેનો અગાધ વિશ્વાસ એ એમના જીવન કાળમાંથી આપણને સહેજે સમજી શકાય તેમ છે. પરમકૃપાળુ ઉમિયાજી તેમના સત્ય પ્રિય સાહસ તેમજ ધર્મ પરાયણતાની ટેકને અખંડ રાખે. અસ્તુ.

ઉપરોક્ત બોરડી ટીંબા કંપાની સભામાં માતાજીના મંદિર બનાવવાની પ્રસ્તાવના સાથે સાથે ઈશ્વરનગર (વાંઢાય) ઉદ્ધવ આશ્રમમાં રહેલા કેટલાક પાટીદાર ભાઈઓના અપંગ બાલ વિદ્યાર્થીના પોષણાર્થે યથાશક્તિ દાન કરવા માટે પૂજ્ય મહારાજ શ્રી દયાળદાસજીએ આદેશ સભામાં સંભળાવ્યો હતો. જેના પરિણામમાં ઉદાર ગૃહસ્થોએ રૂા.૪૦૮/- સંસ્થાને અર્પણ કર્યા હતા. (જેનો ઉલ્લેખ દાનવીરોના પ્રકરણમાં કરવામાં આવ્યો છે) તે સુજ્ઞ મહાશયોનો અત્રે આભાર માનવામાં આવે છે.

ત્યારબાદ માતાજીના મંદિરનું કામકાજ સત્વરે ચાલુ થવાની બહુમતી ઠરાવ ઉપરથી મહારાજ શ્રી દયાળદાસ ચાર છ દિવસના ટુંક સમયમાં કેટલુંક પ્રચાર કાર્ય કરીને તરત જ આશ્રમ સ્થળે એટલે કે કચ્છ દેશમાં ગયા હતા.

## ૧૦. ઉમિયા માતાજી વાંઢાય પ્રતિષ્ઠા - દી. 02-Apr-1944

**પૂજ્ય ગુરૂ મહારાજ શ્રી ઉદ્ધવ રામજીની અનુમતિ :-**

ગુજરાતના ઉત્સાહી વાતાવરણમાંથી કચ્છ ઉદ્ધવ આશ્રમમાં પધારી મહારાજ શ્રી દયાળદાસજી પાટીદાર ભાઈઓની પ્રશંસનીય વિચારોનો ઉલ્લેખ ગુરૂ મહારાજ પાસે રજુ કર્યો આ આનંદદાઈ પ્રકરણને સાંભળતાં મહારાજશ્રીને પાટીદાર ભાઈઓમાં પ્રચલિત ધાર્મિક લાગણીઓ પ્રત્યે ખરેખર એક અપૂર્વ આનંદ થયો. તેઓશ્રીએ પાટીદાર જ્ઞાતિની વિશાળતાનો અનુભવ આપતાં આ કાર્યને મહત્ત્વનું ગણી આશ્રમમાં સ્થળ વિષયક સૂચના આપીને રચના પ્રણાલીનો યથાર્થ અનુભવ કરાવ્યો.

**કચ્છ નિવાસી સનાતન ધર્મપ્રેમી ભાઈઓની ભાવના :-**

આશ્રમમાં ગુરૂ મહારાજના અનુમોદન બાદ પૂજ્ય શ્રી દયાળદાસજી મહારાજે કચ્છ નિવાસી પાટીદાર જ્ઞાતિના સનાતન ભાઈઓની મુલાકાત લેતા તેઓશ્રીએ નખત્રાણા, વિરાણી, કોટડા, મથલ, વેરસલપર, લુડવા વિગેરે ગામોની મુલાકાત લીધી ત્યાં વસતા સનાતન ભાઈઓને મહારાજશ્રીના આ ધાર્મિક આદેશને બનતો સાથ આપવાની ધગશ જણાવી. ત્યારબાદ મહારાજશ્રીએ ગઢશીશા નિવાસી ભાઈશ્રી રામજીભાઈ લાલજીભાઈ રામજીયાણીની આ વિષયમાં મુલાકાત લીધી. તે ભાઈએ મંદિરના બાંધકામ વિષય પુરતો સાથ છેવટ સુધી પોતાની હાર્દિક ભાવના વડે આપવાની સંમતિ આપી અને તેજ પ્રમાણે છેવટ સુધી પુરતો સાથ આપ્યો છે તે માટે તેમનો અત્રે આભાર માનવામાં આવે છે.

**મંદિરનું ખાત મુહૂર્ત :-**

કચ્છના ટુંક પ્રવાસમાંથી આવીને મહારાજ શ્રી દયાળદાસજીએ ખાસ મુહૂર્ત વિશે નક્કી કરેલ દિવસ સંવત ૨૦૦૦ના મહા સુદી ૫ વસંત પંચમી { VSAK : 30-Jan-1944} ના મંગળમય દિવસે શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈ વિરાણી, રાજાભાઈ શામજી માનકુવા, કરશનભાઈ ઉકેડા દેશલપર, કાનજીભાઈ ગોપાળ વેરસલપર, વીરજીભાઈ પરબત પટેલ મથલ, જીવરાજભાઈ વસ્તાભાઈ માનકુવા, જીવરાજ હીરજી ઉકાણી માનકુવા વગેરે ભાઈઓએ પધારી મહારાજ શ્રી ગુરૂ ઉદ્ધવ રામજીના સાનિધ્યમાં પોતાના વરદ્ હસ્તે ખાત મુહૂર્ત ક્રિયા પદ્ધતિસર કરેલી હતી.

ત્યારપછીના કાર્યક્રમને વિચારતાં શ્રી દયાળદાસજીએ બાંધકામમાં જોઈતી સામગ્રી જેવી કે પથ્થર, સિમેન્ટ, ચુનો, રેતી વગેરે સાધનોની ગોઠવણી કરી મેળવ્યા હતા. સાધનના ઉત્પાદનમાં જ એકત્ર થયેલી રકમ રૂા.૧૪૮૯/- લગભગ ખર્ચાઈ ગયેલા જણાયા. જેના ખર્ચ ખાતાનો હિસાબ ગુજરાત મોતીસરી કંપા શ્રીમાન હરીભાઈને મોકલવામાં આવ્યો. પરિસ્થિતિને સમજતાં તરત જ સંયોગવશ મોતીસરી મુકામે આવેલી નાટક કંપનીના મેનેજર શ્રીમાન હરગોવિંદદાસ નાગરદાસ વ્યાસની સાથે મંત્રણા કરી એક ધાર્મિક નાટ્ય પ્રયોગ તે જ સ્થળે ગોઠવવામાં આવ્યો. જેના પરિણામમાં લાગતા વળગતા કંપાઓમાંથી કેટલાક સજ્જન ભાઈઓએ પધારી ધાર્મિક આવકને સારો આશ્રય આપ્યો હતો. જેની કુલ ઉપજનો આંકડો રૂા.૮૨૪ થયો હતો. કંપનીના ચાલુ ખર્ચ ઉપરાંત રૂા.૩૦ની અલ્પભેટ સ્વીકારી લઈને બાકીની આવકને ધાર્મિક કાર્યમાં વ્યય થવાની ઈચ્છા રાખનાર તે કંપનીના મેનેજર તથા તેમના કુલ સ્ટાફનો આભાર માનવામાં આવે છે. સાથે સાથે શ્રીમાન હરીભાઈની ધાર્મિક ધગશ અને ખેલમાં પધારેલા પ્રેક્ષકભાઈઓની લાગણીને ધન્યવાદ ઘટે છે. (સહાયક ભાઈઓનો અહેવાલ પાછળના પ્રકરણમાં નામવાર આપવામાં આવેલ છે).

શ્રીમાન હરીભાઈ મારફતે ઉપરોક્ત બાબતનો સંકેત મળતાં બાંધકામની શરૂઆત થવી યોગ્ય જણાઈ ત્યાર પછીના સમયમાં શ્રીમાન રામજીભાઈ લાલજીના અનુભવ સિદ્ધ ગઢશીશા નિવાસી સલાટ ભાઈશ્રી વાલજીભાઈ રામજી અને તેમની સલાહ મુજબ સર્વ કારીગર વર્ગને એકત્ર કરી બાંધકામની શરૂઆત કરવામાં આવી. તે દરમિયાન પૂજ્ય મહારાજશ્રી ઉદ્ધવ રામજી ચાલતા કામનું અવલોકન કરવા દરરોજ પધારતા હતા.

સંયોગવશ લગભગ વિસેક દિવસ બાદ શ્રીમાન મનજીભાઈ જેરામ મિસ્ત્રી ગામ-માધાપર નિવાસી, પૂજ્ય મહારાજશ્રીના દર્શનાર્થે આવેલા હતા. તેમણે પણ મંદિરના બાંધકામને જોઈ સારો ઉત્સાહ જણાવ્યો, એટલું જ નહિ, પરંતુ આ સદ્‌કાર્યને યથા વિધિ પૂર્ણ કરવામાં પોતાના તરફથી પણ બનતી સહાયતા આપવા જણાવ્યું હતું.

મંદિરના બાંધકામ સંબંધમાં શ્રી રામજીભાઈ તથા સલાટ વાલજીભાઈ રામજી અને કાર્યકર્તા દરેક ભાઈઓના ઉત્સાહને લીધે છેવટે ફાગણ વદી ૦ાા અમાસ { VSAK : 24-Mar-1944} એટલે કે આશરે બે મહિનાની ટુંકી મુદ્દતમાં આ કાર્ય પૂર્ણ થયું, તે સર્વ કામકર્તા ભાઈઓને આભારી છે.

પરિણામે માતાજીની પ્રતિષ્ઠા માટે સંવત ૨૦૦૦ના ચૈત્ર સુદી નવમી { VSAK : 02-Apr-1944} **રામ નવમીના** મંગલમય પવિત્ર દિવસે સવારના દસ વાગ્યાનું મુહૂર્ત નક્કી કરવામાં આવ્યું. ગઢશીશાવાસી પંડિત શ્રી ગોવિંદ મહારાજને તેમની બ્રહ્મમંડળી સહિત બોલાવવામાં આવ્યા તથા પંડિત શ્રી કાશીરામ મહારાજ આસંબીયાવાળાને પણ બોલાવવામાં આવ્યા. દરેક સ્થળે આમંત્રણ પત્રિકાઓ પાઠવવામાં આવી અને તે મુજબ ચૈત્ર સુદીથી ભાવિકજનો આવવા લાગ્યા આમ ચૈત્ર સુદી ૮ની પુનિત પ્રભાતે સનાતન માનવ મેદનીનું અનુપમ દશ્ય જોતાં શ્રી માતાજીની અસીમ કૃપા અને ભક્તિ ભાવના વડે ઉદ્ધવ આશ્રમની શોભા સોનામાં સુગંધ આવ્યાની પેઠે અનુપમ જણાતાં તીર્થધામ સમ આશ્રમ દિપવા લાગ્યું. કીર્તન ધ્વની તેમજ માનવ કિલ્લોલની પ્રચંડપાંખો દ્વારા અસંખ્ય માનવ મુમુક્ષો સંત દર્શનના અભિલાષી આવેશમાં ઉડી ઉડીને શ્રી માતાજીની નૂતન મંદિર ઉદ્યાનમાં વિરામવા લાગ્યા - આમ કરતાં સાંજે છ વાગ્યે તમામ જન સમુદાય **"શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ"**ની સભારૂપે એકત્ર થયો.

**સંવત ૨૦૦૦ના ચૈત્ર સુદી ૮**{VSAK: 01-Apr-1944} **ની જનરલ સભા ૧લીનો ટુંક કાર્યક્રમ :-**

પદ્ધતિસરનું કાર્ય કરતાં શ્રીમાન હરીભાઈ કરમશી કચ્છ મથલ ગામના હાલ રહેવાસી ગુજરાત મોતીસરી કંપાવાળાની પ્રમુખ સ્થાન માટે બહુમતિથી ચુંટણી કરવામાં આવી હતી. સેક્રેટરી તરીકે શ્રીમાન નથુભાઈ નાનજી ગામ-નખત્રાણાવાળાને યોજવામાં આવ્યા હતા.

**મે.પ્રમુખ સાહેબ હરીભાઈ કરમશીનું ભાષણ :-**

પૂજ્ય મહારાજ શ્રી, તેમજ પધારેલા સુજ્ઞબંધુઓ -

આજના અપૂર્વ આનંદને જોઈ હું આપણી પાટીદાર જ્ઞાતિનું અહોભાગ્ય માનું છું. કેટલાક સમયથી આપણી પાટીદાર જ્ઞાતિને આવા સનાતન ધર્મધ્વજ તળે એકત્ર થઈ ઉન્નતિદાયક માર્ગનું અનુકરણ કરતી રહે આ પ્રકારની મારી મનોભાવનાને પૂજ્ય ઉમિયા માતાજીએ આજે પૂર્ણ કરી છે.

આજે જ આપણે કૃપાળુ કુળદેવીના ખરા કૃપા પાત્ર સુપુત્ર તરીકેની ફરજનું કંઈક અંશે પાલન કર્યું ગણાય.

## ૧૦. ઉમિયા માતાજી વાંઢાય પ્રતિષ્ઠા - દી. 02-Apr-1944

ભાઈઓ ! આજના શુભ દિનને માતુશ્રીના પ્રતિષ્ઠા દિન તરીકે ઉજવી, આ પવિત્ર તીર્થધામ ઉદ્ધવ આશ્રમમાં પ્રતિ વર્ષે પધારવા સૌ પાટીદાર ભાઈઓને હું અરજ કરું છું. જ્ઞાતિના શુભેચ્છક ભાઈઓએ હંમેશાં આવા શુભાવસરો અને શુભ કાર્યોને તન, મન અને ધન વડે કરી યથાશક્તિ સહાયતા આપવી જોઈએ.

પૂજ્ય મહારાજશ્રી દયાળદાસજીએ જે પાટીદાર જ્ઞાતિના ઉન્નતિ પ્રદ માર્ગનું પ્રચાર કાર્ય અપનાવી પોતાનું કર્તવ્ય બજાવી રહ્યા છે. તે માટે હું તેમનો હાર્દિક આભાર માનું છું.

શ્રી ગુરૂ ઉદ્ધવરામ મહારાજનો અણમોલ ઉપદેશ આપણે જીવનમાં ઓતપ્રોત ઉતારવો જોઈએ અને ત્યારે જ આપણી ખરી ઉન્નતિ થશે. અત્રે પધારેલા સર્વ મહાનુભાવોનો હું આભાર માનું છું. (તાળીઓ) ત્યારબાદ પૂજ્ય મહારાજશ્રી ઉદ્ધવરામજીએ સનાતન ધર્મના મહત્ત્વને સમજાવી ધર્મપરાયણ થવા આદેશ આપ્યો હતો. તેઓશ્રીએ ધર્મ સાથે આપણા વ્યક્તિગત, સામાજિક તેમજ પરમાર્થિક પ્રત્યેક બાબતોનો ગાઢ સંબંધ બતાવ્યો હતો.

ત્યારબાદ શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈ વિરાણીવાળાએ સનાતન સંસ્કાર તેમજ સદાચાર વિશે સારું એવું સ્પષ્ટીકરણ કર્યું હતું. તેમના કથન મુજબ સદાચાર વડે જ ધર્મ જાળવી શકાય અને સદ્‌સંસ્કાર વિનાનો મનુષ્ય એ ખરેખર માનવાકૃતિ પશુ સમાન છે એમ બતાવ્યું હતું.

ત્યારબાદ સેક્રેટરી નથ્થુભાઈ નાનજીએ બહારથી આવેલા નિવેદન પત્રો સભા સમક્ષ વાંચી સંભળાવ્યા હતા જે નીચે મુજબ હતા.

**શ્રીમાન શીવદાસભાઈ કાનજી તથા રાજારામ શામજીનું નિવેદન :-**

**પરમ પૂજ્ય મહારાજ દયાળદાસજી ગુરૂ ઓધવરામજીની પવિત્ર સેવામાં**

**સ્વસ્થાન ઈશ્વરનગર (વાંઢાય)**

તમારો પોસ્ટ કાર્ડ મળ્યો વાંચીને ઘણો આનંદ થયો છે. તમો અમારી જ્ઞાતિને ઊંચા સંસ્કાર આપી નિર્લજ પાખંડ પંથમાંથી છોડાવી અસલ પોતાના સનાતન ધર્મ ઉપર લાવવા આપ જે જહેમત ઉઠાવી રહ્યા છો તેના માટે તમોને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો જ ગણાય.

ઉમિયા માતાનું મંદિર બાંધી તમોએ મહેનત અને ઉજાગરા કરી આ પાટીદાર જ્ઞાતિને વધારે ઋણી બનાવી છે.

વિશેષમાં અમોએ તમોને રૂા.૧૦૨નું મનીઓર્ડર મોકલ્યું છે, તેમાં રૂા.૫૧ પટેલ રાજારામ શામજી માનકુવાવાળાના છે તથા રૂા.૫૧ તે પટેલ કાનજી વીરજી વિરાણીવાળાના નામથી લખશો અને હસ્તે શીવદાસ કાનજી કરશો.

મહારાજ દયાળદાસજીએ આપણી પાટીદાર જ્ઞાતિ માટે કચ્છ અને ગુજરાતમાં રાત દિવસ નહિ જોતાં, ટાઢ તડકા નહિ ગણતાં જ્ઞાતિને ઉજ્જવળ બનાવવા માટે જે મહેનત કરી છે, તે માટે તેમને જેટલા ધન્યવાદ દઈએ તેટલા ઓછા છે અને હજુ પણ પ્રભુ તેમને બળ, બુદ્ધિ અને આયુષ્યવાન બનાવો. જેથી પાટીદાર જ્ઞાતિને વધારે

સંસ્કારવાન બનાવે, તેવી અમારી પરમ કૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના છે. એજ.

લી.પટેલ શીવદાસ કાનજી તથા રાજારામ શામજીના પાયલાગણા
વાંચશો. **દા.શીવદાસ કાનજી**

**શ્રીમાન કાનજીભાઈ નથ્થુભાઈ વેરસલપરવાળા (હાલ-મુંબઈ)નું નિવેદન :-**

પરમ કૃપાળુ પૂજ્ય વડીલો, માતાઓ, બહેનો તથા સદ્‌ગૃહસ્થો મારા લખવામાં કાંઈ ભુલ જણાય તો આપ પરમ કૃપાળુઓ માફ કરશો.

વિશેષમાં હું આજે આપણી જ્ઞાતિને ધન્યવાદ આપું છું. જે ભાઈઓએ પોતાના ખરા અંતઃકરણથી તન, મન અને ધન અર્પણ કર્યા છે તેમને ધન્યવાદ છે અને પરમ કૃપાળુ ઈશ્વર આવી સદ્‌બુદ્ધિ, આવા શુભ કાર્યને કરવાને હંમેશાં આપે અને આપણી જ્ઞાતિ માટે પૂજ્ય મહારાજશ્રીએ જે તકલીફ લીધી છે અને જે સત્ય માર્ગ બતાવ્યો છે તેને માટે હું વર્ણન લખી શકતો નથી. આવા સજ્જન મહાપુરૂષો આ કાર્ય વિશે અને સનાતન ધર્મને માટે મહેનત કરી રહ્યા છે અને હજુ પણ કરવા પરમાત્મા તેમને લાંબુ આયુષ્ય બક્ષે.

આ શુભ પ્રસંગે શ્રી માતાજીના ચરણમાં અલ્પભેટ રૂા.૨૬૮ મોકલ્યા છે તે સ્વીકારવા કૃપા કરશો. પરમ કૃપાળુ પરમાત્મા, પૂજ્ય મહારાજશ્રી તથા જ્ઞાતિના સદ્‌ગૃહસ્થો તેમજ માતાઓ હું હાથ જોડી નમસ્કાર કરી મારું લખવું પુરું કરું છું. મારી જે કાંઈ ભુલ હોય તે આપ સૌ માફ કરશો.

ૐ શ્રી અંબિકા માતાની જય હો. પૂજ્ય કૃપાળુ પરમાત્માની જય હો. પૂજ્ય મહારાજશ્રી ઓધવરામની જય હો. પૂજ્ય મહારાજશ્રી દયાળદાસની જય હો. કડવા પાટીદારની ઉન્નતિ હો. સનાતન ધર્મની જય હો.

લી.કાનજીભાઈ નથ્થુભાઈ ગામે વેરસલપરવાળાના હરી ૐ

**ગુજરાતમાં રામસી કંપા નિવાસી ભાઈઓ સમસ્તનો આવેલો પત્ર :-**

પૂજ્ય મહારાજશ્રી, આપશ્રીએ કચ્છ દેશમાં ઈશ્વરનગરમાં માતાજીની સ્થાપના કરી, ખરેખર પાટીદાર જ્ઞાતિને ઉજ્જવળ કરી છે. આ માંગલિક પ્રસંગમાં અમારાથી આવી ન શકાયું તે માટે ક્ષમા આપશો. તેમજ પૂજ્ય માતાજીના ચરણે અમારી સર્વ ભાઈઓની અલ્પભેટ રૂા.૧૦૦ પોસ્ટ મારફતે મોકલ્યા છે તે સ્વીકારશોજી.

લી.ગામ સમસ્તના ભાઈઓ વતી જેઠાભાઈ હરીભાઈના હરી ૐ

**ગુજરાતમાં નવાનગર (દેરોલ કંપા)ના ભાઈઓ સમસ્ત તરફથી આવેલ પત્ર :-**

પરમ પૂજ્ય મહારાજશ્રી ઓધવરામજી તથા પૂજ્ય મહારાજશ્રી દયાળદાસજીની પવિત્ર સેવામાં ઈશ્વરનગર (વાંઢાય)

વિ.વિ.સાથે લખવાનું જે, શ્રી ઉમિયાજી માતાના પ્રતિષ્ઠા મહોત્સવની આમંત્રણ પત્રિકા મળી વાંચી અનેરો આનંદ થયો. પરંતુ કામના રોકાણના લીધે અમારાથી શ્રી માતાજીના દર્શનનો અમૂલ્ય લાભ લેવાયો નથી, તો ક્ષમા કરશો. આજ રોજ રૂા.૫૦નું મનીઓર્ડર નીચે મુજબ નામવાર મોકલેલ છે તે શ્રી માતાજીના ચરણ કમળમાં ભેટ ધરી કૃપાપાત્ર બનાવશો.

## ૧૦. ઉમિયા માતાજી વાંઢાય પ્રતિષ્ઠા - દી. 02-Apr-1944

આપશ્રીએ અમારી જ્ઞાતિને પડતીના પાતાળેથી ઉન્નતિના શિખરે બિરાજમાન કરવા ભગીરથ પ્રયાસ આદરી સનાતન ધર્મને વિજય ધ્વજ ફરકાવ્યો છે. તે બદલ અમો આપનો અનહદ આભાર માનીએ છીએ. ઉત્સવનું ટુંકમાં વર્ણન લખી કૃપા કરશો એજ ચૈત્ર સુદી ૩

દા.માસ્તર નાથાલાલ મોહનલાલના સ્નેહ વંદન સ્વીકારશો.

**મુંબઈથી ગઢશીશા નિવાસી ભાઈઓ તરફથી આવેલો પત્ર :-**

સર્વ ઉપમા જોગ પૂજ્ય દયાળદાસજી ગુરૂ ઓધવરામજીની પવિત્ર સેવામાં એતાનશ્રી મુંબઈથી ગઢશીશાના ભાઈઓ તરફથી પા.હીરજી લાલજી તથા શામજી રતના તથા વિશ્રામ હંસરાજ વગેરે યુવકભાઈઓના હરીહર વાંચશોજી.

વિશેષમાં આપ આવા કઠીન વખતમાં પણ કુળદેવી શ્રી ઉમિયા માતાજીનું મંદિર કરી પ્રતિષ્ઠા કરી રહ્યા છો તે માટે તમને ધન્યવાદ છે. અમારી જ્ઞાતિના જે જે ભાઈઓએ ગુજરાત તેમજ કચ્છમાંથી આ મંદિર માટે તન, મન અને ધનથી ટેકો આપ્યો છે. તેને અમે ધન્યવાદ આપીએ છીએ. આ પ્રતિષ્ઠાનો રિપોર્ટ બહાર પડે તે કૃપા કરી અમને જરૂર મોકલશોજી. અમો ભાઈઓ મળીને રૂા.૫૦ મનીઓર્ડરથી મોકલ્યા છે તે ફુલને ઠેકાણે પાંખડી સ્વીકારશોજી. એજ.

દા.વિશ્રામ હંસરાજના હરીહર વાંચશો.

**ઘાટકોપર યુવક મંડળના ભાઈઓ તરફથી આવેલો પત્ર :-**

પૂજ્ય મહારાજ શ્રી દયાળદાસજી ગુરૂ ઓધવરામજીની પવિત્ર સેવામાં

મુ.ઈશ્વરનગર (વાંઢાય)

ઘાટકોપરથી લી.પાટીદાર યુવક મંડળના સર્વ ભાઈઓના હરી ૐ સ્વીકારશોજી. વિ.વિ. સાથે લખવાનું જે પૂજ્ય માતાજી શ્રી ઉમિયા દેવીની પ્રતિષ્ઠા પ્રસંગમાં સર્વ ભાઈઓ તરફથી ભેટના રૂા.૧૪૦નું મનીઓર્ડર મોકલેલ છે તે સ્વીકારશોજી. કારણવશ ન અવાયું તે માટે ક્ષમા આપશોજી.

લી.પાટીદાર યુવક મંડળ - ઘાટકોપર દા.ભીમજી મેઘજીના પ્રણામ.

ઉપરોક્ત નિવેદનો વંચાયા બાદ વોલંટીયર ભાઈઓની ચુંટણીનું કાર્ય કરવામાં આવ્યું હતું અને સેવા કાર્ય માટે ગુજરાત નિવાસી યુવક ભાઈઓએ પધારી કચ્છવાસી પાટીદાર યુવક સાથે મળી આ પવિત્ર કાર્યમાં તન, મન અને ધનથી પુરતો સાથ આપવા વિનંતી કરી હતી જે ધન્યવાદ સાથે સ્વીકારવામાં આવી હતી.

શ્રીમાન શીવગણભાઈ લાલજી પટેલ વિરાણીવાળા કે જેઓએ વોલંટીયર વર્ગનું કુલ સંચાલન કરવાનું સ્વીકાર્યું હતું. સર્વ યુવક ભાઈઓના ઉત્સાહને ખરેખર ધન્યવાદ ઘટે છે.

સભામાં સુજ્ઞ ભાઈઓના કેટલાક પ્રવચનો બાદ સેક્રેટરી શ્રીમાન નથ્થુભાઈ નાનજીભાઈ નખત્રાણાવાળાએ રાષ્ટ્રીય કેળવણી વિષય ઉપર રસમય વાણીમાં ટુકું પણ અસરકારક ભાષણ કરેલું હતું આખરે તાળીઓના હર્ષનાદ વચ્ચે અને પૂજ્ય ગુરૂ મહારાજશ્રીના આનંદ-આશીર્વાદ સાથે સભા વિસર્જન થઈ હતી.

## સભા ૨જીનો કાર્યક્રમ :-

આજની સભાના પ્રમુખ તરીકે શ્રીમાન પરબતભાઈ લખુભાઈ પટેલ ગામ મથલવાળાની સર્વાનુમતે ચુંટણી કરવામાં આવી હતી. પ્રમુખ સાહેબે પોતાનું આસન લીધા બાદ કામકાજ ચાલુ કરવામાં આવ્યું.

**શ્રીમાન પરબત લખુભાઈ પટેલનું પ્રવચન :-**

મારા પ્રિયબંધુઓ અને માતાઓ

આજે આપણે આ ઈશ્વરનગરની પવિત્ર ભૂમિ ઉપર ભેગા થયા છીએ અને આપણી કુળદેવી ઉમિયા માતાજીની સ્થાપના (પધરામણી) કરવા માટે અત્રે આવ્યા છીએ તેનો આભાર માનું છું.

આપણી જ્ઞાતિમાં અજ્ઞાનતાને લીધે ઉંચી કોટીના હિન્દુઓને ન છાજે તેવા રિવાજો ઘુસી ગયા છે, તેને કાઢી સનાતની બનવાને આપણા મુરબ્બી ધર્મવીરોએ આપણા માટે સેવા સાધી છે. એટલું જ નહિ પણ ધર્મ ધુરંધર પૂજ્ય મહારાજ શ્રી ઓધવરામજીએ પોતાના શિષ્ય દયાળદાસજીને આપણી જ્ઞાતિમાં પ્રચાર કરવા માટે આપણને અર્પણ કરેલ છે. જેમણે કચ્છ તેમજ ગુજરાતમાં ગામો ગામ ફરી ખૂબ પ્રચાર કરી, આપણે મૂળ જાતી કોણ? તેનું પૂરેપુરું આપણને ભાન કરાવ્યું છે. જેથી આપણામાં ખૂબ જાગૃતિ આવી છે. તેમનો હું આભાર માનું છું.

ગામ મથલવાળા હરીભાઈ કરમશી હાલ મોતીસરી કંપામાં વસે છે. તેમણે જ્ઞાતિની લાગણી ધરાવી કુળદેવીનું મંદિર બનાવવાને મોટો ફાળો આપી તન, મન અને ધનથી મહેનત કરી રહ્યા છે તેનો પણ હું આભાર માનું છું. સર્વ ભાઈઓ આ કાર્યમાં છેવટ સુધી પુરેપુરો સાથ સહકાર આપશે એવી હું આશા રાખું છું. તેમજ સર્વ ભાઈ-બહેનો સનાતન ધર્મ પાળતા રહેશે એવી વિનંતી કરું છું. સાથે સાથે શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈ બે બોલ સંભળાવશે એવી હું આશા રાખું છું.

**શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈનું ભાષણ :-**

મહેરબાન પ્રમુખ સાહેબ પૂજ્ય મહારાજશ્રી તથા સુજ્ઞ બંધુઓ !

આપણી જ્ઞાતિમાંથી સનાતન તરીકેના આપણા ચારિત્રોને ડાઘ લગાડતા એવા આસુરી રૂઢી રિવાજોનો સત્વરથી નાશ કરવો જોઈએ. જીવન વિરોધી બાળલગ્નની અનઈચ્છનીય પ્રથાથી આપણી જ્ઞાતિની જે અધોગતિ થઈ રહી છે, જેનો આભાસ લેતાં હૃદય કંપી ઉઠે છે. બાળલગ્નના રૂઢી રાક્ષસ વડે આપણા સમાજમાં ગૃહસ્થાશ્રમ ઉપર તેમજ બ્રહ્મચર્યાશ્રમ ઉપર એક પ્રચંડ વિધ્વંશ થઈ રહ્યો છે.

છુટાછેડાનો કારમો કલેશાધાર જનતાને પતિત બનાવી રહ્યો છે, માટે આ નાશકારક પ્રથાથી આપણે સચેત થવું જોઈએ.

વિશેષમાં આ સંસ્થાને આપણાથી બનતી દરેક પ્રકારની સહાયતા કરવી તે આપણી ફરજ છે. કચ્છ દેશમાં આ પવિત્ર સ્થાન આપણું કેન્દ્રસ્થાન છે. આ તપો ભૂમિના તપેશ્વરીના તેજ કિરણો આપણા અજ્ઞાનરૂપી તિમીરને દૂર કરી આપણને ઉજ્જવળ કરશે માટે આ ઉદ્ધવ આશ્રમમાં પ્રતિવર્ષ પધારી શ્રી માતાજીના દર્શન કરી તીર્થયાત્રા કરવી એ આપણી સૌની ફરજ છે.

અત્રે સભામાં પધારેલા મહેરબાન માસ્તર સાહેબ મગનલાલભાઈ તથા શ્રીયુત રસીકલાલભાઈ પોતાની

વિદ્વતાથી અમૃતમય વાણીથી બે બોલ સંભળાવવા કૃપા કરશે એવી હું આશા રાખું છું. (તાળીઓ)

**શ્રીયુત મગનલાલ માસ્તર સરસ્વતી સદનવાળાનું પ્રવચન :-**

ભાઈઓ અને બહેનો

આપણે આજે જે ભૂમિ પર એકઠા થયા છીએ એ ભૂમિ મહાપ્રતાપી છે અને પ્રતાપી હોવાના કારણે જ પરમ પૂજ્ય મહારાજશ્રી ઈશ્વર રામજીએ આ ભૂમિને પોતાની તપોભૂમિ માની છે. જે સ્થાન વેરાન અને ઉજ્જડ હતું ત્યાં આજે જે પરિવર્તન થઈ રહ્યું છે તે તમે સૌ જોઈ શકો છો. એ તપસ્વી પુરૂષના તપના પ્રતાપે આજે આ સ્થાન જાત્રાનું ધામ બન્યું છે અને તેથી જ આજે આપણે સૌ મનનો મેલ દૂર કરવા અને આત્માની ઉન્નતિ કાજે એકઠા થયા છીએ.

મહારાજશ્રીએ **સરસ્વતી સદનની** સ્થાપના પોતાના વરદ્ હસ્તે કરી ઉન્નતિ કાર્યમાં પોતાનો ફાળો નોંધાવ્યો છે. **ગુરૂકુળની** સ્થાપના કરી આર્ય ધર્મની ઉન્નતિ કાજે કમર કસી છે. આજે પરોક્ષ રીતે પોતાના શિષ્ય દયાળદાસજી પ્રયાસથી સનાતન ધર્મ પ્રચાર કરી રહ્યા છે. પરિણામમાં આજે આપણે સૌ ઉમિયા માતાના ધામનું નવસર્જન કરવા એકઠા થયા છીએ. ધર્મ, શિક્ષણ અને રાષ્ટ્ર ઉન્નતિરૂપી ગંગાનો ત્રિવેણી સંગમ આજે મહારાજ શ્રી ઈશ્વરરામજીની પવિત્ર ભૂમિમાં વહેવા લાગ્યો છે.

તમે જગતના તાત છો કારણ કે પૃથ્વી પરનો ઉત્તમ ધંધો તમારા હાથમાં છે. તમારી તોલે જગતમાં કોઈ શ્રેષ્ઠ નથી. તમારા વિના આ દેશની ઉન્નતિ શક્ય નથી જ.

બધી પ્રવૃત્તિઓમાંથી મુક્તિ મેળવી બેઠેલા મહારાજ શ્રી ઉદ્ધવરામજી પોતાના પરનો વહેવારી બોજો દૂર કરી બેઠા છે. પણ આવી પ્રવૃત્તિઓ તો તેમનો આત્મા છે. આવી પ્રવૃત્તિઓને આગળ વધારવી એ જ એમનો જીવનમંત્ર છે. એ જ એમનું પ્રભુ ભજન છે. તમારા માટે તેઓશ્રીએ કમર કસી છે, તે માટે સૌ ભાઈઓ તેમના ઋણી છે.

શિક્ષણ લીધા વિના ધારણ કરેલા ધર્મથી કશો ફાયદો નથી. કેળવણી પામ્યા વિનાનો મનુષ્ય પશુ સમાન છે. એટલે શિક્ષણ સૌથી પહેલાં લેવાની જરૂર છે. શિક્ષણ કોને કહેવાય? અને તે કેવા પ્રકારનું જોઈએ? એ પ્રશ્ન બહુ મોટો છે તેથી બીજી વખતે ચર્ચીશું. અત્યારે તો હું એક વિનંતી કરું છું કે, આપ શાળાઓ ઉભી કરો તેમાં છોકરાંને ગોંધી ન રાખતાં તેમના ચિત્તની શાંતિ થાય, મનની મોકળાશ થાય અને હૃદયને આનંદ આપે તેવા સ્થાનને પસંદ કરી ઉચ્ચ પ્રકારની વ્યવસ્થા કરવી જોઈએ. શિક્ષણનો વિચાર કરતાં તમે આટલું વિચારશો, આવું વાતાવરણ જોશો તો પણ બસ થશે. બોલો ઉમિયાજી માતકી જય. (તાળીઓ)

ત્યાર પછી શ્રીમાન રસિકલાલ જોશી માજી નિયામક ઈશ્વરરામ ગુરૂકુળ વાંઢાયવાળાએ વિદ્યા, સામાજિક ઐક્યતા વડે રાષ્ટ્રીય ઉન્નતિ તેમજ પૂજ્ય મહારાજશ્રીના તે માટેના પ્રશંસનીય પ્રયત્નો ઉપર બહુજ અણમોલ પ્રવચન આપ્યું હતું. તેઓશ્રીના કહેવા મુજબ જન સમાજની વાસ્તવિક ઉન્નતિનો મૂળ આધાર કેળવણી ઉપર છે. કેળવણીના ઉચ્ચ આદર્શોને સમાજના બાળકો તેમજ સ્ત્રી, પુરૂષ દ્વારા ગ્રાહ્ય કરવામાં આવે તો જ નાગરિકતાના શિર્ષક હેઠળ સામાજિક તેમજ રાષ્ટ્રીય ઉન્નતિ થઈ શકે છે. ઉન્નતિના સર્વ પ્રથમ પગથીયા રૂપે સમાજમાં ઉગતી પ્રજાની કુમળી જીવન ક્યારીઓમાં આદર્શ કેળવણીના અમૃતનું સિંચન થાય તો ભવિષ્યમાં તેમાંના પ્રફુલ્લિત રોપાઓમાંથી નૂતન નાગરીક વૃક્ષ થશે. જેના ફળ સ્વરૂપ પ્રેમ, પુરૂષાર્થ અને પાખંડ નાશની વૃદ્ધિ થઈ ઉન્નતિના

આદર્શને મેળવી શકાશે. ઉપર મુજબના વિદ્વતાભર્યા અત્યંત રહસ્યથી ભરેલા વ્યાખ્યાન બાદ તેઓશ્રીએ પોતાનું સ્થાન લીધું હતું.

ત્યારબાદ પૂજ્ય મહારાજશ્રીનું ધાર્મિક વ્યાખ્યાન થયા બાદ શ્રીમાન નથ્થુભાઈ નાનજીભાઈ તથા અન્ય વક્તાઓએ કેળવણી વિષયક પ્રવચનો કર્યા હતા ને મોડી રાત્રે સભા વિસર્જન થઈ હતી.

## શ્રી માતાજીની પ્રતિષ્ઠા :-

સંવત ૨૦૦૦ની રામનવમી{ VSAK: 02-Apr-1944} નું નૂતન પ્રભાત એ હિન્દુ જનતાના એક અકથનીય આનંદવર્ધક પ્રસંગ માનવામાં આવે છે. મર્યાદા પુરૂષોત્તમ ભગવાન શ્રી રામચંદ્રજીના સ્વરૂપ સૌરભના દિવ્ય કિરણો સનાતન જીવન ક્ષેત્રને આજના માંગલિક પ્રભાતથી જ પ્રકાશયુક્ત બનાવે છે. તેજ અનુપમ સંયોગોમાં જગજનની શ્રી ઉમિયા દેવી પ્રત્યેની પૂજ્ય ભાવના આશ્રમ ઉપસ્થિત સજ્જન સમાજમાં ઝળહળવા લાગી. માતાજીની કૃપા કટાક્ષ વડે આજની માનવમેદની ઉદયાચળ અવસ્થાને પામી, પ્રેમ ભક્તિના સનાતન શિખરો વચ્ચેથી લગન લાલિમાના સોનેરી રંગોથી રંગાયેલી જોવામાં આવી.

વિધિસરનું કાર્ય કરતા પંડિત શ્રી ગોવિંદજી મહારાજ તેમજ તેમની બ્રહ્મમંડળી દ્વારા વેદોક્ત મંત્રોચ્ચાર વચ્ચે માતાજીના આહ્વાહન માટે હોમ વિધિ વખતે વેદધ્વજાથી યજ્ઞ મંડપ ગર્જી રહ્યો, અનેક વિધિની સાત્વિક સામગ્રીથી શ્રીમાન હરીભાઈ કરમશીના ચિ.ડાહ્યાભાઈ તથા મેઘજીભાઈના શુભ હસ્તે યજ્ઞ કુંડમાં આહુતિઓ આપવામાં આવી અને ષોડસોપચારે શ્રી માતાજીની પુજા અર્ચના કરી. છેવટે હવનની પૂર્ણાહુતિ થયા બાદ શ્રી માતાજીની પધરામણી માટેની પદ્ધતિસર ક્રિયાઓ કરવામાં આવી અને ત્યાં જ સભા ભરવામાં આવી. આજની સભાના પ્રમુખ તરીકે મુરબ્બી રવજીભાઈ લાલજીભાઈ પટેલ ગામ લુડવાવાળાની સર્વાનુમતે વરણી કરવામાં આવી હતી. જે તેઓ શ્રીએ સાભાર સ્વીકારી સભા કાર્ય શરૂ કરવામાં આવ્યું હતું. જેમાં સર્વ પ્રથમ કળશ (શિખર) સ્થાપનનું શુભ કાર્ય શ્રીમાન હરીભાઈ કરમશીના શુભ હસ્તે કરાવતાં તેઓશ્રીએ રૂા. ૨૫ શ્રી માતાજીના ચરણે ભેટ આપી હતી.

ત્યારબાદ ધ્વજા આરોપણની માંગલિક ક્રિયા શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈના શુભ હસ્તે થતાં તેઓશ્રીએ કોરી ૪૦૧ માતાજીના શુભ ચરણે ભેટ ધરાવી તથા સાથે સાથે પૂજ્ય માતાજીની મૂર્તિ-પ્રતિષ્ઠિત કરવાની અજોડ ક્રિયા પ્રસંગ પણ તેમના જ વરદ્ હસ્તને પ્રાપ્ત થતાં તેમણે તે બાબત ફરીથી કોરી ૬૦૧ શ્રી માતાજીના ચરણે અર્પી, પાટીદાર જ્ઞાતિમાં માતૃભક્ત વ્યક્તિત્વને મેળવ્યું છે. તેમની સેવાભાવી સ્ફુરણાઓને માતાજી પ્રતિદિન વિકસિત રાખો !

**ત્યારબાદ શ્રી માતાજીને પુષ્પમાળા આરોપણ ક્રિયા થતાં ક્રમવાર ત્રણ ફુલહાર ચડાવતાં**

૧. રામજીભાઈ જેઠાભાઈ નખત્રાણાવાળાએ પુષ્પમાળા આરોપણ કરતાં કોરી ૩૫૧ ભેટ રાખી હતી.

૨. વેલજીભાઈ ભાણજીભાઈ ગુજરાત બોરડી ટીંબા કંપાવાળાએ પુષ્પમાળા આરોપણ કરતાં કોરી ૧૦૧ ભેટ રાખી હતી.

૩. સૌ.મેઘબાઈ તે શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈના ધર્મપત્ની તરફથી ચડાવતાં તેમણે કોરી ૨૦૧ ભેટ રાખી હતી.

## ૧૦. ઉમિયા માતાજી વાંઢાય પ્રતિષ્ઠા - દી. 02-Apr-1944

શ્રી માતાજીની પૂજન વિધિમાં આરતી અનુક્રમે ત્રણ વખત ઉતારતા,

૧. શ્રીમાન મનજીભાઈ જેરામભાઈ મિસ્ત્રી મુ.માધાપર (કચ્છ)વાળા તરફથી ઉતારવામાં આવતાં તેમણે કોરી ૮૨૫ ભેટ ધરી.

૨. શ્રીમાન હરીભાઈ કરમશીના શુભ હસ્તે ઉતારવામાં આવતાં તેમણે કોરી ૩૦૧ ભેટ રાખી.

૩. શ્રીમાન વેલજીભાઈ ભાણજી તથા શ્રીમાન માવજીભાઈ પ્રેમજી બોરડી ટીંબાવાળા તરફથી ઉતારવામાં આવતાં કોરી ૧૧૦ ભેટ રાખી.

ચામ્મર ઢળાવવાની શુભ ક્રિયા શ્રીમાન જશાભાઈ કાનજી પાંચાણી મુ.નખત્રાણાવાળા તરફથી થતાં તેમણે કોરી ૧૨૫ ભેટ રાખી.

નૈવેદમાં ભોગ ધરાવવાની ક્રિયા તે શ્રીમાન મનજીભાઈ જેરામના ધર્મપત્ની તરફથી કરવામાં આવતા તેમણે કોરી ૨૦૧ ભેટ ધરાવી હતી.

આ માંગલિક પ્રસંગે પધારેલા કચ્છ તેમજ ગુજરાત નિવાસી સજ્જનો તરફથી જે સહર્ષ ભેટો માતાજીના ચરણે ધરાવવામાં આવી હતી તે ઉપરોક્ત પ્રસંગોની નોંધ લેવામાં આવી હતી. કારણ વશ ન પધારેલા ભાઈઓ તરફથી જે જે ભેટ રકમો આવી હતી તે કુલ ભેટની રકમોનો પુરતો અહેવાલ પાછળના દાન પ્રકરણમાં આપવામાં આવ્યો છે. માતાજીના પ્રતિષ્ઠા પ્રસંગને ઉજ્જવળ ક્રિયાકાંડની પૂર્ણાહુતિ આપતા સર્વ સજ્જનોએ અલ્પ ફલાહાર કર્યો હતો અને ત્યાર બાદ લગભગ બે વાગ્યે સભાના રૂપમાં સૌ ભાઈ-બહેનોએ હાજરી આપવાના પ્રસ્તાવ સાથે જયનાદો વચ્ચે સૌ વિસર્જીત થયા હતા.

### જનરલ સભા ૪થીનો કાર્યક્રમ :

સંકેત મુજબ સર્વ સજ્જનોના સભારૂપે એકત્ર થયા પછી શરૂઆતમાં આશ્રમ નિવાસી સાધુ પ્રભુદાસજીએ કુળદેવી ઉમિયાજીનું સ્તવન સંગીત દ્વારા કર્યું હતું. શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈને સભાપતિ સ્થાને બિરાજવા સર્વાનુમતે આગ્રહ થતાં તેઓશ્રીએ પોતાનું સ્થાન શોભાવ્યું હતું અને લાગણી સ્પદ પ્રવચન કર્યું હતું.

પૂજ્ય મહારાજશ્રી તેમજ વહાલા સ્વજ્ઞાતિ બંધુઓ તથા અન્ય પધારેલા સદ્ગૃહસ્થો અને પૂજ્ય માતાઓ,

પૂજ્ય માતાજીની પરમ કૃપા વડે આજે આપણે સૌ અહીં એકત્ર થયા છીએ, પૂર્વે પણ આજ માંગલિક દિવસે મર્યાદા પુરૂષોત્તમ ભગવાન શ્રી રામચંદ્રજીએ પોતાની અવતાર વિષયક લીલાઓની શરૂઆત કરેલી છે, તો તે શુભ અવસરને જોઈ પરમ કૃપાળુ કુળદેવી શ્રી ઉમિયા માતાજીએ આપણા હૃદયમાં વાસ કર્યો છે. પરિણામમાં આપણી જ્ઞાતિમાં પડી ભાંગેલી સુધારક પ્રવૃત્તિઓને આજ ખરેખર પુનર્જિવન આપ્યું છે. તેના પ્રત્યક્ષ પ્રમાણ તરીકે આપણે સૌ આજે કચ્છ દેશના આંગણે ઉદ્ધવ આશ્રમમાં માતાજીની પ્રતિષ્ઠા મહોત્સવ જોઈ રહ્યા છીએ, તે જોઈને મને ઘણો આનંદ થાય છે. આ ઉપરથી હું આશા રાખું છું કે હવે આપણી જ્ઞાતિમાં સનાતન પ્રકાશ વડે પાખંડી પંથોનો અંધકાર વધારે ટકી શકે તેમ નથી માટે બંધુઓ આપણી જ્ઞાતિની ઉન્નતિ ચાહતા હો તો સુધારાની પવિત્ર વેદિમાં ઝંપલાવશો અને વૈદિક સનાતન ધર્મનો પ્રચાર તન, મન, ધનથી કરવા કટીબદ્ધ થાઓ. આપણી સનાતન

સંસ્કૃતિને પવિત્ર રાખવા અસંખ્ય વીરોએ બલીદાનો આપેલા છે. વીર ક્ષત્રાણીઓએ જોહર વ્રત કર્યા છે. ગુરૂ ગોવિંદસિંહના કુમળા બાળકો સદેહે દિવાલમાં ચણાયા છે પણ સ્વધર્મને છોડ્યો નથી. માટે બંધુઓ, આપણે પણ હવે કેશરીયાં કરી આસુરી અંધકારનો નાશ કરવો જરૂરી છે. એવી મારી જ્ઞાતિના નવયુવકોને હાકલ છે.

નીતિકારોએ કહ્યું છે કે,

**પરિવર્તની આ સંસારે મૃતકો વાન જાયતે**
**સજાતો યેન જાતને જ્ઞાતિવંશ સમોન્તીમ ॥**

ભાવાર્થ :- આ સંસારમાં ઘણાએ જીવો જન્મ ધારણ કરી મૃત્યુને પામે છે, પરંતુ તે બધાના વિશે ખરો જન્મ લેનાર તેને જ ગણી શકાય જે જન્મીને જ્ઞાતિ સેવા વડે કરી તેની ઉન્નતિ સાધે છે.

આજના સનાતન પર્વ રામ નવમીના રહસ્યને ખરેખર આપણે જો ઉજવતા હોઈએ તો મર્યાદા પુરૂષોત્તમ શ્રી રામચંદ્રજીના પિતૃ ભક્તિ ભાતૃભાવ. ગૃહસ્થ ધર્મ, એક પત્નીવ્રત, ક્ષમા, શીલ વગેરે આદર્શોને આપણા જીવનમાં કંઈક ને કંઈક ઉતારવા જોઈએ. તેમજ મારી માતાઓએ પણ આ સમયે શ્રી સીતા માતાના પવિત્ર પતિવ્રતા ધર્મના રહસ્યને જરૂર ગ્રહણ કરવું જોઈએ. આજના અમૂલ્ય અવસરથી જ આપણે જ્ઞાતિ ઉન્નતિના સેવા કાર્યને જીવનનો મંત્ર બનાવવો જોઈએ.

મારા જીવન દરમિયાન જ્ઞાતિ બંધુઓની જે યદ્‌કિંચિત સેવા હું કરી શક્યો છું તેને મારું પરમ કર્તવ્ય સમજીને તેમાં મેં સદા આનંદ માન્યો છે. હજુ પણ જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં મારા તન, મન અને ધનનો જ્ઞાતિ હિતાર્થે સદ્‌ઉપયોગ કરવાનો સુયોગ પ્રાપ્ત થશે. તેમાં હું મારું અહોભાગ્ય સમજી લેશમાત્ર પણ પાછો નહિ ફરું. મારી આ પૂજ્ય ભાવનાને માતાજી અમર રાખો.

આ સ્થળે મારે યાદ આપવું જોઈએ કે પાટીદાર જ્ઞાતિના ઉન્નતિપ્રદ ભવિષ્ય માટે મહારાજ શ્રી ઓધવરામજીની જે સતત ભાવના છે, તે ખરેખર આપણને ઋણી બનાવે છે. તેમની આવા પ્રકારની જન સમાજ કલ્યાણકારી ધગશ તેમને શોભે તેવી જ છે. મારા પાટીદાર ભાઈઓએ તેમના અતુલનીય ઉપકારની યાદ ખાતર તેમના આનંદદાયક આદર્શને હંમેશા ઝીલવો જોઈએ. (તાળીઓ)

તેમણે પાટીદાર જ્ઞાતિની ઉન્નતિમાં, કેવળ મનથી નહિ પરંતુ પોતે જગે જગે પાળા ચાલીને, શારીરિક કષ્ટો વેઠીને સદ્‌ઉપદેશો દ્વારા એક જબ્બર ફાળો આપ્યો છે તેજ આપણા ઉજ્જવળ ભવિષ્યના પુરાવા રૂપ છે. તેમણે પોતાના શિષ્ય સાધુ દયાળદાસને પણ પાટીદાર જ્ઞાતિ ઉન્નતિ અર્થે ખાસ રોકેલા છે. આમ પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપનાર તેઓશ્રીના પણ આપણે ઋણી છીએ.

ભાઈઓ ! આ જાગૃતિ સમય માત્રની જ ઉન્નતિ સાધવાનો નથી, પરંતુ સનાતન સંદેશને સાંભળી સામાજિક ઉન્નતિની સાથે જ વ્યક્તિગત શ્રેય સમાયેલું સમજીને સંગઠન શક્તિ વધારવાનો છે. સંઘબળ માટે પૂજ્ય મહારાજશ્રીજીએ આપણને વારંવાર ઉપદેશ કરેલો છે અને આજ પણ તેઓ પોતાની અમૃતમય વાણીનો લાભ આપણને આપશે એવી મારી વિનંતી છે. (તાળીઓ)

## ૧૦. ઉમિયા માતાજી વાંઢાય પ્રતિષ્ઠા - દી. 02-Apr-1944

**પૂજ્ય મહારાજશ્રી ઉદ્ધવરામજીનું પ્રવચન** (તાળીઓ તથા જયનાદ સાથે)
વહાલા પાટીદાર ભાઈઓ,

પાટીદાર જ્ઞાતિમાં કુળદેવી ઉમિયા માતા પ્રત્યેની પૂજ્ય ભાવનાને જોઈને મને આનંદ થાય છે. આજનો શુભ દિવસ તે (રામનવમી) ભગવાન શ્રી રામચંદ્રજીનો જન્મ દિવસ છે. આજનું નૂતન પ્રભાત તેમના આદર્શ જીવન કિરણોથી ખીલેલું હોય છે. તેમાંય વળી શ્રી માતાજીના નૂતન મંદિરની પ્રતિષ્ઠા એક અનેરો પ્રકાશ પાડે છે. ભાઈઓ આજના ઉજ્જવળ આવરણોથી પ્રકાશ યુક્ત થયેલું તમારું હૃદય ચોગન અજ્ઞાનરૂપી અંધારાથી અળગું રહી, સદા ઉન્નતિ સાધતું રહો. સનાતન ધર્મના દિવ્ય પ્રકાશના આધારે પાટીદાર જ્ઞાતિ દિનપ્રતિદિન પોતાના વૈદિક સંસ્કારોને અપનાવતી રહે એવી સર્વેશ્વરી તમને શક્તિ અર્પો.

સજ્જનો ! સાચી ઉન્નતિનો મૂળ આધાર સાત્વિક વિદ્યા ઉપર છે કારણ કે વિદ્યા વડે જ સત્યા સત્યનો નિર્ણય કરી શકાય અને ત્યાર પછી જ સર્વ ગ્રાહી સનાતન માર્ગે અનુસરીને સાચી ઐક્યતા એટલે કે સંગઠન શક્તિ કેળવી શકાય. જ્યાં સુધી ઉપરોક્ત સનાતન સિદ્ધાંત વગરની આપણે સ્વાર્થીય સંગઠન શક્તિ કરીશું ત્યાં સુધી તે ટકવાની નથી. હા પરંતુ એટલું ખરું કે નિખાલસતા અને ભાવનાના આધારે પણ સંઘબળ થઈ શકે છે. પાટીદાર જ્ઞાતિમાં પ્રાચીન સંઘ શક્તિનું મૂળ રહસ્ય આ બંને સદ્‌ગુણો ઉપર અવલંબેલું હતું પરંતુ કાળાંતરે જ્યારે આ દૈવી ભાવોની સમાજમાં ન્યૂનતા આવી ત્યારે જ વિદ્યા વિહીનતાના કારણે અધોગતિ થઈ. કેટલાક સમયથી પાટીદાર જ્ઞાતિમાં વિદ્યા પ્રચારનો આદેશ સારો જોવામાં આવે છે પરંતુ ભાઈઓ વર્તમાન સમયને જોતાં હજુ પાટીદાર જ્ઞાતિએ વિષયમાં પછાત કહી શકાય, તો જ્ઞાતિના બાળકોના વિદ્યાભ્યાસ માટે મારી સર્વ ભાઈઓને ચેલેન્જ છે. વિદ્યા વૃદ્ધિની સાથે સાથે જ્ઞાતિની આદિ ભાવના પ્રણાલીને બહુ જ ગાઢ કરવાની જરૂરિયાત છે. સંગઠન શક્તિનો મૂળ મંત્ર આ જ છે.

સંસારમાં અન્ય જાતિઓ જ્યારે વિદ્યા વૃદ્ધિ કરી પોતપોતાના સુખ સંચાલન માટે કટીબદ્ધ થઈ રહી છે. ત્યારે પાટીદાર જ્ઞાતિ પોતાના આંતરિક કલેશોમાં સંડોવાઈ, પક્ષાપક્ષના વિતંડાવાદમાં સમય ગુમાવી રહી છે. ભાઈઓ, આ જોઈ મને અત્યંત ખેદ થાય છે. પક્ષાપાતી સંમેલનો ભરી સુધારક, પ્રચારક વિગેરે મન કલ્પિત ઈલકાબો મેળવીને સુધારાના બણગાં ફુંકવા કરતાં દરેક વ્યક્તિ પોતાના નીજ જીવનમાં સનાતન આદર્શના શ્રીગણેશ આદરે તો જ્ઞાતિનું સત્વરથી હિત થશે. સંયોગવશ પ્રાપ્ત થયેલા જન સમાજના નેતૃત્વ કે વ્યક્તિત્વની કિંમત, જન સમુદાયની સેવા કરી ઉન્નતિ પરથી અંકાય છે. નહિ કે પોતાના માન મરતબા, અંગત સ્વાર્થાંધતા પર. ભાઈઓ, ખરો જ્ઞાતિ સેવક તો તેજ મનુષ્ય હોઈ શકે જેણે નિખાલસતાનો પોશાક પહેરેલો હોય, ક્ષમાનો સાફો બાંધેલો હોય, કરણીરૂપી કનિષ્ટકા લઈ સ્વાર્થ ત્યાગની સોનેરી સૂરવાલ પહેરેલી હોય તેમજ પ્રેમરૂપી પટ્ટો ધારણ કરેલો હોય આવા જ્ઞાતિ સેવકો જ્યારે વધારે પ્રમાણમાં પાટીદાર જ્ઞાતિમાં જળહળશે ત્યારે જ્ઞાતિ ઉન્નતિના શિખરે પહોંચવામાં કોઈ શંકા રહેશે જ નહિ.

સમાજોન્નતિનું એક મુખ્ય અંગ તે સ્ત્રી કેળવણી પણ ગણી શકાય. કારણ કે ઉગતા બાળ સમાજની માતાએ એક જન્મસિદ્ધ સંસ્કાર શાળા છે. આદર્શ માતૃશાળાની જગત વ્યાપક પુસ્તિકાના પાનાંઓ વાંચી વાંચીને સૃષ્ટિમાં અનેક રણશૂરો, ભક્ત શિરોમણીઓ અને પ્રગલ્ભ દાન દાતાઓ પાસ થયા છે. જેઓની અમર નામાવળી પણ

સમાજને માર્ગદર્શક હોય છે.

હવે પછી જ્ઞાતિના યુવક ભાઈઓને ઉદ્દેશી મારે કહેવું જોઈએ કે, વૈભવ વિલાસની સ્વચ્છંદ મનોકામનાના વંટોળીએ ચઢી કર્તવ્ય પથિક તરીકેની પોતાની ફરજો ભુલાતી જવાય છે. કુળધર્મ, માનવ ધર્મ, ગૃહસ્થ ધર્મ વગેરે મહત્ત્વના મહોત્સવોને મૂકી હલકી હોળીમાં હોમાવા માટે આ મનુષ્યતા મળી નથી પરંતુ સાવધાન ! યુવાનો, તમારે તો પોતાના કુળ, ધર્મ, જાતી, ગામ, દેશ વગેરેના ઉન્નતિપ્રદ વિષયો ઉપર, આદર્શતાના આયુધો લઈ, આ વિસમી સદીના વિષાંગણમાં વિલાસ વાસના સામે પડકાર પાડવો જોઈએ.
સજ્જનો ! મારી આ ટુંકી ટુંકી વાતોને શુભાશિષ દોરમાં પરોવી પાટીદાર જ્ઞાતિના વિશાળ કંઠમાં અર્પણ કરું છું તેના સુવાસિત રહસ્યને જાળવી જીવન ઉજ્જવળ કરતા રહો અસ્તુ (તાળીઓ).

## સેક્રેટરી શ્રીમાન નથ્થુભાઈ નાનજી નખત્રાણાવાળાનું ભાષણ.

પૂજ્ય મહારાજ શ્રી ઉદ્ધવરામજી, માન્યવર પ્રમુખ સાહેબ તેમજ સ્વજ્ઞાતિ બંધુઓ અને માતાઓ.

સનાતન ધર્મના અનુયાયીઓ તરીકે સર્વ પ્રથમ આપણે બાળકોના શિક્ષણનો વિષય લેવો જોઈએ. તે બાબતમાં વિદ્યા વૃદ્ધિ ખાતર સ્થળવાર સુશિક્ષિત શિક્ષકોને રોકી બાળકોના કુમળાં હૃદયમાં શુભ સંસ્કારવાળા ધાર્મિક શિક્ષણને ઉતારવું જોઈએ.

તેમજ યોગ્ય પ્રચાર કામ કરી જ્ઞાતિની સાચી ઉન્નતિ કરવી જોઈએ. આપણી પાટીદાર જ્ઞાતિને એક સુવ્યવસ્થિત કેન્દ્રને નક્કી કરી, સનાતન ધર્મ ધ્વજ હેઠળ એકત્ર કરી, પદ્ધતિસર કાર્ય કમિટિઓ નિમી ઉપરોક્ત કાર્ય સત્વરથી કરવાની ખાસ જરૂરિયાત છે. સનાતન આદર્શોને અનુસરી ઉન્નતિપ્રદ સુધારા વધારા કરી, તેનું પાલન કરી, સંગઠન શક્તિ વિકસાવવી જોઈએ. મારા વહાલા યુવક ભાઈઓએ ખરીખંતથી આ કાર્ય જરૂર હાથમાં લેવાનું છે. માત્ર ભાષણો કર્યાથી કે મંદિરો બાંધી બેસી રહેવાથી કશું વળવાનું નથી, પરંતુ પોતાની ઉપજમાં જેમ બને તેમ વધારે ફાળો ધાર્મિક પ્રણાલિકા હેઠળ એકત્ર કરી તેમાંથી વિદ્યા પ્રચાર, અનાથ આશ્રમ વગેરે સમાજની મહત્ત્વપૂર્ણ બાબતોમાં આશ્રય આપવાનો છે. વિધર્મીઓના પાખંડને સનાતન આદર્શના ધર્મધ્વજ હેઠળ સંગઠીત થઈ સદંતર નાબૂદ કરવા જોઈએ એવી મારી અભિલાષ છે. (તાળીઓ)

ત્યારબાદ અન્ય વક્તાઓએ ધાર્મિક, સામાજિક તથા કેળવણી વિષયક પ્રવચનો કર્યા હતા જેની શ્રોતાવર્ગ ઉપર સારી અસર થવા પામી હતી. વચ્ચે વચ્ચે તાળીઓના હર્ષનાદથી સભામંડપ ગર્જી રહ્યો હતો. શ્રી માતાજીના જયનાદોથી વાતાવરણ ગાજી રહ્યું હતું.

## મહારાજ શ્રી દયાળદાસજીનું આભારદર્શન વિવેચન

પૂજ્ય ગુરુ મહારાજશ્રી તેમજ પધારેલા સજ્જનો.

પૂજ્ય માતાજીના પ્રતિષ્ઠા ઉત્સવમાં પધારી આશ્રમની શોભામાં વૃદ્ધિ કરનાર સર્વ સજ્જનોનો આભાર માનવામાં આવે છે.

પૂજ્ય મહારાજશ્રીની અસીમ કૃપા હેઠળ માતૃભક્ત શ્રીયુત હરીભાઈ કરમશીની ધાર્મિક પ્રવૃત્તિ શ્રીમાન

## ૧૦. ઉમિયા માતાજી વાંઢાય પ્રતિષ્ઠા - દી. 02-Apr-1944

રતનશીભાઈ ખીમજીભાઈની તન, મન અને ધનથી જ્ઞાતિ ઉન્નતિ સાધવાની સાચી ધગશ, શ્રીમાન મનજીભાઈ જેરામની સનાતન સહાયક નીતિ, શ્રીમાન નથ્થુભાઈ નાનજીની કેળવણીકારક લાગણી ગઢશીશા નિવાસી શ્રીમાન રામજીભાઈ લાલજી તથા લાલજીભાઈ કરશન અને ભીમજીભાઈ વસ્તા દેશલપરવાળાની કાર્ય પ્રણાલી, પૂજ્ય માતાજીના મંદિરનું બાંધકામ કરનાર સર્વ કારીગર વર્ગનો પરિશ્રમી પુરૂષાર્થ શ્રીમાન રસીકલાલ જોશીની સુઘડ સલાહકારીતા પટેલ રવજીભાઈ લાલજી લુડવાવાળા અને પરબતભાઈ લખુ મથલવાળાની સુધારક તમન્ના, કચ્છ તેમજ ગુજરાતવાસી વોલંટીયર ભાઈઓના સહર્ષ સેવાકાર્ય તેમજ સંયોગવશ પધારેલા અને નહિ પધારેલા દેશ-વિદેશવાસી ધર્મજ્ઞ દાનવીરોના આંતરિક ઉલ્લાસ અને છેવટમાં સનાતન આદર્શને શોભાવનાર દરેક ભાઈ-બહેનોનો અત્રે પ્રેમપૂર્વક આભાર માનીએ છીએ અને પૂજ્ય મહારાજશ્રીના આશીર્વાદથી સૌ સજ્જનો સનાતન ધર્મને શોભાવતા રહે એવી આશા રાખીએ છીએ.

પાટીદાર જ્ઞાતિની સનાતન સંસ્કૃતિને ફૂલતી ફાલતી જોઈ મને આજે બહુ આનંદ થાય છે. માતાજી આજના ધર્મ ધગશના અંકુરોને સૌમાં વિકસાવતાં રહે એવી મારી હૃદય વાંછના છે.

ભાઈઓ? પૂજ્ય મહારાજશ્રીએ પાટીદાર જ્ઞાતિની કેટલીક ધાર્મિક સમસ્યાઓને નિહાળી તેઓએ આ સનાતન પ્રશ્નને એક જન કલ્યાણકારી પ્રવૃત્તિમાં પ્રકાશ કર્યો છે. એટલું જ નહિ પરંતુ પોતાના વિરક્ત જીવનમાંથી કેટલીક અમૂલ્ય પળો આ સત્કાર્યમાં વ્યતિત કરતાં કરતાં મને પણ આ પરમ પુરૂષાર્થનું સૂચન કરી કર્તવ્ય પાલન માટે આજ્ઞા આપી. પૂજ્ય મહારાજશ્રીની એ આજ્ઞાને મેં મારો જીવનમંત્ર બનાવ્યો છે. હવે એ આજ્ઞામાં મારું વ્યક્તિગત શ્રેય છે કે કેમ? તે માટે મને લેશ માત્ર પણ શંકા નથી કારણ કે મારા નીજી અનુભવમાં મેં ગુરૂ વચન વિશ્વાસમાં જ સર્વ પ્રકારે હિત માની લીધું છે. આજ ધ્યેયથી હું પાટીદાર જ્ઞાતિના સ્વધર્મ પાલનાર્થે જે જે પ્રવૃત્તિઓ કરતો હોઈશ તે કેવળ મારા કર્તવ્યની આછી રૂપરેખા છે. કર્તવ્ય પરાયણતાના પંથે ચાલતાં જે જે અલ્પ અગવડો જનતાને જણાતી હશે તે માટે તો સાધુત્વના શ્રેયદાયક શરણમાં શ્રી ગુરૂ મહારાજના આજ્ઞા અસ્ત્ર આગળ સઘળો વિટંબના વેગ અટકી પડે છે.

કેટલાએ ભાઈઓ જ્ઞાતિ ઉન્નતિનો વિષય વિશાળ રીતે ચર્ચી ગયા છે. તેમ પૂજ્ય મહારાજશ્રી પણ પોતાનો અમૂલ્ય ઉપદેશ જનતા સમક્ષ આપી ચૂક્યા છે. તો મારે કહેવા જેવું રહ્યું નથી. તેમ છતાં મારે કહેવાના અનેક અવસરો આવશે જેથી આજના અણમોલ વાતાવરણને સર્વ સુજ્ઞજનો સ્મરણ શક્તિમાં રાખે એવી સર્વેશ્વરી સૌને શક્તિ આપો એજ પ્રાર્થના. અસ્તુ (તાળીઓ) ત્યારબાદ શ્રી ઉમિયા માતાની જયની ગગનભેદી ગર્જનાઓ સાથે સભા વિસર્જન પામી હતી.

ત્યારબાદ સંધ્યા સમયે સૌ સજ્જનોએ માતાજીની સંધ્યા આરતી સમયે દર્શનાર્થે હાજરી આપી હતી અને તે પછી અલ્પ ફલાહાર લઈને “ શ્રી ઈશ્વર રામજી ગુરુકુળ વિદ્યાલય ”માં વિદ્યાર્થીઓ તરફથી યોજવામાં આવેલા ગુરૂ ગોવિંદસિંહ સંવાદ સાંભળવા ગયા હતા. કેટલાક સજ્જનો તેમજ આશ્રમવાસી સાધુઓએ મળી અખંડ રાત્રિ કીર્તન કર્યું હતું.

**ચૈત્ર સુદી ૧૦** { VSAK : 03-Apr-1944} **ના સવારમાં સૌ કોઈ પોતાના ઘેર ગયા હતા.**

**બોલો શ્રી ઉમિયા માતકી જય**

# શ્રી ગુરૂ ઓધવરામ મહારાજ કી જય

॥ હરિ ૐ ॥

શાન્તિ શાન્તિ શાન્તિ

**શ્રી ઉમા મંદિર ઉદ્ધવ આશ્રમ ઈશ્વરનગર વાંઢાયમાં પ્રતિષ્ઠા કાર્યમાં આવેલ ભેટની નોંધ**
**દાન દાતાઓના શુભ નામો**

રૂપિયા
૧૨૨૭) શ્રીમાન હરીભાઈ કરમશીભાઈ મોતીસરી કંપાવાળા
૧૦૦૧) પ્રથમ શ્રી માતાજીના મંદિર અર્થે ફંડમાં આપ્યા.
૧૦૦) શ્રી માતાજીની આરતી બીજીમાં કોરી ૩૦૧ના રૂપિયા કર્યા તે.
૧૦૧) ધર્માદા નાટ્ય પ્રયોગમાં આપેલા તે.
૨૫) શ્રી માતાજીના નૂતન મંદિરના શિખર ચડાવતી વખતે ભેટ
**૧૨૨૭**

૨૬૮) શ્રીમાન કાનજીભાઈ નથ્થુભાઈની કું તરફથી આવેલ ભેટ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૪। | કાનજીભાઈ નથ્થુ | વેરસલપર | ૫। | શીવદાસભાઈ ધનજી | વેરસલપર |
| ૨૫। | ભીમજીભાઈ નથ્થુ | વેરસલપર | ૫। | રામજીભાઈ વાલજી | વેરસલપર |
| ૨૦। | રામજીભાઈ મુળજી | વેરસલપર | ૫। | હીરજીભાઈ અરજણ | વેરસલપર |
| ૧૧। | જેઠાલાલ નથ્થુભાઈ | વેરસલપર | ૫। | નારણભાઈ રતના | વેરસલપર |
| ૧૧। | લધાભાઈ નથ્થુભાઈ | વેરસલપર | ૫। | રામજીભાઈ મનજી | દેવીસર |
| ૧૦। | ધનજીભાઈ મનજીભાઈ | વેરસલપર | ૫। | લધાભાઈ માવજી | દુર્ગાપુર |
| ૧૦। | ગોવિંદભાઈ મુળજીભાઈ | વેરસલપર | ૫। | જીવરાજ દેવજી | સાંયરા |
| ૧૦। | મેઘજીભાઈ મુળજીભાઈ | વેરસલપર | ૫। | ગોપાળ અબજી | સાંયરા |
| ૧૦। | શીવદાસભાઈ વેલજી | રતનાપર | ૫। | માવજીભાઈ કચરા | દેવપર |
| ૫। | કેશરાભાઈ હંસરાજ | રતનાપર | ૫। | અબજીભાઈ દેવજી | દેવપર |
| ૫। | અબજીભાઈ કરમશી | વેરસલપર | ૫। | રામજી કરશન | વિરાણીમોટી |
| ૫। | દેવજીભાઈ ગોપાળ | વેરસલપર | ૫। | કરશન ગોપાળ | અંગીયા |

## ૧૦. ઉમિયા માતાજી વાંઢાય પ્રતિષ્ઠા - દી. 02-Apr-1944

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫। | દેવજીભાઈ વાલજી | વિથોણ | ૨। | ગોપાળ ધનજી | ખીરસરા |
| ૫। | શામજી હીરજી | ખીરસરા | ૨। | જેઠાભાઈ હરજી | દેવપર |
| ૫। | દેવજી નારણ | નખત્રાણા | ૨॥ | કરશન હીરજી | નખત્રાણા |
| ૨॥ | કરશનભાઈ જીવરાજ | વેરસલપર | ૧) | દેવીદાસ ગોવિંદ | મોરજર |

૨૬૮

૧૫૧ શ્રીમાન વાલજીભાઈ ભાણજીભાઈ વાડીયા ગામ-માધવ કંપા

૧૦૧) વાલજીભાઈ ભાણજી હા.પોતે
૨૫) કરશનભાઈ વાલજી
૨૫) શીવગણભાઈ વાલજી

૧૫૧)

૧૪૦। શ્રી ઘાટકોપર યુવક મંડળ તરફથી આવેલ ભેટ

| | | |
|---|---|---|
| ૧૫) | દેવજીભાઈ મુળજી | દેશલપર |
| ૧૫) | મેઘજીભાઈ રાજા | દેશલપર |
| ૧૩। | ભાણજી તથા મુળજી તથા કરશન નથ્થુભાઈ | દેશલપર |
| ૧૧। | ગામ દેશલપુરના ભાઈઓ જણ ૯ તરફથી | દેશલપર |
| ૧૦) | શામજી તથા શીવગણ રાજા | દેશલપર |
| ૭। | ભાઈઓ તરફથી પરચુરણ | |
| ૫। | કરમશી કાનજી | દેશલપર |
| ૫) | જીવરાજ રતના | દેશલપર |
| ૫) | મેઘજી નથ્થુ | દેશલપર |
| ૫) | નથ્થુ નારાયણ | નખત્રાણા |
| ૫) | ગોપાળ દેવજી | નખત્રાણા |
| ૫) | શીવદાસ લાલજી | દેશલપર |
| ૫। | ભીમજી પેથા | નખત્રાણા |
| ૫। | મનજી પચાણ | કોટડા જડોદર |
| ૫) | ગંગદાસ જીવરાજ | લક્ષ્મીપર |
| ૪॥ | કોટડા જડોદરવાળા ભાઈ ત્રણ | |
| ૩॥। | વિભાપરના ભાઈઓ ત્રણ | |
| ૩॥। | નખત્રાણાના ભાઈઓ ત્રણ | |
| ૩। | કરશન કચરા | દેશલપર |
| ૨॥ | શા.દેવજી પાંચા | મેરાઉ |
| ૨॥ | કાનજી પેથા | દેશલપર |
| ૨॥ | ખીમજી કેસરા | દેશલપર |

૧૪૦/-

| | | |
|---|---|---|
| ૧૨૬) | ગામ શ્રી બોરડી ટીંબા કંપા (ગુજરાત) સમસ્ત તરફથી | |
| ૧૦૫) | ગામ શ્રી રામશી કંપા (ગુજરાત) સમસ્ત તરફથી | |
| ૫૧) | શ્રીમાન કાનજીભાઈ વીરજી વિરાણી હા.શીવદાસ કાનજી | |
| ૫૧) | શ્રીમાન રાજારામ શામજીભાઈ માનકુવા | |
| ૫૦) | ગઢશીશા યુવક મંડળ મુંબઈથી | |
| ૭૦। | શ્રીમાન ગોવિંદભાઈ કરશન હડમતીયા કંપા ગુજરાત | |
| ૫૦। | મણીભાઈ જેઠાભાઈ મોતીસરી કંપા ગુજરાત | |
| ૭૫) | ગામ શ્રી નવાનગર (દેરોલ કંપા) તરફથી નીચેની વિગતે | |
| ૫૦) | ગામ સમસ્ત તરફથી | ૧) પ્રેમજીભાઇ કાનજીભાઇ |
| ૧૦) | અખઈભાઈ ગંગદાસ | ૧) લાલજીભાઈ કેશવજી |
| ૫) | દેવશીભાઈ ગંગદાસ | ૧) વશરામભાઈ શીવજીભાઈ |
| ૫) | હંસરાજભાઈ ગોપાળ | ૧) નથ્થુભાઈ હરિભાઈ |
| ૧) | રતનશી કાનજી | ૫૦ |
| ૫૦।। | શ્રીમાન વાલજીભાઈ લખુભાઈ ગામ-ઉખેડાવાળાની કું અમદાવાદથી | |
| ૨૫) | હંસરાજભાઈ નારણ ગામ-રામપુર કંપા તાબે માલપુર | (ગુજરાત) |
| ૨૫) | ગોવિંદપુરા કંપા સમસ્ત તરફથી | (ગુજરાત) |
| ૨૫) | વજેપુરા કંપા સનાતન સમાજ તરફથી | (ગુજરાત) |
| ૨૬।। | ધોળકા કંપાવાળા સમસ્ત ભાઈઓ તરફથી હા.દેવજીભાઈ રામજીભાઈ | |
| ૨૫) | સેયડી કંપા તરફથી | (ગુજરાત) |
| ૩૫। | વિરમભાઈ પરબત | મોતીસરી કંપા |
| ૩૫। | હંસરાજભાઈ મેઘજી ત્રણ ભાઈ તરફથી | મોતીસરી કંપા |
| ૨૫। | કાનજી વાલજી | મોતીસરી કંપા |
| ૨૫) | ઠાકોર દીપસંગજી લાલસંગજી | મોતીસરી કંપા |
| ૨૦) | શ્રીમાન દેવજી કેશરા | રામશી કંપા (ગુજરાત) |
| ૨૫) | શ્રીમાન નાનજી લખમશી | બોરડી ટીંબા (ગુજરાત) |
| ૧૮। | શ્રીમાન ભીમજી જેઠા કું. તરફથી | નડીયાદ (ગુજરાત) |
| ૩૫) | શ્રીમાન ખીમજીભાઈ માવજીભાઈ | ટીંબા તળાવ કંપા (ગુજરાત) |
| ૨૦) | શ્રીમાન વિઠ્ઠલદાસ મોતીરામ | હરસોલ (ગુજરાત) |
| ૧૫) | શ્રીમાન વાલજીભાઈ ભીમજી | બોરડી ટીંબા (ગુજરાત) |
| ૧૫) | શ્રીમાન રવજીભાઈ નારણ | બોરડી ટીંબા (ગુજરાત) |
| ૧૫) | શ્રીમાન શીવગણ માંડણ | ધનપુરા કંપા (ગુજરાત) |
| ૧૫) | ગામ શ્રી અણીયોર કંપા સમસ્ત તરફથી | ગુજરાત |
| ૧૫। | પટેલ પચાણભાઈ નથ્થુ ટીંબા તળાવ | ગુજરાત |

## ૧૦. ઉમિયા માતાજી વાંઢાય પ્રતિષ્ઠા - દી. 02-Apr-1944

| | |
|---|---|
| ૧૧) બાલુભાઈ અમૃતલાલ હરસોલ | ગુજરાત |
| ૧૧) ડોક્ટર સાહેબ હરગોવિંદદાસ | હરસોલ (ગુજરાત) |
| ૧૦) મનજીભાઈ માવજી ટીંબા | ટીંબા તળાવ (ગુજરાત) |
| ૧૦। પટેલ રામજી તથા શામજી રાજા | મોતીસરી (ગુજરાત) |
| ૧૦। પટેલ રતનશી નારણ | મોતીસરી (ગુજરાત) |
| ૧૦) પા.જેઠાભાઈ પૂંજાભાઈ | મોતીસરી (ગુજરાત) |
| ૧૦) હરજી પ્રેમજી | મોતીસરી (ગુજરાત) |
| ૧૦) હડમત શામળભાઈ | મોતીસરી (ગુજરાત) |
| ૧૦) અંબાલાલ છોટાલાલ | મોતીસરી (ગુજરાત) |
| ૧૦) પરસોતમ ગંગદાસ | મોતીસરી (ગુજરાત) |
| ૧૦) મુળસંગ મોતીસંગ (બેભાઈ) | મોતીસરી (ગુજરાત) |
| ૧૦) નથ્થુભાઈ નાગજી | ટીંબા તળાવ (ગુજરાત) |
| ૧૦) કાનજીભાઈ મનજી | ટીંબા તળાવ (ગુજરાત) |
| ૧૦। રામજીભાઈ શીવદાસ | ટીંબા તળાવ (ગુજરાત) |
| ૧૦। વિશ્રામ જીવરાજ | ટીંબા તળાવ (ગુજરાત) |
| ૧૫) લાલજીભાઈ લધા | ટીંબા તળાવ (ગુજરાત) |
| ૧૦) ઠા.અગરસંગ મોતીસંગ | દાદેડા (ગુજરાત) |
| ૧૦) રબારી સાહેરભાઈ સેવા | દાદેડા (ગુજરાત) |
| ૧૦) આયર વિરમભાઈ પચાણ | દાદેડા (ગુજરાત) |
| ૧૦) ખેતા લાલજી | ઉમેદપુરા (ગુજરાત) |
| ૧૦) રામજી નાનજી | હડમતીયા (ગુજરાત) |
| ૧૦) શીવજી નાનજી | હડમતીયા (ગુજરાત) |

૧૪) ગામશ્રી સોની કંપા તરફથી
૧૦) કરશન અરજણ - અણીયોર કંપા
૨૦) ખેતા મનજી - બોરડી ટીંબા
૧૦) કાનજી માધવજી - ખરોડ કંપા
૧૦) મુંબઈ અંધેરીવાળા ભાઈઓ તરફથી
૧૦) વેલજી પૂંજા - અણીયોર કંપા
૧૦) રામજી કેશરા નખત્રાણા (કચ્છ)
૧૦) હરીપુરા તાબે માલપુરા કંપા તરફથી
૧૦) માવજીભાઈ લાલજી બોરડી ટીંબા
૬) કાનજીભાઈ દેવશીભાઈ - રાયણનોમાળ
૫) સરદારપુરા કંપા તરફથી
૫) શામજી હરજી - બોરડી ટીંબા
૫) વેલજી ભાણજી - બોરડી ટીંબા
૫) વિશ્રામ શીવદાસ - મોતીસરી
૫) હંસરાજ ખીમજી - મોતીસરી
૫) માવજી હરજી - મોતીસરી
૫) પરબત લધા - ટીંબા તળાવ
૫) ફુલાભાઈ - મેરાઉવાળા
૫) ખેતાભાઈ કરશન - ટીંબા તળાવ
૫) શીવગર દામોદર - દાદેડા
૫) મમુભાઈ દાના - વિલાસપુર
૫) પૂંજાભાઈ નાનજી - ઉમેદપુરા
૫) હરજી ધનજી - ટીંબા તળાવ
૫) સોની દામજી ખેતશી - કૃષ્ણપુરા

૫) મુખી વેલજી પ્રેમજી - હડમતીયા
૫) ભીમજી પુંજા - અદલપુરા
૩) નાનજી જીવરાજ - હડમતીયા
૫) પેથા ડોસા - નખત્રાણા
૫) હીરજી પુંજા - મોતીસરી
૫) રાજાભાઈ કચરા - નડીયાદ
૧૦) પરચુરણ આવકના
૧૫) હરજીભાઈ દેવરાજ - બોરડી ટીંબા
૫) શાંતિપુરા કંપા તરફથી
૫) લધાભાઈ માધવજી - બોરડી ટીંબા
૫) ખેતાભાઈ વાલજી - ઉમેદપુરા
૫) સવજીભાઈ માવજી - મોતીસરી
૫) પ્રેમજીભાઈ વસરામ - મોતીસરી
૫) માસ્તર ભવાનીશંકર દેવજી - મોતીસરી
૫) સોમજી ખીમજી - મોતીસરી
૫) પ્રેમજી ગોપાળ - મોતીસરી
૫) અખઈ લધા - ટીંબા તળાવ
૫) મણીલાલ મનસુખલાલ - અહમદપુરા
૫) દેવજી કરશન
૫) સવજીભાઈ પુંજા - હડમતીયા
૫) માસ્તર રેવાશંકર ભગવાનદાસ - ટીંબા તળાવ
૫) કાનજી રણમલ - મોતીસરી
૫) ઠાકોર મગાજી - દોલપુર
૫) શામજી અરજણ - હડમતીયા
૫) હરજી લધા - અણીયોર કંપા
૫) વસરામભાઈ માવજી (ત્રણ ભાઈ) વાવકંપા
૩૬) ધર્માદા નાટ્ય પ્રયોગમાં પરચુરણ આવકના
૫) હીરજી અખઈ - સાંયરા
૫) નાગજી ધનજી - નખત્રાણા
૬। બોરડી ટીંબા કંપાની બાઈઓ તરફથી
૩૩૧૬।

## શ્રી માતાજીની પ્રતિષ્ઠા વખતે કોરીઓની ભેટ ધરનાર
## દાનવીરોના શુભ નામોની નોંધ

૧૪૫૩॥ શ્રીમાન મનજીભાઈ જેરામભાઈ મિસ્ત્રી માધાપરવાળા
૮૨૫ કોરી શ્રી માતાજીની આરતી ૧લીમાં ભેટ ધરી
૪૨૭॥ કોરી રૂા. ૧૫૦ ભેટ ધરેલા તેની પ્રત કો. ૨૮૫
૨૦૧ શ્રી માતાજીને થાળ ધરાવવાના હા. આપનાં ધર્મપત્ની
૧૪૫૩॥

૧૩૭૯ શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈ વિરાણીવાળા તરફથી ભેટ
૬૦૧ કોરી શ્રી માતાજીની પ્રતિમાની પધરામણીમાં ભેટ
૪૦૧ કોરી શ્રી માતાજીના મંદિરની ધ્વજા આરોપણ ક્રિયામાં ભેટ
૨૦૧ કોરી શ્રી માતાજીને ફુલનો હાર અર્પણની ક્રિયા હા. આપના ધર્મપત્ની સૌ. મેઘબાઈ
૧૨૫ કોરી આપના ધર્મપત્ની મેઘબાઈએ ખરડામાં મંડાવી તે

૫૧ કોરી સાધવી મૈયાજીએ માતાજીને હાર અર્પણ કર્યો તેના ચડાવાની

૧૩૭૯

૫૦૬) ગામ શ્રી લુડવા સમસ્ત મંડળ તરફથી હા.પા.રવજી લાલજી
૫૫૧) ગામ શ્રી ગઢશીશા સુધારક મંડળ તરફથી હા.માવજી શામજી
૩૫૧) શ્રીમાન રામજીભાઈ જેઠાભાઈ નખત્રાણાવાળા હાર ૧લાનો ચડાવો
૨૧૧। વેલજીભાઈ ભાણજી તથા માવજીભાઈ પ્રેમજી બોરડી ટીંબા કંપાવાળા
૨૦૧) વેરસલપર ગામ સમસ્ત ભાઈઓ તરફથી હા.કાનજી ગોપાળ
૧૨૫) ગામ શ્રી વિરાણી લક્ષ્મીનારાયણ મંદિરવાળા ભાઈઓ તરફથી
૧૨૬) ગામ રામપરના ભાઈઓ તરફથી
૧૨૫) નખત્રાણા આથમણા વાસના ભાઈઓ તરફથી હા.નથ્થુ નાનજી
૪૧૦) કોટડા જડોદર સુધારક મંડળ તરફથી
૧૨૫) નખત્રાણા ઉગમણા વાસના મંદિર તરફથી
૧૨૫) જશાભાઈ કાનજી નખત્રાણાવાળા તરફથી
૧૦૧) ભણશાળી ઠાકરશી મેરાઈ - ગામ બીટા
૧૦૧) મિસ્ત્રી વાલજીભાઈ રતના ગામ - માધાપર
૧૦૧) મિસ્ત્રી પ્રેમજી પાંચા ગામ - કુકમા
૧૦૧) ગામ નખત્રાણા વચલાવાસ તરફથી હા.અરજણ ગોપાળ
૧૦૧) ભીમજીભાઈ વસ્તાભાઈ - દેશલપર

૭૩) શ્રી સાધવી મૈયાજી ગામ - મંજલ
૫૧) દેવજી રામજી - ધોળકા
૫૧) જીવરાજ હીરજી - માનકુવા
૫૧) રતનશી કાનજી - તલવાણા
૫૧) મેઘજી લખમશી - વિરાણી
૫૦) નાનજી ભીમજી - નખત્રાણા
૨૫) ગામ કોડાય સમસ્ત તરફથી
૨૫) ભારાપર સુધારક ભાઈઓ તરફથી
હા.કાનજી ખીમા
૨૫) અખઈ ખીમજી - સાંયરા
૨૦) રામજી વાલજી - સાંયરા
૨૫) રતના ધનજી - કોટડા જડોદર
૨૫) કરશન પચાણ - નખત્રાણા

૨૫) કચરા શીવદાસ - મથલ
૨૫) ઠા.પુંજા નરશી - દેશલપર
૨૫) વાંઢાય ઉગમણા વાસના ઠકરાઈઓ તરફથી
૨૫) વાંઢાય વચલા વાસના ઠકરાઈઓ તરફથી
૨૫) મુળજી જીવરાજ - જયપુર
૨૦) શીવજી વસ્તા - દેશલપર
૧૫) નારણ કાનજી - મથલ હાલ સેયડી કંપા
૧૭) રામજી કેશરા - નખત્રાણા
૧૫) રવજી પેથા - દેશલપર
૧૦) ખેતા હરભમ - મથલ
૧૦) નારણ વીરજી - દેવપર
૭૦) લાલજી ભીમજી - દનાપુર
૫૧) લાલજી મેઘજી હા.રામજી લાલજી - ગઢશીશા

## ૧૦. ઉમિયા માતાજી વાંઢાય પ્રતિષ્ઠા - દી. 02-Apr-1944

૫૧) કરશન ઉકેડા - દેશલપર
૫૧) પરબત લખુ - મથલ
૪૭॥પ્રેમજી ખેતા કાં - વિરાણી ગઢવાળી
૪૫) રૂડાભાઈ પચાણ - નખત્રાણા
૨૫) પેથા રતના - લુડવા
૪૦) ગામ ખાનપર હા-શીવજી ભાણજી
૨૫) લાલજી શીવજી - વિરાણી
૨૫) કચરા કેશરા - નારણપર
૨૫) શીવજી માધા - તલવાણા
૨૫। હંસરાજ દાના - નખત્રાણા
૨૫) બાઈ ડાઈબાઈ જાદવજી - ભુજ
૨૦) ભીમજી કાનજી - લુડવા
૨૦) અરજણ જીવરાજ - દરશડી
૧૫) માધા સોમજી - વડવા નવાવાસ
૧૧) કરશન શામજી - દેશલપર
૧૦) લુવાર ઘાંગજી - મનજી મેરાઉ
૧૦) ભણશાળી શામજી ભારમલ - ભવાનીપર
૧૦॥કાનજી હીરજી - રાયણ
૧૦) દેવજી રાજા - નખત્રાણા
૧૦) શીવજી મનજી - નખત્રાણા
૧૦) વિશ્રામ રાજા - વિરાણી
૧૦) વિશ્રામ શામજી - તલવાણા
૧૦) ભણશાળી જેરામ કેશવજી - મોથાળા
૫) જેઠા દેવશી - માનકુવા
૫) હરજી રામજી - નખત્રાણા
૫) અખઈ કાનજી - નખત્રાણા
૫) કરશન પચાણ - દેશલપર
૫) માવજી જીવરાજ - નખત્રાણા
૫) ભાણજી કચરા - મથલ
૬) મનજી નાંઈયા - નખત્રાણા
૫) વિશ્રામ ગોપાળ - વિરાણી
૫) ખીમજી હીરજી - વિરાણી
૫) મુળજી જેઠા - નખત્રાણા
૫) શીવદાસ અરજણ - નખત્રાણા
૫) વેલજી રૂડા - નખત્રાણા
૫) ઉકેડા નાંઈયા - નખત્રાણા
૫) ભાણજી લધા - નવાવાસ વડવા
૫) વીરજી મુળજી - લુડવા
૫) જીવરાજ વસ્તા - માનકુવા
૫) અરજણ રામજી - નવાવાસ વડવા
૫) ખીમજી માંડણ - દેશલપર
૫) દેવજી કાનજી - દેશલપર
૧૦) સીંઘલ પૂંજાજી તથા ચાંદાજી લાધાજી વાંઢાય
૩૧॥પરચુરણ ભેટની રકમ
૧૦) દેવશી મેઘજી - નખત્રાણા
૧૦) રતનશી શામજી - માનકુવા
૧૦) લાલજી ગોપાળ - મઉ
૧૦) નાનજી કાનજી - મથલ
૧૦) હરજી લાલજી - માનકુવા
૯) વિશ્રામ વીરજી - નખત્રાણા
૫) પચાણ દેવજી - માનકુવા
૫) નારણ રામજી પાંચાણી - નખત્રાણા
૫) કરશન કચરા - દેશલપર
૫) મેઘજી નથ્થુ - દેશલપર
૫) ધનજી માંડણ - મથલ
૫) માધા વીરજી - મથલ
૫) વિશ્રામ નાનજી - મથલ
૫) કરશન ભાણજી - વિરાણી
૫) વિશ્રામ અરજણ - નખત્રાણા
૫) નાનજી પુંજા - નખત્રાણા
૫) નાનજીભાઈ - નખત્રાણા
૫) મેઘજી રામજી - નખત્રાણા
૫) રામજી જેઠા - નખત્રાણા
૫) લાલજી રામજી - વિરાણી

૫) લાલજી ખીમજી - માનકુવા
૫) હીરજી ભાણજી - રામપર
૫) કાનજી રામજી - દેશલપર
૫) ભાણજી ધનજી - દેશલપર
૫) મુળજી નથ્થુ - દેશલપર
૫) કાનજી ભાણજી - વિરાણી
૭૮૨૨
૯૪૭૯ રૂા. ૩૩૧૬ની પ્રત ૨૮૫ પ્રમાણે થઈ તે

૧૭૩૦૧ કુલ કોરી

# શ્રી ઉદ્ધવ આશ્રમ ઈશ્વરનગરના અપંગ વિદ્યાર્થીઓને મદદ આપનાર દાતાઓના શુભ નામો

૫૧) પટેલ વાલજી ભાણજી - માધવ
૨૫) પટેલ કરશનભાઈ પચાણ - બોરડી ટીંબા કંપા સમસ્ત
૨૫) પટેલ વિરમભાઈ પરબત - મોતીસરી કંપા
૨૫) પટેલ હંસરાજ નારણ - રામપુરા કંપા
૧૫) પા. વાલજી ભીમજી - બોરડી ટીંબા
૧૫) રામપુરા કંપા સમસ્ત હા. નથ્થુ લધા
૧૫) હરજી દેવરાજ - બોરડી ટીંબા
૧૦) રામશી કંપા સમસ્ત હા. શીવજી પાંચા
૧૦) કરશન પુંજા - રામપુરા
૧૦) કાનજી માધવજી - રણજીતપુરા
૧૦) ખેતાભાઈ મનજી - બોરડી ટીંબા
૫) મેઘજી પેથા - રામપુરા
૫) દેવજી નથ્થુ - રણજીતપુરા
૫) હરીપુરા તાબે માલપુર ગામ સમસ્ત હા. મનજી પરબત
૫) શાંતિપુરા ગામ સમસ્ત હા. દેવજી નારણ
૫) સરદારપુરા ગામ સમસ્ત હા. વેલજી કેસરા
૫) સેયડી કંપા સમસ્ત હા. હરજી પ્રેમજી
૫) લધા માવજી - બોરડી ટીંબા
૫) ભાણજી કરશન - રામપુરા
૫) ઉમેદપુરા સમસ્ત હા. હીરજી કાનજી
૫) ખેતા કરશન - ટીંબા તળાવ
૨૫) પટેલ પચાણ લધા - બોરડી ટીંબા
૧૫) નાનજી લખમશી - બોરડી ટીંબા
૧૦) રણજીતપુરા કંપા સમસ્ત હા. દેવજી નથ્થુ
૧૦) અબજી તેજા - માધવપુરા કંપા
૧૦) નવાનગર ગામ સમસ્ત હા. કરશનભાઈ ખેતા
૫) રતનશી ભાણજી - રામપુરા
૫) વિશ્રામ લાલજી - રણજીતપુરા
૫) હીરજી લધા - રામપુરા
૫) રામજી ભાણજી - સેમળી કંપા
૫) વાલજી પ્રેમજી - રામપુરા
૫) ટીંબા તળાવ સમસ્ત હા. ખેતા કરશન
૫) પા. દેવશી ડાઈઆ - બોરડી ટીંબા
૫) પા. શામજીભાઈ હરજી - બોરડી ટીંબા
૧૨। પરચુરણ આવેલા તે
૫) પા. રવજીભાઈ નારણ - બોરડી ટીંબા

૪૦૮।

**નોંધ :** શ્રી ઉમિયા માતાનું મંદિર બાંધવાની જમીન ખેતર નંગ ૩ આશરે જમીન પરાજા બેની તે વાંઢાયના સીંધલ જેસંગજી પુંજાજી તરફથી કૃષ્ણાર્પણ આપેલી છે તેમનો અત્રે આભાર માનવામાં આવે છે.

**નોંધ :** ઉપરોક્ત ફંડ એકત્ર કરવામાં શ્રીમાન નાનજીભાઈ કરશનભાઈ માસ્તર બોરડી ટીંબાવાળાએ બહુ જ જહેમત ઉઠાવી હતી જેથી અત્રે તેમનો આભાર માનવામાં આવે તે.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૭૩૦૧ | શ્રી માતાજીની નૂતન મંદિર નિમિત્તે સદ્‌ગૃહસ્થો તરફથી મળેલી ભેટ | ૧૫૭૯૦ | શ્રી ઉમિયાજી માતાનું નૂતન મંદિર બંધાવ્યું તેનો કુલ ખર્ચ થયું તે સં. ૨૦૦૦ના ચૈત્ર સુ. ૧૫ {VSAK: 08-Apr-1944} |
| | | ૧૫૧૧ | શ્રી પુરાંત બાકી રહી |
| ૧૭૩૦૧ | | ૧૭૩૦૧ | |

**નોંધ :** ઉપરોક્ત હિસાબ શ્રીમાન હરીભાઈ કરમશી તથા શ્રીમાન રતનશીભાઈ ખીમજી તથા શ્રીમાન નથ્થુભાઈ નાનજી તથા રવજીભાઈ લાલજી તથા પા. પરબત લખુએ તપાસી નક્કી કરેલ છે.

## લેખકના બે બોલ

### પૂજ્ય મહારાજ શ્રી ઓધવરામજીના દયામય દર્શન :-

પરમ પુનિત પાટીદાર જ્ઞાતિના ગુજરાતવાસી સજ્જનોનો પ્રેમાકર્ષણ પ્રભાવ ખરેખર પ્રશંસનીય છે. તેનો સ્વાનુભવ મને સં. ૨૦૦૧ના પોષ સુદી-૧૫ {VSAK: 29-Dec-1944} ના દિવસે થયો.

બદ્રિકાશ્રમ ધામની ધારણા કરી પ્રવાસે નીકળેલા પૂજ્ય મહારાજ શ્રી ઓધવરામજીના દર્શન કરી ખરેખર હું કૃતાર્થ થયો. તેજ અરસામાં હું મારી પાટીદાર જ્ઞાતિના ભાવના ગ્રહી ભાગ્યની પ્રશંસા કર્યા વિના રહી શક્યો નહિ. અમૂલ્ય અવસરમાં શ્રી ગુરૂ ઓધવરામજીનો એ અમૂલ્ય ઉપદેશ આદર્શતાના આદેશરૂપ હતો, પરંતુ ચાર દિવસના એ ચિત્રના ચોઘડીયા વીતી જતાં, તેમના સ્મરણમાં માત્ર ચરણચિત્ર ચિત્તમાં રહી ગયું. તેઓ શ્રીના મુંબઈ જતાં પૂજ્ય શ્રી દયાળદાજીએ પાટીદાર જ્ઞાતિના પ્રેમને વશ થઈ, આગામી સાલમાં ફરી પધારવાનું વિનીત વચન ગુરૂ મહારાજ પાસે માગ્યું. પવિત્ર પ્રેમના પારંગત પૂજ્ય ગુરૂ મહારાજશ્રીએ તે માન્ય રાખી **'જરૂર આવીશ'** એ ઉદ્‌ગાર ઉચ્ચાર્યો. ભાવભીના વાતાવરણ વચ્ચે મહારાજશ્રીની વસમી વિદાયને વહોરી લઈ, આશાના ઓથે અમૃતવાણીની અસર અમર રહી ગઈ.

### પૂજ્ય શ્રી દયાળદાસજી મહારાજ સાથે મારો પ્રવાસ :-

પૂજ્ય ગુરૂ દેવજીના જવા પછી તેમની કલ્યાણકારી આજ્ઞાને અનુસરી હું મહારાજ શ્રી દયાળદાસજીની સાથે રહી ગુજરાતમાં સનાતન સેવાભાવી પાટીદાર ભાઈઓના કેટલાક કંપાઓમાં ફર્યો. આતિથ્ય સેવાના આછા અનુભવો મેળવ્યા. જગે જગે **સત્સંગ** સમાગમો થયા. વડીલોના વાણી રહસ્યને સમજી, યુવકોના ઉત્સાહ ઉભરાઓને કંઈક અંશે વિલાસીતાના વહેતમાં સમાતા જોઈ હૃદયને ક્ષોભ થયો. સમાજમાં ધર્મના આદર્શ શીર્ષક, વ્યવહારીક, વ્યક્તિગત બાબતોનો અમલ થતો હોય એવો આભાસ થયો. જ્ઞાતિ સેવાના ઉજ્જવળ અવશેષો જોતાં વાસ્તવિક સેવાભાવની ન્યૂનતા જોવામાં આવી. મત મતાંતરના માનસિક આવરણો વચ્ચે વિશુદ્ધ સનાતન સિદ્ધાંતોને

શંકુચિત સમજવામાં આવતાં જોયા. સનાતન શિક્ષણ દ્વારા જ્ઞાતિના પ્રત્યેક ઘરને સંસ્કાર શાળા બનાવી, સ્વધર્મ પાલનના મુળાક્ષરો સઘળા ભાઈ-બહેનો સ્વાધ્યાય શિક્ષક પાસેથી શીખતાં રહે તો જ આદર્શતા અપનાવી શકાય.

## માતાજીની પ્રતિષ્ઠા-વર્ણન માટેનું લેખન કાર્ય :-

પૂજ્ય મહારાજ શ્રી દયાળદાસજીની સાથે પ્રવાસ કરતાં આખરે મહા સુદી-૧૨{ VSAK: 25-Jan-1945} ના અમો સૌ ધનસુરાની બાજુમાં **"સોની કંપા"**માં આવ્યા. એકાંત સ્થળને જોઈ, તેમજ કંપા નિવાસી સ્વજ્ઞાતિ બંધુઓના ભાવના ભર્યા સેવા કાર્યને જોઈ, છ દિવસ તે જ સ્થળે રોકાઈ આ રિપોર્ટનું લેખન કાર્ય મહા સુદી-પૂનમે { VSAK: 28-Jan-1945} પુરું કરેલ છે. અમારા આતિથ્યને અપનાવી તે સર્વ ભાઈઓએ જે સેવા ઉપાડી છે તે બાબત અત્રે તેમનો આભાર માનવામાં આવે છે.

લેખન કાર્યમાં મહારાજશ્રીના સંકેત મુજબ સર્વ પદ્ધતિ રાખવામાં આવેલ છે. સભામાં ઉપસ્થિત સજ્જનોના પ્રવચનો તેમજ બહારથી આવેલા નિવેદન પત્રોના લેખનમાં મહારાજશ્રીની આજ્ઞાથી યથા ઘટિત ભાષા રચના કરી ભાવાર્થને સાવધાનીપૂર્વક જાળવવામાં આવેલ છે તે માટે સર્વ સજ્જનો ક્ષમા આપશો એવી આશા છે.

મંદિર કાર્યમાં દાન દાતાઓના ઉલ્લેખ નામવાર એક અલગ પ્રકરણમાં આપવામાં આવેલો છે છતાં ભુલથી રહી ગયેલા કોઈ પણ સજ્જનને તેવી ભુલ માટે ક્ષમા રાખવી એજ વિજ્ઞપ્તિ.

## સુધારક પ્રવૃત્તિમાં મારો આત્મોદ્ગાર :-

સમાજના આદ્ય સુધારકો સ્થાપિત જાગૃતિ-નાદને ભૂતકાળની સમયાનુકુળ દુદુંભી માની, તેના હૃદય ઝણઝણિત સૂરોમાં મસ્ત બની વર્તમાન જાગૃત સમાજને સનાતન માર્ગની ઝાંખી ખાતર ઋષિ મુનિઓ કૃત સૂત્રોનું શરણ લેવાનું હું વધારે શ્રેયકર માનું છું.

મને સનાતન વડે સાચું સુખ થવાનો પૂર્ણ વિશ્વાસ છે. જેમ જેમ મનુષ્ય ઈશ્વરીય ઓજસરૂપ સનાતન સાત્વિક પુરૂષોના કથનનું તાત્પર્ય, પોતાના જીવનમાં વધારેને વધારે ઉતારશે તેમ તેમ તે વધારે ઉન્નતિપાત્ર થશે.

ઈશ્વરના સૃષ્ટિ ક્રમમાં સનાતન તત્ત્વ શું છે ? તેના સનાતન સંચાલન સૂત્રો શું છે ? આપણો તેની સાથે શું સંબંધ હોઈ શકે? ઉપરોક્ત પ્રશ્નોના ઉકેલ સાથે જ આપણું માનુષી જીવન સંકળાયેલું છે. આજના જાગૃત સમાજને મારું નમ્ર નિવેદન છે કે, જીવન સમસ્યાઓના અભ્યાસ ખાતર પ્રત્યેક કુટુંબમાં સનાતન ગ્રંથોનું પઠન પાઠન અને વર્તન પરમ આવશ્યક ગણી, વ્યક્તિગત અને સામાજિક ફરજોનું પાલન કરી ઉન્નતિ માર્ગ સાધતાં રહે ?

## આપણું કર્તવ્ય :-

સમાજમાં ગૃહશાળાના સ્વાધ્યાય શિક્ષક મારફતે સનાતન શિક્ષણ દ્વારા નિદિધ્યાસન કાયમ કર્યા પછી પ્રતિ માસે ગ્રામ્ય સભા તેમજ વાર્ષિક રૂપથી જ્ઞાતિ સંમેલન રૂપમાં એકત્ર થવાની જરૂરિયાત છે. ઉન્નતિ અર્થે આ પ્રણાલિકા પ્રાચીન છે. સભાના રૂપમાં એકત્ર થઈ, આપણે આપણું યથાર્થ કર્તવ્ય સમજી વર્તન કરવાનું હોય છે, કારણ કે **જનસમાજની ઉન્નતિનું મૂળ મંડાણ ન્યાયને પારખી અન્યાયને દબાવવામાં સમાયેલું છે.** જ્યારે જ્યારે ન્યાયાધિકારી વર્ગ કોઈપણ કારણને વશ થઈ, ન્યાયાન્યાય ઓળખવામાં ભુલ કરે અને સમાજમાં

સ્વેચ્છાચારીઓનું પ્રમાણ વધારે ત્યારે આખો સમાજ છિન્ન ભિન્ન થઈ અધોગતિને પ્રાપ્ત થાય છે.

આપણે પોતાના સંરક્ષણ ખાતર, પોતાના બાળકોના વિદ્યાધ્યન, ખાતર તેમજ દરેક પ્રકારે નીજ ઉન્નતિ ખાતર, આપણા દરેક પ્રકારના ધનોપાર્જન માર્ગોને લક્ષમાં લઈ અમુક રૂપમાં સામાજિક પ્રથા મુજબનો ધનસંચય કરવો જોઈએ. ત્યારબાદ દરેક સ્થળે પોતપોતાની ગ્રામ્ય સભાના મારફતે ઈષ્ટ સ્થાપના (મંદિર) અને તેની પૂજન અર્ચનની પુરતી વ્યવસ્થા કરવી જોઈએ. સાથે સાથે બાળકો માટે પાઠશાળા કાયમ કરી જેમાં વ્યવહારીક વિષયો ઉપરાંત સુક્ષ્મ ધાર્મિક શિક્ષણ પણ સરલ રીતે જરૂર કાયમ કરવું જોઈએ. ઈષ્ટ મંદિરમાં પંચ મહાશાસ્ત્ર અવશ્ય રાખી જેનું પઠન પાઠન નિયમિત રૂપથી કરતા રહી દરેક વખતની જટીલ સમસ્યાઓ માટે તે શાસ્ત્રોનો આશ્રય લઈ, દેશકાળનો વિચાર કરી સનાતન વર્તાવ રાખવો જોઈએ. આજીવિકાના ઉત્પાદનમાં રહી આપણે સનાતન આદર્શોમાં બહુ જ પછાત જિંદગી જીવી રહ્યા છીએ. આ તકનો લાભ લઈ, જગાએ જગાએ આપણને અવળે માર્ગે દોરી, સ્વાર્થ સાધક મત મતાંતર વાદીઓ પોતાનો પ્રચાર કરી રહ્યા છે. સાવધાન ! ભાઈઓ !! એ પંથ પ્રચારક અને કંઠી કારણે વાડા વાદીઓથી સાવધાન !! આપણો સનાતન ધર્મ એવા નૂતન નામધારી પંથોથી ઢંકાય તેવો નથી. કળીયુગના કુકર્મોને, ભોગી ભક્તોના સ્વાંગમાં છુપાવી, એ અધમાત્માઓ ધુમ્મસના આશ્રયથી સૂર્ય મંડળને નિસ્તેજ કરવા ધારે છે. બાધા માનતા અને દોરા ધાગાના મનવાંચ્છિત મૃગજળ બતાવી આપણા સનાતન સરોવરને સૂકાવવા ધારે છે. ઈશ્વરોપાસનાની અમર વેલને પાખંડ પ્રહારોથી પોષવાનું પ્રણ કરે છે. ભાઈઓ ! આવા નામધારી નર પિશાચોની નાસ્તિક લીલાથી સદા સચેત થાએ ! ભૂતપ્રેતના ભ્રમમાં પડી ધૂણ ધતીંગના ધર્મભ્રષ્ટ આચરણોથી દૂર રહો. આવા આસુરી આચરણો સનાતન પુરૂષો તરીકે આપણને બિલકુલ શોભા આપતાં નથી. શ્રીમદ્ ભગવદ્ ગીતાના રહસ્યને સમજી ઉપરોક્ત અંધારાનો સત્વરથી નાશ કરવો જોઈએ. સમાજ સેવક તરીકેની સર્વ પ્રથમ ફરજ આપણી એજ છે.

અજ્ઞાન ટાળવાના બહાને એટલું ખાસ યાદ રાખવું જોઈએ કે સનાતન સંત પુરૂષોનો આદર ભુલાય નહિ. કારણ કે તેમનો અનાદર ઈશ્વર સાંખી શકતો નથી. ભક્ત વશ ભૂધરાની નીતિ એ તો પરમ કૃપાળુ પરમાત્માને પણ પોતાની અવતાર વિષયક લીલાઓ આચરવી પડે છે. માટે શ્રી ગીતાજીમાં સંબોધેલા સ્થિત પ્રજ્ઞ પુરૂષોને જ્ઞાનદષ્ટિ વડે ઓળખી તેમની તન, મન અને ધનથી સેવા કરવી જોઈએ. એવા સાત્વિક પુરૂષોના પ્રતાપથી તો આ આખુંય ભૂમંડળ ટકી રહ્યું છે.

જ્યોતિષના નામે જોખમમાં ઉતારનાર જોગી, જંગમ, જોશી અને કારમા કાનીપાઓથી હંમેશાં સાવધાન રહેવું જોઈએ. આપણી માનવંતી માતાઓ તેમજ ભોળા મનની ભામિનીઓને પણ આપણે આવા શબ્દશાળી શત્રુઓથી સચેત કરવી જોઈએ. તે નર પિશાચોની ક્રમવારની કારકિર્દીમાં કદીએ આપણાં મનને વહેમ વંટોળે ચડાવવું નહી. જ્યોતિષના યથાર્થ જ્ઞાન વિષયનું શાસ્ત્રાવલોકન કરી, કલ્યાણ દાતા સર્વેશ્વરના પ્રત્યેક નિધાનમાં તેઓની અસીમ કૃપાનો અનુભવ કરતાં શીખવું જોઈએ. અસ્તુ.

કર્તવ્યપંથી પ્રત્યેક ભાઈ-બહેન, સનાતન સિદ્ધાંતના દિવ્ય પ્રકાશમાં પોતાનું જીવન વધારેને વધારે સરળ અને કર્તવ્ય નિષ્ટ બનાવે એવી સર્વેશ્વરી સૌને શક્તિ અર્પો !

લેખક : સેવાભાવી દેવશીભાઈ રામજી ગોઘારી ગ્વાલીયર સ્ટેટ પોસ્ટ સેરાઈ જીલ્લા ગુના, મુ.ચકખીરીઆ.

# "શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ"
# હેડ ઓફીસ - નખત્રાણા (કચ્છ)

માતાજીની પ્રતિષ્ઠા મહોત્સવ બાદ, તેજ સાલના એટલે કે સં.૨૦૦૦ના આસો સુદી ૧૪-૧૫ રવિ, સોમ {VSK: 01 & 02 -Oct-1944} ના દિવસે, શ્રી ઉદ્ધવ આશ્રમ (વાંઢાય) મુકામે "શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ"ના ભાઈઓની જાહેર સભા ભરવામાં આવી હતી. તેમાં કચ્છમાં વસતા જુદા જુદા ગામના ભાઈઓમાંથી પ્રત્યેક ગામ વાર બેથી પાંચ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી અને હાજર રહેલા ભાઈઓની સંમતિથી નીચે પ્રમાણે ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવેલ હતા. જેની નોંધ નીચે પ્રમાણે છે.

॥ હરી ૐ ॥

**૧ પીંડરૂના સુતક સંબંધી :-**

બાળકના જન્મ પ્રસંગે પીંડરૂ સૂતક નિવારણ માટે નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવેલ છે. બાળકનો જન્મ આપનાર તેની માતા તથા પિતા તથા તેમના સાથે એક રસોડે જમનારાઓએ, બાળકનો જન્મ થયા પછી ૩૫મે દિવસે મંદિરમાં બાળકને સાથે લઈ જઈ, શ્રી ભગવાનના દર્શન કરી ગંગાજળ પી પવિત્ર થવું. તે સિવાયના બાકીના કુટુંબીજનોએ બાળકના જન્મ પછી ૧૦ દિવસે મંદિરમાં જઈ ગંગાજળ પીને પવિત્ર થવું. દીકરાનો જન્મ થયો હોય તો શ્રી ભગવાનને ભેટ તરીકે કોરી ૧ ધરવી અને દીકરીનો જન્મ થયો હોય તો ભેટ તરીકે કોરી ၀။ ધરવી અને મંદિરમાં રહેતા ચોપડામાં, દીકરો અગર દીકરી જેનો જન્મ થયો હોય તેનું નામ તથા જન્મની મીતી તથા તેના પિતાનું નામ અટક સહિત લખાવવું. જન્મ આપનાર બાળકની માતાએ દિવસ ૧૨ સુધી ગૃહકાર્યમાં રસોડાનું કાર્ય કરવું નહિ.

**૨ ઠરાવ સગપણ સંબંધી :-**

૧ સગપણ કરતી વખતે છોકરાની ઉંમર પાંચ વર્ષથી ઓછી હોવી જોઈએ નહિ. તેમ છોકરીની ઉંમર ત્રણ વરસથી ઓછી હોવી જોઈએ નહિં.

૨ સગપણ કરતી વખતે વર પક્ષે કન્યા પક્ષને ટોપરાં નંગ ૨ તથા ગોળ શેર ૧। સવા તથા કોરી ૧ એક રોકડી આપવી.

૩ સગાઈ કરવા જતી વખતે વર પક્ષ તરફથી કન્યાને કોરી ૧। સવા ટીલું કાઢવાની તથા ચુંદડી નંગ ૧ વાર દોઢની તે પણ સુતરાઉ આપવાની અને સગાઈના જો જમણ જમાડે તો વર પક્ષ તરફથી કન્યા પક્ષને કોરી ૧૨ બાર રોકડી આપવાની અને જમણ ચાર જમાડવા.

૪ સગપણ થઈ ગયા બાદ, વર પક્ષ કન્યા પક્ષને લગ્ન અગાઉ આપવાના લાગાની વિગત દર દિવાળીએ કોરી ၀။ અડધ તથા દરેક શ્રાવણ મહિનાની વદ સાતમે કોરી ၀။ અડધ તથા સગપણ થવાની પહેલી હુતાશનીએ કોરી ૨।(સવા બે) હાયડાની આપવી બાકીની દરેક હુતાશનીએ કોરી ૧॥ દોઢ પ્રમાણે હાયડાની આપવી. ઉપર જણાવેલા આપવાના લાગા સિવાય બીજી કોઈપણ જાતની લેતી દેતી આ

બાબતમાં કરવી નહિ તેમજ વળતર પણ કરવી નહિ.

૫ સગપણ થયા પછી એટલે લગ્ન થયા પહેલાં છોકરા અગર છોકરીમાં કોઈ કુદરતી ખોડખાંપણ જેવું લાગે અને તેના છેડા છુટ કરવા જેવું જણાય તો પાંચ ગામના પંચોને બોલાવી તેમની સંમતિથી તેવી બાબતનો નિકાલ કરાવવો. માત્ર ગામનાએ જ મળી આવી બાબતનો તોડ કરવો નહિ.

**૩ ઠરાવ લગ્ન સંબંધી :-**

૧ લગ્ન લખતી વખતે લગ્નના પડામાં કન્યા પક્ષે કોરી ૧ એક રોકડી નાખવી અને વર પક્ષે કોરી ૧ એક આપીને લગ્ન વધાવવું.

૨ આપણી જ્ઞાતિના બાળકોના લગ્ન છ વર્ષે કરવાં તેમાં છોકરીની ઉંમર ઓછામાં ઓછી પાંચ વર્ષની હોવી જોઈએ. તેથી નાની વયની છોકરીના લગ્ન કરવાં નહિ. જાનમાં જનાર માણસોની સંખ્યા દસથી વધુ હોવી જોઈએ નહિ. (વર તથા અણવર અનવરના માતા પિતા સિવાયના ઉપર જણાવેલા માણસો દસ નક્કી કરવામાં આવેલ છે.)

૩ લગ્ન વખતે વાયણાની કોરી ૨૫ પચીસ વર પક્ષે કન્યા પક્ષના પિતાને આપવી.

૪ બીજા લાગાઓની કોરી છ નીચેની વિગત મુજબ આપવી. કોગળાની-૧, પોંખવાની-૧, પડલું પહેરી પગે લાગવાની- ૧, છેડા છેડીબાંધવાની-૧, કુળદેવી ઉમિયા માતાજીની-૧, ફઈની-૧

૫ કન્યાને વર પક્ષ તરફથી દાગીના આપવા તે નીચે મુજબ
(૧) પગની પીની કડલી અથવા છડા (૨) હાથના સાદાં કંકણ (૩) ગળામાં ચાંદીનો હાર (૪) નાકમાં હેમનીશળી,

૬ લગ્ન કરતી વખતે કન્યાને વર પક્ષ તરફથી નીચે મુજબ કપડાં આપવા. ઘાઘરો ૧, ચુંદડી ૧, કમખો અગર પોલકું ૧ આપવું, ઉપર લખેલા ત્રણે કપડાં સુતરાઉ હોવા જોઈએ.

૭ કન્યા પક્ષ તરફથી વરને કપડાં તથા વાસણ નીચે મુજબ આપવા -
કપડા વરના માપના જોડ ૧, જેમાં પાટલુન ૧ ખમીસ અથવા પહેરણ ૧, પછેડી નંગ ૧ ટોપી નંગ ૧ તે પણ સુતરાઉ હોવા જોઈએ. વાસણોમાં કાંસાની થાળી નંગ ૧, કાંસાનો વાડકો નંગ ૧, સાકર શેર, ૨॥ અથવા ગોળ શેર ૨॥

૮ કન્યા પરણીને જાની વાસે જાય ત્યારે વરના પિતાએ કોરી ૧ એક પગે લાગવાની આપવી.

૯ ચોરી બાંધવા માટેના વાસણો પ્રજાપતિ પાસેથી લેવામાં આવે અને તેને જે લાગો આપવો પડે તે બંને પક્ષે અડધો અડધ આપવો. લગ્ન સમાપ્ત થયા પછી તે વાસણો બંને પક્ષે અડધો અડધ વહેંચી લેવા.

૧૦ લગ્ન કરાવનાર બ્રાહ્મણને વરપક્ષ તરફથી કોરી ૧॥ તથા કન્યા પક્ષ તરફથી કોરી ૧ એક દક્ષિણાની આપવી.

૧૧ ધર્માદા લાગા તરીકે શ્રી ભગવાનને ભેટની વર પક્ષે કોરી ૨॥ તથા કન્યા પક્ષે કોરી ૧। સવા આપવી.

૧૨ કન્યા પરણીને સાસરે ગયા પછી તેને પાછી લાવવા માટે બે માણસોએ જવું જેમાં જમણ ટંક બે જમાડવા. (જેને આણું કહેવામાં આવે છે.)

**૪ ઠરાવ છુટાં લગ્ન કરવા સંબંધી :-**

૧ જાનમાં વર તથા અણવર અને વરના માતાપિતા સિવાયના માણસોની સંખ્યા ૨૦ વીસની હોવી જોઈએ.

૨ જાનમાં બેથી વધારે ગાડાં લઈ જવા નહિ.

૩ જાનને જમણ ટંક ચારના રાખવા.

૪ ઉપર લખ્યા પ્રમાણે જાનમાં જનારની સંખ્યા સિવાય વધારે માણસ જો કોઈ લઈ જાય તો, દરેક માણસ દીઢ ટંક એકની કોરી એક લેખે કન્યાના પિતાને વર પક્ષે આપવી અને ગાડાં બે સિવાય જો વધારે લઈ જાય તો વરના પિતા પોતાના જોખમે લઈ જાય તથા તેની ખાવા પીવાની તથા ઢોર બાંધવાની સગવડ પોતાના હિસાબે કરવી. ઉપર બતાવ્યા પ્રમાણે વધુ માણસો લઈ જનાર પાસેથી કોરી એક ટંક એકની બતાવી છે, પરંતુ દેશકાળને અનુસરી વધઘટ બંને પક્ષવાળાએ અગાઉથી સમજુતી કરીને નક્કી કરવું.

**૫ છુટા લગ્ન કરાવનાર વરના પિતાએ આપવાના લાગા નીચે મુજબ-**

(૧) વાયણા તરીકેની કોરી ૪૦ ચાલીસ આપવી (૨) લાગાની કોરી ૬ છ કોગળાની, ૧ પોંખવાની, ૧ પડલું પહેરી પગે લાગવાની, ૧ છેડાછેડી બાંધવાની, ૧ કુળદેવી ઉમિયા માતાજીની, ૧ ફઈની ૧ (૩) ચોરી બાંધવા માટે પ્રજા પતિનો જે લાગો થાય તે બંનેએ અડધો અડધ આપવો. (૪) દાગીનામાં પગનાં કડલાં અથવા છડા ગળામાં ચાંદીનો હાર, નાકમાં હેમની શળી હાથમાં કાંકણ સાદું (૫) કન્યાને કપડામાં ઘાઘરો ૧ ચુંદડી નંગ ૧ કમખો અગર પોલકું નંગ ૧ આ ત્રણે કપડાં સુતરાઉ આપવાં (૬) કન્યા પક્ષ તરફથી વરને કપડાં પાટલુન નંગ ૧ ખમીસ અથવા પહેરણ નંગ ૧ પછેડી નંગ ૧ ટોપી અગર પાઘડી નંગ ૧ તે પણ સુતરાઉ આપવી.

૬ કન્યા પક્ષ તરફથી વરને વાસણો આપવાની વિગત નીચે મુજબ - કાંસાની થાળી ૧ કાંસાનો વાડકો ૧ સાકર શેર ૨॥ અથવા ગોળ ૨॥

૭ કન્યા પરણીને જાની વાસે જાય ત્યારે સાસરાને પગે લાગે ત્યારે સાસરાએ કોરી ૧ એક રોકડી આપવી.

૮ લગ્ન કરાવનાર બ્રાહ્મણને વર પક્ષ તરફથી કોરી ૫। સવા પાંચ તથા કન્યા પક્ષ તરફથી કોરી ૨। સવા બે દક્ષિણાની આપવી.

૯ ધર્માદા લાગાની વર પક્ષ તરફથી કોરી ૧૫। સવા પંદર ભેટ તરીકેની શ્રી ઈષ્ટ મંદિરમાં ભગવાનને ચરણે ધરવી.

૧૦ વર તથા કન્યા પક્ષ તરફથી ભગવાનને જે ભેટ ધરવામાં આવે તે મંદિરમાં રહેતા ચોપડે નોંધ કરાવી વર તથા વહુનું નામ નોંધાવવું.

૧૧ કન્યા પરણીને સાસરે ગયા પછી, કન્યાના માવિત્રોએ દીકરીને પોતાને ઘેર લાવવા માટે જવું જોઈએ જેને આણું કહેવામાં આવે છે. તે આણામાં માણસ ૫ પાંચથી વધુ હોવા જોઈએ નહિ અને જમણ ટંક ચાર જમાડવા.

**૫ ઠરાવ આણા સંબંધી :-**

૧ કન્યા ઉંમર ચૌદ વરસની થાય ત્યારે પડલું લેવાનું તેમાં સાડલો નંગ ૧ રંગીત સુતરાઉ તથા કાકણ નંગ ૧ હેમનું મઢેલું તે સાસરા પક્ષે આપવું.

૨ પડલું આપવા આવનાર માણસ ૧ તથા સાથે છોકરું ૧ જવું તેને જમણ ટંક ચાર જમાડવા.

૩ કન્યાની ઉંમર પંદર વરસની થાય એટલે પડલું આપવાના બીજે વરસે આણું વાળવું અને ત્યાર પછી સોળમે વરસે બીજું આણું મોકલાવી અને તેજ વરસની શ્રાવણ વદી સાતમ પછી કાયમના માટે બાઈને સાસરે મોકલી આપવી.

**૬ ઠરાવ પૂનર્લગ્ન સંબંધી :-**

આપણી જ્ઞાતિમાં પૂનર્લગ્ન કરવા સંબંધી નીચે મુજબ ઠરાવો કરવામાં આવેલ છે.

૧ સગપણ કરતી વખતે પાંચીયો એક જે સગપણ નક્કી થવા બદલ દીકરીના કુટુંબીજનોના હાથે ફેરવવામાં આવે છે તે પાંચીયો વર પક્ષવાળાએ આપવો.

૨ પૂનર્લગ્ન નક્કી થતી વખતે પ્રસાદી વહેંચવામાં આવે છે તે માટે કોરી પાંચથી અંદર હોવી જોઈએ ને તે વર પક્ષવાળાએ આપવી.

૩ દાગીના ચડાવવા આવતી વખતે વર પક્ષ તરફથી જણ બેએ આવવું તે વખતના જમણ બદલ વરપક્ષ તરફથી કોરી ૨૫ પચીસ આપવી.

૪ લગ્ન કરવા આવતી વખતે ગાડાં બે તથા વર અને અણવર સિવાય માણસ ૨૦ વીસ લાવવા અને સાંજના જમી પૂનર્લગ્ન વિધિ બ્રાહ્મણના હાથે કરાવીને પરોઢીયે દીકરીને વિદાય કરવી.

૫ પરણવા આવનાર વર પક્ષના પિતાએ જમણ ખર્ચ માટે નીચે મુજબ આપવું. ખીચડી સૈ બે તથા ગ્રથ મણ ૧ એક આપવું.

૬ પૂનર્લગ્ન વિધિ કરનાર બ્રાહ્મણને દક્ષિણા બદલ કોરી ૨।। અઢી આપવી તથા ખીચડીનું સીધું આપવું.

૭ પૂનર્લગ્નની વિધિ પૂરી થયા બાદ ભગવાનને ભેટ તરીકે વરપક્ષે કોરી ૧૦। સવા દસ આપવી.

૮ પૂનર્લગ્નના સંબંધમાં સગપણ કરવાની શરૂઆતથી તે પૂનર્લગ્ન સંપૂર્ણ થઈ જવા સુધીમાં ઉપર જણાવ્યા પ્રમાણેની લેતી દેતી કરવાની છે તે સિવાય બીજી કોઈ પણ જાતની રોકડ અથવા બીજી કોઈ જાતની વસ્તુની લેતી દેતી જાહેર અથવા ખાનગીમાં કરશે તો તે સમાજનો ગુનેગાર ગણાશે.

**૭ ઠરાવ વિયાતર સંબંધી :-**

૧ આપણી જ્ઞાતિની બહેન અથવા દીકરીને ત્યાં પુત્ર તથા પુત્રીનો જન્મ થાય તો તેને વિયાતર આપવાનો રિવાજ છે તે વિયાતર આપવા માટે દીકરીના માવિત્રોએ બાઈ તથા જમાઈને પોતાને ઘેર બોલાવીને પોતાની યથાશક્તિ જે આપવા ઈચ્છતા હોય તે આપીને તેમના ઘેર વિદાય કરવા. તે નિમિત્તે સાડલા વિગેરે જે પહેરાવવાની પ્રથા હતી તે બંધ કરવામાં આવે છે. બાઈના મામાઓ તથા ફઈઓ અને માસીઓ વિગેરેને તે સમયે જે આપવા ઈચ્છા હોય તે દીકરીના માવિત્રોને ત્યાં મોકલાવી આપવું.

**૮ ઠરાવ અગ્નિ સંસ્કાર સંબંધી :-**

૧ આપણી જ્ઞાતિના કોઈ પણ ભાઈ અથવા બહેનનું અવસાન થાય તો તેની ઉંમર પાંચ વરસથી ઉપરની હોય તો તેને ફરજિયાત અગ્નિ સંસ્કાર કરવો અને પાંચ વરસથી નાની વયનું નાનું બાળક હોય તો તેને ભૂમિદાગ કરવો.

૨ મરનારની પછવાડે એકાદશાને બારમાની શ્રાદ્ધ ક્રિયા બ્રાહ્મણના હાથે કરાવીએ છીએ તે ક્રિયા કરનાર બ્રાહ્મણને દક્ષિણાની કોરી પાંચ આપવી અને મરનારના આત્માની શાંતિ અર્થે મરનારની વય ત્રીસથી ઉપરની હોય તો મંદિરમાં ધર્માદા કોરી ૨૫ પચીસ આપવી અને મરનારની વય વીસથી ત્રીસ સુધીની હોય તો કોરી સવા પાંચ આપવી અને તેથી પણ નાની વયનાની કોરી ૧। સવા આપવી.

૩ બારસની ક્રિયા સંપૂર્ણ થાય તે દિવસે બની શકે તો બ્રાહ્મણ અગર અતિતોને યથાશક્તિ અનુસાર જમાડવા અને સાથે સાથે મરનારના કુટુંબની નિયાણી પાંચથી સાત જમાડવી.

૪ બ્રાહ્મણો અગર અતિતોને જમાડવા જેટલી શક્તિ ન હોય તો પણ નિયાણી જરૂર જમાડવીને ક્રિયા કરનાર બ્રાહ્મણને સીધું આપવું.

**૯ શ્રાદ્ધ ક્રિયા સંબંધી :-**

૧ મરનારની શ્રાદ્ધ ક્રિયા હિન્દુ શાસ્ત્રો નિયમ અનુસાર અવસાનની તિથિએ ચડતા પહોરે સવારના કરવી અને તે દિવસે જે રસોઈ કરી હોય તેમાંથી કુતરાંઓને તથા કાગડાઓને તથા ગૌ ગ્રાસ અને પિતૃનો ભાગ આપી પોતાના કુટુંબની નિયાણીઓ જમાડવી. તેથી વધારે કોઈની ઈચ્છા હોય તો બ્રાહ્મણો અતિતોને જમાડવા. નિયાણીઓને દક્ષિણ આપવી, મંદિરમાં દિવેલના છુટા ત્રણ મુકવા.

૧૦ આપણી જ્ઞાતિની કોઈપણ બાઈનું પોતાના સાસરાને ત્યાં અવસાન થાય તો તે બાઈને માવિત્રો તરફથી દાનમાં જે કાંઈ દર દાગીનો અથવા કપડાં લત્તા તથા વાસણ અગર જાનવર વિગેરે જે કંઈ પણ કૃષ્ણાર્પણ આપેલ હોય તેમાંથી કોઈપણ ચીજ પાછી લેવી નહિ.

**૧૧ ઠરાવ ધર્માદા લાગા સંબંધી :-**

૧ ધર્માદા તરીકે દશોંદ, વિશોંદના લાગાઓ જેવી રીતે આગળ દરેક ગામના બંધારણ મુજબ અપાય છે, તેમાં બનતી કોશિષે વધારો કરી ખેડૂત, કારીગર અથવા મજુર ભાઈઓએ આપવા.

૨ કોઈ પણ ગામની અંદર ધર્માદા આપવાનું બંધ કરેલ છે, તેવું આ સમાજ ન જાણવામાં આવતા બંધ

કરનારને આ સમાજ જરૂર પૂછી શકશે અને ધર્માદાના લાગા તરીકેની રકમો દેવા તેઓને ફરજ પાડશે.

**૧૨ ઠરાવ ઉજાણી સંબંધી :-**

દરેક વરસની શ્રાવણ વદી ૬ના દિવસે પોતપોતાના ગામમાં બધા ભાઈઓ મળીને પ્રીતિ ભોજન કરવું અને તે પ્રસંગે જમણ સામગ્રી કાંટેથી તોળી કોઈને ઘેર લઈ જવા માટે આપવી નહિ પણ સાથે બેસી જમવું.

૧૩ દરેક ગામમાં જ્ઞાતિ પંચની ધર્માદા રકમ જુદી જુદી રીતે ધર્માદા લાગા તરીકે ભેગી કરવામાં આવે તેની કુલ આવકનો હિસાબ દરેક સાલના શ્રાવણ વદી ૫ થી વદી ૭ સુધીમાં નક્કી કરી, ધર્માદાની વાર્ષિક આવક જેટલી જે ગામની થાય તેમાંથી તે ગામવાળાઓએ દર સેંકડે કોરી ૧૦ દસના હિસાબે જ્ઞાતિ પંચની રકમ જે ખજાનચી પાસે રાખવામાં આવી હોય તેને શ્રાવણ વદી ૦।। અમાસ અગાઉ મોકલી આપવી અને તે મોકલેલી રકમની પહોંચ સમાજના સેક્રેટરી પાસેથી મેળવવી.

૧૪ ઉપર જણાવ્યા ઠરાવોનું પાલન કરવા તથા કરાવવા માટે નીચે જણાવેલા નામોવાળા ભાઈઓની એક કમિટિ નિમવામાં આવી છે.

## સભ્યોના નામ :-

**(૧) વિરાણી** - (૧) ભીમજી પ્રેમજી નાકરાણી (૨) રતનશીભાઈ ખીમજીભાઈ (૩) અરજણ પબા (૪) શીવગણ લાલજી (૫) મેઘજીભાઈ લખમશી.

**(૨) નખત્રાણા** - (૬) રામજી જેઠા સેંઘાણી (૭) નાનજી પૂંજા કેશરાણી (૮) વાલજી વિશ્રામ મુખી (૯) દેવજી કચરા પટેલ (૧૦) કાનજી અબજી નાથાણી (૧૧) નારણ રામજી પાંચાણી (૧૨) પેથા મુળજી કેશરાણી (૧૩) નથ્થુ નાગજી કેશરાણી (૧૪) ભાણજી પંચાણ કેશરાણી

**(૩) કોટડા-જડોદર** (૧૫) લધા પંચાણ નાકરાણી (૧૬) ભીમજી કેશરા લીંબાણી (૧૭) હીરજી લાલજી વેલાણી (૧૮) જીવરાજ દેવજી પોકાર (૧૯) નારણ ભાણજી ડોસાણી

**(૪) મથલ** (૨૦) પરબત લખુ પટેલ (૨૧) ધનજી માંડણ

**(૫) ખોંભડી** - (૨૨) નારણ શીવજી વાગડીયા

(૬) **ગઢશીશા** - (૨૩) રામજી વસ્તા (૨૪) રામજી લાલજી (૨૫) વિશ્રામ હંસરાજ (૨૬) શામજી રતના (૨૭) વિશ્રામ હીરજી

(૭) **માનકુવા** - (૨૮) જીવરાજ હીરજી

(૮) **વેરસલપર** - (૨૯) કાનજી ગોપાળ મુખી (૩૦) ધનજી મનજી

(૯) **લુડવા** - (૩૧) રવજી વીરજી પોકાર (૩૨) હરજી લધા રામાણી (૩૩) વીરજી મુળજી

(૧૦) **કોડાય** - (૩૪) વિશ્રામ મેઘજી મુખી (૩૫) નાનજી લધા

**(૧૧) રાયણ** - (૩૬) કાનજી હીરજી

**(૧૨) થરાવડા** - (૩૭) વેલજી પ્રેમજી (૩૮) વાલજી મનજી

**(૧૩) નવોવાસ** - (૩૯) અરજણ ગોપાળ (૪૦) પુંજા શામજી

**(૧૪) દેસલપર** - (૪૧) લાલજી કરશન (૪૨) ભીમજી વસ્તા

**(૧૫) વિભાપર** - (૪૩) દાંના ખેતા

**(૧૬) રામપર** - (૪૪) લધા ભાણજી (૪૫) કરશન દેવજી

**(૧૭) ખેડોઈ** - (૪૬) શીવજી મેગજી (૪૭) અરજણ કાનજી

**(૧૮) કોટડા-ખેડોઈ** - (૪૮) શીવજી શામજી

**(૧૯) નવોવાસ** - (૪૯) કરશન નથ્થુ

**(૨૦) જુનો વાસ** - (૫૦) કરશન શીવગણ (૫૧) લાલજી વિશ્રામ

**૧૫** ઉપર જણાવેલા સબ કમિટિના સભ્યો ૫૧માંથી નીચે જણાવેલ નામોવાળા ભાઈઓની કાર્યવાહક કમિટિની નિમણુંક કરવામાં આવી છે તેના નામ નીચે પ્રમાણે -

(૧) પ્રમુખ રતનશીભાઈ ખીમજી - વિરાણી
(૨) ઉપપ્રમુખ નારણ રામજી પાંચાણી - નખત્રાણા
(૩) ખજાનચી ભીમજી કેશરા લીંબાણી - કોટડા
(૪) સેક્રેટરી નથ્થુભાઈ નાનજી કેશરાણી - નખત્રાણા
(૫) સભ્યો નારણભાઈ ભાણજી - કોટડા
(૬) સભ્યો પરબત લખુ પટેલ - મથલ
(૭) શીવજી મેઘજી - ખેડોઈ
(૮) શીવજી શામજી કોટડા - ખેડોઈ
(૯) હીરજી લાલજી - માનકુવા
(૧૦) હીરજી લધા રામાણી - લુડવા
(૧૧) વિશ્રામ હીરજી - ગઢશીશા
(૧૨) લાલજી કરશન - દેશલપર
(૧૩) લધા પચાણ- કોટડા-જડોદર

**૧૬** ઉપરના કાર્યવાહક કમિટિના સભ્યોમાંથી જ્ઞાતિમાં સનાતન ધર્મનો પ્રચાર અને ઉપર જણાવેલા ઠરાવો દરેક ગામમાં સભાઓ ભરી સમજાવી પ્રચાર કરવા માટે નીચે જણાવેલ નામવાળા ભાઈઓને નિમવામાં આવે છે.

વીરાણી - ભીમજીભાઈ પ્રેમજી, વિરાણી રતનશીભાઈ ખીમજી,
વિરાણી લધાભાઈ વિશ્રામ સવગણભાઈ લાલજી, લધા કાનજી

નખત્રાણા - નથ્થુભાઈ નાનજી જશાભાઈ કાનજી કાનજીભાઈ અબજી દેવજીભાઈ કચરા રામજીભાઈ જેઠા, ભાણજી પચાણ

કોટડા-જડોદર - લધાભાઈ પંચાણ, નારણ ભાણજી, જીવરાજ દેવજી, પચાણ શામજી

લુડવા - હીરજીભાઈ લધા રામાણી

ગઢશીશા - રામજીભાઈ લાલજી

મથલ - પરબતભાઈ લખુ પટેલ, ધનજીભાઈ માંડણ

દેશલપર - લાલજી કરસન ભીમજી વસ્તા

૧૭ આ સમાજની હેડ ઓફીસ નખત્રાણા મુકામે રાખવી અને સમાજને લગતી કોઈ પણ જાતની પુછપરછ તથા નવા ખબર મેળવવા તથા ફંડ વિગેરેની બાબત જાણવા માટે સમાજના કાર્યવાહકમાંથી સેક્રેટરી નિમણુંક કરેલ નથ્થુ નાનજી કેશરાણીને સરનામે પત્ર વહેવાર કરવાથી, અગર રૂબરૂ પૂછવાથી ખબર મળી શકશે. સમાજના ચાલતા કામકાજ અંગેના થતા ખર્ચમાં કોરી ૧૦૦ એક સો સુધીના ખર્ચની સત્તા સેક્રેટરીને સોંપવામાં આવી છે અને સો કોરી ઉપરાંત ત્રણસો કોરી ઉપરનું કોઈ કાર્ય કરવાનું આવી પડે તો પ્રમુખ અને ઉપપ્રમુખ તથા ખજાનચી અને સેક્રેટરીની સંમતિથી કરી શકાશે, તેથી વધારે ખર્ચો કરવા જેવી કોઈ પણ બાબત આવે તો કાર્યવાહક કમિટિની મિટિંગ બોલાવી તેમની પરવાનગી મેળવી શકાશે. ઉપરોક્ત બંધારણના પ્રચારાર્થે કમિટિના પ્રચારકો શ્રીમાન રતનશીભાઈ ખીમજી તથા નથ્થુભાઈ નાનજી તથા ભીમજીભાઈ કેશરા તથા નારણભાઈ રામજી તથા પા.પરબતભાઈ લખુ તથા પા.રવજી લાલજી વિગેરે ગામ નખત્રાણા વાસત્રણ તથા વિરાણી, કોટડા જડોદર, મથલ, લુડવા, નવોવાસ (માંડવી), કોડાય, રાયણ વિગેરે ગામોમાં સભાઓ ભરીને બહુમતીથી પસાર કરાવેલ છે.



(૨)

## ઉંઝાથી ઉમિયાજી આવીયા રે લોલ,

આવ્યા ઈશ્વર નગર વાંઢાય રે......... ઉંઝાથી......(૧)

કચ્છ દેશને પાવન મા તમે કર્યો રે લોલ,

થયો અમને અતિશય આનંદ રે....... ઉંઝાથી......(૨)

માજી આજથી તમોને અમે ઓળખ્યાં રે લોલ,

પડ્યા શરણોમાં લેજો સંભાળ રે....... ઉંઝાથી......(૩)

"કડવા" જ્ઞાતિની દેવી માત છોરે લોલ,

માજી પુરો અમારી આશ રે............ ઉંઝાથી......(૪)

પ્રેમભાવથી તમારા ગુણ ગાઈશું રે લોલ,

થાય ઉમંગ અમોને અપાર રે.......... ઉંઝાથી......(૫)

વાગે નોબત નગારાં ઘંટ ઝાલરી રે લોલ,

દીધા ડંકા દશો દિશ માંય રે............ ઉંઝાથી......(૬)

સંવત બે હજાર ચૈત્ર સુદી નોમના { VSAK:02-Apr-1944} રે લોલ,

કરી પ્રીતી બિરાજ્યાં મંદિર માંય રે.... ઉંઝાથી......(૭)

દાસ "હરી" ઉપર કૃપા કરી રે લોલ,

રાખો ચરણ કમળની માંય રે........... ઉંઝાથી......(૮)



Online Text Based
(can use for translation)





Source Document

## ૧૧. ક.ક.પા. સનાતની સમાજ- બંધારણ અને કામકાજનો રિપોર્ટ - દી. 01-Oct-1944

# નિવેદન

કોઈપણ જ્ઞાતિનો આધાર સંગઠન પર છે. આજે દુનિયાના દેશો પરસ્પર સહકાર અને સંગઠન કેળવી પોતાની આર્થિક, સામાજીક, સાંસ્કારીક, અને ધાર્મિક પ્રગતિને ટકાવી રાખવા કોશિષ કરી રહ્યા છે. સંસ્કારી અને સબળ દેશોના આગેવાનો એમ માને છે કે આજના વિશ્વમાં જો કોઈ પણ દેશે ટકવું હોય, પોતાની સંસ્કૃતિને ટકાવી નિર્ભર બનાવવી હોય તો પરસ્પર સહકાર અને ઐક્ય વિના નહિ બની શકે.

કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજ આજે કચ્છમાં તેમજ બહાર વસતા કચ્છી કડવા પાટીદાર સનાતની ભાઈઓમાં એક લાડકી અતિપ્રિય સંસ્થા બની ગઈ છે. આ સંસ્થા પ્રત્યે તેમને અતિ અનુરાગ અને અભિમાન છે તે તેમના તરફથી આ જ્ઞાતિ સંસ્થાને મળતી સુચનાઓ અને સહાય પરથી સ્પષ્ટ સમજાય છે. છતાં આજના આ પ્રગતિવાદના સુધારાના જમાનામાં જો કોઈપણ જ્ઞાતિએ, કોઈપણ સમાજ કે સંસ્થાએ પોતાના વર્ગના હિત ખાતર, પોતાની જ્ઞાતિના ઉધ્ધાર ખાતર, પોતાના સમાજની સેવા અને ઉન્નતિ ખાતર જીવવું હશે અને પોતાનો સર્વાંગી, આર્થિક, ધાર્મિક, અને સામાજીક વિકાસ સાધવો હશે તો તેમણે જમાના અનુસાર, યુગને અનુરૂપ સુધારા વધારા કરવા પડશે. જે સમાજ સમયને ઓળખશે નહિં, જે જ્ઞાતિ યુગને પિછાનશે નહિ એની પ્રગતિ અને જીવન વિકાસ રૂંધાઈ જશે અને આજનું જગત તો સાથે રહેનારને પુજે છે, પાછળ રહી જનારને કોઈ જોતું પણ નથી.

આપણો પાટીદાર સમાજ અન્ય સમાજની સરખામણીમાં અતિ પછાત છે. પાટીદાર સમાજે જોઈએ તેવી પ્રગતિ સાધી નથી. આજે એક નાનામાં નાની જ્ઞાતિ પોતાના હિત, પોતાની સંસ્કૃતિ, પોતાની ધાર્મિક આધ્યામિકતા અને પોતાની આર્થિક સુધારણા માટે પ્રયત્ન કરી રહી છે. આપણે મોડા મોડા પણ એ યુગને પીછાની શક્યા છીએ. જાગ્યા છીએ એ આપણા ઉજળા ભાવિની નિશાની છે. આજ એક એક જ્ઞાતિ બંધુના મનમાં એક જ પ્રશ્ન ઘોળાયા કરે છે કે આપણું, આપણા સમાજનું ભલું કયે માર્ગે થઈ શકે ! તેમની આ ચિંતા તેમની આ મનોકામનાને આપણા કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજે સારું આશ્વાસન આપ્યું છે અને તેમના મનોભાવને સમજી આપણા સમાજે પોતાથી બનતી સર્વ સેવા કરવા કોશિષ કરી રહ્યુ છે અને આપણી જ્ઞાતિના સમજુ અને વ્યવહારૂ વડીલો અને યુવાન ભાઈઓ, મા બહેનોએ સાથ સહકાર આપ્યો છે. કોઈપણ દેશમાં જેમ ખુટલોની ખોટ હોતી નથી, તેમ આપણા સમાજમાં પણ એવા ખુટલોની ખોટ નથી. આ ખુટલો હમેશાં પોતાનું અંગત હિત, સ્વાર્થ અને અહંભાવ શી રીતે પોષાય એજ જોવે છે અને આવા પ્રત્યાઘાતી, સ્વાર્થ સાધુઓ, પોતાની વાચાળતા, પોતાની ખંધાઈ, પોતાની લાગવગ, પોતાના ધર્મનો ઉપયોગ પણ કરતા અચકાતા નથી અને ભોળી અજ્ઞાન ધર્મમાં ઓતપ્રોત જનતા તેમના એ દંભી પ્રયત્નોમાં અટવાઈ પડે છે અને ખુદ જનતા જ પોતાના પ્રગતિ માર્ગને રૂંધી નાંખે છે.

આપણી જ્ઞાતિની આજ સુધી જે પ્રગતિ સધાઈ છે એ પ્રગતિને રૂંધવા આવા સ્વાર્થી, કપટી અને પ્રત્યાઘાતી બળોએ ભારે જહેમત ઉઠાવી, અવરોધી છે. આપણી જ્ઞાતિમાં ઘરાર થઈ બેઠેલા આગેવાનોને આપણી પ્રગતિ ગમતી નથી. એ ઘરાર અને પાખંડી, રૂઢીચુસ્તો બરાબર સમજે છે કે જ્ઞાતિની અજ્ઞાનતા, ધર્માંધતા દુર થશે તો તેઓ એક યા બીજી રીતે જ્ઞાતિનું જે રીતે પોતાના હિત ખાતર, પોતાની કીન્નાખોરી અને રાગદ્વેષ ખાતર શોષણ કરી રહ્યા છે અને કરાવી રહ્યા છે તે

પરથી પડદો ઉંચકાઈ જશે અને તેમનું નગ્ન સ્વરૂપ જાહેર થઈ જશે અને પછી તેઓ અત્યારે કોમને જે એક લાકડીએ હાંકી રહ્યા છે તે હાંકી શકશે નહિ. કોમમાં તેમનું સ્થાન રહેશે નહિ.

આવા ધરાર અને કપટી માનવીઓએ આપણને આપણા સનાતન ધર્મથી વિમુખ કર્યા છે અને અધકચરા, સનાતન ધર્મથી તદન વિરૂધ્ધ એવા ધર્મમાં ફેકવા કોશિષ કરી છે અને કરી રહ્યા છે. કમનસીબે આપણી અજ્ઞાનતા અને સારું નરસું સમજવાની બુધ્ધિ શક્તિના અભાવે આ માનવીઓ હજુ આપણી જ્ઞાતિમાં વિક્ષેપ અને વિખવાદ વધારવા કોશિષ કરી રહ્યા છે પરંતુ આપણી જ્ઞાતિના આગેવાનોએ તેમના આ કૃત્યથી ભોળી કોમને ચેતવી છે. અને હજારો ભાઈઓ પાખંડીઓના પ્રપંચ સમજી ગયા છે. તેમણે ઠેર ઠેક સનાતન ધર્મનો ફરી સ્વીકાર કર્યો છે અને પોતાના ભુલેલા ભાઈઓને પોતાની સાથે લેવા કોશિષ કરી રહ્યા છે. સમાજના પ્રયત્નથી ચુસ્ત સનાતની બન્યા છે અને ઠેર ઠેર સનાતની ધર્મનો ઝંડો ફરકાવી રહ્યા છે. (જુઓ પરિશિષ્ટ નં. ૧)

કોઈ પણ કોમની અજ્ઞાનતાને ટાળવાનો એક જ ઉપાય છે અને તે કોમને શિક્ષણ આપવાનો. આપણી કોમ મોટા ભાગે નિરક્ષર છે. નિરક્ષરતા અને અજ્ઞાનતાનો લાભ સૌ ઉઠાવી રહ્યા છે. કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજ આ વસ્તુની ગંભીરતા સારી રીતે સમજે છે અને એટલે જ કોમના બાળકોને વ્યવસ્થિત શિક્ષણ મળે તે માટે જ્યાં જ્યાં આપણા ભાઈઓ વસ્તા હોય ત્યાં ત્યાં જો નિશાળો ન હોય તો ખોલવાનો પ્રયત્ન કરવા અને આપણા જ્ઞાતિ બાળકો માટે એક છાત્રાલય (બોર્ડીંગ) સ્થાપવાનો નિર્ણય પણ કર્યો છે. સમાજને ખાત્રી છે કે એક એક સાચદિલ જ્ઞાતિ બાળકોનાં શિક્ષણના આ શરૂ થનાર મહાયજ્ઞમાં પોતાથી બનતી આર્થિક સહાય આપવાનું નહિ ચુકે. પાટીદાર સમાજે કરેલી પૈસાની અપીલને ધ્યાનમાં લઈ તેમની એ ઝોળીને છલકાવી દેશે.

પાટીદાર સનાતની સમાજે માત્ર એકજ દ્રષ્ટિ રાખી નથી. સમાજનો સર્વાંગી વિકાસ એ એનું ધ્યેય છે. સામાજીક કુરૂઢીઓ તરફ પણ પાટીદાર સમાજે લાલબત્તી ધરી છે અને બાળ લગ્નો જેવાં અનિષ્ટો ધીરે ધીરે પણ મક્કમપણે અટકાવવા કોશિષ કરી છે. બાળ લગ્નોને પરિણામે સમાજમાં અનેક અનિષ્ટો પેદા થાય છે. કજોડાં અને શારીરિક ખામીઓને પરિણામે થતા ઝઘડા આપણા સમાજને અન્ય સમાજ સમક્ષ હલકા પાડે છે એટલું જ નહિ પરંતુ ધરાર આગેવાનો આપણા એ કુરીવાજના પરિણામનો પોતાના સ્વાર્થ ખાતર ઉપયોગ કરી આપણા સમાજની એકતા, સહકાર અને શક્તિને ખુવાર કરે છે અને એટલેજ પાટીદાર સનાતની સમાજે બને એટલી મોટી ઉંમરે બાળકોના લગ્ન કરવાની હિમાયત કરી છે અને જ્ઞાતિ બંધુઓને એ સુચના ઠીક ઠીક રૂચિ છે.

ધર્મઢોંગી અને પાખંડીઓએ આપણને, આપણી સંસ્કૃતિને આપણા ધાર્મિક અને સામાજીક રીતે રીવાજોને નષ્ટ કરવામાં કશીજ મણા રાખી નથી. આપણે હિંદુ છીએ. આપણો ધર્મ સનાતન ધર્મ છે, છતાં આપણી અજ્ઞાનતાનો લાભ લઈ આપણને ધર્મ ભ્રષ્ટ કરવાની સર્વ કોશિષ થઈ છે. લગ્ન વખતે ચોરીનું જે માહાત્મ્ય છે ત્યાં નિકાહના રીવાજ ખોસવામાં આવ્યા હતા. અને જે ધર્મમાં અગ્નિ સંસ્કારનો રીવાજ ધર્મ છે તેને દફનને માર્ગે વાળી દેવામાં આવ્યા હતા. એટલું જ નહિં પ્રભુ ભક્તિમાં પણ સનાતન ધર્મથી તદ્દન વિરુધ્ધ એવા સંસ્કારો સિંચવાની કોશિષ કરાઈ હતી પરિણામે આપણી કોમ ન ઘરની ન ઘાટની રહી હતી. આ કુસંસ્કારો આ ધર્મપલટાની પાછળનું ભયંકર રહસ્ય આપણા સુધારકોએ ખુલ્લુ કરી દીધું છે અને પાપી પાખંડીઓનું પોત પ્રકાશી ઉઠ્યું છે અને આપણે ફરી આપણા સાચા માર્ગે પ્રયાણ કર્યાં છે. અને આપણે ફરી આપણા સનાતન માર્ગે પહોંચીએ એ માટે આપણા લગ્ન રીવાજો, વહેવારો શી રીતે કરવાં એ પણ આપણા સમાજે, જ્ઞાતિના સાચા આગેવાન વડીલોએ નક્કી કર્યાં છે. આ નવા રીત રીવાજોને અમલમાં લેવા એ આપણી ફરજ છે- ધર્મ છે અને એમાંજ આપણા સમાજનું હિત છે. (રીત રીવાજો માટે જુઓ પરિશિષ્ટ-૨) આ ઠરાવો અને તેની

## ૧૧. ક.ક.પા. સનાતની સમાજ- બંધારણ અને કામકાજનો રિપોર્ટ - દી. 01-Oct-1944

સમજણ આપણા પ્રચારક ભાઈઓએ ગામેગામ ફરી આપી છે જે પ્રવાસની વિગત પરિશિષ્ટ-૩ ઉપર આપવામાં આવી છે અને સમાજને મળેલ ભેટનો હિસાબ પણ પરિશિષ્ટ-૪ પર રજુ છે.

જ્ઞાતિના મોટા ભાગના ભાઈઓ હજુ અધકચરા ધાર્મિક સંપ્રદાયમાં ફસાયેલા છે. ધીમે ધીમે તેમને સાચો માર્ગ સમજાઈ રહ્યો છે. આપણે એ ભુલવું ન જોઈએ કે આપણાજ ભાઈઓ છે, આપણાજ તનુજો છે. એમના પ્રત્યે આપણને વેર ભાવ કે રાગદ્વેષ ન હોય સનાતન ધર્મ તો પ્રેમનો ધર્મ છે. આપણા એ માર્ગ ભુલેલા ભાઈઓ પ્રત્યે આપણે સહાનુભૂતિ અને પ્રેમ કેળવવા જોઈએ કે જેથી તેમને પોતાની ભુલ સમજતાં આપણી સાથે આવવામાં અચકાવું ન પડે. આપણે સંસ્કારમાં એમનાથી જુદા છીએ છતાં આપણા વહેવારોથી તેમને જુદા નહિં કરવા જોઈએ. એમને સત્ય સમજાઈ જશે. એમની અજ્ઞાનતાનો પાખંડીઓ અને સ્વાર્થ સાધુઓ લાભ ઉઠાવી રહ્યા છે એ ભાન થતાં હવે બહુ સમય નહિં લાગે. એમના પ્રત્યે પ્રેમ અને અનુરાગ એ જ આપણો ધર્મ છે.

પાટીદાર સમાજ જ્ઞાતિ બંધુઓ સમક્ષ પ્રાર્થના કરે છે કે આપણી અજ્ઞાનતા ટાળવા, રૂઢીની બદીઓ ટાળવા, આપણી ભાવિ પ્રજાને શિક્ષણ આપી જગતની સાથે કદમો ભરતી બનાવવાની જરૂર છે. એમાંજ આપણી જ્ઞાતિનું આપણાં સમાજનું હિત છે.

કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજ આપ સૌ જ્ઞાતિ ભાઈઓને આપણી જ્ઞાતિના સામાજીક, ધાર્મિક, આર્થિક, સાંસ્કારિક વિગેરે સર્વાંગી વિકાસના શરૂ કરેલ મહાયજ્ઞમાં પોતાનો થયા શક્તિ સહાય અને સહકાર માંગે છે.

પ્રભુ લક્ષ્મીનારાયણ આપને અને અમને જ્ઞાતિગંગાની સેવા કરવા શક્તિ અને પ્રેરણા આપે.

**મંત્રી અને પ્રમુખ**
**શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજ**

## પરિશિષ્ટ ૧

## શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતની ભાઈઓ કયા-કયા ગામમાં વસે છે તથા કયા-કયા ગામમાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનના મંદિરો બંધાઈ ગયા છે ને હજુ કેટલાક બાકી છે તેની નામાવલી

| નંબર | ગામનું નામ | શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનું મંદિર છે | શ્રી લક્ષ્મી નારાયણ ભગવાનના મંદિરો બંધાવવા બાકી છે |
|---|---|---|---|
| ૧ | શ્રી વિરાણી - તા. નખત્રાણા | છે | |
| ૨ | શ્રી વિભાપર - તા. નખત્રાણા | નથી | |
| ૩ | શ્રી રસલીયા - તા. નખત્રાણા | છે | |
| ૪ | શ્રી ઉખેડા - તા. નખત્રાણા | છે | |
| ૫ | શ્રી કોટડા જડોદર - તા. નખત્રાણા | નથી | બનાવવું છે |
| ૬ | શ્રી દયાપર - તા. લખપત | છે | |
| ૭ | શ્રી કોરાવાલી વિરાણી - તા. લખપત | છે | |
| ૮ | શ્રી કોટડા ગુરુજી વાળા જુનો વાસ - તા. અંજાર, | છે | |
| ૯ | શ્રી કોટડા ગુરુજીવાળા નવો વાસ - તા. અંજાર, | છે | |
| ૧૦ | શ્રી ખેડોઈ - તા. અંજાર | છે | |
| ૧૧ | શ્રી થરાવડા - તા. ભુજ | છે | |
| ૧૨ | શ્રી મથલ - તા. નખત્રાણા | નથી | બનાવવું છે |
| ૧૩ | શ્રી વેરશલપર - તા. નખત્રાણા | છે | |
| ૧૪ | શ્રી રામપર રોહાવાળી - તા. નખત્રાણા | છે | |
| ૧૫ | શ્રી નારણપર રોહાવાળી - તા. નખત્રાણા | નથી | |
| ૧૬ | શ્રી ખોંભડી - તા. નખત્રાણા | છે | પ્રતિષ્ઠા કરાવવી બાકી છે |
| ૧૭ | શ્રી વાલ્કા - તા. લખપત | છે | |
| ૧૮ | શ્રી બિદડા - તા. માંડવી | નથી | |
| ૧૯ | શ્રી કોડાય - તા. માંડવી | છે | |
| ૨૦ | શ્રી ગઢશીશા - તા. માંડવી | છે | |
| ૨૧ | શ્રી વિરાણી ગઢવાળી - તા. માંડવી | નથી | |
| ૨૨ | શ્રી મમાઈમોરા - તા. માંડવી | નથી | |
| ૨૩ | શ્રી માનકુવા - તા. ભુજ | નથી | |
| ૨૪ | શ્રી દેશલપર - તા. ભુજ | નથી | |
| ૨૫ | શ્રી આણંદપર - તા. નખત્રાણા | છે | |
| ૨૬ | શ્રી મેઘપર - તા. લખપત | છે | મંદિરો બનાવવા બાકી છે |

| | | | |
|---|---|---|---|
| ૨૭ | શ્રી પાનેલી - તા. લખપત | છે | |
| ૨૮ | શ્રી ઘડુલી - તા. લખપત | છે | |
| ૨૯ | શ્રી નખત્રાણા પૂર્વ નિવાસ | છે | |
| ૩૦ | શ્રી નખત્રાણા વચલો નિવાસ | કામ ચાલુ છે | |
| ૩૧ | શ્રી નખત્રાણા પશ્ચિમ નિવાસ | નથી | |
| ૩૨ | શ્રી લુડવા - તા. માંડવી | નથી | |
| ૩૩ | શ્રી દુર્ગાપુર (નવો વાસ) - તા. માંડવી | છે | |
| ૩૪ | શ્રી અકકરી - તા. લખપત | છે | |
| ૩૫ | શ્રી સાંયરા - તા. નખત્રાણા | નથી | બનાવવા બાકી છે |
| ૩૬ | શ્રી તલવાણા - તા. માંડવી | નથી | બનાવવા બાકી છે |
| ૩૭ | શ્રી દેવીસર - તા. નખત્રાણા | નથી | બનાવવા બાકી છે |
| ૩૮ | શ્રી વિથોણ - તા. નખત્રાણા | નથી | બનાવવા બાકી છે |
| ૩૯ | શ્રી અંગીયા - તા. નખત્રાણા | નથી | બનાવવા બાકી છે |
| ૪૦ | શ્રી નાગલપર - તા. નખત્રાણા | નથી | બનાવવા બાકી છે |
| ૪૧ | શ્રી ઘાવડા - તા. નખત્રાણા | નથી | બનાવવા બાકી છે |
| ૪૨ | શ્રી દેશલપર તેરાવાલી - તા. નખત્રાણા | છે | |
| ૪૩ | શ્રી આણંદસર વિથોણવાળી - તા. નખત્રાણા | નથી | બનાવવા બાકી છે |
| ૪૪ | શ્રી જતાવીરા - તા. નખત્રાણા | નથી | |
| ૪૫ | શ્રી રવાપર - તા. નખત્રાણા | નથી | |
| ૪૬ | શ્રી ઘડાણી - તા. નખત્રાણા | નથી | |
| ૪૭ | શ્રી આંબાળા - તા. નખત્રાણા | છે | |
| ૪૮ | શ્રી રતડીયા - તા. નખત્રાણા | નથી | બનાવવા બાકી છે |
| ૪૯ | શ્રી વિગોડી - તા. નખત્રાણા | નથી | |
| ૫૦ | શ્રી ઉગેડી - તા. નખત્રાણા | નથી | |
| ૫૧ | શ્રી નેત્રા - તા. નખત્રાણા | નથી | |
| ૫૨ | શ્રી ઘેળતપુર - તા. નખત્રાણા | છે | |
| ૫૩ | શ્રી દેવપર - તા. નખત્રાણા | નથી | બનાવવા બાકી છે |
| ૫૪ | શ્રી પીરવાડી - તા. અંજાર | છે | |
| ૫૫ | શ્રી ખાનપુર - તા. નખત્રાણા | નથી | બનાવવા બાકી છે |
| ૫૬ | શ્રી કુરબઈ - તા. માંડવી | નથી | |
| ૫૭ | શ્રી પલીવાડ - તા. નખત્રાણા | નથી | |
| ૫૮ | શ્રી રાયણ - તા. માંડવી | નથી | |
| ૫૯ | શ્રી કાદીયા ઉગમણા - તા. નખત્રાણા | નથી | |
| ૬૦ | શ્રી મઉ - તા.માંડવી | નથી | |

## પરિશિષ્ટ ૨

# જ્ઞાતિ રીત રિવાજો

સંવત ૨૦૦૧ ના આસો સુદ ૧૪-૧૫ રવિવાર તથા સોમવાર{VSA:01,02-Oct-1944} ના દિવસે શ્રી વાંઢાય મુકામે શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સુધારક ભાઈઓની જાહેર સભા ભરવામાં આવી હતી. તેમાં કચ્છમાં વસતા જુદા જુદા ગામનાં ભાઈઓમાંથી દરેક ગામ દીઠ ૨ થી ૫ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી અને હાજર રહેલા સુધારક ભાઈઓની સંમતિથી નીચે પ્રમાણે ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવેલ હતા. જેની નોંધ નીચે પ્રમાણે છે.

### ૧. પીડરૂના સુતક સંબંધી

બાળકનો જન્મ થયો હોય તેના પીડરૂનું સુતક નિવારણ કરવા માટે નીચે પ્રમાણે ઠરાવવામાં આવે છે કે :- બાળકનો જન્મ આપનાર તેની માતા તથા પિતા તથા તેમના સાથે એક રસોડે જમનારાએ બાળકનો જન્મ થયા પછી ૩૫ મે દિવસે મંદિરમાં બાળકને સાથે લઈને જવું અને શ્રી ભગવાનનાં દર્શન કરી ગંગાજળથી પવિત્ર થવું. તે સિવાયનાં બાકીનાં કુટુંબીજનોએ બાળકનાં જન્મ પછી ૧૦ દિવસે મંદિરમાં જઈ ગંગાજળ પી ને પવિત્ર થવું. દિકરાનો જન્મ થયો હોય તો શ્રી ભગવાનને ભેટ તરીકે કોરી ૧) એક ધરવી. અને દીકરીનો જન્મ થયો હોય તો ભેટ તરીકે કોરી ૦॥ અડધી ધરવી. અને મંદિરમાં રહેતા ચોપડામાં દીકરો અગર દીકરી જેનો જન્મ થયો હોય તેનું નામ તથા જન્મની મિતિ તથા તેના પિતાની ઓળખ સહિત લખાવવું, જન્મ આપનાર બાળકની માતાએ દિવસ બાર સુધી જનરલ રસોડાનું કામ કરવું નહિ.

### ૨. ઠરાવ સગપણ સંબંધી

૧. સગપણ કરતી વખતે છોકરાની ઉંમર વર્ષ પાંચ ૫ થી ઓછી હોવી જોઈએ નહિ. તેમ છોકરીની ઉંમર વર્ષ ૩ ત્રણથી ઓછી હોવી જોઈએ નહિ.

૨. સગપણ કરતી વખતે વર પક્ષે કન્યા પક્ષને ટોપરા નંગ ૨ બે તથા ગોળ શેર ૧। સવા તથા કોરી એક રોકડી આપવાની.

૩. સગાઈ કરવા જતી વખતે વર પક્ષ તરફથી કન્યાને કોરી ૧। સવા ટીલુ કાઢવાની તથા ચુંદડી નંગ ૧ વાલ ૧॥ દોઢની તે પણ સુતરાઉ આપવાની અને સગાઈનાં જો જમણ જમાડે તો વરપક્ષ તરફથી કન્યા પક્ષને કોરી ૧૨ (બાર) રોકડી આપવાની અને જમણ જ જમાડવું.

૪. સગપણ થઈ ગયા બાદ વર પક્ષે કન્યા પક્ષને લગ્ન અગાઉ આપવાનાં લાગાની વિગત :-
દર દિવાળીએ કોરી ૦॥ અડધ તથા દરેક શ્રાવણ મહિનાની વદ ૭ મે કોરી ૦॥ અડધ તથા સગપણ થયાની પહેલી હુતાસનીએ કોરી ૨। સવા બે હાયડાની આપવાની. ઉપર જણાવેલા આપવાના લાગા સિવાય કાંઈ પણ લેતી દેતી કરવી નહિ. તેમજ વળતર પણ કરવી નહિં. ત્યાર પછી કોરી ૧॥ દોઢ આપવી.

૫. સગપણ થયા પછી એટલે લગ્ન થયા પહેલાં છોકરા અગર છોકરીમાં કોઈ કુદરતી કોઈ ખોટ ખાપણ જેવું લાગે અને તેના છેડા છુટ કરવા જેવું જણાય તો પાંચ ગામનાં પંચોને બોલાવી તેમની સંમતિથી તેવી બાબતનો નિકાલ કરાવવો. માત્ર ગામના એજ મળી આવી બાબતનો તોડ કરવો નહિં.

## ૩. ઠરાવ લગ્ન સંબંધી :-

૧. લગ્ન લખતી વખતે લગ્નમાં પડામાં કન્યા પક્ષે કોરી ૧ એક રોકડી નાખવી અને વર પક્ષે કોરી ૧ એક આપીને લગ્ન વધાવવું.

૨. આપણી જ્ઞાતિનાં બાળકોના લગ્ન ૬ છ વરસે કરવા તેમાં છોકરીની ઉંમર ઓછામાં ઓછી ૫ પાંચ વરસની હોવી જોઈએ તેથી નાની વયની છોકરીનાં લગ્ન કરવા નહિં અને તેની જાનમાં જનાર માણસોની સંખ્યા ૧૦ દસથી વધુ હોવી જોઈએ નહિ. વર તથા અણવર તથા વરનાં માતા પિતા સિવાયનાં ઉપર જણાવેલા માણસો ૧૦ દસ નક્કી કરવામાં આવે છે.

૩. લગ્ન વખતે વાયણાની કોરી ૨૫ પચીસ વરપક્ષે કન્યાપક્ષનાં પિતાને આપવી.

૪. કોરી ૬ છ લાગાઓની નીચે મુજબ આપવી તેની વિગત :-
કોગળાની કોરી ૧), પોંખવાનીકોરી ૧), પડલુ પહેરીને પગે લાગવાનીકોરી ૧), છેડા છેડી બાંધવાનીકોરી ૧),
કુળદેવી ઉમિયા માતાજીનીકોરી ૧), ફઈનેકોરી ૧).

૫. કન્યાને વર પક્ષ તરફથી દાગીના આપવા તેની વિગત નીચે પ્રમાણે :-
(૧) પગના પીની કડલી અથવા છડા, (૨) ગળામાં ચાંદીનો હાર, (૩) નાકમાં હેમની સળી, (૪) હાથમાં કાંકણ સાદું.

૬. લગ્ન કરતી વખતે કન્યાને વર પક્ષ તરફથી નીચે મુજબ કપડા આપવા તેની વિગત :-
ઘાઘરો ૧, ચુંદડી ૧, કમખો અગર પોલકુ ૧ આપવું અને ઉપર લખેલા ત્રણે કપડાં સુતરાઉ હોવા જોઈએ.

૭. કન્યા પક્ષ તરફથી વરને નીચે પ્રમાણે કપડા તથા વાસણો આપવા તેની વિગત :-
વરને પુરા થાય તેવા જોડ ૧ જેમાં પાટલુન નંગ ૧ ખમીસ અથવા પેરણ નંગ ૧ તથા પછેડી નંગ ૧ તથા ટોપી નંગ ૧ તે પણ સુતરાઉ હોવા જોઈએ.

૮. કન્યા પક્ષ તરફથી વરને નીચે પ્રમાણે વાસણો આપવા. કાંસાની અથવા પીતળની થાળી ૧, વાટકો કાંસાનો ૧, સાકર શેર ૨॥ અથવા ગોળ શેર ૨॥

૯. કન્યા પરણીને જાની વાસે જાય ત્યારે વરનાં પિતાએ કોરી ૧ એક પગે લાગવાની આપવી.

૧૦. ચોરી બાંધવા માટેનાં વાસણો પ્રજાપતિ પાસેથી લેવામાં આવે અને તે બદલ તેને તે વાસણોનો જે લાગો આપવો પડે તે વર તથા કન્યા પક્ષે બંને મળી અડધો અડધ આપવાનો છે. લગ્નનાં કાર્યની સમાપ્તિ થયા પછી ચોરીમાં રાખેલા વાસણો બન્ને પક્ષે અડધો અડધ વેચી લેવા.

૧૧. લગ્ન કરાવનાર બ્રાહ્મણને વર પક્ષ તરફથી કોરી ૧॥ દોઢ તથા કન્યા પક્ષ તરફથી કોરી ૧ એક બ્રાહ્મણને દક્ષિણા આપવી.

૧૨. ધર્માદા લાગા તરીકે શ્રી ભગવાનને ભેટની વર પક્ષે કોરી ૨॥ અઢી તથા કન્યા પક્ષે કોરી ૧। સવા આપવી.

૧૩. કન્યા પરણીને સાસરે ગયા પછી તેને માવિત્રે પાછી લઈ આવવા માટે બે માણસોએ જવું જેના ટંક જમણ ૨ બે જમાડવા જેને આણુ કહેવામાં આવે છે.

## ૪. ઠરાવ છુટા લગ્ન કરવા સંબંધી :-

૧. જાનમાં વર, અણવર તથા ઘરનાં માતા પિતા સિવાય માણસો ૨૦ વીસની સંખ્યા હોવી જોઈએ.

૨. જાનમાં ગાડા બે થી વધારે લઈ જવા નહિ.

૩. જાનને જમણ ટંક ૨ નાં રાખવાં.

૪. ઉપર લખેલી જાનમાં જનારની સંખ્યા સિવાય વધારે માણસ જો કોઈ લઈ જાય તો દરેક માણસ દીઠ ટંક ૧ની કોરી ૧ એક લેખે કન્યાનાં પિતાને વર પક્ષનાં પિતાએ આપવી. અને ગાડા બે સિવાય જો વધારે ગાડા લઈ જાય તો વર પક્ષનાં પિતા પોતાના જોખમે લઈ જશે અને તેની ખાવા પીવાની તથા ઢોર બાંધવાની સગવડ પણ પોતાને હિસાબે કરવી. ઉપર બતાવ્યા પ્રમાણે જાનની સંખ્યા વીસની જણાવેલી છે. છતાં તે ઉપરાંત માણસો લઈ જનાર પાસેથી ટંક ૧ ની કોરી ૧, એક લેવાને ઉપર બતાવવામાં આવ્યું છે. તે બાબત નિર્ણય દેશ કાળને અનુસરી વધઘટ બન્ને પક્ષ વાળાએ અગાઉથી સમજુતી કરીને નક્કી કરવું.

૫. છુટાં લગ્ન કરાવનાર વરના પિતાએ આપવાના લાગાની વિગતે નીચે પ્રમાણે :-
(૧) વાયણા તરીકેની કોરી ૨૫ આપવાની.

(૨) લાગાની કોરી ૬ છ તે નીચે પ્રમાણે આપવી.
કોગળાની કોરી ૧), પોંખવાની કોરી ૧), પડલુ પહેરીને પગે લાગવાની કોરી ૧), છેડા છેડી બાંધવાની કોરી ૧),
કુળદેવી ઉમિયા માતાજીની કોરી ૧), ફઈને કોરી ૧).

(૩) ચોરી બાંધવા માટે પ્રજાપતિ પાસેથી જે ચોરીના વાસણો લાવવામાં આવે તેનો જે લાગો થાય તે બંને પક્ષે અડધો અડધ આપવાનો.

(૪)દાગીના નીચે મુજબ આપવા. ૧. પગના કડલાં અથવા છડા, ૨. ગળામાં ચાંદીનો હાર, ૩. નાકમાં હેમની સળી, ૪. હાથમાં કાંકણ સાદુ.

(૫) કન્યાને વર પક્ષ તરફથી કપડા નીચે મુજબ આપવા તેની વિગત.
ઘાઘરો ૧, ચુંદડી ૧, કમખો અગર પોલકુ ૧ એ ત્રણે કપડાં સુતરાઉ હોવા જોઈએ.

૬. કન્યાપક્ષ તરફતી વરને કપડા નીચે મુજબ આપવાની તેની વિગત
(૧) પાટલુન નંગ એક (૨) ખમીસ અથવા પેરણ નંગ ૧ એક (૩) પછેડી નંગ એક (૪) ટોપી અગર

પાઘડી તે પણ સુતરાઉ હોવા જોઈએ.

૭. કન્યા પક્ષ તરફથી વરને આપવાની વાસણોની વિગત.
(૧) કાંસાની થાળી નંગ ૧ એક (૨) કાંસાનો વાટકો નંગ એક (૩) સાકર અથવા ગોળ શેર ૨ાા અઢી

૮. કન્યા પરણીને જાનીવાસે જાય ત્યારે સસરાએ પગે લાગવાની કોરી ૧ એક રોકડી આપવી.

૯. લગ્ન કરાવનાર બ્રાહ્મણને વર પક્ષ તરફથી કોરી ૫ તથા કન્યા પક્ષ તરફથી કોરી ૨ આપવાની

૧૦. ધર્માદા લાગાની વર પક્ષ તરફથી કોરી ૨૫ ભેટ તરીકેની શ્રી ભગવાનને ચરણે ધરવી અને કન્યા પક્ષ તરફથી કોરી ૧। સવા શ્રી ભગવાનને ભેટ ધરવી.

૧૧. ઉપર જણાવેલી શ્રી ભગવાનની ભેટ તરીકેની રકમ વરવધૂ તરફથી જે જે કરવામાં આવી છે તે કોરી મંદિરમાં આપતી વખતે મંદિરમાં રહેતા ચોપડામાં વર અને વહુનું નામ લખાવવું.

૧૨. કન્યા પરણીને સાસરે ગયા પછી કન્યાનાં માવિત્રોએ દીકરીને પોતને ઘેર લાવવા માટે જવું જોઈએ એને આણું કહેવામાં આવે છે તે આણામાં માણસો પાંચથી વધુ હોવા જોઈએ નહિ. જમણ ટંક ૨ બે જમાડવા.

## ૫. આણા સંબંધી

૧. કન્યાની ઉંમર ૧૪ વર્ષની થાય ત્યારે પડલુ લેવાનું તેમાં સાડલો નંગ ૧ રંગીન સુતરાઉ તથા કાંકણ નંગ ૧ એક હેમનું મઢેલુ તે સાસરા પક્ષે આપવું.

૨. પડલુ આપવા આવનાર જણ એક સાથે છોકરૂં ૧ સાથે જવું ને જમણના ટંક ૪ ચાર જમાડવો.

૩. કન્યાની ઉંમર ૧૫ વર્ષની થાય એટલે પડલા આપવાનો બીજે વર્ષે આણું વાળવું અને પછી ૧૬ સોળમે વર્ષે બીજું આણું મોકલવી અને તે જ વર્ષની શ્રાવણ વદ ૭ પછી કાયમના માટે બાઈને પોતાને સાસરે મોકલી આપવી.

## ૬. પુનઃ લગ્ન સંબંધી

આપણી નાતમાં પુનઃ લગ્ન કરવાની લેતી દેતીનો નિર્ણય નીચે મુજબ કરવામાં આવેલ છે.

૧. સગપણ કરતી વખતે રૂપીયો ૧ એક જે સગપણ નક્કી થવા બદલ દીકરીના કુટુંબીજનોના માથે હાથ ફેરવવામાં આવે છે તે રૂપીઓ વરપક્ષ વાળાએ આપવો.

૨. પુનઃ લગ્ન નક્કી થતી વખતે પ્રસાદી વેંચાવી દેવામાં આવે છે તે માટે કોરી પાંચ ૫ થી અંદર હોવી જોઈએ ને તે પણ વરપક્ષ વાળાએ આપવી.

૩. દાગીના ચડાવવા આવતી વખતે વરપક્ષ તરફથી જણ બે એ આવવું તે વખતના જમણ બદલ વર પક્ષ તરફથી કોરી ૨૫ પચીસ આપવી.

૪. લગ્ન કરવા આવતી વખતે ગાડા બે, ગોટ તથા અણવર સિવાય માણસ ૧૦ લાવવા અને સાંજના જમી લગ્નવિધિ બ્રાહ્મણનાં હાથે કરાવીને રાત્રીના પરોઢીયે દીકરીને વિદાય કરાવવી.

૫. પરણવા આવનાર વર પક્ષનાં પિતાએ ખાધા ખર્ચ માટે નીચે મુજબ આપવું ખીચડી સઈ૧ તથા ગરત મણ એક આપવું.

૬. પુનઃલગ્નની વિધિ કરનાર બ્રાહ્મણને દક્ષિણા બદલ કોરી અઢી તથા જમણમાં ખીચડીનું સીધો આપવો.

૭. પુનઃ લગ્નની વિધિ પુરી થયા બાદ ભગવાનને ભેટ તરીકે વર પક્ષે કોરી પા સવા પાંચ આપવી.

૮. પુનઃલગ્નના સંબંધમાં સગપણ કરવાની શરૂઆતથી તે લગ્ન સંપૂર્ણ થઈ જવા સુધીમાં ઉપર જણાવ્યા પ્રમાણેની લેતી દેતી કરવાની છે. તે સિવાય બીજી કોઈ પણ જાતની રોકડ આથવા કોઈપણ વસ્તુની લેતી દેતી જાહેર અથવા ખાનગીમાં કરશે તો સમાજનો ગુનેગાર ગણાશે.

## ૭. વીઆતર સંબંધી :-

૧. આપણી જ્ઞાતિની બહેન અથવા દીકરીને ત્યાં પુત્ર અથવા પુત્રીનો જન્મ થાય તો તેને વીઆતર આપવાનો રિવાજ છે. તે વીઆતર આપવા માટે દીકરીનાં માવિત્રોએ બાઈને તથા જમાઈને પોતાને ઘેર બોલાવીને શક્તિ અનુસાર જે ઈચ્છા હોય તે તેમને આપીને પોતાને ઘેર વિદાય કરવા અને તે નિમિત્તે સાડલા જે પહેરવાની પ્રથા હતી તે બંધ કરવામાં આવે છે, પરંતુ દીકરીના મામા, ફઈઓ તથા માસીઓ વિગેરેને તે ટાઈમે જે આપવાની ઈચ્છા હોય તે દિકરીનાં માવિત્રોને ત્યાં મોકલી આપવું.

## ૮. અગ્નિ સંસ્કાર સંબંધી :-

૧. આપણી જ્ઞાતિનાં કોઈ પણ ભાઈ અથવા બહેનનું અવસાન થાય તો તેની ઉંમર ૫ પાંચ વરસથી ઉપર હોય તો તેને ફરજીયાત અગ્નિ સંસ્કાર કરવો અને ૫ પાંચ વરસની નાની વયનું બાળક હોય તો તેને ભૂમી દાગ કરવો.

૨. મરનારની પછવાડે એક દસા ને બારસની ક્રિયા બ્રાહ્મણને હાથે કરાવવી અને તે ક્રિયા કરાવનાર બ્રાહ્મણને દક્ષિણાની કોરી સવા પાંચ આપવી અને મરનારનાં આત્માના ઉધ્ધાર અર્થે મરનારની વય ૩૦ ત્રીસથી ઉપરની અને ૨૦-૩૦ વીસ થી ત્રીસની અંદરની હોય તો ભગવાનને ભેટ તરીકે કોરી પા સવા પાંચ આપવી. તેથી નાની વયનાની કોરી ૧। સવા આપવી.

૩. તે સિવાય મરનારનાં સ્મરણાર્થે તેનું બીછાનુ ૧ એક થાળી ૧ એક તથા વાટકો ૧ એક તે પણ મંદિરમાં આપવું.

૪. બારસની ક્રિયા સંપૂર્ણ થાય તે દહાડે બની શકે તો બ્રાહ્મણ અગર અતીતોને યથા શક્તિ અનુસાર જમાડવા અને સાથે મરનારનાં કુટુંબની નીયાણી પાંચથી સાત જરૂર જમાડવી અને બારસની ક્રિયા કરનાર બ્રાહ્મણને સીધો આપવો.

## ૯. શ્રાધ્ધ ક્રિયા સંબંધી :-

૧. મરનારની શ્રાધ્ધક્રિયા હિન્દુ શાસ્ત્રો નિયમ અનુસાર અવસાન તિથિએ ચડતા પહોરે સવારનાં કરવી અને તે દિવસે જે રસોઈ કરી હોય તેમાંથી કૂતરાઓને તથા કાગડાઓને તથા ગૌગ્રાસ તથા પીત્રુનો ભાગ આપી પોતાના કુટુંબની નીયાણીઓ જમાડવી તેથી વધારે કોઈની ઈચ્છા હોય તો તેણે બ્રાહ્મણો અગર અતીતોને જમાડવા અને નીયાણીઓને દક્ષિણા આપવી અને મંદિરમાં દીવેલનાં છુટા ત્રણ મુકવા.

૧૦. આપણી જ્ઞાતિની કોઈ પણ બાઈનું પોતાના સસરાને ત્યાં અવસાન થાય તો તે બાઈને માવિત્રો તરફથી દાનમાં જે કંઈ દર દાગીનો અથવા કપડા લતા તથા વાસણ અગર જાનવર વિગેરે જે કંઈ કૃષ્ણાર્પણ આપેલ હોય તેમાંથી કોઈ પણ ચીજ પાછી લેવી નહિ.

## ૧૧. રજસ્વલા ધર્મ સંબંધી :-

આપણી જ્ઞાતિની બહેનોએ રજસ્વલા ધર્મ હિન્દુ શાસ્ત્રોનાં નિયમો પ્રમાણે ૪ ચાર દિવસ પાળવો જોઈએ પરંતુ આપણી જ્ઞાતિ ખેતીકારક તેમજ મહેનતુ હોવાથી ત્રણ દિવસ તો ફરજીયાત પાળવો અને તે ત્રણ દિવસમાં ખેતીનાં કામ સિવાય બીજુ રસોડાનુ કામ કંઈ પણ કરવુ નહિ અને ૭ સાત દિવસ સુધી ભગવાનનાં મંદિરમાં જવું નહિ. આ ઠરાવનો ભંગ કરનાર બાઈ પાસેથી ધર્માદાની કોરી ૧। સવા લેવામાં આવશે.

## ૧૨. ધર્માદા લાગા સંબંધી :-

૧. ધર્માદા તરીકે દશોંદ વીશોંદનાં લાગાઓ જેવી રીતે આગળ દરેક ગામનાં મુજબ અપાય છે તેમાં બનતી કોશિશે વધારો કરી ખેડૂત અગર કારીગર યા મજુર ભાઈઓએ આપવા.

૨. કોઈપણ ગામની અંદર ધર્માદા આપવાનું બંધ કરેલ છે તેવું આ સમાજને જાણ થતાં તેવા ભાઇઓને આ સમાજ જરૂર પુછી શકશે અને ધર્માદાના લાગા તરીકેની રકમો લેવા ફરજીયાત ઓર્ડર કરશે.

## ૧૩. ઉજમણી સંબંધી :-

દરેક વર્ષની શ્રાવણ વદ છઠના અરસામાં પોત પોતાના ગામમાં બધા ભાઈઓની સંમતિથી પ્રીતિ ભોજન કરવું અને તેવું કરેલું જમણ કાંટાથી તોળી કોઈને આપવું નહિ પણ સાથે બેસીને જમવું.

૧૪. દરેક ગામમાં જ્ઞાતિ પંચના ધર્માદા પૈસા જુદી જુદી રીતે ધર્માદા લાગા તરીકે ભેગા કરવામાં આવે તેના કુલ આવકનો હિસાબ દરેક સાલના શ્રાવણ વદ ૫ થી ૬ સુધીમાં નક્કી કરી કુલ ધર્માદાની વાર્ષિક આવક જેટલી જે ગામની થાય તેમાંથી દરેક ગામવાળાઓએ દર સેકડે કોરી ૧૦ દસનાં હિસાબે જ્ઞાતિ પંચની રકમ જે ખજાનચી પાસે રાખવામાં આવી હોય તેને શ્રાવણ વદ ૦)) અગાઉ મોકલી આપવી અને તે મોકલેલ રકમની પહોંચ સમાજનાં સેક્રેટરી પાસેથી મેળવવી.

૧૫. ઉપર જણાવેલા ઠરાવો ૧૪ ચૌદનું પાલન કરાવવા માટે નીચે જણાવેલા નામો વાળા ભાઈઓની એક કમિટી નીમવામાં આવી છે.

**૧) - વીરાણી** (૧) ભીમજી પ્રેમજી નાકરાણી (૨) રતનશીભાઈ ખીમજી (૩) અરજણભાઈ પબા (૪) સગવણભાઈ લાલજી (૫) મેઘજીભાઈ લખમશી

**૨) નખત્રાણા** (૬) રામજી જેઠા સેંઘાણી (૭) નાનજી પુંજા કેસરાણી (૮) વાલજી વીસરામ મુખી (૯) દેવજી કચરા પટેલ (૧૦) કાનજી અબજી નાથાણી (૧૧) નાનજી રામજી પાંચાણી (૧૨) પેથા મુળજી કેસરાણી (૧૩) નથુ નાનજી કેસરાણી (૧૪) ભાણજી પચાણ કેસરાણી

**૩) કોટડા જડોદર** (૧૫) લધાભાઈ પચાણ નાકરાણી (૧૬) હીરજી લાલજી વેલાણી (૧૭) જીવરાજ દેવજી પોકાર (૧૮) ભીમજી કેસરા લીંબાણી (૧૯) નારાણ ભાણજી ડોસાણી

**૪) મથલ** (૨૦) પરબત લખુ પટેલ (૨૧) ધનજી માડણ

**૫) ખોંભડી** (૨૨) નારાણ શીવજી વાગડીઆ

**૬) ગઢશીશા** (૨૩) રામજી વસ્તા (૨૪) રામજી લાલજી (૨૫) વિશ્રામ દેવરાજ (૨૬) શામજી રતના (૨૭) વસરામ હીરજી

**૭) માનકુવા** (૨૮) જીવરાજ હીરજી

**૮) વેરશલપર** (૨૯) કાનજી ગોપાલ મુખી (૩૦) ધનજી મનજી

**૯) લુડવા** (૩૧) રવજી વીરજી પોકાર (૩૨) હીરજી લધા રામાણી (૩૩) વીરજી મુળજી

**૧૦) કોડાય** (૩૪) વીસરામ મેગજી મુખી (૩૫) નાનજી લધા

**૧૧) રાયણ** (૩૬) કાનજી હીરજી

**૧૨) થરાવડા** (૩૭) વેલજી પ્રેમજી (૩૮) વાલજી મનજી

**૧૩) નવાવાસ** (૩૯) અરજણ ગોપાલ (૪૦) પુંજા શામજી

**૧૪) દેશલપર** (૪૧) લાલજી કરશન (૪૨) ભીમજી વસ્તા

**૧૫) વીભાપર** (૪૩) દાના ખેતા

**૧૬) રામપર** (૪૪) લધા ભાણજી (૪૫) કરશન દેવજી

**૧૭) ખેડોઈ** (૪૬) શીવજી મેગજી (૪૭) અરજણ કાનજી

**૧૮) કોટડા ખેડોઈ** (૪૮) શીવજી શામજી

**૧૯) નવોવાસ** (૪૯) કરશન નથુ

**૨૦) જુનોવાસ** (૫૦) કરશન સવગણ (૫૧) લાલજી વશરામ

૧૬. ઉપર જણાવેલ સબ કમિટીનાં સભ્યો ૫૧માંથી નીચે જણાવેલ નામવાળા ભાઈઓની કાર્યવાહક કમિટિની નીમણૂંક કરવામાં આવી છે તેના નામ નીચે પ્રમાણે :-

(૧) પ્રમુખ : રતનશીભાઈ ખીમજી - વીરાણી (૨) ઉપપ્રમુખ : પટેલ નારાણ રામજી પાંચાણી - નખત્રાણા (૩) ખજાનચી : ભીમજીભાઈ કેસરા લીંબાણી - કોટડા જડોદર (૪) સેક્રેટરી : પટેલ નથુભાઈ નાનજી કેસરાણી - નખત્રાણા (૫) સભ્યો : નારાણભાઈ ભાણજી ડોસાણી - કોટડા જડોદર (૬) પરબતભાઈ

લખુભાઈ પટેલ - મથલ (૭) શીવજીભાઈ મેગજી પટેલ - ખેડોઈ (૮) શીવજીભાઈ શામજી પોકાર - ખેડોઈ કોટડા (૯) હીરજીભાઈ લાલજી - માનકુવા (૧૦) હરજીભાઈ લધા રામાણી - લુડવા (૧૧) વસરામભાઈ હીરજી - ગઢશીશા (૧૨) લાલજીભાઈ કરસન દેશલપર (૧૩) લધાભાઈ પચાણ - કોટડા જડોદર

૧૭. ઉપરની કાર્યવાહક કમિટીના સભ્યોમાંથી જ્ઞાતિમાં સનાતન ધર્મનો પ્રચાર અને ઉપર જણાવેલા ઠરાવો દરેક ગામમાં સભા ભરી અને સમજાવી પ્રચાર કરવા માટે નીચે જણાવેલા ગામવાળા ભાઈઓને નિમવામાં આવે છે.

**વીરાણી** - રતનશીભાઈ ખીમજી, લધાભાઈ વીસરામ, ભીમજીભાઈ પ્રેમજી, સવગણભાઈ લાલજી, લધાભાઈ કાનજી પોકાર.

**નખત્રાણા** - પટેલ નથુભાઈ નાનજી કેસરાણી, પટેલ જશાભાઈ કાનજી પાંચાણી, પટેલ કાનજીભાઈ અબજી નાથાણી, પટેલ દેવજીભાઈ કચરા રૈયાણી, પટેલ રામજીભાઈ જેઠા સેંઘાણી, પટેલ રામજીભાઈ કેસરા કમાણી, પટેલ ભાણજીભાઈ પચાણ કેસરાણી

**કોટડા જડોદર** - પટેલ લાધાાઈ પચાણ નાકરાણી, પટેલ નારાણભાઈ ભાણજી ડોસાણી, પટેલ જીવરાજભાઈ દેવજી પોકાર, પટેલ પચાણ શામજી દીવાણી

**લુડવા** - પટેલ હીરજીભાઈ લધા રામાણી

**ગઢશીશા** - પટેલ રામજીભાઈ લાલજી

**મથલ** - પટેલ પરબતભાઈ લખુ, પટેલ ધનજીભાઈ માંડણ

૧૮. આ સમાજની હેડ ઓફીસ નખત્રાણા મુકામે રાખવી અને સમાજને લગતી કોઈપણ જાતની પુછપરછ તથા નવીન ખબર મળવા તથા દંડ વિગેરેની બાબત જાણવા માટે સમાજનાં કાર્ય વાહકમાંથી સેક્રેટરી તરીકે નિમણૂંક કરેલ નથુભાઈ નાનજી કેસરાણીને સરનામે પત્ર વહેવાર કરવાથી અગર રૂબરૂ પુછવાથી ખબર મળી શકશે. સમાજનાં ચાલતા કામકાજ અંગેના થતા ખર્ચામાં કોરી ૧૦૦) સુધીના ખર્ચની સતા સેક્રેટરીને સોંપવામાં આવી છે અને સો કોરી ઉપરાતં ત્રણસો કોરી સુધીનું કોઈ કાર્ય કરવાનું આવી પડે તો પ્રમુખ અને ઉપપ્રમુખ તથા ખજાનચી તથા સેક્રેટરીની સંમતિથી કરી શકાશે તેથી વધારે ખર્ચો કરવા જેવી કોઈબી બાબત આવે તો કાર્યવાહક કમિટીની મીટીંગ બોલાવી તેમની પરવાનગી મેળવી શકાશે.



# પરિશિષ્ટ ૩

સંવત ૨૦૦૨ ના કારતક સુદ ૧૦ ને ગુરૂવાર {VSAK:15-Nov-1945} ના રોજ શ્રી કચ્છ કડવા પાટીદાર ભાઈઓ જુદા જુદા ગામથી માત્ર ગામના પ્રતિનિધિઓ આશરે ગામ ૬૦ ના પ્રતિનિધિઓની જાહેર સભા શ્રી કોટડા જડોદર મુકામે ઉપર જણાવેલા મીતીનાં રોજે રાત્રીનાં સ્ટા. ટા. ૮ વાગે એકત્ર થયેલ હતી અને તે સભામાં થયેલ કામકાજની વિગત નીચે મુજબ.

સભાનાં પ્રમુખ તરીકે સનાતન સમાજનાં પ્રમુખ શ્રીયુત રતનશીભાઈ ખીમજી બીરાજેલ હતા અને નીચે જણાવેલ ભાઈઓએ પ્રવચનો કર્યા હતા.

(૧) આજની સભાનો ઉદ્દેશ જણાવવા શ્રીયુત ભાઈ નથુભાઈ નાનજી ઉભા થયા હતા અને સભા એકત્ર થવાનું કારણ સમજાવેલ હતું. સાં. ૨૦૦૧ નાં આસો સુદ ૧૪થી સાં. ૨૦૦૨ નાં કારતક સુદ ૧૦ {VSA:01-Oct-1944 to VSAK:15-Nov-1945} સુધીમાં કાર્યવાહક કમિટીના ભાઈઓએ જે પ્રચાર કાર્ય અને જ્ઞાતિહિત સંબંધના કાર્યો કરેલ તે વિગેરેની વિગતવાર અનુક્રમે નોંધ વાંચી સંભળાવેલ હતી તે બાદ પૂજ્ય મહારાજ શ્રી ઓધવદાસજીએ આપણી સમાજમાં જોઈતા સુધારાઓ અને તેના માટે કેવા પ્રકારની ઝુંબેશ ઉઠાવવાની છે. તે સંબંધી સચોટ રીતે દિલને પીગળાવી નાખે એ રીતે પોતાના હૃદયદ્રાવક વિચારો રજુ કરેલ હતા અને સમાજને પડકાર કરેલ હતો કે કોઈપણ ભોગે તત્કાલીક આવી જાતની ચાલી રહેલી બાબતનો પ્રચાર કરી સમાજને જાગૃત કરવા અને કાર્યકર્તા સમાજનાં કાર્યકરોને પૂર્ણ રીતે તન, મન અને ધનથી સાથ આપવા સુચના આપી હતી.

(૨) અને તેના અનુસંધાનમાં સભાનાં પ્રમુખે પણ પોતાને જ્ઞાતિ તરફથી જે કાર્યને માટે તેઓ સખત ઝુંબેશ ઉઠાવી રહ્યા છે, તેમાં સમાજના ભાઈઓ તરફથી તેમને ખૂબજ સાથ અને સહકાર મળેલ છે જે બદલ તેઓએ તેમના પ્રત્યે આભાર દર્શાવેલ હતો. અને વધુમાં જણાવેલ કે આટલા વખત સુધી આપણે ફક્ત સમાજને જાગ્રત કરવામાં વખત ગાળેલ જે જાગૃતિનો પડકાર સમાજે સારી રીતે વધાવી લીધેલ છે. પરંતુ પ્રચાર કાર્યને માટે અને આજનાં સમાજની સામે જે પ્રશ્નો રહેલા છે તેની અંદર સારી રીતે ભોગ આપવાની જરૂરિયાત છે. ને તે ભોગ આપવાને માટે જે ભાઈઓ તૈયાર હોય તેમના જાહેર રીતે નામો જણાવવા અપીલ કરી હતી.

(૩) અને ત્યારબાદ શ્રીયુત નથુભાઈ નાનજીએ પણ એજ રીતે તેઓનો કાર્યમાં સારી રીતે સાથ અને સહકાર ઉપર જણાવેલી રીતે આપવા વિનંતી કરી હતી અને સભાની અંદર જે કાર્યકર્મ કરવાની વિચારણા કરવાની હતી તે કાર્યનો ખરડો રજુ કરેલ હતો અને તે ખરડાની અંદર નીચે મુજબની વિગતોનો પ્રસ્તાવ રજુ કર્યો હતો.

૧. પીરાણા સતપંથી ભાઈઓએ નક્કી કરેલ લગ્ન હિન્દુ સનાતન ધર્મ તરીકે છે કેમ ? અગરજો તે ન હોય તો તે બદલમાં શું કરવું ?

૨. પ્રચારક ખર્ચ માટેની યોજના

૩. કાર્યવાહક કમિટીની નવી ચૂંટણી અને તેની સત્તાઓ

૪. બાળલગ્ન સંબંધીનાં જે લગ્નો છે તે સંબંધી સુધારો વધારો

૫. હેડ ઓફીસ માટે શું વ્યવસ્થા રાખવી તેની યોજનાઓ ઘડવી

૬. સમાજનો જનરલ ફંડ વધારવાની યોજના

ઉપર મુજબની હકીકતો રજુ કરવામાં આવી હતી અને ફરી પણ પ્રચારક કાર્યમાં આવવાને માટે જે ભાઈઓ સ્વેચ્છાએ પોતાની ખુશીથી કાર્યમાં આવવાને માટે બતાવતા હોય તેઓનાં નામ નોંધાવવા ફરી વિનંતી થયેલ હતી. જે પરથી નીચે જણાવેલ ભાઈઓએ પોતાની સેવા અર્પણ કરવા ખુશી બતાવેલ હતી.

(૧) શ્રીયુત રતનશીભાઈ ખીમજી - વિરાણી
(૨) પટેલ નથુભાઈ નાનજી - નખત્રાણા
(૩) ડો. ગંગદાસભાઈ વિશ્રામ -
(૪) પટેલ પરબતભાઈ લખુ
(૫) પટેલ રામજીભાઈ લાલજી - ગઢશીશા
(૬) પટેલ માધવજીભાઈ ખીમજી - ખોંભડી
(૭) પટેલ અરજણભાઈ ગોપાલ - દુર્ગાપુર
(૮) ભગત દેવશીદાસ કાનજી - દેવપર
(૯) પટેલ કાનજીભાઈ અબજી - નખત્રાણા
(૧૦) પટેલ ભાણજીભાઈ પચાણ
(૧૧) પટેલ લધાભાઈ પચાણ - કોટડા
(૧૨) પટેલ શીવજીભાઈ ભાણજી - ખાનપુર (કંડાય)
(૧૩) પટેલ શીવગણભાઈ લાલજી - વીરાણી
(૧૪) પટેલ મેગજીભાઈ ભાણજી - કોટડા જડોદર
(૧૫) પટેલ લાલજીભાઈ વિશ્રામ
(૧૬) પટેલ લાલજી અરજણ - વીરાણી મોટી
(૧૭) પટેલ રતનાભાઈ કાનજી - તલવાણા
(૧૮) પટેલ વીસરામ મેગજી - કોડાય
(૧૯) પટેલ વીસરામભાઈ લધા - રસલીયા
(૨૦) પટેલ માવજીભાઈ નાનજી - ઉખેડા
(૨૧) પટેલ રામજીભાઈ વસ્તા - ગઢશીશા
(૨૨) પટેલ હીરજીભાઈ લાલજી - કોટડા- જડોદર
(૨૩) પટેલ ભીમજીભાઈ કેસરા - કોટડા-જડોદર
(૨૪) પટેલ અરજણભાઈ પરબત - વીરાણી
(૨૫) પટેલ લધાભાઈ વીસરામ - વીરાણી
(૨૬) પટેલ શીવજીભાઈ મેગજી - ખેડોઇ
(૨૭) પટેલ ભાણજીભાઈ કચરા - આણંદપર
(૨૮) પટેલ લાલજીભાઈ શીવગણ - કોટડા ખેડોઇ
(૨૯) પટેલ પચાણ શામજી કોટડા - જડોદર
(૩૦) પટેલ શામજી પુજા કોટડા - જડોદર
(૩૧) પટેલ મનજીભાઈ દેવજી - કોટડા જડોદર
(૩૨) પટેલ શીવજીભાઈ ભીમજી - થરાવડા
(૩૩) પટેલ કેશવજી પચાણ - થરાવડા ખેડોઈ

ઉપર મુજબ પ્રચારક ભાઈઓએ પોતાના નામો સ્વેચ્છાએ આપ્યા હતા ને તે બાદ લગ્ન સંબંધી વિચારણાઓ ચાલી હતી જે પીરાણા સતપંથી ભાઈઓએ જે લગ્નની તારીખ નક્કી કરી છે જેના માટે આપણી સમાજને તે વાત બંધ બેસતી છે કે કેમ ? જેનો જવાબ માત્ર ગામના ભાઈઓને જુદી જુદી રીતે પુછવામાં આવ્યો હતો. તેના જવાબમાં માત્ર ગામના ભાઈઓએ પીરાણા સતપંથી ભાઈઓએ જે વિવાહની તારીખ નક્કી કરી છે તેના માટે વિરોધ દર્શાવ્યો હતો જે ઉપરથી લગ્ન કઈ મીતીએ નક્કી કરવા અને કઈ રીતે કરવા તથા તેની અંદર કેવા પ્રકારની લેતી દેતી કરવી તે સંબંધમાં વિચારણા માટે નીચે જણાવેલા ભાઈઓની એક સમિતિ નીમવામાં આવી હતી.

ઉપર જણાવેલ ભાઈઓની વિષય વિચારણી સમિતી તેજ રાત્રીએ મળેલ હતી. જેની અંદર નીચે પ્રમાણેનું કાર્ય હાથ ધરવામાં આવ્યું હતું. અને તે અંગે થયેલ ઠરાવો નીચે મુજબ છે.

**(૧) આપણી જ્ઞાતિનાં બાળકો (છોકરા છોકરીઓ) નાં લગ્ન**

૧. ચાલુ સાલનાં ચૈત્ર સુદ ૧૩ રવિવારનાં લગ્ન લખવા.

૨. ચૈત્ર વદ ૩ ને શુક્રવારના માંડવા નાખવા.

૩. ઉપર જણાવેલા દિવસે તથા ઉપર જણાવેલા ટાઈમે (સવારના ૭।। થી ૧૦ સુધીમાં માણેક સ્તંભ ઈશાન ખુણામાં રોપવો.

૪. ચૈત્ર વદ ૫ ને રવિવાર મીઠા મોનું જમણ.

૫. ચૈત્ર વદ ૬ ને સોમવાર ગોતીડા.

૬. ચૈત્ર વદ ૭ ને ભોમવાર (મંગળવાર)ના દિવસના ૧।। થી તે આખી રાત સુધી ફેરા.

૭. લગ્નમાં આવનાર જાનવાળાઓને ટંક ત્રણ જમાડવા અને લગ્નમાં આવનાર માણસોની સંખ્યા ૧૦ થી વધુ આવવી ન જોઈએ.

તે સિવાય લગ્નની અંદર લેતીદેતી કઈ રીતે કરવી તેનો ઠરાવ વાંઢાય મુકામે સા. ૨૦૦૧ નાં આસો વદ ૧૪ {VSA: 01-Oct-1944} ને દિવસે કરેલ છે. જેનો રીપોર્ટ છપાવીને ગામો ગામ તે રીપોર્ટની નકલો આપેલી છે. તે પ્રમાણે લેતીદેતીનો વહેવાર કરવાનો છે.

ઉપર જણાવેલી મીતીએ આપણા સનાતન સમાજનાં જે છોકરા અને છોકરીઓ છે અને જેનાં સગપણો સનાતન સમાજના ભાઈઓએ આપસઆપસમાં કરેલા છે. તેમને તો છોકરાઓ અને છોકરીઓનાં લગ્ન ઉપરની મીતીએજ કરવાના છે. પરંતુ જે છોકરાઓનાં સગપણ પીરાણા સત્‌પંથી વાળા ભાઈઓની છોકરીઓ સાથે થયેલા હોય અને પીરાણા સતપંથી ભાઈઓ ઉપર જણાવેલી મિતિએ પોતાની છોકરીનાં લગ્ન જે ટાઈમે કરી આપવા પોતાની ખુશી બતાવે તે ટાઈમે આપણા છોકરાઓનાં લગ્ન કરી લેવાનાં છે. ઉપર જણાવેલા લગ્નમાં આપણી જ્ઞાતિનાં ભાઈએ પોતાની છોકરીની ઉમર પાંચ વરસથી ઓછી ન હોવી જોઈએ અને પાંચ વરસથી ઓછી ઉંમરની છોકરીનાં લગ્ન કરનાર ભાઈ આ સમાજનો ગુનેગાર ગણાશે અને તેવો ગુનો કરનાર ભાઈને માટે સમાજ વધુ મતે જે સજા ફરમાવશે તે તેને કબુલ કરવી પડશે.

આપણી સમાજના ભાઈઓએ પોતાની છોકરાઓ અગર છોકરીઓનાં લગ્ન ચોરીથી કરવા કોઈપણ ભાઈ છોકરાનું સગપણ સતપંથીને ત્યાં થયેલ હોય તો છોકરી તેમની હોવાથી તે લોકો જે રીતે લગ્ન કરી આપે તે રીતે લગ્ન કરવાની છુટ આપવામાં આવે છે.

ઉપર પ્રમાણે લગ્ન સંબંધીની વિગત નક્કી થયા બાદ નવા વરસની કારોબારી માટે નીચે પ્રમાણે ભાઈઓની હોદ્દેદારો તરીકેની ચુંટણી કરવામાં આવી હતી.

૧. પ્રમુખ - શ્રીયુત રતનશીભાઈ ખીમજી - વિરાણી

૨. ઉપપ્રમુખ - ડો. ગંગદાસભાઈ વિશ્રામ - ઉગેડી

૩. સેક્રેટરી - શ્રીયુત નથુભાઈ નાનજી - નખત્રાણા

૪. ખજાનચી - ભીમજીભાઈ કેસરા - કોટડા જડોદર

## ૧૧. ક.ક.પા. સનાતની સમાજ- બંધારણ અને કામકાજનો રિપોર્ટ - દી. 01-Oct-1944

ઉપર પ્રમાણે હોદ્દેદારો તથા વિષય વિચારણી સમિતિના સભ્ય ભાઈઓની સભાએ નીચે મુજબ ઠરાવ કરેલ હતો.

૧. સનાતન સમાજની ઓફીસ નખત્રાણા મધ્યે રાખવી અને તેના માટે મકાન ભાડે લઈ ઓફીસ સંબંધીનું કાર્ય કરવા માટે એક એવા માણસની નિમણૂંક કરવી કે જે સનાતન ધર્મના કાર્યનાં માટે આવતા ભાઈઓની રસોઈ વિગેરેની વ્યવસ્થા કરી શકે અને મંડળની ઓફીસ સંબંધીનું પણ કામ કરી શકે અને તે અંગે જે કંઈ ખર્ચ થાય ઉપરાંત સમાજનાં ઈતર કામકાજ અંગે જે ખર્ચ કરવા પડે તે તે સર્વ ખર્ચ સમાજનાં જનરલ ફંડમાંથી કરવાની પૂર્ણ સત્તા સમાજના પ્રમુખ અને મંત્રી ભાઈ રતનશી ખીમજી અને શ્રી નથુભાઈ નાનજીને આ સભા આપે છે.

૨. પ્રચાર કરવા માટે નિયુક્ત થયેલા ભાઈઓ પ્રચારને માટે જ્યાં જ્યાં પ્રચાર કરવા જાય એ તે અંગે જે ખર્ચ થાય તે સમાજનાં જનરલ ફંડમાંથી કરવાનુ નક્કી કરવામાં આવે છે.

૩. સાં. ૨૦૦૧ ના આસો સુદ ૧૪ {VSA:01-Oct-1944} ને રોડ વાંઢાય મુકામે ભેગી થયેલ સભામાં ઠરાવવામાં આવેલ છે કે જુદા જુદા ગામમાં રહેતા સનાતની ભાઈઓની ધર્માદા તરીકેની રકમ એકઠી થાય તેનો હિસાબ દરેક વરસે શ્રાવણ વીદ ૬ ના દિવસે નક્કી કરી અને પોત પોતાના ગામમાં થયેલ ધર્માદાની કુલ વાર્ષિક આવકમાંથી દર સેકડે **ટકા ૧૦ દસ પ્રમાણે જ્ઞાતિ પંચે નીમેલા સેક્રેટરીને મોકલી આપવી અને તેની પહોંચ સમાજની ઓફીસેથી લેવી.**

ઉપર પ્રમાણે જે ઠરાવ નક્કી થયેલ છે તે મુજબ રકમ પોત પોતાના ગામની નક્કી કરીને આપવા માટેની અપીલ કરવામાં આવી હતી.



## પરિશિષ્ટ ૩-અ

# ● પ્રવાસ વર્ણન ●

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજે જે પ્રચાર સમિતિ નીમી તે સમિતિએ સંવત ૨૦૦૧ ના આસુ સુદ ૧૪ {VSA:01-Oct-1944} ના રોજે જે ઠરાવો પસાર કરવામા આવેલ તે ઠરાવોનો પ્રચાર કરવા તથા અને તેની ઉપયોગીતા સમજાવવા હિન્દુ સનાતન ધર્મનો પ્રચાર કરવા પ્રથમ શરૂઆત ગામ શ્રી નખત્રાણાના પૂર્વ નીવાસમાં પ્રથમ સભા બોલાવવામાં આવેલ હતી. જેમાં ચારસો જણની હાજરી હતી. નાગલપર અંગીયા, વિથોણ, ધાવડા, દેવપર, સાયરા, વીરાણી, કોટડા, મથલ, દેવિશર, અરલ, એમ બધા ગામવાળા ભાઈઓને આમંત્રણ આપવામાં આવેલ હતા. જે સર્વે આગેવાનો આવેલ હતા.

સભામાં આપણા સમાજનું હિત શામાં છે ? અને આપણે આજે ક્યાં જઈ રહ્યા છીએ તે સમજાવી આપણા સમાજના બંધારણની અધુરાસના કારણે અતિ ઉપયોગી એવા વાંઢાયમાં કરવામાં આવેલા ઠરાવોનું હાર્દ ઉપયોગીતા અને વહેવારીકતા સમજાવામાં આવી હતી.

આ નવા ઠરાવો આગેવાનને ગમ્યા હતા. ઠરાવોનો અમલ કરાવવા અને તેનો સમાજમાં પુરેપુરો પ્રચાર કરવો જોઈએ એ અભિપ્રાય થતાં પોતાની ફરજ અદા કરવા પ્રચાર સમિતિના ભાઈઓએ બીજી સભા નખત્રાણાના વચલા વાસમાં શ્રી લક્ષ્મીનારાયણ મંદિરના હોલમાં કરવામાં આવી હતી ને તે સભામાં પણ ઉપર મુજબ વિવેચનો થયાં હતાં. તેને સભામાં આવેલા સનાતન પ્રેમી ભાઈઓને બહુ જ રૂચીકર ભાસ્યા હતા અને તે ભાઈઓએ મંદિરના હોલમાં બોલાવવામાં ઠરાવ મુજબ ચાલવા વચન પણ આવેલ હતું. તે બાદ ત્રીજી સભા માગસર શુદ ૭ {VSAK:22-Nov-1944} ના નખત્રાણાનાં આથમણા વાસના ચોકમાં બોલાવવામાં આવેલ હતી ને તે સભામાં પ્રચારની તે પાડાના સનાતની ભાઈઓ પર ઉંડી અસર થઈ હતી. આ ભાઈઓ શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર બાંધવાની તૈયારી પણ કરી ચુક્યા હતા પરંતુ આ મહાપુણ્ય કાર્ય કેટલાક વિઘ્ન સંતોષી ભાઈઓને ગમ્યુ ન હતું. એ ધર્મકાર્યને તોડી પાડવા તેમણે યુક્તિ પ્રયુક્તિઓ આદરી હતી તેઓ આ કાર્યને છિન્ન વિછીન્ન કરવા ઈચ્છતા હતા. એટલે અમુક સનાતની ભાઈઓએ કાર્ય અમુક દિવસ મુલતવી રાખવા ધાર્યું અને ઠરાવ કર્યો તે બાદ માગસર શુદ ૧૦ {VSAK :25-Nov-1944} ના શ્રી વિરાણી મોટી મધ્યે હીરજી દેવશી ભાઈના ફળીયાના ચોગાનમાં એક સભા યોજવામાં આવેલ હતી તે સભામાં લગભગ પાંચશોથી ઉપર ભાઈ બહેનોની હાજરી હતી. તે સભામાં આપણા ઠરાવો ઉપર તથા સનાતન ધર્મ ઉપર અસરકારક વિવેચન કરવામાં આવેલ હતા. તે સભામાં પણ ઉંડી અસર થઈ હતી. તે બાદ માગશર શુદ ૧૩ {VSAK:28-Nov-1944} ની કોટડા જડોદર મુકામે સભા યોજવામાં આવી હતી ને તે સભામાં પહેલે દિવસે ખાનાના ચોગાનમાં શ્રી કોટડા જડોદરના ભાઈઓએ સભા બોલાવેલ હતી અને સભાનું કાર્યક્રમ ચાલુ થતાં સભાની શરૂઆતમાં પ્રમુખની દરખાસ્ત મુકાએલ હતી. ગામના એક આપખુદ અને ઘગર ભાઈએ આ સભામાં નીર્લજ શબ્દો બોલતા તે સભા તેજ વખતે આપણી સમાજના પ્રમુખ સાહેબે મુલતવી રાખવા હુકમ કરેલ હતો જેથી તે દિવસની સભા મુલતવી રાખવામાં આવી હતી. ઉપર જણાવેલી તારીખે પાછી સભા કોટડા સ્થાને બોલાવામાં આવી હતી જે સભામાં પણ અસરકારક વિવેચન કરેલ હતા. સભામાં

આપણું ધ્યેય સમજાવાયુ હતું. આપણી ફરજો સમજાવી હતી. આપણે કયા માર્ગે જવું જોઈએ અને કયા પતિત માર્ગે જઈ રહ્યા છીએ વિગેરે અસરકારક રીતે સમજાવવા પ્રચારક ભાઈઓએ કોશિષ કરી હતી.

ત્યારબાદ એ પ્રચાર સમિતિએ કંઠી વિભાગ તરફ જવા નક્કી કર્યું હતું. કારણ કંઠી વિભાગમાંથી તાકીદ ભરેલા પત્રો વારંવાર આવ્યા હતા એટલે જવા ફરજ પડી હતી. પ્રચાર સમિતિના મુખ્ય ભાઈઓ અહીંથી રવાના થયા હતા તે તેમણે પહેલી સભા માંડવીની બાજુમાં દુર્ગાપુર નવો વાસ મધ્યે પટેલ અરજણ ગોપાલની વાડીમાં તેમનું રહેઠાણ હોતાં તે કમ્પાઉન્ડમાં સભા બોલાવવામાં આવેલ હતી ને તે સભામાં ભારાપર, રાયણ, કોડાય, લુડવા, મંગવાણા, દેશલપર એમ ભાઈઓએ હાજરી આપી હતી. સભામાં બહુજ અસરકારક વિવેચનો થયા હતા, ને આખી સમાજના ઠરાવો વાંચી સંભળાવવામાં આવેલ હતા તે ઠરાવો ઉપર બહુજ વિગતવાર ખુલાસા રૂપે વિવેચન થયા હતા. પ્રચાર સમિતિ ત્યાંથી રાયણ ગામે રવાના થઈ હતી. રાયણના એક ઉત્સાહી ભાઈ પટેલ પ્રેમજી દેવશી દીવાણીની વાડીએ તેમનું રહેઠાણ હોતાં તેના કમ્પાઉન્ડમાં સભા બોલાવવામાં આવેલ હતી જેમાં વિશેષ ભાઈ બહેનોએ હાજરી આપી હતી. સભામાં પણ ઉપર મુજબ બહુજ અસરકારક વિવેચન થયાં હતાં જેની અસર થવાથી તે ગામનાં મુખી દેવશી પ્રેમજી ગોળી નહી વાપરવા પોતાના સ્નેહી ભાઈઓ વિગેરેને ભલામણ કરી હતી ને આપણે ભુલેલ માર્ગથી વળી આપણો ધર્મ, હિન્દુ સનાતન ધર્મ પાળવા તૈયાર થઈ જવું જોઈએ એવી ભલામણ કરી હતી. તે બાદ બીજે દિવસે તે પ્રચાર સમિતિ કોડાય જવા ઉપડી હતી. કોડાયમાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનના હોલમાં આપણી સમાજની એક પાઠશાળામાં એ સભા બોલાવવામાં આવી હતી ને તે સભામાં ઉપર જણાવ્યા મુજબ વિવેચન થયા હતા. ને જેની બહુજ સારી અસર થઈ હતી. આ સભામાં હાજર રહેલા ઉપરોક્ત ત્રણે ગામોમાં સભાના પ્રચારની અસર દુર્ગાપુરવાળા ભાઈઓને બહુ જ થતાં પાછી બીજી સભા કરવા ગામ દુર્ગાપુરના અરજણ ગોપાલે નિવેદન રજુ કરતાં તે પ્રચારક ભાઈઓ બીજે દિવસે પાછા દુર્ગાપુર જવા ઉપડ્યા હતા. બીજી સભા ગામ શ્રી દુર્ગાપુરમાં માગશર વદ ૧૨ {VSAK: 12-Dec-1944} ના રોજે બોલાવવામાં આવી હતી. સભામાં પ્રચારક ભાઈઓના વિવેચનોથી તથા સત્ય વસ્તુથી તે ભાઈઓએ શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનુ મંદિર બાંધવા પ્રતિજ્ઞા કરી હતી. બાદ આ પ્રચારક ભાઈઓ લુડવાવાળા ભાઈઓનું આમંત્રણ હોતાં તે તરફ પ્રચાર માટે ઉપડ્યા હતા. માગશર વદ ૦)) શુક્રવાર {VSAK: 15-Dec-1944} ના રાત્રે શ્રી લુડવા મહાજન વાડીમાં સભા બોલાવાવમાં આવી હતી ને તે સભામાં લુડવા સિવાય ગઢશીશા, દુજાપર, જામથડા, દેશલપર વિગેરે ગામના ભાઈઓએ હાજરી આપી હતી અને તે સભામાં બહુજ અસરકારક વિવેચનો થયા હતા. તે બાદ તે પ્રચારક ભાઈઓ બીજે દિવસે પાછા પોતાના મુળ સ્થાને રવાના થયા હતા. પ્રચારક ભાઈઓએ ટપાલ દ્વારા દેશ દેશાવરના આપણી સમાજના ભાઈઓને જાગૃત કરવા કાર્ય હાથમાં લીધું હતું. વૈશાખ માસમાં ગામ શ્રી રતડીયામાં એક સભા બોલાવવામાં આવી હતી. સભામાં ઠરાવો વિગેરેનો પ્રચાર કરવામાં આવેલ હતો. તેની અસર સારામાં સારી થઈ હતી. તે બાદ વૈશાખ વીદ ૯ સોમવાર {VSAK: 04-Jun-1945} ના રોજે શ્રી દુર્ગાપુર મધ્યે શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનું મંદિરનું બાંધકામ તૈયાર થતા સનાતન ધર્મ પ્રેમીઓને સાથે લઈ તે મંદિરની પ્રતિષ્ઠા કરાવવા પ્રસંગે સર્વે ગયા હતા. ને તે સભામાં નીચે જણાવેલા ભાઈઓએ વિવેચન કર્યા હતા તેની હકીકત નીચે મુજબ છે.

૧. શ્રીમાન રતનશી ખીમજી તથા પટેલ નથુ નાનજી તથા ખીમજીભાઈ વેલજી વેલાણી તથા કચ્છી વીસા ઓસવાળ જૈન બોર્ડીંગ દુર્ગાપરના સુપ્રીન્ટેન્ડન્ટ શ્રી રણછોડદાસભાઈ રાજગોર તથા પરમ પૂજ્ય મહારાજ શ્રી

દયાળદાસજી તથા માંડવીના મઠધારી દયાળગરજી લક્ષ્મીગરજી તથા એક ભાટીયા ગૃહસ્થ.

શ્રી દુર્ગાપુરના જૈનના મુખ્ય આગેવાન ભાઈઓએ સભામાં હાજરી આપી હતી ને તે સભામાં નીચે મુજબ વિવેચનો થયા હતા. હાજર રહેલા એક ભાટીઆ. ભાઈએ જણાવ્યું હતું કે મને હતું કણબી ભાઈઓ પોતાના ધર્મ પ્રત્યે બેદરકારી સેવે છે. પરંતુ મને આજે એ જાણી ભારે સંતોષ અને ભારે આનંદ થયો છે કે કણબી ભાઈઓ પોતાના હિન્દુ ધર્મ માટે અભિમાન ધરાવે છે અને ધર્મ કાજે લક્ષ્મીનો ભોગ પણ આપી રહ્યા છે. જેમ જૈનો પોતાના ઈષ્ટદેવ માટે અમુલ્ય ભાવના સેવે છે તેમજ તમે ખેડૂત ભાઈઓ સેવી રહ્યા છો મારા તમને ધન્યવાદ છે.

અન્ય કેટલાક ભાઈઓએ આપણી જ્ઞાતિની કેળવણી વિષયક સ્થિતિ પ્રત્યે ધ્યાન ખેંચી આપણા સમાજના એક એક ગામે એક નિશાળ શરૂ કરી અને એક સમાજના સમગ્ર હિતમાં બોર્ડીંગ સ્થાપી, સારા સારા શિક્ષણકારોને રોકી બાળ શિક્ષણના પાયા ઉંડા ઉતારવા અને તે અંગે તૈયારી કરવા અનુરોધ કરવામાં આવ્યો હતો. શિક્ષણ ઉપરાંત જ્ઞાતિમાં હાલના સંજોગો અનુસાર નવા સુધારા કરવા માટે પણ ધ્યાન ખેંચાયું હતું તે બાદ મંદિરની પ્રતિષ્ઠાનું સંપૂર્ણ કામકાજ પુર્ણ કર્યા પછી પ્રચારક ભાઈઓ પોતાન વતન તરફ રવાના થવાની તૈયારી કરી હતી પણ ત્યાં રાયણ નિવાસી ભાઈઓએ પોતાનું નિવેદન રજુ કરતાં રાયણમાં અત્રે મોટા પ્રમાણમાં આપણા ભાઈઓ છે તો આપ જરૂર રાયણ પધારવા વચન આપો જે ઉપરથી રતનશીભાઈ ખીમજી તથા પટેલ નથુભાઈ નાનજી તથા બીજા કેટલાક ભાઈઓ રાયણ જવા રવાના થયા હતા, ને એજ રાત્રે રાયણમાં આપણી સમાજની એક જાહેર સભા કરવામાં આવી હતી. તે સભામાં શ્રી રતનશીભાઈ તથા પુજ્ય મહારાજશ્રી દયાળદાસજી તથા પટેલ નથુભાઈ નાનજી તથા ભાઈ ખીમજીભાઈ વેલજી વેલાણી તથા કોટડાના હરદાન ભીમજી તથા તે જ ગામ રાયણના કેટલાક ભાઈઓએ વિવેચન કર્યા હતા. તે સભામાં વિવેચનોની સારી અસર થઈ હતી ને તે જ વખતે રાયણના તમામ ભાઈઓએ ગોળી ન પીવાની પ્રતિજ્ઞા કરી હતી ને તરતમાં શ્રી ભગવાનનું મંદિર બાંધવા પણ તૈયારી બતાવી હતી. તે સિવાય જ્ઞાતિમાં હાલના જમાનાને અનુરૂપ કયા નવા સુધારા વધારા થવાની ખાસ જરૂર છે તેની ટકોર કરવામાં આવી હતી. સભા સવારના ૬ વાગ્યા સુધી સરખી રીતે ચાલી હતી. તે સવારમાં ચા પાણી લઈ સૌ પોતાના વતને રવાના થયા હતા. તે બાદ અષાઢ માસમાં આણંદપરવાળા ભાઈઓએ એક અરજ શ્રી રતનશીભાઈ ઉપર કરી કે અમોને પીરાણા પંથી ભાઈઓ છે તે બહુજ હેરાન કરે છે અને અમને તમામ રીતે સંતાપે છે.

અમોને અમારો સનાતન હિન્દુ ધર્મ પાળવો છે, પણ આ આણંદપરના ભાઈઓ અમોને કોઈ રીતે પાળવા આપે એમ લાગતું નથી જેથી અમોને આપણી સમાજ મદદ કરે તો અમો હિન્દુ ધર્મ પાળવા તૈયાર છીએ. તે ઉપરથી શ્રીમાન રતનશીભાઈ ખીમજી તથા પટેલ નથુભાઈ નાનજી એમ જણ બે આણંદપર તરફ રવાના થયા ને ત્યાંની પરિસ્થિતિ જોવાથી આણંદપરની વાત સત્ય લાગી બીજે દિવસે આ માટે શું કરવું તેના માટે સનાતન ધર્મનું રક્ષણ કરનાર પરમ પૂજ્ય શ્રીમાન મહારાજ શ્રી ઓધવદાસજીની સલાહની ખાસ જરૂર હતી જેથી અમો તથા આણંદપરના સનાતતન ભાઈઓ વાંઢાય તરફ રવાના થયા હતા. વાંઢાય જઈ મહારાજશ્રીની મુલાકાત લીધી હતી, ને તેમની સલાહથી ભુજ જવા નિર્ણય થયો હતો. તે બાદ અમો સર્વે શ્રી નખત્રાણા તરફ રવાના થયા હતા ને બીજે દિવસે પાછા ભુજ તરફ શ્રીમાન રતનશીભાઈ ખીમજી તથા પટેલ નથુભાઈ નાનજી તથા આણંદપરવાલા ભાઈઓ તથા પરમ પૂજ્ય મહારાજ શ્રી ઓધવદાસજી તથા સાધુ દયાળદાસજી એમ સર્વે ભુજ પહોંચ્યા હતા. ને

ત્યાં ભુજમાં સારા સારા વકીલોને તથા માધાપરના મનજીભાઈ જેરામને તથા બીજા સનાતન ધર્મ રક્ષણ કરનાર વીર ભાઈઓથી સલાહ લેવામાં આવી હતી ને કચ્છના માહારાઓશ્રીને મળવું એમ ઠરાવવામાં આવ્યું હતું. વિશેષ વકીલ ભાઈઓની એમ સલાહ થઈ તમો તમારૂં કાર્ય કર્યા જાઓ. અમો આ વાત માહારાઓશ્રીને પહોંચાડી તેમનો સહકાર મેળવીશું. આવું વચન આપતાં અમોને તે વાત ઉપર સંતોષ થતાં અમો સૌ પોત પોતાના વતન તરફ રવાના થયા હતા. ને તે બાદ નખત્રાણામાં પટેલ નથુભાઈ નાનજીને ત્યાં કાર્યવાહક સમિતિના સભ્યોને આમંત્રણથી બોલાવવામાં આવેલ હતા. તે કાર્યવાહક કમિટીમાં નીચે મુજબ ચર્ચાઓ થઈ હતી જે આપણી જ્ઞાતિના બાળકોને કેળવવા માટે એક યોજના કરવાની ખાસ જરૂર છે તથા જ્ઞાતિના ભાઈઓ હિન્દુ સનાતન ધર્મ પાળવા જતાં તેના ઉપર અવનવી આફતો આવતી જાય છે તો તે માટે સમાજનું રક્ષણ કરવાની ખાસ જરૂર છે તેમ આપણી માતાજી કુળદેવીનું મંદિર જે વાંઢાયમાં આવેલું છે તેના માટે પણ કાંઈ નિર્ણય લાવવો જોઈએ જેના ઉપરથી કાર્યવાહક સમિતિના સભ્યો શ્રીમાન રતનશીભાઈ ખીમજી તથા નારણભાઈ રામજીભાઈ પાંચાણી તથા ભીમજીભાઈ કેસરા કોટડાવાળા તથા લધાભાઈ પચાણ કોટડાવાળા વિગેરે ભાઈઓએ એમ ઠરાવ્યું જે આ કાર્ય કચ્છ આખાના સનાતન પ્રેમી ભાઈઓનું છે ને તેમને બોલાવી તમામ ભાઈઓનો સહકાર મેળવી આ કાર્ય હાથ ધરવું જોઈએ જે ઉપરથી પટેલ નથુભાઈ નાનજીને હુકમ કરવામાં આવેલ જે તમો આખા કચ્છના સનાતન ધર્મના પ્રેમી ભાઈઓને આમંત્રણથી બોલાવો તે માટે નખત્રાણાના પુર્વ નિવાસમાં તે લોકોને આવવાનું કહો તે ઉપરથી અષાઢ વદ ૫ મંગળવાર{VSA:04-Jun-1945} ના રોજે આખા કચ્છના સનાતન ધર્મપ્રેમી ભાઈઓને તથા મહારાજ શ્રી ઓધવદાસજી તથા સાધુ દયાળદાસજીને પુર્વ નિવાસમાં બોલાવવામાં આવ્યા હતા જેમાં નીચે મુજબ વાટાઘાટો થઈ હતી. આપણી જ્ઞાતિ માટે એક બોર્ડીંગની જરૂર છે. તથા હિંદુ સનાતન ધર્મભાઈઓ ઉપર અવનવા અવારનવાર હુમલાઓ થાય છે તે માટે એક કમિટીની જરૂર છે. જેથી હિંદુ સનાતન ભાઈઓ ઉપર જે વિટંબણાઓ પડે તે માટે રાજ્ય તરફથી તેમજ પબ્લીકની સહાનુભૂતિ મેળવી તેમને સહાયતા કરવા માટે સનાતન હિંદુ ધર્મભાઈઓમાંથી નીચે જણાવેલ ભાઈઓની એક કમિટી કરવામાં આવીલ હતી.

૧. રતનશીભાઈ ખીમજી - વિરાણી
૨. ભીમજીભાઈ કેસરા - કોટડા જડોદર
૩. લધાભાઈ પચાણ - કોટડા જડોદર
૪. રામજીભાઈ લાલજી - ગઢશીશા
૫. શીવજીભાઈ શામજી - કોટડા ખેડોઈ
૬. હીરજીભાઈ લધા - લુડવા
૭. રામજીભાઈ કેસરા - નખત્રાણા
૮. લાલજીભાઈ કરશન - દેશલપર
૯. જીવરાજભાઈ વસ્તા - માનકુવા

ઉપર પ્રમાણે કમિટી નીમવામાં આવી હતી. તે અંગે જે કાંઈ ખર્ચ થશે તે આપવા સમાજ તૈયાર રહેશે તેમ જણાવવામાં આવેલ. ત્યાર બાદ કેળવણીનો વિષય હાથ ધરવામાં આવ્યો હતો. કેળવણી સંબંધે :-

## ૧૧. ક.ક.પા. સનાતની સમાજ- બંધારણ અને કામકાજનો રિપોર્ટ - દી. 01-Oct-1944

આપણી જ્ઞાતિના બાળકોને યોગ્ય રીતે કેળવણી આપવી અને તે કેળવણી આપવા માટે જ્ઞાતિની એક બોર્ડીંગની સ્થાપના કરવી. તે બોર્ડીંગ ચલાવવા માટે જ્ઞાતિમાંથી વાર્ષિક સભ્યો મેળવવા, તે અંગેની વ્યવસ્થા કરવા માટે એક કાર્યવાહક કમિટી નીમવી. આ ઉપરથી આપણી સમાજના કેટલાક મુખ્ય આગેવાનોએ બોર્ડીંગ સ્થાપવાના પ્રસ્તાવને ટેકો આપ્યો હતો તેને સર્વ ભાઈઓએ ટેકો આપતાં, બોર્ડીંગ ક્યાં સ્થાપવી તેની વિચારણા ચાલી હતી. આ ઉપરાંત બોર્ડીંગ ચલાવવામાં આપણને હાલ કેટલા ભંડોળની જરૂર પડશે. તેની પણ વિચારણા ચલાવવામાં આવેલ. આ કાર્ય બહુ જ મહાન અને વિશાળ હોઈ આ બારામાં શું માર્ગ કાઢવો તેની ચર્ચા થતી હતી ત્યારે પરમ પૂજ્ય મહારાજ શ્રી ઓધવદાસજીએ ઉભા થઈ સભા સમક્ષ પોતાના વિચારો જણાવતા સુચના કરેલ કે કચ્છ કડવા પાટીદારના માતાજી કુળદેવીનું મંદિર વાંઢાયમાં બાંધવામાં આવેલું છે ને તે કમ્પાઉન્ડમાં કેટલાક મકાનો પણ બાંધવામાં આવેલા છે જેથી તે બારામા હાલ કાંઈ નવીન ખર્ચ કરવાનું રહેતું નથી. આ ઉપરાંત ત્યાં ઈશ્વર રામજી ગુરુકુળ વિદ્યાલય પણ નજીક છે તો હું તમોને ખાત્રી આપું છું કે તમારા બ્રહ્મચારીઓને વગર પૈસે ભણાવવાને બંદોબસ્ત ત્યાં થઈ જશે ફક્ત બોર્ડીંગમાં બ્રહ્મચારીઓને ખાવા પીવા તેમજ પહેરવાના લુગડાં અને નોકર ચાકર એમના પુરતી ખર્ચને પહોંચી વળવા માટે ભંડોળની જરૂર છે.

પૂજ્ય મહારાજશ્રીની આ સુચના ત્યાં બેઠેલા સર્વેને ખૂબ ગમી ગઈ અને પૂજ્ય મહારાજના આદેશ અનુસાર દસ વરસની ગેરંટીથી બંધાય તેવા સભ્યો નોંધવા તેમ થયું. આ ઉપરથી પટેલ નથુભાઈ નાનજી એ કામને હાથમાં લીધું ને તે સભામાં પધારેલા સદ્‌ગૃહસ્થો પોતાનો યથાશક્તિ ફાળો નોંધાવવા તૈયાર થયા.

વિશેષમાં એમ પણ ઠરાવવામાં આવ્યું કે આપણી સમાજના બાળકોને કેળવવા જે વિદ્યાપ્રેમી ભાઈઓ હોય તેમની પાસે આ ખરડો રજુ કરવો અને આવતા ચૈત્ર માસમાં ઉપર જણાવ્યા પ્રમાણે આપણી સમાજની બોર્ડીંગ શરૂ કરવી.

આ બાદ સૌ સૌના સ્થાને પધાર્યા હતા.

ત્યાર બાદ સંવત ૨૦૦૨ {VSA: 10-Aug-1945} ના શ્રાવણ સુદ ૨ ને શુક્રવારના રોજ શ્રી આણંદપરમાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનના મંદિરની પ્રતિષ્ઠાનાં કાર્યક્રમ પ્રસંગે આપણો સમાજ એકત્ર થયો હતો. જે પ્રસંગે દયાપર તાલુકાના પણ કેટલા ભાઈઓ આ પ્રતિષ્ઠાના શુભ કાર્યમાં ભાગ લેવા પધાર્યા હતા, મુંબઈથી નાયાભાઈ શીવજી તેમ સારાય કચ્છમાંથી આપણી સમાજના પ્રતિનિધિઓ પણ આવેલ હતા.

આ મંદિર પ્રતિષ્ઠાનું શુભ કાર્ય ઈતિહાસમાં અમર રહી જાય તેવું અને સારામાં સારૂં કરવામાં આવ્યું હતું. સભાની અંદર બોર્ડીંગ વિશે પણ ચર્ચા થઈ હતી.

ત્યાર બાદ શ્રાવણ વદ ૧૨{VSA: 03-Sep-1945} ના રોજ આંમારાના ભાઈઓનો ઘણાવખતનો અતિ આગ્રહ હોઈને તે આમંત્રણને માન આપી શ્રીમાન રતનશીભાઈ ખીમજી તથા શ્રીમાન પટેલ નથુભાઈ નાનજી અહીંથી રવાના થયા હતા. તે જ રાત્રે જાહેર ચોગાનમાં સભા ભરવામાં આવી હતી. આ સભાની અંદર તે ગામમાં રહેતા હરિભગતો આપણી સમાજમાંથી જુદા પડેલા હરિભગતોના મુખ્ય આગેવાન ભાઈઓએ ભાગ લીધો હતો.

તેઓએ જણાવ્યું હતું કે તમો હવે જે રીતે આ કાર્ય કરી રહ્યા છો તે કાર્ય જોઈ અમો બધાને એમ લાગે છે જે હવે અમારા ને તમારા વચ્ચે જે કાંઈ મતભેદો રહી ગયેલ છે તે મતભેદને છોડી અમો અમારો મત તમારા કાર્યની સાથે જોડાવી દેવા ઈચ્છીએ છીએ. આપ અમોને ખાત્રી આપો તો અમો અમારા જે ભાઈઓ છે તેમની સલાહ લઇને આપણે બધાં એકત્ર થઈએ. આ ઉપરથી કચ્છ કડવા પાટીદાર સમાજના પ્રમુખ સાહેબે જણાવ્યું જે આપ એક વખત એકત્ર થાઓ. પછી અમારી સમાજના ભાઈઓને મળો ને જે થવાનું હશે તે થઈ રહેશે.

આ સભામાં આપણી સમાજમાં આટલી બધી અજ્ઞાનતા શાનાથી આવી તે ઉપર જુદા જુદા વક્તાઓએ પોતાના વિચારો પ્રદર્શિત કર્યા હતા. આ પ્રવચનો દરમ્યાન એક વસ્તુ એ તરી આવતી હતી કે આપણામાં કેળવણીનો અભાવ છે માટે કેળવણીનું વ્યવસ્થિત સ્થાન થવું જોઈએ.

તે બાદ સભા મોડી રાત્રે પુરી થઈ હતી.

સવારમાં વહેલા ઉઠી ચા પાણી લઈને સૌ સૌના ઘર તરફ રવાના થવાની તૈયારી કરતા હતા. તેવામાં વિગોડીના ભાઈ હરીદાસભાઈ તથા લધાભાઈ તથા મનજીભાઈ ખીમજીએ વિગોડી આવવા આગ્રહ કર્યો હતો, તે ભાઈઓનો ખૂબ આગ્રહ અને પ્રેમ જોઈ ભાઈ રતનશીભાઈ ખીમજી તથા પટેલ નથુભાઈ નાનજી વિગેરે વીગોડી ગયા હતા.

વિગોડી પહોંચતાં એક સ્થાને ભેગા થયા હતા ત્યાં તે ગામના કેટલાક ભાઈઓનું કહેવું થયું કે અમોને સનાતન ધર્મ માટે માન છે. અમો રાત દિવસ તેની ઝંખના અને જપ કરીએ છીએ. ગઈ રાતનું પ્રચાર કાર્ય જોઈ અમોને ઘણું જાણવા મળ્યું છે. અમારા વિચારોને ખૂબ ટેકો મળ્યો છે. અમો આપને ખાત્રી આપીએ છીએ કે થોડા સમયમાં જ સનાતન ધર્મનું કામ દીપી નીકળશે અને સારૂ પરિણામ આવશે.

આપણી જ્ઞાતિના એક યુવક ભાઈ શ્રીમાન મનજીભાઇ ખીમજી કે જેઓ ગામ શ્રી વિગોડના રહીશ અને હાલમાં કરાંચી રહે છે તેઓ આ પ્રસંગે સાથે હતા. તેઓ આ પ્રચાર કાર્ય જોઈ ખૂબ ખુશ થયા હતા અને ઉદાર ભાવથી શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજના ફંડમાં ૫૫૧) કોરીની થેલી અર્પણ કરી હતી. ભાઈશ્રી રતનશીભાઈ ખીમજી અને પટેલ નથુભાઈ નાનજીએ આ થેલીને સમાજ વતી સ્વીકાર કરી આવા ઉદાર ધર્મ પ્રેમી વીર પુરૂષને ધન્યવાદ આપ્યો હતો.

તે બાદ ભાઈ મનજી ખીમજીએ વળતો પ્રત્યુતર આપતાં જણાવ્યું હતું કે આતો હું સમાજને ફુલ નહિ પણ ફુલની પાંખડી આપું છું. બાકી તો સમાજના આગેવાનો આવા શુભકાર્ય માટે જેટલો બોજો મારા ઉપર ચડાવશે તે હું આપનો સેવક વિના સંકોચે કે પાછી પાની કર્યા વિના ઉઠાવીશ એવું હું વચન આપું છું.

ત્યારબાદ પટેલ રતનશી ખીમજી તથા પટેલ નથુભાઇ નાનજી મથલ તરફ રવાના થયા હતા.

મથલના શ્રીમાન પટેલ પરબતભાઈ લખુ તથા બીજી કેટલાક સનાતની ભાઈઓ રાત્રે સભા સ્વરૂપે ભેગા થયા હતા. જ્યાં ઠરાવવામાં આવેલ કે આવતી કાલે મથલમાં એક જાહેર સભા ભરવી.

જે ઉપરથી શ્રાવણ વદી ૦)) ગુરૂવાર {VSA:06-Sep-1945} ના રોજ મથલમાં એક જાહેર સભા ભરવામાં

આવી હતી જેમાં કોટડા, નખત્રાણા, વીરાણી, દેશલપર, ખોંભડી, ઉખેડા, રસલીઆ, ટોડીઆ, વિગેરે ગામના ભાઈઓએ હાજરી આપી હતી. તે સભામાં શ્રીમાન રતનશીભાઈ તથા તેજ ગામના પટેલ ધનજી માંડણ તથા સાધુ દયાળદાસજી ગુરૂ ઓધવ રામજી તથા ભાઈ મુળશંકર ભીમજી તથા પટેલ નથુભાઈ નાનજી તથા પટેલ પરબત લખુ તથા પટેલ કરશનભાઈ ભીમજી કોટડાવાળા તથા પચાણભાઈ શામજી કોટડાવાળા તથા ખીમજીભાઈ નાગજી મથલવાળા તથા કરમશીભાઈ વિશ્રામ તથા બીજા કેટલાક ભાઈઓએ આ પીરાણા ધર્મ શું છે જે ચોખવટથી સમજાવવામાં આવ્યું હતું ને વેળાસર આ પ્રપંચી જાળમાંથી સમાજને મુક્ત કરવા ચેતવણી આપી હતી અને કહ્યું હતું આપણે આ ધર્મમાં આવ્યા પછી આપણી પોતાની જાત તથા હિન્દુ ધર્મના રીત રિવાજ માત્ર ભુલી ગયા છીએ, તે ઉપર બહુ ભારપૂર્વક વિવેચન થયા હતા ને જલદી જેમ બને તેમ જલદી વહેલી તકે સુધારો કરી હિન્દુ ધર્મના મંદિરો બાંધી, હિન્દુ સનાતન ધર્મ પાળતા થઈ જાઓ એવી વારંવાર ભલામણ કરવામાં આવી હતી. મોડી રાત્રે સભાનું કામકાજ પૂર્ણ થઈ સૌ વતન તરફ રવાના થયા હતા.

તે બાદ સા. ૨૦૦૨ ના ભાદરવા સુદ-૩ રવિવાર {VSA:09-Sep-1945} ના શ્રી ઉખેડા સ્થાને શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજની એક જાહેર સભા ભરવામાં આવી હતી. જેમાં કોટડા, નખત્રાણા, વીરાણી, મથલ, કાદીઆ આથમણા, રસલીઆ, ઉગમણા કાદીઆ, તથા બીજા કેટલાક ગામના ભાઈઓએ સભામાં હાજરી આપી હતી. તે ગામના કેટલાક યુવક ભાઈઓને હિન્દુ સનાતન ધર્મનું અભિમાન હોવા છતાં પણ તેમને સહાયતા મળવાના અભાવે એ લોકો બહાર પડતા અચકાતા હતા. આ ગામમાં ઉપરોક્ત સભા થતાં તેમનામાં ખૂબજ વેગ આવ્યો હતો ને તે સભામાં શ્રીમાન રતનશીભાઈ તથા ભાઈ જીવરાજભાઈ વાલજી તથા માવજીભાઈ નાનજી તથા ખેતશીભાઈ નાનજી, વેલજીભાઈ લધા તથા પટેલ નથુભાઈ નાનજી તથા પટેલ પરબતભાઈ લખુ મથલવાળા તથા પૂજ્ય મહારાજ શ્રી દયાળદાસજી તથા માસ્તર વિજેશંકર તથા કાનજીભાઈ ગોપાલ કાદીયાવાળા તથા પટેલ કરશન ભીમજી કોટડાવાળા તથા ખીમજીભાઈ નાગજી મથલવાળા તથા કરમશીભાઈ વિશ્રામ મથલવાળા વગેરે ભાઈઓએ પ્રવચન કર્યા હતા ને હિન્દુ ધર્મ શું છે અને આપણે ક્યાં જઈ રહ્યા છીએ તેનું પૂર્ણ ભાન કરાવ્યું હતું. આપણે હિન્દુ તરીકે માત્ર કહેવાનાં છીએ પણ આપણી ગણત્રી મુસલમાની કોમમાં થાય છે એ માત્ર પીરાણા ધર્મ પાળવાનું કાળું કલંક છે માટે હવે હિન્દુ ધર્મને પાળવા માટે તથા બાળ લગ્નની જે પ્રથા છે તેમાં કાંઈ સુધારો કરવા ધ્યાન ખેંચાયું હતું. તે બાદ ઘણા જ્ઞાતિ હીતની ચર્ચાઓ થઈ હતી ને મોડી રાત્રે સભાનું કામકાજ પૂર્ણ થયું હતું. પ્રભાતમાં તે જ ગામના માસ્તર વિજેશંકરે તેજ ગામની સ્કુલમાં એક મેળાવડો યોજ્યો હતો ને તે મેળાવડામાં કેળવણી શું વસ્તુ છે તેના વ્યાખ્યાનો તથા એક સંવાદ ગોઠવવામાં આવેલ હતો.

સ્કૂલની પરિસ્થિતિ લક્ષ્માં લેતાં સ્કૂલ આટલો વખત આપખુદીથી ચાલતી હતી પણ હવે આ સ્કૂલ ચલાવવા પગભર માનવીઓની ઓછપ હોતાં સ્કૂલ બંધ કરવી પડશે. ત્યારે શ્રીમાન રતનશીભાઈ ખીમજી તથા પટેલ નથુભાઇ નાનજીએ આજના યુવક વર્ગને સમજાવ્યું કે જો આપણે સુધરવા ઈચ્છતા હોઈએ તો આ સુધારાના મકાનને કાયમ રાખવી જરૂર છે. આ કામ યુવાનોનું છે. આ પરથી યુવાનો તૈયાર થયા અને તે જ વખતે બે હજારથી ઉપર કોરીનું ફંડ એકઠું કરવામાં આવ્યું ને એ ફંડમાં આપણી સમાજના ફંડમાંથી પણ કોરી ૫૧) આપવામાં આવી ને તે ગામના ભાઈઓમાંથી એક કાર્યવાહક કમિટી નીમવામાં આવી હતી. તે સિવાય પ્રસંગોપાત વિવેચનો થયા

હતા જે આપણે એકદમ વહેલી તકે હિન્દુ સનાતન ધર્મ પાળવાનું આજથી જ નક્કી કરી લેવું એમ એ ગામના આગેવાનોએ ઠરાવ્યું હતું ને અમોને હિન્દુ સનાતન ધર્મ પાળવા જતાં આપ મદદ રૂપ રહેવા માંગણી કરી હતી. જે સમાજના કાર્યવાહક ભાઈઓએ સ્વીકારી હતી.

તે બાદ બીજે દિવસે ગામ શ્રી રસલીયામાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનું મંદિર તૈયાર થઈ જતાં પટેલ રતનશીભાઈ ખીમજી તથા પટેલ નથુભાઈ નાનજી તથા સાધુ દયાળદાસજી વિગેરે પ્રતિષ્ઠામાં ભાગ લેવા રવાના થયા હતા તે તે જ રાત્રે ભાદરવા સુદ ૫ {VSA: 11-Sep-1945} ની રાત્રે જાહેર સભા ભરવામાં આવી હતી ને તે ગામમાં વિશેષ ગામના ભાઈઓએ હાજરી આપી હતી ને તે સભામાં શ્રીમાન રતનશીભાઈ તથા ભાઈ શીવગણભાઈ કાનજી તથા કરસનભાઈ અરજણ તથા પટેલ પરબતભાઈ લખુ તથા સાધુ દયાળદાસજી તથા પટેલ કરશન ભીમજી તથા તે ગામના ઠક્કર કેશવજીભાઈ વિરજી તથા ખીમજીભાઈ નાગજી તથા તેજા લધા ગામ મથલવાળા તથા પ્રાગજી વીરજી ભગત તથા ખીમજીભાઈ ગામ શ્રી રવાપરવાળા વિગરે ભાઈઓએ વિવેચનો કર્યા હતા. આપણે કોણ છીએ, મુળ ક્યાંના વતની છીએ અને કચ્છમાં શા માટે આવવા ફરજ પડી ને આપણે કોના વંશના છીએ જે ઉપર પ્રવચનો કરવામાં આવ્યા હતા. ને જલ્દીથી પીરાણા ધર્મમાંથી મુક્ત થઈ જવા સૌ ભાઈએ પ્રવચનો કર્યા હતા, ને આ હિન્દુ સનાતન ધર્મના ઝંડા હેઠળ એકત્ર થઈ જવા ધ્યાન ખેચાવ્યું હતું. તે બાદ વિશેષ ઘણા પ્રવચનો થયા હતા ને આખી રાત ઈશ્વર ભજન તથા રાસ લીલાઓની મંડળીઓથી ગામ ગજાવી દીધું હતું. સવારમાં પ્રતિષ્ઠાનું કામકાજની શરૂઆત થયેલ હતી. સવારમાં હિન્દુ સનાતન ધર્મના ઝંડા હેઠળ સૌ ભાઈ બહેનો એકત્ર થયા હતા ને શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની પ્રતિમાને શ્રી રામચંદ્રજી ભગવાનના મંદિરમાંથી લેવા એક સરઘસ રવાનુ થયું હતું. તે વખતના સરઘસનું રૂપ ઈન્દ્રાસન ગજાવી નાખે એવું હતું. તે બાદ શ્રી ભગવાનની છબીને લઈ અને મંદિરે સર્વે આવ્યા હતા ને બ્રાહ્મણો તેની પ્રાણપ્રતિષ્ઠાના મંત્ર ઉચ્ચારો કર્યા હતા. બહાર જાહેર મેદાનમાં સભા ભરવામાં આવેલી હતી. આ બધુ લખવાનું પ્રયોજન પણ આ સ્થાને યોગ્ય ન ગણાય પરંતુ આપને જાણવા ખાતર હું રજા લઉં છું. જે રીતે આ હિન્દુ સનાતન ભાઈઓ પોતાના ઈષ્ટદેવના કાર્યક્રમમાં તન, મનથી ભાગ લેતા જોઈ સામી પાર્ટી પીરાણા સતપંથના મુખ્ય ભાઈઓને આ વાત ગળે ઉતરવી બહુ કઠણ થઈ પડી કારણ જે આવડું બધુંએ કરે ને એના સામું આપે કાંઈ પણ સામનો ન કરીએ તો આપણી કુખ લાજે જે ઉપરથી એ ભાઈઓએ પણ જેમ સનાતની ભાઇઓએ પાંખી પાળી હતી તેમજ એ ભાઈઓએ પાખી પાળવાનું જાહેર કર્યું ને જેમ સનાતની ભાઈઓએ ભગવત પ્રસાદ બનાવેલ તેમજ તે ભાઈએ પણ બત્રીસી થાળ નામનું તુત ઉભું કર્યું ને જેમ સનાતની ભાઈઓએ સરઘસ કાઢેલું તેમ તે ભાઈઓએ પણ પોતાના પીરાણાના પુસ્તકો લઈને આજુબાજુના મુખીઓ માત્રને આમંત્રણ દઈ એ સરઘસની મોખરે રાખ્યા હતા ને ઈમામશા બાવાની જય નાદો તથા પીરાણાની જય નાદો તથા સૈયદોની જય નાદોથી એ સરઘસ આખા ગામમાં ફરીને જે ઠેકાણે આ સભા યોજવામાં આવેલી હતી તે ઉપર તે સરઘસ ચલાવવા તેમણે નક્કી રાખ્યું હતું જે કોઈ બી રીતે આ હિન્દુ સનાતન ધર્મના પ્રતિષ્ઠાના કાર્યમાં વિઘ્ન નાખવું આમ એ ભાઈઓની મન ભાવના હતી પરંતુ સમાજના કાર્યવાહક ભાઈઓએ આ વાત ઉપર ધ્યાન ન આપી કોઈ બી જાતના ઉશ્કરાટ કે ભેદભાવ ઉપલક્ષ ન દઈ આ કાર્ય નિર્વિઘ્ન પૂર્ણ કરી બહુ શાંતિથી ને સનાતન ધર્મની મર્યાદાઓને અનુસરીને આ કાર્ય પુર્ણ કરાવ્યું હતું. તે બાદ ઘણા ભાઈઓએ જ્ઞાતિને અસર થાય એ જાતના

## ૧૧. ક.ક.પા. સનાતની સમાજ- બંધારણ અને કામકાજનો રિપોર્ટ - દી. 01-Oct-1944

પ્રવચનો કર્યા હતા તે બાદ વડોદરાથી નીકળતા સંદેશમાં આપણી જ્ઞાતિસંબંધી કેટલાક લેખો વાંચવામાં આવ્યા જે હિન્દુ પેપરના હેડીંગો, હિન્દુઓ એ તો પીરાણા સતપંથીઓ હિન્દુઓ નથી, હતા, આ પત્રો ઠેર ઠેર વંચાય, આપણી જ્ઞાતિની ટીકા થાય આપણાથી હલકી કોટીના લોકો આપણા હિન્દુત્વ માટે શંકા કરે અને આપણને માનહાનિ થાય, પણ એનો એકજ ઉપાય છે અને તે કે જરા પણ વિલંબ કર્યા વિના આપણા તમામ ભાઈઓને આપણા ઝંડા હેઠળ એકઠા કરી એ કલંક ટાળવું જોઈએ.

એટલે એક મિનીટ પણ વિચાર કર્યા વગર બહાર પડી. આપણા બાકી રહેલ ભાઈઓને સમજાવી અને આ હિન્દુ સનાતન ધર્મના ઝંડા હેઠળ આવી જાય એવા કાર્યો તરત હાથ ધરવા જોઈએ. આ પછી આજની મીટીંગ બોલાવવાનો હેતુ સમજાવાવમાં આવ્યો હતો. આપણી સમાજે એક કાર્યવાહક કમિટી સંવત ૨૦૦૧ ના આસો સુદી ૧૪ {VSA:01-Oct-1944} ના સાંજે વાંઢાય સ્થાને ત્યાં વિરાણીની મીટીંગમાં યોજી હતી તેમાં કેટલાક કાર્યવાહક ભાઈઓના નામો આપવામાં આવેલ છે.

આ ભાઈઓમાંથી કેટલાએ પોતાની સેવા સમાજને અર્પી ! ચોક્કસ વ્યક્તિઓએ પ્રભુ પ્રેરીત સન્મતિથી જે કાંઈ સેવા કરી છે તેજ. આ ભાઈઓએ પોતાની ફરજ અને બુધ્ધિ શક્તિ પ્રમાણે સમાજનું ધ્યેય, સમાજની ફરજો, આપણું કર્તવ્ય, આપણી ઉજાણી વિગેરે પર કડવી મીઠી વાણી ઉચ્ચારી હશે પરંતુ એ બધુંએ આપણા સમાજ માટે જ તેમણે કર્યું છે છતાં કોઈને મન દુઃખ થયું હોય તો ક્ષમા કરે. અહીં એ જરૂર છે કે સમાજને અનિષ્ટોમાંથી બચાવવા અને સમાજનાં કાર્યને વેગવંત બનાવવા કાર્યકરોની જરૂરી છે. સમાજ આપણો છે. આપણે સમાજની એક એક વ્યક્તિ સમાજની છે એમ સમજી સમાજના કાર્ય માટે કટીબધ્ધ થવું જોઈએ. સંસારમાં સૌ પર સંસારનાં કાર્યની જવાબદારી છે. પરંતુ સમાજ એ સંસારથી પર નથી. સમાજને સંગઠીત, સુખી અને સ્વાસ્થ્ય ભરેલ જોવાની-કરવાની આપણી જવાબદારી છે. આપણા કાર્યને આગળ ધપાવવા નીચેની વસ્તુઓ તરફ સૌનું લક્ષ્ય દોરીએ તો સ્થાને ગણાશે.

(૧) પીરાણા સતપંથી ભાઈઓએ વિવાહ ઠરાવેલા છે તે હિન્દુ સનાતન ધર્મ પાળનારને માટે બરાબર કે અનુકૂળ છે કે કેમ તેનો સમાજ વિચાર કરે.

(૨) અગર એ વિવાહ હિન્દુ સમાજના રીવાજ મુજબ ન હોય તો તેનાં માટે આપણી સમાજને કેવી રીતે વર્તવું તેની રૂપરેખા તૈયાર કરવા એ કમિટી યોજવી.

(૩) આપણી સમાજના પ્રચારક ભાઈઓએ આજ દિવસ સુધી સેવા બજાવી તે પ્રશંસાપાત્ર છે. હવે નવા પ્રચારકોને નીમવા અને તેમના નામ મેળવવા. તથા તે પ્રચારક ભાઈઓ માટે ખર્ચની યોજનાઓ ઘડી કાઢવી.

(૪) આપણી સમાજના આવતા વર્ષના નવા હોદ્દેદારોની ચૂંટણી સર્વાનુમતે થવી જોઈએ ને તેવા-શુભ નામો સમાજની-બહુમતીથી નક્કી કરવા જોઈએ ને તે હોદ્દેદારોને સમાજના કાર્ય કરવાની સત્તાઓ લેખિત આપવી જોઈએ.

(૫) આપણા સમાજમાં બાળ લગ્નની પ્રથા છે એ વિશે સમાજે ઠરાવેલું છે કે પાંચ વર્ષથી નાની બાઈ અગર

છોકરાના વિવાહ ન કરવા. આ ઠરાવ તરફ સમસ્ત સમાજનું ફરીથી ધ્યાન દોરવું અને સમાજના ભાઈઓએ બાળ લગ્નનો આ ઠરાવ અમલી બનાવવા સર્વ કોશિષ કરવી પણ આપણા સમાજની ઉન્નતિ માટે એ અતિ જરૂરી અને અનિવાર્ય કાર્ય છે. સમાજે બાળ લગ્નો અટકાવવા ખાસ અને સખત વ્યવસ્થા કરવી.

(૬) આપણી સમાજની અહર્નિશ વ્યવસ્થિત રીતે કામ કરનારી એક ઓફિસ રાખવાની ખાસ જરૂર છે. ને તે માટે તે ઓફીસના ખર્ચા વિગેરેની યોજનાઓ થવી જોઈએ. વિગેરે વિગેરે...



## પરિશિષ્ટ ૪

# સાં. ૨૦૦૧ {Year:1944-45} ની સાલમાં સમાજે કરેલ ફંડની ઊપજ તથા ખર્ચનું સરવૈયું

જ

૫૦૧) કો. પટેલ રતનશીભાઈ ખીમજી - વિરાણી
૨૫૧) કો. પટેલ કેશરા હંશરાજ - કોટડા જડોદર હા. ભીમજીભાઈ કેશરા
૨૨૫) કો. પટેલ માવજીભાઈ પુંજાની કાું. - નખત્રાણા
૫૧) કો. ગઢશીશા સનાતની ભાઈઓ તરફથી હા. પટેલ રામજી વસ્તા
૫૧) કો. શ્રી લુડવા સનાતની ભાઈઓ તરફથી હા. પટેલ રવજી લાલજી
૫) કો. પટેલ વાલજીભાઈ શીવજી - ગઢવાળી વીરાણી
૧૧) કો. પટેલ લાલજી ભીમજી - દુજાપર
૪૧) કો. વેરશલપરના સનાતની ભાઈઓ તરફથી હા. પા. ધનજી મનજી
૧૧) કો. વિભાપરના સનાતની ભાઈઓ તરફથી હા. પટેલ દાના ખેતા
૨૫) કો. રામપર રોહાવાલીના સનાતની ભાઈઓ તરફથી હા. શીવદાસ મેગજી
૨૫) કો. ખાનપુર સનાતની ભાઈઓ તરફથી હા. દેવજી વીશરામ
૧૦૧) કો. શ્રી કોટડા જડોદરના સનાતની ભાઈઓ તરફથી
હા. ભીમજીભાઈ કેશરા
૫૧) કો. શ્રી મથલના સનાતની ભાઈઓ તરફથી હા. પટેલ દેવજી ગોવિન્દ
૧૧) કો. શ્રી ખોંભડીના સનાતની ભાઈઓ તરફથી હા. મેગજી શીવજી - જેઠા વીરજી
૧૦૧) કો. શ્રી વીરાણીના સનાતની ભાઈઓ તરફથી હા. પટેલ ભીમજી પ્રેમજી
૧૦૧) કો. શ્રી નખત્રાણાના ત્રણેય વાસના સનાતની

ઉ

૧૦૭૪। શ્રી સમાજના જનરલ ફંડ ખર્ચ ખાતે ઉ.
૭૨૭) કોરી રોકડી શ્રી વાંઢાય સ્થાને મીતી આસો સુદ ૧૪ ના સમાજ ભેગો થતા ખાધા ખોરાકી તથા પરચુરણ ખર્ચાની
૨૯૨।।। કોરી રોકડી શ્રી નખત્રાણા સ્થાને કેળવણીના પ્રસંગે બોર્ડીંગની વિચારણા કરવા પ્રસંગે સમાજ ભેગો થતાં ખાધા ખોરાકી તથા પરચુરણ ખર્ચાની મીતી વૈશાખ વદ ૫
૫૪।। કો. રોકડી શ્રી, નખત્રાણા પૂર્વ નિવાસમાં શ્રી લગ્ન સંબંધી ભેગા થતાં ચા પાણી તથા ખાધા ખોરાકી વિગેરે ખર્ચાની મીતી આસો વદ ૧૩
૧૦૭૪।=

૩૦૪।।। શ્રી સનાતન ધર્મના પ્રચાર ખાતે ઉ.

ભાઈઓ તરફથી હા. પટેલ જશા કાનજી
રામજી જેઠા, રામજી દેવજી
૧૧) કો. પટેલ હરજી પ્રેમજી - વિથોણ
૨॥ કો. પા. નારાણ વિરજી - દેવપર
૨૦) કો. પા. મનજી વાલજી - આદીપુર
૫) કો. પટેલ જીવરાજભાઈ કરશન - પલીવાડ
૫૧) કો. શ્રી દેશલપર સનાતની ભાઈઓ તરફથી
હા. પટેલ કરશનભાઈ ઉકેડા
૨૫। કો શ્રી માનકુવાના સનાતની ભાઈઓ તરફથી
હા. પટેલ લાલજીભાઈ ખીમજી તથા
જીવરાજભાઈ વસ્તા
૨૫) કો. શ્રી કોટડા ગુરજીવાળાનો જુનાવાસના
સનાતની ભાઈઓ તરફથી
હા. લાલજીભાઈ શીવગણ
૫૧) કો. શ્રી કોટડા ગુરજીવાળા નવા વાસના
સનાતની ભાઈઓ તરફથી
હા. ધનજીભાઈ વાલજી
૧૫। કો. શ્રી થરાવડાના સનાતની ભાઈઓ તરફથી
હા. પા. વેલજીભાઈ પ્રેમજી
૨૫) કો. શ્રી ખેડોઈ સનાતની ભાઈઓ તરફથી
હા. પટેલ અરજણભાઈ કાનજી
૨૦) કો. શ્રી તલવાણા સનાતની ભાઈઓ તરફથી
હા. પટેલ રતનશી કાનજી
૩૦) કો. શ્રી કોડાયના સનાતની ભાઈઓ તરફથી
હા પટેલ નાનજીભાઈ લધા
૨૦) કો. શ્રી દુર્ગાપુરના સનાતની ભાઈઓ તરફથી
હા. પટેલ અરજણભાઈ ગોપાલ
તથા પુંજાભાઈ
૮) કો. શ્રી શામજી નારાયણના સનાતની
ભાઈઓ તરફથી પટેલ કાનજીભાઈ વીરજી
૧૦૧) શ્રી વાંઢાય ઉમિયા માતાજીના કાર્યવાહક સાધુ
શ્રી દયાળદાસજી શ્રી ઓધવરામજી તરફથી
૫) કો. પટેલ જીવરાજભાઈ વસ્તા-માનકુવા
૧૫) કો. પટેલ રતનશીભાઈ કાનજી -તલવાણા



૩૭૪॥ કોરી રોકડી મીતી આસો સુદ ૧૪ સાં. ૨૦૦૧ ના તારીખથી સાં ૨૦૦૨ ના આસો સુદ ૧૨ સુધી ગામો ગામ પ્રચાર માટે જતાં ગાડી ભાડા તથા ઉંટ ભાડા વિગેરે ખર્ચની
૧૦૭॥ શ્રી કેળવણી ખર્ચ ખાતે ઉધાર
૫૧) કોરી રોકડી શ્રી દુર્ગાપુરની પાઠશાળામાં પોષ સુદ ૭ સાં. ૨૦૦૧
૫॥ કોરી રોકડી બોર્ડીંગ માટે બુકો તથા ફાઈલોની
૫૧) કોરી રોકડી ઉખેડાની પાઠશાળાના જનરલ ફંડ બનાવવા પ્રસંગે શ્રી ભાદરવા સુદ ૮ સાં. ૨૦૦૧

૧૦૭॥

૪

૧૫) કો. પા. વાલજીભાઈ મનજી -વેરશલપર
૨૫) કો. પટેલ ભીમજીભાઈ પ્રેમજી -વીરાણી
૨૫) કો. પટેલ રવજીભાઈ લાલજી -લુડવા
૫) કો. પટેલ માનાભાઈ લાલજી - વીરાણી
૧૦) કો. પટેલ ખેતશીભાઈ પ્રેમજી - લુડવા
૫) કો. પટેલ ભીમજીભાઈ શીવજી - લુડવા
૫) કો. પટેલ શીવજીભાઈ માધા - તલવાણા
૫) કો. પટેલ જશાભાઈ કાનજી - નખત્રાણા
૫) કો. પટેલ વિરજીભાઈ મુલજી - લુડવા
૧૦) કો. પટેલ લધાભાઈ ભાણજી - લુડવા
૫) કો. પટેલ માવજીભાઈ મેગજી - લુડવા
૫) કો. પટેલ વીરજીભાઈ રામજી - લુડવા
૫) કો. પટેલ નારાણભાઈ વીસરામ - ગઢશીસા
૨૦) કો. પટેલ વીરજીભાઈ રામજી - લુડવા
૨૫। કો. પટેલ હરજી લધા રામાણી - લુડવા
૫) કો. પા. મુળજી વીરજી - મોતીસરી કંપા ગુજરાત
૨૦) કો. પા. વીસરામ હશરાજ - ગઢશીશા
૧૦) કો. પટેલ અરજણભાઈ ગોપાલ - નવોવાસ
૨૫। કો. પા. નથુભાઈ નાનજી - નખત્રાણા
૫) કો. પા. શામજીભાઈ ગોપાલ - નવોવાસ
૫) કો. પા. દાનાભાઈ ખેતા - વિભાપર
૧૦) કો. પા. મેગજીભાઈ રાજા અરજણભાઈ કાનજી વિભાપરવાળા
૫) કો. પા. વેલજીભાઈ પ્રેમજી - થરાવડા
૫) કો. પા. ધનજીભાઈ વાલજી - કોટડા
૫) કો. પા. દેવશીભાઈ રામજી - કોટડા
૫) કો. પા. મેગજીભાઈ હીરજી - હડમતીયા કંપા ગુજરાત
૫) કો. પા. લધાભાઈ કાનજી - વીરાણી
૫) કો. પા. દેવશીભાઈ ધનજી - કોટડા પૂર્વ નિવાસ
૨) કો. પા. કરમશીભાઈ ખેતા - વીરાણી

૭

૧૦૧।) રૂા. ૬૧॥।શ્રી. તાર ટપાલ તથા સમાજનો દફતર વિગેરે ખર્ચ ખાતે ઉધાર
૭૪॥ કોરી રોકડી સમાજના ચોપડા તથા પાકા પુઠાની બુકો વિગેરે
૯। કોરી રોકડી કવર તથા કાર્ડ
૧૭॥ કોરી રોકડી કવર તથા કાર્ડ
૬૧॥। રૂા. રોકડા સમાજના કવર તથા માહિતી પત્રકો તથા પહોંચ બુકો તથા આમંત્રણ પત્રિકાઓ તથા પેડ બુકો છપાવવા
૧૨૫) કોરી રોકડી શ્રી વાંઢાય ઉમિયા માતાજીના ફંડમાં સાં. ૨૦૦૧ના ચૈત્ર સુદ ૯ રામનવમીના ઉત્સવ પ્રસંગમાં
૨૫૦૨) શ્રી પુરાંત બાકી રહી તે નવા વર્ષમાં જમા કરીને આખો ઉધાર

૩૨૮૫) રૂા. ૬૧॥

૪

૫) કો. પા દેવશીભાઈ ગોવિન્દ - મથલ
૫) કો. પા લાલજીભાઈ શીવગણ
૫) કો. પા ભાણજીભાઈ લાલજી
૨।। કો. પા દેવજીભાઈ વીશ્રામ - ખાનપુર
૨।। કો. પા પરબતભાઈ કરશન - ખાનપુર
૧૦૧) કો. શ્રી મોતીશરી ગુજરાતવાલા ભાઈઓ તરફથી હા. હરીભાઈ કરમશી
૧। કો. એક ભાઈ
૧૦। કો. પા. નારાણભાઈ રામજી - નખત્રાણા
૫। કો. પા. કાનજીભાઈ અબજી
૫૧) કો. પા. લધાભાઈ પચાણ - કોટડા જડોદર
૫૧) કો. પા. જીવરાજભાઈ દેવજી પોકાર - કો. જડોદર
૧૦। કો. પા. પચાણભાઈ શામજી - કોટડા જડોદર
૨૫। કો. પા. લાલજીભાઈ શીવજી - વીરાણી
૫। કો. પા. ભીમજીભાઈ રામજી - કોટડા જડોદર
૬૨) કો. પા. રામજીભાઈ જેઠા - નખત્રાણા
૧૦। કો. પા. રામજીભાઈ કેશરા - નખત્રાણા
૨૫। કો. પા. વીશરામભાઈ રાજા - વીરાણી
૧૦। કો. પા. શીવજીભાઈ રામજી - વીરાણી
૧૦૧) કો. પા. મેઘજીભાઈ લખમશી - વીરાણી
૨૫। કો. પા. દેવજીભાઈ કચરા - નખત્રાણા
૫। કો. પા કરશનભાઈ શીવજી - કોટડા જડોદર
૨૫। કો. પા. હીરજીભાઈ લાલજી - કોટડા જડોદર
૫। કો. પા. ખીમજીભાઈ જેઠા - કોટડા જડોદર
૧૦। કો. પા. વાલજીભાઈ હરભમ - વીરાણી
૧૦। કો. પા. રૂડા પચાણ હ પેથા મુળજી- નખત્રાણા
૧। કો. પા. ખેતા રામજી- નખત્રાણા
૫। કો. પા. હસરાજભાઈ વીરજી - વીરાણી
૫। કો. પા. લધાભાઈ જશા - કોટડા જડોદર
૨૫। કો. પા. ખીમજીભાઈ નાથા હા. પ્રેમજી ખીમજી - વીરાણી
૧૦। કો. પા. હીરજીભાઈ દેવશી - વીરાણી
૫। કો. પા. કાનજીભાઈ માણ - નખત્રાણા

ઉ

૧૦। કોરી પા. નારાણભાઈ કરશન નખત્રાણા
૧૨૫) કોરી પા. કાનજીભાઈ વીરજી હસ્તે શીવદાસભાઈ કાનજી-વિરાણી
૫૫૧) કોરી પા. મનજીભાઈ ખીમજી -વીગોડી
૭૦૧) કોરી શ્રી રસલીયા સનાતની ભાઈઓ તરફથી શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનું મંદિર બંધાવવા શ્રી ભગવાનને ભેટ આવેલ તેમાંથી જ્ઞાતિ હિત માટે હા. પટેલ શીવગણભાઈ કાનજી તથા વાલજીભાઈ જીવરાજ
૬૧।।। રૂા. શ્રી. સમાજના જનરલ ફંડ ખાતે જ.
૫૦। રૂા. રોકડા ખોંભડીના પા. માવજી શીવજીએ મુંબઈમાં ભાઈ શ્રી રતનશી ખીમજીને આપ્યા
૧૦। રૂા. રોકડા વાંઢાયમાં ૧ ભાઈ વેરશલપરવાળાએ આપ્યા
૧। રૂા. નાનજી ભીમજીનો જ.

૬૧।।।

૪૨૮૫) રૂા. ૬૧।।।

## પરિશિષ્ટ ૫

# પુ. મહારાજશ્રી ઓધવદાસજીનું ભાષણ

સજ્જનો, માતાઓ, વહાલી બહેનો ! મારી આપ પ્રત્યે સેવા કરવાની ભાવના છે તે શરીરથી તો નહિ પરંતુ વાણીથી સેવા કરીશ.

આજ મોટામાં મોટા **આશીર્વાદ વીર સુધારકોને હોઈ શકે** કારણ કે યુવક મંડળોના યુવાનો જ્ઞાતિ સેવા કરવાને તૈયાર ન હોત તો મંદિર તો એક બાજુએ રહે પણ **ખાનામાં જાવસા ફૂટાત** સ્વાર્થી લોકોએ તમોને અર્ધ ખાડામાં નાખી દીધા હતા, પરંતુ જુવાનો સેવા કરવાને તૈયાર છે તેમજ વીસ વીસ વરસથી મહેનત કરે છે તેનું આ ફળ છે જે તમો સર્વે જોઈ શકો છો.

ગઈ કાલની સભામાં પંદર નિયમો બાંધેલા છે તે **રતનશીભાઈ** આવતી કાલે સભામાં વાંચી સંભળાવશે. એટલું જ નહિં પરંતુ એ ઠરાવ ઉપર વિવેચન કરી ખુલાસાવાર સમજાવશે. આજ સનાતન ધર્મનું સંગઠન થયું છે. સનાતન ધર્મનો ધ્યેય સંગઠન માટે છે. હિન્દુ ધર્મનો ધ્યેય જાણવા માટે ભેગા થયા છો તે જોઈ આનંદ થાય છે.

માતાઓએ સભામાં સારી જેવી હાજરી આપી છે તે માટે તેઓને ધન્યવાદ છે. પ્રજાને ઉત્પન્ન કરનાર જગત જનની માતાઓ ઉપદેશ સાંભળી તૈયાર થાશે ત્યારે **હિન્દુઓનો ઉધ્ધાર થાશે** જગતમાં મહાન પુરૂષો માતાઓના સંસ્કારોથી જ થયા હતા તેઓમાં સનાતન ધર્મના સંસ્કારો રેડી વિદ્યાવાન બનાવ્યા હતા. ભગવાનના મંદિરની સામે તમો બેઠેલા છો અને સાથે પ્રતિજ્ઞા કરો કે અમારા સંતાનમાં હિન્દુ સનાતન ધર્મના બીજ રોપીશું અને તે મહાન પુરૂષ થાય એવી ભાવનાથી પ્રભુને પ્રાર્થના કરજો. જ્યાં જોઈએ ત્યાં માતાઓનું નામ પ્રથમ આવે છે. **રાધેશ્યામ, સીતારામ, લક્ષ્મીનારાયણ** એ ભગવાનના નામો સાથે **માતાઓના નામ** પહેલાં આવે છે. જેથી તમોને જગત જનની કહી વર્ણન કરે છે. તમારા જેવા અંકુરો હશે તેવા પુત્રમાં થાશે. તમારાં બચ્ચાંને **શિવાજી, રાણાપ્રતાપ** આદી જેવા **શુરવીર નિતીમય** બનાવવા માટે **માસિક** (રજસ્વલા), ધર્મ ઓછામાં ઓછા ત્રણ દિવસ તો જરૂર પાળજો તે પ્રમાણે નહિ પાળનારના સંતાન કૃતઘ્ની **(કર્તવ્યહીન)** થાય છે. રજસ્વલા સમયે તમો વાડીમાં કામ કરી શકશો ઘરની અંદરનું કામકાજ નહિ કરી શકાય.

બીજી એક વાતની માતાઓને ચેતવણી આપું છું કે તમે તમારી પુત્રીને જાડી વાણીમાં કેટલીક બાબતમા **"બેસ રાંડ"** એવું કહો છો. અરરર ! માતા દીકરીને **રાંડ** થવાનો આશીર્વાદ આપે એ બહુજ નિંદવા યુક્ત વાણી છે. હું ધારૂં છું કે તમારામાં દીકરીને એવી ગાળ આપવામાં માતાઓ ટેવાઈ ગયેલી હશે. ભલે ગમે તેમ હોય પણ એવી ટેવ મુકી દેજો. દીકરી કે દીકરાએ ગુન્હો કર્યો હોય તો તેમને મીઠો ઠપકો આપવો, પરંતુ શ્રાપ આપવા જેવા સ્વરૂપમાં કહેશો નહિં.

મને અનુભવ છે કે તમારામાંના પીરાણા પંથને માનનારા કેટલાક ભાઈઓ **સવારમાં ઉઠીને કે રાત્રે સુતી વખતે અલ્લા** કહે છે. તે નામ પણ ઈશ્વરનું છે પરંતુ આપણને તે શોભે નહિ, બાપનું નામ હોય તે જ બોલવું જોઈએ. તમો રામ, કૃષ્ણ, લક્ષ્મીનારાયણ, પરમેશ્વર, ઈશ્વર, વિગેરે અનેક નામો ભગવાનનાં છે તે માંહેનાં નામ લેજો. મુસલમાન હિન્દુના દેવસ્થાને નાળીયેર લઈને આવતા નથી તેમ તમો પણ મુસલમાની પંથને મુકી દેજો.

## ૧૧. ક.ક.પા. સનાતની સમાજ- બંધારણ અને કામકાજનો રિપોર્ટ - દી. 01-Oct-1944

પ્રસન્નતાની વાત કહું છું કે રતનશીભાઈ, રાજારામભાઈ તેમજ કરાંચીથી આવેલ **શીવજીભાઈ**એ જે શ્રમ લધો છે તેથી મને પણ થાય છે કે જરૂરથી એ કામ પાર પડશે તેમજ એને કામ બહુજ સારૂ કર્યું છે. દાખલા તરીકે બ્રાહ્મણોમાં પાલીવાળ, ઝંખરાંવાડ (હસાહસ) વિગેરે નાતોમાં ચોકો વાળી આપસમાં ખાવું પીવું નહિ તેવું છે તે પ્રમાણે **રતનશીભાઈએ પણ દશ વરસ સુધી અને શીવજીભાઈએ** પણ કેટલાંક વરસો સુધી ચોકો વાળ્યો હતો. જેથી જ્ઞાતિ ભાઈઓનું કહેવાનું થયું કે તમો કહેશો તે પ્રમાણે કરશું પણ અમારી સાથે ખાશોપીશો નહિ તો તમે તમારે રસ્તે અને અમે અમારે રસ્તે. ભાઈઓનું કહેવું સાચું છે એમ માની ચોકો માંડી વાળ્યો.

ભાઈઓ ! જ્ઞાતિની સાથે સંગઠન કરો ત્યારે જ તમારૂં પ્રાયશ્ચિત થયું કહેવાય. **તમારી જ્ઞાતિનો આહાર સાત્વિક છે અને ખરી કમાણીનો** છે જેથી તમારી જ્ઞાતિનો રોટલો ખાતાં મને ઠીક લાગે છે. મુંબઈ દોઢ મહિનો હતો ત્યાં પેટ દુખતું અને અહીંઆ આવ્યો તો બધું મટી ગયું. જ્ઞાતિ સાથે ખાવાની ના પાડનાર માણસ નથી એવી મારી માન્યતા છે. **મહાત્માજી** તેમજ **પંડીત નહેરૂના** ઉપદેશથી હિન્દુઓમાં ખાવાપીવાનો અંતરાય હતો તે મીટાવ્યો બલ્કે મટી રહ્યો છે.

બ્રાહ્મણ કે સાધુઓએ ગુરૂ બોધ આપી કંઠી બાંધી વાડા કરી દ્વેષભાવ ઉત્પન્ન થાય એવા પ્રકારનું વાતાવરણ ફેલાવવું ન જોઈએ. એવાં ઝેરીલા વાતાવરણમાં તમારી જ્ઞાતિ ન સંડોવાય એમ હું ઈચ્છું છું. અને હિન્દુ સનાતન ધર્મ જ્ઞાતિથી નહિ અભડાય ત્યારે જ વધશે.

જે ગામમાં મંદિર નથી તે ગામમાં મંદિર સ્થાપવાના છે. ખાના છે તેને ઘડીભર મંદિર માની લઈએ તો પણ તમે સિંહ છો અને બકરીનાં બચ્ચા જેવા બની ગયા છો તે મટી ખરા સિંહના સ્વરૂપમાં આવી જાઓ. એટલે ખાના છે ત્યાં મંદિર બની જશે. બ્રહ્માના પાટ તેમજ જોત (જ્યોત) ને માનવાનો દાવો કરો છો, તે બધાંએ માને છે. પરંતુ તમારી બોલી ચાલીથી તો ખાનાને બદલે તમો જગ્યા કહો છોઃ એટલે ખાનું મટી જગ્યા બની તેમ જગ્યા મટાડી મંદિર કહો અને તે પ્રમાણે આચરણ કરો. ખાનામાં મુસલમાની પ્રયોગ સમાયેલો છે, મુસલમાનીને બદલે હિન્દીઓના ચિન્હો ધારણ કરો. જગ્યામાં બ્રહ્માની ગાદી છે ત્યાં શિખર કે દેરી થાય તેમાં નુકશાન શું છે ? નુકશાન કે હાનિ નથી તો મંદિર કરવું જ જોઈએ, મંદિર હોય ત્યાં દરેક કોમ આવી શકે છે ત્યાં **રાંધેલા પ્રસાદને બદલે કોરી પ્રસાદી લઈ જવાય તેમ તેના અંગે આચરણ હિન્દુઓના જેવાં શુધ્ધ હોવાં જોઈએ. કરોડો હિન્દુઓ જે તિથીઓ માને છે તે માનવી અને શુક્રવાર કે શુક્રવારી બીજને પાળવી નહિ.**

સબરીએ ભગવાનની સેવા કરી હતી. તમો પણ ભગવાનની સેવા પુજા કરી શકો છો. તમો સંસ્કારી થઈ સેવા પુજાના કર્મકાંડ જાણ્યા પછી મંદિરમાં ભગવાનની પુજા કરી શકશો. ભગવાન કોઈની પાસે વેચાતા નથી તેમ ભગવાનને કોઈ વેચી શકે નહી. ભગવાનને શ્રદ્ધાથી ભજે તેના ભગવાન છે. માટે તો પણ ભગવાનની પુજા કરી શકો છો. તે પ્રમાણે કરવા પુરતા જીજ્ઞાસુ તેમજ અધિકારી બનજો. તમારૂં ભલું કરે તેવા સાધુસંતને માનજો અને તેને તમારા પ્રાણ આપજો. બહેનો તમારા હાથથી જીણું જીણું દાન હંમેશા થયા કરે છે તે તમો પાત્ર ઓળખીને આપજો. કુપાત્રે દાન આપવાથી નુકશાન થાય છે. પુણ્યને બદલે પાપ થાય છે. તમારી પાસેથી ખાવાનું લઈને કુપાત્ર હોય તે જંગલમાં જઈ શિકાર કરે તેવાઓને આપતા નહિ. દીકરો કે દીકરી ખાવાનો પદાર્થ માગે તો આપતાં

અચકાઓ છો અને હરામખાઉ કે જેનું મોઢું જોવાનું ધરમ નથી તેવાઓને આપવા વિચાર કરતા નથી અથવા વગર સમજણે આપી દ્યો છો.

ભાઈઓ ! બળદ તેમજ ગાય માતાને પાળજો કારણ કે ગાય માતાના દુધથી મનુષ્ય માત્રનું પોષણ થાય છે અને તેનાથી જ ધોરી કહેતાં બળદ પેદા થાય છે જે આપણને ખેતી ઉપયોગી છે. ખેતીનો મુખ્ય આધાર બળદ ઉપર છે. બળદ ન હોય તો આપણાથી ખેતી થઈ શકે નહિ. ગાય, બળદ મનુષ્યોનું જીવન દુનિયાની જરૂરીયાતોમાં એક બીજા પ્રત્યે ઓતપ્રોત સંકળાયેલું છે એટલે કે ખેતી માટે અને દુધ માટે ગાય બળદની મનુષ્યમાત્રને જરૂરત છે પરંતુ મારો કહેવાનો આશય એ છે કે ખેડૂતો એ બળદને યુવાનીમાં ખેડીને વૃધ્ધ કહેતાં ઘરડો થાય અને કામ આપી શકે નહિ ત્યારે તેના ઉપરથી માયા ન ઉતારતાં વાડીમાં જ તમારી પાસે રાખી નિયમીત ખોરાક આપી પાણી પીવુ કે જેથી તેમનો આત્મા આપણને આશીર્વાદ આપે. બિચારો મુંગો પ્રાણી ગમે તેટલો થાકી ગયો હોય તો પણ કહી શકતો નથી અને થાક ચડેલો હોય તેવી હાલતમાં પણ તેને ખેડીએ છીએ. એવી સખત મજુરી આપનાર બળદ ઘરડો થાય ચાલી શકે નહિ ત્યારે તેને બાપ સમાન ગણી ચાકરી કરવી. યાદ રાખજો કે ખેડૂત નિર્દય થઈ મુંગા પ્રાણી કે જેની સાથે ગમે તેવા ટાઈમમાં કામ લઈએ છીએ અથવા તેવા બળદને દુઃખ આપશે તેનો નાશ વહેલો થાશે અને તેવા દુઃખી પ્રાણીની આંતરડી કકળે છે ત્યાં આપણને પાપ લાગે છે અને એ પાપનું ફળ વિનાશના રૂપમાં પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે ભોગવવું પડે છે, નીચ, સ્વાર્થી, દગાખોર તેમજ હરામખાઉને આપી પાપ વહોરી લેવા કરતાં બળદ તેમજ ગાયનું યથાર્થ પાલન કરજો.

તમે એ ધર્માદાની જે રકમ આજ સુધી પીરાણે મોકલી છે તે તમારી જ્ઞાતિમાં સુમાર્ગે વાપરી હોત તો પ્રમુખ સાહેબે સુચના કરી તે પ્રમાણે સ્કૂલો, દવાખાનાઓ, ધર્મશાળા વિગેરે જરૂરીયાતો સારી હાલતમાં બનાવી નિભાવ થઈ શકત તેમજ આજ થોડી ઘણી દરિદ્રતા જોવામાં આવે છે તે પણ ન રહેત. બાપદાદા કરી ગયા તેમ આપણને કરવું એવી નબળાઈ નહિ બતાવતાં હવેથી **તમારા ધર્માદાના નાણા કચ્છમાં જ જ્ઞાતિ ઉપયોગી કામમાં વાપરજો.**

તમારી જ્ઞાતિમાં ચાલુ જમાનાને અનુસરીને સુધારાને નામે કેટલીક બાબતોમાં કુધારો ઘુસી ગયો છે તેથી પણ મારે તમોને ચેતાવવાની ફરજ સમજી એ બદી દૂર કરવાનું કહીશ. તમારા બાપદાદા જાડા કપડા પહેરતા હતા. બીડી કે ચા જેવી વસ્તુથી અળગા રહેતા હતા. બલ્કે તેની કાંઈ જરૂરત પણ જણાતી નહોતી. અને તેવી વર્તણૂંક કરનારને વખોડી કાઢતા અને નાતના ઠરાવ પ્રમાણે સજા પણ કરતા. અને તે સમયે જીંદગીની જરૂરિયાતો બહુ જ ઓછી હતી.

આજ તો ઘરેઘર ચા દેવી દેખાય છે, હોમ હવનને ઠેકાણે જ્યાં જુઓ ત્યાં બીડીઓના ધુમાડાના ગોટેગોટા ઉડતા નજરે પડે છે. બીચારા ખેડૂતોને પણ આ રોગ લાગુ પડી ગયો છે તે જોઈ મને દુઃખ થાય છે. સજ્જનો ! ચા અને બીડી પીવાથી શરીરને નુકશાન પહોંચે છે અને સાથે સાથે પૈસાની પણ બરબાદી થાય છે. એવું બાપદાદા કરતા નહોતા. તમોએ સુધારાને નામે કુધારો ઘાલી બાપદાદામાં એવા ઉત્તમ ગુણો હતા તે છોડીને પાયમાલીને રસ્તે જઈ રહ્યા છો તેનો દરેક ભાઈ ખ્યાલ કરીને એ નાશવંત ચા અને બીડી નહિ પીવાનો નિશ્ચય કરી પ્રતિજ્ઞાઓ કરો.

તે સિવાય તમારા બાપદાદા ખાદીના જાડા લુગડાં પહેરતા હતા અને હજી પણ તમારી નાતમાં જાડા લુગડાં પહેરવાનો રીવાજ છે તે જોઈ હું ખુશી થાઉ છું. જીણા લુગડાં પહેરવાની પ્રથા પણ તમારામાં દાખલ થઈ ગયેલી જોવામાં આવે છે. તેવાં જીણાં લુગડાં પરદેશ ફરે છે તેઓમાં વધારે પહેરાય છે તેને દેખીને દેશમાં જેઓ ખેતી કરે છે તેઓને જેમ ચા અને બીડીનો ચેપી રોગ લાગુ પડ્યો તેવી જ રીતે કૃત્રિમ ચમક અને ભભકાદાર જીણાં લુગડાંનો મોહ રૂપી રોગ લાગુ પડ્યો છે. ખોટો ચળકાટ કેટલીવાર ટકે ? એક વખત ધોયું એટલે લુગડાનો તેમજ સાથે સાથે પહેરનાર એમ બન્નેનું ચમક ને તેજ ઉડી જાય છે. તમો વાડીમાં સખત મજુરી કરવાવાળાને તેવાં જીણાં અને બનાવટી ચમકદાર લુગડાં પહેરવાં પોષાય નહિ તેમજ પરદેશ વીચરતા ભાઈઓને પણ મર્યાદાની દ્રષ્ટિએ જીણાને બદલે જાડા લુગડાં પહેરવા જોઈએ. જીણાં લુગડાંથી મર્યાદા સચવાતી નથી. જો કે એટલી હદ સુધીના જીણાં લુગડાં તમારામાં નહીં પહેરાતા હોય પણ આસ્તે આસ્તે તેનું પણ અનુકરણ ન થઈ જાય તે માટે કાળજી રાખજો અને બનતાં સુધી ખાદીનાં જ જાડા કપડા પહેરજો. તેમાંજ આપણું સૌનું ભલુ તેમજ હિત સમાયેલુ છે.

બાપે ખારા કુવાનું પાણી પીધું હોય તો દીકરાએ પણ ખારૂં પાણી પીવું એવું કોઈએ સમજવાનું નથી. અનુકૂળ સુધારો કરવામાં હરકત નથી પરંતુ સુધારાને નામે કુધારો પેસી ન જાય એ માટે વર્તમાન સમયમાં બહુ જ સાવચેતી રાખવાની જરૂરત છે.

તમે પરદેશ ફર્યા પૈસા કમાણા બાપદાદાની અભણતા તેમજ અજ્ઞાનતાથી થયેલ કરજ (દેવું)થી મુક્ત થયા અને કેટલેક  ઠેકાણે વેપારી વર્ગ તમારી અજ્ઞાનતાથી તેમજ ભોળપણનો લાભ લઈ તાગડ ધીન્ના કરતા હતા તેવાઓને પરદેશના ઝાડ જોવા પડ્યાં છે. પરદેશમાં કેળવાયેલી બીજી જ્ઞાતિઓના સંસર્ગથી તમોને પોતાના ખરા સ્વરૂપનું ભાન થયું. વિદ્યા ભણ્યા કાંઈક અનુભવ્યું જેથી તમારામાં જાગૃતિ આવી. કષ્ટ સહન તો કરવાં પડ્યાં હશે પણ તેથી બહુ લાભ થયો છે.

પોતાના બાળકોને ભણાવવાં કેળવણી આપવી જોઈએ. મહિનાની કોરી કે સવા કોરી ફી વધારે કહેવાય નહી બે કોરી તો કોઈ લુચ્ચાઓ તમારી પાસેથી દોરા ધાગા કરી ઠગી જાય છે તેવાઓથી ભોળવાઈ ન જતાં. તમે બાળકોને વિદ્યાભ્યાસ કરાવવામાં દ્રવ્યનો સદુપયોગ કરજો. પાંત્રીસ કરોડ ઉપર થોડાક લાખ માનવીઓ રાજ્ય કરે છે તે કેળવાયેલા છે ત્યારે જ. માટે કેળવણીથી વંચિત કોઈ પણ ભાઈ પોતાના બાળકોને રાખે નહિ એવી મારી તમારા પ્રત્યે ખાસ ભલામણ છે.

**લગ્નમાં સનાતન ધર્મ પ્રમાણે ચોરી ફેરાની પ્રથા દાખલ થઈ છે તે બહુ જ ઉત્તમ છે** અને બ્રાહ્મણોને તેવા પ્રસંગે અમુક જ આપવું, વધારે પડતી રકમ આપવી નહિ તેવો નિયમ જાળવી રાખવો એ પણ ઠીક છે. પરંતુ સાથે સાથે એ પણ યાદ રાખવાનું છે કે **દેખાદેખી લગ્નમાં વધારે ખર્ચ કરવું નહિ.** ખર્ચાળુ વિવાહ કરવો ઠીક નથી. તેમ તમારાથી હદ પણ બાંધી શકાય તેમ છે કારણ કે તમારી નાતમાં ખાવાપીવાનો ચેરો નથી તેથી જેમ ધારો તેમ કરી શકો છો. દેખાદેખી વધારે ખરચ કરવાથી આર્થિક સ્થિતિ સારી રહેશે નહિ માટે જીંદગીની જરૂરિયાતો ઓછી કરજો તેમ નહિ વર્તો તો યાદ રાખજો કે જમાનો એવો બારીક છે કે બેહાલ થઈ જાશો.

**મરણ સમયે દાટવાને બદલે અગ્નિસંસ્કાર કરવાનો રીવાજ ચાલુ કર્યો છે તે પ્રસંશનીય છે.** પરંતુ તેવા વખતે

લાકડાં ન મળવાની તમારા માંહેના કેટલાક ભાઈઓ શંકા ધરાવે છે. તે બાબતમાં તમોને સુચના કરૂં છું કે લાકડા મળી શકશે. તે વિષે તમારે જરાએ ચિંતા કરવી નહિ. તમારે ગામેગામ લાકડાંનો જથ્થો રાખવો અને એ સંગ્રહ કરેલા લાકડાં તમોને સમયસર કામ આવે અને રખડપટી કરવી મટી જાય. તમારી નાતમાં સંપ અને સંગઠન છે તેથી તમે ધારો તે કરી શકો તેમ છે.

રતનશીભાઈએ કહ્યું કે કાકા એજન્ટ છે તે **થકી પીરાણા પંથનો નિભાવ થઈ શકે** છે તે વાત ખરી છે. પરંતુ કાકાએ પણ તમારી નાતમાં **ધાર્મિક દ્રષ્ટિએ મુખીઓને હેડ કલાર્ક નિમ્યા** છે. જે મોઢુ બાંધીને ખાનામાં અર્ધી રાત્રિએ પુજા કરે છે તે તથા ગામના કેટલાક મોઢે ચડેલા આગેવાનોને કાકા સાહેબ આવે ત્યારે ખીસામાં રૂપીયા કે કોરીઓ નાખે અને તેઓના ભેગુ ઠેકઠેકાણે સારૂં સારૂં ખાવાનું મળે એટલે કાકાના થઈ જાય અને ગામમાંથી ધરમના નામે હજારો કોરીઓ વ્યવસ્થિત રીતે ઉઘરાવવામાં આવે પછી ભલે ગરીબ હોય કે તવંગર હોય પણ બધાંઓને એક લાકડીએ ઉઠ બેસ કરાવે, બીચારાના ઘરમાં ન હોય તો કોઈને ત્યાંથી લઈને પણ આપવી પડે. તેવા મુખી અને પટેલોને કહું છું કે જ્ઞાતિ ભાઈઓ પાસેથી ધરમના નામે ધતીંગ ચલાવી હજારો બલ્કે લાખો કોરીઓ ઉઘરાવીને નીચોવી નાખવાની નીચ પ્રથા પોતાના પાપી પેટ ભરવા ખાતર પોષી રહ્યા છો એ જ તમોને વિનાશના માર્ગે દોરી જવાનું કૃત્ય છે એવું જ્ઞાતિ દ્રોહી કૃત્ય ન કરતાં પેટ ભરાતાં ન હોય તો એવા પેટને ફોડી નાખવાં કે જેથી એવા જુલ્મી કરવેરામાંથી જ્ઞાતિ જલદી મુક્ત થાય.

રતનશીભાઈના કહેવા પ્રમાણે લગભગ ત્રીજો ભાગ તો પીરાણા પંથમાંથી મુક્ત થયો છે અને સુધારકોની વ્યવસ્થિત કાર્યવાહીથી બાકી રહેલાઓ પણ મુક્ત થઈ જશે. એવું અત્યારના વાતાવરણ ઉપરથી જણાઈ આવે છે. હું કહીશ કે સુધારકો એટલા વહેલા સમજ્યા છે અને નાતની આપખુદી સત્તાને તોડવામાં કટીબધ્ધ થયા તે એકલા જ નહીં પણ હાલમાં પીરાણા પંથને જેઓ નથી માનતા તેમજ પીરાણાના લાગાલગમ આપતા નથી તેમજ સુધારા તરફ માનની નજરથી જુએ છે અને મંદિરોના ઉત્સવમાં ભાગ લે છે તે બધાએ સુધારકો છે. અને એવા સુધારક ભાઈઓ તો ત્રીજા ભાગ કરતાં પણ વિશેષ છે. તે બધાએ ખંતથી સુધારાનું કામ ઉપાડી લેતો હું ધારૂ છું કે પીરણાપંથ તમારી જ્ઞાતિમાંથી નજીકના જ ભવિષ્યમાં દૂર થઈ જાય.

રતનશીભાઈ કે રાજારામભાઈ વિગેરે કે જેઓ **સુધારકોમાં પ્રખર નેતા છે** તેમનું માન જાળવવાની તમો પોતાની ફરજ સમજતા હશો. પરંતુ સુધારકો તો પોતાની ફરજ સમજી જ્ઞાતિ સેવાનું કામ કરતા જાય છે. તેઓ તો જ્ઞાતિના સેવક છે. આનંદના ઉદ્‌ગારો તો આપણે ભોગવીએ છીએ. તેઓએ તો નાત આગળ નમવું જોઈએ નમે છે અને આપ સર્વે **વડીલો તેમજ યુવાનોએ તેઓને જ્ઞાતિ સુધારાના કામમાં પુરતો સાથઆપવો જોઈએ. તમારા પ્રાણ એ કામને માટે હોવા જોઈએ** એથી વિશેષ સેવા બીજી કોઈ પણ હોઈ શકે નહિં.

**મેં મીસ્ત્રી જ્ઞાતિના ભાઈઓને** સાથે આવવા કહ્યું હતું જેથી તેઓ તમારી નાતનું કેટલીક બાબતોનું નિરીક્ષણ કરવા આવ્યા છે અને હાલના વાતાવરણ ઉપરથી તેઓ પણ સમજી શક્યા હશે કે મુમનાનુ આવરણ આ જ્ઞાતિ ઉપરે કહેવાય છે એવી આ જ્ઞાતિ નથી એમ માનશે અને બીજી જગ્યાએ બોલશે.

મારે કરાંચી જાવું છે ત્યાં શીવજીભાઈના ઉદ્‌ગારો સાંભળવા છે તેમજ કચ્છની અંદર પણ ગામે ગામ ફરી

બોધ કરવો છે. કોઈક ગામમાં કદાચ ઉતારો નહી આપે તો ઓટા (ચોક)માં ઉતારો કરીને પણ ઉપદેશ આપીશ. તમારી જ્ઞાતિના વેલાણી સાંખના મારા ગુરૂ હતા. વાંઢાયદ્વારાને દિપાવ્યા હોય તો તમારી જ્ઞાતિમાં જન્મેલા એ મહાપુરુષે જ.

ભાષણો થાય ઠીક લાગે ત્યારે તાળીઓ વગાડીએ અને પાળતા હશું તો પાળશું. રતનશીભાઈ વિગેરે ભાઈઓ વિદાય થાય અને પાળવાનું મુકી દયો એવું કરતા નહી. પરંતુ જે જે ધારાધોરણ કે ઠરાવો ઘડાય તે તમારે પાળવાની ફરજ છે અને તે પ્રમાણે વરતશો ત્યારેજ સેંકડો રૂપિયા ખરચી પરદેશથી આવેલા ભાઈઓ અને હજારો કોરીઓ ખરચી બંધાવેલ મંદિર તેમજ અત્યારે ભેગા થયા છો તે નિમિત્તે થયેલુ ખર્ચ વસુલ ત્યારે જ થયું ગણાશે. માટે હું તમોને વિનંતી પૂર્વક કહું છું કે હાલની પ્રવૃત્તિ અંગે જે કાંઈ સુધારા વધારા સાથે ઠરાવો પાસ થાય તે પ્રમાણે વર્તજો કે જેથી તમારી નાતની પાછળ પીરાણા પંથરૂપી પુછડું લટકેલું છે તે નીકળી જાય.

બ્રહ્મચારીને વિદ્યા ભણાવવી એ વૈદિક સનાતન ધર્મનો સિધ્ધાંત છે પણ ગામડાની નિશાળોમાં ગોંધી રાખી અપાય છે તે પ્રમાણેની વિદ્યા ન હોઈ શકે. પણ તમારા માટે વાંઢાય ગુરુકુળ તૈયાર છે ધાર્મિક-સંસ્કૃત ભણાવાય છે તેમજ વર્તમાન સમય અનુસાર મેટ્રીક સુધી પણ ભણાવવામાં આવશે. તમારી જ્ઞાતિના બે છોકરા ગુરુકુળમાં ભણે છે બે મહિના થવા આવ્યા છે. વેદના મંત્રો શુધ્ધ ઉચ્ચારથી બોલે છે, મારી ભુલ થઈ કે તેમને અહીં લાવ્યો નહી. પવિત્ર વેદી પર બ્રાહ્મણો મંત્રોચ્ચાર કરી રહેલા છે તે પ્રમાણે એ વિદ્યાર્થીઓ પણ શુધ્ધ ઉચ્ચારથી વેદ મંત્રે બોલી શકે છે જે સાંભળી તમોને પણ માનની લાગણી પેદા થાય.

ખેડૂત ભાઈઓને કહું છું કે એક વિખેડો ગુરૂકુળના નામનો વાવજો તમારૂં ઉગી નીકળશે. ધારો તો તમો એક કલાકમાં એવી સંસ્થા ઉભી કરી શકો તેમ છે. તમારામાં સંગઠન થાશે અને તેમ બની શકશે. છેલ્લા દશ વરસથી તમારી જ્ઞાતિમાં ખૂબ જાગૃતિ આવી છે. કાળી ટીલી કાઢી નાખજો અને સનાતન ધર્મી બનજો. મુસલમાનોમાં સંગઠન છે તેમ સાવધાન પણ છે. તેવી જ રીતે આપણે પણ આપણા હિન્દુ સનાતન ધર્મમાં સાવધાન રહેવું, પોતામાં સંગઠન કરી હિન્દુ સનાતન ધર્મનું અભિમાન જરૂરથી રાખજો મારૂ ભાષણ પુરૂં કરીશ અને હવેથી બીજા ભાઈઓ આપને કહી સમજાવશે.

## પ્રજ્ઞાચક્ષુ મહારાજશ્રી અચલદાસજીનું પ્રવચન

જન્મથી મનુષ્ય શ્રેષ્ઠ માની શકતો નથી, માનવ જન્મના વિકાસ માટે એક વસ્તુની જરૂર છે, દરેક મનુષ્ય વહેવાર કરે છે તેને પ્રકાશની જરૂરત છે અને તે પ્રકાશ સુર્યથી થાય છે.

આપણને પ્રકાશની જરૂર છે **સનાતન ધર્મ મહાન પ્રકાશ છે** તેનો વિકાસ કરવાથી ઈશ્વરને પહોંચી શકાય છે, પરંતુ સનાતન ધર્મનું રહસ્ય વિદ્યાથી સમજી શકાય છે, મહાત્મા મહાનુભવી પણ વિદ્યાથી થઈ શક્યા છે.

કડવા પાટીદારો કે છે કે ભુલ થઈ છે. તે પણ વિદ્યાના અભાવે જ. લુચ્ચા સ્વાર્થીઓએ તમોને ફસાવ્યા છે. તમારા ભાવિનો ઉદય થયો અને મનુષ્ય જાગૃત થયા. તેમજ **સનાતન ધર્મના પાયારૂપ શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર થયું** તેથી તમારી જ્ઞાતિમાં સનાતન ધર્મનો ઉદય થયો.

મતભેદના પરિણામે સફળતા મળી શકે નહિ, કલાકોના કલાકો સુધી મહાપુરૂષો ઉપદેશ આપી રહ્યા છે તે પ્રમાણે ધર્મના આચરણ કરવા જીજ્ઞાસુ બનો. **ધર્મનું આચરણ કરે છે તે મનુષ્ય શ્રેષ્ઠ થઈ શકે છે**, કુંભકરણની નિદ્રામાં ક્યાં સુધી ઉંઘશો ! હવે આપણને જાગૃત થવાની જરૂરત છે. જગત વિકાસના માર્ગે જઈ રહ્યું છે માટે મહાપુરૂષોના વિચારોમાં વિશ્વાસ રાખો, મતભેદ દૂર કરો, જ્ઞાતિમાં પ્રેમ રાખો કે જેથી ઈંદ્રના જેવું સ્વર્ગ બનાવી શકાશે. સર્વ પ્રાણી માત્રમાં એક જ પરમાત્મા છે પરંતુ પ્રકૃતિ અનુસાર ગુણદોષો જુદા જુદા હોય છે. આપણે તો એજ માર્ગ લેવાનો છે કે મહાપુરૂષોએ સનાતન ધર્મના દાખલા કહ્યા છે તે પ્રમાણે ગ્રહણ કરવાનો.

ગુરૂકુળમાં અંધશાળા પણ ખોલાવી છે. અંધ ભાઈઓને માટે મફત ભણાવાય છે. મહારાજશ્રીનો પ્રેમ વિદ્યાર્થીઓ ઉપર અનહદ છે. મહારાજશ્રીનું આગમન થાય કે વિદ્યાર્થીઓ મહારાજશ્રીનો ઉચ્ચાર કરે છે ત્યાં મહારાજશ્રી વાત્સલ્યભાવ યુક્ત વિદ્યાર્થીઓને સંબોધન કરી ગોદમાં લે છે. માટે સનાતન ધર્માવલંબીઓ ! આળસ તજો, કટીબધ્ધ થાઓ. સત્ય તેમ જ સાચી વસ્તુ ગ્રહણ કરવામાં લેશમાત્ર પણ વિલંબ ન કરો.

શાન્તીઃ



## નખત્રાણામાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના પ્રતિષ્ઠા સનાતન પ્રસંગે આપણી જ્ઞાતિના સેવકોએ આપેલા મનનીય અને પ્રેરક પ્રવચનો

## શ્રી રતનશી ખીમજીભાઈનું પ્રવચન

મહેરબાન પ્રમુખ સાહેબ તથા વહાલા ભાઈઓ અને પૂજ્ય માતાઓ તેમજ બહેનો,

અમે જે અત્રે આપના આમંત્રણથી આવેલા છીએ તેમાં કાંઈ વધુ કર્યું હોય એવું કોઈએ સમજવાનું નથી. અમે તો પરમકૃપાળુ પરમાત્માનો તથા આપ પૂજ્ય જ્ઞાતિબંધુઓ તેમજ બહેનોનો ખાસ ઉપકાર માનીએ છીએ કે આપની આવી અમુલ્ય યોજનાનો લાભ લેવાનો સદ્‌ભાગ્ય અમોને મળી શક્યો છે. આપ ભાઈઓએ **ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની પાનમૂર્તિ** પધરાવવાના આવા સુંદર કામનો આરંભ કર્યો છે, જેનો **અમર ઈતિહાસ સુવર્ણાક્ષરે કોતરાશે** એવી મારી મજબુત માન્યતા છે.

ભાઈઓ ! તમારા અત્યારના પુરૂષાર્થનો બદલો પરમકૃપાળુ પરમાત્મા વ્યાજ સહિત વાળી આપે એમ હું ઈચ્છું છું. અને આપણા મહાન ધાર્મિક કાર્યને માટે આપના નખત્રાણાવાળા સર્વે વડીલો, બંધુઓ, માતાઓ અને બહેનોને ખાસ ધન્યવાદ આપું છું. (તાળીઓ)

જગતમાં આપણી જ્ઞાતિ બીજી કોમો કરતાં નીચી નથી, એ બાબતમાં આપણી સમસ્ત જ્ઞાતિના **આદ્ય સુધારક વીરરત્ન પુરૂષોત્તમદાસ લલ્લુભાઈએ** લખેલા **કણબી ક્ષત્રિય ઉત્પતિ નામનો ઈતિહાસ** સાક્ષી પુરી રહ્યો છે, જે વાંચવાની આપને ખાસ ભલામણ કરૂં છું.

## ૧૧. ક.ક.પા. સનાતની સમાજ- બંધારણ અને કામકાજનો રિપોર્ટ - દી. 01-Oct-1944

સેંકડો વર્ષથી આપણા પૂર્વજોએ અજ્ઞાનતાથી કરેલી ભુલનું પરિણામ આપણને ભોગવવું પડ્યું છે અને તે ભુલ સુધારવા માટેનો જ આપણો કાલનો આ કાર્યક્રમ યોજાઈ રહેલો છે તે કાર્ય આપણી ઐક્યતા અને સંપથી નિર્વિઘ્ને પૂર્ણ થાય એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

મારા યુવક બંધુઓ કેટલેક અંશે આપણા પૂર્વજોએ કરેલી ભૂલ વિદ્યમાન વડીલોની મીઠી નજર અને સહાનુભૂતિથી સુધારી શકવાને ફળીભૂત થયા છીએ તે તમે જોઈ શકો છો, મારૂં માનવું છે કે ધાર્મિક અને સામાજીક પ્રગતિ જો આપણને કરવી હોય તો વિનય, વિવેક, સંપ અને સ્નેહથી જે કાર્ય કરી શકીશું તે કાર્ય વિતંડાવાદ કે વિખવાદ અથવા અપમાનિત શબ્દો કે અભાવથી નહી થઈ શકે એ આપણે દરેકે સમજવું જોઈએ. તમે જાણી શકો છો કે બીજી જ્ઞાતિનો કોઈ ભાઈ આપણામાંના પીરાણી સતપંથી ભાઈને પૂછે છે કે તમે કોને માનો છો અને તમારો શું ધર્મ છે ત્યારે ખરી હકીકત જાહેર નહીં કરતાં પુછનાર ભાઈને આડું અવળુ સમજાવી જલદી ત્યાંથી ગચ્છંતી ભણી જાય છે અને સત્ય હકીકત કહેતાં શરમાય છે. જેથી આપણને ચોક્કસ માની લેવાનું કે અર્ધદગ્ધ પીરાણા સતપંથ આપણી જ્ઞાતિને જરા પણ શોભતો નથી. એટલું જ નહી પણ એ પંથ આપણને શરમ તેમજ કલંકરૂપ છે એમ કહેવું જરા પણ ખોટું નથી જેથી એ પંથ આપણી જ્ઞાતિમાંથી નાબુદ કરવા અત્રે આપણે એકત્ર થયા છીએ અને તેનો પ્રત્યક્ષ પુરાવો આપણી સમક્ષ **ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનું શિખરબંધ મંદિર** મોજુદ છે અને આવા મંદિરો આપણી જ્ઞાતિમાં ગામડે ગામડે બની જાય એવી સ્તુત્ય ભાવના દરેકમાં હોવી જોઈએ તેમજ તેવો પ્રચાર સંપ અને સલાહથી કરવાની આપણને આવશ્યકતા છે. જેમ **શ્રીરામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ને ભ્રાતૃભાવનાને** ઐતિહાસિક પ્રમાણ આપ્યું છે તેવી રીતે આપણે પણ કુસંપને તજી **નીતિ યુક્ત જીવન** અને વિવેક વિધીથી વર્તન કરશું ત્યારે આપણી જ્ઞાતિ ઉપરે ચોંટેલું પીરાણા પંથ રૂપી કાળું કલંક ભુંસી શકીશું અને તે કલંકમાંથી મુક્ત થવાનો યશ પરમેશ્વરે આપ નખત્રાણાવાળા ભાઈઓને આપ્યો છે અને તેનો વિગતવાર ખુલાસો આપણા હવે પછીના કાર્યક્રમથી જણાઈ આવશે.

જેમ પ્રથમ ખાનામાં પીરાણાના શાસ્ત્રો વંચાતાં તેમ રાત્રીના સમયમાં આપણા આ મંદિરોમાં **શ્રી રામાયણ** અને **મહાભારત** વિગેરે ગ્રંથોનું ધાર્મિક વાંચન રાખવું જોઈએ, રાત્રીએ વાંચન રાખવાનું કારણ દિવસની આપને ફુરસદ ન મળે જેથી રાત્રીના સમયે કથાઓ વાંચવાથી પૂજ્ય **માતાઓ** અને **બહેનો** તથા **વડીલો સત્‌સમાગમનો લાભ** લઈ શાસ્ત્રોની દિવ્ય વાણીથી અંતરાત્માને પવિત્ર કરી સાર ગ્રહણ કરી શકે. કારણ કે **રામાયણની કથા** સાંભળવાથી પિતા પુત્રનો ધર્મ, ભાઈ ભાઈ તરફની ફરજ, પતિ પત્નીનું કર્તવ્ય તેમજ વચનની મહતા, સત્ય, ધર્મ અને નિતી વિગેરેનું વર્ણન બહુ સારી રીતે થયેલું છે અને તે સમજવાથી આપણે આપણી ઉન્નતિ અને ફરજને સારી રીતે જાણી શકીશું એમ મારૂં માનવું છે. હું એ સંબંધમાં એક ઉદાહરણ આપી મારૂં વિવેચન પુરૂં કરીશ.

જ્યારે શ્રી રામચંદ્રજી પિતાના વચનને માન્ય કરી વનવાસ જવાને તૈયાર થયા તે સમયે શ્રી સીતાજીએ આવી વિનયથી શ્રી રામચંદ્રજીના ચરણકમળમાં મસ્તક નમાવી પ્રાર્થના કરીને કહ્યું છે કે : હે મારા આરાધ્ય ઈષ્ટદેવ ! આપ વનમાં પધારો છો તો મને પણ આપની ધર્મ પ્રમાણે સેવા કરી મારી ફરજ ન બજાવી શકું. તે ઉપરથી શ્રી રામચંદ્રજીએ કહ્યું કે દેવી ! વનમાં જવું એ બહુ વિકટ છે. તમો **રાજમહેલમાં** રહેનાર કોમળ કાયા અને નાજુક

શરીરથી કાંટા કાંકરાવાળા ભયંકર માર્ગોમાં ઉઘાડા પગે ચાલવું એ બહુ જ મુશ્કેલ છે. એટલું જ નહિ પણ જંગલના હિંસક પ્રાણીઓ તથા ચોર નીશાચરોના ભયથી તમારાથી વનમાં બીલકુલ ચાલી શકાશે નહિ. માટે તમો અહીં રહી મારા માતાપિતાની સેવા કરજો અને હુ **પિતાશ્રીની** આજ્ઞા પ્રમાણે ચૌદ વરસ વનવાસ ભોગવી પાછો આવું એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરજો. તે વખતે સતી સીતાજીના નેત્રોમાં જળા આવવા લાગ્યા અને ગદ્‌ગદ્ કંઠે પ્રભુને પ્રાર્થના કરી કહેવા લાગ્યા કે પ્રભુ સતી સ્ત્રીને સુખ અને દુઃખ સ્વામીને સાથે છે. તે આપ કેમ ભૂલો છો કે ગઈ કાલે લગ્ન સમયે દેવ બ્રાહ્મણ અગ્નિની સાક્ષીએ માતાપિતાની સામે સપ્તપદીથી અરસપરસ સાત પ્રતિજ્ઞાઓ લઈ વચન આપ્યું છે કે ગમે તેવા સુખદુઃખમાં પણ ઉભય દંપતીઓ સાથે રહી આ સંસાર વહેવાર નિતીમય ચલાવીશું. જેમ દેહની છાયા દેહથી જુદી ન હોય તેમ સતી સ્ત્રી પતિથી જુદી રહી ન શકે. સ્ત્રી એ પતિની અર્ધાંગના છે તો પછી પતિના સુખ અને દુઃખ ભોગવવાનું પ્રતિ પ્રાણ પત્નીની જરૂર ફરજ છે. એટલુ નહી પણ જેમ આપ આપના માતપિતાના વચન પૂર્ણ કરવા બંધાયેલા છો તેવી જ રીતે મારા માતાપિતાએ પણ લગ્ન સમયે ફરજ નાખી છે કે પુત્રી ! ગમે તેવા સુખદુઃખમાં સ્વામીના સાથે રહી આપણા કુળની ઉજ્જવળ કીર્તી દીપાવજે માટે હે પ્રભુ ! હું પણ વનમાં સાથે ચાલી આપની સેવા કરી જીવન સફલ્ય બનાવીશ.

પૂજ્ય માતાઓ અને બહેનો ! આ કેવો વિશુધ્ધ સ્નેહ ! પત્નીની શું ફરજ છે તે આ જગત જનની સીતા માતાજીના આ શબ્દોથી જાણી શક્યા હશો. જેમણે પતિવૃતા ધર્મ સારૂ રાજમહેલોના વૈભવોનો પરિત્યાગ કરી પતિના દુઃખના સાથીદાર થયાં તેમ દરેક સાધ્વી બહેનોએ પતિના કાર્યને ઉમંગથી વધાવી સાથ આપવો જોઈએ. કહેતાં મને ખેદ થાય છે કે જે ભાઈ હિન્દુ સનાતન ધર્મનો અંગીકાર કરે છે તેવા પવિત્ર કાર્યમાં સહમત ન થતાં બીજાઓના ભરમાવ્યાથી કેટલીક બહેનો ઘરમાં ક્લેશ કરી માવિત્રોનાં ઘરને ચીલારે જાય છે એ આપણને જરાપણ શોભતું નથી. કદાચ એકબીજાના વિચારો પોતપોતાને અનુકૂળ ન આવે તો પણ ક્લેશ ન કરતાં શાંતિ અને ધીરજથી સમજાવી કામ લેવું જોઈએ. સુખરૂપ થતાં આપણે ધર્મ પ્રત્યે વધુ ઉપયોગી થઈ શકીશું.

જેમ આજે ભાઈઓ અને બહેનો પધારી ઉત્સાહપૂર્વક ભાગ લીધો છે તેવી જ રીતે આવતી કાલે પણ વધારે સંખ્યામાં ભાઈઓ તેમજ બહેનોને સાથે લઈ પધારવા કૃપા કરશો એવી મારી આપ પધારેલા સર્વે પ્રત્યે પ્રાર્થના છે.

ત્યારબાદ પ્રમુખ ાહેબની સુચનાથી **ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના** જયનાદ વચ્ચે સભા વિસર્જન કરવામાં આવી હતી.

સભા વિસર્જન થયા પછી કાર્યવાહકોના ઉમંગી હૃદયો રાત્રી જાગરણની દરકાર કર્યા વિના જરૂરી યોગ્ય યોજનાઓ યોજવામાં ઘણો સમય પસાર કર્યો હતો. બાદ મોડી રાત્રે **ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની** જય બોલાવી કાર્યવાહકો વિખરાયા હતા.

## ભાઈશ્રી કાનજી અબજી નાથાણીનું પ્રવચન

## વ્હાલા ગંગાસ્વરૂપ જ્ઞાતિ ભાઈઓ, વડીલો, પૂજ્ય માતાઓ અને બહેનો !

આપણા પૂર્વજોએ પાંચસો વરસોથી પીરાણા પંથ સ્વીકાર્યા છતાં પણ આપણા રીવાજો હિન્દુ સનાતન ધર્મને લગતા કાયમ રહ્યા હતા. પરંતુ સંવત ૧૮૩૨{Year: 1975-76} ની સાલમાં કાકા પ્રાગજી તથા સૈયદ વલીમીયાંએ

આપણા ગોર અને ભાટને રજા અપાવી અને તે દિવસથી લગ્નમાં ચોરી અને મરણ સમયે અગ્નિ સંસ્કાર વિગેરે બંધ કરાવ્યા. તે સંબંધી તે સમયે જે ઠરાવ થયેલો તે આપણા જુના ચોપડાના આધારથી આપણે જાણી શકીએ છીએ. એ હિન્દુ ધર્મ વિરૂધ્ધી ઠરાવ બીલકુલ અયોગ્ય છે એ જાહેર કરવા માનકુવાના પટેલ જીવરાજ વસ્તાએ લગભગ પાંત્રીસ આગેવાન ગઢેરાઓની સહીઓથી ઈ.સ. ૧૯૨૬ માં છપાવી એ નીદ્ય ઠરાવ રદ થયેલો જાહેર કરેલો છે જે આપ સર્વે ભાઈઓ જાણતા હશો.

આજે એજ નખત્રાણા ગામમાં એ કલંક ટાળવાનું ભાગ્ય આપણને પ્રાપ્ત થયું છે જે આપણે સર્વે ભાઈઓ એકત્ર થઈ સલાહ અને સંપથી ભગવાનની પ્રતિષ્ઠા કરવા નિમિત્તે ભેગા થયા છીએ એ વધારે ખુશી થવા જેવું છે. કારણ કે અત્રેના આપણા જ્ઞાતિ બંધુઓ જે જુના વિચારના છે તેમણે જરાપણ વિરોધ કર્યા વિના સ્થાવર જંગમ તેમજ જે કાંઈ ધર્માદા મિલકત છે તેની અંદર સમાન ભાગ આપી ભાઈઓ તરીકે ઉત્તમ દ્રષ્ટાંત આપ્યું છે એટલું જ નહીં પણ આ પવિત્ર મંદિરના દરેક કાર્યમાં સાથ અને સહાયતા આપી ધર્મ પ્રત્યે સારો સદભાવ બતાવી આપણી જ્ઞાતિને ઉત્તમ બોધપાઠ આપ્યો છે કે ધર્માદા મિલકત અમુક વ્યક્તિની માલિકીની નથી. પણ તેની અંદર ધર્માદા તરીકે અથવા કોઈપણ પ્રકારે એક યા બીજી રીતે કંઈપણ નાની અથવા મોટી રકમ આપેલી હોય અથવા આપતા હોય તે સર્વે ભાઈઓનો સમાન હક્ક છે. એવું આપણા ભાઈઓએ બતાવી આપ્યું છે.

વધુમાં પોતાના કિંમતી સમયનો ભોગ આપી મુંબઈથી પધારેલા **ભાઈ રાજારામ શામજી માનકુવાવાળા** તથા **ભાઈશ્રી રતનશી ખીમજીનો** આપણા ગામની વતીથી આભાર માનું છું કે તે ભાઈઓ જ્ઞાતિ અને ધર્મ પ્રત્યે અપાર ઉત્સાહ ધરાવી આ પવિત્ર પ્રતિષ્ઠાના કાર્યમાં જાતિભોગ અને બુધ્ધિબળથી સાથ આપી જ્ઞાતિ ઉન્નતિના વિચારોનો અલભ્ય લાભ આપી રહ્યા છે.



## ભાઈશ્રી રાજારામભાઈનું પ્રવચન

## મહેરબાન પ્રમુખ સાહેબ, વ્હાલા ગંગાસ્વરૂપ જ્ઞાતિ ભાઈઓ, પૂજ્ય માતાઓ અને બ્હેનો !

આપ સર્વે ગઈ કાલની સભા કરતાં આજે સારી જેવી સંખ્યામાં પધાર્યા છો. તે જોઈ મને ઘણો જ આનંદ થાય છે. આવી શુભ ભાવના આપણામાં દિનપ્રતિદિન વિશેષ થાઓ એમ હું ઈચ્છું છું. પ્રમુખ સાહેબના આદેશને માન આપી આ પ્રસંગ નિમિત્તે મારી હૃદયની ભાવના વ્યક્ત કરવી એ મારી ફરજ સમજી બે શબ્દો બોલુ છુ તેમાં અવિનય ક્ષમા કરશો.

કહેતાં હર્ષ થાય છે કે અહીંના ભાઈઓએ આ ધર્મકાર્યોમાં સાથ આપી ધર્માદા મિલકતમાં જે સમાન હક્ક આપવાની સૌજન્ય નિતિ અખત્યાર કરી છે તેવું માનવંતા પ્રમુખ સાહેબના ભાષણમાંથી સાંભળી હું અત્યાનંદથી

એ ભાઈઓને ધન્યવાદ આપું છું અને સાથે બીજા ગામના ભાઈઓ નખત્રાણાની પરિસ્થિતિનું અનુકરણ કરી સુધારક ભાઈઓને સાથ આપી ભાઈ ભાઈ તરીકેની ફરજ બજાવતા રહેશે એવી પ્રાર્થના કરૂં છું. કારણ કે ધર્માદા મિલકત એક ભાગની નહી પણ સમાન ભાગની છે. એમ માનવું એ આપણી પ્રમાણિકતા અથવા મનુષ્ય તરીકેની મહત્તા છે. કોઈને ગેર ઈન્સાફ આપવો અથવા બીજાના હક્કનો અધિકાર ભોગવવો એ ઈચ્છવા યોગ્ય નથી. સુધારક ભાઈઓ પણ આપણી જ જ્ઞાતિના છે અને જે કંઈ પણ કરી રહેલા છે તે માત્ર આપણા પરમ પવિત્ર હિન્દુ સનાતન ધર્મમય ભાવથી આપણી જ્ઞાતિને પીરાણા પંથના પ્રપંચમાંથી બચાવી જ્ઞાતિના ગૌરવને વધારવા સારૂ પરિશ્રમ કરી રહેલા છે તે પછી તેનો વિરોધ કરવો એ આપણી કેટલી ભુલ કહેવાય?

નખત્રાણાના મંદિર સંબંધી સામગ્રી અને સાધનોની ખરીદી કરવા આપના પ્રતિનિધિ તરીકે **ભાઈશ્રી રામજી જેઠા સેંગાણી** અને **ભાઈ હરજી પુંજા નાથાણી મુંબઈ ઘાટકોપર** પધાર્યા હતા, ત્યાં તે ભાઈઓએ ઘાટકોપરમાં આપણા જ્ઞાતિભાઈઓ સર્વેને એકત્ર કરી નખત્રાણાની વિગતવાર પરિસ્થિતિથી વાકેફ કર્યા અને વધારામાં અત્રેના ઘાટકોપરના આગેવાનોમાંથી ચાર પાંચ ભાઈઓ પ્રતિષ્ઠા પ્રસંગથી પહેલા સાત આઠ દિવસ અગાઉ આવે એવી ઈચ્છા પ્રદર્શિત કરી કારણ કે તમારા આવવાથી કેટલાક કામો કરવાની અમને સુગમતા થશે. તેમજ વ્યવસ્થિત પધ્ધતિનો અનુભવ આપના આવવાથી અમને મળી શકશે અને કેટલીક શંકાઓ તેમજ મતફેરનું નિવારણ પણ થઈ શકશે વિગેરે સુચનાઓ કરવાથી અમો એ પ્રસંગ ઉપર આઠ દિવસ વહેલા આવશું એવી ખાત્રી આપી હતી અને તે અનુસાર અમે હાજર થઈ જ્ઞાતિની જે કંઈ બની શકે તે સેવા કરવાને તૈયાર થયા છીએ જેથી અમો અમારું અહોભાગ્ય માનીએ છીએ. મંડપ તૈયાર કરવાનું કામ મને સુપરદ કરવામાં આવ્યું છે તે લગભગ આવતી કાલે પૂર્ણ થઈ રહેશે અને મારા ધારવા મુજબે આવતી કાલની સભા આપણે મંડપમાં ભરી શકીશું તે સિવાય રસ્તાઓ શણગારવાનું તથા પ્રવેશદ્વારો તૈયાર કરવાનું આવતી કાલથી આરંભ થઈ જાશે. તેના માટે આપણી જ્ઞાતિના યુવકોને આ કામમાં સામેલ થવા સારૂં સ્વયંસેવક એટલે વોલન્ટીયર બની જ્ઞાતિ સેવામાં ભાગ લેવાની ભલામણ કરૂં છું. સ્વયંસેવક એટલે મરજીથી સેવા કરવાને તૈયાર થયેલો ઉત્સાહી યુવક. ફરજના ચિન્હ ધારણ કરી વ્યવસ્થિત કાર્યોમાં ભાગ લેવાથી સુગમતા અને સરળતાથી સાથ આપવા પોતાના નામો નોંધાવશે એવી આશા રાખું છું અને વોલીન્ટીઅરની ફરજ સંબંધી રતનશીભાઈ પોતાના વિચારોથી સમજાવશે એવી પ્રાર્થના કરૂં છું. મારૂં બોલવું પુરૂં કરી સર્વ સભાનો ઉપકાર માની મારા સ્થાનકે બેસી જવાની રજા લઉં છું.

## શ્રી રતનશીભાઈનું યુવાનોને પ્રેરક સંદેશ

માન્યવર સભાપતિ સાહેબ તથા વહાલા ગંગાસ્વરૂપ જ્ઞાતિ બંધુઓ પૂજ્ય માતાઓ તથા બહેનો

મને **મુરબ્બી શ્રી રાજારામભાઈએ** સ્વયં સેવકની ફરજ બાબતનું કહ્યું છે તેમાં કહેવાનું એ છે કે સ્વયં સેવકે જરા પણ બદલાની આશા રાખ્યા વિના જ્ઞાતિ ઉપયોગી કાર્યોમાં ભાગ લઈ શાન્તિ, ધીરજ તેમજ સહનશીલતાથી વ્યવસ્થિત પધ્ધતિથી સેવા કરી કામગીરીમાં તન-મનથી કામ કરવું જોઈએ. કારણ કે આવો અલભ્ય અવસર ઈશ્વરે આપણને આપ્યો છે તેનો સદ્‌ઉપયોગ કરવો એ આપણી ફરજ છે.

સ્વયંસેવક તરીકે આપણે કામ કરવા માગતા હોઈએ તેઓ જ્યાં સુધી આ સમારંભ ચાલે ત્યાં સુધી તમારા

અંગત ગમે તેવા કામો હોય તોપણ તેની દરકાર નહી કરવાની તમારી ફરજ છે, **વોલીન્ટીઅરના ચિન્હ તરીકે ચાંદ અને પટા ધારણ કરી** સભાની વ્યવસ્થામાં પુરતો કાબુ શાંતિથી જાળવવો જોઈએ તેમ સમારંભની કોઈપણ સામગ્રી ગેરવલે ન થાય એ જોવાની પણ તમારી ફરજ છે. તેમજ આવનાર આપણા જ્ઞાતિ ભાઈઓને અંગત તકલીફ ન થાય એ તરફ પણ ખાસ ધ્યાન આપવું. એ બધા કાર્યોની દોરવણી કરનાર તરીકે તમારામાંથી કેપ્ટનની ચુંટણી કરવામાં આવશે અને નિયુક્ત કરેલા કેપ્ટનની આજ્ઞાનુકૂળ દરેક વોલન્ટીઅરે વર્તવાનું છે એટલું જાણ્યા પછી જે ભાઈઓની ઈચ્છા થતી હોય તેમણે પોતાના વોલન્ટીઅર તરીકે નામો નોંધાવવા આ સુચનાથી હાજર રહેલા ભાઈઓ પોતાના નામો સ્વયંસેવક તરીકે ઉત્સાહથી લખાવ્યા હતા. બાદ સભા વિસર્જન કરવામાં આવી હતી.

## શ્રી રતનશીભાઈનું પ્રવચન

**માન્યવર સભાપતિ, પૂજ્ય ગંગા સ્વરૂપ જ્ઞાતિબંધુઓ પૂજ્ય માતાઓ અને બહેનો તેમજ પધારેલા સદગ્રહસ્થો :**

પ્રમુખ સાહેબે પોતાના પ્રવચનમાં કહ્યું છે કે રતનશીભાઈએ જ્ઞાતિસેવા તન, મન અને ધનથી કરવા માટે વચન આપ્યું છે. એ વાત કાંઈ નવીનતા ભરેલી નથી. જ્ઞાતિસેવાનો સિધ્ધાંત અમારો પ્રથમથી જ છે અને તે પરમકૃપાળુ પરમાત્મા નિભાવી આપે, આ જન્મ તો શું પણ જન્મો જન્મ મારી પૂજ્ય જ્ઞાતિની સેવા કરવાની સદ્‌બુધ્ધિ આપે એવી પ્રભુને પ્રાર્થના છે. પ્રિય જ્ઞાતિ બંધુઓ ! જ્ઞાતિની સેવા કરવી એ દરેક સમજુ મનુષ્યોનો મુખ્ય કર્તવ્ય છે. તેની અંદર એ સેવા કરનાર ભાઈની આપણે તો પ્રશંસા એટલે વખાણ કરીએ તેથી સેવા કરનાર ભાઈની સેવામાં હરકત અથવા અડચણ આવે. કારણ કે વખાણના મોહથી અભીમાન ઉત્પન્ન થતાં પોતાની પવિત્ર ફરજ બજાવવા નિષ્ફળ થાય. માટે મારા ભાઇઓને પ્રાર્થના છે કે સેવા કરનાર જ્ઞાતિ ભાઈ પોતાની ફરજ બજાવે તેમાં અતિશયોક્તિ ભર્યા વખાણોની આવશ્યકતા ન હોય તો વધારે સારૂં.

પૂજ્ય બંધુઓ ! સભાની અંદર પધારેલા કેટલાક ભાઈઓની ઈચ્છા મારા તરફથી ધાર્મિક ઉપદેશો સાંભળવાની છે એ જાણી હું ઘણોજ ખુશી થાઉ છું. પણ હું વિદ્યાવાન કે શાસ્ત્રોનો પુરતો અભ્યાસી યા જાણકાર નથી. મારો અભ્યાસ ગુજરાતી માત્ર ત્રણ ચોપડીનો છે. આપણી જ્ઞાતિમાં વિદ્યાનો અભાવ એ જ આપણી પડતીનું કારણ છે. પોતાનું નામ પણ માંડ વાંચી શકીએ એ પુરતી જ આપણામાં વિદ્વતા છે. તો પણ મારા અનુભવ તેમજ અલ્પ બુધ્ધિ અનુસારજે કંઈ હું સમજી શકું છું તે સાદી ભાષામાં હું આપને ઠીક સમજાવી શકીશ.

પૂજ્ય ભાઈઓ ! આપણી ઉન્નતિનો આધાર આપણી માતાઓના શિક્ષણમાં સમાયેલો છે. માતાઓ જેવું ધારશે તેવું પોતાના બાળકને બનાવી શકશે. માતાના સહવાસમાં રહેલો બાળક માતાને આધીન છે. માતા બીકણના સંસ્કારો નાખશે તો બાળક બીકણ થશે. માતાઓ મુર્ખતાના કાર્યો કરશે તો તે જોઈ બાળક પણ મુર્ખ થશે. માતા સમજુ અને બુધ્ધિવાન હશે અને બાળકમાં પણ તેવા સંસ્કારો નાખશે તો બાળક પણ તેવો બુધ્ધિવાન થશે. **કૌશલ્યાના પ્રતાપે શ્રીરામ વિશ્વવંદનીય ભગવાન થયા. યશોદાના કારણે શ્રી કૃષ્ણ ત્રિલોકીના નાથ** થયા. અહો ? જુઓ તો ખરા શું પ્રતાપ છે માતાઓની શક્તિનો. જેમ માતાઓ સાચુ શિક્ષણ અને સારા વિચારોથી બાળકોનું પોષણ કરે તો આજે પણ આપણામાં **ભીમ** અને **અર્જુન** જેવા ભડવીર યોધ્ધાઓ પણ જોઈ શકીએ ખરા.

## ૧૧. ક.ક.પા. સનાતની સમાજ- બંધારણ અને કામકાજનો રિપોર્ટ - દી. 01-Oct-1944

**પૂજ્ય માતાઓ** અને **બહેનો** તમો અમારા ભાગ્યની વિધાતાઓ છો. સાચે સાચી શક્તિઓ અને દિવ્ય તેજોમય જ્યોતિઓ છો. તમો જો ધારશો તો નાત જાત અંગે સુધારકોને ઉચ્ચ શ્રેણીમાં લઈ શકશો પણ એ બધું ક્યારે થાશે કે જ્યારે તમારામાં શિક્ષણ અને સતીત્વના સદ્‌ગુણો અને **પતિ એ પરમેશ્વર** છે એવી શુભ ભાવનાઓ તમારામાં આવશે ત્યારે. કારણ કે સતી સ્ત્રી પતિની અર્ધાંગના છે પતિની સુખદુઃખની સહચારીણી અર્ધા અંગની માલિક છે છતા પણ કહેતાં દુઃખ થાય છે કે પતિઓ પોતાના અર્ધા અંગને દાસ, ચાકર કે નોકર માની સ્વાર્થ પુરતો જ સ્નેહ ધરાવે છે. જ્યારે સ્ત્રીઓ પોતાના સ્વામીને પ્રભુ તુલ્ય નહિ સમજતાં પેટ ભરવા પુરતી જ જવાબદારી સમજે છે, અરસ પરસ અજ્ઞાનતાના કારણથી જે ગ્રહ અને ગૃહસંસાર અમૃત તેમજ સ્વર્ગમય હોવો જોઈએ તેના બદલે ઝેરથી પણ વિશેષ અપ્રિય કરતા લાગે છે. હું ઈચ્છું છું કે આપણામાં પતિ પત્ની વિગેરેની ફરજ પુરેપુરી સમજી સંસાર ચલાવવાની આવશ્યકતા કોઈએ ભુલી જવી ન જોઈએ.

આપણી જ્ઞાતિની આવી પરિસ્થિતિ તેમજ આટલી અધોગતિ કેમ થઈ તે બાબતનો વિચાર કરવા બેસું છું ત્યારે મારા સમજવા પ્રમાણે આપણા હાથથી થતા અનાચારો તેમજ નિર્દોષ આત્માઓના નિસાશાઓ આપણી અવનતીનું કારણ છે એમ મારૂ માનવું છે. વિચારો કે આપણામાં પુનર્લગ્નનો રિવાજ છે. જે બહેન પતિના સ્વર્ગવાસ પછી પોતાની રાજીખુશીથી પુનર્લગ્ન કરે તેમાં કાંઈ હરકત નથી પણ પતિ પત્ની આનંદમય જીવન વ્યતિત કરતાં હોય. માલમિલકત અને પુત્ર પુત્રાદીકો ઉપર સમાન ભાવ અને હક ધરાવતા હોય તેમ બન્નેની ઘરમાં સરખે સરખી પ્રીતિ અને લાગણી હોય પરંતુ દેવ યોગે પતિ જા સ્વર્ગસ્થ થાય તો ગઈ કાલની જે ઘરની માલિક અને હકદાર અથવા તો ભવિષ્યની વારસદાર બહેન એક ઘડીમાં નિરાધાર અને લાચાર તેમજ એ ઘરથી રહિત થઈ દુઃખ દશામાં આવી પડે છે, અરે એટલું નહી પરંતુ એની મરજી પુનર્લગ્ન કરવાની નહી હોવા છતાં તેનો ન્યાય પરાણે થઈ બેઠેલા ન્યાયાધીશો કરે છે અને વડીલો ઉઠી પોતે જ પોતાના હાથે બળાત્કારે ઘરથી બહાર કાઢી નિરાધાર બનાવે છે. ભલે એને પોતાના વહાલા સંતાનો પ્રિય હોય, ગમે એટલી ઘર પ્રત્યે મોહ અને મમતા હોય, ચાય તેટલી શિતળ અને સંયમ જાળવવાની શક્તિ હોય તેમજ એક ઘડીભર પણ એ ઘરમાંથી બીજે જવાની ઈચ્છા ન હોય. સખત મજુરી કરી પોતાના વહાલા બાળકોના પેટ ભરવા તેમજ ઘરની સેવા કરવા તૈયાર હોય તો પણ તેને પોતાના ઘરમાં રહેવાનો હક્ક મળતો નથી. જે ઘરમાં જેની માલિકી, કબજો અને ભોગવટો છે તેમાંથી ત્રણ લુગડાં શરીર પર પહેરેલાં હોય એવી દયાજનક સ્થિતિમાં રડતા હૃદયે અને કચવાતા અંતરે વરસોથી માની લીધેલ પોતાના ઘરમાંથી બહાર નીકળવું પડે છે. બીચારી બાઈ પોતાના વ્હાલા સંતાનો સામું જોવાનો પ્રયત્ન કરે અથવા વહાલથી પોતાના બાળકોને મીઠડાં આપવાની કોશિશ કરે તો એ નિર્દયો પોતાના છોકરાંઓને દુર કરી દિવાલની માફક આડા ઉભા રહે છે અને એ દુર્ભાગી બહેન પર એટલી પણ દયા ન લાવે એ કેટલી ક્રુરતા ! લગભગ એવા પ્રકારનો દાખલો અમારા ગામ વિરાણીમાં બનેલો છે તે આપું છું.

એક દંપતીના જોડલાને બે દિકરા અને એક દિકરી એમ ત્રણ સંતાન હતાં. તેમાં એક બાળક ચાર મહીનાનું હતું. પતિ ગુજરી ગયા બાદ મરનારના વડીલોએ વહુને ઘરથી બહાર કહાડી કહ્યું કે અમારો દીકરો હયાત હતો ત્યાં સુધી તમારો ઘરમાં રહેવાનો હક્ક હતો. બીચારી બાઈ તો નિરાધાર સ્થિતિમાં આવી પડેલી તે શું બોલે ? બાઈએ પોતાના બાળકોના મોઢાં જોવા તેમજ મીઠડાં દેવાની માગણી કરી કહ્યુ કે ભલે બધુંએ તમે તમારૂં ગણો પણ મારાં



ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ



સમાજના કોષાધ્યક્ષ

છોકરાઓનું મોઢું જોવા અને મીઠડાં દેવા જેટલી દયા કરો. પરંતુ તેટલી ઉદારતા દર્શાવવાની દયા પણ તેઓએ ન બતાવી. ત્યારે મારા નાના બાળકને છેલ્લી વખતે ધવડાવવાનું આપો કે જેથી મારા ઉપર કુદરતે ઉભા કરેલ દુઃખના ડુંગર અને તમોએ દાખવેલી નીર્દતાને ઘડીભર ભુલી શકું.

અહાહા ! કેટલું કરૂણ દ્રશ્ય ! અને એ પાષાણ હૃદયના માનવીનું કેટલી હદ સુધીનું દયાવિહોણું હૃદય ! એક કઠોર હૃદયને પણ કંપાવી દે એવા આ કલ્પાંતની પણ અસર તેઓને તે સમયે તો નજ થઈ અને નિરાશ હૃદયે પોતાના માવિત્રેને ઘરે ગઈ. ત્યાં કેટલોક સમય રહ્યા પછી પુત્ર વિરહથી વ્યાકુળ થયેલી માતા ફરીથી એકવાર સાસરાના ઘરે આવી બાળકના ઘોડીઆ (પારણા) પાસે ચોધાર અશ્રુઓ વરસાવતી બેસી રહી. દરમ્યાન ગામના સમજુ વર્ગમાંના ભાઈઓએ બાઈના સાસરા પક્ષના કુટુંબીઓને સમજાવવાથી એ બાઈને પોતાના ઘરમાં સ્થાન મળ્યું. ભાઈઓ ! આવી કરૂણ કહાણી આપણામાં બધે ઠેકાણે થતી હશે. એમ હું માનતો નથી પરંતુ એવા બનાવો બનવા ન પામે એવી દરેકે દરેક ભાઈઓએ કાળજી રાખવી જોઈએ કારણ કે **"તુલસી હાય ગરીબકી કબહું ખાલી ન જાય, મુવા ઢોરકે ચામસે લોહા ભસ્મ હો જાય"** તે પ્રમાણે મુવેલા ઢોરના ચામડાથી લોઢુ ગળી જાય છે તેવી રીતે આવી નિરાધાર બાઈઓના અંતરાત્માની ઉંડી હાયથી આપણા સર્વસ્વનો નાશ થઈ જાય છે.

ભાઈઓ ! વર્તમાન સમયમાં આપણી જ્ઞાતિમાં અનેક પ્રકારના સુધારા કરવાની જરૂર છે. જેના દાખલારૂપે એક દરિદ્ર બ્રાહ્મણ પોતાનું દરિદ્ર દૂર કરવા સારૂ જંગલમાં એક દેવીના મંદિરમાં ધ્યાનસ્થ થઈ આરાધના કરવા લાગ્યો. તેમ કરતાં કેટલાક દિવસે દેવીએ દર્શન આપી તેની શું ઈચ્છા છે તે માગવા કહ્યું. બ્રાહ્મણે પોતાની દરિદ્રતાનું વર્ણન કરી અખુટ અન્ન મળતું રહે એવી પ્રાર્થના કરી. દેવીએ તેને અનાજની એક પોટલી આપી. તેને ખભા ઉપર રાખી બ્રાહ્મણ પોતાના ઘર તરફ વિદાય થયો. જ્યારે પોતાના ઘરે આવ્યો ત્યારે ગોરાણી પતિ સન્માન કરવા સામા આવ્યા અને પતિના ખભેથી ગોરાણીએ પોટલી ઉંચકી ઘરમાં રાખી. પાછા આવીને જુએ છે. તો પતિના ખભા ઉપર અનાજની બીજી પોટલી દીઠી તે પણ ઉચકી ઘરમાં રાખી એમ એક પછી એક અનાજની પોટલી પતિદેવના ખભા ઉપરથી ઉપાડતાં જાય ત્યાં દેવીના વરદાનથી બીજી પોટલી બ્રાહ્મણના ખભા ઉપર થતી જાય. ભાઈઓ ! કહેવાનો તાત્પર્ય એ છે કે આપણી જ્ઞાતિમાં એક પછી એક બાબતના સુધારા કરતા જઈશું તેમ તેમ બીજા પણ કેટલાક સુધારાઓ કરવાની જરૂરત પડતી રહેશે. એથી આપણને કંટાળી જવાનુ નથી. દરેક સુધારા ક્રમે ક્રમે અમલમાં મુકતા જઈશું અને જ્યાં સુધી હયાત છીએ ત્યાં સુધી પરમ કૃપાળુ પરમાત્મા આપણને બુધ્ધિ અને શક્તિનો ઉપયોગ જ્ઞાતિ સેવા અર્થે કરાવે એવી દરેક બંધુઓની ભાવના હોવી જોઈએ. આપણી પૂજ્ય જ્ઞાતિમાં યોગ્ય સુધારા કરી શકીએ અને તેવા યોગ્ય સુધારા કરવામાં હું મારી પૂજ્ય માતાઓ અને બહેનોને પ્રાર્થના કરૂં છું કે

માતાઓ ! તમો જગત જનની છો, તમારી જ સહાયતાથી આ દુનિયાનો, દેશનો અને જ્ઞાતિનો ઉધાર થઈ શકશે. આપણને ધાર્મિક તેમજ સામાજીક પરિવર્તનો એટલે ફેરફારો કરવાના છે તે તમારી સંમતિથી જ થઈ શકશે. એ ચોક્કસ ખાત્રીપૂર્વક માનજો અહીંયા આપણે એકત્ર થઈ સર્વની સંમતિથી ઠરાવો ઘડી પાસ કરીએ તેવા ઠરાવોમાં તમો બહેનો રાજીખુશીથી સાથ આપશો ત્યારે જ એ ઠરાવો સંપૂર્ણ રીતે પાળી શકાશે. માટે મારી પૂજ્ય માતાઓ અને બહેનોને ખાસ નમ્રતાપૂર્વક અરજ કરૂં છું કે જે જે ઠરાવો સભામાં વંચાય તેમાં ફેરફાર કરવા જેવું જણાય તો ખુશીથી તે જ વખતે જણાવી દેશો તો તમારા કહેવા અનુસાર યોગ્ય ફેરફારો કરી શકીશું અને ઠરાવો પાસ થઈ ગયા બાદ અમલ કરવાની ફરજ આપણ સર્વની ઉપર રહેશે અને તે તમો બહેનો વર્તવાની કીંવા પાળવાની હિમત દર્શાવશો તો પુરૂષ વર્ગ પણ ઘણી ખુશીથી તેમજ સરળતાપૂર્વક પાળી શકશે એવી મારી દ્રઢ માન્યતા છે.

ભાઈઓ ! પીરાણા પંથ હિન્દુ ધર્મ હોવાનો દાવો કેટલાક ભાઈઓ ધરાવે છે પરંતુ તેવા ભાઈઓને **એ પીરાણા સતપંથ હિન્દુ ધર્મ નથી** એમ સૈયદોએ પણ જાહેર કરેલું છે. અને વધુમાં પડકાર કરે છે પીરાણા સતપંથ હિન્દુ ધર્મ છે એવું સાબિત કરી આપનારને **રૂપીયા પાંચ હજાર એક** આપવાની ચેલેંજ કરી છે. તો પછી પીરાણા “સતપંથ” હિન્દુ ધર્મ હોવાનો હઠ પકડી માનીએ તો આપણી કેટલી ભુલ કહેવાય ? આપણી કડવા પાટીદાર જેવી ઉચ્ચ જ્ઞાતિને એ પંથ જરા પણ શોભતો નથી. માત્ર સૈયદોની આજીવિકા પુરતો જ દશોંદવિશોંદ જેવા જબર લાગા વસુલ કરવામાં જ એ પંથનો પ્રચાર છે. આપણે જો એવા દરેક પ્રકારના લાગા બંધ કરી પીરાણે હુંડી ન મોકલાવીએ તો તેમની ખબર પડે કે એ **અર્ધદગ્ધ ખીચડીઆ પંથનું** કેટલું ગૌરવ રહી શકે છે. હાલમાં આપણા કચ્છમાંથી કેટલાંક ગામોમાંથી પીરાણે હુંડી નથી જતી તેમાં પણ કેટલો બધો ફેર પડી ગયો છે તે તમો બધા ભાઈઓ પણ જાણી શકતા હશો. કહેતાં ઘણું દુ:ખ થાય છે કે આપણે લાખો કોરીઓ પીરાણે મોકલાવી અને ત્યાં તેનો દુર ઉપયોગ થઈ ગયો તે આપ ભાઈઓથી અજાણ્યું નહી જ હોય.

વિચારો કે આપણા ધર્માદાના નાણામાંથી આપણી જ્ઞાતિના ઉધ્ધાર માટે કંઈ પણ વાપરી શક્યા નહિ. કોઈપણ ગરીબ બંધુઓને મદદગાર થઈ શક્યા નહી તેમજ આપણા સંતાનો સારૂ **નિશાળો, દવાખાનાઓ** તેમજ **ધર્મશાળાઓ** પણ કરી શક્યા નહિ. એટલુ નહી પણ નાનામાં નાની બાબત કે સખત ગરમીમાં **પાણીના પરબો** બેસાડવા જેટલું પુણ્ય પણ કરી શકયા નહિ. એ વિચારતાં રોમાંચ ખડા થાય છે, અંતર અફસોસથી અકળાય છે પણ થાય શું. ગઈ ગુજરી ભુલી જઈને ભુલ્યા ત્યાંથી ફરી ગણીને ભગવાનની મંદિરમાં પ્રતિષ્ઠા નિમિત્તે ભેગા થયા છીએ અને તેમાં **ધાર્મિક** તેમજ **સામાજીક** ફેરફારો કરી ધર્માદા નાણાનો સદ્ઉપયોગ કરવો કે જેથી આપણી જ્ઞાતિની દરેક પ્રકારે સગવડ સચવાય.

પીરાણા પંથથી આપણી જ્ઞાતિ ઉપર અસર થઈ છે તેનો એક જ દાખલો એવો છે કે આપણે હિન્દુ હોવા છતાં આપણા હિન્દુ દેવોની આરાધના તેમજ ઉપાસના કેવી રીતે કરવી તે સદંતર ભુલી ગયા છીએ. જેથી **મુરબ્બી શ્રી રાજારામભાઈએ ભગવાનની પ્રાર્થના પૂજન** વિગેરે કેવી રીતે કરવા જોઈએ તે સંબંધે આપ ભાઈઓને સમજાવવા વિષે મને સુચના કરી છે. પરંતુ એ વિષય તો **વિદ્વાન બ્રાહ્મણો** તેમજ **પંડિતોનો છે** તો પણ મને જે અનુભવ છે તે પ્રમાણે આપને કહીશ.

પીરાણા પંથના પ્રતાપે આપણે આપણા હિન્દુ દેવદેવીઓની પ્રાર્થના ઉપાસના કરતા ભુલી ગયા છીએ. પણ સદ્ભાગ્યે કેટલાક સમયથી આપણા સુધારક ભાઈઓ પ્રાર્થના, વંદન, નમસ્કારની વિધિ વગેરે કરી રહેલા છે અને

જ્યોતિધામમાં પણ પલાંઠી (બેસીને પાલખી) વાળીને દર્શન કરી નમસ્કાર કરવાની પ્રથા પ્રચલિત છે તે સિવાય **સંધ્યા, રામરક્ષાનો પાઠ** તેમજ ગીતાજીની ચોપડીઓ મુંબઈથી લઈ આવ્યા છીએ અને તે સર્વે પુસ્તકો કિંમત લીધા વગર મફત વહેંચી આપવામાં આવશે અને તેનો દરેક જીજ્ઞાસુ બંધુઓ સદ્‌ઉપયોગ કરશે અને તેમાંથી ભગવાનની સ્તુતિ, પ્રાર્થના વિગેરે શીખીને કરી શકાશે. આપણેદૌચ (ઉત્તમ વર્ણ) છીએ જેથી ઉપવીત (જનોઈ) ધારણ કરવાનો અધિકાર છે પણ આપણી જ્ઞાતિ ખેતી પ્રાધાન્ય વર્ગ હોવાથી ખેતીનો ધંધો અનિયમિત હોવાના કારણે જે ભાઈઓ સ્નાનાદિ નિત્યનિયમ સંધ્યા આદિ કર્મ કરી શકે તેવા ભાઈઓએ વિધિપૂર્વક જનોઈ ધારણ કરવી. પરંતુ જે ભાઈઓ ખાસ નિત્ય કર્મ ન કરી શકે તેવા ભાઈઓથી ઉપવીત (જનોઈ) ધારણ ન થઈ શકે તો હરકત નહિ. પરંતુ બની શકે તો દરરોજ મંદિરમાં સાયંકાળે જઈ "**નમો** ભગવતે વાસુદેવાય **નમઃ**" એ મંત્રના જાપની જેટલી માળાઓ બની શકે તેટલી કરવી જોઈએ. અને હંમેશા પ્રાતઃકાળમાં સ્નાન કર્યા પછી સૂર્યની સામે ઉભા રહી સ્તુતિ કરવી જોઈએ કે હે દેવાધિદેવ તારા કિરણથી સૃષ્ટિને જેમ પ્રકાશ આપે છે તેમ અમારા હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ આપ. તે સિવાય હંમેશા મંદિરમાં આવી મર્યાદા પુરૂષોતમ શ્રી રામચંદ્રજીના ચારિત્રનું શ્રવણ કરી સારાંશ ગ્રહણ કરવો જોઈએ. શ્રી રામચંદ્રજીએ પિતાના વચનની ખાતર રાજ્યતિલકનો ત્યાગ કરી વનમાં ગયા એ ભાવ આપણને વડીલોના માન તેમજ મર્યાદા રાખવાનું સૂચવે છે. લક્ષ્મણજીએ રાજ વૈભવ વિલાસ છોડી જ્યેષ્ઠ ભ્રાતા સાથે વનમાં સીધાવી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળી સેવક તરીકે સાથે રહ્યા એ આપણને ભ્રાતૃભાવ બતાવે છે. ભરતજીએ પોતાને મળતી રાજગાદીનો લોભ એ રાજ્યના હકદાર શ્રી રામચંદ્રજીની પાદુકા કહેતાં પગે પહેરવાની ચાખડીને રાજ્ય સિંહાસન ઉપર સ્થાપી પોતે જ્યાં સુધી શ્રીરામચંદ્રજી વનમાંથી પાછા ન આવે ત્યાં સુધી નંદિગ્રામમાં ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગ્યા એ ભાવ આપણને બીજાના હક્કનો અધિકાર ન ભોગવવાનો પ્રમાણીક પણે ચાલવાનો બોધ આપે છે. કૈકયી શ્રીરામની અપર (મૈત્રી) માતા હતા તેના કહેવાથી શ્રીરામ વનમાં જાય છે તેમ જાણ્યાં છતાં પણ માતુશ્રી કૌશલ્યાજીએ તેમાં અંતરાય ન નાખતાં શ્રીરામચંદ્રજીને રજા આપી, એ ભાવ ઘરમાં સંપ રાખવાનું અને પતિની ઈચ્છા ગમે તેવી પોતાને પસંદ ન હોય તો પણ તેને આધીન રહેવાનું સ્ત્રીને શીખવે છે. શ્રીરામ પ્રત્યેના પ્રેમથી દશરથ રાજાએ અનુચીત આજ્ઞા આપવાથી પસ્તાઈ પોતાના દેહનો ત્યાગ કરે છે એ આપણા વડીલોએ પ્રિય સંતાનો ઉપર આપખુદી તથા જુલ્મી વિચારો ન નાખવાનું સૂચવે છે. પતિ સેવાથી સીતાજી મન, વચન અને કર્મની સ્વામી સાથે વનમાં જાય છે એ ભાવ પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી રહેવાનું બહેનોને શીખવે છે.

ભાઈ આપણા ધર્મશાસ્ત્રોમાં આવો અમૂલ્ય ઉપદેશ રહેલો છે તેનું યથાર્થ પાલન આપણાથી બની શકે તેટલું જરૂરથી કરવું જ જોઈએ. હું તો **પરમકૃપાળુ પરમાત્માને** પ્રાર્થના કરૂં છું કે અમારી જ્ઞાતિમાં **વડીલો દશરથ** જેવા **ભાઈઓ લક્ષ્મણ** જેવા **માતાઓ કૌશલ્યા** જેવી, **પત્ની સીતા** જેવી અને **ભરત** જેવા ભાઇ થાય એમ ઈચ્છું છું. આજે આપ ભાઈઓ તેમજ બહેનો પધાર્ય છો તેવી જ રીતે આવતી કાલની સભામાં ઉત્સાહ પૂર્વક પધારી આ પવિત્ર કાર્યમાં સહાનુભૂતિ આપશો એવી હું આશા રાખું છું કે આજની સભામાં કેટલા જરૂરી સવાલોનો નિર્ણય થઈ ગયો છે. આજની સભાનો સમય વધારે વ્યતીત થવાથી મારૂં બોલવું પુરૂં કરું તે પહેલાં આજે મારાથી અનુચીત એટલે વધારે પડતું બોલાયું હોય તો મને ક્ષમા કરશો એવી પ્રાર્થના કરી બેસી જવાની રજા લઉં છું.

ગણાત્રા પ્રિન્ટીંગ પ્રેસ-રાજકોટ

Online Text Based
(can use for translation)





Source Document



# શ્રી આણંદપર ગામે શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજની જાહેર બેઠક - દિનાંક 11-Jul-1945

સાં. ૨૦૦૧ના અષાઢ સુદ-૧ને બુધવાર {VSA: 11-Jul-1945} ના રોજ ગામ શ્રી આણંદપર સ્થાને શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજની એક જાહેર બેઠક મળેલ. જેમાં આણંદપરના સનાતની ભાઈઓ ઉપર ધર્મ પાળવા માટે જે પીરાણા ધર્મ પાળવા વાળાઓએ જે જે વીંટબણા આપેલ જેનું હાર્દિક વર્ણન કહેલ જે કંપારી ઉઠે તેવું હતું. જે હિન્દુ ધર્મ પાળનાર કોઈ રીતે પોતાની આજીવિકા માટે પણ અમોને છેવટ કચ્છ છોડી જવા ફરજ પડી છે. ને આ રીતે જો પીરાણા ધર્મ પાળનાર જો ન અટકે તો કોઈ રીતે અમો કચ્છમાં રહી શકીએ તેમ નથી તેવું જણાઈ આવેલ હતું. તે બાદ આ વાતનો નિર્ણય લાવવા માટે શું ઉપાયો કરવા જે ઘણી વાતાવરણથી નક્કી થયું. જે શ્રી વાંઢાય સ્થાને શ્રીમાન પૂજ્ય સાધુ ઓધવરામજીની સલાહ લઈ તેમની જે સલાહ નક્કી થાય તેમ નક્કી કરવું. તો ત્યાંના મુખ્ય આગેવાનો તથાશ્રી વિરાણીવાળા શ્રીમાન ભાઈ રતનશી ખીમજી તથા પા. નથુ નાનજી એમ ૬ થી ૭ જણ વાંઢાય પહોંચ્યા. ત્યાં શ્રીમાન સાધુ મહારાજ શ્રી પાસે તમામ હકીકત વિગતવાર કહી સંભળાવેલ. જે ઉપરથી નક્કી થયું. જે આ તમામ હકીકતનો કેમ નિર્ણય લાવવો તે નીચે મુજબ નક્કી થયું.

૧. આ તમામ હકીકત માટે હિન્દુ ધર્મ કેમ ટકાવી શકાય તે માટે કચ્છના મહારાવશ્રીને મળીને ધર્મ રક્ષા મેળવવી.

૨. વાંઢાય સ્થાને પૂજ્ય માતાજી ઉમિયાજીના મંદિર તથા આજુબાજુ કંપાઉન્ડ તથા વિગેરે જે જે મિલકત છે તે તમામ મિલકત કડવા પાટીદારને સોંપવા ને તેમાં ૧ ટ્રસ્ટી મંડળના નામથી લખીને કોર્ટમાં રજીસ્ટર કરાવી આપવું વિગેરે.

૩. તે માતાજીના કંપાઉન્ડમાં તથા તેમાં જે મકાનો આવેલા છે ત્યાં જરૂર પુરતાં બનાવવા જેમાં જ્ઞાતિના બાળકો માટે રહેવા તથા જમવા પુરતી વ્યવસ્થા કરવી ને ગુરુકુળમાં ફ્રી ભણાવવા એમ નક્કી નિર્ણય લાવવો.

ઉપર મુજબ નિર્ણય લાવવા માટે એક જ્ઞાતિના મુખ્ય હોદ્દેદારોની એક સામાન્ય સભા બોલાવવી એમ નક્કી રાખ્યું.

Online Text Based
(can use for translation)





Source Document



॥ ૐ ॥

# શ્રી આણંદપર ગામમાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનું મંદિર બંધાતાં તેમાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની પ્રાણ પ્રતિષ્ઠા માટે થયેલ કાર્યની નોંધ.

**સાં. ૨૦૦૨ના શ્રાવણ સુદ ૨ શુક્રવાર {VSA: 10-Aug-1945} ના રોજ કાર્યની વહેંચણી**

**કાર્યવાહકોના નામ**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | મનજીભાઈ વાલજી | ૧૧ | જીવરાજ કરમશી | ૨૧ | લખુ વાલજી |
| ૨ | કરમશી વાલજી | ૧૨ | નથુ નાનજી | ૨૨ | વસ્તા કરશન |
| ૩ | હીરજી વાલજી | ૧૩ | રવજી વેલજી | ૨૩ | રતનશી ધનજી |
| ૪ | ખીમજી વાલજી | ૧૪ | રાજા દેવશી | ૨૪ | કાનજી ધનજી |
| ૫ | ડાહ્યા વાલજી | ૧૫ | વિશ્રામ દેવશી | ૨૫ | ડાહ્યાભાઈ જેઠા |
| ૬ | પ્રેમજી વાલજી | ૧૬ | વીરજી દેવશી | ૨૬ | નારાણભાઈ ભાણજી મુખી |
| ૭ | ગંગદાશ મનજી | ૧૭ | વાલજી ભાણજી | ૨૭ | રામજી માવજી |
| ૮ | શીવજી મનજી | ૧૮ | ભાણજી કચરા | ૨૮ | રામજી મેઘજી |
| ૯ | ખેતા મનજી | ૧૯ | નારાણ ભાણજી | ૨૯ | વેલજી વાલજી |
| ૧૦ | મુળજી કરમશી | ૨૦ | ભાણજી મુળજી | | |

**આ કાર્ય વાહકોમાંથી નીચે પ્રમાણે વહેંચણી થયેલ હતી.**

૧ **કોઠાર ખાતે** જણ ૨

કરમશીભાઈ વાલજી તથા રાજાભાઈ દેવશી

૨ **જાનવરોની સરભરા ખાતું**

રવજી- દેવજી

૩ **રસોડા ખાતું**

મુખ્ય : રતનશીભાઈ ધનજી - ડાહ્યાભાઈ ધનજી

પેટામાં : ૧) લખુ વાલજી ૨) ગંગદાશ મનજી ૩) શીવજી મનજી ૪) લખુ વાલજી ૫) વાલજી ભાણજી ૬) વિશ્રામ દેવશી

૪ **સ્વાગત કમીટી**

૧) મનજીભાઈ વાલજી ૨) નથુ નાનજી ૩) વસ્તા કરશન ૪) ડાહ્યા જેઠા ૫) મુખી નારણ ભાણજી ૬) કાનજી માધવજી ૭) પ્રેમજી વાલજી

એ રીતે કાર્યની વહેંચણી થઈ હતી તે બાદ સભા બરખાસ્ત કરવામાં આવી હતી. આ સભાનું પ્રમુખ સ્થાન વિરાણીવાળા ભાઈ રતનશી ખીમજીએ લીધેલ હતું. અને વગેરે વગેરે હકીકતની સુચના આપેલ છે. વોલીન્ટીયરની ફરજ સમજાવેલ તથા વિશેષ ખાસ સુચના આપી હતી.

**પ્રમુખશ્રીની સહી,**
**પટેલ રતનશી ખીમજી સનાતન સમાજના પ્રેસીડેન્ટ દા. પોતાના**
સેવક-પા. નથુ નાનજી દા. પોતાના

સાં. ૨૦૦૨ના શ્રાવણ સુદ ૩ શનિવાર {VSA:11-Aug-1945}ના રાત્રે કચ્છી કડવા પાટીદાર સનાતન સમાજની જાહેર સભા બોલાવવામાં આવી હતી. જેમાં નીચે મુજબ કાર્યક્રમ થયેલ હતો. આ સભામાં લગભગ ભાઈઓ તથા બહેનો મળી ૧,૦૦૦થી ૧,૨૦૦ હતા. જેમાં જ્ઞાતિ હિત તથા સનાતન ધર્મ પાળનાર ભાઈઓને હિન્દુ ધર્મના રિવાજો તથા ધર્મ સંબંધી દાખલા તથા બીજા ઘણા જ્ઞાતિના ઉન્નતિને માર્ગે લાવવાના વ્યાખ્યાન થયા હતા. આ સભાનું પ્રમુખ સ્થાન ગામશ્રી આણંદપરના મનજી વાલજીએ લીધું હતું. તે વક્તા તરીકે ભાઈ રતનશી ખીમજી, નથુ નાનજી, સાધુ દયાળદાસજી તથા બીજા ૩થી ૪ ભાઈઓ એ વિવેચન કર્યા હતા ત્યારબાદ રાત્રે ૧૧થી ૧૧।। વાગે સભાનું કાર્ય પૂર્ણ થયું હતું.

**શનિવારના સવારના ભાગમાં નીચે મુજબ કાર્યક્રમ જાહેર કર્યો હતો.**

૧. સવારના ૮થી બ્રાહ્મણો વેદના ઉચ્ચારથી મંદિરમાં પૂજન ચાલુ રાખ્યું હતું.

૨. બપોરના ૧૨થી ૧ વાગ્યા સુધી ભગવત પ્રસાદ.

૩. બપોર પછી ૨થી ૩।। વાગ્યા સુધી આરામ.

૪. બપોર પછી ૩।।થી (જળ જાત્રા)નો વરઘોડા રૂપે તળાવ ઉપર ગયા હતા. ત્યાંથી બહેનોએ જળ ભરી ગાજતા-વાજતાં જળ લઈ મંદિરમાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની મૂર્તિઓને પંચામૃત વગેરેથી નવડાવીને પૂજન કરીને મૂર્તિઓને દર્ભમાં શયન કરાવ્યું હતું. તે બાદ જપ વિધી ચાલુ હતી.

૫. સાંજના ૬ થી ભગવત પ્રસાદ લેવામાં આવેલ હતો ને રાતે સભા ભરવામાં આવેલ જેની વીગત ઉપર પ્રમાણે હતી.

## સાં. ૨૦૦૨ના શ્રાવણ સુદ ૪ને રવિવાર{VSA:12-Aug-1945} નો કાર્યક્રમ

૧. પ્રથમ સવારમાં ઈશ્વરના ગુણગાન તથા પ્રભાતીયા ગવાયા બાદમાં પાણી લેવામાં આવ્યું હતું.

૨. સવારમાં શુભ ચોઘડીયે શ્રી ભગવાનને દર્ભમાંથી ઉઠાડીને વૈદિક મંત્રોના ઉચ્ચાર વડે પ્રભુની મૂર્તિઓની પ્રાણ પ્રતિષ્ઠા કરવામાં આવેલી તે બાદ હવનની શરૂઆત કરી હતી. જે કાર્ય ૧૧ વાગે પૂર્ણ થયું હતું.

૩. ૧૧ વાગ્યા બાદ ભગવત પ્રસાદ.

૪. ભગવત પ્રસાદ લીધા બાદ ૧થી ૩ વાગ્યા સુધી આરામ.

૫. પૂજ્ય મહારાજ શ્રી ઓધવરામજી તથા બીજા બહારના મહેમાનોના સામૈયા બહુ જ ધામધૂમથી કરવામાં આવેલ જેમાં વોલીન્ટીયર ભાઈઓ તથા કેપ્ટનોએ બહુ જ સારી રીતે પોતાની ફરજ બજાવી હતી. જે તે બધા

બહારના મહેમાનોને ખુબ પ્રેમથી ખભે ખભા મીલાવી સ્નેહ ભાવ બહુ જ આનંદથી જોવામાં આવેલ જે વખતના પ્રેમનું મિલન પૂજ્ય રામચંદ્રને ભરતના મીલાપ જેવું હતું જે ગુલાલ વગેરે છાંટવામાં આવેલ હતું તે બાદ સરઘસ મંડપ તરફ વળેલ. જ્યાં બધા સભા મંડપમાં બીરાજ્યા હતા ને પૂજ્ય મહારાજશ્રીએ બે બોલ બોલ્યા હતા. તે બાદ ૪ વાગ્યાથી શ્રી લક્ષ્મીનારાયણ પ્રભુની મૂર્તિઓને આભુષણો તથા દાગીનાથી શણગારવામાં આવેલ હતી ને એક ગાડા ઉપર માફો નાખી તે ઉપર સારી રીતે રથનો આકાર કરી શ્રી ભગવાનને તે રથ ઉપર બિરાજમાન કરીને રથ ગામની દક્ષિણ તરફથી રવાના થયેલ. જે ગામના પશ્ચિમ તરફ વળીને ગામને પ્રદક્ષિણા કરાવી મુખ્ય દરવાજા વાટે લઈને શ્રી ભગવાનની મૂર્તિઓને હવન કુંડની બાજુમાં બિરાજમાન કરવામાં આવી હતી. બ્રાહ્મણો એ હવન વિધી તથા યજ્ઞ વિધીની ક્રિયા મોટા સાદે વેદ ઉચ્ચારથી ગાઈ રહ્યા હતા. જે વખતનું સ્વરૂપ ઈંદ્રાસન ગાજી ઉઠે તેવું હતું. ને મારા ભાઈઓ શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની જય બોલાવી રહ્યા હતા. સનાતન ધર્મ ની જય બોલાવી રહ્યા હતા. કડવા પાટીદારની જય બોલાવી રહ્યા હતા. ને ભાઈઓ તથા બહેનો પ્રભુના દર્શન માટે એકબીજામાં અથમણથી જલદી પ્રભુના દર્શનના માટે તાલાવેલી થઈ રહી હતી. તે બાદ થોડો સમય સૌ ભાઈ તથા બહેનોએ પોતાના ઉતારાની સગવડમાં રોકાયા હતા. તે બાદ ભગવત પ્રસાદની તૈયારી થઈ હતી. ભગવત પ્રસાદ લેવા બાદ રાત્રે એક જાહેર સભા ભરવામાં આવેલ હતી. પ્રથમ સાધુ દયાળદાસજીએ પ્રભુ પ્રાર્થના ગાઈ હતી. જે સભાનું પ્રમુખ સ્થાન તરીકે પા. રતનશીભાઈની દરખાસ્ત નખત્રાણાના પટેલ નથુ નાનજીએ મૂકી હતી. ને તેને ટેકો આપવા એક ભાઈ મનજી વાલજી લખપત તાલુકા વાળા ઉભા થયા હતા. તે બાદ પ્રમુખ સાહેબે પોતાની ફરજ તથા પોતાના પ્રમુખ તરીકે બે બોલ બોલ્યા હતા ને તે સાથે મહારાજશ્રી ઓધવરામજી તે ઉપ.પ્રમુખ અથવા પૂજ્ય તરીકે ખુરશી ઉપર બીરાજ્યા હતા તે બાદ સભાનું કાર્ય ચાલુ થયેલ હતું.

૧. પ્રથમ પ્રમુખ ભાઈ રતનશીએ આ સભાનો ઉદ્દેશ કહી સંભળાવેલ તે પૂજ્ય ઓધવરામજીને આપણી જ્ઞાતિ માટે શુભ ભાવના વિશે બોલ્યા હતા - ને હું આજથી ત્રણ દિવસ થયા. હું આ ગામનો વતની બની ચૂક્યો છું. મહારાજશ્રીને બોલાવવા મેં પ્રાર્થના કરી - બહારના ભાઈઓએ આટલો પરિશ્રમ વેઠીને આ સભામાં ભાગ લીધો તે વિશે તથા બીજો ક્ષત્રીઓ પોતાની ફરજ ચુકી જવાથી તેનો દાખલો વગેરે આપ્યા હતા. તે સિવાય ઘણું વિવેચન કર્યું હતું.

૨. તે બાદ પૂજ્ય મહારાજ શ્રી ઓધવરામજી પોતાનું પ્રવચન ચાલુ કરેલ હતું. આપણા હિન્દુસ્તાનમાં આપે હિન્દુ તથા મુસલમાન ભાઈઓ આપણે એક જ છીએ. જેના ઉપર બોલ્યા હતા - ઈશ્વર કહો કે અલ્લા કહો એક જ છે - વિશેષમાં જે-જે જ્ઞાતિમાં જન્મ લીધા પછી પોતપોતાનો ધર્મ ભુલી ન જવો જોઈએ. જે ભગવાનના ગુણ-ગાન તથા બીજા ઐતિહાસિક દાખલા વગેરે બહુ જ ભક્તિરસથી સભાજનોને સમજાવ્યા હતા. આ ગામમાં એક જ્ઞાતિમાં બે પાર્ટી છે પણ તે પાટીદાર છે. પણ ધર્મ ગમે તે પાળે પણ તકરાર ન કરવી, જેવી ભલામણ રજૂ કરી હતી. જેના ઉપરથી આંધળાઓને મળેલ હાથી ઉપરનો દાખલો આપ્યો હતો. ને તેના ઉપરથી પ્રભુને ગમે તે માર્ગે ઓળખવા વિશે આપણે એક જ પ્રભુના બાળકો સમજીને કાર્ય કરવાનું છે. એ રીતે બીજી ઘણી જ્ઞાતિનાં હીત માટે તથા સનાતન ધર્મ હિન્દુ ધર્મ ખાસ પાળવું જેની વારંવાર ભલામણ કરી હતી. ને તેના ઘણા રદીયા- દાખલા આપ્યા હતા વગેરે વગેરે.

૩. તે બાદ નખત્રાણાના પટેલ નથુ નાનજીએ શ્રીમાનભાઈ બેચરલાલની ઓળખાણ તથા ડો. હરીભાઈની ઓળખાણ તથા બીજા વક્તાઓની ઓળખાણ આપી હતી. તથા હું જ્યારથી પૂજ્ય મહારાજશ્રીને ઓળખી શક્યો છું. જે દિવસથી મેં આ જ્ઞાતિની સેવા સ્વીકારી છે તે તેની આજ્ઞાની પછવાડે જરૂર ફળીભૂત થયો છું ને તેમની જે જે આજ્ઞાઓ મને આપે છે તે ખાસ ઈશ્વરીય પ્રેરણા છે. તેમ મેં જાતે અનુભવ્યું છે. તે સિવાય શ્રીમાનભાઈ બેચરલાલને બોલવા વિનંતી કરી હતી. તાળીઓ.

૪. ભાઈ બેચરલાલે પોતાનું વિવેચન ચાલુ કર્યું હતું. જેમાં ટૂંકમાં જણાવ્યું હતું જે ઘણા નામથી વિવેક કરવા કરતા બીજા શબ્દ ઉપર ભાર મૂક્યો હતો. જે હું જ્યારથી જાણતો થયો છું ત્યાંરથી આપની જ્ઞાતિની સાથે રહી ને પૂર્ણ રીતે મેં હિન્દુ તરીકેની ફરજ સમજાવતો આવ્યો છું. ને હજુ પણ મારાથી બનતી સેવા આ જ્ઞાતિને આપીશ. તથા મારું હાલ રહેઠાણ વિથોણ છે ને વિથોણના યુવકો તથા વડીલોને જ્યારથી હું વિથોણ ગયો છું ત્યારથી મેં મારી ફરજો અદા કરી છે ને જે વખત અમે નખત્રાણા હતા ત્યારે મેં આ જ્ઞાતિને ઉન્નતિને માર્ગે એટલે પડેલ ભુલને સુધારવા મોટે એક યુવક મંડળ રચેલું. જેમાં ખાસ મોટા ભાગે કડવા પાટીદારના સભ્યો રાખવા એમ નક્કી કરેલું. પણ અમારા યુવકોમાં કોઈ કારણોવશાત મેં રાજીનામું આપ્યું. તે બાદ મંડળ પડી ભાગ્યું. એમ હું જ્ઞાતિ વિશે મારી ફરજ અદા કરતો આવ્યો છું. તે બાદ ખાસ બહુ જ સારા દાખલાઓ આપ્યા હતા જેની અસર સભામાં તમામ સારી થઈ હતી. જે મીમ શબ્દ ઉપર ભાર મુકેલ જેનો ખુલાસો કરવા પૂજ્ય મહારાજ શ્રી ઓધવરામજીને ફરજ પાડી હતી. તાળીઓ.

૫. મહારાજ શ્રી ઓધવરામજીએ ભાઈ બેચરલાલે જે મીમ શબ્દ વાપર્યો જેના ઉપર ઘણું અસર લાયક મીમોના ગુણ મીમોએ કેમ વર્તવું? મીમની ફરજ મીમ આ સંસારના માત્ર માનવી મીમ રૂપે નાવ વગેરે વગેરે દાખલાઓ આપ્યા હતા.

૬. દેવપરના ભગત દેવશી કાનજી ઉભા થયા હતા ને તેમને મારી જ્ઞાતિમાં પડેલી ભુલ જે ઉપર તથા બીજા કેટલા રદીયા આપ્યા હતાં પૂજ્ય મહારાજ શ્રી ઓધવરામજીનો હું શિષ્ય છું જેના આશીર્વાદથી જે કાંઈ બોલું છે તે તેમના જ સમાગમનું ફળ છે. તથા બીજુ સનાતન ધર્મ પાળનાર ભાઈઓને બહુ જ લંબાણથી વિવેચન કર્યું હતું વગેરે વગેરે (તાળીઓ).

૭. સાધુ દયાળદાસજી ઉભા થયા હતા. જે આવેલા સજ્જનોનો આભાર માન્યો હતો. હું આપની જ્ઞાતિના સેવક તરીકેની મારી ફરજ અદા કરતો આવ્યો છું તે પૂજ્ય મહારાજશ્રીનો ખાસ આપ જ્ઞાતિમાં પ્રચાર કરવા મને ખાસ ફરજ પાડી છે. જે મારી ફરજ આપની જ્ઞાતિને સનાતન ધર્મ પાળતી થાય એમ હું રાત દિવસ પ્રયાસ કરી રહ્યો છું. તે બાદ પતિ-પત્નીના ધર્મનો દાખલો - જન્મી કરીને શું કરવું જેનો દાખલો સાધુ થઈ ને શું કર્યું. જેનો દાખલો - તીર્થ સ્વરૂપ માવિત્રોને તે જીવતા હોય તે વખત તેમની સેવાનો દાખલો - માવિત્રો મરવા પછી ગંગા જળથી શું ફળ મળવાનું જેનો દાખલો - વીશેષમાં માવિત્રોના આશીર્વાદ મેળવવા જેવી ભલામણ વગેરે આપ્યા હતા. જે પોતાનો ખાસ વિષય આ જ્ઞાતિને સુમાર્ગે લાવવા ઉપર વિવેચન કર્યું હતું. વગેરે વગેરે - તાળીઓ.

૮. તે બાદ ડો. હરીભાઈ નારણે પોતાનું વિવેચન ચાલુ કર્યું હતું.

Online Text Based
(can use for translation)





Source Document



# આંબાળા ગામમાં સનાતન ધર્મ પ્રચાર માટે મળેલ જાહેર સભાનો અહેવાલ - દિનાંક 03-Sep-1945

સાં. ૨૦૦૨ના શ્રાવણ વદ ૧૨ને સોમવાર {VSA: 03-Sep-1945}ના રોજ શ્રી આંબાળા શુભ સ્થાને શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજની જાહેર સભા ભરવામાં આવેલ. જેમાં લગભગ ભાઈઓ તથા બહેનો મળી ૪૦૦ માણસોની હતી. તે સભામાં થયેલ કાર્યકર્મ નીચે મુજબ છે.

૧. પ્રથમ ઈશ્વરની પ્રાર્થના. પૂજ્ય દયાળદાસજીએ બહુજ રસથી વિવેચન સહિત ગાન ગાયું હતું.

૨. સભાની શરૂઆતમાં પા. નથુ નાનજીએ પ્રમુખ તરીકેની દરખાસ્ત શ્રીરતડીયાના પટેલ કાનજી મુળજીની મુકી હતી. જેને ટેકો દેવા ગામ આંબાળાના પટેલ કેશરા નાથાએ આપેલ હતો. તે બાદ પ્રમુખશ્રી કાનજીભાઈ મુળજીએ લીધા બાદ તેમના વતી ગામ શ્રી વિરાણીના પા. રતનશીભાઈ ખીમજીએ બહુજ  અસરકારક જ્ઞાતિ હિત વિષે તથા પ્રમુખશ્રીની કેટલીક સુચના રજુ કરી હતી.

૩. તે બાદ શ્રી વાંઢાયવાળા સાધુ દયાળદાસજી ઉભા થયા હતા. ને તેમને ધર્મ એટલે શું ? મનુષ્યની ફરજ ? મંદિર એટલે શું ? સાધુ એટલે શું ? સાધુની ફરજ શું ? જ્ઞાન ક્યારે થાય ? હૃદય જ્યાં સુધી શુદ્ધ ન થાય ત્યાં સુધી કાર્યની નિષ્ફળતા - મહાત્માનો દાખલો - ગુરૂ ગોવિંદસિંગજીનો દાખલો - સનાતન ધર્મ સિવાય બીજા પંથની અમુક મુદ્દત - જન્મ ધારણ કરી શું કરવું - પર ઉપકારી થવું - અન્ન દાન ઉત્તમ છે - તેનાથી વિશેષ વિદ્યા દાન છે. વગેરે વગેરે બહું જ ધર્મ ઉપદેશ તરીકે ને જ્ઞાતિને ઉન્નતીના માર્ગે લાવેલા બહુ જ અસરકારક વિવેચન કર્યું હતું. (તાળીઓ)

૪. નખત્રાણાના પા. નથુ નાનજીએ આંબાળા ગામના ભાઈઓ નો સંપ જોઈ પોતાના હૃદયનો ભાવ વ્યક્ત કર્યો હતો ને જ્ઞાતિ હિત માટે બહુ જ અસરકારક વિવેચન કર્યું હતું. આપણી જ્ઞાતિમાં જેવી છાપ પાડવી હોય તેવી પડી શકે છે. તથા આપણી જ્ઞાતિના જુના વિચારોવાળા ભાઈઓ આપણી જ્ઞાતિના આ શુભકાર્યમાં વિઘ્નરૂપે કેટલીક ખટપટથી તથા સનાતન ધર્મ પાળનાર ભાઈઓની વિટંબણાઓ ઉપર તથા ગામના ઝઘડામાં બહારના ભાઈઓ આવી ઝઘડો વધારે છે તે વિષે તથા જ્ઞાતિની ઉન્નતી કેળવણીથી જ થવાની છે. વગેરે વગેરે. ( તાળીઓ)

૫. ભાઈ ખીમજી કચરા રવાપરવાળા ઉભા થયા હતા. આપણે પાટીદાર છીએ. મુળ વસ્તુ થી ભુલા પડયા છીએ. ગુજરાત વગેરે સ્થળે તપાસવાથી આપણી કડવા પાટીદાર એક જનરલ કોમ છીએ. આપે આ પીરાણા ધર્મ માટે આપણી મૂળ ભૂમિ ગુજરાતને છોડવું પડ્યું ને ઈશ્વર ક્યાંથી આપણી જ્ઞાતિમાં જાગૃતી આવીને આ ૩૫ વર્ષ થયા. આ શુભ કાર્ય હાથ ધરાયું ને જ્ઞાતિનો ઉદ્ધાર હવે જરૂર નજીક છે. વિગેરે વિગેરે. (તાળીઓ)

૬. ભાઈ શ્રી રતનશી ખીમજી ઉભા થયા હતા ને આ જ્ઞાતિનો દાસનો દાસ હું સેવક છું ને મારા માટે આગળમાં જે કોઈ અતિશયોક્તિ ભરેલા શબ્દો કહ્યા છે તે કંઇ વધારે પડતા છે. જનતાનો દાખલો - આ શરીર ક્ષણ ભંગુર છે - જનાવર પણ પોતાની ફરજ અદા કરે છે, તો મનુષ્યની તો ફરજ છે. જ્ઞાતિના સેવા કરવામાંજ સાર્થકતા છે. નામ દેવનો દાખલો - આપણી શુદ્ધિ છેવટ સનાતન ધર્મ ટકવાનું છે તે ઉપર મે પણ દેહ શુદ્ધિ કરાવી ને મારી ભુલ જણાતા ગમે તે રીતે જ્ઞાતિની સેવા કેમ કરવી તેનું નક્કી કર્યું તે ઉપર મારા કુટુંબ તથા મારી ધર્મપત્નીનો સહકાર મેળવીને આ જ્ઞાતિના કાર્ય માટે મારું જીવન રેડ્યું તે ઉપર - આ જ્ઞાતિના આવા શુભ કાર્ય તેમજ સનાતન ધર્મ માટે મારા મસ્તકની જરૂર પડે તો આપવા આ સેવક તૈયાર છે. તે ઉપર તથા ૧૯૬૭ના હરી ભક્તો સાથે મારો અનુભવ તથા તેને લગતી કેટલીક વિગતો રજુ કરી હતી. તથા આ જ્ઞાતિને કોઈબી રીતે સનાતન ધર્મ પાળતી થાય તેને લગતા કેટલાક ઈતિહાસિક દાખલાથી સમજાવીને બહુજ અસરકારક વિવેચન કર્યું હતું. વિગેરે વિગેરે.....(તાળીઓ)

૭. તે બાદ મનજીભાઈ ખીમજી શ્રી વિગોડીવાળા ઉભા થયા. તેમને જ્ઞાતિ ઉન્નતિનો માર્ગ શોધી કાઢ્યો હતો. ને જ્ઞાતિનો ઉદ્ધાર તથા જ્ઞાતિને નામી વસ્તુ મેળવવા માટે ખાસ કેળવણી ઉપર ભાર મુક્યો હતો ને જ્ઞાતિનું એક જનરલ ફંડ એકઠું કરવું તેના ઉપર ભાર મૂક્યો હતો. વિગેરે વિગેરે બહુ જ અસરકારક વિવેચન કર્યું હતું. ( તાળીઓ)

૮. રતનશીભાઈ ઉભા થયા હતા ને ટુંકું વિવેચન કર્યા બાદ જ્ઞાતિ બંધારણના ઠરાવો પા. નથુ નાનજી વાંચી સંભળાવશે. વિગેરે વિગેરે (તાળીઓ)

૯. ઠરાવો પા.નથુ નાનજીએ વાંચી સંભળાવ્યા બાદ તેની ઉપર શ્રીમાન ભાઈ રતનશી ખીમજીએ તે ઠરાવોનો ઉલ્લેખ કર્યો હતો. ને તે સિવાય જ્ઞાતિના લોકોના બહુ જ હિત માટે ટૂંકમાં વિવેચન કર્યું હતું. તે બાદ સભાનું કાર્ય પૂર્ણ થયું ને પ્રમુખ સાહેબે ઉપરસંહાર કર્યો હતો.

પ્રમુખશ્રીની સહી - પા.કાનજી મુળજીની સહી દા. પોતાના
વક્તાઓ - ખીમજી કચરા
રતનશી ખીમજીની સહી દા. પોતાના
મનજી ખીમજીની સહી દા. પોતાના
સાધુદયાળદાસ ગુરૂ ઓધવરામજીની સહી દા. પોતાના
પટેલ કેસરા નાયાની સહી દા.વાલજી મુળજી
જ્ઞાતિ સેવક પા. નથુ નાનજી દા. પોતાના

સાં. ૨૦૦૨ના શ્રાવણ વદ-૧૩ને ભોમવાર(મંગળવાર){VSA: 04-Sep-1945}ના સવારમાં આપણી જ્ઞાતિના મુખ્ય ભાઈઓ સાથે આપણી જ્ઞાતિની કેટલીક જાણવા જોગ વાતોના ખુલાસા થયા બાદ વિગોડીવાળા ભાઈઓમાંથી ભાઈ હરદાસ તથા લધાભાઈ તથા મનજીભાઈ ખીમજી તથા બીજા કેટલાક ભાઈઓએ વિગોડી આવવા આગ્રહ કર્યો ને તેમનો સંપૂર્ણ ભાવ જોઈ શ્રીમાન ભાઈ રતનશી ખીમજી તથા પા.નથુ નાનજી વિગેરે શ્રી વિગોડી આવ્યા ને વિગોડીના કેટલાક ભાઈઓ આ સનાતન ધર્મ માટે અમો રાત દિવસ તેમની ઝંખના અમારી ચાલુ છે ને આ પ્રચાર કાર્ય જોઈ શ્રીમાન મનજીભાઈ ખીમજી શ્રી કરાંચીવાળાએ પ્રચાર કાર્ય જોઈ અતિશય ખુશી

થયાને તેમના ઉદારભાવથી શ્રીમાન મનજીભાઈ શીવજીએ શ્રી કચ્છ કડવા પાટીદારમાં ખાસ સનાતન ધર્મના પ્રચાર અર્થે કો.૫૫૧) (પાંચસો એકાવન)ની થેલી શ્રી કચ્છ કડવા પાટીદારના પ્રમુખ સાહેબ રતનશીભાઈ તથા પા.નથુ નાનજીને ચરણે ધરીને આ શુભ કાર્ય કરવા અમારો સંપૂર્ણ સહકાર તન-મન-ધનથી છે. શ્રીમાન ભાઈ મનજીભાઈએ વક્તવ્ય કર્યું તે બાદ ગામના મુખ્ય આગેવાનોએ આ **સનાતન ધર્મ** અમો ભુલી ગયા છીએ તેનું ટુંકમાં વિવેચન થયું હતું. તે બાદ અમો ભાઈ **રતનશી** તથા **નથુ નાનજી** શ્રી મથલ તરફ રવાના થયા હતા જેને મોકલાવવા ગામના ઘણા ભાઈઓ ગામ બહાર આવ્યા હતા વિગેરે વિગેરે...

તે બાદ અમો **મથલમાં** આવ્યા ત્યારે તે ગામના પા. પરબત લખુની મુલાકાત થઈ ને તેમને ખાસ શુદ્ધ ભાવથી માગણી કરી કે ગમે તેમ થાય પણ આજ રાત્રે રોકાઓ જેથી તેમના એવા વિવેચન થયા કે અમો એક કચ્છ કડવા પાટીદાર સનાતન ભાઈઓની એક જાહેર મિટીંગ બોલાવવી છે તેવો તેમનો આદેશ થતાં અમો મથલ રાત્રે રોકાયા. ને રાત્રે સનાતની ભાઈઓને બોલાવ્યા ને કેટલીક જ્ઞાતિ હીતની ચર્ચામાં શ્રીમાન રતનશીભાઈએ તથા પરબત લખુએ બહુ જ અસરકારક વિવેચન કર્યાં હતાં ને ગામ ભાઈયો એવા નિર્ણય ઉપર આવ્યા ને કડવા પાટીદાર સમાજની જાહેર સભા બોલાવવા નક્કી કર્યું ને તે સભા ચાલુ સાલના શ્રાવણ વદ ૦)) (અમાસ)ને ગુરૂવાર{VSA :06-Sep-1945}ના રોજ યોજવી એવો નક્કી ઠરાવ થયો. તે બાદ ઘણી જ સનાત ધર્મને લગતી ચર્ચા થયા બાદ સૌ ભાઈઓ તથા બહેનો વિખરાયા હતાં વિગેરે વિગેરે...

તે બાદ મથલથી રવાના થઈ શ્રી કોટડા ગામે શ્રી જ્ઞાતિ ખજાનચી શ્રીમાન ભાઈ ભીમજી કેશરા લીંબાણીને કોરી ૫૫૧) પાંચસો એકાવન જ્ઞાતિના ફંડના ચોપડામાં જમા કરી અમો નખત્રાણા તથા વીરાણી તરફ રવાના થયા વિગેરે વિગેરે.

જ્ઞાતિ સેવક
લિ. પા. નથુ નાનજી

Online Text Based
(can use for translation)





Source Document



# મથલ ગામમાં સનાતન ધર્મ પ્રચાર માટે મળેલ જાહેર સભાનો અહેવાલ - દિનાક 06-Sep-1945

સાં. ૨૦૦૨ના શ્રાવણ વદ ૦))(અમાસ)ને ગુરૂવાર{VSA:06-Sep-1945}ના રોજ ગામ શ્રી મથલ સ્થાને શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજની ૧ જાહેર સભા ગામ શ્રી મથલના ચોકમાં મળેલ હતી જેમાં નીચે જણાવેલ ગામના ભાઈઓએ હાજરી આપી હતી. ૧. શ્રીમથલ, ૨. કોટડા જડોદર-૫૦, ૩. નખત્રાણા-૨, ૪. વીરાણી-૨, ૫. દેશલપર-૮, ૬. ખોંભડી-૫, ૭. ઉખેડા-૧૫, ૮. રસલીયા-૧૫, ૯. ટોડીયા-૧૭ વગેરે ગામના ભાઈઓ એ હાજરી આપી હતી. જે સભામાં લગભગ ૬૦૦ જેટલા ભાઈઓ તથા બહેનોએ હાજરી આપી હતી. ને તે સભામાં થયેલ કાર્યક્રમની નોંધ નીચે મુજબ છે.

૧. ઈશ્વરની પ્રાર્થના વાજીંત્રો સહીત.

૨. બાળકોની પ્રાર્થના

૩. આ સભાનો ઉદ્દેશ તથા પ્રમુખની દરખાસ્ત રજૂ કરનાર પા. નથુ નાનજી નખત્રાણા.

૪. તેને ટેકો આપવા શ્રીમાન પા. પરબત લખુ તથા પા. ખીમજીભાઈ નાગજી.

૫. પ્રમુખ તરીકે પટેલ ધનજી માંનણ ને તેમના બે બોલ (શાંતિથી સાંભળશો તથા મેન પ્રમુખ તરીકે જે આપે ભાઈઓએ માન આપ્યું છે તે માટે આપણો હું ઋણી છું વગેરે વગેરે.

૬. સાધુ દયાળદાસજી શ્રી ગુરૂ ઓધવરામજી.
સનાતન ભાઈઓ સર્વે આપણા કચ્છના પાટીદાર ભાઈઓમાં સનાતન ધર્મનું પતન થવાથી ભિન્ન ભિન્ન પાંખડી ધર્મ માની રહ્યા છો. માટે ચેતો જે આપણે કોણ છીએ, આપણું કર્તવ્ય શું, આપણે એક જ નિર્ણય ઉપર આવીને સાચે માર્ગે ચડીએ. કોઈનું માનવું હશે જે સાધુ દયાળદાસ બીજનેશ તરીકે કે પેટ ભરવા માટે આમ કરે છે તો આપણી પાટીદાર જ્ઞાતિ સિવાય બીજી કડીયા વગેરે કોમોમાં અમોને ઘણું માન છે. છતાં સાધુ તરીકેની અમારી ફરજ અદા કરવા વિશે આ કોમ પ્રથમ વ્યસન વગરની તે વિશે - ધર્મ વિષય બહુ જ ગહન છે. હું ઘણી વખત આવ્યો છું. ને ધર્મ વિશે વિવેચન કર્યા છે ને બીજી વખત ટાઈમ આવે ત્યારે બે બોલ બોલીશ.
ધર્મના વિષય ઉપર આપણા ભાઈ મુળશંકર ભીમજીભાઈએ સમજાવ્યું. આપે શાન્તીથી સાભળ્યું તે માટે વિશેષમાં ભાઈ રતનશીએ સમજાવ્યું જે હું મારા સ્વાર્થ માટે નહિ પણ આપની જ્ઞાતિને પાખંડી કલંકીત ધર્મમાંથી છોડાવવા મારો ઉદ્દેશ છે તેમજ હું સાધુનો ધર્મ સમજીને ઉપદેશ કરું છું.

**૭. કચરાભાઈ શીવદાસ ગામ મથલનાનું વિવેચન.**

મારા વહાલા જ્ઞાતિ બંધુઓ આપ વધુ સંખ્યામાં પધારી અમારી સભાને જે માન આપ્યું છે તે બદલ આપ સર્વ ભાઈઓનો આભાર માનું છું. આપ આવી રીતે જ્ઞાતિની ઉન્નતિ થાય એવું કાર્ય હંમેશ કરતા રહેશો. વિશેષમાં ભાઈ રતનશી તથા બીજા અન્ય ભાઈઓ પ્રચાર કરી જાગૃતિ કરી રહ્યા છો તે કાર્યને હું ફળીભૂત ઈચ્છા આપણા જ્ઞાતિના આગેવાનોને આપણા ઉપર એટલે સનાતન ધર્મને પાળનારા ઉપર જુલમ કરતાં તે હવે ટકવાનો નથી માટે જાગ્યા ત્યારથી સવાર માની સનાતન ધર્મને જલદી માનતા થઈ જાઓ હવે ઉંઘવાનો સમય નથી. તેમ કોઈ ભય રાખવાની જરૂર નથી વગેરે વગેરે તાળીઓ.

તે વાત પટેલ નથુભાઈ નાનજી એ ગામ શ્રી મથલના શ્રીમાનભાઈ મુળશંકર ભીમજીને હિંદુ સનાતન ધર્મ વિશે બોલવા વિનંતી કરી હતી.

૮. **મુળશંકરભાઈ ભીમજી.**

આર્ય સજ્જનો આપે મને જે બોલવાની તક આપી છે તેમાં મારું એક નિવેદન છે જે તમારી જ્ઞાતિની ચર્ચા હું ચર્ચું તે કરતાં તમો ચર્ચો તો સારું. તમારી જ્ઞાતિમાં પીરાણા ધર્મમાં આંધળે બૈરું કુટાતું હતું, સનાતન ધર્મ કે એવી કોઈ વસ્તુ નથી. જેની ચર્ચા કરી શકીએ કારણ જે સનાતન ધર્મ એક મોટો વિશાળ ધર્મ છે જેની ઉપમા આકાશ જેવી આપી હતી. મનુષ્ય માત્ર સનાતન ધર્મથી જ ટકી રહ્યો છે. સનાતન ધર્મ એક હિંદુ પાળે છે તેમ નથી પણ મુસલમાન પણ પાળે છે. તેને લગતા દાખલા આપ્યા હતા ને વિશેષમાં કહ્યું હતું જે ઈશ્વરને ગમે તે માર્ગેથી મેળવવા વગેરે વગેરે. તમારી જ્ઞાતિમાં ધર્મને કેટલો ખાનગી રાખ્યો છે એજ જુઠી વસ્તુ છે ખાનગી શું રહે છે એક વ્યભિચારી બીજી ચોરી અને અનીતિ એ ખાનગી રાખ્યો છે. ધર્મ તો એવો કોઈ વિષય નથી. જે તેમને ખાનગી રાખવો જોઈએ તે બાદ નીચે લખેલ એક શ્લોક સંસ્કૃતમાં કહ્યું હતું :

ભાઈઓ ધર્મનો પ્રચાર કરી સર્વે ધર્મનું આપણે રક્ષણ કરશું તો ધર્મ આપણું રક્ષણ કરશે. તમારા પીરાણા ધર્મમાં અથર્વવેદના જુઠા દાખલાઓ છે તે અથર્વવેદ શું છે તે આપને પીરાણા ધર્મના ભાઈઓને વાંચી જવા ભલામણ કરું છું. ભાઈઓ મુસલમાન પોતાનું ધર્મ ચુકી ગયા છે ને મુસલમાન કોઈ અવતારને નથી માનતા પણ તે લોકોમાં જે  દલદલઘોડા કે વગેરે જે પાખંડો કરે છે તે પણ અજ્ઞાનતાનો મત છે વિશેષમાં આપને જણાવું છે જે અથર્વવેદમાં છેલ્લા અવતારના વિશે મને શંકા થતા નખત્રાણાના વડીલ નથુભાઈની સાથે મારો ઘણી વખત વાદ-વિવાદ થતાં તેમનો મત એમ હતો જે કળીયુગના અંતમાં નીષ્કલંક અવતાર થશે તેમ તેમનું માનવું હતું તે કળીયુગની અવસ્થા ચાર લાખ બાવીસ હજાર વર્ષની છે. માટે આ જલદી અવતાર પીર ઈમામશાહનો કેમ થયો તે સમજાવવા કોઈ તૈયાર છે. તે બાદ મથલ, આ સંસ્થા સ્થપાણી છે તે વિશે લંબાણ પુર્વક વિવેચન કર્યું હતું તે બાદ ગામ શ્રી મથલના શ્રીમાન પટેલ પરબત લખું ઉભા થયા હતા.

૯. **પટેલ પરબત લખુનું ભાષણ**

મારા વહાલા જ્ઞાતિ બંધુઓ તથા બહારના આવેલા મહેમાનો તમોએ અમારા ગામની આ જાહેર સભામાં જે હાજરી આપી છે તેનો હું આભાર માનું છું. આપના જુના વખતથી સતપંથને માનતા આવ્યા છીએ. તે તદ્દન ભુલ હતી. અસલ આપનો જુનો ધર્મ તો સનાતન જ છે પણ આપણે સતપંથને અવળે માર્ગે ચઢી ગયા હતા. કારણ જે વેદ ગાયત્રી શું છે તે કોઈ પણ સમજતા નહોતા. હિંદુ અને મુસલમાનનો ધર્મ એકજ છે એમ માનતા

હતા પણ હિંદુ અને મુસલમાન જુદા જુદા ધર્મ છે. તે મથાળે એક જ હોય પણ ઈશ્વરને ઘરે જવાના અનેક માર્ગો છે. કોઈ રામનો, કોઈ ઈશ્વરનો કોઈ કૃષ્ણનો કે બીજા કોઈનું દેવ નામ જે ભજે પણ સર્વે એક જ ઈશ્વરના સ્વરૂપમાં જાય છે. મનુષ્ય માત્ર પોતાના ઈષ્ટદેવને માને છે તેમ આપણે પણ આપણા હિન્દુના દેવોને માનવા જોઈએ. પણ આપણા કેટલાક ભાઈઓ તે માનતા નથી, માટે આપણી જ્ઞાતિમાં જોઈએ છીએ તો આપણે નહિ હિંદુ કે નહિ મુસલમાન એમ અર્ધદગ્ધ ધર્મ પાળે છે. આપણા જ ભાઈઓ ગુજરાતમાં વસે છે તેમ ધંધાને અર્થે પણ જાય છે તો તેમને ધર્મના વિષયથી પૂછે તો આપણને ખોટું બોલવું પડે છે ને આપણે કોને માનીએ છીએ તે સત્ય કહી શકતા નથી. આપણે હિંદુ છીએ આપણે હિંદુ તરીકે રીતરિવાજો રાખવા જોઈએ. ને વિશેષમાં પરણાવવામાં ચોરીઓ બંધાવી જોઈએ ને મુસલમાનો પોતાના ધર્મ મુજબ નીકાહ પઢે છે તેમ આપણે હિંદુ ધર્મના રીતરિવાજ માત્ર ચુકી ગયા છીએ માટે ભાઈઓ હવે જાગો નિંદ્રાનો ત્યાગ કરો ને આળશ ત્યજો આપણા શાસ્ત્રોમાં એમ લખ્યું છે જે ગાય બ્રાહ્મણને માનવું નહિ તો તે રીતે આપે હિન્દુ તરીકેની ભુલવણીને માર્ગે ચડી ગયા છીએ આપણી જ્ઞાતિમાં આપણી જ જ્ઞાતિના શ્રીમાન રતનશીભાઈ તથા બીજા તેમના સાથે મળી જે આપણી આ જ્ઞાતિને જાગૃત કરી છે. તે આ જ્ઞાતિની સેવા કરે છે તેને કોઈપણ રીતે ભુલાય તેમ નથી. પરંતુ આપણા પીરાણા ધર્મ માનનારા ભાઈઓ આપણા આ સુધારક ભાઈઓને ઠોલીયા તરીકે ગણી કાઢે છે. પણ તે અજ્ઞાન રૂપી હોવાથી તે સત્ય શું છે તે સમજી શકતા નથી. ભાઈઓ આપણા ગુજરાતના ભાઈઓએ જેમ ખરું સનાતન ધર્મ પકડ્યું તેમ આપણે સનાતન ધર્મનો પ્રચાર કરીને તે પ્રમાણે વરતવું. ઠોલીયા શબ્દ કોને કહેવાય જે ધર્મ વિરૂદ્ધ વર્તન કરે અને મા-બાપની સેવા ના કરે તથા ખોટા વ્યસનો વાળાને ઠોલીયા ગણાય. માટે ભાઈઓ હવે આપણે જ્ઞાતિમાં જેમ બને તેમ જલદી સુધારો કરી મંદિરો બંધાય અને જલ્દી હિંદુ સનાતન ધર્મ પાળતા થઈએ એવી મારી ભલામણ છે.

**ભાઈ શ્રી રતનશીભાઈ ખીમજીનું ભાષણ :**

શ્રીમાન પ્રમુખ સાહેબ તથા પુજય જ્ઞાતિ બંધુઓ તથા માતા તથા બહેનો આજની સભા ઈશ્વરકૃપાથી બહુ સારી ગણાય આપની જ્ઞાતિ જયાં સુધી આ ધર્મથી પાછી નહીં વળે ત્યાં સુધી હું વારંવાર દેહના લોહીના છેલ્લા ટીપાં સુધી આ જ્ઞાતિને અર્પણ કરું છું. જયાં સુધી મારા ભાઈઓ આ ભૂલવણી માંથી બહારા કાઢવા હું અભિમાન નથી કરતો. આ સર્વે ભાઈઓ મળી આ પીરાણા પંથમાંથી આપણે બહાર આવવું જોઈએ. આ મારૂં શરીર તમોને અર્પણ કર્યું છે તેમ મારી સર્વે મિલકત આ જ સુધારક જ્ઞાતિભાઈઓની છે, આ જ્ઞાતિને માટે અમારા આત્માની જરૂર હશે તો અમારો આત્મા આપવા પાછા નહીં પડીએ. લાખો મરી ગયા પણ ધર્મને માટે મરી ફિટવું એ જ ઈષ્ટ છે મારી ભિષ્મ પ્રતિજ્ઞા છે કે મારું માથું આ જ્ઞાતિના ચરણોમાં છે. મારું બલિદાન થાય પણ મારું કાર્ય ફળીભૂત થાય એમ ઈચ્છું છું અને આ જ્ઞાતિ પાસે ભિખ માંગી કહું છું કે આપ જ્ઞાતિ ભાઈઓ સુમાર્ગે આવો. વિશેષમાં બહુ જ ઘણુ જ લાંબુ અને ઘણા ઐતિહાસિક દાખલા બહુ આપ્યા હતાં. તે માય તેમને રસ એ જ હતો કે જ્ઞાતિ સુમાર્ગે આવે (વિશેષમાં તાળીયો)

**કરશનભાઈ ભીમજીભાઈ ગામ કોટડાવાળાનું ભાષણ :**

વ્હાલા જ્ઞાતિ બંધુઓ તથા માતાઓ તથા બહેનો

આપણી જ્ઞાતિની અજ્ઞાનતાથી આપણે ધર્મ બાબતમાં અધોગતિમાં છીએ ને આપણી જ્ઞાતિમાં વિદ્યાના

અભાવથી આ પાખંડી પીરાણા પંથમાં ઢસડાઇ ગયા છીએ માટે મારા વ્હાલા યુવક ભાઇઓને સમજવું જોઈએ કે ગામો ગામ યુવકો મંડળની સ્થાપના કરવી જોઇએ ને તેમાં દરરોજ ધર્મ તથા જ્ઞાતિની ઉન્નતિના માર્ગોના કાર્યો હાથ લેવા જોઇએ વિગેરે વિગેરે (તાળીયો)

**પચાણ ભાઈ શામજી ગામ કોટડા વાળાનું ભાષણ :**

પ્રિય જ્ઞાતિ જ્ઞાતિબંધુ તથા પૂજ્ય માતા તથા બહેનો મને આપણી જ્ઞાતિના સેક્રેટરી ભાઈએ મને બોલવાને માટે દરખાસ્ત મુકી છે. જેથી બે બોલ બોલું છું. તેમાં ભુલ હોય તો ક્ષમા કરશો. આપણી જ્ઞાતિ ભુલેલ માર્ગે ચઢી ગઈ હતી તે ટુંક સમયમાં પાછી સત્યનો માર્ગ શોધી રહી છે. જેથી હું ઘણો આનંદ થયો છું અને આશા રાખું છું કે જ્ઞાતિને જલ્દીથી પ્રભુ સુમાર્ગે લાવે એમ ઈચ્છું છું વગેરે વગેરે (તાળીઓ).

**તેજા લધા ગામ મથલ વાળાનું ભાષણ :**

પ્રિય જ્ઞાતિ બંધુ તથા માતાઓ તથા બહેનો ઈશ્વર નિરાકાર છે તેમને સાકારમાં લાવવા માટે જ મૂર્તિ પૂજન છે મૂર્તિ પૂજનનું મુળ કારણ એ જ છે જેથી આપનું ધ્યાન લાગેને પછી આપને જલદી સુધરવું જોઈએ તે ઉપર ભાષણ આપ્યું હતું. (તાળીઓ).

**નથુભાઈ નાનજી ગામ નખત્રાણા વાળાનું ભાષણ :**

વહાલા જ્ઞાતિબંધુઓ તથા માતાઓ તથા બહેનો આજની સભામાં વિશેષ ભાઈઓએ બહુ મહેનતથી બહુ દૂર ગામથી પધારી આજની સભાને જે માન આપ્યું છે તે ભાઈઓનો હું આભાર માનું છું. હું વિદ્વાન નથી જે આપને ધર્મ સંબંધી કાંઈ સમજાવી શકું પણ મારા વહાલા વિદ્વાન ભાઈઓએ આપને ઘણું સારું અને આપને બંધબેસતું સમજાવ્યું છે. જેમાંથી જરૂર આપણા હિતનું હોય તે સંગ્રહી લેશો. આપણે પરદેશ જવાથી આપણી જ્ઞાતિમાં પડેલ ભૂલ જોઈ શક્યા છીએ, મને આપણી જ્ઞાતિમાં પડેલ ભુલનું ભાન જ્યારથી થયું છે ત્યાંરથી મારાથી બનતા યત્નો શોધી રહ્યો છું. આજની સભામાં જે કાર્યની તથા જ્ઞાતિના ભાઈઓને જે ઉત્કંઠાઓ આ જ્ઞાતિને સુમાર્ગે લાવવા દરેક ભાઈઓ  પોતાનાથી બનતું જે કરી રહ્યા છે તે જોઈ ઘણો ખુશી થયો છું ને ઈશ્વર પાસે એક જ વસ્તુ માગું છું જે મારી આ જ્ઞાતિને સુમાર્ગે જલદી લાવે વિશેષમાં આપણી જ્ઞાતિનો ઉદય એક જ વસ્તુથી થવાનો છે, જે માત્ર ગામોગામ સ્કૂલો ખુલવી જોઈએ ને તેમાં સારા શિક્ષકોને રોકીને બાળકોને કેળવવાને સાથે ધાર્મિક શિક્ષણ આપવું ને આપણા જ્ઞાતિની એક જનરલ બોર્ડીંગ ખુલવી. ને વિશેશમાં પૂજ્ય મહારાજશ્રી ઓધવરામ મહારાજનો શુભ સંદેશો વાંચી સંભળાવ્યો હતો વગેરે વગેરે. (તાળીઓ)

**ખીમજીભાઈ નાગજી મથલ વાળાનું ભાષણ :**

પ્રમુખ સાહેબ પૂજ્ય વડીલો પૂજ્ય જ્ઞાતિ બંધુ તથા માતાઓ બહેનો તથા પધારેલા ગૃહસ્થો ધર્મને માટે અનેક વીરે પોતાના પ્રાણના બલીદાન દીધાં છે. તેના ઉપર વીર હકીકત રાયનું વ્યાખ્યાન સંભળાવી કહ્યું. આપણે તો માત્ર સંકટ જ સહન કરવું છે ને ખરું જોતા આપનું સર્વ ધર્મનો નાશ થયો છે. શાસ્ત્રો કહે છે સ્વધર્મ નિજનો શ્રેષ્ઠ પરધર્મો ભયાવહ ભાઈઓ સ્વધર્મને માટે મૃત્યુ થાય તો પણ સારું છે ને પારકો ધર્મ ભય ઉપજાવે તેવો

છે. એટલે અધોગતિ કરનાર જુઓ વીરો આપણી કેટલી અધોગતિ થઈ છે કે નહિ. તુલસીપત્ર ગંગાજળ જેવી જગવંદનીય ચીજો મુકીને આપે ગોળી ઢીંચી રહ્યા છીએ. ભૂત પલિત જેમ મસાણમાં ખાય ખુંદે તેમ આપણે ખાઈ ખુંદીયે છીએ. માટે ભાઈ હવે  જાગૃત થાવ ને જાગૃત થઈને યાહોમ કરી આગે પડો.

યાહોમ કરી આગે પડો, એ કર્મ વાદી ગાય છે,
આગે પડે તે આખરે, એ યસ ભાગી થાય છે,
કર્તવ્ય પંથે વીગન આવે, તેને ભેદી જાય છે,
સત્ય કર્મની પછવાડે, શ્રી હરિની સહાય છે,  (તાળીઓ)

**કરમશીભાઈ વીશરામનું ભાષણ :**

પૂજ્ય જ્ઞાતિ બંધુ ત્યાં પધારેલા સદગૃહસ્થો આપને હું વંદન કરું છું. ને બે બોલ બોલું છું અમારા ગામની સંસ્થા ખોલી ને તેમાં પહેલી ગોળીનો ત્યાગ કર્યો ને પછી પીરાણે હુંડી ના મોકલવી. તે પછી સંસ્થા ત્યાં જ ઉભી રહી ગઈ તેનું મુખ્ય કારણ કે અમુક વ્યકિતના કારણથી સંસ્થા ત્યાં જ ઉભી રહી ગઈ માટે પહેલું પોતાનું મન પગભર પછી જ્ઞાતિની જાગૃતિ કરવી એટલું બોલી બેસી જવા રજા માંગુ છું. (તાળીઓ).



Online Text Based
(can use for translation)





Source Document



# રસલિયા ગામમાં સનાતન ધર્મ પ્રચાર માટે મળેલ જાહેર સભાનો અહેવાલ - દિનાંક 11-Sep-1945

॥ ૐ ॥ હરિ ૐ

સાં. ૨૦૦૨ના માસ ભાદરવા સુદ ૫ ને ભોમવાર(મંગળવાર){VSA: 11-Sep-1945} ની રાત્રે ગામ શ્રી રસલીયા શુભ સ્થાને શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજની એક જાહેર સભા ભરવામાં આવેલ જેમાં નીચે મુજબ ગામના ભાઈઓની હાજરી હતી. અને તે સભામાં ગામકોટડા-૫૦, મથલ-૪૫, નખત્રાણા-૧૫, વીરાણી-૬, ઉખેડા-૩૫, કાદીયા-૧૦, રવાપર-૬, નેત્રા-૫, ખીરસરા-૬ રસલીયા વગેરે ગામના ભાઈઓએ હાજરી આપી હતી.

**શ્રી ઈશ્વરની પ્રાર્થના**

**શ્રી પ્રમુખની દરખાસ્ત રજૂ કરનાર નથુભાઈ નાનજી ગામ નખત્રાણા વાળા,**
**ટેકો આપનાર શીવગણભાઈ કાનજી ગામ રસલીયાના સેક્રેટરી,**
**શ્રી પ્રમુખ સાહેબ કરશનભાઈ અરજણ ગામ રસલીયા**

## પ્રમુખ સાહેબ કરશનભાઈનું ભાષણ

વહાલા જ્ઞાતિ બંધુઓ હું પ્રમુખ પદને લાયક નથી પણ સેક્રેટરી સાહેબે મને પ્રમુખ થવાની આજ્ઞા કરી જેથી હું જ્ઞાતિજનોના સેવક તરીકે આ પદ સ્વીકારું છું. મારામાં એટલી સભામાં સ્પષ્ટ બોલાય તેમ નથી માટે ભાઈઓ આપણી જ્ઞાતિના ઘણા ભાઈઓ આપણે આજે સનાતન ધર્મ વિશે સમજાવશે, તે આપ શાંતિથી સમજશો.

## પટેલ પરબત લખુ ગામ મથલવાળાનું ભાષણ

શ્રીમાન પ્રમુખ સાહેબ તથા ભાઈઓ મને સેક્રેટરી ભાઈએ બોલવા આજ્ઞા કરી તે હું મારી અલ્પ બુદ્ધિથી બોલું છું. હું જ્ઞાની નથી. મારા હૃદયના ઉદ્‌ગારો આપણી પાસે રજૂ કરું છું. મારો કહેવાનો હેતુ એ જ છે કે અહીં સવારે શ્રી લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠા કરવાની છે ને સનાતન ધર્મ એટલે ફરજ પુત્ર પિતાની આજ્ઞા પાળવી. પત્ની પતિની આજ્ઞા પાળવી ને નીતિથી વર્તવું એ જ સનાતન ધર્મ છે અને વિદ્યા એ પણ એક ધર્મ છે. વિદ્યા વિના નર પશુ સમાન છે. વિદ્યાથી જ ધર્મ સમજી શકાય છે અને ભાઈઓ આજથી આગળ વીસ વર્ષે યુવક મંડળ ખોલ્યું છે તેના લેક્ચરોના પેપર આવતા તે હું જાતે બાળી નાખતો. તે હું નિંદા સમજતો હતો પણ તે નિંદા નહતી. તે આપણા હિતના માટે પેપર મુકતા હતા ને ભાઈઓ વિદ્યર્મીએ આપણને જેમ ઉઠાં ભણાવ્યા તેમ આપણે ઉઠાં ભણ્યાં પણ જ્યારે આપણે પરદેશ ફર્યા ને ત્યાંના લોકોના સત્સંગથી ધર્મ જાણતા શીખ્યા ને પછી આપણે સાચું કહેતા શીખ્યા. જેમ ખેતીને નીંદવા વગર પાક સારો થાતો નથી. તેમ આપણા ધર્મમાં કુધારાને નીંદવા ગામો ગામ સભા કરીને

કુધારાને નીંદશું ત્યારે જ ધર્મ સનાતન ચોખ્ખું થાશે. ભાઈઓ આપણી જ્ઞાતિના ભાઈઓને પરદેશ જાતા ધર્મ ઉપર કેટલું સંકટ સહન કરવું પડે છે આ જગત ધર્મને આધારે નભી રહ્યું છે. ભાઈઓ ખાસ રીતે આપણે અગ્નિ સંસ્કાર અને ચોરી કરવા જોઈએ એટલું કહી બેસી જવા રજા માંગુ છું. (તાળીઓ)

## મહાત્મા દયાળદાસનું ભાષણ

ભાઈઓ મને નથુભાઈએ બોલવા દરખાસ્ત મુકી છે તો હું બે બોલ કહું છે તે શ્રવણ કરશો તે પછી એક ભજન ૐ વિશે સમજાવ્યું હતું. ભજન

ૐ, "ૐ ઉચ્ચારેંગે ભારત કું હમ તારેંગે" એ ભજન બહુ સારી રીતે વાજીંત્ર સાથે ગાઈ સંભળાવ્યું હતું. ભાઈઓ ૐ નો અર્થ કરવા હું બેસું તો ઘણો ટાઈમ જાય અને અહીં ઘણા વક્તાઓ આવ્યા છે. માટે કોઈ વખત તેનો અર્થ કરી સમજાવીશ. આ જ્ઞાતિમાં અવિદ્યાના કારણથી આ બધી ત્રૂટીયો દેખાય છે. તેમ ધર્મ ગુરૂઓ પોતાના સ્વાર્થને માટે ખરો ધર્મ આપણને ભુલાવી નાખે છે. માટે આપણા બાળકોને વિદ્યા અભ્યાસમાં વિશેષ લક્ષ્ય આપશો તો આ જ્ઞાતિનો જલ્દી ભાગ્ય ઉદય થાશે. આપણી જ્ઞાતિમાંથી જે જે ભાઈઓ આપણી આગળ બોલી રહ્યા છે તે માત્ર પ્રતાપ વિદ્યા દેવીનો છે. ભાઈઓ આપણી જ્ઞાતિમાં આજે ૩૫ વર્ષ થયા જે જાગૃતિ કરવા માટે જે મંથન કરી રહ્યા છે તેને હું ધન્યવાદ આપું છું. આપણે જલ્દી જાગૃત થવું જોઈએ ને સત્ય કર્મ કરવું જોઈએ ને સત્ય વસ્તુ પ્રાપ્ત કરવી એ આપણી ફરજ છે. જેના ઉપરથી એક ગજબ હાથે ગુજારીને ભજન ગાયું હતું. તે બાદ જણાવ્યું હતું જે આપણામાં ખરું ક્ષત્રિય પણું રહ્યું નથી. જેના ઉપરથી સ્વામી દયાનંદસરસ્વતીનો દાખલો આપ્યો હતો ને તેના ઉપર ભજન પણ ગાયું હતું. ને કેટલાક આ જ્ઞાતિમાં પડેલ કુરીવાજો નાબુદ કરવા ઉપર વિવેચન કર્યું હતું ને આપ ભુલા પડ્યા છો તે જલ્દી જાગૃત થાવ ને સનાતન ધર્મનો સ્વીકાર કરી જે ઉપર બહુ જ અસરકારક વિવેચન કર્યું હતું ને આ કાર્યમાં વિરાણીના શ્રીમાન રતનશીભાઈના આ શુભ કાર્યમાં જે સારો ભાગ લઈ રહ્યા છે તેને ધન્યવાદ આપ્યો હતો ને તે બાદ આપણી જ્ઞાતિમાં એક પ્રથા છે જે અમારા જેમ વડીલો કરતા જાય છે તેમજ અમો કરતા આવીએ છીએ એવી કહેવત છે જેના ઉપર એક દૃષ્ટાન્ત ધ્રુવ અને પ્રહલાદ મોક્ષે ગયા એવું એક દૃષ્ટાન્ત આપ્યું હતું તે પછી બહુ જ્ઞાતિ હિતનું બહુ અસરકારક વિવેચન કર્યું હતું ને આ પાખંડી ધર્મથી દુર થાઓ એવું વિનવ્યું હતું. (તાળીઓ).

## ખીમજી કચરા ગામ રવાપરવાળાનું ભાષણ

શ્રીમાન પ્રમુખ સાહેબ, તથા પૂજ્ય જ્ઞાતિ બંધુઓ મને આજ આ સભા જોઈ બહુ આનંદ થાય છે કે આપણી જ્ઞાતિમાં સનાતન જાગૃતિ થઈ. અહીં લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠા થવાની છે તો ભાઈઓ હવે આપણે જ્ઞાતિના ભાગ્યનો ઉદય થયો છે તેમ સમજો. ભાઈઓ ધર્મ રૂપી જે મુકશે તેને ધર્મ મુકશે આપ રસલીયા ગામમાં સંપથી આ ધર્મ રૂપી કાર્ય કરી રહ્યા છે. તો પરમ કૃપાળુ પરમાત્મા તે કાર્ય પરીપૂર્ણ કરશે. ભાઈઓ પૈસા હોય ને દાન ના કરે તે પૈસા નથી ને જેમાં વિદ્યા નથી તે મનુષ્ય નથી અને મનુષ્ય એજ કે ધર્મ સમજે મનુષ્ય એજ કે ખરા-ખોટાનું નિર્ણય કરે સંપત્તિ એજ કે જેને નારાયણનું નામ સમર્યું આપણા ઘણા કુરીવાજો છે તે સર્વે ભેગા બેસી સંપથી કાઢવા જોઈએ. આપણામાં એકતા નથી ત્યાં સુધી કાંઈ થવાનું નથી. ધર્મનો વિષય બહુ ગહન છે તે મહાત્મા દયાલદાસે સમજાવ્યો છે વગેરે વગેરે (તાળીઓ).

## ભાઈ કરશન ભીમજી ગામ કોટડાવાળાનું ભાષણ

પ્રિય જ્ઞાતિ બંધુઓ આજની સભામાં આગળ જે ભાઈઓ બોલી ગયા છે ને મારું કહેવાનું એજ કે પહેલું સંગઠનની જ જરૂર છે. ગામ રસલીયામાં શ્રી લક્ષ્મીનારાયણની છબીનું એટલે પાનમૂર્તિનું સ્થાપન થાય છે તેમજ ગામ કોટડાના વડીલો પાસે માંગણી કરું છું કે આપણા ગામમાં પાનમૂર્તિનું સ્થાપન થાયએવી વડીલો પાસે મારી પ્રાર્થના છે.

## કેશવજીભાઈ વીરજી ગામ રસલીયાવાળાનું ભાષણ

ભાઈઓ તમારી જ્ઞાતિની જાગૃતિ કરવા રતનશીભાઈ તથા બીજા અન્ય ભાઈઓ તમોને જે સમજાવી રહ્યા છે તે તમારા હીતના માટે છે તેના પછી શ્લોક,

**યદા યદા હી ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ...**

જ્યારે જ્યારે ધર્મની ગ્લાની થાય છે ત્યારે પરમાત્મા પોતે અવતાર ધારણ કરે છે અને સ્વધર્મની સ્થાપના કરે છે. ભાઈઓ મનુષ્ય અવતાર એક જ વાર મળે છે માટે સ્વધર્મનું પાલન કરવું ને નીતિના રાહ પર ચાલવું વગેરે વગેરે (તાળીઓ).

## ખીમજીભાઈ નાગજી ગામ મથલવાળાનું ભાષણ

પૂજ્ય જ્ઞાતિ બંધુઓ આપણે કોણ આપણો ધર્મ શું ને સનાતન ધર્મ એટલે શું તેના ઉપર શ્લોક સનાતન ધર્મ એટલે જુના ધર્મને પ્રમાણે વર્તણુકને ભાઈએ આ ભાષણથી સમજાવ્યું તે ઘણા નીંદા માને છે પણ ખરું જોતાં તે જ્ઞાન યજ્ઞ છે ને આ શાંતિ જાગૃત કરી રહ્યા છે. તેમની લાગણી શુભ છે ને આપણા ધર્માદાના નાણાં જ્ઞાતિના હિતમાં વાપરો ને વિદ્યા માટે શાળા ખોલવી ને તેના ઉપર ધાબુ ભરવાનું.

## તેજા લધા ગામ મથલવાળાનું ભાષણ

ભાઈઓ આપણે સમજવું જોઈએ કે પરમાત્મા એક જ છે. સૂર્યના પ્રકાશ માફક પરમાત્મા છે. પરમાત્મા સર્વવ્યાપી છે તે નીરાકારને સાકાર રૂપ છે અને જેમ ગામ રસલીયામાં લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠા થાય છે તેમ ગામો ગામ થાય એમ ઈચ્છું છું.

## પ્રાગજી વીરજી ભક્તનું ભાષણ ગામ રસલીયા

મારા સંતજનો આ ગામ લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠા થવાની છે તે જોઈ મને ઘણો આનંદ થાય છે. હું સભામાં કોઈ દિવસ બોલ્યો નથી જેથી મારું બનાવેલું એક ભજન ગાઈ સંભળાવું છું વિગેરે વિગેર (તાળીઓ).

## નથુભાઈ નાનજી ગામ નખત્રાણાવાળાનું ભાષણ

પ્રિય જ્ઞાતિ બંધુઓ આજની સભા સર્વ ધાર્મિક ભાષણ થાય છે ને કાલે લક્ષ્મીનારાયણને પધરાવશુંને આ કાર્ય કરવું તે સર્વેની ફરજ છે ને આજે બધાએ ઉજાગરો કર્યો છે તેને ધન્યવાદ છે. આવા શુભ કાર્ય માટે સર્વે ભાઈઓને મારી વિનંતી છે આ ગામમાં આપણી જ આગળ મંદિર છે તેમાં સવારે જ પ્રભુ બીરાજશે પ્રભુના ચાર હાથ છે. એક હાથમાં ગદા છે ને આપણી ઉપર અવળી વીંટબણાને ગદાથી નાશ કરશે ભાઈઓ આપણી જ્ઞાતિનું સત્ય કાર્ય કરવા પાછા હઠવું નહિ અને ભાઈઓ સનાતન ધર્મને માનનારી વ્યક્તિ ૩૦ હજાર છે આપણે ન્યાતથી જુદા પડવું નથી. ધર્મ એ મનની માન્યતા છે. વગેરે વગેરે (તાળીઓ).

## રતનશીભાઈ ખીમજી ગામ વીરાણીવાળાનું ભાષણ

પ્રમુખ સાહેબ જ્ઞાતિ બંધુઓ મને જ્ઞાતિના હીત માટે નથુભાઈએ જે દરખાસ્ત મુકી તે હું બે બોલ બોલું છું. આ સભા કાયદા પ્રમાણે જ છે જે ભાઈ કાંઈ બોલે છે તેનું બોલવું અક્ષરે અક્ષર લખાય છે મને આજે આનંદ થાય છે કે આજે સભામાં વધારે વ્યક્તિની હાજરી છે ભાઈઓ આપણે અવિદ્યાથી જ પાછળ રહી ગયા છીએ. વિદ્યા ગુપ્ત ધન છે કારણ કે વિદ્વાન સર્વે જગ્યાએ પૂજાય છે. વિદ્વાન રાજ્યનો પણ પૂજ્ય છે. વિદ્યાથી ધર્મનું પાલન કરી શકાય. ભાઈઓ મુસલમાનો પોતાના ધર્મને માટે જાહેર રીતે પોકારે છે, બ્રાહ્મણ ખુલી રીતે વેદની પુકાર કરે છે અમો સ્વધર્મની જાગૃતિના માટે સભામાં જાહેર રીતે પોકાર કરીએ છીએ તે અમારું કહેવાનું ઘણા ભાઈઓ નિંદા રૂપી ગણે છે પણ અમો નિંદા નથી કરતા ભાઈઓ જ્ઞાતિની નિંદા કરનાર રવ રવ નરકના અધિકારી થાય છે. આપણા હજારો ભાઈઓ પરદેશ જાય છે જે ત્યાંના આચાર વિચાર જોઈને પોતાની પડેલ ભૂલ સમજાય છે. જેથી તે જ્યારે દેશમાં આવે છે ત્યારે પોતાના માતા પિતા પાસે ભીક્ષા માગે છે કે આપણે આપણા ધર્મમાં કાંઈક આચાર લક્ષણોમાં ફેરફાર કરવો તેવી માંગણી કરે તો તેમના ગામના આગેવાનો તેમને ઠોલીયો અથવા તેવું કાંઈ ના છાજતું નામ આપે છે. જેથી તે બીચારા યુવકોને ઘણું જ લાગી આવે પણ લાચારીની સાથે સહન કરવું પડે છે. કારણ કે માતા પિતા, બધું ભાઈઓ જુનવાણી રીતોમાં સલવાયલા પડ્યા રહેવાથી તેમને ન છુટકે તેમની સાથે રહેવા ફરજ પડે છે. આવા યુવકોને પડેલ વીંટબણાઓ સહન નહિ થતાં ઈશ્વર પાસે યાચના કરે છે જે હે પ્રભો અમોને આવી વીંટબણામાંથી મુક્ત કર ઈશ્વર કૃપાથી હવે જરૂર એ યુવકોની દાઝ ઈશ્વર સાંભળે છે, એ યુવકો દશરથ રાજાનું દૃષ્ટાંત યાદ કરે છે. વિશેષમાં હું જણાવું છું જે હું વિદ્વાન નથી પણ મારા શરીરનું લોહીનું એક એક ટીપું મારી આ જ્ઞાતિની સેવાને અર્થે વપરાય એમ ઈચ્છું છું. કચ્છમાં એંશી ગામમાં આપણા ભાઈઓ વસે છે તેમાં લગભગ ૬૦ ગામમાં પ્રચાર અર્થે હું ગયો છું અને ઈશ્વર પાસે યાચના પણ કરું છું જે જલ્દી આ જ્ઞાતિનો ઉદ્ધાર થાય. ભાઈઓ સેવાનો માર્ગ બહુ જ ગહન છે. કારણ કે મનુષ્ય માત્રની પ્રકૃતિ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે તે માત્રનું સહન કરવું પડે છે. આપણી નાતના પૂજ્ય વડીલોને હું કહું છે જે મારા બોલવામાં શંકા લાગે તો આપ તેનો ખુલાસો લેવા શક્તિમાન છો ને અમો તેનો પ્રતિ ઉત્તર આપવા બંધાઈએ છીએ. આપણી જ્ઞાતિમાં આ જ્ઞાતિસેવાનું કાર્ય જે કાંઈ લખાયેલું છે તેનું કારણ જે આપણી જ્ઞાતિમાં કેટલાક દંભી સેવકો છે તેના કારણથી આપણું આ કાર્ય કાંઈક લંબાણું છે હું વિશેષથી વધારે પડતું પણ કહું છું જે જ્ઞાતિની સેવાના માટે ઘડી ભર પ્રાણની આહુતિ આપવી પડે તો પણ હું આપવા તૈયાર છું. હું જ્યારે સુવું છું તેમાં નિંદ્રા પણ આવતી નથી ને આ જ્ઞાતિના કાર્યમાં રાત દિવસ એજ વિચારો આવે છે જે કેમ વહેલી તકે આ જ્ઞાતિનું કાર્ય જલ્દી પાર પડે હું જ્યારે મુંબઈ હતો ત્યારે પણ આપણી આ જ્ઞાતિની સેવાનું કાર્ય મારી પાસે રજૂ થતા તે જ વખત જેમ હું જમવા બેઠેલો હું તો તે જમવાનું એક બાજુ મુકી આ જ્ઞાતિની સેવાનું કાર્ય મારાથી બનતું કરવા હું ભૂલ્યો નથી. મારી નિંદા કરો યા વખાણ કરો તે હું એક સમાન માનું છું મને માન આપવા કરતા અપમાન જ વધારે સારું ગણું છું. કારણ કે માન માણસને ફુલાવે છે અને અમારોમૂળ હેતું જ્ઞાતિની સેવાનો છે મારાથી વધુ પડતું બોલાયું હોય તો માફ કરશો વગેરે વગેરે. (તાળીઓ).

## શીવગણભાઈ કાનજી ગામ રસલીયાવાળાનું ભાષણ

પ્રમુખ સાહેબ તથા જ્ઞાતિ બંધુઓ તથા પૂજ્ય માતાઓ તથા બહેનો મારી નમ્ર પ્રાર્થના છે કે આ કાર્ય અમારા

વડીલોને દુભાવવા માટે કર્યું નથી. અમો આ કાર્ય કેવા પ્રમાણથી કર્યું છે તે હું તમોને કહું છું તેમાં મારા કહેવામાં માઠું લગાડશો નહિ. મારા હૃદયના ઉદ્ગારો સાથે આ કામનો હેતુ તમોને સમજાવું છું. અમો આજે મુંબઈ વસ્તા ઘણા વર્ષો થયા તેમાં ઘણા ગુજરાતી ભાઈઓ તથા કચ્છના લુહાણા ભાઈઓ અમોને કહેતા તમો બધુ જાણો છો પણ હિંદુ ધર્મ ચુકી ગયા છો તમારી જ્ઞાતિ બધી વાતે ઉત્તમ છે પણ ધર્મ ઉપર હિંદુ નથી ગણાતા તમો ઉચ્ચ જ્ઞાતિ છો તમો જુવો મેગવાળ જેવા પણ ચોરી કરીને પરણે છે તો તમો તેમ પણ કરતા નથી ને પવિત્ર થવા માટે ગોળી રાખી છે. જગત વંદનીય ગંગાજળ જેવી શુદ્ધ વસ્તુને છોડી છે માટે ભાઈઓ આપણે ગંગાજળ જેવી વસ્તુનો ત્યાગ કર્યો તે ઉપર ગંગાવતરણનો દાખલો ભગીરથનું દૃષ્ટાન્ત સમજાવ્યું હતું. તે પછી જણાવ્યું હતું કે આપણે સમજવું જોઈએ કે આવા વટલાળ પંથથી દુર થવું જોઈએ તેના ઉપર મેં અમારા ગામના વડીલો પાસે પ્રાર્થના કરીને કહ્યું કે જે ગંગાજળનો વપરાશ એટલે ગોળી કાઢીને ગંગાજળનું સેવન કરો તો અમારે જુદું કરવાની કોઈ જરૂર નથી. તો તે વાત અમારા વડીલોએ માની નહિ. તે પછી મેં વિચાર્યું કે સ્વધર્મના માટે મરી ફીટવું એવું ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું છે માટે સ્વધર્મને માટે આપણે ધર્મ રૂપી કાર્ય કરશું પણ વડીલો બહુ નારાજ થશે ને ઠોલીયા ગણશે પણ સ્વધર્મને માટે તે સર્વે સંકટો જાળવીને કાર્ય તો અવશ્ય કરવું એવું નિરધારી કાર્ય અમો એ આદર્યું છે તે તમારા સર્વ ભાઈઓના પ્રતાપે ફળીભૂત થાય. ભાઈઓ આદિ અંતપ્રાય ધર્મ આપણાં વડીલો આપને સમજાવે છે તે ધર્મને વર્ષ ૫૦૦ લગભગ થયા છે તે હું પીરાણે ગયો ત્યાં અમારી પડેલીયું જનોઈયું જોઈયું ત્યારે મને થયું અમો હિંદુ છીએ ને અમોને મુસલમાન બનાવવા માટે અમારીયું જનોઈયું ઉતરાવીયું છે ને પછી જણાવ્યું કે હવે એમ ભાસ પડે છે કે આપણી જ્ઞાતિનો ભાગ્ય ઉદય થશે કારણ કે વિદ્યાની ઉપર જેમ પટેલ પરબત લખુએ ભાષણ આપ્યું તેમ હવે આપણી જ્ઞાતિમાં ગામો ગામ શાળા છે ને તેમાં વિદ્યા પણ સારી રીતે છોકરાઓમાં છે ને ભાઈઓ આપ આજે અહીં પધાર્યા તેના માટે હું આપનો આભાર માનું છું વગેરે વગેરે (તાળીઓ).
તે પછી સભા વિસર્જન કરવામાં આવી હતી.

તે પછી રઘુપતી રાઘવ રાજારામની ધુન બોલવામાં આવીને પછી વાજીંત્રથી સારા સારા સ્વસ્તીક બ્રહ્માનંદના ભજનો ગાયા ને પછી રાસલીલા કરવામાં આવી હતી ને પ્રભાત થતાં પ્રભાતીયાં સારી રીતે ગાયા ને તેટલા વખતમાં શ્રી સૂર્યનારાયણે પોતાના દર્શન આપ્યાં ને સર્વ સભાજનો પોતાના સ્થાને ગયા.

## સાં. ૨૦૦૨ના ભાદરવા સુદ ૬ને બુધવાર{VSA: 12-Sep-1945} ના પ્રભાતથી થયેલ કાર્યક્રમની થયેલી નોંધ નીચે મુજબ

પ્રથમ મંડપના નીચે ભાઈઓ તથા બહેનો સૌ ખુશી આનંદથી એકત્ર થયા ને તે વખત આજના કાર્યક્રમની રૂપરેખા રૂપે ભાઈ નથુ નાનજી એ સંભળાવ્યું ને ત્યારથી વાજીંત્રો સહીત સરઘસના આકારે એક જબર જુથ શ્રી રામચંદ્ર ભગવાનના મંદિર તરફ બહુ જ આનંદથી સનાતન ધર્મના જયનાદ તથા શ્રી ઉમિયા માતાજીના જયના નાદથી તથા લક્ષ્મીનારાયણ ભગવાનના જયનાદથી તથા બહેનોએ પોતાના મધુર કંઠોથી ઈશ્વરના ગીતો તથા સત્સંગ મંડળીઓ પણ ઈશ્વરના ગુણગાન ગાતા વાજતાં શ્રી રામચંદ્ર ભગવાન મંદિરે ગયા હતા ને ત્યાંથી તે મંદિરમાંથી શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની પ્રતિમાની છબીને ફુલહારોથી શણગારી ખુબ વાજતે ગાજતે આનંદને

## ૧૬. રસલિયા - સનાતન ધર્મ પ્રચાર મિટિંગ - દી. 11-Sep-1945

લીલાલહેર તથા સનાતન ધર્મના નાદના ઉચ્ચારોથી બહુ જ આનંદથી તે સરઘસ જે સ્થળે મંદિરની પ્રતિષ્ઠા હતી તે તરફ એ સરઘસ વળ્યું હતું ને તે વખતના આનંદ તથા મનુષ્યમાં ભાઈઓ તથા બહેનોનો પ્રેમ વગેરે એક સ્વર્ગના ઈન્દ્રાસનની ઉપમા આપીએ તેવું જણાતું હતું ને સરઘસમાં સાધુઓ પોતપોતાની ફરજ તથા બ્રાહ્મણો પોતાની ફરજ તથા બીજા કર્મચારીઓ સૌની ફરજ અદા કરી રહ્યા હતા તે સરઘસ મંદિર પાસે આવતાં મંદિરની સામે એક હવનના કુંડ પાસે તે પ્રતિમા રાખવામાં આવી હતી અને બ્રાહ્મણોએ તે છબીની પ્રાણ પ્રતિષ્ઠાના વેદો ઉચ્ચારનો કાર્યક્રમ ચાલુ કર્યો હતો. ને બહાર મંડપમાં એક જાહેર સભા ભરવામાં આવી હતી. આ સ્થળે એક વાત ખાસ યાદગીરી લાવે છે જેમ સનાતની ભાઈઓ પોતાના ઈષ્ટ દેવને માટે જેમ તાલાવેલી તથા પોતાના આનંદ મંગળથી લીન થયેલા જોઈ અને સામી પાર્ટી ખાનાવાળા ભાઈઓથી સહન ના થઈ શકવાથી આ સનાતન ભાઈઓએ જેમ પાંખી પાળી તેમજ ખાના પાર્ટી વાળાએ પાંખી પાળી હતી ને સનાતની ભાઈઓ જેમ ભગવત પ્રસાદની પ્રસાદી હતી તે વસ્તુ ખાના પાર્ટી વાળાને સહન નહિ થતાં ખાના પાર્ટી વાળા ભાઈઓએ ખાનામાં બત્રીશી થાળનો તૂત ઉભું કર્યું હતું જે તે ભાઈઓ આજુબાજુના ગામડાઓમાંથી દોઢાને બમણા પૈસા ખર્ચી ગોળ વગેરે વસ્તુઓ લાવી આ ભગવતની પ્રસાદી સામે સામનો કર્યો હતો. વિશેષમાં બહુ ખુશ થવા જેવી વાત છે. જે જે સનાતન ભાઈઓ શ્રી લક્ષ્મીનારાયણની છબીને સરઘસના આકારે રામચંદ્ર ભગવાનના મંદિરથી લાવ્યા હતા તે સરઘસનો દેખાવ બહુ સારો અને ઉત્સાહવાળો જોઈ ખાના પાર્ટીવાળા ભાઈઓમાંથી કેટલાક ભાઈઓને સરઘસનો સામનો કરવો તેવી તાલાવેલી જાગી હતી જે ઉપરથી તે ખાના પાર્ટીવાળા ભાઈઓ એ પણ એક સરઘસ ઉભું કર્યું હતું. જેમાં સરઘસના મુખ્ય ભાગ પર બે ઢોલ વાળાઓ પોતાની  ફરજ અદા કરી રહ્યા હતા જે તે ખાના પાર્ટીવાળા ભાઈઓએ બહાર ગામના કેટલાક મુખીને આમંત્રણથી બોલાવ્યા હતા તે મુખી ભાઈઓ સરઘસના મુખ્ય ભાગ પર પીરાણા સતપંથના પુસ્તકો લઈને પોતાની ફરજ અદા કરી રહ્યા હતા ને બીજા આજુબાજુના કેટલાક પીરાણા સતપંથના ધર્માદા નાણાં પચાવી ખાનારા કેટલાક ભાઈઓએ સરઘસમાં ભાગ લીધો હતો ને ખાના પાર્ટીવાળા ભાઈઓએ સરઘસમાં પીરાણાની જય, સતપંથની જય, બાવા ઈમામશાહની જય, નરઅલી મોહમંદ સાહેબની જય આવા બુલંદ પોકારો બહુ જ જુસ્સાથી ગજાવી રહ્યા હતા. ને બહેનોએ કળશોનું એક જબરદસ્ત સરઘસ કાઢ્યું હતું જે બહેનો આગળ એક હજામ નાચ કરતો તથા વાજીંત્રોથી એ બહેનોને રીજાવતો હતો અને કેટલાક ટઈઆ ફુટા છોકરાઓ પૈસા એ બહેનો ઉપર ગોળ કરી એ હજામને આપતા હતા, અને તે સરઘસ આખા ગામમાં ગલીએ ગલીએ ફરી સનાતન ભાઈઓના સરઘસનો સામનો કેવો મજબુત કર્યો છે તેવું તાદશ્ય કર્યો હતો ને તે સરઘસ જ્યાં સનાતન ભાઈઓની જે જાહેર સભા હતી ત્યાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાની પ્રતિમા મંદિરમાં બીરાજમાન કરવાનું કાર્યક્રમ ચાલુ હતું તથા તે મંદિર ભગવાને પ્રતિમાના દર્શનાર્થે આવેલા કેટલાક સનાતન ભાઈઓ શાન્તિથી ઈશ્વરના શુભ કાર્યોનું નીરીક્ષણ કરી બેઠા હતા ત્યાં એ સરઘસ તે બેઠેલા સનાતન ભાઈઓ ઉપર ચલાવવા ખાનાવાળા ભાઈઓએ નક્કી કરી તે સરઘસ ખાસ જે સ્થળે અમારાથી તે સભા ઉપર તે લોકો  ખાસ ચલાવીને તે યજ્ઞનો ભંગ કરવો આવા હેતુથી તે સરઘસ ત્યાં આવ્યું હતું ને તે સરઘસ ત્યાં મંદિરની સામે જ ઉભુ રાખ્યું હતું.ને તે પીરાણા પંથીઓ ખુબ જોરથી પીરાણાની જય,  સતપંથની જય, ઈમામશાહ બાવાની જય આવા અવાજો કરી રહ્યું

હતું ને જે વખત તે સરઘસ સનાતન ભાઈઓ જ્યાં બેઠા હતા તેની ઉપર આવવાથી તે સરઘસ સનાતન ભાઈઓ એક બાજુ થઈ તેમને જવાનો ખાસ માર્ગ આપ્યો હતો પણ તે ખાના વાળા ભાઈઓવાળું સરઘસ તે જ સ્થાને થોભી જતાં એમની ભાવના કંઈક નવું જુનું કરવાની માન્યતા હતી પરંતુ સનાતની ભાઈઓ એ ખુબ શાંતિ જાળવી તેમની સામે કાંઈ પણ અવાજ નહિ કરતાં પોતાના જે કાર્ય માટે આવ્યા હતા તે કાર્યમાં પોતાનું ચીતવન તથા રટણ કરી રહ્યા હતા તે ખાના પાર્ટીની સરઘસમાં જે ખટપટી ભાઈઓને એમ લાગ્યું કે જે હેતુથી આપે આ સ્થાને આ સરઘસ લાવવા ફરજ પડી તે કાર્ય સિદ્ધ નહિ થતાં બહુ દુઃખ રૂપે ત્યાંથી ખસી જવા કુદરતે તેમને બુદ્ધિ આપી હતી તે સરઘસ ત્યાંથી સીધું ખાના તરફ વળ્યું હતું તે બાદ સનાતન ભાઈઓએ પોતાના કાર્યક્રમની શરૂઆત કરી હતી આજની સભાના પ્રમુખ પદ તરીકે કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજના શ્રીમાન રતનશીભાઈ ખીમજી બીરાજ્યા હતા જેની દરખાસ્ત નખત્રાણાના પટેલ નથુભાઈ નાનજી એ મુકી હતી તેને ટેકો દેવા ગામ રસલીયાના શીવગણભાઈ કાનજીએ દરખાસ્તને અનુમોદન આપ્યું હતું અને તે બાદ એ સભાનું કાર્ય ચાલુ થયું હતું. શરૂઆતમાં પ્રમુખ સાહેબે પોતાનું વિવેચન ચાલુ કર્યું હતું. મને આજના આવા જબર જવાબદારી ભરેલા કાર્યમાં મને જે પ્રમુખ પદ આપ્યું છે તે મારા માટે વધુ પડતું છે છતાં હું આપના આદેશને માન આપું છું ને હું જે કાર્ય કરું છું તે તમારો દાસ થઈને જ કરું છું તમો જ્ઞાતિ મારા માતા પિતા છો તમો નીચે બેસો ને હું ખુરશી પર બેસું તે યોગ્ય નથી. પણ સભાના એક સુકાની તરીકે જ્યારે નિમણુક થઈ ત્યારે આજે આપણા પ્રેમને આધીન થઈ આ જ્ઞાતિની સેવા જે મારા જે મને ઈશ્વર સુજાડશે તે મારી બુદ્ધિ અનુસાર આજનું જે કાર્ય બનશે તે સેવા બજાવીશ. આપણી જ્ઞાતિમાં આ જુનો પીરાણા ધર્મ કેમ સ્વીકાર્યો તેનો ઈતિહાસ આ અમારી પાસે મોજુદ છે ને આપણે કોણ છીએ અને આપણી મુળ જાત શું તે વિશે આપને ટુંકમાં જણાવું છું આપે કર્મ ઋષિના વંશજ છીએ ને ક્ષત્રિય આપનો વંશ છે તેનો પુરાવો આપણે જોવો હોય તો કર્મી ક્ષત્રિય ઉત્પતિ પુસ્તકમાં તમો જોઈ શકો છો હવે પીરાણા પંથને ભુલી જઈને જાગ્યા ને આજે જ આપણો જન્મ છે એમ સમજવું જોઇએ. જેમ રસલીયામાં આજે મંદિરની પ્રતિષ્ઠા છે તેમ આપણી જ્ઞાતિનાં ગામોમાં ભગવાનના મંદિરની પ્રતિષ્ઠાઓ અમો આજ આપણા બીજાં કેટલાક ગામોમાં પ્રતિષ્ઠામાં ભાગ લીધો છે તે વાતે મંદિરની પ્રતિષ્ઠાનું શુભ કાર્ય કરવાની શરૂઆત થઈ હતી ને નખત્રાણાના પટેલ નથુ નાનજીએ ઉભા થઈ આજના કાર્યક્રમની હકીકત રજૂ કરી હતી જે આ મંદિર તૈયાર થયું છે ને તેના ઉપર શીખર ચડાવવું છે તો જે ભાઈ આ શીખર ચડાવવા પોતાનું નામ આપે તે અમુક કોરીનું નામ લઈ ચડાવાથી તે શીખર ચડાવવાનું જે છેલે ચડાવે નામ આવશે તેને શીખર ચડાવવાનો લાભ તેમને મળશે તે બાદ તે શીખરના ચડાવાની શરૂઆત થઈ હતી.

૭૦૧/- કોરી શીખરના ચડાવામાં છેલ્લું નામ પટેલ કરશનભાઈ અરજણ ગામ રસલીયાવાળાએ ઈંડું ચડાવ્યું હતું.

૬૫૧/- કોરી દાનાભાઈ હરજી ગામ રસલીયાવાળા એ મંદિર ઉપર ધ્વજા ચડાવવાની આપી હતી.

૩૫૧/- કોરી શ્રી ગણપતિની મૂર્તિ મંદિરના દ્વારે સ્થાપનાના ચડાવામાં છેલ્લું નામ વીશરામભાઈ રામજી ગામ ખીરસરાવાળાએ આપી.

## ૧૬. રસલિયા - સનાતન ધર્મ પ્રચાર મિટિંગ - દી. 11-Sep-1945

૪૦૧/- કોરી શ્રી હનુમાનજીની સ્થાપનાના ચડાવામાં છેલ્લું નામ વીશરામભાઈ રામજી ગામ ખીરસરાવાળાએ આપી છે.

૯૦૧/- કોરી શ્રી ભગવાનની પ્રતિમાની છબીને મંદિરમાં બીરાજમાનના ચડાવામાં છેલ્લું નામ ભાઈ શ્રી રતનશી ખીમજી ગામ વીરાણીવાળાએ આપી.

૪૨૫/- કોરી શ્રી ભગવાનને હારના ચડાવામાં છેલ્લું નામ હરજી લધા ગામ રસલીયાવાળાએ આપી હતી.

૫૫૧/- કોરી શ્રી લક્ષ્મીજીને હારના ચડાવામાં છેલ્લું નામ ભાઈ રતનશી ખીમજી એ પોતાની બેન કેશરબાઈના નામથી આપી હતી.

૬૨૫/- કોરી આરતી પહેલીના છેલ્લા ચડાવામાં ભાઈ દેવજીભાઈ કાનજીએ આપી હતી ગામ રસલીયાવાળા.

૬૨૫/- કોરી આરતી બીજીના છેલ્લા ચડાવામાં પટેલ મુળજી ગોપાળ ગામ રસલીયાવાળાએ આપી હતી.

૨૦૧/- કોરી આરતી ત્રીજીના છેલ્લા ચડાવામાં રામજીભાઈ માધવજી ગામ રસલીયાવાળાએ આપી હતી.

૫૦૧/- કોરી ચામર ચડાવામાં છેલ્લા ચડાવામાં વાલજીભાઈ જેઠા ગામ રસલીયાવાળાએ આપી હતી.

૪૨૫/- કોરી પ્રભુને પ્રસાદના છેલ્લા ચડાવામાં માવજીભાઈ નાનજી ગામ ઉખેડાવાળાએ આપી હતી.

૩૧૯૨/- કોરી પરચૂરણ સનાતન પ્રેમી ભાઈઓ તથા બહેનોએ પ્રભુને ભેટમાં આપી હતી

તે બાદ એ કોરીઓ ગામ રસલીયાના શીવગણભાઈ કાનજી મુખ્ય આગેવાનને એ થેલી અર્પણ કરી હતી. તે બાદ ભગવત પ્રસાદ લઈ સૌ ભાઈ બહેનો વિખેરાયા હતાં. ભગવાનના મંદિર આગળ એક મોટી સંખ્યામાં ઐકય થયા હતાં.ને તે સભામાં ભગવાનના ભજનની ધૂન રઘુપતિ રાઘવની ધૂન બહુ પ્રેમથી ભાઈઓ અને બહેનોએ મળીને ગાઈ હતી. ને તે બાદ એ સભામાં શ્રીમાન રતનશીભાઈ તથા સાધુ દયાળદાસ તથા મથલના પટેલ પરબત લખુ તથા ભાઈ શ્રી નથુ નાનજી ગામ નખત્રાણા વગેરેએ સનાતન ધર્મ સંબંધી ને સનાતન ધર્મ પાળનાર ભાઈઓને ટૂંકમાં વિવેચન સમજાવ્યું હતું. તે બાદ સૌ વિખેરાયા હતા અનેએ સર્વે પોત પોતાના સ્થળે રવાના થયા હતા.વગેરે વગેરે.તે બાદ એક વસ્તુ ખાસ આ સ્થળે નોંધવા જેવી એ છે તે એ જ તારીખમાં ગામ રસલીયાના એક ભાઈ દૈનિક પ્રભાત નામના છાપાના ગ્રાહક હોવાથી તે પત્ર પ્રભાતમાં પાના ત્રીજામાં તારીખ ૯-૯-૪૫ ના પેપરમાં ઉત્તર ગુજરાતમાં પીરાણા સતપંથ મુસલમાની ધર્મ છે અને તે જુઠ હિંદુનું નામ આપી આ હિંદુઓને ભ્રષ્ટ કરે છે એવો એક લેખ એ દૈનિક પત્રમાં હતો જેના લેખક શ્રી ગંગારામ ખન્ના નામના કોઈ ભાઈ છે જે લેખ આ પેપરોમાં પ્રસિદ્ધ કરાયો છે એ આ પ્રભાત સિવાય બીજા જુદા પેપરોમાં પણ પ્રસિદ્ધ કરાયો છે જે લેખ પટેલ નથુભાઈ નાનજીએ વાંચી સંભળાવ્યો હતો ને તેની અસર બહુ સારી થઈ હતી તે બાદ તે જ્ઞાતિના હિતની ઘણી ચર્ચા ચાલી હતી તે પછી તે સભા વિસર્જન કરવામાં આવી હતી.



Online Text Based
(can use for translation)





Source Document



# શ્રી ભગવાન લક્ષ્મીનારાયણની મૂર્તિ પ્રતિષ્ઠા માગસર સુદ ૬ ને સોમવારના રોજ ગામશ્રી ખેડોઈમાં ભરાયેલ સભા

### ૧૦ ડિસેમ્બર ૧૯૪૫, સંવત ૨૦૦૨ માગસર સુદ ૬ સોમવાર

શ્રીમાન ભાઈ અરજણભાઈ કાનજીભાઈએ શ્રીમાન (પ્રેસીડેન્ટ) રતનશીભાઈ ખીમજીને પ્રમુખ પણુ સ્વીકારવાની દરખાસ્ત શ્રીમાન મેઘજીભાઈ રાજાભાઈનો ટેકો

શ્રીમાન રતનસીભાઈ ખીમજીભાઈનું નમ્રતાથી પ્રમુખપણુ સ્વીકારવું અને કાર્યને માટે સફળતા વિશે શાંતિ જાળવી રાખવા માટે સર્વેને પ્રાર્થના.

શ્રીમાન સેક્રેટરી નથુભાઈ નાનજીભાઈએ મહાત્મા પ્રભુરામ મહારાજને ફરમાન કરેલ તે ઉપરથી :-
શ્રદ્ધાથી દાન અને ચડાવવા વિશે સનાતન ધર્મ એટલે શું? વિદ્યાથી બ્રહ્મ જ્ઞાન મેળવવા વિશે

મહાત્મા સેવાદાસજીને ફરમાન કરેલ તે ઉપરથી દાન, કીર્તિ વિશે, મહારાજ યુધિષ્ઠિરનો દાખલો, શ્રીમાન પ્રમુખ રતનશીભાઈને જ્ઞાતિ સેવા માટે ધન્યવાદ. સરઉકતાવલીનો દાખલો, ધનના વિભાગ (૧) રાજ રજવાડા (૨) ચોર (૩) અગ્નિ.

મહાત્મા દયાલદાસજીને ફરમાન કરેલ ઉપરથી :-

આવા શુભ સમયે ખુલ્લા દિલથી દાન કરવા વિશે સ્વર્ગવાસી મહાત્મા લાલજીદાસની આજ્ઞાનું પાલન.

શ્રીમાન બદ્રીનાથ શુક્લ પ્રોફેસરને ફરમાન થવા ઉપરથી :-

દાનથી થતા કામકાજ, ધર્મ સંસ્થામાં નાણાનો થતો ગેર ઉપયોગ, ગુરુકુલ એટલે શું ગુરુકુલથી થતો ફાયદો ભુજમાં પૈસા ભેગા કરવા આવેલ મહારાજની સામે બળવો ઉઠાવવા વિશે કોલેજોમાં મળતા ધર્મ શિક્ષણથી થતો ગેર ફાયદો દરેક ભાઈઓને મદદ કરવા વિશે મહાત્મા ઓધવદાસજીને ફરમાન થવા ઉપરથી :-

દાન વિશે ખેડોઈ, કોટડા અને થરાવડાવાળાઓને તેમાં પાછળ ન રહેવા વિશે પ્રભુ સેવા વિશે ચડાવાના હેતુ, ધર્માદાના પૈસાની વ્યવસ્થા અને હિસાબ રાખવા વિશે ભવિષ્યની પ્રજા સુધારવા વિશે ખાસ કરીને કન્યાઓ સુધારવા વિશે મદાલસા માતાનો દાખલો શક્તિ પ્રમાણે મદદ કરવા વિનંતી.

**ચડાવા નીચે મુજબ પ્રમાણે છે :-**

૧. શીખર ચડાવામાં થયેલ ચડાવવામાં કોરી ૩૨૦૧
   શ્રીમાન પચાણભાઈ વાલજીભાઈ ગામશ્રી ખેડોઈવાળાએ આપીને ચડાવ્યું.

૨. ધ્વજા ચડાવવામાં થયેલ ચડાવામાં કોરી ૧૫૦૧

શ્રીમાન શીવજીભાઈ મેઘજીભાઈ ગામશ્રી ખેડોઈવાળાએ આપીને ચડાવ્યું.

૩. ભગવાન શ્રી લક્ષ્મીનારાયણને મંદિરમાં પધરાવવાની ચડાવામાં કોરી ૪૦૦૧
શ્રીમાન અરજણભાઈ કાનજીભાઈ ખેડોઈવાળાએ આપીને ભગવાન શ્રી લક્ષ્મીનારાયણને મંદિરમાં પધરાવ્યા.

૪. શ્રી ગરુડની પ્રતિમાની પધરામણીના ચડાવામાં કોરી ૮૦૧
શ્રીમાન ખીમજીભાઈ કરસનભાઈ ગામશ્રી કોટડાવાળાએ આપીને મંદિરમાં પધરાવ્યા.

૫. ગણેશને મંદિરમાં પધરામણીના ચડાવામાં કોરી ૭૨૫
શ્રીમાન કરમશીભાઈ હરજીભાઈ ગામશ્રી કોટડા (આથમણા)વાળાએ આપીને પધરામણી કરાવી.

૬. શ્રી હનુમાનજીને મંદિરમાં બિરાજવાના ચડાવામાં કોરી ૧૦૫૧
શ્રીમાન ખીમજીભાઈ મનજી ચોપડા ગામશ્રી ખેડોઈવાળાએ આપીને મંદિરમાં પધરાવ્યા.

૭. શ્રી ભગવાનને ફુલનો પહેલો હાર પહેરાવવાના ચડાવામાં કોરી ૨૫૦૧
શ્રીમાન રતનશીભાઈ ખીમજી ગામશ્રી વિરાણીવાળાએ આપીને પહેરાવ્યો.

૮. શ્રી લક્ષ્મીજીને ફુલનો હાર પહેરાવવાના ચડાવામાં કોરી ૨૦૦૧
શ્રીમાન બહેન મેઘબાઈ રતનશી ખીમજી ગામશ્રી વિરાણીવાળાએ આપીને પહેરાવ્યો.

૧૦. શ્રી ભગવાન લક્ષ્મીનારાયણને છત્ર ચડાવામાં કોરી ૨૦૦૧
શ્રીમાન વાલજીભાઈ ભાણજી ગામશ્રી માધવ કંપાવાળા (ગુજરાત) એ આપીને ચડાવ્યો.

૧૧. શ્રી નારાયણ ભગવાનનો મુકુટ ચડાવવાના ચડાવામાં કોરી ૧૦૫૧
શ્રીમાન શામજીભાઈ રાજાભાઈ ગામશ્રી ખેડોઈવાળાએ આપીને પહેરાવ્યો.

૧૨. શ્રી લક્ષ્મીને મુકુટ ચડાવવાના ચડાવામાં કોરી ૧૨૦૧
શ્રીમાન મુળજીભાઈ વિશ્રામ છાભૈયા ગામશ્રી ખેડોઈવાળાએ આપીને ચડાવ્યો.

૧૩. શ્રી લક્ષ્મીને હેમનો હાર અર્પણ કરવાના ચડાવામાં કોરી ૧૫૦૧
શ્રીમાન વાલજીભાઈ જેઠાભાઈ ધોળુ ગામશ્રી ખેડોઈવાળાએ આપીને પહેરાવ્યો.

૧૪. શ્રી લક્ષ્મીનારાયણની પહેલી આરતીના ચડાવામાં કોરી ૧૦૦૧
શ્રીમાન હીરજીભાઈ ધનજી પંડ્યા ગામશ્રી ખેડોઈવાળાએ આપીને ઉતારી.

૧૫. શ્રી લક્ષ્મીનારાયણની બીજી આરતીના ચડાવામાં કોરી ૭૦૧
શ્રીમાન કરસનભાઈ પેથા ગામશ્રી કોટડા (ખેડોઈ)વાળાએ આપીને ઉતારી.

૧૬. શ્રી લક્ષ્મીનારાયણની ત્રીજી આરતીના ચડાવામાં કોરી ૬૦૧
શ્રીમાન દેવસીભાઈ વાલજી ગામશ્રી ખેડોઈવાળાએ આપીને ઉતારી.

૧૭. શ્રી લક્ષ્મીનારાયણની ચમર ઢાળવાના ચડાવામાં કોરી ૭૦૧
શ્રીમાન કરસનભાઈ શીવગણ ગામશ્રી કોડાયવાળાએ આવીને ચમર ઢાળી.

૧૮. શ્રી લક્ષ્મીનારાયણની છડી પોકારવાના ચડાવામાં કોરી ૬૦૧
શ્રીમાન ગોવિંદભાઈ શીવગણ ગામશ્રી કોટડાવાળાએ આપીને પોકારી.



૧૯. શ્રી લક્ષ્મીનારાયણનો ઘંટ વગાડવાના ચડાવામાં કોરી ૬૦૧
શ્રીમાન પચાણભાઈ વસ્તા ગામશ્રી થરાવડાવાળાએ આપીને વગાડ્યો.

૨૦. શ્રી લક્ષ્મીનારાયણ દેવને ભોગ ધરાવવાના ચડાવામાં કોરી ૨૦૦૧
શ્રીમાન મિસ્ત્રી હરજીભાઈ ગંગદાસ વેગડ ગામશ્રી કુંભારીયાવાળાએ આપીને ધરાવ્યો.

૨૧. શ્રી લક્ષ્મીનારાયણ દેવને પાણીની ઝારીના ચડાવામાં કોરી ૫૫૧
શ્રીમાન કાનજીભાઈ દેવશી ગામશ્રી રાયણવાળા (ગુજરાત) આપીને જળ પાન કરાવ્યું.

૨૨. શ્રી લક્ષ્મીનારાયણને મુખવાસના ચડાવામાં કોરી ૪૫૧
શ્રીમાન કેસરાભાઈ હંસરાજ ગામશ્રી કોટડા (જડોદર)વાળાએ આપીને મુખવાસ કરાવ્યો.

**શ્રી ખેડોઈ તારીખ : ૮-૧૨-૪૫**

**સાં. ૨૦૦૨ના માગસર સુદ-૪ને શનિવારનો કાર્યક્રમ**

**કાર્યકર્તા**

| | | |
|---|---|---|
| જનરલ | ૧ | પટેલ અરજણ કાનજી ખેડોઈ |
| સ્વાગત-૧ | ૨ | પટેલ શીવજી મેઘજી ખેડોઈ |
| જનરલ | ૩ | પટેલ મેઘજીભાઈ રાજા ખેડોઈ |
| અગ્નિવિધિ | ૪ | પટેલ પચાણભાઈ વાલજી ખેડોઈ |
| સ્વાગત-૧ | ૫ | પટેલ કરશનભાઈ શીવજી ખેડોઈ |
| જનરલ | ૬ | પટેલ મનજીભાઈ શીવજી ખેડોઈ |
| જનરલ | ૭ | પટેલ રામજીભાઈ નાથા કો.ગુરજીવાલા |
| સ્વાગત-૨ | ૮ | પટેલ શીવજીભાઈ શામજી કો.ગુરજીવાલા |
| | ૯ | પટેલ ખીમજીભાઈ કરશન |
| રસોડા સમિતિ | ૧૦ | પટેલ કરમશીભાઈ હરજી કો.આથમણા |
| રસોડા સમિતિ | ૧૧ | પટેલ લાલજીભાઈ શીવગણ કો.આથમણા |
| રસોડા સમિતિ | ૧૨ | અબજીભાઈ રામજી કો.આથમણા |
| રસોડા સમિતિ | ૧૩ | કરશનભાઈ શીવગણ કો.આથમણા |
| ઉતારા સમિતિ | ૧૪ | પટેલ શીવજીભાઈ પુંજા ખેડોઈ |
| | ૧૫ | પટેલ ખીમજીભાઈ ગોવિંદ ખેડોઈ |

| | | |
|---|---|---|
| | ૧૬ | પટેલ ખીમજીભાઈ મનજી ખેડોઈ |
| જનરલ | ૧૭ | પટેલ વેલજીભાઈ પ્રેમજી - થરાવડા |
| | ૧૮ | પટેલ અબજીભાઈ ભીમજી - થરાવડા |
| | ૧૯ | પટેલ હીરજીભાઈ ખીમજી - થરાવડા |
| રસોડા સમિતિ | ૨૦ | પટેલ હરજીભાઈ લાલજી - માનકુવા |
| | ૨૧ | પટેલ અખૈભાઈ ગંગદાસ - પાંતીયા |
| રસોડા-૧ | ૨૨ | પટેલ નાનજીભાઈ અબજી - પાંતીયા |
| | ૨૩ | પટેલ લધાભાઈ તેજા - પાંતીયા |
| | ૨૪ | પટેલ પ્રેમજીભાઈ કાનજી- પાંતીયા |
| | ૨૫ | ભાઈ રતનશી ખીમજી - વિરાણી |
| | ૨૬ | પટેલ નથુભાઈ નાનજી - નખત્રાણા |
| રસોડા-૧ | ૨૭ | પટેલ દેવજીભાઈ વીશરામ - ખાનપુર |
| રસોડા-૧ | ૨૮ | પટેલ કાનજી ગંગદાસ - વેરશલપર |

**કેપ્ટન**

| | | |
|---|---|---|
| ૧ | પટેલ ગોવિંદ ગંગદાસ | કેપ્ટન |
| ૨ | પટેલ માવજીભાઈ ધનજી | કેપ્ટન |
| ૩ | પટેલ શીવગણભાઈ લાલજી | કેપ્ટન |
| ૪ | પટેલ હંસરાજ જીવરાજ | કેપ્ટન |

**વોલિન્ટીયર**

| | | |
|---|---|---|
| ૧ | પટેલ રતનશી ગોવિંદ | વોલિન્ટીયર |
| ૨ | પટેલ રવજીભાઈ ભાણજી | વોલિન્ટીયર |
| ૩ | પટેલ વાલજી હીરજી | વોલિન્ટીયર |
| ૪ | પટેલ પ્રેમજીભાઈ અરજણ | વોલિન્ટીયર |
| ૫ | પટેલ મેગજીભાઈ કરશન | વોલિન્ટીયર |
| ૬ | પટેલ કાનજી હરજી | વોલિન્ટીયર |
| ૭ | પટેલ દેવશી રામજી | વોલિન્ટીયર |
| ૮ | પટેલ શીવદાસ ગોવિંદ | વોલિન્ટીયર |
| ૯ | પટેલ પ્રેમજી શીવજી | વોલિન્ટીયર |
| ૧૦ | પટેલ રામજી પુંજા | વોલિન્ટીયર |
| ૧૧ | પટેલ વાલજી પુંજા | વોલિન્ટીયર |
| ૧૨ | પટેલ ભીમજી મનજી | વોલિન્ટીયર |
| ૧૩ | પટેલ પચાણ ખીમજી | વોલિન્ટીયર |
| ૧૪ | પટેલ જેઠાભાઈ ગંગદાસ | વોલિન્ટીયર |
| ૧૫ | પટેલ ગોવિંદ લાલજી | વોલિન્ટીયર |
| ૧૬ | પટેલ ગોવિંદ કેસરા | વોલિન્ટીયર |
| ૧૭ | પટેલ લાલજી પચાણ | વોલિન્ટીયર |
| ૧૮ | પટેલ દેવશી મનજી | વોલિન્ટીયર |
| ૧૯ | પટેલ નારાણ દેવશી | વોલિન્ટીયર |
| ૨૦ | પટેલ કેશરા શીવજી | વોલિન્ટીયર |
| ૨૧ | પટેલ શામજી વીશરામ | વોલિન્ટીયર |
| ૨૨ | પટેલ શામજી લધા | વોલિન્ટીયર |
| ૨૩ | પટેલ રાજા વીરજી | વોલિન્ટીયર |
| ૨૪ | પટેલ વાલજી લધા | વોલિન્ટીયર |
| ૨૬ | પટેલ હીરજી શીવગણ | વોલિન્ટીયર |
| ૨૮ | પટેલ અરજણ શીવજી | વોલિન્ટીયર |
| ૨૯ | પટેલ લાલજી માવજી | વોલિન્ટીયર |
| ૩૧ | પટેલ ભીમજી દેવજી | વોલિન્ટીયર |
| ૩૨ | પટેલ હંસરાજ હરજી | વોલિન્ટીયર |
| ૩૪ | પટેલ અરજણ મેગજી | વોલિન્ટીયર |
| ૩૫ | પટેલ નાનજી રામજી | વોલિન્ટીયર |
| ૩૬ | પટેલ હીરજી ખીમજી | વોલિન્ટીયર |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૭ | પટેલ માધવજી ભીમજી | વોલિન્ટીયર | ૪૩ | પટેલ ધનજી શીવગણ | વોલિન્ટીયર |
| ૩૮ | પટેલ જીવરાજ કરશન | વોલિન્ટીયર | ૪૪ | પટેલ છગનલાલ પચાણ | વોલિન્ટીયર |

**કાર્યકર્તા**

| | | |
|---|---|---|
| રસોડા સમિતિ | દેવશી વાલજી | ૫ |
| રસોડા સમિતિ | વિશરામ પ્રેમજી | ૬ |
| રસોડા સમિતિ | રાજા દેવજી | ૭ |
| રસોડા સમિતિ | રાજા વીરજી | ૮ |
| રસોડા સમિતિ | ખેતા શીવગણ | ૯ |
| રસોડા સમિતિ | મુળજી માવજી | ૧૦ |
| રસોડા સમિતિ | પ્રેમજી શીવગણ | ૧૧ |
| રસોડા સમિતિ | હરજી માવજી | ૧૨ |
| રસોડા સમિતિ | ગોવિંદ શીવદાસ ધોળુ | ૧૩ |
| રસોડા સમિતિ | જીવરાજ કરશન | ૧૪ |
| રસોડા સમિતિ | ગોવિંદ દેવજી | ૧૫ |
| રસોડા સમિતિ | ગોવિંદ કાનજી | ૧૭ |
| રસોડા સમિતિ | કરમશી અખઈ | ૧૮ |
| રસોડા સમિતિ | હીરજી ખીમજી | ૧૯ |
| રસોડા સમિતિ | માધા ભીમજી | ૨૦ |
| રસોડા સમિતિ | શીવજી ભીમજી | ૨૧ |
| રસોડા સમિતિ | માવજી રાજા | ૨૨ |
| રસોડા સમિતિ | શામજી રાજા | ૨૩ |
| રસોડા સમિતિ | ખીમજી મનજી | ૨૪ |
| ઉતારા સમિતિ | ખીમજીભાઈ કરશન | ૩ |
| ઉતારા સમિતિ | કાન્તીલાલ દેવશી | ૪ |
| ઉતારા સમિતિ | હીરજીભાઈ જેઠા | ૫ |
| સ્વાગતમ | શીવજી દેવશી | |
| સ્વાગતમ | કરશન શીવજી | |
| સ્વાગતમ | કેશરા પચાણ | |



## ૐ શ્રી ખેડોઈ તા. ૦૯.૧૨.૪૫
## શા.૨૦૦૨ના માગસર સુદ-૫ને રવિવારનો કાર્યક્રમ

સવારના ૯ વાગ્યાના સુમારે **શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનના** વરઘોડાની તૈયારી કરવામાં આવેલ ને વરઘોડાના મુખ્ય ભાગમાં ગાડા ઉપર નગારાની નોબત ગોઠવવામાં આવેલ ને તેના સાથે ૐકારની મોટી ધ્વજાનું નિશાન હતું ને તેના પાછળ ગામના ઠકરાઈઓનું ઘોડે સવારનું લશ્કર વાવટાથી શોભી રહ્યું હતું ને તેના પાછળ બેન્ડ પાર્ટી ગોઠવવામાં આવી હતી ને તેની પાછળ સત્સંગ મંડળી ને તેની પાછળ વોલીન્ટીયર કોર વાવટાઓથી શોભી રહી હતી ને તેના પાછળ બ્રાહ્મણો વેદના ઉચ્ચારો કરી રહ્યા હતા ને તેના પાછળ શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની પાલખીમાં શ્રી ભગવાન તથા લક્ષ્મીજી બિરાજેલા હતા ને તેની પાલખીની પાછળ સન્નારીઓ શ્રી ભગવાનના કીર્તનો ગાતી ગાતી ચાલી આવતી હતી. તે સરઘસ શ્રી લક્ષ્મીનારાયણના મંદિર ચોકથી ગામમાં ફરવા ગયેલ. ને તે સરઘસ ફરતે ફરતે ગામના મધ્યભાગમાં થોભ્યું હતું. ને ત્યારબાદ શ્રી રામચંદ્ર ભગવાનના મંદિરના ચોકમાં શોભ્યું હતું ને ત્યાંથી શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની મૂર્તિઓને શ્રી રામચંદ્ર ભગવાનના મંદિરમાં

પધરાવવામાં આવેલ ને ત્યાંથી શ્રી ભગવાનની મૂર્તિઓને ઠાકોર સાહેબોના ઘરે પગલા આપવામાં આવેલ ને ત્યારબાદ ત્યાંથી સરઘસ પાછું વળેલ હતું ને બપોરના ૩ વાગ્યાથી સામૈયા ચાલુ થયા હતા.

**શ્રીમાન પ્રેસીડેન્ટ રતનશીભાઈને ફરમાન થયેલ તે ઉપરથી**

મનુષ્ય જાતીનો ધર્મ શિક્ષણ વિશે અજ્ઞાનતાથી બીજાઓએ લીધેલો લાભ. જ્ઞાતિનો હનુમાન જેવા થઈને સેવા કરવાની લાગણી, ભુલો સુધારવા માટે તન, મન અને ધનથી સેવા કરવી. દરિદ્ર બ્રાહ્મણનો દાખલો પોતાની જીવકારી માટે જે ઢોંગ રચી બેઠેલાઓને અને તે જ પંથવાળાઓને ચેતવણી અને અમારા ભાઈ-બહેનો ઉપર થતો અત્યાચાર, ધર્મ ઉપર શ્રધ્ધા વિશે, ધર્મ નિયમ પાળવા દરેકને વિનંતી. ક્ષત્રિય બાઈના શિયળનો દાખલો અને મહારાણા પ્રતાપના પુત્રના દૂધ ફેર થવાથી નબળા વિચારો, ગોળીનો ખુલ્લા શબ્દોમાં બહિષ્કાર. જોર જુલ્મીથી અપાતી ગોળીઓ, પુનર્જન્મમાં તમારી જ સેવા કરવા માટે પ્રભુ પાસે પ્રાર્થના. લગ્ન સભામાં આપણો થયેલ બહિષ્કાર, લોઢાની અને લાકડાની તલવારની સરખામણી, શિવાજીનો દાખલો. કેળવણી માટે વિનંતી, જોર જુલ્મીથી લેવાતા પૈસા, મુખીઓને વિનંતી.

સેક્રેટરી નથુભાઈએ મહારાજશ્રી બોર્ડિંગ માટે જે અરજ કરી હતી તેને ટેકો આપ્યો અને જ્ઞાતિ ભાઈઓને વિનંતી કરી.

**શ્રીમાન સુબેદાર કાલુભાને ફરમાન થવા ઉપરથી**

આ કાર્યને ઘણા હર્ષથી વધાવ્યું. જાડેજા ભાઈઓનું હંમેશા સંપીને ચાલવાનું વચન, આ કામમાં જો તમોને તકલીફ પડી છે તે માટે માફી માગેલ છે. શ્રીમાન પ્રેસિડેન્ટ રતનશીભાઈનો પ્રમુખ સાહેબની વતીથી ઉપસંહાર.

**કેપ્ટન**

૧. શીવગણભાઈ લાલજી - વિરાણીવાળા (જનરલ)
૨. માવજીભાઈ ધનજી - કોટડા (ગુરજીવાળા)
૩. ગોવિંદભાઈ ગંગદાસ - ખેડોઈ
૪. હંસરાજભાઈ જીવરાજ - માનકુવા

**૧. સ્વાગતના કેપ્ટન**

હંસરાજભાઈ જીવરાજ માનકુવા

**વોલિન્ટીયર**

૧. રતનશી ગોવિંદ
૨. રવજીભાઈ ભાણજી
૩. પ્રેમજી અરજણ
૪. મેઘજી કરસન
૫. કાનજી હરજી
૬. દેવશી રામજી
૭. શીવદાસ ગોવિંદ
૮. ભીમજી મનજી
૯. હંસરાજ હરજી
૧૦. છગનલાલ પચાણ

**૨. ઉતારા સમિતિના કેપ્ટન**

માવજીભાઈ ધનજી - કોટડા

૧. વાલજી હીરજી
૨. પ્રેમજી શીવજી
૩. રામજી પુંજા
૪. વાલજી પુંજા
૫. જેઠા ગંગદાસ
૬. દેવશી મનજી
૭. નારાણ દેવસી

૮. શામજી વિશ્રામ
૯. અરજણ શીવજી
૧૦. ગોવિંદ લાલજી
૧૧. ગોવિંદ સવદાસ
૧૨. ધનજી સવગણ

**શ્રી જનરલ કમિટિ**

૧. અરજણભાઈ કાનજી
૨. વેલજીભાઈ પ્રેમજી
૩. રામજીભાઈ નાથા
૪. મનજીભાઈ શીવજી
૫. મેઘજીભાઈ રાજા

**યજ્ઞ કાર્ય**

૧. પચાણભાઈ વાલજી
૨. ધનજી ભોજા
૩. અબજીભાઈ શીવજી
૪. સોમજીભાઈ લાલજી
૫. વિશ્રામભાઈ રાજા
૬. ખીમજીભાઈ મનજી

**સ્વાગત સમિતિ**

૧. શીવજીભાઈ મેઘજી
૨. શીવજીભાઈ શામજી
૩. શીવજીભાઈ દેવસી
૪. કેસરાભાઈ પચાણ (થરાવડા)

**ઉતારા સમિતિ**

૧. શીવજીભાઈ પુંજા
૨. ખીમજીભાઈ ગોવિંદ
૩. ખીમજીભાઈ કરસન
૪. કાન્તિલાલ દેવશી
૫. હીરજીભાઈ જેઠા

**રસોડા સમિતિ**

૧. કરમશીભાઈ હરજી મુખ્ય કાર્યકર્તા
૨. લાલજીભાઈ શીવગણ મુખ્ય કાર્યકર્તા
૩. હરજીભાઈ લાલજી (માનકુવા)મુખ્ય કાર્યકર્તા
૪. નાનજીભાઈ અબજી મુખ્ય કાર્યકર્તા
૫. દેવજીભાઈ વિશ્રામ
૬. કાનજીભાઈ ગંગદાસ
૭. દેવશીભાઈ વાલજી
૮. વિસરામભાઈ પ્રેમજી
૯. રાજાભાઈ દેવજી
૧૦. રાજાભાઈ વિરજી
૧૧. ખેતાભાઈ સવગણ
૧૨. મુળજીભાઈ માવજી
૧૩. પ્રેમજીભાઈ શીવગણ
૧૪. ભીમજીભાઈ દેવજી
૧૫. ગોવિંદભાઈ શિવદાસ ધોળુ
૧૬. જીવરાજભાઈ કરસન
૧૭. ગોવિંદભાઈ દેવજી
૧૮. ગોવિંદભાઈ કાનજી
૧૯. કરમશીભાઈ અખૈઈ
૨૦. હીરજીભાઈ ખીમજી
૨૧. માધવજીભાઈ ભીમજી
૨૨. શીવજીભાઈ ભીમજી
૨૩. માવજીભાઈ રાજા
૨૪. શામજીભાઈ રાજા
૨૫. કચરાભાઈ વીરજી
૨૬. શામજીભાઈ નારણ
૨૭. કરશનભાઈ શીવજી કોટડા
૨૮. નાનજીભાઈ રામજી કોટડા
૨૯. ધનજીભાઈ મનજી
૩૦. લાલજીભાઈ માવજી
૩૧. રતનશીભાઈ ખીમજી મંગવાણા
૩૨. શીવજીભાઈ લધા કોટડા
૩૩. મુળજીભાઈ વશરામ
૩૪. પ્રેમજીભાઈ નાનજી ખેડોઈ

## ૧૭. ખેડોઇ લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 08-Dec-1945



**સાં. ૨૦૦૨ના માગસર સુદ-૪ને શનિવાર ૦૮ ડિસેમ્બર ૧૯૪૫** ના શ્રી **ખેડોઈ સ્થાને શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની પ્રતિષ્ઠા પ્રસંગે રાત્રે ૮ વાગ્યાના** સુમારે શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજની ૧ જાહેરસભા ભરવામાં આવેલ ને તે સભામાં થયેલ કાર્યક્રમની નોંધ નીચે મુજબ

પ્રથમ સભાનું શરૂઆતમાં ઈશ્વરની પ્રાર્થના તે સાધુ દયાળદાસજી એ ગાઈ હતી ને ટુંકમાં વ્યાખ્યાન.

સભાના સભાપતિ પટેલ શીવજીભાઈ મેઘજીની દરખાસ્ત રજુ કરવા શ્રી થરાવડા ગામના ભાઈ વેલજી પ્રેમજી ઉભા થયા.

તેને અનુમોદન આપવા ભાઈ મેઘજીભાઈ રાજા, પટેલ નથુ નાનજી.

**પ્રમુખના બે બોલ**

**પરમ પૂજ્ય મહારાજ શ્રી પ્રભુ રામ**

ધર્મ એટલે શું - બાળક શિક્ષણ વિશે, પ્રથમ ગુરુ તરીકે, માતુશ્રી સ્ત્રી કેળવણી વિશે, માતા કેવી હોવી જોઈએ, સ્ત્રીઓને પાળવાના નિયમો, કવિનો દાખલો, કણબીયો જાણ વરણનો પોજાણ કરે છે તે વિશે, આચાર્યો પ્રથમ ધર્મ વિશે, બુધ્ધિ સુધારવા માટે, સારા કર્મથી જેના ઉપરથી રાજાનો દાખલો પાટીદાર ભાઈઓ ઉપર - કાઠીયાવાડમાં મહારાજનો દાખલો તે પણ પાટીદારોને સુ માર્ગે લાવવા અને વહેવાર સુધારવા માટે, મનુષ્યના ચાર આશ્રમ વિશે, પુત્ર કેવા હોવા જોઈએ. વિરાણીના ભાઈ રતનશી ખીમજીના વિશે ઇતિહાસના સિધ્ધાંતથી કૃષ્ણ અવતારનો દાખલો ને રત્ન લેવાનો લોભ ને તેમાથી પ્રથમ ઝેર ઉપજ્યું ને પાછળથી અમૃત જનમ્યું ને ગેઢેરાના જુલમો તેથી ગયા છે.

**રતનશીભાઈ ખીમજી વિરાણીવાળા**

મનુષ્યની ફરજ અને જન્મ વિશે. શુભ કરણી વિશે. મારું એકજ રટણ એ જ છે કે જ્ઞાતિની ઉન્નતી કયારે થાય એમ મારું રટણ છે.

**ખેડૂત ઉત્તમ જીવન** - ખેડૂતની સાચી કમાઈ હોવા છતાં આવી અવદશા થવાનું કારણ પ્રથમ પગથીયું ખોટું છે - જેના ઉપરથી ગુજરાતના પાટીદાર ભાઈઓનો દાખલો - પ્રથમ ધર્મ ઉપરથી તથા આ માટે વર્ણાશ્રમનો ધર્મ પાળવો જોઈએ. રામચંદ્ર ભગવાનનો દાખલો. મનુષ્ય ધર્મ સમજી શકે તો પૂર્ણ જન્મ જ્ઞાતિમાં પડેલ ભુલની સેવા કરતા બાકી રહેશે તે પુર્ણ કરવા જન્મ આ જ્ઞાતિમાં આપજે. પડેલ ભુલ સુધારવી. પીરાણા ધર્મ હિન્દુ ધર્મ છે તેવું સાબિત કરી આપે તે કહે તે ધર્મ પાળવા અમે ખુશી છીએ.

**પટેલ નથુભાઈ નાનજી**

**ભગત દેવશીભાઈ કાનજી**

સત્સંગ આવવામાં શુભ ગ્રહણ કરવા. પોતાનો ધર્મ ન છોડવો જોઈએ. સ્ત્રી ધર્મ વિશે, સંસાર તરવા માટે

બહેનોનો પણ આભાર દર્શક. જ્ઞાતિના મતભેદ વિશે કાર્ય સિદ્ધી માટે વિટંબણાઓ હોય છે. વિટંબણાથી આપણે ઉદાર છીએ. ધર્મના માટે પાળીયાઓનો દાખલો....

સેક્રેટરી ભાઈ નથુરામને કાર્ય આગળ ચલાવવા માટે આજ્ઞા ઉપરથી

અત્રે દૂરથી પધારેલ દરેક ભાઈઓનો આભાર મહારાજ ઓધવરામને અત્રે પધારેલ તે વિશે મહારાજ પ્રભુરામને બે બોલ કહેવાની વિનંતી.

**મહારાજ પ્રભુરામ**

મૂર્તિ પૂજા વિશે, (૧) ઉપાસના, (૨) અડંગા ઉપાસના, ભગવાનના અવતાર વિશે, હિન્દુ તરીકેના ઈતિહાસો વિશે, યજ્ઞ વિધિથી ભૂમિ પવિત્ર થાય છે. મંદિર માટે દરબારે જમીન આપી તેનો આભાર, ગૃહસ્થીઓ માટે કિર્તી વિશે, દીકરીઓને દાયજો આપવા વિશે, દાન લેનાર વિશે, (૧)સતપામ (૨) અર્થિપામ (૩)કપામ, ખેડોઈ અને કાશીની તુલના.

સેક્રેટરી નથુરામભાઈનું મહારાજશ્રી ઓધવરામજીને બે બોલ માટે વિનંતી.

**મહારાજ શ્રી ઓધવરામશ્રીનું ભાષણ**

ધર્મ એટલે શું? ધર્મમાં ભેદભાવ ન રાખવા વિશે, આગળના રૂષિ-મુનિઓ અને ક્ષત્રિઓએ ધર્મ માટે ભોગ આપેલ તે વિશે, ધર્મમાં ફાંટાઓ વિશે, નષ્ટ દાન અને પિરાણા પંથ વિશે, માત્ર હિન્દુઓની ધર્મશાળા અને પિરાણા પંથની નથી તે વિશે, પિરાણા પંથવાળાઓને ધર્મ બાબત ખુલ્લી ચેલેન્જ. પાટીદારોને ઉંચેથી આપવામાં આવતું પાણી. હિન્દુ અને મુસલમાન ધર્મની સમાનતા, પાટીદારોના માથા ઉપર કલંકનો ટીકો, અતિથિ સત્કાર અને આણંદપરમાં થયેલ વર્તાવ વિશે, કષ્ટો વેઠીને પણ પિરાણા પંથ છોડાવવા વિશે, માતાઓને વડોદરાનો દાખલો અને ભવિષ્યમાં તેવા જ બનવાની પ્રાર્થના, નખત્રાણામાં આપણા પંથની માતાઓએ કરેલ થાળ વિશે, ધર્મની ટેક અને પ્રહલાદનો દાખલો, જાડેજાઓએ કરેલ મદદ વિષે, વાણીયાઓનો દાખલો, કથાનો દાખલો, મૃત્યુશૈયા ઉપર મહારાજ લાલજીરામને આપેલ વચન, નેતાઓને છેવટ સુધી સનતાન ધર્મનો ઝંડો ફરકાવવા વિશે.

**મહારાજ શ્રી સેવાદાસજીની ફરમાન કરેલ તે ઉપરથી**

મહારાજ શ્રી ઓધવરામજીનો આભાર. જે કાર્ય હાથમાં લીધેલ છે તે ટકાવવા વિશે, લાકડાનો દાખલો, પરોપકાર વિશે, તુલસીદાસજીનો દાખલો, બ્રહ્મ વિચાર વિષે, પિરાણા પંથ અને સિંધીના નાડાની સરખામણી.

**પ્રોફેસર બદ્રીનાથ શુક્લને ફરમાન કરેલ તે ઉપરથી**

સૌનો આભાર, તમારી ફરજ, મારાથી બનતી સેવા કરવા તૈયાર છું. ભવિષ્યમાં છોકરાઓને વિદ્યા દાન આપવા વિશે, કાનખજુરાનો દાખલો, ચેહ અને દાટવા વિશે, ચોરી અને ધુવા વિશે, અજ્ઞાનતા વિશે.

શ્રીમાન છગનલાલનો આભાર અને ફરમાન કરેલ તે ઉપરથી

## ૧૭. ખેડોઈ લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 08-Dec-1945

છગનભાઈ, જેઠાભાઈ હરીભાઈ

સર્વે ભાઈઓના દર્શન માણ્યા તેનો આભાર અને આચાર્ય ધર્મ વિશે.

**૩. સભા સમિતિના કેપ્ટન-**
**શીવગણભાઈ લાલજી**

**વોલીન્ટીયર**

૧ પચાણ ખીમજી
૨ ગોવિંદ લાલજી
૩ ગોવિંદ કેસરા
૪ લાલજી પચાણ
૫ કેસરા શીવજી
૬ શામજી લધા
૭ રાજા વિરજી
૮ વાલજી લધા
૯ હરજી માવજી
૧૦ હીરજી શવગણ

**૪. રસોડા સમિતિના કેપ્ટન**
**ગોવિંદભાઈ ગંગદાસ**

૧ ગોવિંદ લાલજી
૨ હીરજી માવજી

Online Text Based
(can use for translation)





Source Document

## ૧૮. ખોંભડી લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 14-May-1946



# શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ
# શ્રી ખોંભડી પાનમૂર્તિ પ્રતિષ્ઠા કાર્યની મીનીટ, ખોંભડી તા. ૧૪.૦૫.૪૬

સવારના ૧૧ વાગ્યાથી અમે મંદિરના શણગાર કાર્યમાં અહીંના તમામ સનાતની ભાઈઓ ગુંથાયેલ હતા. આવનાર મહેમાનો તથા વોલીન્ટીયર ભાઈઓ સારું ખાવા ઉતરવાની સુંદર સગવડ રાખવામાં આવેલ હતી. ઉતારા માટે મકાન તેમજ વાસણો વગેરેની લોહાણા મહાજન ભાઈઓ તરફથી સુંદર સગવડ થયેલ હતી. અને તે બદલ સનાતન ભાઈઓ તેનો સહર્ષ ઉપકાર માનેલ છે. આજ સાંજ સુધીમાં તમામ વોલીન્ટીયર ભાઈઓ આવી ગયેલ હતા. જેમાં નીચે મુજબ ગામોએથી ટુકડીઓની સંખ્યા આવેલ હતી. વીરાણી-૧૨, કોટડા-૧૪, મથલ-૧૨, રસલીયા-૫, દેશલપર-૮ અને ખોંભડી-૨૦ આમ કુલ ૭૧ વોલીન્ટીયર ભાઈઓએ હાજરી આપેલ હતી. જેઓ જરા પણ જુદાઈ ન ગણતાં તરત કામમાં જોડાઈ ગયેલ હતા. આજે સાંજના ૦૪ વાગે અહીંના લધારામ ભીમજીભાઈ નામના એક પાટીદાર ગૃહસ્થી કે જેઓ મુંબઈ હતા. તેઓ ત્યાંથી એરોપ્લેન મારફતે ભુજ અને ભુજથી સ્પેશીયલ કારથી અત્રે આવી ગયેલ હતા અને તેઓની રજા મળતાં અહીંના લગભગ ૩૦૦ યુવકો કે જેઓ આજ સુધી અંદર પેટે સમાજમાં ભાગ લેતા હતા તેઓ જાહેરમાં આ કાર્યમાં જોડાઈ ગયેલ હતા અને તેઓનાં ઓચિંતા વર્તન ફેરથી તેમનાં પીરાણા પંથી વડીલો ઉશ્કેરાઈ ગયાં અને તેઓનો વેગ અટકાવવા બનતા ઉપાયો કર્યાં પરંતુ સર્વે નિષ્ફળ ગયેલ હતા. આજે સાંજ સુધી અમે ગામને નાકાં તથા ઠેકઠેકાણાં બોર્ડો તથા સભા મંડપ બતાવતો સનાતની ધ્વજ ફરકાવી દેવામાં આવેલ હતો. ગામમાં સનાતની ભાઈઓનાં ફક્ત ૭ સાત ઘર છે. જેઓ આજ વીસ વરસથી બીજા પીરાણા પંથીઓથી જુદા બેઠા છે તેઓ સાથે ખાવા પીવા કે બીજો કોઈ પણ જાતનો વહેવાર નથી છતાં પણ તે ભાઈઓ પાસેથી જાણવા મળેલ છે કે અહીંના ગામ ધણી જાડેજાઓ તથા લોહાણા મહાજન ભાઈઓ તેમજ અન્ય હિંદુ ભાઈઓની કૃપા વડે અમોને જરા પણ મુંઝવણ આજ સુધી ઉત્પન્ન થયેલ નથી. અહીંના હિંદુ ભાઈઓનું સંગઠન અને જ્ઞાતિ ભેદ ભાવ રાખ્યા વગરનું વર્તન ખરેખર આવકારદાયક ગણાય. સાજે ૦૬ વાગે સમાજના પ્રમુખશ્રી રતનશીભાઈ તથા બીજા બે ભાઈઓ વીરાણાથી આવી ગયેલ હતાં.

ખોંભડી તા. ૧૫.૦૫.૪૬

આજે વહેલી સવારથી ગામના તમામ ભાઈઓ તથા બહારગામથી આવેલ સ્વયંસેવકો જુદે જુદે કામે લાગી ગયેલ હતા. ૧૦ વાગે સવારના નાકાં વગેરે કાર્ય વ્યવસ્થિત કરી લીધેલ હતું. સ્વયંસેવકોએ મંદિરની અંદર હવનકુંડ તૈયાર કરી લીધેલ હતો અને ૧૦॥ વાગે વાજતે ગાજતે જલયાત્રા કરવા ગયેલ હતા. કેટલાક ભાઈઓ તો જુદાં જુદાં કામોમાં જ મશગુલ બની ફરજ અદા કરી રહેલ હતાં.



## જાહેર સભાનો રિપોર્ટ તા. ૧૫-૦૫-૪૬

**શ્રી મુળજીભાઈ ખોંભડી વાલા**

પૂ. મહારાજશ્રી, ભાઈઓ, તથા માતાઓ

અમારા ગામમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ પાનમૂર્તિ પ્રતિષ્ઠા કાર્ય માટે આપ સર્વ ભાઈઓને આમંત્રણથી બોલાવેલ છે. અમારા ગામમાં પાટીદારોની વસ્તી ઘણી છે. પરંતુ સનાતનમાં પહેલ કરનાર ભાઈઓ બહુ જ થોડા છે. તો અમારા આ કાર્યમાં આપ બહારથી આવનાર ભાઈઓની મદદની ખાસ જરૂર છે અને મદદ મળશે ત્યારે જ અમારા કાર્યમાં ખામી જણાશે નહિ. વસ્તુઓ બધી તૈયાર છે પરંતુ તેનો ઉપયોગ કરનાર અમો બહુ જ થોડા ભાઈઓ છીએ તો મારી આપ સર્વે ભાઈઓ સમક્ષ વિનંતી છે કે અમારું આ કાર્ય તમારું પોતાનું સમજીને વહોરી લઈ અમારા ગામની શોભા વધારશો એવી આશા રાખું છું. આજની આ સભા શ્રીમાન રતનશીભાઈ સમાજના પ્રમુખની સુચનાથી કરવામાં આવેલ છે. (મુ. આપણને બીજા ઘણાં કાર્યો કરવાના હોવાથી તરતમાં સમેટી લેશું એવી આશા રાખું છું.

**શ્રી રતનશીભાઈ વીરાણી**

પૂ. મહારાજશ્રી, ભાઈઓ તથા બહેનો,

શ્રીયુત મુળજીભાઈએ આ ગામની જે પરિસ્થિતિ વર્ણવીને આપણે બધા સમજી ગયા. ખોંભડી ગામમાં ઘણા દહાડા થયા સનાતની ભાઈઓનાં ફક્ત સાત જ ઘર છે. તેઓ આજ સુધી એક નિષ્ઠાથી ધર્મ કાર્ય કર્યે જાય છે. જ્યારે આજે ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની મૂર્તિ પધરાવવાનું ભાગ્ય પ્રાપ્ત કરી શકેલ છે. તો આ કાર્યમાં તન, મન અને ધનથી સેવા આપવાની આપણી દરેક સનાતની ભાઈઓની ખાસ ફરજ છે. આપણે મહેમાન તરીકે આવેલ નથી. આપણું સ્વાગત આપણે પોતાને જ કરવાનું છે. તેમાં કંઈ પણ વિટંબણા કે માન અપમાન જોવાનું નથી. પરંતુ આપણું કાર્ય દૃઢપણે કર્યે જવાનું છે. આજે જુદે જુદે ગામેથી આપણા સનાતની ભાઈઓ પધારવાના છે તો તેઓની સગવડ સાચવવાની જવાબદારી આપણા શીર પર છે તે માટે કાર્યક્રમ અત્યારે જ ઘડવામાં આવશે અને આપણે સર્વે જ્ઞાતિ સેવાનો પૂરતો લાભ લેશું એવી આશા રાખું છું. ત્યાર બાદ સ્વયંસેવકોની ફરજ શું છે તે વિષે સારામાં સારું વર્ણન કરી દરેક સ્વયંસેવક ભાઈઓને સમજાવેલ હતું.

નીચે મુજબ કામની વહેંચણી કરેલ હતી. રસોડા વિભાગમાં શ્રી રસલીયા મથલ તથા દેશલપરના વોલીન્ટીયર ભાઈઓને નીમવામાં આવેલ હતા. તથા સભામાં આવનાર ભાઈઓની વ્યવસ્થા જાળવવાનું કાર્ય પણ તેઓને જ સોંપવામાં આવેલ હતું. સભા મંડપ તથા મંદિરના કામકાજ ખાતે શ્રી કોટડા તથા વીરાણીના વોલીન્ટીયરો નીમાયેલા હતા. આવનાર ભાઈઓના ઉતારા વગેરેની સગવડ કરવા ખોંભડીના વોલીન્ટીયરોને નીમવામાં આવેલ હતા. ઉપર પ્રમાણે બધા ભાઈઓને કાર્યની વહેંચણી કરી દેવામાં આવેલ હતી અને તે બધા ભાઈઓની મદદમાં શ્રી દેશલપરના તથા રસલીઆના ભાઈઓ રોકાયેલ હતા. આ પ્રમાણે બધા જ ભાઈઓએ

પોતાનું કાર્ય સંભાળી લીધેલ હતું. ત્યાર બાદ સભા કાર્ય સમેટી લેવામાં આવેલ હતું અને કોટડાથી આવનાર મહેમાનનું સામૈયું તથા ભગવાનની મૂર્તિના ફુલેકાની તૈયારીઓ કરવામાં આવેલ હતી.

**સામૈયાનું વર્ણન :**

મહેમાનોનું સામૈયું કરવા ગામમાંથી તમામ હિંદુ ભાઈઓ વાજતે ગાજતે વથાણમાં ગયેલ હતા. જેમાં ગામના લોહાણા બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે ભાઈઓની હાજરી હોઈ ગામના જુજ પાટીદારોની જરા પણ ઉણપ જણાયેલ નહોતી. સામૈયામાં આશરે ઉથી સાડા ત્રણ હજાર માણસોની સગવડ હતી. સરઘસ પાછું વળતાં ખાના પાસે આવતાં પીરાણા પંથીઓ ભીંતો પરથી આ રમણીય દેખાવનું અવલોકન કરી રહેલ હતા પરંતુ તેમા હાજરી આપવાનું ભાગ્ય પ્રાપ્ત કરી શકેલ નહોતા. પાછા વળતાં ભગવાન લક્ષ્મીનારાયણની પાનમૂર્તિ સાથે લઈ લેવામાં આવેલ હતી. આખા ગામમાં ફરી પાછા સભા મંડપમાં આવતાં ૨॥ કલાક જેટલો સમય વ્યતીત થયેલ હતો.



**ખોંભડીમાં થયેલ જનરલ સભાનો રિપોર્ટ** તા. ૧૫-૦૫-૪૬

સમય રાતના ૮થી ૧॥ સુધી

**પ્રમુખની દરખાસ્ત મુકનાર :**

**શ્રી મુળજીભાઈ શીવજી ખોંભડીવાળા**

**ટેકો આપનાર : શ્રી રતનશીભાઈ નારાણ ખોંભડી વાળા**

**પ્રમુખશ્રી : શ્રી પરબતભાઈ લખુ મથલ વાળા**

**પ્રમુખશ્રી :** પૂ. મહારાજશ્રી ભાઈઓ તથા બહેનો

મને આજની સભાના પ્રમુખ તરીકે ચૂંટવામાં આવેલ છે તો હું મારી બુદ્ધિનુસાર તે સ્થાન સંભાળવાની સહાનુભૂતિ બતાવું છું અને મારું સ્થાન સંભાળું છું.

**મહારાજ દયાળદાસજી-વાંઢાયવાળા**

મંત્રોચ્ચાર.

મહેરબાન પ્રમુખ સાહેબ, સજ્જનો, બ્રહ્મ સમાજના સદગૃહસ્થો અને બહેનો,

આજની સભા જોઇ અતીશય હર્ષ થાય છે સનાતન ધર્મમાં આટલા બધા ભાઈઓ ભાગ લઈ રહેલ છે તેથી આનંદ થાય છે જ. પાટીદાર ભાઈઓના આ કાર્યમાં બીજી કેટલીક જ્ઞાતિઓ બલ્કે હિંદુઓ સર્વે ભાગ લઈ રહેલ છે તે જોઈ આનંદ થાય છે. બંધુઓ આ સમય આપણી ફરજ અદા કરવાનો છે આજની સભામાં ઘણા ભાઈઓ બોલવાના છે જેથી હું મારું બોલવું ટૂંકમાં બોલી મારો સમય સમાપ્ત કરીશ. આવતી કાલે આ ગામમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણને આપણા મંદિરમાં પધરાવશું તે આપણા હૃદય મંદિરમાં પણ પધરાવવાના છે અને ત્યારે આપણે પ્રભુ પાસેથી શું માગશું ... ભજન.

સાર : પ્રભુ પાસે આપણને એજ માગવાનું છે કે જ્ઞાન આપો અને નિર્મળ બુદ્ધિ આપો. શક્તિનું દાન આપો.

આપણા આ મંદિરનું કાર્ય કરતાં કરતાં શ્રી નારાણભાઈ શીવજીએ પોતાનો ભોગ આપ્યો અને તે કાર્ય આજે આપણે પૂર્ણ કરીએ છીએ ત્યારે તેઓના આત્માને કેટલો બધો આનંદ થતો હશે. આપણે આપણા ગામમાં પ્રભુને પધરાવી તેમાં પૂર્ણ શ્રદ્ધા રાખીશું તો પ્રભુ આપણને પગે પગે સહાયતા આપવા માટે બંધાયેલા છે આજે કળીયુગમાં પણ પ્રભુ ભક્તોને સહાય થાય છે જેનો દાખલો ...ભજન.

ગાંધીજી જેવા મહાન આર્ય પુરૂષો આર્ય શબ્દ કંઈ નવીન નથી. આપણા વડવાઓ એટલે કે હિંદુસ્તાનમાં મહારાણા પ્રતાપ, શીવાજી, રામ, કૃષ્ણ, હરિશ્ચંદ્ર, પ્રહલાદ વગેરે થઈ ગયા તે આર્ય મહાત્માજી જેવાને રાષ્ટ્રીય લડતમાં કેટલાં દુઃખો સહન કરવા પડે છે છતાં પણ પ્રભુ તેઓને પુરતી સહાય આપે છે. આપણે પણ દુઃખ સહન કરી પ્રભુમાં વિશ્વાસ રાખી કાર્ય કર્યે જવું. દુઃખથી ડરી જઈ પાછો પગ ભરવો નહિ. હવે પછી વધુ આપણા સમાજના પ્રેસીડન્ટ શ્રી રતનશીભાઈ સમજાવશે. મારા બોલવામાં કંઈ ભૂલ થઈ હોય તો જેમ માવિત્રને બાળકની તોતડી ભાષા પણ મીઠી લાગે છે તેમ ગ્રહણ કરી ક્ષમા કરશો. બીજાને વખોડવા વિષે આરીસાનું દષ્ટાંત.

**શ્રી મુલજીભાઈ શીવજી ખોંભડીવાલા**

મહારાજશ્રીએ આજે ભજન બોલી આપણને જે ઉપદેશ કરેલ છે તે આપણે બહુ જ ટૂંક લાભ લઈ રહેલ છીએ. જેથી આવતી કાલે તેઓના ઉપદેશનો લાભ લેવા પ્રોગ્રામ રાખવાનો વિચાર છે. જે આપ સર્વ સમક્ષ જણાવું છું.

**દેવશી કાનજી - દેવપર**

આજના પ્રભુના ઉત્સવમાં ઘણા ભાઈઓ પધારેલા જોઈ આનંદ વ્યક્ત કર્યો હતો એક માણસને પોતાની ખોવાઈ ગયેલી વહાલી વસ્તુ પાછી મળતાં જેટલો આનંદ થાય તેટલો જ આનંદ આજે આપણને આપણો ખોવાઈ ગયેલ સનાતન ધર્મ મળતાં થાય છે. આપણે હિંદુ વિષ્ણુ ભગવાનને માનનારા છીએ છતાં પણ આપણને આપણા ભગવાનમાં પુરતો વિશ્વાસ નથી. આપણે ઘણા ભગવાનોને માનીએ છીએ અને તેથી જ આપણને દુઃખો ભોગવવાં પડે છે. જેમ મુસલમાનો એક ખુદા સિવાય કોઈને માનતા નથી. તેમ આપણને પણ આપણા એક જ ઈષ્ટદેવને માનવા જોઇએ. આપણે સનાતની કયારે કહેવાશુ કે જયારે પ્રભુમાં સંપૂર્ણ વિશ્વાસ રાખીશું. અજ્ઞાન રૂપી અંધકાર દૂર કરી હવે જ્ઞાન રૂપી તેજસ્વી જ્યોત આપણા હૃદય મંદિરમાં પ્રગટાવવી જોઈએ. ઘણાક શુરવીરો રણે ચડે છે ત્યારે જે જુસ્સો દાખવે છે તેવો જ જુસ્સો મેદાનમાં દાખવી શકતા નથી તેવી જ રીતે આપણી જ્ઞાતિના ઘણા ભાઈઓ પરદેશથી સનાતન ધર્મ સ્વીકારવાની પ્રતિજ્ઞાઓ લઈને આવે છે અને જ્યારે કચ્છના કાંઠા ઉપર પગ દે છે ત્યારે તેના અંધશ્રદ્ધાળુ વડીલોના હુકમથી દબાઈને પીરાણા પંથને જ માને છે અને બધો ઉત્સાહ ઓસરી જાય છે. એ ઘણું જ અફસોસ જેવું ગણાય. આપણે ક્ષત્રિય પંથના છીએ તો આપણા વડીલોના અમર ઈતિહાસો વાંચો. વચનની ખાતર તેઓ શું કરી ગયા છે તે આપણને પણ આપણી ટેક છોડવી જોઇએ નહીં. આપણે પરદેશ જતા હોઇએ ત્યારે આપણને કોઈ પુછે કે તમે કોને માનો છો એટલે આપણે કહેશું કે બ્રહ્મા વિષ્ણુને માનીએ છીએ. જ્યારે આપણને પુછશે કે ક્યો ધર્મ પાળો છો ત્યારે મહાન સવાલ ઉભો થાય છે અને આપણે આપણો ધર્મ બતાવી શકતા નથી તો હવે આપણને સનાતન ધર્મ હાથ લાગી ગયેલ છે એટલે જરા પણ મુંજાવા જેવું રહેશે નહિ. કોઈ પૂછશે તો તરત કહેશું કે સનાતની છીએ. આપણે આથી અગાઉ કંઈ વટલાઈ નહોતા ગયા પણ આપણે આપણા આચાર

વિચાર છોડી દીધાં હતાં જેથી આપણને બીજા હિંદુ ભાઈઓ જુદી દષ્ટિથી નીહાળતા. જ્યારે આજે આપણે સર્વેની હરોળમાં ઉભા રહી શકવાને શક્તિમાન બન્યા છીએ. આજે આપણી વર્તણુંકમાં ફેરફાર થતાં બ્રાહ્મણ જેવા ઉચ્ચ કોટીના માણસો પણ આપણી સાથે છુટથી ભાણે વહેવાર રાખતાં અચકાતાં નથી. પ્રત્યેક પ્રાણી પર દયા એ આપણું શુભ છે. કરોડોનું દાન કરશું છતાં પણ જો આપણામાં દયા નહિ હોય તો એ દાનનો કંઈ પણ અર્થ નથી માટે દયા રાખવી. હવે હું મારું બોલવું બંધ કરું છું.

**શ્રી જેઠાભાઈ હરીભાઈ મથલ**

મારા સનાતની જ્ઞાતિ ભાઈઓ પોતાના ધર્મમાં એકનિષ્ઠા રાખી જે કાર્ય કરી રહેલા છે તે માટે ખરેખર હું મગરૂર બનું છું અને હવે અમો ગુજરાતમાં પણ અમારી જ્ઞાતિ માટે અભિમાન કરી શકીશું. મહારાજ શ્રી દયાળદાસજી જેવા જે મારા જ્ઞાતિ બંધુઓને ઉપદેશ આપી રહેલ છે તે હંમેશા આપતા રહેશે. એવી તેઓ પ્રત્યે આશા રાખું છું. અંધશ્રદ્ધાનું દૃષ્ટાંત- આંધળો ને ચોર વિષે પથરા પકડાવવા બાબત...

આવી જ રીતે આપણા અંધશ્રદ્ધાળુ વડીલો પીરાણા પંથમાં શ્રદ્ધા રાખી સૈયદ રૂપી ચોરોએ હાથમાં પકડાવેલ પથરાઓ આપણી છાતીમાં મારે છે તો એ પથરા મારનાર મારા અંધશ્રદ્ધાળુ ભાઈઓને હું વિનંતી કરું છું કે આપણે રસ્તો ભુલી જઈએ ત્યારે ભોમીઆ માણસને પૂછવું કે ભાઈ મને રસ્તો બતાવ તેવી જ રીતે આપણે ધર્મ ભુલ્યા હોઈએ તો સુધારક ભાઈઓને પૂછવું કે અમને સાચો ધર્મ બતાવો તેમાં જો શરમ માનીએ તો આપણે વધારે ઉંધે રસ્તે ચડી જઈએ અને પાછળથી પસ્તાવાનો વખત આવે. એજ મારું બોલવું હવે બંધ કરું છું.

**માસ્તર પોપટલાલ રઘુરામ - કોટડા (જડોદર)**

આજનો ઉત્સવ ખરેખર તો પાટીદાર ભાઈઓનો જ ગણાય છતાં પણ ગામના તમામ હિંદુ ભાઈઓ તેમાં ભાગ લઈ રહેલ છે તેનું કારણ એજ કે આપણે ખોટો માર્ગ છોડી દઈ પાછા સાચે માર્ગે તેઓના સમુદાયમાં જોડાઈએ છીએ તે માટે તે સર્વે ભાઈઓને પણ આનંદ થાય છે. જેમ આપણે ભગવાનના મંદિરને શણગારીએ છીએ તેવી જ રીતે આપણે આપણા હૃદય મંદિરને પણ શણગારવું જોઈએ. એટલે કે આપણે આપણા આચાર વિચારમાં પણ ફેરફાર કરવા જોઈએ અને તે આપણા આચરણો ફેરવવાનો ખરો ધર્મ ધર્મ ઉપદેશકો અને પુજારીઓનો છે. તેઓ આપણને ઉપદેશ દ્વારા આપણા આચરણો ફેરવી શકશે. પાટીદાર સિવાય બીજા દરેક હિંદુ ભાઈઓ ધર્મ કાર્યમાં સંપૂર્ણ સાથ આપી રહેલ છે તે જોઈ આનંદ થાય છે. તમારી જ્ઞાતિ એ ગંગા છે. એ ગંગા બરાબર સીધે માર્ગે જ વહ્યે જાય છે. ફક્ત તેમાં વિધર્મ રૂપી કાદવ અને કચરો છે તે કાઢી નાખવાની આપણી ફરજ છે. આટલું બોલી બેસી જવાની રજા માંગુ છું.

**શ્રી પુંજાભાઈ ખેતશી ગ્વાલીયર સ્ટેટ (જનકપુર)**

આથી પહેલાં જે ભાઈઓ આપણને અમૃત રૂપી વાક્યો કહી ગયેલ છે તે પ્રમાણે વર્તવાની આપણી બધાની ખાસ ફરજ છે. મારા બોલવામાં કંઈ ખામી જણાય તો આપ સર્વે ક્ષમા કરશો. આપણા આ સુધારા કાર્યમાં યુવકોને ભાગ લેવાનો ખાસ આગ્રહ કરું છું કારણ કે દરેક સુધારા કાર્ય યુવકો થકી જ જાય છે. આજથી ચોવીસ વર્ષ ઉપર અમો કરાંચી મસાણમાં ઉપાસના કરવા જતા જ્યારે અમોને શ્રી નારાણજી રામજી, રતનશી ખીમજી, શીવજી

કાનજી વગેરે સુધારક ભાઈઓએ ઉગારેલ હતા. સમજાવનાર ભાઈઓ તો આપણને સમજાવે પરંતુ આપણને તેઓનાં વાક્યો ગ્રહણ કરવાં જોઈએ. શરીર ક્ષણ ભંગુર છે આપણા પર નિશદિન કાળ ભમ્યા કરે છે તો આપણે આપણી જીંદગીના સુકર્મો કરીશું તો જ આપણો ઉદ્ધાર થશે. આથી અગાઉ ઘણા ભાઈઓ ધર્મને માટે પોતાના રક્ત વહેવડાવી ગયેલ છે તો આપણે પણ આપણા મુકી ગયેલ સનાતન ધર્મને પાછો ધારણ કરી આપણી ફરજ અદા કરશું એવી આશા રાખું છું. આથી અગાઉ આપણા ઘણા ભાઈઓ ધર્મ બાબત સુંદર ઉલ્લેખ કરી ગયા છે એટલે તે બાબત વધારે સમય લેવા માગતો નથી. આપણા વડીલો કોણ હતા ? આપણા વડીલો મહાવીર રામચંદ્ર અને પ્રતાપ જેવા થઇ ગયેલ છે. તો આપણે તેના સંતાનો છીએ અને જે માર્ગે તેઓ ચાલી ગયા છે તે જ માર્ગ આપણે પણ ગ્રહણ કરવો જોઈએ. આપણે આપણો સનાતન ધર્મ સ્વીકારવો જોઈએ અને તે ધર્મ સ્વીકારીને ખાલી ધર્મની વાતો જ કરવાની નથી. પણ આપણે તે ધર્મનાં સંબોધન અનુસાર આચરણ કરવું જોઈએ. આપણા હરિશ્ચંદ્ર અને રામચંદ્ર જેવા વડવાઓ પોતે જે માર્ગે આવી ગયા છે તે જ માર્ગે આપણને ચાલવાનું સુચવે છે. હું ગ્વાલીયર સ્ટેટમાં ઘણા વર્ષોથી રહું છું એટલે મને અહીંનો ખાસ અનુભવ નથી છતાં પણ વક્તાઓના બોલવા પરથી અનુમાન કરી શકુ છું કે અહીં યુવક વર્ગમાં જોઈએ તેવું જોર નથી યુવકોએ ખાસ સમજવું જોઈએ કે જ્ઞાતિ નાવનું સુકાન યુવકોના હાથમાં છે. માટે એ નાવ ઉંધી દીશાએ ચડી ન જાય તે માટે સુકાનીએ તો હરહંમેશ જાગૃતીમાં જ રહેવું જોઈએ. આપણે આપણું વર્તન મધુમય રાખવું જોઈએ. ત્યાર બાદ શાસ્ત્રોક્ત દાખલાઓ દ્વારા પ્રેમ કેવો હોવા જોઈએ વગેરે બાબતો સુંદર રીતે ચર્ચી હતી. ત્યાર બાદ કેળવણી વિષે પણ અસરકારક ચર્ચા કરેલ હતી અને હિંદુઓનો ધર્મ શું છે તે સમજાવેલ હતું અને અબળા રક્ષણ વિષે મહારાજા જયસિંહનું દૃષ્ટાંત આપેલ હતું. જેમાં માતૃ ધર્મનો પણ સમાવેશ થાય છે. તો આપણને પણ આપણો સનાતની ઝંડો સજીવ રાખવામાં ગમે તેટલા સંકટો પડે તો પણ પાછા હઠવું નહિ. આટલું બોલી બેસી જવાની રજા માગું છું કારણ કે હજુ મારા પછી ઘણા ભાઈઓને બોલવાનું છે.
અસ્તુ. આ પછી શ્રી શીવજીભાઇ કાનજીનું ભાષણ રહી ગયેલ છે તે પાના નં, ૯ (નવ)માં લખેલ છે.

**શ્રી રતનશીભાઈ ખીમજી વીરાણીવાળા સમાજ - પ્રમુખ**

આથી અગાઉ બોલી જનાર ભાઈઓ તથા વિદ્વાનોનો ઉપકાર માનેલ હતો. આપણી જ્ઞાતિમાં કેટલી બધી ખામીઓ દૂર થઈ ગઈ છે તે આપણે આજના મેળાવડા પરથી જાણી શકીશું. આપણે ઈ.સ. ૧૫૪૨ થી ૧૮૩૨ સુધી પીરાણા પંથને માનતા હતા પણ આચાર વિચાર વૈદીક ધર્મના પાળતા હતા. પરંતુ ૧૮૩૨ પછી વલીમીયાં સૈયદ અને ગવરીશંકર ભટ્ટ વિગેરે નખત્રાણા મધ્યે કચ્છમાં આવ્યા અને ત્યારથી આપણા વર્તનમાં ફેરફાર થયો. ભાટને આપણે માનતા હતા તેઓને પણ રજા આપી. સૈયદોનાં આચરણ આપણા ઘરમાં ઘુસેડી દીધાં અને આ પીરાણા પંથના પુસ્તકોમાં પણ અર્ધા મુસલમાની શબ્દો અને અડધા હિન્દુ શબ્દો ઘુસાડી દીધા. પીરાણા પંથના ધર્મ પુસ્તકો બધાંજ હાથથી લખેલ હશે. કોઈ પણ છાપેલાં હશે નહિં તેનું કારણ આવા અર્ધદગ્ધ પંથના પુસ્તકો કોઈ પ્રેસ વાળા પણ છાપે નહિં. સૈયદોએ જો આપણા વડીલોને એમ સમજાવેલ હોત કે આ ધર્મ હિન્દુ નથી તો આપણા વડીલો તેનો સ્વીકાર કદી પણ કરત નહિં. પરંતુ તે ન સમજાવતાં પોલીસી વાપરીને આપણા ધર્મમાં મુસલમાની તત્વો ઘુસેડી દીધાં. આજે કચ્છમાં સનાતની ચાલીસ હજાર છે. તે બધા આવી જાહેર સભાઓમાં શંકાઓનું સમાધાન થવાથી થયેલ છે. આપણામાં વિધર્મી તત્વો આટલાં બધા વરસો સુધી ટકી રહેવાનાં કારણો ઘણાં છે. એકતો

## ૧૮. ખોંભડી લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 14-May-1946

કચ્છમાં કંઈપણ સાધનો નથી. નથી કેળવણીનાં કે નથી નવીન સમાચારો જાણવાનાં. આવો પંથ પરદેશમાં એક છ માસ સુધી પણ ટકાવી શકાય નહિં કારણકે ત્યાં આપણા જ ભાઈઓના વર્તનની છાપ આપણાં પર પડે. પરંતુ અહીં તો આપણે આપણા ગુજરાત કાઠીયાવાડના પાટીદાર ભાઈઓથી જુદા પડી ગયા છીએ અને તેઓના સંસર્ગમાં આવી શકયા નથી. એટલે જ આજ સુધી આપણા સાચા ધર્મને ઓળખી શકયા નથી. મારા ઘણાં ભાઈઓને એમ લાગે છે કે સુધારકો તો ધર્મની નિંદા કરે છે પણ અમો એવા અભાગીયા નથી કે ગંગા સ્વરૂપ જ્ઞાતિનીજ નિંદા કરીએ. પરંતુ માતા કુમાર્ગે જતી હોય તો તેને અટકાવી સુમાર્ગે ચાલવાની સુચના કરવાની પુત્રની ખાસ ફરજ છે. મારાથી અગાઉ ઘણાં ભાઈઓ બોલી ગયા તેમ હું પણ કહું છું કે પીરાણા પંથ હિન્દુ ધર્મ છે એમ કોઈ સાબિત કરી આપતું હોય તો હું તેનો જીંદગીભરનો ગુલામ બની જાઉં અને જો તે હિન્દુ નથી એમ અમો જાહેર કરી આપીએ તો સનાતની ઝંડાની ઓથમાં આવે. સૈયદો તરફથી પણ કહેવામાં આવેલ છે કે અમારી જેમ બને તેમ મુસલમાન સમુદાય વધારવાની ફરજ છે અને અમોએ તમારી ભોળી કોમ પર અખતરો કરી અમારી ફરજ અદા કરી છે. ૨૫મી તારીખે હિન્દુ મહાસભાની સભા શ્રી મુંદ્રા મધ્યે થશે અને તેમાં હાજરી આપવાનું મને પણ આમંત્રણ છે. સાચી જનેતાના આશીર્વાદ કેવા હોય કે દીકરો ધર્મયુધ્ધે જતો હોય તો આશીર્વાદ આપીને કહે કે જા બેટા માની કુખ ઉજાળજે. જ્યારે આજ મારા બંધુઓ ધર્મ કાર્યમાં ભાગ લેવા જાય છે એટલે જનેતાઓ તેને અટકાવવા માટે કુવે પડવા જાય છે. ધન્ય છે આવી જનેતાઓને. આમ થવાનું કારણ અજ્ઞાનતા. આપણને ઉપદેશકો મળ્યા નથી. આપણે કોઈના ઉપદેશો ગ્રહણ કર્યા નથી. તેથી જ આવા અજ્ઞાન વિચારો આપણને આવે છે. મારા અંધશ્રધ્ધાળુ વડીલોને વિનંતી કરૂં છું કે જો તમારે ગોળી પીવાની તમારી ટેક કાયમ રાખવી હોય તો તમારા ગામના તળાવેથી માટી લાવી તેની ગોળીઓ બનાવી પીજો પરંતુ પીરાણાથી આવેલ અપવિત્ર ગોળીઓ કદાપી ન પીતા. સાંભળો ગોળીનું વર્ણન.

પીરાણામાં સૈયદોના ચાર કે પાંચ રોજા છે જેને જુદી જુદી જાતો રબારી, કંસારા, કોળી વિગેરે માને છે. આપણી જ્ઞાતિના પીરાણા પંથીઓ મૃતદેહને દફનાવે છે જ્યારે ત્યાંના પીરાણા પંથના અનુયાયીઓ મરનારના મૃતદેહને અગ્નિસંસ્કાર કરે છે. અત્રે આપણે હિન્દુ ભાઈઓ મરનાર માણસનાં ફુલ એટલે કે હાડકાં પવિત્ર જળમાં પધરાવીએ છીએ. તેવી રીતે ત્યાંના માણસો મરનારનાં હાડકાં પીરાણામાં ગંગવો કુવો છે તેમાં નાખે છે. આ ગંગવા કુવામાં દોઢ થી બે ફુટ પાણી રહે છે. હવે ત્યાં ઈમામશાહની કબર ઉપર સુખડ વિગેરે વસ્તુઓનો લેપ કરે છે અને એ લેપના થર કબર ઉપર બાઝે છે. તે બાર માસે ગંગવા કુવાના પાણીથી ધોઈ ને ઉખેડવામાં આવે છે અને એ ધોયેલા કચરામાંથી ગોળીઓ તૈયાર કરી કચ્છમાં દરેક ગામે મોકલવવામાં આવે છે. આ ગોળી આવી રીતે બને છે તેમાં જરા પણ ખોટું છે એમ કોઈ કહેતું હોય તો આ સભા સમક્ષ હાજર થાય અને પોતાનું સત્ય સિધ્ધ કરી બતાવે તો હું તેનો ગુલામ બની જાઉં.

ત્યારે બોલો મારા બંધુઓ આ ગોળી કેટલી અપવિત્ર ગણાય અને તે આપણે પી અને દેહને ભ્રષ્ટ કરીએ. આપણને પોતાને પણ આ વાત કેટલી શરમજનક લાગે છે. તે તમો બધા જ સમજી શકતા હશો. મેં તો જ્ઞાતિસેવાનો ભેખ લીધેલ છે અને કદાચ જ્ઞાતિ સેવામાં અધવચ્ચે મારૂં મૃત્યુ થાશે તો પણ પ્રભુ પાસે હું એજ પ્રાર્થના કરીશ કે મને બીજો જન્મ પણ પવિત્ર પાટીદાર જ્ઞાતિમાં આપ કે જેથી હું મારૂં અધુરૂં રહેલ સેવાકાર્ય પૂર્ણ કરી શકું. જ્ઞાતિની સેવા

કરનાર કદી પણ સુખી થતો નથી. ગરૂડજીના અભિમાન વિષે દ્રષ્ટાંત : ટીંટોડીના ઈંડા વિષે.

જ્ઞાતિ જો અન્યાયી હોય તો તેનો સામનો કરવાની આપણી ફરજ છે. પાંચ પાંડવો વતી શ્રીકૃષ્ણ ભગવાને દુર્યોધનને તેઓનો ભાગ આપવા કેટલો સમજાવ્યો પરંતુ જ્યારે દુર્યોધને કહ્યું સોયની અણી જેટલી પણ જમીન પાંડવો માટે નથી. ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને પાંડવોને યુધ્ધ કરવાનું કહ્યું અને પોતે અર્જુનના મહારથી બન્યા. આપણી લડત સત્યની છે અને પુંજાભાઈના કહેવા પ્રમાણે દરેક યુવકોએ આ કાર્યમાં ઝુકાવવું જોઈએ. હવે મારૂં શરીર પણ નબળુ પડતું જાય છે એટલે મને આ કાર્યમાં યુવકોના સાથની ખાસ જરૂર છે. આથી અગાઉ આપણામાં ઘણાં જ્ઞાતિ સુધારકો થઈ ગયા પણ તેઓના તરફથી જ્ઞાતિને આવી સભાઓ મારફતે સમજાવવામાં આવેલ નહોતું. અમારી પોતાની પણ કેટલીક ભુલો આજે અમોને સમજાય છે. શરૂઆતમાં અમોએ પણ જ્ઞાતિને સમજાવવા ને બદલે કેવળ તેઓની નિંદા જ કરેલ છે. કરોળીયો જેમ પોતાની જાળ બાંધવાના કાર્યમાં નિરાશ થતો નથી તેમ આપણને પણ આપણા કાર્યમાં કંટાળવું જોઈએ નહિં. મારી બહેનોને ખાસ વિનંતી કરૂં છું કે તમો પણ રથનું એક પૈડું છો. મારા બંધુઓને તમારા સાથની પણ ખાસ જરૂર છે. જે ઘરમાં અજ્ઞાનતા અને અપવિત્રતા છે તે ઘર સ્મશાન રૂપ છે કારણકે ત્યાં પ્રભુનો વાસ હોતો નથી. જો આપણે આપણા ઘરમાં પ્રભુ પધરાવવા હોય તો આપણે નિતી અને ટેકનું પાલન કરવું જોઈએ. આપણી અજ્ઞાન જ્ઞાતિમાં નારી સન્માન પણ નથી. તો પુરૂષોને પણ ભલામણ કરૂં છું કે જ્યાં સુધી નારીઓનું સન્માન સચવાશે નહિં ત્યાં સુધી તેણીઓ આપણને પ્રભુરૂપ ગણશે નહિં. અને જ્યાં સુધી આપણે પ્રભુરૂપ ગણાશું નહિં ત્યાં સુધી આપણા ઘરમાં પ્રભુનો વાસ પણ થશે નહિં. એક નારીનો પતિ મરણ પથારીએ હોય ત્યારથી જ તેની સ્ત્રી ઘરમાંથી સારી સારી વસ્તુઓનો સંગ્રહ કરે છે અને પતિ ગુજરી જતાં તે બીજાનું ઘર દીપાવવા તરત જ રવાના થઈ જાય છે. ધન્ય છે આવી અબળાઓને. તેમ પુરૂષોની પણ ક્રુરતા ઓછી નથી. એક બહેનનો પતિ ગુજરી જાય એટલે તરતજ તેણીના માવિત્રો બીજે ઠેકાણે આપવાનો સોદો કરી તેણીને ઉઠાડી જવા સસરાંને ત્યાં આવે છે. તેણીને બે ચાર બાળકો હોય છતાં પણ જવાની ફરજ પાડે છે. કદાચ તેણી કહે કે મારે પતિવ્રત પાળવું છે અને બીજે નથી જવું. તો ખીસ્સા ભરૂ આગેવાનોનો બિઝનેસ અટકી પડવાના ભયે તેઓ તેણીના માવિત્રોને ઉંધું સમજાવે છે કે તમારી છોકરી વ્યભિચાર કરી તમારા નામને લાંછન લગાડશે. માટે બીજે ઠેકાણે ઘર કરાવો. એટલે તેણીનાં માવિત્રો તેને બળજબરીથી ત્યાંથી પોતાને ઘેર લઈ જાય છે. જ્યારે તેણીનાં સાસરાં તરફથી બાળકો લઈ લેવામાં આવે છે એટલે તેણીને બહુ દુઃખ થાય છે અને કહે છે કે મારાં બાળકો મને ન આપો તો ભલે અહીંજ રાખો પરંતુ મને એક વખત બચી ભરીને ધવરાવવા આપો તો પણ મને શાંતિ વળે. પરંતુ રાક્ષસી માવિત્રો અને સાસરાંઓ તેમ કરવા આપતાં નથી અને બિચારીને રડતી કકળતી લઈ જઈને બીજે ઠેકાણે પરણાવે છે. કેટલી બધી અધમતા. આથી વધારે શું હોય. આપણામાં આટલી બધી નીચતા હોય તો પછી નારીઓ કયાંથી માને કે પતિ અમારા પરમેશ્વર છે. દ્રષ્ટાંત : બરકત થવા બાબત બ્રાહ્મણનાં કુટુંબનું

આપણી પવિત્ર જ્ઞાતિમાં ભૂલો તો ઘણી છે. પરંતુ જનરલ મીટીંગમાં એ ભૂલો ચર્ચવાનું હું યોગ્ય માનતો નથી. આપણી જ્ઞાતિને સત્સંગની પણ ખાસ જરૂર છે. આજની સભા જેવી સભા અગાઉ કદી પણ થયેલ નથી. કથા વિષે દ્રષ્ટાંત સાંભળેલું ગ્રહણ કરવા બાબત દ્રષ્ટાંત. પતિને પ્રભુતુલ્ય માનવા બાબત આજ્ઞામાં રહેવા બાબત. બ્રહ્મવચન ગ્રહણ કરવા બાબત.

## ૧૮. ખોંભડી લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 14-May-1946

સંતાનોમાં સંસ્કાર રેડવાનું કામ સ્ત્રીઓનું છે. તો મારી માતાઓ પોતાના બાળકો કે જે ભવિષ્યના નરવીરોને સાચું જ્ઞાન આપશે એવી વિનંતી કરૂં છું. ત્યારબાદ યુવક વર્ગને આપણા આ કાર્ય માં દઢ નિશ્ચય રાખવા બાબત ભલામણ કરેલ હતી. અને સચોટ દાખલાઓ આપેલ હતા. પછી પોતાના સ્થાને બેસી ગયા હતા.

**શ્રી રણમલ માવજી ઉખેડાવાળા**

આવતી કાલે અત્રે શ્રી ભગવાન લક્ષ્મીનારાયણ પાન મૂર્તિની પ્રતિષ્ઠા થાય છે. તેવીજ રીતે આજથી ૭ થી ૮ દિવસ પછી એટલે કે વૈશાખ વદી ૭ અથવા ૮ ના રોજે અમારે અમારા ગામ ઉખરડામાં પણ પાન મૂર્તિની પ્રતિષ્ઠા કરવાની છે તો આપણા સમાજના ભાઈઓ જેમ અત્રે પધારેલ છે તેમ તે દહાડે અમારે ત્યાં પણ પધારી અમારા ગામની શોભા વધારશો એવી વિનંતી કરૂં છું.

**શ્રી પૂંજાભાઈ ખેતશી**

શાસ્ત્રોક્ત સચોટ દાખલા આપેલ હતા તથા એક ગીત ગવડાવેલ હતું.

**શ્રી મુળજીભાઈ શીવજી ખોંભડીવાળા**

આવતી કાલે આપણે આપણું કાર્ય સવારમાં વહેલું શરૂ કરીશું એવી આપ સર્વે ભાઈઓ સમક્ષ દરખાસ્ત મુકું છું. કારણકે ભગવાન પધરાવવાનું મુહૂર્ત સવારમાં વહેલું છે.

**શ્રી શીવજીભાઈ કાનજી પારસીયા નખત્રાણા**

ખોંભડી જેવાં ગામમાં આવી જબરદસ્ત સભા થવા બદલ આનંદ વ્યક્ત કરેલ હતો. કહેવત છે કે શીવાજી ન હોત તો હિંદુસ્તાનમાં  હિંદુનું નામ નિશાન પણ રહેત જ નહિ. તેવી જ રીતે આપણી જ્ઞાતિમાં પણ આપણા જ વડીલો કે જેઓ સવારમાં ઉઠતાં વેંત જ અલાનું નામ લેતા તેઓ પણ આજે સમાજને તન, મન અને ધનથી ટેકો આપી રહેલ છે. મારા સનાતની ભાઈઓને વિનંતી છે કે આપણે આપણા ધર્મનું સ્થાન બનાવી આપણા આચરણોની બીજા પર છાપ પાડો. મને ઘણા યુવકો પાસેથી જાણવા મળે છે કે અમોને અમારા માવિત્રો તરફથી ખુબ દબાણ કરવામાં આવે છે. તો મારી માતાઓને મારી ખાસ વિનંતી છે કે તમો તમારા સંતાનોને કુમાર્ગે જતા જરૂર અટકાવો. પરંતુ ધર્મ જેવા સારાં કાર્યમાં ભાગ લેતા હોય તો અટકાવો નહિ. પરંતુ તેમાં જવાની સુચના કરો કે બેટા આપણા સનાતન ધર્મનો ફેલાવો કર. મહારાણા રાજસિંહનું દૃષ્ટાંત માતા ધર્મનો સચોટ પુરાવો. ધર્મના સ્થાનનું નામ કદી પણ  બદલવામાં આવતું નથી. જ્યારે આપણા પીરાણા પંથીના દેવળનું નામ અત્યારે ત્રીજું ચાલે છે. શરૂઆતમાં ખાનુ નામ હતું પછી જગ્યા નામ થયું અને હવે જ્યોતિષધામ થયું. કહો ત્યારે આપણને આપણા દેવળના નામમાં ફેરફાર કરવાની શું જરૂર છે અને સમય અનુસાર નામના ફેરફાર થાય છે તો પછી તેની અંદરની વ્યવસ્થામાં પણ ફેરફાર શા માટે ન હોવો જોઈએ? આ ગામમાં સનાતની ભાઈઓ થોડા છે છતાં પણ પ્રભુ પોતાનાં કાર્ય પોતે કરશે. માટે આપણે આ કાર્ય નિડરપણે કર્યે જવું. આપણો સનાતની ઝંડો અમર રાખવામાં આપણને ગમે તેટલાં સંકટો પડે તો પણ સહન કરવાનો આપણો ધર્મ છે. આટલું બોલી બેસી જવાની રજા લઉં છું.

**શ્રી રતનશી ખીમજી વીરાણી**

આપ સર્વે ભાઈઓને એક આનંદના સમાચાર આપવાના છે અને તે એજ કે આ ગામમાં ભગવાનનાં

## ૧૮. ખોંભડી લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 14-May-1946

મંદિરની સ્થાપના કરનાર સ્વર્ગવાસી શ્રીયુત નારણભાઈ શીવજી વાઘડીઆ છે. તેઓએ મારી રૂબરૂ પ્રતિજ્ઞાઓ કરેલ કે મને મારા ગામમાં ભગવાનની મૂર્તિનું પ્રતિષ્ઠા કાર્ય મારા હાથે જ કરવું છે. પરંતુ તે ભાઈની જીવન સફર ટૂંકી હોતાં તેઓ આ કાર્ય પોતાને હાથે કરી શક્યા નથી. પરંતુ તેઓની પ્રતિજ્ઞા આવતી કાલે જ આપણે પૂર્ણ કરવાના છીએ ત્યારે તેમના અમર આત્માને કેટલી શાંતિ થશે અને આ કાર્ય કરનાર ભાઈઓને તેઓ કેટલા બધા શુભાશીર્વાદો આપશે. આપણે આવતી કાલે પ્રતિષ્ઠા કાર્ય તેઓની અત્રે હાજરી છે એમ માનીને કરવાનું છે. એ વીરનર સ્વર્ગવાસી થયો છે છતાં પણ અમર છે. ધન્ય છે આવા નરરત્ન પેદા કરનાર જનેતાઓને. આવતીકાલે પ્રતિષ્ઠા કાર્ય પહેલાં ચોઘડિએ હોઈ આપણે બધા ભાઈઓ સવારમાં ૭॥ વાગે દાતણ પાણી કરી નાઈ ધોઈ આવી જશું એમ ઇચ્છું છું. આપણે એમ માનીએ કે ખોંભડીમાં સાત જ ઘર સનાતનીનાં છે તો આપણી મોટી ભૂલ છે.

અસ્તુ સમાપ્ત પૂર્ણમ્

સમય ૧॥ વાગે રાતનાં
પ્રમુખની સહી
પટેલ પરબત લખુ



ખોંભડી તા. ૧૬-૦૫-૪૬

**સવારના ૭॥ વાગ્યાથી ૧૨ વાગ્યા સુધી થયેલ કામકાજની નોંધ**

સવારના ૮॥ વાગે બધા જ ભાઈઓ સભા મંડપમાં આવી ગયેલ હતા. વોલીન્ટીયરો એ જયનાદ પોકાર્યા હતા. શ્રી પ્રમુખ સાહેબે સુચના આપી કે આપણામાંથી કોઈ એમ ન સમજે કે અમો મહેમાન તરીકે આવેલ છીએ. પરંતુ અહીંના વતની સમજીને કાર્ય કરતાં રહેવું.

**જાહેર સભા**

સમય ૯થી ૧૨ સવારના.

**પ્રમુખની દરખાસ્ત કરનાર શ્રી મુલજીભાઈ શીવજી ખોંભડી**

ટેકો આપનાર

**શ્રી શીવજીભાઈ કાનજી નખત્રાણા**

પ્રમુખ

**શ્રી પરબતભાઈ લખુ મથલ**

**પ્રમુખ :**

આજનું પ્રમુખ સ્થાન જોકે અહીંના વતની ભાઈએ સ્વીકારવું જોઈએ છતાં પણ કોઈ તૈયાર નહોતાં પ્રમુખ સ્થાન મને આપવામાં આવે છે તો હું તેનો સ્વીકાર કરી મારું સ્થાન લઉં છું.

## ૧૮. ખોંભડી લક્ષ્મીનારાયણ મંદિર પ્રાણપ્રતિષ્ઠા - દી. 14-May-1946

**શ્રી રતનશીભાઈ ખીમજી વીરાણી**

આજે આપણને કાર્ય ઘણા કરવાના છે અને સમય થોડો રહેલ છે. સભા માટે ઘણા ભાઈઓને હોંશ હશે પણ સમયના અભાવે આજે સભા થઈ શકે તેમ નથી. આપણે આપણું કાર્ય ઝડપથી કરતાં જઈશું એમ ઈચ્છું છું. આપણી જ્ઞાતિમાં લગભગ ૨૩ મંદિરો આથી અગાઉ થઈ ગયેલ છે અને પાંચ મંદિરો અત્યારે પણ તૈયાર છે. આથી પણ જણાઈ આવે છે કે આપણામાં કેટલી જાગૃતિ આવી ગયેલ છે. આ ગામમાં સનાતની ભાઈઓમાં ફક્ત સાત ઘર જ છે. તો આપણે આપણી ફરજ સમજીને એ ભાઈઓને ત્રણે જાતની સેવા આપશું એમ ઈચ્છીએ છીએ કહેવત છે કે **પંચ કી લકડી એક્કાબાજ** તો આપણે તેઓને પૂરતી સહાયતા આપશું એમ ઈચ્છું છું. હવે ભગવાનને પધરાવવાનું કાર્ય કરવાનું છે તો તમો સર્વે ભાઈઓ યથાશક્તિ ફાળો આપશો એવી આશા રાખું છું.

**કાર્યક્રમ**

**મંદિરનું ઈંડું ચડાવનાર**

૭૫૧/- મુળજીભાઈ શીવજી વાસાણી - ખોંભડીવાળા

**ધજા ચઢાવનાર**

૪૫૧/- લધાભાઈ મેઘજી - રસલીઆવાળા

**મૂર્તિ પધરાવનાર**

૯૫૧/- શ્રી રતનશીભાઈ ખીમજી - વીરાણીવાળા

**ગણપતિ પધરાવનાર**

૪૫૧/- વિશ્રામભાઈ રામજી - ખીરસરાવાળા

**ભગવાનનો હાર ૧ લો**

૪૦૧/- મેગજી લખમશી - વીરાણીવાળા

**ભગવાનનો હાર ૨ જો**

૧૦૧/- વાલજી ભાણજી વાડીયા - માધવકંપા (ગુજરાત)

**ભગવાનનો હાર ૩ જો**

૨૦૧/- કાનજી વીરજી નાકરાણી - વીરાણી વાળા

**લક્ષ્મીજીનો હાર ૧લો**

૨૫૧/- વિશરામ રામજીના માતાજી પુરબાઈ - ખીરસરાવાળા

**લક્ષ્મીજીનોહાર ૨ જો**

૫૧/- કેસરબાઈ (રતનશી ખીમજીના બહેન) - વીરાણીવાળા

**લક્ષ્મીજીનો હાર ૩ જો**

૫૧/- નથુભાઈ પ્રેમજી - મથલવાળા

**ભગવાનની આરતી ૧**

૨૫૧/- વાલજી ભાણજી વાડીઆ - માધવકંપા (ગુજરાત)
**ભગવાનની આરતી ૨ જી**

૨૦૧/- કાનજી વાલજી ભાવાણી - મથલ (હાલે મોતીસરી, ગુજરાત)
**ભગવાનની આરતી ૩જી**

૧૫૧/- રૈયા ખીમજી નાકરાણી - નેત્રાવાળા (હાલે સદાતપુર)
**મહાવીરની મૂર્તિ પધરાવનાર**

૨૦૧/- વિશ્રામ લધા - રસલીયા
**ચમર ઢાળનાર**

૨૫૧/- નાનજી હરજી વાસાણી - કોટડા (જડોદર)
**ભગવાનને પ્રસાદ ચડાવનાર**

૧૫૧/- વાલજીભાઈ લખુ - ઉખેડાવાળા

૪૮૬૬/-



Online Text Based
(can use for translation)





Source Document



# ઉખેડા ગામમાં સનાતન ધર્મ પ્રચાર માટે મળેલ જાહેર સભાનો અહેવાલ - દિનાંક 09-Sep-1945

**શ્રી ગણેશાય નમઃ      હરિ ૐ**

॥ ૐ ॥

સાં. ૨૦૦૨ના ભાદરવા સુદ ૩ને રવિવાર {VSA:09-Sep-1945} ના શ્રી ઉખેડા શુભ સ્થાને શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજની ૧ જાહેર સભા કરવામાં આવેલ. જેમાં નીચે મુજબ ગામના ભાઈઓની હાજરી હતી. અને તે સભામાં ગામ કોટડા-૪૦, નખત્રાણા-૮, વીરાણી-૬ , મથલ-૧૫, ઉખેડા-૪૦૦, આથ.કાદીયા-૨૦, ઉ.કાદીયા-૧૨, રસલીયા-૨૫ વગેરે ગામના ભાઈઓએ હાજરી આપી હતી. તે સભામાં લગભગ ૫૨૫ ભાઈઓ તથા બહેનોની હાજરી હતી. તે સભામાં થયેલ કાર્યક્રમની નોંધ નીચે મુજબ છે.

૧. ઈશ્વરની પ્રાર્થના બહુ જ રસથી તેમ વાજીંત્રો સહીત.

૨. આ સભાનો ઉદ્દેશ પ્રમુખની દરખાસ્ત રજૂ કરનાર માસ્તર વી. જે. શંકરનું ટૂંક વિવેચન તથા આભાર દર્શન ટેકો આપનાર જીવરાજભાઈ વાલજી ભગત.

૩. પ્રમુખ માવજીભાઈ નાનજી સાંખલા પ્રમુખની વતીથી માસ્તર, વી. જે. શંકરનું વિવેચન.

૪. **લાલજીભાઈ પૂંજાનું ભાષણ**
મહેરબાન પ્રમુખ સાહેબ જ્ઞાતિ બંધુ આજ સભામાં આપ પધારી અમોને આભારી કર્યા છે. ભાઈઓ આપણા ઘણા ભાઈઓ પરદેશ કમાવા માટે જાય છે તેમને કેટલી વિટંબણા ધર્મ માટે થાય છે. માટે હવે સનાતન પ્રચારથી તે વિટંબણા મટે ને જ્ઞાતિમાં સુધારો થાય એવી હું આશા રાખું છું.

૫. વાલજીભાઈ જીવરાજ ગામ ઉખેડાવાળાનું ભાષણ.
પ્રિય જ્ઞાતિ બંધુઓ ધર્મ એટલું મોટું છે કે જેનું વર્ણન મારાથી થાય તેમ નથી અને પરદેશ અમોને ધર્મને માટે જુઠું બોલવું પડે છે માટે હવે સનાતન જો સેવવાયતોઆ બધી વિટંબણા મટી જાય.

૬. **ખેતશીભાઈ માવજી ગામ ઉખેડા વાળાનું ભાષણ**
પૂજ્ય જ્ઞાતિ બંધુઓ આજની સભામાં મારા જ્ઞાતિ બંધુઓની લાગણી જોઈ ઘણો આનંદ થયો છે ને હવે મારી જ્ઞાતિ ઉન્નતિને માર્ગે જેમ જલદી આવે એમ પરમકૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના કરું છું વગેરે વગેર. (તાળીઓ)

૭. **વેલજી લધા ગામ ઉખેડાના**

પ્રિય ભાઈઓ ને માતાઓ મને જાતે અનુભવ થયેલ દાખલો આપની આગળ રજૂ કરું છું. હું કવેટામાં હતો ત્યારે મને આ ધર્મ બાબત ઓછું ધ્યાન આપતો. પરંતુ અમો ગુજરાત તરફ જતાં અમોને એક ગુર્જર સુતાર સાથે અમારો સંઘ થતા મને આપણા ધર્મ સંબંધી પુછ પરછ કરતાં મને આપણું આ પીરાણા પાખંડી ધર્મ માટે જે ભોગવવું પડયું છે તે આ સ્થળેથી કહેતા હું જરૂર સંકોચાઉ છુ.તો એવા મને ઘણા અનુભવથી નક્કી કર્યું છે, જે આ ધર્મ ઠીક નથી, માટે ભાઈઓ જલદીથી હવે આ પાખંડી ધર્મમાંથી મુક્ત થઈ શુદ્ધ સનાતન ધર્મને જલદી પાળતા થાયો એવી મારી વિનંતી છે વગેરે વગેરે. (તાળીઓ)

૮. **પટેલ નથુભાઈ નાનજી ગામ નખત્રાણાવાળાનું ભાષણ**

વહાલા જ્ઞાતિ બંધુઓ, માતાઓ ને બહેનો,

અમો આપના આ ઉખેડા ગામમાં આવતાની જ સાથે આ ગામનો સંપ તથા સનાતન ધર્મ પાળવા માટે આપની ઉત્કંઠા જોઈને અમો ઘણા ખુશી થયા છીએ, ને અમારા આ સનાતન ધર્મ માટે જે કાર્ય હાથ લીધું છે તેને કૃતાર્થ માનીએ છીએ. વિશેષમાં આપણી જ્ઞાતિમાં કેળવણીનો અભાવ છે, તો હવે વાસેરા બાળકોને ભણાવવા માટે જેમ બને તેમ વિશેષ પ્રયત્ન કરશે તે મને જાણી ઘણો આનંદ થાય છે. જે આ ઉખેડા ગામમાં કેળવણીને માટે યુવક ભાઈઓ ઘણા ઉત્સાહી છે ને આપને સુભાગે આપણે સારા શિક્ષીત શિક્ષક મળ્યા છે. મને આ માસ્તર વિજયાશંકરનો પૂર્ણ અનુભવ છે જે આવા સારા શિક્ષકો આપણી જ્ઞાતિને અહી ગામમાં મળે એમ ઈચ્છું છું. કારણ જે આપણી જ્ઞાતિનો ઉદય ત્યારે જ થશે વગેરે (તાળીઓ).

૯. **પટેલ પરબત લખુ ગામ મથલવાળાનુ ભાષણ**

વહાલા જ્ઞાતિ બંધુઓ આ સભામાં પટેલ નથુભાઈએ મને બોલવા વિશે કહ્યું. જેથી હું મારી બુદ્ધિ પ્રમાણે બે બોલ બોલું છું મનુષ્ય પાપી હોય પણ તે ધર્મચુસ્ત હોય તો તે પાવન થાય છે ને મારું કહેવું એમ છે જે ધર્મ માટે ખોટું બોલવું પડે તે મહા પાપ છે. માટે ભાઈઓ તથા અન્ય વર્ણ આપને ધર્મ સંબંધી પૂછપરછ કરે તો આપણને સંકોચાવું પડે તો એવો ધર્મ પાળવો તે હું યોગ્ય ગણતો નથી. વિશેષમાં હિન્દુ ધર્મ વિશે તથા કાર્ય કરવા માટે વહેલી તકે કરવા ભલામણ આપી હતી. ને લગ્ન મરણમાં જલ્દી સુધારા કરવા ભલામણ આપી હતી. આપણે આપણા ખાનાના નામ માટે કેટલા નામોના ફેરફાર કરવા પડે છે, તે આપ જાણો છો. આપણે નથી હિંદુની ગણતરીમાં તેમ નથી મુસલમાનની ગણતરીમાં તો ભાઈઓ જલ્દી આપ શુદ્ધ હિંદુ ધર્મ પાળતા થઈ જાઓ. હિંદુ ધર્મ માટે ઘણા ધર્મ વીરોએ કેટલાય બલિદાનો આપ્યા છે જેમાંથી આપણે ને એક રદીયો આપું છું. જે ઉપરથી ધર્મ માટે ઔરંગઝેબ વખતનો દાખલો આપ્યો હતો. ભાઈઓ આજનું રાજ્ય તો રામ રાજ્ય ગણાય. આપણા ધર્મમાં સતપંથ ધર્મના વાલા છે તે વાત ગલત છે. આપણાથી નીચી વર્ણ પણ પોતાનો શુદ્ધ હિંદુ ધર્મ ટકાવી રહી છે જેના ઉપરથી એક હરીજનનો દાખલો આપ્યો હતો. ને આ ઉખેડાના ભાઈઓને એક વિનંતી કરું છું કે જલદીથી આ ગામમાં હિંદુના દેવોની સ્થાપના થાય એમ ઈચ્છું છું વગેરે વગેરે. (તાળીઓ).

૧૦. **પૂજય મહારાજ શ્રી દયાળદાસજીનું ભાષણ**

શ્રીમાન પ્રમુખ સાહેબશ્રી તથા સનાતન ધર્મ પ્રેમી ભાઈઓ તથા માતાઓ તથા બહેનો, મને બોલવા માટે જે

ફરમાન થયું છે તે માટે હું મને પ્રભુ જે સુજાડશે તે બોલવા ઉભો થયો છું. આપણી જ્ઞાતિના વિષયમાં મારાથી બોલાય નહિ પણ હું ધાર્મિક પ્રવચન કરી શકું. શાસ્ત્રોમાં કહ્યું છે કે

નિંદા સમાન કોઈ પાપ નથી.અન્ન સમાન કોઈ ઔષધિ,
ઝરણા સમાન નહિ જાપ
કૃષ્ણ સમાન નહિ દેવતા, નિંદા સમાન નહિ પાપ

ભાઈઓ મારી વિનંતી છે કે ધર્મના વિશેના ઝઘડા શેવવા ના જોઈએ. સજ્જનો ધર્મ એજ કે માનવ જાતનું ફરજ એજ ધર્મ કહેવાય. ભાઈઓ રામ જેવા દીકરા તે જેના દશરથ જેવા પિતા તથા પ્રહલાદ જેવાના હીરણ્યાકશ્યપુના જેવા પિતા જેવા સિદ્ધાંતો આપ જાણો છો તો મને વિશેષ કહેવું તે કરતા આપ જલ્દીથી સમજીને શુભ સનાતન ધર્મ પાળતા જલ્દીથી થઈ જાઓ ને આ ગામમાં હિંદુ ધર્મનું દેવળ જલ્દીથી થાય તેમ આ ગામના ભાઈઓને વિનંતી કરું છું વગેરે મને આપની આ જ્ઞાતિમાં સનાતન ધર્મનો પ્રચાર કરવા જે ઘણા સંકટો સહન કર્યા છે. જેના ઉપરથી ધ્રુવ પ્રહલાદ મોક્ષે ગયા તેના ઉપર એક દાખલો આપ્યો હતો. મનુષ્ય કર્મને આધીન છે સર્વે પોતાના કર્મને અનુસરે છે. ભાઈઓ કલ્પીત ધર્મો પંથો તો ઘણા છે પરંતુ હિંદુ સનાતન ધર્મ સિવાય બીજો કોઈ ધર્મ નથી. આપણી જ્ઞાતિમાં કેટલીક બહેનોમાં ખરાબ ટેવ છે જે કોઈ ભાઈ સાથે હાથ મીલાવીને મળે છે તે બરોબર નથી. તે વસ્તુ ખાસ સુધારવાની જરૂર છે. હાથ તો પતિ સિવાય બીજાને આપવો તે મહાન શાસ્ત્ર વિરૂદ્ધ વાત છે વગેરે વગેરે (તાળીઓ)....

**૧૧. માસ્તર વિજયશંકર ગામ ઉખેડાવાળાનું ભાષણ**

પ્રમુખ સાહેબ ત્યા પધારેલા સજ્જનો કેળવણી શું વસ્તુ છે તે આપ સર્વે પધારી અમારા આ ઉખેડા ગામને જે લાભ આપ્યો છે તે માટે ગામના વતી તમો પધારેલા ભાઈઓનો આભાર માનું છું.

કેળવણી શું વસ્તુ છે. સનાતન ધર્મ જુનામાં જુનો ધર્મ છે ને તે જ સત્ય છે ધર્મને દીપાવવું તે ઉપદેશકનું છે આપ સર્વે સનાતન ધર્મ પાળો માતા પિતાની ફરજ પાળવી. રામાયણ મહાભારતનું વાંચન ચાલુ રાખવું. આવેલા મહેમાનોનો આભાર માન્યો હતો ને સૌ-સૌ ભાઈઓ જે બોલ્યા તેમાંથી જરૂર તમારા હીતનું હોય તે લેશો તે જે બોલે છે તે સત્ય છે તેનું પાલન કરશો. ભાઈ રતનશીને આપ સર્વે જાણો છો છતાં તે મારી જ્ઞાતિ સિવાય અમલદારો વગેરે તેમને સંપૂર્ણ જાણે છે વગેરે વગેરે.

**૧૨. પા. કાનજીભાઈ ગોપાલ કાદીયાવાળા**

શ્રીમાન પ્રમુખ સાહેબ તથા માતાઓ તથા બહેનો મારાથી જે આગળ જે ભાઈઓ બોલ્યા છે તેના તમામ વિચારો સાથે હું મળતો છું ને તેને ટેકો આપવા ઉભો થયો છું વગેરે વગેરે (તાળીઓ)

**૧૩. પા. કરશનભાઈ ભીમજી કોટડાવાળા**

શ્રીમાન પ્રમુખ સાહેબ તથા માતાઓ તથા બહેનો,

આપણા આવેલા જ્ઞાતિ ભાઈઓ આ સ્થાને પધારેલા છે જેનો આભાર માનું છું. આપણે હિન્દુ તરીકે ગણાતા નથી તેમ મેં જાતે અનુભવ્યું છે ને આપણને ધર્મ છુપાવવો પડે છે.

તે ઈમામશાહ બાવાનું પણ કહેવું છે આ ધર્મ લાબું ટકવાનું નથી. વિશેષ આપણે કુરીવાજોને નિંદી કાઢ્યા

હતા. આપણામાં વિદ્યાના અભાવથી આપણને બીજા ફોલી ખાતા તો હવે આપણને કાંઈક પગભર અત્યારે છીએ હવે વિશેષમાં આપણો ઉદ્ધાર  આપણા બાળકોને કેળવવાનો છે. તો ગામોગામ શાળાઓ આપણા ધર્માદા પૈસામાંથી ખોલવી જોઈએ. વગેરે વગેરે (તાળીઓ).

૧૪. **પા. ખીમજીભાઈ નાગજી શ્રી મથલવાળા**

શ્રીમાન પ્રમુખ સાહેબ વહાલા જ્ઞાતિ બંધુઓ -

પીરાણા ધર્મ આપણને બંધબેસતું નથી. આપણા પૈસાથી સૈયદો હજારો જીવો કાપે છે તેમ જે ગોળી છે તેને નિંદી કાઢી હતી તેને ત્યાગવી જોઈએ ને હિન્દુ ધર્મ તથા હિન્દુના રિવાજો પાળવા જોઈએ વગેરે વગેરે (તાળીઓ).

૧૫. **કરમશીભાઈ વીશરામ મથલવાળા**

મારા વહાલા જ્ઞાતિ બંધુઓ તથા બહેનો,

આજની સભામાં જે હું ઉભો થયો છું તેનું કારણ જે અમારા ગામમાં જ એટલે મથલ ગામમાં જે શ્રાવણ વદ ૦))(અમાસ)ની સભા ભરાયેલ જેમાં હું બોલવા ઉભો થયેલ તેમાં જે મથલની સંસ્થાને આક્ષેપ આપેલ તો આક્ષેપ વ્યક્તિગત હતો જે ફક્ત ૧ જણના ઉપરનો હતો. તો જનરલ સંસ્થાના ઉપર આ આક્ષેપ નથી જેનો ખુલાસો કરવા ઉભો થયો છું. વિશેષ આપણે ઉન્નતિનો માર્ગ પ્રથમ ઝડપે સુધારવાની જરૂર છે ત્યાર બાદ જ્ઞાતિના ઉદ્ધાર કરવાની યોજનાઓ કરવાની છે ને મારી વહાલી જ્ઞાતિને નમન કરી બેસી જાઉં છું વગેરે વગેરે (તાળીઓ).

૧૬. **શ્રીમાન ભાઈ રતનશી ખીમજી શ્રી વીરાણીવાળાનું ભાષણ**

મહેરબાન પ્રમુખ સાહેબ પટેલ નથુભાઈએ મને બોલવાનું કહ્યું તે હું આપની પાસે  બે બોલ કહેવા ઉભો થયો છું મારી માન્યતા એવી છે કે જે આ શરીર આ જ્ઞાતિના અર્થે છે ને મેં જે આ સેવા સ્વીકારી છે તે જ્યાં સુધી આ શરીર છે ત્યાં સુધી આ જ્ઞાતિ સેવા કરતો રહીશ ને આ શરીર પડી જવા પછી પણ બીજી વખત આ જ્ઞાતિમાં પુનઃ અવતાર લઈ આ રહેલું જ્ઞાતિનું સેવા કાર્ય પૂરું કરીશ. વિશેષમાં આ ઉખેડા ગામનો બીજા ગામ કરતાં હું આ ગામનો વધારે ઋણી છું કારણ કે જે મારી માતૃશ્રી પણ આ ગામના હતા જેથી આ ગામના ભાઈઓ પાસે ભીક્ષાદ જે ધર્મની જ જે હિંદુ સનાતન  ધર્મનો સ્વીકાર કરી જેમ હનુમાન રામચંદ્રજીના ચરણોમાં રહેતા હું તેમ જ્ઞાતિના ચરણમાં રહું ને આ જ્ઞાતિની સેવા કરું એમ ઇચ્છી રહ્યો છું ભાઈઓ તથા બહેનોને જે કોઈને આ વાતમાં સંશય હોય તો મારી ભીક્ષા એજ છે જે આપને કોઈ વખત સદશ્ય દેખાશે. આ ગામમાં શ્રી ભગવાન પાસે આરતીઓ વાગે અને પીરાણા જતા પૈસા બંધ થાય તો જ આપણી જ્ઞાતિની ઉન્નતિ છે. આપણા વડીલો આપણા ધર્માદા નાણાં પીરાણે મોકલે છે તે ધર્મદાઝ છે એમ સમજી મોકલતા નથી પણ વડીલો પોતાનો સ્વાર્થ સાધવા અર્થે પીરાણાનો સાથ લઈ આપણા ધર્માદાના નાણાને વેડફી નાખે છે જેથી હવે જાગૃત થાવ. હિંદુ સનાતન ધર્મ ટકાવા માટે કેવા કેવા મહાન પુરૂષો આ હિંદુસ્તાનમાં આત્મ ભોગ આપી ગયા છે જેના ઉપરથી મહારાજશ્રી છત્રપતિ શિવાજીનો ઇતિયાસીક દાખલો આપ્યો હતો ને બીજો દાખલો ક્ષત્રાણીનો શીયળ ભંગનો દાખલો આપ્યો હતો. તે બાદ ગોળી શું વસ્તુ છે તે પણ સમજાવ્યું હતું

ગોળીના ભ્રષ્ટાચારથી આપણી જ્ઞાતિમાં આ અજ્ઞાનતાના વિશેષ મુળ આ ગોળીના જ છે તેથી હવે ગોળીનો ત્યાગ કરી અને પવિત્ર ગંગાજળનું પાન કરો તો જ આપણી જ્ઞાતિ ઉન્નતિને માર્ગે આવશે. ખાલી હું બોલું અને તમે બધાઓ મારા બોલવા ઉપરથી તમો આ સ્થળે અંજાઈ કરીને તાળીઓ વગાડો તે કરતાં થોડું જાજું મારા બોલવાનું આપ ગ્રહણ કરશો તો મારા કાર્યને હું કૃતાર્થ માનીશ. બહેનો તમોને મને કહેવાનું છે જે આપણી બેનો માંથી કેટલી બહેનો રજસ્વલા ધર્મ પાળતી નથી જેથી બહેનો મારી વિનંતી છે જે બાઈઓ રજસ્વલા ધર્મ નહિ પાળતી હોય તેને જ મારું કહેવાનું છે અને તે રજસ્વલા ધર્મ ના પાળવાથી તેમાં થતી હાનિઓ કહી સંભળાવી હતી. વિશેષમાં સભાજનોને કહ્યું હતું જે હવે જલ્દી જાગૃત થાઓ ને સનાતન ધર્મનો ધ્વજ ફરકાવો. આજે અમને પ્રભુએ જે સુજાડ્યું તે આપણી પાસે જે અમારી બુદ્ધિ અનુસાર જે આવડ્યું તે આપણી આગળ હું તથા આપણી જ્ઞાતિના વિશેષ ભાઈઓએ પોતાની બુદ્ધિ અનુસાર કહ્યું ને હવે પછી આ જ્ઞાતિના હીત માટે અમોને જે વખત બોલાવશો તે જ વખતે દોડતા આવશું આપણી જ્ઞાતિમાં આ પીરાણા પંથનો સડો પડે ઘણા વર્ષો થયા પરંતુ તે વાત જાહેર ઓછી આવી હતી પણ હવે આ વાતે એટલું ભયંકર જબર રૂપ લીધું છે જે કચ્છના કર્મચારીઓ તેમ ગુજરાત, કાઠીયાવાડ અને દેશના કર્મચારીઓથી આપણા આ કચ્છના અધિપતિ મહારાઓશ્રી આપણી આ જ્ઞાતિમાં જે સડો છે તેને સંપૂર્ણ જાણે છે. હાલમાં આપણા કચ્છનો એક દાખલો બન્યો છે જે આપણી આગળ રજૂ કરું છું જે ગઢ પાસે એક પાણીનો બંધ બંધાયલો છે તે ગઢનું નામ આસરાણી કહેવામાં આવે છે. જે નજીક એક નવું ગામ વસાવવા નક્કિ થતા કચ્છના અધિપતિ મહારાઓશ્રી વિજય રાયસાહેબ સવાઈ બહાદુરને સ્થાને પધારેલ હતા જ્યાં આપણી જ્ઞાતિના કેટલાક ભાઈઓને ત્યાં પોતાના નામથી જમીનના પ્લોટની માંગણી કરી હતી. જે રાજ્યે તેમની માંગણી અનુસાર આપી હતી. જેમાં આપણી જ્ઞાતિના ભાઇઓએ ધર્માદા મકાન રાખવાની માંગણી કરી હતી જે રાજ્યે આપી હતી. તે બાદ જમીનનું કાર્ય પૂર્ણ થતાં મહારાઓશ્રીએ આપણી જ્ઞાતિના ભાઈઓને પૂછ્યું હતું જે તમો આ ધર્માદા મકાનમાં શાની સ્થાપના કરશો જે ઉપરથી આપણા જ્ઞાતિના ભાઈઓએ જણાવ્યું હતું જે ખાનું બનાવશું જેના ઉપરથી મહારાઓશ્રીએ જવાબ આપ્યો હતો જે ખાના માટે ધર્માદા જમીન આપવામાં આવશે નહિ. મહારાજશ્રી એ કહ્યું હતું જે તમો શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર બાંધો ને તમારી જ્ઞાતિમાંથી ઝઘડાઓ કાઢી નાખો એ ઉપરથી ચોખ્ખું જણાય છે જે આપણા જ્ઞાતિમાં જે આ સડો છે તે સડો દુનિયાની દષ્ટિએ બરાબર નથી. હવે આપણો ઘણો ટાઈમ દીધો ને મારા બોલવામાં કાંઈ અનિષ્ટોથી ભરેલું હોય તો હું આ જ્ઞાતિનો સેવક છું ને આપણી આગળ આ જ્ઞાતિના ચરણે મસ્તક નમાવી માંગણી કરું છું જે મને માફ કરશો એજ (તાળીઓ).

**નથુભાઈ નાનજી ગામ નખત્રાણાવાળાનું ભાષણ**

વ્હાલા જ્ઞાતિ બંધુઓ પૂજ્ય વડીલો તથા બહેનો, આપની પાસે આપણી જ્ઞાતિમાં કેટલાક વિશેષ ભાઇઓએ જુદી જુદી રીતે આપણી જ્ઞાતિમાં પડેલ ભુલના રદીયા તેમ પોતાના અનુભવ થયેલ દાખલા આપણી પાસે રજૂ કર્યા છે જે આપ શાંતિથી સાંભળ્યા છે. ને જણાય છે જે જરૂર આપણે આ સભાનું કાર્ય તથા અમારું બોલવું આપણે સત્ય લાગ્યું છે જેનાથી હવે આપણે વહેલી તકે સુમાર્ગે આવીએ એમ મારી વિનંતી છે. ને આપણે

સુમાર્ગે આવવા માટે તો શું પ્રથમ પગલે કરવું જોઇએ જેનો એક ખરડો આપણી પાસે રજુ કરું છું.

જે ખરડો ૬૫ ગામના ભાઇઓએ મળીને આ ખરડો તૈયાર કરવામાં આવ્યો છે ખરડાનું આપ જરૂર પાલન કરજો. એવી મારી આ જ્ઞાતિ પાસે પ્રાર્થના છે વગેરે વગેરે. (તાળીઓ)

તે બાદ આજ સભાના શ્રી પ્રમુખ સાહેબ ઉભા થઈ આજની આ સભામાં જે જે વક્તાઓ જે જે કાંઈ બોલ્યા છે તેના ઉપર બહુ જ સારામાં સારું જ્ઞાતિને હિત ખાતર પોતાના કેટલાક ઉદ્‌ગારો સહીત વિવેચન કર્યું હતું ને આજના આ કાર્યને સફળતા રીતે જે થયું જેથી આ જ્ઞાતિના ભાઈઓનો આભાર માની સભાનું કાર્ય પૂર્ણ થયું હતું. (ને સભા વિસર્જન કરવામાં આવી હતી.) તે બાદ મથલ ગામથી એક સતસંગ મંડળી જે આપણી જ્ઞાતિના યુવકોની જે આવી હતી તે સતસંગ મંડળીએ વાજીંત્રો ઉપર ઈશ્વરના ભજનોની ધુન બહુ જ પ્રેમથી ગજાવી મુકી હતી. જેની અસર પણ આ સભામાં બેઠેલા સભાજનોને બહુ જ આનંદ પ્રિય લાગી હતી. તે બાદ સૌ પોતપોતાને સ્થાને વિખરાયા હતા.



Online Text Based
(can use for translation)





Source Document



ૐ

# ઉખેડા

## ભગવાન લક્ષ્મીનારાયણ પાન મૂર્તિ પ્રતિષ્ઠા વખતે થયેલ કાર્યક્રમની નોંધ

ઉખરડા તા. ૨૧-૫-૪૬
સમય : ૮ થી ૧૨ રાતના

## જાહેર મીટીંગ

પ્રમુખની દરખાસ્ત મુકનાર : શ્રી મુળજીભાઈ શીવજી ખોંભડીવાળા
ટેકો આપનાર : શ્રી માવજીભાઈ ધનજી નખત્રાણાવાળા
પ્રમુખ : શ્રી માવજીભાઈ નાનજી ઉખેડાવાળા

**માવજીભાઈ ધનજી નખત્રાણા**

આપણે બધા અહીં ભેગા થવાનું કારણ બતાવ્યું હતુ અને વોલીન્ટીઅરોની શું ફરજ છે તે સમજાવેલ હતું. ત્યારબાદ નીચે મુજબ વોલીન્ટીઅરોની કાર્ય વહેંચણી કહી બતાવેલ હતી. ૧-રસોડા ખાતે ઉખેડાના જણ ૧૮, ૨-મંદિરની ચોકી કરનાર વીરાણી તથા નખત્રાણાના વોલીન્ટીઅર ભાઈઓ ૩-આવનાર ભાઈઓની સ્વાગતા કરનાર -ખોંભડી તથા કોટડાના ભાઈઓ, તેમની મદદમાં કાદીયાની ટુકડી કામ કરે. આ પ્રમાણે કાર્યની વહેંચણી કરીને કહ્યું હતુ કે કોઈપણ ભાઈઓને મુંઝવણ ઉભી થાય નહિં. આપણા યુવકોની ફરજ સેવા કરવાની છે. શાંતિથી સમજાવી ખોટી તકરારો થવા દેવી નહિં. પોતાના કાર્ય દરમ્યાન કદાચ દુઃખ પડે તો પણ સહન કરી લેવું. વિશેષમાં સનાતન ધર્મ વિષે તથા કેળવણી વિષે સારી ચર્ચા કરી હતી અને આપણે નાનાં મોટાં દરેક ગામોમાં સ્કુલો ખોલી આપણી ભાવિ પ્રજાને સરસ શિક્ષણ આપવા સમજાવેલ હતું. જો કોઈ ગામના ભાઈઓને પોતાના ગામની સ્કુલ માટે થોડી ઘણી મદદ જોઈતી હશે તો પણ અમારો મુંબઈ સમાજ કરશે એમ જણાવેલ હતું. વિશેષમાં આપણી અજ્ઞાનતા વિષે કાદીયાના વેપારીનો અનુભવ સિધ્ધ દાખલો આપેલ હતો.

**રણમલ માવજી ઉખેડા**

વોલીન્ટીઅર ભાઈઓ જે સેવા આપી રહેલ હતા તે બદલ આભાર માનેલ હતો. તથા શાંતિ જાળવવા વિષે સુંદર વિવેચન કરેલ હતું. ક્ષમા વિષે બાળક અને મહારાજાનો દાખલો આપેલ હતો. જેમ દેહનું ભૂષણ વસ્ત્રો છે તેમ વિરનું ભૂષણ ક્ષમા છે. ક્ષમા એ જ આપણું કર્તવ્ય માનવું.

**રતનશી નારાણ ખોંભડીવાળા**

આજની સભા જોઈ આનંદ વ્યક્ત કરેલ હતો. અત્યારે આપણી જ્ઞાતિમાં ગામેગામ અને ઘરેઘર જાગૃતિ આવી ગયેલ છે. તેનું કારણ ઈશ્વરની જ પ્રેરણા છે. દરેક ઠેકાણે આપણું કાર્ય નિર્વિઘ્ને ઈશ્વરની સહાયતાથી જ થાય છે. વિશેષમાં આવનાર ભાઈઓને જણાવેલ હતું કે આપણે અહીં આનંદ કરવા આવેલ નથી પરંતુ સેવા કરવા આવેલ છીએ. તો સર્વે યથાશક્તિ સેવા કરશું એમ જણાવેલ હતું.આપણી જ્ઞાતિમાં હજુ ઘણાં ભાઈઓ અજ્ઞાનતામાં ઘોરે છે. ત્યાં સુધી આપણે જંપીને બેસવાનું નથી. આપણી ફરજ શ્રી માવજીભાઈ સમજાવી ગયા છે તે પ્રમાણે વર્તન રાખવાનું સુચવેલ હતું. વિશેષમાં આપણો ઈતિહાસ શું કહે છે અને આપણે કોણ છીએ તે સમજાવેલ હતું. તથા આપણે આપણો ધર્મ કયારથી ભુલ્યા અને કયાં સુધી તે પણ સમજાવેલ હતું. વિશેષમાં પીરાણા પંથીઓના ગુરૂ ઈમામશાહ શું ભાખી ગયા છે તે સમજાવેલ હતું. આપણી જ્ઞાતિમાં અમુક પીરાણા પંથી આગેવાનો પીરાણા પંથી નહિં પણ મજુસપંથી એટલેકે પૈસાના ભૂખ્યા છે. પૈસા એ જ તેઓનું પીરાણુ અને ધર્મ છે અને ધર્માદા પૈસાનો ગેરઉપયોગ એ જ તેઓનાં ધર્મ કાર્યો છે. જે આજે આપણે નજરે નિહાળી રહેલ છીએ. આપણને ઘણાં લોકો ભાભા કહીને સંબોધે છે તેનું કારણ આપણી જ્ઞાતિમાં ભભારામ નામના એક મહાન પંડિત થઈ ગયા છે. જેમણે પોતાની વિદ્યા બદલ ૩૦૦ ચાંદ મેળવેલ હતા. વિગેરે બોલી પોતાને સ્થાને બેસી ગયા હતા.

**મહારાજ શ્રી દયાળદાસજી**

આથી પહેલાં બોલી જનાર ભાઈઓને અનુમોદન આપતાં જણાવેલ હતું કે આપણને આગેકુચ કરવાની છે. આપણે કંઈ ધર્મમાં પલ્ટો કરતા નથી. ગઈ વસ્તુ હાથ કરીએ છીએ. ભૂલી ગયેલ ધર્મનો અંગીકાર કરીએ છીએ. આપણી રગેરગમાં હિન્દુત્વ ભરેલું છે. ધર્મ અને દેશને માટે ઘણાં લોકોએ પોતાના બલીદાન આપી દીધેલ છે. જેઓનાં અમર નામ હજુ પણ ઈતિહાસે વંચાય છે. જ્યારે આપણું કાર્ય તો નિર્વિઘ્ને થતું જાય છે તો તે કાર્યમાં જોડાવાની આપણી બધાની ખાસ ફરજ છે. પ્રભુને આપણે પથ્થરના મંદિરમાં નહિં પરંતુ આપણા હૃદય મંદિરમાં પધરાવી હૃદયને મંદિર જેવું પવિત્ર રાખશું ત્યારે જ આપણે સનાતની કહેવાશું. વિગેરે ધાર્મિક વિષયો ચર્ચી બેસી ગયા હતા.

**શ્રી રતનશીભાઈ ખીમજી વીરાણીવાળા**

આપણે અહીં સેવા કરવા આવેલ છીએ અને સેવા એજ આપણું કર્તવ્ય સમજશું તો જ કાર્ય થઈ શકશે. આ કાર્યમાં યુવકોની ખાસ જરૂર છે. માટે યુવક ભાઈઓ સુંદર ફાળો આપશે એમ ઈચ્છું છું. સ્વયંસેવકોને ખાસ સૂચના કરૂં છું કે આપણી ફરજ પટ્ટા પહેરીને બેસી રહેવાની નથી પણ નાનામાં નાના અને રંકમાં રંક માણસ હોય તેની પણ સેવા કરવી. અત્રે પધારેલ ભાઈઓને આપણાં માતા અને પિતા ગણવાનાં. આપણી જ્ઞાતિમાં આટલી બધી જાગૃતિ આવેલ છે તે તમારા જેવાઓની સેવાથી જ. તમારી જ્ઞાતિના નાનામાં નાના બાળકની પણ તમે સેવા કરજો. સેવા શબ્દ બહુ જ ગહન છે. બોલી જવું સહેલું છે પણ તે કરવાનું ભાગ્ય કોઈકને જ પ્રાપ્ત થાય છે. તમારી ટુકડીઓ જુદે જુદે ગામથી આવેલી છે પરંતુ તમારામાં જીવ એક છે અને સર્વે એક છીએ એમ સમજીને કામ કરજો. આપણું આ કાર્ય આટલી ઝડપથી આગળ વધવાનું કારણ આપણી અડગ સેવા જ છે. ખોંભડીમાં શરૂઆતમાં સનાતની ભાઈઓના ૭ ઘર હતાં જ્યારે આજે ૫૦ થી ૫૨ ઘર બીજાં જોડાવા માંગે છે તેનું કારણ આપણી નિખાલસ

સેવા છે. આપણે આપણાં જુના જાતના અજ્ઞાન ભાઈબહેનોને આપણી સેવાથી જરૂર વશ કરી શકીશું. બળજબરીથી કોઈ માને નહિં પણ પ્રેમથી બધાં જ માને છે. આપણે પણ એજ પંથમાં હતા પરંતુ પ્રભુએ જેમ આપણને પ્રેરણા કરી છે તેમ બધાંને પ્રેરણા કરશે. ચાર દિવસ મોડા કે વહેલાં પણ એ પાપી પંથનો ત્યાગ તો કરશે જ. આંબાળાનો અનુભવેલો દાખલો કહી બતાવેલ હતો અને બધાજ ભાઈઓને જણાવેલ હતું કે તમારા પૈસાની કંઈક કિંમત આંકો. તમારી ધર્માદા રકમ તમારા જ ભાઈઓને પાછા પાડવામાં ખર્ચી નાખો નહિં. સૈયદોએ આપણને કેવી રીતે પોતાની જાળમાં ફસાવ્યા હતા તે કહી બતાવ્યું હતું. તથા ધર્મના કામમાં બધાએ એક થઈ રહેવા સમજાવેલ હતું. આપણાંમાં સંગઠન હશે તો આપણાં દરેક કાર્યો સફળ થશે. પિતા પુત્ર વચ્ચે પ્રેમ કેવો હોવો જોઈએ તે વિષે રામ અને દશરથનું દ્રષ્ટાંત આપેલ હતું. જ્યારે આપણાંમાં આજે માવિત્રો અને સંતાનો વચ્ચે કેવો પ્રેમ છે તે કહી બતાવેલ હતું. આપણને ભાષણો કરવામાં કોઈપણ આડા આવી શકે તેમ નથી છતાં પણ તે માટે આપણી ધર્માદા રકમમાંથી હજારો કોરીઓનો ધુમાડો થાય છે તે જોઈને અફસોસ થાય છે. કચ્છમાં ગેઢેરાની પૈસા લૂંટનાર અમુક જ કમિટી છે અને તે આપણી માયાળુ જ્ઞાતિને લુંટી ખાય છે. છતાં પણ તેઓ પાસેથી જવાબ લેવા જેટલી શક્તિ પૈસા આપનારમાંથી કોઈની નથી તેથી અફસોસ થાય છે. મારાં ભાઈ બહેનોને ખાસ વિનંતી છે કે આપણી ખાસ સભા તો આવતીકાલે રાતના છે તો આપ સર્વે જરૂર પધારશો એવી આશા રાખું છું. મારી બહેનોને ખાસ વિનંતી કરૂં છું કે તમો તમારો ધર્મ કદાપી મુકશો નહિં. ધર્મનું કાર્ય પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે સરળતાથી સાધી શકે છે. આજે સમાજનું કાર્ય પુરજોસથી ચાલી રહેલ છે. તે કદાપી પાછું પડવાનું નથી અને પડશે પણ નહિં. પ્રભુને મંદિરમાં પધરાવો ત્યારે પ્રતિજ્ઞાઓ લેજો કે પુરૂષો કદાચ ધર્મ મુકશે તો તેઓને પણ મુકવા દેશું નહિં. સ્ત્રીઓનાં મહત્વ વિષે આપણને કોઈ કટુ વચન બોલે તો માઠું લગાડવું નહિં. વોલીન્ટીઅરોને બે દિવસ સુધી પોતાના કેપ્ટનને પોતાનો માલીક સમજીને તેમની આજ્ઞા પાળવાનું સમજાવેલ હતું અને ગામમાં દરેક ભાઈ બહેનો એક મતે કાર્ય કરશું એમ જણાવેલ હતું.

અસ્તુ

**શ્રી પ્રેમજી માવજી ઉખેડાવાળા**

આજે બધા ભાઈઓ જે સેવા કરી રહેલ છે તેઓનો આભાર માનેલ હતો.

**શ્રી મુળજીભાઈ શીવજી ખોંભડીવાળા**

આપણે આપણી ફરજ બરાબર સમજી ગયેલ હશું. આજ કરતાં આવતીકાલે આપણા બંધુઓ ઘણાં વધારે પ્રમાણમાં આવશે તો આપણે આપણી ફરજ બજાવવામાં જરાપણ ઢીલ કરીશું નહિં. આપણે જે ગામમાં કામ કરતાં હોઈએ તે જ ગામનાં સમજીને સેવા કાર્ય કરવું. અમારા ગામ ખોંભડીમાં આજે વીસ વરસથી સનાતની ભાઈઓના સાત જ ઘર હતા. જ્યારે તમારી સેવાથી આવતે પરમ દિવસે લગભગ ૫૯ ઘર થશે એવી આશા છે. આપણી સમસ્ત જ્ઞાતિ એકાદ બે વરસમાં જરૂર સુધારા પર આવી જશે. આપણે દરેક ભાઈઓ પર માયાળુ દ્રષ્ટિ રાખવી. હવે સમય ઘણો વ્યતીત થયો છે તથા આવનાર બંધુઓને થાક પણ લાગ્યો હશે એટલે આજની સભા સમાપ્ત કરીએ છીએ કે જેથી આવતી કાલની સભામાં વધારે સુંદરતાથી કાર્ય થઈ શકે. સભામાં આશરે ૭૦૦ માણસોની હાજરી હતી.

સમાપ્ત

સમય રાતના ૧૨ વાગે
પ્રમુખની સહી પા.માવજી નાનજીની

---

## તા. ૨૨-૫-૪૬

આજે સવારથી સાંજ સુધી મંદિરના નાકાં અગ્ની કુંડ વગેરે બાંધવામાં આવેલ મૂર્તિની જલયાત્રા કરાવવા વાજતે ગાજતે બધા જ ભાઈઓ ગયેલ હતા. સાંજના ૪ વાગે આવનાર ભાઈઓનાં સામૈયા કરવામાં આવેલ હતા. આજે સવારમાં લગભગ ૧૦ વાગે અહીંના પીરાણા પંથીઓના ધર્મના ખાનામાં થયેલ

માંસાહારનો રોમાંચક કિસ્સો હાથમાં આવેલ હતો. બહાર બોર્ડ લખેલ છે કે હિન્દુ સિવાય કોઈને અંદર દાખલ થવું નહિં. જ્યારે અંદર મુસ્લીમ અમલદારો માંસનો આહાર કરે. આવા અર્ધદગ્ધ પંથને લ્યાનત આપવા જેવું છે. સાંજે ૮ વાગે ભોજન કાર્યથી નિવૃત થઈ સભા કાર્ય શરૂ કરવામાં આવેલ હતું.

## જાહેર સભા

### ઉખેડા તા. ૨૨-૫-૪૬

સમય : રાતના ૮-૩૦ થી ૧-૩૦

**પ્રમુખની દરખાસ્ત કરનાર : શ્રી મુળજીભાઈ શીવજીભાઈ ખોંભડી**

**ટેકો આપનાર : શ્રી માવજીભાઈ ધનજીભાઈ નખત્રાણા**

**પ્રમુખ : શ્રીયુત વાલજીભાઈ લખુભાઈ ઉખેડાવાળા**

**મુળજીભાઈ શીવજીભાઈ ખોંભડીવાળા પ્રમુખ વતી**

આપ સર્વે ભાઈઓએ આજની સભાના પ્રમુખ તરીકે મારી ચુંટણી કરી છે. હું પ્રમુખસ્થાન માટે યોગ્ય નથી છતાં પણ આપ ભાઈઓએ ફરજ પાડી છે તો હું મારૂં સ્થાન સંભાળું છું. ને બોલનાર ભાઈઓ જે બોલે તે સાંભળનારાઓ ગ્રહણ કરશે એવી વિનંતી કરૂં છું.

**શ્રી મહારાજ દયાલદાસજી - વાંઢાય**

મંગલાચરણ જય નાદ

કાલની મીટીંગમાં શ્રીમાન રતનશીભાઈએ ધાર્મિક વિષયો સમજાવવાનું મારા ઉપર રાખેલ હતું તો હું કાંઈ એટલો બધો વિદ્વાન નથી. અત્રે શ્રીયુત બેચરલાલભાઈ જેવા પ્રખર વક્તાઓ છે. તે તમોને ધાર્મિક વિષયો સમજાવશે એવી આશા રાખું છું. હું મારી બુદ્ધિ અનુસાર જે બોલું તેમાં અધુરાશ કે ખામી જણાય તો તે માટે ક્ષમા માંગુ છુ. આપણે આપણી ઉન્નતિ, પ્રેમ અને સંગઠનથી કરી શકશું અને તેવો પ્રેમ અને સંગઠન અત્યારની સભાઓમાં જોઈને આનંદ થાય છે. આપણે આવતીકાલે પ્રભુને પધરાવતી વખતે તેઓની પાસેથી એ જ યાચવાનું

છે કે અમોને પ્રેમ અને સંગઠન આપ. આજે સામૈયામાં થાક લાગવાથી મારૂં પ્રવચન ટુંકમાં જ પતાવીશ. આપણા વચ્ચે પ્રેમ અને સંગઠન વધે તેમ કરવું અને તેમ કરવાથી જ આપણે આપણું કાર્ય કરી શકશું. આટલું બોલી પોતાનું સ્થાન સંભાળી લીધેલ હતું.

જય નાદ

**માવજી ધનજી નખત્રાણા**

આપણી જ્ઞાતિના આટલાં ભાઈ બહેનો એકઠા થયેલાં જોઈ ખરેખર આનંદ થાય છે અને આ આનંદ ન અનુભવે એવો અભાગીઓ કોણ હોય? અત્યારે નારાજ તો ખીસ્સાં ભરૂ થતા હશે કે જેમણે જ્ઞાતિના પૈસા ઉચાપત કરી જવા છે. આપણું આ કાર્ય સત્ય છે અને દ્રઢપણે થયે જશે. તે બાબત આપણે પીરાણા પંથીઓને ખુબ વિનંતી કરવા છતાં પણ સમજતાં નથી. ખૈર જ્યારે સમજે ત્યારે વાત. પ્રમુખશ્રી જેવાની વિનંતી પણ તેઓએ સ્વીકારેલ નથી. તેઓનાં હૃદય તો પથ્થર જેવાં છે. આપણી એ આશા હતી કે આપણા વડીલો આવા કઠણ હૃદયના નહિં હોય. આજે શ્રીમાન રતનશીભાઈ અહીંના શ્રીયુત રૈયાભાઈને ઘેર ગયા ત્યારે તેઓનાં માતૃશ્રી તરફથી જે પુષ્પ સમાન શબ્દો સંભળાવવામાં આવેલ છે તે બોલતાં પણ મને શરમ થાય છે. માવિત્ર રસ્તો ભુલે તો બાળકની સાચો રસ્તો બતાવવાની ફરજ નથી? અલબત્ત છે જ. ઉખેડાના ખાનામાં થયેલ આપણી જ્ઞાતિની અધોગતિ કરનાર રોમાંચક કિસ્સો ચર્ચી બતાવવામાં આવેલ હતો. થયેલ રીપોર્ટની નકલ વાંચી સંભળાવેલ હતી.

જો આપણાં જ આગેવાનો આવાં કૃત્યો કરાવે તે કેટલો બધો અધમ કહેવાય? આના કરતાં તો હિન્દુ અગર મુસ્લીમ એક ધર્મ સ્વીકારવો સારો. ઉપરોક્ત બાબત પરથી આપ સર્વે ખ્યાલ કરી શકશો કે આપણી જ્ઞાતિ કેટલી બધી અધોગતિએ પહોંચી ગયેલ છે. અત્રે લગભગ ચાલીસ ગામના ભાઈઓ હાજર છે. જ્યારે આ ગામના જ ભાઈઓ ઘેર બેસી રહે તે સારૂં ન ગણાય. આપણે એ લોકોને પગે લાગીએ છીએ છતાં પણ એ ભાઈઓને હજુ સુધી ગળે વાત ઉતરતી નથી. આવા કૃત્યો કરવા બદલ સુચના નહિં કરે એવો અભાગીઓ કોણ હોય? આપણો ધર્મ આપણે પોતાને જ ઓળખવો જોઈએ. જો આપણે આપણી ફરજ સમજશું તોજ પ્રભુને જોઈ શકીશું. આપણને સંયમ કેળવવો જોઈએ. પરંતુ આપણામાં કેળવણી બીલકુલ નથી તો પછી સંયમ કયાંથી જાળવી શકીએ? પોતાની કેળવણી વિષે વર્ણન તથા આ જમાનામાં આપણાં બાળકોને કેવી કેળવણીની જરૂર છે તે સમજાવેલ હતું.

આપણામાં આવેલ આ જાગૃતિ હવે કદાપી છુપશે નહિં બલ્કે દિન પ્રતિદિન ઉન્નતી સાધતી રહેશે. આપણો સમાજ ઘણાં વખત ગોથાં ખાઈ ગયેલ છે પરંતુ હવે કદાપી છેતરાશે નહિં. વિશેષમાં જણાવેલ હતું કે આપણાં બાળકો માટે ગામેગામ કેળવણી ક્ષેત્રો ખોલો. જો ગામડાંમાં સ્કુલો ચલાવવા જેટલી શક્તિ નહિં હોય તો મુંબઈ, નાગપુર વિગેરે ઠેકાણે સમાજ છે તે તરફથી પણ ધનની મદદ થતી રહેશે. આપણે હવે શ્રી બેચરલાલ ખૂબ સમજાવશે એ એક ખુશીની વાત છે. આટલું બોલી મારૂં સ્થાન સંભાળી લઉં છું.

**દેવશી કાનજી ભગત દેવપર**

આજનો ઉત્સવ જોઈ આનંદ થાય છે. આપણે આજે અલૌકિક વસ્તુ પાછી મેળવી રહેલ છીએ. ધર્મ ક્યાં છે? સંપમાં સંપ નથી ત્યાં ધર્મ નથી. કહેવત છે કે પાંચ સંપે તો ગામ કંપે અને ગામ સંપે તો રાજ કંપે. જો પાંચ ભાઈઓમાં સંપ હોય તો આખું ગામ પણ તેને કંઈ કરી શકતું નથી અને ગામમાં સંપ હોય તો રાજ પણ કંઈ કરી શકે

નહિં. તો આપણને અરસપરસ સંપ રાખવો અને તેવો સંપ મારા સમાજના ભાઈઓમાં જોઈ આનંદ અનુભવું છું. આપણા વડીલો નર પશુ અને ગુરૂ પશુ હતા. તેનો અર્થ એ કે નરપશુ કોણ કે બીજાની વાત સાર અસાર જોયા વગર સાચીમાની લે તે અને ગુરૂ પશુ એ કે જે માણસના ગુણ અવગુણ જોયા વગર ગુરૂ માની લે તે. આ બંને અવગુણો આપણા અજ્ઞાન વડીલોમાં હતા અને આજ લગી પણ કેટલાંક અજ્ઞાન ભાઈઓમાં જોવામાં આવે છે. દ્રષ્ટાંત - મહાત્મા અને વેશ્યાનું.

તો આપણે પણ આપણો ધર્માદા પૈસો કેવે ઠેકાણે આપવો તેનો વિચાર કરવો જોઈએ. દ્રષ્ટાંત - પાગલ વિશે. તો આપણે પણ પાગલ જેવા માણસને ઉપદેશ દેવો નકામો છે કારણકે પાગલને ઉપદેશ દેવાથી આપણાં અમૃત સરખાં વચનો નકામાં જાય છે. માટે ઉપદેશ તો સારા માણસોને દેવો. દ્રષ્ટાંત - ચાર મુરખ વિશે

તો આપણે પણ ધ્યાન રાખવું કે ઝાઝા કરે તેમ ન કરીએ પણ સાચા કરે તેમ કરીએ. જો ઘણાં માણસો ખોટું કાર્ય કરતાં હોય તો તેઓને સાથ ન આપવો. પણ થોડા હોય ને સાચું કરતા હોય તો તેઓની સાથે ભળવું. દ્રષ્ટાંત - અંધેર રાજનું ગીતાના અર્થ વિષે.

તો આપણાં વડીલો પણ અંધશ્રધ્ધાને લીધે આવા અંધેર પંથમાં ફસાયા હતા. પરંતુ હવે આપણને ઉપદેશકો મળેલ છે અને તેઓને પ્રભુએ જ આપણો સાચો ધર્મ બતાવવા મોકલેલા છે તો આપણને હવે આપણો સાચો માર્ગ ગ્રહણ કરવામાં ઢીલ કરવી ન ઘટે. જો પ્રેમીને પ્રેમી મળેછે તો આનંદ અને ઉત્સવ થાય છે. ધર્મની વૃધ્ધિ થાય છે તેવી જ રીતે પ્રેમ વગરની વસ્તુ કાંટાવાળા ઘાસ સમાન છે. ભગવાનના ભોગ વિષે ભુલ કયારે સમજાય? વિગેરે બોલી પોતાના સ્થાને બેસી ગયેલ હતા.

**જેઠાભાઈ હરીભાઈ મથલવાળા**

આજનું સંમેલન જોઈ આનંદ થાય છે. અમો ઘણો વખત થયે ગુજરાત રહીએ છીએ. ત્યાં આપણા જ્ઞાતિબંધુઓના શું હાલ છે તે અમો જાણીએ છીએ. પરંતુ હવે આપણા સમાજમાં આટલી બધી જાગૃતિ આવેલ છે એટલે અમો ગુજરાતવાસી આપણાં બંધુઓ પાસે પણ મગરૂર બની શકીશું અને તેઓની હરોળમાં ઉભા રહી શકીશું. ધન્ય છે જ્ઞાતિ સુધારક ભાઈઓને કે આપણને સાચો ધર્મ બતાવ્યો. હવે હું બેસી જવાની રજા લઉં છું.

**શ્રી પરબતભાઈ લખુ મથલવાળા**

મારાથી અગાઉ ઘણાં ભાઈઓ બોલી ગયા છે. શ્રી માવજીભાઈ ઉખેડામાં બનેલ કીસ્સો આપ સર્વેને સમજાવી ગયા. આપણી જ્ઞાતિ તરફથી આવી બાબતો બનતી હોય જ્યારે આપણે તે સાંખી લઈએ તે ખરેખર શરમાવા જેવું છે. મજકુર ફોજદાર સાહેબને પણ આપણા સમાજને તોડવા માટે આપણા જ જ્ઞાતિબંધુઓ બોલાવી લાવેલ હતા. મારા એ અજ્ઞાન બંધુઓને બીજી વખત આવું કાર્ય કરવા પ્રેરણા ન કરે એવી પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું અને એ બંધુઓ થયેલ ભુલ સુધારી લેશે એમ ઈચ્છું છું. સનાતન ધર્મનો પ્રચાર કરવા બાબત બોલી પોતાનું સ્થાન સંભાળી લીધેલ હતું.

**શ્રી શીવગણભાઈ કાનજી - રસલીયા**

આપણા ધર્મને માટે આપણને ગમે તેટલાં સંકટો પડે તો પણ સહી લેવા બાબત. પીરાણા જેવા પ્રપંચી પંથનો

સ્વીકાર કરવાથી આપણને ગુજરાત જેવો રસાળ મુલક છોડવો પડયો. સુધારક ભાઈઓની નમ્રતાથી આજે આપણામાં ખુબ જાગૃતિ આવેલ છે. બીજાઓને દોષ ન આપવા બાબત. આપણો ધર્મ સાચો છે તેને કદાપી આંચ આવશે નહિં. આપણને અરસપરસ તકરારો ન કરવા બાબત. નખત્રાણાવાસી ભાઈઓનું કાર્ય નજર સમક્ષ રાખીને કાર્ય કરવા બાબત તથા કેટલાંક ગીતાજીના શ્લોકો સમજાવી પોતાનું સ્થાન લીધેલ હતું.

**શ્રી બેચરલાલભાઈ જોશી - વિથોણ**

આથી પહેલાં ઘણાં ભાઈઓ બોલી ગયેલ છે. જે બાબત હું બોલું તો મારી બુદ્ધિ અનુસાર આખી રાત પણ મને પુરી થાય નહિં. એટલે મારૂં બોલવું હું ટુંકમાં જ બોલીશ. શ્રીયુત મૂળજીભાઈએ જે મારી ઓળખાણ આપેલ છે તેમાં મારો થોડો વિરોધ છે. તેઓશ્રીએ બ્રાહ્મણની ફરજ બાબત જે મત દર્શાવ્યો છે તે જાતનો બ્રાહ્મણ હું નથી. મારો ઈતિહાસ પાલીવાળ તરીકેનો સાંભળવા ઈચ્છતા હશો તો પાછળથી કહીશ. સમાજમાં બેસવાનો અમારી પાલીવાળનો હક્ક છે પરંતુ બ્રાહ્મણ કાર્ય કરવાનો નથી. કચ્છમાં નાગર કહેવાય છે. તેમાં પણ બે રીતે ઓળખાય છે નાગર બ્રાહ્મણ અને નાગર ગ્રહસ્થ. નાગર બ્રાહ્મણના યજમાન નાગર ગ્રહસ્થ હોય છે. તેઓ બીજા પાસે કદી પણ હાથ માંડતા નથી. તમો જેવી રીતે અધોગતિનો માર્ગ છોડી ઉન્નતિને માર્ગે જાઓ છો તેમ મારા જ્ઞાતિબંધુઓ ઉન્નતિનો માર્ગ ત્યજી અધોગતિને રસ્તે જઈ રહેલ છે તે નજરે જોઈને અતીશય ખેદ થાય છે. આજની સભા શા માટે થયેલ છે તે તો આપ સર્વે ભાઈઓ સમજી શકતા હશો. સનાતન ધર્મ શું છે અને તેના વિષે કેવી યોજનાઓ કરવી. તેના વિચારોની આપલે કરવા માટે આજની સભા છે. આથી અગાઉ શ્રી માવજીભાઈ બોલી ગયા કે જુના જાતના લોકો તદ્દન પથ્થર જેવા હૃદયના છે તેમાં એમની ભૂલ છે. એ ભાઈઓ પથ્થર નથી કારણકે જો પથ્થર હોય તો તેમને કારીગરો જરૂર સંઘરે અને ઘાટ ઘડીને આપણા સમાજમાં લઈ લે તેમ માટી પણ નથી કારણકે માટી હોય તો તેમને કુંભાર જરૂર સુધારી લે. પરંતુ તેઓ તો કાદવ જેવા છે. કાદવને કોઈ પણ સંઘરતું નથી કારણકે તેની પાસે જતાં જ તેમાંથી દુર્ગન્ધ નીકળે છે. પરંતુ એ કાદવ પર પરદેશના પવન ઉર્ફે વાતાવરણરૂપી થોડો થોડો વરસાદ થવા લાગ્યો છે એટલે કદાચ એ વરસાદથી ગંદકી ધોવાઈને માટીના સ્વરૂપમાં આવી જવા સંભવ છે. એ ભાઈઓને આમ કહેવા બદલ દુઃખ તો થતું હશે પરંતુ વિચારથી જોશે તો જણાશે કે મારૂં કહેવું સત્ય છે. સનાતન ધર્મ એટલે શું ? અહીં બનેલ એક કીસ્સો કે જે શ્રી માવજીભાઈ વર્ણવી ગયા. તે કિસ્સો જો અહીંના સરસ્વતીના મંદિરરૂપી સ્કૂલમાંજ બન્યો હોય અને સ્કૂલના માસ્તરે કે જે પોતે બ્રાહ્મણ તરીકે ઓળખાવે છે. તેઓએ પોતાની આજીવિકા ખાતર નિભાવી લીધેલ હોય તો તેઓશ્રીનો પણ ઉપરોક્ત કાદવમાં સમાવેશ કરવામાં હું જરાપણ અતિશયોક્તી માનતો નથી. વિથોણની જાગૃતિ બાબત મારા ઘણાં બંધુઓ જાણવા માંગતા હશે પરંતુ એ બાબત હું બોલી શકું તેમ નથી કારણકે એ બાબત ન્યાયના મંદિરમાં પહોંચી ગયેલ છે એટલે ત્યાંથીજ આપણે સર્વે જાણી શકીશું. સનાતન ધર્મનો ઝંડો સદા ઉંચો જ છે તે ઉંચો જ રહેશે. તે કદાપી નમવાનો નથી અને નહિં જ નમે કારણકે તે સત્યતા ઉપર છે. પીરાણા પંથી ભાઈઓ આટલા દિવસ અંધારામાંજ ગોથાં ખાતા આવ્યા છે. જો તે ભાઈઓ તથા તેમના આગેવાનો એમ કહેવા માંગતા હોય કે અમારો પંથ હિન્દુ છે તો તેઓને ચેલેન્જ આપું છું કે એ પંથ શુધ્ધ હિન્દુ નથી જ કારણકે તેમાં પળે પળે મુસ્લીમ તત્વો આવે છે. તેઓ જો મુસલમાન હોત તો મુસલમાન ભાઈઓ તેને જરૂર આવકારત પરંતુ તેઓ કોઈપણ રસ્તે રહેલ નથી. તો તેવા ભાઈઓ હજુ પણ વિચાર કરે અને સાચો માર્ગ સ્વીકારે.

આપણે અજ્ઞાનતા દૂર કરવી હોય તો પ્રથમ કેળવણીની જરૂર છે અને મારા યુવાબંધુઓ ગામે ગામ નિશાળો ખોલી પોતાની ભાવિ પ્રજાને સાચું શિક્ષણ આપવા માટે અનુભવી શિક્ષકો રોકશે એમ ઈચ્છું છું. આ ગામનો અજ્ઞાત છું એટલે આજે કેટલીક બાબતોનું મનન કરીશ અને આવતીકાલે જો સમય મળશે તો જરૂર બોલીશ.

**શ્રી રતનશી નારાણ ખોંભડીવાળા**

મને મુળજીભાઈએ બોલવાની ફરજ પાડી છે તો હું કંઈ એટલો બધો વિદ્વાન નથી. છતાં પણ મારી બુદ્ધિ અનુસાર જે બોલું તે ધ્યાનથી સાંભળશો એમ ઈચ્છું છું. આપણને આજ ચાલીસ વરસથી સુધારક ભાઈઓ સાચો માર્ગ બતાવી રહેલ છે અને સાચે રસ્તે લાવવા જહેમત ઉઠાવી રહ્યા છે. કંઠમાળના દરદનું કલ્પિત દ્રષ્ટાંત.

**શ્રી પોપટલાલ રઘુરામ કોટડા**

આથી અગાઉ દેવશી ભગત સંપ વિષે બોલી ગયા. તે સંપનો અર્થ તો આપણે બધા જ જાણતા હશું પરંતુ સંપનો સ્વાદ તો કોઈક વિરલા જ માણતા હશે. તમારો સાચો ધર્મ હિન્દુ છે અને શુધ્ધ સનાતન ધર્મને પંથે ચાલશો તો ભવિષ્યમાં સંપ અનાયાસે પ્રાપ્ત કરી શકશો. તમારી જ્ઞાતિમાં જે વિક્ષેપ છે તે ભલે હોય પરંતુ એકબીજાને હાનિ પહોંચે તેવું અઘટીત પગલું કદાપી ભરશો નહિં. તમો એક છો અને એક રહેશો. અજ્ઞાનભાઈઓને પણ ભગવાન લક્ષ્મીનારાયણ જરૂર સદ્‌બુદ્ધિ આપશે. આપણે આપણી ટેકમાં અડગ રહેશું તો બીજાની અજ્ઞાનતા આપોઆપ પ્રભુ દૂર કરશે. તે આપણે નજરે જોતાં આવીએ છીએ અને હજુ પણ જોશું. અભિમાન ન રાખવા વિષે એકબીજા પ્રત્યે ભાવ રાખવા વિષે સમજાવેલ હતું.

**શ્રી રતનશીભાઈ ખીમજી વીરાણીવાળા**

આજની સભામાં મારાં ભાઈ બહેનોની સારા પ્રમાણમાં હાજરી જોઈ એટલું તો ચોક્કસ માની શકાય કે આજે ઉખેડા ગામનાં અહોભાગ્ય છે. હું અત્રે જુના મતના ભાઈઓને મળેલ હતો. તેઓ બહુ જ થોડા છે અને વળી સંસ્કારી છે એટલે થોડા જ દિવસોમાં આ ગામનો અહેવાલ કંઈક જુદો જ સાંભળશું એટલું તો ચોક્કસ માનજો. મારા શરીરની અડધી માટી ઉખરડા ગામને ફાળે જાય છે કારણકે મારાં માતૃશ્રીએ જન્મ આ ગામમાં જ લીધેલ છે અને હું આ ગામને ગોંદરે બાળપણમાં ખુબ ખેલ્યો છું. એટલે સમગ્ર જ્ઞાતિ સેવા કરતાં આ ગામની સેવા કરવાની મારી જવાબદારી વધારે છે. અહીંના કેટલાંક વડીલોને આજે હું બે ત્રણ વખત મળ્યો છું અને તેઓ તરફથી આશા ભર્યો જવાબ પણ મળેલ છે કે આવતી કાલે તમે જરૂર કંઈક નવીન જોશો. ખૈર આપણામાં બધા પ્રત્યે પ્રેમ હશે તો આપણે જરૂર ધર્મના સડાનો નાશ કરી શકીશું. ધર્મને લીધે આપણાં વડીલો ગાળો આપે તો તે પણ પુષ્પવૃષ્ટિ સમજી સહન કરતાં આપણને આવડવી જોઈએ. આજે જ જ્યારે હું શ્રી રૈયાભાઈને ઘેર ગયો ત્યારે મને કેટલાંક કટુ વચનો સાંભળવા પડયાં હતાં. જે તમારા માંના ઘણાં ભાઈઓ જે સાથે હશે તે જોઈ શક્યા હશે. જો આવે વખતે આપણે આપણા મનનો કાબુ ખોઈએ તો આપણું કાર્ય સિધ્ધ કેવી રીતે થાય ? શાંતિ અને સંયમ એ જ આપણો ધર્મ છે એમ સમજીશું ત્યારે જ આપણે આગળ વધી શકીશું.

મારા જુના મતના ભાઈઓને મારી વિનંતી છે કે જો તમોને ઈમામશાહ ને માનવો જ હોય તો કરોડપીર તથા હાજીપીરને માનો છો તેમ પીર તરીકે માનો પરંતુ ધર્મગુરૂ તરીકે અને હિન્દુ ગણીને તો નહિં જ માનતા. તમો કહેશો કે ધર્મની નિંદા કરો છો પરંતુ એ ધર્મ પાખંડી છે. એ ધર્મ હિન્દુ નથી તેમ કુરાની પણ નથી. એકે ધર્મ વગર વચમાં

તમો લટકી રહ્યા છો તો એવા ધર્મનો ત્યાગ કરી ગમે તે એક ધર્મને માન આપો. આઠ દસ ગાઉથી જ્ઞાતિના ભાઈ બહેનો આવીને ઉજાગરા સહન કરે છે અને ભગવાનને ભેટ ધરે છે તે ઉત્સાહ વગર ક્યાંથી હોય. તો બીજા ગામવાળાઓને આટલો ઉત્સાહ છે જ્યારે તમો અંધારામાં જ ઘોરી રહ્યા છો એ ઈચ્છનીય તો ન જ ગણાય. આપણે બધા કુટુંબી છીએ અને કુટુંબી જ રહેશું. ભક્ત પ્રહલાદને પોતાનો ધર્મ સાચવવામાં કેટલાં સંકટો પડયાં હતાં પરંતુ તેઓ ચળ્યા નહિં અને છેવટે તેમનો જ જય થયો. શગાળસાનું દ્રષ્ટાંત

શગાળસા આગલા અવતારમાં કર્ણ હતા અને દાનેશ્વરી કર્ણ તરીકે ઓળખાતા. દુનિયામાં દાનેશ્વરીમાં તેઓ અજોડ હતા. તો આપણને પણ આવા દ્રષ્ટાંતો નજર સમક્ષ રાખી કાર્ય કરવાનું કે આપણી જ્ઞાતિ ગંગા છે તે પવિત્ર છે. ફકત તેમાં પડેલી ભૂલો કાઢવાની આપણી ફરજ છે અને તે કાઢશું જ. ધર્મ માટે માથાનું દાન આપવું પડે તો પણ આપણે તેમ કરવા તૈયાર રહેવું જોઈએ. હિન્દુભાઈઓને બે વસ્તુની તો ખાસ જરૂર છે. એક તો ચોરી અને ચિતા આ બે વસ્તુઓ આપણા જુના મતના ભાઈઓમાં નથી. પરંતુ આપણે નમ્રતાથી સમજાવતાં જશું તો આપણી વિનંતીને તેઓ જરૂર આવકાર આપશે. આપણા વડીલોએ જે પંથ અપનાવ્યો છે તે હિન્દુ નથી. સંવત ૧૮૩૨ {Year: 1775-76}માં આપણા વડીલોએ ભાટ બ્રાહ્મણોનો ત્યાગ કર્યો અને તેથી જ આજે આટલી અધોગતિ પામ્યા છીએ. ભગવાન ભક્તોને વશ છે. આપણા કાર્યમાં સાચી સેવા છે અને કુદરત આપણી સાથે છે. ઈશ્વરે જ આપણને ધર્મમાંથી સડાઓ કાઢવાની પ્રેરણા કરેલી છે. હું ચૌદ વરસનો હતો ત્યારથી પ્રચાર કાર્યમાં રસ લઉં છું. પરંતુ હમણાં ત્રણ વરસથી જે સહાયતા મળી છે અને પ્રચાર કાર્ય આગળ વધી ગયું છે તે ખરેખર આવકાર દાયક ગણાય. આવા કાર્યમાં જો બહેનોનો સાથ નહિં હોય તો બહુજ દુઃખો સહન કરવા પડશે. પુરૂષોને સ્ત્રીઓના સાથની ખાસ જરૂર હોય છે તો મારી બહેનોને મારી ખાસ વિનંતી છે કે તમારા પતિને પ્રભુતુલ્ય માની તેઓના કાર્યમાં જોડાઈ જજો. તમારા માવિત્રો અજ્ઞાન હોય અને કદાચ તમારો ત્યાગ કરે અને પોતાને ઘેર ન આવવા દે. તમારાં સાસુ સસરા અજ્ઞાનતાને લીધે તમને સતાવે તો પણ તમો તમારો ધર્મ ચુકશો નહિં. આપણી અજ્ઞાન જ્ઞાતિમાં બાળ લગ્નની પ્રથા કેટલી ખરાબ છે. બાળ લગ્નથી કેટલાંક કજોડાં થાય છે અને તેને લીધે આપણી કેટલી અધોગતિ થાય છે તે આપણે સમજી શકતા નથી. તેનું કારણ કે આપણે અજ્ઞાન છીએ. હાલ તાજેતરમાં જ અહીં આજુ બાજુના ગામોમાં છુટાછેડા થયા છે તેનું કારણ બાળ લગ્ન. જો બાળ લગ્નનો રિવાજ ન હોય તો છુટાછેડા કરવાનો વખત જ ન આવે. આપણાં પુત્ર પુત્રીનાં સગપણ બાબત આપણે મા બાપો તો જાણતાં જ ન હોઈએ અને પરબારા જ બીજાં કરી નાંખે છે. તો મારા યુવક બંધુઓને ખાસ વિનંતી કરૂં છું કે તમારાં બાળકોનાં સગપણ કરવાનું તમારા માવિત્રો પર છોડશો નહિં. તમો પરદેશ જાઓ ત્યારે તમારાં માવિત્રોને ચેલેન્જ આપી જજો કે અમારાં બાળકોનાં સગપણ કરશો નહીં અને જો કદાચ કરશો તો અમો તે કબુલ કરશું નહિં.

જુના મતના ભાઈઓને તે પંથનો ત્યાગ કરવા બાબત સમજાવેલ હતું અને એ પંથ હિન્દુને છાજતો નથી વિગેરે બાબતો સુંદર ભાષામાં સમજપૂર્વક ચર્ચી બતાવેલ હતી. દ્રષ્ટાંત - જાણવા છતાં લૂંટાવા બાબત.

ગોળી ન પીવાની વિનંતી સાથે ભલામણ કરેલ હતી કારણકે પીરાણા પંથી ભાઈઓની પણ સભામાં હાજરી હતી. - ગાલાવેલા વિષે દ્રષ્ટાંત.

આપણા ધર્મ અને ફરજ વિષે મહારાણા પ્રતાપના પુત્રનો દાખલો - નારી રક્ષણ તથા માતૃધર્મ બંનેનો

સમાવેશ થયેલ હતો. ઉપરોક્ત દ્રષ્ટાંતથી શ્રોતાઓમાં સ્ત્રી વર્ગ પર સારામાં સારી અસર થયેલ હતી. હવે વધારે બોલી કિંમતી વખત ગુમાવવા માંગતો નથી. તમો સર્વે સમજુ છો અને જે સાંભળેલ છે તેમાંથી સાર ગ્રહણ કરી તે મુજબ વર્તન રાખશો એમ ઈચ્છું છું. બુઢ્ઢાઓ કે જે આપણી ભાષામાં ગેઢેરાઓ કહેવાય છે તેઓનો હાઉ હવે છુપી ગયેલ છે. આપણે હવે હાઉથી ડરતા નથી કારણકે સાચી વાત સમજી ગયા છીએ. જહાંગીરી કરનાર આગેવાનોને હજુ પણ જણાવું છું કે એ પંથ હિન્દુનો નથી. જો એ પંથ હિન્દુ છે એમ જ માનતા હો તો ૮૦ હજાર જનતામાંથી એ પંથ સાચો કરી બતાવવાની હિંમત કોઈમાં નથી. કયાંથી હોય જો સત્ય હોય તો જ જાહેર સભામાં બોલી શકાય કારણકે જાહેર સભામાં પ્રભુનો વાસ હોય છે અને ત્યાં ખોટું ચાલી શકતું નથી. કદાચ કોઈ ખોટું બોલે તો પણ શ્રોતાઓ તેમાંથી તરત જ ખરૂં ખોટું તારવી શકે છે. એ પીરાણા પંથને માનનારા દરેક ભાઈઓને વિનંતી કરીએ છીએ કે તમો એ પંથને નામે ધર્માદા નાણાં આપશો નહિં કારણકે તમારાં એ નાણાંથી ગાયો અને બકરાંનો વધ થાય છે અને તેની હત્યા તમારા શીર પર ચડે છે. આપણે ગૌરક્ષક છીએ. માટે આપણા ધનથી આવાં કૃત્યો થવાં જોઈએ નહિં. હવે હું મારૂં બોલવું બંધ કરૂં છું. તાળીઓના ગડગડાટ સાથે પોતાનું સ્થાન લીધેલ હતું.

**શ્રી કરશનભાઈ મનજી નખત્રાણા**

આજની સભા અને ઉત્સાહ જોઈ આનંદ વ્યક્ત કરી પોતાનું સ્થાન સંભાળી લીધેલ હતું.

**શ્રી રણમલ માવજી ઉખેડા**

અમારા ગામ ઉખેડાનો આજનો દિવસ સોનાનો દિવસ ગણાશે. તેનું કારણ વર્ણવી બતાવેલ હતું. તેમના કાર્યમાં બીજા ગામના ભાઈઓએ જે સહાયતા આપી હતી તે બદલ આભાર માનેલ હતો. ધર્મના કાર્યમાં કેટલાં દુઃખો સહન કરવાં પડે છે તે વિષે ઈસુ ખ્રિસ્તનું દ્રષ્ટાંત આપેલ હતું.

**માસ્તર વિજયાશંકર નિર્ભયરામ ઉખેડા**

આજનો મહોત્સવ જોઈ દરેક સનાતની ભાઈનું હૈયું હર્ષ પામે તેમાં કંઈ નવાઈ નથી. કોઈ પણ ધર્મમાં પલ્ટો લાવવો હોય તો તેની જવાબદારી સંચાલકોને શીરે હોય છે. શ્રીમાન રતનશીભાઈ તો પાટીદારોમાં એક જ છે. બીજા કેટલાંક ભાઈઓ પણ શક્તિ અનુસાર ભોગ આપી રહેલ છે તે જોઈ આનંદ થાય છે. આપણાં બાળકોને કેળવણીની ખાસ જરૂર છે. ભવિષ્યની પ્રજા સુધરશે તો જ આપણે આપણી ઉન્નતિ સાધી શકીશું માટે કેળવણીનો પ્રચાર કરો એવી વિનંતી કરી બેસી જાઉં છું.

**બારોટ શ્રી તેજમલજી ગોપાલજી ઉખેડા (જાગીરદાર)**

હું કંઈ વિદ્વાન નથી પરંતુ એક સવૈયો બોલી બેસી જઈશ. દાન કેવે ઠેકાણે કરવું તે વિષે એક સવૈયો બોલી બેસી ગયા હતા.

**શ્રી પ્રેમજી માવજી ઉખેડા**

અગાઉથી લખેલ ભાષણ વાંચી સંભળાવેલ હતું. જેમાં ધાર્મિક બાબતોનો સારા પ્રમાણમાં સમાવેશ થયેલ હતો.

**શ્રી ખટાઉભાઈ ખીમજી નખત્રાણાવાળા**

## ૨૦. ઉખેડા લક્ષ્મીનારાયણ મંદિરનો પ્રાણપ્રતિષ્ઠાનો અહેવાલ - દી. 21-May-1945

આજની સભામાં હાજરી આપનારાઓનો આભાર. મારાથી અગાઉ અનેક મિત્રો આભાર માની ગયા છે. જેથી હું આભાર માનતો નથી. આપણાં બાળકોને ધાર્મિક તેમજ વ્યવહારિક શિક્ષણ આપી શકે તેવા શિક્ષકો રોકવાની દરખાસ્ત. નખત્રાણાના વોલીન્ટીઅરોની સગવડ શ્રી વાંઢાયમાં પણ નથી સચવાણી અને અત્રે પણ ચા પાણીની સગવડ નથી સચવાતી એમ જણાવી અરસપરસ એકતા વિષે બોલી પોતાનું સ્થાન સંભાળી લીધેલ હતું.

**શ્રી વિશ્રામભાઈ રામજી ખીરસરા**

અવાજ નહિં નીકળવાથી બોલી શકયા નહતા.

**શ્રી તેજાભાઈ લધા મથલ**

મનુષ્ય દેહમાં સાર્થક કરવાની ફરજ હોઈ તે કરશું એમ જણાવેલ હતું.

**શ્રી હરજીભાઈ વિશ્રામ મથલ**

યુવાન બંધુઓ કે જે પરદેશ આવજા કરે છે તે જ્યાં ત્યાં ખાય છે. માટે તેમ કરવું ન જોઈએ અને ખાવાનું ઘેરથી બનાવીને સાથે રાખવા બાબત જણાવેલ હતું. પરદેશમાં નાત-જાત જોયા વગર જમવું નહિં એમ જણાવેલ હતું.

**શ્રી મનજીભાઈ વાલજી ઉખેડા**

અરસપરસ પ્રેમ રાખવા વિષે બોલ્યા હતા અને આપણે આપણી જાતને પોતે જ ઓળખતાં થશું એમ જણાવી બેસી ગયા હતા.

**શ્રી મુળજીભાઈ શીવજી ખોંભડીવાળા**

આજની સભામાં અત્યાર સુધી લગભગ સત્તર ભાઈઓ પોતાના વિચારો જણાવી ગયેલ છે. અને હવે સૌથી છેલ્લે હું બોલવા ઉભો થયો છું. એટલે ખાસ ચર્ચવા લાયક વિષય એક પણ મારી નજર સમક્ષ આવતો નથી. છતાં પણ એક વિષય ખાસ જણાવું છું કે હજુ આપણા એંશી હજાર બંધુઓ અજ્ઞાનતા સેવી રહેલ છે. તેઓને સુધારવા માટે આપણને કેવા કાર્યકરોની જરૂર છે ઉત્સાહી, નિરાભિમાની અને માયાળુ. જો કાર્યકરો સારા નહિં હોય તો આપણું કાર્ય ઝડપી બની શકશે નહિં. આપણું રાજકાજનું યુધ્ધ નથી પરંતુ ધર્મ યુધ્ધ છે અને તેમાં કેટલો સમય વ્યતિત થશે તે કોઈ પણ કળી શકે તેમ નથી. આજે લગભગ ચાળીસ વરસથી આ યુધ્ધ ચાલે છે છતાં પણ આપણાંમાં એકતા આવેલ નથી. તેનું કારણ કે આપણાં હૃદયમાં ઘર કરીને બેઠેલ ભ્રષ્ટ ચીજો - કેટલેક ઠેકાણે આપણો જ્ઞાતિ પંચનો ધર્માદા પૈસો કોર્ટોના આશરા લેવામાં વેડફાઈ રહેલ છે તે મને ઠીક જણાતું નથી. તેવી જ રીતે મારા તમામ બંધુઓને પણ રૂચતું નહિં જ હોય. વળી મને કેટલાંક અજ્ઞાન બંધુઓ એમ કહે છે કે સનાતન ધર્મમાં શું ચમત્કાર છે તો તેવા બંધુઓને મારી વિનંતી છે કે આ ધર્મ કંઈ મદારીઓની માફક હાથ ચાલાકી અને ચમત્કાર બતાવનારો નથી પરંતુ મોક્ષના માર્ગે લઈ જનારો છે. લગભગ સાતસો વરસ ઉપર હિન્દુ ધર્મ પર મુસ્લીમ રાજ્યો તરફથી કેટલી બધી સતામણી થઈ રહેલ હતી અને તે વખતે પણ ધર્મવીરોની મદદમાં સાક્ષાત પરમાત્મા હતા અને સનાતન ધર્મનો ઝંડો સદાય સજીવ રહેલ છે. તે આપણે અમર ઈતિહાસો પરથી જાણી શકીએ છીએ. મારા અજ્ઞાન પીરાણાપંથી ભાઈઓને વિનંતી કરૂં છું કે ધર્મવીરોના ઈતિહાસો વાંચો. અસ્તુ.

**શ્રી બેચરલાલભાઈ જોષી**

## ૨૦. ઉખેડા લક્ષ્મીનારાયણ મંદિરનો પ્રાણપ્રતિષ્ઠાનો અહેવાલ - દી. 21-May-1945

મિત્રો, હિન્દુ એટલે શું ? કડવા પાટીદાર જ્ઞાતિના ઉછાંછળા બાળકોમાં થોડી ભૂલ જોવામાં આવે છે. હરજીભાઈ અજ્ઞાનતાથી બોલી ગયા છે એટલે આપણે તેમને ક્ષમા આપવી જોઈએ. આપણે પ્રથમ આર્યો હતા. ચાર વેદ અને ચાર જાતિ હતી. બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય અને શુદ્ર. હિન્દુ સ્થાનમાં આવ્યા પછી આપણા વચ્ચે જાત જાતના વિક્ષેપો પડયા.એ ભાઈએ હિન્દુ સમાજ પર મોટો આક્ષેપ રાખ્યો તે પણ અજ્ઞાનતાથી. આત્મા આપણો નથી. આત્મા તો ઈશ્વરની અમાનત છે. આપણાં વિચારો શુદ્ધ રાખશો તો કોઈ પણ દુર્ગુણો આવશે નહિં. પરચો ધતીંગથી જ ઉત્પન્ન થાય છે. પરચો બતાવવાની શક્તિ તે જ પુરતી રહેશે. તમારી જ્ઞાતિ અધોગતિએ પહોંચી છે તેમાં ઈમામશાહનો એટલો બધો દોષ નથી પરંતુ ૧૫૦ વરસથી જ્યારે ભાટ ચારણોને છોડયા ત્યારે જ તમારી અધોગતિ થઈ. મુસ્લીમ જાતિમાં ભેદભાવ નથી, ક્રિશ્ચીયનોમાં પણ નથી. સનાતન ઝંડાને રાખવાનો અધિકાર એક જ જ્ઞાતિને નથી પરંતુ સમસ્ત હિન્દુઓનો છે. તમો તમારી જ્ઞાતિના દુર્ગુણો પર ભલે બોલો પરંતુ આખા હિન્દુ સમાજ પર આક્ષેપ મુકતા નહિં.

**શ્રી રતનશીભાઈ ખીમજી વીરાણી**

આજની સભાનું કાર્ય આપણને જે ઉત્સાહથી કરવું જોઈએ તેટલું જ ઉત્સાહથી થયેલ છે. શ્રીમાન બેચરલાલભાઈએ એક ભાઈના બોલવા સામે વિરોધ બતાવેલ છે તો તેઓશ્રીને મારી ખાસ વિનંતી છે કે અમારા બોલવામાં અજ્ઞાનતાને લીધે કંઈક ભૂલ થાય તો આપ ઉદાર દિલ રાખી ક્ષમા કરશો અને બોલનાર યુવકોને પણ જણાવવાનું કે તેઓશ્રીને ગુરૂ સમજી બોલવાની તાલીમ લેશો એમ ઈચ્છું છું અને આપ સર્વે ભાઈઓ જેમ અત્યાર સુધી કરેલ છે તેવી જ રીતે આવતી કાલે બપોર સુધી ઉત્સાહથી કાર્ય કરશો એવી આશા રાખું છું.

**શ્રીમાન બેચરલાલભાઈ જોષી**

મિત્રો, હું જે બોલું છું તે વ્યક્તિગત નહિં પણ જનરલી બોલું છું. એટલે મારા બોલવાથી કોઈનું દિલ દુઃખાયું હોય તો દરગુજર કરશો.

સનાતન ધર્મકી જય..........

**સમાપ્ત**

**સભામાં હાજરી આશરે ૨૫૦૦ માણસોની**

સમય રાતના ૧-૩૦ વાગે

પ્રમુખની સહી

**પટેલ વાલજી લખુ ભગતની** સહી દા. પોતાના

ૐ

# ઉખરડા તા. ૨૩-૫-૪૬

**સમય : સવારના ૮ થી ૧૧**

**ભગવાનની પ્રતિષ્ઠા વખતે થયેલ જાહેર મેળાવડાનો રિપોર્ટ**

**પ્રમુખની દરખાસ્ત કરનાર : શ્રી રતનશીભાઈ ખીમજી વીરાણીવાળા**

**ટેકો આપનાર : શ્રી માવજીભાઈ ધનજી નખત્રાણાવાળા**

**પ્રમુખ : શ્રી ડાહ્યાભાઈ રતના ઉખેડાવાળા**

**શ્રી રતનશીભાઈ પ્રમુખ વતી**

સભાજનોનો આપેલ સેવા બદલ આભાર માની જણાવેલ હતું કે તમોએ જેવો સાથ અને સહકાર અત્યાર સુધી આપેલ છે તેવો જ છેવટ સુધી પણ આપશો એવી વિનંતી કરૂં છું. શ્રીમાન બેચરલાલભાઈ જેવા વીર નર આપણી જ્ઞાતિ માટે જે શ્રમ ઉઠાવી રહેલ છે તે બદલ આપણે તેઓશ્રીના ઋણી છીએ અને તેઓ આપણને આપણું કર્તવ્ય સમજાવશે એવી આશા રાખું છું.

**શ્રીયુત બેચરલાલભાઈ જોશી વિથોણ**

મિત્રો અને બહેનો,

મને ઘણાં ભાઈઓ મહારાજ કહીને સંબોધે છે. તેઓની સામે હું વિરોધ બતાવું છું. મહારાજ એટલે રાજાઓના રાજા મહારાજ શબ્દ યોગ્ય માણસને જ શોભે. હવે ધર્મ બાબત જેટલું બોલીએ તેટલું ઓછું જ છે. તો આપના કિંમતી વખતનો વધારે ભોગ ન લેતાં મારૂં બોલવું ટુંકમાં જ પતાવીશ. આ શુભ પ્રસંગે પ્રભુ કાર્યમાં બનતો ફાળો આપવા સૂચના કરેલ હતી. શ્રીમાન રતનશીભાઈને ધર્મવીરનું સંબોધન આપી તેઓના ફોટાની અકેક કોપી દરેક ગામના સનાતની ભાઈઓ પોતપોતાના મંદિરોમાં રાખશે એવી દરખાસ્ત મુકી હતી. જેને સભાજનોએ તાળીઓના ગડગડાટથી વધાવી લીધેલ હતી.

**માસ્તર વિજયાશંકર નિર્ભયરામ ઉખેડા**

શ્રીમાન બેચરલાલભાઈના ભાષણને ટેકો આપ્યો હતો. સ્વયંસેવકોનું કાર્ય જોઈ આનંદ વ્યક્ત કર્યો હતો.

**શ્રી મુળજીભાઈ શીવજી ખોંભડીવાળા**

મારા પહેલાં બોલી જનાર શ્રીમાન બેચરલાલભાઈ તથા માસ્તર સાહેબના ભાષણને અનુમોદન આપતાં જણાવેલ હતું કે એ વીર નરની છબી આપણે આપણા દરેક મંદિરમાં જરૂર રાખશું એમ જણાવેલ હતું. જય નાદના પોકારો થયેલ હતા.

**શ્રી રતનશી નારાણ ખોંભડીવાળા**

મારા યુવક બંધુઓને મારી ખાસ વિનંતી છે કે શ્રીમાન રતનશીભાઈને તેઓના નામની આગળ ધર્મવીરનો

ઈલ્કાબ આપી સંબોધશો.
બોલો ધર્મવીર શ્રી રતનશીભાઈની જય....

**શ્રીમાન બેચરલાલભાઈ**

મિત્રો, મારી દરેક મંદિરોમાં મારા વડીલ બંધુ રતનશીભાઈનો ફોટો રાખવાની અપીલ હતી પરંતુ આપ સર્વે ભાઈઓએ તો તેના કરતાં પણ વિશેષ કાર્ય કરીને મારી અપીલને વધાવી લીધી છે તે બદલ આપનો આભાર માનું છું.

**શ્રી રતનશીભાઈ**

આટલું બધુ માન મારે માટે અતિશયોક્ત ગણાય માટે તેમ ન કરશો એવી આપ સર્વે ભાઈઓને વિનંતી કરૂં છું.

## પ્રતિષ્ઠા કાર્યની શરૂઆત

| | | |
|---|---|---|
| શીખર ચડાવનાર | ૧૧૦૧/- કોરી | શ્રી જેઠાભાઈ નાનજી ઉખેડાવાળા |
| ધજા ચડાવનાર | ૧૧૫૧/- કોરી | શ્રી રતનાભાઈ લધા ઉખેડાવાળા |
| મૂર્તિ પધરાવનાર | ૧૫૫૧/- કોરી | શ્રી જીવરાજભાઈ નાંયા કોટડા (જડોદર)વાળા |
| ગણપતિ મૂર્તિ પધરાવનાર | ૧૨૫૧/- કોરી | શ્રી દેવજીભાઈ રતનશી ઉખેડાવાળા |
| હનુમાનજી મૂર્તિ પધરાવનાર | ૯૦૧/- કોરી | શ્રી માવજીભાઈ નાનજી ઉખેડાવાળા |
| ગરૂડજી મૂર્તિ પધરાવનાર | ૮૫૧/- કોરી | શ્રી જીવરાજ વાલજીનાં માતૃશ્રી જાનબાઈ ઉખેડાવાળા |
| ભગવાનનો હાર -૧લો | ૭૫૧/- કોરી | શ્રી રામજીભાઈ જેઠા ઉખેડાવાળા |
| ભગવાનનો હાર - ૨જો | ૬૫૧/- કોરી | શ્રી શીવજીભાઈ રામજી ઉખેડાવાળા |
| ભગવાનનો હાર - ૩જો | ૭૦૧/- કોરી | શ્રી માનણભાઈ હંસરાજ ઉખેડાવાળા |
| લક્ષ્મીજીનો હાર | ૬૦૧/- કોરી | શ્રી દેવજીભાઈ અખૈ ઉખેડાવાળા |
| છત્ર ચડાવનાર | ૫૦૧/- કોરી | શ્રી ખીમજીભાઈ શીવજી નખત્રાણા પૂર્વ નિવાસ થાણા |
| આરતી ૧લી | ૫૦૧/- કોરી | શ્રી કરશનભાઈ રામજી ઉખેડાવાળા |
| આરતી ૨જી | ૪૦૧/- કોરી | શ્રી ડાહ્યાભાઈ રતના ઉખેડાવાળા પ્રમુખ |
| આરતી ૩જી | ૩૫૧/- કોરી | શ્રી દેવજીભાઈ શામજીનાં માતાજી ઉખેડાવાળા |
| ચામર ઢાળનાર | ૩૦૧/- કોરી | શ્રી રામજીભાઈ વીરજી ઉખેડાવાળા |
| ઘંટ વગાડનાર | ૩૦૧/- કોરી | શ્રી પરબતભાઈ ભીમજી ઉખેડાવાળા |
| ભોગ ધરાવનાર | ૪૦૧/- કોરી | શ્રી લાલજીભાઈ પુંજા ઉખેડાવાળા |

**કુલ કોરી - ૧૨૨૬૭/-**

સભામાં હાજરી આશરે ૫૦૦ માણસોની હતી.
ખરડો ચાલુ કરવામાં આવેલ હતો. સમય : સવારના ૧૧ વાગે
**પ્રમુખ : પટેલ ડાહ્યા રતનાની સહી** દા. બારોટ તેજમાલ ગોપાલજીના

## .......ખુશ ખબર........

સભા સમાપ્ત વખતે ખબર મળ્યા કે પીરાણાપંથી ભાઈઓએ ખાનામાં આરતી વગાડવા માટે વોલીન્ટીરોની માગણી કરવાથી ત્રણ જણાં આરતીઓ લઈને ત્યાં સેવા કાર્યમાં હાજર થયાં હતા. સેવા ધુપેડાને બદલે પંચવટીથી કરવામાં આવેલ હતી અને ગોળીને બદલે ચર્ણામૃતમાં ગંગાજળનો વપરાશ કરવામાં આવેલ હતો. તથા ભગવાનની ભેટના ખરડામાં પણ જ્યોતિષધામના ભાઈઓ તરફથી કોરી ૧૨૫/ મંડાવેલ હતી. જે તરત જ રોકડા આપવામાં આવેલ હતી. મીટીંગ ખલાસ થતાં જ્યારે પ્રમુખશ્રી તથા શ્રી બેચરલાલભાઈ વિગેરે જ્યારે મંદિરે દર્શન કરવા ગયા ત્યારે જ્યોતિષધામની જગ્યા પર મુસલમાની નેજાને બદલે ૐ લખેલી ધજા ફરકી રહેલ હતી તે જોઈ આનંદમાં વૃધ્ધિ થયેલ હતી અને પીરાણ પંથી ભાઈઓ તરફથી જણાવવામાં આવેલ હતું કે ઉપરોક્ત ફેરફાર અમોએ આજે જ કરી નાખેલ છે અને દોઢથી બે માસ પછી વધારે શુભ સમાચાર સાંભળશો કે ઉખરડામાં પાટીદાર ભાઈઓમાં બે વિભાગ નથી પણ એકતા છે.

અસ્તુ......

**તા.ક.**

ખાનામાં બત્રીસી પુજા કરવા માટે કાદીયાના નામચીંધ મુખી વીરજી વિગેરે આગેવાનો પધારેલ હતા પણ ખાનામાં ગોળીને બદલે ગંગાજળ વપરાતું જોઈને તથા આરતીઓ વિગેરે ફેરફાર થવાથી રીસાઈને નાસી જતા હતા પરંતુ અહીંના પીરાણા પંથી ભાઈઓએ આ અજ્ઞાન મુખી જમી રહ્યા ત્યાં સુધી સેવા કાર્ય મુલત્વી રાખવાની ઉદારતા બતાવી તેમને ભોજન કરાવ્યું હતું. ઉપરોક્ત મુખી જમીને તરત જ પલાયન કરી ગયા હતા. બાકીના બધા પીરાણા પંથી બંધુઓ સેવા થઈ રહ્યા બાદ જમ્યા હતા.

ઉમિયા માતકી જય....



Online Text Based
(can use for translation)





Source Document



ૐ

# શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ



## કાદીયા આથમણા ગઢવાળા તા. ૨૭-૫-૪૬

મિતી વૈશાખ વદ ૧૧ સોમવાર -૨૦૦૨

સભાનો સમય : રાત્રે ૮-૧૫ થી ૧-૪૫ વાગે



## જાહેર સભાનો રિપોર્ટ

**પ્રમુખની દરખાસ્ત મુકનાર : મુળજીભાઈ શીવજી ખોંભડીવાળા**

**ટેકો આપનાર : માવજીભાઈ ધનજી નખત્રાણાવાળા**

**પ્રમુખ : હંસરાજભાઈ માના કાદીયાવાળા**

**સનાતન ધર્મકી જય**

**મહારાજ શ્રી દયાલદાસજી વાંઢાય**

**મંગલાચરણ....**

આજની સભા શા હેતુથી ભરવામાં આવેલ છે તે જણાવેલ હતું. આપણો હિન્દુ સમાજ છીન્નભીન્ન થઈ ગયેલ છે. એટલે આપણને એકતા સાધવી જોઈએ એમ જણાવેલ હતું. આપણે એકબીજા પ્રત્યે પ્રેમ રાખશું ત્યારે જ એક થાશું એમ જાહેર કરી પ્રેમ કેવો હોવો જોઈએ તે વિષે ભજન ગાઈ તેનો ભાવાર્થ સંભળાવેલ હતો. શ્રી રતનશીભાઈ વીરાણીવાળા અને લધારામભાઈ ખોંભડીવાળાએ જે જ્ઞાતિ હીતનું કાર્ય શીર પર લીધેલ છે તે ઘણી જ આનંદની વાત છે. ત્યારબાદ બહારગામથી પધારેલ અગ્રેસરોની ઓળખાણ સભાને ટુંકમાં કરાવી હતી. ત્યારબાદ પ્રભુની પ્રાર્થના કરી તેનો ભાવાર્થ કહી સંભળાવેલ હતો અને બોલનાર ભાઈઓના બોલવામાંથી સાર ગ્રહણ કરવાની સુચના કરી બેસી ગયા હતા.

**માવજીભાઈ ધનજી નખત્રાણાવાળા**

આપણી જ્ઞાતિમાં ઘુસી ગયેલા કુરિવાજો ને તિલાંજલી આપી આપણે કોણ છીએ તે આપણે જાણવું જોઈએ. જે આપણી અજ્ઞાનતા દૂર થશે તો જ આપણે હિન્દુ સમાજની હરોળમાં ઉભા રહી શકીશું અને તે માટે આપણી ભાવિ પ્રજાને કેળવણીની ખાસ જરૂર છે જે માટે ગામો ગામ નિશાળો સ્થાપવાની સુચના કરેલ હતી અને નાનાં ગામોમાં જ્યાં નિશાળ ચલાવવાનું ખર્ચ પુરું ન પડે તેવાં ગામોવાળા ભાઈઓ મુંબઈ સમાજને ખબર આપશે તો

તેઓને નિશાળ ચલાવવા માટે નાણાંની મદદ પણ મળતી રહેશે એમ જણાવેલ હતું. આપણા જ્ઞાતિ પંચના ધર્માદા નાણાંની શું વ્યવસ્થા થાય છે તે આપણે અજ્ઞાનતાને લીધે જાણી શકતા નથી. જો આજ સુધીનો આપણો ધર્મદા પૈસો જ્ઞાતિ હિતના કાર્યમાં વપરાયો હોત તો આજે આપણે કેટલા ઉંચા આવી ગયા હોત પરંતુ તે આપણાથી થઈ શકેલ નથી. પરંતુ ખૈર હવે જાગ્યા ત્યાંથી સવાર ગણી આપણે સનાતન ઝંડાનો આશરો લઈ એક બીજા પ્રત્યે પ્રેમ અને સંગઠન સાધીશું તો ટૂંક સમયમાં આપણા સંસ્કારો જરૂર બદલી જશે અને તેમ કરવા મારા બંધુઓ તેમજ માતાઓને વિનંતી કરૂં છું અને આશા રાખું છું કે સર્વે એકતા સાધશે. હવે હું બેસી જવાની રજા માગું છું.

**શ્રી રતનશીભાઈ ખીમજી વીરાણી**

હવે આપણી જ્ઞાતિને ઈશ્વરી સંકેત હોય એમ આપણામાં આવેલ જાગૃતિ પરથી સ્પષ્ટ જણાય છે. અહીંના ગામ ધણી તરફથી અત્રે એક વખત સભા કરવાનું મને વચન મળેલ હતું અને તે પ્રમાણે આજે તેઓ શ્રીએ જબાન પાળી છે તે બદલ તેઓશ્રીને ધન્યવાદ આપું છું. આપણા બોલવાથી હજુ પણ મારા કેટલાંક અજ્ઞાન બંધુઓની લાગણી દુભાય છે અને કહે છે કે તમો અમારા ધર્મની નિંદા કરો છો. પરંતુ જ્ઞાતિએ ગંગા એટલે માતા. એવો કયો સંતાન અભાગીઓ હોય કે પોતાની માતાનાં કપડાં ઉંચા કરે પરંતુ માતા જો રસ્તો ભુલીને કુમાર્ગે જતી હોય તો સત્ય વસ્તુ સમજાવી તેને વારવાની ફરજ સંતાનની છે અને તે મુજબ આપણે આપણી ફરજ અદા કરી રહેલ છીએ. પોતાનું જીવન વૃત્તાંત ટુંકમાં કહી સંભળાવેલ હતું. અને પોતાની જીંદગી જ્ઞાતિ સેવાર્થે અર્પણ કરવાનો દૃઢ નિશ્ચય જણાવેલ હતો. આપણે મુસલમાની ધર્મને જુઠો ગણી શકીએ નહિં કારણકે તે સિદ્ધાતો સહીત છે અને તે ધર્મની જો નિંદા કરીએ તો મુસલમાન ભાઈઓ તે ખાતર પોતાના પ્રાણ પાથરશે. તેમજ હિન્દુ ને પણ કોઈ નિંદી શકે નહિં અને જો નિંદા કરે તો હિન્દુઓ તેને ખાતર મરી ફીટે. ધર્મને ખાતર મહાન વીરોએ કેટલા દુઃખો સહન કરેલ છે. તે આપણો ઈતિહાસ પણ સુચવી રહેલ છે. સત્યવાદી હરિશ્ચંદ્ર, ભક્ત પ્રહલાદ, રાણા પ્રતાપ, શીવાજી મહારાજ વિગેરે નરવીરો ધર્મને ખાતર શું કરી ગયા છે તે આપણને ઈતિહાસો સુચવે છે. અમો ચેલેન્જ આપીને જણાવીએ છીએ કે પીરાણા ધર્મ હિન્દુ નથી. કચ્છમાં લગભગ ૮૦ ગામોમાં પીરાણા ધર્મ ચાલે છે છતાં પણ તે ધર્મનો બચાવ કરનાર એક પણ માણસ આજે શોધ્યો મળતો નથી. એ ધર્મને નામે લાખો રૂપિયા ખાઈ જનારા ધર્મગુરૂ સૈયદો અને કાકાઓ પણ આજે તેનો બચાવ કરવા માટે આવતાં નથી. કયાંથી આવે ? ખોટું હોય તેનો બચાવ કોણ કરે ? સૈયદો પણ પોકારી પોકારીને કહે છે કે પીરાણા ધર્મ હિન્દુઓનો નથી. છતાં પણ આપણે સમજતા નથી. કેટલી અજ્ઞાનતા. હિન્દુ દેવળો વિષે કેટલાક દાખલાઓ કહી બતાવેલ હતા. મનુષ્યજીવનનું સાર્થક આપણને જરૂર સાધવું જોઈએ. શ્રી રામચંદ્રજી, શ્રીકૃષ્ણ જેવા કે આપણે ભગવાન માનીએ છીએ. તેઓએ પણ માતાને પેટે અવતાર લીધો હતો. આપણે તેઓનાં શરીરને નથી પુજતા પરંતુ કર્તવ્યને પુજીએ છીએ. આપણે શરૂઆતમાં ગુજરાત રહેતા હતા અને પીરાણા પંથ સ્વીકાર્યો એટલે એવા રસાળ પ્રદેશનો પણ ત્યાગ કરવો પડયો. આપણા વડીલોએ કચ્છમાં આવી પ્રથમ સિકારા ગામ વસાવ્યું. આપણે ૧૫૯૨ની સાલમાં પીરાણા ધર્મ સ્વીકાર્યો ત્યારથી કરીને ૧૮૩૨-૩૩ સુધી એટલે લગભગ પોણા ત્રણસો વરસ પીરાણા ધર્મ પાળતા. પરંતુ આચરણો હિન્દુઓનાં હતા. મરનાર ને અગ્નિસંસ્કાર કરતા અને લગ્ન ચોરીથી કરતા પરંતુ ત્યાર પછી સૈયદોએ આપણા વડીલોને ભાટ બ્રાહ્મણોથી રહિત કર્યા અને તેઓ અને તેઓના સિદ્ધાંતો આપણને પળાવ્યા. ઈમામશાહ પોતે પણ જાણતા હતા કે

મેં શુધ્ધ સનાતની હિન્દુઓને મારી જાળમાં ફસાવ્યા છે તે સાંગોપાંગ નભશે નહિં અને ભવિષ્યમાં તેઓ જરૂર જાગૃત થશે એટલે જ પોતે સાચા કહેવડાવવાની ખાતર ભાંખી ગયા કે ધર્મમાં ધીંગાણાં થશે અને અઢી મુમન રહેશે. તો હવે આપણે આપણું મૂળ સ્વરૂપ ઓળખી ગયા છીએ અને પીરાણા પંથ હવે ટકી શકશે નહિં. સાંભળેલું ગ્રહણ કરવાથી શું ફાયદા થાય છે તે વિષે **સુંદર દ્રષ્ટાંત આપેલ હતું. બ્રાહ્મણની ત્રણ શીખામણો ગ્રહણ કરવાથી એક નારીનો નર્કમય સંસાર સ્વર્ગમય બની ગયો અને પ્રભુનું દર્શન કરી શકાયાં તે વિષે.**

આપણી જ્ઞાતિમાં પીરાણા પંથ દેખાદેખીથી ચાલતો હતો અને હજુ પણ કેટલાક ભાઈઓ આપણાં ધર્માદા નાણાં હજારોની સંખ્યામાં કુરસ્તે બગાડી રહેલ છે તે પણ અજ્ઞાનતાને લીધે દેખાદેખીથી જ. દેખાદેખી વિષે **સુંદર દ્રષ્ટાંત - મેઘરાજા કા જાપ જપું.**

પીરાણા પંથી ભાઈઓ જે પાવળ પીએ છે તેમાં નાખવામાં આવતી નુરની ગોળી કદાપી પીતા નહિં. એ ગોળી કઈ રીતે બને છે તે જો વર્ણવી બતાવું તો મુસલમાનો પણ તમારો છાંટો લેશે નહિં. એટલી ખરાબ અને ભ્રષ્ટ છે. તમોને બંદુકની ગોળી વાગે તો તે સહન કરી લેજો. પરંતુ આ ભ્રષ્ટ ગોળી મરતાં લગી પણ પીતા નહિં. જ્યાં સુધી આ ગોળીનું સેવન કરશો ત્યાં સુધી તમો સ્વજાતિ અને સ્વધર્મને કદાપી ઓળખી શકશો નહિં. કારણકે એ વસ્તુ તમારા હૃદયમાં અજ્ઞાનતા રૂપી અંધારૂં કરી નિષ્ઠુર બનાવનારી છે. માટે ગોળી તજો. કાદીયાના મુખી વીરજી તથા તેમના પુત્ર તરફથી ખાનાંના મેડાની બારીમાંથી **ભાષણો બંધ કરો** એવો અવાજ આવેલ હતો. જેનો જવાબ વક્તાઓ તરફથી નકારમાં અપાયેલ હતો અને જણાવવામાં આવેલ હતું કે જો તમારો પંથ સાચો કહેવડાવવા માંગતા હો તો અત્રે પધારી અમારી સાથે વાદવિવાદ કરો. જેનો જવાબ તેઓ તરફથી એમ મળેલ હતો કે અમારો પંથ ખોટો છે છતાં પણ અમો માનશું. અમે વાદવિવાદ કરવા માંગતા નથી. પરંતુ અમારો પંથ ધોકાઈ છે અને **ધોકાના બળે મનાવશું.** અમો તમારા ધોકા સહન કરી લેશું પણ એવા નિષ્ઠુર પંથને કદાપી સ્વીકારશું નહિં એમ યુવકો તથા બહેનોએ દ્રઢતાથી એકી અવાજે જવાબ આપેલ હતો. તાળીઓના ગડગડાટ સાથે વક્તાએ ભાષણ શરૂ કર્યુ. સજ્જનો જે વ્યક્તિ અભિમાન કરે છે તેને પ્રભુના દરબારમાં પણ સ્થાન નથી. ગરૂડજીના અભિમાન વિષે --- નાત બહાર હોવાથી પ્રભુએ તેનો અસ્વીકાર કરવા બાબત સુંદર **દ્રષ્ટાંત**. બંધુઓ આપણે ગંગા સ્વરૂપ જ્ઞાતિની સેવા સ્વીકારી છે. તેને કદાપી છોડશું નહિં. સત્ય વસ્તુ જણાવતાં જરા પણ અચકાશું નહિં. સત્યને રસ્તે ચાલતાં અને જ્ઞાતિ સેવામાં કદાચ આત્મ બલિદાન આપવાં પડશે તો તેમ કરવામાં અચકાઈ જનેતાની કુખને લજાવશું નહિં. તાળીઓનો ગડગડાટ - જય નાદ.

આપણી જ્ઞાતિ ધાર્મિક રીતરિવાજોમાં કેટલી પછાત છે તે સમજાવેલ હતું. પુત્રીને દાન આપવા બાબત, દેવીની બરકત બાબત, બ્રાહ્મણ કુટુંબનું દ્રષ્ટાંત આપેલ હતું.

આપણી જ્ઞાતિમાં ઘણાં ખીસ્સાભરૂના ભોગ બની પુત્રીના પૈસા છે. પુત્રીના પૈસા વિષે બ્રાહ્મણ અને ભેરવ વિષે દ્રષ્ટાંત. વાંઝીયા મહેણું ટાળવા બદલ સવા પાંચ શેર ગૌમાંસના કરાર બાબત, સુંદર દ્રષ્ટાંત આપી પોતાનું સ્થાન લીધેલ હતું.

**જેઠાભાઈ હરીભાઈ મથલવાળા**

સનાતન ધર્મ ઝંડો અમર રહો એવી શુભ લાગણી જાહેર કરી હતી અને પીરાણા પંથી ભાઈઓ જે કહે છે કે ભાષણમાં અમારા પીરાણાનું નામ લેતા નહિં. તેઓને દ્રઢપણે જવાબ આપેલ હતો કે નામ લેવા વગર ખરાં ખોટાનું સ્પષ્ટીકરણ થઈ શકે નહિં અને જુઠુ હશે તે જણાવતાં અમો કદાપી અચકાશું નહિં. આપણા વડીલોને સૈયદોએ એવી આજ્ઞા કરેલ છે કે સત્સંગ સેવવો નહિં. તેનું કારણ કે આપણને જ્ઞાન ઉત્પન્ન ન થાય. સત્સંગ અને સંગઠન વિષે દ્રષ્ટાંત આપી બેસી ગયા હતા.

**મુળજીભાઈ શીવજી ખોંભડીવાળા**

આપણી જ્ઞાતિના સુધારક બંધુઓ ચાળીસ વરસથી જ્ઞાતિ હીતનાં કાર્યમાં જહેમત ઉઠાવી રહેલ છે. જ્યારે હવે પરીણામ તદ્દ્ન નજીક દેખાય છે. સનાતન ઝંડાના રક્ષણાર્થે અમારા પ્રમુખ શ્રી રતનશીભાઈ તરફથી માથાં અર્પવાનું ફરમાન થશે તો તેમ કરવા અમો સનાતની યુવકો તૈયાર છીએ. તાળીઓ......

અમારા વડીલોને અમો વિનંતી કરીએ છીએ કે અમારા બોલવાથી જેમ આપની લાગણી દુભાય છે તેમજ આપનો એ ધર્મ પાળવામાં અમારી પણ લાગણી દુભાય છે માટે અમો ધર્મ પાળવા સબંધી આપની પાસે આઝાદીની નમ્ર માંગણી કરીએ છીએ તો અત્યારે જ આ જાહેર સભામાં જવાબ આપવા કૃપા કરો. જવાબ મળેલ નથી.

મારા યુવક બંધુઓ આપણી આજની સભા ઈતિહાસના પાને લખાવાને સનાતન ધર્મનો ઝંડો વેગવાન બનાવો. ગુરુ ગોવિંદસિંહનાં બે બાળકો વિષે ઈતિહાસિક દાખલો-- ધર્મ નહિં છોડવા બાબત. તો મારા બિરાદરો ગમે તેટલાં સંકટ પડે તો પણ પાછી પાની કરશો નહિં. તાળીઓ..... જયનાદ.

**શીવગણભાઈ કાનજી રસલીયાવાળા**

મારા પીરાણા ધર્મપ્રેમી વડીલોને વિનંતી કરૂં છું કે તમારા પરદેશ રહેતા બાળકોને પીરાણા ધર્મ પાળવા બદલ પગલે પગલે શરમાવું પડે છે અને પોતાની જાત છુપાવવી પડે છે. માટે તેઓને ધર્મ પાળવા સબંધમાં આઝાદી આપો. અમો પીરાણા ધર્મમાં જેટલું પાખંડ હશે તે તો દરેક સ્થળે જણાવશું કારણકે જણાવવા વગર ખરાં ખોટાની ખબર નથી પડતી. કોઈ પણ હિન્દુ ધર્મમાં એવો કાયદો નથી કે ધર્માદા રકમ ફરજીયાત આપવી પડે. જ્યારે આ પાખંડી પંથમાં તો ઘરબાર લીલામ કરીને પણ દસોંદ વીસોંદ તો આપવી જ પડે. તો મારા વડીલોને વિનંતી કરૂં છું કે તમારો એ ધોકાઈ પંથ ઘણાં દહાડા ચાલ્યો હવે ચાલશે નહિં. માટે તમારૂં સ્વમાન તમારા હાથમાં રાખી અમોને આઝાદી આપો. આટલું બોલી પોતાનું સ્થાન સંભાળી લીધેલ હતું.

**ખીમજીભાઈ નાગજી મથલવાળા**

આપણે કુર્મઋષિના વંશજો છીએ એમ જણાવેલ હતું. તથા ઈમામશાહ પોતાને ભગવાનનો દશમો અવતાર મનાવી ગયેલ છે તે તદ્દ્ન જુઠ્ઠું છે. કારણ કે આપણાં હિન્દુ શાસ્ત્રો કહે છે કે ભગવાનનો દશમો અવતાર કલીયુગમાં થશે તો હજુ કલીયુગને વાર છે. માટે આપણે પાખંડી પંથ જરૂર છોડવો જોઈએ. અસ્તુ.......

**માવજીભાઈ હીરજી વીરાણીવાળા**

આપણે આપણા આચાર વિચાર સુધારવા બાબત તાજેતરમાં આપણાં લગ્ન હતાં અને તે વખતે બે ઠેકાણે

કન્યાઓ બદલી જવાનો અનુભવ સિધ્ધ દાખલો ચર્ચી બતાવેલ હતો. મુખ બાંધીને પરણાવનાર મુખીઓની અજ્ઞાનતાને લીધે કન્યા તથા વર બદલી જવાના દાખલાઓ ઘણે ઠેકાણે સાંભળવામાં આવે છે અને તે અંધારૂં છેક લગ્ન વંચાય ત્યારે નામ આવે એટલે ખબર પડે છે. આવી રીતે જ્યાં લગ્નો થતાં હોય ત્યાં સંસાર નૌકા સુખરૂપ ક્યાંથી ચાલી શકે ? યુવકો આપણા વડીલોની અજ્ઞાનતા દૂર કરવાના પ્રયાસો આપણને કરવા અને તેઓને સમજાવવા. છતાં પણ જો ન સમજે અને આપણા સનાતન ધર્મને આંચ આવતી હોય તો તેવા વડીલોનો ત્યાગ કરવામાં પણ આપણને બિલકુલ હરકત નથી. વહાલી વસ્તુ છોડજો પણ ધર્મ છોડતા નહિં. અસ્તુ.  હવે હું બેસી જવાની રજા માંગુ છું.

**પ્રેમજીભાઈ ખીમજી વીરાણીવાળા**

સુધારક ભાઈઓએ આથી અગાઉ જે મહેનત કરી છે તે હમણાં ત્રણ વરસથી પૂર્ણપળે સફળ થઈ છે અને હવે તો શુભ પરિણામ તદ્દન નજીક દેખાય છે. એમ આપણામાં આવેલ જાગૃતિ આપણને સુચવી રહેલ છે. આજે કચ્છમાં ઘણાં ગામોમાં સનાતન ધર્મનાં શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરો જોવામાં આવે છે તે સુધારક ભાઈઓને જ આભારી છે. મારા યુવાન બંધુઓને વિનંતી કરૂં છું કે આપણે આપણો ધર્મ કોઈને ફરજીયાત પળાવવો નહિં અને આપણે પણ કોઈ ધર્મ પાળવો નહિં. બલ્કે ધર્મ બાબત આઝાદ રહેવું. આપણા અજ્ઞાન વડીલો કહે છે કે અમારી જ્ઞાતિમાં ધર્મ બાબત કજીયા ચાલે છે તે ધર્મ બાબત નથી પરંતુ આચરણ બાબત છે. ધર્મ તો બીજા કેટલાક હિન્દુ ભાઈઓ જુદા જુદા પાળે છે પરંતુ આચરણો બધાનાં એક જ હોય છે.

ત્યારબાદ કેળવણી તથા આપણી ધર્માદા મુડી શુભ કાર્યોમાં ખર્ચવા બાબત કેટલીક વ્યાખ્યા કરી પોતાને સ્થાને બેસી ગયા હતા.

**પચાણભાઈ શીવજી વીરાણી**

અમો જ્યારે ખોંભડી જતા હતા ત્યારે અહીંના યુવક બંધુઓની ભાવના જોઈ ત્યારથી અમોને મનમાં ઝંખના થતી હતી કે આ ગામમાં સભા ક્યારે થાય અને અમો લાભ લઈએ. જે શુભ દિવસ આજે પ્રાપ્ત થયો તે બદલ પ્રભુનો આભાર માનું છું. આપણને જે ચીજ વહાલી હોય તે આપણે વહેવારમાં મુકીએ છીએ જેમ કે શ્રીરામ, કૃષ્ણ, સીતાજી, અર્જુન વિગેરે હિન્દુ મહાન વીરોનાં નામો આપણે હિન્દુઓ આપણા બાળકોને આપીએ છીએ. જેવાંકે રામજી, કરશન, શીવજી, અરજણ તેવી જ રીતે જેને પીરાણાપંથ વહાલો હોય તે લોકો એ પંથના ધર્મગુરૂઓનાં નામ પોતાના બાળકોને શા માટે આપતા નથી તેમ કરતાં શરમ શામાટે આવે છે ? અને જો શરમ આવે તો એ ધર્મ સાચો છે એમ મનાવી જ કેમ શકાય ? અસ્તુ....... હવે હું બેસી જવાની રજા લઉં છું.

**શ્રી રતનશીભાઈ ખીમજી વીરાણીવાળા**

બંધુઓ, આપણે એક છીએ અને એક રહેવાના છીએ. અત્રે બોલનાર બધા વક્તાઓ આઝાદ છે સત્ય અસત્ય જણાવવામાં કોઈના દબાવ્યા દબાય તેમ નથી. અમો અમારા વિચારો જણાવવામાં કદાપી અચકાશું નહિં. યુવકો આપણને ક્યો ધર્મ પાળવો તે આપણી મનસુફી પર આધાર રાખે છે. તેમાં આપણને કોઈ પણ અટકાવી શકનાર નથી અને આ કાદીયાના મુખી તરફથી અત્યારે થોડા વખત પહેલાં જણાવવામાં આવેલ છે કે અમોએ અમારા ગામના યુવાનોને ત્રણ માસથી ધર્મ પાળવા સબંધમાં છૂટ આપી દીધેલ છે અને કોઈ વાતે અટકાવતા નથી.

મેં મારી જીંદગી જ્ઞાતિ સેવામાં અર્પણ કરી છે. જો અમારી સેવા સત્ય હશે તો વડીલોના હૃદય આજ નહિં તો થોડા સમય બાદ પણ જરૂર પીગળશે અને અમારૂં બોલવું સત્ય લાગશે. આપણે જો મનુષ્ય અવતારમાં કંઈ પણ કર્તવ્ય ન કરી જઈએ તો આપણે નર્કના અધિકારી બનીએ છીએ. એક ઢોર આપણી જીંદગીભર સેવા કરી અને મરે છે. ત્યારે પણ પોતાનું ચામડું આપણને આપતો જાય છે અને કહે છે કે મારાં ચામડાંમાંથી જોડા કરાવી પહેરજો એટલે તમો સુખી થશો. ત્યારે એક ઢોર પણ આટલી સેવા કરે છે અને આપણે કંઈ ન કરી શકીએ તો ધિક્કાર છે આપણી જીંદગીને. આપણી જ્ઞાતિના નાણાં હરામનાં નથી. પરસેવાના ટીપે ટીપે પૈસો પેદા થયેલ છે. તો એ ધર્માદા પૈસાનો ખોટી રીતે ગેરઉપયોગ ન કરવાની હું મારા વડીલોનેય વિનંતી કરૂં છું. સંપ ત્યાંજ ધર્મ. જો આપણામાં સંપ હોય તો એવો કોઈ ધર્મ નથી. જ્યારે આપણે આજે ધર્મને નામે ખોટી લડાલડ કરી રહેલ છીએ કેટલી બધી અજ્ઞાનતા. ભક્ત તુલસીદાસનું દ્રષ્ટાંત, રામભક્ત હોવા બાબત....

તેવી જ રીતે ધર્મ પાળવા સબંધમાં આપણા પર કોઈ ફરજ પાડી શકતો નથી અને શકશે પણ નહિં. હવે સભા સમાપ્ત કરવામાં આવે છે. સભામાં સંખ્યા આશરે ૧૫૦૦ માણસોની હતી.

**સમાપ્ત**

સમય રાત્રે ૧-૩૦ વાગે

પ્રમુખની સહી પા. હંસરાજ માનાની સહી

દા. વિસનજી વીરજીના

**કાદીયા આથમણા તા. ૨૮-૫-૪૬**

આજે સવારમાં અત્રે સનાતની ભાઈઓ માટે સંગઠન પત્રકનો કરાર લખવા માટે સમાજના પ્રમુખ શ્રી રતનશીભાઈ વિગેરે ભાઈઓને રોકવામાં આવેલ હતા. લગભગ ૯ વાગે અહીંના મુખી વીરજી તથા બીજા કેટલાક આગેવાનો પ્રમુખશ્રીને ઉતારે આવેલ હતા. જ્યાં પીરાણા પંથ વિષે વાદ વિવાદ ચલાવવામાં આવેલ હતો અને સમાજના પ્રમુખશ્રીએ સિધ્ધાંતો સહિત પુરવાર કરી આપેલ હતું કે પીરાણા પંથ હિન્દુઓને માટે તદ્દન અણછાજતો છે અને તેઓએ કબુલ પણ કરેલ હતું અને જણાવ્યું હતું કે અમો પણ સમજી ગયા છીએ કે આ પંથ ખોટો છે અને આજ નહિં તો બાર માસ અગર બે વરસ પછી પણ આપણને એક થઈ જવા વગર છુટકો નથી. પણ અમારામાં ઘણાં લાંબા વખતથી સંસ્કારો પડી ગયા છે તે જલ્દીથી દૂર થશે નહિં એમ જણાવેલ હતું અને વીરજી મુખીએ અહીંના યુવકોને જણાવેલ હતું કે તેમાં આપણી વચ્ચે વધારે વિખવાદ કરશો નહિં. જેના જવાબમાં યુવકોએ જણાવેલ છે કે અમારો વિખવાદ કરવાનો સિદ્ધાંત જ નથી, કર્યો નથી અને કરશું પણ નહિં. પરંતુ તમો જે વિખવાદનાં બીજ રોપો છો તે અટકશો એવી વિનંતી કરીએ છીએ. આવી રીતે ખૂબ ચર્ચા ચલાવી બપોરના બાર વાગે તેઓ પોતપોતાના ઘેર ગયા હતા અને ભોજન કાર્ય પતાવી ૨-૩૦ વાગે પ્રમુખશ્રી તથા મહારાજ દયાળદાસજી વિગેરે પોતાને સ્થાને જવા રવાના થયા હતા. ગામના તમામ સનાતની બંધુઓ ઝાંપા સુધી મોકલવવા આવેલ હતા અને ગામ તરફથી એક ગાડું મા. દયાળદાસજી વિગેરેને કોટડા સુધી મુકવા આવેલ હતું અને બીજું નખત્રાણા સુધી આવેલ હતું.

અસ્તુ.......

Online Text Based
(can use for translation)





Source Document



# શ્રી કડવા પાટીદાર સનાતન સમાજ (ગુજરાત)
# હીરાપુર કમ્પા અધિવેશનનો અહેવાલ - દિનાંક 28-Mar-1954





**અધિવેશનમાં ઉપસ્થિતિ મહાનુભાવો ડાબેથી સાબરકાંઠાના રાજકીય સહકારી આગેવાનો શ્રી ચુનીભાઈ પટેલ, મધ્યમાં ઓધવરામજી અને અધિવેશનમાં પ્રમુખ કરમશીભાઈ ચોપડા દશ્યમાન થાય છે**

તા.૧૩-૪-૫૪ ના સાંજે સમાજના કાર્યવાહક કમિટીના સૌ ભાઈઓ હીરાપુરકમ્પો હાજર થયા અને રાત્રે ૮ વાગ્યે કમિટીની, હીરાપુરવાસી ભાઈઓ સહિત મીટીંગ કરવામાં આવી. આગળથી લીસ્ટ મુજબ આશરે દોઢસો સ્વયંસેવકો અગાઉથી હાજર થઈ ભોજન સામગ્રી તૈયાર કરવામાં રોકાયેલાં હતાં. બીજે દિવસ હરીપુરકમ્પાવાસી શ્રી ધનજીભાઈ, શ્રી રામજીભાઈ, કરમશીભાઈ, લાલજીભાઈ, રતનશીભાઈ, કાનજીભાઈ તેમજ કેશવલાલભાઈ વગેરેનો પૂર્ણ ઉત્સાહ અને પરિશ્રમથી સ્વયંસેવકોના સેવાકાર્ય વડે શાનદાર રીતે અધિવેશન મંડપની ગોઠવણી કરવામાં આવી. જેમાં જોઈતાં કપડાં, લાકડાં, દોરડાં વગેરેની બહુવિધ સામગ્રીનો હીરાપુર અને આજુબાજુના કમ્પા ગઢકમ્પા, મગનપુરા, બોયડીટીંબા વગેરે સ્થળોએથી સારો સાથ આપવામાં

આવ્યો. તેમજ ગઢકમ્પાવાસી ભાઈશ્રી મનજીભાઈ વાલજીભાઈએ અધિવેશન કાર્યમાં પોતાનો ખરો સહકાર આપી કાર્યને સફળ બનાવ્યું. મંડપમાં લાઈટ, લાઉડસ્પીકર, મુખ્ય સિદ્ધાંતો અને સેવા સૂત્રો, ધાર્મિક તેમજ રાષ્ટ્રીય ફોટાઓ તેમજ ધ્વજાપતાકા વગેરેથી સારો બંદોબસ્ત કરવામાં આવ્યો. ચૈત્ર સુ. ૧૩ {VSAK: 15-Apr-1954} ના રોજે બરાબર સવારના દસેક વાગે સાડા પાંચેક હજારની સમાજની માનવમેદનીએ પધારીને કાર્યકર્તાઓને આભારી કર્યા. ઠીક તે જ ટાઈમે વડિલશ્રી ચુનીભાઈ દેસાઈભાઈ (સાબરકાંઠા જીલ્લાના આગેવાન કાર્યકર)ની મોટરમાં તેમની જોડે પૂજ્યશ્રી મહારાજ ઓધવરામજી પોતાની સાધુમંડળી સહિત પધાર્યા. સમાજના ભાવભીના મહેમાનો શ્રી મણીભાઈ, અંબુભાઈ, વિઠ્ઠલભાઈ વગેરે સદ્‌ગૃસ્થોએ ધનસુરાથી પધારી સૌને આભારી કર્યા. મુંબઈવાસી શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈ શ્રી શીવદાસભાઈ કાનજી તેમજ શ્રી માવજીભાઈ તેમજ કચ્છથી શ્રીયુત નથુભાઈ નાનજી અને શામજીભાઈ વાલજી વગેરે મહેમાનોએ પધારી સૌને ઉત્સાહિત કર્યા. આશરે સાડા દસ વાગ્યે સવારમાં જ સૌનો આગમન-સત્કાર (સામૈયા) વગેરે સત્કારમંત્રી શ્રી ધનજીભાઈ તેમજ શ્રી હીરજીભાઈ મારફતે કરવામાં આવ્યો. સૌ મંડપની મુખ્ય દ્વાર પાસે આવ્યાં ત્યારે પૂજ્ય મહારાજશ્રી ઓધવરામજીના વરદ્ હસ્તે મંડપદ્વાર પર શ્રી અધિવેશન ઉદ્‌ઘાટન વિધિ કરવામાં આવી અને સાથે સાથે વડિલશ્રી ચુનીભાઈના વરદ્ હસ્તે રાષ્ટ્રધ્વજ ફરકાવવાની વિધિ કરવામાં આવી. મંડપમાં પ્રવેશી સૌ પોતપોતાના સ્થાને બિરાજ્યા અને અગ્રગણ્ય વડિલો તેમજ મહેમાનોને યથાઉચિત હારતોરા કરવામાં આવ્યાં. અધિવેશન પ્રમુખ શ્રીમાન કરમશીભાઈ વીરજીભાઈએ પોતાનું સ્થાન સંભાળ્યું. સ્વાગત પ્રમુખશ્રી હીરજીભાઈ કરશનભાઈના તરફથી મંત્રીશ્રી દેવશીભાઈ રામજીભાઈએ તેમનું આભારદર્શક લેખિત ભાષણ વાંચી સંભળાવ્યું. જેમાં “આપ સૌએ પધારી સમાજની કાર્યવાહક કમિટી, સ્વયંસેવકો અને હીરાપુરવાસી સર્વે ભાઈ-બહેનોને અત્યંત આભારી કર્યા છે અને અમારી ડગલે અને પગલે રહી ગયેલી અગણિત ત્રુટિઓ તરફ રહેમદીલ રહી કૃતાર્થ કરશો” એવી વિનંતી કરવામાં આવી.

અધિવેશન પ્રમુખ સાહેબ શ્રી કરમશીભાઈએ પણ લેખિત ભાષણ દ્વારા જણાવ્યું કે “સમાજમાં મારાથી દરેક પ્રકારે વિશેષતા ધરાવતા બીજા વિદ્વાન ભાઈઓ હોવા છતાં આપ સૌએ પ્રમુખ સ્થાને મારા જેવા એક અલ્પજ્ઞાનીની વરણી કરી છે તે માટે હું ખરેખર આપ સૌનો ઋણી છું. અને મારી એ અલ્પજ્ઞતાને નિભાવી લઈ અધિવેશન કાર્યને દીપાવશો એવી આશા રાખું છું.”

ત્યારબાદ પૂજ્ય મહારાજશ્રીએ સૌને ઉદ્દેશીને આશીર્વાદ સૂચક ટુંકુ એવું પ્રવચન કર્યું જેમાં ટુંક સમયમાં પોતાનું અહિં આવવાનું તેમજ કચ્છ અને મુંબઈના સામાજિક કાર્યક્રમનો ઉલ્લેખ કર્યો. (ત્યારબાદ સાડા બારે સૌ સભાજનો ભોજનકાર્ય માટે ઉઠ્યા.)

સાંજના ચાર વાગે મંડપમાં જાહેર સભા રૂપે સૌ એકત્રિત થયા ત્યારે મંત્રી શ્રીમાન દેવશીભાઈ તરફથી સમાજના પ્રતિષ્ઠિત આગેવાનોને સભામાં આગળથી ગોઠવાયેલા ખાસ અગ્રસ્થાનોએ સ્થાનારુઢ થવા વિનંતિ કરવામાં આવી અને નીચે મુજબના ભાઈઓએ પોતપોતાના સ્થાનો શોભાવ્યાં.

૧. હીરજીભાઈ કરશનભાઈ, ૨. શીવગણભાઈ વાલજીભાઈ, ૩. હંસરાજભાઈ નારણભાઈના વતીથી તેમના પુત્ર, ૪. વિશ્રામભાઈ શીવજીભાઈ, ૫. પચાણભાઈ લધાભાઈ, ૬. હરજીભાઈ કરમશીભાઈ, ૭. નારણભાઈ

રતનશીભાઈ, ૮. રામજીભાઈ વિશ્રામભાઈ, ૯. વાલજીભાઈ કાનજીભાઈ, ૧૦. મનજીભાઈ વાલજીભાઈ, ૧૧. રામજીભાઈ જશાભાઈ, ૧૨. કરશનભાઈ સોમજીભાઈ, ૧૩. ધનજીભાઈ વાલજીભાઈ, ૧૪. મેઘજીભાઈ ભીમજીભાઈ, ૧૫. મુળજીભાઈ જીવરાજભાઈ, ૧૬. વીરમભાઈ પરબતભાઈ, ૧૭. રામજીભાઈ ગોપાળભાઈ, ૧૮. માવજીભાઈ લાલજીભાઈ, ૧૯. પચાણભાઈ શીવજીભાઈ, ૨૦. વિશ્રામભાઈ સોમજીભાઈ, ૨૧. હંસરાજભાઈ સોમજીભાઈ વગેરે આગેવાન ભાઈઓ તેમજ મહેમાનો પોતપોતાના સ્થાને બીરાજ્યા. શરૂઆતમાં પ્રાર્થના તેમજ રાષ્ટ્રગીત ગવાયા બાદ શ્રીમાન દેવશીભાઈ રામજીભાઈએ આજના અધિવેશન ભરવાનો ઉદ્દેશ અને સંયોગોને રજૂ કરતું ટુંકુ એવું પ્રવચન કર્યું. ત્યારપછી પૂજ્ય મહારાજશ્રી ઓધવરામજીએ દ્રષ્ટાંતો સહિત ધાર્મિકતત્ત્વને વર્ણવ્યું. છેવટે સમાજની ઉન્નત્તિના મૂળ પાયારૂપ કેળવણી અને સંગઠન માટેનો પૂરતો ઉલ્લેખ કર્યો. કેળવણીના આધાર સ્થંભરૂપ ગુજરાતમાં મધ્યવર્તી સ્થાને પાટીદાર સમાજની બોર્ડિંગ થવા ઉપર ખાસ ભાર મૂક્યો. ભાઈ ભાઈ વચ્ચેના તેમજ પાડોશીઓ પ્રત્યેના વ્યવહારિક પ્રસંગોમાં વાંધા વિખવાદ ન કરવા માટેની લાગણી પ્રદાન અપીલ કરી. તે સમયના વાતાવરણને તેઓશ્રીએ એટલું ભાવભીનું કર્યું કે સભાજનોમાં કેટલાંયે ભાઈ-બહેનોને ધર્મ, બંધુત્વ, ઇશ્વર અને સંત સમાગમ વગેરે આદર્શોના પ્રત્યક્ષ અનુભવ અને પ્રભાવ વડે આનંદાશ્રુ ઉભરાતાં હતાં.

મહારાજશ્રીના પ્રવચન બાદ શ્રી દેવશીભાઈ રામજીભાઈએ પાટીદાર સમાજને મધ્ય કેન્દ્ર હોય તેવા સ્થળે સમાજ તરફથી વિદ્યાર્થીઓ માટે બોર્ડિંગ થવા માટેનો ઠરાવ રજૂ કર્યો. તેને શ્રી મૂળજીભાઈ વીરમભાઈ, શ્રી મનજીભાઈ વાલજીભાઈ, શીવજીભાઈ સોમજીભાઈ, કેશવલાલ માવજીભાઈ વગેરે ભાઈઓએ ટેકો આપ્યો એટલે તે ઠરાવ ઉપર સભા જનોના મત લેતાં છેવટમાં સર્વાનુમતે તે ઠરાવને મંજૂર કરવામાં આવ્યો. અને બોર્ડિંગ ફંડનો ઉમેદવારી ફાળો સભાજનોમાં શરૂ કરવામાં આવ્યો. જે ફાળો આશરે સાઈઠ હજાર રૂપિયાનો તે જ વખતે નોંધાયો જેની નોંધ આગળ આપવામાં આવેલ છે. તેને ઉઘરાવવા માટે એક કમિટી નિમવાનો ઠરાવ પણ મંજૂર કરવામાં આવ્યો. તે કમિટી નાણાં ઉઘરાવી બેંકમાં જમા મૂકે અને ત્યારપછી દાનદાતાઓની એક સામાન્ય સભા બોલાવી તેમાંથી મતાધિકાર પદ્ધતિ વડે બોર્ડિંગ ટ્રસ્ટ નીમવાનું નક્કી રાખવામાં આવ્યું. શ્રીમાન ચુનીભાઈ દેસાઈભાઈએ બોર્ડિંગ માટે જોઈતી જમીન કે જે મુકરર કરવામાં આવે તે સ્થાને પોતાની માલીકીની હોય તેવી અનુકૂળ જગ્યાએ સમાજ તરફથી પસંદ કરવામાં આવે તો તે જમીન સમાજને દાનમાં આપવાની લાગણી જાહેર કરી વડિલશ્રી ચુનીભાઈએ પોતાના અનુભવી પ્રવચનમાં સરળ વાણી વડે સભાજનોની સમક્ષ એક અનેરો ભાવ રજૂ કર્યો. પાટીદારો એક હોવાનો ઉલ્લેખ કર્યો. જર જમીનના મદને મુકી સમયના પ્રવાહને પારખી, પોતાની ફરજો મુજબ બીજાઓના દુઃખ તરફ કર્તવ્ય બજાવવાની ખાસ આપીલ કરી.

ત્યારબાદ પ્રમુખશ્રી કરમશીભાઈની વતીથી શ્રીયુત દેવશીભાઈએ સમાજની કાર્યવાહક કમિટીને સમાજ સેવાનું કર્તવ્ય બજાવવા ખાસ ઉત્સાહ અને સંગઠન મક્કમ કરવાનો આગ્રહ કર્યો. અધિવેશન ખર્ચ માટે રૂા. ૧૦૦૧.૦૦ શ્રી કરમશીભાઈ તરફથી નોંધવાનું જાહેર કર્યું અને તે ખર્ચ માટે સમાજનાં ભાઈ-બહેનો સ્વેચ્છાથી જે રકમ નોંધાવે તે લઈ બાકીની રકમ પ્રસંગવશ સમાજ સીલકમાંથી પૂરી કરવાનું મંજૂર રાખવામાં આવ્યું.

તે પછી મહારાજશ્રીએ એક દ્રષ્ટાંત દ્વારા પાટીદારોની ઉદારતા અને ઉત્સાહનું વર્ણન કર્યું. તેમના આશીર્વાદ

સુચનો સાથે (સાંજના સાત વાગ્યે) સૌ રિસેશ માટે ઉઠ્યા. રાત્રે આઠ વાગ્યાના સુમારે સૌ ભાઈ-બહેનો સભા સ્થાને સત્સંગના રૂપમાં એકત્રિત થયા. મહારાજશ્રી તરફથી સરળ અને ભાવયુક્ત વાણી વડે ત્રિલોચનનું આખ્યાન કરવામાં આવ્યું અને સાડા અગીયાર વાગ્યે સૌ નિયત સ્થાને નિંદ્રાધીન થયાં.

તા. ૧૭-૪-૫૪ ની સવારમાં ચા-પાણી લીધા બાદ સૌ સભાના આકારે મંડપમાં એકત્રિત થયાં. મહારાજશ્રીના ટુંક પ્રવચન બાદ મુંબઈવાસી શ્રીમાન શીવદાસભાઈ કાનજીભાઈ તરફથી સંગઠનનો ઠરાવ રજૂ કરવામાં આવ્યો. (દેશ, પરદેશ વસતી પાટીદાર જ્ઞાતિનું જનરલ સમાજ બંધારણ એક હોવું જોઈએ અને તેવું બંધારણ ઘડવા માટે કચ્છ દેશમાં એક અધિવેશન ભરાય જેમાં દરેક જગ્યાના સમાજના પ્રતિનિધીઓ આવે.) આ સદરી ઠરાવને શ્રીમાન દેવશીભાઈ રામજીભાઈ ગુજરાત પાટીદાર સમાજની વતીથી ટેકો આપ્યો અને તેવા અધિવેશનમાં ગુજરાતથી સમાજના પ્રતિનિધીઓ અવશ્ય હાજરી આપવાનો ઉત્સાહ જાહેર કર્યો. (તે દરમ્યાનમાં સભાનો ગ્રુપ ફોટો લેવાયો) ત્યારબાદ શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈએ અધિવેશન કાર્યને આવકાર્યું અને લાગણી વશ જણાવ્યું કે “જ્ઞાતિના સંતાન તરીકે આપણા દરેકમાં રોમે રોમે જ્ઞાતિ હિતની ભાવના હોવી જોઈએ. સંગઠિત થવામાં સૌએ પોતપોતાના વ્યક્તિગત મતભેદો તેમજ અંગત સ્વાર્થોને ભૂલી જઈ તન, મન અને ધનથી જ્ઞાતિ સેવાનું દષ્ટિ બિંદુ આગળ રાખવું જોઈએ. ત્યાર પછી કચ્છથી આવેલા શ્રી નથુભાઈ નાનજીભાઈએ સમાજ ઘડતર ખાતર આવાં અધિવેશનોની ખાસ જરૂરત હોવાનો ઉલ્લેખ કર્યો અને કચ્છમાં જનરલ અધિવેશન યોજી સંગઠન કાર્યને મજબૂત બનાવવાની આશા વ્યક્ત કરી. ત્યારબાદ શ્રી શીવદાસભાઈ તેમજ મુંબઈથી આવેલા શ્રી માવજીભાઈએ કેળવણી માટેના પોતપોતાના વિચારો રજૂ કર્યા. ધનસુરાવાસી શ્રી અંબાલાલ ગોર અને શ્રી પ્રાણશંકરભાઈ હેડમાસ્તર સાહેબ મોડાસા- એ ધર્મ અને કેળવણી વિષે પોતાના અનુભવોનો ખ્યાલ આપ્યો. આશરે દશેકના સુમારે સભાકાર્ય પુરૂં થયું અને મહારાજશ્રીના આશીર્વચનો સાથે સૌ ભોજન કાર્ય માટે ઉઠ્યા. પૂજ્ય મહારાજશ્રી તેમજ કાર્યવાહક કમિટીનો ફોટો લેવાયો. આશરે ત્રણેક વાગ્યાના સુમારે મહારાજશ્રી, વડિલશ્રી ચુનીભાઈ અને અન્ય મહેમાનોએ વિદાય લીધી.

સાંજે પાંચ વાગ્યે કાર્યવાહક કમિટી અને સ્વયંસેવક દળની મીટીંગ કરવામાં આવી. જેમાં શ્રી દેવશીભાઈએ નવયુવાનોને ઉદ્દેશીને કર્તવ્ય પાઠને લગતું વડિલો અને યુવાનો વચ્ચેની શિસ્ત અને કર્તવ્યને ઘટતું વર્તન કેળવવાની ખાસ આવશ્યકતા વર્ણવી. સમાજના નવયુવકોએ યુવક મંડળ રચી સમાજમાં રચનાત્મક પ્રવૃત્તિઓ હાથ ધરી. ધીરે ધીરે વડિલોના આશીર્વાદ રૂપે સમાજની કાર્યવાહક કમિટીના સભ્યસ્થાનો માટેની યોગ્યતા કેળવવાની યુવાનોને હાકલ કરી. યુવાનોના પ્રથમ કર્તવ્ય તરીકે પોતાના ઘરમાં, ગામમાં સફાઈ, સાદગી, શિક્ષણ અને સંરક્ષણ વગેરેની સભ્યતા ખાતરના તમામ ઉપયોગી રચનાત્મક પ્રણાલીઓ હાથ ધરે. અંતમાં તેમણે અધિવેશન કાર્યમાં યુવાનોના સેવાકાર્યને સંબોધીને સર્વને વારંવાર ધન્યવાદ સાથે વિદાય આપી.

રાત્રે સમાજની કાર્યવાહક કમિટીની મીટીંગ કરવામાં આવી જેમાં અધિવેશન ખર્ચનો હિસાબ તેમજ આસપાસથી આવેલી વસ્તુઓનું સુપ્રત કાર્ય કરવામાં આવ્યું. બીજે દિવસે સવારમાં ભંડાર ખાતે વસ્તુઓનું પડતર ભાવે વેચાણ કરી સઘળું સમાપ્ત કરવામાં આવ્યું. અને હીરાપુરવાસી ભાઈઓથી સૌએ વિદાય લીધી.



Online Text Based
(can use for translation)





Source Document



## ॥ શ્રી હરિ ॥
## શ્રી સ્વામિનારાયણ મંદિર,
## અમદાવાદ તા. ૭-૧૦-૧૯૪૫
## સંવત ૨૦૦૧ના આશ્વિન સુદ ૧ રવિવાર

આજરોજ અમદાવાદના અગ્રગણ્ય પંડિતોની સભા, અમદાવાદના શ્રી સ્વામીનારાયણ મંદિરમાં કચ્છ દેશના કડવા પાટીદાર કણબી જ્ઞાતિના સત્સંગીઓને સાધુ-દીક્ષા આપવા બાબતનો નિર્ણય કરવા માટે, કચ્છના કડવા કણબી હરિભક્તોના બોલાવવાથી મળી હતી.

શરૂઆતમાં જ્યોતિષાચાર્ય શ્રીમાન પંડિતશ્રી ગિરિજાશંકરભાઈએ પ્રમુખશ્રીની ઓળખાણ કરાવી અને અન્ય સર્વ વિદ્વાનો-પંડિત મહાશયોનો પરચિય કરાવ્યો અને પછી સભાપતિના સ્થાને શ્રીમાન પંડિત વયોવૃદ્ધ તપોમૂર્તિ શ્રી ગણપતભાઈ યાજ્ઞિક ચિંતામણિ-વેદમાર્તણ્ડની વરણી કરવા દરખાસ્ત મુકી. તેને શ્રીમાન પુરાણીજી બાળકૃષ્ણભાઈ, શ્રી રાધાકૃષ્ણ મંદિરવાળા પંડિતજીએ ટેકો આપ્યો અને સર્વાનુમતે તે દરખાસ્તને અનુમોદન મળતાં સભાનું કામ શરૂ થયું.

પ્રથમ જ્યોતિષાચાર્ય શ્રીમાન પં. ગિરિજાશંકરભાઈએ સર્વ સભાના વિદ્વાનોને સભા ભરવાનો શો હેતુ છે તે હકીકત સારી રીતે વિસ્તારથી સમજાવી હતી. શ્રીમાન પુરાણીજી બાળકૃષ્ણભાઈએ સમસ્ત વિદ્વાન વર્ગને આ પ્રશ્ન ઉપર વિચાર કરી, રાગદ્વેષ અને પક્ષપાત રહિત શુદ્ધ શાસ્ત્રસંમત ન્યાય કરી નિર્ણય આપવા વિનંતિ કરી હતી.

શ્રીમાન પંડિતજી નાગરદાસભાઈ બ્રાહ્મણીયા એમ.એ.,પ્રિન્સિપાલ શ્રી બ્રહ્મચારીવાડી સંસ્કૃત પાઠશાળા, અમદાવાદ- એમણે લંબાણથી વિદ્વતાપૂર્ણ ભાષણ કરી અભિપ્રાય આપ્યો કે જગતના તથા ધર્મો અને સંપ્રદાયોના સંબંધો વિચારવા અને સમયના પરિવર્તન સાથે, શાસ્ત્ર મર્યાદાને બાધ ન આવે તેવા સિદ્ધાંતોનો આશ્રય લેવો જરૂરનો છે. શ્રી વલ્લભ સંપ્રદાયમાં તેમજ અન્ય સંપ્રદાયોમાં આચાર્યશ્રીને શ્રીભગવત્સ્વરૂપ માની તેઓશ્રીની આજ્ઞા સર્વોપરિ અને સર્વમાન્ય ગણાય છે, એટલે આ કણબી લોકોને શાસ્ત્ર રીતે શુદ્ધ કરાવ્યા પછી તેમને સદ્‌ગત પૂજ્યપાદ આચાર્યશ્રીએ પોતાના આશ્રીત તરીકે અપનાવી સત્સંગીઓ બનાવ્યા છે. તેમજ તેમની જ્ઞાતિના દેશ દેશાન્તરના માણસો સાથે તેમનો રોટી વ્યવહાર ચાલુ છે તો પછી જેઓ જાતિ ભ્રષ્ટ કે ધર્મભ્રષ્ટ થયા જ નથી તેમને સાધુ-દીક્ષા આપવાનાં પ્રત્યવાય છે જ નહિ. વળી રાગ-ત્યાગના વિભાગો સમજાવ્યા અને સાધુ કોણ હોઈ શકે તે પણ સ્પષ્ટ રીતે બતાવ્યું.

શ્રીમાન પંડિતજી અનોપરામભાઈ સદાશિવરામ શાસ્ત્રીજી, દર્શન કેશરી, દૈવજ્ઞમાર્તણ્ડ. એમણે પણ આ સંબંધે લંબાણથી ગીર્વાણ ભાષામાં શાસ્ત્રીય સમાલોચના કરી, પ્રમાણો સાથે પોતાની સંમતિ વ્યક્ત કરી હતી.

મૈથિલ પં. દીનાનાથ ઝા, ન્યાય-વેદાન્તાચાર્ય, પ્રધાન અધ્યાપક, શ્રી કાશીવિશ્વનાથ સંસ્કૃત વિદ્યાલય - એમણે દર્શાવ્યું કે જે સમયે ભારતવર્ષમાં બૌદ્ધધર્મ પ્રચલિત હતો અને જનતા બૌદ્ધ ધર્મમાં ઝુકી ગઈ હતી ત્યારે ભગવાન્ શ્રીમત્ શંકરાચાર્યે આવી જ રીતે તેઓની શુદ્ધિ કરી, અપનાવીને પુનઃ સનાતન ધર્મમાં લીધા હતા.

સદાચાર અને સંયમ વડે શુદ્ધ થયેલા-હૃદયમાં જ્યારે ભગવદ્ભક્તિની તિવ્રતા જાગે છે ત્યારે તેવી સ્થિતિવાળા પુરૂષો સાધુ જ થઈ જાય છે, તેમના માટે નાત-જાતને સ્થાન ગૌણ હોય છે, તો પછી સાધુ-દીક્ષા પામેલાઓને માટે તો નાત-જાતનું અભિમાન કે અહંપણું હોય જ નહિ. તે સાધુ તો આત્મસ્વરૂપ હોઈ જ્ઞાતિબંધન સંભવતું નથી. એટલે આ શુદ્ધિ પામેલા મુમુક્ષુ ભક્તોને સાધુ-દીક્ષા આપવામાં શાસ્ત્ર બાધા જણાતી નથી.

પં.શ્રી ગિરિજાશંકર નાથજીભાઈ શાસ્ત્રી - પ્રધાનાધ્યાપક-રાયપુર સંસ્કૃત પાઠશાળા-એ જણાવ્યું કે આ કડવા કણબી પાટીદારો ત્રિવર્ગના પેટામાં આવી જાય છે, દેશાંતરના કડવા પાટીદારો સાથે તેમને ભોજન વહેવાર છે, ધર્મભ્રષ્ટ કે જાતિભ્રષ્ટ થયા નથી, ધ.ધૂ. આચાર્ય મહારાજે શુદ્ધિ કરી પાવન કરી પોતાના આશ્રીતો તરીકે ઘણાં વર્ષોથી અપનાવેલાં છે તો તેમને સાધુ-દિક્ષા આપવામાં કોઈ જાતનો વાંધો છે જ નહિ. વળી સમાજની વૃદ્ધિ થાય અને સનાતની પ્રજાનું સંગઠન દઢ થાય તે ઈચ્છવા જોગ છે. આ સત્તા આચાર્ય મહોદયની છે અને પોતે ગમે તેવા પતીતને પણ પાવન કરી શકે છે.

પં.શ્રી મણિશંકરભાઈ શાસ્ત્રી, શ્રી લશ્કરી પાઠશાળાવાળાએ જણાવ્યું કે આ સભાનો નિર્ણય ગીર્વાણમાં જ થવો જોઈએ. શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને કરેલા ઉપદેશમાં શ્રીમુખે કહ્યું છે કે કોઈ મનુષ્યની અજ્ઞાને કરીને સંગદોષથી ભુલ થઈ ગઈ હોય તો તેની શુદ્ધિ કરીને પોતાના ધર્મમાં આવવાનો અધિકાર છે.

**શ્રી પંડિત વિશ્વનાથ હરિનારાયણ શાસ્ત્રી -**

જ્યારે જ્યારે આપત્તિઓ આવી છે ત્યારે ત્યારે આચાર્યોએ હિન્દુ ધર્મનું રક્ષણ કર્યું છે. આ લોકો મુળથી જ હિન્દુ સમાજમાં છે. અજ્ઞાનવશ થઈ પીરાણા ધર્મમાં માત્ર અનુરાગવાળા હતા અને પછી શુદ્ધ થઈ ધાર્મિક જીવન ગાળે છે તો તેમને સાધુ-દીક્ષા આપવામાં કોઈ રીતે બાધ નથી. ભગવાને કહ્યું છે કે ગમે તેવો પાપી અને પતીત જીવ જ્યારે શુદ્ધ હૃદયથી મારામાં મન જોડે છે, અને મને જ અનુસરે છે તો તે સાધુ થઈ ગયો છે.

**શ્રી પંડિત સોમનાથ શાસ્ત્રી -**

આવા પ્રશ્નના ઉકેલ આચાર્યશ્રીથી જ થઈ શકે છે. શુદ્ધ થયેલા ને શિક્ષાપત્રી અનુસાર સાધુ દીક્ષા આપવામાં વાંધો નથી.

**શ્રી પંડિત વિશ્વંભર ઝા., વ્યાકરણ-સાહિત્ય-વેદાન્તાચાર્ય, જયેન્દ્રપુરી પાઠશાળા.**

પ્રાયશ્ચિત આપીને શુદ્ધ કરી હિન્દુ ધર્મમાં લીધા છે ને ઘણા લાંબા સમયથી હિન્દુ સમાજ અને ધર્મ મર્યાદામાં વર્તે છે તેમને સાધુ દીક્ષા આપવામાં વાંધો સંભવતો જ નથી.

**શ્રી પં. ભોળાનાથ શાસ્ત્રી** ઉપરના મતને સંપૂર્ણ ટેકો આપે છે.

**શ્રી પંડિતજી ગિરિજાશંકર હરિશંકર, જ્યોતિષાચાર્ય** - એ જણાવ્યું કે જે જે પંડિતોએ પોતપોતાનો મત પ્રદર્શિત કર્યો છે અને સાધક બાધક તેમજ પૂર્વપક્ષ ઉત્તરપક્ષના સિદ્ધાંતોપૂર્વક જે નિર્ણય વ્યક્ત કર્યો છે તે સાથે મારી સંપૂર્ણ

સંમતિ છે. પંડિતોએ આપેલો નિર્ણય સપ્રમાણ અને વાસ્તવિક છે. શિક્ષાપત્રી મુજબ શ્રીભગવદ્‌ગીતા જેવા પ્રમાણભૂત ગ્રંથમાં સાધુની વ્યાખ્યા કરી છે તે માન્ય છે - દુરાચારનો ત્યાગ કરી જે જીવ ધર્મમાં પ્રવૃત્તિ કરી મને ભજે છે તે સાધુ હોઈ શકે છે. પૂર્વાચાર્યશ્રીએ જેમને શુદ્ધિ આપી પાવન કરી પોતાના આશ્રીતો બનાવ્યા છે, તેઓ સાધુ થવાને પૂર્ણ રીતે યોગ્ય જ છે. ધર્મની સંસ્થાઓને કાળ બળે  કરીને આમ કરવું પડ્યું છે. યવનોને પણ અપનાવી લીધા છે, તો આ શુદ્ધ થયેલાઓ માટે વાંધો લઈ શકાય જ નહિ.

આચાર્યશ્રીએ પોતાની ધાર્મિક સત્તાનો વિશાળ હૃદયથી ઉપયોગ કરી દીક્ષા આપતાં જરા પણ અચકાવું ન જોઈએ. નદીના પ્રવાહમાં કચરો પણ તણાઈને આવે પણ તે મલીનતા સમુદ્રમાં પ્રવાહના બળે તણાઈ જઈ પ્રવાહનું જળ નિર્મળ થાય છે. પાપી પુરુષો સત્સંગમાં આવી નિર્મળ થાય છે. શાસ્ત્રયુક્તિ, વ્યવહાર અને અનુભવપૂર્વક પૂર્વાચાર્યાશ્રીએ આ લોકોની શુદ્ધિ કરી છે, તેમ કરવાનો આચાર્યશ્રીનો ધાર્મિક હક છે તેથી તેઓશ્રી આ લોકોને સાધુ કરી શકે છે. શિક્ષાપત્રીમાં આજ્ઞા છે કે, **"विवादो नैव कर्तव्यः"** તે મુજબ આચાર્યશ્રીના આવા ઉદાર ધાર્મિક કાર્યમાં શંકા કરવાનો આશ્રીતજનોને અધિકાર જ નથી. સભામાં ઉપસ્થિત થયેલાં શ્રોતા સમૂહમાંથી કોઈને કાંઈ ચર્ચા કે પશ્ન પૂછવા હોય તે ખુશીથી પૂછવા પ્રમુખ તરફથી સૂચન થતાં, સદ્‌ગુરુ શાસ્ત્રી ચૈતન્યદાસજીએ એક શંકા કરેલી તે બાબત શ્રી પં. બાલકૃષ્ણભાઈ  પુરાણીજીએ શાસ્ત્ર પ્રમાણો આપી સમાધાન કર્યું કે ચાર પાંચ પેઢીઓના પૂર્વજો હિન્દુ જાતિ અને વ્યવહારમાં રહીને પણ અજ્ઞાન અને કુસંગ દોષ વડે પીરાણા ધર્મમાં અનુરાગી થયેલા તેમના વંશજો, પીરાણા ધર્મવાળા સાથેનો બધો ખાનપાનાદિ વ્યવહાર છોડી શ્રી સ્વામીનારાયણના ધર્મ પ્રમાણે પવિત્ર જીવન ગાળે છે, ને તેમની પૂર્વાચાર્યાશ્રીએ  શુદ્ધિ કરી છે તો પછી સાધુ-દીક્ષા આપવામાં બાધ જ નથી. સાધુ જે થયા છે તેમને દીક્ષા લીધા પછી પોતાની જાતિ કે ગામ કે કુટુંબનું  અભિમાન કે સ્મૃતિ હોવું પણ ન જોઈએ. તેની તો બ્રહ્મજાતિ છે.

શ્રીમાન્ શેઠ નંદુભાઈ મંછારામ પટેલ, સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિ સમુદાયના પ્રમુખ તરીકે જણાવ્યું કે કચ્છના બધા કડવા કણબી (પાટીદારો) અમારી જ જ્ઞાતિના છે અને જ્યારે જ્યારે અમારી જ્ઞાતિ સુધારણાની પરિષદો ભરાઈ છે ત્યારે આ ભાઈઓએ અમારી સાથે રહી ભોજન વ્યવહારમાં ભાગ લીધેલો છે. છેલ્લી પરિષદ ગઈ સાલ કડીમાં ભરાઈ ત્યારે આ લોકો પણ અમારી સાથે જ હતાં. ખાનપાન વગેરેનો બધો વ્યવહાર ગુજરાત, મહેસાણા, કડી, કચ્છ વગેરેના કડવા પાટીદારો સાથે તેમને છે. બેટી વહેવારનો સવાલ દેશ પરત્વે જુદો હોય છે. પીરાણા પંથના ઘણા કુટુંબો અમારી નાતમાં છે. સ્વામીનારાયણ ધર્મના કચ્છના કડવા કણબીઓ અમારી જ જ્ઞાતિના છે એવાં પ્રમાણપત્રો અમારી જ્ઞાતિના  પ્રતિષ્ઠિત ગૃહસ્થો, જેવા કે પાટડી દરબાર સાહેબ, શેઠ લશ્કરી વગેરેએ આપેલા છે તે જોતાં ખાત્રી થશે.

હવે જ્યારે કડવા પાટીદારો બધાને આ  સંપ્રદાયમાં સાધુ-દીક્ષા આપવામાં બિલકુલ હરકત હોતી નથી અને ઘણા કડવા પાટીદાર  જ્ઞાતિમાંના સાધુઓ થયેલા હાલ પણ છે તો પછી કચ્છના અમારી જ જ્ઞાતિના કડવા કણબી પાટીદારોને સાધુ-દીક્ષા ન આપવા માટેનો દુરાગ્રહ ભૂજ મંદિરના સાધુઓ રાખે છે તે  સિદ્ધાંતની દષ્ટિએ વાજબી નથી પણ માત્ર અંગત અને આંતર વ્યવહારના કારણે હોય તેમ લાગે છે.

પં. શાસ્ત્રી બાળકૃષ્ણ ભાઈશંકર, કચ્છના કણબી (પાટીદાર) જ્ઞાતિના કુળગોરે જણાવ્યું કે આ લોકો અમારા યજમાનો છે. તેમના પાંચ પેઢી ઉપરના પૂર્વજો પીરાણા પંથમાં હતા ને માત્ર સંગદોષથી તે પંથના અનુરાગી હતા

પણ પોતાની કણબી જાતિમાંથી ભ્રષ્ટ થયા નથી. ત્યાર પછી તેમના વંશજોને પ્રાયશ્ચિત વિધિ વડે શુદ્ધિ કરાવી હિન્દુ ધર્મમાં લીધા છે. ને હિન્દુ ધર્મશાસ્ત્ર વિધિ મુજબ બધી જાતના સંસ્કારો કરવામાં આવે છે. આ લોકો પવિત્ર ધાર્મિક જીવન ગુજારે છે અને શુદ્ધ આચાર વિચાર અને વ્યવહારને અનુસરે છે, તેમજ પીરાણા પંથના તેમના જ્ઞાતિબંધુઓની સાથેનો ખાનપાનાદિ તમામ વ્યવહાર તેમણે ઘણા વર્ષોથી છોડી દીધો છે. માટે તેઓ સાધુ-દીક્ષા માટે યોગ્ય છે.

કડવા કણબી પાટીદાર જ્ઞાતિના વહીવંચા, બારોટ વગેરે બધાએ આ મહત્ત્વની બાબતમાં પોતાની સંમતિ આપી હતી.

આ પ્રમાણે બધા પંડિતોએ શ્રુતિ-સ્મૃતિ પુરાણાદિના આધારો અને પ્રમાણો લઈ પરસ્પર શાસ્ત્રચર્ચા કરી પોતાનો નિર્ણય સર્વાનુમતે આપ્યો તેની અસલ સંસ્કૃત નકલ સહીઓ સાથેની આ સાથે સામીલ છે. તેમજ તે નિર્ણયનો ગુજરાતીમાં અનુવાદ કર્યો છે તે પણ આ સાથે રાખેલો છે.

છેવટમાં, પૂજ્ય વિદદ્વર્ય સભાપતિજી શ્રીયુત વેદમૂર્તિ શ્રી ગણપતરામભાઈ પોતાની વયોવૃદ્ધ અવસ્થાની અશક્તિ છતાં, સનાતન ધર્મના સ્તંભ તરીકે પોતે ઉભા થઈ સભાના કાર્યનો ઉપસંહાર કરતાં જણાવ્યું કે સનાતન ધર્મની મર્યાદાઓ સંકુચિત નથી પરંતુ ઉદારતા અને વિશાળતા ઉપર કેન્દ્રિત થયેલી હોઈ જીવ પ્રાણી માત્રના શ્રેયના માર્ગમાં આવતા અનેક અંતરાયો દુર કરી જીવને પવિત્ર કરી લે છે. વિધર્મિઓનાં ઘણાં આક્રમણો થયાં અને થાય છે છતાં સનાતન ધર્મ અચલ, અને નિર્વિકાર રહ્યો છે. પાપીને પણ પાવન કરી ધર્મ મર્યાદામાં ચલાવી ઉચ્ચ કરવો એજ સનાતન ધર્મનું ધ્યેય છે. પંડિત મહાશયોનો સમુદાય અને પૂજ્ય આચાર્ય મહોદયનાં દર્શન વડે શોભતી આ સભા ગંગા-સાગર જેવું દશ્ય રજૂ કરે છે. આ કચ્છના કણબી હરિભક્તો પાવન છે, ધાર્મિક છે, જ્ઞાતિભ્રષ્ટ કે ધર્મભ્રષ્ટ નથી, તેમની શુદ્ધિ પણ થઈ ચુકેલી છે, આચાર્યશ્રીએ તેમને પોતાના આશ્રીતો તરીકે અપનાવી લીધા છે, તેમના હાથનું જળ, તથા ચાસણી-કોરી પ્રસાદી વગેરે વસ્તુઓ સાધુ સંતો લે છે તેવો વ્યવહાર પણ પ્રચલિત જ છે તો પછી તેમને સાધુ-દીક્ષા આપવામાં કોઈ રીતે શાસ્ત્ર મર્યાદાનો બાધ છે નહિ. આ લોકોને દીક્ષા આપવાથી બીજા સાધુઓને જ્ઞાતિ ભ્રષ્ટતાનો બાધ થાય તે પ્રશ્ન અસ્થાને છે કેમ કે સાધુ થયા પછી તેની જાતિ, નાત-કુટુંબ ગામ વગેરે ટળી જઈ તે પુરૂષ બ્રહ્મરૂપ થાય છે. આત્મરૂપ થયેલાને મતે જાતિનું કે દેહનું અહંપણું કે મમત્વ રહેતું જ નથી. પંડિત મહાશયોએ આ સભામાં જે શાસ્ત્રીય ચર્ચાઓ કરી જે અમુલ્ય નિર્ણય સર્વાનુમતે આપ્યો છે તેમાં સભાપતિ તરીકે હું મારો પોતાનો નિર્ણય ઉમેરી આ સભાને વિસર્જન કરવા ઉચિત માનું છું.

છેવટમાં, સભામાં હાજર રહેલા તમામ સત્સંગી હરિભક્તો, પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને શ્રોતાજનો તરફથી મંદિરની પાઠશાળાના પ્રધાનાધ્યાપક શ્રીયુત પંડિતજી દુર્ગાનાથજી ઝા. વ્યાકરણ-ન્યાય-વેદાન્ત-સાહિત્યાચાર્ય, એમણે ઉભા થઈ, શ્રી સભાપતિનો તથા બધા વિદ્વાન પંડિત મહાશયોનો આભાર માન્યો હતો. સર્વે પંડિત મહાશયોએ શ્રમ લઈ પોતાના કિંમતી સમયનો ભોગ આપી શાસ્ત્ર ચર્ચા અને ધાર્મિક સિદ્ધાંતોનો પ્રસાદ શ્રોતા સમૂહને આપ્યો તે માટે પ્રેક્ષક સમુદાય તરફથી બધાને અભિનંદનો આપ્યાં હતાં.

ત્યારબાદ સમગ્ર પંડિત સભા તરફથી પં. શ્રી ગિરિજાશંકરભાઈ જ્યોતિષાચાર્ય તથા પં.શ્રી બાલકૃષ્ણભાઈ પુરાણી એ ઉભા થઈ ધ. ધૂ. શ્રી આચાર્યશ્રીને વંદન કરી નિવેદન કર્યું કે આચાર્ય મહોદયને પતીત પાવન કહે છે તેઓશ્રી ગમે તેને પાવન કરી શકે તેવી સત્તા ધરાવે છે, છતાં પોતે ધર્મની ધુરાવહન કરનાર અને સનાતન ધર્મ

મર્યાદાનું રક્ષણ કરનાર છે, ધર્મ માર્તણ્ડ છે જેથી શાસ્ત્ર મર્યાદાનું યથાર્થ પાલન કરવા માટે આ ધાર્મિક પ્રશ્નની સમાલોચના કરી નિર્ણય આપવાનું કાર્ય પંડિત વર્ગને સોંપ્યું તે બતાવી આપે છે કે પોતે બ્રાહ્મણો પ્રત્યે કેવી પૂજ્ય બુદ્ધિ, ઉદારતા અને સન્માન ધરાવે છે. આચાર્યો જ સનાતન ધર્મના સાચા સંરક્ષક, ઉદ્ધારક અને પ્રચારકો હોઈ શકે છે અને ભુલેલા જીવાત્માઓને માર્ગદર્શન આપનાર પણ તેઓશ્રી છે. પંડિત બ્રાહ્મણોને પોતે જે આવકાર આપ્યો છે તે માટે પંડિતો તરફથી અમો ધ.ધુ.આચાર્યશ્રીનો હાર્દિક ઉપકાર જાહેર કરીએ છીએ.

ઉપર મુજબ કાર્ય પૂરું થયા પછી બપોરે ૧ વાગે સભા વિસર્જન થઈ હતી.

**અમદાવાદ**
તા. ૭-૧૦-૪૫
રવિવાર,
સવારના ૧૦-૩૦ થી
બપોરે ૧ સુધી
ત્રણ કલાક

**ગણપતરામ ત્રંબકરામ દ્વિવેદી**
યાજ્ઞિક ચિન્તામણિ-વેદમાર્તણ્ડ
સભાપતિ, પંડિત સભા
**શ્રી સ્વામિનારાયણ મંદિર, અમદાવાદ**

નવીન પ્રિન્ટરી, અમદાવાદ



**(નિર્ણય કરનાર પંડિતોની સહીઓ)**

**સભા પ્રમુખ પં. દ્વિવેદી ગણપતરામ ત્ર્યબકરામ યાજ્ઞિક ચિન્તામણિ-વેદમાર્તણ્ડ**

**પં. શ્રી સંતીશચંદ્ર ભટ્ટાચાર્ય** ન્યાયાચાર્ય તર્કતીર્થ, શ્રી બ્રહ્મચારી વાડી સંસ્કૃત પાઠશાળા

**પં. શ્રી દુર્ગાનાથ ઝા** વ્યાકરણ-સાહિત્ય-ન્યાય-વેદાન્તાચાર્ય, પ્રધાનાધ્યાપક, શ્રી સ્વામીનારાયણ સંસ્કૃત મહાવિદ્યાલય.

**પં. શ્રી દીનાનાથ ઝા.** ન્યાય-વેદાન્તાચાર્ય, પ્રધાનાધ્યાપક-શ્રી કાશીવિશ્વનાથ સંસ્કૃત વિદ્યાલય

**પં. શ્રી બ્રાહ્મણીયા નાગરદાસ** એમ.એ., પ્રિન્સિપલ-બ્રહ્મચારી વાડી સંસ્કૃત પાઠશાલા

**પં. શ્રી અનૂપરામ સદાશિવ શાસ્ત્રી** દર્શનકેસરી, દૈવજ્ઞમાર્તણ્ડ

**પં. શ્રી ગિરિજાશંકર નાથજી શાસ્ત્રી** પ્રધાનાધ્યાપક-રાયપુર સંસ્કૃત પાઠશાળા

**પં. શ્રી સોમનાથ નીલકંઠ શાસ્ત્રી** શ્રી ગોસ્વામીજી સંસ્કૃત પાઠશાલાધ્યાપક

**પં. શ્રી અનન્ત શર્મા ઉપાધ્યાય** શ્રી ગોસ્વામીજી સંસ્કૃત પાઠશાલાધ્યાપક

**પં. શ્રી અભયકાન્ત ઠક્કુર** મૈથિલ વ્યાકરણ-સાહિત્ય-ધર્મશાસ્ત્રાચાર્ય

**પં. શ્રી શાસ્ત્રી ચિમનલાલ જગજીવન પંડ્યા** વ્યાકરણાચાર્ય, કાવ્યતીર્થ.

**પં. શ્રી કેશવરામાત્મજ ભોલાનાથ શાસ્ત્રી** (રાયપુર, અમદાવાદ)

**પં. શ્રી નારાયણ શાસ્ત્રી વાડીકર** વેદાન્તાધ્યાપક (બ્ર૦ વાડી સંસ્કૃત પાઠશાળા)

**પં. શ્રી વિશ્વંભર ઝા** વ્યાકરણ-સાહિત્ય-ધર્મશાસ્ત્રાચાર્ય, શ્રી કાશીવિશ્વનાથ સંસ્કૃત વિદ્યાલય

**પં. જોશી ગોપાલ શાસ્ત્રી પુનાવાસી**
**પં. શ્રી રામકૃષ્ણ ઝા** જ્યોતિષાચાર્ય, શ્રી કાશીવિશ્વનાથ સંસ્કૃત વિદ્યાલય
**પં. શ્રી સત્યદેવ મિશ્ર** વ્યાકરણાચાર્ય શ્રી બ્રહ્મચારીવાડી સંસ્કૃત વિદ્યાલય
**પં. શ્રી વાસુદેવ ત્રિવેદી** સાહિત્યાચાર્ય શ્રી બ્રહ્મચારીવાડી સંસ્કૃત વિદ્યાલય
**પં. શ્રી કાન્તિલાલ યાજ્ઞિક** વ્યાકરણાચાર્ય શ્રી સ્વામીનારાયણ સંસ્કૃત મહાવિદ્યાલય
**પં. શ્રી કાન્તિલાલ શુક્લ** સાહિત્યશાસ્ત્રી, શ્રી સ્વામીનારાયણ સંસ્કૃત વિદ્યાલય
**પં. શ્રી હિંમતરામ જાની** જ્યોતિષાચાર્ય
**પં. શ્રી મણિલાલ અંબાલાલ શર્મા** વ્યાકરણાચાર્ય
**પં. શ્રી મોહનલાલ રણછોડજી શાસ્ત્રી**
**પં. શ્રી બાલકૃષ્ણ પુરુષોત્તમ પૌરાણિક** શ્રી રાધાકૃષ્ણ મંદિર
**પં. શ્રી ગિરિજાશંકર હરિશંકર જોશી** જ્યોતિષાચાર્ય
**પં. શ્રી નર્મદાશંકર** સાંકડી શેરી
**પં. શ્રી શાસ્ત્રી મણિશંકર મગનલાલ**
**પં. શ્રી જોશી મણિશંકર ચકુરામ** જ્યોતિષ શાસ્ત્ર માર્તણ્ડ, જ્યોતિષ સંસ્કૃત પાઠશાલાધ્યાપક
**પં. શ્રી જાની ભાઈશંકર જયશંકર** કડવા પાટીદાર જ્ઞાતિના પુરોહિત
**પં. શ્રી નર્મદાશંકર** દર્શનશાસ્ત્રી (હજીરાની પોળ)
**પં. શ્રી શાસ્ત્રી રામશંકર આદિત્યરામ**
**પં. શ્રી નારાયણાત્મજ હરિજીવન શુક્લ** યજુર્વેદાધ્યાપક
**પં. શ્રી હરિશંકર મગનલાલ શુક્લ**
**પં. શ્રી શાસ્ત્રી ઈશ્વરલાલ શર્મા** શ્રી ગીતા મંદિર પ્રધાન પંડિત
**પં. શ્રી શાસ્ત્રી સોમનાથ શર્મા**
**પં. શ્રી શાસ્ત્રી લલ્લુભાઈ લક્ષ્મીશંકર શર્મા** વિદ્યાશાલા, અમદાવાદ
**પં. શ્રી જ્યેષ્ઠારામ છગનરામ** મ્યુનિસિપલ વકીલ, સંસ્કૃત પાઠશાલાધ્યાપક
**પં. શ્રી દેવજી નારાયણ કાશીવિશ્વનાથ**
**પં. શ્રી નારાયણ બાલાશંકર ત્રિવેદી**
**પં. શ્રી શાસ્ત્રી હરિપ્રસાદ દલસુખરામ**
**પં. શ્રી શાસ્ત્રી વિશ્વનાથ હરિનારાયણ**
**પં. શ્રી રામનન્દન ઝા.** વ્યાકરણ શાસ્ત્રી
**પં. શ્રી જીવનલાલ કેશવરામ દવે**
**પં. શ્રી જયશંકર રણછોડલાલ પૌરાણિક**

**પં. શ્રી ગોર ચિમનલાલ રૂપશંકર દવે** (શ્રી સ્વામિનારાયણ મંદિર પુરોહિત)
**પં. શ્રી વિસ્ત્રનાથ આનંદરામ શાસ્ત્રી**
**પં. શ્રી કેશવલાલ શંકરલાલ જ્યોતિષી**
**પં. શ્રી આનંદશંકર મોતીરામ પૌરાણિક**
**પં. શ્રી રણછોડલાલ લલ્લુભાઈ જોશી**
**પં. શ્રી ગણપતિશંકર ભવાનીશંકર**

---

**નવીન પ્રિન્ટરી,** ચાર રસ્તા, નવા દરવાજા- અમદાવાદ

**श्री हरि :**

अहमदावाद ७।१०।४५

**अद्य अहमदावादनिवासिनां विद्वद्धौरेयाणां सभेयं कच्छदेशवासिनां "कण्वी" तिनामधेयतः प्रसिद्धानां ( कडवा पाटीदार ) द्विजविशेषाणां श्री स्वामिनारायण सम्पंप्रदाय प्रचलित साधु दीक्षा प्रदान विषये निर्णयं प्रदातुमहमदाबाद नगर प्रतिष्ठित श्री स्वामिनारायणमन्दिरस्थ धर्मपीठाधिष्ठतानां धर्मधुरन्धराणां धर्ममार्तण्डनां श्रीमतां सकलजीवनिकाय कल्याणार्थ प्रकटभूत श्री १०८ स्वामिनारायण भगवत्पादप्रवर्तित श्री स्वामिनारायण सम्पदायाचार्यणां श्री १०८ देवेन्द्रप्रसाद महाराजपादानां समक्षे निर्णयति यत् कच्छदेशवासिनः "कण्वीः ति नाम्ना ( कडवा पाटीदार ) प्रसिद्धाः द्विजविशेषाः सत्सङ्गिनः साधुदीक्षायां योग्याः सन्ति, तेभ्यः साधुदीक्षादाने न कोऽपि शास्त्रबाधः दरीदृश्यते।**

**पूर्वस्मिन् काले एतेषां पूर्वजाः पीराणाधर्मे कुसङ्गदोषेणानुरागिणः परन्तु जातितो धर्मतो वा न भ्रष्टाः पूर्वाचार्यमहाराजचरणैः अनुगृह्य पवित्रतां प्रापिताश्च सत्सङ्गिनः कृताः तत आरभ्याद्यपर्यन्तं वंशपरम्परया सत्सङ्गिनः सन्तः धार्मिकं जीवनं निर्वाहयन्ति तेन आचार्यपादानुग्रहेण शास्त्ररीत्यासाधुदीक्षां ग्रहीतुमर्हन्ति एतन्निर्विवादमिति सर्वसम्मत्या प्रकाशयति चेति ।**

**निर्णयकर्तारः पण्डिताः**

**प्रमुखः पं. द्विवेदी गणपतिराम त्रयम्बकराम** सम्मनुते याज्ञिकशिरोमणी वेदमार्तण्डश्च

---

**કચ્છ દેશના કડવા કણબી (પાટીદારો) જ્ઞાતિના સત્સંગીઓને સાધુ-દીક્ષા આપવા બાબતનો અમદાવાદના અગ્રગણ્ય પંડિતોની સભાએ સર્વાનુમતે કરેલો નિર્ણય.**

**(સંસ્કૃતનો ગુજરાતી ભાષામાં અનુવાદ)**

આજરોજ સર્વ જીવ પ્રાણી માત્રના કલ્યાણને માટે પ્રકટ થયેલા શ્રી ૧૦૮ શ્રી સ્વામીનારાયણ ભગવાન સંસ્થાપિત શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયની અમદાવાદની ધર્મપીઠ ઉપર વિરાજમાન ધર્મધુરંધર ધર્મ માર્તણ્ડ શ્રીમદ્ આચાર્ય મહારાજ ૧૦૮ શ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજશ્રીના ચરણ કમલ સમક્ષ શ્રી સ્વામીનારાયણના મંદિરમાં, અત્રેના અગ્રગણ્ય વિદ્વાનો-પંડિતોની સભા, કચ્છ દેશના કડવા કણબી (પાટીદાર) જ્ઞાતિના સત્સંગીઓને સાધુ-

દીક્ષા આપવા બાબતનો નિર્ણય કરવા સારું ભરાઈ હતી.

આ સભા એવો નિર્ણય આપે છે કે કચ્છ દેશવાસી કડવા કણબી પાટીદારો વિશેષે કરીને દ્વિજ વર્ગના સત્સંગીઓ છે અને તેઓ સાધુ-દીક્ષા આપવા યોગ્ય છે, તેથી તેમને સાધુ-દિક્ષા આપવામાં કોઈ પણ પ્રકારનો શાસ્ત્ર રીતે બાધ નથી એમ આ સભા જણાવે છે.

પૂર્વકાલમાં આ લોકોના પૂર્વજો (બાપદાદા) સંગ દોષને લીધે પીરાણા ધર્મમાં અનુરાગવાળા હશે, પરંતુ જાતિએ કરીને અથવા ધર્મે કરીને ભ્રષ્ટ થયેલા નથી તેથી પૂર્વાચાર્ય મહારાજશ્રીએ અનુગ્રહ કરી તેમને પાવન કર્યા હતા અને સત્સંગી બનાવ્યા હતા. ત્યારથી માંડી આજ દિન સુધી વંશપરંપરાથી તેઓ સત્સંગીઓ છે અને ધાર્મિક જીવન ગાળે છે; તેથી કરીને ધ.ધુ. આચાર્ય મહારાજશ્રીના અનુગ્રહ વડે શાસ્ત્ર રીતે સાધુ- દીક્ષા લેવા માટે તેઓ લાયક છે એ નિર્વિવાદ છે એમ આ સભા સર્વ સંમત થઇ નિર્ણય જાહેર છે.

આજ વિક્રમ સંવત ૨૦૦૧ના આશ્વિન માસે શુકલ પક્ષની પ્રતિપદાને દિવસે આ સભાએ નિર્ણય આપેલો છે. (તા. ૭.૧૦.૪૫ રવિવારે સવારના ૧૦ થી બપોરના ૧ વાગતા સુધીના ત્રણ કલાકના સમયમાં)

**સભા પ્રમુખ પં. દ્વિવેદી ગણપતરાય ત્ર્યંબકરામ** યાજ્ઞિક ચિન્તામણિ-વેદ માર્તણ્ડ

(આ નિર્ણયમાં સંમતિ આપે છે)



Online Text Based
(can use for translation)





Source Document



# કચ્છ કડવા પાટીદાર સમાચાર પત્રિકા

હેડ ઓફિસઃનખત્રાણા-કચ્છ

**સંવત ૨૦૦૨ મહા સુદ ૧ રવિવાર**

**પત્રીકા-નં ૧ તા. ૩જી ફેબ્રુઆરી ૧૯૪૬**

**પત્રિકા પ્રકાશન અંગે નિવેદન :** સમાજની પ્રવૃત્તિઓનું પ્રમાણ અને વેગ દિવસોનું દિવસ વધવા માંડ્યો છે અને એ જાણવાની અનેક સ્થળેથી માંગ અમારા પર આવી રહી છે. જોકે કચ્છ તથા ગુજરાતના મુખ્ય મુખ્ય વર્તમાન પત્રો સમાજના અહેવાલોને યોગ્ય પ્રતિસાદ આપી રહ્યા છે. છતાંએ એના વિગતવાર અહેવાલો તો સમાજનું પોતાનું છાપું હોય તો જ આપી શકાય. આવા છાપાં માટે અમો એક યોજના વિચારી રહ્યા છીએ. પરંતુ કંટ્રોલ વગેરેના જમાનામાં એ યોજના અમલમાં મુકતા વખત જાય એવો સંભવ છે. તે દરમિયાન આવી એક પત્રિકા બહાર પાડવાનું અમારો નિર્ણય છે. આ પત્રિકા અવારનવાર આપણા કચ્છ તથા કચ્છ બહારના સમાજોના યોગ્ય સમાચારો અને નિર્ણયોને પ્રસિદ્ધિ આપશે. આ કાર્ય અંગે અમને આશા છે કે કચ્છી પાટીદારો પોતાના ત્યાંના સમાચારો મોકલાવીને તથા આર્થિક તથા અન્ય પ્રકારની મદદ કરીને સહકાર આપશો.

**સમાચારો :** વર્તમાન પરિસ્થિતિને લગતા સમાચારો નીચે પ્રમાણે છે.

**કચ્છી પાટીદાર આગેવાનોનો પ્રવાસઃ** કચ્છના પાટીદાર આગેવાન શ્રી રતનશીભાઈ ખીમજી તથા નથુભાઈ નાનજી મુંબઈ શ્રી કચ્છ પાટીદાર સમાજના આમંત્રણને માન આપી કચ્છ બહારના જ્ઞાતિભાઈઓને કચ્છની પરિસ્થિતિથી વાકેફ કરવા પ્રવાસે ઉપડેલ હતા. આ પ્રવાસ નીચેના સમાચારો પરથી જાણશો કે અનેક દષ્ટિએ સફળ નીવડેલ છે એમને સર્વે સ્થળે હાર્દિક આવકાર અને સહકારની ખાતરી આપવામાં આવેલ હતી.

**મુંબઈનો નિર્ણય :** મુંબઈના શ્રી કચ્છ પાટીદાર સમાજના આશ્રયે બે જનરલ સભાઓ ભરાઇ હતી સભાઓમાં હાજરી સેંકડોની સંખ્યામાં હતી. સમાજના કાર્યકારો શ્રી શિવદાસભાઈ કાનજી, ડો. પ્રેમજીભાઈ આર. વેલાણી, શિવગણ કાનજી, ખીમજી આર. વેલાણી, ખીમજીભાઈ કે. પટેલ, માવજી ધનજી પટેલ વગેરે એ કચ્છના આગેવાનોની સેવાઓનું વર્ણન કર્યું હતું. અને એમને પોતાના તરફથી સંપૂર્ણ મદદની ખાતરી આપી હતી. કચ્છ ખાતે પાટીદાર બોર્ડિંગ સ્થાપવાની યોજના નક્કી કરવામાં આવી હતી. અને આવી બોર્ડિંગ ભુજ ખાતે સ્થપાય તે દરમિયાન વાંઢાય ખાતે આવતી રામ નવમીને રોજ કામ ચલાઉ બોર્ડિંગ શરૂ કરવાની પૂજ્ય મ. ઓધવરામજીની સુચના સ્વીકારવામાં આવી હતી. આ કાર્ય અંગે કચ્છ તથા કચ્છ બહાર ફંડ ઉઘરાવવાનું નક્કી થયું હતું અને મુંબઈના સમાજ તરફથી રૂ. ૧૦,૦૦૦/- દસ હજાર ઉઘરાવવામાં આવ્યું હતું.
કચ્છના પ્રચાર કાર્યને વેગ આપવા મુંબઈના સમાજ તરફથી એક પ્રચાર ટુકડી પણ મોકલવાનું ઠરાવવામાં આવેલ

છે. ટુકડી થોડા વખતમાં કચ્છ આવી પહોંચશે.

**અમદાવાદ** ખાતેના કચ્છી પાટીદારોની તાજેતરમાં એક સભા મળી હતી અને ત્યાં સમાજની સ્થાપના કરવામાં આવેલ છે.

**નાગપુર :** ખાતે પણ સમાજની તા. ૨૭-૦૧-૪૬ના રોજ સ્થાપના કરવામાં આવેલ છે. અને ત્યાંના ભાઈઓ તરફથી પણ કચ્છના સમાજને સહકાર આપવાનો તથા બોર્ડિંગ માટે ફાળો ઉઘરાવવાનો ઠરાવ થયેલ છે. કલકતાનું આમંત્રણ : શ્રી ભીમજીભાઈ કેશરા તરફથી મળેલ છે અને ત્યાંના ભાઈઓ પણ સમાજને સહકાર આપવા તૈયાર છે. પરંતુ કચ્છના કાર્યના દબાણને લઈને ત્યાંનો પ્રવાસ મુલતવી રહેલ છે.

**મદ્રાસની ખાતરી :** શ્રી કરમશી શિવદાસ તરફથી મળેલ છે. તેઓ પણ સમાજના કાર્યને પોતાનો સંપૂર્ણ ટેકો આપવા તૈયાર છે.

અંતે સર્વે કચ્છી પાટીદારોને અમો સમાજના સર્વે ઠરાવોને અમલમાં મુકવા, બોર્ડિંગ માટે ફંડ ઉઘરાવવા તથા પોતાનો સર્વ પ્રકારનો સહકાર આપવા આથી હાર્દિક વિનંતી કરીએ છીએ.

**વાંચો અને વંચાવો અને સમાજનો પ્રચાર કરો**



# શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ

**હેડ ઓફિસ, નખત્રાણા-કચ્છ**

**સા. ૨૦૦૨ મહા સુદ ૧૩ ગુરૂવાર તા. ૧૪-૦૨-૪૬**

**પત્રીકા-૨**

**કચ્છ કડવા પાટીદાર સનાતની ભાઈઓને ખાસ (સુચના)**

આપણી સમાજે સા. ૨૦૦૨ના કારતક સુદ ૧૦ {VSAK: 15-Nov-1945} ના રોજે ગામ ૬૫ ના મળી શ્રી કોટડા જડોદરવાળા ગામે જે બંધારણ નક્કી કરેલ છે. તેના રીપોર્ટો છપાવવા આપેલા છે. તે ટૂંક સમયમાં તરત આવી જશે.

સમાજે જે લગ્નની તથા જે બંધારણ નક્કી કર્યું છે તે ઠરાવ અનુસાર કચ્છ કડવા પાટીદાર સનાતની ભાઈઓને વર્તવાનું છે. તેમાં કાંઈ પણ ફેરફાર થવાનો નથી.

સાંભળવામાં આવ્યું છે કે પીરાણાપંથી ભાઈઓ સનાતની સમાજના વિવાહની તારીખ જે નક્કી કરાવેલ છે. તે તારીખમાં ફેરફાર કરાવવા. મેલી મુરાદોની રમત રમી રહ્યા છે. તેથી સનાતન સમાજના ભાઈઓ ચેતતા રહે.

**સમાચારો**

સનાતન સમાજના પ્રમુખ તથા મંત્રી મુંબઈ પાટીદાર સમાજના આમંત્રણથી મુંબઈ ગયેલ. તે તા. ૯-૨-૪૬ના રોજે પાછા કચ્છ પહોંચી આવ્યા છે.

નખત્રાણા પાટીદાર સનાતની ભાઈઓ વચલા,વાસમાં શ્રી નારાયણ ભગવાનનું મંદિરના પાયાનું મુહૂર્ત તા. ૧૪-૨-૪૬ના દિવસના ૧૦ાા વાગ્યાના સુમારે સનાતન સમાજના આગેવાનો તરફથી કરવામાં આવ્યું હતું.

**રામપર રોહાવાળી** - શ્રી લક્ષ્મી નારાયણ ભગવાનનું મંદિરનું બાંધકામ ચાલુ કરી દિધુ છે.

**નારણપુર રોહાવાળી** -શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનું મંદિર બાંધવા નક્કી ઠરાવ કરવામાં આવેલ છે.

**મથલ** - શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનુ મંદિર બાંધવા માટે જમીન ખરીદ કરી ચુક્યા છે. ને તરતમાં મંદિરનું બાંધકામ ચાલુ કરી દેશે તેવા ખબર મળ્યા છે.

પાટીદાર સનાતન સમાજના કાર્યવાહકની સભા તરતમાં મળનાર છે.

**વાંચો અને વંચાવો અને સનાતન ધર્મનો પ્રચાર કરો.**

**પ્રકાશક મંત્રી**

**શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ**



# શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજે બહાર પાડેલા સુધારા

## પત્રિકા-૩

(૧) કચ્છ કડવા પાટીદાર ભાઈઓને વિનંતી કરવામાં આવે છે જે આપણો ધર્માદા પૈસો હજારોની સંખ્યામાં કચ્છથી બહારના મુસલમાનોને ધર્માદાના બહાના હેઠળ અપાય છે તે બંધ કરવા દરેક ભાઈને વિનંતી કરવામાં આવે છે.

(૨) આપણી જ્ઞાતિમાં કેટલીક જુની રૂઢીને લઈને હિંદુ ધર્મને ન છાજે તેવા કુરિવાજો જે જડ કરી બેઠા છે તે રિવાજોને દૂર કરવા અને હિંદુ ધર્મના રીતરિવાજો દાખલ કરવા જોઈએ.

(૩) આપણી જ્ઞાતિ ખેતીકારક હોવાથી ખેતીને જે રીતે ઉત્તેજન મળે ને ખેતી મજબુત થાય તેવા દરેક જાતના ઉપાયો કરવા જોઈએ.

(૪) આપણી જ્ઞાતિમાં કેળવણીનો અભાવ હોવાથી તદ્દન નિરઅક્ષર સ્થિતિમાં આપણી જ્ઞાતિના બાળકો ભવિષ્યને બગાડે છે. તેથી આપણી જ્ઞાતિને ઘણું સહન કરવું પડે છે. તેના માટે ગામો ગામ આપણા સમાજના ધર્માદાના નાણાથી સ્કૂલો સ્થાપવી જોઈએ ને બની શકે ત્યાં સુધી બોર્ડિંગ થાય તેવા પ્રયાસો  કરવા ખાસ વિનંતી છે.

(૫) આ જ્ઞાતિ આપણી જ્ઞાતિમાં બાળ લગ્નના કઢંગા રિવાજોને લઈને બાળકોમાં થતા કજોડાં તેમને પોતાના ઘરસંસાર ચલાવવા માટે ને દુઃખો સહન કરવા પડે છે તેના લીધે કેટલીક લાંચખાઉ જ્ઞાતિના દલાલો છુટાછેડા કરાવીને ઘરોમાં મતભેદો ઉભા કરીને જે જ્ઞાતિમાં કુસંપના બીજ વાવી રહ્યા છે અને આપણે કડવા પાટીદારો છીએ  તે આપણા સમગ્ર પાટીદારોના ધર્મ હિંદુ સંબંધી જે રહેણીકરણી હોય તે પ્રમાણે વર્તવું જ જોઈએ.

(૬) આપણી સમાજનાં પૂર્વે પડેલી ધર્મ સંબંધી ન છાજતી ચાલી આવેલ પ્રથાને દૂર કરવી જોઈએ. આપણી જ્ઞાતિના ભાઈ તથા બહેનનું મરણ થાય છે તો તેને જે જમીનમાં દાટવાની પ્રથા છે તે બંધ કરાવવીને તેને બદલે હિંદુ ધર્મના નિયમ અનુસાર અગ્નિ સંસ્કાર કરવો જોઈએ. આપણી નાતના લગ્નો આપણી જ્ઞાતિના બાળકોના લગ્નો જે મુખી હસ્તે કરવામાં આવે છે તેના બદલે હિંદુ વૈદિક ધર્મ અનુસાર વિદ્વાન બ્રાહ્મણોના હસ્તે કરાવવા જોઈએ.

(૭) પ્રચારક ભાઈઓએ પ્રચાર કરતી વખતે હંમેશા યાદ રાખવું કે પોતાની જ્ઞાતિ ગંગા છે એમ માની અને તેના ભાઈ અગર બહેનોની લાગણી ન દુ:ખાય તે રીતે અહિંસાનું સંપૂર્ણ પણે પાલન કરી પ્રચાર કરવો.

## સમાચારો

કચ્છ કડવા સનાતન સમાજની કારોબારીની બેઠક તા. ૧-૩-૪૬ના વિરાણી ગામે ભેગી થયેલ હતી તે બેઠકમાં ગામ શ્રી કોટડા જડોદર વાળા ગામે ગામ ૬૫ના મળી જે લગ્નની તારીખ તથા તેનું બંધારણ જે નક્કી કરવામાં આવેલું છે. જેની પત્રિકાઓ માત્ર ગામો ગામ પહોંચાડી આપવા સુચન કરવામાં આવેલ હતું. ત્યાર બાદ આપણી સભાનું સંગઠન વધારવા તથા આપણા સમાજના આવતા લગ્નમાં મોટી સંખ્યામાં હિંદુ વૈદિક ધર્મ અનુસાર લગ્ન ચોરીથી થાય તેવી જાતની પ્રચારકોને સમજાવટ કરવામાં આવી હતી ને પ્રચારના કાર્યની રૂપરેખાઓ નક્કી કરવામાં આવી હતી.

ઉખેડાના મંદિરની જમીન ખરીદ કરી ચુક્યા છે ને વિશાળ ભવ્ય મંદિર બંધાવવાના ખબર મળ્યા છે. રામપર મંદિરનું કામ લગભગ પૂરું થવામાં આવ્યું છે ને તરત જોધપુરથી ભગવાનની મૂર્તિ ખરીદવા અમુક ભાઈને મોકલવાનું નક્કી થઈ ચૂક્યું છે.

નખત્રાણાની વચલા વાસના મંદિરનું કામ ચાલુ છે.

સમાજના પ્રયાસો તરતમાં કચ્છના ગામે ગામ પ્રચાર કરવા જવાના છે.

**વાંચો અને વંચાવો અને સનાતન ધર્મનો પ્રચાર કરો.**

**સાંભળવામાં આવ્યું છે** જે તા. ૧-૩-૪૬ની રાત્રે ગામ અંગીયામાં પીરાણા પંથના નામચીન દલાલો ભેગા થયા હતા તે પીરાણા પંથમાંથી મુક્ત થનારા ભાઈઓ ઉપર કેવી રીતનું દબાણ લાવવું તથા તે ભાઈઓ પાસે કેવી રીતથી પૈસા કઢાવવા જેની યોજના કેમ કરવી તેના માટે નીચે મુજબ ઠરાવવામાં આવેલ હતું. પીરાણા પંથના નામચીન દલાલોએ ભુજના કોઈક વકીલની સલાહ લઈને સાચા ખોટા કેસો કેમ કરવા એની જાણકારી લીધી હતી.



# શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ પત્રિકા

## પત્રિકા નં. ૪ તા. ૫-૩-૪૬

## શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજે બહાર પાડેલા સુધારા

(૧) કચ્છ કડવા પાટીદાર ભાઈઓને વિનંતી કરવામાં આવે છે કે આપણો ધર્માદા પૈસો હજારોની સંખ્યામાં કચ્છથી બહારના મુસલમાનોને ધર્માદાના બહાના હેઠળ અપાય છે તે બંધ કરવા દરેક ભાઈને વિનંતી કરવામાં આવે છે.

(૨) આપણી જ્ઞાતિ ખેતીકારક હોવાથી ખેતીને જે રીતે ઉત્તેજન મળે ને ખેતી મજબુત થાય તેવા દરેક જાતના ઉપાયો કરવા જોઈએ.

(૩) આપણી જ્ઞાતિમાં કેટલીક જુની રૂઢિને લઈને હિન્દુ ધર્મને ન છાજે તેવા કુરિવાજો જે જડ કરી બેઠા છે. તે રિવાજોને દુર કરવાને હિન્દુ ધર્મના રીતરિવાજો દાખલ કરવા જોઈએ.

(૪) આપણી જ્ઞાતિમાં કેળવણીનો અભાવ હોવાથી તદ્દન નિરર્થક સ્થિતિમાં આપણી જ્ઞાતિના બાળકો ભવિષ્યને બગાડે છે. તેથી આપણી જ્ઞાતિને ઘણું સહન કરવું પડે છે. તેના માટે ગામો ગામ આપણા સમાજના ધર્માદા નાણાથી સ્કૂલો સ્થાપવી જોઈએ ને બની શકે ત્યાં સુધી બોર્ડિંગ થાય તેવા પ્રયાસો કરવા ખાસ વિનંતી કરવામાં આવે છે.

(૫) આપણી જ્ઞાતિમાં બાળ લગ્નના કઢુંગા રીવાજોને લઈને બાળકોમાં થતાં કુજોડાંતેમને પોતાના ઘરસંસાર ચલાવવા માટે જે દુઃખો સહન કરવા પડે છે તેને લીધે કેટલીક સ્વાર્થી વ્યક્તિઓ છુટાછેડા કરાવી જે મતભેદ ઉભા કરીને જે જ્ઞાતિમાં કુસંપના બીજ વાવી રહ્યા છે અને આપણે કડવા પાટીદારો છીએ તે આપણી સમગ્ર પાટીદારોની ધર્મ હિંદુ સંબંધી જે રહેણીકરણી હોય તે પ્રમાણે વર્તવું જ જોઈએ.

(૬) આપણી સમાજનાં પૂર્વે પડેલી ધર્મ સંબંધી ન છાજતી ચાલી આવેલ પ્રથા છે તે દૂર કરવી જોઈએ. આપણી જ્ઞાતિના ભાઈ તથા બહેનનું મરણ થાય છે તો તેને જે જમીનમાં દાટવાની પ્રથા છે તે બંધ કરાવીને તેને બદલે હિંદુ ધર્મના નિયમ અનુસાર અગ્નિ સંસ્કાર કરવો જ જોઈએ. આપણી નાતના લગ્ન આપણી જ્ઞાતિના મુખી હસ્તે કરવામાં આવે છે તેના બદલે હિંદુ વૈદિક ધર્મ અનુસાર વિદ્વાન બ્રાહ્મણોના હસ્તે કરાવવા જોઈએ.

(૭) પ્રચારક ભાઈઓ પ્રચાર કરતી વખતે હંમેશા યાદ રાખવું કે પોતાની જ્ઞાતિ ગંગા છે એમ માની અને તેના ભાઈ અગર બહેનોની લાગણી ન દુઃખાય તે રીતે અહિંસાનું પૂરી રીતે પાલન કરી પ્રચાર કરવો.

**વાંચો અને વંચાવો અને સનાતન ધર્મનો પ્રચાર કરો.**

**મંત્રી, શ્રી કચ્છ કડવા પાટીદાર**



# શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ પત્રિકા

## પત્રિકા નં. ૫

## શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજે બહાર પાડેલા સુધારા

(૧) કચ્છ કડવા પાટીદાર ભાઈઓને વિનંતી કરવામાં આવે છે કે આપણો ધર્માદા પૈસો હજારોની સંખ્યામાં કચ્છથી બહારના મુસલમાનોને ધર્માદાના બહાના હેઠળ અપાય છે તે બંધ કરવા દરેક ભાઈને વિનંતી કરવામાં આવે છે.

(૨) આપણી જ્ઞાતિ ખેતીકારક હોવાથી ખેતીને જે રીતે ઉત્તેજન મળે ને ખેતી મજબુત થાય તેવા દરેક જાતના ઉપાયો કરવા જોઈએ.

(૩) આપણી જ્ઞાતિમાં કેટલીક જુની રૂઢિને લઈને હિન્દુ ધર્મને ન છાજે તેવા કુરિવાજો જે જડ કરી બેઠા છે. તે રિવાજોને દુર કરવા ને હિન્દુ ધર્મના રીતરિવાજો દાખલ કરવા જોઈએ.

(૪) આપણી જ્ઞાતિમાં કેળવણીનો પ્રભાવ હોવાથી તદ્દન નિરર્થક સ્થિતિમાં આપણી જ્ઞાતિના બાળકો ભવિષ્યને બગાડે છે. તેથી આપણી જ્ઞાતિને ઘણું સહન કરવું પડે છે. તેના માટે ગામો ગામ આપણા સમાજના ધર્માદા નાણાથી સ્કૂલો સ્થાપવી જોઈએ ને બની શકે ત્યાં સુધી બોર્ડિંગ થાય તેવા પ્રયાસો કરવા ખાસ વિનંતી કરવામાં આવે છે.

(૫) આપણી જ્ઞાતિમાં બાળ લગ્નના કુજોડા તેમને પોતાના ઘરસંસાર ચલાવવા માટે જે દુઃખો સહન કરવા પડે છે તેને લીધે કેટલીક સ્વાર્થી વ્યક્તિઓ છુટાછેડા કરાવી જે મતભેદ ઉભા કરીને જે જ્ઞાતિમાં કુસંપના બીજ વાવી રહ્યા છે અને આપણે કડવા પાટીદારો છીએ તે આપણી સમગ્ર પાટીદારોની ધર્મ હિંદુ સંબંધી જે રહેણી કરણી હોય તે પ્રમાણે વર્તવું જ જોઈએ.

(૬) આપણી સમાજનાં પૂર્વે પડેલી ધર્મ સંબંધી ન છાજતી ચાલી આવેલ પ્રથાને દૂર કરવી જોઈએ. આપણી જ્ઞાતિના ભાઈ તથા બહેનનું મરણ થાય છે તો તેને જે જમીનમાં દાટવાની પ્રથા છે તે બંધ કરાવવાને તેને બદલે હિંદુ ધર્મના નિયમ અનુસાર અગ્નિ સંસ્કાર કરવો જોઈએ. આપણી નાતના લગ્નો આપણી જ્ઞાતિના બાળકોના લગ્નો જે મુખી હસ્તે કરવામાં આવે છે તેના બદલે હિંદુ વૈદિક ધર્મ અનુસાર વિદ્વાન બ્રાહ્મણોના હસ્તે કરાવવા જોઈએ.

(૭) પ્રચારક ભાઈઓ પ્રચાર કરતી વખતે હંમેશા યાદ રાખવું કે પોતાની જ્ઞાતિ ગંગા છે એમ માની અને તેના ભાઈ અગર બહેનોની લાગણી ન દુઃખાય તે રીતે અહિંસાનું સંપૂર્ણ પણે પાલન કરી પ્રચાર કરવો.

**વાંચો અને વંચાવો અને સનાતન ધર્મનો પ્રચાર કરો.**

**મંત્રી, શ્રી કચ્છ કડવા પાટીદાર**



# કચ્છ કડવા પાટીદાર સમાજ
# પત્રિકા નં. ૬ તા. ૧૨-૦૮-૪૬
# પ્રકાશક હેડ ઓફીસ નખત્રાણા, કચ્છ

શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજની સામાન્ય કારોબારી શ્રી નખત્રાણા સ્થાને તા. ૯-૮-૪૬ શુક્રવારની રાત્રે મળી હતી તે કારોબારીમાં શ્રી કચ્છમાં પ્રચાર કાર્યને વધુ વેગવાન બનાવવા તથા અખીલ કચ્છ કડવા પાટીદારની મોટી કારોબારી બોલાવવાનું નક્કી થયેલ છે. જે તે જનરલ મીટીંગ સા. ૨૦૦૩ના કારતક સુદ ૧૫ {VSAK: 09-Nov-1946} ના રોજે બોલાવવાનું નક્કી કરવામાં આવ્યું છે.

સાંભળવામાં આવ્યું છે કે પીરાણા પંથના નામચીંધ દલાલો પાટીદાર સમાજનું પ્રચાર કાર્ય અમોએ બંધ કરાવી નાખ્યું છે. આવું ગદું વાતાવરણ વહેતું મુકવાના સમાચારો સાંભળવા મળે છે પરંતુ સનાતન ભાઈઓએ તેમ માનવાનું નથી. સમાજનું મંડળ પોતાનું પ્રચાર કાર્ય જે રીતે હંમેશાં થયે જાય છે તેવી જ રીતે કાર્ય કર્યે જાય છે ને આપણો સમાજ દીન પ્રતિદિન વધુ સંગઠીત બનતો જાય છે તે તમો સર્વે જાણો છો અને નીચેના ટૂંક મુદ્દાઓથી પણ જણાશે.

**હાલે તરતમાં થયેલ સુધારાઓ**

**રતડીઆ** :- અત્રે કેટલાંક મુસલમાની તત્ત્વોને તિલાંજલી આપી નવા સુધારા કરવામાં આવેલ છે.

**દેસલપર** :- અત્રે પણ કેટલાંક મુસલમાની તત્ત્વોનો નાશ કરી સુધારા કરવાના સમાચારો મળેલ છે.

**રામપર** (સરવા) :- અહીં પણ ઉપર મુજબ કેટલાંક સુધારાઓ કરવામાં આવેલ છે.

**દેવપર** (જખવાળી) :- અહીં પણ મુસ્લીમ તત્ત્વો કાઢી હિંદુ સનાતન ધર્મના નક્કી કરેલ સુધારા દાખલ કરવાનો ઠરાવ કરવામાં આવેલ છે અને તે જન્માષ્ટમીના રોજે અમલમાં લેવાનું સાંભળવામાં આવેલ છે.

**રામપર** (રોહા) :- અત્રે મંદિરની પ્રતિષ્ઠા કરવાનું માગશર માસમાં નક્કી રાખ્યાનું સંભળાય છે.

**નખત્રાણા** :- શ્રી સત્યનારાયણ ભગવાનનાં મંદિરની પ્રતિષ્ઠા પણ માગશર માસમાં થવા સંભવ છે. મંદિરનું બાંધકામ વર્ષાઋતુના કારણે હાલ બંધ રાખવામાં આવેલ છે.

એ રીતે દરેક ગામોમાં પ્રચાર કાર્યના પરિશ્રમથી ઉપર મુજબ તથા બીજાં કેટલાંક ગામોમાં પીરાણા સતપંથ નામે ચાલી આવેલ જ્ઞાતિને હિણપદ નામના કલંકને તિલાંજલી આપી સનાતન સમાજના ધ્યેયને લાગુ પડતા આવે છે. તેથી સનાતન સમાજ દીન પ્રતિદિન વધુ સંગઠીત બનતો જોઈ પીરાણા પંથના નામચીંધ ભાઈઓ દોડધામ કરી રહ્યા છે. પરંતુ તે તેમના માત્ર પ્રયોગો નિષ્ફળ બનતા જાય છે.

સનાતન ભાઈઓને નમ્ર વિનંતી

આપના ગામો ગામમાં પીરાણા પંથીઓ તરફથી આપને થતી કનડગતનો અહેવાલ સમાજની ઓફીસે મોકલાવવા આપને ભલામણ કરવામાં આવે છે.

જન્માષ્ટમીનો તહેવાર નજીક આવતો જાય છે પરંતુ જુની રૂઢી પ્રમાણે જે પ્રથા ચાલી આવે છે તે પ્રથાનો નાશ કરવા દરેક ગામના  યુવાનોએ પ્રયાસો જારી રાખ્યા છે પરંતુ પ્રભુ તેમના કાર્યને સફળતા આપે અને જન્માષ્ટમી જેવા મહાન શુભ અવસરને વિધીથી ઉજવતાં ભાઈઓ તથા બહેનો શીખે એમ જ્ઞાતિ ને ઉન્નતિના માર્ગે લઈ જવા ઈચ્છતા ભાઈઓ ઈચ્છી રહ્યા છે.

અસ્તુ.

**વધુ સમાચારો આવતી પત્રિકામાં**
**વાંચો અને વંચાવો અને સનાતન ધર્મનો પ્રચાર કરો.**



## કચ્છ કડવા પાટીદાર સમાજ
## પત્રિકા નં. ૭, તારીખ : ૨૪-૦૮-૧૯૪૬
## શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજે બહાર પાડેલા સુધારા

કેળવણી વિશે જગત ઉપર બધા દેશના માણસો રીતરિવાજ કેળવણી શિક્ષણ વગેરેમાં  ખુબ આગળ વધી રહ્યા છે જ્યારે આપણા કચ્છ દેશમાં આપણે પાટીદારો વર્ષોનાં વર્ષો વીતી ગયાં તો પણ અંધારે ખૂણે અટવાઈ કેળવણી રૂપી જ્ઞાન ચક્ષુ મેળવતા નથી આપણાથી જે ઘણી પછાત કોમો હતી તે પણ કેળવણીથી આજે આગળ આવી રહી છે કારણ કે વિદ્યા, દાન, વિદ્યા ધન એ સર્વે દાનોને ધનોમાં મહાન છે. મોટી ઉંમરના માણસો ન ભણી શકતાં હોય તો બાળકોને ભણાવો કુમળાં બાળકોને જેમ વાળશો અને જેવા સંસ્કાર પાડશો તેવા છોકરાઓને ભણાવવા અને કન્યાઓને ન ભણાવવી એવું જે ભૂત આપણી જ્ઞાતિમાં ભરાયું છે તે કાઢવું જોઈએ. છોકરો ભણેલો હોય અને છોકરી અભણ હોય તો તેમનો સંસાર સુખી નહિ નીવડે. રૂઢીચુસ્ત રિવાજોને વળગી રહી લાકડે માકડું વગાડવાથી પાયમાલી થશે કારણ કે હાલની કન્યાઓતે ભવિષ્યની માતાઓ છે માતાઓ કેળવાયેલ અને સંસ્કારી હશે તો બાળકોને પણ સારાં ઘડશે માતા અજ્ઞાન અને જડવત્ હશે તો બાળકો મૂર્ખ અને જંગલી થવાના છે.

**નવીન ખબરો**

**વિથોણ** : અત્રે મુસલમાની તત્ત્વોને તિલાંજલિ  આપી હિન્દુ તત્ત્વો જ્યોતિષ ધામમાં દાખલ કર્યાં એવા સમાચાર મળેલ છે. આ ધામમાં    સામાજીક ઝઘડા કરાવનાર તથા ખોરંડે કઢાવનાર એક ટોળકી ઉભી થઈ છે ને તે ગામના એક સનાતન સમાજના મુખ્ય આગેવાન ઉપર ખોટો પોલીસ કેસ ઉભો કર્યો છે ને તેવા ખોટા સાચા સામાજીક વહેવારોમાં પૈસા કઢાવી રહ્યા છે તો સનાતની ભાઈઓએ ચેતતા રહેવું.

**નખત્રાણા** : અત્રે સનાતની (ભાઈ) સારી રીતે  સંગઠન સાધી રહેલ છે અને જ્ઞાતિ પંચનું કાર્ય કુશળતાપૂર્વક કરવાના પ્રયાસો કરી રહ્યા છે. શોકજનક અવસાન અહીંના પટેલ માવજીભાઈ પુંજા જબવાણીનું તા. ૧૪-૦૮-૪૬ના રોજે હાર્ટ ફેલથી અવસાન થયું છે. આ ભાઈ સમાજના કાર્યમાં સારો ભાગ લઈ રહેલ હતાને કરાંચીમાં

ભરાયેલ કડવા પાટીદારની બીજી પરિષદના પ્રમુખ હતા પ્રભુ તેમના આત્માને શાંતી આપે.

મથલની બાજુમાં આવેલ યક્ષધો : અત્રે જન્માષ્ટમીના મોજે કોટડા, કાદીયા, મથલ, ખોંભડીને ટોડીઆ વગેરે આજુબાજુના ગામોના પાટીદાર ભાઈઓ ભેગા થઈ રાસલીલા કરેલને ઉપર જણાવેલ ગામના પાટીદાર યુવકોએ યજ્ઞોપવિત ધારણ કરવા એક નાનું સરખું યજ્ઞ કરવાનો સમારંભ ગોઠવવામાં આવેલ હતો ને ખોંભડી તથા કાદીયાની વોલીન્ટીયર ટુકડીઓ ધ્વજ પતાકા સહિત હાજર હતી.

**રતડીઆ :** આ ગામમાં એક સંપથી જ્યોતિષ ધામમાં પીરાણા તત્ત્વો કાઢી નાંખી હિન્દુ મત દાખલ કરવામાં આવેલ છે. પરંતુ કેટલીક સ્વાર્થી વ્યક્તિઓ તે કાર્ય ભૂસેડી નાખવા દોડધામ કરી રહેલ છે પણ કંઈ વળે તેમ નથી. ખોભંડી : અત્રે પીરાણા પંથીઓ અને સનાતની ભાઈઓ વચ્ચે સહેજ ઘર્ષણ થયું હતું પરંતુ પાછું વાતાવરણ શાંત થઈ ગયું છે.

**વીરાણી :** સમાજના પ્રમુખ સાહેબ ટુંક સમયને માટે મુંબઈ જવા વિશેષ કાર્ય ચલાવી રહેલ છે. અસ્તુ. વધુ ખબરો આવતી પત્રિકામાં.

**વાંચો..............અને...........વંચાવો....**
**મંત્રી, કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ**



## કચ્છ કડવા પાટીદાર સમાજ પત્રિકા નં. ૮
## પ્રકાશક હેડ ઓફિસ નખત્રાણા કચ્છ
## ગતાંકથી ચાલુ :

**કેળવણી વિશે :** આપણી જ્ઞાતિ પહેલાંના સમયમાં ખેતીના કાર્યમાં વળગી રહેલી હતી ને તે તેમાં સંતોષથી વર્તી રહી હતી. પરંતુ હાલ તો તે બંધુંયે નાશ પામ્યું છે. થોડું છે તે પણ નિભાવવાનું સાધન રહ્યું નથી માટે હાલ આપણી જ્ઞાતિ જે પ્રગતિને પંથે છે તેનું મુખ્ય સાધન કેળવણી અને સમય પ્રમાણે સુધારો કરવાનો છે આપણી જુનવાણી રીત જે ગાડરીઓ પ્રવાહ ચાલ્યો એટલે ચાલ્યો એ રીતમાં લાભ નથી બાપદાદાઓના ધંધાઓને છોડી દઈ ઘણાઓએ પોતાની ઉન્નતિ સાધી છે અને સારા હોદ્દાઓ પણ મેળવ્યા છે આપણી જ્ઞાતિમાં સેંકડે પાંચ ટકા પણ સારો ભણેલો વર્ગ નથી અને જે ભણેલા છે તેમાંના થોડા જ માણસો સુધારણાર્થે ખુબ મહેનત કરતા લાગે છે. આપણી જ્ઞાતિમાં બાળીકાઓ તો ભાગ્યે જ ભણેલી છે જે ભણેલીઓ છે તે તદન દબાઈ ગયેલી દુઃખી જીંદગી જીવે છે તેમણે પોતાની બહેનોના કલ્યાણાર્થે બહાર આવી માર્ગ દર્શન કરાવવું જોઈએ તેમાં તેમનો પોતાનો વિકાસ અને કલ્યાણ થવાનું છે .

**અપૂર્ણ પ્રચારથી થતી અસર :-**

**દુર્ગાપુર** : આ ગામમાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનના મંદિરમાં આખો શ્રાવણ માસ દિવસના ભાગમાં

શીવપુરાણનાં વ્યાખ્યાનની યોજના રાખવામાં આવેલ હતી અને રાત્રે ઠાકર થાળી વગેરે સત્સંગ સારા રૂપમાં રાખવાનો પ્રબંધ કરવામાં આવેલ હતો ને તે કાર્યમાં ભાગ લેવા આજુબાજુના પાટીદાર ભાઈઓ રાત્રે તથા દિવસના ભાગમાં ભાગ લઈ રહેલ હતા ને શ્રાવણ માસના મહીમા વિષેનું સારામાં સારો લાભ દુર્ગાપુરના ભાઈઓએ તે તાલુકાના ભાઈઓને અપાવેલ હતું.

**બિદડા :** આ ગામમાં પીરાણા તત્ત્વોને તિલાંજલી આપી હિંદુ ધર્મના સુધારાઓ દાખલ કરવામાં આવ્યા છે.

**રાયણ :** આ ગામમાં પ્રચારના પ્રકાશથી સારામાં સારી જાગૃતી આવી છે ને તે જાગૃતીથી  પીરાણા પંથના નામચીંધ ભાઈઓને ઘણો જ ઉહાપોહ જાગવાથી માંડવીમાં પોલીસ કેસ નોંધાવેલ હતો ને પોલીસની સત્તા લઈ ફરી સુધારા પક્ષના ભાઈઓ ઉપર પોતાનું વર્ચસ્વ જમાવવા આ પ્રબંધ કરેલ હતો. પરંતુ તેવા સમાચાર આજુબાજુના સનાતની ભાઈઓને મળતાં તે રાયણ ગામે પહોંચી ગયા હતા ને તે રાયણ ગામના જ્યોતિષ ધામની જગ્યા આવેલી છે ને જે ગામમાં લગભગ ત્રણસો માણસોની જન સંખ્યા છે. પીરાણાંને માનનારાની સંખ્યા તમામ ઓછી છે આ ઝઘડાનો તોડ કરવા માટે એક પંચ  પાટીદાર ભાઈઓનું નક્કી કરવામાં આવેલને તે પંચે તેમને નીચે મુજબના નિર્ણય આપેલ છે. તે ગામની સ્થાવર જંગમ મિલકતનું નિરીક્ષણ કરીને જેમાં જ્યોતિષ ધામનું ધામ આવેલું છે તે જ્યોતિષ ધામના સ્થળ વાળું પાંચ ફૂટ પહોળાઈ દસ ફૂટ લાંબું એટલું સ્થાન મુકીને બાકીની માત્ર મિલકત  તથા તેના કબજા વગેરેમાં માત્ર સભ્યોનો સરખો ભાગ છે એમ નિર્ણય કરેલ છે ને ગ્રાઉન્ડમાં નવું મંદિર બાંધવુ ને તે મંદિરની માલીકી સ્વતંત્ર મંદિર પક્ષમાં રહેલા ભાઈઓની રહે એમ ઠરાવવામાં આવ્યું છે ને બાકીની મિલકત માટે સ્થાવર જંગમ તથા રોકડ વગેરે બંને પાર્ટીઓમાંથી સભ્યોની નજરે ટ્રસ્ટીઓ નક્કી કરવામાં આવ્યા છે. જે તેનો વહીવટ જ્યાં સુધી એક સંપથી ચાલે ત્યાં સુધી ચલાવવાને કોઈ પણ જાતનો પક્ષપાત થાય તો બંને પાર્ટીઓએ જન સંખ્યાની ગણતરી એ તે મીલકતની વહેંચણી કરી આપવી આ રીતે ઠરાવ કરવામાં આવેલ હતો ને મંદિરના બાંધકામ માટે તે જ વખતે ખરડો શરૂ કરવામાં આવેલ તેમાં લગભગ કોરી ૫૦૦૦/- પાંચ હજાર બંને પાર્ટીઓએ મળી ભેગી કરેલ છે ખરડો ચાલુ છે ને તરતમાં મંદિરનું બાંધકામ શરૂ થશે.

**કાદીયા આથમણી :** આ ગામમાં સનાતની ભાઈઓનું મોટામાં મોટું જુથ છે ને તે ભાઈઓ શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનું મંદિર જુદું ઉભું કરી પોતાનો ધર્મ પાળ્યે જાય છે પરંતુ તેમનું સંગઠન તથા તેમની ધર્મ પ્રત્યે  સારી લાગણી જોઈ પીરાણા પંથી કેટલાક નામચીંધ ભાઈઓ તેમને કેટલીક વહેવારીક બાબતોમાં કનડગત કરી રહ્યા છે ને તેમના શુભ-અશુભ અવસરોમાં વિઘ્નો ઉભાં કરવાના પ્રબંધો કરી રહ્યા છે પરંતુ તે તેમના માત્ર ખોટા પ્રયોગો નિષ્ફળ બનતા જાય છે ને સનાતન પક્ષના ભાઈઓ મક્કમતાથી એકતાને વધાર્યે જાય છે.

**કોટડા (ખેડોઈવાલા)** આ ગામમાં બંને પાર્ટીઓ સરખી હતી ને જુદા જુદા ધર્મસ્થાનોને સ્વતંત્ર રીતે માન્યે જતા હતા પરંતુ પંથની મંજીયારી મિલકતનો ભોગવટો માત્ર એકલા જ પીરાણા પંથીઓ કરી રહ્યા હતા પરંતુ પોતાની ભુલ તેમને જણાતાં તે પંચની માત્ર મિલકતમાંથી  બંને પક્ષના સભ્યોની નજરે કાયદેસર ભાગ પાડી આપવામાં આવેલ છે એવા સમાચારો મળેલ છે.

**ખેડોઈ :** આ ગામમાં મંદિરની પ્રતિષ્ઠા થયા બાદ બંને પાર્ટીઓ વચ્ચે તકરારો શરૂ થઈ છે અને લગભગ પાંચ

કેસો અંજાર કોર્ટમાં દાખલ કરવામાં આવેલ છે જેમાંથી એક કેસનો નિર્ણય બહાર આવેલ છે જે ખેડોઈ ગામની પાટીદાર ભાઈઓની માત્ર મિલકત ફક્ત પીરાણા પંથીઓ પોતાની ઠરાવી બેઠેલા હતા તે મિલકત ખેડોઈના સમસ્ત પાટીદારોની ઠરાવી આપી છે ને બાકીના ચાર કેસોમાં એક કેસ જે મંદિરમાં હાડકાં નાંખવા સંબંધીનો તે કેસ અંજાર કોર્ટે કમિટ કરી ભુજ મોકલાવેલ છે જેનો નિર્ણય આવ્યેથી બીજી પત્રિકામાં ખબર આપશું.

**ગઢશીસા :** અત્રે શુદ્ધિવાળા ભાઈઓ કે જેની આપણી સાથે ન ખાવાની દઢ પ્રતિજ્ઞા હતી તે તોડીને આપણા સનાતની ભાઈઓ સાથે ખાવા-પીવાનો વહેવાર ચાલુ કરેલ છે.

**વાંઢાય :** અત્રે ગામ શ્રી લુડવાના આપણી જ્ઞાતિના બે બાળકોનું મહારાજ શ્રી દયાલદાસજી ભરણપોષણ કરી રહેલ છે અને ઈશ્વર રામજી ગુરૂકુળમાં વિદ્યાભ્યાસ કરાવી રહેલ છે તે આપણી જ્ઞાતિને કેળવણીને માર્ગે દોરી રહેલ છે.

વીરાણી : સમાજના પ્રમુખશ્રી રતનશીભાઈ ખીમજી તારીખ ૩૦-૮-૪૬ ના રોજ ભુજથી મુંબઈ તરફ રવાના થઈ ગયા છે.

**અસ્તુ. તા. ૩૧-૮-૪૬**

**વાંચો..............અને...........વંચાવો....**



## શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ પત્રિકા નંબર ૯

**તારીખ : ૯-૯-૧૮૪૬** **પ્રકાશક : હેડ ઓફિસ નખત્રાણા-કચ્છ**

**ગતાંકથી ચાલુ :**

કેળવણી વિશે : વીર માતાપિતાના બાળકો વીર બનો, પોતાની જીંદગીના કલ્યાણ માટે દુર્વ્યસનો,વેરતા, અજ્ઞાનતા, નિરક્ષરતા, નિર્માલ્યન, પ્રેમથી જીંદગીની ખોડોને નાબુદ કરો અને ઉંડી ખીણોમાં અટવાતી ઉચ્ચ ભાવના ફળી નર, નારીઓ સમાજમાં ઘડતરમાં તમામ મહાનધર્મ આપો ખમીર સાચવજો ગુજરાત કાઠીયાવાડની જ્ઞાતિનું સંગઠન સાધી આવતા યુગને ઓળખી પોતાનું ખમીર ટકાવી રાખે એ સંગઠન પાછળનું હેતુ હોય છે. કાઠીયાવાડની ખમીરવંતી જ્ઞાતિ આધુનિક નિર્બળતા અને સંગઠન પાછળનો હેતુ હોઈ શકે, પ્રાંભરીચંદ એ સંગઠન તથા સંચાલકોએ વિચારવું રહ્યું. આ સંગઠનથી સંપ થાય અને બહાદુર જ્ઞાતિ પોતાની શક્તિ કેળવે ગુમાવે નહિ અને જે રીતે આગળ વધે એમ ઈચ્છું છું. સંપૂર્ણ.

**નવીન ખબરો**

**નાગપુર :** અહીં વસતા પાટીદાર ભાઈઓના તા. ૨૬-૮-૪૬ના પત્રથી જણાવેલ કે પીરાણા પંથી ભાઈઓ નાતના કે પટેલો જે ખોટા ખર્ચાઓમાં તથા તે પટેલો બેફામ બીન આવડતથી ખર્ચી રહ્યા છે તેને માટે નાગપુર કચ્છ કડવા પાટીદાર સમાજ વિરોધની સાથે દીલગીરી જાહેર કરે છે અને આવા ખોટા કાર્યોને ઉત્તેજનને આપવા પ્રભુ તેઓ ને સદબુદ્ધિ આપે એવી પ્રભુ પાસે પ્રાર્થના કરીએ છે.

**મથડી :** જો સનાતન ભાઈઓએ આખો શ્રાવણ માસ  અત્રે ભગવાનની ઢાકપીછોળી કર્યા બાદ ચોકમાં રાસ લીલાનો સમારંભ સારા રૂપમાં પ્રબંધ કરવામાં આવેલ જેનો લાભ આજુબાજુની પાટીદાર ભાઈઓએ સારા પ્રમાણમાં આપેલ પીરાણા પંથીઓને આવો ઉત્સાહ જોઈને હૃદયમાં કંપારી ઉઠે છે જો જુનવાણી રીતવાળા ભાઈ બહેનોમાં તથા બાળકો પણ સારા રૂપમાં .... છોકરાઓ ઉપર જુના વિચારના ભાઈઓ .... મક્કમતાથી આ કાર્યમાં ભાગ લઈ રહેલ છે. મંદિરમાં દર માસે આસો તથા ... રાત્રીના ભાગમાં કાયમને માટે સત્સંગ તથા રાસલીલાઓની યોજના રાખવામાં આવેલ છે.

ઉખરડા : પ્રસિદ્ધ ... મોકલાવેલ સમાચાર અમારું ગામ
લાલ એરોથી બીજા એરો સુધી



## શ્રી  કચ્છ કડવા પાટીદાર સમાજ પત્રિકા નંબર ૧૦
### પ્રકાશક : હેડ ઓફિસ નખત્રાણા-કચ્છ
### સાં.૨૦૦૩ મિતી ભાદરવા વદ ૧૦ શુક્રવાર તા. ૨૦-૯-૪૬

**પ્રચારથી થતી અસર**

**ઘડુલી** : આ ગામમાં એંશી ઘર વાળાઓએ  સનાતન ધર્મનો સ્વીકાર કરેલો છે. અને પીરાણા ધર્મનો બહિષ્કાર કરેલો છે.

**અકરી :** આ ગામમાં પાટીદાર ભાઈઓએ ભાદરવા સુદ ૬ના બધા એકત્ર મળી કરી ગામમાં ધર્માદા જગ્યામાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની પાનમૂર્તિની સ્થાપના કરવામાં આવેલી છે.

**દયાપર** : આ ગામમાં માત્ર પાટીદાર ભાઈઓ સનાતન ધર્મ પાળે છે પણ ફક્ત દસ ઘર વાળાઓ હજુ સુધી પીરાણા પંથનું કાળું કલંક ગળે લઈ બેઠા છે. તે ભાઈઓ દસ ઘર રહી જવાથી ઘણા જ વિચારમાં પડી ગયા છે. પરંતુ પોતાની જ આપખુદી જે ચલાવી સનાતન ભાઈઓને હેરાન કરેલ છે તે પાપના પરિણામથી આજે તે દશ ઘરને એકલા રહેવું પડ્યું છે. હવે એ પોતાનો ખોટો હઠાગ્રહ છોડે એમ ઇચ્છીએ છીએ.

**દોલતપર** : આ ગામમાં યુવાનો તથા શ્રી લખપત વહીવટદાર સાહેબ સાથે રહી શ્રી લક્ષ્મી નારાયણ ભગવાનની પાનમૂર્તિ મંદિરમાં પધરાવવામાં આવી છે. આ સમારંભમાં દયાપરના યુવકો તથા આજુબાજુના વિશેષ  ભાઈઓએ ભાગ લીધો છે. આ રીતે સત્તા ધારીઓ જે આવા લખપત તાલુકાના વહીવટદાર સાહેબે હિન્દુ ધર્મને જે ઉત્તેજન આપી પોતાની ફરજ અદા કરી છે તે બદલ કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજના ભાઈઓ તેઓનો આભાર માને છે.

**ધારેશી :** આ ગામના બધા પાટીદાર ભાઈઓએ મળી જે જુનું 'ખાનું' હતું તેને ફગાવી નવેસર મોટું વિશાળ મકાન બનાવી તેમાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની મૂર્તિઓ પધરાવવાનો ઠરાવ કરવામાં આવેલ છે.

## ૨૪. સનાતન સમાજ પત્રિકાઓ

**વાલકા :** આ ગામમાં બાર ઘરવાળા પાટીદારોએ પીરાણા પંથને છોડી હિન્દુ સનાતન ધર્મ સ્વીકાર્યો છે અને ગયા ચૈત્ર માસમાં શ્રી લક્ષ્મીનારાણ ભગવાનની પાનમૂર્તિ મંદિરમાં પધરાવી છે.
એ રીતે ઉપર જણાવેલ ગામોમાં પ્રચારની અસરથી સુધારા થતા જાય છે અને કોઈ પણ જાતના વીખવાદ વગર તથા કોઈ પણ જાતનો ખાવા-પીવાનો ભેદભાવ રાખ્યા વગર શાંતિ અને સલાહ સંપથી પીરાણા ધર્મને છોડી સુમાર્ગના પંથે પાટીદાર ભાઈઓ વળી રહ્યા છે.

**ઘાટકોપર :** માનકુવાના રાજારામભાઈનાં ધર્મપત્નીનું અવસાન તા. ૨-૯-૪૬ના રોજે થયું છે. ને રાજારામ શામજી તા. ૧૮-૯-૪૬ના રોજે માનકુવા તરફ રવાના થવાના છે.

**કરાંચી :** તા. ૧૦-૦૯-૪૬ના પત્રથી શ્રી જીવરાજભાઈ હીરજી ઉકાણી જણાવે છે કે કરાંચીના પાટીદાર ભાઈઓ સનાતન ધર્મના પ્રચાર દરેક જાતની સાથ તથા સહકાર સાધવાનો પત્ર દ્વારા જણાવે છે.

**નાગપુર :** તા. ૯-૯-૪૬ના પત્રથી નાગપુર પાટીદાર સમાજ જણાવે છે જે ગયા શ્રાવણ સુદ ૧૫ના રોજે જુદા જુદા ગામના ૩૦થી ૩૫ ભાઈઓએ વિધીપૂર્વક યજ્ઞોપવિત ધારણ કરેલ છે ને તે દિવસે એક સારા રૂપમાં યજ્ઞ સમારંભ કરવામાં આવેલ ને તે રોજે પાટીદાર ભાઈઓની સભાના ફોટાઓ પણ લેવામાં આવેલ છે. જેની નકલો સમાજની હેડ ઓફીસે પણ મોકલવાનું લખી જણાવે છે.

**ચકખિરીઆ :** થી ભાઈશ્રી પુંજાભાઈ ખેતશી નખત્રાણા વાળાએ (ગ્વાલીયર સ્ટેટ) જ્ઞાતિ હિત માટે એક **"યુવકોના ઉદ્‌ગાર"** અથવા ઉન્નતિનાં ગીત નામનું એક પુસ્તક લખી સમાજની ઓફીસે પ્રકાશન કરવા મોકલાવેલ છે એ પુસ્તિકા જ્ઞાતિમાં સંસ્કૃતિનો ઉદય થાય ને જ્ઞાતિને તેમાંથી ઘણું જાણવાનું મળે એવા જ્ઞાતિ હિત માટે આ પુસ્તક લખાયેલું છે તે પુસ્તક કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજના નામથી પ્રસિદ્ધમાં મુકવા લખેલું છે તો તે છપાવવાને માટે જે ભાઈઓને તે પુસ્તક પ્રસિદ્ધ કરવાના ખરચમાં મદદરૂપ થયું હોય તો તેમણે પોતાનું નામ સમાજની ઓફીસે મોકલી આપવા મેરબાની કરશો ને તે દાન દાતાઓનાં નામ તે પુસ્તિકામાં પ્રગટ કરવામાં આવશે.

ઉપરની હકીકત અમોને જે ટપાલ દ્વારા પ્રાપ્ત થઈ છે તે સમાજને જાણવા ખાતર આ પત્રિકામાં પ્રગટ કરવામાં આવી છે. હવેથી દરેક ભાઈઓ તથા લેખકોએ પોતાના ગામમાં અગર આજુબાજુના ગામોમાં જ્ઞાતિ હીતના સમાચાર તથા પીરાણા પંથીઓ તરફથી થતી કનડગત સમાજની ઓફીસે ખબરો જણાવવા ને તે ખબરો સત્ય હોવા જોઈએ સમાજના જુદા જુદા ગામના પ્રચારકો જે જ્ઞાતિને ઉન્નતિના માર્ગે લાવવા જે પ્રયાસો કરી રહ્યા છે તે પ્રયાસો પ્રભુ સફળ કરતા જાય છે.

**વાંચો..............અને...........વંચાવો....**

**મંત્રી, શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ**

ૐ

**તા.ક. સત્યનો વિજય.**

**ગઢસીસા :** આ ગામમાં ઘણા વરસો થયા સનાતન ધર્મ વાલા તથા પીરાણા પંથીઓ વચ્ચે જે કેસો ચાલી રહ્યા

હતા તે કેશો લડી લડી છેલ્લી હાઈકોર્ટ ઉપર પણ લાંબો વખત થયા તે કેશ ચાલી રહ્યો તો તે સાંભળવામાં આવેલું છે જે હાઈકોર્ટ સનાતન ધર્મ વાલાને તેના તરફેણમાં કરી આપેલ છે. ને તેના ઉપર પીરાણા પંથીઓએ અપીલ દાખલ કરતાં તે અપીલ હાઈકોર્ટે પકડેલ નથી એવા સમાચાર સાંપડેલ છે ને સનાતન ધર્મનો વિજય થયો છે. કચ્છ રાજ્યની છેલ્લામાં છેલ્લી કોર્ટ પીરાણા પંથીઓ લડી ચુક્યા તેમાં પણ તે વિજય થયો નથી તો હવે નાતના પૈસા વેડફતાં અટકે.

**મંત્રી**

**શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ**

**વાંચો..............અને...........વંચાવો....**



## શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ પત્રિકા

**નંબર ૧૧**

**તા. ૨-૧૦-૪૬, આસો સુદ ૭ બુધવાર ૨૦૦૩**

**પ્રકાશક હેડ ઓફિસ, નખત્રાણા કચ્છ**

## નવીન ખબરો

**દિલ્હી :** ભાદરવા માસમાં દિલ્હી વસતા પાટીદાર ભાઈઓની એક જાહેર સભા ભરવામાં આવેલ હતી ને પીરાણા પંથને તિલાંજલિ આપવાનો ઠરાવ પસાર કરવામાં આવેલો હતો ને તે જ વખતે કેટલાક ભાઈઓએ ગોળી ન પીવી એવી પ્રતિજ્ઞાઓ પણ કરેલ હતીને ૨૦થી ૨૫ ભાઈઓને યજ્ઞોપવિત ધારણ કરવા માટે સમારંભ ગોઠવવાની યોજના ઘડી કાઢવામાં આવેલ હતી. ને કાદીઆમાં નવું મંદિર બાંધવાને માટે ખરડાની શરૂઆત કરવાની ચર્ચા શરૂ કરવામાં આવેલી હતી.

**ખેડોઈ :** તા. ૧૯-૯-૪૬ના પત્રથી જણાવે છે જે લાલજીભાઈ ધનજી તરફથી શ્રી રામાયણનો પ્રચાર થાય તે માટે દોઢ માસ સુધી મંદિરમાં એક વિદ્વાન બ્રાહ્મણ રોકીને સનાતન ધર્મના પ્રચારની યોજના શરૂ કરવામાં આવી છે. ખેડોઈ તાલુકાના ગામે ગામમાં પરમ પૂજ્ય મહારાજશ્રી પ્રભુરામજી ફરીને હિન્દુ સનાતન ધર્મનું રહસ્ય સમજાવી રહેલ છે. ને તેમના પ્રચારની અસરથી ઘણા ભાઈઓ પીરાણા પંથને તિલાંજલિ આપી સુમાર્ગે વળી રહ્યા છે.

**પાંતીઆ :** આ ગામમાં ફક્ત ચાર ઘર વાળાઓ જ પીરાણા પંથ પાળે છે. બાકી આખું ગામ હિન્દુ સનાતન ધર્મ પાળી રહેલ છે ને મંદિરમાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની પાન મૂર્તિ પધરાવવામાં આવેલી છે.

**ખોંભડી :** આ ગામમાં જ્યારથી શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની મૂર્તિઓની સ્થાપના મંદિરમાં થઈ ત્યારથી કરી સનાતન ધર્મને ઉત્તેજન આપનાર ખોંભડી નિવાસી ગામના ગરાસીઆઓ તથા વેપારી વર્ગ તથા બીજા બધા હિન્દુ ભાઈઓ સુધારા પક્ષના ભાઈઓને સારામાં સારો સાથ આપી હિન્દુ ધર્મ કેમ ઊંચો આવે તેનો સારામાં સારો

કાર્યક્રમ ગોઠવવામાં આવેલો છે. ગામના છોકરાઓ સવારમાં પ્રભાત ફેરી તથા બપોર પછી સરઘસ કાઢી હિન્દુ ધર્મને વધુ સંગઠીત બનાવીને પીરાણા પંથ મુર્દાબાદ સનાતન ધર્મ જીંદાબાદ. પોતાના બુલંદ અવાજો કરી શેરીએ શેરીએ ફરીને સરઘસના રૂપમાં પ્રચાર કરી રહ્યા છે. આ પ્રચારની અસર હરીજન વર્ગમાં પડતાં તે ગામના હરિજન ભાઈઓ મુસ્લીમ ભાઈઓ સાથે ખાવા પીવાનો વહેવાર રાખતા તે સદંતર બંધ કર્યો છે અને અમે હિન્દુ છીએ એવું તેમને ભાન થતાં તેઓની સાથે માત્ર વહેવાર બંધ કરી નાખવામાં આવ્યો છે. એ રીતે હરિજન ભાઈઓને પોતાની જાતનું ભાન થતાં તે ગામના ગરાસીઆઓ તથા મહાજનો વગેરે ગ્રામ્યજનો મળી તેમને મીષ્ટાનનો એક ભગવત પ્રસાદ આપવામાં આવેલ હતો ખોંભડીના હરિજન ભાઇઓને પણ પોતે હિન્દુ છીએ એવું ભાન થતાં પીરાણાપંથી ભાઇઓ હવે આંખ ઉઘાડશો ખોભંડીના હરિજનભાઇઓના આ પગલાંની અસર કચ્છના હરીજન વર્ગમાં સારામાં સારી પાડી છે.

આથી દરેક સનાતની ભાઈઓને ખબર આપવામાં આવે છે જે આપણા સમાજના બંધારણની કલમ ૧૪ મુજબ જે ગામ દીઠ ધર્માદા પેદાશમાંથી સેંકડે દશ ટકાના હિસાબે નાણાં સમાજને ભરવાં તે મુજબ ચાલુ સાલની પેદાશમાંથી દરેક ભાઈઓએ સમાજ ફંડ કાઢેલ હશે જે ભાઈઓએ ન કાઢેલ હોય તો તે તરત વસુલ કરીને કારતક સુદ ૧૫ પહેલાં સમાજના ખજાનચીને પહોંચતાં કરવા ને **સમાજના જનરલ ફંડને ઉત્તેજન આપવું જોઈએ** વિશેષમાં થોડા દિવસ બાદ ટપાલ મારફતે માહિતી પત્રકો સનાતની ગણતરી માટે મોકલાવવામાં આવશે તેમાં નિયમ અનુસાર ઘરના આગેવાનનું નામ તથા ઘરમાં જણ સંખ્યા જેટલી હોય તે ભરીને પાછાં તરત સમાજની ઓફીસે મોકલાવી આપવા મહેરબાની કરશો.

શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજની સંસ્થાના ઉદ્દેશને વધુ વેગવાન બનાવવા માટે બરોડાથી પંડીત આનંદપ્રિયજી એ જગદીશચંદ્ર નામના એક પ્રચારકને સમાજની ઓફીસે મોકલાવેલા છે.

**શ્રી જગદીશ ચંદ્રજીનું નિવેદન**

ૐ તત્સત પરમાત્મને નમઃ સર્વવ્યાપક પરમાત્માને અમારા નમસ્કાર (પાટીદાર જ્ઞાતિનાં શુભ ચિંતવનાર્થે લેખ)

ગુજરાત (ગુજરાતી ભાષા બોલાય તે વિભાગ)માં કડવા પાટીદાર કચ્છ, અમદાવાદ અને સુરત જીલ્લામાં પુષ્કળ વસ્તી સમૂહમાં છે. એ સમૂહ થવાને માટે શુભ પ્રયાસોની શરૂઆત થઈ છે. છતાં શુદ્ધ સનાતન હિન્દુ ધર્મ રહિત થયેલા જ્ઞાતિજનો પુનઃ પોતાના અસલ સત્ય સ્વરૂપમાં પોતાની જાતને ઓળખતાં થઈ જવાની ખાસ જરૂર છે. કડવા પાટીદાર સમાજનું સાચું એક સંગઠન સ્વરૂપ ત્યારે જ બને કે જ્યારે પોતાના હિન્દુ સનાતન ધર્મના વિસ્તૃત સિદ્ધાંતોનો સુંદર અભ્યાસ કરે અને પોતાના જીવનનું વર્તન પણ એ માર્ગે વાળી શકે તો તો ગુજરાતમાં એક મહાન વર્ગ તેજસ્વી બની અગ્રસ્થાને આવે મારા એક પ્રત્યક્ષ નિહાળેલા અનુભવથી જણાવી શકે સુરત જિલ્લામાં પાટીદાર વર્ગમાં મતીઆ કણબી નામે ઓળખાતા ૯૦ ટકા ઉપરાંત પાટીદાર વસ્તીએ હિન્દુ સનાતન ધર્મ કે વૈદિક સનાતન ધર્મને અપનાવી પોતાની જાતિને શુદ્ધિ ધારા પવિત્ર સનાતન ધર્મના પ્રવાહમાં વહેણ ચુસ્ત રીતે ચાલુ કરી દીધું છે આજે તેઓની સાથે બીજો પાટીદાર (કણબી) સમૂહ ખાનપાનનાદિ તેમજ લગ્નાદિ વ્યવહારથી નજીક આવતો જાય છે અને એક વિશાળ સમુદાયમાં ભળતો જઈ પરસ્પર આનંદ મ્હાણી રહ્યો છે. જ્યારે કચ્છ પ્રદેશના

## ૨૪. સનાતન સમાજ પત્રિકાઓ

સમસ્ત પાટીદાર સમુહ એક શુદ્ધ સનાતન હિન્દુ ધર્મના છત્ર છાંયા નીચે એકત્ર થઈ આનંદ માણી શકતો નથી. હજી ટંટાઓ ઉપસ્થિત કરી કોર્ટ દરબારમાં હજારો કોરીનો ખરચ કરી રહ્યા છે. જ્યારે સુરત જીલ્લો અદભિર્ગા ત્રાણી શુદ્ધયતિ મનઃ સત્યેન શુદ્ધયતિ વિદ્યા તપોભ્યં બુદ્ધિ જ્ઞાનેન શુદ્ધયતિ મનઃ શરીર પાણી વડે શુદ્ધ કરવું મન અન્નથી શુદ્ધ કરવું વિદ્યા તપથી શુદ્ધ કરવી અને બુદ્ધિ જ્ઞાનથી શુદ્ધ કરવી એ રીતે પોતાની આત્મ શુદ્ધિના માર્ગે ક્યારનો પુરૂષાર્થ કર્મ કરી રહ્યો છે. પાટીદાર સમાજ આ બાબત પોતાની સેવા પોતાના જાતિ ભાઈઓ માટે તેમજ પોતાના જાતિ ભાઈઓ પીરાણા સતપંથીઓમાં પોતાની સેવા અર્પવા પુરૂષાર્થ કરી રહ્યો છે તે એક પ્રસંશનીય છે. તેથી આ પત્રિકામાં કચ્છના સમસ્ત પાટીદારોમાં સત્ય સ્વરૂપનું મેં પીછાનવા લેખ માળા શરૂ કરી છે. પીરાણા સતપંથ નામે ઓળખાતા સંપ્રદાયમાં શુદ્ધ ગાયત્રી શબ્દનો ઉચ્ચાર ન જાણવાને લીધે ગાવંત્રી શબ્દ ઉચ્ચારાયેલો છે. તેથી શુદ્ધ ગાયત્રી મંત્ર તેમાં ભાવાર્થ સાથે નીચે પ્રમાણે સમજાવ્યો છે. ૐ ભૂર્ભુવઃ સ્વઃ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યોનઃ પ્રચોદયાત્ ઉપરનો ગાયત્રી મંત્ર છે જેને સાવિષ પણ કહે છે અને જ્યારે ઉપવિત સંસ્કાર કરાવવામાં આવે છે ત્યારે એ મંત્રનો આચાર્ય પંડિત વગેરે શિષ્યોને ઉપદેશ કરે છે. "ગાયત્રીનો મંત્ર હે સંપૂર્ણ જગતના પોષણકર્તા પરમાત્માએ સત્ય (કે જેનું મુખ સોનાના પત્રથી ઢકાયેલું છે એવા) ધર્મના દર્શન માટે તમે એના ઉપરનું આવરણ દુર કરો કારણ કે એ સુવર્ણ વગેરે ધન સંપત્તિની લાલચમાં ફસાયેલું જગત પોતાના ઈશ્વરને ભુલી બેઠા છે અને એને લીધે જેની પાસે જ્ઞાન નથી એવા પુરૂષોના દાસ બનવાથી પૂજા કરવા લાગે છે તેથી એ આવરણને દૂર કરી સત્યની તરફ લઈ જાઓ ટુંકમાં ભાવાર્થ ત્રણે લોકના સ્વામી અમારામાં સદ્બુદ્ધિ પ્રેરો વિશેષ સ્પષ્ટતા જો કોઈ જયેષ્ઠ અને શ્રેષ્ઠતાને ઓળખે છે તે પોતાની જ્ઞાતિઓમાં શ્રેષ્ઠ હોય છે જો કોઈ વરિષ્ઠને જાણે છે તે પોતાની જ્ઞાતિમાં વરિષ્ઠ થાય છે જો પ્રતિષ્ઠાને ઓળખે તો પ્રતિષ્ઠીત થાય છે. જો આશ્રયપણાને ઓળખે છે તો આશ્રય સ્થાન બને છે. તેમ જો પ્રજા પતિને ઓળખે છે તો તે પ્રજાપતિને પામે છે તેટલા માટે જેની ભાવના શુદ્ધમય પવિત્ર મય છે તે તો શ્રેષ્ઠતા ઉત્તમ પદને પામે છે. યાદસી ભાવના તાદસી સિદ્ધિ જેવી ભાવના તેવી સિદ્ધિ મળશે. "અપૂર્ણ"

**નાગપુર :** તા. ૨૬-૦૯-૪૬ના પત્રથી નાગપુર પાટીદાર સમાજ જણાવે છે જે નાગપુર પાટીદાર સમાજની એક જનરલ સભા તા.૨૪-૯-૪૬ના રોજે મળેલ હતી ને તેમાં નાગપુર પાટીદાર સમાજની જ્ઞાતિમાં પડેલ પીરાણા સંબંધી જે ન છાજતી પ્રથાને નીંદી કાઢવામાં આવેલી હતી જેમાં લગભગ ૧૧ કાર્યકર ભાઈઓએ જુસ્સાદાર વિવેચનો કરેલ હતાં એ રીતે નાગપુર સમાજ સારામાં સારી પ્રગતિના પંથે વળી રહી છે. નાગપુરમાં કેટલાક રૂઢીચૂસ્ત પીરાણા પંથને વળગી રહેલા છે ને તેમને કોઈ ભાઈ પૂછે કે તમો આ શું કરી રહ્યા છો ? તો હિન્દુ ધર્મ પાળીએ છીએ એવો ખોટો દાંભિક જવાબ આપે છે. તો હવે આવા જાગૃતીના પંથે સર્વ પાટીદાર ભાઈઓ વળી રહ્યા છે. તો એવા નામચીંધ દાંભીક ભાઈઓ હવે ખોટો હઠાગ્રહ છોડે.

આથી દરેક વાંચક ભાઈઓને જણાવવાનું જે સમાજનો લીથો બગડી જવાથી આવતી પત્રિકા કદાચ સમયસર પ્રગટ ન થઈ શકે તો દર ગુજર કરશો. અસ્તુ.

**વાંચો..............અને............વંચાવો....**

**મંત્રી**

**શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ**

